બહુ જ ઓછો સંબંધ રાખે છે. મોટા કસ્બાઓમાં મહિલા પુસ્તકાલયો છે, ત્યાં થોડી સ્ત્રીઓ ભાગ લે છે, પણ ગામડાંઓમાં તો નામની જ સ્ત્રીઓ ભાગ લે છે. સબબ સ્ત્રીઓ માટે એકાદ બે દિવસ ખલાહીદા રાખી મોટી ઉંમરની સ્ત્રીઓને પ્રૌઢશિક્ષણથી શરૂઆત કરી વાચનનો શોખ લગાડવો જોઈએ. આ કામ શાળા ખાતાએ કરવું કે પુસ્તકાલય ખાતાએ કરવું તે મહત્ત્વનો પ્રશ્ન નથી; પણ આવા અખતરા પુસ્તકાલયના મકાનમાં જ થવા યોગ્ય લાગે છે.

સ્ત્રીઓ સાથે કુદરતી રીતે જ નાનાં બાળકો આવવાનાં. એટલે બાળવિભાગ પણ સુંદર રીતે ખીલવી શકાશે. વિલાયતમાં વુડ સાહેબે હાલ જે પ્રવૃત્તિ દાખલ કરવા જે સૂચન કર્યું છે તે આજ પ્રકારનું છે, જેમાં સ્ત્રીઓ અને બાળકોનો સંબંધ હોય છે. સ્ત્રીઓને એવી કેળવણી આપવી કે તેઓ પોતાનાં બાળકોને શાસ્ત્રીય રીતે ઉછેરતાં શીખે. અને છોકરાઓ એવી રીતે પ્રવૃત્તિ કરે કે તેઓ કેળવણીના જ પંથે વિકસે. આ બધી તજવીજ શાળા ખાતા તરફથી ચાલુ છે, અને આ બદલનું મુખ્ય સ્થાન પુસ્તકાલય જ ગણવામાં આવેલું છે.

દરેક પુસ્તકાલયે મોટા ઇસમો માટે જ પુસ્તકો પસંદ ન કરતાં પુરુષો, સ્ત્રીઓ, બાળકો, વિદ્વાન અને સામાન્ય વગેરે દરેક કોટીના ઇસમો માટે પસંદ કરવાં જોઇએ. આમાં બાળકો કેટલીક વખત ભૂલી જ જવાય છે. તો તેમ થવું ન જોઇએ. બાળકો ભવિષ્યના નાગરિકો છે. તેમને નાનપણથી જ વાંચવાનો શોખ લગાડવામાં આવશે તો તેઓ આગળ જતાં બહુ ઉપયોગી નાગરિકો થશે. સદ્‌ભાગ્યે, હાલ બાળસાહિત્યની વૃદ્ધિ ઘણી થઇ છે. સબબ દરેક પુસ્તકાલયે આ માટે પોતાના બજેટમાં નિદાન ૨૬ ટકા જેટલી રકમ રાખવા ભલામણ છે.

પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિને અહીંઆં સારો વેગ મળેલો હોઇ આ દિશામાં ઠીક કામ થયું છે. પુસ્તકાલયમાં જ આ કામ ચાલુ રહે તો લોકોને વિશેષ ફાયદો થવાનો સંભવ છે.

પુસ્તકાલયોએ આવી અનેક પ્રવૃત્તિઓ કરવાની જરૂર છે. કાર્યવાહકો પ્રજામાંથી મેળવવાના છે અને લોકોએ પણ આ કામ પોતાનું જ છે એમ સમજી વખત અનુસાર ફાળો આપવો જોઈએ. ગામમાં ભણેલી સ્ત્રીઓ અઠવાડિયામાં વારાફરતી સ્ત્રીપ્રૌઢશિક્ષણનું કામ આપે, કોઇ બાળઉછેરનું જ્ઞાન આપે. પુરુષોમાં પણ આવી જ રીતે વિવિધ પ્રવૃત્તિઓ ઉપાડનારા મળે તો કોઇ એક ઇસમ ઉપર ભાર ન પડતાં આ પ્રવૃત્તિનું કામ વધુ સંગીન બનતું જાય.

પુસ્તકાલયોમાં કરકસર માટે મારે એક સૂચના કરવાની છે. ગામમાં એકાદ વાચક માટે પુસ્તકાલયે પુસ્તકો અગર પેપર મંગાવવાનું રાખવું નહિ. ગામમાં એક જ અંગ્રેજી ભણેલો હોય તેના માટે અંગ્રેજી પેપર મંગાવવાની જરૂર નથી. એક જ જાતનાં અનેક વર્તમાનપત્રો મંગાવવાની જરૂર નથી. પુસ્તકોમાં પણ ગમે તેવા પ્રકારનું સાહિત્ય પસંદ ન કરતાં કાયમી સ્વરૂપનાં પુસ્તકો પસંદ કરવાનું રાખવું.

પુસ્તકાલયો એ લોકહિતની સંસ્થાઓ છે. કાર્યવાહકોએ બહુ જ પ્રમાણિકપણે કામ કરવાની જરૂર છે. અપ્રમાણિકતાના પણ કેટલાક દાખલાઓ છે. તે જો કે થોડા છે, પણ તે એબ લગાડનારા કહેવાય. સબબ આ પ્રવૃત્તિમાં કામ કરતા દરેક ભાઇઓને વિનંતિ છે કે તેમણે નિખાલસ, પ્રમાણિક અને કર્તવ્યશીલ થવું.

પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઈ સાહેબને કાયમ કરેલા જાણી આનંદ થાય છે, અને તેમને તે બદલ હું મુબારકબાદી આપું છું.

પુસ્તકાલય સંબંધે ઘણું કહેવા જેવું અને કરવા જેવું છે, પણ જેમ જેમ આપણે કરતા જઈશું તેમ તેમ કહેવું ઠીક પડશે. અને આપણને તેના ઉપાયો પણ વખત જતાં સૂઝશે. એટલે આપને વધારે વખત રાહ ન જોવડાવતાં મારું ભાષણ પૂરું કરું છું. આપે બધાએ ધ્યાન દઈને મારું ભાષણ સાંભળ્યું છે તે બદલ આપનો આભાર માનું છું.

બાદ મહાલ મંડળના મંત્રીએ નિવેદન રજૂ કર્યું હતું.

ત્યાર પછી આ પરિષદ અંગે ખાસ ગોઠવવામાં આવેલ પ્રદર્શનની ઉદ્‌ઘાટનવિધિ તેમજ પુસ્તકાલય માટે ખાસ મુકરર કરવામાં આવેલા ઓરડાનો ઉદ્‌ઘાટનવિધિ શ્રી. ઉમેદભાઈ પટેલે તેમજ કરણનગરવાળા શ્રી. અંબાલાલ પટેલે કરી હતી.

પ્રદર્શનમાં બાળકારીગરીના તેમજ રંગોળીના સુંદર નમૂનાઓ રજૂ કરવામાં આવ્યા હતા. તેમાં પણ બાળકોનું માટીકામ ખાસ આકર્ષક હતું. આ બધા પાછળ ત્યાંના શિક્ષક શ્રી. મણિભાઈ પટેલની મહેનત ખાસ દીસી આવતી હતી. અને એક સારા શિક્ષકથી ગામને કેટલો ફાયદો થઈ શકે તેનો સરસ પુરાવો મળતો હતો.

ત્યાર બાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના આ મહાલમાં થનાર શુભાગમન પ્રસંગે આ મહાલ મંડળ તેઓશ્રીનું દીર્ઘાયુ ઇચ્છે છે. —પ્રમુખસ્થાનેથી.

**ઠરાવ ૨**—કડી શહેરના વતની અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યવાહક મે. રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઈ સા. ની લોકજ્ઞ પ્રધાનતરીકે થયેલી નિમણૂંકમાટે આ પરિષદ તેઓશ્રીને અભિનંદન પાઠવે છે.
[ દ. મૂ. : જયંતિલાલ ન. ભટ્ટ–કોસવા અ. આ. : શંકરલાલ કે.–ભાલડી ]

**ઠરાવ ૩**–કડી મહાલ પુસ્તકાલય પરિષદ્‌નાં આ અગાઉ મળેલાં ત્રણ અધિવેશનના પ્રમુખપદે રહી, શ્રીયુત ચુનીલાલ મગનલાલ દેસાઈ સાહેબે આ મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે જે સેવાઓ આપી છે તે બદલ આ પરિષદ્ તેઓશ્રીનો આભાર માની, તેઓશ્રીને દીર્ઘાયુ ઇચ્છે છે.
[દ. મૂ. : કેશવલાલ ના. બારોટ–હેડિસણ અ. આ. : લાલશંકર લ. દવે–ખોકાસણ]

**ઠરાવ ૪**—મે. રા. રા. ઉમેદભાઈ મોતીભાઈ પટેલ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબની કામની કદર કરી તેમને આ હોદ્દાએ નામદાર સરકારે કાયમ કર્યાં છે તે બદલ આ પરિષદ્ તેઓશ્રીને અભિનંદન આપે છે. અને તેઓ અત્યાર સુધી જે નિખાલસતાથી કામ કરે છે તે રીતે કરશે તેવી આશા છે.
[દ. મૂ. : વિજયશંકર જે. ત્રિવેદી કડી ચંથપાલ. અ. આ. : નાનાલાલ કા. રાવલ ]

**ઠરાવ ૫**—આ પરિષદ્ માને છે કે દરમાસે જૂથમંડળની સભા ભરવી એટલું કામ હોતું નથી. એટલે ત્રણ માસે ભરવાનું ધોરણ જ બરાબર છે. તે માટે ઘટિત થવા યોગ્ય તજવીજ કરવી.
[દ. મૂ. : નર્મદાશંકર દા. દવે–લ્હોર અ. આ. રમણલાલ બા. જોશી–જાસલપુર]

**ઠરાવ ૬**—આ સભા માને છે કે, જૂથ મંડળના મંત્રીઓને મહેનતાણું આપવું જ જોઈએ. બધાં જૂથ મંડળો સરખી લાયકાતનાં હોવાં નથી. તેથી બજેટ, જૂથમાં આવેલાં પુસ્તકાલયો અને બજેટની રકમ ઉપર વિચાર કરી દરેક જૂથમંડળના મંત્રીઓને વાર્ષિક મહેનતાણું મંજૂર થાય એવી ખાતાના વડાને ભલામણ કરવામાં આવે છે.
[દ. મૂ. : કાંતિલાલ એ. શાહ–લુણાસણ અ. આ. : માધવલાલ ર. પટેલ–સેદરડી]

ઠરાવ ૭—પુસ્તકાલય સ. સ. મંડળ તરફથી જે પુસ્તકો આવે છે તે દરેક પુસ્તકાલયવાર આવે છે. આથી ઘણી અડચણો પડે છે. દૂર પલ્લાનાં ગામોને ડેમરેજ ભરવું પડે છે. આવી ઘણી ઘણી અડચણો પડતી હોવાથી નીચેનાં જૂથ ઠરાવ્યા પ્રમાણે પુસ્તકો મોકલવા દાખલો રહેવા તેમ જૂથમંડળનાં પુસ્તકાલયોને જે પુસ્તકો મોકલવાનાં હોય તે એકજ વખતે મોકલી ખર્ચનો બચાવ કરવા ઠરાવવામાં આવે છે:—

(૧). કડી જૂથ:—(૧) કડી સેન્ટર, (૨) વાસજ સેન્ટર, (૩) બોરજના ડોદા સેન્ટર, (૪)થોળ સેન્ટર, (૫) અગોલ સેન્ટર, (૬) ડરણ સેન્ટર, (૭) કલ્યાણપુરા સેન્ટર, (૮) કંડ સેન્ટર, (૯) ચારોલ સેન્ટર, (૧૦) જાસલપુર સેન્ટર, (૧૧) મેડા આદરજ સેન્ટર, (૧૨) ખાવડ સેન્ટર, (૧૩) વિડજ સેન્ટર, (૧૪) સૂરજ સેન્ટર. (૨). ડાંગરવા જૂથ:—(૧) ડાંગરવા સેન્ટર, (૨) રાજપુર સેન્ટર, (૩) વડુ સેન્ટર, (૪) નંદાસણ સેન્ટર. (૩). ઝુલાસણ જૂથ:—ઝુલાસણ સેન્ટર. (૪). દેઉસણા જૂથ:—દેઉસણા સેન્ટર.

[દ. મૂ. : સોમાભાઇ જી. પટેલ ઇદ્રાડ અ. આ. : વિઠ્ઠલભાઇ લા. બારોટ-ધરાણા]

ઠરાવ ૮—ઉઠી ગયેલાં બાળકોમાં વાચનનો ખૂબ પ્રચાર વધારવા સારુ તેમની યાદીઓ બનાવી પુસ્તકાલયમાં કાયમ રાખવી. અને પુસ્તકો વિશેષ વંચાય તે બદલ પ્રયત્ન કરવો.

[દ. મૂ. : ગિરિજાશંકર મો. ત્રિવેદી કડી મ. શાળાધિકારી
અ. આ. : પુંજાભાઇ બા. પટેલ બોરીસણા સા. પુ. પ્રતિનિધિ]

ઠરાવ ૯—આ પરિષદ્‌ના વરાયેલા પ્રમુખ, મે. રા. રા. માલસે સાહેબ આજે તબિયત નરમ હોવાથી હાજર રહી શકયા નથી. પણ ઉત્તમ પ્રકારનું પ્રેરક ભાષણ લખી મોકલી, સેવા બજાવી છે તે બદલ તેઓશ્રીને અભિનંદન આપવામાં આવે છે.

[દ. મૂ. : નાથાલાલ પ્ર. પટેલ મુખી બોરીસણા
અ. આ. : કેશવલાલ જે. પટેલ સ્વાગતપ્રમુખ]

ઠરાવ ૧૦—બોરીસણા ગામ તદ્દન નાની વસ્તીનું હોવા છતાં પુસ્તકાલય પરિષદ્ ભારી જે ભાવભીનું સ્વાગત કર્યું છે અને પરિષદનું કાર્ય સારી રીતે પાર પાડવામાં જે મદદ કરી છે તે બદલ આ ગામનો પરિષદ્ આભાર માને છે.

[દ. મૂ. : મફતલાલ ર. દવે મંત્રી કડી મ. પુ. મં. અ. આ. : સીતારામ સો. શુકલ ]

ઠરાવ ૧૧—પાંચમી પરિષદ્ કંડ ગામે ભરવા દાનવીર રા. પટેલ અંબાલાલની માગણી આવવાથી ગ્રાહ્ય રાખવામાં આવે છે.

[દ. મૂ. : અંબાલાલ પટેલ-કંડ અ. આ. : વિઠ્ઠલદાસ મા. પંચોલી-ઝુલાસણ]

ઠરાવ ૧૨—સમાજશિક્ષક બદલનો ઠરાવ શિક્ષકપરિષદમાં મૂકવા જેવો હોવાથી ત્યાં મૂકવો.

સર્વાનુમતે મંજૂર

બાદ ઉપસંહારમાં એ. પ્રમુખે જણાવ્યું કે, બજેટોમાં કાપકૂપ કરવા સંબંધે જે નિર્દેશ થયો છે તે બાબત એવું છે કે, ટકાવારીના ઠરેલા ધોરણ મુજબ બજેટો બનતાં નહિ હોવાથી તેમજ ઘણાં ગામડાંની માગણી વધવાથી અને ખર્ચવાની રકમમાં ઉત્તરોત્તર ઘટાડો થતો હોવાથી અનિવાર્યપણે બજેટોમાં અમારે ફેરફાર કરવો પડે છે. બજેટ ફેરફારીમાં આ સિવાય અન્ય કંઇ હેતુ નથી. આગળ ચાલતાં તેમણે ભણીને ઊઠી ગયેલાં તેમ જ પ્રૌઢોમાં વાચનપ્રચાર કરવાની અગત્ય સમજાવી હતી. અને લોકમદદનો પ્રશ્ન સરળ કરવા માટે બાળકોમાં વાચનપ્રચાર વધુ વેગવાન બનાવવા જણાવી બાળકોના વાલીઓનો આ કાર્યમાં સહકાર મેળવવા જણાવ્યું હતું. છેલ્લે શિક્ષકોની પુસ્તકાલયપ્રવૃત્તિ પરત્વેની કામગીરી માટે સંતોષ માન્યો હતો. બાદ અધિવેશનની પૂર્ણાહુતિ થઈ હતી.

---




૧. દુર્ગા—ભા. કર્તા: શ્રી. બચુભાઈ શુકલ; પ્રકાશકઃ આર. આર. શેઠની કુંપની કેશવ બાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૮+૨૭૦; સચિત્ર ત્રિરંગી આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

બંગાળી નવલકથાકાર શ્રી. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની 'અરક્ષણીયા' નામની બંગાળી નવલકથાનું આ ભાષાન્તર છે. આમાં ત્રણ નવલકથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે સાનદા, નવવિધાન અને હેમાંગિની. એ ત્રણે નવલકથાઓદ્વારા બંગાળી સમાજની ખુબીએ તથા ત્રુટિઓ, ખૂબ ઝીણવટથી શરદ્‌બાબુએ વર્ણવી છે. એમનાં વર્ણનો ઝીણવટભરેલાં રસમય અને તદ્દન સામાન્ય નજરે જોઈ શકાય એવાં વ્યવહારૂ હોય છે. એમાં વ્યકિતત્વ તરફ નજર ઘણીજ ઓછી હોય છે. પાત્રાલેખન તરફ ખપપૂરતીજ દૃષ્ટિ હોય છે. બાકી સમાજરચના અને બંગાળીઓના સંસારનું આબેહૂબ વર્ણન બહુ અસરકારક રીતે કરે હોય છે. આ વાર્તા ઘણી કરુણ તથા બંગાળી સંસારનું શુદ્ધ સ્વરૂપ ખડું કરે છે.

બીજી વાર્તામાં શૈલેશ્વર ઘોષાલ કલકત્તાની કૉલેજના અધ્યાપકની પત્ની મરણ પામત એક છોકરો હોવા છતાં પરણવા તૈયાર થાય છે. પરંતુ એની પહેલી પત્ની જીવતી હોવાથી તેને બોલાવવા સલાહ આપી. તેણે આવી ઘરનું રૂપ ફેરવી નાખ્યું. સુધરેલું તંત્ર બદલી ધાર્મિક વાતાવરણ ઊભું કરવા યત્ન કર્યો અને સાવકા પુત્રને પોતાના તરીકે તેડાવવા શરૂઆત કરી. પરંતુ શૈલેશની બહેનથી એ સહન થયું નહિ અને પોતાના પતિથી ઉપરવટ થઇ ભાઇને ઉશ્કેરી ભાભીની વિરૂદ્ધ ભંભેર્યો. આખરે ભાભી પિયેર પોતાના ભાઇને ત્યાં જઇ રહી. અને છેક છેલ્લી ઘડીએ જ્યારે શૈલેશે જાતે પોતાની રહેણી ફેરવી ત્યારે આવી ઘર સંભાળી લીધું.

ત્રીજામાં જેઠાણીના ભાઇની સ્થિતિથી દ્રવિત થઇ તેને માતા તરીકે સ્નેહ કરતાં જેઠાણી તથા જેઠનો ક્રોધ વહોરી લીધો છતાં સ્વાભાવિક રીતેજ દુઃખિયાની વ્હારે ધાવા જતાં પતિનો ક્રોધ પણ વહોરી લીધો અને જ્યારે તેણે કેષ્ટોને પોતાને ઘેર આવવાની મના કરાવી ત્યાં પોતે ઘર છોડી ચાલી જવા તૈયાર થઇ અને ત્યારે પતિને માફી માગી કેષ્ટોને છોકરા તરીકે પાળવાનું વચન આપવું પડયું અને ઓરતનો વિજય થયો. પોતાની સાવકી બહેન કેટલી નિર્દય થઇ શકે છે અને બીજાં કોઈ દયા ખાઇ તેનું દુઃખ ઓછું કરે તો બહેન તેને કેવી રીતે ઉતારી પાડે છે અને તેને ઠપકો અપાવે છે તે આ હેમાંગિની અને કાદમ્બિનીનાં પાત્રો તાદૃશ દેખાડે છે. કેષ્ટો પાસે માર મારી વધારેમાં વધારે કામ કરાવી બહેન બનેવી પૂરૂં સુખે ખાવા પણ દેતાં નથી અને આખરે ભાઇ ભાભીની ઉપરવટ થઇ વિપિન કેષ્ટોને પોતાના છોકરા માફક ઘરમાં તેડી લાવે છે. એ રીતે પોતાની સ્રીની મક્કમતાથી વિપિન ભાઇભાભીનો ડર નેવે મૂકે છે.

ત્રણે વાર્તા વાંચવા લાયક અને બંગાળી સંસારનું આબેહૂબ ચિત્ર રજૂ કરનારી છે. વાંચતાં કંટાળો આવતો નથી પરંતુ જલદી પૂરી કરવા ઇંતેજારી વધે છે. કાગળ, છપાઇ, બાંધણી, વગેરે સારાં છે. બંગાળ બહાર થતાં આવાં ભાષાંતરોથી બંગાળાની સ્થિતિ અન્ય પ્રાંતોમાં અસરકારક રીતે સમજાઇ જાય છે અને એવાં વર્તનથી બચવા પ્રયત્ન કરવા અન્ય પ્રાંતોની પ્રજા પ્રેરાય છે. પુસ્તકાલયો ખરીદે અને પ્રચાર કરે.

**૨. જીવનનું ઝેર**—લેખક : શ્રી. હરજીવન સોમૈયા; પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, પો. બો. નં. ૭૩; અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૬+૩૫૧; સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૦-૦.

ભારતી પ્રકાશનનું આ ૮૧ મું પુસ્તક છે. એ રોમના પ્રખ્યાત નિર્દય શહેનશાહ નીરો અને એની એટલી જ કડક માતા એગ્રેપિના સંબંધી માહિતી પૂરી પાડનારી આ એક મૌલિક નવલકથા છે. કેવા સંજોગોમાં અને શા ઉપરથી આ નવલકથા લખાઈ તે પ્રસ્તાવનામાં લેખકે જણાવ્યું છે.

રોમનો પ્રખ્યાત બાદશાહ નીરો હત્યારા તથા જુલમી રાજા તરીકે બહુ જાણીતો થએલો છે. એનું બધું માન એની માતા એગ્રેપિનાને ઘટે છે. માતા પણ એટલી જ કડક હતી. નીરો રાજા થયો ત્યારે સત્તા તો બધી માતા જ ભોગવતી અને જે કોઇ એની સામે થતું તેનું કોઇ રીતે એ કાસળ કાઢી નાખતી. આખરે નીરોને હાથે એ દેશપાર થઇ, એણે બંડ ઉઠાવ્યું, સૌને ઇજિપ્તથી એને પાછી લાવવી પડીઃ પરંતુ નીરોએ કરેલી ગોઠવણ પ્રમાણે એનું વહાણ ડૂબી ગયું. પ્રજાએ અસહ્ય અત્યાચારોથી કંટાળી બળવો કર્યો. નીરો નાસી ગયો પરંતુ એક ગુલામે એને પકડી રાજ્યને સોંપી દીધો અને એ પ્રમાણે એનો અંત આવ્યો. આખી વાર્તા કમકમાટી ઉપજાવે એવી છે. મુખ્ય પાત્રો તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે, છતાં પણ એગ્રેપિનાની જોહુકમી જતાં સત્તા અદશ્ય થઈ અને એને પ્રજા તરફથી રાજ્ય સામે બંડ ઉઠાવવું પડયું અને આખરે પુત્રના કાવતરાથી જીવ ખોવો પડયો. નીરોને પણ 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' તે માફક રાજ્ય છોડી નાસવું પડયું અને આખરે ફાંસીએ ચડવું પડયું. 'કર તે જો' એ સૂત્ર આ નવલકથામાં સ્પષ્ટ સમજાય છે. નીરોના સમયમાં પ્રજાની સ્થિતિ કેવી હતી તે સરસ રીતે સમજાય છે.

પુસ્તકની ભાષા, શૈલી, કાગળ, છપાઈ, બંધામણી વગેરે સુંદર છે. નવલકથાના શોખીનો તો એને ઉત્તેજન આપશે.

**૩. સંભાવિત સુંદરલાલ**—અનુવાદકઃ શ્રી. રત્નમણિરાવ ભીમરાવ, પ્રકાશકઃ ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી, પેરેડાઇઝ, શાહીબાગ, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૫+૩+૧૪૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૪-૦

જેમ્સ બેરીના 'એડમિરેબલ ક્રાઇટન' ('Admirable Crichton') એ નામની કૃતિનું ગુજરાતીમાં રૂપાંતર છે. નાટકોનાં પાત્રોમાં તો એક ઠાકોરનું કુટુંબ અને તેના નોકરો છે. અભિમાનને લીધે બધાથી અલગ રહેનારા ઠાકોર અને તેની પુત્રીઓ નોકરો સાથે સફરે જાય છે; ત્યાં કુટુમ્બીઓ તરીકે રહે છે અને એક ટાપુ પર ફસાઇ પડતાં ત્યાં અક્કો જમાવે છે અને પોતાના મનોરથ પ્રમાણે બધા ઉચ્ચ નીચનો ભેદ ભૂલી બધાં વર્તે છે અને ઠાકોરની

પુત્રી રસોઇયા જોડે પરણવા તૈયાર થાય છે. મદદ મળતાં છૂટા થવાથી મુંબાઇ પાછાં ફરી પોતાના ધારેલા પતિ સાથે મોટી પુત્રી પરણી જાય છે. આમાં ઠાકોરોનું માનસ આબેહૂબ ચીતર્યું છે. ઠકરાતોમાં માનો કોરડો કેવો બજે છે અને માતા પુત્રને પોતાના અંકુશમાં રાખવા કર્વા બેહૂદાં પગલાં લે છે તે આમાં વર્ણવ્યું છે.

કાગળ, રૂપરંગ, છપાઇ, ભાષા, શૈલી વગેરે ઠીક છે. ઉત્તેજન મળશે. પુસ્તક રસમય અને બોધપ્રદ છે. પુસ્તકાલયો ખરીદે.

**ના. ચં. દીવાનજી**

**૪ થોડાંક ચિત્રદર્શનો**—લેખકઃ સીરતી, પ્રકાશકઃ મુહમ્મદ સુલયમાન ઇરહાક, બઝમે ઇકબાલ ઑફિસ, કોર; વાયા–સાયણ. પૃ. ૭૨; પૂઠું કાગળનું કિં. ૦–૫–૦; ૧૯૪૦

‘ આ બઝમે ઇકબાલ ’ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક છે. આમાં ઇસ્લામી વીરોનાં ૧૧ ટૂંકાં ચરિત્રો આપ્યાં છે.

આ ચરિત્રો ખરેખર પ્રેરણારૂપ છે. (૧) ઇબ્ને સમઊન, (૨) સૈયિદ અજલ, (૩) અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબયર, (૪) ઝરયાબઃ ઇન્દુલસનો એક કળાકાર, (૫) સઇદ ઇબ્ને જુબયર, (૬) ઝિયાદ બિન ઉમય્યા, (૭) ફૈયાઝ ફઝલ, (૮) ઉમ્મુખ ખયર–એક અરબની મશહૂર મહિલા, (૯) ઇમામ રબીઆ (૧૦) અબ્દુલ્લહા બિન હુઝાબા (૧૧) સઇદ ઇબ્ને આમિર.

આવાં ચરિત્રો અભ્યાસકો આગળ ધરવા માટે ભાઇ સીરતીને અભિનંદન.

**૫. મૌલાના મહમદઅલી**—મૂળ ઉર્દુના લેખકઃ મવ. અબ્દુલ મજિદ દર્યાબાદી સાહેબ. ઍડિટરઃ ‘ સચ ’. ભાષાંતરકારઃ ‘ ગરીબ ’; કિં. ૧–૪–૦ પૃ. ૧૬૭. પૂઠું કાર્ડ-બોર્ડની પટ્ટીવાળું; સચિત્ર.

અલિ બિરાદરોમાંના એક મૌલાના મહમદઅલી અસહકારયુગના ખાસ માનવંત ઇસ્લામી હતા. અલિભાઇઓની સેવા ગૂજરાતને અને હિંદને જેટલી મળી છે તેટલી સારી મળી છે.

મૂળ ઉર્દુનું આ ભાષાંતર થયું છે. ભાષાંતરકારે એમનો સુંદર પરિચય આપ્યો છે. પુસ્તક વાંચવા જેવું હોઇ પુસ્તકાલયોએ સવડે ખરીદવા જેવું ખરૂં.

આમાં ૧૯૧૧ થી ૧૯૩૦ સુધીનો પરિચય આપવામાં આવ્યો છે.

**૬. દર્શનિકા**—લેખકઃ અરદેશર ફરામજી ખબરદાર; પ્રકાશકઃ મગ્નેશ હ. શુકલ ૪૩, કલ્યાણ બિલ્ડિંગ, નં. ૧ કાંદાવાડો, ગીરગામ મુંબાઇ. ૪ પૃ. ૪૧૯. પૂઠું પાકું કિં. ૩–૦–૦ આવૃત્તિ ૨જી. ઈ. સ. ૧૯૪૦

કવિશ્રી ખબરદારની ફિલસૂફી સમજાવતી ‘ દર્શનિકા ’નું આ દ્વિતીય મુદ્રણ છે. ઇ. સ. ૧૯૨૯ માં પોતાની વહાલી પુત્રી તેમીનાના સ્મરણ–શોક ને મૂંઝવણ વખતે આ લખાએલું છે.

આમાં ૯ ખંડ છે. (૧) સૃષ્ટિની અસ્થિરતા (૨) મૃત્યુનું નૃત્ય (૩) જીવનનું ગાન (૪) વિકાસની વેદના (૫) ધર્મવાદનું ધુમ્મસ (૬) અનંત તત્ત્વની સાંકળી. (૭) વિશ્વ ચૈતન્યનો યોગ (૮) જીવનનું કર્તવ્ય (૯) સ્નેહનો વિશ્વધર્મ. પ્રત્યેક ખંડમાંથી કંઇક કંડિકાઓ વાંચીએ તો વિચારમુગ્ધ કરી નાખે તેવી છે. જેમકે—

**ખંડ ૧.**

ઉકળતા ઉષ્ણ લાવા સમી જીંદગી
ધગતી દઝવતી જોઇ દાઝું.
× × ×
પૃથ્વી પર પ્યાલું છે ઢાંકયું આકાશનું,
ખદબદી રહે મહીં સર્વ પ્રાણી;
પૃથ્વી કેરી રકાબી રહે ઘૂમતી,
સતત ફરતી રહે જેમ ઘાણી;
કોણ કરમાંહ્ય પ્યાલું રકાબી રહ્યાં,
તે ન મહીંથી શકે કોઇ જોઇ;
પ્યાલું ઉંચકાય નહિ કોઈ દિન ત્યાં થકી,
નહિ રકાબી છૂટે પલક કોઇ !

**ખંડ ૨.**

મૃત્યુ નહિ હોય તો માનવી જગતમાં
કેમ જાણે જીવનની અમીરી ?
મૃત્યુ વિણ કેમ સમજી શકે માનવી
જીવન ભરતી જગતની ફકીરી ?
× × ×
જન્મ છે જીવનનું દ્વાર એ એક, તો
મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું:
જન્મને જોઇને જો હું રીઝું સદા,
તો પછી મૃત્યુથી કેમ ખીજું ?

**ખંડ ૩.**

જીવનનું મૃલ્ય છે મૃત્યુની મહોરથી,
મૂલ્ય ત્યાં આવશે આપમેળે !
× × ×
સ્નેહ, સેવા અને શુદ્ધ સત્કર્મમાં
જીવનનું સત્ત્વ જગતે ઝગાટે;
કિરણ સરજે ન જો કિરણ બીજું જગે,
તો પડયું કિરણ એ વ્યર્થ ઝીલો;
જીવનનું ફળ જગે જો ન કંઇ ઊતર્યું,
જીવન જીવ્યું કશું એ પ્રમાણો ?

**ખંડ ૪.**

સુખ વિના પાપ નહિ, દુઃખ વિણ પુણ્ય નહિઃ
વિશ્વનું એજ ઊંડું ઉખાણું
દિવસ વિણ તાપના તીવ્ર વ્યાપાર ક્યાં ?
રાત્રિ વિણ ભવ્ય કયમ વિશ્વ માણ્યું ?
× × ×
દુઃખ દર્શન પછી થાય સર્જન સદાઃ
દુઃખ છે શક્તિની પરમ મૂર્તિ !

**ખંડ ૫.**

સ્વર્ગને નરક તો પૃથ્વી માંહિજ દીસે:
વસ્તુને જોવી કે જોવી છાયા !
સારું નરસું જીવન જગત જે નીરખે,
સ્વર્ગ ને નરકના તેજ પાયા !

'દ્રષ્ટા'

**૭. યૉર ડાએટ ઇન હેલ્થ એન્ડ ડિઝીઝ**—લેખક : હેરી બેન્જામીન, પ્રકાશક : હરિજન આશ્રમ–સાબરમતી, અમદાવાદ, મૂલ્ય ૦–૧૨–૦.

આ અંગ્રેજી ભાષાના પુસ્તકની ઉપયોગિતાનો ખ્યાલ તેની પાંચ આવૃત્તિ અને સંખ્યા પરથી આવી શકે છે. આમાં આદર્શ ખોરાક કેવો હોવો જોઇએ તથા અત્યારે વિવેકબુદ્ધિથી પોષણનો વિચાર કર્યા વગર કેવો ખોરાક માપ વગર લેઇ રહ્યા છીએ, ખોરાકની સાચી મિલાવટ કેવી હોવી જોઇએ તેનું વર્ણન સુંદર રીતે કરેલું છે. આપણે રોજ ખાતા ખોરાકના ગુણદોષ યથાર્થ સમજી કયો ખોરાક આપણને તંદુરસ્તીમાં તથા રોગાવસ્થામાં વધુ અનુકૂળ થઇ પડે તે તરફ ખાસ ધ્યાન દોરવ્યું છે. સસ્તી કિંમતે આ પુસ્તકનો પ્રચાર ગુજરાતી ભાષામાં કરવો ઇચ્છનીય છે.

**૮. નિસર્ગોપચાર**—લેખકઃ ડૉ. સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક, પ્રકાશકઃ ચિત્રશાળા પ્રેસ–પુના. કિંમત બાર આના.

શહેરી જીવનને લીધે કુદરતી નિયમોનું યથાર્થ પાલન થતું નથી, ખાનપાનમાં પણ

કૃત્રિમતા અને સેળભેળ થયો છે, જોઇતો વ્યાયામ મળતો નથી, વિહારમાં સ્વચ્છંદતા આવી છે ને ઊંઘમાં પણ અનિયમિતતા થઇ છે; જેથી આપણે રોગના ભોગ થઇ પડીએ છીએ. આ બધામાં યથાશક્ય ફેરફાર કરી લેવાથી તંદુરસ્તી જાળવવાનું સરળ થઇ પડશે.

એટલે આપણા આહારવિહારમાં જરૂરી પરિવર્તન થવું જોઇએ એ બતાવવા માટે આ પુસ્તક માર્ગદર્શક છે. સંગ્રહ સર્વોપયોગી છે, પરન્તુ તેમાં વસ્તુની ક્રમબદ્ધતાની થોડી ઊણપ છે તે બીજી આવૃત્તિમાં સુધારી લેવાશે એમ આશા રાખીએ.

**૯. નિસર્ગોપચાર-સર્વસંગ્રહ** ( ભાગ બીજો )—લેખકઃ રમણલાલ એન્જિનીઅર, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ; મૂલ્ય રૂા. ૨-૪-૦. ( ગ્રાહકને ૧-૮-૦. )

આરોગ્ય ગ્રંથાવલિનું આ ૧૭ મું પુષ્પ છે. કુદરતી ઉપચાર શું છે તે સમજાવવા સારો પ્રયત્ન કર્યો છે. કેટલીક ચિકિત્સાપદ્ધતિઓ ઉપર આક્ષેપ કર્યા છે.

લેખકે આયુર્વેદનો યથાર્થ અભ્યાસ કર્યા વગર તેનો મર્મ સમજાવવાના પ્રયત્નમાં કંઇક અન્યાય કર્યો છે. આયુર્વેદમાં એકલા ઔષધ ઉપર ભાર ન મૂકતાં આહાર ને વિહારનો ફેરફારને પણ આવશ્યક માન્યો છે. ઉપશયની વ્યાખ્યામાં ઔષધ, આહાર ને વિહારનો સુખાવહ ઉપયોગ બતાવ્યો છે. તેમાં તાત્કાલિક સુખ કરતાં સુખના અનુબન્ધને માન્ય રાખ્યું છે. ઉપરાંત લંઘનનો અર્થ વિસ્તારથી સમજાવ્યો છે. શરીરમાં લાઘવતા-હલકાપણું લાવે તે-વમન, વિરેચન, શોધનબસ્તિ, શિરોવિરેચન, તૃષા રોકવી, પવન તથા તડકાનું સેવન, પાચન ઔષધ, ઉપવાસ, વ્યાયામ એ દશને અંતર્ગત ગણ્યાં છે.

રોગીના બળને સાચવી રાખવા ખાસ આગ્રહ કર્યો છે ને તેજ સાચવેલું બળ રોગના બળનો સામનો કરી રોગનો નાશ કરવા સમર્થ છે.

બાકી ગ્રંથસંગ્રહ ઘણો ઉપયોગી ને દરેકે વાંચી મનન કરવા યોગ્ય છે.

હ. વૈદ્ય

**૧૦. સમિધ**—પ્રકાશકઃ " તણખા " કાર્યાલય, રાયપુર, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૦૪, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦, ૧૯૪૦.

આ પુસ્તકનું નામાભિધાન એની કંઇક ઓળખ આપે તેવું છે. આપણા શિષ્ટ અને ઉચ્ચ કોટિના લેખકોનાં વાર્તાવૃક્ષોમાંથી આ વાર્તાસમિધો સંગ્રાહકે એકઠાં કરી, પૂર્વના બ્રાહ્મણો જેમ યજ્ઞમાં તેનો ઉપયોગ કરતા તેમજ આ સમિધો વડે જ્ઞાન યજ્ઞના યજનાર્થે આ પુસ્તક પ્રકાશકોએ પ્રકટ કર્યું છે.

આપણા સિદ્ધહસ્ત લેખકોની કેટલીક સામાજિક વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહાય છે, તેમાં મુખ્યત્વે શ્રી. ધૂમકેતુ, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી. પનાલાલ પટેલ વગેરે અગ્રગણ્ય લેખકોની વાર્તાઓ આપવામાં આવી છે. પુસ્તકમાં સ્થળે સ્થળે અપાયેલી જાહેરખબરોની ભરમાર પુસ્તકનાં રૂપરંગને જરા બેડોળ બનાવી જાય છે. પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે.

**૧૧. તણખા**—લેખકઃ શ્રી. ધૂમકેતુ; પ્રકાશકઃ ગૂર્જરગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૬૦, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦.

જાણીતા નવલિકાકાર શ્રી. ધૂમકેતુ જે પુસ્તકથી વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યા તે આ " તણખા. " એની આ પાંચમી આવૃત્તિ છે. એમાંની વાર્તાઓ વિષે આજે લખવું એ સૂરજને ઓળખાવવા નીકળવા બરાબર છે. પરંતુ આ પુસ્તકની આ પાંચમી આવૃત્તિ જ એની લોકપ્રિયતા અને ઉત્તમતા પૂરવાર કરવા માટે બસ છે. એમાંની વાર્તાઓ વિષે અત્યાર

અગાઉ અનેકવાર લખાઇ ચૂકયું છે. શરૂભાગમાં લેખકે આપેલ વાર્તાકલાનો પરિચય વાર્તા-વિષયને ઓળખવા માટે એક કૂંચીરૂપ છે. જે પુસ્તકાલયોમાં આ પુસ્તક ન હોય તેઓ અવશ્ય પોતાને ત્યાં તે વસાવે.

**૧૨. શૌર્યનાં તેજ**—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી, પ્રકાશકઃ સ્ત્રીજીવન કાર્યાલય, ઝવેરીવાડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૯૦, પાકું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦.

શ્રી. મનુભાઈ જોધાણીની સોરઠી શૌર્યપ્રસંગો આલેખતી ૧૮ કથાઓ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. દરેક વાર્તા વાંચતાં વાચક કંઇ ને કંઈ વીરરસ અનુભવે છે. સોરઠ એ લોકસાહિત્યની ભૂમિ છે. ત્યાંના અનેક શૌર્યભર્યા પ્રસંગોને આજે આપણા રાયચુરા જેવા લોકસાહિત્યકારો પ્રસિદ્ધિમાં લાવતા જાય છે. એ દિશામાં ભાઇ મનુભાઇનો આ વાર્તાસંગ્રહ પણ આપણને એ ક્ષેત્રમાંનું વિશેષ સાહિત્ય આપે છે. આપણે ઇચ્છીએ ભાઇ મનુભાઇ આવું સોરઠી સાહિત્ય વધુ આપતા થાવ. પુસ્તકના શરૂભાગમાં પ્રો. અનંતરાય રાવળે લખેલા પરિચય વાર્તાઓનો ઠીક પરિચય આપે છે.

વીરરસ પ્રેમી વાંચકોને આ પુસ્તક ગમશે. પુસ્તક ગમશે. પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવે.

**૧૩. સારી રીતભાત** ( આવૃત્તિ પાંચમી )—લેખકઃ રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ, પ્રકાશક : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા. વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪, સચિત્ર સાદુ પૂઠું મૂલ્ય ૦-૪-૦.

આ પુસ્તક ઘણા વખતથી ખલાસ થઇ ગયેલું અને તેથી મળતું નહિ. એમાં આપેલી સારી રીતભાત અને વિનય-વિવેકને લગતી ઉપયોગી માહિતી વિષે અત્ર ફરી લખવું યોગ્ય નથી. એ માહિતી સર્વોપયોગી હોવાથી સર્વ સ્થળે તેનો સારો આદર થઇ રહ્યો છે. આગલી આવૃત્તિ જે ૦-૮-૦ ની કિંમતે પ્રકટ થઇ હતી તે આવૃત્તિ વખતની કિંમત ઘટાડીને માત્ર ૦-૪-૦ રખાઇ છે. એ માટે પુસ્તકાલય સ. સ. મંડળ ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તક જનતામાં લહાણી કરી શકાય તેવું હોવાથી સન્માર્ગે પૈસા ખર્ચવાની ઇચ્છાવાળાઓએ એનો બહોળો ફેલાવો કરી આવી ઉપયોગી માહિતી સર્વસુલભ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

**૧૪. બાલકુંજના પાઠો**—સંપાદકઃ શ્રી. મણિભાઇ પટેલ; પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮૪, પૂઠું, મૂલ્ય ૦-૪-૦, ૧૯૪૦.

આ પુસ્તકમાં બાળકોએ જ બાળકો માટે લખેલાં જુદા જુદા વિષયો પર જોડેલાં જોડકણાંઓનો સંગ્રહ આપવામાં આવ્યો છે. બીજા-ત્રીજા ધોરણનાં બાળકોને ઇતર વાચન તરીકે વાંચવામાં ખપ લાગે તેવાં એ છે. શાળાના શિક્ષકો આ પુસ્તકમાં આપેલા પાઠો બાળકોને વંચાવશે તો તેથી તેમનામાં કંઇક વિશેષ વાંચવાની તેમજ એમાં આપેલા પાઠો જેવું કંઇક લખવાની પ્રેરણા પામશે.

**૧૫. ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ**—સંપાદકોઃ શ્રી. મૂલવંતરાય ત્રિપાઠી બી. એ. અને શ્રી. નીતિરાય વોરા; પ્રકાશકઃ લેખકો પોતે, જૂનાગઢ. રૉયલ સોળપેજી પૃષ્ઠ ૮+૪૪૬, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦, ૧૯૪૦.

આપણે ત્યાં આવા નાના ગુજરાતી કોષની ખોટ હતી તે આ કોષથી કંઇક અંશે પૂરી પડે છે. અગાઉ શ્રી. જીવનલાલ અમરશી મહેતા તરફથી 'શબ્દાર્થ ચિંતામણિ' આ પુસ્તકની પદ્ધતિ પ્રમાણે પ્રસિદ્ધ થયો હતો. પરંતુ તે દળદાર હોઇને કિંમત પણ તેને અનુરૂપ કંઇક વિશેષ હતી. એટલે એનો બહોળા પ્રમાણમાં [illegible] થયો નહોતો. ત્યારપછી ગૂજરાત વિદ્યાપીઠ તરફથી

પણ હરવખતે વિદ્યાર્થીઓ ઉપયોગમાં લેવા તેના કદના કારણે ન પણ લલચાય; છતાં તેની ઉપયોગિતા કંઇ ઓછી નથી. પરંતુ આ કોષ વિદ્યાર્થીઓ પોતાનાં અભ્યાસનાં પુસ્તકો સાથે રાખી શકે તેવો હોવાથી તે વિદ્યાર્થીઓને જરૂર ઉપયોગી નીવડશે. રૂા. ૧-૪-૦ જેટલું એનું મૂલ્ય અલ્પ જ લેખાય.

**૧૬. જોડણી માટે ખિસાકોષ**—પ્રયોજકઃ શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ; પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ. પૃષ્ઠ ૧૬+૨૭૨, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય ૦-૬-૦. ૧૯૪૦

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી તૈયાર કરાવેલા સાર્થ જોડણીકોશ પછીના એ દિશાના આ બીજા આવકારદાયક પગલાને અમે વધાવીએ છીએ. છાપખાનાના ધંધાદારીઓ, લેખકો તેમજ ઇતર સાહિત્યપ્રિય જનોને લખતી વખતે જે શબ્દની જોડણી માટે શંકા ઉપજે તેવા શબ્દો વીણી વીણીને આ કોષમાં એકઠા કર્યા છે. સર્વસામાન્ય શબ્દો, જેમાં ભૂલ કે શંકા માટે ભાગ્યેજ સ્થાન હોય તેવા શબ્દો આ કોષમાં નથી લેવાયા. અને એ રીતે આ કોષને બનતો નાનો-ગજવામાં રહી શકે તેવો-બનાવવામાં આવ્યો છે. આથી હરકોઇ સ્થળે લેખનકાર્ય કરનારને પોતાની જોડણીશુદ્ધિ માટે મોટા કોષનાં પાનાં ઉથલાવવાની તકલીફ નહિ પડે. અને વિદ્યાર્થીઓને તો તે સારો સુગમ થઇ પડશે. આવા કોષોના અસ્તિત્વ પછી આપણી ભાષામાં જોડણીની અરાજકતા હવે હરગીજ ચલાવી લેવાવી ન જોઇએ. દરેક મુદ્રણાલયે તેમ જ હરેક સાહિત્યકારે આ કોષ વસાવી લેવો જોઇએ. પુસ્તકાલયો પણ એક પ્રત લે એ ઇચ્છવા યોગ્ય છે.

**૧૭. ગીતાબોધ**—લેખકઃ ગાંધીજી, પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮+૧૨૭, સાદું પૂઠું, મૂલ્ય દોઢ આનો.

ગીતા એ હરકોઇ ધર્માનુયાયી માટે આધ્યાત્મિક શાન્તિ મેળવવા માટેનું અત્યુત્તમ પુસ્તક છે. એને સમજવા માટે આજે એના પર અનેક ભાષ્યો થયાં છે. એ લાંબાં લાંબાં ભાષ્યો આપણો ગ્રામવાસી સમુદાય ભાગ્યે જ વાંચવા પામી શકે છે. ગાંધીજીએ ગીતાજ્ઞાન પોતે જે રીતે સમજ્યા તે આશ્રમવાસીઓને પણ સમજાવવા આ ગીતાબોધ સરળ ભાષામાં સમજી શકાય તેવા રૂપમાં આપ્યો છે. આપણી ગ્રામજનતા આ મહાન ગ્રંથને આ પુસ્તિકા દ્વારા સમજવા પ્રયત્ન કરે. જે પુસ્તકાલયમાં એ ન હોય તેઓ પોતાને ત્યાં જરૂર વસાવે.

**૧૮. મંગળ પ્રભાત**—( આવૃત્તિ પાંચમી ) લેખક અને પ્રકાશક, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮+૯૦, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧-૦

આ પુસ્તિકામાં, ગાંધીજીએ આશ્રમવાસીઓ માટે વ્રતો ઇત્યાદિ વિષે જેલમાંથી લખેલા પત્રો આમાં આપ્યા છે. ઉચ્ચ જીવન માટે જરૂરી ગણાતાં વ્રતો-ધર્મોનો આમાં સારો પરિચય કરાવાયો છે. ધર્મજિજ્ઞાસુઓને એ જરૂર ગમશે.

**૧૯. ગ્રામ ભજન મંડળી**—બીજી આવૃત્તિ. સંપાદકઃ શ્રી. જુગતરામ દવે, પ્રકાશક, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૯૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૨-૦ -

ગામડાંમાં ભજનો એ લોકજાગૃતિ માટેનું એક ઉત્તમ સાધન પુરવાર થયું છે. આ નાની પુસ્તિકામાં આપણા પ્રાચીન અને અર્વાચીન કવિઓનાં ભજનો સંગ્રહવામાં આવ્યાં છે. પ્રાચીન કાવ્યોમાં જૂના ભક્ત કવિઓનાં ભજનો છે અને આધુનિક ભજનોમાં આપણા જાણીતા લોકસેવકોએ જોડેલાં ગ્રામજનતાની પછાત સ્થિતિનો હૂબહૂ ચિતાર આપતાં ભજનો છે. આપણાં ગામડાંની ભજન મંડળીઓમાં એ વિશેષ પ્રચલિત થાય અને એમાં આવતી ભાવનાથી એ ગ્રામજનતા ઓતપ્રોત બની પોતાની શુદ્ધિ પ્રત્યે પ્રયાણ આદરે તો આપણાં

દુઃખી ગામડાં જરૂર સુખી બને. દરેક ગ્રામ પુસ્તકાલય આ ભજનો પોતાને ત્યાં વસાવી તેનો બનતો પ્રચાર કરે.

**૨૦. મહાસભાનાં ગીતો**—(આવૃત્તિ ત્રીજી) સંપાદક: શ્રી. ચિમનલાલ પ્રા. ભટ્ટ, પ્રકાશક તથા કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮+૯૩, સાદુ બે રંગમાં છપાયેલું પૂઠું, મૂલ્ય ૦-૧-૬

૧૯૩૦-૩૧ માં મહાસભાએ જે સત્યાગ્રહ જંગ આદરેલો તે સમયે એ લડતને અનુરૂપ જે રાષ્ટ્રીય ગીતો તૈયાર થયેલાં અને લોકમુખે ગવાતાં તે ગીતો આમાં સંગ્રહાયાં છે. રાષ્ટ્રીય ભાવનાથી છલોછલ ભરેલાં આ ગીતો જનતામાં રાષ્ટ્રભાવના જગાવવામાં સારો સાથ આપે તેવાં છે.

**૨૧. શુભસંગ્રહ**—ભાગ ૯ મો; સંપાદક: ભિક્ષુ અખંડાનંદ; પ્રકાશક: સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૭૦૪, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨) ૧૯૪૦.

શુભસંગ્રહના આગલા આઠ ભાગોની પદ્ધતિએ આ નવમો ભાગ પ્રકટ કરવામાં આવ્યો છે. આપણાં સામયિકોમાં કેટલાયે અગત્યના ચિરંજીવ રાખવા જેવા લેખો આપણે નાશ પામતા જોઇએ છીએ. એવા લેખો નાશ ન પામતાં જ્યારે પણ વાંચવા માગીએ ત્યારે મળી શકે તે અર્થે આમાં વિવિધ વિષયના શિષ્ટ લેખો સંગ્રહાયા છે. આવા ઉપયોગી સંગ્રહો બહાર પાડવા માટે સ્વામી શ્રી. અખંડાનંદજીનું ગુજરાત હંમેશ માટે ઋણી રહેશે.

મણિલાલ પ્ર. વ્યાસ

---

# મહાલ પુ. મંડળની સભાઓ

## મહેસાણા પ્રાંત

**કડી**—તા. ૧૮-૮-૪૦ ના રોજ સભા ભરાઇ, તેમાં ૧ સન '૩૯-૪૦ નું વાર્ષિક નિવેદન હિસાબ સાથેનું મંજૂર થયું, ૨ નવીન વર્ષનું કાર્યવાહક મંડળ નિમાયું, ૩ ભૂતપૂર્વ પ્રમુખશ્રી. રાવળ સાહેબને ધન્યવાદ આપવાનો, ૪ પરિષદ ભરવા બદલનો, ૫ સ્વ. અમીન સાહેબના ફોટા ખરીદવા બદલનો, ૬ શિષ્ટ વાચનની ૪ થી પરીક્ષા લેવા બદલનો, ૭ પ્રાંત મંડળમાં પ્રતિનિધિ ચૂંટીને મોકલવા બદલનો વગેરે વગેરે ઠરાવો થયા હતા.

**પાટણ**—પાટણ મહાલ વહીવટદાર શ્રી. ઘેમરભાઇ દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે તા. ૧-૯-૪૦ ના રોજ સભા ભરવામાં આવી હતી. તેમાં ૧ સન ૩૯-૪૦ નું નિવેદન તથા હિસાબ મંજુર કરવામાં આવ્યાં હતાં, ૨ જે તે પુસ્તકાલયે નિવેદનો તથા અંદાજપત્રો વખતસર ખાતા તરફ મોકલી આપવા, ૩ પુસ્તકાલય વિનાના શાળાવાળા ગામે પુસ્તકાલય ઉઘાડવા, ૪ ખાસ જરૂર પડે તો નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે મહાલ પુ. મંડળમાંથી રોકમદદ તરીકે રકમ આપવા, ૫ પ્રાંત પુસ્તકાલય મંડળની સભામાં પ્રતિનિધિ મોકલવા, ૬ શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ લેવા, ૭ સહકારથી બજેટો બનાવવા, ૮ જૂથ મંત્રીઓએ જૂથનાં પુસ્તકાલયો વ્યવસ્થિત કરવા વગેરે ઠરાવો થયા હતા.

**રતનપુર**—તા. ૧૫-૯-૪૦ ના રોજ સભા ભરાઇ તેમાં ૧ વાર્ષિક નિવેદન તથા નવીન સાલનાં બજેટ દરેક પુસ્તકાલયોએ મોકલવાં; ૨ દરેક પુસ્તકાલયે ત્રિમાસિક નિવેદનો મોકલવાં તથા ૩ પ્રાંત પુસ્તકાલયમાં પ્રતિનિધિ મોકલવાના ઠરાવો થયા હતા.

**કરજણ**—તા. ૨૪-૧૧-૪૦ ના રોજ ભરાઇ; તેમાં ૧ કરજણ મહાલ પુ. પરિષદ ભરવા માટે કમિટિ નીમવાનો, ૨ વિદ્યાર્થીઓ માટે શિષ્ટ-વાચન પરીક્ષા માટે " મૂંગા સેવક

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અથવા મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | ગીતામંથન | કિ. ઘ. મશરૂવાળા | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૨ | આપવીતી | ધર્માનંદ કોસાંબી | ,, ,, | ૧– ૪–૦ | |
| ૩ | બુદ્ધલીલા સારસંગ્રહ | ગાંધીજી | ,, ,, | ૦–૧૨–૦ | |
| ૪ | દ. આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ (દ્વિતીય ખંડ) | ,, | ,, ,, | ૧– ૦–૦ | |
| ૫ | ગીતાબોધ | ,, | ,, ,, | ૦– ૧–૬ | |
| ૬ | સ્વદેશી સમાજ | નગીનદાસ પારેખ | ,, ,, | ૦– ૮–૦ | |
| ૭ | ગ્રામ ભજનમંડળી | જુગતરામ દવે | ,, ,, | ૦– ૨–૦ | |
| ૮ | ગ્રામપંચાયતનો કાયદો | નરહરિ પરીખ | ,, ,, | ૦– ૪–૦ | |
| ૯ | તણખા (૫મી આવૃત્તિ) | ધૂમકેતુ | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ૧– ૮–૦ | |
| ૧૦ | કર્ણામૃતસિંધુ | મા. દ. કોઠારી | લેખક પોતે, રાયપુર અમદાવાદ | ૦– ૪–૦ | |
| ૧૧ | દુર્ગા | શરદબાબુ | આર. આર. શેઠની કંપની, મુંબઇ | ૨– ૮–૦ | |
| ૧૨ | સ્વાધ્યાય (દ્વિતીય ખંડ) | કે. હિં. કામદાર | ,, ,, | ૩– ૦–૦ | |
| ૧૩ | મોહિની | મો. ર. દ્વિવેદીઆ | ,, ,, | ૩– ૦–૦ | |
| ૧૪ | ભાભી | રવીન્દ્રનાથ ટાગોર | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | ૩– ૦–૦ | |
| ૧૫ | દર્શનિકા | અ. ફ. ખબરદાર | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઇ | ૩– ૦–૦ | |
| ૧૬ | રંગલીલા | કલમ મંડળ | ,, ,, | ૦–૧૪–૦ | |
| ૧૭ | મીઠી નજરે | ધનસુખલાલ મહેતા | ,, ,, | ૧– ૮–૦ | |
| ૧૮ | પરાગ | વ્યોમેશચંદ્ર પાઠકજી | યુગાન્તર કાર્યાલય સુરત | ૧– ૦–૦ | |
| ૧૯ | શુભસંગ્રહ ભા. ૯મો | ભિક્ષુ–અખંડાનંદ | સસ્તુ સાહિત્ય વ. કા. અમદાવાદ | ૨– ૦–૦ | |
| ૨૦ | સ્વાતંત્ર્યવીર સાવરકર | ચંદ્રગુપ્ત વેદાલંકર | હેમરાજ કમાળજી અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૨૧ | સૂત્રાવલિ | શ્રી. અરવિંદ | અરવિંદ કાર્યાલય આણંદ | ૦– ૪–૦ | |
| ૨૨ | સ્થૂલિભદ્ર | જયભિખ્ખુ | સારાભાઇ નવાબ અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૨૩ | ગંગાનાં નીર | ઇંદ્ર વસાવડા | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૨૪ | કાઠિયાવાડની લોકવાર્તાઓ | ગો. દા. રાયચુરા | લેખક પોતે, વડોદરા. | ૧– ૮–૦ | |

# માસિકો મળ્યાં તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૯ | ડિસેમ્બર | ૫–૧૨–૪૦ |
| કિશોર | ૫ | ૧૨ | ઑગસ્ટ | ૧૫–૯–૪૦ |
| કુમાર | ૧૭ | ૧૦ | નવેમ્બર | ૧૬–૧૧–૪૦ |
| ખડ્ગાયતામિત્ર | ૨૭ | ૨ | માર્ગશીર્ષ | ૧–૧૨–૪૦ |
| ખેતીવાડી | ૬ | ૮ | કાર્તિક | ૮–૧૧–૪૦ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૯ | ૪ | નવેમ્બર | ૭–૧૨–૪૦ |
| ગુણસુન્દરી | ૩૫ | ૪ | ડિસેમ્બર | ૧–૧૨–૪૦ |
| ગ્રામજીવન | ૧૧ | ૫ | ડિસેમ્બર | ૧–૧૨–૪૦ |
| ઘરશાળા | ૧ | ૪ | નવેમ્બર | ૧૮–૧૧–૪૦ |
| ચરોતર | ૧૦ | ૧૧ | નવેમ્બર | ૧૬–૧૧–૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૯ | ડિસેમ્બર | ૪–૧૨–૪૦ |
| નવચેતન | ૩૮ | ૩ | ડિસેમ્બર | ૫–૧૨–૪૦ |
| નવરચના | ૫ | ૬ | ઑક્ટોબર | ૮–૧૧–૪૦ |
| પાટીદાર | ૧૮ | ૨ | માગશર | ૨૬-૧૧-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૧૨ | આશ્વિન | ૨૭–૧૦–૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | ઑક્ટો–ડિસેમ્બર | ૨–૧૧–૪૦ |
| બાલજગત | ૨ | ૨૪ | ડિસેમ્બર | ૧–૧૨–૪૦ |
| બાલજીવન | ૨૧ | ૨ | ડિસેમ્બર | ૧૦–૧૨–૪૦ |
| બાલમિત્ર | ૨૦ | ૫ | ડિસેમ્બર | ૩–૧૨–૪૦ |
| બાલસખા | ૪ | ૭ | ડિસેમ્બર | ૧–૧૨–૪૦ |
| બાળક | ૧૮ | ૧૧ | નવેમ્બર | ૩૦–૧૦–૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૩ | જુલાઈ–સપ્ટે. | ૮–૧૦–૪૦ |
| યુવક | ૧૦ | ૧૨ | ડિસેમ્બર | ૫–૧૨–૪૦ |
| રેખા | ૨ | ૫ | ડિસેમ્બર | ૨૭–૧૧–૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૧૨ | ડિસેમ્બર | ૯–૧૨–૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૧૧ | નવેમ્બર | ૧૫–૧૧–૪૦ |
| શારદા | ૩૩ | ૮ | નવેમ્બર | ૧૫–૧૧–૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૩ | ડિસેમ્બર | ૧–૧૨–૪૦ |
| સુવાસ | ૭ | ૩૧ | ડિસેમ્બર | ૧૧–૧૨–૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઈ-ઑગસ્ટ | ૩–૧૦–૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૧૨ | ડિસેમ્બર | ૮–૧૨–૪૦ |
| સ્કાઉટવીર | ૧૦ | ૧૦–૧૧ | ઑક્ટો–નવેમ્બર | ૧૫–૧૧–૪૦ |

—ફ—

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકોએ માહે ઑકટોબર માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંના પુસ્તકાલયોની તપાસણી, દફતરી વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે. જે તે સ્થાનને લગતી મહત્ત્વની માહિતી તેમ ઊણપો કૌંસમાં દર્શાવાઈ છે તે તરફ લક્ષ આપવા લાગતા વળગતાઓને વિનંતિ.

**૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલ** માહે ઑકટોબરમાં, વડોદરા મહાલનાં—

(૧) **સરાર**—જનરલ રજીસ્ટર નહોતું તે કરાવ્યું. અસ્વચ્છતા ને ગેરવ્યવસ્થા બને તેટલી દૂર કરાવી ને સંપૂર્ણ દૂર કરવા ઘટતી સૂચનાઓ આપી. દફતરી ખૂટતા કાગળો તૈયાર કરાવી સિક્કા–એકુણાત કરાવી. નવીન આવતાં પુસ્તકો તત્કાળ રજીસ્ટરે ચઢાવી લેવાની જરૂર સમજાવી અને હતી એ અપૂર્ણતા દૂર કરાવી. સુમારે રૂ. ૧૪૦)નાં પોણીબસો જેટલાં પુસ્તકો મેળવણી દરમ્યાન ખૂટતાં જણાયાં છે અને સત્તાણું રૂપિયાનાં ૮૭ પુસ્તકો ઉધાઈથી ખવાઈ કમી થવાને પાત્ર બન્યાં છે. રૂમ પરના છાપરાનાં પતરાં ખવાઈ ગયેલ હોવાથી ચોમાસામાં કબાટ પર પાણી ગળે છે તે ખામી બનતી ઉતાવળે દૂર થવાની જરૂર. જૂથનાં પુસ્તકોને જુદે જુદે નંબરે ચઢાવવાં જોઈએ. પુસ્તકોને સિકકા નંબર કરવાની, ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની તથા કાયમફંડની રકમ ઠરેલા ધોરણે સદ્ધર સ્થળે ફેરવવાની જરૂર. કા. ફં. રૂ. ૮૫૭–૧–૩ અ વર્ગેતર સહકારી મંડળમાં. જીર્ણ માસિકો હરાજ કરાવી રૂ. ૪–૧૪–૦ રોજમેળમાં જમા કરાવ્યા. કબાટ દુરસ્ત થવાની જરૂર.

(૨) **સલાડ**—જીર્ણ માસિકો હરાજ કરાવતાં રૂ. ૭–૨–૬ ઉપજ્યા. શાહ ફુલચંદ લક્ષ્મીચંદ તથા બાઈ મણિ કોમ હરગોવિંદ તરફથી સન. ૧૯૩૧ માં એક મકાન પુ. ને બક્ષિસ મળેલું તેનો વહીવટ ગામ આગેવાનો કરે છે. ભાડાના ઉત્પન્નનો લાભ પુ. ને મળતો લાગતો નથી. ખાતા તરફથી ઘટિત તપાસ થવાની જરૂર. **ભાડાચિઠ્ઠી પુસ્તકાલયના નામની** થતી રહેવી જોઈએ. વિષયવારી નામવારી કરાવ્યાં છે. પુસ્તકોને પટ્ટીઓ નહોતી તે ચોડાવી, ઠરેલા ધોરણે સિકકા નંબર કરી લેવાની તેમ જરા નવીન બનાવી લેવાની, સ્ટીરીઓસ્કોપ દુર્બીન તેમજ કાર્ડ ડેકસ્ટોક રજીસ્ટરમાં ચઢાવી લેવાની, સટનાં પુસ્તકો જુદે જુદે નંબરે ચઢાવી લેવાની, તથા દફતરી પત્રકોને સિકકા એકુણાત કરી લેવાની સમજ સૂચના આપી. કા. ફં. રૂ. ૧૬૮–૧૦–૧ પુ.) સ. સ. મં. માં, પુ. સ. સ. મં. ના બે શેર ધરાવે છે તથા ગુ. વ. સો. માં રજીષ્ટર્ડ થયેલ છે.

(૩) **રૂવાદ**—વિષયવારી નામવારી કરી આપ્યાં. જૂનાં માસિકો હરાજ કરાવ્યાં તેના રૂ. ૪–૮–૦ ઉપજ્યા. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. ગામ સેન્ટરનું હોઈ સહકારથી બજેટ કરવાની જરૂરત સમજાવી. પુસ્તકોને પટ્ટીઓ ચોડી લેવા, ઠરેલા ધોરણે સિકકા નંબરો કરી લેવા, જૂથનાં પુસ્તકાલયોના હિસાબ તપાસવા, તેમજ જૂથમંડળનું નિવેદન મોકલતા રહેવાની સમજૂત કરી. કા. ફં. રૂ. ૨૧૯) પુ. સ. સ. મંડળમાં. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૪) **મેઘાકુઇ**—મેળવણી કરી, વિષયવારી નામવારી કરી આપ્યાં. જૂનાં પત્રો હરાજી કરાવતાં રૂ. ૪-૮-૦ ઉપન્યા તે રોજમેળમાં જમા કરાવ્યા. સ્વચ્છતા જાળવવાની ખાસ જરૂર. પાવતી બુક રાખવાની તથા જ. ર. માં કર્તા નંબર નથી લખાયા તે લખી લેવા આયંદે તેમ કરતા રહેવાની અગત્ય. પુસ્તકોને ઠરેલા ધોરણે પટ્ટીઓ તથા સિક્કા નંબર કરી દેવા તથા બજેટ સહકારના ધોરણે કરતા રહેવાની સમજ આપી. કા. ફં. રૂ. ૧૨૮-૩-૫ પુ. સ. સ. મં. માં તથા ૧ શેર મંડળનો. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૫) **સમસાબાદ**—વિષયવારી નામવારી થયેલા છે. દફતરી કામ પણ વ્યવસ્થિત. રણાપુરના શિક્ષણવર્ગની તાલિમને સાર્થક કરી દેખાડવા બદલ મંત્રી ભાઇ ચંદ્રકાંત જાનીને ધન્યવાદ ! કા. ફં. રૂ. ૬૫-૧૧-૫ પુ. સ. સ. મં. માં.

(૬) **પાતળવેણી**—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી નથી થયાં તે કરી લેવાની તથા જૂનાં પત્રો હરાજ કરી લેવા ઘટિત સમજૂત કરી, પુસ્તકોને પટ્ટીઓ તથા સિક્કા નંબરો કરવાની, જૂથનાં પુસ્તકો જુદે જુદે નંબરે ચઢાવી લેવાની, લોકમદદની પાવતી આપતા રહેવાની, તથા બજેટ સહકારથી કરતા રહેવાની જરૂર સમજાવી. કા. ફં. રૂ. ૧૨૯-૯-૧ પુ. સ. સ. મં. માં.

(૭) **માંજલપોર**—પુસ્તકો બરાબર મળી રહે છે. વિષયવારી નામવારી થયેલાં છે. ખાનગી ઇસમ પાસે કા. ફં. ની રકમ બાબતનું પ્રકરણ ચાલે છે. પાવતીબુક રાખવા, ડેડસ્ટોક રજીસ્ટર નવું કરવા, બાલસાહિત્ય ખરીદવા તથા ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની સમજ આપી. કા. ફં. રૂ. ૮૯-૧૦-૧૧ પુ. સ. સ. મં. માં, ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૭) **દુમાડ**—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી થયેલાં છે. જૂનાં પત્રો હરાજ કરાવતાં રૂ. ૩-૧૦-૦ ઉપન્યા તે રોજમેળમાં જમા કરાવ્યા. ઠરેલા ધોરણે પુસ્તકોને પટ્ટીઓ તથા સિક્કા નંબર કરી લેવાની, દફતરી પત્રકો વ્યવસ્થિત કરી સિક્કા તથા એકુણાત કરી લેવાની, પાવતીઓ આપતા રહેવાની તથા બજેટ સહકારના ધોરણે બતાવવાની તેમજ ત્રિમાસિક નિવેદન નિયમિત મોકલતા રહેવાની સમજૂત કરી.

(૯) **હરણી**—હિસાબ તપાસતાં બરાબર જણાયો. પટ્ટીઓ ચોટાડાવી, વિષયવારી, નામવારી કરાવ્યાં. દફતરી કામ પૂરૂં કરી લેવા, પુસ્તકોને ઠરેલા ધોરણે સિક્કા નંબર કરી લેવા તેમ જ ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાને સૂચવ્યું. કા. ફં. રૂ. ૮૨-૧૩-૬ પુ. સ. સ. મં. માં ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ થયેલું છે.

(૧૦) **સેવાસી**—વિષયવારી નામવારી કરેલાં છે. મેળવણી સંતોષકારક. પુસ્તકોને પટ્ટીઓ ચોટાડાઇ છે, પણ ધોરણસર સિક્કા નંબર નથી થયા તે કરી લેવાની, દફતરી કામની પૂર્તતા કરવાની, ભાડે અપાયલા ભાગની રીતસર ભાડાચિઠ્ઠીઓ કરાવી લેવાની, લોકમદદનું ઉત્પન્ન રોજમેળે જમા કરતા રહેવાની, તેમ જ ત્રિમાસિક નિવેદન નિયમિત મોકલતા રહેવાની સમજૂત કરી. કા. ફં. રૂ. ૧૧૦૭-૧૦-૨ પુ. સ. સ. મં. માં. સ્વતંત્ર મકાન છે. ગ્રંથપાલ તરીકે ખાનગી ઈસમ રા. ગોપાલભાઈ જીભાઇભાઈ પટેલ કામ કરે છે.

(૧૧) ગોત્રી—ત્રિમાસિક નિવેદન મોકલે છે. પુસ્તકો મેળવતાં બરાબર વિષયવારી

નામવારી થયેલાં છે. પુસ્તકો પટ્ટીઓ તેમ જ સિક્કા નંબર ઠરેલા ધોરણે કરી લેવાની જરૂર. ક્ષ્મજાગીરે રખાયલા મકાનનો વહિવટ મંત્રીએ સંભાળવાની તેમ જ કાયદેસર ભાડાચિઠ્ઠી પુ.ના નામની કરાવવાની અગત્ય. ત્રિમાસિક નિવેદન નથી મોકલાતું તે મોકલાવતા રહેવું ઘટે. કા. ફં. રૂ. ૩૨૧–૦–૦ બરોડા બેંકમાં પુ. સ. સ. મં. નો ૧ શેર તથા ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૧૨) **ભાયલી**—મેળવણીમાં ખૂટતાં જણાયલાં પુસ્તકો મેળવી લેવાની યા તો ધોરણસર કમી કરાવી લેવાની જરૂર. વિષયવારી નામવારી થયેલાં છે. મકાન તૈયાર થઈ ગયું છે. જૂનાં પત્રો કમી કરાયાં છે તે હરાજ કરાવી લેવાની જરૂર. ખોવાયલાં પુસ્તકોની કિંમતનાં વસૂલ આવેલા રૂ. ૨૨) મંત્રી પાસે છે તેનાં પુસ્તકો મંગાવી લેવાં જોઈએ. પુસ્તકોને પટ્ટીઓ સિક્કા કરાવી લેવા તથા ઠરેલા ધોરણે નંબરો લખી લેવાની જરૂરી સૂચના સમજૂત કરી. કા. ફં. રૂ. ૧૦૧૧–૧૩–૦ ભાયલી અનિયમિત સ. મંડળીમાં, અન્ય સ્થળે ફેરબદલ થાય એ ઇચ્છવા યોગ્ય.

(૧૩) **અંકોડિયા**—વિષયવારી નામવારીની અધૂરાશ પૂરી કરી લેવા સૂચવ્યું. પુસ્તકોની મેળવણી કરતાં બરાબર જણાયાં. ખાનગી ઇસમ પાસે લહેણી નીકળતી રકમનો નિકાલ થઇ ગયો છે તે તેમ જ વ્યાજની રકમ રોજમેળમાં રીતસર જમા થવાની જરૂર. પુસ્તકોને પટ્ટીઓ તેમ જ સિક્કા નંબર કરી લેવાની, તથા ડેડસ્ટોક રજીસ્ટરની પૂર્તતા તરત જ થઇ જવાની જરૂર. કા. ફં. રૂ. ૪૦૮–૧૨–૦ પુ. સ. સ. મં. માં, પુ. સ. સ. મં. ના ૨ તથા લેન્ડ મોર્ટગેજ બેન્કનો એક શેર ધરાવે છે.

**૨. મહેસાણા પ્રાંત પ્રચારક રા. રમેશરાય ઉ. મજમુદાર** માહે ઑક્ટોબરમાં

(૧) **મહેરવાડા તા. સિદ્ધપુર**—વર્ગીકરણ કામની અધુરાશ પૂરી કરી આપી. પુસ્તકોની ગોઠવણ સુવ્યવસ્થિત, હિસાબ ખાતાવાર રાખવાની તથા ખાતાવહી બાંધવાની તેમજ બાલસાહિત્યમાં વધારો કરવાની જરૂર સમજાવી. કા. ફં. ૭૯–૧૨–૮ પુ. સ. સ. મં. માં, રૂા. ૪૨–૧૪–૦ મંત્રીના હાથ ઉપર.

મહેસાણા મહાલનાં (૨) **પીલુદરા**—પુસ્તકોને પટ્ટીઓ, તથા સિક્કા નંબર થયેલાં છે. વિષયવારી રજીસ્ટરનું કામ સ્વચ્છ અને પૂરૂં છે, નામવારી તેજ પ્રમાણે બનતી ત્વરાએ થઇ જવાની જરૂર. હિસાબ ખાતાવાર રાખવાની તથા વિદ્યાર્થીવર્ગમાં વાચનપ્રચાર વધારવાની અગત્ય સમજાવી, કા. ફં. રૂ. ૩૦૦) સહકારી બેંકના શેર નં. ૨૦, ૨૫) પુ. સ. સ. મં. નો શેર નં. ૧ તથા રૂ. ૭૧૫) બરોડા બેંકની મહેસાણા શાખામાં મળી કુલ રૂ. ૧૦૧૮૦) વ્યવસ્થા સંતોષકારક.

(૩) **જોરણંગ**—સંખ્યાઓ લખી આપી વિષયવારી નામવારી પૂરાં કરાવ્યાં. પુસ્તકોને સિક્કા નંબર થયેલા છે, પટ્ટીઓ બધાંને ચોડાઇ જવાની જરૂર. હિસાબ બરાબર છે. કમી કરવા જેવું સાહિત્ય હરાજ કરાવ્યું. ડેડસ્ટોક રજીસ્ટર બાંધી દેવાની તથા વાચનપ્રચાર વધારવાની સમજૂત કરી કા. ફં. રૂ. ૧૭૫–૭–૦ પુ. સ. સ. મં. માં.

(૪) **વડસ્મા**—જીર્ણ માસિકો હરાજ કરાવતાં સારૂં ઉત્પન્ન આવ્યું, પુસ્તકોને પટ્ટીઓ,

તથા સિક્કા નંબર થઈ જવાની જરૂર. સંખ્યા લખી આપી ને વિષયવારી નામવારીની શરૂઆત કરી આપી એ કામ તુરતમાં પૂરૂં કરી લેવા સૂચવ્યું. હિસાબ મહાલ શાળાધિકારી સાહેબે તપાસેલો છે. ડેડસ્ટોક રજીસ્ટર તરત જ તૈયાર કરી દેવાની ખાસ અગત્ય. કા. ફં. રૂ. ૧૪૨-૩-૬ પુ. સ. સ. મં. માં તથા રૂ. ૩૬-૧૧-૩ મંત્રીના હાથ ઉપર ? ગામ પંચાયત, બજેટ બચત તથા ખોવાયલાંની વસુલ આવેલી તથા પસ્તી વેચાણની રકમો તરત જ ખર્ચાઈ જવી ઘટે. બાલસાહિત્યનો અભાવ દૂર થઈ જવો જોઈએ.

(૫) **સાલડી**—૧૯૩૯-૪૦ નો હિસાબ તપાસ્યો. બરાબર છે. પુસ્તકોને પટ્ટીઓ તથા સિક્કા નંબર ઠરેલા ધોરણે થઈ જવાની જરૂર, નામવારી વિષયવારી પત્રકો કોરાં હતાં તેની શરૂઆત કરી આપી પૂરાં કરી દેવાની સમજૂત કરી. જીર્ણ માસિકો કમી કરાવી પુસ્તકો વ્યવસ્થિત ગોઠવ્યાં. કા. ફં. રૂ. ૧૬૧-૧૨-૧ પુ. સ. સ. મં. માં. ગુ. વ. સો. માં રજીસ્ટર થયેલું છે. વાચનપ્રચાર વધારવા સૂચવ્યું.

(૬) **હાડવી**—હિસાબ તપાસતાં બરાબર જણાયો. પુસ્તકોને બહારની બાજુએ પટ્ટીઓ ચોડી લેવાની અગત્ય સમજાવી, વિષયવારી નામવારીનાં પત્રકોનો હેતુ સમજાવી ફોર્મો મેળવી લઈને વહેલામાં વહેલી તકે તે કરી લેવાની સમજૂત કરી, વર્ગીકરણની સંજ્ઞાઓ જ. ર. માં લખી દીધી. કા. ફં. ૫૮-૪-૮ પુ. સ. સ. મં. માં. ગામપંચાયતની રકમ જે તે સાલે ખર્ચાઈ જવી જોઈએ.

(૭) **ચરાડુ**—જનરલ રજીસ્ટરમાં સંખ્યાઓ લખી આપી. વિષયવારી નામવારી બનાવી લેવાની સૂચના કરી. મંત્રી રજા પર હોવાથી દફતર તપાસી શકાયું નહિ.

(૮) **લાંઘણુજ**—વર્ગીકરણ શાસ્ત્રીય પદ્ધતિએ કરેલું છે. વિષયવારી નામવારી રજીસ્ટરો પણ રાખેલાં છે. મંત્રી બહારગામ ગયેલ હોવાથી દફતર તપાસી શકાયું નહિ.

(૯) **જગુદણ**—મે. મદદનીશ વ્ય. સા. ની ફરમાસ મુજબ વિષયવારી નામવારી સહિત વર્ગીકરણનું તમામ કામ પૂરૂં કરી આપ્યું ને પુસ્તકો વ્યવસ્થિત ગોઠવી આપ્યાં.

(૧૦) **ડાંગરવા**—ઉપર મુજબ.

## માનદ પ્રચારકોની કામગીરી

૧. **વડોદરા મહાલ પ્રચારક રા. છોટાભાઈ રાયજીભાઈ પટેલ**—માહે સપ્ટેમ્બર-ઓક્ટોબરમાં-(૧) માંજલપુર, (૨) સલાડ, (૩) રતાદ, (૪) મેઘાકુઈ, (૫) પાનળવેણી, (૬) સમસાબાદ.

૨. **સાવલી મહાલ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી**—માહે ઑક્ટોબરમાં-(૧) સમલાયા.

૩. **વિસનગર મહાલ મંડળના મંત્રી રા. ઉમિયાશંકર લ. દવે**—માહે ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં-(૧) દવાડા, (૨) ખરસદા, (૩) પુદગામ, (૪) ઉપલવા.

પ્રાંત વ માનદ મહાલ પ્રચારકોએ રૂબરૂમાં કરેલ સૂચના સમજૂત પ્રમાણે કામની પૂર્તતા કરી નાખવાની લાગતા વળગતા મંત્રી વ ગ્રંથપાલ ભાઈઓને ભલામણ !

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મં.




## વડોદરા રાજ્ય

**શ્રીમંત મહારાજા સાહેબની અમરેલીનાં પુસ્તકાલયોની મુલાકાત—** તા. ૨૬-૧૧-૪૦ ના રોજ શ્રીમંત મહારાજા સાહેબે અમરેલીનાં સાર્વજનિક પુસ્તકાલય, બાલ પુસ્તકાલય તેમ જ મહિલા પુસ્તકાલયની મુલાકાત લીધી હતી. બાલ પુસ્તકાલયમાં ઇલેક્ટ્રીક ખેલ તેમ જ જુદા જુદા દેશનો વખત બતાવતાં ઘડિયાળો વગેરેની યોજના જોઇ શ્રીમંત ખુશ થયા હતા. મહિલા પુસ્તકાલયમાં પધરામણી થતાં ત્યાં શ્રીમંતે " સ્ત્રીઓ સારા પ્રમાણમાં લાભ લે છે કે ? " એવો પ્રશ્ન કર્યો હતો. જવાબમાં મહિલા પુસ્તકાલયનાં મંત્રી શ્રી. તારાબહેન દોશીએ એ પુસ્તકાલયની યોજના શ્રીમંતને સમજાવી સ્ત્રીઓ સારો લાભ લેતી હોવાનું જણાવ્યું હતું.

*

**જાણીતા લોકસાહિત્યકારની પચાસમી જયંતિ**—આપણાં ગુજરાતનાં ગામડાંમાં મુખ્યત્વે લોકભોગ્ય સાહિત્યનોજ વિશેષ પ્રચાર હોય છે અને એવા સાહિત્યમાં વિશેષ હિસ્સો " ચારણ "ના જાણીતા તંત્રી અને લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાનો ખાસ છે. આવતી તારીખ ૨૯/૩૦-૧૨-૪૦ ના રોજ મુંબઈ ખાતે તેમના મિત્રો અને પ્રશંસકો તરફથી તેમનો પચાસવર્ષી ઉત્સવ ઉજવાનાર છે. એ લોકપ્રિય સાહિત્યકારની જયંતિપ્રસંગે એમને અમારાં


શ્રી. રાયચુરા

હાર્દિક અભિનંદન અર્પીએ છીએ અને જનતાને વધુ ને વધુ લોકસાહિત્ય આપવા તેમને પ્રભુ દીર્ઘાયુ અર્પે એમ ઇચ્છીએ છીએ. અને વધુમાં, ગુજરાતભરમાં ગામેગામ એ લોક-સાહિત્યકારની આ જયંતિ ઉજવવા જનતાને જાહેર વિનંતિ કરીએ છીએ.

**બક્ષીસ આપ્યું**—સા. પુ. મોરડ ( તા. પેટલાદ )ને રૂદેલ તા. ભાદરણનાં બાઇ લલિતા તે શા. માણેકલાલ ગુલાબચંદનાં વિધવાએ ૧ વીઘું જમીન બક્ષિસ આપ્યું છે. ધન્યવાદ.

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

**શિષ્ટવાચનની પરીક્ષા**—શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષા આગામી ફેબ્રુઆરી માસની ૧૬ મી તારીખે લેવાનું ઠર્યું હોઇ તે માટે " **ભારતસેવક ગોખલે** " એ પુસ્તક નક્કી કરવામાં આવ્યું છે. શિષ્ટવાચનનાં રસિયાં ભાઇબહેનોને ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી આ સંબંધની જાહેરાત વાંચી લઇ પોતાની ઉમેદવારી સમયસર નોંધાવી દેવાની ભલામણ !

## મહાલ પુ. પરિષદો

કડી મહાલની ચોથી પરિષદ બોરીસણા ગામે તા. ૨૪–૧૧–૪૦ ના રોજ ભરાઇ ગઇ. એનો સવિસ્તર હેવાલ આ અંકમાં અન્યત્ર આપ્યો છે.

**વડોદરા મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ**—વડોદરા મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ તા. ૨૯–૧૨–૪૦ ને રવિવારે બપોરના સાડાત્રણ વાગે જાણીતા લેખક અને રાજ્યના પ્રકાશન ખાતાના અધિકારી શ્રી. રમણલાલ વ. દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે માણેજા ગામે ભરાશે. આ પ્રસંગે રાતના સંગીત, ગરબા, સંવાદ વગેરેનો પણ કાર્યક્રમ રખાયો છે; તો તે પ્રસંગે મહાલનાં તમામ પુસ્તકાલય અને વાચનાલયના મંત્રી ભાઇઓને પધારવા ખાસ વિનંતિ છે.

માણેજા આવવા માટે મકરપુરા સ્ટેશને ઉતરવું, સ્ટેશન સામે જ માણેજા આવેલું છે.

આ પરિષદમાં પુસ્તકાલયો બે અને વાચનાલયો એક એ પ્રમાણે પ્રતિનિધિઓ મોકલી શકશે.

પરિષદમાં આવનાર પ્રતિનિધિઓએ પોતાનાં નામ ( ગામ સાથે ) તથા પરિષદમાં જે ઠરાવો મૂકવાની ઇચ્છા હોય તે ઠરાવો નીચેના સરનામે તા. ૨૫ પહેલાં મોકલાવી આપવા.

છોટાભાઈ રાઇજીભાઇ પટેલ,
મંત્રી, સા. પુસ્તકાલય માણેજા ( તા, વડોદરા )
પો. મકરપુરા.

**ડભોઈ મહાલની પ્રથમ પુ૦ પરિષદ મંડાળા મુકામે** તા. ૫–૧–૪૧ ના રોજ ડભોઇ વિભાગ નાયબસુબા મે. રા. રા. કાનુનગો. સા. ના પ્રમુખપદે ભરાવાની છે.

**જોઇએ છે !**—મહેસાણા તથા અમરેલી પ્રાંતો માટે એક પગારદાર પુસ્તકાલય પ્રચારક. ઇચ્છુક ઉમેદવારોએ નામ ઠામ, અભ્યાસ, ઉમ્મર તથા પુસ્તકાલયપ્રવૃત્તિ વિષેના અનુભવની માહિતી સાથે રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી–વડોદરા તરફ અરજી મોકલી આપવી. પગાર માસિક રૂ. ૨૫+૧૦ એલાવન્સ. પરપ્રાંતની કામગીરી પૂરતું રૂ. ૫) નું વધુ એલાવન્સ. પુસ્ત-

કાલયપ્રવૃત્તિના ભોમિયા ને અનુભવીની અરજી ખાસ પસંદગીપાત્ર ઠરશે. પુસ્તકાલયોની તપાસણીની કામગીરી મુખ્યત્વે કરવાની હોવાથી ગામડામાં ચાલુ રખડપટ્ટી કરવાની તૈયારીવાળાઓએ જ અરજી કરવી.

**ખેદજનક અવસાન**—પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનાર વેમારના શ્રી. કાલીદાસ લલ્લુભાઇ પટેલ અવસાન પામ્યા છે. તેમના સ્મારક માટે વિચારણા કરવા કરજણ કેન્દ્ર વ્ય. શ્રી. વણીકર સા. ના પ્રમુખપદે ૨૨–૧૨–૪૦ ના રોજ ગ્રામજનોની સભા છે.

**વેમારમાં પ્રૌઢશિક્ષણ પ્રચાર**—વેમાર ( તા. કરજણ )માં શ્રી. મલંગરાવ ઉ. દીવાન ઠીક આગળ ધપાવી રહ્યા છે. પુસ્તકાલયનું મકાન બાંધવા માટે પણ સારી તજવીજ થઇ રહી છે.

**ભીંતપત્ર ખુલ્લું મુકાયું**—ગ્રામજનતામાં વાચનપ્રચાર અને વર્તમાન સમાચાર માટે લુણવા ( તા. ખેરાળુ )માં એક ભીંતપત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું છે. પ્રમુખ તરીકે ખેરાળુ મહાલ વહીવટદાર સા. હતા. ત્યાં દરરોજ વાચનપ્રચાર માટે સમાચાર ક. લખાશે.

**સસ્તા મૂલ્યે કબાટો**—ગંભીરા(તા. ભાદરણ)ના સાર્વજનિક પુસ્તકાલયે તેનું નવીન મકાન બાંધ્યું હોવાથી અને તેમાં ભીંતકબાટો મૂકયાં હોવાથી ત્યાંનાં જૂજ વપરાયેલાં ૧૧ કબાટો વેચવાનાં છે. સારી સ્થિતિમાં છે. તે પોણી કિંમતે આપવાનાં હોઇને ઘેર બેઠાં પહોંચાડશે. લેવા ઇચ્છનાર પુસ્તકાલયના મંત્રીએ પુ. સ. સ. મંડળના મંત્રીને લખવું.

**" હિંદુસ્થાન " પત્ર બંધ**—મુંબઇથી પ્રકટ થતું " હિંદુસ્થાન " દૈનિક પત્ર બંધ થયું છે. તો જે પુસ્તકાલયોએ તેમનાં બજેટોમાં એ પત્રની માગણી કરી હોય તેઓએ તેના બદલે કયું પત્ર તેમને જોઇએ છે તે ચાલુ માસની તા. ૨૦ મી સુધીમાં જણાવી દેવું. તે પ્રમાણે જેમણે જણાવ્યું નહિ હશે તેમની તેટલી રકમ પુ. સ. સ. મંડળમાં અનામત રહેશે.

## રાજ્ય બહાર

**હસ્તલિખિત રામાયણ**—નેપાલની સરકારે તેમના સૌથી વધુ પ્રાચીન હસ્તલિખિત વાલ્મીકિ રામાયણમાંથી લીધેલી ૧૫૦૦ તસ્વીરો, લાહોરની હિંદી સંસ્કૃતિના આંતરરાષ્ટ્રીય વિદ્યાલયને ભેટ તરીકે અર્પણ કરી છે.

એમ કહેવાય છે કે તાડપત્ર પર લખાયલા જે હસ્તલિખિત ગ્રંથો આજે હિન્દમાં અસ્તિત્વમાં છે, તેમાં આ ગ્રંથો સૌથી વધુ પ્રાચીન છે. ગ્રંથમાં ૧૦૭૫ વિક્રમ સંવત આપવામાં આવ્યો છે.

## પરદેશ

ગયા માસમાં ઇંગ્લેન્ડના કોવેન્ટ્રી પર જર્મન વિમાનોએ કરેલા બોમ્બમારામાં ત્યાંના દેવળના પુસ્તકાલયને ગંભીર નુકસાન થયું છે.

---

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૦–૪૧

### યાદી નં. ૧ : સંખ્યા પ૨૩

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૦–૧૨–૪૦ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૧ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. તા. ૧૫–૧૨–૪૦ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને પણ ૧ લી જાન્યુ. થી પત્રો શરૂ થઈ તેમની યાદી અલબત્ત જાન્યુ. ના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—કાવીઠા, કાસર, ગાડા, ગંગાપુર, ચાંગા, જાલાખોરડી, જોળ, ડભોઉ, દેવા, નવાગામ, પલાણા, પલોલ, પેટલાદ બાલ, પેટલાદ મહિલા, બાકરોલ, બાલીંટા, બોરીઆ, બાંટવા, બાંધણી, ભડકદ, ભંડેરજ, મલાતજ, મેઘલપુર, મોગરી, રામપુર, રામોલ, રૂણ, રૂણજ, લીંબાલી, વસો બાલ, સિહોલ, સાસેદ, સુંદરણા, હરિબા મહિલા વસો, પુનિબા મહિલા સોજીત્રા, મોરડ, દંતાલી, વિશ્રામપુરા, સીલવાઈ, વિશ્નોલી.

**ભાદરણ**—કાણીસા, કીંખલોડ, કોસીંદ્રા, ગંભીરા, પીપળોઈ, બામણગામ, રણોલી, રૂદેલ, લાલપુરા, સીસ્વા, ઝારોળા, ચમારા, ભાદરણ બાલ, ભાદરણ મહિલા, સુવા, મોટીશેરડી.

**વડોદરા**—આજોડ, ઊંડેરા, કરચીઆ, કલાલી, કેલનપુર, ગોરવા, ચાપડ, છાણી, દશરથ, ભાયલી, માંજલપુર, મેઘાકુવ, રણોલી, રમણ ગામડી, વરણામા, સેવાસી, સોખડા, વાસણા કોતરીઆ, ફાજલપુર (પોર), પાતલવેણી, તતારપુર, રાયપુરા, ગોકળપુરા, તાંદળજા, અલ્હાદપુરા, સુંદરપુરા, અંપાડ, માણેજા, સમા, સમસાબાદ, ફાજલપુર (સાંકરદા), લાલજીપુર, મોતીઆપુરા, બાજવા, રૂવાદ, શેરખી, ગોસીંદ્રા, દામાપુરા, ધટોલા, સરાર.

**પાદરા**—આંતી, કરખડી, કુરાલ, ગણપતપુરા, ગવાસદ, ચિત્રાલ, તિથોર, દરાપુરા, દૂધવાડા, માસર, મુવાલ, વડુ, સાધી, સોખડાખુર્દ, હુશેપુર, મહુવડ, પાટોદ, ભદારી, ધાયજ, સાંગમા, સીહોર, મહમદપુરા.

**કરજણ**—અખત્રુ, ઓઝ, કંડારી, કુરાઈ, કોરલ, ખાંધા, ગણપતરા, ગંધારા, દેથાણ, બચાર, માનપુર, માંગલેજ, મીયાગામ, મેથી, વલણ, શરૂપુરટીંબી, સારીંગ, સીમળી, હાંડોદ, કલા, ભરથાણા, મેસરાડ, માત્રોજ, માંગરોલ, સામરા, આસનેરા, નિશાળિયા, લતીપુર ટીંબી, આલમપુર, કંથારીઆ, ઠંબોલા, કુરાલી.

**ડભોઇ**—કડધરા, કરણેર, કરમાલ, કારવણ, ગામડી, ધમેલી, પીસાઈ, ભીલુપુર, મંડાળા, સીંગરથળી, વણાદરા, સાઠોદ, બહેરામપુર, પારીખા, બ્યારા, સીતપુર.

**શિનોર**—અવાખલ, આણંદી, ઉતરાજ, કુકસ, છાણુભોઈ, ઝાંઝડ, તેનતલાવ, પુનીઆદ, બરકાલ, બીથળી, ભેખડા, માલસર, માલુ, મોટા કરાળા, તરવા, શિનોર મહિલા, સેગવા.

**સાવલી**—ડેસર, નાની ભાદોલ, પીલોલ, વેજપુર, શાન્તિપુરા, શારદાપુરા, સમલાયા સ્ટેશન, તુલસીપુરા, માધવ:

**વાઘોડીઆ**—કામરોલ, કાશીપુરા, જરોદ, રવાલ, રસુલાબાદ, લીલોરા, આજવા કંપાઉન્ડ, શંકરપુરા, અમૃતપુરા, આસોજ, અડીરણ.

**સંખેડા**—ક્રોસીંદ્રા, ખુનવાડ, ચીખોદ્રા, લઢોદ, વાસણા, સરગી, પાટણા, ફાટા, દેસણ, વડદલા, ઝાબ, ગોલાગામડી, ચંદાનગર, પાણેજ, કાવીઠા, ભાટપુર, ઝરવણ, હરેશ્વર.

**તિલકવાડા**—કરનાળી, બરોલી.

**દહેગામ**—ઉદણ, નાંદોલ, મગોડી, મોટા ઇસનપુર, હાથીજણ, પાટનાકુવા, લવારપુર, આલમપુર, ગલુદણ, જાખોરા, સોનારડા, મહુદરા.

**આતરસુંબા**—કનીપુર, વ્યાસવાસણા, કમાલબંધ વાસણા, ઉકરડીના મુવાડા.

**કડી**—કંડ, ખાવડ, દેઉસણા, નંદાસણ, ભટાસણ, મેડાઆદરજ, રાજપુર, લુણાસણ, વામજ, પ્રુલેત્રા, ઓરીસણા, બાહ્ઠી ( કુમારપુરા ), ઢોરીઆ, નાની કડી.

**કલોલ**—ઉનાઉ, કોલવડા, ખોરજડાભી, જાસપુર, ટીંટોડા, નારદીપુર, પલીઅડ, પાનસર, બાલવા, મોખાસણ, રાંધેજા, વેડા, સઈજ, સાંતેજ, સેરથા, સોજા, નાસમેદ (અઢાણા), વાસણા, કલોલ મહિલા, તારાપુર, જામલા, ઇસંડ, ધાનજ, વડસર.

**વિજાપુર**—આગલોડ, કુકરવાડા, ખરણા, ખરોડ, ગોઝારીઆ, ચરાડા, જંત્રાલ, દેવડા, પામોલ, બીલોદરા, સાણેકપુર, માલોસણ, લાકરોડા, લોદ્રા, વસાઇ, પાંરસા, ફલુ, મહુડી, હીરપુરા, જેપુર, કેલીસણા, પડુસ્મા, ગેરીતા, ભાવસોર, રણસીપુર, ઉપખલ, નવા રામપુરા.

**વિસનગર**—કડા, દવાડા, ઓકરવાડા, વાલમ, ખરસદા, ગણેશપુરા, સેવાલીઆ, કંસારાકુઇ, રંગાકુઇ.

**મહેસાણા**—ખેરવા, દેવરાસણ, ધડા, પીલુદરા, બલોલ, છુટાપાલડી, ઓરીઆવી, લાંઘણજ, સાલડી, પાલોદર, આપાપુરા ( દિવાનપુરા ), ધાંધુસણ, ચરાડુ ( નાનું ), પાંચોટ, તાવડીઆ, પાંલાવાસણા.

**સિદ્ધપુર**—ઉનાવા, કરાલી, કાંબળી, દાસજ, મહેરવાડા, રામપુરા ( ઊંઝા ), અમુદ, મામવાડા, ઊંઝા મહિલા, રણછોડપુરા.

**એરાણુ**—ઉમતા, જારકા, ડભાડ, સુંઢીઆ, મલેકપુર, કમાલપુર, કહીપુર, રાજપુર, સબલપુર, શેખપુર, બાબીપુર, હીરવાણી મોટી, મોળીપુર, ત્રાંસવાડ, થંભિણા, ચોટીઆ, ગોરીસણા.

**પાટણ**—કુણઘેર, બાલીસણા, મણુંદ, રણુંજ, સંખારી, સંડેર, પાટણ મહિલા, સમોડા, મીઠી વાવડી, ડેર, વીસલવાસણા.

**ચાણસ્મા**—કનોડા, ગાંભુ, પલાસર, શંખલપુર, મણીઆરી, જેતપુર, ખોરસમ, મોઢેરા, ભાટસર, ઇસ્લામપુરા, આદીવાડા, ટાકોદી, મીઠા ધારવા, ગંગેટ, દાણોદરડા, સુણસર, જાખાના.

**હારીજ**—હારીજ, પીપલાણા, વાંસા, અડીઆ.

**નવસારી**—આમલી, કસ્બાપાર, કુચેદ, કોલાસાણા, ડાભેલ, પરુજણ, મરોલી, વેસ્મા, સંરઇ, સીમલગામ, સીસોદરા, નવસારી મહિલા, આંગરોલ, અલુરા, નીમળાઈ, નવસારી બાલ.

**ગણદેવી**—અજરાઇ, અંભેટા, ગડત, ધનોરી, ધમડાછા, સોનારડા, તલીઆળા, ગંગેર, દેવધા, પાટી.

**પલસાણા**—ઉમરાખ, એરથાણ, કડોદરા, ગાંગપોર, ચલથાણ, બલેશ્વર, કણાવ.

**કામરેજ**—ઓરણા, કામરેજ, ખોલેશ્વર, ડુંગરા, દીગસ, દેલાડ, દેલોદ, નગોડ, નનસાડ;

પરબ, વરીઆવ, વલણ, વાવ, વિહાણ, શેવણી, લાડવી, ટીંબા, શેખપુર, ચીખલી, કોળી ભરથાણા, સેગવા, પાલી, ખોલવડ.

**મહુવા** - ગ્રેરવાવરા, મહુવા, ધડોઇ, કોસ, ગુણસવેલ, ઓડચ, ખીલખડી, લસણપોર, બામણીઆ, કુંગરી.

**માંગરોલ**—આંકડોદ, કુંવારદા, દીણોદ, નાની નરોલી, પીંપોદરા, માંગરોલ, વેલાછા, કંટવા, લીંબાડા, હથોડા.

**વ્યારા**—કપુરા, ગડત, રૂપવાડા, વસિકુઇ, અંધારવાડી દૂર, કોજણ, કટાસવાણ, વાણી, બેડકુવાદૂર, કલકવા, ઉમરવાવ નજીક, કાકડવા, વ્યારા મહિલા, વડકુઇ, પાટી.

**અમરેલી**—અમરેલી બાળ, અમરેલી મહિલા, દેવરાજીઆ, નાના માંચીઆળા, વાંકીઆ, વિઠ્ઠલપુર, સરંભડા, માંગવાપાલ, ટીંબા, ખીજડીઆ ખારી, તરવડા, જેસીંગપુરા.

**દામનગર**—ચાવંડ, કુકરણીઆ, પાડરસીંગા, રાભડા, રૂપાવટી, થાખપુર, હીરાણા.

**ધારી**—આંબરડી, સરસીઆ, કમી, ગરમલી, ચલાલા, ચલાલા બાલ, ધારંગણી, નાગધરા, ભલગામ, ભાડેર, હુંડલી, પાણીઆ.

**કોડીનાર**—મિતિઆજ, હરમડીઆ. **ખાંભા**—ખાંભા, વાંકીઆ. **ભીમકટા**—ભીમકટા. **રતનપુર**—રતનપુર. **ઓખામંડળ**—કલ્યાણપુરા. વરવાળા, મહિલા બેટ, મહિલા દ્વારકા.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૪૦

## યાદી નં. ૧૧ : સંખ્યા ૭૪

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯-૪૦ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે નવેમ્બર માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને ૧૯૪૦ આખર સુધીમાં પુસ્તકો બનતા સુધી મોકલાઇ જાય તેવી યોજના થયેલી તે મુજબ પત્રો-માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાય છે. પરંતુ હજી કેટલાંક ગ્રામ પુસ્તકાલયોએ તેમના બજેટમાં પુસ્તકોની યાદીઓ મોકલી નથી. જેમણે હજી પણ યાદીઓ મોકલી ન હોય તેમણે બનતી ત્વરાએ મોકલી આપવા તજવીજ કરવી.

**વડોદરા**—વેમાલી, શેરખી.

**પાદરા**—વડુ.

**કરજણ**—ઓસલામ, સમોઇ.

**સાવલી**—બાકરોલ.

**સંખેડા**—લાછરસ, સર્યાઘોડા, સરડીઆ.

**દહેગામ**—લવારપુર, વડવાસા, પાલજ, કઠવાડા, ભાવડા, છાલા.

**આતરસુંબા**—ઠિકરડીના મુવાડા, બારીઆ.

**કડી**—ખાવડ, કંડ, શિયાપુરા, રંગપુર, લુણાસણ, ડાંગરવા, ઢોરીઆ, વીડજ, કૈયલ.

**કલોલ**—વાસણા, કોલવડા, શોભાસણ, ધમાસણા, જામલા.

**વિજાપુર**—નવાસંઘપુર, સુંદરપુર, આજોલ, બીલીઆ, આગલોડ, ધનપુરા, સરદારપુર, કુકરવાડા, ચડાસણા, મહાદેવપુરા.

**વિસનગર**—ગણેશપુરા, ખંડોસણ.

**મહેસાણા**—શોભાસણ, ચરાડુ, માંકણજ, આંબલીઆસણ.

**સિદ્ધપુર**—સમોડા, કાકોસી, સેદ્રાણા, નાગવાસણ, દેથળી.

**બેચરાજી**—આણુસોલ, બલાદ, વિઠોડા, મંદ્રોપુર.

**પાટણ**—કણી, ચંદ્રુમણા, પલ્લી.

**ચાણસ્મા**—આદિવાડા, કાલરી, દાણોદરડા, કનોડા, ટાકોદી, ધરમોડા, રણેલા, કારોડા.

**વ્યારા**—કલકવા.

**અમરેલી**—દેવરાજીઆ.

**ધારી**—ભલગામ, સરસીઆ.

**ઓખામંડળ**—વરવાળા.

ट५ ૫૨૦૧૬/૧૩ પંડિત, જીવરામ ગણપતિરામ
ઈશ્વરનો સ્વીકાર અને
'ઇન્કાર'નો ઇન્કાર
૧૯૩૪; રૂ. ૦–૮–૦

क८ ૨૯૧૪/૨૫ જૈનધર્મ પ્રચારક સભા, ભાવનગર
ગૌતમનીતિ દુર્લભબોધ
૧૯૩૪;

घ४ ૨૯૧૪/૨૦૩ જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર
કુમારપાળ રાજાના રાસનું રહસ્ય
૧૯૩૪; રૂ. ૧–૦–૦

૪ ૫૪૭/૮૨ સુશીલ (પરિખ, ભીમજી હ.)
વિવેકવિલાસ કિંવા શ્રીપુરુષને સાચો સર્વાહકાર
૧૯૩૩; રૂ. ૩–૦–૦

૪ ૬૮૧/૧૩ મશરૂવાળા, કિશોરલાલ ઘ. (અનુ.)
ઉધઈનું જીવન
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

त ૩૯૧૪૪/૫૪.૧ દવે, ભાનુ પ્ર.
પરણ્યા પછી ભા. ૧લો.
(અં) (સંતતિનિયમન)
૧૯૩૪; રૂ. ૦–૮–૦

ठ२ ૭૫૧૬૪/૯૮ યજુર્વેદી
સ્વરાજ્ય અને સંરક્ષણ
૧૯૩૪; રૂ. ૦–૮–૦

ण४ ૨૩૪૧/૬૧ ગાંધી, જેઠાલાલ (અનુ)
બોલ્શેવિઝમ અને બીજીવાતો
૧૯૩૫; રૂ. ૦–૬–૦

ण४ ૪૩૧૭૪/૮૨ દેસાઈ, મણિભાઈ ગોપાળજી
વીમાનો સંદેશ
૧૯૩૫;

ण४ ૫૪૬/૩૫ પરિખ નરહરિ દ્વા. અને વળામે, પાં. વિ. (અનુ)
ત્યારે કરીશું શું ?(ટૉલ્સ્ટૉય કૃત)
૧૯૩૫; રૂ. ૧–૦–૦

त४ ૬૪૭/૩૫ મસ્તફકીર
ત્રણ તપેલાં
(અં) ૧૯૩૫; રૂ. ૦–૩–૦

त५ ૮૧૧૩/૨૭ વાડીઆ, આદરજી દીનશાજી
છૂક છૂક ગાડી (સ.બા. ગ્રં.૪)
(અં) ૧૯૩૫; રૂ. ૦–૨–૦

घ६ ૯૦૮/૬૦ શાહ, રમણલાલ નાનાલાલ (સંપા)
બાલચિત્રમાળા
૧૯૩૧; રૂ. ૧–૪–૦

च ૫૫૫/૬૬ પાદરાકર, મણિલાલ મોહનલાલ
મંગળસૂત્ર
૧૯૩૫; રૂ. ૨–૯–૦

भ ૨૯૪૭/૨૨ જોષી, ઉમાશંકર
ગંગોત્રી
૧૯૩૪; રૂ. ૧–૮–૦

म ૯૧૦૨૪/૫૯ શાહ, શાન્તિલાલ મોહનલાલ
બળવાખોર
૧૯૩૫; રૂ. ૧–૦–૦

य२ ૯૫૭૮૨/૧૫ વ્યાસ, મૂળશંકર પ્રેમજી
કથાકુસુમ
૧૯૩૫; રૂ. ૦–૮–૦

य२ ૯૨૧૫/૬૯.૨ શુકલ, શિવશંકર પ્રાણશંકર (અનુ.)
હૃદયમંથન ભા. ૨ જો
૧૯૩૪; રૂ. ૧–૦–૦

य३ ૪૩૦૭૭/૯૭ દેસાઈ, બાલાભાઈ વીરચંદ
(જયભિખ્ખુ)
(શ્રી) સ્થૂલિભદ્ર
૧૯૪૦; રૂ. ૨–૮–૦

ચ૫ ૨૧૧૨/૩૬ કોઠારી, કકલભાઇ અને આચાર્ય, ગુણવંતરાય
ત્રિલોચન
૧૯૩૫; રૂ. ૧-૪-૦

ચ૫ ૨૩૫/૬૫ ગાંધી, ભો. અને ત્રિપાઠી ધ. હી.
ભાભી (ર. ટાગોરકૃત)
૧૯૪૦; રૂ. ૨-૮-૦

ચ૫ ૨૯૮૪/૭૯ જોશી, બાબુરાવ
થોડીતી તરસ
૧૯૩૪; રૂ. ૨-૦-૦

ચ૫ ૨૯૯૮૨/૭૫ જોશી, માણેકલાલ ગોવિંદજી (અનુ.)
મામા
૧૯૩૫; રૂ. ૩-૮-૦

ચ૫ ૩૬૫૫૪/૫૭ ત્રિવેદી, ચંદુલાલ
પ્રતિબિંબ
૧૯૩૫; રૂ. ૦-૧૩-૦

ચ૫ ૩૯૬૧/૨૭ દિવ્યાનંદ
જળિની
૧૯૩૫; રૂ. ૦-૮-૦

ચ૫ ૫૯૧૬/૭૯ બાજીગર
લોખંડી પંજો
૧૯૩૪; રૂ. ૨-૦-૦

ચ૫ ૬૮૮/૧૨ મહેતા, ચંદ્રવદન ચીમનલાલ
આગગાડી
૧૯૩૪; રૂ. ૧-૪-૦

ચ૫ ૬૯૨/૯૫ મહેતા, ધનસુખલાલ કૃષ્ણલાલ
સાસુજી
૧૯૩૪; રૂ. ૧-૮-૦

ચ૫ ૭૦૩૩૩/૩૪ મહેતા, રમણિક કિસનલાલ
તરંગિણી
(અઃ) ૧૯૩૫; રૂ. ૦-૧૦-૦

ચ૫ ૮૦૯/૨૨ વસાવડા, ઉદ્
ગંગાનાં તીર
૧૯૪૦; રૂ. ૨-૮-૦

ચ૫ ૯૧૮૪/૪૦ શુક્લ, બચુભાઇ (ભા. ક.)
દુર્ગા (શરચ્ચંદ્ર કૃત)
૧૯૪૦; રૂ. ૨-૮-૦

ચ૫ ૯૭૮૯/૮૦ શ્રી સાહિત્ય મંદિર, સુરત (સં.)
વહેમી પતિ
(અઃ) ૧૯૩૪; રૂ. ૦-૩-૦

ચ૭ ૩૨૦/૧૫ ઠકુર, નારાયણ વિસનજી,
કચ્છની પદ્મિની અથવા
પુંઅરો અને રાજે
૧૯૩૩; રૂ. ૩-૦-૦

ચ૭ ૭૨૧/૯૭ મિસ્ત્રી, અંબાલાલ નાથાલાલ,
સોલંકી યુગની કીર્તિકથાઓ
૧૯૩૫; રૂ. ૨-૦-૦

ચ૭ ૭૭૦/૯૭ રાયચુરા, ગોકુળદાસ દ્વારકાદાસ
સોરઠ રાણી
૧૯૩૫; રૂ. ૧-૮-૦

ર ૧૦૨/૬૨.૮ અખંડાનંદ, ભિક્ષુ
શુભ સંગ્રહ ભા. ૮ મો
૧૯૩૯; રૂ. ૨-૦-૦

ર ૧૦૨/૬૨.૯ અખંડાનંદ, ભિક્ષુ
શુભ સંગ્રહ ભા. ૯ મો
૧૯૩૯; રૂ. ૨-૦-૦

ર ૧૯૫૨/૬૯.૨ કામદાર, પ્રો. કેશવલાલ હિં.
સ્વાધ્યાય ભા. ૨ જો
૧૯૪૦; રૂ. ૩-૦-૦

ર ૨૩૭૪/૨૩ શ્રી. મહારાજા સયાજીરાવ ગાયકવાડ
એઓશ્રીનાં ભાષણો તથા
વ્યાખ્યાનો ભા. ૧ લો
૧૯૩૫; રૂ. ૧-૪-૦

ર ૩૬૬૫/૨૦ ત્રિવેદી, નવલરામ જગન્નાથ
કેટલાંક વિવેચનો
૧૯૩૪; રૂ. ૧-૮-૦

ૡ $\frac{૪૫૬}{૭૬}$ ધૂમકેતુ
રજકણ
૧૯૩૪; રૂ. ૧–૪–૦

ૡ $\frac{૫૫૩૯}{૫૪}$ પાઠકજી, વ્યોમેશચન્દ્ર જનાર્દન
પરાગ
૧૯૪૦; રૂ. ૧–૦–૦

ૡ $\frac{૮૧૫૭}{૫૮}$ વિદ્યાર્થી, હરિશંકર
પ્રમાણુ સાગર
૧૯૩૫; રૂ. ૨–૦–૦

ૹ૧ $\frac{૨૨૮૨}{૩૪}$ ગજ્જર, મગનલાલ જેકીસનદાસ
તાજપોષી
૧૯૩૫; રૂ. ૦–૪–૦

ૹ૩ $\frac{૬૫૮}{૫૮}$ મહેતા, ભરતરામ ભાનુસુખરામ
પ્રાચીન હિંદમાં સંઘજીવન
૧૯૩૪; રૂ. ૧–૦–૦

ૹ૫ $\frac{૭૭૮૮૪}{૯૫}$ દવે, કનૈયાલાલ ભાઇશંકર
સિદ્ધસર–સહસ્રલિંગનો ઇતિહાસ
૧૯૩૫;

વ૫ $\frac{૩૮૨}{૧૩}$ દવે, મહાશંકર ઇંદ્રજી ( પ્રયોજક )
કુરાન
૧૯૩૪; રૂ. ૧–૮–૦

ળ૧ $\frac{૫૪૩૧}{૪૦}$ પરીખ, અમૃતલાલ મોહનલાલ (અનુ)
દુનિયાની ભૂગોળ
૧૯૩૨; રૂ. ૨–૪–૦

ક્ષ૧ $\frac{૮૯૭૯}{૮૧.૯}$ શાહ, ધીરજલાલ ટોકરશી (પ્રકા.)
વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૯મી
૧૯૩૫; રૂ. ૧–૮–૦

ક્ષ૪ $\frac{૮૯૭૯૮}{૯૭}$ શાહ, ધીરજલાલ ધનજીભાઇ
સોળ સતી
૧૯૩૫; રૂ. ૧–૪–૦

---

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નંબર ૧૫ સને ૧૯૪૦–૪૧

# વિષય

### " જાગૃતિ " પત્ર સ્વીકારવા બાબત

વડોદરામાંથી પ્રસિદ્ધ થતું " જાગૃતિ " પત્ર રાજ્યનાં તમામ પુસ્તકાલયો માટે મંજૂર કરવામાં આવ્યું છે. આ પત્રના અધિપતિએ, આ પત્ર રાજ્યનાં બધાં પુસ્તકાલયોને વગર લવાજમે મોકલવામાં આવે છે છતાં કેટલાંક પુસ્તકાલયના મંત્રીઓ આ પત્ર પુસ્તકાલયમાં વાચકો માટે ન મૂકતાં તે પત્રના અધિપતિ તરફ પરત મોકલે છે એવી ફરીઆદ તેમના તરફથી તા. ૧૩–૧૧–૪૦ થી આવેલી છે. સબબ આ સૂચનાથી રાજ્યનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓ અને કાર્યવાહકોને જણાવવામાં આવે છે કે, જે જે પ્રચારકો તરફથી પત્રો ભેટ તરીકે કે વગર લવાજમે પુસ્તકાલયો તરફ મોકલવામાં આવે તે પત્રો પરત ન મોકલતાં પુસ્તકાલયમાં વાચકો માટે વાંચવા મૂકવા તજવીજ કરવી અને આ પત્ર પણ વાંચવા મૂકવા તજવીજ કરવી. આશા છે કે આવી ફરીઆદ ફરીથી આવવાનો પ્રસંગ આવવા પામશે નહિ.

વડોદરા, તા. ૪ ડિસેમ્બર ૧૯૪૦ — પુ. ત્રિ. શાહ — ઉ. મો. પટેલ, મદદનીશ વ્યવસ્થાપક

સામયિક દોહન

વર્ષ ૨ ] ડિસેમ્બર : ૧૯૪૦ [ અંક ૧૨

## લખા ભગતના છપ્પા [ એક પ્રતિકાવ્ય ]

સહજ વસે વાણી ચૈતન્ય, તો જ વસે કવિતા ત્યાં ધન્ય,
ઘસી ઘસી દે છોલી કપાળ, કવિતા નહિ ઉતરે કો કાળ,
લખા પ્રયત્ને પૂતળું થાય, પણ નહિ અંદર જીવ મુકાય! ૧

કોણ વાદળમાં વીજળી ભરે ? કોણ હરણીને અંજન કરે ?
ક્યાંથી સુગંધ પામી કસ્તુરી ? કેમ ઈક્ષુને મળી માધુરી ?
મેઘે કેમ ધનુનું સૌંદર્ય ? લખા એ સર્વ સહજ આશ્ચર્ય ? ૨

ભારી જબરા કરો પ્રયત્ન, નહીં બને કુદરતનું રત્ન;
સાક્ષરતા મથી કવિતા કરે, પણ પેલી રવિતા નહીં વરે:
લખા ન મર્મ ઉરે આણિયો, આભને તોળે કોણ વાણિયો ? ૩

સોળ સ્વરો વ્યંજન છત્રીશ, વાણીનો વિસ્તાર વણીશ;
જ્યાંના ત્યાં મહીં રહે ગૂંથેલ, તે તો સૌ ઘાંચીના બેલ;
લખા ત્રેપનનો ફોડે પાર, ત્યાં વાણી વીજળી ચમકાર. ૪

ત્રણ ગુણથી કવિતા વિસ્તાર, ભાવ કલ્પના અને વિચાર,
પણ આત્મા તો છે રસવાણ, તે વિણ એ મૃતદેહ પ્રમાણ;
લખા કાવ્યનું એ ચૈતન્ય, છે જડ જેવાં લક્ષણ અન્ય. ૫

હું નહિ સાક્ષર કે વિદ્વાન, કવિને રહે કવિતાનું જ તાન;
મુજમાં કાવ્ય ને કાવ્યે હું ય, એ અદ્વૈતે પર ન કશું ય;
કવિ કવે તે કવિતા, લખા! કવિતા લખે તે કવિ નહિ સખા. ૬

કોઈ કહે પદ્યે શું થાય ? રસવાક્ય જ કવિતા કહેવાય;
કો કહે કવિતા અર્થપ્રવાહ, જેમ તેમ ગોઠવી પડવું રાહ;
કો કહે જુદું કવિતામાધુર્ય, કો દાખે ડોલનચાતુર્ય:
લખા અશક્તિનાં એ વેવલાં, વૃષ્ટિ કરે છે શું નેવલાં ? ૭

મહાસાક્ષર ચોળીને શિર, સાત વર્ષે રાંધી રહે ખીર,
સાકર બદલે કાંકર ભરી, જાય ગળે નહિ તે ઊતરી;
રોડાં બહુ આવે 'જ' વચેટ; નામ બાડું પાડયું સોનેટ;
લખા મિયાંની ભેંસ એ થાય, તેને કેમ ઊણું કહેવાય ? ૮

[ તા. ૨૪-૧૧-૪૦ના 'પ્રનબંધુ' માંથી. ]

# નાનાસાહેબના અંતિમ દિવસો

**૧૮૫૭ ના બળવાના મશહૂર નાનાસાહેબ મેલેરિયાનો ભોગ થઇ મરી ગયા એવી વાત પ્રચલિત છે. પણ છેક ૧૯૧૬ સુધી આપણે ત્યાં હોમરૂલ ચળવળ શરૂ થઇ ત્યાં સુધી તે જીવતા હતા એમ આ લેખમાં જણાવાય છે. નાનાસાહેબની પત્ની નેપાળમાં વર્ષો વીતાવતી હતી. નાનાસાહેબ તીલાસેલી ગામડામાં ગરીબ દુકાનદાર તરીકે જીવતા હતા. તેમની ભેદી કથા અહીં રજૂ થાય છે.**

બહુ ઓછાને ખ્યાલ હશે કે ૧૮૫૮ માં મેલેરિયાનો ભોગ કે-કોઇ જંગલી વાઘચિત્તાનો શિકાર બનેલા હોવાનું મનાતા, ૧૮૫૭ ના હિંદી બળવાના સરદાર નાનાસાહેબે આ તેના કહેવાતા અવસાન પછી-નહિ શાંતિ, નહિ આરામ-એવી ઓછી અને વધતી પચાસથી પણ વધુ દિવાળીઓ વિતાવી હતી; અરે, છેક ૧૯૧૮ સુધી નાનાસાહેબનું બળવાખોર હૃદય ધડકતું હોવાના પણ પુરાવા પડયા છે.

*

૧૯૧૮ માં મેલેરિયાનો ભોગ બન્યો બાલારાવ-નાનાસાહેબનો મોટો ભાઇ-નાના પોતે નહિ, પણ કોણ જાણે કેમ, વાયુવેગે વાત પ્રસરી ગઇ કે નાના સાહેબનું અવસાન થયું. બ્રિટિશ રાજ્યના વિરોધીઓને એક ઝંડા નીચે એકત્ર કરવા માટે માત્ર જેની હાજરીજ બસ હતી તેવા આ બળવાખોરોના બેતાજ બાદશાહ સમા નાનાસાહેબનું અસ્તિત્વ ભૂંસી નાખતી અફવાને ખોટી ઠરાવવા માટે સરકાર તૈયાર ન હતી.

*

બ્રિટિશ સરકાર તરફથી રૂપીઆ દશ લાખનું વર્ષાસન ભોગવતા, યુક્ત પ્રાંતમાં બીઠુરમાં આવી વસેલા છેલ્લા પેશ્વા બાજીરાવનો નાનાસાહેબ દત્તક પુત્ર હતો. ૧૮૫૧ માં તેના પાલક પિતાના અવસાન પછી નાના બાજીરાવનો દત્તક પુત્ર હોવાથી સરકાર તરફથી એ વર્ષાસન ચાલુ રાખવાની સાફ ના પાડવામાં આવી.

નાનાના દિલમાં હવે ધિક્કારની ચિનગારી ચમકી ઉઠી અને એ ચિનગારીએ આખા ઉત્તર હિંદને સળગાવ્યું: બળવાનો પવન ફુંકાયો.

*

૧૮૫૭ ના ડિસેંબરની છઠ્ઠી તારીખે નાનાસાહેબે અંગ્રેજો સાથે કાનપુર નજીક આખરી જંગ ખેલી કાઢયો. સર કોલીન કેમ્બેલના સૈન્યે નાના સાહેબના લશ્કરને ભગાડયું, નાના સાહેબને નાસવાનો વારો આવ્યો; પાછળ પડી ગયા. આગળ નાના અને પાછળ મેજર રસેલ એમ નાસભાગ કરતા. ૧૮૫૭ ના એ બળવાના બહાદૂર સરદારે સદ્દગત પેશ્વાની વિધવા, પોતાની પત્ની બાઇ કાશીબાઇ, મોટા ભાઇ બાલારાવ અને (નાના) તાત્યા ટોપી તથા કેટલાક નોકરચાકરો સાથે નેપાળની વાટ પકડી.

બીજે વર્ષે વાયુવેગે વાત પ્રસરી ગઇ કે નાનાસાહેબ મેલેરિયાની બિમારીનો ભોગ બન્યા છે અને તેની સાથે હિંદી સરકારે છૂટકારાનો દમ ખેંચ્યો.

પણ નાના "હેમ ખેમ" હતો. નેપાળની હદ ઓળંગ્યા પછી નાના નિશ્ચિંત બન્યો. દેવગઢ આગળ તેને નેપાળના વડા પ્રધાન જંગબહાદૂરનો ભેટો થઇ ગયો. નાનાસાહેબે ફેંટામાંથી પેશ્વાઓનો એક નવલખો હાર કાઢી જંગબહાદૂરને ભેટ કરી દીધો. આ ભેટની ધારી અસર થઇ. બદલામાં કાશીબાઇ અને અન્ય સ્ત્રીઓને ધનગાર અને શાહરીઆની ઉપજ અર્પણ કરવામાં આવી અને નાનાસાહેબને નાસી છૂટવા માટે માર્ગ મોકળો કરી આપવામાં આવ્યો. નાનાસાહેબ પશ્ચિમને પંથે પડયા.

*

ધનગારમાં કાશીબાઇ દબદબાથી રહેતી અને કાશીબાઇ, જંગબહાદૂર અને (નાના) તાત્યાના ઓરમાન ભાઇ બળવંતસિંગ વચ્ચે રચાયેલા પ્રણયત્રિકોણે કાશીબાઇને જગબત્રીસીએ ચઢાવી દીધી. બળવંતસિંગનો પગ કાઢવા માટે જંગબહાદૂરે બળવંતસિંગને માથે સાચોખોટો આરોપ ઓઢાડી કેદખાને નંખાવ્યો. લગભગ આજ સમયે બાળાસાહેબ—નાનાના મોટા ભાઇ—નું અવસાન થયું અને અફવા ક્યાંથી ઉડી—કોણે ઉરાડી એ કાંઇ ખબર નથી—પરંતુ જોતજોતામાં હિંદના વીર પુત્રના અવસાનના સમાચાર દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરી ગયા.

*

તે દરમ્યાન તીલાતેલી નામના એક નાનકડા ગામડામાં એક દુકાનદાર રહેતો. જંગબહાદૂર તરફથી તેને છૂપી રીતે વાર્ષિક સો રૂપિયાનો દરમાયો મળતો, તેના ઉપર તે ગુજરાન ચલાવતો.

તીલાતેલીનો એ વેપારી એક વખત છેલ્લા પેશ્વા બાજીરાવના દત્તક પુત્ર તરીકે મહાલતો હતો, એક વખતે નવલખ હાર એની કોટે શોભતો હતો, એક વાર બ્રિટિશ સામ્રાજ્યનું નામોનિશાન ભૂંસી નાખવા તેણે તલવાર ઊંચકી હતી અને એ ગરીબ દુકાનદાર દુનિયાને મન જીવતે મુએલા મનાતા એક વખતના 'નાનાસાહેબ' હતા. એ બધી વાતની તીલાતેલીનાં લોકોને ક્યાં ખબર હતી ?

દર વર્ષે 'શિવરાત્રિ'ના મેળા વખતે એક અભ્યાગતનો વેશ લઇ બીજા યાત્રીઓના ટોળામાં મળી જઈ નાનાસાહેબ ધનગાર આવતો. કાશીબાઇ સૌ અભ્યાગતોને હાથોહાથ દાન કરતી, સૌનાં સુખદુઃખની વાત પૂછતી.

*

આ વખતે પતિપત્નીને એકમેકને બે શબ્દો કહી લેવા દેવાની તક મળી જતી. કાશીબાઇના ધનગાર ખાતેના નાનકડા મહેલમાં હંમેશાં નાનાસાહેબનો પલંગ ઢાળવામાં આવતો અને નાનાસાહેબની રૂપાની બાજઠ પર તુલસીપત્રનો અભિષેક કરવામાં આવતો. એક પછી એક વર્ષો વીતી ગયાં. નાનાસાહેબ ધીમે ધીમે બેપરવા બનતો ગયો. તેણે હિંદની વારંવાર મુલાકાત લેવા માંડી. કુંભમેળા દરમ્યાન નાનાસાહેબ ઘણુંખરું હિંદમાં જ ભટકતો; અને ઔરક્ષણ મંડળીના પ્રમુખના કહેવા પ્રમાણે તો ૧૮૮૫ માં, આ મેળા દરમ્યાન અલ્હાબાદમાં નાનાસાહેબ અને તેમણે સાથે બેસી ભોજન કર્યું હતું.

*

૧૮૯૫ ની એક સવારે સિમલાની શીતળ ટેકરી પર બિરાજતો હાકેમ, માથે વિજળી પડી હોય તેમ થીજી ગયો. રાજકોટ આગળ નાનાસાહેબની ધરપકડ કરી લેવાના સમાચાર

વધારે પ્રમાણમાં ફૂલ્યા ફાલ્યા છે. છાત્રાલયો, વીશીઓ, મેળા વગેરે ઠેકાણે તો મહિનાઓ સુધી પડી રહેલો લોટ વપરાય છે. સોના જેવા ઘઉં મિલમાં દળાવી લાવવા એટલે ઘઉંને જ નહિ પણ પોતાના અમોલ શરીરને પણ માટી ભેગું કરવા જેવું છે. આ વિષય પર તો નિષ્ણાત વૈદ્યો અને ડૉક્ટરો પણ સહમત થયા છે. ચકકીનો જીર્ણોદ્ધાર કરવો એ બહુ જ અગત્યનું છે. આ વાત દરેકના ગળે ઊતરવી જોઈએ.

**રેંટિયાની તરફ** ત્રીજી સંસ્થા છે. રેંટિયા વિષે તો આગળ જતાં ઘણાં ગીતો ગાવાનાં છે; છતાં પણ આજે મંગલાચરણનો શ્લોક બોલ્યે જ છૂટકો. જૂના જમાનામાં દરેક કુટુંબમાં રેંટિયો ફરતો હતો. એથી "**એક રોટી**"ની સાથે "**એ લંગોટી**"નો સવાલ પણ આપમેળે જ ઉકેલાતો હતો. ગામડાંઓના કારીગરોમાંથી વણકર પણ ખેડૂત કારીગર ગણાતો. ઘરમાં કાંતેલું સૂતર વણકરને આપી જરૂર પૂરતાં કપડાં વણાવી લઈ વણકરને તે બદલામાં અનાજ મળી રહેતું. આ રિવાજ હવે તદ્દન મરી ગયો છે. રેંટિયાનો ઘરમાં પ્રવેશ થયે ચકકી અને ચુલાનો સવાલ આપમેળે જ ઉકલે એવો છે. ગામડાંઓમાં લોકોને પેટપૂરતું મળી રહેતું નથી એટલે શહેરોમાં આવવું પડે છે. ફરજીઆત શહેરોમાં આવવાનું જો બંધ કરી શકાય તો આપમેળે જ ચોવીસ કલાક ચૂલો સળગતો રહે અને ચકકીના મધુરા સૂરો ...ભાતે સંભળાય. ગામડાંઓના લોકનો શહેર તરફ વહેતો અખંડ પ્રવાહ રોકવાની શક્તિ ...ત રેંટિયામાં જ છે. રેંટિયાની ઘરમાં પ્રાણપ્રતિષ્ઠા સ્થાપના થાય તો ચૂલો અને ચકકી ...ટે બીજી હિલચાલ કરવાની જરૂર રહેતી નથી.

ચૂલો, ચકકી અને ચરખો ( રેંટિયો ) આ અમારા ત્રણ ગૃહદેવતાઓ છે. આ ...તાઓની ઉપાસના-સેવા કરનારાં નર-નારીઓ સદાને માટે ચિર-આનંદ અનુભવશે અને ...મનું કલ્યાણ થશે. શાંતિ, સંતોષ અને પોષણ પ્રાપ્ત થાઓ !

[ મરાઠી "મધુકર"માંથી ]

---

# બાળક સાથે રમત

જે બાળક સાથે રમી નથી શકતો તે બાળકને કશું શીખવી પણ નથી શકતો. જો ...બાપ અને શિક્ષક બાળકને કંઈક શીખવવાની કે સારા સંસ્કાર આપવાની ઉમેદ રાખતાં ...ય તો બાળક સાથે રમતાં શીખ્યે જ છૂટકો છે. આ રમત એટલે બાળક સાથે કાલું-...ખડું બોલી ચાળાં કાઢવાં કે તેની સાથે અસંસ્કારી છોકરવાદીપણું કરવું, કે ઘોંઘાટ કરી ...કુદવો તેમ નહિ. કેળવણીની દૃષ્ટિએ આ રમતનો અર્થ એ છે કે બાળક આપણને જોઈને મોઢું સંતાડે કે મન ચોરે કે કંઈ પૂછીએ તો વાત ચોરે એવું તેની સાથે આપણું વર્તન ન હોવું જોઈએ. માબાપ કે શિક્ષક પોતાનાં વડીલ હોવા ઉપરાંત પોતાનાં મિત્ર પણ છે, તેવી તેને ખાતરી કરાવવી જોઈએ. આપણી સાથે હસીને વિનાસંકોચે એક મિત્રની માફક જ આપણને હોય તેવું કહી શકે તેવો તેની સાથે આપણો મનમેળ હોવો જોઈએ.

પણ આવા મિત્ર થવાની આવડત આપણા સમાજમાં માબાપને નથી અને શિક્ષકોમાં તો નથી જ નથી. પરિણામે અમૃતરૂપી જ્ઞાન બાળકને ઝેર કરીને પીવડાવવામાં આવે છે.

[ "પરબારા"માંથી ]

# ગામડાનું બાલમંદિર

આજે આપણાં શહેરોમાં બાલમંદિરોનો-મોન્ટેસોરી બાલમંદિરોનો-પવન ખૂબ વાઇ રહ્યો છે, અને એ પ્રતાપ આપણાં બાળકોના મિત્ર સ્વ. ગિજુભાઇને આભારી છે. એ પ્રવૃત્તિ જેટલી શહેરોમાં ફૂલી-ફાલી છે તેટલી બલ્કે તેથી કયાંય ઓછી ગામડાંમાં જવા પામી છે. ગિજુભાઇએ ચલાવેલા બાલ અધ્યાપન મંદિરમાં તૈયાર થયેલા શિક્ષકો તો અનેક હશે, પરંતુ તેમણે ગામડાંને એમના એ શિક્ષણનો પૂરતો લાભ નથી આપ્યો. તેઓમાંના કેટલાક તો કોઇ શહેરના બાલમંદિરના શિક્ષક કે આચાર્ય બની બેઠા છે અથવા કોઇ શેઠિયાનાં બાળકોના બાલશિક્ષક થઇ ગયા છે. પરંતુ આ શિક્ષણની પદ્ધતિ પાછળ જે ભાવના છે તેનો લાભ આપણા દેશના મોટા ભાગને-ગામડાંને પણ શા માટે ન મળવો જોઇએ ?

જાણીતા શિક્ષણશાસ્ત્રી અને ગ્રામોદ્ધારક શ્રી. જુગતરામભાઇએ નૂતન બાલશિક્ષક સંઘના સંમેલન પ્રસંગે આ વિષયને લગતું આપેલું વ્યાખ્યાન સૈદ્ધાન્તિક રીતે તેમજ વ્યાવહારિક રીતે આપણા ગામડાના બાલદેવોની સેવામાં કેવો સાથ આપી શકે તેનું સરસ માર્ગદર્શન આપે છે. ઇચ્છીએ છીએ શિક્ષક ભાઇઓ એમાંથી કંઈક પ્રેરણા મેળવી પોતાને ત્યાં આમાંથી પોતાથી બનતું કરે. —તંત્રી

બાલપૂજાની ભાવના આપણી અંદર ગિજુભાઇ જગાડીને ચાલ્યા ગયા ત્યારથી બાળકોનાં માન વધ્યાં છે. તેમને મોટે નામે બોલાવનારા નીકળ્યા છે. તેમની નિરર્થક દેખાતી હિલચાલોના અર્થો સમજવાનો પ્રયત્ન કરનારા અને તેમની કદર કરી ઉત્તેજન આપનારા નીકળ્યા છે, અને તેમાં એક પ્રકારની ભકિતભાવના સાથે બાળકો પ્રત્યે વર્તવામાં આવે છે.

આ હિલચાલનું એક આડકતરૂં ફળ એ મળ્યું છે કે સામાન્ય શાળાઓમાં પણ માર વગેરેનો ત્રાસ ઓછો થયો છે; ઘરોમાંથી પણ તેવો ત્રાસ ઘટયો છે.

## રાષ્ટ્રીય દષ્ટિબિંદુ

આપણને કુદરતી રીતે જ ઇચ્છા થાય છે કે બાળક પ્રત્યેની ભકિતની આ હિલચાલ થોડાં શહેરોમાં જ ન અટકી રહેતાં ગામડાંઓની ઝૂંપડીઓમાં પ્રવેશ કરે. એટલે કે જેમ પ્રાથમિક શિક્ષણનો વિચાર રાષ્ટ્રીય દષ્ટિએ કરીએ છીએ, તેમ બાલશિક્ષણનો વિચાર પણ રાષ્ટ્રીય દષ્ટિએ કરીએ તોજ આપણા આત્માને સંતોષ વળી શકે.

રાષ્ટ્રીય વૃત્તિથી પ્રેરાઇ ઘણી વાર મારા જેવાઓ ગામડામાં બાલમંદિર કાઢવાં જોઇએ એમ કહેતા રહે છે. પણ શહેરોમાં બાલમંદિરો ચલાવનારા મિત્રો તે સાંભળી અકળાય છે. તેમને પોતાના કામ ઉપર એમાં ટીકા જેવું લાગે છે. તેઓ કહે છે: " બાળક તો જ્યાં જાઓ ત્યાં એકજ છે. શહેરનું બાળક અને ગામડાનું બાળક, રાયનું બાળક અને રંકનું બાળક, એવા બાળક બાળકમાં ભેદ નથી. જે બાળકો અમને મળ્યાં તેમનું અમે કામ કરીએ છીએ. ગામડાનાં બાળકોનાં મંદિરો પણ ભલે નીકળે; અમે તો રાજી થઇશું. "

ખરી રીતે આમાં બાલમંદિરવાળાઓ ઉપર ટીકા કરવાનો કોઇનો હેતુ નથી હોતો;

બાલસેવાની ગંગોત્રી ગિજુભાઈએ વહેવડાવી તેમાંથી રાષ્ટ્રવ્યાપી ગંગા વહેતી થાય એનીજ આ તો ઝંખના છે.

### બાળક બાળકમાં ભેદ શાથી ?

બાળક બાળકમાં ભેદ નથી એ કથન આખું સાચું નથી. ઈશ્વરે બધાં બાળકો સરખાં પેદા કર્યાં એટલું તો ખરું; પણ તેના ઉપર દુનિયાના ઝેરી વાયરા વાય છે એથી બધો ભેદ ઊભો થાય છે.

ગામડાનું બાળક પણ આ દુનિયામાં આવીને બીજા કોઈ પણ બાળકની જેમ દુનિયાને સમજવા અને તેનો સ્વામી થવા પોતાના પ્રયોગો શરૂ કરે છે. કદાચ શહેરી બાળક કરતાં તે વધારે તીવ્રતાથી પોતાના પ્રયોગો કરે છે. કદાચ તે પોતાના પ્રયોગોમાં શહેરી બાળક કરતાં વધારે સફળ થાય છે. કારણ કે તેને પ્રમાણમાં સાદી વસ્તુઓ સમજવા ઉપર શકિત લગાડવાની હોય છે. હું કલ્પું છું કે માટીનું ઢેફું કે કાંકરો, જે સામાન્ય રીતે ગ્રામ્ય બાળકના હાથમાં વધારે ભાગે આવી ચડે છે તેનો ભેદ તે વહેલું સમજી લેતું હશે, પણ સેલ્યુલોઈડના રમકડાનો ભેદ ઉકેલતાં શહેરી બાળકની નાનકડી મતિ છેક જ મુંઝાઈ જતી હશે.

બીજું, બાળકના આ બચપણના પ્રયોગોમાં શહેરો કરતાં ગામડામાં પ્રમાણમાં ઓછાં વિઘ્નો હોય છે, એમ પણ મારી કલ્પના છે. સૌથી મોટું અને સતત આવ્યા કરતું વિઘ્ન માબાપ તરફનું જ હોય છે ને ? કારણ કે બાળકના પ્રયોગો તેમની નજરમાં નુકસાનકારક તોફાનો જ હોય છે. મોટે ભાગે તેના પ્રયોગોમાં તે કામની ચીજો તોડેફોડે કે બગાડે છે, અને કેટલીક વાર પોતાની જાતને પણ જોખમમાં ઉતારે છે. પણ ગામડાનાં માબાપો પ્રમાણમાં ઓછી રોકટોક કરે છે. બાળકની પ્રવૃત્તિઓ વિષે તેમને સમજણ કે સહાનુભૂતિ જેવું તો કંઈ નથી હોતું; પોતાના ધંધામાંથી બાળકને આખો દિવસ સંભાળ્યા કરવાની નવરાશ તે બિચારાંઓ કયાંથી લાવે ?

### શહેર અને ગામડાંનાં બાળક વચ્ચે તફાવત

બીજું, આસપાસની પરિસ્થિતિ બાબતમાં પણ હું ધારું છું કે ગામડાનું બાળક શહેરી બાળક કરતાં વધારે નસીબદાર છે. આપણ મોટેરાંઓને માટે શહેરી પરિસ્થિતિ વધારે વિવિધતાવાળી હોઈ શકે છે. પણ બાળકને માટે તેથી ઊલટું જણાય છે. ગામડામાં બાળકને રમવા માટે આંગણ અને ફળિયાનો જેવડો વિસ્તાર મળે છે તેવડો શહેરમાં કયાં છે ? ત્યાં તો ઘણાંને પાંજરાનાં પંખીઓની જેમ નાની ઓરડીઓમાં દિવસ ગાળવો પડે છે: બહુ બહુ તો રમવા માટે ચાલી હોય. ગામડાનાં બાળકોને પશુપક્ષીઓ, પતંગિયાંઓ, વનસ્પતિઓ વગેરે અવલોકન કરવાનું જેટલું મળે છે તેટલું શહેરી બાળકોને કયાંથી મળે ?

આવાં કારણોને લીધે બાળકોનો પ્રાથમિક વિકાસ શહેર કરતાં ગામડાંઓમાં વધારે સારો થતો હોય એમ માનું છું. જો આંખની ચમક આની સાબિતી હોય, જો ચપળતા અને પ્રફુલ્લિતપણું આની સાબિતીઓ હોય, તો આમ માનવાને પૂરતો ટેકો છે.

પરંતુ ગામડાના બાળકનો આ પ્રાથમિક વિકાસ ચાર દિવસના ચાંદરણાની જેમ થોડા જ વખતમાં વિલય પામે છે. કુદરત તો વિકાસમાં અનુકૂળતા આપવા તત્પર છે, પણ માણસે બાંધેલી વિચિત્ર સંસ્થાઓ પ્રબળ છે. બાળકના નાના મન ઉપર તેની અસરો પડી જ માંડી થવા લાગે છે.

## કુદરત વિ. માનવ

માણસે એવી સંસ્થાઓ બાંધી છે કે તેમાં થોડાને ભાગે અતિ આરામ આવે છે અને બીજા ઘણાઓને ભાગે જાત તૂટી જાય એટલું વૈતરૂં આવે છે. થોડાઓને ભાગે ન પચી શકે એટલું ભોજન આવે છે; બીજા ઘણાઓને ભાગે અતિશ્રમનો ઘસારો ભરી કાઢવા માટે પૂરતો ખોરાક આવતો નથી; પૂરતો પૌષ્ટિક તો નહિ જ, પણ પૂરતો જથ્થો પણ નહિ. માની કંતાયેલી છાતીમાંથી બાળકને પૂરૂં દૂધ મળતું નથી. તેને ઘણું જ વહેલું ખોરાક ઉપર ચડાવવામાં આવે છે અને તેમાં પણ ભડકું અને લૂખા રોટલાનાં ડગળાં સિવાય બીજું ભાગ્યે જ હોય છે. તેથી પાણી વિનાના છોડની જેમ બાળક કરમાય છે. તેની આંખની ચમક ઝાંખી પડે છે; તેની ચપળતા ઊડી જાય છે; ન પચી શકે એવા ખોરાકના ભારથી તેનું પેટ વધી જાય છે અને હાથપગ સૂકાય છે. તેનાં ખાંખનાક પેટમાંના કચરાને લીધે ગોબરાં રહ્યા કરે છે. તેના શરીરમાં ગડગૂમડ સદા ફૂટે છે અને ઝટ રુઝાતાં નથી. માબાપને એ બધો કચરો સાફ કર્યા કરવાની ફુરસદ નથી, એ આવડત પણ ઓછી છે.

પણ એવાં એવાં બાળકોને યે તેમનાં માબાપ પ્રેમથી ઉછેરે છે. તેઓ કંટાળે ત્યારે ઢીબી લે છે, પણ સામાન્ય રીતે બાળકને પંપાળે છે, બચી ભરે છે, પ્રેમનાં વચન કહે છે. ગરીબાઇ છતાં આંખની ચમક ઓલવાતી નથી એનું આજ કારણ હોય એમ લાગે છે.

તે ઓલવાવાનું તો બીજું જ કારણ માનું છું. એ સામાજિક કારણ છે. સમાજમાં આપણે કેટલાકને ઊંચાં અને બીજાંને નીચાં કલ્પ્યાં છે. એ બેના એકબીજા સાથેના વર્તનમાં કેવું અસ્વાભાવિકપણું હોય છે તેનું લાંબું વર્ણન કરવાની અહીં જરૂર નથી. મારા એક ગ્રામસેવક મિત્રે તે ભેદ ઘણી લાક્ષણિક રીતે હમણાં જ વર્ણવ્યો હતો તે યાદ આવે છે. તે એક નાના શહેરના પાદરમાં આશ્રમ નાખી બેઠા છે અને આસપાસની રાની પ્રજાની સેવા કરે છે. એમના આશ્રમ પાસે થઇને સુંદર સડક પસાર થાય છે. શહેરના ભણેલાગણેલા શ્રીમંત લોકો સાંજે સડક ઉપર હવા ખાવા નીકળી પડે છે; તે જ વખતે ગામડાના લોકો શહેરમાં મજૂરી કરીકરીને ઘેર પાછા ફરતા હોય છે. એ વર્ગોની વચ્ચે ભૂલેચૂકે પણ રામરામનો વ્યવહાર થતો નથી. આ ગ્રામસેવક સિવાય કોઈ તેમને બોલાવે નહિ કોઇ તેમની તરફ જુએ પણ નહિ. માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં આ અસ્વાભાવિક વસ્તુ ગણાવી જોઇએ, પણ તેને જ આપણે સ્વાભાવિક બનાવી લીધી છે. પેલા મજૂરોને પણ તે સ્વાભાવિક લાગે છે. ગ્રામસેવક તેમને રામરામ કરે, તેમની સાથે વાતો કરે, તેથી તેઓ રાજી જરૂર થાય છે; પણ પેલા બીજાઓ બોલાવે એવી અપેક્ષા તેમને હોતી જ નથી. એ મોટા લોક આપણને ન જ બોલાવેને, એવું ડહાપણ તેમણે રોજના અનુભવથી કેળવી લીધું હોય છે.

## એ ગ્રામ્ય બાળકો

પણ આપણે અત્યારે એ ગ્રામ્ય મજૂરોની નહિ પણ તેમનાં બાળકોની વાત કરી રહ્યા છીએ. તેનાં માબાપ જેટલા ટપલા હજુ તેને પડયાં ન હોવાથી તેમના જેવું ડહાપણ પણ તેનામાં કેળવાયું નથી. ઘણી વાર પ્રસંગો આવી પડે છે કે જ્યારે મજૂરનું નાનું બાળક અને કોઇ મોટું માણસ સામસામે આવી ચડે છે. તે વખતે બાળક તો સ્વાભાવિક રીતે વર્તે છે; પેલાની સામે આશાભરી આંખે તાકે છે, હાથ લાંબા કરે છે, મલકે છે; પેલો બે પ્રેમના શબ્દો કહેશે, કદાચ તેડશે, એવી આશા કરે છે. પેલા મોટા માણસનું વર્તન તો ઠરી ચૂકેલું

હોય છે. એની આંખ, એનો ચહેરો, એના હાથ, પેલા બાળકને માટે શુષ્ક નિર્જીવ રહે છે. જરા પણ જવાબ આપતા નથી; એટલું જ નહિ, એ તુચ્છ જીવન માટે સરળવલ બાળક પ્રત્યે તે તુચ્છકારની નજર પણ ફેંકે છે. નિર્દોષ બાળક આ અસ્વાભાવિક અને માણસને ન શોભે એવું વર્તન સમજી શકતું નથી. પહેલાં તો તેને એમ જ લાગતું હશેને કે "નહિ, મારી સમજમાં જ કંઇ ફેર હશે. લોકોની ભાષા હજુ મને સમજાતી નથી. આમ તો કોઇ માણસ વર્તે જ નહિ !"

પછી તો મુંઝાતું હશે, નિરાશ થતું હશે, દુઃખી થતું હશે, અને આવા ઘણા પ્રસંગોને અંતે પોતાના માબાપની જેમ દુનિયાનું ડહાપણ શીખી જતું હશે.

પણ આ ડહાપણ શીખવાની ક્રિયા શું અત્યંત નિર્દય નથી? પેલી આંખની ચમકની વાત હું પહેલાં કહી ગયો. ગરીબાઇ છતાં તેનો તણખો જીવતો હતો. પણ આ ક્રિયામાં તો તે હોલવાઇ જ જતો હશેને !

ગરીબોનાં બાળકો પ્રત્યે, ગામડિયાઓનાં બાળકો પ્રત્યે, મજૂરોનાં અને નોકરોનાં બાળકો પ્રત્યેના આપણા વર્તનનું આ વર્ણન શું મેં વધારો પડતું કર્યું છે ?

આ વર્ણન કરીને હું એટલું જ સૂચવવા માગું છું કે ગામડામાં બાલશિક્ષણ કે બાલપ્રજાની હિલચાલ પહોંચાડવાની બહુ જ અગત્ય છે.

આજકાલ ગામડાની વકીલાત પુષ્કળ થાય છે. પણ હું જ્યારે ગામડું શબ્દ વાપરું છું, ત્યારે તે સ્થળવાચક અર્થમાં વાપરતો નથી. મુંબઇના એક કાર્યકર્તા એક વાર મને પોમબાવડીની ભંગીની ચાલીઓ જોવા લઇ ગયા હતા. મેં જોયું કે આ તો ભરશહેરની અંદર ગામડું જ પડેલું છે. શહેરોમાંયે ગ્રામસેવા માટે પુષ્કળ અવકાશ છે. કદાચ એ ગંદકી અને ઝેરી હવાથી ભરેલી ચાલીઓમાં જો કોઇ એકનિષ્ઠાથી સેવા કરનાર સેવક હોય તો તે અમારા જેવા ગામડામાં રહેનાર સેવકોની હરોળમાં પહેલો બેસવાનો લાયક ગણાય.

## ગામડામાં આ હિલચાલની આવશ્યકતા

એવા શહેરી વિસ્તારોમાં જો કોઇ બાલમંદિર ચલાવી બાળકોની સેવા કરતો હોય અને બાળકો પ્રત્યેની ઉપર વર્ણવી તેવી વૃત્તિ ધારણ કરીને તેમ કરતો હોય, તો તેને તો આપણે બધા સૌથી મોટા બાલશિક્ષક તરીકે મસ્તક નમાવીશું. શું તે શહેરમાં રહ્યો છે એવી ટીકા તેની ઉપર કરવાની હિંમત કોઇની ચાલી શકશે ? નહિ જ. જો કંઇ ટીકા થતી હોય, જો કંઇ ઝંખના સેવાતી હોય તો તે એ જ છે કે આમજનતાના—દેશની ૮૦ ટકા પ્રજાનાં બાળકો કે જેમની આપ્યનાં તેજ અકાળે વિલય પામી રહ્યાં છે તેમની અંદર આ મહાન હિલચાલનું અમૃત વહેલામાં વહેલી તકે કેમ પહોંચે.

હવે એ અર્થમાં ગ્રામ્ય બાળકો માટે બાલમંદિરો કરવાં હોય તો તે કેવાં હોઇ શકે ? હું ઘણાં વર્ષથી ગામડામાં વસું છું, પણ આ અનુભવ લેવાની તક મને મળી નથી એનું મને દુઃખ છે. ઇચ્છા તો ઘણી વાર થઈ છે; પણ મતિ મુંઝાઇ ગઇ છે. ઓછા મહત્ત્વનાં છતાં વધારે અવશ્યનાં કામોમાં જ રોકવું પડે છે.

અનુભવ છેક લીધો નથી એમ પણ નથી. બે વર્ષ તેવી તક મળી ગઇ હતી. તે વખતે અમે લોકો જેલમાં લાંબો વખત રહી પાછા આવ્યા હતા. ગામડાની જે જનતા મહાન સ્વરાજ સંગ્રામને પૂરી સમજતી નહોતી પણ તેને અંગે થતાં સખ્તાઇનાં પગલાં

જોતી હતી. તે ઠીક ભડકેલી દશામાં હતી. રેંટિયા અને સાળો પણ તેમને બીકનાં કારણ થઇ પડયાં હતાં. તે વખતે મારા સાથી છૂટા થઇ રાનીપરજ ગામડામાં રહેવા ગયા. તેમની સાથે મોટાંઓ ફૂંકી ફૂંકીને પ્રસંગ પાડતાં હતાં, પણ આસપાસનાં બાળકો તેમને વીંટળાઇ વળ્યાં. બાળકોને બીક થોડી જ હોય છે ? તેઓ સાપને પણ પકડવા જતાં નથી ?

ત્યારપછી હું પણ છૂટી આવ્યો. અમે વેડછીના કાર્યકર્તાઓએ ભેગા મળી વેડછીમાં જ ધામો નાખવાનો ઠરાવ કર્યો. ત્યાં પણ અમારી પહેલી પ્રવૃત્તિ બાળકોમાં શરૂ થઇ. એને અમે લાડમાં બાલવાડી નામ આપ્યું.

બધાં બાળકો બાલમંદિરની વયનાં નહોતાં; તે કરતાં કાંઇક મોટી ઉંમરનાં હતાં. પણ તેઓ હમેશાં નાનાં ભૂલકાંઓને પણ સાથે તેડી લાવતાં.

## ગામડાની પ્રજાનું અર્થશાસ્ત્ર

ગામડાની પ્રજાના અર્થશાસ્ત્રનો એક પ્રશ્ન છે. મા કામે જાય ત્યારે મોટા છોકરા કે છોકરીને નાનું બાળક સાચવવાનું તે સોંપી જાય છે. એ છોકરા કે છોકરી મોટાં થાય ત્યારે તેમને બાળક સાચવવાના કામમાંથી બઢતી આપી ઢોર ચારવાનું કામ સોંપવામાં આવે છે. આમ કરે તો જ તેમનો સંસાર ચાલી શકે એવી સ્થિતિ છે. બાળકો સાચવવા માતાઓને જાતે રહેવું પાલવે તેમ નથી; ઘોડિયાખાતું તેમને કોઇ કાઢી આપે એમ પણ નથી; તે જ પ્રમાણે ઢોર ચાર્યા વિના છૂટકો નથી, ઢોર રાખ્યા વિના છૂટકો નથી, ચારવા માટે માણસ રાખ્યો પોસાય તેમ નથી; એટલા કામમાં ઘરનું મોટું માણસ રોકાય તે પણ પાલવે તેમ નથી. એટલે દસ બાર વર્ષની ઉમ્મરના બાળકનું જ તે કામ થઇ પડે છે. અમારા ભાગમાં તો એ ઉંમરના બાળકને ગોવાળિયો જ કહેવામાં આવે છે. કોઇ ચારવા ન જતો હોય તે પણ ગોવાળિયો કહેવાય.

ઘણા નવા નવા ઉત્સાહી સેવકો ગામડામાં આવી ચડે છે. ઘણા ઉત્સાહી 'અને તાજા સરકારી અધિકારીઓ પણ ગામડામાં આવી ચડે છે. તેઓને ઉપરના ગ્રામ્ય અર્થશાસ્ત્રની ખબર હોતી નથી. તેઓ નિશાળમાં બાળકોની ભરતી વધારવા લોકોને સાચ વાટીને ઉપદેશ આપવા મંડે છે. લોકો બીકથી કે શરમથી ડોકાં ધુણાવે છે; કદાચ બે દિવસ છોકરાંને નિશાળે મોકલે છે અને પેલાં કામો જાતે સંભાળી લે છે અથવા બગડવા દે છે. પણ આવું કેટલા દિવસ સહેવાય ? બળવાન અર્થશાસ્ત્ર જ કાયમ રહે છે, અને ઉપદેશ હવામાં ઉડી જાય છે.

એ બાલવાડીનો અભ્યાસક્રમ અમે કંઇ વિદ્વાનો પાસે ઘડાવ્યો નહિ.

અમે જાણ્યું કે આ બાળકો સવારમાં ભૂખ્યાં આવે છે; માબાપ બપોરે આવી રાંધે ત્યારે ખાવા પામે છે. બાળકોની કેળવણી થાઓ કે રખડો, તેમના પેટમાં કંઇક ગરમ ગરમ પડે એ જ પહેલો કાર્યક્રમ હોવો જોઇએ.

## બાળકો માટે નાસ્તાની નવી રીત

પણ ૨૦-૨૫ છોકરાઓને અમે ક્યાંથી લાવીને ખવડાવીએ ? નાનપણમાં અમે ઠાકોરજીની આરતી ઉતારીને કહેતા કે " તને આપું ત્યારે હું શું ખાઉં ? " ને એમ કહી તેની પરસાદી અમે ખાઇ જતા. મોટા થયા અને બાળદેવો બનાવ્યા તો તેમની પાસે પણ મારે તો એ જ આરતી ગાવાની રહી !

બાલવાડીના આ નાસ્તાનું કે બીજું ખર્ચ આશ્રમના બજેટમાં દાખલ કરવું એ પણ કેમ બને ? તો તો અમે ગાંડામાં જ ખપીએ ને ? કોઈને રેંટિયો શીખવવાનું કે આપવાનું બજેટ હોય, પણ કોઈનાં છોકરાંને નાસ્તો કરાવવાનું તે બજેટ દુનિયામાં હોય ?

એટલે અમે તો શરમાતા શરમાતા બાળકોનાં માબાપ પાસે ગયા અને દર અઠવાડિયે થોડીક જુવાર કે ચોખા બાળકો સાથે મોકલે એમ તેમને સમજાવ્યાં. તેમાં અમે કોઈ વાર ગોળ અને કોઈ વાર ટીપું દૂધ ઉમેરતા. કંઈક મોટી ઉંમરનાં બાળકો બહુ રસથી નાસ્તો બનાવવામાં મદદ કરવા મંડી પડતાં. ચૂલો સળગાવવો, રાબ ઉકાળવી, પીરસવું, વાસણ માંજવાં, એ બધાં કામો તેઓ બહુ જ આનંદથી કરતાં. છેક નાનાં નાનાં ભૂલકાંઓ કામ કરી શકે તેવડાં ન હોય તે પણ બધું રસથી અવલોકન કરે, ટાવકાં થઈને બેસી જાય અને મંત્ર બોલાય ત્યાં સુધી ધીરજ રાખે.

બાલમંદિરોના અભ્યાસક્રમમાં જેણે નાસ્તો દાખલ કર્યો તે ઘણો જ ડાહ્યો માણસ હોવો જોઈએ, એમ આ બાલવાડીના અમારા કાર્યક્રમથી મને વિચાર આવતો.

### અમારો તેડાગર

અમારે બાળકોને તેડવા માટે કોઈ તેડાગરને મોકલવું પડતું નહિ. નાસ્તો જ અમારો તેડાગર થઈ પડયો. શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો આજકાલ હવામાં ઊડયા કરતા હોવાથી અમારી મંડળીમાં તેની ચર્ચા પણ થઈ હતી–બાળકો સામે આ રીતે લાલચ મૂકવી એ શાસ્ત્રમાં નિષિદ્ધ તો નહિ હોય ? તમારા જેવાઓના સંબંધના જોરે મેં ચર્ચા કરનાર સાથીઓને મૂંગા કરી દીધા.

મેં સાથીઓને સમજાવ્યું કે, બાળકોની શારીરિક અને બીજી આવશ્યક જરૂરિયાતોને પકડીને જ બાલવાડીનો કાર્યક્રમ ઘડવો જોઈએ. જુઓને, આ નાસ્તો એક એવો કાર્યક્રમ છે. તેનાથી કેટલી બાબતો વિષે બાળકોનું અભિમુખપણું સ્વાભાવિક રીતે થાય છે. નિયમિત આવવું, રસથી રાંધવું, પીરસવું, ધીરજ અને વ્યવસ્થિતપણું, સંપીને કામ કરવું, એ બધું અમલું આવત ? અને 'ગરજ વીત્યા પછી વૈદ વૈરી' જેવું પણ થતું નહોતું. કારણ કે નાસ્તાનો રસ વાટકી ચટાઈ રહ્યા પછી પણ ઠીક લાંબી વાર ટકતો હતો. વાસણ માંજવામાં, ને કોઈ વાર અનાજ સાફ કરવામાં પણ તે ટકી રહેતો હતો.

ત્યાર પછીના કાર્યક્રમોમાં પણ તેની અસર પહોંચતી હતી. નાસ્તા પછીનો કાર્યક્રમ આશ્રમમાં સફાઈ કરવાનો અને ઝાડોને પાણી પાવાનો ગોઠવ્યો હતો. કોઈ કોઈ દિવસ એમનાં ઘરોમાં પણ એમને લઈને સફાઈ કરવા જવાનું રાખવામાં આવતું.

### નાહવા ધોવાનો કાર્યક્રમ

ગામડાની કોઈ પણ પ્રવૃત્તિમાં તેમ બાલપ્રવૃત્તિમાં સફાઈનો કાર્યક્રમ ઘણો આગળ પડતો ભાગ ભજવે છે. એટલે અમારી બાલવાડીનો આગળનો કાર્યક્રમ નાહવાધોવાનો રાખ્યો હતો.

તમે જેમ માબાપને ચિઠ્ઠી મોકલી શકો કે બાળકોને સ્વચ્છ અને ટાપટીપથી કપડાં પહેરાવીને મોકલવાં, તેમ અમે કરી શકતા નહોતા. કારણ ઘણાં છોકરાંઓ પાસે બદલવાનાં કપડાં જેવું હોતું નથી. તેથી પહેલાં તો પહેરેલાં લુગડાં ધોઈને સૂકવી નાખવાનાં, અને તે સુકાતા સુધી નાહવાનું, એમ રાખવામાં આવતું.

આ નાહવાધોવાના કાર્યક્રમને અંગે જ માલૂમ પડયું કે ગડગૂમડ અને ચાંદાનો પ્રશ્ન

પણ સ્વતંત્ર કાર્યક્રમ બનાવવા જેવડો મોટો હતો. છોકરીઓના ચોટલા ઓળવા અને તેમને જૂ-લીખોના ત્રાસમાંથી બચાવવી એ પણ એટલો જ અગત્યનો પ્રશ્ન હતો. એ કાર્યક્રમો ઘણા રસિક થઇ પડતા હતા. મોટાં છોકરાછોકરીઓ આ બધાં કામોમાં નાનાંની સેવા હોંશથી કરવા લાગતાં હતાં.

તે પછીનો કાર્યક્રમ કાંતવાનો. એમને શીખવાને ખાતર કાંતવાનું નહિ, પણ પોતાનાં કપડાં કરવા માટે કાંતવાનું હતું એટલે તેઓ રસથી કાંતતાં.

સામાન્ય રીતે એ બાળકો ચીંથરેહાલ રહેનારાં હોય છે. ફાટેલું પહેરવા કરતાં લંગોટી મારવી એ સભ્યતાની નિશાની છે, એમ ગામડાના લોકો માનતા નથી. ચીંથરા જેવું હોય તોપણ કંઇક લૂગડું શરીર ઉપર નાખવું એ જ તેમને મન સભ્યતા છે. હું ધારું છું, દેશના બધા ભાગોમાં એમ જ હશે.

આમાં પણ નાસ્તાની જેમ ખર્ચનો સવાલ હતો જ. રેંટિયા અમારી પાસે હતા; કપાસ માબાપ પાસેથી માગી લીધો; વણકરીનું અમે કંઇક ઊભું કર્યું; સિલાઈ માબાપે આપી. આમ કરી પાંચછ મહિને બાળકોને એક જોડ કપડાં થઈ ગયાં. અને ત્યારથી ગામનું ફળિયું સ્વચ્છ ટાપટીપવાળાં કપડાં પહેરેલાં બાળકોથી દીપવા લાગ્યું.

લખવા વાંચવા ને ચીતરવા વગેરે ઉપર બહુ ધ્યાન આપી શકાયું નહિ. આ બધી પ્રવૃત્તિ કંઈ અમે થોડા જ કરીએ ? એ તો અમારા સાથીનાં નિરક્ષર પત્ની સંભાળતાં હતાં. તેઓ બાળકોને વાર્તાઓ કહે, ગીતો ગવડાવે, રાસ રમાડે, સૂતર ઉતારતી વખતે ગણતાં શીખવે.

## ગામડાના પ્રશ્નો

આને કંઇ તમે મોન્ટીસોરી બાલમંદિર તરીકે સ્વીકારશો નહિ; સ્વીકારો એમ હું માગતો પણ નથી. એ કામ જેવું હતું તેવું પણ મેં મારું મુખ્ય કામ ગણીને કર્યું નથી; કરી શકું તેમ નહોતું. ગામડાના સમગ્ર જીવનને લઇને તમે ગામડે બેસો તો તમે પણ એને મુખ્ય કામ ન બનાવી શકો. ગામની ખેતી, ગામના પેટાધંધાઓ, ગામનાં ઢોર, ગામની સફાઇ, મોટાંઓની ને છોકરાંઓની કેળવણી, ગામલોક પરના જુલમો, છેતરામણો, તેમનામાં આવેલાં અશ્રદ્ધા, જૂઠાણું, ચોરી, અનીતિ, તેમનામાં ઘર કરી બેઠેલાં વ્યસનોઃ આ બધા પ્રશ્નો ત્યાં આપણા ઉપર પહેલો દાવો નોંધાવે છે. તે બધાને ચે પહોંચી વળવું શક્ય નથી. તેમાંથી મદ્યનિષેધ અને ખાદી જેવાં અતિ આગળ પડતાં બે-ચાર કામો પસંદ કરી લેવાં પડે છે. જો કે તે સાથે બીજા પ્રશ્નો સંકળાયેલા હોવાથી તેમને પણ સરવાળે ન્યાય મળી રહે છે.

પણ કોઇ બીજા બધા સળગતા પ્રશ્નો તરફ આંખ મીંચી બાલશિક્ષણને જ જીવનધ્યેય બનાવે તો હું તેને વધાવી લઉં અને સફળતા ઇચ્છું. બાલસેવા કરતો તે મોટાઓની સેવા માટેની પૂંજી પણ એકઠી કરી શકે. કારણ કે પોતાનાં બાળકોની સેવા કરનાર માણસ ઉપર માબાપોની પ્રીતિ કુદરતી રીતે બંધાય છે. બે પૈસા કમાણી વધારી આપે તેવો સેવક લોકોને મીઠો થઇ પડે છે, તે જ રીતે તેમનાં બાળકોની સેવા કરનાર સેવક પણ તેમને જરૂર મીઠો થઇ પડે.

ગામડામાં આવનાર બાલશિક્ષકને ગામડાની પરિસ્થિતિમાં શોભે એવું બાલમંદિર

બનાવી લેતાં આવડવું પડશે. તે મોટે ભાગે મેં ઉપર વર્ણવ્યું છે તેવા પ્રકારનું થશે એમ મારું માનવું છે.

બાલશિક્ષણને તેણે પોતાનું મુખ્ય કાર્ય ગણ્યું હશે એટલે તે એ કાર્યક્રમમાં અવશ્ય વધારે રંગો પૂરી શકશે. તે બાલમાનસનો અભ્યાસી અને બાલશિક્ષણનો કારીગર હશે તો તેને તે દિશામાં નવું નવું સૂઝશે.

પણ હાલમાં આપણાં શહેરોમાં બાલમંદિરોને નામે જે ઓળખાય છે તેની નકલ ત્યાં લઇ જવા જેવી નથી. લઇ જશો તો તે ત્યાં નભશે નહિ. લોકો તમે ઇચ્છો તેટલી ફી ભરી શકે નહિ. મુંબઇ-રંગૂનના ફાળા ઉપર પણ આ કામમાં બહુ આશા રાખવા જેવી નથી.

બાળકોને તેડી લાવવાની ગાડીઓ તો શહેરોમાં પણ ટીકાપાત્ર થઇ પડી છે, તો ગામડામાં તો તેનું સ્થાન જ ક્યાં? છતાં કોઇ કોઈ નાનાં ગામડાંઓમાં બાલમંદિરોની નકલ કોઇ કોઇ ઉત્સાહી ગૃહસ્થો લઇ આવે છે. અમારા એક મિત્રને ત્યાં બાળકો બાલમંદિર જેવડાં થયાં ત્યારે ગામના થોડા ભાઇબંધોને સાથે લઈ બાલમંદિર કાઢ્યું, અને તમારા મિત્રોમાંથી એકને શિક્ષક તરીકે લઇ આવ્યા. પણ એ શિક્ષકભાઇ જ થોડા માસમાં સમજી ગયા કે પોતે કંઈક અસ્વાભાવિક પ્રવૃત્તિ કરી રહ્યા છે, અને ત્યાંની હવામાં એમનો છોડ વધવાની આશા નથી. એટલે તે ખસી ગયા અને બાલમંદિર સૂઇ ગયું.

× × ×

એક સૂચના આપી લઉં; કોઇને તે દોઢડહાપણ લાગે તોપણ મને બાળકોના શિક્ષણમાં તેમ જ મોટાંઓના શિક્ષણમાં હંમેશાં એવું લાગ્યા કરે છે કે ઘણી બાબતો જેમાં કેળવણીનાં સરસ તત્ત્વો ભર્યાં પડ્યાં છે, તેનો કેળવણીમાં લાભ લેવામાં આવતો નથી અને તે કામો નોકરોને સોંપવામાં આવે છે.

છાત્રાલયમાં રસોઇ જેવું રસિક સર્જનાત્મક કેળવણીનાં તત્ત્વોથી ભરપૂર કામ નોકરો ઉપર છોડવામાં આવે છે; શિક્ષકો અને વિદ્યાર્થીઓ મળીને તે કરતાં નથી. તેમ બાલમંદિરોમાં પણ કેટલાં કેટલાં સુંદર અને શિક્ષણનાં કામો આજકાલ નોકરોના હાથમાં પડેલાં દેવાય છે!

છોકરાંઓને તેડી લાવવા કોઇએ જવું એ જરૂરનું છે, એમ માની લઇએ; કેટલું સુંદર અને રસિક એ કામ છે! શિક્ષક જાતે બાળકોને તેડવા અને મૂકવા જાય તો તમારું બાલમંદિર કેવું જુદી તરેહનું થઇ જાય એની કલ્પના કરી જુઓ. એક ઘેર ગયા; ત્યાં માબાપની જોડે વાતચીત કરી, બાળકને તૈયાર કરવામાં મદદ કરી, તેને આંગળીએ ઝાલી બીજે ઘેર ઉપાડ્યાં; આમ દસ બાર બાળકોને ફળિયા વચ્ચેથી લઇને બાલમંદિરે ચાલ્યા; વાતમાં કોઈ વાર સંગીત ચાલે, કોઇ વાર કંઇક રસ્તે જોવાનો કાર્યક્રમ રખાય.

શું તમારા સિગરામ કે બસ એ પૈસા ખર્ચીને કેળવણી ખોવા બરાબર નથી?

પણ તમારે સો-બસો છોકરાઓને પાંચ સાત માઈલના વિસ્તારમાંથી ભેગાં કરવાં છે. અને બે ત્રણ જણાં મળીને તેમને બધાંને પોપટ કરી નાખવાં છે. તેમ કરવું હોય તો 'બસ' વિના છટકો થવાનો નથી.

આ હિલચાલ મોટા વિસ્તારમાં ફેલાવવામાં પણ એ રીતે આપણે ફાવીએ છીએ એમ હું માનતો નથી. કોઈ ચાલાક શિક્ષક એ રીતે પોતાનું બાલમંદિર વધારી શકે ખરો; પણ એવાં બાલમંદિરનાં બારણાં ગરીબ આમપ્રજા માટે બંધ જેવાં હોવાથી રાષ્ટ્રીય દષ્ટિએ હિલચાલ વધી શકે જ નહિ.

નાસ્તા વિષે હું શું કહું તે હવે તમે સમજી ગયાં છો.

બાળકોના વાળ, ગૂમડાં વગેરેના પ્રશ્નો શહેરોમાં પણ નહિ હોય એમ મને લાગતું નથી; સારાં કપડાં નીચે એ ઢંકાયેલું પડયું હશે એમ માનું છું.

સારાં સારાં કન્યા છાત્રાલયોમાં મેં છોકરીઓનાં માથાંમાં જૂનાં જાળાં જોયાં છે. કારણ કે માથાં સાફ રાખવાં એ ભણતર મનાતું નથી, અને શિક્ષકે તે વિષયને પોતાની ફરજમાં ગણ્યો નથી.

ગામડાના બાલમંદિરના કાર્યક્રમની ઘણીજ આછી રૂપરેખા મેં દોરી છે. તેને લંબાવવાની જરૂર નથી એમ માનું છું.

આવું બાલમંદિર ચલાવવા માટે બાલશિક્ષકો મળી શકે ? જો બાલસેવા એ કેવળ નંધોજ હોય તો આ પ્રશ્નોનો જવાબ નકારમાં જ મળશે. પણ હું માનું છું અને આપ તે સાથે મળતાં થશો કે, બાલસેવા એ બીજાં બધાં સેવાનાં કામોની જેમ અંતરની ઊર્મિનો વિષય છે, એ સેવા કરવાની ઊર્મિ જેને ઊઠી હશે તે પોતાનાં સુખસગવડનો વિચાર કદી કરશે નહિ; તે આકરામાં આકરી કસોટીમાંથી આનંદ સાથે પસાર થશે, પણ પોતાનું મનગમતું સેવાકાર્ય કર્યા વિના નહિ જ રહે.

આપણી વિશાળ પ્રજાના સર્વ પ્રશ્નો એવા જ છે. આપણું સ્વરાજ આપણે ધંધાદારી માણસોથી કદી મેળવી શકીએ નહિ. આપણો ખાદીનો પ્રશ્ન આપણે ધંધાદારી કારીગરોથી કદી છોડાવી શકીએ નહિ. આપણી કેળવણીનો પ્રશ્ન પણ આપણે પગારદાર શિક્ષકોની નિશાળોથી ઉકેલી શકીએ તેમ નથી. એ રીતે ઉકેલવા જતાં આપણે ૮ ટકાને પણ પહોંચી વળી શક્યા નથી. અભણ પ્રૌઢોને સાક્ષર બનાવવાનું કામ પણ આપણે પગારદાર શિક્ષકો રોકીને કરી શકીએ એવી આશા રાખીએ છીએ, તેટલા તે કામમાં આપણે નિષ્ફળ નીવડીએ છીએ. એજ રીતે બાલશિક્ષણને પણ આપણે પગારદાર શિક્ષકોથી પહોંચી વળી ન જ શકીએ.

તો તે બાલશિક્ષણનો તેમ બીજા કોઈ રાષ્ટ્રીય પ્રશ્નનો ઉકેલ આવવાનોજ નથી, પોતાનાં સુખસગવડ જતાં કરનાર બાલશિક્ષકો મોટી સંખ્યામાં કદી મળવાના જ નથી એવા નિરાશાના ઉદ્‌ગાર ઘણાં કાઢશે, આપણાં બધાં રચનાત્મક કાર્યો સામે તેવા ઉદ્‌ગારો કાઢવામાં આવ્યા છે. છતાં તે દરેકમાં આપણે ધીમે પણ મક્કમ પગલે પ્રગતિ કરી રહ્યા છીએ, અને દરેક કાર્ય માટે સેવકો નિત્ય વધતા જતા પ્રમાણમાં નીકળતા રહ્યા છે.

બાલશિક્ષણ એ આપણી પ્રજાનાં જરૂરી રચનાત્મક કાર્યોમાંનું જ એક છે. પૂ. ગાંધીજીએ તેર પ્રકારનાં રચનાત્મક કાર્યો ગણાવ્યાં છે. તેમાં આ ચૌદમું ઉમેરી શકાય.

[ શિક્ષણ અને સાહિત્ય "ના ડિસેમ્બર '૪ના અંક પરથી ]

# આવતા માસની કાર્યદિશા

૧. તમારી લોકમદદ પુ. સ. સ. મંડળમાં ન મોકલી હોય તો તરત મોકલી આપો.

૨. ત્રિમાહી નિવેદન નવેમ્બર માસમાં ખાતામાં આવી જવાં જોઇએ તે પ્રમાણે તજવીજ જે તે જૂથમંડળોએ ન કરી હોય તો કરી તુર્ત હકીકત મોકલે.

૩. સહકારી યોજના પ્રમાણે આવતી સાલથી અંદાજો બનાવવા માટે તમારા જૂથમંડળમાં પ્રચાર કરી પ્રયાસો શરૂ કરો.

૪. પાવતીઓ તપાસવા મોકલવાની બાકી હોય તો તુર્ત મોકલી આપો.

૫. અંદાજમાં નિયમ પ્રમાણે જે ફેરફાર થયો હોય તે માટે વિનાકારણ લખાપટ્ટી ન કરો. અને પુસ્તકવાચનનો પ્રચાર સામાન્ય જનતામાં થાય તે માટે તમારાથી બનતું કરો.

૬. પ્રૌઢ શિક્ષણની શાળામાં તૈયાર થએલા પ્રૌઢોને વાચનની વિશેષ અનુકૂળતા કરી આપો.

વડોદરા,
તા. ૯–૧૨–૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નંબર ૧૪ સન ૧૯૪૦–૪૧

## વિષય

### માનદ પ્રચારકોની હકીકત મોકલવા બાબત

રાજ્યના પુસ્તકાલયોની તપાસણી કરવા માટે દરેક મહાલમાં માનદ પ્રચારકો રાખેલા આ માનદ પ્રચારકો સન ૧૯૩૯–૪૦ આખરે કેટલા છે; કયા મહાલે કોણ કોણ કામ કરે તેની માહિતી એકત્ર કરી પુસ્તકાલય માસિકમાં પ્રસિદ્ધ કરવાની જરૂર છે. સબબ આથી ક મહાલના પુસ્તકાલય મંડળના મંત્રીને જણાવવામાં આવે છે કે, પોતપોતાના મહાલનાં તકાલયોની તપાસણી કરવા માટે કયા કયા પ્રચારકો હાલ છે તેમનાં નામ હોદ્દા અને ઠેકાણા સાથેની હકીકત તેમજ હાલ કામ કોણ કરે છે અને કામ કોણ નથી કરતું તે હકીકત તથા તેમના કામની લાયકી બાબત આ સૂચના પ્રસિદ્ધ થયા પછી આઠ દિવસમાં આ તરફ દરેક મહાલ મંડળના મંત્રી લખી મોકલશે એવી આશા રાખવામાં આવે છે. તારીખ ૩૦ નવેમ્બર ૧૯૪૦.

પૂ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૧ સને ૧૯૪૦–૪૧

| નંબર | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ચ ૯૧૧૯/૭૦ | ૨૩–૮–૪૦ | હિંમતલાલ ચુનીલાલ શાહ, લાલાભાઇની પોળ, માંડવીની પોળ, અમદાવાદ. | માણસ | કો. ૪ પ્રમાણે બાલસખા કાર્યાલય અમદાવાદ | ૧૯૪૦ | ૧૬° | ૬૩ | કાચી | ૦– ૬–૦ |
| ૨ | — | ૩૧–૮–૪૦ | રમણલાલ ના. શાહ, તંત્રી બાલજીવન, બાજવાડા, વડોદરા. | બાલજીવન ક્રમિક વાર્તામાળાની ચોપડીઓનો સટ સાત ચોપડીઓનો | કો. ૪ પ્રમાણે | ,, | ,, | ૫૦૦ | ,, | ૧– ૬–૦ |
| ૩ | મ ૩૮૧૫૩/૨૦ | ૩–૯–૪૦ | શ્રી. મનુ હ. દવે, ઉપલી શેરી, સિદ્ધપુર. | કાવ્યકલગી | ,, | ૧૯૩૫ | ,, | ૯૬ | પાકી | ૧– ૦–૦ |
| ૪ | મ ૩૮૧૫૩/૬૬ | ,, | ,, | મનુના રાસ | ,, | ૧૯૩૬ | ,, | ૧૬૬ | પાકી | ૨– ૦–૦ |
| ૫ | મ ૩૮૧૫૩/૫૬ | ,, | ,, | પુષ્પહાર | ,, | ૧૯૩૪ | ,, | ૧૧૨ | કાચી | ૦– ૮–૦ |
| ૬ | ,, | ,, | ,, | મનુની ગઝલો | ,, | ૧૯૪૦ | ,, | ૫૬ | ,, | ૦–૧૨–૦ |
| ૭ | મ ૩૮૧૫૩/૨૫ | ,, | ,, | ગ્રામજીવન | ,, | ૧૯૩૨ | ૨૪° | ૩૬ | ,, | ૦– ૩–૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ક ૫૬૭/૭૦ | ૩-૯-૪૦ | અંબાલાલ પુરાણી, આણંદ. | શ્રીમાતાજી સાથે વાર્તાલાપ | અરવિંદ કાર્યાલય, આણંદ | ૧૯૪૦ | ૧૬° | ૨૦૨ | પાકી | ૨– ૦–૦ |
| ૯ | ક ૮૮૩૫/૮૪ | ૧૦-૯-૪૦ | રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી, ઝારોળાવાડ, ડભોઇ. | વૈષ્ણવ માર્ગદર્શિકા | ડો. ૪ પ્રમાણે | ,, | ,, | ૧૦૪ | કાચી | ૦– ૩–૦ |
| ૧૦ | ક ૧૧૮૭/૬૨ | ૨૮-૧૦-૪૦ | અંબાલાલ પુરાણી, આણંદ. | પૂર્ણયોગનો ભક્તિયોગ | અરવિંદ કાર્યાલય, આણંદ | ,, | ,, | ૧૩૪ | કાચી | ૧– ૦–૦ |
| ૧૧ | દ ૫૮૯૧/૪૮ | ,, | શંકરભાઇ સોમાભાઇ પટેલ, પુરૂષ અધ્યાપન પાઠશાળા, વડોદરા. | નૂતન વાચનમાળા પહેલી ચોપડી | ડો. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ,, | ૯૬ | ,, | ૦– ૨– |
| ૧૨ | — | ,, | મુનશી છોટેસાહબ બીન ઇનાયતુલ્લા શાકીન, શહેર બરોડા, મુગલવાડા | કરામતે પીર દસ્તગીર | ,, | ૧૯૩૭ | ,, | ૬૨ | ,, | ૦– ૫–૦ |
| ૧૩ | દ ૭૨૬૫/૬૬ | ,, | ,, | હિંદીકા ઉસ્તાદ યાની હિંદીકી પાઠમાલા | ,, | ૧૯૩૪ | ૧૨° | ૧૩૨ | ,, | ૧– ૪–૦ |
| ૧૪ | મ ૧૨૭૪/૧૨ | ૨-૪-૪૦ | ભક્ત છીતાભાઇ પુરૂષોતમદાસ, છાણી. | શ્રી ભક્તિપ્રકાશ ભાગ ૧–૨ | લેખક ભક્ત નારાયણદાસ પુંજાજી, છાણી | ૧૯૯૪ | ૧૬° | ૪૦૦ | પાકી | ૧– ૮–૦ |
| ૧૫ | મ ૬૭૧/૬૩ | ૨૪-૯-૪૦ | ભટ્ટ રવિશંકર મણિશંકર ખોખાવગા, પાદરા. | શાંતિસુધા અથવા રઘુવીર સુદન્વા | છોટાલાલ નરભેરામ ભટ્ટ કર્તા: પ્રકાશક ડો. ૪ પ્ર. | ૧૯૨૫ | ૧૬° | ૩૪૦ | પાકી | ૨– ૦–૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १६ | म ८४६२/२५ | २-१०-४० | કૃષ્ણાજી રામચંદ્ર સંત વિજ્ઞાનના અધ્યાપક, ટ્રેનિંગ સ્કૂલ ફોર વિમેન, વડોદરા | ગૃહજીવનશાસ્ત્ર | કૉલમ ૪ પ્રમાણે | १९४० | १६° | ३२९ | કાચી | २- ८-० |
| १७ | ह ५३२२१/२८ | १६-९-४० | પંડ્યા નારાયણજી જદુરામ, અક્ષરકુંજ, અલકાપુરી, વડોદરા. | શ્રી. સ્વામિનારાયણ ભગવાન | મૂલચંદ આશારામ શાહ પ્રકાશક, માધવબાગ, અમદાવાદ | १९३९ | ८° | ११७७ | પાકી | ५- ०-० |
| १८ | ह ८५५१/९८ | २-१०-४० | સાધુ હરિપ્રસાદજી સ્વામીનારાયણ મંદિર, વડતાલ. | શ્રી. સ્વામિનારાયણ ચરિત્ર ચિંતામણિ | સાધુ હરિપ્રસાદજી પ્રકાશક | १९३८ | १२° | ७३८ | ,, | २- ८-० |
| १९ | क्ष १५९४५/२० | ,, | ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. | કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૩ જું (પુસ્તક ૧ થી ૧૨) | કૉ. ૪ પ્રમાણે | १९४० | ,, | ४२० | ,, | ગુચ્છનો १- ८-० |
| २० | य (अं) २३७६/१६ | २-१०-४० | નવચેતન સા. મંદિર, ભદ્ર, અમદાવાદ. | કલમની પીંછીથી | સ્વ. શ્રી. ગિજુભાઈ | ,, | १६° | ४० | કાચી | ०- ४-० |
| २१ | य (अं) ६७६४/१९ | २-१०-४० | ,, | કાસમ ચાઉસ | હિંમતલાલ મર્ચંટ | १९४० | ,, | ४० | કાચી | ०- ४-० |
| २२ | य (अं) १५६४४/९८ | ,, | ,, | ફરતાં ફરતાં | સોમાભાઈ ભાવસાર | ,, | ,, | ४० | ,, | ०- ४-० |
| २३ | म ५५२९/११ | २४-१०-४० | રવિશંકર નરોત્તમદાસ પાઠક, ખત્રીપોળ બાજવાડા, વડોદરા. | અંતરના દિવડે | કૉ. ૪ પ્રમાણે | १९४० | ,, | ६४ | કાચી | ०- ६-० |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| २४ | ગુ ८०५०/८० | २०-९-४० | મૂળજીભાઈ પી. શાહ રાવપુરા, વડોદરા. | વસુન્ધરા | નં. ૪ પ્રમાણે | १५४० | १६° | १८४ | કાચી પાકી | १- ८-० २- ०-० |
| २५ | ગુ ६३३१/८१ | १५-१०-४० | મૂળજીભાઈ ભક્ત, C/O શ્રી. ફૂલચંદ બાલમંદિર, નડીઆદ. | વાંચવાની મજાનો સેટ | ,, | १५४० | २४° | ३२ | કાચી | ०-१२-० સટનો |
| २६ | ગુ ३६१४/८६ | २२-१०-४० | મૂળવંતરાય વસંતરાય ત્રિપાઠી, C/O એસ. એસ. જૈન, ધીરજ મેટલ વર્ક્સ સામે, રાજકોટ. | ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ | સદર | ,, | १६° | ४४९ | પાકી | १- ४-० |
| २७ | हिन्दी | २३-१०-४० | સંચાલક, વિદ્યાવિભાગ કાંકરોલી, મેવાડ | कांकरोलीका इतिहास | पों. कण्ठमणि शास्त्री विशारद, श्री विद्या विभाग कांकरोली | १९९६ | ८° | १३५ | કાચી | ३- ०-० |
| २८ | ,, | ,, | ,, | कांकरोली दिग्दर्शन | श्री नरेन्द्र शर्मा विद्यार्थी श्री विद्याविभाग कांकरोली | ,, | १६° | २४ | ,, | ०- ०-६ |
| २९ | ,, | ,, | ,, | श्री द्वारकाधीशकी प्राकटयवार्ता | नि. गो. श्री व्रजभूषणजी महाराज, श्री विद्याविभाग, कांकरोली | १९९४ | ८° | १६ | ,, | १- ०-० |
| ३० | ,, | ,, | ,, | संप्रदाय प्रदीपालोक | प्रकाशक श्री विद्याविभाग कांकरोली | १९९६ | १६° | १०४ | પાકી | २- ०-० |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | હિન્દી | ૨૭-૧૦-૪૦ | સંચાલક વિદ્યાવિભાગ કાંકરોલી, મેવાડ | પ્રાચીનવાર્તા રહસ્ય પ્રથમ ભાગ | પ્રકાશ થી વિદ્યાવિભાગ કાંકરોલી | ૧૯૯૬ | ૧૬ ૦ | ૨૫૬ | પાકી | ૧- ૦-૦ |
| ૩૨ | " | " | " | રસિક રમાલ | સદર | ૧૯૯૪ | " | ૨૯૨ | " | ૧- ૮-૦ |
| ૩૩ | " | " | " | સમ્પ્રદાય પ્રદીપ | " | ૧૯૯૨ | " | ૯૬ | કાચી | - ૮-૦ |
| ૩૪ | " | " | " | પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આહ્નિક | સદર | ૧૯૯૬ | " | ૪૪ | " | ૦- ૧-૦ |
| ૩૫ | પ $\frac{૪૦૨}{૭૬}$ | ૧૫-૧૧-૪૦ | પ્રહ્‌લાદ ચંદ્રશેખર દીવાનજી રીટાયર્ડ જડજ, આનંદકુટીર, પીકબંદર રોડ, સાંતાક્રુઝ. | રશ્મિકલાપ ભા. ૧ | નં ૪ પ્રમાણે | " | " | ૩૯૦ | પાકી | ૨- ૮-૦ |
| ૩૬ | મ $\frac{૧૨૩૧}{૨૩}$ (અં) | ૨૧-૧૧-૪૦ | મણાશંકર ત્રિવેદી, સંપાદક, નડીઆદ. | ભાવાની મગન પુષ્પ પહેલું | મૂળજીભાઈ ભક્ત રમતાં રમતાં,વાંચો બાગ મંથાવલી, નડીઆદ | ૧૯૪૦ | ૨૪૦ | ૩૨ | કાચી | ૦- ૨-૦ |
| ૩૭ | મ $\frac{૧૨૩૧}{૨૨}$ (અં) | " | " | ખોવાએલો રાજકુમાર પુષ્પ ૨ જું | સદર | " | " | ૩૬ | " | ૦- ૨-૦ |
| ૩૮ | મ $\frac{૧૨૩૧}{૬૪}$ (અં) | " | " | હું રાજા થયો પુષ્પ ૩ જું | " | " | " | ૩૩ | " | ૦- ૨-૦ |
| ૩૯ | મ $\frac{૧૬૪૧}{૭૬}$ | " | સૌ. સુનીતિ મનોહર કબાડી. | રંગાવલિ ભા. ૧ | કેશવજી ભીકાજી ઢવળે શ્રી સમર્થ સદન | ૧૯૬૧ | ૧૨૦ | ૪૭ | કાચી | ૦- ૮-૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૦ | त ૮૯૪૧/૭૬ | — | સૌ. સુનીતિ મનોહર કબાડી | રંગાવતી | અનામ હોલ લેન ગિરગામ, મુંબઇ | ૧૯૬૧ | ૧૨° | ૪૭ | કાચી | ૦— ૮—૦ |
| ૪૧ | य ૧૧૯૬/૧૪ | — | અવિનાશ | એમાં શું ? | પ્રગતિ સાહિત્ય મંદિર રાજકોટ | ૧૯૪૦ | ૧૬° | ૩૪૮ | ,, | ૨— ૦—૦ |
| ૪૨ | र (અં) ૫૦૪૫/૬૦ | — | મણિભાઇ પટેલ | બાલકુંજના પાઠો | પુસ્તકાલય સહાયક સ. મંડળ, વડોદરા | ,, | ,, | ૭૬ | ,, | ૦— ૪—૦ |
| ૪૩ | भ ૭૭૦/૨૦ | — | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. | નૃત્યગીતો | સદર | ,, | ,, | ૫૬ | ,, | — |
| ૪૪ | म ૬૨૩૧/૬૦ | — | મૂળજીભાઇ ભક્ત. | ભકતનાં બાલગીતો | મંત્રી ફુલચંદ બાલમંદિર નડીઆદ, | ૧૯૯૪ | ,, | ૬૮ | ,, | ૦— ૪—૦ |
| ૪૫ | क्ष ૫૦૧૭/૨૭ | — | ફુલાભાઈ પટેલ: | જગતના સિતારા ભા. ૧ | ન. મા. રાવળ વિદ્યાર્થી મંડળ, પ્રકાશન મંદિર, ડો. પંડયા અભ્યાસગૃહ, પાટણ | ૧૯૪૦ | ,, | ૧૫૮ | ,, | ૦— ૮—૦ |
| ૪૬ | ,, | — | ,, | સદર ભા. ૨ | | ,, | ,, | ,, | ,, | ૦— ૭—૦ |
| ૪૭ | क्ष ૮૧૫૮/૨૫ | — | વિદ્યાર્થી. | ચાર જીવનો | સદર | ૧૯૯૨ | ૧૨° | ૧૨૦ | ,, | ૦— ૪—૦ |
| ૪૮ | र ૧૩૯/૯૪ | — | શ્રી. ઉપેન્દ્રાચાર્યજી | શ્રી સદ્બોધ મન્દિર પ્રથમ ગુચ્છ | ગોવિંદલાલ ત્ર્યં. ત્રિવેદી વ્યવ. ચારિત્ર્ય મંદિર વડોદરા. | ૧૯૩૭ | ,, | ૨૦૮ | પાકી | ૨— ૦—૦ |
| ૪૯ | फ ૬૮૧/૨૩ | — | કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાલા. | ગીતામંથન | નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. | ૧૯૪૦ | ,, | ૩૬૬ | ૫ | ૧— ૪—૦ |
| ૫૦ | ह ૬૩૧૫૧/૯૪ | — | દયારામ બહેચરભાઈ ભટ્ટ. | સૃષ્ટિનું જ્ઞાન | કો. ૪ રાયપુર, મહેરીવાડ હવેલીની ખડકી, અમદાવાદ. | ,, | ,, | ૩૬૬ | પાકી | ૩— ૦—૦ |

વડોદરા,
તા. ૩-૧૨-૧૯૪૦ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય

## પુસ્તક ૧૫ મું

## [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૦ ]

## લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

# સામયિક દોહન વિભાગ : (લેખોની અનુક્રમણિકા)

# સામયિક દોહન વિભાગ : ( લેખકોની અનુક્રમણિકા )

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૨ / ૧૯૪૦–૪૧

### શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષા

શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષા સન ૧૯૪૧ ના ફેબ્રુઆરી માસની ૧૬ મી તારીખ ને રવિવારે સવારના ૭ાા થી ૧૦ ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે શ્રી. જુગતરામ દવેકૃત નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રકટ થયેલું " ભારતસેવક ગોખલે " એ જીવનચરિત્રનું પુસ્તક મુકરર કરવામાં આવ્યું છે. એની કિંમત રૂ. ૧–૮–૦ હોઇ તે પુ૦ સ૦ સ૦ મંડળમાંથી મળી શકશે. ૧૯૪૦–૪૧ ના વર્ષમાં આ પુસ્તકની પરીક્ષા લેવાશે એવી ખબર ઑગસ્ટના "પુસ્તકાલય"માં જાહેરાત નં. ૧ સને ૧૯૪૦–૪૧ ની પ્રકટ કરી પુસ્તકાલયોના મંત્રીઓને નવીન સાલના બજેટમાં એ તેમજ ૨૦ મી પરીક્ષા માટે ઠરેલું " મારું ગામડું " એ બન્ને પુસ્તકો સાથી લેવાની ભલામણ કરવામાં આવેલી. તદનુસાર ઘણુંખરાં પુસ્તકાલયોએ પોતાના ચાલુ સાલના બજેટની પુસ્તકયાદીમાં આ બન્ને પુસ્તકોનો સવડ રાખી ખરીદવાની મંજૂરી મેળવી લીધી જ હશે. તે મંજૂરી આધારે સદરહુ ' ભારતસેવક ગોખલે 'નું પુસ્તક પરીક્ષ્ય ઉમેદવારોને તરત કામમાં આવી શકે તેટલા ખાતર જરૂર હોય તો ઘલાયદું ટપાલરસ્તે મંત્રી ભાઇઓએ મંગાવી લેવું ઘટે, જેથી પરીક્ષાનો લાભ લેવા ઇચ્છનારાં ભાઇબહેનોને પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું ન રહે. મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપકોને, તેમજ પ્રાંત અને મહાલના પ્રચારક બંધુઓને આ સંબંધી ઘટતો પ્રચાર કરવાની ભલામણ કરવામાં આવે છે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૫–૧–૪૧ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇએ. શિષ્ટવાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં ને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાંજ તેમ કરી દે એમ ઇચ્છીએ છીએ.

પરીક્ષા માટે ઠરેલા પુસ્તકમાં મર્હુમ દેશભક્ત ગોખલેજીના જીવન અને કાર્યના બોધક પ્રસંગો અને હકીકતોની રસમય ગૂંથણી સરળ ભાષાશૈલીમાં કરવામાં આવી છે. શિક્ષકો, વિદ્યાર્થીઓ તેમજ ઇતર પ્રજાજનો આ મર્હુમ દેશભક્તના જીવન અને કાર્યથી પરિચિત બને એ બહુ જ ઇચ્છવાયોગ્ય હોઇ, પુસ્તકાલયોનું કામ કરનારા સૌ કોઇ આ પરીક્ષાનો લાભ લે, મોટા વિદ્યાર્થીઓ તેમજ ગામની વાચનરસિક જનતાને તેમ કરવા પ્રેરે.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામામાં ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની ખાસ ભલામણ છે.

**ઇનામ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨), તથા નં. ૫ થી ૨૦ સુધીનાને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી પ્રથમનાં ૧૦ ને રૂ. ૧) તથા ટ્રેનિંગ કોલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણસુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને રૂ. ૦ાા નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે, છતાં જેમની ઇચ્છા હશે તેમની પોતાની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવા સગવડ રહેશે.

C/O સેન્ટ્રલ લાયબ્રેરી
વડોદરા,
તા. ૧૨–૧૧–૪૦

મણિભાઇ મંગળજી કાશીવાળા
રામભાઇ કાશીભાઇ પટેલ
મંત્રીઓ, વ. રા. પુ. મંડળ

૧. સમજ સાથે વાંચતાં શીખવું.

૨. આવા અર્ધ ભણેલાઓમાં તેમને લાયકનું સાહિત્ય પ્રસિદ્ધ કરીને તેમ જ વાચનાલયોમાં વિસ્તાર કરીને વાંચવાનો શોખ કેળવવો.

૩. લખવાનું તથા ગણતાં શીખવવું.

આવાં ધોરણો પાડવાં કેમ આવશ્યક છે, તે પ્રથમ જોઈશું. પ્રૌઢશિક્ષણના વર્ગોના પ્રચલિત પ્રકારમાં નીચે દર્શાવેલી પ્રતિકૂળતાઓ છેઃ—

(૧) એક તો વર્ગો તેમનું પરિણામ જોતાં અતિ ખર્ચાળ છે, કારણ કે

(ક) તેમાં પગારદાર શિક્ષકોથી કામ લેવાય છે,

(ખ) તેમાં સાધન-સરંજામની શાળાઓની જેમ વધારે પ્રમાણમાં જરૂર પડે છે.

(૨) વળી ઘણા વર્ગોમાં ચાલતું કામ સંતોષજનક જોવામાં આવતું નથી, કારણ કે

(क) કાર્યકર્તાઓ મોટે ભાગે અંગત લાભ ખાતર વર્ગો ચલાવે છે; સેવાભાવ કે ઉત્સાહથી તેઓ પ્રેરાયેલા હોતા નથી.

(ख) અભણ લોકો વર્ગમાં નિયમિત હાજરી આપતા નથી, હાજરી આપે છે ત્યારે તેઓ થાકયા પાકયા હોય છે.

( ક ) છતાં માની લઈએ કે વર્ગોમાં ચાલેલા શિક્ષણનું પરિણામ સંતોષજનક છે, તો પણ આ વર્ગો બહુ મોટા ભાગના અભણ લોકોને પહોંચી શકતા નથી—ખાસ કરીને સ્ત્રીઓને.

આ જોતાં સ્પષ્ટ થાય છે કે આજની પ્રચલિત પ્રૌઢવર્ગોની પદ્ધતિથી તો લાખો રૂપિયા દર વર્ષના અંદાજપત્રમાં કાઢવામાં આવશે તો પણ નિરક્ષરતાનિવારણનું કામ યોગ્ય મુદતમાં પાર પડે તેવો સંભવ નથી. આખો એક જમાનો જાય તો પણ પત્તો ખાય તેમ લાગતું નથી.

ત્યારે હવે આપણી સામે પ્રશ્ન એ આવે છે કે આટલી ધીમી ગતિએ પ્રગતિ થાય અને સ્ત્રીઓ તો લગભગ અસ્પૃષ્ટ જ રહી જાય એ સ્થિતિથી આપણે સંતોષ માની લેવો કે આપણે કોઈક જુદી પદ્ધતિઓએ કામ લઈ આપણા દેશના લોકો—પુરુષો તેમજ સ્ત્રીઓ—ટૂંક મુદતમાં ભણી ગણી શહેરી તરીકેની પોતાની ફરજો સમજતાં થઈ જાય એમ કરવું ? જો આપણો દેશ સ્વરાજ્યના પોતાના ધ્યેય તરફ વેગથી કૂચ કદમ કરે એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણે પાછલો માર્ગ જ લેવો ઘટે છે. તે અર્થે નિરક્ષરતાનિવારણના કામને ઉપર દર્શાવેલાં ત્રણ ધોરણોમાં વહેંચવું આવશ્યક બને છે. તેમ કરવાથી કામમાં સફળતા આવશે, ખર્ચ ઓછું થશે, સાથે પ્રગતિ વધારે થશે અને વધારે વહેલી થશે.

આમાંના પ્રથમ ધોરણમાં એટલે કે સમજ સાથેનું વાચન શીખવવામાં હોમ કલાસ અથવા ' ઘેર ઘેર શાળા 'ની યોજના ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવી શકશે. આ યોજનામાં નીચે દર્શાવ્યા પ્રમાણે ક્રમે ક્રમે આગળ ચાલવાનું છેઃ—

(૧) સભાઓ, સંભાષણો, સરઘસો વગેરે દ્વારા પ્રચારકામ કરીને.

(ક) છોકરાઓ તથા છોકરીઓમાં ઉત્સાહવૃદ્ધિ કરી તે ટકાવી રાખવો.

(ખ) પ્રૌઢ લોકોને વાંચતાં શીખી લેવું કેટલું જરૂરી છે, તેમજ તે શીખવું કેટલું સહેલું છે તે સમજાવવું.

(૨) વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની મોટે ભાગે મદદ મેળવી એકેએક ઘરની વસ્તીગણતરી કરવી. દરેક કુટુંબમાં અથવા દરેક ઘરનાં વાસીઓમાં કેટલા ' સાક્ષર ' છે, અને કેટલા નિરક્ષરો છે તેના આંકડા તૈયાર કરવા.

(૩) ત્યાર પછી નીચેનાં કામો માટે સ્વયંસેવકો ભરતી કરવા.

(ક)...પ્રચારકાર્ય માટે.

(ખ) નિરક્ષરોને ભણાવવા માટે તથા તે કામ પર દેખરેખ રાખવા માટે.

(ગ) કાર્યાલય અને વ્યવસ્થાના કામ માટે.

(૪) દરેક ઘરમાં ભણાવવા માટે જરૂરી એવાં સાધનો, ચોપડીઓ, નકશાઓ વિ. મેળવવાં.

(૫) ઘેર ઘેર આવી શાળાઓ કઢાવવી, અને તેમાં ઘણે ભાગે ઘરનાં ભણેલાં માણસો પોતાના ઘરના અભણ માણસોને ભણાવે એ પદ્ધતિએ કામ લેવું. આવા વર્ગોને દોરવણી આપવા તથા તેની ઉપર દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવી.

(૬) આવી પ્રત્યેક ઘરશાળામાં ચાલતા શિક્ષણમાં કેવી પ્રગતિ છે તેની નોંધ રાખવી.

(૭) ફળિયા, મહોલ્લા કે પોળોમાં વસતા સ્થાનિક નેતાઓ અને ઉત્સાહી કાર્યકર્તાઓની સમિતિઓ નીમી તેમને પોતપોતાની હદમાં આ યોજના પ્રમાણે કાર્યવિસ્તારનું તથા દેખરેખ રાખવાનું સોંપવું. તે અંગે પ્રચાર કરવાનું અને જરૂરી ફાળો ઉઘરાવવાનું પણ તેવી સમિતિઓને સોંપવું.

પ્રૌઢશિક્ષણનું આ પ્રથમ ધોરણનું કાર્ય કરતાં જે મોટામાં મોટી વસ્તુ ધ્યાનમાં રાખવાની છે તે ખાસ કરીને આપણા ગરીબ દેશમાં એ છે કે આ બધું જ કામ સેવાભાવના અથવા દેશભક્તિથી પ્રેરાઇને જ થવું જોઇએ. તેમાં એ પૈસાની કમાણી થશે એવી લાલચ રાખનાર માટે સ્થાન ન જ હોવું જોઇએ. આ ગોળી ગળવી જરા કઠણ છે, છતાં જો આપણે ઓછામાં ઓછા સમયમાં પોતાના પગ પર ઊભા રહેવા ઇચ્છતા હોઇએ તો તે ગળ્યે જ છૂટકો છે.

નિરક્ષરતાનિવારણના આ પ્રથમ ધોરણનો અમલ કરવામાં એટલે કે સમજ સાથેનું વાચન શીખવવામાં ખર્ચ કરવા જેવી મુખ્ય બાબત એ કે દરેકનું ઘર, શાળા ને ચોપડીઓ, નકશા વિ. આપવાનું છે. શહેરોમાં પ્રચારપત્રિકાઓ તેમજ વસ્તીગણતરીનાં ફારમો વગેરે છપાવવામાં કંઇક રકમ ખર્ચાશે. જો હાથે લખી આપે તો તેવા સ્વયંસેવકો પૂરતા પ્રમાણમાં ઊભા કરવામાં આવે અને એ રીતે મનુષ્યબળનો લાભ લેવામાં આવે તો આ છપાવવાનો ખર્ચ ઘણો ઓછો કરી શકાય. કોઇપણ ભોગે કાર્ય સિદ્ધ કરવાનો નિશ્ચય હોવો જોઇએ, આત્મવિશ્વાસ હોવો જોઈએ. અને હિત સંબંધ ધરાવનારાઓથી દોરવાયા વિના કાર્ય થવું જોઇએ. એક બાબતમાં ખાસ સ્પષ્ટતા થઇ જવાની જરૂર છે. કે આ ઘરશાળાની યોજનામાં ભાડુતી કામનો કંઇ મેળ ખાઇ શકે તેમ છેજ નહિ. **જે કાર્યકર્તાઓને અંતરનો ઉત્સાહ નથી પણ ઉપરી અધિકારીઓના દબાણને વશ થઇ યંત્રની જેમ કામ કરે છે, તેવા મન વિનાના કાર્યકર્તાઓ ઉપર આધાર રાખવો એ કેવળ ભ્રમજાળ છે.**

આ ઘરશાળાની યોજના ચાલુ કરવી ઇચ્છિવાયોગ્ય છે કે કેમ તે સંબધમાં કેટલીક શંકાઓ ઉઠાવવામાં આવી છે. આ શંકાઓનાં મૂળ મુખ્યત્વે આ છેઃ—

(ક) આવી ઘરશાળાઓનો મોટે ભાગે ૫ થી ૧૫ વર્ષ સુધીનાં નિરક્ષરો લાભ લેશે; અને તેઓને ના પાડવી શકય નથી.

પરિણામે ચોકસાઈથી જાણવું ઘણું મુશ્કેલ થઇ પડશે.

હવે એવા ૫ થી ૧૫ વર્ષ વચ્ચેનાં છોકરા–છોકરી આવા વર્ગોમાં શીખે તેમાં શું નુકસાન થઇ જવાનું છે એ સમજવું મુશ્કેલ છે. કારણ કે તેઓ એવી પરિસ્થિતિમાં હોય છે કે સામાન્ય નિશાળોમાં કદી જઈ શકવાનાં નથી.

આ ઘરશાળાની યોજનામાં માથાદીઠ અમુક ગ્રાંટ આપવાનો પણ પ્રશ્ન નથી. ઘેર ઘેર વાંચવાની ચોપડીઓ આપવાનું ખર્ચ ઘરદીઠ બે આનાથી વધારે નહિ આવે. ઘરમાં એક શીખનાર હોય કે ચાર હોય, તો પણ આ ખર્ચમાં તેથી કંઇ વધારો થવાનો નથી, કારણ કે એક જ ચોપડી એ બધાને કામમાં આવશે.

હવે પરિણામ જાણવાની મુશ્કેલી પણ યોગ્ય દેખરેખની વ્યવસ્થા કરવાથી તેમ જ દરેક ઘરશાળાની પ્રગતિની નોંધ રાખવાથી ટાળી શકાય તેમ છે. આ કામમાં આગળ પડતો હિસ્સો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનો જ હશે. તેમનામાં આપણે સેવાભાવના અને ઉત્સાહ પ્રકટાવવાં અને ટકાવવાં પડશે. તેઓ પોતાનું કામ સેવા અને ધર્મ સમજીને કરનારાં હશે, તેમને કશો અંગત સ્વાર્થ સાધવાનો નહિ હોય, એટલે કોઇ જૂઠા આંકડાઓ બતાવે કે પરીક્ષકને છેતરે એમ બનવાજોગ જ નથી. વળી પોતાનાં ઘરમાં જ શીખતા કોઇ પણ પુરુષ કે સ્ત્રીને કદાચ વાચન શીખતાં બાર મહિના લાગી જાય તોયે તેથી રાજ્યને કે પ્રજાને માથે વધારાનો કશો જ ખર્ચ પડવાનો નથી.

પૂના શહેરમાં આ પ્રકારનું સાક્ષરતાપ્રચારનું કામ કરતાં એક વસ્તુ અકસ્માત્ મારી નજરે ચડી. એક સાત આઠ વર્ષની બાળકીને પોતાની નિશાળમાંથી વસ્તીપત્રકની સ્વયંસેવિકા બનાવી તે માટેનું ફારમ આપવામાં આવ્યું. પોતાના ઘરમાં ભણેલાં અને અભણ હોય તેઓનાં નામો પત્રકમાં ભરી લાવવાનું તેને કહેવામાં આવ્યું હતું. એ બાલિકા ખરા દિલથી કામ કરનારી હતી. અલબત્ત, જો યોગ્ય દોરવણી મળે તો બાળકમાત્રમાં તે ગુણ હોય છે જ. ઘેર આવી તે મા, બાપ, ભાઇ, બહેન, નોકરો એકે એકને પૂછી વળી કે તેને વાંચતાં આવડે છે કે નહિ ?

એમ પૂછીને તેણે પત્રકમાં તેઓનાં નામો ભર્યાં. પત્રક ભરવામાં ભલે એક બે ભૂલો તો થઇ, પણ પત્રક જોઇને તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે લાગણીપૂર્વક પોતાનું નિવેદન રજૂ કર્યું: “ મારા ઘરમાં આટલાં બધાંને વાંચતાં જ આવડતું નથી. ઘરમાં એટલાં જણને વાંચતાં પણ ન આવડે એ મને જરાય ગમતું નથી. હું એમને કક્કો શીખવી વાંચતાં શીખવી દઇશ, મારા ઘર ઉપરથી અભણપણાનો ડાઘ ધોઇ નાખીશ અને સાક્ષરતાનો ઝંડો મારા ઘર ઉપર ઊડતો કરીશ. ”

હવે એક આટલી નાની બાળાને આવી આવી લાગણીઓ અનુભવતી કરવી એ પોતે જ ખરેખર તેની કેળવણી છે. એક આઠ વર્ષની છોકરી અભણને ભણાવવામાં કેટલી હદે ઉપયોગી થઇ શકે એ પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ આટલું તો નિર્વિવાદ છે કે જે હિલચાલ અને સેવાએ તે ઉત્સાહી બાળામાં આવા વિચારો પ્રગટાવ્યા તે જ હિલચાલે તેના હૃદયમાં એક અમૂલ્ય બીજ વાવ્યું છે. તે બીજને યથાકાળે અંકુર ફૂટશે અને તે બાળા આજે નહિ તો બે વર્ષ પછી જરૂર નિરક્ષરતાનિવારણની એક સ્વયંસેવિકા બનશે. આ કંઇ નાનો-સૂનો લાભ નથી.

ઘરશાળાઓનું કામ જેમ જેમ આગળ વધતું જાય, તેમ તેમ નવા શીખેલાઓ વાચન-નો અભ્યાસ ચાલુ રાખી શકે એવું તથા તેમના સામાન્ય જ્ઞાનમાં ઉમેરો કરે તેવું સરળ ભાષામાં લખેલું સાહિત્ય તૈયાર કરી તેમની અંદર વહેંચવું પડશે.

આમાંથી જ ભવિષ્યનાં વાચનાલયોનો ઉદય થશે. એ કામ પણ ઘરશાળાના જેટલું જ મહત્ત્વનું હોઇ સાથે સાથે જ ઉપાડવું આવશ્યક છે.

[પ્રાંતીય પ્રૌઢ શિક્ષણ બોર્ડના પ્રમુખ શ્રી. ભાગવતની મનનીય નોંધ. "લોકવાણી" તા. ૧૬-૭-૩૯ માંથી.]

(૩) ત્યાર પછી નીચેનાં કામો માટે સ્વયંસેવકો ભરતી કરવા.

(ક)...પ્રચારકાર્ય માટે.

(ખ) નિરક્ષરોને ભણાવવા માટે તથા તે કામ પર દેખરેખ રાખવા માટે.

(ગ) કાર્યાલય અને વ્યવસ્થાના કામ માટે.

(૪) દરેક ઘરમાં ભણાવવા માટે જરૂરી એવાં સાધનો, ચોપડીઓ, નકશાઓ વિ. મેળવવાં.

(૫) ઘેર ઘેર આવી શાળાઓ કઢાવવી, અને તેમાં ઘણે ભાગે ઘરનાં ભણેલાં માણસો પોતાના ઘરના અભણ માણસોને ભણાવે એ પદ્ધતિએ કામ લેવું. આવા વર્ગોને દોરવણી આપવા તથા તેની ઉપર દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવી.

(૬) આવી પ્રત્યેક ઘરશાળામાં ચાલતા શિક્ષણમાં કેવી પ્રગતિ છે તેની નોંધ રાખવી.

(૭) ફળિયા, મહોલ્લા કે પોળોમાં વસતા સ્થાનિક નેતાઓ અને ઉત્સાહી કાર્યકર્તાઓની સમિતિઓ નીમી તેમને પોતપોતાની હદમાં આ યોજના પ્રમાણે કાર્યવિસ્તારનું તથા દેખરેખ રાખવાનું સોંપવું. તે અંગે પ્રચાર કરવાનું અને જરૂરી ફાળો ઉઘરાવવાનું પણ તેવી સમિતિઓને સોંપવું.

પ્રૌઢશિક્ષણનું આ પ્રથમ ધોરણનું કાર્ય કરતાં જે મોટામાં મોટી વસ્તુ ધ્યાનમાં રાખવાની છે તે ખાસ કરીને આપણા ગરીબ દેશમાં એ છે કે આ બધું જ કામ સેવાભાવના અથવા દેશભક્તિથી પ્રેરાઈને જ થવું જોઈએ. તેમાં એ પૈસાની કમાણી થશે એવી લાલચ રાખનાર માટે સ્થાન ન જ હોવું જોઈએ. આ ગોળી ગળવી જરા કઠણ છે, છતાં જો આપણે ઓછામાં ઓછા સમયમાં પોતાના પગ પર ઊભા રહેવા ઇચ્છતા હોઈએ તો તે ગળ્યે જ છૂટકો છે.

નિરક્ષરતાનિવારણના આ પ્રથમ ધોરણનો અમલ કરવામાં એટલે કે સમજ સાથેનું વાચન શીખવવામાં ખર્ચ કરવા જેવી મુખ્ય બાબત એ કે દરેકનું ઘર, શાળા ને ચોપડીઓ, નકશા વિ. આપવાનું છે. શહેરોમાં પ્રચારપત્રિકાઓ તેમજ વસ્તીગણતરીનાં ફારમો વગેરે છપાવવામાં કંઈક રકમ ખર્ચાશે. જો હાથે લખી આપે તો તેવા સ્વયંસેવકો પૂરતા પ્રમાણમાં ઊભા કરવામાં આવે અને એ રીતે મનુષ્યબળનો લાભ લેવામાં આવે તો આ છપાવવાનો ખર્ચ ઘણો ઓછો કરી શકાય. કોઈપણ ભોગે કાર્ય સિદ્ધ કરવાનો નિશ્ચય હોવો જોઈએ, આત્મવિશ્વાસ હોવો જોઈએ. અને હિત સંબંધ ધરાવનારાઓથી દોરવાયા વિના કાર્ય થવું જોઈએ. એક બાબતમાં ખાસ સ્પષ્ટતા થઈ જવાની જરૂર છે, કે આ ઘરશાળાની યોજનામાં ભાડુતી કામનો કંઈ મેળ ખાઈ શકે તેમ છેજ નહિ. **જે કાર્યકર્તાઓને અંતરનો ઉત્સાહ નથી પણ ઉપરી અધિકારીઓના દબાણને વશ થઈ યંત્રની જેમ કામ કરે છે, તેવા મન વિનાના કાર્યકર્તાઓ ઉપર આધાર રાખવો એ કેવળ ભ્રમજાળ છે.**

આ ઘરશાળાની યોજના ચાલુ કરવી ઇચ્છવાયોગ્ય છે કે કેમ તે સંબધમાં કેટલીક શંકાઓ ઉઠાવવામાં આવી છે. આ શંકાઓનાં મૂળ મુખ્યત્વે આ છેઃ—

(ક) આવી ઘરશાળાઓનો મોટે ભાગે ૫ થી ૧૫ વર્ષ સુધીનાં નિરક્ષરો લાભ લેશે; અને તેઓને ના પાડવી શકય નથી.

પરિણામે ચોકસાઈથી જાણવું ઘણું મુશ્કેલ થઈ પડશે.

હવે એવા ૫ થી ૧૫ વર્ષ વચ્ચેનાં છોકરા-છોકરી આવા વર્ગોમાં શીખે તેમાં શું નુકસાન થઈ જવાનું છે એ સમજવું મુશ્કેલ છે. કારણ કે તેઓ એવી પરિસ્થિતિમાં હોય છે કે સામાન્ય નિશાળોમાં કદી જઈ શકવાનાં નથી.

આ ઘરશાળાની યોજનામાં માથાદીઠ અમુક ગ્રાંટ આપવાનો પણ પ્રશ્ન નથી. ઘેર ઘેર વાંચવાની ચોપડીઓ આપવાનું ખર્ચ ઘરદીઠ બે આનાથી વધારે નહિ આવે. ઘરમાં એક શીખનાર હોય કે ચાર હોય, તો પણ આ ખર્ચમાં તેથી કંઇ વધારો થવાનો નથી, કારણ કે એક જ ચોપડી એ બધાને કામમાં આવશે.

હવે પરિણામ જાણવાની મુશ્કેલી પણ યોગ્ય દેખરેખની વ્યવસ્થા કરવાથી તેમ જ દરેક ઘરશાળાની પ્રગતિની નોંધ રાખવાથી ટાળી શકાય તેમ છે. આ કામમાં આગળ પડતો હિસ્સો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનો જ હશે. તેમનામાં આપણે સેવાભાવના અને ઉત્સાહ પ્રકટાવવાં અને ટકાવવાં પડશે. તેઓ પોતાનું કામ સેવા અને ધર્મ સમજીને કરનારાં હશે, તેમને કશો અંગત સ્વાર્થ સાધવાનો નહિ હોય, એટલે કોઇ જૂઠા આંકડાઓ બતાવે કે પરીક્ષકને છેતરે એમ બનવાજોગ જ નથી. વળી પોતાનાં ઘરમાં જ શીખતા કોઇ પણ પુરુષ કે સ્ત્રીને કદાચ વાચન શીખતાં બાર મહિના લાગી જાય તોયે તેથી રાજ્યને કે પ્રજાને માથે વધારાનો કશો જ ખર્ચ પડવાનો નથી.

પૂના શહેરમાં આ પ્રકારનું સાક્ષરતાપ્રચારનું કામ કરતાં એક વસ્તુ અકસ્માત્ મારી નજરે ચડી. એક સાત આઠ વર્ષની બાળકીને પોતાની નિશાળમાંથી વસ્તીપત્રકની સ્વયંસેવિકા બનાવી તે માટેનું ફારમ આપવામાં આવ્યું. પોતાના ઘરમાં ભણેલાં અને અભણ હોય તેઓનાં નામો પત્રકમાં ભરી લાવવાનું તેને કહેવામાં આવ્યું હતું. એ બાલિકા ખરા દિલથી કામ કરનારી હતી. અલબત્ત, જો યોગ્ય દોરવણી મળે તો બાળકમાત્રમાં તે ગુણ હોય છે જ. ઘેર આવી તે મા, બાપ, ભાઇ, બહેન, નોકરો એકે એકને પૂછી વળી કે તેને વાંચતાં આવડે છે કે નહિ?

એમ પૂછીને તેણે પત્રકમાં તેઓનાં નામો ભર્યાં. પત્રક ભરવામાં ભલે એક બે ભૂલો તો થઇ, પણ પત્રક જોઇને તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે લાગણીપૂર્વક પોતાનું નિવેદન રજૂ કર્યું: " મારા ઘરમાં આટલાં બધાંને વાંચતાં જ આવડતું નથી. ઘરમાં એટલાં જણને વાંચતાં પણ ન આવડે એ મને જરાય ગમતું નથી. હું એમને કક્કો શીખવી વાંચતાં શીખવી દઇશ, મારા ઘર ઉપરથી અભણપણાનો ડાઘ ધોઇ નાખીશ અને સાક્ષરતાનો ઝંડો મારા ઘર ઉપર ઊડતો કરીશ."

હવે એક આટલી નાની બાળાને આવી આવી લાગણીઓ અનુભવતી કરવી એ પોતે જ ખરેખર તેની કેળવણી છે. એક આઠ વર્ષની છોકરી અભણને ભણાવવામાં કેટલી હદે ઉપયોગી થઇ શકે એ પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ આટલું તો નિર્વિવાદ છે કે જે હિલચાલ અને સેવાએ તે ઉત્સાહી બાળામાં આવા વિચારો પ્રગટાવ્યા તે જ હિલચાલે તેના હૃદયમાં એક અમૂલ્ય બીજ વાવ્યું છે. તે બીજને યથાકાળે અંકુર ફૂટશે અને તે બાળા આજે નહિ તો બે વર્ષ પછી જરૂર નિરક્ષરતાનિવારણની એક સ્વયંસેવિકા બનશે. આ કંઇ નાનો-સૂનો લાભ નથી.

ઘરશાળાઓનું કામ જેમ જેમ આગળ વધતું જાય, તેમ તેમ નવા શીખેલાઓ વાચનનો અભ્યાસ ચાલુ રાખી શકે એવું તથા તેમના સામાન્ય જ્ઞાનમાં ઉમેરો કરે તેવું સરળ ભાષામાં લખેલું સાહિત્ય તૈયાર કરી તેમની અંદર વહેંચવું પડશે.

આમાંથી જ ભવિષ્યનાં વાચનાલયોનો ઉદય થશે. એ કામ પણ ઘરશાળાના જેટલું જ મહત્ત્વનું હોઇ સાથે સાથે જ ઉપાડવું આવશ્યક છે.

[પ્રાંતીય પ્રૌઢ શિક્ષણ બોર્ડના પ્રમુખ શ્રી. ભાગવતની મનનીય નોંધ. "લોકવાણી" તા. ૧૬-૭-૩૯ માંથી.]

# યુરોપ અને હિંદ : રહેણી–કરણીની રીતો

**પરદેશનો પ્રવાસ ખેડી આવેલા પ્રોફેસર એન. આર. મલકાણી માને છે કે પોતાને સારી રીતે ઓળખવા માટે સામાના અંતરની આરસીનો ઉપયોગ કરવો જોઇએ; એટલે જ યુરોપનો પ્રવાસ કરી આવીને તેમણે હિંદને ઓળખાવવા માંડયું છે. જેને એમ લાગતું હોય કે આપણે હીણા, ગંદા, નિર્માલ્ય છીએ તેને પ્રોફેસરનો આ લેખ વાંચીને સ્વગૌરવની ખુમારી આવ્યા વિના રહેશે નહિ. જેને એવો ભ્રમ હોય કે યુરોપીય જીવન જ સર્વથા અનુકરણીય છે તેને પોતાની માન્યતા ફરી તપાસી જવાની પણ આ લેખ ફરજ પાડશે.**

## દાંત : સ્વદેશી ને પરદેશી

યુરોપના મારા થોડાક જ વખતના વસવાટથી મને સમજાયું કે આપણે હિંદીઓ અંગત રીતે યુરોપિયનો કરતાં ઘણે દરજ્જે વધારે ચોખ્ખા છીએ–એક જ દરજ્જાનો હિંદી એ જ દરજ્જાના યુરોપિયન કરતાં ઘણો સ્વચ્છ હોય છે. દાખલા તરીકે આપણા દાંત યુરોપિયનોના દાંત કરતાં વધારે શુભ્ર, સ્વચ્છ ને દૃઢ હોય છે. એના જેટલી બીડીઓ આપણે ફૂંકતા નથી, દારૂ પીતા નથી કે માંસ પણ ખાતા નથી. આપણે ખાઈ રહ્યા પછી હાથ ધોઇ નાખીને લૂછી નાખીએ છીએ, એ ધૂમ્રપાન કરીને ભોજનવિધિનો પૂર્ણવિરામ મૂકે છે. કોઇના દેખતાં દાંત ખોતરવા એ અહીં અવિનય મનાય છે; ત્યાં એવું નથી. જે લીલી દાતણની ચીરનો આપણે ઉપયોગ કરીએ છીએ એની આગળ બાપડું બ્રશ ઝાંખું પડે છે. યુરોપમાં જ્યારે જ્યારે તમે કોઇના મોંમાં સુંદર દાંત જુઓ ત્યારે સમજી લેજો કે દાંતના દાકતરે ગોઠવેલું એ તો ચોક્કું છે. એક વાર એક અમેરિકન બાઇએ સગર્વ મારી આગળ ડંફાસ મારેલી કે " અમારે ત્યાં આખી દુનિયામાં શ્રેષ્ઠ એવા દાંતના દાકતરો પડયા છે. " મેં ત્યારે પૂછેલું: " તમારા લોકોના દાંત શ્રેષ્ઠ કોટિના હોય છે એટલા ખાતર ? "

## એ 'કમલદલ' નથી જ.

પગના આરોગ્યનું ભાન હિંદમાં સારી પેઠે છે ને એટલે જ આપણે હલકાં ને ખુલ્લાં પગરખાં વાપરીએ છીએ, જે આપણા પગની આંગળીઓને " કમલદલ "ની માફક વિકસવા દે છે. આપણે પગને સ્વચ્છ રાખીએ છીએ ને એ દેખાય છે પણ સુઘડ. પણ જો કોઈ યુરોપિયન બૂટ–મોજાં કાઢતો હોય તો હું પાસે ઊભો પણ ન રહું. ન ભુલાય એવી બદબો તે વખતે નીકળે છે ને " કમલદલ "નું તો ત્યાં સ્વપ્ન પણ નથી આવતું ! કહેશો તો એ તમને એના પગનો નળો બતાવશે અને એ જ ઠીક છે. અને વળી **સ્ત્રીઓના ઊંચી એડીના બૂટ તો પગનું સત્યાનાશ વાળે છે.**

## પાણીનો અજીઠો ઉપયોગ

પણ એક વસ્તુ જે મને કદીય સમજાઇ નથી તે તો યુરોપમાં પાણીનો જે ઉપયોગ થાય છે તે જ છે. એને દુરુપયોગ જ કહો ને ? ત્યાં નાહવાનું ટબ હોય છે. વૉશ–બેસીન હોય છે અને ગરમ પાણીની પણ જોઇતી સગવડ હોય છે. છતાંય આ બધાનો જે ઉપયોગ

થાય છે તે જોઈને તો કોઈ હિંદીને એ બધું અસ્વચ્છ લાગે ને તેની રસવૃત્તિ સુગાય પણ ખરી. જોઈતું પાણી ટબમાં આવવા દઈને પછી પાણીને આવતું ખાળીને એ પાણીમાં શરીર સાફ કરવું, સાબુ લગાવવો, શરીર સ્વચ્છ કરવું ને છતાં પાણી તો એ ને એ જ વાપરવું આવું ત્યાં ચાલે છે. હિંદમાં તો ટબનો ઉપયોગ જ ઝાઝો નથી ને એની જરૂર પણ લાગતી નથી

## હિંદે ઇંગ્લેન્ડને શું શીખવ્યું ?

હિંદ પાસેથી ઇંગ્લેન્ડ બે વસ્તુ શીખ્યું હોય એમ લાગે છેઃ એક તો એ કઢી ખાત શીખ્યું છે ને બીજું પહેલાં કરતાં વધારે વખત નાહતાં શીખ્યું છે. કઢીમાં અડધોઅડ તો મરીમસાલા નાખે છે ને અડધા ચડેલા ભાત સાથે એ લોકો ખાય છે. હજુ એ લોક દરરોજ તો નથી જ નાહતા, ને નાહ્ય છે હજુ પણ ટબમાં જ ઇંગ્લૅંડની વાત બાજુ પ મૂકીએ ને બાકીના યુરોપની વાત કરીએ તો ત્યાં નાહવાનું ખૂબ ખર્ચાળ ને ખૂબ ઓ છે. એટલે એક સરાસરી યુરોપિયનની ચામડી રતુમડી ગોરી હોય છે, એટલું જ નહિ, ખર ખચડી ને બરછટ પણ સારી પેઠે હોય છે. સામાન્ય હિંદીની ચામડી એવી નથી હોત એકાદ બંગાળી કે મદ્રાસીની ચામડીને કાળી કહેવી હોય તો ભલે કહો, પણ એથી સુંવાળી, સ્વચ્છ ને ચકચકિત મટી નહિ જાય.

## જીવવાની રીતો

હિંદી જેટલો સૂર્ય, હવા ને પાણી પર જીવે છે, એટલો એ ખોરાક પર જીવતો નથી જો એને સુંદર પૌષ્ટિક ખોરાક અને સ્વચ્છ પાણીની વિપુલતાની ખાતરી આપવામાં આ તો એના શરીર અને ચામડી પર તંદુરસ્તીની સુંદર ઝલક ઉઠશે. પણ જેવી છે તેવ સ્થિતિમાં હિંદીને પોતાની ચામડી પર સુગંધી દ્રવ્યોનો લેપ કરવાની ને એ રીતે પા બેઠેલાને ચકારા ન લાગીએ એવો પ્રયત્ન કરવાની જરૂર નહિ પડે. યુરોપિયનને એવું કરવુ પડે છે. કપડાં ધોવામાં પાણીનો વાપર જાણે આપણે ઓછો કરીએ છીએ, પણ યુરોપિયને જાણીને વિસ્મય પામે છે કે આ હિંદીઓ રાતે પહેરેલાં કપડાં સવારે બદલી નાખીને ધો શા માટે નાખે છે ! યુરોપીઅન અંદર પહેરેલું બંડિયું કયારે બદલે છે એ તો હું યે નથ જાણુતો. ગમે તેમ, એ તો આખરે અંદર પહેરવાનું ( અન્ડરવેર ) છે ને ?

## હજી શીખવાનું બાકી છે.

પાણી એક પેય પદાર્થ છે એ વાતનો તો એમણે સ્વીકાર કર્યો છે, પણ આપણ માફક એને તેઓ ખૂબ અગત્યનું પીણું ગણતા હોય એમ લાગતું નથી. એક પીણાં-નિષ્ણા તની વાત મેં સાંભળેલી તે મને અહીં યાદ આવે છે. આંખે પાટા બાંધીને તેને ચખાડવામ આવે તે બધાં પીણાંનાં નામ તે ઝટ ઝટ કહી દેતો. પછી જ્યારે તેને પાણીનો ઘૂંટડે ભરાવ્યો ત્યારે તે મુંઝાયો. એને શું નામ આપવું તે તેને સૂઝ્યું નહિ. ધીરેધીરે એનું ભા સતેજ થયું ને તે બોલી ઉઠયોઃ " અરે અરે, આ તો એ પદાર્થ છે કે જેના વડે હું દરરોજ સવારે મારું મોં સાફ કરું છું. " કેમ કામ કરવું, કેમ રમવું અને આહારન કેટલાક નિયમો પાળવા-એ તો થોડુંઘણું યુરોપ હિંદને શીખવી શકે એમ છે; પણ પાણી અને તેનો ઉપયોગ તો તેણે જ હિંદ પાસેથી શીખવાનો છે.

# પ્રજાઘાતક વિષ

વિલાયતમાં ' ચિલ્ડ્રન્સ ન્યુસપેપર ' ( બાળકોનું વર્તમાનપત્ર ) નામનું એક સાપ્તાહિક પત્ર નીકળે છે, ને તેના તંત્રી આર્થર મી છે. એના એક અંકમાંથી લીધેલી નીચેની હકીકત ઉપયોગી ને બોધપ્રદ નીવડશે એવી આશા છે.

" આધુનિક જમાનાના સૌથી મહત્ત્વના સુધારાઓમાંનો એક સાધવાનો નિર્ધાર અત્યારે જર્મનીમાં થઇ રહ્યો છે.

હિટલરના યુવક સંઘો, જેમાં ૧૪ થી ૨૧ વરસનાં યુવક–યુવતીઓ જોડાય છે, તેના સભ્યોની સંખ્યા ૮૦ લાખની છે. એમાં જર્મનીનાં લગભગ બધાં બાળકોનો સમાવેશ થાય છે.

યુવક–યુવતીઓના આ વિશાળ સમુદાયને હવે દારૂ ને તમાકુનો ત્યાગ કરતાં શીખવવામાં આવે છે.

એ શિક્ષણ જો સફળ નીવડે તો જર્મનીમાં એક એવી પેઢી પેદા થશે, જે ખરાં પ્રાણઘાતક વિષ–કડક પીણાંમાંનો દારૂ અને તમાકુમાંનું નિકોટીન–ના ચેપથી સર્વથા અસ્પૃષ્ટ રહેશે.

એ તો નિર્વિવાદ છે કે દારૂ અને નિકોટીન શરીરના વિકાસમાં હાનિકર્તા છે, અને આપણે જાણીએ છીએ કે આપણા દેશ ( વિલાયત ) માં કેટલાં બધાં યુવક–યુવતીઓનાં મનમાં એવો ખ્યાલ ઠસાવવામાં આવે છે કે દારૂ ને તમાકુનું સેવન કરવામાં પુરુષ અને સ્ત્રીનાં પુરુષાતન અને સ્ત્રીત્વની શોભા રહેલી છે. ઘણી વાર આપણને એવાં ઊગતાં યુવક–યુવતીઓ મળે છે કે જેમનાં જ્ઞાનતંતુને એટલી બધી હાનિ પહોંચેલી હોય છે કે તેઓ આખો દિવસ બીડીઓ લઇને ફૂંક્યાં કરે છે; એમની આંગળીઓ પર ડાઘ પડી ગયા હોય છે ને તેઓ જ્યાં જાય ત્યાં ધૂમાડો ને રાખ મૂકતાં જાય છે

જર્મની જો આ વિષથી અદૂષિત એવી નવી પેઢીઓ તૈયાર કરી શકે તો તેણે નીરોગી પ્રજા નિર્માણ કરવામાં યુદ્ધના કરતાં પણ મોટી જિત મેળવી હશે. અને અમારે એ ઉમેરવાની જરૂર ભાગ્યે જ હોય કે, શાંતિમાં શું કે યુદ્ધમાં શું, નીરોગી શરીર અને બળવાન જ્ઞાનતંતુ એ શક્તિના ભંડારરૂપ છે.

દારૂ અને નિકોટીન બંને જ્ઞાનતંતુનાં કેંદ્રો પર સીધી અસર કરે છે. નિકોટીન એ એવું જલદ ઝેર છે કે એનું એક ટીપું માણસના પ્રાણ હરી લે છે. દારૂ અને નિકોટીન બંને વ્યસન છે, એનું બંધાણ થઇ જાય છે અને એના ઉપયોગને બહોળા પ્રમાણમાં જાહેરાત કરીને ઉત્તેજન આપવામાં આવે છે.

મજબૂત બાંધાનો પ્રૌઢ માણસ ખાસ ઇજા વિના અલ્પ પ્રમાણમાં આ વસ્તુઓ ન લઇ શકે એમ અમારા કહેવાનો આશય નથી, પણ અમે એટલું તો બહુ ભાર દઇને ખસૂસ કહીએ છીએ કે " કોઇ પણ છોકરા કે છોકરીએ એ વસ્તુઓ અતિઅલ્પ પ્રમાણમાં પણ લેવાનો વિચાર સરખો સુદ્ધાં કરવો ઘટતો નથી. "

# આવતા માસની કાર્યદિશા

૧. આવતા માસમાં જૂથમંડળની સભાઓ બોલાવી સને ૧૯૪૦-૪૧ થી જૂથમંડળમાં આવેલાં પુસ્તકાલયોનાં અંદાજો સહકારી ધોરણ પર તૈયાર કરવા માટે વિચારણા કરો.

૨. તમારા કાર્યમાં સરળતા થાય તે માટે તમારી સામાન્ય મુશ્કેલીઓનો ઉકેલ જૂથમંડળ અને મહાલ મંડળની સભાઓ ભરી કરો. નજીવી બાબતોમાં પુસ્તકાલય ખાતા તરફ લખાણ કરી નાહક ટપાલખર્ચ ન કરો.

૩. પંચાયત અને સરકાર મદદ મેળવ્યાની પાવતીઓ પર સહી વગેરે વિધિ કરી ખાતા તરફ વેળાસર મોકલો.

૪. અંદાજો મંજૂર થઈ પહોંચ્યાને બે માસ થઈ ગયા હશે, છતાં લોકમદદ ઊભી થઈ પુ. સ. સ. મંડળમાં જમા થઈ નહિ હશે તે અંદાજો રદ થવાનાં છે; માટે વેળાસર રકમ ઊભી કરી પુ. સ. સ. મંડળમાં મોકલો.

૫. આ અંક સાથે બે દિવાલપત્રો મોકલવામાં આવ્યાં છે. તેના ઉપયોગ માટે ચાલુ માસની સૂચના નં. ૨૫ જુઓ.

૬. જાન્યુઆરી આખર પૂરી થતી બીજી ત્રિમાહી સુધીની હકીકત તમામ પુસ્તકાલયો વેળાસર મોકલે. પુસ્તકાલયના સંચાલકો આ બાબતમાં મંદતા બતાવે છે, જેથી પુસ્તકાલયની સામાન્ય પ્રગતિ સંબંધી હકીકત જાણવા મળતી નથી, માટે આ હકીકત બીનચૂક મોકલવા મંત્રીઓ તકેદારી રાખે.

વડોદરા
તા. ૨-૧-૪૦

ઉ. મો. પટેલ
મદદ૦ વ્યવસ્થાપક

ગ્રામ પુસ્તકાલય મંડળના મંત્રીના અભિપ્રાય પ્રમાણે કડી મહાલે સદર નર્મદાશંકર જયકર દવેને કડી મહાલના ત્રીજા માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે.

વડોદરા, ૨૭ ડિસેમ્બર ૧૯૩૯ } પું. ત્રિ. શાહ ઉ. મો. પટેલ મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૫ સને '૩૯-૪૦

## વિષય

### દિવાલપત્રોની માહિતી બાબત

પુસ્તકાલયો માટે પુસ્તક પસંદ કરવામાં તેમ જ કેવાં પુસ્તકો વંચાવવાં જોઈએ તે બાબત ગ્રામ પુસ્તકાલયનો વહીવટ કરનારાઓને માર્ગદર્શન મળે તે હેતુથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે એક જ કાગળ પર છાપેલાં બે દિવાલપત્રો પ્રસિદ્ધ કર્યાં છે. તે દરેકની બે બે નકલ ચાલુ માસના 'પુસ્તકાલય' માસિક સાથે રવાના કરવામાં આવેલી છે.

આ દિવાલપત્રો પૈકી એકમાં "કેવાં પુસ્તકો પસંદ કરશો" એ સંબંધે સામાન્ય જનતાની જાણ માટે જરૂરી દિશાસૂચન કર્યું છે તથા બીજું દિવાલપત્ર, અનિષ્ટ માર્ગે દોરનારાં પુસ્તકોથી ચેતતા રહેવાનું સૂચન કરતું છે. તેમાં જણાવ્યા પ્રમાણે "રખે ભૂલા રહેતા આવાં પુસ્તકોના પડછાયે" એ સૂત્ર ધ્યાનમાં રાખી ગ્રંથપાલોએ જે પુસ્તકવાચનથી વ્યક્તિવિકાસ તેમજ સમાજવિકાસને અવરોધક થઈ પડે તેવું વાચન પુસ્તકાલયમાં કે વાચક પાસે પહોંચી ન જાય તેની ખાસ તકેદારી રાખવાની છે.

વાર્ષિક અંદાજ બનાવતી વખતે તેમજ પુસ્તકોની યાદી યા સામયિકો અને માસિકોની પસંદગી કરતી વખતે પણ આ દિવાલપત્રોમાં બતાવેલા હેતુ તરફ પુસ્તકાલયોના સંચાલકોનું ખાસ ધ્યાન ખેંચવાનો હેતુ છે, જેથી આ દિવાલપત્રોની એક એક નકલ પુસ્તકાલયના વાચનખંડ અને આપ-લે વિભાગમાં કાર્ડબોર્ડ પર ચોઢી ટાંગવી. અને એક એક નકલ ગામના જાહેર સ્થળે ઊંચે ધ્યાન ખેંચાય તેવે સ્થળે ચોઢવી.

આ દરેક દિવાલપત્રના એક કાગળની કિંમત ૦-૧-૦ રાખવામાં આવી છે અને તે જે તે પુસ્તકાલયના મંજૂર થયેલા અંદાજમાં પ્ર. સ. સ. મંડળે કાપી લઈ રાજ્ય પુસ્તકાલય મંડળને અદા કરવાની છે.

સબબ ઉપર જણાવ્યા પ્રમાણે દિવાલપત્રો મળે તે સંબંધી ઘટિત તજવીજ જેમણે તેમણે કરવી.

વડોદરા તા. ૨-૧-૪૦ } ઉ. મો. પટેલ મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૬ સને ૧૯૩૯-૪૦

## વિષય

### રાજ્યનાં ગ્રામ તથા કસ્બા પુસ્તકાલયોના ત્રિમાસિક હેવાલ બાબત

પુસ્તકાલય ખાતા સંબંધીની હકીકત રાજ્યના પ્રકાશન ખાતા તરફ દર ચાર મહિને કલવા મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ તરફથી સુચી લેખ અંક. ૨૮ સને '૩૮-૩૯

તા. ૨-૧-૩૯ થી ઠરેલું હોવાથી તે હકીકત ચોકકસ રીતે મોકલી શકાય એટલા માટે ગ્રામ પુસ્તકાલયોના ત્રિમાસિક હેવાલ નમુના પ્રમાણે દર ત્રણ માસની હકીકત ચોથા માસની પાંચ તારીખ સુધીમાં આ તરફ મોકલવા અત્રેથી વ. હુ. નં. ૪ સને ૩૯-૪૦ તા. ૯-૧૦-૩૯ થી માહે ઑકટોબર '૩૯ ના 'પુસ્તકાલય' માસિકમાં બહાર પાડવામાં આવ્યો છે. છતાં હજુ સુધી લગભગ ૧૫૦ પુસ્તકાલયોનાં નિવેદનો આવ્યાં છે એ ખરેખર દિલગીર થવા જેવું છે.

સબબ આ સૂચનાથી દરેક ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે કે હવેથી જેમના તરફથી આવા ત્રિમાસિક હેવાલો આવ્યા નથી તેમણે ઑગસ્ટથી જાન્યુઆરી આખર સુધીના હેવાલની હકીકત જૂથમંડળ તરફ ઠરેલા નમુનામાં ફેબ્રુઆરી ૧૯૪૦ની તા. ૫ સુધીમાં અને ત્યાર પછીથી દર ત્રણ મહિનાની હકીકત ચોથા મહિનાની તા. ૫ સુધીમાં બીનચુક અત્રે મોકલી આપવા તજવીજ કરવી. જૂથમંડળે વટહુકમમાં જણાવ્યા પ્રમાણે એકીકરણનું પત્રક આ તરફ મોકલવાનું છે. જેમના તરફથી ઠરાવેલી મુદતમાં આ હકીકત નહીં આવે તો ભવિષ્યમાં પુસ્તકો આપવા અગર નવીન અંદાજો મંજૂર કરતી વખતે રકમની કપાત કરવી પડશે.

કસ્બા પુસ્તકાલયોના ત્રિમાસિક હેવાલો મોકલવા બાબત ગયા વટહુકમમાં ઉલ્લેખ કરવાનો રહી ગયેલો હોવાથી આ સૂચનાથી કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓને પણ સૂચવવામાં આવે છે કે જેમણે તેમણે પોતાના કસ્બા પુસ્તકાલયોનો હેવાલ ઑગસ્ટથી જાન્યુઆરી સુધીનો ફેબ્રુઆરી '૪૦ ની તા. ૫ સુધીમાં બીનચુક આ તરફ મોકલવા તજવીજ કરવી અને ત્યારપછી વ. હુ. નં. ૪ સને ૩૯-૪૦ પ્રમાણે દર ત્રણ મહિને ફેબ્રુઆરીથી એપ્રિલ સુધીનો અને મે થી જુલાઇ સુધીનો હેવાલ ચોથા માસની તા. ૫ સુધીમાં મોકલવા તજવીજ કરવાની છે.

આ સૂચના પ્રમાણે અમલ થાય છે કે નહિ તે તપાસણી વખતે જોવા અને અમલ કરાવવા જે તે રા. મહાલ શાળાધિકારી સાહેબોએ અને રા. પ્રચારકોએ ખાસ કાળજી રાખવાની છે.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૨૭ સને '૩૯-૪૦

# વિષય

### પ્રકાશનપત્રિકા

વડોદરા રાજ્ય પ્રકાશન ખાતા તરફથી તમામ પુસ્તકાલયોમાં પ્રકાશન પત્રિકા પહોંચાડવામાં આવે છે. તેનો ઉદ્દેશ શ્રીમંત સરકારની પ્રજાઉન્નતિની યોજનાઓ, હુકમો, કાયદા અને તેનાં પરિણામો પ્રજા સમક્ષ મૂકી શકાય અને પ્રજાજનો તેનો લાભ વિશેષ પ્રમાણમાં લઇ શકે એ છે.

આ પત્રિકાઓમાં અપાયેલી ગ્રામજનતાની ઉન્નતિ સંબંધીની માહિતી જાહેર પ્રજા વધારે રસપૂર્વક વાંચે તે માટે લોકો રૂબરૂ અનુકૂળ સમયે વાંચી બતાવવા તથા તેની બીજી અનુકૂળતા કરવા અમે જે તે પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિને ભલામણ કરીએ છીએ.

વડોદરા
તા. ૪-૧-૪૦

ઉ. મો. પટેલ
...શ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૨/૨ સને ૧૯૩૯–૪૦

| નં. ક્રં. | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | બેઝિક ઇંગ્લીશનો ૧ લો પાઠ પુ. ૨ જું સંપૂર્ણ બેઝિક શબ્દકોષ વાક્પ્રચાર તથા વ્યાકરણ સાર | હરિકૃષ્ણ વ્યાસ ( પ્રયોજક ) | ૧– ૦–૦ | ૧૬° | ૧૯૩૯ | ૬૬ | Basic English Class, Lathi, ( Kathiawar ) |
| ૨૨ | Guide to Basic Step by Step Pt. 1 પુ. ૩ | ,, | ૦– ૨–૦ | , | ,, | ૩૨ | ,, |
| ૨૩ | બેઝીક ઇંગ્લિશ ગ્રંથમાળા પુ. ૪ Basic English Step by Step વ્યાકરણ ભા. ૧ | ,, | ૦– ૨–૦ | ,, | ,, | ૧૬ | , |
| ૨૪ | બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા પુ. ૧ પ્રાથમિક પરિચય | હરિકૃષ્ણ વ્યાસ ( સંશોધક ) | ૦– ૨–૦ | ,, | ,, | ૧૬ | ,, |
| ૨૫ | બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા પુ. ૧૫ ગુજરાતમાં પ્રચલિત ૨૦૦૦ અંગ્રેજી શબ્દો | ,, | ૦– ૯–૦ | ,, | ,, | ૩૬ | |
| ૨૬ | ઝબુકિયાં | શ્રી. અનિલ ભટ્ટ | ૦– ૮–૦ | ,, | ૧૯૩૯ | ૧૧૫ | જયન્તિલાલ દલાલ, ' ગતિ અને રેખા ', ૧૯૨૯, ગાંધી રોડ, અમદાવાદ |

તા. ૨૬ ઑક્ટોબર ૧૯૩૯ વડોદરા. } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ સ્વામીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.



પુસ્તક ૧૫ મું | ફેબ્રુઆરી-૧૯૪૦ | અંક ૨ જો

# અનુક્રમણિકા



# પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું | ફેબ્રુઆરી-૧૯૪૦ | અંક ૨ જો


## પુસ્તકાલય પર્વણી

—તંત્રીસ્થાનેથી

**આ**પણી પુસ્તકાલય પ્રવૃત્તિનો આ મંગળ પર્વણીદિન આવતી તા. ૧૩ મીના રોજ આવે છે. એ દિવસ રાજ્યની તમામ પુસ્તકાલય સંસ્થાઓના સંચાલકો પૂર્ણ ઉત્સાહથી ઉજવવાની તૈયારીઓ કરે.

આ પર્વણીદિન આપણે ત્યાં છેલ્લાં આઠેક વર્ષથી ઊજવાય છે. અને તે માટે માત્ર એક દિવસ–વસંતપંચમીનો દિવસ મુકરર કરાય છે. પરંતુ અમેરિકા અને જાપાન જેવા પ્રગતિશીલ દેશો આવા પર્વણીદિનો નહિ પરંતુ પર્વણીસપ્તાહો ઊજવે છે. એ કાર્ય માટે બરાબર આખા વર્ષમાંથી એક અઠવાડિયું અલગ નિયત કરવામાં આવે છે. એ સપ્તાહ દરમિયાન પુસ્તકાલયની પ્રગતિ માટે ભિન્ન ભિન્ન પ્રકારની યોજનાઓ વિચારાય છે, પ્રવૃત્તિમાં વધુ વેગ લાવવા માટે વિવિધ કાર્યક્રમો યોજાય છે, પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા અને એ કાર્યમાં રચીપચી રહેલાઓનું મધુર મિલન ગોઠવાય છે, પરસ્પરના વિચારોની આપ–લે થાય છે અને वादे वादे जायते तत्त्वबोधः એ ન્યાયે દરેક પાસેથી કંઈ ને કંઇ નવીન જાણવાનું પણ મળી રહે છે.

અમેરિકા જેવા દેશમાં તો એ માટે ત્યાંના જુદા જુદા પ્રાંતોમાં સુબાઓ તરફથી ખાસ ઢંઢેરો બહાર પાડવામાં આવે છે, અને સમસ્ત જનતાને તેમાં સક્રિય લાભ લેવા માટે આમંત્રાય છે. એવો જ એક ઢંઢેરો વાચકોની જાણ માટે આ નીચે આપીએ છીએઃ—

### BOOK-WEEK PROCLAMATION

In connection with Book-Week, Governor Harold E. Stassen of Minnesota issued the following official proclamation:

"Whereas, It is universally recognized that one of the most cogent factors in the development of character and the training of youth is good reading, and,

Whereas, Easy access to good books is indispensable, inasmuch as it is thru that medium that people keep in contact with modern developments in all fields of knowledge, and,

"Whereas, The success of a democratic form of government is dependent upon a well informed public,

Now,-Therefore, I, Harold E. Stassen, Governor of the State of Minnesota, do hereby designate and proclaim the week of November 12-18 as Book Week and I urge the people of Minnesota to lend their ardent support to the efforts being made to develop libraries and make available the best literature for the benefit of our people both in school and in the communities."

ભાવાર્થ કે, મિનેસોટા સંયુક્ત રાજ્યો (અમેરિકા) પ્રાંતના સુબા તરફથી પુસ્તક-સપ્તાહ સંબંધે નીચેનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો છેઃ—

"એ તો દુનિયાભરમાં સ્વીકારાયેલું સત્ય છે કે, જુવાનોને કેળવવામાં તેમજ તેમની ચારિત્ર્યવૃદ્ધિ કરવામાં ઉત્તમ પ્રકારનું વાચન એ એક અગત્યનું અંગ છે, તેમજ

આજના આગળ વધતા જમાનામાં વિવિધ ક્ષેત્રોમાં ઉપયોગી જ્ઞાન મેળવવા માટે પુસ્તકો પ્રાપ્ત કરવાં એ અનિવાર્ય અગત્ય હોવાથી, અને

પ્રજાસત્તાક રાજ્યની સફળતાનો મુખ્ય આધાર પ્રજાની સર્વ બાબતની જાણકારી પર હોવાથી,

હું, હેરોલ્ડ ઇ સ્ટેસન, મીનેસોટા પ્રાંતના સુબા તરીકે આથી જાહેર કરું છું કે, નવેમ્બર માસની તા. ૧૨ થી ૧૮ મી સુધીના સપ્તાહને "પુસ્તકસપ્તાહ" તરીકે ઉજવવા મિનેસોટાની પ્રજા, પુસ્તકાલયોની પ્રગતિ અર્થે કરવામાં આવતા પ્રયત્નોમાં સંપૂર્ણ સાથ આપે અને શાળાઓ તેમજ સમસ્ત જનતામાં ઉત્તમ સાહિત્ય મળે તેમ કરે."

અમેરિકા જેવા દેશમાં પુસ્તકો અને પુસ્તકાલયોના પ્રચાર અર્થે ત્યાંના રાજકર્તાઓ પણ કેટલા પ્રયત્નશીલ રહે છે તે ઉપરના અવતરણ ઉપરથી સહજ સમજાય તેવું છે.

આવા પ્રગતિશીલ દેશો પણ જ્યારે આવી લોકભદ્ર પ્રવૃત્તિના વધુ વિકાસ માટે આટઆટલા પ્રયત્નો કરે છે અને ખાસ આખું અઠવાડિયું એ માટે અલગ કાઢે છે તો આપણે આપણાથી બનતો એક દિવસ પણ એ ખાતે ઉજવવો અતિઆવશ્યક છે.

એટલે આવતી વસંતપંચમીને દિવસે રાજ્યનાં તમામ પુસ્તકાલયો આ પર્વણી-દિન ઉજવે, તે દિવસે સરઘસો કાઢે, સભાઓ ભરે, વર્ષ દરમિયાનની પુસ્તકાલયની પ્રગતિ જાહેર જનતાને જણાવે અને આગામી વર્ષ માટે પુસ્તકાલયના વિકાસની નવીન યોજનાઓ વિચારે.

આ માટે જે વિવિધ કાર્યક્રમો યોજવા જોઇએ તે ગયા અંકના કવરપૃષ્ઠ ત્રીજા પર જણાવ્યું છે.

આશા રાખીએ સૌ પુસ્તકાલયો આગામી પર્વણીદિન પૂર્ણ ઉત્સાહપૂર્વક ઉજવશે. અને આ દિન જે પુસ્તકાલયે જે રીતે ઉજવ્યો હોય તેનો સવિસ્તર હેવાલ મોકલી આપે.

## પ્રૌઢશિક્ષણનો પાયો : ( એક કલ્પનિક સંવાદ )

[ અભણ ખેડૂત અરજણ પટેલ પ્રવેશ કરે છે. ]

**અરજણ**—" અભણ અને આંધળો બરાબર " એ કહેવત મને આજે સમજાય. આ એક કાગળ વાંચવો છે ત્યાં પ્રાણશંકર કહે છેઃ હું પૂજા કરું છું; નરભેરામ કહે છેઃ મને નવરાશ નથી, મથુરનું માથું દુઃખે છે. દુનિયા કેવી સ્વાર્થી છે ! ( યાદ આવે છે ) હા ! ચાલ, નિશાળમાં જાઉં ( જાય છે ) રામ રામ, ગુરુજી !

**મહેતાજી**—રામ રામ ! આવો આવો, અરજણ પટેલ !

**અરજણ**—( સ્વગત ) અહા ! કેવો મીઠો આવકાર ! ( પ્રકટ ) સાહેબ, આ એક કાગળ વાંચી દેશો ? તમારું કામ ખોટી કરવા આવ્યો છું; માફ કરજો !

**મહેતાજી**—એમાં શું, લાવો વાંચી દઉં. ( વાંચે છે: )

મહેતાજીએ કાગળ વાંચી બતાવ્યો. તેમાં તેમના પુત્રે વડોદરામાં ઉજવાયેલા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના જન્મદિવસ ઉત્સવને લગતા સમાચાર લખ્યા હતા. ઉપરાંત, પ્રૌઢશિક્ષણ માટેની શ્રીમંતની યોજનાઓનું વર્ણન કર્યું હતું.

પત્ર વંચાઇ રહ્યા પછી, મહેતાજીએ કહ્યુંઃ અરજણ પટેલ ! રામજીભાઇ લખે છે કે, પ્રૌઢ એટલે મોટેરાં અને તેને ભણાવવાં તે " પ્રૌઢ શિક્ષણ. "

**અરજણ**—પણ, મહેતાજી સાહેબ ! પાકે ઘડે તે કંઇ કાંઠા ચઢે ! અમારા હાથ કેમ વળે ? અમારા જડ મગજમાં ભણતર કેમ પેસે ?

**મહેતાજી**—અરજણ પટેલ ! ગોળ જ્યારે ખાઇએ ત્યારે ગળ્યો જ લાગે. અને જે ખાય તેને ગળ્યો લાગે; વિદ્યા એ તો ગોળ જેવી છે.

[ પુસ્તકાલયનો ગ્રંથપાલ આવે છે. ]

**ગ્રંથપાલ**—અહોહો ! અરજણ પટેલ ! આજે તમારાં પગલાં !

**અરજણ**—ભાઇ ! આવ્યો હતો તો આ કાગળ વંચાવવા; પણ એમાં તો કંઇનું કંઇ ભર્યું છે. મને લાગે છે કે કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબના હાથે સુધારાની ઇમારત ચણાઇ છે અને તેના ઉપર શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ કીર્તિનો કળશ ચઢાવે છે. વાંચો, આ કાગળ.

**ગ્રંથપાલ**—( કાગળ વાંચીને ) અક્ષરે અક્ષર ખરી વાત છે. ચાલો, રાજ્યાભિષેકની તસવીરો બતાવું. ( પુસ્તકાલય ખંડમાં બધા જાય છે ) જુઓ પટેલ, આ શ્રી સયાજી વિજયનો રાજ્યાભિષેક અંક છે; તેમાં આ, આપણા મહારાજા સાહેબ, આ રાજકુટુંબ અને આ રાજ્યાભિષેકનાં બીજાં દશ્યો.

**અરજણ**—કેવું સારું સારું છે ! તમારે ભણેલાને ચાર આંખો છે અને અમે અભણ તો છતી આંખે આંધળા ! હેં ભાઇ, આ કબાટોમાં શું છે ?

**ગ્રંથપાલ**—એમાં, સારાં સારાં પુસ્તકો છે. મહાપુરુષો અને મહાત્માઓ, કલાકારો અને ઉદ્યોગપતિએ., વ્યાપારવીરો ને તત્ત્વજ્ઞાનીઓ એમાં અમર વાણીરૂપે જીવતા છે. ખેતી, ખગોળ, કાવ્ય અને ધર્મનાં પુસ્તકો પણ છે; તેમજ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો એ બધાં વાંચી શકે તેવાં પુસ્તકો પણ છે. અને તે મફત ઘેર વાંચવા મળે છે.

**પાંચો પટેલ**—( પ્રવેશ કરી ) અરે ! અરજણ પટેલ ! તમને ક્યારનો ખોળું છું; બહાર મહેમાન ઊભા છે. ચાલો આપણે ઘેર, ચહાપાણી બનાવીએ અને ચોપાટ જમાવીએ.

**અરજણ**—અરે ! ચોપાટ પડી ચૂલામાં; અહીં તો બીજી ચોપાટ જામી છે. મહેમાનને અહીં બોલાવો, અહીંજ બેસીએ. ( મહેમાન અંદર આવી રામ રામ કરી બેસે છે. )

**પહેલો વિદ્યાર્થી**—(મહેતાજીને) સાહેબ ! આ કહેવત સમજાવોઃ

" અંધા આગળ આરસી ગદ્ધા આગળ ગાન. "

**મહેતાજી**—આ અરજણ પટેલને જ પૂછોને ભાઈ ! એને હમણાં જ અનુભવ થયો છે.

**અરજણ**—હા ! હા ! જો શંભુ, જેમ મૂર્ખ ગાયનકળામાં સમજે નહિ, તેમ મારા જેવો અભણ આવાં લખાણ ન વાંચી શકે. એ આંધળા આગળ આરસી ધર્યા જેવું જ ગણાય ને ?

**બીજો વિદ્યાર્થી**—( મહેતાજીને ) સાહેબ, આ લેખનપોથીમાં સહી કરી આપો.

**મહેતાજી**—શું લખ્યું છે, વાંચ જોઈએ ભાઈ !

**વિદ્યાર્થી**—(વાંચે છે) "ભણ્યો ગણ્યો તે નામું લખે, ના ભણ્યો તે દીવો ધરે."

**પાંચો**—અરજણ પટેલ ! આ કહેવત તો આપણને જ લાગુ પડે છે. ભણેલા દેશ-દેશના ખબરો વાંચે, કાયદા-કાનુનો વાંચે, મહાપુરુષોનાં વચનામૃતો વાંચે અને આપણે આંખો ફાડી જોઈ રહીએ ! ! આપણે તો બીજાના શ્વાસે જીવવું. આપણો તે કાંઈ અવતાર છે ?

**ગ્રંથપાલ**—આ એજ રામકથા ચાલે છે ભાઈ ! જુઓ, આ ગ્રંથભંડાર સૌના માટે ખુલ્લા છે.

**પાંચો**—ભાઈ સાહેબ ! બધું સમજ્યા, પણ અમે આ ગંગાજળનું પાન ક્યાંથી કરી શકીએ ?

**ગ્રંથપાલ**—ગંગાકાંઠે વસીને તરસ્યા રહો અને વડોદરા રાજ્યના પ્રજાજન છતાં અભણ રહો એમાં કોનો વાંક ? ગામેગામ શાળાઓ છે, ભણેલું ભૂલી ન જવાય માટે પુસ્તકાલયો છે, તમારા ગામનો વહીવટ તમે જ કરી શકો, તે માટે પંચાયતો છે. ખેતીવાડી ખાતું તમારે ઘેર આવી અખતરા કરી બતાવે છે. આપણે આંગણે તો, ખાસ મજાની ગંગા વહે છે. આ બધું છે છતાં તમે અંધારામાં અથડાઓ અને પ્રકાશ જોવાની પરવા કરો નહિ, પછી ભાગ્યને દોષ આપવો તે ક્યાંનો ન્યાય ?

**અરજણ**—હવે અમારી આંખો ઉઘડી છે. અમારા વાંકે જ અમે અભણ રહ્યા છીએ.

**પાંચો**—ભાઈ ! તમે કહો તેમ કરવા તૈયાર છીએ. પણ અમને ભણતાં આવડશે ?

**મહેતાજી**—ભાઈઓ, મનુષ્ય ધારે તો " નરનો નારાયણ " બની શકે. મજબૂત મનવાળો બધું મેળવી શકે છે. છાશમાંથી જેમ માખણ તારવી લે, તેમ વિશ્વવલોણામાંથી પ્રભુને પણ મનુષ્યે જ મેળવ્યા છે ને ? તમે તૈયાર હો, તો ત્રણ માસમાં તમને વાંચતા કરી દેવા એ અમારું કામ. મન મજબૂત રાખજો, ટીકાથી ડરશો નહિ. આજથીજ આપણે રાત્રિ-શાળા શરૂ કરીએ.

**મહેમાન**—આપણા બેઉ ગામ વચ્ચે થોડુંક અંતર છે. અમે ભણવા આવીએ, પણ પરહદની પ્રજાને પણ ભણાવશોને મહેતાજી સાહેબ ?

**મહેતાજી**—અમારે ત્યાં પારકા પોતાનાનો ભેદ નથી, ઉચ્ચ-નીચનો ભેદ નથી; અહીં તો સૌ સરખાં છે.

**રૂખડ (ભંગી)**—(શાળાનું પટાંગણ સાફ કરવા આવેલો)-હેં બાપા ! મનેય ભણાવશો ને ? મારો રામલો તો નિશાળમાં ભણે છે. એ મને ભજનો વાંચી સંભળાવે છે.

**મહેતાજી**—ભાઇ રૂખડ ! મહાત્મા ગાંધીજીએ અંત્યજોનો હાથ ઝાલ્યો તે પહેલાં બે દશકા અગાઉ પતિતપાવન કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજાસાહેબે શાળાઓ અને દેવમંદિરો સુધી પહોંચાડી દીધા હતા. તારા વાસના બીજા ભાઇઓ તથા માણસુર મેતરને પણ ભણવા તેડી લાવજે.

[ પ્રૌઢશાળા ચાલે છેઃ ટીકાખોરો ગમે તેમ બોલે છે ]

**મફત મહેતો**—અહાહા ! ઊંડ કુંડાળે પડયાં એનાં અંગો કેમ વળશે ? ભણવું એ તો વાણીઆ-બ્રાહ્મણનું કામ. આ તો ઊંધ સવાયાનો ધંધો આદર્યો છે. છાણાં વીણવાં અને હવાલદારી કરવી, એ બેય કયાંથી બને ! ખેતી કરવી ને ભણવું એમ બે ઘોડે ચડે તે જરૂર પડે. આ બધી મેલી વિદ્યા પેલા મારતરોની છે. સરકારમાં સારા કહેવાશે અને પગારો વધશે. ખરી મગિયાજાળ પાથરી છે હોં !

**અમથો ગોર**—અરે ! આમાં તો ગોરનું ગાંઠનું જશે. ખેતી રઝળશે અને સરવાળે મોઢું મીઠું આવશે. પણ ઢેડ-ભંગીને ભેગા ઘાલીને સત્યાનાશ વાળ્યું ભાઇ ! " નીર નવાણે અને ધર્મ ઠેકાણે ! " અરે ! આ ગજબ કરનાર મેતલાઓને ગામમાં ઘર ભાડે શા માટે આપવાં જોઇએ ? આભડછેટ બોલે નહિ, પણ બોળી મારે ! શિવ ! શિવ ! શિવ !

**ખેપાનીદાસ બાવાજી**—આમાં તો " બાવાનાં બેય બગડશે ! " સાંતી હાંકવાં ને કોસ હસડવા એમાં આ ભણતરનું ભૂત કેમ પોસાય ! અરજણ અને પાંચાને તો કામ કરનારા છે, પણ આ પરગામવાળો તો " વેંડે વેળુ દળે છે. " હવે ધરતી-રસાતાળ જશે. ઘરડાં કાંઇ ગાંડાં હશે કે આ ઢેડ-ભંગીને જુદા કાઢયા ? હવે ધર્મને કોણ જાણે છે ! સિયારામ ! સિયારામ ! સિયારામ !

[ પ્રૌઢો વાંચતાં શીખી જાય છે. ક્રમે ક્રમે ભાગવત અને રામાયણ વાંચે છે. ]

**કાનજી, શામજી, વીરજી, દેવજી**—અરે ! અરજણ પટેલ રામાયણ વાંચે છે ! ખરા હો ! દુનિયાની વાતોને કાને ધરી નહિ. છેવટે વાંચતાં શીખ્યા.

[ બધા ભણવાનો વિચાર કરે છે, છેવટે કાનજી કહે છે ]

**કાનજી**—હેં અરજણ પટેલ ! અમને ભણતાં ના આવડે ?

**અરજણ**—આવડે ! માણસને બધું જ આવડે; કાળજી જોઇએ. તમે મારો જ દાખલો લ્યો ને !

**રામબાઈ**—બાઇ માણસોને ભણતાં આવડે ? છોડીઓ તો ભણે છે.

**અરજણ**—માણસમાત્રને શીખવાથી દરેક વિદ્યા આવડે. તમે પણ તૈયારી કરો. કન્યાશાળાનાં મહેતાંજી જયાલક્ષ્મીબહેન ઉમંગી છે; તેઓ તમને ભણાવશે.

( ગામની શેરીએ પ્રૌઢશિક્ષણ વર્ગો ચાલે છે. રૂખડ ભંગી અને માણસુર મેતર પોતપોતાના જાતભાઇઓને ભણાવે છે. શેરીઓના વર્ગમાં પણ અંત્યજો છૂટથી જાય છે. સૌ સાથે મળી શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડને આશીર્વાદ આપે છે. )

જાળીઆ,<br>તા. અમરેલી

જયશંકર પો. ઠાકુર

# પરદેશની પુસ્તકાલયપ્રવૃત્તિ

## પોલેન્ડ

છેલ્લા મહાન યુદ્ધ પછી પોલેંડે ખાસા બે દાયકા સ્વતંત્રતા માણી. એના એ હૈયે નિરાંતના સમયે એણે પોતાની પ્રજાની સંસ્કૃતિનો વિચાર કર્યો. એને લાગ્યું કે સુધરેલાં રાજ્યોમાં કેળવણી એજ મુખ્ય ધ્યેય હોવું જોઇએ.

એ વખતે એમણે " Society of Peoples Library " સ્થાપેલી અને પછી તેને અંગે People School Association જેવી સંસ્થા ઉદ્ભવી. આ બંને સંસ્થાઓના ઉત્સાહપૂર્વકના કાર્યથી પહેલી સંસ્થા અંગે ૧૩૦૦ અને બીજી સંસ્થા અંગે ૫૦૦ કાયમનાં અને ૮૦૦ ફરતાં પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યાં. પછી તો લોકોએ ખૂબ રસ લેવા માંડયો. આથી લૉજ શહેરમાં પ્રૌઢો માટે એક અને ખાસ બાળકો માટે પાંચ પુસ્તકાલયો રચપાયાં. પુસ્તકાલયો એ કેળવણીની રીતસરની સંસ્થાઓ બની રહી. સંગીતના જલસા, ચિત્રોનાં પ્રદર્શનો અને ભાષણોની નવીનતાથી તેમાં જાગૃતિ લાવવાના ઉપાયો યોજાયા.

બાળકોનાં પુસ્તકાલયોનું તંત્ર પ્રજાવર્ગને સોંપાયું હતું. તેથી લોકમતને રાજ્યકાર્ય મળવાથી પોરો ચઢતો અને કાર્યને ખૂબ જ વેગ મળતો. છેવટના મુકાયલા એક બિલથી નાની અને છૂટક કોમોને ખૂબ જ લાભ મળવાનો હતો. અને એ બિલ જ્યારે કાયદાનું રૂપ લે ત્યારે ૧૫૦૦૦ પુસ્તકાલયો અસ્તિત્વમાં આવે એવી ધારણા હતી.

પણ અફસોસ ! પોલેંડની પ્રગતિમાં કુદરતે કંઇ જુદું જ ધાર્યું હતું. બહારની ભભૂકતી જ્વાળાઓમાં તે ઘેરાયું અને એ રાક્ષસી લોભવૃત્તિઓની શેતરંજ પહેલી એને આંગણે જ ખેલાઇ. સંસ્કૃતિના ધામ સમું વૉર્સો તારાજ થયું. પુસ્તકાલયોનાં સુંદર મકાનો આજે જમીનદોસ્ત થયાં.

પોલેંડના સુખ-શાંતિના પ્રયત્નો ધૂળ થયા અને ભાવિ કુદરતને ખોળે જઇ પડયું.

***

## જાપાન

ખરેજ, યુરોપની આજની સંસ્કૃતિ વિનાશક જ જણાય છે. તેની પાસેની વિદ્યા એ રાવણી વિદ્યા થઇ છે. તેણે મગજને વિકસાવવામાં હૃદયને જાણે કોરાણે મૂક્યું ન હોય !

હવે આપણે રંકમાંથી રાય થયા હોય તેવા દેશની પુસ્તકાલયપ્રવૃત્તિની વાત કરીએ.

વેંતીઆ અને ઠીંગુજીઓ આટલું બધું દુનિયા ઉપર જોર જમાવશે એનો સને ૧૯૦૭માં કોઇને શું ખ્યાલ પણ હશે ? મુઠ્ઠી જેવડા મુલકની આટલી પ્રશંસા જગબત્રીશીએ એ વખતે ચડી ન હતી. એ પ્રજાનો એ વખતે કોઇ ભાવ પણ પૂછતું ન હતું. જગતના કયા ખૂણે તેનું અસ્તિત્વ છે તેની કોઇને જાણ પણ ન હતી.

એ જાપાનીઓ સામા કિનારા ઉપર ફરફરતા ત્રિરંગી ધ્વજો કે યુનિયન જેકોથી કંપતા, શરમીંદા પડતા.

પણ એ સ્થિતિમાંથી દુનિયાની આગલી હરોળમાં તેમને આજ કોણ ખેંચી લાવ્યું ? જાપાનના ઉદ્યોગપ્રકરણમાં થએલા ઝડપી ફેરફારો કોણે કર્યા ? દુનિયાની લક્ષ્મી જાપાનના ચરણમાં આળોટતી કોણે કરી ? જાપાનનું રાજકીય માનસ કોણે ઘડયું ? એ બધાય પ્રશ્નોનો એકસામટો જવાબ ' બધાય માટેની કેળવણી 'માં જાપાને જોયો. અને એ કેળવણીનો કોયડો ઉકેલાયો પુસ્તકાલયો દ્વારા.

પુસ્તકાલયોએ જાપાનનાં રૂપરંગ ફેરવી દીધાં, પુસ્તકાલયોએ જાપાનનો જ્ઞાનસૂર્ય ઉગાડયો. પુસ્તકાલયોએ જાપાનમાં નવીન તેજ ફેંક્યું. જે ઘડીએ જાપાનની પ્રજાને થયું કે

" Change as the world doth Change. " તે ઘડીથી જાપાનમાં જીવ આવ્યો, જાપાન ચેતનવંતું થયું.

જ્ઞાનની ભૂખ લાગી તો ખરી, પણ તેને તૃપ્ત કરવા પોતાની પાસે ખોરાક ન હતો, આથી પોતાના પ્યારા પુત્રોને તે મેળવવા વિશાળ વિશ્વમાં ધકેલી દીધા. પોતામાં જે ખોટ હતી તે પૂરવા પનોતાં રત્નોને આંખથી અળગાં કીધાં.

એ રાષ્ટ્રપ્રેમીઓએ દેશ–દેશાવરથી આવીને જ્યારે પોતાના હેવાલો રજુ કર્યા ત્યારે જણાયું કે જર્મની ફ્રાન્સ અમેરિકા વગેરેની માથું ન ખૂંચે તેવી ઘણાં વર્ષો સુધી ભણાય તેવી અઘરી થીઅરીઓ ગોખવાથી કંઇ દેશનાં દળદળ–દેદાર ફરે તેમ નથી; દેશપ્રગતિનું અમોઘ શસ્ત્ર અને રામબાણ દવા ફક્ત એકજ છે. અને તે એ કે **દેશના હરેક શહેરીએ–નાગરિકે ધીમે પણ મક્કમપણે નક્કી કરેલી યોજના નક્કી કરેલા હેતુ માટે પૂર્ણ કરવા હૃદય સાથે દૃઢ સંકલ્પ કરી લેવો જોઇએ.** અને આ તારવેલા સત્યને આધારે ૧૮૭૨ નો શાહી ખરીતો બોલે છે કે—" It is designed henceforth that education shall be diffused that there may not be a village with an ignorant family nor a family with an ignorant member. "

ભાવાર્થ કે, અજ્ઞાન કુટુમ્બવાળું એકે ગામડું કે અજ્ઞાન માણસવાળું એકે કુટુમ્બ હોવું જોઇએ નહિ.

આ ઉપરથી **બધાય માટે કેળવણી** અને તેને સફળ બનાવવા **બધાંય માટે પુસ્તકો** એટલે પુસ્તકાલયોનો પ્રશ્ન હાથ લેવાયો.

સને ૧૮૯૯માં દરેક કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો સ્થાપવાનો કાયદો કરાવ્યો, અને કેળવણીના પ્રધાને સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના અને ઉત્તેજના અર્થે ઘણી માર્ગસૂચક સૂચનાઓ સરકારને વારંવાર આપવા માંડી. આથી છેવટના વીસ વર્ષમાં નીચે પ્રમાણેનો ફેરફાર જણાયો.

પુસ્તકાલયોની શરૂઆત ૧૯૦૭ માં થઇ.

| | | |
|---|---|---|
| ૧૦૦૦ | પુસ્તકાલયો | ૧૯૧૫ સુધીમાં ઉઘડી ગયાં. |
| ૨૦૦૦ | ,, | ૧૯૧૯ ,, ,, ,, |
| ૩૦૦૦ | ,, | ૧૯૨૩ ,, ,, ,, |

અને ૧૯૨૭ માં ૪૩૩૭ પુસ્તકાલયોમાં કુલે ૭૬૨૩૩૭૭ પુસ્તકો હતાં.

કેળવણીના પ્રધાન આમાં ખંતપૂર્વક કામ કરે છે. પુસ્તકાલયોમાં કામ કરનાર માણસોને–કાર્યકરોને તૈયાર કરવાની એક શાળા ચલાવાય છે. ૧૯૨૨ થી આ પ્રવૃત્તિને વેગવાન બનાવવા **ધી જાપાનીસ લાયબ્રેરી એસોસીએશન** ચાલે છે. એ સંસ્થા દેશમાં ખૂબ જ પ્રચારકામ કરે છે. દરેક વર્ષે આપણે ત્યાં **પુસ્તકાલય પર્વણી**નો એક દિન પળાય છે, તેમ ત્યાં **પુસ્તકાલયસપ્તાહ** ઉજવાય છે. આ સપ્તાહમાં આખો દેશ રસપૂર્વક ભાગ લે છે.

આને પરિણામે જાપાનનો આજે આપણે જોઇએ છીએ તેમ સંસ્કારી અને સમૃદ્ધ પ્રજાઓની આગલી હરોળમાં આગલો નંબર આવી ગયો છે. હિંદના એકેએક ઘર અને ઝૂંપડામાં જાપાને સ્વામીત્વ મેળવ્યું છે. આથી આજે જાપાનનાં મુક્તકંઠે યશોગાન ગાયા વિના નહિ ચાલે. કારણ, પથારીમાંથી ઉઠતાંવેંત ટુથ પેસ્ટ ને પીંછીથી માંડી રાત્રે સૂતી વખતના પંખાઓ, બત્તીઓ અને ઘંટડીવાળાં સસ્તાં ઘડીઆળો માટે જાપાન તરફ દૃષ્ટિ કરાય છે.

હિંદ, તારાં ભુલાયલાં યશોગાન કયારે તાજાં થશે? —**રતિભાઇ અમીન**

# પાંચ વર્ષનાં પુસ્તકો*

ભિન્ન ભિન્ન વિષયનાં પુસ્તકોની વર્ગણી કરીએ તો કાવ્ય, નવલકથા, ટૂંકી વાર્તા, નાટક, નિબંધ ને સમાજશાસ્ત્ર તથા વિજ્ઞાનના વિષયોનાં પુસ્તકો આગળ પડતાં આવશે. છેલ્લાં પાંચ વર્ષમાં અનેક તેવા વિષયો પર ગુજરાતી પુસ્તકો પ્રગટ થયાં છે. તે પુસ્તકોમાં અગ્રસ્થાને ધ્યાન ખેંચે તેવામાં "ગ્રામલક્ષ્મી" ભાગ ૧ થી ૪, "મનોમુકુર" ૩, ૪, "દ્વિરેફની વાતો" ભા. ૨, "વૈશાલિની વનિતા," "વહેમી દીપશિખા" "સાહિત્યને ઓવારેથી" "અમી" "કાવ્ય મંગલા" આવી શકે છે. પણ આ અને બીજાં કેળવણી અને જ્ઞાનવિષયક પુસ્તકો જો કે જ્ઞાનના ફેલાવામાં અગત્યનો ભાગ ભજવે છે, છતાં તે બધામાંના મોટા ભાગે વર્તમાન ગુજરાતના સમાજજીવન પર ભાગ્યે જ અસર કરી છે.

મેઘાણી, સુંદરમ્, ઉમાશંકર જોશી, બેટાઇ, ખબરદાર—એ બધાએ તેમનાં કાવ્યોથી ગુજરાતની સંસ્કારિતાને ઉજ્જ્વળ બનાવવા અને પ્રચલિત રાષ્ટ્રીય ભાવનાને વેગ આપવા સુંદર પ્રયત્નો કર્યા છે અને તે દિશામાં તે પ્રયત્નો સફળ પણ થયા છે એમ ગણી શકાય. તેમનાં કાવ્યો ઉગતા ગુજરાતની ભાવનાઓનું ઠીક ઠીક ઘડતર કરે છે.

નવલકથાકાર તરીકે જે સ્થાન કનૈયાલાલ મુનશીનું દશ વર્ષ પહેલાં હતું તે અત્યારે રમણલાલ દેસાઇનું છે. છેલ્લાં પાંચ વર્ષમાં જે નવલકથાઓ ને વાર્તાપુસ્તકો પ્રગટ થયાં છે તેમાં ગ્રામલક્ષ્મીના ચાર ભાગ આપણું જરૂર ધ્યાન ખેંચશે. ગુજરાતમાં અત્યારે સમાજમાં, રાષ્ટ્રમાં, કુટુંબજીવનમાં જે ફેરફારો થઇ રહ્યા છે, અને આર્થિક દૃષ્ટિએ મૂડીવાદ ને સામ્યવાદની પણ જે ઝપાઝપી થઈ રહી છે તેનાં પ્રતિબિંબ રમણલાલનાં પુસ્તકોમાં જરૂર જોઇ શકાય છે, અને તેવી જ રીતે ગ્રામલક્ષ્મીમાં ગ્રામસુધારણાની ભાવનાઓનો સુંદર વિકાસ દાયક જોઇ શકે છે. એ પુસ્તકે ગ્રામજીવનના સંબંધમાં ગુર્જર વાચકોની નજર સમક્ષ મઝેનું પણ રજૂ કર્યું છે અને ગ્રામજીવનમાં ભાવનાવાદી સુધારક શું સુધારણા કલ્પી શકે તેનું પણ આકર્ષક ચિત્ર રજુ કર્યું છે. થોડા સમય પહેલાં પ્રગટ થએલી એમની નવલકથા 'શોભના' હાલના ગુજરાતના સામાજિક જીવનનું કેટલેક અંશે વાસ્તવ ચિત્ર છે. એક પાસ એ જીવનને ઝીલે છે તો બીજી પાસ એ જીવનને ને ભાવનાઓને ઘડે પણ છે. યુવકોના માનસની ધડમથલો, તેમની ટાપટીપ, તેમની ક્રાંતિદર્શન ભાવનાઓ, તેમના હવાઇ કિલ્લાઓ, કોમીવાદ, મૂડીવાદ, સામ્યવાદ, રાષ્ટ્રીયતા—એ તમામના ઉપર એ પુસ્તકમાં કંઇ ને કંઇ વિચારવાનું મળી આવે છે. એકંદરે યુવકોનું માનસ તો રમણલાલ આબાદ પારખી શકયા છે, અને એમનાં ચિત્રોથી તે માનસને પોષણ ઠીક ઠીક મળી રહે છે.

અને આ માટે, જ્યારે છેલ્લાં પાંચ વર્ષનાં પુસ્તકોની સમીક્ષા બહુ ટુંકાણમાં આપણે રજૂ કરીએ ત્યારે જરૂર આપણે વડોદરાના આ નવલકથાકારને અભિનંદન આપી શકીએ. ગુજરાત સમસ્તમાં એમની નવલકથાઓની ઉત્સુકતાથી આશા રખાય છે. ને તે પ્રગટ થાય કે તરત જ વંચાય છે. કહેવાની જરૂર નથી કે નૂતન ગુજરાતના માનસ પર રમણલાલના માનસની અસર થયા વિના રહી નથી ને રહી શકે પણ નહિ.

પ્રો. મ. ક. ત્રિવેદી

* "Outstanding Books 1934–1939 stocked in the Central Library Baroda" માંનો એક લેખ.

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

૧૯૩૮નું સાહિત્યનું નોબેલ પ્રાઇઝ ફિન્લેન્ડના લેખક ફ્રાન્ઝ સિલાન્પિએ (Frans Sillanpaeae) ને ફિન્લેન્ડના ખેડુ જીવનની તેની પ્રખ્યાત નવલકથાઓ માટે આપવામાં આવ્યું છે.

પ્રો. સિલાન્પીએ આ પારિતોષિક માટે ૧૯૩૫ તથા ૧૯૩૬ માં ઉમેદવાર હતા. તેમનાં પુસ્તકોનાં નામ અંગ્રેજીમાં આ પ્રમાણે ગણી શકાય: 'હોલી મીઝરી' ( Holy Misery ), 'ફૉલન એસ્લીપ વ્હાઇલ યંગ' ( Fallen asleep while young ) અને 'એ મેન્સ વે' ( A Man's way. )

× × ×

કલકત્તા હાઇકોર્ટના એક યુવાન એડવોકેટ મિ. મહમદ હશન ઇમામે પોતાનું પુસ્તક 'લવ લે' ( Love Lay ) ગયા વર્ષના નોબેલ પારિતોષિક માટે મોકલ્યું છે. આ પુસ્તકમાં જીવન તથા શાંતિ પર નવો પ્રકાશ નાખતાં ૧૦૫ ગીત હોવાનું કહેવાય છે. આશા, હિંમત તથા શાંતિનો નવો યુગ સ્થાપવાનો આ ગીતોનો યત્ન છે.

× × ×

દ્વિતીય સર્વ રાષ્ટ્ર નવલકથા હરિફાઇનું ઇનામ, ન્યુયૉર્કના એસોશીએશન પ્રેસના સ્ટાફમાં કામ કરતા જ્હૉન સેલ્બીને ફાળે જાય છે. મિ. સેલ્બીની નવલકથાનું નામ 'સેમ' (Sam) છે. વાતાવરણ અમેરિકન છે, ચારસો હસ્તલિખિત પ્રતોમાંથી તેની પસંદગી કરવામાં આવી છે. આ ઇનામ લગભગ પંદરહજાર ડૉલરનું છે.

× × ×

પહેલી જ વખત લેખકો, કવિઓ, ચિત્રકારો તથા વિદ્વાનોને અમેરિકાની ટપાલની ટિકિટોમાં માન આપવામાં આવશે. આને માટેની યોજનાઓ પૂરી થઇ છે. આ નવી સીરીઝના વિષયો માટે ટિકિટોના સંગ્રહ કરનારી મંડળીઓ તથા કેળવણીની સંસ્થાઓએ સૂચનાઓ કરી હતી. લેખકોમાં રાલ્ફ વાલ્ડો એમર્સન, માર્ક ટ્વેઇન, વૉશિંગ્ટન અરવિંગ, ફેનિમોર કૂપર અને લુઇસા મે આલ્કોટ, કવિઓમાં વોલ્ટ વ્હિટમૅન, એચ. ડબલ્યુ લોંગફેલો, જે. ડબલ્યુ. હીલી, વ્હિટિયર તથા લોવેલનું ટિકિટો દ્વારા સ્મારક થશે. આજ પ્રમાણે કળાકારો, કેળવણીકારો, શોધકો, વૈજ્ઞાનિકો વગેરેનું પણ સ્મરણ જળવાશે.

× × ×

૧૯૩૯–૪૦ ની 'હાર્પર પારિતોષિક' નવલકથા 'ચિલ્ડ્રન ઑફ ગાડ' (Children of God )ને અમેરિકાના મોર્મન ચર્ચના પ્રમુખ ગ્રાન્ટે 'નિંદાત્મક, હલકી તથા બીભત્સ ગણી' છે.

× × ×

અમેરિકન સિવિલ લિબર્ટિઝ યુનિયનના રિપોર્ટ પ્રમાણે જ્હોન સ્ટીન બેકના પુસ્તક 'ગ્રેપ્સ ઑફ રૅથ' ( Grapes of Wrath ) ના પર ઘણાં પુસ્તકાલયોમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે; કારણ કે તેનાં પાત્રો હલકા શબ્દો વાપરે છે. આ પ્રતિબંધ સામે સ્વાતંત્ર્ય રાષ્ટ્ર સભાએ વાંધો ઉઠાવ્યો છે.

× × ×

ન્યુ દિલ્હીથી મળેલ ખબર મુજબ 'ઇનસાઇડ એશિયા'ના લેખક જ્હોન ગંથરે પંજાબના પ્રધાન સર સિકંદર હયાતખાનને લખેલ છે કે 'મિ. ઝીણા વિષે તમારો ઊંચો મત ન હોવાથી મારા પુસ્તકમાં છાપેલ હકીકત પ્રકાશકો નવી આવૃત્તિમાંથી કાઢી નાખશે.'

× × ×

હવે પછી ઇટલિના લોકોને કયાં પુસ્તકો ન વાંચવાં તેની યાદી ફેસિસ્ટ પક્ષે બહાર પાડી છે. બધે બને છે તેમ આ યાદીમાં આધુનિક શ્રેષ્ઠ પુસ્તકો ઠીક પ્રમાણમાં છે. ઇટાલિયન લોકોએ શોધી કાઢેલ નવીન નીતિ સિદ્ધાંતપ્રમાણે યાહુદી લેખકો અસ્વીકાર્ય છે જ. પ્રતિષિદ્ધ પુસ્તકોમાં શોલેમ એસ્ક, એમિલ લડવિગ, ટોમસ મેન, હેન્રિક મેન અને બીજાઓનાં પુસ્તકોનો સમાવેશ થાય છે. આગથા ક્રિસ્ટિ અને એડગર વૉલેસની ડિટેક્ટીવ વાર્તાઓ પણ આ યાદીમાંથી મુકત નથી. એચ. જી. વેલ્સનું 'મેરેજ' પણ આમાં આવી જાય છે.

× × ×

'સંસ્કૃતિની ગુફા'માં ચાલુ સદીના પુસ્તક તરીકે જાળવી રાખવાને માર્ગરેટ મિચેલના પુસ્તક 'ગોન વિથ ધ વિન્ડ'ની જ્યોર્જિયા વિશ્વવિદ્યાલયે પસંદગી કરી છે. આ પુસ્તકના દરેક પાનાની નાની ફિલ્મ લેવામાં આવશે અને વીસમી સદીના પ્રતીકરૂપ બીજી વસ્તુઓ સાથે તેના પર મહોર મારવામાં આવશે. આ 'ગુફા' ૧૯૪૦ માં બંધ કરવામાં આવશે. ઇ.સ. ૮૧૧૩ સુધી તેને અડકવામાં આવશે નહિ. તે સમયે માત્ર પ્રાચીન સંશોધકોને વાચનકળા આવડતી હશે. બીજા લોકો તો વિચારવિનિમયથી વાતો કરતા હશે.

× × ×

પ્રખ્યાત અમેરિકન સાપ્તાહિક 'ટાઈમ'ની નકલ લેવાની બ્રિટિશ વર્તમાનપત્ર વેચનાર મંડળે ના પાડી છે. મુસોલિનીના પુત્રી કાઉન્ટેસ એડાકેલેનો વિષે ૨૪ મી જુલાઇના અંકના લેખ ઉપરથી આ પ્રતિબંધ ઉપસ્થિત થયો જણાય છે.

× × ×

ક્લેરન્સ સ્ટ્રીટના પુસ્તક 'યુનિયન નાઉ' (Union Now)માં રૂપરેખા દોરાયા પ્રમાણેની યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે 'ફેડરલ યુનિયન' નામનું એક મંડળ લંડનમાં સ્થાપવામાં આવ્યું છે. પુસ્તકના પ્રગટ થવાથી રાજકીય સંસ્થાની સ્થાપના થઇ હોય તેવો આ પહેલો જ દાખલો છે.

× × ×

'ઇનસાઇડ એશિયા' તથા 'ઇનસાઇડ યુરોપ'ના પ્રખ્યાત લેખક જ્હોન ગન્થરે હમણાં જ પોતાનું પુસ્તક 'ધી હાઇ કૉસ્ટ ઑફ હિટલર' (The High Cost of Hitler) પૂરૂં કર્યું છે. છેલ્લાં ત્રણ વર્ષોમાં તેણે યુરોપીઅન રાજધાનીનાં શહેરોની લીધેલ મુલાકાત પર આ પુસ્તક રચાયેલ છે.

× × ×

રશિયા સાથે થયેલ સંધિ અન્વયે હિટલરની 'મીન કેમ્ફ' (Mein Kampf)ની જર્મન આવૃત્તિનું વેચાણ, નવી આવૃત્તિ તૈયાર થતાં સુધી બંધ કરવામાં આવ્યું છે. આ નવી આવૃત્તિમાં રશિયા વિરુદ્ધના ફકરાઓ કાઢી નાખવામાં આવશે.

છોટાલાલ માનસિંગ કામદાર

# અંગ્રેજી સાહિત્યના આજના નિર્માતાઓ

**સાં**પ્રત સમયમાં નવી ભાવનાઓ સાકાર થતી રહી છે. સાહિત્ય પ્રત્યેની જનતાની રુચિ વાતાવરણની સાથોસાથ પગલી માંડતી આવે છે. એક જમાનામાં અદ્દભુતતાના રસથી છલકાતી નવલકથાઓ જ વંચાતી. એક સમય એવો પણ આવી ગયો કે પરીઓના પ્રદેશ જેવી નરી કલ્પનાપ્રધાન વાર્તાઓ જ ખપતી. તે પછી ગ્રામજીવનના વાતાવરણથી અલંકૃત નવલો સમુદાયને ખૂબ ગમતી, ને એ બધા લલિત વાઙ્મયના કળાખંડોમાં ધીમેધીમે જીવનની વાસ્તવિકતા પ્રવેશવા લાગી. તે સાથે જ પુસ્તકોની દુનિયામાં એક નવો વર્ગ આવી પહોંચ્યો. " ઘ ચોપડિયુંમાં ડાચાં ઘાલીને બેસનારા અમે નહિ " એમ કહીને સાહિત્ય તો શું પણ પુસ્તક માત્રથી વેગળા રહેનારા શ્રમજીવી લોકો જીવનની વાસ્તવિકતા અવલોકવા પ્રેરાયા. નવયુગના કલાકારો શ્રમજીવી જગતમાં ઘૂમતા થયા. મજૂર–કારીગરના જીવનપ્રસંગો સર્જનના વિષય બન્યા, અને શ્રમજીવીઓની વાચનભૂખ ઊઘડતી ગઇ. આ પ્રકારનાં સર્જનોમાં આમ-વર્ગના જીવનની ઝાંય પડતી ખરી, પણ કલ્પનાની ભભક અગ્રપદે રહેતી.

* * *

વાચન પ્રત્યેના રાગમાંથી અભ્યાસની ભાવના આવિર્ભૂત થાય છે. શ્રમજીવી વર્ગ વાંચતો થયો, એટલે એના લત્તાઓમાં પુષ્કળ વાચનાલયો અસ્તિત્વમાં આવ્યાં. છેલ્લા એક દાયકામાં તો શ્રમજીવી વર્ગની વાચનપ્રિયતા ખૂબ વિકાસ પામી. આ પ્રવૃત્તિનાં મીઠાં ફળ આજે અંગ્રેજી સાહિત્ય જગતમાં લભ્ય બન્યાં છે. ખરેખરો શ્રમજીવી આખા દિવસની તન-તોડ મહેનત ઉઠાવ્યા પછી પણ શાહી–કાગળનો ઉપયોગ કરતો થયો છે. ઉચ્ચશ્રેણીના ગ્રંથો એ વર્ગમાંથી આવતા થયા છે. મિ. સ્કૉટ જેમ્સ, કે. ટી. એસ. ઇલીએટ જેવા પ્રથમ કક્ષાના વિવેચકની તારીફને પાત્ર બનેલી કૃતિઓના સર્જકો આરામખુરશીમાં બેસીને અને ત્રીજા મજલા પર રહીને ખુલ્લી હવાનો આસ્વાદ લેનારા નથી, પણ રાત–દિવસ ગંદા ગણાતા વિભાગમાં વસીને રોજનો રોટલો રળી ખાનારા ખરેખરા શ્રમજીવી હોય છે. કોઇ કડિયો હોય છે, તો બીજી વ્યક્તિ મોટર ડ્રાઇવર હોય છે. આ પંક્તિના લેખકોની કૃતિઓમાં કલ્પનાવિહારનું પ્રમાણ ઓછું હોય છે, બલ્કે લગભગ નથી હોતું, પણ ખાલી લાગણીઓનો ધસારો નથી હોતો. તેઓ તો જેવું જીવન તેઓની આસપાસમાં જીવાઇ રહ્યું છે તેનો ખરો ચિતાર રજૂ કરે છે. એ કૃતિઓમાં તમારા કરતાં અમે વધારે સંસ્કારસમૃદ્ધ છીએ તેવા ગર્વિત હુંકારથી ભરેલી સહાનુભૂતિ નથી હોતી. એવા શ્રમજીવીઓની કલાકૃતિઓમાં ભ્રાતૃભાવને સુલભ હમદર્દીનો ધબકારવિષય પરિસ્થિતિ વર્ણવતા ચિત્રને હૃદયંગમ બનાવે છે. મિ. લેસ્લી હાવર્ડ આ પંક્તિના નવલકથાકાર છે. પામીલા હાન્સફોર્ડ જોનસનનો પણ એજ અભિપ્રાય છે. "બનાવટી લાગણીવેડાથી મુક્ત રહેલી તેમની નવલકથા સાધારણ કક્ષાના લોકોનું જીવન નિરૂપણ કરે છે તેથી રસહીન બની નથી, પણ ખરેખર સુવાચ્ય છે. તેઓ અન્ય નવલકારોની જેમ પ્રેમના ચિત્રણમાં જરા પણ ઉર્મિલ બનતા નથી. તેઓ ત્રીજા મજલાની મોજ માણનારા લેખકોની કક્ષાના નથી. એટલે જ તેમના પાત્રનિરૂપણમાં સુરેખ વાસ્તવિકતા જળવાઇ રહી છે. "

* * *

બીજા શ્રમજીવી લેખક મિ. હર્બર્ટ હોજ ધંધે મોટર ડ્રાઇવર છે. સ્વપ્રયાસે તેમણે

## પરસ્પર વિરોધી

સાહિત્યસ્વામીઓ કહે છે કે અમારું બધું લેખન પ્રજાના સંસ્કારઘડતર માટે હોય છે. લેખનમાં એ જ વસ્તુ પણ રજુ કરવામાં આવ્યું હોય. પણ એક જ પુસ્તકમાં પતિવ્રતા સ્ત્રી કે વિધવાનું સંયમભર્યું પાત્રાલેખન હોય અને એની સામેના જ પાનામાં ( પુસ્તક વચ્ચે ) મર્દાઇ પિલ્સ, વીર્યસ્થંભન ગુટિકા કે ગર્ભ અટકાવ ગોળીઓની આકર્ષક જાહેર ખબર હોય તો શું સમજવું ?

આ રીતે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહના ' વર કે પર ' નામના નવા પુસ્તકમાં જાહેર ખબરો મુકાઇ છે.

અત્યાર સુધી પુસ્તકોમાં જાહેરખબર મુકાતી ખરી, પણ એ તો પહેલાં અને છેલ્લાં, વચ્ચે નહિ આ રીતે આવી જુગુપ્સાકારક જાહેરખબરો મુકાશે તો પછી સાહિત્યકારો પ્રજાના સંસ્કાર-સ્વામીઓ હોવાનો કે કહેવાવાનો દાવો કરી શકશે ? —" ફૂલછાબ "

લેખનશક્તિનો સરસ વિકાસ સાધ્યો છે. હમણાં જ તેમનું પુસ્તક 'Cab Sir !' બહાર પડ્યું છે. પોતાના વિનોદી સ્વભાવનો મેળ પણ લેખનશૈલી સાથે સરસ રીતે બેસાડી શક્યા છે. તેમની મોટરનો ઉપયોગ કરનારાઓનાં મર્મયુક્ત રેખાચિત્રો તેમણે આલેખ્યાં છે. આ લેખક "Life and Letters" નામના સામયિકમાં એક લેખ દ્વારા તેમને અને તેમની કક્ષાના અશિક્ષિત લેખકોને ભાષામાં પડતી મુશ્કેલીઓ પ્રતિ અભ્યાસીઓનું લક્ષ ખેંચે છે. અશિક્ષિત એટલે કૉલેજની કેળવણીથી વંચિત રહેલાઓ, એમ તેઓ સ્પષ્ટ કરે છે.

" કૉલેજનું શિક્ષણ સંપાદન કરનારને ભાષા-વિષયક મુશ્કેલી નડતી નથી. તેઓ અમારી સરખામણીમાં તેમના વિચારો સુંદર ભાષામાં વ્યક્ત કરી શકે છે; પણ અમે અમારા વિચારોને શબ્દરૂપ આપવા જઇએ છીએ ત્યારે પરભાષાનો ઉપયોગ કરતા હોઇએ તેવું લાગે છે. અમારી ભાષા એટલે વાતચીતમાં વપરાતી તળપદી ભાષા. જ્યારે અમે કલમ ઉપાડીએ છીએ, ત્યારે અમે એવી લાગણી અનુભવીએ છીએ કે અમારે સાહિત્યિક શૈલીમાં લખવાનું છે, પણ મને લાગે છે કે એજ અમારી ભૂલ છે. વ્યાકરણના બધા નિયમોના અમે જાણકાર છીએ.

" વાર્તાલાપની ભાષા અને લેખનની ભાષાના તફાવતને જરા જોઇ લઇએ. જ્યારે આપણે વાતો કરતા હોઇએ છીએ ત્યારે ધ્વનિ પેદા થાય છે. આ ધ્વનિથી અંકિત થયેલા શબ્દો વિચારને અન્ય કર્ણ સુધી લઇ જાય છે. તે રીતે એક વિચાર બીજા મન સુધી પહોંચે છે. લખવામાં તેમ નથી બનતું. લેખનબદ્ધ બનેલા વિચારો પ્રથમ નેત્રપાઠ્ય બને છે. ચક્ષુ એ કોઈ ધ્વનિગ્રાહક ઇંદ્રિય નથી. તેથી લખાણમાં શબ્દવર્તુલનું એક ચિત્ર બનાવીએ છીએ. એ ચિત્ર ચક્ષુની નિરીક્ષણશક્તિ દ્વારા અન્ય મનની નિકટતા સાધી લે છે. ×××× ખરી તકલીફ આજ છે. વાર્તાલાપમાં તો વધારેપડતા શબ્દો વાપરી શકાય. વળી શબ્દના ધ્વનિને એવું રૂપ આપી શકીએ કે જેથી એક જ શબ્દ ધારીએ ત્યારે જુદા જુદા અર્થનો વાહક બને. ' રેડીઓ ' ઉપર થતા વાર્તાલાપ આ હકીકતનું સમર્થન કરે છે. એક વાર ' રેડીઓ ' દ્વારા સાંભળેલું મુદ્રિત થયા પછી જ્યારે વાંચીએ ત્યારે વક્તાના કથન સમયના વ્યક્તિત્વનો અભાવ દેખાય છે. અલબત્ત, સાહિત્યિક ભાષામાં વધારે ભણેલા બોલી શકે છે, પણ તેઓને લેખનનો મહાવરો હોવાને કારણે સાહિત્યિક ભાષાનો ઉપયોગ કરવાનું તેમને સરળ લાગે છે."

આમ ભાષાનાં જુદાં જુદાં સ્વરૂપ બતાવીને છેવટમાં મિ હોગ સાહિત્યમાં પણ તળપદી ભાષાનો ઉપયોગ થવો જોઇએ એવો તે તેમની કક્ષાના લેખકોને અનુરોધ કરે છેઃ " આ રીતનું ભાષાવિષયક અંતર ઘટાડવાની જરૂર છે. વળી અમારી તળપદી ભાષા સાચેજ સુંદર બની શકે તેમ છે. અશિક્ષિત લેખકે તૈયાર થવું જોઇએ અને જ્યાંસુધી આ તળપદી

ભાષામાં બુદ્દાદાર આકર્ષક ચિત્ર ન ઉઠાવી શકાય ત્યાં સુધી ભાષાનું ખેડાણ ચાલુ રાખવું જોઇએ. જો કે એ જરા કપરૂં કાર્ય છે, પણ તેનું પરિણામ તો શ્રેયસ્કર હશે જ. શિક્ષિતોની કલમે આવિષ્કૃત બનેલા સાહિત્યિક ગદ્યમાં તો નર્યા પાંડિત્યનો જે અવિષ્કાર થાય છે. એના બદલે નવી પ્રાણવંત ભાષા જન્મશે, ને સુંદર સુવાચ્ય ગદ્ય અવતરશે ત્યારે આપણી મુશ્કેલીઓ દૂર થઇ ચૂકી હશે. "

એ મતલબની નોંધ લઇને તળપદી ભાષાનો ઉપયોગ વધારવાની હિમાયત કરવામાં મિ. હોજ બિલકુલ વાજબી છે. પાંડિત્યપૂર્ણ ભાષાને તો સૂક્ષ્મ અભ્યાસ અગર વિચારણાને માટે કેળવાયલું માનસ સમજી શકે. પણ શ્રમજીવીનો સમૂહ એ ભાષાપ્રયોગમાંથી અર્થ તારવવા અસમર્થ છે. આપણે ત્યાં મહાત્મા ગાંધીજીએ તળપદી ગુજરાતીને ગહનતમ વિચારો ઝીલતી બનાવી તે પછી આપણું ગદ્ય કેટલું વિકસ્યું છે ? કાવ્યમય ગદ્યમાં તળપદા શબ્દોનો કાંઈ એવો ઉપયોગ નથી થતો. મિ. હર્બર્ટ હોજ સિવાયના બીજા નવયુવાન લેખકો (શિક્ષિતો પણ) તળપદી ભાષાના પ્રચારની તરફદારી કરી રહ્યા છે. જો વ્યક્તિના ઉરમાં નવી ભાવનાઓ ધબકતી હોય તો આપણે ત્યાં તળપદી ભાષા સાહિત્યના ક્ષેત્રે સુલભ છે. આવા શ્રમજીવી સાહિત્યકારો કાંઇ નવલ–નવલિકાના સર્જનમાં રાચીને બેસી જતા નથી, પણ કોઇ કોઇ પોતાના અનુભવોને આલેખતી આત્મકથા લખે છે તો અન્યનું લક્ષ્ય રાજકારણને લગતાં પુસ્તકો પણ હોય છે.

## સાચા–ખોટાનો ખ્યાલ

દુનિયા જ્યારે વીજળીને વેગે આગળ વધે છે ત્યારે આપણે ત્યાં તો પોળેપોળે પુસ્તકાલયો હોવાં જોઇએ અને દરેક તેમાંનાં વાંચવાં જોઇએ. ધાર્મિક પુસ્તકો સાથે સ્વદેશાભિમાન જાગ્રત કરે એવા પ્રકારનાં પુસ્તકો પણ તેમાં વસાવવાં જોઇએ. બગડેલો ખોરાક જેટલું શરીરને નુકસાન પહોંચાડે છે એટલું નુકસાન નબળાં પુસ્તકો મગજને કરે છે.

વિકારની ભાવનાનાં પુસ્તકો વાંચીએ અથવા તો જે છાપાં જૂઠી વસ્તુઓ છાપતાં હોય એ વાંચીએ એનાથી પણ નુકસાન થાય છે. સાચાં કે ખોટાં છાપાં કયાં છે તે પણ આપણને સમજતાં આવડવું જોઇએ.

—સરદાર વલ્લભભાઇ

***

યુદ્ધના વાતાવરણમાં જનતાની વાચનરુચિ બીજી દિશાએ વળી જશે એવી કેટલાક તજ્જ્ઞોની અટકળ અવાસ્તવિક નીવડી છે. સાંજનાં અને રાત્રિનાં વિહારસ્થાનો પ્રતિબંધના કારણે નિરૂપયોગી બનતાં નવરાશનો સમય પસાર કરવા માટે પુસ્તકોની પસંદગી થઇ રહી છે. હજુ તો લોકોની રાજકારણને સ્પર્શતાં પુસ્તકો પ્રતિની ચાહનામાં ખાસ ફેરફાર થયો નથી. જો વિગ્રહ લંબાશે તો રણક્ષેત્રે બનતી ઘટનાઓનાં ચમકપૂર્ણ વર્ણનોથી ભરપૂર નવલિકાઓ પ્રતિ લોકોની રસવૃત્તિ વળશે તેવી ઘણાખરા ગ્રંથવિક્રેતાઓની ધારણા છે. હમણાં તો 'ડેક'ના માજી પ્રમુખ ડૉ. બેનેસના તાજા બહાર પડેલા Democracy To-day and Tomorrowની હજારો નકલો ખપવા માંડી છે; જ્યારે Nazy Germany Cannot Win એ પુસ્તકે પણ સારૂં આકર્ષણ પેદા કર્યું છે. એ સિવાય રાજકારણને લગતાં પરચુરણ પુસ્તકોનો ઉભરાવો નરમ પડયો નથી.

શુદ્ધ સાહિત્યરંગી પુસ્તકોમાં મિ. ફોર્ડ મેડોક્ષ ફોર્ડનું The March of Literature અભ્યાસીઓનું લક્ષ ખેંચી રહેનારો ગ્રંથ છે. ૮૦૦ પાનાંના દળદાર પુસ્તકમાં કોનફ્યુશિયસના વખતથી શરૂ થતી સાહિત્યપ્રવૃત્તિને અવલોકવાનો પ્રોફેસર મેડોક્ષ ફોર્ડ પ્રયાસ કર્યો

છે. તેમના નિરીક્ષણક્ષેત્રમાં વર્તમાન સમયના ડી. એચ. લોરેન્સ, મિસ ડોરોથી રિચર્ડસન, અને મિ. એજરા પાઉન્ડનો સમાવેશ થયો છે. તેજ કક્ષાનો બીજો ગ્રંથ The Early Middle English Literature છે. તેના લેખક મિ. આર. એમ. વિલ્સન છે. Jehro Bithell ના Modern German Literature ૧૮૮૦–૧૯૩૮ ને પણ ઠીક સત્કાર મળી રહ્યો છે. હેરોલ્ડ નિકોલસના લેખનો સંગ્રહ અને મિ. ગીરાલ્ડ બુલેટના પરચુરણ લેખોનો સંગ્રહ Jeckden's Nest નાં પણ તાજાં પ્રકાશનો છે.

પ્રતિમાસ ૧૦૦ થી ૧૫૦ નવલ–નવલિકાઓનાં પુસ્તકો વાચકવર્ગ સમક્ષ આવી પડે છે. ડિટેકટીવ અને અતિ સામાન્ય કક્ષાની નવલોને બાદ કરતાં પ્રતિસપ્તાહ બેથી ચાર જેટલી નવલો કળાનાં ધોરણોને અનુલક્ષીને રચાએલી હોય છે. હમણાંજ પ્રકટ થએલી મિ. આલ્ડસ હકસલીની તાજી નવલકથા વિવેચનની આલમમાં રસપ્રદ ચર્ચા જગાડી ચૂકી છે. મિ. હકસલીની કળામાં રૂઢ બનેલાં તત્ત્વો, જેવાં કે વિજ્ઞાનની અતિશયતા, કટાક્ષની શૈલી અને દલીલ અગર તર્કની ઉણપ, અને કંઇક અંશે Huxleyan Pessimism—એ બધાં લક્ષણોની એક વિવેચક બારીકીથી છણાવટ કરે છે. બીજી કક્ષાનાં ધોરણોને અભિમુખ રાખીને લખાયેલી નવલકથાના લેખક કાપેલ કાપેક છે. તેઓના જીવનનો આકસ્મિક અંત આવી ગયો તે પહેલાં લખાઈ રહેલી The First Rescue Party કોલસાની ખાણમાં કામ કરતા દાંડીઆના જીવનને લગતી છે. ફ્રાન્સના પ્રખ્યાત લેખક મો. જ્યોર્જ ડુ ધામલ Salavinથી ખૂબ ખ્યાતિ કમાઈ ચૂક્યા છે. તેમની તાજી નવલ " Days of Light "નો સારો ઉપાડ થઇ રહ્યો છે.

***

આ બધાં પુસ્તકો લોકો ખરીદવા પ્રેરાય છે તેમાં મુખ્ય હિસ્સો અવલોકન અગર વિવેચનનો હોય છે, એવી માન્યતાને પડકારવા મિસિસ વર્જીનિયા વૂલ્ફ આગળ આવ્યાં છે. The Reviewing નામની તેમણે નાની પુસ્તિકા પ્રકટ કરી છે, અને વાંચનાર વર્ગના હિત ખાતર આજની અવલોકનની પ્રથા નાબુદ થવી જોઇએ તેવો આગ્રહ મિસીસ વૂલ્ફ કરે છે. " અવલોકનની પ્રથાએ તેનું ખરૂં મૂલ્ય ગુમાવી દીધું છે અને હવે તો સાહિત્યની કુસેવા કરવામાં જ એ પદ્ધતિ પરિણમી છે. × × × × સાઠ જેટલા જુદા જુદા વિવેચકો એક પુસ્તકની સમીક્ષા કરે છે; ને વિરોધાભાસી અવલોકનો પુસ્તકની ખરી મહત્તા ઘટાડી દે છે. પછી વાંચનારો આ અભિપ્રાયના જાળામાં ગૂંચવાઇ જઇને પુસ્તક ખરીદવાનું મોકુફ રાખે છે, અથવા તો જાતે જોઇ–તપાસી લેવા પ્રેરાય છે. ઘણાખરા વાંચનારા તો પોતે જોઇ–તપાસી શકતા પણ નથી ને ઉપયોગી ગ્રંથની ખરીદી કરતા નથી. વળી આ કલ્પનાપ્રધાન સાહિત્યનાં અવલોકનો જે ઝડપથી લખાય છે તેમાં અભ્યાસની માત્રા હોતી નથી. " એવું વિધાન કરીને નામ વગરનાં અવલોકનની પ્રથાને મિસિસ વૂલ્ફ આવકારે છે.

—" નવીન "

[ તા. ૨૯–૧–૪૦ના " પ્રજાબંધુ "માંથી ]

---

—' ગ્રંથો ' વિનાનું દીવાનખાનું ખરેખર પ્રાણશૂન્ય દેહ સમાન છે.

—' ગ્રંથાલય 'માં સેવાભાવી ગ્રંથપાલની જ્ઞાનપરબ અધિક આદરને પાત્ર છે.

—' ગ્રંથાલય ' એ એક દાનવીરોને દાન કરવાનું યોગ્ય પાત્ર છે.

—' ગ્રંથાલય ' તે ખરેખર જ્ઞાનપિપાસુઓનું પરમ સ્વર્ગધામ છે.

# પ્રશ્નોત્તરી

સુરતથી પૂજ્ય સ્વ. અમીન સાહેબ તરફ પુસ્તકાલયોના કારોબાર અને સંચાલનમાં નડતી મુશ્કેલીઓ માટે જે પત્રો આવતા તે પૈકી જે પ્રશ્નો સર્વસાધારણ હોય તેના ઉત્તરો તેઓ "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરતા. એ યોજના કેટલાક વખતથી બંધ પડી હતી. પરંતુ કાર્યકર્તાઓની સરળતા ખાતર આ પ્રશ્નોત્તરી શરૂ કરવામાં આવી છે.

પ્રશ્ન ૧—પુસ્તકાલયોએ મોકલવાની ટપાલ જૂથ મંડળના મંત્રીએ સર્વિસ ટિકિટથી મોકલવી કે તાબાનાં વાચનાલયો અને પુસ્તકાલયો પાસેથી લેવી ?

—વ્યાસવાસણા તા. આતરસુંબા

ઉત્તર—ટપાલ મોકલવા માટે જૂથ મંડળને એકમ ગણી તેના મુખ્ય જૂથ પુસ્તકાલય મારફત હવે ટપાલ મોકલવા–મંગાવવાનો વહીવટ શરૂ થવાથી આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સરકારને પુસ્તકાલય તરફ મોકલવાની ટપાલમાં હરકત નથી; કારણ કે તેમને સર્વિસ ટિકિટનો ઉપયોગ કરવાનો હોય છે.

જે શિક્ષક ભાઈઓ પુસ્તકાલયોનું કામ કરે છે તેમની સમજ એવી થઈ લાગે છે કે જેમ કેન્દ્રની શાળાઓની ટપાલ બહારગામ સર્વિસ ટિકિટથી મોકલાય છે, તેમ પુસ્તકાલયોની ટપાલ પણ મોકલી શકાય. પણ અહીં ભૂલ થાય છે. શાળાઓ સરકારી સંસ્થા છે, જ્યારે પુસ્તકાલયો મદદ લેનારી ખાનગી સંસ્થાઓ છે. કોઈ પણ પ્રકારની ખાનગી સંસ્થાને સર્વિસ ટિકિટ વાપરવા પરવાનગી નથી. એટલે પુસ્તકાલયો પણ તેનો ઉપયોગ ન જ કરી શકે.

જે પુસ્તકાલયોએ જે ટપાલ ખાસ ખાતા તરફ મોકલવાની હોય છે તે મુખ્યત્વે કરીને નીચેની બાબતો પર હોય છેઃ

| | |
|---|---|
| ( ૧ ) ત્રિમાહી નિવેદનો | દર ત્રણ માસે |
| ( ૨ ) વાર્ષિક નિવેદન | વર્ષમાં એક વખત |
| ( ૩ ) અંદાજપત્રો | વર્ષમાં એક વખત |
| ( ૪ ) પાવતીઓ–સરકાર પંચાયત મદદની | વર્ષમાં એક વખત |
| ( ૫ ) રૂ. ૭૫) અને તે ઉપરાંતનાં અંદાજવાળાં પુસ્તકાલયે સ્થળ પર કરેલા ખર્ચનો હિસાબ પાવતીઓ સહ | વર્ષમાં એક વખત |

ઉપરની હકીકત જો ચોકસાઈથી અને સહકારથી ભરવામાં આવે તો આ સિવાય પુસ્તકાલયોને બહુ જૂજ બાબતમાં પત્રવ્યવહાર કરવો પડશે. મોટા ભાગનું કાર્ય જૂથ મંડળની માસિક સભામાં એકમેકને પૂછી નિકાલ કરાવી લઈ શકાય. વિશેષ પૂછવા કે ખુલાસાની જરૂર હોય તો સ્થાનિક મહાલ શાળાધિકારી, પ્રચારક કે મહાલ મંડળના મંત્રીને પૂછી ખુલાસો મેળવી શકાય. આવા પ્રસંગો વર્ષમાં બહુ થોડા આવે. આપણે જો પુસ્તકાલય ખાતાના નિયમ અને બંધારણને છોડી અયોગ્ય માગણી કરીએ તો જરૂર લખાપડી ઘણી જ વધે અને તેથી કામનું ભારણ વધી જાય. માટે કેન્દ્રના પુસ્તકાલયે તો એવી ધોરણ વિરુદ્ધની ટપાલ મોકલવા ના પાડવી, હવે જે ટપાલ મોકલવી પડે તે પુસ્તકાલય રૂ. ૧૦૦) ઉપરાંતના

અંદાજવાળા કેન્દ્રના પુસ્તકાલયની હોય, કંટીજન્સીમાં રકમ હોય તે તથા દૈનિક પેપર વગેરેની હરરાજીથી જે ઉત્પન્ન આવે તે વડે આ ખર્ચ કાઢી શકે. તાબાનાં પુસ્તકાલયો માટે જરૂર લાગે તો જે તે જૂથ મંડળે ઠરાવથી રકમ નક્કી કરી લઇ જેમની તેમની પાસેથી મેળવી લેવી. કોઇપણ સંજોગોમાં તાબાનાં પુસ્તકાલયો પાસેથી લેવાનો સરાસરી ટપાલખર્ચ તેનાં પાછલાં વર્ષોમાં થતા ખર્ચથી વધારે હોવો જોઇએ નહિ. આમ કરવાથી કામની સરળતા થઇ શકશે. આ બધી યોજના મરજીઆત છે. જરા વધારે ઉત્સાહ અને કાર્યદક્ષતાની જરૂર તો છે જ, છતાં કોઇ ખાસ કારણોને લઇ કેન્દ્ર મારફત ટપાલ ન મોકલી શકાય તો જે તે પુસ્તકાલય પોતાની ટપાલ પરભાર્યો પણ મોકલી શકશે. આવા પ્રસંગો ઓછા બને તે તરફ જૂથ મંડળના હિમાયતી તમામ ભાઇઓ પ્રયાસ કરશે એવી આશા છે.

**પ્રશ્ન ૨**—ગ્રામ પંચાયતની મદદ પુસ્તકાલયને કેટલી મળી શકે ? વધુ રકમ ગ્રામ પંચાયતે મંજૂર કરી હોય તો શું કરવું ? [ મીઠા, તા. મહેસાણા ]

**ઉત્તર**—સર્ક્યૂલર નં. ૧૩ પ્રમાણે ખાતાના નિયમની કલમ ૨ માં ગ્રામ પંચાયતો પુસ્તકાલય કે વાચનાલયને રૂ. ૧૦૦) સુધીની વાર્ષિક મદદ આપશે. પરંતુ "જો લોકો ૧૦૦) કરતાં ઓછી રકમ એકઠી કરશે તો સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ તેમ જ પ્રાંત પંચાયત અને ગ્રામ પંચાયત તેના પ્રમાણમાં તેટલી ઓછી મદદ આપશે."

મીઠા સાર્વજનિક પુસ્તકાલયને પાંચ રૂપિયાની લોકમદદ ઉપર સત્તાવીસ રૂપિયાની ગ્રામ પંચાયત મદદ છે, એટલે લોકમદદ કરતાં રૂપિયા બાવીસ વધારે મંજૂર થયા છે. *આમાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી લોકમદદ તરીકે અર્ધો રૂપિયો મદદ* ઉમેરીએ તો ગ્રામ પંચાયતના પણ સાડાપાંચ ખરચી શકાય. પણ બાકીના રૂપિયા એકવીસ આઠ આના ખર્ચવા માટે તો રા. વહીવટદાર સા. ને જાહેર કરવું જોઇએ કે લોકમદદ અમારી અમુક રૂપિયા ઊભી થઇ શકી છે. અને નિયમથી પુસ્તકાલય ખાતા તરફથી તે પ્રમાણમાં અમુક રકમ મંજૂર થઈ છે; છતાં ગ્રામ પંચાયત ખાતે નાણાંની વધુ સવડ હશે અને રા. વહીવટદાર સાહેબ તેને સંમત થતા હશે તો તે રકમ સ્વીકારવા પુસ્તકાલયને પરવાનગી મળશે.

**પ્રશ્ન ૩**—પુસ્તકાલય સહાયક સહકારી મંડળની પાસ બુક વર્ષમાં કેટલા વખત પુ. સ. સ. મંડળમાં મોકલવી ?

**ઉત્તર**—કેટલાંક ગ્રામ પુસ્તકાલયો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં પોતાની પાસ બુક વર્ષમાં એકથી વધુ વખત મોકલે છે અને વળી રજીસ્ટરથી મોકલે છે, જેથી નાનાં પુસ્તકાલયોમાં આ બાબત ઘણો ખર્ચ થાય છે. પુસ્તકાલય મંડળમાંથી ઉપાડવાની રકમ માટે ખાતાની પરવાનગી હમેશાં જોઇએ છે. તેમ જ તેમાં જમા કરાવવા માટે રકમ મનીઑર્ડરથી મોટે ભાગે મોકલાય છે. એટલે દર વ્યવહાર વખતે પાસ બુક મોકલવી એ નાનાં પુસ્તકાલયો માટે બરાબર નથી. પુસ્તકાલય ઠરાવ કરે અને હિસાબી ચોપડે નાણાં મોકલવા કે મંગાવવાના દાખલાઓ પદ્ધતિસર રાખે અને વર્ષમાં સપ્ટેંબરથી ડિસેંબર સુધીમાં પુસ્તકાલયની અનુકૂળતા પ્રમાણે આ ચોપડી પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવી, જેથી આ બાબતમાં ખર્ચ વિશેષ થશે નહિ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પહેલી પુણ્યસ્મૃતિ ( સંવત્સરી )

"પુસ્તકાલય "ના પિતા સ્વ. શ્રી. મોતીભાઈ સાહેબની પ્રથમ પુણ્ય સંવત્સરી ચાલુ માસની પહેલી તારીખે આવી ગઈ. એ સંવત્સરી પ્રસંગે એમનો પરિચય આપતો આ લેખ, જે એક નાની પ્રકટ થયેલી પુસ્તિકા નામે "લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો" જેમાં સ્વર્ગસ્થે એમના ભાણાભાઇને ઉદ્દેશી જીવનમાં જરૂરી એવી પાંચ બાબતો તેમને અંગત પત્રરૂપે આપેલી તેના પ્રવેશકરૂપે કાકા કાલેલકરે લખ્યો છે. અહીં એમની પ્રથમ સંવત્સરીપ્રસંગે, પુણ્ય સ્મૃતિરૂપે એ પ્રકટ કરીએ છીએ.

**સ્વર્ગસ્થ મોતીભાઇ નરસિંહભાઇ અમીન** ગૂજરાતના પ્રથમ પંક્તિના સેવકોમાંના એક હતા. પરોપકાર અને જ્ઞાનપ્રચાર એ એમનો વિશેષ જીવનધર્મ હતો. અનેક પ્રસંગે હું એમને મળ્યો છું. એક વખત કામાટીબાગ ( વડોદરા ) પાસેના એમના રહેઠાણમાં એક રાત એમનો મહેમાન પણ હું રહ્યો હતો. ગૂજરાતના વિદ્યાર્થીવર્ગ ઉપર એમણે જે ઉપકાર કર્યો છે અને પોતાના ચારિત્ર્યની એમણે જે છાપ પાડી છે તે સહેજે ધ્યાનમાં આવી શકે છે, જો કે એનું ઉંડાણ મનુષ્યની નજર પહોંચે છે એના કરતાં વધારે છે.

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના પહેલાં આવું જ કંઇક સંગઠિત કામ કરવાના વિચારથી જુદી જુદી શિક્ષણસંસ્થાઓના અમે કેટલાક પ્રતિનિધિઓ આણંદ ખાતે મળ્યા હતા. તે વખતે મોતીભાઇએ જે ભાષણ કર્યું હતું એની મારા ઉપર ઘણી ઊંડી અસર થઇ હતી.

બીજે એક પ્રસંગે મોતીભાઇએ નિખાલસપણે વાતો કરતાં કહ્યું હતું કે " ગાંધીજી તો લોકો આગળ વીરધર્મ મૂકે છે; અસાધારણ ત્યાગ શીખવે છે, અને સમાજનું આખું સ્વરૂપ ફેરવવા માગે છે. અમે એવી મહત્ત્વાકાંક્ષા કોઇ કાળે સેવી નથી. સમાજ જેવો છે તેવો લઇને એની અંદર પ્રવેશ કરતી વ્યક્તિઓને સ્વાશ્રય, જ્ઞાનની ઉપાસના અને ચારિત્ર્યનું તેજ એટલું ભાથું આપી દઇએ અને એવી વ્યક્તિ પોતાના અજ્ઞાન, અનઆવડત અને ચારિત્ર્યની શિથિલતાને કારણે સમાજ ઉપર ભારભૂત ન થતાં પોતાની વિદ્યા, પોતાની ખંત, સામાજિક જવાબદારીનું ભાન અને સ્વાશ્રય દ્વારા સમાજનો કંઇક બોજો ઊચકવાને સમર્થ થાય એટલે અમને બધી રીતે સંતોષ છે. "

આ શબ્દો તો મારા છે, પણ એમનો ભાવ મને લાગે છે કે મેં બરાબર વ્યક્ત કર્યો છે. તે વખતે મેં એમને જે જવાબ આપ્યો હતો તે મને આજે પણ બરાબર યાદ છે. માણસ અસાધારણ ઊંચો આદર્શ રાખે અને તે આદર્શ સુધી પહોંચવા માટે જે આકરી સાધના કરવી ઘટે છે તે જો ન કરે તો કલ્પનાના કેફમાં પોતાને બહુ ઊંચો ચડેલો માને અને કસોટી થતાં નીચે પડે એ શા કામનું ? એના કરતાં પોતાની શક્તિ—અશક્તિનું માપ કાઢી પોતાની યોગ્યતા અને પરિસ્થિતિ પ્રમાણે સિદ્ધ કરી શકાય એવો આદર્શ માણસ પોતાની સામે રાખે અને અત્યંત દૃઢતાપૂર્વક એ આદર્શને સિદ્ધ કરવાને માટે પ્રયત્નશીલ રહે તો

એવા માણસે સમાજની વધારે સેવા કરી છે એ વિષે બે મત ન હોઇ શકે. તરંગી કવિઓ ગમે તેટલો ઊંચો આદર્શ સમાજ આગળ રાખી શકે છે, અને રૂપાળા શબ્દોમાં તે ચીતરી શકે છે, પણ એટલાથી તેઓ સમાજસેવકની યોગ્યતાએ નથી પહોંચી શકતા. આપે સમાજ આગળ કેટલો ઊંચો આદર્શ રાખ્યો હતો એનો વિચાર ભવિષ્યની પેઢી નહિ કરે, પણ મધ્યમ વર્ગને માટે જે આદર્શ આપે નક્કી કર્યો તેનું ઉત્કૃષ્ટ પાલન પોતે કરી તે આદર્શને આજીવન વળગી રહેનારા અસંખ્ય નવયુવકો આપે કેળવ્યા એ આપની ગૂજરાતની અને હિંદની ઉજ્જ્વળ સેવા છે. ગાંધીજીએ અસાધારણ ઉજ્જ્વળ આદર્શ સમાજ આગળ મૂકયો એમાં એમનું માહાત્મ્ય નથી, પણ એ ઉચ્ચ આદર્શ પ્રમાણે તેઓ પોતે જીવી બતાવે છે અને એ આદર્શ પ્રત્યે લોકોની શ્રદ્ધા જગાડી રાષ્ટ્રના અસંખ્ય લોકોને નવજીવન અર્પે છે એટલે તેઓ મહાત્મા ગણાય છે. "

જ્યારે જ્યારે મોતીભાઇને હું મળ્યો છું ત્યારે ત્યારે જ્ઞાનપ્રચાર કેમ કરાય, જેઓ પૈસાદાર નથી તેમને સરસમાં સરસ સાહિત્ય ઉપલબ્ધ કેમ કરવું, જેઓ અપંગ છે તેમને પગભર કેમ કરવા અને લીધેલા ઉપકારનું વળતર આપવાનું ચારિત્ર્ય સમાજમાં પેદા કેમ કરવું એની જ ચિંતા, ચર્ચા અને યોજના કરતા મેં એમને જોયા છે. એમની વૃત્તિ તો કોઇ વિશાળ સંયુક્ત કુટુંબના મુરબ્બી માણસ જેવી હતી. એટલે આ ઉપદેશામૃતના એમના છેલ્લા-શબ્દો જાણે એમનું જ વર્ણન કરતા હોય એમ મને લાગ્યા. " સાદાઇથી રહેવાની, એકબીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ દૃષ્ટિ રાખી જીવન ગાળવાની, કુટુંબીજનો સાથે મીઠો સંબંધ સાચવી રાખવાની, સંયુક્ત કુટુંબની જવાબદારીઓ આનંદથી અને હોંશથી ઉઠાવી લેવાની, જુદા પડતા સ્વભાવના [સંબંધીઓ] સાથે મેળ પાડવાની, સાચું સુખ અને શાંતિ સંપમાં જ છે અને જુદા પડવામાં દુઃખ છે એમ સમજવાની તૈયારી હોવી જોઇએ."

આજની લગ્નની રૂઢિઓ સામે બળવો પોકારનાર લોકો જ્યારે લગ્નસંબંધને જ પ્રપંચ ગણી એને શિથિલ કરવા મથે છે તે વખતે મોતીભાઇનાં નીચેનાં વચનો જૂનવાણી લાગતાં છતાં બધી રીતે કલ્યાણકારી છે એમ અનુભવે જણાશે.

" લગ્ન જેવો પવિત્ર, શાશ્વત, દૃઢ, આવશ્યક, સુખદ બીજો સંબંધ નથી, એમ વિચારી સુખદુઃખમાં સાથે રહેવાના દૃઢ નિશ્ચયથી (વડીલોના આશીર્વાદ મેળવી) સંબંધ જોડવો."

પ્રકાશકો આ પાંચ શિખામણ નિત્યપાઠ તરીકે વપરાય એમ ઇચ્છે છે. એ રીતે આ ઉપદેશામૃતનો નિત્યપાઠ કરનારાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે કોઇએ આવો નિત્યપાઠ એક બે વરસ કરતાં વધારે લંબાવવાની જરૂર નથી. એક બે વરસના પારાયણથી પણ જો ભક્તમનસાઇની આ શિખામણ માણસના જીવનમાં ન ઊતરે તો કેવળ યાંત્રિક પારાયણથી માણસનો ઉદ્ધાર થવાનો નથી.

ખરેખર, મોતીભાઇએ પોતાના સમાજ માટે આ કીમતીમાં કીમતી વારસો મૂકેલો છે. મહત્ત્વાકાંક્ષી નવયુવકો આ આદર્શ કરતાં યે ઉપર ઉડવાનો પ્રયત્ન ભલે કરે, પણ આથી નીચે તો કોઇ પણ ન ઊતરે એ જ મોતીભાઇની શિખામણ છે.

વર્ધા,
તા. ૨૯-૯-'૩૯

# સ્વ. શ્રી. મોતીભાઇ સા. ની પ્રથમ સંવત્સરી

## વડોદરાના ચરોતર છાત્રાલયમાં અપાએલી અંજલિ

**સ્વ.** શ્રી. મોતીભાઇ અમીન સા. ની પ્રથમ સંવત્સરીની ઉજવણી વડોદરા ખાતે કામાટી બાગમાં આવેલા તેમના દીર્ઘકાળના નિવાસસ્થાન સરખા રામજી મંદિરવાળા ચરોતર છાત્રાલયમાં ત્યાંના વિદ્યાર્થીઓએ રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇના પ્રમુખપદે ગઇ તા. ૧-૨-૪૦ ના રોજ ઊજવી હતી. આ પ્રસંગે છાત્રાલયના વિદ્યાર્થીઓ ઉપરાંત શહેરમાંથી તેમજ અન્ય સ્થળેથી સ્વર્ગસ્થ પ્રત્યે માન-મમત્વ ધરાવતા ગૃહસ્થોએ પણ હાજરી આપી હતી. હાજર રહેલાઓમાં ખાસ આમંત્રણથી પધારેલા ગુજરાત હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ મજમુંદાર, રા. બા. ગોવિંદભાઈ હા. દેસાઈ, વરિષ્ટ ન્યાયાધીશીના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી. મીઠાભાઇ સા., વડોદરા પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ તથા વડોદરા પ્રાંત પુ. મંડળના મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીન, પ્રૉ. ચતુરભાઇ પટેલ, તેમજ વ. રા. પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી અને પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલ તથા પુસ્તકાલય સહાયક સહકારી મંડળના કાર્યકર્તાઓ અને સ્ટાફની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

શરૂઆતમાં, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસીએ સભાના પ્રમુખ તરીકે રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબ માટે દરખાસ્ત રજૂ કરતાં તેને " પુસ્તકાલય " માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસે અનુમોદન આપ્યું હતું.

આ પ્રાથમિક વિધિ થઇ રહેતાં કાર્યક્રમની શરૂઆત થઇ હતી.

શરૂઆતમાં, છાત્રાલયના ગૃહપતિ શ્રી. વાઘજીભાઇ અમીને સ્વ. શ્રી. મોતીભાઈ અમીન સાહેબે સ્થાપેલી એ સંસ્થાનો ટૂંક પરિચય આપી, અન્ય છાત્રાલય સંસ્થાઓ કરતાં આ છાત્રાલયની વિશિષ્ટતા, ત્યાંના વિદ્યાર્થીઓની વિશિષ્ટ શિસ્તબદ્ધતાને લીધે હોવાનું તથા તે સ્થપાયાથી માંડીને આજ સુધીમાં તેણે મેળવેલી પ્રતિષ્ઠાને લીધે હોવાનું જણાવ્યું હતું.

બાદ તેમણે, સ્વ. મોતીભાઈ સાહેબે તેમના ભાણાભાઇને ૧૯૩૭ ની સાલમાં લખેલા એક પત્રમાં, જીવનમાં જરૂરી એવી પાંચ બાબતો જે તેમને વારસારૂપે આપ્યાનું લખેલું છે તે, હવે સાર્વજનિક વારસો થતો હોવાનું જણાવી, તે પાંચ શિખામણો તેમજ તેને અંગેનો કાકા કાલેલકરનો * પુરોવચન વાંચી સંભળાવ્યાં હતાં.

શિખામણો વંચાઇ રહેતાં તે વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે, આ પાંચ શિખામણોમાં ખરી રીતે કહીએ તો જીવનનો નીચોડ આવી જાય છે. સાચેજ, આ પાંચ બાબતોમાં જીવનની ડિક્શનેરી સમાઈ છે, એમ કહેવામાં જરાય ખોટું નથી.

શ્રી. વાઘજીભાઇનું વક્તવ્ય પૂરું થતાં સ્વ. અમીન સાહેબના અંતેવાસી અને એમના મરણ પર્યંત એમની સાથે રહેલા વિદ્યાર્થી ભાઈ કેશવલાલે જણાવ્યું હતું કે, સ્વ. સાહેબે પોતે અપનાવેલા આદર્શોને વિકસાવી જનતાના હૃદયમાં એવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું કે તેમના અવસાને હજારોને આંસુ પડાવ્યાં હતાં. એટલે એમની આજની સંવત્સરી પ્રસંગે

* આ બન્ને આ અંકમાં અન્યત્ર છપાયાં છે.

એમના આદર્શ પ્રમાણે જીવવાનું સ્વીકારીએ તો જરૂર એમનો આત્મા સંતોષ પામે. નેપોલિયન જેવાને પણ એ દેશની પ્રજાએ એને એના ખરા રૂપમાં એના મરણ બાદજ પીછાણ્યો હતો, તેમ આપણે પણ સ્વ. સાહેબના અવસાન બાદ જ એમને ખરા રૂપમાં ઓળખી શકયા છીએ. એમણે આ ભૂમિમાં જે બીજ વાવેલાં, તેમણે જે કાર્યો કરેલાં તે બધાં નગદ કાર્યો હતાં. એટલે એમણે આપણને જે વારસો આપેલ છે તે નગદ વારસો છે. આપણે એ વારસાને સંપૂર્ણ વફાદાર નીવડીએ.

ત્યાર બાદ બીજા એક વિદ્યાર્થીએ સ્વ. સાહેબના જીવનને સ્પર્શતા પ્રસંગો વર્ણવ્યા હતા. બાદ બીજા એક વિદ્યાર્થી શ્રી. શાન્તિલાલે સદ્‌ગત સાથેના તેમને મળેલા પ્રસંગપરિચયો આપતાં જણાવ્યું કે, જ્યારે જ્યારે હું સદ્‌ગતને મળવા જતો ત્યારે ત્યારે તેમની સાથે માણસોનાં ટોળાં જોયા જ કરતો. કોઇ વખતે તેઓ બાળકો સાથે રમતા હોય તો કોઇ વખત મોટાઓ સાથે કંઇક યોજનાઓ વિચારતા હોય; કોઈ વખતે વિદ્યાર્થીઓની તેમની નિશાળને લગતી ફરિયાદો સાંભળતા હોય તો કોઇ વાર તેઓ વિદ્યાર્થીઓને આશ્વાસન આપતા હોય. તેઓ તો વિદ્યાર્થીઓના મિત્ર, માતા અને પિતાસ્વરૂપ હતા. કોઈ વખતે માતા સરખું વિદ્યાર્થીઓ પ્રત્યે વહાલ વ્યક્ત કરતા હોય તો કોઇ વખતે પિતાનો પરચો દાખવતા હતા. અહીં એમણે હરિપુરાની મહાસભા વખતે દાખવેલી ઉદારતાનો એક પ્રસંગ વર્ણવીશ.

હરિપુરાની મહાસભા વખતે ખૂબ ઠંડી હતી. તે વખતે અમે કેટલાક ટાઢે ઠુંઠવાતા હતા. તરત જ તેમણે પોતાના ખર્ચે ધાબળા મંગાવી અમને આપેલા. આ પ્રસંગ તેમની નાનામાં નાના માણસ પ્રત્યેની કાળજી, મમતા ને પ્રેમનાં સૂચક છે.

આ ઉપરાંત વસો ખાતે દર માસના પહેલા રવિવારે જ્ઞાનવર્ધક સભા ભરવાનું નિયત કરાયું હતું. તે વખતે, આ સભામાં ભાગ લેનાર રોજના વાચનમાંથી પોતે જે ઉપયોગી વાંચ્યું હોય તે તેણે જણાવવાનો નિયમ હતો. આ રીતે એ સભામાં સર્વ પ્રકારનું જ્ઞાન મળી રહેતું. આ પ્રથા ત્યાં હજી પણ ચાલુ છે. આ સિવાય બાલદિન, સ્ત્રીદિન, વસંતપંચમી વગેરે દિવસો પણ ઉજવાતા. બાલદિનને દિવસે બાળકો વ્યાયામ ઇ. દ્વારા આનંદ મેળવતા, સ્ત્રીદિને પણ સૌ સ્ત્રીઓ આનંદ-પ્રમોદનો લહાવો લેતી. તે પ્રસંગે વૈજ્ઞાનિક પ્રયોગોવડે સ્ત્રીઓના જ્ઞાનમાં વધારો કરાતો.

બાદ છાત્રાલયના એક વિદ્યાર્થીએ છાત્રાલયના સત્રાંત સામયિક "અર્ઘ્ય"માંથી લેખ-વાચન કર્યું હતું.

વિદ્યાર્થીઓના વક્તવ્યનો કાર્યક્રમ પૂરો થતાં આ પ્રસંગ અર્થે ખાસ આમંત્રણથી પધારેલા ગુજરાત હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ મજમુંદારે જણાવ્યું કે, સ્વ. મોતીભાઇ સાહેબ પૂજ્ય ઠક્કર બાપાના મિત્ર હતા. તેમના ગુજરાતના પ્રવાસ વખતે વડોદરા ખાતે રામજી મંદિરમાં રોકાવાનો કાર્યક્રમ ખાસ રખાતો અને ત્યારે એ બન્ને મિત્રો દિલ ખોલીને વાતો કરતા—એમની વાતોમાં કંઈ ઘરસંસારી કે બીજી બાબતો આવતી નહિ, પણ સેવાની વિવિધ યોજનાઓજ વિચારાતી. સ્વ. મોતીભાઈ સાહેબના અવસાન વખતે પૂ. ઠક્કર બાપા પણ હાજર હતા. તેમના પર અનેક પ્રકારની શસ્ત્રક્રિયાઓ કરવામાં આવેલી, છતાં તે બધાને તે ખૂબ ધીરજપૂર્વક સહન કરતા; એ માટે એમણે જરા પણ ફરિયાદ કરેલી નહિ.

સ્વર્ગસ્થનું જીવનધ્યેય બહુ ઉપયોગી હતું. એક વાર આ વિષે એ બે મિત્રો વચ્ચે

તકરાર થયેલી. તેમાં પૂ. ઠક્કર બાપાએ કહેલું કે, હવે તમે સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા છો. હવે તમે ચરોતર પ્રદેશ છોડી ગુજરાત સર કરો. ગુજરાતભરમાં પુસ્તકાલયો સ્થાપો–ગુજરાતમાંથી નિરક્ષરતા નિવારવાના મોરચા માંડો, પરંતુ સ્વ. મોતીભાઈ સાહેબે તો પોતાની રીતે–માત્ર ચરોતરમાં જ કામ કર્યે રાખવાનો આગ્રહ સેવેલો. અને જણાવેલું કે, મારા ક્ષેત્રમાં મારાથી બનશે તે કરી છૂટીશ. અને ત્યાંથી જ–ત્યાં વાવેલાં બીજમાંથી–એના ફણગા અન્યત્ર ફૂટે તો ભલે.

એમણે ગાંધીજીના આદર્શ પ્રમાણે, જેમ ગાંધીજીએ સાબરમતી ખાતે આશ્રમ સ્થાપી એમના સિદ્ધાંતોનો પ્રચાર ત્યાંથીજ ગૂજરાત અને હિંદ તેમ જ દુનિયાભરમાં પ્રસરાવ્યો તેજ પ્રમાણે સ્વ. મોતીભાઈ સાહેબે પણ ચરોતરમાં રહીને જ ગુજરાતમાં એમની પ્રવૃત્તિને વિસ્તારેલી.

આજે એમની સંવત્સરી પ્રસંગે આપણે પણ આપણા ક્ષેત્રમાં રહીને આપણાથી બનતું બધું કરી છૂટીએ. સ્વ. સાહેબ તો પાયાના પથ્થર જેવા હતા. તેઓ તો સેવાની ઇમારતના પાયામાં પુરાયા હતા. તેમણે બહાર આવવા કદી પ્રયત્ન કર્યો નથી. આપણે પણ એમની માફક મૂક સેવા કરીએ.

આજે એમની સંવત્સરી પ્રસંગે એમનાં ગુણગાન ગાઇએ છીએ, વળી આવતે વર્ષે ગાઇશું, એમ વર્ષોવર્ષ સંવત્સરી એમનાં ગુણગાન ગાઇ ઉજવીએ તેટલાથી સંતોષ માનવો ન જોઇએ. પરંતુ તેમણે આપેલાં આદર્શ પ્રમાણે વર્તીને દર વર્ષની સંવત્સરી પ્રસંગે આપણે કરેલા કામનો હિસાબ કરીએ.

અત્યારે દેશ કટોકટીમાંથી પસાર થાય છે. દેશમાં સામાજિક, રાજકીય કટોકટી ચાલે છે. તે વખતે જે ક્ષેત્રમાં આપણાથી જેટલું બને તેટલું કરી છૂટીએ–એ માટે આજથી જ કૃતનિશ્ચય થઇ જઇએ. અને એ રીતે દર વર્ષે એકેક પગલું આગળ વધીએ. મતલબ કે, માત્ર ગુણગાન ગાઇને બેસી રહેવું બરાબર નથી.

ત્યારબાદ શ્રી. ચિમનભાઇ હ. અમીને બોલતાં જણાવ્યું કે, મેં અનેક રાત્રિઓ એમનો સહવાસ સેવી ખૂબ પ્રેરણા લીધી છે. એ પ્રેરણા જીવનભર ન ભુલાય તેવી છે. સેવાનું એક પણ ક્ષેત્ર એમણે બાકી રાખ્યું ન હતું. એમની દયાનો દાખલો તો અજબ છે. એમણે ૧૯૩૦ની રાજકીય લડત અંગે જેલ ગયેલા એક ભાઇનાં પત્નીને, જે સીવણકામ કરી ગુજરો કરતી તેને તે કામ મળતું બંધ થતાં તેમણે પોતા પાસેથી દર માસે રૂપિયા પંદરની મદદ આપેલી. અને એમનો બીજો એક ખાસ ગુણ, કામ કરનારાઓમાં વિશ્વાસ મૂકવાનો હતો. કામ કરનારમાં પૂરો વિશ્વાસ મૂકવાથી તેને પોતાની ફરજનું ભાન રહે છે અને તેથી તે વધારે કામ આપે છે.

છેલ્લે, પ્રમુખ સાહેબે પણ સ્વર્ગસ્થના જીવનપ્રસંગો કહી સંભળાવ્યા હતા, તથા જણાવ્યું કે, મારો તો સ્વર્ગસ્થ સાથે ત્રીસ વર્ષનો સંબંધ હતો. એમને બીજાને ઉપયોગી થવાની ધગશ હતી.

આપણે ત્યાં સંવત્સરી ઉજવવાની જૂની પ્રથા મરનારની સંવત્સરીને દિવસે જમવા–જમાડવાની છે, પણ તે પ્રથા બદલાઇને હવે આવી નવીન રીતે ઉજવવાની જરૂર છે. આજે તમે, આ રીતે ઉજવો છો તે આનંદદાયક વાત છે.

છેલ્લે રાષ્ટ્રગીત ગવાઇ સૌ વીખરાયા હતા.

# નેકનામદાર વાઇસરૉય સાહેબે લીધેલી મુલાકાત

**નેકનામદાર** વાઇસરૉય લૉર્ડ લીનલીથગો સાહેબ જાન્યુઆરી માસની તા. ૧૫મીએ વડોદરાની મુલાકાતે પધારેલા અને તા. ૧૭ મી સુધી રોકાયેલા. એઓશ્રીની મુલાકાત દરમ્યાન ભરચક કાર્યક્રમ ગોઠવાયો હતો. તેમાં મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો.

**ના. વાઇસરૉયની વડોદરાની મુલાકાત**

આ પ્રસંગે ના. વાઇસરૉય સાહેબના સ્વાગત અર્થે મધ્યવર્તી પુસ્તકાલયમાં નીચે પ્રમાણેની પૂર્વતૈયારી કરવામાં આવી હતીઃ

**મધ્યવર્તી પુસ્તકાલયની પૂર્વતૈયારી**

(૧) મધ્યવર્તી પુસ્તકાલયના પુસ્તક–આપ–લે વિભાગઃ—આ ખંડની દિવાલો પર બે ઓસ્ટ્રીઅન ચિત્રકારોએ ચિતરેલાં નવ દેવીઓનાં (Nine-Muses) ચિત્રોને ફરી ચીતરવાનું કાર્ય, કલાભવન ચિત્રશાળાના પ્રો. રાવની દેખરેખ નીચે તેમના વિદ્યાર્થીઓ પાસે કરાવવામાં આવ્યું હતું. પુસ્તકાલયને અંગે રખાતાં જુદા જુદા પ્રકારનાં કેટલોગો ઉત્તર તરફની દિવાલે ગોઠવવામાં આવ્યાં હતાં. પુસ્તક મેળવણી વિભાગ તરફથી તૈયાર કરાયેલાં 'શેલ્ફલિસ્ટ' પણ મૂકવામાં આવ્યાં હતાં. વળી અમેરિકામાં ઇનામ પ્રાપ્ત કરેલાં દિવાલપત્રોમાંનાં ચારને મધ્યની થાંભલા પર ટાંગવામાં આવ્યાં હતાં, જેમાં બે ખુલ્લાં મુકાયેલાં પુસ્તકોની સામે પ્રશ્નાર્થ મૂકેલું હતું. એના મથાળામાં લખ્યું હતુંઃ "**તમારા પ્રશ્નોના અમે જવાબ આપીશું.**" બીજામાં ચિંતનશીલ વર્તુલોમાં પ્રશ્નાર્થ મૂકી મથાળામાં લખ્યું હતુંઃ "**તમારે જવાબ જોઈતા હોય તો તે માટે અમારો રેફરન્સ વિભાગ તમને મદદ કરશે.**" ત્રીજામાં, હાથમાં પુસ્તક લઈ બગીચા વચ્ચે ઊભેલી એક બાઇનું ચિત્ર હતું. તેનું મથાળું આ પ્રમાણે હતુંઃ "**તમારા બગીચાને સહાયરૂપ નીવડોઃ પુસ્તકોની સહાય વડે તેને ખૂબ હરિયાળો બનાવો.**" ચોથા ચિત્રમાં એક બીજી બેઠેલ વાચનમગ્ન બાઇના ચહેરા પર દીવાનું અજવાળું પડતું હતું. એના શીર્ષકમાં લખ્યું હતુંઃ "**તમારા પુસ્તકાલયનાં પુસ્તકો તમને શાંતિ પમાડશે.**"

(૨) આ ઉપરાંત રેફરન્સ વિભાગના પડદા પર રાજ્યનાં પુસ્તકાલયોને લગતી માહિતીદર્શક તખ્તાઓ ભરવેલા હતા, જેમાં રાજ્યની વસ્તીના આંકડા, એ વસ્તીમાં પહોંચી ગયેલાં પુસ્તકાલયોનું પ્રમાણ, વસ્તીની ઉંમર, જાતિ તેમ જ ભણતરની વર્ગવારી, વગેરે મુખ્ય હતા. આમાં આપેલા આંકડા ૧૯૩૯ ના જુલાઈ આખર સુધીના હતા. આ ઉપરાંત પુસ્તકોનો જથ્થો, વાચકો તેમ જ વાચનપ્રગતિ, ૧૯૦૭ થી ૩૯ સુધીમાં રાજ્યમાં પુસ્તકાલયો ખાતે પંચાયતો દ્વારા ખર્ચાયેલી રકમ તેમજ પુસ્તકો પાછળ થતા ખર્ચના આંક પણ મૂકવામાં આવ્યા હતા. અને બાલ પુસ્તકાલયમાં તો આ વખતે લગભગ બસો રૂપિયાની નવી રમતો ખરીદી બાળકોનાં મેજ પર ગોઠવવામાં આવી હતી. નવી ખરીદાયેલી રમતોમાં સ્ટીમ એન્જીનનો કામ કરતો

નમૂનો, ફ્રેટવર્કનાં ઓજારો, કબૂતર-શિકાર, પ્લેસ્ટીસીન, કાર્ડ્સ, અમેરિકન બેગેટેલ અને કાચના મથાળાવાળું કેરમબોર્ડ એ મુખ્ય હતી. બાલપુસ્તકાલયની દીવાલોને કલાભવનના વિદ્યાર્થીઓએ સુંદર ચિત્રકામથી શણગારી હતી. અહીં પણ બાળકોએ પુસ્તકાલયના લીધેલા લાભના વર્ણનાત્મક તખ્તા હતા. બાલપુસ્તકાલય અને રેફરન્સ હોલના છજાની ભીંતો પર " આશા " " સર વૉલ્ટર રેલેનું બાલપણ " વગેરે વિખ્યાત ચિત્રકામો તથા દિવાલપત્રો ટાંગવામાં આવ્યાં હતાં, જ્યારે મહિલા પુસ્તકાલયમાં પણ ચાર ચિત્રોવાળાં બે ભીંતપત્રો ટાંગવામાં આવ્યાં હતાં, જેમાં એક નાની સાદી વાર્તાનો સમાવેશ કરવામાં આવ્યો હતો, જ્યારે નીચેના ઓટલા પર ખાતાના કાર્યકર્તાઓનાં ફોટોચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં.

**ના. વાઇસરૅાય સા૦ની પધરામણી**

નિયત થયેલા કાર્યક્રમ પ્રમાણે તા. ૧૭મીને બુધવારે બરાબર ૧૧-૩૦ કલાકે શ્રીમંત મહારાજા સાહેબ સાથે ના. વાઇસરૅાય સા.ની સ્વારી મધ્યવર્તી પુસ્તકાલયમાં આવી પહોંચી હતી. સાથે લેડી લીનલીથગો, લેડી ડૉરીન હોપ, ના. રેસીડેન્ટ સા., ના. દીવાન સાહેબ વગેરે મંડળી પણ હતી. રાજ્ય વિદ્યાધિકારી મે. ડૉ. જ્યોતિન્દ્ર મહેતા સાહેબે નામદાર વાઇસરૅાય તથા શ્રીમંત મહારાજા સાહેબનો ભાવભર્યો સત્કાર કરી, પાસે ઊભેલા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સા.ની પિછાન કરાવી હતી.

**પુસ્તક-આપ-લે વિભાગ અને પુસ્તકસંચય વિભાગની મુલાકાત**

ત્યાર બાદ મે. વાકનીસ સાહેબ નામદાર વાઇસરૅાય, શ્રીમંત મહારાજા સાહેબ અને અન્ય મંડળીને પુસ્તક-આપ-લે વિભાગના ભવ્ય ખંડમાં લઇ ગયા હતા. પુસ્તક-આપ-લે વિભાગની કાર્યપદ્ધતિની સમજૂત આપતાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે વડોદરા રાજ્યના મધ્યવર્તી પુસ્તકાલયને કેટલેક અંશે **લંડનના બ્રિટિશ મ્યુઝીઅમ, પારિસનું બીબ્લીઓથિક નેશનલ અને વૉશિંગ્ટનની કોંગ્રેસ લાયબ્રેરી** જેવાં પાશ્ચાત્ય રાષ્ટ્રીય પુસ્તકાલયો સાથે સરખાવી શકાય તેમ છે. એ પુસ્તકાલયો માફક આ પુસ્તકાલયમાં પણ રાજભાષા ગુજરાતીનાં તમામ પ્રકારનાં પ્રકાશનો સંઘરવામાં આવે છે. સરકારખર્ચે નિભાવાતું આ પુસ્તકાલય રાજ્યભરમાં પથરાયલી પુસ્તકાલય સંસ્થાઓની જાળગૂંથણીનું કેન્દ્ર છે. કેટલીક બાબતમાં એ ઇંગ્લેન્ડ**ની બરો લાયબ્રેરીને** મળતું આવે છે. કોઇ એક વિષયના તજ્જ્ઞ કરતાં સામાન્ય વાચકની વાચનવૃત્તિને વધારે સારી રીતે પોષતું એ પુસ્તકાલય વડોદરા શહેરના તમામ નાગરિકોના મફત વાચન માટે ખુલ્લું છે.

પુસ્તક-આપ-લે વિભાગનો આંતરો ઓળંગી પુસ્તકસંચય વિભાગ આગળ આવી પહોંચતાં મહેરબાન વ્યવસ્થાપક સાહેબે જણાવ્યું કે " મધ્યવર્તી પુસ્તકાલયનાં પુસ્તકોની ગોઠવણી મુક્તદ્વાર પદ્ધતિને અનુસરતી હોવાથી વાચકો અભરાઇઓ પરથી પોતાની મેળે મનપસંદ વિષયનાં પુસ્તકો મેળવી શકે છે. અત્રે નામદાર વાઇસરૅાય સાહેબે પ્રશ્ન કર્યો કે " ત્યારે તો પસંદગીની ચૂંથાચૂંથીમાં ઘણાં પુસ્તકોનો ખોળો નીકળતો હશે ? " મહેરબાન વાકનીસ સાહેબે ખુલાસો કરતાં જણાવ્યું કે નુકસાન ઝાઝું તો થતું નથી, પણ વાચકોની નિષ્કાળજીના કારણે દિવસને અંતે પુસ્તકોની ગોઠવણી પુષ્કળ પ્રમાણમાં ખોરવાઇ જાય છે. એક વિષયનું પુસ્તક બીજા વિષયમાં જ નહિ પણ એક અભરાઇ ઉપરનું પુસ્તક બીજી અભરાઇ પર જતું

રહે છે. પરિણામે, પુસ્તક–આપ–લે વિભાગના મહેકમને રોજ અરધો કલાક વહેલા આવી પુસ્તકોની ગોઠવણ બને તેટલી વ્યવસ્થિત કરી લેવી પડે છે. ”

**ગુજરાતી સંબંધે ના. વાઇસરોયની જિજ્ઞાસા**

ત્યારબાદ નામદાર વાઇસરોય સાહેબે ગુજરાતી પુસ્તકો કયાં રાખવામાં આવે છે તે જાણવાની જિજ્ઞાસા કરતાં તેઓશ્રીને ગુજરાતી વિભાગનાં પુસ્તકોની અભરાઇઓ બતાવવામાં આવી હતી. અહીં વ્યવસ્થાપક સાહેબે જણાવ્યું કે “ હિંદની ઘણી ખરી દેશી ભાષાઓનાં પ્રકાશનો માફક ગુજરાતી ભાષાનાં પ્રકાશનો કદમાં બહુધા પાતળાં હોવાથી વાચકવર્ગની મુલાકાતને અંતે તેમની ગોઠવણ પ્રમાણમાં વધારે અસ્તવ્યસ્ત બને છે. “ પ્રતિવર્ષે કેટલાં ગુજરાતી પુસ્તકો પ્રગટ થાય છે ? ” એ પ્રશ્નના જવાબમાં વ્યવસ્થાપક સાહેબે જણાવ્યું કે, “ પાંચસો કરતાં વધુ નહિ હોય. ” આગળ ચાલતાં તેઓશ્રીએ પૂછ્યું કે “ આજની મિતિએ પુસ્તકાલયમાંથી કેટલાં પુસ્તકો બહાર હશે ? ” તેના ઉત્તરમાં જણાવવામાં આવ્યું કે “ દરરોજ પાંચસો પુસ્તકો સરાસરી વાચકોને ધીરવામાં આવે છે અને પ્રત્યેક વાચક પંદર દિવસ પુસ્તકો રાખી શકે છે. એ હિસાબે આજની મિતિએ સુમારે સાતેક હજાર પુસ્તકો બહાર હોવાં જોઇએ પરંતુ બધા વાચકો મુદ્દત અંદર પુસ્તકો પાછાં આપી જતા નહિ હોવાથી મુદ્દત બહાર થયેલાંની રાસ પચાસ ટકા જેટલી હોઇ આજની મિતિએ આશરે દશેક હજાર પુસ્તકો બહાર ફરતાં હોવાં જોઇએ. ”

**અધ્યયન ખંડ અને રાજ્યની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના ફેલાવા સંબંધી ઉપયુક્ત માહિતી.**

નીચેની વિગતો જોવાઇ રહેતાં માનવંતી મંડળીને પુસ્તકાલયના પહેલે માળે લઇ જવામાં આવી હતી. તેમાં રાખેલા અધ્યયન ભંડારો, બત્રીસ બેઠકોવાળો અધ્યયન ખંડ વગેરે બતાવવામાં આવ્યા. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની છેલ્લાં ત્રીસ વર્ષ દરમ્યાન થયેલી પ્રગતિ દર્શાવનારા નકશા, ફોટા અને આંકડાઓના વિવિધ તક્તાઓ તેમજ જાણવાજોગ પુસ્તકાલયો અને પુસ્તકાલયમાં રસ લેતી વ્યક્તિઓના ફોટાથી આ ખંડની દિવાલો શણગારવામાં આવી હતી. નવીન પુસ્તકાલયને આપવા રૂપિયા ૧૦૦ ની કિંમતનાં પુસ્તકોનો સટ તથા ફરતાં પુસ્તકાલય પણ ગોઠવ્યાં હતાં. ના. વાઇસરોય સા. ને તે જોવામાં રસ પડતો જણાયો. વડોદરા રાજ્યે ૪૭ લાખ રૂપિયા પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ ખર્ચ્યાં તે બતાવતો નકશો જોઇ ના. વાઇસરોય સાહેબે પૂછ્યું: “ ખાતાનું વાર્ષિક અંદાજ કેટલું હશે ? ” મે. વ્યવસ્થાપક સા. જણાવ્યું કે આશરે એક લાખ. જેમાંથી પચાસ હજાર રૂપિયા મધ્યવર્તી પુસ્તકાલય માટે અને પચાસ હજાર રૂપિયા શહેર બહારની વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને મદદના કામે ખર્ચાય છે. ઉપરાંત વડોદરા શહેર બહારની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે પંચાયતોએ અને લોકોએ પણ સરકારમદદ જેટલી રકમ ખરચવાની હોય છે. ”

**બાલવાચનાલય**

એ પછી માનવંતા મહેમાનોને બાલ વાચનાલયનો ખંડ બતાવવામાં આવ્યો. આ પ્રસંગે બાલ વાચનાલયમાં ત્રીસ બાળકોને ખાસ નોતરવામાં આવ્યાં હતાં. એ ત્રીસ બાળકો જુદી જુદી રસ પડતી રમતો

અને પુસ્તકવાચનમાં કે ચિત્રો જોવામાં મશગુલ બન્યાં હતાં. બાળકોને રમતોમાં તલ્લીન થયેલાં જોવામાં ના. વાઇસરૉય સા.ને મઝા લાગતી જણાઈ આવતી હતી, અને તેથી તાકવાની હરીફાઇ ચાલતી હતી ત્યાં આગળ તો થોડી વાર ખાસ ઊભા રહ્યા હતા. કેટલાંક મહેમાનોએ તો બાળકોનાં એ નાનાં મેજો આગળ પોતે બેસી જઇને હોર્નબી એન્જીનો ચાલુ કરી આપવામાં અને ફ્રૂકટ્સમેનની રમતની ચાલ ચાલી બતાવવામાં બાળકોને મદદ અને સમજૂત આપી. આ વિભાગના નિરીક્ષણથી ઉપજેલી ખુશાલી બતાવી હતી.

**વાચનાલય અને પુસ્તક બાંધણી વિભાગ.**

ઉપરના માળનું બધું જોવાઇ રહેતાં માનનીય મંડળી અધ્યયન ખંડ અને બાલવિભાગની બહારની ચાલીમાં થઇ વ્યવસ્થાપકની કચેરી નજીકના દાદર આગળ ગયા હતા. રસ્તામાં પુસ્તકાલયના વાચનાલય અને પુસ્તક બાંધણીના વિભાગો જે સામેના મકાનમાં રાખવામાં આવ્યા હતા તે બતાવવામાં આવ્યા હતા.

**મહિલા વિભાગ**

દાદરેથી નીચે મહિલા પુસ્તકાલયમાં આવીને મહિલા વિભાગને અલગ પાડવાની અગત્ય સમજાવતાં વ્યવસ્થાપક સાહેબે સમજાવ્યું કે "મર્યાદા-પાલનની સગવડ સાથે સ્ત્રીઓને પત્રો, માસિકો અને પુસ્તકો વાંચવાની સ્વતંત્ર સવલત મળે એ હેતુથી આ વિભાગ ખોલવામાં આવ્યો છે. ગુજરાતી, મરાઠી, હિન્દી પુસ્તકો અહીં રાખવામાં આવે છે અને જોઇતાં અંગ્રેજી પુસ્તકો મધ્યવર્તી પુસ્તકાલયમાંથી પૂરાં પાડવામાં આવે છે. મહિલા વિભાગની સ્વતંત્ર યોજના સમજવામાં ના. વાઇસરૉય સા. અને લેડી લીનલીથગોને ખાસ રસ પડતો જણાયો.

**વડોદરા રાજ્યમાં કેળવણીનું પ્રમાણ**

વડોદરા રાજ્યની કેળવણી ( Literacy )નું પ્રમાણ કેટલું છે એ પ્રશ્નના જવાબમાં મે. વ્યવસ્થાપક સાહેબે જણાવ્યું કે "એ પ્રમાણમાં પુરુષો ૪૦ ટકા, સ્ત્રીઓમાં ૧૪ ટકા અને એકંદરે ૨૭ ટકાનું. જો સાત વર્ષ ઉપરાંતનાં માણસોની ગણતરી સાથે કેળવણીનું પ્રમાણ સરખાવીએ તો તે પ્રમાણ ૪૮, ૧૭ અને ૩૪ ટકા અનુક્રમે આવે. એ જાણી તેઓએ સંતોષ બતાવ્યો હતો.

**પુસ્તકોની ભેટ**

મુલાકાતને અંતે મે. વ્યવસ્થાપક સાહેબે ના. વાઇસરૉય સા., તેમનાં ધર્મપત્ની તથા લેડી ડોરીનહોપ, દરેકને (૧) પુસ્તકાલય ખાતાનો સને ૧૯૩૮-૩૯ નો અહેવાલ, (૨) વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની ૧૯૪૦ ની માર્ગદર્શિકા, (૩) સને ૧૯૩૪-૩૯ સુધીમાં મધ્યવર્તી પુસ્તકાલયોમાં ખરીદાયેલાં પુસ્તક ભંડોળની યાદી, એ ત્રણ પુસ્તકો ભેટ આપ્યાં હતાં.

**વિદાય**

તેઓ નામદારે મે. વિદ્યાધિકારી સા. તથા મે. વ્યવસ્થાપક સા. સાથે હસ્તધૂનન કરી શ્રીમંત મહારાજા સાહેબ સાથે ૧૧-૫૦ કલાકે વિદાય લીધી. ત્યારબાદ લેડી લીનલીથગો, ના. દીવાન સાહેબ, વગેરે મંડળીએ પણ વિદાય લીધી હતી

( અંગ્રેજી ઉપરથી )  **ઉમેદભાઈ મોતીભાઈ પટેલ**




૧. જૂઈ અને કેતકી—કર્તા, વિજયરાય કલ્યાણરાય વૈદ્ય; પ્રકાશક : મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨; ૧૯૩૯; કદ ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૨+૩૧૩, સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

શ્રીયુત ભાઇ વિજયરાયે 'ગુજરાત' તથા 'કૌમુદી' માસિકોમાં લખેલા નિબંધો તથા લખાણોનો આ બહુમૂલ્ય સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. એમાં કુલ ૩૪ લેખો વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તક ત્રણ ગુચ્છોમાં વહેંચાયેલું છે. એક 'ગુજરાત ગુચ્છ' અને બીજો તથા ત્રીજો 'કૌમુદી ગુચ્છ'. બન્ને માસિકોમાં ભાઈ વિજયરાય પોતે પ્રધાનપદે (તંત્રીપદે) હતા. લેખો વિવિધતાવાળા, કટાક્ષમય, રમુજી તેમ જ ભાવનામય અને ચિંતન કરવા જેવા છે. વિવેચન એ ભાઈ વિજયરાયની વિશિષ્ટતા છે. એઓની સખ્ત ટીકા કરવાની વૃત્તિને લીધે એમને સહન પણ ઘણું કરવું પડયું છે; છતાં એઓ નીડરતાથી એ કાર્ય કોઇની પણ પરવા રાખ્યા વિના કર્યા જાય છે. લેખો પ્રશંસાત્મક પણ છે. 'હાજી'ને સ્મરણાંજલિ, રા. ન્હાનાલાલ ખાસ વાંચવા લાયક છે. ગ્રંથાવલોકનો તેમ જ વિવેચનો પણ ખરેખર બહુ અભ્યાસપૂર્ણ અને ઝીણવટથી કરવામાં આવ્યા છે. સં. ૧૯૭૯ તથા ૧૯૮૦ ના ગ્રંથસ્થ વાઙ્મય સંબંધી લેખો પણ વિચારવા જેવા છે. આવાં પુસ્તકો પુસ્તકાલયો જરૂર ખરીદે. સાહિત્યના રસિયાઓને તેમ જ વિવેચકોને બહુ માર્ગદર્શક થઇ પડશે. આ પુસ્તકથી એમના લેખો એક જ પુસ્તકમાંથી મળી શકે, એ ખુશી થવા જેવું છે. છેવટનાં તવારીખ અને ટિપ્પણ વગેરે આ પુસ્તકની વિશિષ્ટતા છે.

કાગળ, છપાઇ, બાંધણી, છપામણી વગેરે સુંદર છે. છેવટનાં તવારીખ અને ટિપ્પણ તેમજ કાલાનુક્રમણિકા અને વર્ણાનુક્રમણિકાથી પુસ્તક વાંચવામાં તેમ જ કયો લેખ ક્યારે અને કયા માસિકમાં લખાયો તે જાણવાનું સુગમ થઇ પડે છે.

૨. સર્જન અને ચિંતન—કર્તાઃ ધૂમકેતુ ઉર્ફે ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, પ્રકાશક પોતેજ, ખાનપુર, અમદાવાદ; ૧૯૩૭; કદ ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૨૫૪; આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

ભાઈ ધૂમકેતુએ પ્રસંગોપાત લખેલા નિબંધો તથા લખાણોનો આ સંગ્રહ પણ ખરેખર અભ્યાસપૂર્ણ, ભાવનામય, સચોટ અને મનનીય છે. કેળવણી, સાહિત્ય, સાંસ્કારિક જીવન, ભાવનાવાદ વગેરે વિષયની રસમય ચૂંટણી આ પુસ્તકમાં છે. શિક્ષણપ્રણાલિકા, કવિતા, રસ અને જ્ઞાનનો સમન્વય, સર્જકશક્તિ, સાહિત્યમાં યુગબળ અને ફેશનેબલ જીવનનું સાહિત્યમાં સ્થાન, રંગભૂમિની રચના તથા ઇશ્વરનું સ્થાન વગેરે લેખો ખાસ વાંચવા તથા મનન કરવા લાયક પણ છે જ. નર્મદઃ સેનાની સંબંધી છેવટના ત્રણ નિબંધોમાં કવિવર નર્મદાશંકર

સંબંધી વિવેચન બહુ અભ્યાસપૂર્ણ, ઝીણવટભરેલું અને રસમય છે. સાહિત્યવિલાસીઓને આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. પુસ્તકાલયો તો જરૂર ખરીદે.

કાગળ, છપાઇ, બાંધણી, પૂઠું વગેરે સુંદર હોવા છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ છે. એ માટે ભાઈ ધૂમકેતુ તેમ જ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

**પુરાણની બોધક બાળવાર્તાઓ**—કર્ત્રી સ્વ. ગં. હરિસુખગૌરી વામનરામ કં. મહેતા. પ્રકાશક કર્ત્રી પોતે, ૧૯૩૧; અમદાવાદી પોળ, વડોદરા. કાચું બોર્ડપટીનું પૂઠું; પૃષ્ઠ ૮+૧૪૩; મૂલ્ય બાર આના.

સ્વ. શ્રીમતી હરિસુખગૌરી ઉર્ફે છોટીબેન લેખક તેમ જ કવિ પણ હતાં; પુરાણો વાંચી તેમાંથી બાલકોને ઉપયોગી થઇ પડે એવી બોધક વાર્તાઓ તેમણે આ નાનકડા પુસ્તકમાં સંગ્રહી રજૂ કરી છે. એકંદર ૪૦ વાર્તાઓ રસમય, સરળ અને આલ્હાદક રીતે રજૂ કરવામાં આવી છે. એઓ સિદ્ધહસ્ત લેખક હતાં. બાલ પુસ્તકાલયો તેમ જ મહિલા પુસ્તકાલયોમાં આ પુસ્તક ખૂબ પ્રચાર થવા યોગ્ય છે. છપાઇ સારી છે. વાર્તાઓ શિક્ષાપ્રદ અને આનંદ આપે એવી છે. ચારિત્ર્યના ઘડતરમાં આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. બાલમંદિરોમાં તો આ પુસ્તક શિક્ષકે વાંચી સંભળાવી બાળકોને રસમય વાણીમાં બોધ આપી શકશે.

**૪. બોધક સંવાદો અને શ્રીકૃષ્ણચરિત્ર**—કર્તા તથા પ્રકાશક ઉપર પ્રમાણે વર્ષ, કદ, પ્રકાશનવર્ષ પણ ઉપર પ્રમાણે; પૂઠું કાચું-કાગળનું, પૃષ્ઠ. ૭૦; મૂલ્ય ૮ આના.

સ્વ. છોટીબેને પોતે વાંચેલાં પુસ્તકો ઉપરથી બાલકો માટે આદર્શ સ્ત્રીચરિત્રોની યોજના કરી. ૧૦ સતીઓનાં ચિત્રો સરળ, રસમય અને બોધક શૈલીમાં દોરવા ઉપરાંત સ્ત્રીઓની મહત્તા, મનુષ્યધર્મ, ઈશ્વરની કૃતિ અને મહારાજાનો જન્મદિવસ વગેરે બાબતો સંવાદદ્વારા ઉપજાવી છે. એમના પતિ સ્વ. રા. રા. વામનરામ કપિલરામ મહેતા ભાવનગરમાં ન્યાયાધીશપદે હતા એટલે સ્વ. ભાવસિંહજીનો સુવર્ણ મહોત્સવ ઉજવ્યો તે સંબંધી સંવાદ અત્રે આપ્યો છે. સંવાદ દ્વારા સ્ત્રીઓના મન ઉપર સારી છાપ પાડી શકાય છે માટે જ આ યોજના અત્રે એઓએ કરી છે. આદર્શ નારીઓનાં ચરિત્રો સાંભળવાથી સ્ત્રીઓને ફાયદો થાય, નીતિની સારી છાપ પડે અને દુઃખમાં સહિષ્ણુતા રાખવાનો બોધ અને બળ મળે એ સ્વાભાવિક છે. છેવટે એમણે પોતે ગદ્ય તથા પદ્યમાં શ્રીકૃષ્ણ ચરિત્ર પણ લખ્યું છે. બાળકોને બહુ રસિક તથા સહેલું માલમ પડશે.

સ્ત્રીઓ તથા બાલકોને ઉપયોગી સંસ્થાઓ જરૂર ખરીદે. સમાજ ઉપર આ પુસ્તક સારી અસર કરશે. છપાઇ, કાગળ, બંધામણી વગેરે ઠીક છે.

**૫. જાપાનની રમણી**—અનુવાદકઃ શ્રીમતી કપિલા મહેતા, પ્રકાશકઃ જ્યોતિ કાર્યાલય લિ. જુમ્મામસ્જિદ સામે. અમદાવાદ; ૧૯૩૮ કદ ક્રાઉન ૧૬ પેજી, બોર્ડનું સચિત્ર પૂઠું. પૃષ્ઠ ૧૬+૧૧૦; મૂલ્ય ૮ આના.

અંગ્રેજી પુસ્તક 'એ ડૉટર ઑફ સામુરાઈ'નો આ અનુવાદ શ્રી. કપિલાબેને કર્યો છે અને જેમણે એ પુસ્તકનો અનુવાદ કરવા એમને પ્રેર્યાં તે શ્રાયુત મણિલાલ બાલાભાઇ નાણાવટીએ એની પ્રસ્તાવના લખી છે. શ્રીયુત નાણાવટી પણ તરતમાં જ જાપાનથી પાછા ફર્યા હતા. એટલે સાંનો ખ્યાલ હજુ તાજો જ હતો.

આ પુસ્તક વાંચતાં આપણને જાપાનની રમણીઓના આંતરજીવનમાં વહેમો, શ્રદ્ધા, રસિકતા અને દેવાંશી કલ્પનાઓ આપણા હિંદી જીવનને કેટલી બધી મળતી આવે છે તેનું જ્ઞાન થાય છે. ફૂલો અને રંગોનો શોખ આપણી માફક જાપાનમાં પણ ઘણો જ છે. મૂળ લેખકનું નામ એત્સુમો. પૂઠા ઉપરનું ચેરી પુષ્પોવાળું જાપાનની રમણીનું ચિત્ર મૂળ-લેખિકાની એક સુંદર કલ્પનામાંથી ઉદ્દભવ્યું છે. ચેરીફૂલ તાજાં અને સુવાસભરેલાં જ ખરી પડે છે. સુકાઈને ચીમળાઈ જાય ત્યાં સુધી એ ઝાડ પર રહેતાં નથી. એજ ચેરીફૂલ સામુરાઈ જીવનનું તેમ જ જાપાનના નૌકાબળનું તથા લશ્કરનું ચિહ્ન છે. યુવાનીમાં આત્મભોગ આપી મરી જવું એ સામુરાઈ જાતનો આદર્શ છે. પુસ્તક વાંચતાં જાપાનની રમણીઓની ખાસિયતો, તેમના રીતરિવાજો, લૂગડાંની ઢબછબ, પહેરવેશ, માન્યતાઓ, ઇશ્વિરભાવના, નીતિરીતિ વગેરે બહુ સુંદર ખ્યાલ આપણને શ્રીમતી એત્સુઓએ આપ્યાનો ખ્યાલ છે. અનુવાદકે પણ બહુ સરળ અને સંસ્કારી ભાષામાં અનુવાદ કર્યો છે. સ્ત્રીઓએ આ પુસ્તક ખાસ વાંચવા લાયક છે. જાપાની રમણીઓમાંથી શૌર્ય અને માતૃભૂમિ પર પ્રેમ નીતરે છે. અતિથિસત્કાર, ગૃહ-સ્થાઈ વગેરેમાં આપણા જેટલાજ બલ્કે કંઈક વિશેષ પાવરધા જાપાનના લોકો છે.

મહિલા પુસ્તકાલયો તથા જાપાન જવા ઇચ્છનારાઓ જરૂર ખરીદે. સાર્વજનિક પુસ્તકાલયમાં તો આ પુસ્તક હોવું જોઈએ.

૬ **અલકા**—અનુવાદક અને પ્રકાશક: માણેકલાલ, ગો. જોશી, ધોળકા. પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ ૨. ૧૯૩૯; સચિત્ર કાપડી રંગીન પૂઠું; પૃષ્ઠ ૧૬+૧૮૦, મૂલ્ય રૂ. ૨–૦–૦

બંગાળી સાહિત્યસેવક શ્રી શરદ્દચંદ્ર ચટ્ટોપાધ્યાયકૃત 'દેના–પાઓના ' નામની નવલ-કથાનું આ રૂપાન્તર છે. શ્રી. શરદબાબુએ પોતાની નવલકથાઓ ઉપરથીજ કેટલાંક નાટકો પણ તૈયાર કર્યાં છે. તેમાંનું આ એક છે. શરદબાબુની આ એક સુંદર કૃતિ છે. આદર્શ પણ ઘણો સુંદર છે. દૃઢ મનવાળી અને સત્યપરાયણ એક યુવાન સ્ત્રી એક પ્રૌઢ વયના સુંદર, દેખાવડા, માથા ફરેલ શ્રીમંત જમીનદારને કેવો સીધો દોર બનાવે છે અને કોઈપણ કરી ન શકે એવું મહા-ભારત કાર્ય સફળતાથી કરી સમાજને અચંબો પમાડે છે, તે આમાં દર્શાવ્યું છે. અલકાનું પાત્ર બહુ ઉત્તમ અને અનુકરણીય છે. તેઓ પતિપત્ની છતાં કોઈ જાણતુંજ નથી. સંજોગો પણ એવાજ હતા. એ બધું કર્તા એક પ્રવેશમાંજ પાત્રના મુખથી બોલાવે છે. જુલ્મ કરનાર તરીકે મશહૂર, દારૂનો વ્યસની શ્રીમંત જમીનદાર એક સ્ત્રીની દૃઢતાથી કેવો નરમ બની જાય છે અને દેખીતી રીતે અલકાને શિક્ષા કરતો પરંતુ ખરી રીતે તેને આનંદ આપે એવું તેનું જ કાર્ય કર્યો જાય છે. છેવટે પોતાની મિલકત ગરીબ અને પીડિત પ્રજાના દુઃખનિવારણાર્થે આપી દઈ પોતે સાધુ-જીવન ગાળે છે. એ બન્ને પાત્રોના પ્રસંગો બહુ કરુણ અને વેધક છે. અલકાનું ખરું નામ ષોડશી છે. ' ભૈરવી ' નામથી આ જ નવલકથાનો અનુવાદ ગુજરાતીમાં પ્રસિદ્ધ છે. 'પુજારિન' નામનું ચલચિત્રપટ પણ બહુ વખણાયું છે. એ બધાં એક જ છે. પુસ્તકની ભાષા બહુ સરળ, સ્પષ્ટ અને ભાવવાહી છે. અનુવાદ સફળ છે. આ નાટક પણ જેમ વિશેષ વંચાય તેમ સારું. આ ચારઅંકી નાટક છે અને દરેક અંકમાં ૪, ૩, ૧ અને ૨ પ્રવેશો છે.

કાગળ, છપામણી, બાંધણી, રૂપરંગ ઢબછબ વગેરે ઉત્તમ છે. કાગળો તો બહુ ઉચ્ચ કોટીના છે. મેસર્સ એન. એમ. ઠક્કર કુંપનીએ પણ ઠીક સાહસ ખેડવા માંડ્યું છે.

આવાં પુસ્તકોને ઉત્તેજન આપોઆપ મળશે. શરદ્‌બાબુની કૃતિઓ તરફ ગુજરાતીના વાચકો હમેશાં ઢળેલા હોય છે.

**૭. ગોદાન** ( ઉત્તરાર્ધ )—અનુવાદક: માણેકલાલ ગોવિંદલાલ જોશી, પ્રકાશક: શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૩૬, સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

હિંદી સાહિત્યસમ્રાટ સ્વ. શ્રી. પ્રેમચંદજીની આ કૃતિનો પૂર્વાર્ધ પ્રસિદ્ધ થયા પછી ઘણે લાંબે સમયે આ ઉત્તરાર્ધ પ્રસિદ્ધ થાય છે. લેખક–પ્રકાશકની અનિવાર્ય મુશીબતોને જ આ વિલંબ આભારી હોવો જોઇએ. છતાં પુસ્તક પૂરું કર્યા વગર રહી શકાય એવું નથી. પૂર્વાર્ધનો પરિચય ગયે વર્ષે 'પુસ્તકાલય' માસિકના ૫૭૫ મે પાને આપેલો છે. ત્યાંથી આ વાર્તા આગળ ચાલે છે. હોરી જેવો ગરીબ ખેડૂત ગમે તેટલાં દુઃખ પડવા છતાં પોતાનો સત્ય અને શાંતિનો ટેક છોડતો નથી. ઘણી લીલી–સૂકી જોઇ છેવટે એ પોતાનો વિજય થએલો જોઇ શકે છે. જેઓ એનો વિરોધ કરતાં હતાં અને જેઓ એને મૂર્ખ જેવો ગણતાં હતાં તેઓ જ એને પગે પડતાં પોતાની ભૂલ કબૂલ કરે છે. ગરીબાઈમાં પણ હોરી ગૃહસ્થાઈ અને સચ્ચાઇ તથા પોતાનો ટેક છોડતો નથી. પોતાની સચ્ચાઇ પર પણ ગુસ્સે થવા છતાં એ ગમ ખાઇ જાય છે અને તેને સમજાવવા પ્રયત્ન કરે છે. છોકરાને પણ કશું જ કહેતો નથી. ઊલટો તેને માટે જીવ બાળે છે. પુત્ર ગોબર પણ પિતાનો અનાદર કરી દુઃખમાં પડે છે. ઝુનિયા જોડે અણબનાવ થાય છે પરંતુ દિલસોઝ પડોશણ દ્વારા પોતાનાં કર્તવ્યનું ભાન થઇ એના સ્વભાવમાં પરિવર્તન થાય છે અને આખરે પિતા પાસે દોડી જઇ તેને પગે પડે છે. પ્રો. મહેતા અને માલતીનાં પાત્રો પણ વખાણવા લાયક છે. માલતીના આદર્શો બહુમૂલા છે. કપડાંલત્તાં તથા ટાપટીપનો શોખ ધરાવનારી ચંચળ નારી સમય પરત્વે અનુભવથી સુધરી જઇ ગરીબ મનુષ્યોની શુશ્રૂષા કરે છે અને ગામોમાં જઇ ત્યાંના લોકોનાં જીવન ઉજ્વાળવા ભગીરથ પ્રયત્ન કરે છે–સેવામાં પોતાને પણ ભૂલી જાય છે.

પ્રેમચંદજીનું પાત્રાલેખન અજબ છે. કિસાનપ્રવૃત્તિનો આમાં સમાવેશ થએલો છે. મિરજાં સાહેબ એના ખાસ હિમાયતી છે. અને કિસાનસેવામાં અને બેકારોને રોજી આપવામાં મશગુલ દેખાય છે. એકંદર પુસ્તક બહુ રસમય, ઉચ્ચ ભાવનાઓથી ભરેલું, ઉચ્ચ કોટીનું અને બોધક છે. આધુનિક સમયમાં આ પુસ્તક ગ્રામપુનરોદ્ધારમાં બહુ ઉપયોગી થઇ પડશે.

કાગળ, છપાઈ, બાંધણી વગેરે ઉત્તમ છે. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયની એ વિશિષ્ટતા જોવામાં આવે છે. સંચાલકને એ માટે અભિનંદન ઘટે છે.

**૮ કલંકિત**—અનુવાદક: મણિભાઇ ભગવાનજી દેસાઈ, પ્રકાશક તથા સ્થળ ઉપર પ્રમાણે, ૧૯૩૮; કદ ક્રાઉન ૧૬ પેજી, રંગીન ભાવવાહી સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂંઠું, પૃષ્ઠ ૬+૧૮૨; મૂલ્ય રૂ. ૧–૪–૦.

તરુણ ગ્રંથમાળાનું આ ૯ મું પુસ્તક છે. યુજિન બ્યુ નામના એક ફ્રેન્ચ સાહિત્યકારના 'લેઝ આવરીઝ' નામના યુગપ્રવર્તક નાટકનું વાર્તારૂપે રૂપાંતર અમેરિકાના પ્રખ્યાત લેખક અપ્ટન સિંકલેરે લેખકની અનુમતિથી 'ડેમેજડ ગુડઝ' એ નામે અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ કર્યું તેનો આ ગુજરાતી અનુવાદ છે. સદર પુસ્તકમાં લેખકે સિફિલિસ ( ઉપદંશ )ના વિકટ પ્રશ્નની સમીક્ષા એટલી સહૃદયતાથી તથા વેધક રીતે કરી છે કે લોકમાનસ ઉપર એની

અસર થઇ અને એ પ્રશ્નના ઉકેલ માટે તેમને નવી દૃષ્ટિ સાંપડી. હાલમાં આપણા હિંદુસ્તાનમાં આ રોગ જે પહેલાં અહીં નહોતો તે આ પ્રગતિના જમાનામાં એટલો વ્યાપક થઇ ગયો છે કે આ પુસ્તક ઉપરથી એ રોગથી પીડાતા દરદીઓ તેમ જ અન્ય યુવાન સ્ત્રી–પુરુષો આ લાલ બત્તી તરફ હમેશાં દૃષ્ટિ રાખશે. સિફિલિસ (ઉપદંશ) જેવો રોગ શાથી કેવા સંજોગોમાં થાય છે તેમ જ તેનાથી દૂર રહેવા આપણે શું કરવું જોઇએ તેમ જ શાળાઓ, વિદ્યાલયો વગેરેમાં એ બદી કેટલી બધી ફેલાયલી છે એ બધું આમાં બહુ સ્પષ્ટ સમજાવી એ ભયંકર રોગ તરફ લાલ બત્તી ધરી છે. દરેકે આ પુસ્તક વાંચી મનન કરી નીતિપૂર્વક જીવન જીવવા પ્રયત્નશીલ થવું જોઇએ.

જનસુખાકારી માટે આવાં પુસ્તકો બહુ ઉપયોગી છે. દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જોઇએ અને તેનો જેટલો બને તેટલો બહોળો પ્રચાર કરી લોકોને એ બદીથી દૂર રહેવા પ્રેરવા જોઇએ. જનતાના આરોગ્યતા તરફ પૂરતું લક્ષ આપવાની સમાજસેવકની પવિત્ર ફરજ છે.

છપાઈ, કાગળ, રૂપરંગ, બાંધણી વગેરે સુંદર છે.

ના. ચં. દીવાનજી

૯ મહાત્મા ગાંધી—( અંગ્રેજી ) સંપાદક એસ. રાધાકૃષ્ન્. પ્રકાશકઃ એલન એન્ડ અનવીન લિ. મ્યુઝિયમ સ્ટ્રીટ, લંડન. રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૩૮૨, પાકું છીંટનું પૂંઠું, રૂા. ૬–૧–૦.

આ પુસ્તકમાં મહાત્માજીની સિત્તેરમી જન્મજયંતીપ્રસંગે તેમને અર્પણ કરવા માટે, ઑક્સફર્ડ યુનિવર્સિટીના તત્ત્વજ્ઞાનના અધ્યાપક શ્રી. રાધાકૃષ્ણન્ પાસે તૈયાર કરાવાયું હતું.

દુનિયાભરનાં નામાંકિત નર-નારીઓએ આ મહાપુરુષના જીવનને લગતાં આપેલાં બ્યાનો અને પ્રસંગકથાઓનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવેલો છે. એ નામાંકિત વ્યક્તિઓમાં દેશ–પરદેશના અનેક રાજદ્વારીઓ આવી જાય છે. જેમકે, નોબેલ પારિતોષ પ્રાપ્ત કરનાર મિસિસ પર્લ એસ. બક, બ્રિટનની પાર્લામેન્ટના સભ્ય મિ. જ્યોર્જ લેન્સબરી, ડૉ. મેરિયા મોન્ટેસોરી, આર્થર મૂર, જાપાનીસ નેતા યોન નાગુચી, મિ. પોલક, રેજિનાલ્ડ રેનોલ્ડ્સ, રોમે રોલાં, રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સની સભાના પ્રમુખ લૉર્ડ સેન્કી; બ્રિટનના હાલના પરદેશમંત્રી લૉર્ડ હેલિફાક્સ, અમેરિકાના સમાજવાદી લેખક અપ્ટન સિંકલેર તેમ જ આપણા દેશના અગ્રગણ્ય વિખ્યાત વ્યક્તિઓ જેવી કે રવીન્દ્રનાથ ટાગોર, મૈસુરના દીવાન સર મિરઝા ઇસ્માઇલ વગેરેએ એમના જીવનપરિચયો આપ્યા છે.

મહાત્મા ગાંધીજીને દુનિયાના રાજદ્વારીઓ કઇ દૃષ્ટિએ જુએ છે તેનું હૂબહૂ ચિત્ર દર્શાવનાર આરસી સમું આ પુસ્તક ગણી શકાય. ઉપરાંત, તેમાં ગાંધીજીએ લખેલા કેટલાક મનનીય લેખોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે.

કસ્બા પુસ્તકાલયો તેમ જ આમ પુસ્તકાલયો જ્યાં અંગ્રેજી વાચકોની સંખ્યા વિશેષ હોય તેઓ આ અણમૂલ પુસ્તક અવશ્ય પોતાને ત્યાં વસાવે.

૧૦ પથિકના પત્રો—લેખકઃ શ્રી. અંબાલાલ પુરાણી; પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ. ક્રાઉન ફર્માં પૃષ્ઠ ૯+૧૮૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. એક,

અરવિંદ કાર્યાલય તરફથી શ્રી. અંબાલાલ પુરાણીએ લખેલા પથિકના પત્રોના બે ભાગ આ અગાઉ જનતાને અપાયા છે. આ ભાગ ત્રીજો છે.

આ ભાગમાં લેખકે યોગમાર્ગના જિજ્ઞાસુઓને તે માર્ગે આગળ વધવામાં સહાયભૂત થઇ પડે તેવી યોગ્ય સલાહ–સૂચના અંગત પત્રો દ્વારા આપી છે. લેખકે શરૂઆતના પત્રોમાં એ માર્ગમાં ડગ ભરતા જિજ્ઞાસુઓને સંબોધીને એ ભૂમિકાને અનુરૂપ સલાહ આપી છે, જ્યારે આગળ ચાલતાં સાધક દશાને પ્રાપ્ત કરેલાને તેની પાત્રતાનુસાર સૂચનો અપાયાં છે.

યોગમાર્ગે વિચરવા ઇચ્છતા જિજ્ઞાસુઓ અને સાધકોને આ પુસ્તકમાંથી ઠીક ઠીક જ્ઞાન પ્રાપ્ત થશે.

**૧૧ જ્ઞાનવિલાસ**—મૂળલેખકઃ પરમહંસપ્રવર ચૈતન્યાનંદ મુનિ; અનુવાદકઃ શ્રી. માધવલાલ દલસુખરામ કોઠારી, નં. ૩૫૭, રાયપુર, વડની પોળ, અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૮+૧૨૦, પાકું પૂંઠું, મૂલ્ય ૦-૧૨-૦.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં જાણીતા થયેલા મુનિશ્રી ગુણાતીતાનંદ અને ગોંડલના તત્કાલીન નરેશ સંગ્રામજિતના સંવાદરૂપ આ પુસ્તક છે. મૂળ સંસ્કૃતમાં એને મુનિશ્રી ચૈતન્યાનંદે પદ્યબદ્ધ કરેલું. એનું આ ગુજરાતી ભાષાન્તર છે. સ્વામીનારાયણ સંપ્રદાયના ધાર્મિક સાહિત્યમાં રસ લેનાર સૌને એ ઉપયોગી નીવડશે.

**૧૨ પ્રેરક વ્યાખ્યાનમાળા**—પ્રકાશકઃ શ્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૦૦, સાદું પૂંઠું, મૂલ્ય ૦–૭–૦.

ગુજરાતમાં વ્યાયામની પ્રવૃત્તિની પહેલ કરવાનું માન, ઘણે અંશે જનતામાં જાણીતા થયેલા પુરાણી ભાઇઓને ફાળે જાય છે. એમણે ગુજરાતમાં આ પ્રવૃત્તિને ફેલાવવા-વિકસાવવા કરેલા પ્રયત્નોથી આજે લગભગ આખા ગુજરાતમાં એ પ્રવૃત્તિ પ્રસરી ચૂકી છે. અને પરિણામે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ અસ્તિત્વમાં આવ્યું છે.

એ મંડળે, ગુજરાતમાં જુદે જુદે સ્થળે ભરાયેલા વ્યાયામવર્ગો વા સંમેલનો પ્રસંગે જે ખાસ વ્યાખ્યાનો થયેલાં તેનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આમાં સંગ્રહાયલાં વ્યાખ્યાનોમાં મુખ્ય આપણા વ્યાયામપટુ શ્રી. છોટુભાઇ પુરાણી, યુવકોમાં ઉત્સાહનાં પૂર લાવનાર શ્રી. બાપાલાલ વૈદ્ય તેમ જ જાણીતા શિક્ષણશાસ્ત્રી શ્રી. બલુભાઇ ઠાકોર અને સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇ તથા મુંબઇ સરકારના માજી વડા પ્રધાન શ્રી. ખેરનાં છે.

વ્યાયામપ્રવૃત્તિમાં રસ લેતાં સૌ કોઇએ તેમ જ વિદ્યાર્થીવર્ગે ખાસ કરીને આ વ્યાખ્યાનો વાંચી જવા જેવાં છે. આ પુસ્તક સૌ પુસ્તકાલયોને પોતાને ત્યાં વસાવવા અમારી ભલામણ છે.

**૧૩ નીતિતરંગિણી અથવા બોધદાયક ગઝલ શતક**—લેખક અને પ્રકાશકઃ રાજરત્ન શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, મુ. વીસનગર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૧૨૨, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

આ પુસ્તકમાં નીતિવિષયક વિવિધ ઉપદેશ ગઝલ રાહમાં અપાયો છે. આ ગઝલો અગાઉ જ્યારે " નવગુજરાત " પત્રમાં કટકે કટકે પ્રસિદ્ધ થતી ત્યારે લોકો આ નીતિતરંગો ખાસ વાંચતા. એ જ નીતિતરંગો આજે પુસ્તકાકારે પ્રકટ કરી જનતાને નીતિવિષયક એક સુંદર પુસ્તક લેખકે સાદર કર્યું છે.

પુસ્તકના અંતે લેખકે, ગઝલ રાગને લગતી સંક્ષિપ્ત સમજૂતી તેમ જ નોટેશનો પણ આપ્યાં છે. જે કાવ્ય રસાસ્વાદના ઇચ્છુકોને ઉપયોગી નીવડશે.

**૧૪ રસિકાના રાસ**—લેખક અને પ્રકાશક : શ્રી. કેશવલાલ ચતુરભાઇ પટેલ, મું. ડભોડા, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૩૨, સાદું પૂઠું, મૂલ્ય ૦–૪–૦.

આપણે ત્યાં હવે રાસલેખકો દિવસે દિવસે વધતા જાય છે. એવા લેખકોમાં આ લેખક ઉમેરો કરે છે. અત્યાર સુધીમાં અનેક વાર જે વિષયો પર સારા સારા રાસલેખકોએ રાસો રચ્યા છે તેજ વિષય પરના રાસો આ સંગ્રહમાં સંગ્રહાયા છે. મોરલી, મયૂર, વિજલડી, ચાંદની, ચંદ્રિકા વગેરે પર આજ સુધીમાં આપણા અનેક લેખકોએ કલમ ચલાવી છે. આ પુસ્તકના લેખકે પણ એ જ વિષય પર રાસો લખ્યા છે. રાસસાહિત્યમાં રસ લેનારને આ રાસો ઘડીભર આનંદ આપશે.

પૃષ્ઠસંખ્યા અને પુસ્તકના કદના પ્રમાણમાં એનું ૦–૪–૦ મૂલ્ય વધારે છે.

**૧૫ હાથીની વાતો :** સંપાદકઃ વલ્લભજી સુંદરજી કવિ, બાલવાચન કાર્યાલય, રાજકોટ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૩–૦.

" બાલવાચન "ના તંત્રી શ્રી. વલ્લભજી કવિએ આ નાની બાલોપયોગી પુસ્તિકામાં હાથીને લગતી વિવિધ વાતો સંગ્રહી છે, જેમાંની કેટલીક ઘણા વખતથી બાળકોને ઘર આગળ કહેવાતી આવી છે. છેલ્લે હાથીની ઓળખ આપતો એક ટૂંકો લેખ પણ આપ્યો છે.

**૧૬ મારા પ્રભુપ્રેરિત સ્વરચિત ઉદ્ગારો :** ( ચતુર્થ તથા પંચમ અંક ) લેખક તથા પ્રકાશકઃ કવિ કાલિદાસ ભગવાનદાસ–પાટણ, ઉ. ગુજરાત. લેખકે જુદા જુદા વિષય પર કાવ્યો રચેલાં તેનો આ બે પુસ્તિકાઓમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

અ. પ્ર. વ્યાસ

## સામયિક

**૧ અમનચમન**—તંત્રીઃ જગન્નાથ નાગર–મુનિ મહારાજ શ્રી વિદ્યાવિજયજીનો સિંધ–કરાંચી વિહાર સ્મૉરકઅંક, શનિવાર તા. ૬–૧–૪૦, પુ. ૭, અંક ૮–૯. મૂલ્ય ૪ આના.

મુનિરાજશ્રી વિદ્યાવિજયજીએ પગપાળા મુસાફરી કરી ગુજરાતમાંથી સિંધમાં ફરી કેવું ઉમદા કાર્ય કર્યું છે તેમ જ તેમણે સિંધ–કરાંચીની જનતા પર કેટલા ઉપકારો કર્યા છે, તેમજ તેમને કેવું ઉમદા વચનામૃત પાયું છે, મુનિ મહારાજ કેટલા સાદા, વિશ્વબંધુત્વની ભાવનાવાળા, વિદ્વાન, મિલનસાર અને સમાનદષ્ટિવાળા છે તે આ અંક વાંચવાથી બહુ સરસ રીતે સમજાશે. પારસી, હિંદુ, જૈન, મુસલમાન, ખ્રિસ્તી વગેરે તમામ વર્ણના લોકોએ મુનિ મહારાજનો બન્યો તેટલો લાભ લઈ તેમના કાર્યમાં મદદ કરી છે. આ અંક સંગ્રહી રાખવા યોગ્ય છે. મુનિ મહારાજે સિંધમાં લાગલાગટ ૨ વર્ષ ગાળ્યાં છે. હવે તેઓ કચ્છ ગયા છે.

ના. ચં. દીવાનજી

**૨ કુસુમઃ આશ્વિનઃ ૧૯૯૫**—તંત્રીઃ શ્રી. મજ. મો. ઓઝા ૩૭૪, વેતાલપેઠ પૂના ૨.

પૂના ખાતે આપણા ગુજરાતીઓ ઠીક ઠીક પ્રમાણમાં વસે છે અને તેમાં પણ સાહિત્યરસિકોની સંખ્યા પણ ઠીક ઠીક પ્રમાણમાં છે. એવા જ એક સાહિત્યરસિક ભાઈ ઓઝા " કુસુમ " નામનું ચારમાસી સામયિક પ્રકટ કરે છે. અત્યાર સુધીમાં પ્રકટ થયેલા એના અંકોમાં લેખોની વિશિષ્ટતા ખાસ સચવાઇ રહ્યાનું જણાઇ આવે છે અને વધુ આનંદની વાત તો એ છે કે, સંપાદકે આપણા ગુજરાતી લબ્ધપ્રતિષ્ઠ લેખકોનો સારો સહકાર પ્રાપ્ત કર્યો છે. આ અંકમાં જાણીતા ગુજરાતી કવિઓ શ્રી. ખબરદાર, બેટાઇ, વગેરેના સહકાર ઉપરાંત

[ સાંધણ પૃ. ૮૬ને છેડે ]

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | નીતિતરંગિણી–બોધદાયક ગઝલસતક | રા. રા. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ | લેખક પોતે, મુ. વીસનગર | બોર્ડપટીનું પૂઠું ૦–૮–૦ | |
| ૨ | પ્રેરક વ્યાખ્યાન માળા | ... | ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાંચી | ૦–૭–૦ | |
| ૩ | સ્વાધ્યાય | ડૉ. હરિપ્રસાદ દેસાઇ | નવચેતન સા. મંદિર ભદ્ર, અમદાવાદ | પાકુ પૂઠું ૧–૪–૦ | |
| ૪ | જ્ઞાનવિલાસ | માધવલાલ દલસુખરામ કોઠારી | લેખક પોતે, ૩૫૫૭, રાયપુર, વડની પોળ અમદાવાદ | પાકુ પૂંઠું ૦-૧૨-૦ | |
| ૫ | પથિકના પત્રો ( ગુચ્છ ત્રીજો ) | અંબાલાલ પુરાણી | અરવિંદ કાર્યાલય આણંદ | સાદુ પૂંઠું ૧–૦–૦ | |
| ૬ | * નવી વહુ | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | આર. આર. શેઠની કું. મુંબઈ | પાકું ૩–૮–૦ | |
| ૭ | લાવણ્ય | રવીન્દ્રનાથ ટાગોર | ,, | પાકું ૧-૧૨-૦ | |
| ૮ | જીવનરસ | સ્વાશ્રયી લેખક મંડળ | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ લાઠી, કાઠિયાવાડ | કાચું ૧–૪–૦ | |
| ૯ | હાથીની વાતો | વલ્લભજી સુંદરજી કવિ | લેખક પોતે, રાજકોટ | ૦–૩–૦ | |
| ૧૦ | નિત્યસંદેશ | શ્રી ઉપેન્દ્રાચાર્યજી | ઉપેન્દ્ર ભગવત્સ્મારક સમિતિ, વડોદરા | પાકું ૧–૪–૦ | |
| ૧૧ | કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | સર રાધાકૃષ્ણન્ | ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ | ૦-૧૦-૦ | |

* " રેણુની મા " નામે એન. એમ. ઠક્કરની કું. તરફથી પ્રકટ થઇ ગયું છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ | ભારતીય અર્થશાસ્ત્ર | ચિમનલાલ એમ. ડૉક્ટર | ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ | ૧—૦—૦ |
| ૧૩ | દાયકે દશ વર્ષ | ડાહ્યાલાલ હ. જાની | ,, ,, | ૦—૪—૦ |
| ૧૪ | સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન | પ્રભુદાસ બાલુભાઇ પટવારી | ,, ,, | ૦—૪—૦ |
| ૧૫ | કાવ્ય તત્ત્વવિચાર | આનંદશંકર બાપુભાઇ ધ્રુવ | ,, ,, | ૧—૦—૦ |
| ૧૬ | આપણું વિવેચન સાહિત્ય | હીરા. ક. મહેતા | ,, ,, | ૧—૦—૦ |
| ૧૭ | નિબંધમાલા | વિશ્વનાથ ભટ્ટ | ,, ,, | ૧—૦—૦ |
| ૧૮ | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ,, ,, | ૧—૦—૦ |
| ૧૯ | સાહિત્ય અને વિવેચન ભા. ૧ લો | દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ | ,, ,, | ૧—૦—૦ |
| ૨૦ | કવિચરિત ભા. ૧લો | કેશવરામ કા. શાસ્ત્રી | ,, ,, | ૧—૦—૦ |
| ૨૧ | કૃષ્ણકાન્તનું વીલ | બાબુ બંકિમચંદ્ર | હરિહર પુસ્તકાલય,સુરત | ૨—૮—૦ |
| ૨૨ | વળામણાં | પનાલાલ પટેલ | રેખા-ગતિ કાર્યાલય, અમદાવાદ | ૦—૮—૦ |

[ સાંધણ પૃ. ૮૪નું ]

ગદ્ય વિભાગમાં પણ શ્રી. વિશ્વનાથ ભટ્ટ અને પૂનામાં રહ્યે રહ્યે ગુર્જરીની સેવાનો સંદેશ દક્ષિણમાં પહોંચાડનાર શ્રી. સાકરલાલ યાજ્ઞિકના લેખો આપણા આજના સાહિત્યપર ઠીકઠીક પ્રકાશ પાડનારા છે.

માત્ર એક રૂપિયાના પોસ્ટેજ સાથેના લવાજમમાં આ સામયિક તદ્દન સસ્તું ગણી શકાય.

**૩ બાળક**: તંત્રીઃ શ્રી. ભીખાભાઇ વ્યાસ, રાવપુરા, વડોદરા. વર્ષિક લવાજમ રૂા. બે.

બાળકોના ખરનું સાહિત્ય આપતા "બાળક" માસિકે ગયા જાન્યુઆરી માસથી એના ૧૮ મા વર્ષપ્રવેશ પ્રસંગે એના રૂપરંગમાં પલટો કર્યો છે. એનું અગાઉનું કદ બદલી હવે એ અન્ય બાળમાસિકોની હરોલમાં ઊભે છે. લેખોની ગોઠવણીનો ઉઠાવ તેમ જ લેખોની પસંદગીમાં કાળજી લેવાય છે, જ્યારે પ્રાસંગિક ચિત્રો આપવા પણ સંપાદકે સારી જોગવાઇ કરી છે.

આ બાળમાસિકના નવવર્ષના પ્રવેશસમયે એની અમે ઉત્તરોત્તર પ્રગતિ ઇચ્છીએ છીએ.

**૪ સ્ત્રીબોધ**—નવલિકાઅંકઃ તંત્રી શ્રી કેશવપ્રસાદ દેસાઇ, મંત્રીઃ ચન્દ્રકાન્ત જીવણલાલ મહેતા, પીરમશા રોડ, અમદાવાદ.

આપણા ગુજરાતી સ્ત્રીસમાજમાં " સ્ત્રીબોધ " માસિકે સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું છે. તમાં ખાસ કરીને, એના સંપાદક તરફથી અવારનવાર જે વિશેષ અંકો અપાતા આવે છે તેથી એ વિશેષ આદરપાત્ર બન્યું છે. આ નવલિકા અંકમાં, આપણા જાણીતા લેખકો શ્રી. કેશવ શેઠ, ગોકુલદાસ રાયચુરા વગેરેની ટૂંકી નવલિકાઓ આપવામાં આવી છે. "સ્ત્રીબોધ" જેવું સ્ત્રીમાસિક " મહેશ " જેવી વારાંગના વાર્તાને સ્થાન આપે એ અમારા મતે અમને ઇષ્ટ નથી લાગતું.

મ. પ્ર. વ્યાસ

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૩૨૮ | વિવેચના (સાહિત્ય) | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ગૂર્જરગ્રંથ કાર્યાલય અમદાવાદ | ૨–૮–૦ | "ઊર્મિ" ફેબ્રુ. '૪૦. |
| ૩૨૯ | ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | પુરુષોત્તમ ના. ગાંધી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | | "ગુજરાતી પંચ" ૨૧–૧ "ઊર્મિ" ફેબ્રુ. '૪૦ |
| ૩૧૮ | સમી સાંજનો ઉપદેશ | ગોપાલદાસ જીવાભાઇ | ,, | ૦–૧૨–૦ | "ઊર્મિ" ફેબ્રુ. '૪૦ "પ્રજાબંધુ" ૪–૨–૪૦ |
| ૩૧૭ | મારૂં ગામડું | બબલભાઇ મહેતા | ,, | ૦–૯–૦ | "ઊર્મિ" ફેબ્રુ. '૪૦ |
| ૩૧૯ | ભારતીય રાષ્ટ્રધ્વજ | ના. સુ. હાર્ડીકર | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ | ૦–૩–૦ | "ઊર્મિ" ફેબ્રુ. '૪૦ |
| ૨૯૨ | સુશીલાનો દેવ (નવલકથા) | વામન મલ્હાર જોષી | ગૂર્જરગ્રંથ કાર્યાલય અમદાવાદ | ૨–૪–૦ | "શારદા" જાન્યુ. '૪૦ |
| ૨૯૪ | મૂંગા લોકસેવક મોતીભાઈ | રસુલભાઇ ન. વહોરા | ચ. એ. સોસાઇટિ આણંદ | ૦–૩–૦ | "શારદા" જાન્યુ. '૪૦ |
| ૩૨૦ | વસુંધરાનાં વહાલાં દવલાં | ઝવેરચંદ મેઘાણી | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૧–૮–૦ | "શિક્ષણ અને સાહિત્ય" ફેબ્રુ. '૪૦ |
| ૩૨૧ | વેવિશાળ (નવલકથા) | ,, | ગૂર્જરગ્રંથ રત્ન કા. અમદાવાદ | ૧–૪–૦ | "શિક્ષણ અને સાહિત્ય" ફેબ્રુ '૪૦ |
| | અપરાધી (નવલકથા) | ,, | ,, | ૨–૮–૦ | "શિક્ષણ અને સાહિત્ય" ફેબ્રુ. '૪૦ |
| ૩૨૨ | રાષ્ટ્રભાષા પરિચય ભા. ૧લો (સાહિત્ય) | જેઠાલાલ જોષી | એસ. બી. શાહની કંપની અમદાવાદ | ૦–૧૦–૦ | "શિક્ષણ અને સાહિત્ય" ફેબ્રુ. '૪૦ |

* આ કોઠકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૪૬ | રાષ્ટ્રભાષાનો શુ. કોશ ( કોષ ) | મગનભાઇ પ્ર. દેસાઈ | નવજીવન પ્ર. મં-દિર, અમદાવાદ | ૧-૮-૦ | "શિક્ષણ અને સાહિત્ય" ફેબ્રુ. '૪૦ |
| ૨૨૭ | વાતોનાં વડાં (ટૂંકી વાર્તાઓ) | બળદેવ પ્રહલાદ મોલીઆ | લેખક પોતે, વાડી ફળિયા સુરત | ૦-૮-૦ | "દાંડીઓ" ૨૮-૧૨-૩૯ "ગુજરાતી પંચ" ૨૧-૧ |
| ૩૨૪ | સંસ્કૃતિનાં વહેણ (નવલકથા) | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ભારતી સાહિત્ય મં. અમદાવાદ | ૧-૮-૦ | " સાંજ " ૧-૧-૪૦ |
| ૨૯૬ | રેણુની મા | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | એન. એમ. ઠક્કર ની કંપની મુંબઇ | ૩-૮-૦ | "દાંડીઓ" ૨૮-૧૨-૪૦ |
| ૩૨૫ | હું રાજા હોઉં તો ? | એકાર | હરિહર પુસ્ત-કાલય-સુરત | ૨-૦-૦ | " સાંજ " ૧-૧-૪૦ |
| ૩૨૬ | પ્રેરક વ્યાખ્યાન-માળા (વ્યાયામનાં વ્યાખ્યાનો) | મણિભાઇ પટેલ | ગુજરાત વ્યાયામ પ્રચારક મં. કરાડી | ૦-૭-૦ | " સાંજ " ૧-૧-૪૦ |
| ૩૨૫ | લોકપોથી પહેલી (શિક્ષણ) | જુગતરામ દવે | નવજીવન પ્ર. મં-દિર-અમદાવાદ | ૦-૧-૦ | " સાંજ " ૧-૧-૪૦ |
| ૩૨૭ | મંજરીમાળા (ટૂંકી વાર્તાઓ) | ભાઇલાલ વ. બક્ષી | લેખક પોતે, રાજપીપળા | ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૪-૨-૪૦ |
| ૨૮૯ | કાવ્ય પરિચય ભા. ૧ લો (કાવ્ય) | રામનારાયણ વિ. પાઠક | નવજીવન પ્ર. મં-દિર અમદાવાદ | ૦-૧૦-૦ | "પ્રજાબંધુ" ૪-૨-૪૦ |
| ૩૧૦ | નક્શાકારક હુન્નરો (ઔદ્યોગિક) | મૂળજી કાનજી ચાવડા | લેખક પોતે, સિ-નુગરા-અંજાર | ૨-૦-૦ | "પ્રજાબંધુ" ૪-૨-૪૦ |

## ગૂજરાત વિદ્યાપીઠના જોડણી કોષને મુંબઇ સરકાર અપનાવે છે

મુંબઇ સરકારની એક યાદીમાં જણાવવામાં આવ્યું છે કે, ગુજરાતમાં ગુજરાતી ભાષાના શબ્દોની શુદ્ધ જોડણી સંબંધમાં તકરાર ચાલે છે. ગુજરાતી ભાષાનો અભ્યાસ કરનારાઓને પડતી મુશ્કેલી દૂર કરવાના ઇરાદાથી ગૂજરાત વિદ્યાપીઠે અમુક સિદ્ધાન્તો કે જે સામાન્ય સ્વીકાર પામેલા છે તેને ધોરણે એક જોડણીકોષ તૈયાર કર્યો છે. આ જોડણી કોષમાં શબ્દોની જે જોડણી કરવામાં આવેલી છે તેનો ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઇ યુનિવર્સિટી, મોટા ભાગના ગુજરાતી પ્રકાશકો, ગુજરાતી વર્તમાનપત્રો અને સામયિકોએ સ્વીકાર કરેલો છે.

જોડણી પદ્ધતિ એકસરખી સચવાય અને ભાષાનો અભ્યાસ કરવામાં પણ સુગમતા પડે તે હેતુથી મુંબઇની સરકાર જોડણી કોષની જોડણી પદ્ધતિ જે સામાન્ય સ્વીકાર પામેલી છે અને જે એકસરખી છે તેનો શિક્ષણસંસ્થાઓમાં ઉપયોગ કરવાનું જરૂરી અને ઇચ્છવાયોગ્ય લેખે છે. સરકારે આ સંબંધમાં એવી સૂચના આપેલી છે કે ભવિષ્યમાં પાઠ્ય પુસ્તકોની મંજૂર રાખેલી યાદીમાં એવાંજ પાઠ્ય પુસ્તકોને મૂકવામાં આવશે જેમાં જોડણીકોષની જોડણીનો ઉપયોગ કરવામાં આવ્યો હશે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૮ | ઑગસ્ટ | ૯–૧૨–૩૯ |
| ઊર્મિ | ૯ | ૧૧ | ફેબ્રુઆરી | ૩– ૨–૪૦ |
| કિશોર | ૫ | ૩ | ડિસેમ્બર | ૧૭– ૧–૪૦ |
| કુમાર | ૧૮ | ૧ | જાન્યુઆરી | ૧૬– ૧–૪૦ |
| ખેડુત, ખેતી ને સહકાર | ૬ | ૩ | ઑકટોબર | ૧૧–૧૦–૩૯ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૩ | પોષ | ૩– ૨–૪૦ |
| ખેતીવાડી | ૫ | ૯ | પોષ | ૧૦– ૧–૪૦ |
| ગુણસુન્દરી | ૩૩ | ૬ | ફેબ્રુઆરી | ૧– ૨–૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૬ | ફેબ્રુઆરી | ૧– ૨–૪૦ |
| ચરોતર | ૧૦ | ૧ | જાન્યુઆરી | ૧૬– ૧–૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૧૧ | ફેબ્રુઆરી | ૪– ૨–૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૩ | ૨ | જુલાઇ–સપ્ટેમ્બર | ૧–૧૨–૩૯ |
| નવચેતન | ૩૬ | ૪ | ફેબ્રુઆરી | ૪– ૨–૪૦ |
| નવરચના | ૪ | ૯ | જાન્યુઆરી | ૧૪– ૧–૪૦ |
| પાટીદાર | ૧૭ | ૩ | મહા | ૨૬– ૧–૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૩ | પોષ | ૨૫– ૧–૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૭ | ફેબ્રુઆરી | ૪– ૨–૪૦ |
| બાલસખા | ૩ | ૭ | ફેબ્રુઆરી | ૨– ૨–૪૦ |
| બાલજીવન | ૨૦ | ૪ | ફેબ્રુઆરી | ૭– ૨–૪૦ |
| બાળક | ૧૮ | ૨ | ફેબ્રુઆરી | ૧– ૨–૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | ઑકટો૦–ડિસે૦ | ૧– ૧–૪૦ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | ડિસેમ્બર | ૩૦– ૧–૪૦ |
| યુવક | ૧૦ | ૨ | ફેબ્રુઆરી | ૨– ૨–૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૧૧ | ડિસેમ્બર | ૧૦– ૧–૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૪ | જાન્યુઆરી | ૧૫– ૧–૪૦ |
| શારદા | ૩૧ | ૮ | જાન્યુઆરી | ૧૫– ૧–૪૦ |
| શિક્ષણ પત્રિકા | ૧૪ | ૯ | પોષ | ૨૧– ૧–૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૫ | ફેબ્રુઆરી | ૧– ૨–૪૦ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૩ | ૧ | જુન–ઑગસ્ટ | ૧૪– ૯–૩૯ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૧ | ફેબ્રુઆરી | ૪– ૨–૪૦ |

# શું વાંચશો ?

" ઊર્મિ " ફેબ્રુઆરી '૪૦

**લોકરંજન :** કલા લોકપ્રિય થવા માટે નથી, પણ લોકને કલાપ્રિય બનાવવા માટે છે. પ્રજાનુરંજનને નામે ઘણી વખત કલાકાર પોતાની અશક્તિ છુપાવતો હોય છે. ખરી અને સાચી કલા, પોતાનું ઉચ્ચ ધોરણ જાળવવાનો આગ્રહ રાખે જ છે. અને લોકરંજન એ કલાનું પ્રધાન અંગ નથી; એ તો આવશ્યક છતાં ગૌણ અંગ છે. આજે જ્યારે આપણા સમાજમાં અનેક સમસ્યાઓ ઊભી થઈ છે ત્યારે લોકવિકાસ તરફ દૃષ્ટિ રાખનારાઓનો ધર્મ છે કે, એમની દૃષ્ટિ લોકસંગ્રહ માટે રહે.

**નવલકથાનું વાતાવરણ :** કાકા સાહેબનો આ લેખ વાચનવિષયમાં રસ લેતા સૌએ આખોય વાંચી જવા જેવો છે.

**જર્મનીમાં ખેતીની સુધારણા :** જર્મનીની હતાશ થયેલી પ્રજાને ઊંચે લાવવા હીટલરે ખેતીની બાબત પણ વિચારેલી. જર્મનીમાં ફક્ત ત્રીજા ભાગના લોકો ખેતીમાં રોકાયેલા છે, અને તે કરતાં વધુ લોકો અન્ય ઉદ્યોગોમાં કામ કરે છે. ખેડુતોની સ્થિતિ સુધારવા માટે એણે જર્મનીની જમીન જર્મન પ્રજાએ જ વાપરવાનો જમીનનો ઉપયોગ રાષ્ટ્રહિતમાં કરવાનો, જમીન-વેચાણમાં સટ્ટાખોરીનો અટકાવ અને એવા જ બીજા કાયદાઓ કરી ખેતીવાડીને ઉત્તેજન આપ્યું છે.

**આપણાં ફળો :** આ લેખમાં લેખકે નારંગી, લિંબુ, મોસંબી, પપનસ, બિજોરૂં, દાડમ, પપૈયું, શ્રીફળ, તેમ જ અન્ય ફળોના ગુણદોષો સહિત તેના ઉપયોગથી થતા લાભ-હાનિ દર્શાવ્યાં છે. આરોગ્ય અને ફળાહારના રસિકોને એ અવશ્ય લાભદાયી નીવડશે.

" કુમાર " જાન્યુઆરી : ૧૯૪૦

**ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી :** જૂનાગઢ ગામે ૧૮૩૯ના નવેમ્બરની ૭ મી તારીખે એઓ જન્મેલા. જાતે તેઓ પ્રશ્નોરા નાગર હતા. એમને સંસ્કૃતનું જ્ઞાન તેમ જ તેને અનુરૂપ જૂની સંસ્કૃતિની સારી પિછાન હતી. જૂની પદ્ધતિએ ચાલતી શાળામાં જ એ ભણેલા. ગિરનારની તળેટીના સમ્રાટ અશોકના શિલાલેખોએ એમને પ્રાચીન શોધખોળનો શોખ લગાડેલો. પછી તો એ પુરાણ લિપિ વાંચવા પાછળ લાગેલા, અને પરિણામે તેમણે ખૂબ પ્રવાસ ખેડેલો. એવા એ પુરાતત્ત્વવિદે અનેક શોધખોળો કરેલી, જગતના અનેક વિદ્વાનો એમને માન આપતા.

**હિરોદયો નોગૂચી :** નોગૂચીનો બાપ કેદી હતો. એનું દેવું વાળવા માટે એના ભણતર ઉપરાંત એને મજૂરી કરવી પડતી. એક દાક્તરે એના ખોડવાળા હાથને સાજો કર્યો ત્યારે એને દાક્તર થવાનું સૂઝી આવ્યું અને પરિણામે નેપોલિયનના સૂત્ર અનુસાર તેણે ઊંઘ ઓછી કરી. ત્યારથી તે દવાખાનાને ઘેર નોકરી રહ્યો અને અભ્યાસ કરતો રહ્યો. તે પછી પૈસા મેળવી તેણે પરદેશનો પ્રવાસ ખેડ્યો, પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ત્યાર પછી એ અમેરિકામાં જંતુ-વિદ્યાની એક પ્રયોગશાળામાં ગુંથાયો. પછી તો એણે ખાસ વૈજ્ઞાનિક જ્ઞાન મેળવ્યું અને તે બધું એણે માનવજાતના ભલા માટે ખર્ચ્યું.

"કિશોર" ડિસેમ્બર : '૩૯

**ગામડું અને રોકડો પૈસો :** પૈસો એ ભયંકર વસ્તુ છે. તે પેદા કરતાં, વાપરતાં અને સાચવતાં પાપ કરવું પડે છે, તે પેદા કરતાં ઘણી બુદ્ધિ અને યુક્તિ-પ્રયુક્તિ વાપરવી પડે છે, અને એને સાચવતાં જ જિંદગી પૂરી થાય છે. આજે ગામડાંમાં અનેક કુટેવો પેઠી છે. એ બધી કુટેવો ગામડાંમાં જતા-આવતા શહેરીઓએ પેસાડી છે. પૈસા માટે હાય હાય કરવામાં ત્યાં જીવન ખતમ થાય છે.

**નેક, મુસલમાન :** ઇમામ સાહેબ ખુદાથી ડરનારા પાક મુસલમાન બંદા હતા. તેઓ વાણીમાં સદાય ખુલ્લાખોલા હતા, એકનિષ્ઠ મિત્ર હતા, લગભગ પા સદી સુધી દેશની સતત સેવા કરનાર દેશસેવક હતા. તેઓ અને ગાંધીજી એકલોહિયા ભાઇઓની જેમ સાથે જ રહ્યા હતા. ધૈર્ય, ઋજુતા, નિશ્ચળ દેશભક્તિ અને અંગત સંબંધોની એકનિષ્ઠા એ બધાં માટે ઇમામ સાહેબની સ્મૃતિ ચિરંતન રહેશે.

"ગુણસુન્દરી" ફેબ્રુઆરી '૪૦

**શહેરનું સ્ત્રીજીવન :** બહેનો ફુરસદનો વખત વાતો કરવામાં ન ગુમાવતાં આવી હસ્ત-કલામાં પોતાનો વખત ગુમાવે એ ઇચ્છવા જોગ છે. કલાથી માણસની બુદ્ધિ ખીલે છે. તેના મનનો વિકાસ થઈ ફુરસદનો વખત આનંદમાં પસાર થાય છે. કલા એ સ્ત્રીજીવનને આનંદ આપનારી વસ્તુ છે અને તે દરેક બહેનને આવડવી જોઇએ.

મનુષ્યજીવનમાં સ્ત્રીનું સ્થાન મહત્ત્વનું છે. એક સ્ત્રી જ પોતાનો આદર્શ સારી રીતે કેળવીને તે પ્રમાણે ભાવી પ્રજાને ઉછેરી શકે છે. દેશને વીર શિવાજી જેવા નરરત્ન આપનાર એક સ્ત્રી જ છે.

**હૃષિકેશ અને લછમનઝોલા :** હરદ્વારથી હૃષિકેશ અને લછમનઝોલા ઘોડાગાડીઓમાં પહેલાં જવાતું, પરન્તુ એ વખતે પણ ચાલતા જવાની મજાહ ઓર જ હતી. આખો રસ્તો હિમાલયની તળેટીનો પ્રદેશ હોવાથી રમણીય છે. પરન્તુ હવે તો મોટર બસો જાય છે અને એ રસ્તાના સૌન્દર્યનો ઉપભોગ કરવાનું આપણા નસીબમાંથી ગયું છે.

હૃષિકેશમાં મંદિરો છે, પરન્તુ સંન્યાસિઓને ફરવાથી વધારે સુખ થાય છે. ત્યાં પર્ણકુટીઓમાં આધુનિક ઋષિમુનિઓ રહે છે. એમાંના કોઇ કોઇ જ્ઞાની અને ચારિત્ર્યવાન માલમ પડયા છે.

**સોવિયેટ રશિયામાં સ્ત્રીઓ :** રશિયામાં ૧૯૩૦ થી ઉદ્યોગોમાં સ્ત્રીઓની ઝડપી ભરતી શરૂ થઇ. સાથે સાથે સામાજિક જીવનનો વિકાસ થતો ગયો. સ્ત્રીઓની ઘર તરફની જે કેટલીક ફરજો યુગ યુગથી મનાતી આવી છે, જેમ તેને ગોંધાઇ રહી ઢસરડા કર્યે જ જવા તેવી માન્યતા જે દૃઢ બની છે, તે માન્યતાના તો ભુક્કા ઉડી ગયા. એ બધું કામ જાહેર કાર્ય ગણાયું અને જાહેર કાર્ય એટલે વધુ કાળજીથી કરવાનું કાર્ય. જાહેર ધોબીઘાટ, જાહેર નાહવાની ઓરડીઓ, જાહેર આનંદનાં સાધનો, દરેક સોવિયેટ શહેરમાં આંકડંક વસ્તુઓ થઇ પડી.

ચિત્રમય જગત : ફેબ્રુઆરી : '૪૦

**શાસ્ત્રીય ભોજનવિધિ :** આ લેખમાં આહારવિષયક પ્રાચીન શાસ્ત્રોના આધારો આપી તે આધારોને આજની વૈજ્ઞાનિક પદ્ધતિએ તુલના કરી ભોજનવિધિ કેવો હોવો જોઇએ તે

જણાવ્યું છે. અત્યારની પ્રજાએ આ પ્રાચીન આજ્ઞાઓને વિજ્ઞાનની કસોટીએ ચઢાવી તેનો અમલ કરવો જોઇએ.

**કોંગ્રેસ કલહબાવની :** ૧૯૦૭ની સુરતની કોંગ્રેસની બેઠક વખતે વિનીતો અને ઉદ્દામો પરસ્પર લડેલા અને કોંગ્રેસમાં ભંગાણ પડેલું. એ વખતે એ ભંગાણને ઉદ્દેશી આ કાવ્ય લખાયેલું તે, આજે કોંગ્રેસમાં પડતા ભંગાણ વખતે વાંચવા જેવું છે. આ અંકમાં ૨૫ કડીઓ આપવામાં આવી છે.

**નીંદામણ :** આજે વધતા જતા વર્તમાનપત્રોના ધંધામાં, ભૂખે મરતા લેખકો અધકચરાં રૂપાંતરો કરી આપે છે, પ્રકાશકો એ પ્રાણહીન ભાષાંતરો છપાવ્યે જાય છે, પ્રજા એ વાંચ્યે જાય છે; પણ એનાથી પ્રજાના દિલમાં નવચેતન સંચરતું નથી, એ પ્રજાના જીવનમાં વસંતઋતુ આવતી નથી. હમેશાં ગ્રીષ્મ કે શિશિર જ હોય છે. એ પ્રજા ઉન્નત થતી નથી. એનું દિલ થનગની ઊઠતું નથી. મેઘાણીનું 'શિવાજીનું હાલરડું' સાંભળનાર ઝબકીને જાગી ઊઠે છે, પણ ટાગોરની ગીતાંજલિના મુડદાલ ભાષાંતરથી એના દિલના તાર ઝણેણી ઊઠતા નથી. સોરઠી બહારવટીઆઓની વાતો સાંભળતાં એકાદો ખેડુત પણ મૂછે તાવ નાખવા માંડે છે, પણ સ્કૉટના આયવન્હોનું ભાષાન્તર એને મન તુમડામાં કાંકરા જેવું જ છે. 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ વાંચતાં જેવી ગલીપચી થાય છે, એવી કયા અનુવાદથી થાય છે ? કહેશો !

**નવરચના : જાન્યુઆરી ૧૯૪૦**

**નીમામૃત :** લીમડાનાં ફૂલમાંથી નીમામૃત બનાવવાની વિધિ આ લેખમાં આપી છે. લીમડાને માર્ચ, એપ્રિલ અને મે મહિનામાં ફૂલ આવે છે. એ મહિના સખ્ત ગરમીના. એ ગરમીના તડકા સામે ટકી રહેવા આ નીમામૃત સરસ કામ આપે છે. વળી તે લોહીસુધારક પણ છે. જેમ ગુલાબના ફૂલમાંથી ગુલકંદ બને છે, તેમ એનાં તાજાં ફૂલોમાંથી નીમકંદ પણ બને છે.

**સર્વધર્મી સ્વધર્મ :** સ્વધર્મ એ સર્વ ધર્મનો એક અંશ હોય છે, અંગ હોય છે, તેથી એ સર્વ ધર્મને પૂર્ણપણે અનુકૂળ અને પોષક હોય છે. જેને સર્વ ધર્મનું સ્વરૂપ સમજાયું તેને જ સ્વધર્મ આપોઆપ સમજાય છે.

**લોકસેવક કેમ થવાય ?** જો સેવક પોતાનો જીવ બચાવીને કામ કરતો હશે, જો સેવક કામની આંકણી આત્મત્યાગથી નહિ પણ દેખીતાં પરિણામોથી–એટલે કે પ્રચારથી આંકતો હસે, જો સેવક લોકોને પૈસેટકે સુખી કરી તેના બદલામાં તેમની પાસેથી દેશને માટે ત્યાગ મેળવવાની આશા રાખતો હશે, જો સેવક નૈતિક વિકાસ તરફ દૃષ્ટિ રાખવા કરતાં લોકો સુધરેલાં, ભણેલાં કેટલાં થયાં તે જોવા તરફ દોરવાઇ જતો હશે તો સેવકની સેવાનું રૂપ સ્વરાજપ્રાપ્તિ તરફ તેટલે અંશે ઓછું આવશે. એટલે સ્વરાજ્યના હેતુથી અમુક જ પ્રકારની સેવા કરવી ઇષ્ટ છે એમ નથી લાગતું. જેટલે અંશે સેવક અને સ્વરાજ્ય તદ્રૂપ હશે તેટલે અંશે લોકો સ્વરાજ્ય લાવવાને યોગ્ય બનશે. જો સેવકને પોતાને સ્વરાજ્ય શું એનો પૂરો ખ્યાલ નહિ હોય, સમાજવ્યવસ્થાનો પૂરો ખ્યાલ નહિ હોય, કેવું સ્વરાજ્ય જોઇએ તેનો ખ્યાલ નહિ હોય, સ્વરાજ્ય આવ્યા પછી શું કાર્ય કરવાનું છે તેનો ખ્યાલ નહિ હોય તો લોકોમાં, સેવા કરવા છતાં, સાચી ધગશ નહિ જાગે.

**નવચેતન : ફેબ્રુઆરી : ૧૯૪૦**

**શિષ્ટ લેખક અને શિષ્ટ લેખન : એક કોયડો :** કોઇ કોઇ લખાણુમાં એવી શૈલી ઓતપ્રોત થયેલી હોય કે તે પોતે જ ‘ ઉચ્ચ ’ કક્ષામાં આવી શકે; વળી તે શૈલી ભાષામાં રહેલી શકયતાઓની પૂરેપૂરી સૂચક હોય તથા ભાષાનાં ઓજસની પ્રતિનિધિ પણુ બની શકી હોય. એવા મદાર પરજ તેને શિષ્ટતાનો બિલ્લો મળી શકે; અન્યથા નહિ.

**ઝરિયા કોલફીલ્ડ ઉપર ઊડતો દૃષ્ટિપાત :** આ સ્થળે આપણા અનેક ગુજરાતીઓ જઈ વસ્યા છે. અને જાણે અન્ય કોઇ સ્થળે હોય તેથીય વધુ સંખ્યામાં અહીં હોય તેમ લાગે છે. આ સ્થળને લગતી તેમજ તેમાંની ખાણોને લગતી વિવિધ માહિતી આ લેખમાં આપવામાં આવી છે.

**જમવા માટે નિયમિત બનો :** ખોરાકમાં બહુ માદક પદાર્થો ન લેવા જોઇએ, એવા પદાર્થોથી ચરબી વધે છે. એ ચરબીને વ્યાયામ વડે ઘટ્ટ બનાવવામાં આવે તો ઠીક, નહિ તો એને સાચવવી મુશ્કેલ પડે છે. સાથે સાથે પ્રમાદ પણુ વધે છે, અને ઊંઘણશીપણું આવે છે. ચરબી ઘટાડવા માટે દોડવું સૌથી હિતકર છે.

**“ પ્રસ્થાન ” પોષ ૧૯૯૬**

**છુટા મણકા-ચિત્રકલા અને ભાષા :** સાહિત્ય સમજવાને તે સાહિત્યની ભાષાના જ્ઞાનની જરૂર રહે છે; ચિત્રને માટે એવી કોઇ જરૂર રહેતી નથી. કુદરતનું કોઈ દૃશ્ય, પર્વત સમુદ્ર વનરાઈ વરસાદ તોફાન વગેરે, ચિત્રકામની ભાષા ન સમાજનાર પણુ સમજી શકે. તેમજ ગમે તે દેશનાં બજારનાં દશ્યો, મંદિરનાં દશ્યો, યુદ્ધનાં તેમ જ કુટુંબનાં દશ્યો વગેરે પણુ ચિત્રકારની ભાષા ન જાણુનાર પણુ સમજી શકે. પણુ બધાં દશ્યો માટે આવું ધોરણુ ન ગણી શકાય.

**ફ્રોઇડનું કાર્ય :** મનઃપ્રદેશનો ગંભીર વિચાર કરનાર ફ્રોઇડ પહેલો જ વૈજ્ઞાનિક હતો. એણે શોધવાનો પ્રયત્ન કરેલો કે, શુદ્ધ માનસિક સ્વરૂપવાળી ચીજોના કાર્યકારણુની સાંકળ કેટલે સુધી પહોંચાડી શકાય. આવી સાંકળો શોધવા જતાં કેવળ રોગી માણસો જ નહિ, પણુ સાધારણુ માણસોની બાબતમાં પણુ તેને એવા ગાળા દેખાયેલા કે જેના છેડા જોડી શકાય નહિ.

**પ્રસાદ-દીક્ષાનો પ્રસાદ :** “ પ્રસાદદીક્ષા ” એ મહાત્મા ગાંધીએ એક આશ્રમ-સેવિકાને લખેલા ખાનગી પત્રોનો સંગ્રહ છે. કેટલાકો આને “ મહાત્મા ગાંધીના આત્મચરિતનો ઉત્તરાર્ધ ” પણુ કહે છે. આત્મકથામાં સત્યના પ્રયોગોનું વર્ણુન છે, જ્યારે આમાં પ્રયોગો પૂર્ણુ થયા પછી થએલા જ્ઞાનનું અનુભવામૃત બીજાઓને પાવાનો પ્રયત્ન છે.

**યુવક : ફેબ્રુઆરી : ’૪૦**

**લગ્નનો આદર્શ :** લગ્નની સમસ્યાએ આજે આપણે ત્યાં ભારે ચકચાર જગાડી છે. આજકાલ જે લગ્નો થાય છે તે લગ્નોમાં મોટા ભાગે ઢીંગલા-ઢીંગલીની રમત હોય છે. પરંતુ લગ્નનો આદર્શ કેવો હોવો જોઇએ તે આ લેખમાં લેખકે વિવિધ અવતરણો આપી દર્શાવ્યું છે.

**શિક્ષકોનું સ્થાન :** પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં શિક્ષક એ કારકૂન જ બની રહે છે. શિક્ષકનો ધંધો સ્વીકારનાર આજે તો બાળકો અને તેમનાં માબાપને વફાદાર રહેવાને બદલે

સરકારના અમલદારોને અને એમના હેતુઓને વધુ વફાદાર રહે છે. એ વફાદારી ખુશામત સુધી પહોંચી જતાં તુચ્છતાને પામે છે.

**" શારદા " જાન્યુઆરી : ૧૯૪૦**

**વડોદરાની વિશિષ્ટતાઓ :** વડોદાની વિશિષ્ટતાઓ અનેક છે. તેમાં ફરજિયાત કેળવણી, ગ્રામોદ્ધારનાં કાર્યો, જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ, દવાખાનાંઓ, રાજ્યના નોકરોને હિંદી શીખવાનું ફરજિયાત, રાજ્યનાં લખાણોમાં ફરજિયાત ગુજરાતી ભાષાનો ઉપયોગ, ધારાસભામાં થતું ગુજરાતી ભાષામાં કામકાજ, ઉપરાંત નાનાંમોટાં અનેક જોવા લાયક સ્થળો વડોદરાની વિશિષ્ટતા છે.

**અગ્રગણ્ય ગુજરાતી સામયિકો :** આ લેખમાં ગુજરાતી ભાષામાં ચાલતાં મુખ્ય મુખ્ય માસિકો, ત્રૈમાસિકો વગેરેનો ટૂંકો પરિચય આપ્યો છે. પોતાના પુસ્તકાલયમાં કયાં સામયિકો વસાવવા જેવાં છે તેની અલ્પ માર્ગદર્શક માહિતી આ લેખમાંથી મળી આવશે.

**આપણી ઇતિહાસબુદ્ધિ અને સંશોધનરસિકતા :** આપણી ઇતિહાસબુદ્ધિ અને સંશોધનરસિકતા જોઇએ તેવાં નથી ખીલી શક્યાં તેમાં કારણરૂપ સરકારની એકપક્ષી નીતિને ગણાવી શકાય. ઍગ્બે ગેઝેટિયરની માહિતીની સઘળી વિગતો લગભગ વિદેશી સંશોધકો દ્વારા એકત્ર થઇ હોવાથી પૂરતો ન્યાય મળી શક્યો નથી. પરંતુ રાષ્ટ્રીય કેળવણીનું આ પણ એક અંગ છે, એ ભુલાવું ન જોઇએ. અને એ દિશામાં વિશેષ યત્નો થવાની જરૂર છે.

**શિક્ષણપત્રિકા : પોષ : ૧૯૯૬**

**ગળતી :** વાસણમાં કાણું પડયું કે તેમાંથી પાણી કે દૂધ ચૂવા લાગે છે એટલે એને માથા સુધી ભરો તો ય થોડા સમયમાં એ ચૂઇને ખાલી થઇ જાય છે. આપણી નર્હસ શકિત–જ્ઞાનતંતુની શકિત–નું પણ તેવું જ છે. ઘણાની શકિત આ રીતે વિનાકારણ ચૂઇ જાય છે.

નાનાં બાળકોને વિષે આ ઘણું સાચું છે. કારણ સિવાય હાથ હલાવવા, પગ હલાવવા, વસ્તુઓ ઉપાડવી, તોડવી, કાપવી, આંગળાં ચૂસવાં, ખુરશી પર બેસી ખુરશી હલાવવી અને બહુ વાર દોડવું, કૂદકા મારવા, ખેલવું ને રમવું એ આ ગળતીના પ્રકારો બને છે. તેથી તેમની આ શકિત વાપરીને તેનો ઉપયોગ કરવો, તેને યોગ્ય રીતે કામમાં લગાડવી એ જરૂરી છે–એ ચૂઇ જાય નહિ તે ધ્યાનમાં રાખવું જોઇએ.

**મારકણાં બાળકો :** આ બાળકો કયા વાતાવરણમાંથી આવે છે તે દરેક માબાપે જાણવાની ખાસ આવશ્યકતા છે. સારા કે ખરાબ ગમે તે વાતાવરણમાંથી ચિત્રવિચિત્ર સ્વભાવનાં અને સારાંનરસાં બાળકો નીકળી આવે છે અને ઘણી વાર તો સારા વાતાવરણમાંથી એવાં તો નરસાં બાળકો મળી આવે છે કે આપણને એમ થાય કે ત્યારે વાતાવરણનો શો અર્થ ! સારાં માબાપ અને ઘરનો શો અર્થ !

આ મારકણાં બાળકોનો ત્રાસ સહી લેવાય નહિ. ચેપી રોગના ભોગ થઇ પડેલને જેમ જુદાં કાઢવાં જોઇએ જ ( Segregate ), તેમ જ આવાં મારકણાં બાળકોને એક પ્રકારનાં માંદાં ગણી તેમને તુરત નોખાં કાઢવાં જોઇએ. શિક્ષકનું પ્રથમ કર્તવ્ય શાળાનું વાતાવરણ

[ સાંધણ પૃ. ૯૭ને ૭૨ ]

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઈ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે ડિસેમ્બર માસમાંઃ-** ચાણસ્મા મહાલનાં (૧) કનોડા (૨) મોટપ (૩) ધીચાલ (૪) ઇસ્લામપુર (૫) સરસાવ (૬) કેશણી (૭) પીપળ (૮) ચવેલી (૯) જીતોડા (૧૦) ધાણોધરડા (૧૧) જાખાના (૧૨) રૂપપુર (૧૩) ધરમોડા (૧૪) કંબોઇ (૧૫) ગોખરવા (૧૬) ખોરસમ (૧૭) ભાટસર (૧૮) બ્રાહ્મણવાડા ( વર્ગીકરણ કરી લેવું. ) (૧૯) છમીછાઃ નામવારી રજીસ્ટર કરી લેવું. (૨૦) વડાવલીઃ નામવારી રજીસ્ટર કરી લેવું. (૨૧) કારોળાઃ નામવારી રજીસ્ટર કરી લેવું. (૨૨) ગેલિયા વાસણાઃ વિષયવારી અને નામવારી પૂરાં કરી લેવાં. (૨૩) જસલપુરઃ વિષયવારી અને નામવારી પુરાં કરી લેવાં. (૨૪) બહુચરાજી (૨૫) કાલરી (૨૬) ચડાસણ (૨૭) બરિયફ (૨૮) શંખલપુર (૨૯) ડેડીવાડા (૩૦) આદીવાડા (૩૧) વેણુપુરા. **જાન્યુઆરી માસમાં** ચાણસ્મા મહાલનાં (૩૨) અંબાલા (૩૩) ખાંભેલ (૩૪) મણિયારી (૩૫) મીઠીધારીઆલ (૩૬) રણુજ ( તા. પાટણ ) **કડી મહાલનાં** ૧ રંગપુરડા, ૨ બોરીસણા, ૩ શિયાપુરા, ૪ વીડજ, ૫ કાસ્વા, ૬ સેદરડી, ૭ વાઘરોડા, ૮ કલ્યાણપુરા, ૯ રંગપુર, ૧૦ ખોરજના ડાભા, ૧૧ ખાવડ.

**સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનલાલ સોમેશ્વર જોશીએ ડિસેમ્બર માસમાંઃ**—૧ ઇંદ્રાડ, ૨ ગાંગડીઆ.

**વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. મહીજીભાઈ જેઠાભાઈ નવેમ્બર-ડિસેમ્બરમાંઃ**—૧ દુમાડ, ૨ ઉંડેરા.

**કડી મહાલ માનદ પ્રચારક શ્રી. નર્મદાશંકર જયશંકર દવેએ માહે જાન્યુઆરી માસમાંઃ**—૧ બોરીસણા, ૨ શિયાપુરા, ૩ દહેર, ૪ મણિપુર.

**કડી મહાલ પ્રચારક શ્રી. વિઠ્ઠલદાસ માધવલાલ પંચોળીએ માહે જાન્યુઆરી માસમાંઃ**—૧ રંગપુરડા, ૨ શિયાપુરા, ૩ બોરીસણા, ૪ વિડજ, ૫ કાસ્વા, ૬ સેંદરડી, ૭ વાઘરોડા, ૮ કુંડાલ.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલે જાન્યુઆરી માસમાંઃ-** કરજણ મહાલના ૧ રોપા, ૨ રારોદ, ૩ પુરા, ૪ દેલવાડા, ૫ ઓઝઃ નામવારી કરી લેવું ૬ કોરલઃ નામવારી કરી લેવું, ૭ સાયરઃ નામવારી કરી લેવું, ૭ સંભોઈ, ૮ માનપુર, ૯ સુરવાડા, ૧૦ અભરા, ૧૧ વીરજઇઃ ખાનગી વ્યક્તિને ત્યાં મુકાયલી રકમ ઉપાડી લેવી જોઇએ. ૧૨ ઉમજ, ૧૩ નેદરા (પાદરા) વિષયવારી તથા નામવારી કરી લેવાં, ૧૪ સાંપા, ૧૫ બોડકા, ૧૬ કંબોલા, ૧૭ ધામણજા નામવારી અને વિષયવારી કરી લેવાં.

—✠—




## વડોદરા રાજ્ય

**આભારદર્શન**—વડોદરાના મો. ન. અમીન સ્મારક (જયુબિલિબાગ) વાચનાલયને તેના ખર્ચ માટે મુંબાઈવાસી ઝવેરી છગનલાલ નરોત્તમદાસની પેઢી તરફથી રૂ. ૩૫) મદદ મળી છે, તે બદલ વાચનાલયના સંચાલકો તેમનો આભાર માને છે.

**મુલાકાત**—ના. વાઇસરોય સા. ની વડોદરા ખાતેની પધરામણી વખતે તેઓએ સ્થાનિક મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાત લીધી હતી. ( સવિસ્તર હેવાલ અન્યત્ર વાંચો. )

**ઉત્સાહી મંત્રી**—સા. પુ. બાંટવાના ઉત્સાહી મંત્રી શ્રી. ઝવેરલાલ શર્માએ સદર પુસ્તકાલય જે અવ્યવસ્થિત હતું તેને આકર્ષક બોર્ડો વડે શણગારી તેમ જ જરૂરી ફોર્મો વગેરે વ્યવસ્થિત કરી આજુબાજુના લોકોને પણ આકર્ષ્યા છે. સ્તુત્ય.

**ખેદજનક અવસાન**—ભાદરણના વતની શ્રી. મગનલાલ કાશીભાઇ પટેલનું બીલી-મોરા મુકામે ગઈ તા. ૧૧–૧–૪૦ ના રોજ અવસાન થયું છે. સદ્ગતે ભાદરણના સાર્વજનિક પુસ્તકાલયને રૂા. ૭૦૦૦ નું દાન આપ્યું હતું.

**જૂથમંડળની સભા**—બહુચરાજી જૂથ પુ. મંડળની એક સભા તા. ૨૧–૧–૪૦ ના રોજ સા. પુ. બહુચરાજીના મકાનમાં મળી હતી, જે વખતે જૂથમાંનાં પુસ્તકાલયોએ ત્રિમાહી હેવાલ વખતસર મોકલવા બાબત તેમ જ બાકી રહેલું વર્ગીકરણ જે તે પુસ્તકાલયોએ સત્વર કરવા બાબતના ઠરાવો થયા હતા.

## સા૦ પુ૦ ને મદદ*

**સા. પુ. બચાર**—( તા. કરજણ )ને ઓરાના રાઠોડ અમરસંગ મોહનસંગે રૂા. ૫) તેમના પુત્રના લગ્નપ્રસંગે.

**સા. વાચનાલય તારાપુર**—(તા. કલોલ)ને ૨) શ્રી. મોહનલાલ ગોરધનદાસ તરફથી.

**સા. પુ. સેરીસા**—( તા. કલોલ )ને ૧૦) શેઠ હઠીસિંગ જેઠાભાઈ, ૫) અમથાલાલ જેશંગભાઇ, ૫) શેઠ મણિલાલ મોતીલાલ તરફથી.

**સા. પુ. આગલોડ**—( તા. વિજાપુર )ને રૂા. ૩૫)નું કબાટ ત્યાંના ભટ્ટ ગિરિજાશંકર રેવાશંકર તરફથી.

---

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે

**સા. પુ. ગરડા**—( તા. સંખેડા )ને શેઠ ઓચ્છવલાલ મગનલાલ તરફથી રૂ. ૫૬–૮–૦ નાં પુસ્તકો.

**સંવત્સરી ઉજવાઇ**—સા. પુસ્તકાલય ગણદેવીમાં સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબની પ્રથમ સંવત્સરી ગઇ તા. ૧–૨–૪૦ ના રોજ ઉજવાઇ હતી. તે પ્રસંગે સદ્ગતનો ફોટો ખુલ્લો મૂકવામાં આવ્યો હતો.

## વ૦ ૨૦ પુ૦ મંડળ

**સત્તરમી પરીક્ષાઃ**—શિષ્ટ વાચનની સત્તરમી પરીક્ષા તા. ૨૧–૧–૪૦ ના રોજ લેવાઇ ગઇ. તેમાં ૨૭૮ ઉમેદવારો બેઠેલાં જણાયાં છે. પરિણામ માટે જોવો માર્ચનો અંક.

**પર્વણીદિનઃ**—તા. ૧૩–૨–૪૦ ના રોજ ઉજવાનાર પુસ્તકાલય પર્વણીદિનના અહેવાલ પ્રસિદ્ધિ અર્થે "પુસ્તકાલય" માસિક પર મોકલી આપવા લાગતા વળગતાઓને વિનંતિ !

**શિક્ષણવર્ગોઃ**—ચાલુ સાલે કરનાળી અને સિદ્ધપુરમાં ભરાનાર શિક્ષણવર્ગો સંબંધી ગતાંકમાં જાહેરાત પ્રસિદ્ધ થઇ છે. તે ન જોઇ હોય તો જોઇ લેવા ઇચ્છુક ઉમેદવારોને ભલામણ !

---

[ સાંધણ પૃ. ૯૪નું ]

સ્વચ્છ, સમધારણ અને નીરોગી રાખવાનું છે. આવાં બાળકોને થોડા યા લાંબા વખતને માટે અસમધારણ ગણી લેવાથી થતા ગેરલાભમાંથી બીજાં સમધારણને બચાવી લેવાં જોઇએ.

## શિક્ષણ અને સાહિત્ય : ફેબ્રુઆરી '૪૦

**લોકશિક્ષણમાં ભીંતપત્રોનું સ્થાન :** લોકમાનસનો અભ્યાસ કરતો લોકસેવક જો *નિશ્ચિત હેતુ ધ્યાનમાં રાખી ક્રમેક્રમે અને સંયમપૂર્વક પોતાના વિચારો પ્રજા સમક્ષ મૂકે તો* ભીંતપત્ર કોઇ સામયિક પત્ર કરતાં પણ વધુ ઉપયોગી નીવડે, વળી એ ભીંતપત્ર એક બળવાન મિત્રની ગરજ સારે છે. ગ્રામસેવાના કોઇ કામમાં ગ્રામજનોની મદદ માગવામાં આ ભીંતપત્ર અત્યંત ઉપયોગી નીવડે છે. એ લોકસેવકનું મોઢું બનીને ઊભું રહે છે. એને માટેના નિયમો આ લેખમાં આપ્યા છે.

**વર્ધા શિક્ષણના સમન્વયો :** બુદ્ધિવિકાસ અને ઉદ્યોગના પરસ્પર સંબંધનો ઉકેલ કરવામાં વર્ધા–કેળવણીની યોજનાએ સૌથી આગળ પગલું લીધું છે. શિક્ષણનું તત્ત્વ ઉદ્યોગમાં હોય છે. એની કલ્પના પણ કેળવણીકારોને થતી નહિ. પરિણામે, બુદ્ધિવિકાસની પાછળ ઉદ્યોગો ધસડાયા જતા. આજના કૃત્રિમ સમાજમાં બુદ્ધિજીવી અને શ્રમજીવી વચ્ચે જે પ્રતિષ્ઠાભેદ દેખાય છે તે જ પ્રતિષ્ઠાભેદ આજ સુધીના બુદ્ધિ–ઉદ્યોગના સમન્વયમાં હઠ કરતો.

**"મેટ્રીક ઓછા અંગ્રેજી"** મેટ્રીક સુધી ભણેલા વિદ્યાર્થીને મળેલા જ્ઞાનમાંથી અંગ્રેજીને ઉપાડી લેવાથી શું બાકી રહે તેની બાદબાકી આ લેખમાં આપવામાં આવી છે.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ શિષ્ટવાચન પરીક્ષા ૧૭ મી તા. ૨૧–૧–૪૦ ]

### સમય ૭॥ થી ૧૦॥

ટીપઃ—

( ૧ ) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો સીવી લેવા.

( ૨ ) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ જાતની મદદ લેવી નહિ; પ્રામાણિકપણું પૂરેપૂરું જાળવવું.

( ૩ ) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પૂઠા પર નામ ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

( ૪ ) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

( ૫ ) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગીપાત્ર ગણાશે.

### પ્રશ્નપત્ર

## કિશોર ચરિત્રમાળા—ગુચ્છ ૨જું

# ગુજરાતી મહાજનો

[ ટીપઃ—૧ લો અને ૮ મો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે ૭ મળી કુલ આઠ સવાલના જવાબ લખવા. ]

૧. ગુજરાતી મહાજનોની ચારિત્રમાળાના અભ્યાસથી તમારા મનમાં ઉઠેલા ભાવ ને પ્રગટેલા વિચાર વર્ણવો.

૨. ' હિંદ અને હિંદીઓમાં કંઇક અવેરાત છે ' એ જાતની ગોરી પ્રજાને ખાતરી કરાવનાર મહાપુરુષ કોણ ? એની વડોદરાની કામગીરી વર્ણવો.

૩. જયકૃષ્ણભાઇની વિદ્યાવિશારદતા અને સ્વદેશાભિમાન વિષે જાણતા હો તે લખો.

૪. કવિ નર્મદને વેઠવી પડેલી હાડમારીઓ ને તેથી તેમના ટેક પર નીપજેલી અસર વર્ણવો.

૫. ' લાખ ગુમાવીને પણ શાખ રાખવી ' એ વચનો કયા મહાપુરુષના સંબંધમાં સાચાં પડયાં છે ? એ આખો પ્રસંગ વર્ણવો અને તે પરથી મળતો સાર સમજાવો.

૬. ' રૂંટિયાવાળા 'નું બિરૂદ કયા મહાપુરુષને શાથી મળેલું ? એ મહાપુરુષનાં લોકહિતનાં અને પરોપકારનાં કામો વર્ણવો.

૭. આર્યસમાજના સંસ્થાપક મહાપુરુષનું જન્મસ્થાન કયું ? સંસાર પરથી એમનું ચિત્ત ઉઠી જવાનાં કારણો દર્શાવી એમનો વૈરાગ્ય સાચો હતો તે પૂરવાર કરનારાં દૃષ્ટાંતો ટૂંકમાં લખો.

૮. પૂર્વાપર સંબંધ સાથે સમજાવોઃ—

(૧) 'ભાઇ અમે હાર્યા!' (૨) 'વાહરે! સોનું-રૂપું શરીરે ઘાલ્યું છે ને ભાઈસાહેબ સાધુ થવા નીકળ્યા છે!" (૩) 'બચ્ચા, તુને હમેરી ઇર્જિત બઢાઇ હૈ: મૈં પ્રસન્ન હુઆ હું' (૪) 'દાદી, તું તો હોંશિયાર નીકળ્યોની ?' (૫) 'હું તો હિંદને પરણી છું' (૬) 'મારા માલની જાહેરાત કરૂં છું' (૭) 'અહા! શી સંગીતની મધુરતા!' (૮) 'નીકળ બહાર! આ કારખાનું તો મારૂં છે!'

૯. સંસારસુધારક તરીકે કવિ નર્મદ અને કરસનદાસ મૂળજીનો મુકાબલો કરી એ બન્નેના ચરિત્રવાચનથી તમારા દિલ પર પડેલી છાપ આલેખો.

૧૦. જયકૃષ્ણભાઇના ભણતર વિષે શું જાણો છો ? વિદ્યાર્થીવર્ગ તેમ જ વડીલવર્ગને તેમાંથી શો બોધ મળે છે?

૧૧. તમે અભ્યાસ કરેલા ૧૨ ગુજરાતી મહાજનોનાં નામ ગણાવી તે પૈકી આત્મબળે આગળ વધેલા ગમે તે એકનું રેખાચિત્ર દોરો.

૧૨. નીચેના વિષે શું જાણો છો ?:—

(अ) દાદાભાઇના વિદ્યાર્થીઅવસ્થાના વિચારો.
(ब) બેંગલોરનું 'વિજ્ઞાન સંશોધક મંદિર'.

૧૩. ઝંડુ ભટ્ટનું મૂળ નામ શું ? 'ઝંડુ' નામ પડવાનું શું કારણ ? એ મહાપુરુષની દયાળુતા અને નીડરતા વિષે જાણતા હો તે લખો.

૧૪. જાતમહેનત અને ખંતથી જીવનવિકાસના સર્વોચ્ચ શિખરે પહોંચી શકાય છે' એવું મલબારીના જીવનપ્રસંગો પરથી પૂરવાર કરો.

૧૫. તૈયબજી કુટુંબની જાહોજલાલી કોના વખતથી શરૂ થઇ ને તે કેવી રીતે એ સમજાવો.

૧૬. અબ્બાસ સાહેબની તેજસ્વિતા ને નીમકહલાલી વિષે શું જાણો છો ?

૧૭. નારાયણ હેમચંદ્રના વાચનશોખ ને પ્રવાસશોખ વિષે જાણતા હો તે લખો.

૧૮. વિલાયતમાં ગાંધીજી સાથેની નારાયણ હેમચંદ્રની પિછાણ અને સહવાસના પ્રસંગો વર્ણવો.

૧૯. કવિ ખબરદાર કઇ ન્યાતના છે ? એમના કાવ્યગુરુ' કોણ ? એ કાવ્યગુરુ દયાભાવ ને નિરભિમાનની મૂર્તિ હતા એવું દાખલા-દૃષ્ટાંતોથી પૂરવાર કરો.

૨૦. મહર્ષિ દયાનંદ સરસ્વતીની શૂરવીરતા ને ક્ષમાશીલતા વિષે જાણતા હો તે લખો.



—卐—

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૯–૪૦

**યાદી નં. ૨ : સંખ્યા ૨૧૧ ( કુલ ૧૦૦૩ )**

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૬–૧–૪૦ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૨૨મી જાન્યુઆરી ૧૯૪૦ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. હજી પણ જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી જશે, તેમને વહેલામાં વહેલી તકે પત્રો શરૂ કરાવી અપાશે. તેમની યાદી અલબત્ત ગામના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમ જ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**વા. ના. અમીન**

વડોદરા, તા. ૬–૨–૪૦ — મંત્રી પુ. સ. સ. મં. લિ.

## વડોદરા પ્રાંત

**પેટલાદ**—પાડગોળ, માલાવાડા, રામોદડી.

**ભાદરણ**—જલસણ, જલુંધ

**વડોદરા**—આસોજ, કોયલી, ચાપડ, રમણગામડી, સલાડ, સાંકરદા, સોખડા, સીસવા, ધનોરા, ફાજલપુર, ગોરસીંદા, સુંદરપુરા, અંપાડ, દામાપુરા, ધટોલા.

**પાદરા**—કણઝટ, કરખડી, કલ્યાણકુઇ, ગોરીઆદ, ચોકારી, જલાલપુર, માસર, વણછરા, શાણપુર, દરાપુરા, ભદારી, સિહોલ, નેદરા, ઓસલાવ.

**કરજણ**—કુરાલી, નવી જીયરડી, પુરા, બામણગામ, મિયાગામ, રણાપુર, સરોદ, સુરવાડા, પિંગળવાડા, તેગવા, હળદરવા.

**ડભોઇ**—અંતોલી, કુંઢેલા; ભનાસ; વણોલી, નાદારિયા, ભીમપુરા, મરેલી, મેનપુરા, સમશેરપુરા, પુડા, બહેરામપુર, અલ્હાદપુરા.

**શિનોર**—ઉતરાજ, પુનિયાદ, માલેથા, સતીસણા, નાના કરાળા, અંબાલી, દામનગર, બાવળીઆ.

**સાવલી**—ખાખરીઆ, નમીસરા, રાણીપુરા, વેજપુર.

**વાઘોડીઆ**—ખંધા, સાંગાડોલ, ગુતાલ.

**સંખેડા**—માણ, લાછરસ, વડેલી, સૂર્યાઘોડા, પાટણ, ઝાળ.

**તિલકવાડા**—ગુજેદા.

## મહેસાણા પ્રાંત

**દહેગામ**—પરાંતીઆ, ભાવડા, મહુદરા, વાસણા, રાઠોડ, ધારીસણા, જીંડવા, કરોલી, ઝાલા, હાથીજણ, ગલુદણ.

**આતરસુંબા**—આંબલીવેલ, ઝંડા, ગરોડ, વાઘજીપુરા.

**કડી**—કારવા, ખોરજના દોડા, કરજીસણ, કણઝરી, ધરાણા, અંબાવપુરા.

**કલોલ**—ધસંડ, ડીંગુચા, મોખાસણ, વડસર, સેરીસા, કોઠા, અલુવા, બીલેશ્વર, તારાપુર.

**વિજાપુર**—આગલોડ, આજોલ, ખરોડ, ગેરીતા, પુંધરા, માલોસણ, રણાસણ, વડાસણ, દેલવાડા, ઉપખલ, માઢી.

**વીસનગર**—કમાણા, કાંસા, ખરવડા, ગોઠવા, તરભ, ભરતોડા, રાજગઢ, આલમપુર, રંગાકુઇ.

**મહેસાણા**—બોરીઆવી, મોટી દાઉ, લાખવડ, ખદલપુર, પઢારીઆ.

**ખેરાળુ**—કરબટીઆ, સીપોર, રાજપુર, બાબીપુર, હીરવાણી મોટી, પાનળા, મછાવા, ચાડા, રંગપુર.

**સિદ્ધપુર**—ચંડાળા, ઢુંડાવ, દાસજ, બ્રાહ્મણવાડા, સીઠી, ગાંગલાસણ, ઉપલવા.

**પાટણ**—કંથરાવી, પાટણ અનાથાશ્રમ, સંખારી, ખીચીઆણા, બોરસણ, કણી, અઘાર, માંડોત્રી, રૂવાવી, નાયરવાડા વા., ખારીવાવડી.

**ચાણસ્મા**—ગોરાદ, પીંપળ, ધરમોડા, જસલપુર, કારોડી, રણેલા, મીઠી ધારીઅલ.
**હારીજ**—ગોરતવાડા, સુણસર.

**નવસારી પ્રાંત**

**નવસારી**—કરખાપાર, કાછીઆવાડી, પડધા, સાગરા, ગીરજાપુર, ભાઠા.
**ગણદેવી**—દેસરા, વલોટી, કેસલી.
**બીલીમોરા**—તળાવફળીઆ.
**ગણદેવી**—દેવસર
**પલસાણા**—એરથાણ, ધામડોદએના, સાંકી, અસ્તાન, વડદલા, કણાવ.
**કામરેજ**—શેવણી, નેનંગ, પાલી.
**મહુવા**—અનાવલ, કુરેલ, ઓડચ, ઉમરા.
**માંગરોલ**—પીપોદરા, સીમોદરા.
**વ્યારા**—અંધારવાડી દૂર, કેળકુઇ.

**અમરેલી પ્રાંત**

**અમરેલી**—દેવરાજીઆ, નાના આંકડીઆ, લાલાવદર, ટીંબલા, ખીજડીઆપાધારી, મેડી.
**ધારી**—ગરમાલી, સારંગણી.
**ખાંભા**—રૂક્ષ્મનાથપુર.
**કોડીનાર**—દેવળી, પીપળી, માલગામ.
**રતનપુર**—શિયાનગર.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૩૯–૪૦

**યાદી નં. ૨ : સંખ્યા ૬૪**

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯–૪૦ ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે જાન્યુઆરી માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઇ ૧૯૪૦ સુધીમાં પુસ્તકો મોકલાઇ જાય તેવી યોજના થયેલી છે. એટલે પત્રો–માસિકોની યાદીઓનાં ક્રમવાર પુસ્તકો મોકલાશે; જેથી આ તરફ ઉઘરાણી કરી બીનજરૂરી ટપાલખર્ચ કરવાની કોઈ પુસ્તકાલયને જરૂર રહેતી નથી.

વડોદરા,
તા. ૬–૨–'૪૦

વા. ના. અમીન
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

**ભાદરણ**—કીંખલોડ.
**સાવલી**—પીલોલ, મોટીભાડોલ.
**પેટલાદ**—મહિલા પુ.
**વાઘોડીઆ**—રવાલ.
**શિનોર**—અવાખલ
**દહેગામ**—ઉદણ.
**આતરસુંબા**—કનીપુર, હીલોલ.
**કડી**—કુંડ, બોરીસણા.
**કલોલ**—રૂપાલ, ઉનાઉ, મોટી આદરજ, ડાંગીલ.
**વિજાપુર**—મહુડી, માણેકપુર, પામોલ, પારસા, ભાવસોર, ગવાડા, હીરપુરા, પીલવાઇ, ખરણા, ઇબ્રરામપુરા.
**મહેસાણા**—મેઉ, ધાંધુસણા, અલોડા, દેવરાસણ, અંબાસણ, ભેંસાણ, બલોલ.
**સિદ્ધપુર**—કાંબળી, ઉપેરા, રણછોડપુરા.
**પાટણ**—વાગડોદ.
**ખેરાળુ**—ત્રાંસવાડ.
**ચાણસ્મા**—બ્રાહ્મણવાડા, સેલાવી, શંખલપુર ગંગેટ, વડાવલી.
**હારીજ**—દુનાવાડા.
**નવસારી**—કાછીઆવાડી, કુચેદ, સરઇ.
**ગણદેવી**—પાટી, દેવધા.
**પલસાણા**—તાંતીથૈયા, કરણ, ઇટાળવા.
**કામરેજ**—વિહાણ, ખાનપુર, કામરેજ, ઓરણ
**મહુવા**—ઝેરવાવરા.
**માંગરોળ**—કોસંબા, સરદા, કુંવારદા.
**વ્યારા**—મહિલા અને બાલ. પુ.
**અમરેલી**—વાંકીઆ, જેસિંગપુરા.
**ધારી**—ભાડેર.
**ઓખામંડળ**—મહિલા પુ. બેટ.

# આવતા માસની કાર્યદિશા

૧ લોકમદદ જેમણે હજી પણ મોકલી ન હોય તેમણે મંડળ તરફ તુરત મોકલવી.

૨ પુસ્તકાલય પર્વણીદિન ઊજવી લોકમદદ ઊભી કરવી તથા કસ્બા પુસ્તકાલયોએ આ દિવસો ખાસ ઉજવી પોતાના સભાસદો વધારવા.

૩ સરકારપંચાયત મદદની પાવતીઓ ન મોકલી હોય તેમણે મોકલવા તજવીજ કરવી.

૪ દરેક જૂથમંડળે પોતાના જૂથમંડળની માસિક સભા ભરી તેનો હેવાલ મહાલ મંડળ તરફ મોકલવો.

૫ સહકારથી અંદાજો ઘડવા માટે જૂથમંડળો પ્રચારકાર્ય કરે અને ઠરાવો મોકલી આપવા ગોઠવણ કરે.

૬ જેમણે ત્રિમાહી નિવેદનો ન મોકલ્યાં હોય તે જૂથમંડળ દ્વારા મોકલી આપે.

વડોદરા,
તા. ૨૭-૧-૪૦

ઉ. મો. પટેલ
મદદ૦ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૨૮ સને ૧૯૩૯-૪૦

## વિષય

### સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક રા. ખીમજીભાઈ ટીડાભાઈનું રાજીનામું મંજૂર કરવા બાબત.

સિદ્ધપુર મહાલ પુસ્તકાલયોની તપાસણી માટે રા. ખીમજીભાઈ ટીડાભાઈ ઠાકર માનદ પ્રચારક તરીકે કામ કરતા હતા. તેઓ રસુલપુર ગામે હોવાથી અને તે ગામ મહાલને એક છેડે હોવાથી તેમનાથી પ્રચારકનું કામ સંતોષકારક રીતે થઈ શકતું નથી, જેથી પ્રચારક તરીકેનું રાજીનામું તા. ૧૧-૧-૪૦ અત્રે આ. નં. ૯૮૩ તા. ૧૩-૧-૪૦ થી આવેલું છે. સબબ તેમની માગણી પ્રમાણે સિદ્ધપુર મહાલ પ્રચારકનું તેમનું રાજીનામું તા. ૧૧-૧-૪૦ થી મંજૂર કરવામાં આવ્યું છે તો સિદ્ધપુર મહાલનાં સર્વ પુસ્તકાલયોના કાર્યવાહકોની જાણ થવા આ સૂચના કાઢવામાં આવી છે.

વડોદરા,
તા. ૨૩ જાન્યુઆરી ૧૯૪૦

પુ. નિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સૂચના નંબર ૨૯ સને ૧૯૩૯–૪૦

## વિષય

### પુસ્તકાલયોની તપાસણી માટે માનદ પ્રચારકની નિમણૂક કર્યા બાબત.

કડી મહાલનાં પુસ્તકાલયોની તપાસણી માટે રા. ગોપાળદાસ મકનદાસ પટેલ, હીરાલાલ શિવલાલ ઉપાધ્યાય તથા રા. નર્મદાશંકર જયશંકર દવે, એ ત્રણ ઈસમો માનદ પ્રચારક તરીકે કામ કરે છે. આ મહાલે પુસ્તકાલયો વ્યવસ્થિત કરવા સારૂ અપવાદ દાખલ વિશેષ પ્રચારકોની જરૂર હોવાથી રા. મહાશંકર લલ્લુરામ દવે મુખ્ય શિક્ષક અને મંત્રી ગા. પુસ્તકાલય સુરજ તા. કડી એમની અરજી તા. ૨–૧–૪૦ ની પ્રચારક માટેની રા. કડી મહાલ પુસ્તકાલય મંડળના અભિપ્રાય સાથેની આવવાથી મહાલ મંડળના મંત્રીની ભલામણ પ્રમાણે સદર રા. મહાશંકર લલ્લુરામ દવેને કડી મહાલનાં પુસ્તકાલયોના ચોથા માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે.

વડોદરા,
તા. ૨૩ જાન્યુઆરી ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના અંક ૩૦ સને '૩૯–૪૦

## વિષય

### પુસ્તકો પરભારે ખરીદવાની પ્રથા બંધ કરવા બાબત

કેટલાંક કસબા તથા ગ્રામ પુસ્તકાલયો પોતાના ઉપયોગ માટે જરૂર તે પુસ્તકો પરભારે ખાતાની પાસે યાદી મંજૂર કરાવ્યા સિવાય ખરીદી લે છે. છુટક પુસ્તકો ખરીદવાથી કમિશન મળતું નથી અને મળતું હોય તો તે બતાવવામાં આવતું નથી. તેથી પુસ્તકાલયોને નુકસાન થાય છે. અને કયાં પુસ્તકો પુસ્તકાલયમાં વસાવવામાં આવે છે તેની ચોક્કસ માહિતી તે વસાવતા પહેલાં મળતી નથી. કસબા પુસ્તકાલયો માટે પણ સ. નં. ૩૨ તા. ૧૨–૫–૩૧ ( એકીકરણ ભા. ૨ ના પૃષ્ઠ ૨૭ ) પ્રમાણે પુસ્તકો ખાતા પાસે મંજૂર કરાવવાનાં જ છે.

સબબ મંજૂરી સિવાયનાં પુસ્તકો ખરીદાશે તો તેની જવાબદારી મંત્રીને શિર રહેશે અને તેવાં પુસ્તકોની કિંમત અંદાજમાં મજરે મળશે નહિ.

વડોદરા,
તા. ૨૪–૧–૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૩૧ સન ૧૯૩૯–૪૦

# વિષય

### સન ૧૯૩૯–૪૦ માં ઉઘાડેલાં ૨૦ નવીન પુસ્તકાલયો બાબત.

ચાલુ વર્ષે ૨૦ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું મંજૂર કરવામાં આવ્યું છે. એ માટે જે જે ગામો તરફથી માગણીઓ આવેલી તેમાંથી જેમના રૂા. ૫૦ થી ૭૫ પુરા એકઠા થયા હોય, વસ્તી પ્રમાણમાં વધારે સારી હોય, તેવાં નીચેનાં ૨૦ ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાનું નક્કી કર્યું છે નજીકના સ્ટેશને કબાટો ઊતરે તેવી તજવીજ કરી છે. અને કબાટ મળી ગયા પછી પુસ્તકો પણ તુરત મોકલવા મંડળને સૂચના અપાય છે. માટે જે તે ગામના મંત્રીઓએ રેલવે રસીદ મળે કે તુરત જ કબાટ અને પુસ્તકોનાં પારસલો મંગાવી લેવાની, અને જે તે સ્થળે પાવતીઓ મોકલવાની તજવીજ કરવી. આ સિવાય બીજાં જે જે ગામોની માગણીઓ આવી છે, તેમની માગણી ચાલુ વર્ષની સંખ્યા પૂરી થઈ જવાથી હાલ સ્વીકારવામાં આવી નથી. પણ સન ૧૯૪૦–૪૧માં તે ગામોને પુસ્તકાલયોનો લાભ આપવા તજવીજ થશે.

## વડોદરા પ્રાંત

| નવીન પુ૦ નું નામ | તાલુકો | વસ્તી. | નવીન પુ૦ નું નામ | તાલુકો | વસ્તી. |
|---|---|---|---|---|---|
| ૧ લતીપુર ટીંબી | કરજણ | ૩૧૫ | ૫ રાયપુરા | વડોદરા | ૧૨૩૨ |
| ૨ નિશાળીઆ | ,, | ૨૩૩ | ૬ મીરસાપુર (લાલજીપુરા) | ,, | ૮૭૫ |
| ૩ બ્રાહ્મણવસી | પાદરા | ૯૪૮ | ૭ સમસપુરા | ,, | ૩૫૯ |
| ૪ મઞ્નતણ | ,, | ૮૩૩ | ૮ પોઈચા | સાંવલી | ૮૧૩ |

## મહેસાણા પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ વડાલી | આતરસુંબા | ૫૬૭ | ૫ ડેર | પાટણ | ૧૯૩૬ |
| ૨ ઉદરડીના સુવાડા | ,, | ૪૬૬ | ૬ ચરાડુ | મહેસાણા | ૧૭૦૭ |
| ૩ મદ્રોપુર | ખેરાળુ | ૮૭૦ | ૭ પાલડી વ્યાસ | વિજાપુર | ૬૭૯ |
| ૪ લવારપુર | દહેગામ | ૭૮૬ | ૮ ધનપુરા | ,, | ૧૧૭૬ |

## નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ભાઠા | ગણદેવી | ૯૯૨ | ૩ ખોલવડ | કામરેજ | ૨૧૪૦ |
| ૨ ગંગાધરા | પલસાણા | ૨૦૦ | | | |

## અમરેલી પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ કરેણીઆ | દામનગર | ૨૭૬ |

ઉપર જણાવેલાં ૨૦ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે. બાકીની માગણીઓની આવતી સાલે તજવીજ થશે.

વડોદરા,
તા ૨૫–૧–૪૦

ગો બ. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ.

## સૂચના નં. ૩૨ ૧૯૩૯–૪૦

# વિષય

## પુસ્તકાલય પર્વણીદિન ઉજવવા બાબત

સાર્વજનિક પુસ્તકાલય તરફ લોકો આકર્ષાય અને પુસ્તકાલયનું મહત્ત્વ સમજે એ ઉદ્દેશથી વર્ષમાં એક વખત પુસ્તકાલય પર્વણીદિન ઉજવવો જરૂરી છે. આ હેતુ લક્ષમાં રાખી દરેક વર્ષની મહા સુદ ૫ ( વસંતપંચમી )ને દિવસે સદર પર્વણીદિન ઉજવવો એવું નક્કી કરવામાં આવ્યું છે.

આ પર્વણીદિન દરેક વર્ષે ઉજવાય અને તે મારફત પુસ્તકાલયનાં હિતમાં ભાગ લેનાર ભાઈબહેનો પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશો ઘરેઘર પહોંચાડે તથા આ પ્રવૃત્તિને પોતાના જીવનની જરૂરીઆત સમજે તે માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ વર્ષોવર્ષ "પુસ્તકાલય" માસિકમાં આ બાબત જાહેરાત કરી રાજ્યનાં તમામ પુસ્તકાલયોના કાર્યકર્તાઓને જાગ્રત રાખે છે.

પરંતુ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી થતી જાહેરાતનો જોઈએ તેવો અમલ રાજ્યનાં પુસ્તકાલયો તરફથી થતો નથી. તેથી એવું ઠરાવવામાં આવે છે કે દર વર્ષે દરેક પુસ્તકાલયે વસંતપંચમીને દિવસે પુસ્તકાલય પર્વણી દિન ઉત્સાહપૂર્વક ઉજવવો. તે ઉજવવામાં નીચેની બાબતો તરફ ખાસ લક્ષ આપવું:—

(૧) પુસ્તકાલયના સ્થળને બરાબર સાફસૂફ કરી શણગારવું;

(૨) ગામમાં જુદે જુદે ઠેકાણે પુસ્તકાલયનાં સૂત્રો લટકાવવાં.

(૩) નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ તથા બાળાઓની પ્રભાતફેરી કાઢી-ગામમાં ઉઘરાણું કરવું અને આ પ્રમાણે ઉઘરાવેલી રકમ લોકમદદ તરીકે ગણવી.

(૪) ગામના પ્રમાણમાં ગ્રામઉદ્યોગના પ્રદર્શનની ગોઠવણ કરવી.

(૫) સાંજના સભા રાખી પુસ્તકાલયની અગત્ય સંબંધી ભાષણો તેમ જ સંવાદો તથા નાટ્યપ્રયોગો વગેરે કાર્યક્રમ રાખવો.

દર વર્ષે દરેક પુસ્તકાલયે ઉપર પ્રમાણે પુસ્તકાલય પર્વણીદિન પોતાને ત્યાં ઉજવી તેની ટૂંકી નોંધ " પુસ્તકાલય " માસિકના તંત્રી તરફ મોકલી આપવી.

વડોદરા,<br>તા. ૨૭–૧–૪૦

ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક

સૂચના નંબર ૩૩ સને ૧૯૩૯–૪૦

# વિષય

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | શ્રીજીવન | માસિક | ૪–૦–૦ | સંપાદક, શ્રીજીવન, ઝવેરીવાડ, અમદાવાદ. |
| ૨ | ખેડા વર્તમાન | અઠવાડીક | ૩–૦–૦ | તંત્રી, "ખેડા વર્તમાન" મુ. ખેડા. |
| ૩ | દીનબંધુ | મરાઠી સાપ્તાહિક | ૪–૦–૦ | મેનેજર, દીનબંધુ, ૪૪૪, રસ્તા-પેંઠ, પુના. |
| | પ્રવાસી | સાપ્તાહિક | ૬–૮–૦ | વ્યવસ્થાપક, પ્રવાસી, પો. બો. ૬૨, ૧૩૮, મેડોઝસ્ટ્રીટ, કોટ, મુંબઈ. |
| | દયાનંદ સંદેશ | હિન્દી માસિક | ૨–૩–૦ | मेनेजर, दयानंद संदेश, मेगेझीन चावडा बाजार, देहली. |
| | વાનર | સદર | ૨–૮–૦ | मेनेजर, हिन्दी मन्दिर, प्रयाग ( अलाहाबाद ) |
| ૭ | જ્યોતિર્ધર | પખવાડીક | | તંત્રી જ્યોતિર્ધર ઑફિસ, વલ્લભભાઈ રોડ, અમદાવાદ. |

વડોદરા,
તા. ૨૬–૧–૪૦ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૩ સને ૧૯૩૯–૪૦

| અનુ નં. | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ज ૮૨૮૫/૯૯ | ૦ | કાશીનાથ વિનાયક વેલણકર–કરનાળી | હિંદુ સંસ્કૃતિ | કાશીનાથ વિનાયક વેલણકર, શ્રીક્ષેત્ર કરનાળી, પો. કરનાળી, વાયા ચાણોદ | ૧૯૩૯ | ૨૪° | ૯૬ | કાચી | ૦–૬–૦ |
| ૨ | ध ૩૦૩૨/૪૬ | ૨૩–૧૧–૩૯ | જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા, ધારી | નવમાલિકા | એમ. સી. કોઠારી રાવપુરા, વડોદરા | ૧૯૩૮ | ૧૬° | ૭૨ | કાચી<br>પાકી | ૦–૮–૦<br>૦–૧૨–૦ |
| ૩ | स ૫૧૭/૭૩ | ૭–૧૨–૩૯ | પં. ગણેશ છગનભાઇ વરતિયા ઉપશિક્ષક સ. ગુ. શાળા કડી | શ્રી મેવાવત ક્ષત્રિયોની ઉત્પત્તિનો ઇતિહાસ | કોષ્ટક ૪ પ્રમાણે | ૧૯૩૫ | ,, | ૭૬ | કાચી | ૦–૪–૦ |
| ૪ | ध ૯૦૨૫/૬૦ | ૨૫–૧૧–૩૯ | શાહ ભગવાનદાસ ચુનીલાલ કોયલાપોળ નડીઆદ | શ્રી બાલકૃષ્ણલીલામૃત | કો. ૪ પ્રમાણે | ૧૯૯૫ | ,, | ૮૪૨ | પાકી | ૩–૪–૦ |
| ૫ | क ૭૪૨૪/૭૬ | ૨૯–૧૨–૩૯ | અમૃતલાલ નાથાભાઇ મોદી, દેવજી સરઇઆની ખડકી, સાંકડી શેરી, અમદાવાદ | રંગરતવન | કો. ૪ પ્રમાણે | ૧૯૯૬ | ,, | ૪૯ | કાચી | ૦–૨–૦ |

વડોદરા
તા. ૨૬–૧–૪૦ }

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# સામયિક દોહન

સામયિક પત્રોમાંના સંગ્રહવા જેવા લેખો

વર્ષ ૨ ]　　　ફેબ્રુઆરી ૧૯૪૦　　　[ અંક ૨

## લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો*

જેના સુખદુઃખને માટે હું જવાબદાર છું, જેને કેળવણી અને સંસ્કાર આપવા મેં મારૂં બનતું કર્યું છે અને જેને સ્નેહ, સ્વતંત્રતા અને સુખવૈભવના વાતાવરણમાં ઉછરવાની અનુકૂળતા આપી છે તેની પુખ્ત ઉંમર થયા પછી તેણે લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો. —મો. ન. અમીન

વડોદરા, તા. ૧–૪–૩૭

ચિ. ભાણાભાઇ,

દ્રવ્યનો વારસો, બીજા દાદાઓ જેમ આપે છે તેમ, હું આપી શકું તેમ નથી, કારણ કે મેં પોતેજ મારા જીવનમાં દ્રવ્યને બહુ મહત્ત્વ આપ્યું નથી. અને તમારા સુખને માટે સામાન્ય રીતે જેટલા દ્રવ્યની જરૂર છે તેટલું તો તમારા સદ્‌ભાગ્યે તમારાં માતાપિતા તરફથી તમને મળનાર છે. પણ દ્રવ્ય કરતાં જેનું મહત્વ ઘણું વધારે છે તે 'સંસ્કાર'નો વારસો તો તમને હું સોંપું છું. તમને સંસ્કાર આપવા મારાથી બનતું મેં બધુંય કર્યું છે અને હજી પણ કરવા તૈયાર છું. મારી આશા જો તમે પૂરી નહિ કરો તો હું સમજી શકીશ કે સંસ્કાર આપવામાં–પાડવામાં ઘણી વ્યક્તિઓનો હિસ્સો હોય છે. તમારા મિત્રો, તમારા સહાધ્યાયીઓ અને તમારા અન્ય સંબંધીઓનો પણ તમારા સારામાઠા સંસ્કારમાં મોટો હિસ્સો છે. તમારી આજુબાજુનું વાતાવરણ પણ કેટલેક અંશે જવાબદાર છેજ, છતાં હું તો માનું છું અને સમજું છું કે અનેક વિરોધી અસરો હોવા છતાં, સારા વા માઠા બનવામાં મુખ્ય જવાબદારી તમારી પોતાની છે. તમે ધારો તો નઠારા અને અનિષ્ટ વાતાવરણમાં પણ તમે અણિશુદ્ધ પવિત્ર રહી શકો, અને મારું, તમારાં માતાપિતાનું અને તમારાં વિદ્યમાન અને સ્વ. વડીલોનું અંતઃકરણ ઠારી શકો. મારા તરફના વારસા તરીકે લક્ષમાં રાખવા જેવી આ 'પાંચ બાબતો' વખતોવખત, બધી નહિ તો કોઈ એક બાબત, વાંચતા રહો અને દર અઠવાડીએ પાંચે બાબતો શરૂઆતમાં એક બે વર્ષ વાંચવાનો અભ્યાસ રાખશો તો જ્યારે તેથી વિરુદ્ધ વર્તન થઇ જવાનો પ્રસંગ આવશે ત્યારે તમને જરૂરી ચેતવણી મળશે. મારી

* સ્વ. મોતીભાઇ સાહેબે તેમના ભાણાભાઇ મહેન્દ્રભાઇને આ પાંચ બાબતોનો સંસ્કાર-વારસો આપેલો છે. સૌ વાચકો ભાઇ મહેન્દ્રભાઇની સાથે એના ભાગીદાર થાય એ માટે એ બાબતો અહીં આપી છે.

ઉમેદ છે કે તમે આ પાંચે બાબતો જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ રહેશો. ઈશ્વર તમને હંમેશાં સદ્બુદ્ધિ અને શુભ પ્રેરણા આપે અને સર્વ વાતે સુખી રાખે એ જ મારી પ્રાર્થના.

તમારો શુભેચ્છક

**મોતીભાઈ ન. અમીન**

## પાંચ બાબતો

**૧. જીવનનું ધ્યેય નક્કી કરવું**

પ્રાણી માત્ર જન્મે છે અને મરે છે, પણ તેને જીવનનો હેતુ હોય છે જ, એમ નક્કી કહેવાય નહિ. સામાન્ય મનુષ્યોને પણ હેતુ જેવું બહુ ઓછું હોય છે; પણ સમાજ, રૂઢિએ અને જરૂરીઆતો તેમનો માર્ગ નિશ્ચિત કરી મૂકે છે. મજૂરી કરીને જેમને પેટ ભરવાનું છે તેમને તો ઘણી વખત આ પ્રશ્ન વિચારવાનો હોતો જ નથી. પણ માબાપની આર્થિક સ્થિતિ જરા સારી હોય, ગુજરાનનાં સાધનો મેળવવા ફક્ત શારીરિક મજૂરી કરવાની ન હોય, પણ સુખ–ચેનવાળો ધંધો કે નોકરી કરવાની અનુકૂળતા કે આશા હોય તેઓ સર્વ જીવનનો કોઈ ધન્ય પળે જીવનનો હેતુ શું છે તે સમજવા અને વિચારવા પ્રયત્ન કરે એ ખાસ જરૂરનું છે. ઉચ્ચ કોટીના મનુષ્યો સાચું ધાર્મિક જીવન જીવી જાણે છે, અને ધર્મબોધ, મનુષ્યકર્તવ્ય તથા પરોપકારના પાઠ જનસમૂહને શીખવે છે. બુદ્ધ ભગવાન, વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી–એ બધા આ કોટીના ત્યાગી ધાર્મિક વીરો છે. મહાત્મા ગાંધીજીને પણ આ વર્ગમાં મૂકી શકાય એમ છે. તે પછી સ્વદેશને માટે મહાન ભોગો આપનાર રાજા રામમોહન રાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાદેવ ગોવિંદ રાનડે, ગોપાલ કૃષ્ણ ગોખલે, પૂજ્ય ઠક્કર બાપા આવી શકે છે. તે પછી વ્યવહારમાં રહેનાર અને સ્વાર્થ સાથે પરમાર્થ તરફ વિશેષ લક્ષ આપનાર–આજીવન સેવકનું વ્રત લેનાર સંસ્થાઓના સ્વયંસેવકો તેમ જ એક બાજુ વકીલાત, વેપાર કે નોકરી કરે અને બીજી બાજુ પરમાર્થ કે દેશસેવા તરફ નજર રાખે તેવા ભાઈઓ આવે છે. આ ત્રણ વર્ગમાં ભલે ઘણા ન આવી શકે, પણ તે પછી એક એવો વર્ગ આવે છે, જે પ્રામાણિકતાથી દ્રવ્ય કમાવામાં પાપ વા અનીતિ તો ન જ આચરે, ઉત્પન્નની હદમાં રહી સર્વ પ્રકારનું ખર્ચ કરે, બાપદાદાની મળેલી મિલકતને થાપણ ( ટ્રસ્ટ ) કે ન્યાય સમજી સાચવી રાખે અને વારસામાં પોતાનાં છોકરાંને સોંપવાની યોજના કરે, આળસુ રહેવામાં પાપ માની પોતાના વખતને કામધંધામાં, જ્ઞાન મેળવવામાં વા નિર્દોષ આનંદમાં રોકવાનો નિયમિત કાર્યક્રમ યોજે, કુટુંબીજનોને સુખી અને સંતોષી રાખી તેમને સંસ્કાર આપે, બાળબચ્ચાં અને પોતાને આધારે હોય તેમની સર્વની સંભાળ રાખે અને કોઈને પણ દુઃખ ન દે. સ્વાશ્રય, સંયમ અને સહકાર તે આ વર્ગના ભાઈઓનાં જીવનસૂત્રો હોય. કમાણી કરે અને સુખ ભોગવે, પણ પોતાની કમાણીમાં અને સુખમાં બીજાઓનો પણ હિસ્સો સ્વીકારે અને સલાહ–સંપમાં જ શાન્તિ અનુભવે.

આ પછી તો મનુષ્યોના જીવનના ઘણા વર્ગો આપી શકાય, પણ તે તો સુકાન વિનાનાં વહાણ જેવાં ગણાય. ' હરિ ભટ્ટ વડોદરું ' કરનારાં જ એ હોય. ઘેરથી બહાર નીકળે, પણ ક્યાં જવું છે, શા માટે જવું છે તે ન જ જાણે, અથવા ચોર કે પાપી મનુષ્યોની માફક ' યેનકેન પ્રકારેણ ' દ્રવ્યપ્રાપ્તિનો વા જૂઠ–પ્રપંચનો હેતુ જાણે. એવાં મનુષ્યોનાં જીવન એળે જાય છે. તેમને મનુષ્યવર્ગમાં મૂકવા કરતાં પશુવર્ગમાં ગણી લેવાં એ વધારે વાસ્તવિક ગણાય.

આ જેમને ઉદ્દેશીને લખાય છે તે ચોથા વર્ગમાં આવે અને જીવન એ ધોરણે ગાળે, એમ હું આશા રાખું છું.

## ૨. ચારિત્ર ખીલવવું

આપણે મહાન પુરુષ—ગાંધી, ગોખલે કે ઠક્કર બાપાના જેવા—ભલે ન થઇ શકીએ, પણ ભલા માણસ તો જરૂર થઇ શકીએ. માણસનું સાચું મૂલ્ય વિદ્વત્તા, શારીરિક બળ, દ્રવ્યસંચય વા બાહ્યકીર્તિથી નથી અંકાતું. સુખ—વૈભવ, મોજમજાહ વા પરાક્રમો ચારિત્ર ન હોય તો નકામાં છે. માટે જીવનમાં સત્ય ઉતારીએ, મનમાં હોય તે જ છુપાવ્યા વિના બોલીએ અને જે બોલીએ તે જ આચરીએ; ટૂંકામાં વિચાર, વાણી અને આચાર—ત્રણેની એકતા જીવનમાં સાધીએ તો જ આપણે સાચા માણસ કહેવાઇએ. 'જૂઠનો આવરદા બે ઘડી,' 'સત્ય છાપરે ચઢીને પણ બોલે છે.' માટે સુખી થવું હોય, સુખી કરવા હોય, શાન્તિ અને સંતોષનું વાતાવરણ પ્રસારવું હોય તો ચારિત્રની ખીલવણીમાં ઉદ્યોગ, ખંત, આગ્રહ, ધીરજ, ક્ષાન્તિ, નિયમિતપણું, ચોકસાઇ, વ્યવસ્થા વગેરે વગેરે ઘણા સદ્‌ગુણો આવી જાય છે. ઇશ્વરે આપેલી વા માબાપ તરફથી મળેલી વા પુરુષાર્થથી મેળવેલી કોઇ પણ વસ્તુ એવી નથી કે જે ચારિત્ર વિના એક પળ પણ આપણને સુખ, સંતોષ કે શાન્તિ આપી શકે. હું પોતે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થયો છું. મારો પગાર વા કમાણી સામાન્ય હતી. વિદ્વત્તા તો નહિ જેવી જ હતી અને છે. લેખનશક્તિ વા વક્તૃત્વ બહુ જ સામાન્ય કોટીનું ગણાય, છતાં ચારિત્રબળે મનુષ્યોમાં મારું સ્થાન ગૌરવવંતુ અને ઉચ્ચ મનાયું છે. જેઓ મારા સંબંધમાં આવ્યા છે અને જેઓ મારા કહેવરાવવા ઇચ્છે છે, તેમને વારસામાં ચારિત્રમાં મારા દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનું સોંપું છું. મારો સાચો વારસો ચારિત્ર અને ઉચ્ચ સંસ્કાર છે, જેના અસ્તિત્વથી મારો જે સંબંધી હોય, તે પાપ કરે જ નહિ અને તેવો વિચાર આવતાં જ મારા સ્મરણમાત્રથી પાપમાંથી પાછો હઠે.

## ૩. આરોગ્યરક્ષણઃ શારીરિક સુખ

મનુષ્યનો આત્મા શરીરમાં રહે છે. 'શરીરે સુખી તે સુખી સર્વ વાતે' એમ ગવાયું છે, એ કેવળ સત્ય છે. આંખે કાને કે દાંતે જરા પીડા થાય છે ત્યારે જીવ ત્યાં ચોંટી રહે છે અને બીજું કાંઇ જ કામ સઝતું નથી. માટે શરીરરક્ષણના અર્થે જે કાંઇ કરવું જરૂરનું હોય તે તરત જ કરવું. 'શત્રુ અને રોગને ઉગતા ડામવા' જેથી આગળ ઉપર વધુ દુઃખ આપે નહિ. સામાન્ય રીતે ખોરાકમાં સાવચેતી રખાય, સ્વાદ કરતાં પોષક તત્ત્વને વધારે મહત્ત્વ અપાય, તો આરોગ્ય સચવાય. જોઇએ તે કરતાં વધુ વખત ખવાય, જોઇએ તે કરતાં સ્વાદને કારણે ખોરાક કવખતે પણ લેવાય અને પાચનશક્તિ કરતાં વધારે લેવાય, અનિયમિત રીતે ખવાય, નકામી વસ્તુઓ ખોટી સોબતને કારણે વા ખોટી શરમને લેઇને પેટમાં નંખાય, માસમાં બે—ત્રણ ઉપવાસ કરવાનું ચુકાય, બંધકોષ હોય તો તે તરફ દુર્લક્ષ અપાય, જોઇતી કસરત ન કરાય—એવાં અનેક કારણોથી શરીર બગડે છે. શરીર સાચવવાના ઉપાય લેવામાં પ્રમાદ ન સેવવો જોઇએ. અતિશય શ્રમ, લાંબા ઉજાગરા, નાહકની માનસિક ચિંતાઓ વગેરે કારણોને સમજપૂર્વક દૂર કરવાં જોઇએ. ચેપી રોગથી દૂર રહેવું જોઇએ અને બીજા સાવચેતીના ઉપાયો વખતસર લેવા જોઇએ, એટલે સામાન્ય રીતે શરીર સચવાશે. છતાં શરીર કથળે તો દાક્તરની મદદ જરૂર લેવી. દાક્તર પરમેશ્વર નથી. પણ અનુભવી અને કેળવાયેલ તો જાણકાર છે જ. રોગ મટાડે નહિ ભલે, પણ તે વધારે નહિ જ, એ નક્કી છે.

ટૂંકમાં, આપણાં પોતાનાં, તેમજ આપણી સાથે સંબંધ ધરાવનારનાં સુખશાંતિની ખાતર આપણું શરીરને, બનતા બધાય પ્રયત્ને સારું રાખવું, નીરોગી બનાવવાનું અને મજબૂત, ખૂબ કામ કરવાની તાકાત આપે એવું બનાવવું. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ સૂત્રને આપણે અનુસરવું.

## ૪. ઉપજીવિકા માટે મહેનત કરવી

વિદ્યાર્થીઅવસ્થા કેટલી ગણવી એની હદ ઠરાવી શકાય નહિ; સામાન્ય રીતે ૨૧ થી ૨૫ વર્ષનું વય હાલમાં પૂરતું ગણાય છે; છતાં બે-ત્રણ વર્ષ ઓછાંવધતાં ગણી શકાય. હું ૨૮ વર્ષની ઉંમરે નોકરીમાં દાખલ થએલો. ભણવાને માટે વયની હદ મુકાય નહિ, પણ સાધનસંપત્તિ પહોંચે ત્યાં સુધી શક્તિ પ્રમાણે ભણવું. પણ ભણીને જે ખર્ચ કર્યું હોય તેના પ્રમાણમાં અને કુટુંબની જરૂરીઆતના પ્રમાણમાં કમાણી મેળવવા પ્રયત્નશીલ બનવું. આપકમાણીથી જીવવાની ઉછરતે યુવકે અભિલાષા રાખવી. કમાણી થોડી હોય તો ખર્ચ કમાણીના પ્રમાણમાં કરવું. કમાણીની હદ હોય છે, ખર્ચની હદ હોઇ શકે નહિ. ખર્ચ વધારે હોય અને કમાણી વધે નહિ તો દુઃખી થવાય. શરૂઆતનાં વર્ષોમાં બાપદાદાની મિલકતમાંથી કંઇ લેવું પડે તેની હરકત નહિ; પણ બનતા સુધી તે રકમ મનથી ઉછીની ગણવી અને જેમ ઓછી લેવાય તેમ લેવી. વડીલોની મિલકત વા મૂડી પવિત્ર 'થાપણ' છે એમ સમજી સાચવી રાખવી. ફક્ત અસાધારણ પ્રસંગે જ તેનો આધાર લેવો. કમાણી વધારે મેળવવા જિંદગીમાં કોઇ પણ કાળે સટ્ટા વા નસીબની અજમાયેશની યોજનાઓનો ઉપયોગ ન કરવો. આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય સમાજમાં વજન પડશે નહિ. જાતે કમાનારજ માન-મરતબો ભોગવી શકે છે. બાપદાદાની મિલકત ઉપર જીવનાર ઘણે ભાગે મૂર્ખ અને પ્રતિષ્ઠાહીન ગણાય છે. સ્વમાન, સ્વતંત્રતા, સુખ, શાન્તિ અનુભવનારે ઉત્પન્ન-ખર્ચનો હિસાબ રાખતાં શીખવું જોઇએ. વાર્ષિક ઉત્પન્નખર્ચના અંદાજ રાખી તેની હદમાં જીવન ગાળવું જોઇએ. રોજનું ખર્ચ રોજ લખતાં ટેવાવું જોઇએ. સવડ ન હોય તો અમુક વસ્તુ વિના ચલાવી લેતાં શીખવું જોઇએ. સુખી થવા માટે સંયમનાં ઐચ્છિક ધોરણો સ્વીકારી લેવાં જોઇએ. હિસાબ નહિ રાખવા માટે હું અનેક વખત પસ્તાયો છું; માટે મારા અનુભવ ઉપરથી શીખનારે નામું, અંદાજપત્ર અને ચોકસાઇ જરૂર રાખવાં.

## ૫. લગ્ન-વ્યવહાર

વિદ્યાર્થી અવસ્થામાં લગ્ન ન કરવું, ૨૧ વર્ષની ઉંમર પહેલાં લગ્નવ્યવહાર ન જ કરવો. કમાવાની, સ્વતંત્ર રીતે ઉપજીવિકા મેળવવાની શક્તિ પ્રાપ્ત થાય તે પહેલાં લગ્ન ન જ કરવું. એ જરૂરનું મનાય છે પણ ૨૧ વર્ષની ઉંમર પછી કોઈ લગ્ન કરવાની ઇચ્છા કરે તો તેમાં ખાસ વાંધા જેવું મનાય નહિ.

લગ્નસંબંધ કોણ જોડે ? (૧) માબાપ એકલાં, (૨) વરકન્યા પોતાની મેળે, વા (૩) કુટુંબીજનોની સંમતિથી જોડાય ? એ સંબંધમાં નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય નહિ. પણ વડીલો-માબાપની સંમતિથી આ જવાબદારીવાળો વ્યવહાર વરકન્યા કરે એ ખાસ જરૂરનું છે.

સંબંધ જોડવામાં ઉંમર, કેળવણીના સંસ્કાર, સ્વભાવ, શરીરનું બંધારણ, માબાપ, આર્થિક સ્થિતિ વગેરે વગેરે વિચારવાનું હોય છે. વરકન્યા પોતાની પસંદગી કરે અને એમાં ખાસ બહુ મહત્ત્વનો વાંધો ન હોય તો માબાપોએ સંમતિ આપવી જ. માબાપોનો વાંધો મહત્ત્વનો હોય અને તેમની સંમતિ ન મળે તો વરકન્યાએ જરા થંભી જવું અને આ પસંદગી આવેશમાં ઉતાવળમાં અને વગર વિચારે તો નથી જ થઇ, તેની ખાતરી કરવા વખત

ગે. આ વચલા વખત દરમિયાન હળવા-મળવાનું વા પત્રવ્યવહારનું કામ શિથિલ કરવું અને મુદત દરમિયાન નિશ્ચય કાયમ રહે અને માબાપની સંમતિ મળી જાય તો માબાપના આશીર્વાદ મેળવી સંબંધ પાકો કરવો. વરની કમાણી ઉપર જ જીવનનિર્વાહ કરવાની, સાદાઈથી રહેવાની, એકબીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ દષ્ટિ રાખી જીવન ગાળવાની, કુટુંબની જવાબદારીઓ આનંદથી અને હોંસથી ઉઠાવી લેવાની, જુદા પડતા સ્વભાવનાં સાસુ-સસરા સાથે મેળ પાડવાની, સાચું સુખ અને શાંતિ સંપમાંજ છે અને જુદા પડવામાં દુઃખ છે એમ સમજવાની તૈયારી હોવી જોઇએ. લગ્ન જેવો પવિત્ર, શાશ્વત, દઢ, આવશ્યક, સુખદ બીજો સંબંધ નથી, એમ વિચારી સુખદુઃખમાં સાથે રહેવાના દઢ નિશ્ચયથી વડીલોના આશીર્વાદ મેળવી સંબંધ જોડવો.*

વસો
તા. ૩૦-૩-૩૭

મોતીભાઇ ન. અમીન



# તમારા ગામમાં આ બધું છે ?

(૧) ગામની હદમાં તમામ રસ્તા કાદવ-મુક્ત હોવા જોઇએ.
(૨) આખા ગામમાં પૂરેપૂરી સ્વચ્છતા જાળવવી જોઇએ.
(૩) ગામમાં કોઇ પણ નિરક્ષર હોવું જોઇએ નહિ.
(૪) ગામમાં કોઇએ નશાબાજ હોવું જોઇએ નહિ.
(૫) ગામમાં દરેકે ગામમાંજ કાંતેલા સૂતરની ખાદીનાં કપડાં વાપરવાં જોઇએ.
(૬) પાદરની જગ્યા જાહેર સભા તેમજ બાળકોને રમવા લાયક વૃક્ષોની છાયાવાળી તેમજ સપાટ બનાવેલી હોવી જોઇએ.
(૭) ગામની ખાનગી તકરારોના નિકાલ માટે ગામપંચ હોવી જોઇએ.
(૮) ગામમાં લગ્ન પાછળ ખોટા ખરચ ન થવા જોઇએ તેમ જ મરણ પાછળ બિલકૂલ ખરચ થવો જોઇએ નહિ.
૯) ગામના દરેક ઘર માટે ખાડા જાજરૂની વ્યવસ્થા હોવી જોઇએ.
૧૦) ગામમાંથી અસ્પૃશ્યતા નાશ થયેલી હોવી જોઇએ
૧૧) ગામના દરેક ઘરમાં હાથછડના ચોખા તથા હાથે દળેલો લોટનો ઉપયોગ થવો જોઇએ.
૧૨) ગામના કૂવાઓ વરસમાં બે વાર ગળાવવાજ જોઇએ.
૧૩) દરેક ઘર દીઠ ઓછામાં ઓછી એક ગાય પાળેલી હોવી જોઇએ
૧૪) ગામ અંગે વ્યાયામસંઘ હોવો જોઇએ.

## આ બધું હશે તો તમારૂં ગામ આદર્શ ગણાશે.

* આ પાંચ બાબતો નાની પુસ્તિકારૂપે પણ પ્રસિદ્ધ થઇ છે. તે નીચેના સ્થળેથી એક રૂપિયાની ચોસ પ્રમાણે મળી શકશેઃ—

ઈશ્વરગિરિ શંકરગિરિ ગોસાંઇ
૧૩, ભાંગવાડી, ચોથે માળે, મુંબઇ ૨

# ઊધઈનો ઉપાય

હરકોઈ પુસ્તકાલયના ગ્રંથપાલને માટે, તેનાં પુસ્તકોનું ઊધઈ અને એવાં બીજાં જંતુઓથી રક્ષણ કરવાની કાળજી તેના સઘળા કામકાજમાં અગ્રસ્થાને આવે છે. પુસ્તકાલયનું તે ગમે તે કામ કરતો હશે, છતાં ઊધઈનો ભોગ બનતાં પુસ્તકોને જોતાં જ તેનું દિલ તેને ડંખે છે અને તેના ઉપાયો માટે તે પ્રયત્ન કરવા માંડે છે.

આ લેખમાં પુસ્તકોના કાળરૂપ લેખાતી ઊધઈ અને એનાં જાતભાંધવોનું વર્ણન આપી લેખકે તેને દૂર કરવાના ઉપાયો બતાવ્યા છે. એ ઉપાયોમાંથી તમારાથી બની શકતા ઉપાયો યોજી તમારા પુસ્તકાલયનાં પુસ્તકોનું રક્ષણ કરો.

---

પુસ્તકોનાં ખાસ કરીને ઉષ્ણકટિબંધમાં, મોટામાં મોટાં કોઈ શત્રુ હોય તો તે કંસારી, વાંદા, ઊધઈ જેવાં જંતુ અને જીવાતો છે. આ જીવાતોના ઘણા વર્ગો છે—નામો પણ ઘણાં છે. જીવાતોમાં ખાસ કરી ચાર જાત છે. એક જાત ચળકતા ભૂખરા રંગની અને ઈયળ જેવા નરમ શરીરની છે. તેને અંગ્રેજીમાં ' સિલ્વર ફિશ ' કહે છે. પા ઈંચ લાંબી માછલી હોય તેવું તેનું શરીર હોય છે અને પાણીમાં માછલી જે ઝડપે અને ચપળતાથી તરતી હોય છે તેવી જ રીતે તે ચાલે છે. તેનું શરીર માથા આગળથી ચપટું થતું જાય છે અને પૂછડી આગળ અણીદાર બની જાય છે. ' લાહીના જંતુ ' એ અર્થનાં એનાં બીજાં પણ ઘણાં નામો છે. ગુંદર, લાહી અને સ્ટાર્ચ એવા સાકરના રસ જેવા પદાર્થો એને બહુ ભાવતા હોય છે તેથી તેવા પદાર્થ લગાડીને બાંધેલી ચોપડીઓમાં અને કાગળોમાં તે આહાર મેળવવા આવે છે. આ ચળકતા શરીરવાળાં લાહીનાં જંતુ ઈંચના ત્રીજા કે ચોથા ભાગ જેટલી જ લંબાઈનાં હોય છે. એમની પીઠ વચ્ચેથી બંને બાજુ ઢળતી એક ઝાંખા રંગની રેખા હોય છે.

બીજી જાત છે, જેને ચોપડીના ચાંચડ કહી શકાય. એનું શરીર નરમ અને એક ઈંચના સોળમાથી પચ્ચીસમા ભાગ સુધીની લંબાઈનું હોય છે. ગરમ અને ભેજવાળી જગ્યાએ અને અંધારામાં અને જ્યાં ભાગ્યે જ હાથ અડતો હોય ત્યાં તે ચોંટે છે. એ પણ લાહી અને ગુંદરના આહારને પસંદ કરે છે.

રાત્રે આપણે તમરાંનો અવાજ સાંભળીએ છીએ તે આ જંતુના જાતભાઈ જ છે. આટલું નાનું સરખું જંતુ માણસ સાંભળી શકે એવો અવાજ કેમ કરી શકતું હશે, તે એક નવાઈ છે. એમ મનાય છે કે આવો અવાજ કરીને જંતુ પોતાના મિત્રોને સાદ કરે છે.

ત્રીજી જાત છે કંસારીની. કંસારી સંપૂર્ણ રીતે શાકાહારી છે. લાકડાની સુગંધ લેવી, લાકડાની નજીક જવું અને લાકડું ખાવું એને ખૂબ પ્રિય હોય છે.

કંસારી એક બીજી રીતે પણ શુદ્ધ હિંદુધર્મી છે. એમની જાતમાં ચાર વર્ણો છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એમાં જે બ્રાહ્મણનું કાર્ય કરે છે, ઇતર વર્ણને પોતાના ધર્મો સમજાવે છે અને હુકમ કરે છે તે કહેવાય છે રાણી. જૂના સમયના બ્રાહ્મણો મંત્રબળથી જેમ એક સ્થાનેથી બીજા સ્થાને ઊડીને જતા, તેમ આ રાણી પોતાની પાંખોથી ઊડીને દૂર જઈ શકે છે. રાણીનું કામ પ્રજાવર્ધનનું પણ છે. તે સૌ વર્ણોમાં પૂજ્યને સ્થાને છે. બીજી જાત છે

ક્ષત્રિયની નહિ પણ વૈશ્યની. વૈશ્ય જેમ પ્રજાસંસ્કૃતિનું પ્રતીક છે, વૈશ્ય ઉપર જેમ પ્રજાનો વિકાસ આધાર રાખે તેમ આમાં વૈશ્યના ધર્મો બજાવતી વર્ણ કે જે બીજા અર્થમાં રાજા કહેવાય છે તે સંસ્કૃતિનો પ્રચારક છે.

રાજા પ્રજાને જન્મ આપવામાં મદદ કરે છે. ત્રીજી જાત ક્ષત્રિય અથવા સૈનિકની છે. તેનું કામ નગરરક્ષાનું છે અને ચોથી જાત શૂદ્ર અથવા વૈતરાની છે. નગરનું આરોગ્ય ખાતું એમની જવાબદારી ઉપર છે. સૈનિક અને વૈતરાઓ લિંગવિહીન અને ચક્ષુએ અંધ હોય છે.

કંસારીઓનું બળ અમાપ હોય છે. અંધારામાં એમને નિરાંતે કામ કરવા મળે તો તેઓ લાકડાં તો શું પણ પથ્થરોને પણ કોરી ખાય અને તેને એવું પોલું માળખું બનાવી દે કે સહેજ અડકતાં તે જમીન પર ફસકી પડીને ભુક્કો થઈ જાય. કંસારીનાં પરાક્રમોની વાતો તો કંઈ ઓર જ છે. પણ આ બાબતમાં ખાસ નામના મેળવનાર તો ઊધઈ છે. પુસ્તકની કોઈપણ જીવાતનો વિચાર કરતાં પહેલાં ઊધઈનો જ વિચાર મુખ્યત્વે આવતો હોય છે. ઊધઈ આગળ બધી જીવાત પાણી ભરે. ઉપર જે કંસારીની વર્ણવ્યવસ્થા કહેવામાં આવી તે વિષે તો એવો મત છે કે ઊધઈને બદલે ત્યાં કંસારીનું નામ મુકાઈ ગયું છે. કંસારી વિષે તો જે હો તે, પરંતુ કંસારી વિષે જે કહેવાયું છે તે વસ્તુ ઊધઈ વિષે તો સાચી જ છે.

આ ઉપરાંત જુદી જુદી વ્યક્તિઓને પોતાની માન્યતાનાં નામો આપીને ઘણી જાતિઓને ઓળખાવી છે. આ બધી જાતિઓ ખોફનાક છે. સર આર્થર શિપ્લીએ એક જાતની જીવાત વિષે લખ્યું છે કે, 'એક જાહેર પુસ્તકાલયના (જેનો અલબત્ત બહુ ઉપયોગ નહોતો થતો) સત્તાવીસ મોટા ગ્રંથો સોંસરી એવી સીધી લીટીમાં પસાર થતી આરપાર નીકળી હતી કે એથી પડેલા કાણામાં દોરી પરોવી હોય તો સત્તાવીસે ગ્રંથ એકી સાથે પકડીને ઊંચકી શકાય.'

એક પુસ્તકાલયની એકેએક ચોપડીનું એકેએક પાનું અને જે કાંઈ આડું આવ્યું, તેને ખાઈ ગઈ હોય તેવી એક બીજી જીવાતની જાત પણ એક ગ્રંથપાલે નોંધી છે.

પણ આ દરેક જીવાત સૂર્યના પ્રકાશથી ખૂબ ડરનારી અને નિશાચર હોય છે. ચોપડીના કાગળ, પૂઠાં કે ચામડાનાં બંધન, ગુંદર, લાહી અને ચોપડીઓ રાખવાનાં કબાટો કે ઘોડાઓ જેવો જેનો સ્વાદ, તે પ્રમાણે તેઓ તે તે વસ્તુ પર તરાપ મારે છે. ધૂળ અને રજ, ભેજ અને ગરમી, હવામાનના એકાએકના ફેરફારો, સાદડીના ટુકડા, લૂગડાંનાં ચીથરાં અને એવી વસ્તુઓ એમના આદર્શ ખોરાકની અને વસવાટની સારી સગવડ આપે છે.

વાંદાઓ પુસ્તકાલયોમાં આવવાની બહુ હિંમત કરતા નથી, કારણ કે એની વસાહત માટે જે જે થવું જોઈએ તે ફૂવડ વ્યક્તિઓ જ કરી શકે તેમ હોય છે, જ્યારે ગ્રંથપાલો છેક એવા ફૂવડ તો થઈ શકતા નથી હોતા; પણ જો કદાચે આ વાંદાઓ પુસ્તકાલયોમાં પેસવા પામ્યા તો પછી મામલો તંગ બને છે. વાંદાને કાળો અને કાળાને મળતો વાદળી કે એવો રંગ ગમતો હોય છે. **વાંદાથી બચવાને ગુંદર અને લાખના વાર્નીશને મેથિલેટેડ સ્પિરીટ અથવા રેક્ટીફાઇડ સ્પિરીટમાં ઓગાળીને તેનાં બે પીંછાં ચોપડીઓને લગાડી દેવાં બસ થઈ પડે છે.**

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયમાં કિંમતી હસ્તપ્રતો અને ગ્રંથોના એક ભાગને ઊધઈ લાગવી શરૂ થઈ હતી. ગ્રંથપાલનું ધ્યાન ગયું. તાબડતોબ ઉપાયો અજમાવ્યા. મોટી મોટી લાયબ્રેરીઓના અનુભવી ગ્રંથપાલોની સલાહ મંગાવી. જે સલાહો મળી તેનો સાર નીચે મુજબ છે:

૧ પુસ્તકોને, કબાટોને. ઘોડાઓને બરાબર ઝાપટતા રહો.

૨. પુસ્તકોમાં અને કબાટોમાં લીમડાનાં અથવા તમાકુનાં તદ્દન સુકકાં પાન વેરી દો. લીમડાનાં કે તમાકુનાં પાન તદ્દન સુકકાં હોવાં જોઇએ, કે જેથી પુસ્તકોનાં પાનાંમાં ડાઘ ન પડે.

૩. કપૂરની ગાંગડીઓ અને ફિનાઇલની ભૂકી ચોપડીઓ વચ્ચે છાંટો.

૪. ઉનાળામાં સૂકી હવા હોય ત્યારે કયારેક કયારેક તડકામાં પુસ્તકો મૂકો. આમ કરવાથી જીવાતનાં ઇંડાંઓ તુરત જ નાશ પામે છે.

૫. યોગ્ય વિષદ્રવ્યોનો ઉપયોગ કરીને જંતુઓનો નાશ કરવો. આ વિષદ્રવ્યો માટે કેટલાંક મિશ્રણો સૂચવવામાં આવ્યાં છે. અનુભવે જણાયું છે કે આ દ્રવ્યો ઠીક કામ કરે છે.

કોરોઝીવ સબ્લિમેટ ૩/૪ ઔંસ, કાર્બોલિક એસિડ ૩/૪ ઔંસ, મેથિલેટેડ સ્પિરીટ ૧ પીન્ટ.

આ પ્રમાણમાં વસ્તુઓ વર્ષમાં બે વાર હળવે હાથે પીછી વતી પુસ્તકની બહારની બાજુ અને અંદરની બાજુએ લગાડવી. " ઇમ્પિરિયલ ડિપાર્ટમેન્ટ ઑફ એગ્રિકલ્ચર "ના અને ' ઇમ્પિરિયલ કોલેજ ઑફ ટ્રોપીકલ એગ્રિકલ્ચર "ના પુસ્તકાલયમાં આનો સતત સારો ઉપયોગ પુસ્તકોને માટે થાય છે.

આ મિશ્રણ માનવપ્રાણીને માટે વિષારી છે. પરંતુ જીવાતને માટે જેટલા પ્રમાણમાં વપરાય છે તેથી ડરવા જેવું ખાસ નથી હોતું. એના આ તત્ત્વને કારણે પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયે એની અજમાયશ નહોતી કરી. પણ નીચે એક બીજું મિશ્રણ બતાવ્યું છે તે પ્રમાણમાં વધુ નિર્દોષ, વધુ અસરકારક અને વધુ સહેલું છે. પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયે આનો ઉપયોગ કર્યો હતો:

પાયરેથ્રમ એકસ્ટ્રેકટ ૧ ઔંસ, સિટ્રોનેલા ઓઇલ ૧ ઔંસ, કેરોસિન ૪ શીશા, પેટ્રોલ ૨ શીશા.

બર્મા ઑઇલ કંપનીએ ઊધઈ, કસારી, વાંદા ઇ. જીવાતથી રક્ષણ આપતું શેલટોક્ષ નામે એક બીજું મિશ્રણ તૈયાર કર્યું છે તે પણ નિર્દોષ છે, અને તેથી પૂઠાં, ચિત્રો કે લાકડું ખરાબ થતું નથી. એ મિશ્રણ બહુ મોંઘું પણ નથી. ૩૫ રૂપિયામાં ૬૪૦ ઔંસનો એક ડબ્બો આવે છે. ઉપરાંત એને છાંટવા માટેની જે ખાસ ઝારી આવે છે તે પણ કંપની તરફથી મહિનામાં બે વાર વાપરવા માટે મળે છે. વળી એક આ પણ મિશ્રણ છે—

રેકટીફાઇડ સ્પીરીટ ૧ ગેલન, મરક્યુરી ક્લોરાઇડ ૧ ઔંસ, ફિનાઇલ ૧ ઔંસ.

આ મિશ્રણના હંમેશના ઉપયોગથી પુસ્તકોમાં જીવાત પડતી નથી.

પ્રો. પી. ચક્રવર્તીએ એક નવી જાતના મિશ્રણની સૂચના પંજાબ વિદ્યાપીઠ લાયબ્રેરીને કરી હતી, તે તો ઘણું જ અસરકારક જણાયું છે. તે નીચે પ્રમાણે છે:—

બાચ અથવા વાચ ( Orris Root ), દારચીની ( Cinnamon ), લવિંગ, કાળી મરચી ( Black Pepper ).

ચારે વસ્તુઓને સમાનભાગે લેવી. પ્રથમ તેને જુદી જુદી ખાંડીને ભૂકી તૈયાર કરવી, ચાળ્યા પછી એક સાથે કરી દેવી. ધારો કે કુલ ભૂકી બશેર ( ૧૬૦ તોલા ) છે તો તેની ૮૦ નાની જાડી મલમલની પોટલીઓ બનાવવી. દરેક પોટલીમાં એક એક કપૂરની ટીકડી નખતેલ ( Napheline )ની બબ્બે ગોળીઓ મૂકવી. આ પોટલીઓને પુસ્તકોના દર ત્રીજા કે જરૂર જણાયે દરેક ખાનામાં મૂકવી. નખતેલની ગોળીઓ અને કપૂર ખુલ્લાં પણ મૂકી શકાય. પણ તે હવામાં ઊડી જતાં હોવાથી તે ફરી ફરીને મૂકવાં પડે અને તેથી તે

ખર્ચાળ બની જાય છે. પણ આ ઉપાય બહુ જ સરસ જણાયો છે. પોટલી એ એક વર્ષ સુધી ચાલે છે. વર્ષમાં બે વાર બદલાતાં પણ ખર્ચ કાંઈ ખાસ વધુ જણાતું નથી.

૧. મણ (.૮૨ રતલ)ની જંતુનાશક ૧૬૦૦ મલમલની પોટલીઓ ૧૬૦૦ અભરાઈએ (ચાળીસથી પચાસ હજાર ગ્રંથો)ના રક્ષણાર્થે ૮૦ રૂપિયા જેટલું જ ખર્ચ આવે છે.

રસાયણ દ્રવ્યની કિંમત અને ખંડામણના

| | |
|---|---|
| ૧. મણના | રૂ. ૩૦ |
| કપૂર બંગાળી શેર ૩ | ,, ૧૦ |
| ફિનાઈલ પૌંડ ૧૨૦ ના | ,, ૩૦ |
| મલમલ ૨ તાકા ૮૦ વાર (૧૩ પનો) | ,, ૧૦ |
| કુલ રૂ. | ૮૦ |

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયનું નિરીક્ષણ કરવા માટે પંજાબ સરકારના જંતુશાસ્ત્રી (હાલના પંજાબ વિદ્યાપીઠના ઉપકુલપતિ) ગયા, ત્યારે ઊધઈ લાગેલાં પુસ્તકોના વિભાગનું નિરીક્ષણ કરતાં એમનો મત થયો કે ઊધઈ પુસ્તકાલયના મકાનની નીચેની જમીનમાં રહેતી હતી અને ત્યાંથી પથ્થર અને છોબંધ ભોંયતળિયા સોંસરી નીકળી લાકડાનાં કબાટોમાં પેઠી અને ચોપડીઓને ખરાબ કરી.

એ સલાહ અનુસાર ચોપડીઓને એક સલામત સ્થળે તડકામાં ખુશ્કી મૂકી; ભોંયતળિયા અને દીવાલને ફરી સિમેંટ અને ડામરનો જાડો થર× અભરાઈઓની અર્ધી ઊંચાઈ સુધી લગાડયો. દીવાલ નજીકના કબાટની પીઠનો કેટલોક ભાગ, જ્યાં પણ જીવાત લાગી હતી તે, નવો જ નાખ્યો. એને પતરાથી જડી લેવાની પણ સૂચના અપાઈ હતી. ચોપડીઓ ઉપર ફ્લીટ બરાબર છાંટી દીધું અને નવી ઊધઈ ન લાગે માટે ઉપર બતાવેલી ચીજોના મિશ્રણની પોટલીઓ અભરાઈઓમાં રાખી. ઊધઈ એકદમ કાબૂમાં આવી ગઈ.

જો કે લોખંડનાં કબાટોમાં ઉધઈને માટે પહોંચવું મુશ્કેલ છે, પણ અશક્ય તો નથી જ; અને એક વાર તે ત્યાં પહોંચી એટલે ચોપડીઓનું સત્યાનાશ બેવડા વેગે ચાલે છે; કારણ કે ત્યારે ખોરાકમાં કેવળ એ જ વસ્તુ રહે છે.

કલકત્તાની ઇમ્પિરિયલ લાયબ્રેરી કંસારીઓથી પુસ્તકોનું રક્ષણ તેના ઘોડાઓના પાયાને એક ક્વાર્ટ કેરોસિન અને એક ક્વાર્ટ ફિનાઈલ એક ઘડા પાણીમાં નાખીને ભરેલા તાસકમાં રાખીને કરે છે.

કાગળો જ્યારે બનાવાતા હોય છે ત્યારે એના માવામાં જ જો નીચેનાં રસાયણો ઉમેરવામાં આવે તો તેથી ઠીક રાહત મળી રહે છેઃ

હજાર ચોરસફૂટે ૧ ગેલન પ્રમાણે ક્રૂડ કારબોનિક

એક ચોરસફૂટે ૦.૦૪૯ ઔંસ પ્રમાણે બાયક્લોરાઇડ ઑફ મર્ક્યુરી અથવા ૦.૧૧૩ ઔંસ પ્રમાણે કૉપર સલ્ફેટ.

બેનઝીન ( Benzene ) ભરેલું વાસણ પુસ્તકઘરમાં રાખીને કેટલોક વખત દ્વાર બંધ રાખીએ તો પણ ચોપડીની જીવાત નાશ પામતી હોય છે.

બહુ મોટી લાયબ્રેરીઓ માટે ૨૪ કલાકમાં સો ટકા ધાર્યું પરિણામ આપે તેવા બીજા ઉપાયો છે, પણ તે જોખમકારક છે. **સામાન્ય ગ્રંથાલયો અને નાનાં કબાટો માટે તો એ જ ઉપાય છે કે પુસ્તકોને અંધારામાં ન રાખો, ત્યાં ભેજ અને ગરમીને વધી જવા ન દો અને કપૂર ઇ. ના મિશ્રણનો ઉપયોગ કરો.***

× આવો જ બીજો સસ્તો પદાર્થ છે ગેસ રિફ્યુસ.

* જૂન ૧૯૩૯ના "મૉડર્ન રિવ્યુ"માં છપાયેલા સી. જી. કપૂરના લેખનો "ઊર્મિ" જુલાઇના અંકમાંનો અનુવાદ.

# ગામડામાં શિક્ષકનું સ્થાન

આજના જમાનામાં, ગામડામાં અગાઉ શિક્ષકનું જે સ્થાન હતું તે ખદલાઇ જઇને તે સ્થાન ગૌણ થયું છે. આજે તો શિક્ષકને બદલે પટેલ ગામનો માલેક બન્યો છે. પહેલાં ગામના હૃદયનો માલીક શિક્ષક હતા. મહેતાજી એટલે ગામનો ગુરુ અને માર્ગદર્શક ગણાતો. ગામડામાં તો આજે ત્રણ થાંભલા ગણાય છે: શિક્ષક, પટેલ અને તલાટી. અત્યારે તો તે સત્તાના સ્થંભ થઇ પડ્યા છે.

## જગતઃ મહાવિદ્યાલય

વિદ્યાપીઠના આજના સંચાલકો અને અધ્યાપકોજ વિદ્યાર્થીને માર્ગદર્શક થઇ પડે, છતાં જગત એક મહાવિદ્યાલય છે અને તેમાં મેં સારી પેઠે અભ્યાસ કર્યો છે. અને તેની ડીગ્રી લોકમાન્ય હોય છે, એટલે આવા પ્રસંગે એ અનુભવમાંથી હું તમને કહી શકું.

વર્ધા યોજનાનો જન્મ અને તેનો વિરોધ કેમ થયો ? તેનો વિચાર કેટલે દરજ્જે કરવામાં આવ્યો તે જાણવું જોઇએ. આજની કેળવણીમાં અનેક ખામીઓ છે તેમ સૌ કોઇએ સ્વીકારી લીધું છે. પણ હિંદમાં એટલી દુર્બળતા આવી ગઇ છે કે નવા માર્ગે ચાલવાની તેની હિંમત નથી. નવા માર્ગમાં સૌ ભય જુએ છે. એટલે નવી કેળવણી કેટલીક કલ્પિત, કેટલીક બીનઅનુભવથી અને કેટલીક આપણી બીરુતાથી ઊભા થયેલા હાયને જોઇને આપણે નવા માર્ગે જતા નથી.

## કેળવણીમાં ક્રાન્તિની જરૂર

આજની કેળવણીમાં ક્રાન્તિ કરવાની જરૂર છે. તેમાંથી જ વર્ધા કેળવણીનો જન્મ થયો. વિરોધ તો માત્ર બીરુતાને કારણે થયો છે. જે ઘરમાં રહીએ તેમાં પ્લેગનાં જંતુઓ હોવા છતાં પ્લેગ ચાલતાં બહાર જતાં લોકો ડરતા હતા, પણ આખરે લોકો સમજતા થયા એટલે આજે પ્લેગ ચાલતાં લોકો બહાર નીકળે છે. શરૂઆતમાં નવો રસ્તો પાડો એટલે વિરોધ તો થાય છે. નવા રસ્તાની સફળતા તમારા પોતાના પર રહેશે. તમે ઝટ ઝટ ગ્રહણ કરી શકો, શિક્ષણની પદ્ધતિ અને રહસ્ય સમજી શકો તો પાંચ મહિનામાં તમારામાં ક્રાન્તિ થવી જોઇએ.

## વહેમી સ્થિતિ સામે ચેતવણી

તમારામાં ક્રાન્તિની આશા રાખવામાં આવે છે. ગામડામાં ભૂખમરો, દ્વેષ, વહેમ, અજ્ઞાન, મંદકી વગેરેનો જ્યાં અંધકાર પથરાયો છે ત્યાં તમે દીપક થઇને જાવ એવી આશા રાખવામાં આવે છે. ચરખાની પાછળ જે માનસિક ક્રાન્તિ કરવાની છે તે ન થાય તો પાંચ માસનું શિક્ષણ ભુલાઈ જશે અને વહેમી માણસ માત્ર વહેમથી માળા ફેરવે ને ફળ ન મળે તેવી વહેમી સ્થિતિ પેદા થશે.

પરદેશી સરકારે પોતાનો હેતુ પાર પાડવા શિક્ષકને ગૌણ સ્થાનમાં મૂકીને પોલીસપટેલને ગામનો માલીક બનાવ્યો. પહેલા ગામના હૃદયનો માલિક શિક્ષક હતો. મહેતાજી એટલે ગામનો ગુરુ અને માર્ગદર્શક ગણાતો, ગામના કજીઆઓ મીટાવતો, ઝઘડા પતાવતો, સંસ્કારને રસ્તે ચડાવતો અને વહેમ દૂર કરીને શિક્ષણનો માર્ગ બતાવતો, ત્યારે તેનું માન

હતું. પણ એ માન જતું રહ્યું અને દંડાધારીને મળ્યું. પછી જો કોઇ ચબરાક અને ખટપટી શિક્ષક હોય તો તેને પહોંચી જતો, પણ તે પોતાના સ્વાર્થ માટે.

## ગામડાંના ત્રણ થાંભલા

ગામડાંમાં તો બ્રિટિશ રાજ્યને ત્રણ થાંભલા છેઃ શિક્ષક, પટેલ અને તલાટી; પણ અત્યારે તો તે પરદેશી સત્તાના સ્તંભ થઈ પડયા છે. પણ હવે ગામડામાંથી પરદેશી સત્તાનો અંત આવ્યો છે, એમ સમજી લેવું જોઇએ. સરકાર સમજી ગઇ છે કે હવે હિંદનો કારભાર તેની પ્રજાને સોંપવો પડશે. એટલે જો કેળવણીમાં ક્રાન્તિ કરવી હશે તો, કુશળ પ્રધાનને ડિરેક્ટર દંડાવી નહિ શકે. એ વાત સાચી છે કે પાશ્ચાત્ય હિતોને જ્યારે જગ્યા છોડવી પડે ત્યારે ધમપછાડા કરે છે. જેણે વર્ષોથી પોતાનો સ્વાર્થ જોયો છે તેને એ માર્ગ છોડાવવો એ મુશ્કેલ છે. એટલે કૉલેજની કેળવણીમાં ફેરફાર કરવો એ તો બહાદુર માણસોનું કામ છે. એ ક્યારે થશે તે જાણતા નથી; પણ પ્રાથમિક કેળવણીમાં ગમે તેમ કરવાનો આપણને હક્ક છે. નહિ તો અહીં વિદ્યાપીઠમાં આપણે ક્યાંથી હોત ?

શિક્ષક એ ગરીબ છે, પણ ગરીબાઇમાં સુખ છે તેનું જો તેને જ્ઞાન થયું હોય તો શ્રીમંત તેની ઈર્ષા કરે. વ્યસન એ તો ધનિકોનાં પાખંડ છે, દુર્બળનો બોજો છે, પણ જે માણસ ઘડવાનો દાવો કરે છે તેણે પહેલા માણસ થવું જોઇએ. તો જ દુનિયાના બીજા માણસો તેને માન આપશે. કારણ કે વ્યસન તેને દબાવી શકતું નથી. મોહ લલચાવે નહિ. એ શિક્ષકનું ભથ્થું છે, એ શિક્ષણ અહીંથી લેવાનું છે.

## ગામડાંનું જીવન

ગમે તેટલી ક્રાન્તિ થાય તો પણ હિંદનું ગ્રામ્ય જીવન પાશ્ચાત્ય થવાનું નથી. જો એવું થાય તો હિંદની બરબાદી થવાની, કરોડોનો નાશ થવાનો; એટલે આજે ગામડામાં જે આળસ છે, ગંદકી છે એ દૂર કરવાની તમે કેળવણી આપો. જે શિક્ષક પોતાની સ્ત્રી સાથે કજીઆ કરતો હોય કે બે રૂપીયાના પ્રમોશન ખાતર સબ્યોને ત્યાં આંટા મારતો હોય તો તે બાળકોનું શું ભલું કરવાનો હતો ? શિક્ષક સારો હશે તો, ગામના લોકો પ્રેમથી તેને જમાડી નાખે છે. આજે તો બાળકોના હાથપગ ચાલતા નથી. એની કેળવણી પૂરી થતાં તે અપંગ હોય છે; જ્યારે રાજ્ય કરતી કોમ પોતાના બાળકને નાનપણથી તાલીમ આપે છે.

## રગશિયું ગાડું નથી ખેંચવું.

આજે ગામડામાં લૂંટફાટ થાય છે, પણ જો બહાદુર શિક્ષક હોય તો તે ન થાય; કારણ કે ગામડામાં ખટપટ એટલી બધી હોય છે કે ગામલોકો જ ધાડપાડુઓને લઈ આવે છે. શિક્ષક તેમાં ભાગીદાર હોય કે અલિપ્ત રહે છે. નિર્માલ્ય શિક્ષક ગામને નિર્માલ્ય બનાવે છે. તમે પાછા જાવ ત્યારે એ વસ્તુ સમજીને જજો કે તમે બાળકોને હાથ–પગ ચલાવતાં શીખવશો એટલું જ નહિ પણ રાષ્ટ્રના ઘડતરમાં ફાળો આપશો.

હિંદમાં આ ક્રાન્તિનો યુગ છે, એક સત્તા ગઇ અને બીજી સત્તાની સ્થાપના થાય છે. હવે રગશિયું ગાડું નથી ખેંચવું. આપણો મુલક એનું અસલ સ્થાન પ્રાપ્ત કરે તે હેતુ આપણો છે.*

—સરદાર વલ્લભભાઈ પટેલ

* "જન્મભૂમિ"ના એક અંકમાંથી

**આ લેખના લેખક શ્રી. બબલભાઇ મહેતા એક ચુનંદા ગ્રામસેવક છે. એઓ ખેડા જીલ્લાના ગામડાંમાં પડાવ નાખી ત્યાંની પરિસ્થિતિ અને વાતાવરણની માહિતી મેળવી ગ્રામસુધારણાના કાર્યમાં લાગી ગયેલા છે, અને એ અનુભવોના નિતારરૂપ તેમણે " મારૂં ગામડું " શીર્ષક સાચી માહિતીઓથી ભરપૂર અને નવલકથા સરખું એક ઉત્તમ પુસ્તક લખ્યું છે. ગ્રામસેવકોને માટે આદર્શ પૂરો પાડતું એ પુસ્તક સૌ પુસ્તકાલયો અને ગ્રામસેવકોએ ખાસ વસાવવા જેવું છે. એમણે પ્રૌઢશિક્ષણ માટેના તાલીમવર્ગમાં આવેલા શિક્ષકોને જે ઉદ્બોધન આપેલું તે આ નીચે આપીએ છીએ.**

---

આજે જ્યારે કેળવણીમાં એક મહાન ક્રાન્તિ આવવાની થઇ છે એ વખતે શિક્ષક-[ તા]લીમવર્ગો આપણે ત્યાં ઉઘડે છે એનું મારે મન બહુ મહત્ત્વ છે.

આવા વર્ગો આજે પ્રૌઢ શિક્ષણ સમિતિ તરફથી ઉઘડયા છે એનું મુખ્ય લક્ષ પ્રૌઢ [શિ]ક્ષણ કામને એક જબરો વેગ આપવો એ છે; પરંતુ આ વર્ગો તો શિક્ષકોના છે અને [શિ]ક્ષક એટલે તો જીવનવ્યાપી કેળવણીનો સર્જક. એટલે આ વર્ગોમાં જીવન અને કેળવણીને [સ્પર્શ]તા અનેક વિષયોનો લાભ શિક્ષકોને મળે એવી વ્યવસ્થા કરવામાં આવી છે અને પ્રૌઢ [શિક્ષ]ણ એટલે શું ? આપણો સમાજ અજ્ઞાનરૂપી અંધારામાં ખૂંચી ગયો છે. તેને બહાર [કા]ઢવો એ કામ માત્ર અક્ષરજ્ઞાન આપવાથી ઉકલે તેમ નથી, પણ અક્ષરજ્ઞાન ઉપરાંત બીજું [જ્ઞા]ન આપવાનું રહે છે.

આજે શિક્ષકનો મોભો સમાજમાં સાવ હલકો પડી ગયો છે. એક ચોકી કરનાર પોલિસ [અ]ગર કારકુની કરનાર તલાટી કરતાં પણ શિક્ષકનું સ્થાન નીચું પડી ગયું છે, એ આપણા [સ]માજની એક કમબખ્ત હાલત છે. હું પોતે એ સ્થિતિથી શરમાઉં છું. હું કોઇ શાળાનો [શિ]ક્ષક નથી, એમ છતાં મારો ધંધો હું શિક્ષકનો માનું છું; કારણ કે હું પ્રજામાં શિક્ષણ [ફે]લાવવાના પ્રયત્નો કરૂં છું.

પણ શિક્ષણ એટલે શું ? શું ' મા ચા પા ' કે ' ભાઇ દૂધ પી ' આવું વાંચતાં [આ]વડયું એટલે શિક્ષણ સધાઇ ગયું ? હું એવું નથી માનતો. વાંચતાં કે લખતાં આવડયું [એ] તો કેળવણીનું એક અંગ—સાધન છે, પણ સાચી કેળવણી તો મનુષ્યજીવનનો વિકાસ થાય [એ]માં છે, નીતિ અને સદાચારના ફેલાવામાં રહેલી છે, આપણું જીવન સંસ્કારી ને સમાજોપયોગી [થા]ય એમાં છે. એક વાક્યમાં કહેતું હોય તો " सा विद्या या विमुक्तये । " એજ કેળ[વ]ણી કે જે મુક્તિ અપાવે એ ત્રણેય અર્થમાં લેવાની છે: મનની, શરીરની અને આત્માની.

આજે આપણે બધી રીતે બંધાયેલા છીએ. આપણાં શરીર ગુલામ છે. આપણાં મન [અ]નેક ભયો અને પ્રલોભનોથી વિંટળાયેલાં છે. આપણો દેશ પણ ગુલામ છે. પછી આત્માની [મુક્તિ]ની તો વાત જ કયાં રહી ! જો આ જ હાલત સમાજમાં કાયમ રહેતી હોય તો [બાળ]પણને અપાતી કેળવણી કે આપણે આપીએ છીએ તે કેળવણી, કેળવણી નહિ કહી શકાય. [આ]જે શિક્ષક પોતાનું સ્થાન ગુમાવી બેઠો છે. એનું કારણ પણ આજ છે કે એ સાચી [કેળ]વણી ખોઇ બેઠો છે.

આજે સમાજમાં કેળવણી વિષે બહુ અસંતોષ છે. એમાં ક્રાન્તિકારી ફેરફારો થવા જરૂર છે, એવી અનેક સ્થળેથી બૂમો પડે છે. એ વખતે આપણે શિક્ષકો વિચારી જોઇએ આપણે શું કરવું છે ? ચાલુ અસંતોષભરી રૂઢિબદ્ધ ઘરેડમાં ભરાઈ રહી સમાજને ગુંગળા મારવો છે કે કોઇ નવો ચીલો પાડી આજની ગૂંચનો ઉકેલ કાઢવો છે ?

તમે કહેશો કે અમે તો ઘણીયે ગૂંચ કાઢવા માગીએ છીએ પણ એ ગૂંચ કાઢ અમારા હાથમાં કયાં છે ? તો હું કહીશ કે નહિ, એ વાત બરાબર નથી.

દરેક દેશની ક્રાન્તિ શિક્ષકો દ્વારા જ આવી છે. શિક્ષક એ તો વિજળીનો ડાયનેમ છે. એમાંથી અનેક પ્રવાહો વિદ્યાર્થીઓમાં પ્રવેશે છે, સમાજમાં પ્રવેશે છે અને આ વિદ્યાર્થી આલમ તથા સમાજ નવા વિજળીબળથી ધગી ઉઠે છે, પણ જો આપણામાં નિરાશા ભરાઇ ગઇ, આપણે જ ઉત્સાહ વિનાના બની ગયા હોઇએ તો બહેતર છે કે આપ આપણો ધંધો છોડીને બાજુએ બેસી જઇએ. આજે શિક્ષકનો ધંધો ખોડા ઢોર જેવો ગણ છે. ' જે માણસને બીજો કોઇ ધંધો ન મળે એ પંતુજી થાય ' આ શબ્દો જયારે હું કો પણ માણસના મોઢે સાંભળું છું ત્યારે મને ઉશ્કેરાટ થઇ જાય છે. આપણે આ આરોપ કો પણ ભોગે ધોઇ નાખવો જોઇએ.

જ્યાં સુધી શિક્ષક પૈસા માટે ખુશામત કરતો હશે; 'સાહેબ, સાહેબ' બોલી સલા કરતો હશે અને નીચું માથું ઘાલી પૈસાદાર કે સત્તાવાળાની શેહમાં હાજી હા કરતો રહે ત્યાં સુધી આ હાલતમાં સુધારો નથી થવાનો.

હું સ્કૂલ બોર્ડનો સભ્ય થયો અને પ્રૌઢ શિક્ષણ બોર્ડનો મંત્રી થયો એટલે કયાં સાહેબ બની ગયો ? જ્યારે કોઈ પણ શિક્ષક મને ' સાહેબ, સાહેબ ' કહે છે અગર મારી ટપ લમાં મહેરબાન સાહેબ શબ્દો મને વાંચવા મળે છે, ત્યારે હું અકળાઇ ઉઠું છું. મહેરબા કરીને મને કોઇ એવો સાહેબ કહેશો નહિ, હું તો એને ગાળ ગણું છું. એ સાંભળું અને મને આપણી ગુલામીનું ભાન થાય છે. આનો અર્થ હું એ પણ નથી કરતો કે આપ ઉદ્ધત કે અવિનયી થઇ જવું. પણ આપણે ખુશામતખોર તો નથી જ રહેવું. સાહેબો ખુશામત કરતા શિક્ષકોને જોઉં છું ત્યારે મને કોઇક વખતે તો કંપારી છૂટે છે, કે આ શિક્ષ કના વિદ્યાર્થી કેવા પાકશે ? આ હાલતમાં હિંદ ગુલામ ન રહે તો બીજું શું થાય ?

આપણા સમાજમાં શિક્ષકનું સ્થાન શ્રેષ્ઠ હતું. વસિષ્ઠને અયોધ્યાનો રાજા દશરથ પ નમતો. આનું કારણ શું હતું ? એ નિઃસ્પૃહ હતો. દશરથ એની પાસે રાજપાટ ધરતો, મોજ શોખ કે ભોગવિલાસ ધરતો; પણ એ બધાને વસિષ્ઠ લાત મારતા તેથી જ્યારે વસિષ્ઠ આવ ત્યારે દશરથ ગાદી ઉપરથી ઊભા થઇ જતા. વસિષ્ઠ આપણો આદર્શ છે. શિક્ષક કોઈ ખુશામત કરતો નહિ થાય પણ શિક્ષકમાં દૈવત હશે તો આખો સમાજ એને પૂજતો આવશે એના તરફ આદર અને માન વ્યકત કરશે એટલું જ નહિ પણ એની દોરવણીથી આખ સમાજનું ગાડું ચાલતું હશે.

હું તો એવું માનું છું કે શિક્ષક ધારે તે કરી શકે છે. એની પાસે જેમાંથી આવે સમાજ ઘડાવાનો છે એવું વિદ્યાર્થીઓનું સુષુપ્ત બળ પડેલું છે. એ બળને જગાડવું એ શિક્ષ કનું કામ છે.

અહીં આવેલા ઘણાખરા ભાઇઓ જુવાન લોહીના છે, ઉત્સાહથી ભરેલા છે, એટલે મારે

ઉત્સાહ પણ વધુ જોરદાર બન્યો છે; કારણ હું માનું છું કે કોઇપણ કાર્યમાં કોઇપણ પદ્ધતિમાં કે કોઇપણ ધરેડમાં ક્રાન્તિ લાવવી હોય તો એ જુવાન લોહીથી જ લાવી શકાય છે.

હું માની લઉં છું કે અહીં આવેલા ભાઇઓ એમ ને એમ તણાઇ નથી આવેલા, પણ દશ દિવસમાં અહીંથી કાંઇક એવું લેવા આવ્યા છે કે જે વડે આખી કેળવણીમાં આપણે જે ક્રાન્તિ લાવવા માગીએ છીએ તેમાં એ પોતે પણ પોતાનો હિસ્સો આપી શકે.

શિક્ષક એટલે ચાર દિવાલ વચ્ચે બેસીને છોકરા ચારી ખાતો ગોવાળ નહિ, શિક્ષક એટલે ખુશામતખોર પંતુજી નહિ, શિક્ષક એટલે ઝીણા ઝીણા સ્વાર્થ માટે દોડાદોડી અને મારામારી કરનારો કજીઆખોર નહિ; પણ શિક્ષક એટલે આખા સમાજનો માન અને આદરપાત્ર મિત્ર, વિદ્યાર્થીઓનો ભયસ્વરૂપ કાળ નહિ પણ જીગરજાન દોસ્ત, ગામના આગેવાનોનો હાથો નહિ પણ તટસ્થ અને ન્યાયી સંચાલક. શિક્ષક એટલે વેતરો નહિ પરંતુ સમાજનો બુદ્ધિશાળી સેવક. એ રોજ નવું નવું વિચારે અને નવા નવા ઉકેલ શોધે. આવી ભાવના, આવું બળ અને આવો જુસ્સો લઇને આપણે અહીંથી નીકળવું છે.

અહીં આવેલા બધા ભાઇઓને હું હૃદયપૂર્વક આવકાર આપું છું. તમો અહીં તાલીમ લેવા આવેલા સૈનિકો છો. એક સૈનિકને શોભે એવી શિસ્ત, એક વિદ્યાર્થીને શોભે એવો વિનય અને એક શિક્ષકને શોભે એવી હંસવૃત્તિથી આ વર્ગનો લાભ ઉઠાવશો અને આપણે ઉપાડેલા કામને સફળ કરશો.*

—બબલભાઇ મહેતા

—卐—

# અનિદ્રા

અનિદ્રાનો રોગ અસાધ્ય નથી. આજે નિદ્રા એક કોયડારૂપ બની છે. જેમ જેમ માણસને તેની વધુ ને વધુ જરૂર પડતી જાય છે, તેમ તેમ તે દૂર ને દૂર ભાગતી જાય છે. આ માટે મહદ્ અંશે આપણું આજનું જીવન જવાબદાર છે, આજનાં ધાંધલીઆ જીવનને પરિણામે મગજને વધુ બોજો ઉઠાવવાનો રહે છે અને હાથ–પગની ક્રિયા પણ વધુ ઝડપી બની છે. એ ઝડપથી સરી પડતા એના એ જ સમયના પ્રવાહનો વધુમાં વધુ ઉપયોગ કરવાની વૃત્તિને માનવો આધીન થાય છે.

દૂર ભાગતી નિદ્રાદેવીને રીઝવવા માટે માનવો અનેક જાતની ભ્રામક તરકીબો યોજે છે. કેટલાક સૂતી વખતે ઓશીકા પર અત્તર યા સુવાસિત તેલનો ઉપયોગ કરે છે, જાણે કે કેમ સુગંધીથી આકર્ષાઇને નિદ્રાદેવી પગ પર ચઢીને ધીમે ધીમે માથા સુધી ખેંચાઇ આવવાની હોય !

અનિદ્રાના વ્યાધિથી પીડાતા ઘણાક માણસો જ્યારે આરામ માટે પથારીમાં પડે છે, ત્યારે પહેલાંથી જ તેમના મનમાં એવો વસવસો રહે છે કે ઊંઘ મેળવવા માટે કોઇ ઉપાય નથી. અને ખરેખર, મનમાં ઘર કરી બેઠેલી આ શંકા કદી તેને ગાઢ નિદ્રાની મોજ માનવા દેતી નથી. નિદ્રાવશ થવા માટે એકાગ્ર ચિત્તે 'એક, બે, ત્રણ' એમ આંકડા ગણવાનો ઉપાય તો ઘણાએ અજમાવ્યો હશે; પણ એમાંએ બહુ જ થોડાને સફળતા મળતી હશે.

* જુન ૧૯૩૯ ના "યુવક"

આના કરતાં બીજો સારો માર્ગ અનુકૂળ વસ્તુના વિચારો કરવાનો છે. દાખલા તરીકે પૈસાનો. ઘણા માણસો લક્ષ્મી મેળવવા માટે જ મથતા હોઈને આ વિચાર નિદ્રા માટે સરસ ભૂમિકા પૂરી પાડે છે. સહેલાઈથી ધનપ્રાપ્તિ, આશાજનક આર્થિક હાલતની કલ્પના વગેરે વિચારોથી તમે તંદ્રામાં ઘસડાઈ જાઓ છો અને તંદ્રામાંથી નિદ્રાધીન થવું ઘણું અઘરું નથી. કેટલાકના વિચારોમાં ક્યાંકથી સ્ત્રીઓ પણ ચમકી જાય છે. બીજા કેટલાક પોતાના પ્રણય-કિસ્સાઓ યાદ કરી નિદ્રાવશ થવાના પ્રયાસ કરે છે, પણ આવા ખ્યાલોથી ઊલટી, ઊંઘ ઊડી જાય છે.

કમનસીબે જે માણસોને મગજશક્તિ ખર્ચીને કામ કરવાનું હોય છે તેઓ જ મોટે ભાગે અનિદ્રાના રોગથી પીડાતા જણાયા છે. શરીરના અન્ય ભાગો અને મગજની રચનામાં કંઈક ફેર છે. થાકેલું શરીર ઝડપથી આરામ મેળવી શકે છે; પણ કંટાળેલું મગજ તો ઝડપથી દોડતું જ રહે છે. અનેક વિચારો અને ચિંતાઓ આ અશાંત મગજને જંપવા દેતા નથી. બાકીનું કામ ' ઊંઘ નહિ આવે ' એવી ચિંતા પૂરું કરે છે.

દાક્તરો એમ માને છે કે બીજાં બધાં કારણો કરતાં નિદ્રા માટેની ચિંતા વધુ નુકસાન કરે છે. આમ બને ત્યારે બહેતર છે કે ઊઠીને રાત્રિની બત્તીના મંદ પ્રકાશમાં લખવા બેસી જવું. આમ કરવાથી મગજની શક્તિઓ જુદી દિશામાં વળી જાય છે, એટલે અડધા કલાક પછીથી કદાચ ઝોકું આવી જાય.

અનિદ્રાનો રોગ મોટા ભાગે અયોગ્ય ખોરાકથી થાય છે. તબીબી નિષ્ણાતો એમ માને છે કે ઊંઘ માત્ર આરામ નથી, પણ શારીરિક યંત્રનું એક કાર્ય છે; કારણ કે ઊંઘ મેળવવા માટે શરીરની અમુક અમુક શક્તિઓ ખર્ચાય છે એટલે એ જરૂરી છે કે સાંજનું ખાણું સત્વવાળું અને સહેલાઈથી પચે તેવું હોવું જોઈએ, જેથી રાત્રિનું ' સમારકામ ' જલદીથી થઈ શકે. ઘણાનો અનુભવ છે કે ભારે ખોરાક પછીથી આંખોમાં ઘેન ચઢી આવે છે. સૂતી વેળાએ દૂધ પીવાની અથવા તો પથારી પાસે કંઈક ખાદ્ય વસ્તુઓ રાખવાની જૂની પ્રણાલિકાનું રહસ્ય આજ છે. 'મોડું થયું છે' માટે જલદીથી પથારીમાં પોઢી જવાની ધમાલ કરવાનો ખ્યાલ ખોટો છે.

અલબત્ત, કેટલાક માણસો ખૂબ જ નશીબદાર હોય છે. સાધારણ ઊંઘ કે કામ વચ્ચે દશ પંદર મિનિટ ઝોકાં તેમને માટે બસ થઈ પડે છે અને તેમનો સઘળો થાક ઊતરી જાય છે.

( ૧૭-૧-૪૦ ના " જન્મભૂમિ "માંથી )

—✠—

# ભ્રમજનક જીવનમૂલ્ય

ત્રીસ વર્ષ પહેલાં જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે વિજ્ઞાન અને શિક્ષણ, લોકશાસન તથા શાંતિના આદર્શોમાં મને ઘણી શ્રદ્ધા હતી. વિજ્ઞાનના વિકાસ સાથે દેહપીડા નાશ પામશે એમ અમે માનતા હતા. શિક્ષણ અને પ્રકાશના પ્રચાર સાથે વહેમ અને અજ્ઞાનનો ધ્વંસ થશે એવી અમારી કલ્પના હતી. લોકશાસનની સ્થાપના સાથે બધા અન્યાયો દૂર થઈ પૃથ્વી પર સ્વર્ગ ઊતરશે એવી અમારી ધારણા હતી.

## છતાં જીવન સમૃદ્ધ નથી.

આજ વિજ્ઞાનનું યંત્ર અને મર્યાદા વિશાળ બન્યાં છે. શિક્ષણનો પ્રકાશ ખૂબ ફેલાયો છે, પરંતુ આજે જીવન સમૃદ્ધ લાગતું નથી કે ભાવી ઉજળું દેખાતું નથી.

આ બૌદ્ધિક સાધનોએ માનવીને સુખ આપ્યું નથી ને તેથી માનવ આત્મા નિરાશા અનુભવે છે. ને આપણને જણાયું છે કે કુદરતી બળો પર પ્રભુત્વ મેળવવાના પ્રશ્ન કરતાં માનવ સંબંધો સુધારવા તે પ્રશ્ન સાવ અનોખો છે. જીવનમાર્ગ ખૂબ વિકટ બન્યો છે. આજે માનવજાત અંધકારમાં પડી છે. જે વસ્તુઓએ માનવીના જીવનને સફળ બનાવવું જોઇએ તે વસ્તુઓ આજે તેને નિષ્ફળ બનાવી રહી છે તેનું કારણ એ છે કે જીવન વિષેનો આપણો ભાસ ઉપરછલ્લો છે. માનવપ્રકૃતિ કોઇ સપાટીની વસ્તુ નથી; તે તો અનુભવ, ચિંતન, નૈતિક અને ધાર્મિક ભાવના આદિથી છવાએલી વસ્તુ છે.

## માનવપ્રકૃતિનો પ્રશ્ન

દેહની માફક મનના પણ રોગો હોય છે. જો શરદી અને ઉધરસ એ દેહના રોગ છે, તો દોષ, પક્ષપાત અને જુઠ્ઠાણાં મનના રોગ છે; જો જ્વર અને ક્ષય શરીરના રોગ છે તો કામલાલસા, રોષ અને અસૂયા આત્માના રોગ છે. કુદરતી બળો પર ગમે તેવો કાબુ આપણે મેળવીએ કે સામાજિક બળોને ગમે તેટલા અંકુશમાં રાખીએ તો, પણ માણસની ચંચળ પ્રકૃતિનો અતિ મહત્ત્વનો પ્રશ્ન તો રહેવાનો જ.

આપણા પાશવી કાયદાઓ તથા સંસ્થાઓ સહાનુભૂતિ તથા ભ્રાતૃભાવની આપણી સ્વાભાવિક લાગણીઓથી આપણને વિમુખ બનાવે છે.

આપણી આજની મુશ્કેલીઓનું મૂળ પરસ્પર આધાર રાખતા જગતને ભિન્ન ભિન્ન અને અનોખા વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે અને જો નૈતિક સિદ્ધાંતોને તિલાંજલિ આપવામાં આવે, સામાન્ય માનવબુદ્ધિને તજવામાં આવે તો ઘોર નિર્માણ આપણે માટે નિર્ણિત છે એમ સમજવું.

## પાશ્ચાત્ય સંસ્કૃતિના પાયા

જેના પર યુગોની ધૂળ પથરાઇ ગઇ છે એવી અનેક સંસ્કૃતિઓ દુનિયાએ નીરખી છે. એ સંસ્કૃતિનાં ભવ્ય કેન્દ્રોમાં આજે જંગલો વિરાજે છે ને ચંદ્રપ્રકાશમાં વરૂઓ ગર્જે છે.

પશ્ચિમની સંસ્કૃતિના પાયા મજબૂત છે એમ આપણને લાગતું હતું, પણ તે કેવા બીનસલામત છે તે આપણને હવે જણાઇ ગયું છે. યુદ્ધનો ભય હવામાં તોળાઇ રહ્યો છે. જગતની આધુનિક સ્થિતિ એક આધ્યાત્મિક પડકારરૂપ છે. કાં તો તેનો આપણે સામનો કરવો પડશે ને કાં તો આપણો નાશ થશે.

અનિષ્ટ પદ્ધતિઓ તેની પોતાનીજ લાલસા ને અહંતાને પરિણામે સ્વનાશને પ્રાપ્ત કરે છે. નૈતિક કાનુનના ખડ્ગ પર દુનિયાના યુદ્ધઘેલાઓ ને શોષકો અથડાઇને નાશ પામે છે. આજે હજુ પણ સમય છે, જો કે તે અલ્પ છે, જ્યારે આપણે માનવીને તેના ધ્વંસને માર્ગે જતો અટકાવવાનાં પગલાં લઇ શકીએ છીએ

માનવજાતનો ઇતિહાસ નૈતિક ઉચ્ચ આદર્શો અને લાલસા, મૂર્ખતા અને હિંસાનાં અનિષ્ટ બળો વચ્ચેનાં સતત બળોથી ભરેલો છે. ડૉ. રાધાકૃષ્ણન્

[ "જન્મભૂમિ"ના એક અંકમાંથી. ]

# અનુક્રમણિકા



---

## વર્તમાનપત્રોના વ્યવસ્થાપકોને

જે જે વર્તમાનપત્રોનાં લવાજમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફત ભરાય છે તે સૌ પત્રોના સંચાલકોને નીચેની નોંધ ધ્યાનમાં લેવા ખાસ વિનંતિ છે, કે જેથી એ વિષય પરત્વે વધુ પત્રવ્યવહાર કોઇને કરવો ન પડેઃ—

જે જે ગ્રામપુસ્તકાલયનાં લવાજમો પૂરાં થયાં હોય તેમના માટે ફરીને ચાલુ રાખવા માટે લખવામાં ન આવે કે નવા વર્ષનું લવાજમ અમારા તરફથી ભરી દેવામાં ન આવે, તો તેમણે તે સામાયિક બંધ કર્યાનું સમજી લેવું. આમ છતાં જે ચાલુ રાખવામાં આવશે, તો તે સા. પુસ્તકાલયને ભેટ તરીકે મોકલવામાં આવે છે એમ ગણાશે. અને આવી ભેટ સા. પુસ્તકાલયો સ્વીકારી શકે તેમ છે.

વા. ના. અમીન.
મંત્રી : પુ. સ. સ. મંડળ લિ.




પુસ્તક ૧૫ મું માર્ચ-૧૯૪૦ અંક ૩ જો

# પુસ્તકાલયપર્વણી

—તંત્રીસ્થાનેથી

દર વર્ષે આપણે પુસ્તકાલયપર્વણી ઉજવીએ છીએ. આ વર્ષે પણ ગયાં વર્ષોની માફક આપણે ઊજવી. એને માટે નિયત થયેલ કાર્યક્રમ પ્રમાણે પ્રવૃત્તિમાં રસ ધરાવતાં સૌએ પર્વણીને સક્રિય બનાવવા પૂરતો પ્રયત્ન કર્યો છે, તે આ અંકમાં અન્યત્ર આપેલા સંક્ષિપ્ત હેવાલ પરથી જોઈ શકાશે.

પરંતુ અગાઉનાં વર્ષો કરતાં આ વર્ષે પર્વણી ઉજવનાર ગામોની સંખ્યા અમને અલ્પ જણાય છે. કાં તો પર્વણી ઉજવ્યા છતાં તેના હેવાલો અમારા તરફ આવ્યા ન હોય અથવા ખરેખર ગામોની વિશાળ સંખ્યાએ તે ઉજવી નથી તેમ કહી શકાય.

આ માટે, ગયા અંકે જણાવ્યા મુજબ, અમે ધારતા હતા કે, પર્વણી ઉજવણીનું કામ, રાજ્યના અમુક ભાગોમાં દુષ્કાળ જેવી પરિસ્થિતિને કારણે ત્યાંનાં ગામોમાં સાદાઈથી-કંઇપણ ખર્ચ કર્યા સિવાય પણ ઉજવાશે. પરંતુ અમારી પાસે આવેલા હેવાલો પરથી તો એમ જણાઇ આવે છે કે રાજ્યનો મહેસાણા પ્રાંત, જ્યાં દુષ્કાળ જેવી પરિસ્થિતિ હતી ત્યાં તો ચારેય પ્રાંતો કરતાં વધુમાં વધુ ગામોએ ઉજવી છે, જ્યારે આગળ પડતા ગણી શકાય તેવા વડોદરા અને નવસારી પ્રાંતમાં માત્ર અમુકજ ગામોએ ઉજવી છે.

પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા માટે-એને અર્થે લોકમદદ ભેગી કરવા માટે આ દિન એક ઉત્તમ તકરૂપ છે. ઉત્સાહી કાર્યકર્તાઓ ધારે તો આ દિવસે પર્વણીદિનના કાર્યક્રમ મુજબ યોજના કરીને ગામલોકને આકર્ષી સારી એવી લોકમદદ મેળવી શકે, પરંતુ તેમાં કાર્યકર્તાઓના પ્રયત્નો પર મુખ્ય આધાર રહે છે. જનતા તો આવા કાર્યક્રમોને વધાવી લઇ તેને મદદ કરેજ છે; જરૂર છે માત્ર એ માટેના પ્રયત્નો કરનારની.

આશા રાખીએ, આ વર્ષ તો ગયું, પણ આવતા વર્ષે પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતાં સહુ કોઇ આ પર્વણીદિન તેમ જ અન્ય શુભાશુભ પ્રસંગોએ લોકમદદ મેળવવા માટે સદા પ્રયત્નશીલ રહેશે.

## પુસ્તકાલયમાં પગ મૂકતાં—

ચારે બાજુ ઝળહળ થતી ગ્રંથલક્ષ્મી નિહાળું,
જ્યારે મૂકું પગ પ્રથમઃ ને દુનિયા હું વિસારૂં;
જાણે આવે દૂર—સુદૂરથી દેવ કો ચૈત અંગી,
તેડી જાવા નવીન દુનિયા જે રચી ભવ્ય રંગી.

જાણે પેલા સળવળ થતા ગ્રંથ દે સાદ ભારે,
આવો પ્યારાં કંઇ કંઇ ભર્યું જ્ઞાન છે ઉર મારે;
મુંઝાયેલું દિલ ધડકતું સાદ દે કો ઉંડેથી,
પ્યારા પંખી ભર-ભર જરા ચાંચ આ સાગરેથી.

જ્યારે સૂણું હૃદય રસતા સેંકડો સાદ કાને,
ત્યારે ક્હેજે સમજણ પડે ના લઉં હાથ કોને?
રાતું, ભૂરૂં, ચમક ધરતું પ્રેરતું એક બાજુ,
પ્રેલું સાદું ગહન કથતું દિલ મારૂં લુભાતું.

ઉપાડું ને નજર ફરતાં મૌક્તિકો કંઇક પામું,
ના ખાવાનું—વ્યંજન ઝરી ના તોય સર્વસ્વ મારૂં;
ને ધીમેથી પલક ભરતી ઉઘડે આંખ ઊંડે,
જોઉં બીજું મૂક સ્થિર ઉભું દશ્ય કો સૂક્ષ્મ ખૂણે:

વિચારૂં: શા અજબ રૂપને લેખકે આ રચ્યું શું?
આંખો ખોઈ, મગજ થકવી, ઊંઘ ભૂલી ઘડ્યું શું?
રોયો તોયે જગતહિતની કાજ આ હાસ્ય વેર્યું,
તો શાને હું મૂરખ મનનો હાસ્ય ગુમાવી દેઉં?

હિંમતલાલ ચુ. શાહ

—

## સદા ચાહ્યું

અમોને વ્હાલા છે હૃદયપર અંકિત કરશું,
અતિશે પ્યારા છે મધુર દિલના તાર ગણશું.
અમારા સંસારે જીવન ઉજળા થાય અતિશે,
સદા ચાહ્યું વાંચું જગતભરના ગ્રંથ સઘળા.

ધૈર્યચંદ ર. બુદ્ધ

# પુસ્તકાલયો અને આપણે

શ્રીમંત સરકારની ઉદાર રાજ્યનીતિને પ્રતાપે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિએ આજે જે સ્થિતિ પ્રાપ્ત કરી છે, તે ગુજરાત તો શું પણ આખા હિન્દુસ્તાનમાં નહિ હોય, એમ આપણે ગૌરવપૂર્વક વિના સંકોચે કહી શકીએ. ગુજરાતમાં અને ખાસ કરીને વડોદરા રાજ્યમાં સને ૧૯૦૬–૭ માં પુસ્તકાલય પ્રવૃત્તિનાં બીજ પૂ. મોતીભાઈ સા.ના હસ્તે રોપાયાં. અને ૧૯૧૧ માં વડોદરામાં સ્વતંત્ર પુસ્તકાલય ખાતાનો જન્મ થયો, ત્યારથી ધીમે ધીમે વિકાસ પામી બે દાયકા જેટલી મુદત વિતાવી છે. એક યુવાન જીવન જીવવા માટેની સઘળી તૈયારીઓ પૂરી કરી જનસમાજમાં ઝંપલાવે છે, તેમ જ પુસ્તકાલયપ્રવૃત્તિએ પોતાનું બાળપણ પૂરૂં કરી યુવાનીમાં પ્રવેશ કર્યો છે. અને સાચા યુવક પાસે જે આશા રાખી શકાય, તેવી આશા હવે પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતીઓ પાસેથી રાખવી વધારે પડતી ન ગણાય.

પુસ્તકાલયોથી થતા ફાયદા આજે ગણાવવા બેસીએ તો તે હાંસીપાત્ર જ ઠરે. એક વિદ્યાર્થી પણ આજ પુસ્તકાલયોના ફાયદા સમજવા શક્તિમાન છે. આપણને કોઈ પૂછે કે, પુસ્તકાલયો સ્થાપીને વડોદરાની પ્રજાએ કયા વિશેષ ફાયદા પ્રાપ્ત કર્યા ? તો આપણે તો પ્રથમ એ જ જવાબ આપવો રહ્યો કે ભાઈ ! આ કંઈ વેપારી પેઢી નથી કે તેના સરવાયા ઉપરથી નફો–તોટો વર્ષ દહાડે તારવી શકાય. એનાં પ્રત્યક્ષ ફળ જોવા માટે તો થોડી ધીરજ રાખવી પડે. પ્રજાએ જે મેળવ્યું છે તે એમ તારવીને બતાવી શકાશે નહિ. પણ મેળવ્યું છે ઘણું એ તો ચોક્કસ છે જ. બ્રિટિશ ગુજરાતના ગામડામાં આપણે ન જઈએ તો પણ, આપણું જ એક પુસ્તકાલય વિનાનું ગામડું પુસ્તકાલયવાળા ગામડા સાથે સરખાવવા માટે ત્યાં વસવું પડે અને જોવું પડે, ત્યારે જ ખાતરી થાય. ઉપલક દષ્ટિથી જોશો તો પણ ગ્રામ ખેડૂતોનાં બાલક–બાલિકાઓ હાથમાં નાનકડાં પુસ્તકો સાથે, સીમાડે ઢોર ચારતાં નજરે પડશે. અને બે–ચારના જૂથમાં એકઠાં મળી એ પુસ્તક વાંચી આનંદ માણતાં તમે જોઈ શકશો. ભલે આપણે લેખકો અને સંશોધકો તૈયાર નહિ કર્યા હોય, તો પણ એ લેખક–સંશોધકોના સર્જનને આવકારનારા તો તૈયાર કર્યા જ છે. અને આવતી કાલે આપણે લેખકો અને સંશોધકો પણ જોઈશું.

પુસ્તકાલય એ તો ગ્રામજનતાનું વિચારસ્થાન, વિશ્રામસ્થાન અને સંસ્કારદર્શનનું કેન્દ્રસ્થાન છે, એટલું જ નહિ પણ એક નાનકડું વિદ્યાપીઠ છે. પુસ્તકાલયપ્રવૃત્તિનું સાચું પરિણામ જોવાનો તો સમય હવે પછીનો છે. આજ સુધીનો કાળ તો તેની બાલ્યાવસ્થાનો હતો. હવે તે યુવાનીમાં પ્રવેશે છે. અને એ યુવાનીમાં કેટલું જોમ છે તે તો હવે જ કહી શકાશે.

પુસ્તકાલયપ્રવૃત્તિનું જોમ કેટલું છે, તે બતાવી આપવા માટે આપણી પાસે બે મહત્ત્વના પ્રશ્નો વિચાર માટે આવી ઊભે છેઃ એક પ્રશ્ન એ કે જનતાને કેવા સાહિત્ય તરફ દોરવું, અને બીજો એ કે તેને માટે કયા ઉપાયો યોજવા ? હમણાં હમણાં આપણી પાસે બાલસાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં આવ્યું છે. પણ તેટલા પ્રમાણમાં સ્ત્રીસાહિત્ય છે ખરૂં ? આપણે તેનો જવાબ હકારમાં આપી શકીશું ?

કોઈ એમ કહેશે કે, સ્ત્રીઓ માટે અલગ સાહિત્ય અને અલગ પુસ્તકાલયો કેમ સંભવે ? શું સ્ત્રીઓ અને પુરુષોના આત્મા જુદા હશે ? જે સાહિત્ય પુરુષ વાંચે તે સાહિત્ય શું સ્ત્રી

ન વાંચી શકે ? સ્ત્રી–પુરુષ બન્ને એક જ પુસ્તકાલયમાં કેમ ન બેસે ? શું સ્ત્રીઓને સમાન કોટિમાં ન જ લાવી શકાય ? જરૂર, સ્ત્રી–પુરુષને એક જ કોટીમાં આણવાના આ પ્રયત્નો છે. જે પુરુષો વાંચી શકે તે સ્ત્રીઓ પણ વાંચી જ શકે. જો કોઇ પણ સાહિત્ય વાંચવાની સ્ત્રીઓને મના કરી શકાતી હોય તો તે સાહિત્ય પુરુષને પણ વાંચવાની છૂટ ન જ આપી શકાય. જે સાહિત્યથી સ્ત્રીસ્વભાવ વિપથગામી બનવાનો ભય હોય, જે સાહિત્યથી ચારિત્રની શુદ્ધાશુદ્ધિનો ભય હોય તે સાહિત્ય શું પુરુષવર્ગને વાંચવાની છૂટ આપી શકાય ખરી ? એવા સાહિત્યને તો તિલાંજલિ જ અપાય. અને સ્ત્રીપુરુષ બન્નેને માટે સામાન્ય–એક જ કોટિનું સાહિત્ય સંભવી શકે, એમાં જરાએ શક નહિ. પરંતુ સામાન્ય કેળવણી ઉપરાંત ડૉકટર અને વકીલના ધંધા માટે તેમને વિશેષ જ્ઞાનની ખાસ ધંધાદારી તાલિમ લેવી પડે છે તેમ સ્ત્રીઓના કેટલાક ખાસ વિષયો છે. સ્ત્રીઓએ પત્ની અને માતા તરીકેની ફરજો બજાવવાની છે–અર્થોત્પાદન એ જેમ પતિનું કર્તવ્ય છે, તેમ અર્થવિનિમય એ પત્નીનું કર્તવ્ય છે. અને તેવું જ બાળઉછેરનું કર્તવ્ય માતાનું છે. એટલે આમ ધંધાદારી વિશેષ જ્ઞાન પૂરતું સ્ત્રીસાહિત્ય અલગ રહેવું જરૂરનું છે અને તે રહેવાનું.

તેવી જ રીતે અલગ પુસ્તકાલયોની જરૂરિયાત પણ સ્વીકારવી જ રહી. કવિ શ્રી. ન્હાનાલાલ કહે છે તેમ, કેટલીક સ્ત્રીઓ જન્મથી જ પ્રૌઢા હોય છે. તેમને કૌમાર્ય હોતું જ નથી. કવિ કહે છે, કે કૌમાર્ય એટલે જીવનનું આંગણું, પરસાળ નહિ. આવી સ્ત્રીઓ જીવનના આંગણામાંએ નહિ, ઓસરીએ પણ નહિ. પરંતુ પરસાળમાં જ હોય છે; એટલે પુરુષો સાથે ભળવાનો સ્ત્રીસહજ સંકોચ આપણા સમાજમાં વધુ આગળ પડતો છે. અને ૭ વર્ષની નિર્દોષ બાલિકાને છોકરા સાથે રમવાની મના કરવા જેવી પરિસ્થિતિ જ્યાં પ્રવર્તી રહી હોય, ત્યાં આપણે તેમને માટે અલગ પુસ્તકાલયો, અલગ વિભાગો અને તેટલુંએ ન બને તો અલગ વખત તો રાખીએ એજ ઇષ્ટ છે. એમાં જરાએ આનાકાની કરાશે નહિ.

આટલું કર્યા છતાંએ જેઓ જન્મથી પ્રૌઢાઓ છે, તે તો ત્યાં પણ આવતાં સંકોચાશે. અને આ બધું તો કસ્બાઓ માટે. પણ ગામડાનું શું ? સ્ત્રીઓ જો પુસ્તકો પાસે ન જાય તો, પુસ્તકોએ સ્ત્રીઓ પાસે પહોંચવું જોઇએ. અને એ પહોંચતું કરવાની ફરજ આપણી છે. પેટીઓ દ્વારા, હાથગાડી દ્વારા કે પછી ગમે તે યોગ્ય ઉપાય દ્વારા પુસ્તકો પહોંચાડવાં જોઇએ. આજે જેટલા પ્રમાણમાં પુરુષવર્ગ વાંચે છે, તેટલા પ્રમાણમાં સ્ત્રીવર્ગ વાંચતો નથી. જે સ્થિતિ સ્ત્રીવર્ગની છે તેજ ગામડાના ખેડુતવર્ગની છે. આપણે જેમના પ્રત્યે આજ સુધી બેદરકારી સેવી છે તેમના પ્રત્યેની મુખ્ય ફરજ બજાવવાનો વખત હવે આવી લાગ્યો છે.

આ સૌને વાચનરસ લગાડવાનો એક અને સાચો ઉપાય મને સૂઝે છે અને તે દિવાલપત્રોનો છે. દિવાલપત્ર એટલે ભીંત પર કાળો રંગ લગાડીને લખવા લાયક બનાવવું તે. દિવાલપત્રનું વાચન વખત લેતું નથી, તેમ ઘરમાં કોઇ જૂનવાણી સાસુની ટકોર કરાવતું નથી; એ તો રસ્તે જતાં આવતાં પણ વાંચી શકાય છે. મારો અનુભવ છે કે, પાણી ભરનાર પનિયારીઓ માથે પાણી ભરેલા બેડાના ભાર સાથે, અને ખેડૂત માથે ઘાસના ભારાનો ભાર વહન કરતો કરતો વાંચે છે–વાંચતો જાય છે. દિવાલપત્રોમાં થોડાક ચાલુ વર્તમાન સમાચાર સાથે કેટલાંક સારાં પુસ્તકોમાંથી સૂત્રો કે વાક્યો જે જીવનશુદ્ધિ માટે લાભદાયી હોય, જનહિતસાધક હોય તેવાં લખી શકાય. આજે તો પુસ્તકાલય અને આમવર્ગ વચ્ચેનું અંતર

ઘણું જ વધારે છે. અને આ અંતર ટાળવાનું એકજ સાધન માત્ર દીવાલપત્રોનું છે. અને આમ વાચનનું વ્યસન લાગતાં સૌ કોઈ પુસ્તકાલય તરફ આવવા લલચાશે. માટે ગામે ગામ અને શેરીએ શેરીએ આવાં દિવાલપત્રો ઊભાં કરવાની અગત્ય ઘણી વધારે છે. અને પુસ્તકાલયપ્રવૃત્તિના ભેખધારીઓ આનો ઝીણવટથી વિચાર કરે એવી વિજ્ઞપ્તિ છે. આપણે આની અગત્ય હજુ પિછાની નથી, એમ કહેવું ખાસ ખોટું તો નથી જ.

ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડવામાં અને પુસ્તકાલયમાં આવનાર વાચકોને પુસ્તકો આપવામાં પણ ગ્રંથપાલોની જવાબદારી મોટી છે. અને એ જો સમજવામાં ન આવે તો તેઓ પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રેરક મટી ઘાતક નીવડે. અને એ જવાબદારી તે એ છે કે, વાચકની યોગ્યતા પ્રમાણેનું તેના હાથમાં પુસ્તક મુકાવું જોઈએ. ગ્રંથપાલને પોતાના પુસ્તકાલયના દરેક પુસ્તકનો પરિચય હોવો જરૂરનો છે. અને તેમ થાય તો જ તે પુસ્તકની યોગ્યાયોગ્યતા વિચારી શકે. વાચક કે ગ્રંથપાલ પૂંઠા પરથી, સુંદર છપાઈથી કે માત્ર નામ પરથી જ જો પુસ્તકની પસંદગી કરશે તો જરૂર તે છેતરાશે. નવા સવા વાચકને એની માહિતી હોતી નથી, જે કોઈક વાર જ વાંચે છે એવો વાચક પહેલવહેલો જ પુસ્તકાલયમાં આવે અને ચંદ્રકાન્ત જેવું પુસ્તક વાંચવા લઈ જાય તો ફરીવાર તે પુસ્તક લેવા નહિ આવે. માટે તેવાઓને તો અન્યપાટે દોરવવાની જરૂર છે. અને ઉપરાંત અયોગ્ય સાહિત્ય હાથમાં ન આવી જાય તે પણ જોવું પડશે. આ બાબતનો તો સખત ચોકીપહેરો રહેવો જોઈએ. આપણા ગ્રંથપાલો આ બાબતની કેટલી ફરજ અદા કરી શકે છે તે પણ વિચારણીય છે. આપણે પુસ્તકાલયનો તમામ કારોબારી બોજો તેમને શિર નાખી દીધો છે. તે જો હળવો બનાવવામાં આવે તોજ તેઓ પુસ્તકમાંની વસ્તુ વિચારવાને વખત મેળવી શકશે. અને તેઓને વાચકને દોરવી શકે તેવી શક્તિ મેળવવાની તક આપવી જોઈએ, એમ હું માનું છું.

## સાચા–ખોટાનો ખ્યાલ

દુનિયા જ્યારે વીજળીને વેગે આગળ વધે છે ત્યારે આપણે ત્યાં તો પોળેપોળે પુસ્તકાલયો હોવાં જોઈએ અને દરેકે તે વાંચવાં જોઈએ ધાર્મિક પુસ્તકો સાથે સ્વદેશાભિમાન જાગ્રત કરે એવા પ્રકારનાં પુસ્તકો પણ તેમાં વસાવવાં જોઈએ. બગડેલો ખોરાક જેટલું શરીરને નુકસાન પહોંચાડે છે એટલું નુકસાન નબળાં પુસ્તકો મગજને કરે છે.

વિકારની ભાવનાનાં પુસ્તકો વાંચીએ અથવા તો જે છાપાં જુદી વસ્તુઓ છાપતાં હોય એ વાંચીએ એનાથી પણ નુકસાન થાય છે. સાચાં કે ખોટાં છાપાં કયાં છે તે પણ આપણને સમજતાં આવડવું જોઈએ.

—સરદાર વલ્લભભાઇ.

મેં આગળ કહ્યું તેમ આપણે ગામડાં અને સ્ત્રીઓ પ્રત્યે બેદરકારી સેવી છે. સ્ત્રીઓ માટે શું કરી શકાય તે આપણે વિચાર્યું. જ્યાં પુસ્તકાલય અને પુસ્તકો છે ત્યાંનો આપણે વિચાર કર્યો. પણ જ્યાં પુસ્તકો નથી વા ઓછાં છે અને ઓછાં ખરીદાય છે તેમનું શું ? તેમને માટે આપણે વિચાર કર્યો છે ? આપણાં પુસ્તકાલયોને મુખ્ય મદદ સરકાર અને પ્રાંત પંચાયતોની છે. પ્રાંત પંચાયતો જે ફાળાનો વહીવટ કરે છે, તે ફાળો મોટે ભાગે ગામડાંની પ્રજાનો છે, કસ્બાની પ્રજાનો નહિ. ત્યારે સરકાર આપે છે કેમ ? સરકાર આપે છે એટલા માટે કે કસ્બાઓ અને ગામડાંનાં મોટાં પુસ્તકાલયો પોતાની આજુબાજુએ આવેલાં ગામડાંમાં પણ તે પેટીઓ દ્વારા પુસ્તકો પહોંચતાં કરે. અને પુસ્તકાલય વિનાના ગામે વા ઓછાં પુસ્તકોવાળા ગામે એ ખૂબ ખૂબ પુસ્તકો મોકલી વંચાવે. છતાં વિચારો કે કેટલાં

કસ્બા પુસ્તકાલયો આવી ફરજો બજાવે છે ? પુસ્તકાલયો વિનાનાં ગામોનો ફાળો પણ પ્રાંત પંચાયતના ફાળામાં છે. એટલે દરેક પુસ્તકાલય ઉપર તેનું ઋણ છે. અને એ ઋણ અદા કરવાની ફરજ દરેક પુસ્તકાલયની છે, જ્યારે કસ્બા પુસ્તકાલયોની તો બેવડી છે. પુસ્તકાલય ખાતાએ આવું ઋણ અદા કરવા જે પુસ્તકાલયો ચૂકશે તેમની મદદ બંધ વા ઓછી કરવા વખતોવખત ચેતવણી આપી છે. છતાંએ હજુ ઘણાં પુસ્તકાલયોએ ઘણું કરવાનું બાકીમાં હશે. આપણે આશા રાખીએ કે આજ સુધીનું ચઢેલું ઋણ હવે તેઓ જલદી જ અદા કરે.

પુસ્તકાલય ખાતાએ હમણાં સહકારી ધોરણે પુસ્તકો ખરીદવાની યોજના તમારી સમક્ષ મૂકી છે. આ યોજના તમામ કસ્બા પુસ્તકાલયો અપનાવે તો ઉપર કહ્યાં પ્રમાણેનું તેમનું ચઢેલું ઋણ અદા કરવાની એક સુંદર તક હાથ આવે એમ છે. કસ્બા પુસ્તકાલયોનો સહકાર નહિ હોય તો આ યોજના ધારવા જેટલી ફળદાયી નહિ નિવડે; કારણ કે પુસ્તકોનો ઠીક ઠીક સંગ્રહ તેમની પાસે છે. ગામડાનાં પુસ્તકાલયોમાં પુસ્તકો ઓછાં હોવાના કારણે પુસ્તકો બહાર ફરતાં કરવા હરકત આવશે. આપણે આશા રાખીએ કે કસ્બા પુસ્તકાલયોના વહીવટકર્તાઓ તેનો જલદી જ અમલ કરશે.

અંતમાં એ જ વિજ્ઞપ્તિ કરવાની કે ઉપર નિર્દેશ કરેલી બાબતો પુસ્તકાલયપ્રવૃત્તિના હિમાયતીઓ વિચારે. અને યથાશક્તિ ફરજ અદા કરશે તો આ લખેલા લખાણનો હેતુ સાર્થક થયો માનીશ.*

નાનજીભાઇ જે. પટેલ

—※—

## જ્ઞાનવાટિકા

જ્ઞાન તણી વાડીનાં ફુલડાં,
જીવનને સુવાસિત કરતાં;
મંદ મંદ શીતળતા અર્પી,
તાપ ત્રિવિધના હરતાં;
જીવનસૌરભ પુલકિત થાતાં,
હૃદય પ્રફુલ્લ બનાવે;
મનગમતાં ચૂંટીને સૂંઘતાં
જીવનરસ ઉભરાવે;
રંગબેરંગી હૃદય રીઝાવે,
પ્રસરે જીવન પાંખે.
રોમ રોમ શક્તિ ભક્તિને,
અમિ ઉભરાવે આંખે.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

---

* ચાંદોદ મુકામે મળેલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ વખતે વંચાયલો નિ

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

હમણાંજ મરણ પામેલા કેનેડાના ગવર્નર–જનરલ લૉર્ડ ટ્વીડસમ્યૂર જેટલી મનુષ્યની અનેકવિધ પ્રવૃત્તિમાં ભાગ્યેજ કોઈ મનુષ્યે ખ્યાતિ મેળવી હશે. રાજનીતિજ્ઞ તરીકે તે મહાન હતા; પરંતુ નવલકથા તથા જીવનચરિત્ર લેખક તરીકે તે વધારે મહાન હતા. લોકો તો તેમને લેખક ' જહૉન બુકેનન ' તરીકે ઓળખે છે. ગ્લાસ્ગો અને ઑક્સફર્ડમાં કેળવણી લઇને તેમણે પહેલા વર્ગમાં માનસહિત ડીગ્રી મેળવી હતી અને સ્ટેન્હોપ તથા ન્યુડીગેટ પારિતોષિક મેળવ્યાં હતાં. બેરિસ્ટર થઇને તથા રાજવહીવટની દક્ષિણ આફ્રિકામાં તાલીમ લઇને તે પ્રસિદ્ધ પ્રકાશકો ટોમસ નેલ્સનની કંપનીમાં જોડાયા. અહીંઆં લેખક તરીકેની તેની શક્તિનો વિકાસ થવાની વિશાળ તક મળી. ગત વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે પોતાની ખૂબ લોકપ્રિય અદ્દભુત કથાઓ લખી. ' વિશ્વયુદ્ધ 'ના તેમના ઇતિહાસે તેમને જગતભરમાં પ્રસિદ્ધ કર્યા. તેમની સાહિત્યવિષયક પ્રવૃત્તિ માટે ગ્લાસગો, સેંટ એન્ડ્રુઝ એડિન્બર્ગ, હાર્વર્ડ, યેલ અને ઑક્સફર્ડનાં વિશ્વવિદ્યાલયોએ તેમને એલ. એલ. ડી. તથા ડૉ. સી. એલ. ની માનદ પદવી આપી હતી.

× × ×

અત્યારે જર્મનીમાં કલ્પિત કથાનાં બે પુસ્તકોની ખૂબ માગ છે: (૧) ' ગૉન વિથ ધી વિન્ડ ' અને (૨) ' સીટાડલ '

× × ×

ચીનની લડાઇ સંબંધી એશિહી હિનોએ લખેલ જાપાનીઝ નવલકથા ' વૉર એન્ડ સોલ્જર ' ( લડાઈ અને સૈનિક )નું અંગ્રેજી ભાષાંતર હમણાંજ પ્રગટ થયું છે.. જાપાનમાં તેની વીસ લાખથી વધારે નકલો ખપી ગઇ છે. જર્મન અને ઝેક ભાષામાં પણ તેનાં ભાષાંતર થાય છે. જાપાનના લશ્કરના સાર્જન્ટ ' કેત્સુનોરી તમાઇ 'નું તખ્ખલ્લુસ ' એસીહીહિનો ' છે. સાર્જન્ટ પ્રસિદ્ધ સૈનિક તથા લેખક છે. જાપાનનું મહાન સાહિત્યવિષયક પારિતોષિક ' એકુટગાવા ' તેમને મળ્યું છે.

× × ×

સર રોનલ્ડ સ્ટોર્સ પૂર્વના રાજકારણ પર પ્રમાણભૂત ગણાય છે. તેમના આત્મવૃત્તાંત ' ઓરીએન્ટેશન્સ ' ( Orientations ) નું ફ્રેંચ તથા અરેબીક ભાષામાં ભાષાંતર થાય છે. હિબ્રુ ભાષામાં તો તે પ્રગટ થઇ ચૂક્યું છે. સર રોનલ્ડ અત્યારે ચાલુ યુદ્ધનો ઇતિહાસ લખી રહ્યા છે.

× × ×

ઇટલિથી મળતાં વર્તમાનપત્રોના ખબર પરથી જણાય છે કે ફેસિસ્ટ પક્ષે પ્રતિબંધ મૂકેલ પુસ્તકોની ઉલ્લી યાદીના આગથા ક્રિસ્ટિ તથા એડગર વોલેસની ડિટેક્ટિવ કથાઓનો સમાવેશ થાય છે.

× × ×

ઇનામી નવલકથા ' નો આર્મ્સ, નો આર્મર ' ( No Arms, No Armour)

ના લેખક મેજર રોબર્ટ હેન્રિક—જે અત્યારે ઈંગ્લંડમાં કોઈક સ્થળે છે તે—ખાનગી રીતે કહે છે કે ' લડાઇની શરૂઆતથી અત્યાર સુધીમાં મારી પાસે લખાણની એટલી સામગ્રી ભેગી થઇ છે કે તેનાથી હું હાસ્યરસથી ભરપૂર ત્રણ વધારે નવલકથા લખી શકીશ. '

× × ×

પિએટ્રો ડી ડોનેટોની પ્રચંડ નવલકથા ' ક્રાઇસ્ટ ઇન કોન્ક્રીટ 'નું શરૂઆતનું પ્રકરણ ' એસ્કવાયર 'માં ટૂંકી વાર્તા તરીકે પ્રગટ કરવામાં આવ્યું હતું. અગાઉ કોઇ નવલિકાએ વાચકોનાં મન તેટલાં આકર્ષ્યાં નહોતાં. તરત જ તેનું રેડિયો પર નાટક ભજવવામાં આવ્યું હતું અને ઓબ્રાયનની ' ૧૯૩૮ની શ્રેષ્ઠ નવલિકાઓ 'માં તેનું પુનર્મુદ્રણ થયું. ત્યારે પ્રકાશકોનું ધ્યાન તેના પર ખેંચાયું, અને વાર્તા ચાલુ રાખવાની યુવાન કડિયાને ઉપરાઉપરી વિનતિ કરવામાં આવી. તેથી ડી ડોનેટોએ પોતાના લેખોને એક બાજુ મૂકી લખવાનું ચાલુ રાખ્યું ને લગભગ એક જ દિવસમાં પ્રખ્યાત થઇ ગયો.

× × ×

સૈનિકોને ભેટ તરીકે કાવ્યનાં પુસ્તકો આપવાનું ગઇ લડાઇમાં પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. લંડનના એક પુસ્તકવિક્રેતાના કહેવા પ્રમાણે ગયા વિશ્વયુદ્ધમાં એવો વખત હતો કે જ્યારે તે એકલો દરરોજ ઓમર ખયામની એક હજાર નકલ વેચતો હતો.

× × ×

મહાન ફ્રેન્ચ ભવિષ્યવેત્તા માઇકલ નોસ્ટ્રેડેમસ, ચારસો વર્ષ પહેલાં થઇ ગયો. તેણે આવતા પાંચ સૈકાની આગાહીનું એક પ્રસિદ્ધ પુસ્તક લખ્યું છે. તેમાં તેણે જણાવ્યું છે કે, યુરોપના મહાયુદ્ધનો ૧૯૪૪માં અંત આવશે અને તેમાં બ્રિટન તથા ફ્રાન્સ વિજયી થશે.

**છોટાલાલ મોનસિંગ કામદાર**



—' ગ્રંથાલય 'ના પૂજારીઓ પોતાના જીવનમાં સર્વદા સાફલ્યતા પ્રાપ્ત કરે છે.

—' ગ્રંથાલય ' એ એક લોહચુંબક છે.

—' ગ્રંથાલય પ્રેમીઓ ' જીવનપર્યંત ગ્રંથ ઉપાસક રહે છે.

—' ગ્રંથાલય ' એ જીવનલતાનું પોષક તત્ત્વ છે.

—' ગ્રંથાલય ' એ શ્રી સરસ્વતી દેવીનું પરમ ધામ છે.

—' ગ્રંથાલય ' એ ભારતી માતાએ પોતાનાં બાળકોને આપેલો અખૂટ જ્ઞાનનો ભંડાર છે.

—' ગ્રંથાલય ' નિર્જીવ હોવા છતાં ચેતનદાયી હોઇ સજીવ ગણાય છે.

—' ગ્રંથાલય ' એ એક સાર્વજનિક સંસ્થા હોઈ કોઇ પણ જાતનો ભેદભાવ રાખતું નથી.

—સર્વ કોઇ નીચ કે ઉચ્ચ, ગરીબ કે તવંગર, રાજા કે રંક—દરેક તેનો લાભ લઇ શકે છે.

# વાચનાલયમાં આવતી વિવિધ વ્યક્તિઓ

**જાહેર** વાંચનાલય એટલે વિવિધ વિગતો અને રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય સમાચારો મેળવવાનું સ્થાન. આ સ્થાન સાધારણ રીતે વિશાળ, પ્રકાશમય, હવાવાળું અને ગામની મધ્યમાં હોવું જોઇએ. વર્તમાન યુગમાં પ્રત્યેક ગામની અંદર, જાહેર વાંચનાલય, એ ગામની આવશ્યક જરૂરિયાતોમાંની એક ખાસ જરૂરિયાત છે. ગામને પાદર તળાવ કે કૂવા ઓવારાની જેટલી જરૂર છે તેટલી જ આજે છાપખાનાના અને જાહેરાતના યુગમાં વાંચનાલયની જરૂરીઆત ગણાય.

જાહેર વાંચનાલયમાં અનેક જાતનાં ઉપયોગી, રસમય અને વિવિધ વિષયનાં સામયિકો તથા દૈનિક છાપાંઓ આવતાં હોય છે; વાંચવા માટે પણ સાધારણ રીતે સારી સગવડનાં ખુરશી ટેબલ વગેરે સાહિત્યો હોય છે. વાંચનાલયમાં જઇને દુનિયાભરના હરહંમેશના તાજા સમાચારો મેળવી શકાય છે; પત્રકારિત્વનાં વિવિધ આંદોલનો જાણી શકાય છે; તેમજ જગતની પ્રગતિ સાથે જગતના બનતા બનાવોને જાણીને, સમજીને તેની સાથે પગલાં પાડી શકાય છે.

જાહેર વાચનાલયનો આવો અમૂલ્ય લાભ ઉઠાવી શકાય છે, પણ આ વાંચનાલયમાં આવતા લોકો તેનો અમૂલ્ય લાભ ખરેખર ઉઠાવતા હોય એ વાત શંકાસ્પદ છે. વાંચનાલયની અંદર સમાચારો વાંચવાને માટે ઘણા થોડા લોકો આવે છે. ઘણા ખરા લોકો કંઇ જુદા જ હેતુથી વાંચનાલયમાં જતા હોય છે. તેમનો હેતુ જાહેર કે સામાજિક નથી હોતો, પણ વ્યકિતગત જ હોય છે અને એ હેતુને પાર પાડવા જતાં તે લોકો જાહેર વાંચનાલયને તેમજ જનતાને કેટલું નુકસાન કરે છે તે વિચારવાની તેમને દરકાર નથી હોતી.

વાંચનાલયની અંદર આવી તેનો દુરુપયોગ કરતી, જુદી જુદી વ્યક્તિઓનું હવે આપણે નિરૂપણ અને દર્શન કરીએ.

આપણી પ્રજાના મોટા ભાગને જાહેરજીવનનું કે સમાજજીવનનું ભાન નથી હોતું. સમાજજીવનની જોખમદારીઓનો તો ખ્યાલ પણ શાનો હોય ? પ્રથમ તો, અમુક વર્ગ એવો છે કે જે જાહેર વાંચનાલયને માત્ર જાહેર સંસ્થા કે જાહેર મિલ્કત સમજી, તેનો ઉપયોગ કરવાનો પોતાનો અધિકાર છે માટે તેને પોતાનું જ માની આવે છે. વાંચનાલયની અંદર આવી તે, સામયિકો અને છાપાંઓથી પથરાઇ ગયેલા વિશાળ ટેબલ સમક્ષ એક ખુરશીમાં ગોઠવાય છે અને એક રાતી પાઇનો પણ ખર્ચ કર્યા વિના એ બધાં છાપાંઓ અને ચોપાનિયાં પોતાની હકુમતનાં છે એવો વ્યર્થ ઘમંડ સેવે છે. પછી તે એવો દેખાવ કરશે કે જાણે સારાયે જગતના જ્ઞાનનું દોહન કરવા ન બેસી ગયા હોય ! છાપું હાથમાં લે છે અને તેનાં પાનાંઓમાં પોતાનું વિરલ ભેજું સમગ્ર ચિત્તે જાણે કે પરોવતો ન હોય તેવી રીતે મુખારવિંદ અંદર લપેટી દે છે. ઘણી જ ચતુરાઇથી તે છાપાનાં પાનાંઓમાંથી આસપાસ નજર ફેરવી અન્ય લોકોની પ્રવૃત્તિને જુએ છે. જ્યારે કોઇનું ધ્યાન તેના તરફ નથી હોતું અને બધા વાંચવામાં મગ્ન થયા હોય છે કે તુરત જ તે અસાધારણ ઝડપથી છાપાંને સંકેલી, કોટની અંદર ગોઠવી પલાયન થાય છે. ઘણી વખત તો દરવાજેથી કોઈની છત્રી કે સાયકલ પણ લઈ પોતાની જાતને સમૃદ્ધ બનાવતો જાહેર રસ્તા ઉપર અહંકાર અને ઘમંડથી વિચરે છે. આ બિરાદર જાહેર સંસ્થાને પોતાની જ માની, કંઈ પણ ખર્ચ કર્યા વિના વસ્તુઓ પ્રાપ્ત કરવામાં સંતોષ લે છે !

બીજા પ્રકારના માણસો પહેલા જેટલો મહત્ત્વાકાંક્ષી નહિ પણ વિશેષ કાબેલ છે. તેનો હેતુ આખું છાપું કે માસિક ચોરી જવાનો નથી હોતો, પણ તેમાંથી માત્ર પોતાને ઉપયોગી એટલો જ ભાગ કે સારો લેખ ઉઠાવી જવાની દાનત હોય છે. છાપાંઓ અને સામયિકોની શસ્ત્રક્રિયા અને દેહછેદનની કળામાં તેણે અસાધારણ નિપુણતા પ્રાપ્ત કરેલી હોય છે. સુંદર ચિત્રો, ફોટાઓ, વિવિધ પ્રકારની હરીફાઈઓનાં કુપનો, ભેટની વસ્તુઓનાં તથા મફત દવાઓનાં કુપનો, વગેરે વગેરે તેનાં શિકારસ્થાનો હોય છે. પોતાને પસંદ પડેલ વસ્તુ ઉપર, પોતાનાં અજોડ શસ્ત્ર ( કાતર ) થી તે વાઢકાપ કરવા બેસી જાય છે. તેની ચાલાકી અને ચપળતા અકલ્પનીય હોય છે. એટલા માણસોના સમુદાયમાં તે પોતાનું કાર્ય એટલી હિંમતથી અને ત્વરાથી કરે છે કે નથી તો કોઇ તેને પકડી શકતું કે નથી કોઇ તેની કાપકૂપની પ્રવૃત્તિના અવાજને સાંભળી શકતું. તે ખરેખર કલાકાર છે. અદમ્ય ઉત્સાહથી અને નિરવધિ પ્રેરણાથી તે પોતાનું કાર્ય સાધ્યે જાય છે. વાંચનાલય છોડીને તે જાય છે, પણ તેનું વિરલ વ્યક્તિત્વ તો ત્યાં સદાને માટે છાપાંઓનાં અને માસિકોનાં પાનાંઓમાં કોતરાયેલાં બાકાંઓ અને કાણાંઓમાં મોજૂદ હોય છે.

ત્રીજા પ્રકારના માણસો જંગલના વાઘની માફક વાંચનાલયમાં હંમેશાં ગર્જન કરતો પ્રવેશે છે. ઉપરથી શાંત દેખાતી મુખમુદ્રા નીચે જાણે કે ભયાનક જ્વાળામુખી ન ધખધખતો હોય તેવી રીતે તેના સાથી સાથે ચર્ચામાં ઊતરે છે.

" હીટલર માટે આપનો શો અભિપ્રાય છે ? " તે તેના સાથીને પૂછે છે.

" મેં કંઇ નિશ્ચિત અભિપ્રાય હીટલર માટે હજુ બાંધ્યો નથી. " નમ્રતાથી તેનો સાથી જવાબ આપે છે.

" પણ તમે તેને ખરેખર કેવો ધારો છો ? આર્ય કે અનાર્ય ? "

" ખેર, તે કહેવું કઠિન છે, પણ મને તો તે બાબતમાં કશી ખબરજ નથી. "

" તે તો ઘણુંજ ખરાબ. તમારે જાણવુંજ જોઇએ, વિચારવું જ જોઇએ...ખાસ વિચારવું જોઇએ કે તે કોણ છે ? "

" હં...અ...જે તેની રીતભાત છે. તેના ઉપરથી તો......"

" રીતભાત ગઇ જહન્નમમાં. તે છે કોણ આર્ય કે અનાર્ય ? "

" અનાર્ય. "

" ધિક્કાર છે તમારી જાતને. "

" મને લાગે છે કે તમે કંઈ વધારે પડતું બોલો છો. જરા તમારી જીભને કાબુમાં રાખો...તો..."

" શું ? તમે શું કહેવા માગો છો ? "

આ પ્રમાણે વાત આગળ વધતાં જબરદસ્ત વાગ્યુદ્ધ શરૂ થાય છે, અને ઘણીવાર તો વાગ્યુદ્ધ હસ્તયુદ્ધ સુધી આગળ વધે છે. સાધારણ રીતે તકરાર વાચનાલયનો નિયામક આવે છે ત્યારે અટકે છે અને વાંચનાલયના ધ્રૂજતા વાઘો કોઇ અન્ય પળે પાછા આવવા માટે ત્યારે તો ચલતી પકડે છે.

ધમાલિયાઓના પ્રકાર ઉપરાંત એક વર્ગ એવો પણ છે કે જેઓને ઘોંઘાટ ખાસ પ્રિય હોય છે અને તે જ્યાં જાય ત્યાં ઘોંઘાટ અને અવાજ ઉત્પન્ન કરે છે. વાંચનાલયની અંદર

આવતા આવા ઘોંઘાટપ્રિય લોકો મુખ્યત્વે બે કારણથી અવાજ ઉત્પન્ન કરે છેઃ એક તો, અવાજ કરવાની ટેવ તેના જીવન સાથે એવી ઓતપ્રોત થઈ ગયેલ હોય છે અને તેને ઘોંઘાટ એટલો બધો પ્રિય છે કે તેને અવાજ કર્યા વિના ચાલતું જ નથી. બીજું, તે પોતે વાંચનાલયના ફર્નિચરની વ્યવસ્થિત ગોઠવણની પરવા કર્યા વિના મનસ્વીપણે ખુરશીઓને ગમે ત્યાં ઉથલાવે છે, ઢસડે છે, પછાડે છે, અફાળે છે, માસિકોને પણ ટેબલ ઉપર જોરથી અફાળીને મૂકે વગેરે વગેરે તેનું સારૂંએ હલનચલન અને વર્તન અવાજ અને ઘોંઘાટ વધારનારૂં જ હોય છે.

વાચનાલયના નમૂનાઓનો છેલ્લો પ્રકાર સર્વથી નિરાળો અને કંઇક જુદી જ ભાત પાડતો છે. ઉપર જોઈ ગયેલ હેતુઓમાંનો એક પણ હેતુ તેને વાંચનાલયમાં નથી. તેને મન વાંચનાલય વાંચવાનું સ્થાન નથી પણ આરામગાહ છે, વિશ્રાન્તિસ્થાન છે. તેનો મુખ્ય હેતુ માત્ર ત્યાં બેસવાનો જ હોય છે. તે વાંચનાલયમાં આવે છે, એક શાન્ત ખૂણામાં ખુરશી લઇ બિરાજે છે. માત્ર બેસવા સિવાય તેને કંઈ પણ કરવાનું નથી હોતું. આસપાસ કે ઉપર નીચે જોયા વિના તે જડની માફક બેસી રહે છે, વખતની તેને કિંમત નથી. તે અનિયત કાળ સુધી બેસી રહે છે અને ઘણી વખત તો ઊંઘવા માંડે છે. કેટલાંએ છાપાંઓ અને ચોપાનિયાં આવે છે અને જાય છે, કેટલાંએ માણસો આવે છે અને જાય છે, તેની તેને કંઇ પડી નથી, તે તો માત્ર પોતાની નિરવધિ શાન્તિમાં બેઠો રહે છે.

વાચન, અભ્યાસ, વિદ્વત્તા, પ્રગતિ એ દુનિયાભરનાં તમામ વાંચનાલયના સુંદર આદર્શો હોય છે, પણ જેમ પ્રત્યેક આદર્શ દુઃસાધ્ય હોય છે, તેમ વાંચનાલયને માટે પણ આ આદર્શો માત્ર આકાશકુસુમવત જ હોય છે. એ આદર્શોની પર્યાપ્તિમાં ઉપરની વ્યક્તિઓ હિમાલય સમા અવરોધો છે. ઉપર બતાવેલ વ્યકિતઓમાં વાચકને કંઈક વધારે પડતું કે શોભાયુકત વર્ણન જેવું લાગતું હોય તો અમારી ખાસ વિનંતિ છે કે એક જ દિવસ માટે વાંચનાલયનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી જુઓ અને તમને અમારા કથનની જરૂર ખાતરી થશે.

મદનકુમાર મજુમદાર
નર્મદાશંકર વ્યાસ

---

## શ્રી લ. ના. પુ. વાલમમાં સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની છબીનું અનાવરણ.

વાલમમાં દવાખાનાના ઉદ્ઘાટન મંડપમાં ગઇ તા. ૨૫ મીએ રાત્રે પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ સમા સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની છબીનો અનાવરણ સમારંભ પુસ્તકાલય ખાતાના ગદ્દનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલના પ્રમુખપણા નીચે થયો હતો. સાથે શ્રી. વલ્લભભાઈ પણ આવેલા હતા. મંત્રીનું નિવેદન વંચાયા બાદ રા. પોપટલાલભાઇની વિનંતિથી શ્રી. ઉમેદભાઇએ સ્વ. પૂજ્ય મોતીભાઇની છબી ખુલ્લી મૂકતાં આવા મૂક સેવકના પગલે ચાલી જનતામાં જ્ઞાનપ્રચારની સેવા કરવા વિનંતિ કરી હતી. રા. વલ્લભભાઇએ સ્વર્ગસ્થની નીડર સક્રમ સુધારક તરીકે પ્રશંસા કરી જણાવ્યું કે તેમને અજ્ઞાનતા ટાળવા માટે ધગશ હતી તેટલાજ સામાજિક કુરિવાજો,ખોટા ખર્ચો વગેરેનો નાશ કરવા પ્રચારશીલ રહેતા હતા. તે કાર્ય પાર પાડવા તેમના પ્રસંશકોની ફરજ છે. રા. લાલજીભાઈ અને પા. ઉમેદભાઇ વગેરેએ પોતપોતાના સંદેશા સંભળાવ્યા હતા. છેવટે ઉપસંહાર પછી આભાર તથા ફૂલહાર થઇ સભા વિસર્જન થઇ હતી.

# પ્રકાશકોને કેટલીક સૂચના

**પુસ્તકોના પૂંઠા ઉપરની હકીકત વિષે**

૧ કેટલાંક પુસ્તકો ઉપર ચિત્ર તેમજ પુસ્તકના નામનો બ્લૉક બનાવી તે છાપવામાં આવે છે. આ નામ જો કે ગુજરાતી લિપિમાં હોય છે છતાં પણ તેમાંનાં કેટલાંકનો મરોડ એવો હોય છે કે સાધારણ ભણેલો માણસ તે એકદમ નામ ઉકેલી શકે નહિ. તેના ઉપર લેખકનું નામ, પ્રકાશક, પુસ્તકની આવૃત્તિ, સાલ તેમ જ પુસ્તકની કિંમત દરેક પુસ્તક ઉપર એકસરખા અને એકજ ઠરાવેલી જગાએ છાપેલા હોતા નથી, જેથી પુસ્તકાલયમાં કામ કરનાર અને પુસ્તકો વાંચનારને આ વસ્તુઓ એક જ ઠેકાણેથી સહેલાઇથી મળી શકતી નથી.

ઉપર જણાવેલી વસ્તુઓ દરેક પુસ્તકો ઉપર ક્યાં અને કેવી રીતથી છાપવી તેનું એકસરખું ધોરણ ઠરાવાય તો ઠીક, તેમજ પુસ્તકના નામના અક્ષરો સીધા અને સાદા મરોડવાળા રાખવા જોઇએ.

તે જ પ્રમાણે માસિક ઉપરના પૂંઠા ઉપર જ માસિકનું નામ, સાલ-વર્ષ, અંક, મંત્રી, ાગટસ્થાન એ હકીકત છપાવવી જોઇએ.

**પુસ્તકોની કિંમત**

૨ કેટલાંક પુસ્તકો ઉપર જેકેટ ચઢાવવામાં આવે છે અને જેકેટની ફેશન વધારેલી હોવાથી તેનો ખર્ચ પુસ્તકની કિંમત ઉપર ચડાવી દેવામાં આવે છે. આ જેકેટ કાંઈ વધુ ઉપયોગી હોતાં નથી.

કેટલાક પુસ્તકોમાં રદ્દી કાગળ વાપરે છે, કેટલાક જાડા અને હલકા તથા વધારે કદ ાતાવે તેવા કાગળો વાપરે છે. તેમ જ તેની કિંમતનું પણ એકસરખું ધોરણ હોતું નથી. ટલાક ૩૨ પાનની ચોપડીના ૦-૨-૦ રાખે તો બીજા વળી ૦-૩-૦ કે ૦-૪-૦ રાખે છે.

પુસ્તકની બાંધણી તરફ પણ બહુ લક્ષ આપવામાં આવતું નથી. મારા અભિપ્રાય મુજબ ા દરેક પુસ્તકનું પાકું બંધામણ હોવું જોઇએ, જેથી તે પુસ્તક લાંબા વખત સુધી કામ આપે, વધારે પૃષ્ઠવાળાં પુસ્તકો ૨૦૦-૩૦૦ પૃષ્ઠવાળા વોલ્યુમમાં બાંધવાં જોઇએ.

પુસ્તક વાંચ્યા પછી નિશાની રાખવા માટેની દોરી તમામ પુસ્તકોમાં હોવી જોઇએ.

એ માટે જેકેટની ફેશન દૂર કરવી જોઇએ. સારા અને ટકાઉ કાગળો વપરાવા જોઇએ, પુસ્તકોનું પાકું બંધામણ થવું જોઇએ, મોટાં પુસ્તકોના ૨૦૦ કે ૩૦૦ પાનનાં વોલ્યુમ બાંધવાં જોઇએ, અને પૃષ્ઠસંખ્યાના પ્રમાણમાં દરેકને થોડી કિંમતે સારૂં-સસ્તુ અને ટકાઉ વાંચન મળે તે પ્રમાણે પુસ્તકની કિંમત રહેવી જોઇએ.

૩ દૈનિક, અઠવાડીક વર્તમાનપત્રો તેમ જ બીજાં સામયિકો અને માસિકોએ તેમના ભેટ અંક મોકલવાના ખર્ચ સાથે જ તેમનું લવાજમ પહેલેથી નક્કી કરવું જોઇએ. પાછળથી **ભેટઅંક મેળવવા માટે અમુક રકમ મોકલો** એવું જણાવવામાં આવે છે; એટલે તે વખતે તે રકમ તથા તે રકમ મોકલવાનું ટપાલખર્ચ એ પુસ્તકાલયને વધારામાં ભોગવવાનું હોય છે. કેટલીક વખત એ રકમો ગેરવલ્લે પણ પડી જાય છે. અને તેથી તેવા ભેટઅંકોનો લાભ ઘણાં પુસ્તકાલયોને મળતો નથી, જેથી દરેક પત્રો, અઠવાડીકો કે માસિકોએ તેમના ખાસ અંક, ભેટ અંક વગેરે મોકલવાના ખર્ચ સાથે જ લવાજમો પહેલેથી જ નક્કી કરી દેવાં જોઇએ.

કૃષ્ણલાલ મો. પરીખ

# પુસ્તકાલય પર્વણી

[ આપણા રાજ્યના ચારે પ્રાંતોમાં ગઇ તા. ૧૩-૨-૪૦ ના રોજ " પુસ્તકાલય પર્વણીદિન " ઉજવાયો હતો. એ ઉજવણીના જે હેવાલો અમારા તરફ આવ્યા છે તેનો સંક્ષિપ્ત સાર આ નીચે આપ્યો છે. ]

**વરણામા તા. વડોદરા**—સવારે આઠ વાગે વિદ્યાર્થી આશ્રમથી વિદ્યાર્થીઓનું રાષ્ટ્રગીતો ગાતું સરઘસ કાઢવામાં આવ્યું હતું. તે પછીના શનિવારે શ્રી સેવાસમાજ એ. વી. સ્કૂલમાં વિદ્યાર્થીઓની જાહેર સભા અંગ્રેજી શાળાના હેડમાસ્તર શ્રી. ઘોડાના પ્રમુખપદે મળી હતી, જે વખતે પ્રાસંગિક વિવેચન અને પુસ્તકાલયપર્વણીનો હેતુ, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ તેમ જ પુસ્તકાલયથી થતા લાભો જણાવાયા હતા.

**કોસિંદ્રા તા. સંખેડા**—શ્રીમંત મહારાજા સાહેબના તેમ જ અન્ય વિદ્વાનોના ફોટાઓ સાથે સરઘસ કાઢવામાં આવ્યું હતું. સાંજે નાગરિકોની સભામાં બાળકોની પ્રાર્થના, સંવાદો, ગરબા વગેરેનો કાર્યક્રમ યોજાયો હતો. જે પ્રસંગે ગ્રંથપાલ શ્રી. બાલકૃષ્ણે ગ્રામોદ્ધારમાં પુસ્તકાલયનું સ્થાન પર વિવેચન કર્યું હતું.

**કંઢારી તા. કરજણ**—પુસ્તકાલયના કમ્પાઉન્ડને સ્વચ્છ કરાવી મકાનને આસોપાલવથી શણગારવામાં આવ્યું હતું. બાળકોને બાલસાહિત્ય પ્રત્યે રુચિ ઉત્પન્ન કરતું વિવેચન કરવામાં આવ્યું હતું, સાંજના ભજન મંડળીનો કાર્યક્રમ યોજાયો હતો તથા પુસ્તકાલયના સભાસદો વધારવા પ્રયત્ન કરવામાં આવ્યો.

**ભાયલી તા. વડોદરા**—પુસ્તકાલયને શણગારી, બાળકોની પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. સાંજના શાળાના વખત પછી વ્યાયામના પ્રયોગો, ઈશ્વરસ્તુતિ તથા શ્રીમંત પ્રશંસા અને સંવાદો ભજવવામાં આવ્યા હતા.

**સમીઆળા તા. વડોદરા**—પુસ્તકાલયની આસપાસ સફાઈ કરી મકાનને શણગારવામાં આવ્યું હતું. સવારમાં બાળકોનું સરઘસ ફેરવવામાં આવ્યું હતું. સાંજના પાંચ વાગે સભા થઈ તેમાં મંત્રીએ ગત વર્ષનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જેમાં ત્રણ વર્ષનો પુસ્તકાલયનો પ્રગતિદર્શક હેવાલ રજૂ કરવામાં આવ્યો હતો. છેલ્લે ગરબા વગેરેનો કાર્યક્રમ રખાયો હતો.

**રણોલી તા. ભાદરણ**—મકાનને ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યું હતું. દીવાલપત્ર પર પુસ્તકપરિમલનાં સૂત્રો લખવામાં આવ્યાં હતાં. રાત્રે સભા ભરવામાં આવી હતી. રાત્રે ધર્મજ હાઈસ્કૂલના શિક્ષક શ્રી. ચતુરભાઈના પ્રમુખપદે સભા ભરવામાં આવી હતી. તેમાં સંવાદો, ગરબા તેમજ ઇતર રંજન કાર્યક્રમ યોજાયો હતો. તથા પ્રાસંગિક વિવેચનો પણ થયાં હતાં.

**તિલકવાડા**—સવારે ૮ થી ૧૦ વાગ્યા સુધીમાં બાળકો માટે શિષ્ટવાચનની પરીક્ષાનો કાર્યક્રમ યોજાયો હતો, જેમાં ૨૫ બાળકોએ ભાગ લીધો હતો. તેમાંના ૧૦ ઉત્તીર્ણ થયાં છે. સાંજે ૪ થી ૫ પુસ્તકાલયના મકાનમાં સ્ત્રીઓની સભા રખાઈ હતી, જ્યારે સાંજે ૬ વાગે બાળકો અને ગામના લોકોનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. રાત્રે આઠ વાગે સ્થાનિક

વકીલ શ્રી. કૃષ્ણલાલના પ્રમુખપદે સભા મળી, જેમાં સંવાદો ઉપરાંત પ્રાસંગિક પ્રવચન થયાં હતાં. છેલ્લે મંત્રીએ ટૂંક નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

**કિન્ખલોડ તા. ભાદરણ**—મકાનની આસપાસ સફાઇ કરી ધ્વજા–પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સવારે શ્રીમંત મહારાજા સાહેબ, સ્વ. શ્રી. અમીન સાહેબ તેમ જ ઇતર ફોટાઓ સાથે પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. આ પ્રસંગે દાનઝોળી ફેરવવામાં આવી હતી. તેમાં કુલ રૂ. ૧૨૭ એકત્ર થયા હતા. આખા ગામના ગૃહસ્થોએ ઉજવણીમાં સારો સહકાર આપ્યો હતો.

**આણેજા તા. વડોદરા**—સવારે ૭ વાગે પ્રભાતફેરી કાઢવામાં આવી હતી, તેમજ ૯ વાગે બીજું સરઘસ કઢાયું હતું. મકાનને તોરણો વગેરેથી શણગારી પુસ્તકપ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. સાંજે જાહેરસભા રખાઈ હતી, જેમાં ઇશ્વરસ્તુતિ તથા પુસ્તકાલય સંબંધી દાંડિયા રાસ, તેમ જ સંવાદ ભજવાયા હતા, જે પ્રસંગે પ્રાસંગિક વિવેચન કરવામાં આવ્યાં હતાં.

**કરનાળી તા. તિલકવાડા**—મકાનને ધ્વજા–પતાકાથી શણગારવામાં આવ્યું હતું. મંત્રી શ્રી. લક્ષ્મણજી શાસ્ત્રીએ સભા મેળવી સભાના હેતુ ૪૦ સમજાવી નિવેદન વાંચ્યું હતું. રાત્રે વાદ્ય સાથે સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો.

**બરકાલ તા. શિનોર**—મકાનને આસોપાલવથી તથા ધજા–પતાકાથી શણગારી સવારે વિદ્યાર્થીઓનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. દાનમાં રૂ. ૪૧–૦–૦ મળ્યા હતા. રાત્રે જાહેરસભા મળી હતી. તેમાં મંત્રી શ્રી. ઇશ્વરભાઇએ ૧૯૩૮–૩૯ નો પુસ્તકાલયનો હેવાલ વાંચી સંભળાવ્યો હતો. વડોદરાથી ખાસ આવેલા શ્રી. હિંમતલાલે પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

**પિલુદરા તા. મહેસાણા**—સવારે ગામમાં સરઘસ ફર્યું હતું. મંદિરના મહારાજ મંગળદાસે તથા ગામના એક ગૃહસ્થ પા. શિવરામભાઇએ સાકર વહેંચી. રાત્રે સભા થઇ હતી. તેમાં બાળકોએ સંવાદો ભજવ્યા હતા તથા પ્રાસંગિક વિવેચન અને ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો.

**વહાવસ્વામી તા. કલોલ**—શાળા અંગે પુસ્તકાલય હોવાથી શાળાના મકાનને ધ્વજા-પતાકાથી શણગાર્યું હતું. બાળકોએ સંભાષણો તથા બાળાઓએ ગરબો, ગાઇ બતાવ્યાં. શ્રીમંતના ફોટા સાથેનું સરઘસ પણ કાઢવામાં આવ્યું હતું.

**ગોઝારીઆ તા. વિજાપુર**—મકાનને ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યું હતું. પુસ્તકાલયનાં સૂત્રો સાથે બાળકોનું સરઘસ ગામમાં ફેરવ્યું હતું.

**કંબોઈ તા. ચાણસ્મા**—સરઘસ ફેરવવામાં આવ્યું. સાંજે સભામાં ગ્રામજનોને પુસ્તકાલયથી થતા ફાયદા સમજાવવામાં આવ્યા.

**બલોલ તા. મહેસાણા**—રાત્રે આઠ વાગે પુસ્તકાલયના મકાનમાં સભા ભરવામાં આવી હતી. તેમાં પુસ્તકાલયોથી થતા લાભ તથા વાચનના ફાયદા સમજાવાયા. નિવેદન રજૂ કરાઇ નવીન સભાસદો નોંધવામાં આવ્યા હતા.

**દુનાવાડા તા. હારીજ**—મકાનને શણગારી તેમાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. સભા ભરાઈ તેમાં બાળકોએ સંવાદ ભજવ્યા હતા. રૂ. ૨૫) લોકમદદ મળી. પ્રાસંગિક વિવેચનો થયાં હતાં. ઉપરાંત ગ્રામસુધારણા વિષે સમજૂત પણ અપાઇ હતી.

**તરભ તા. વિસનગર**—પુસ્તકાલયને ઉપર મુજબ શણગારી વિદ્યાર્થીઓની સભા ભરવામાં આવી હતી. ઉપરાંત સ્ટીરીઓસ્કોપનો ઉપયોગ પણ કરાયો હતો. સાંજે સભામાં ભજનવાર્તા તથા સંવાદોનો કાર્યક્રમ યોજાયો હતો.

**ગંગેટ તા. ચાણસ્મા**—બાળકોનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. મંત્રીએ વિદ્યાર્થીઓની મદદથી પુસ્તકાલયને આકર્ષક બનાવ્યું. વિશેષ વાચનપ્રચાર માટે વધુ પુસ્તકો પ્રચલિત કરવામાં આવ્યાં.

**જેતલવાસણા તા. વિસનગર**—સવારસાંજ સરઘસ કાઢવામાં આવ્યું હતું. રાત્રે જાહેર સભામાં પુસ્તકાલયવિષયક વ્યાખ્યાનો થયાં હતાં. મંત્રીએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

**સુણક તા. સિદ્ધપુર**—પુસ્તકાલયના મકાનને શણગારવામાં આવ્યું હતું. ગામમાં વિદ્યાર્થીઓનું સરઘસ ફર્યું હતું. સાંજે સભા ભરાઇ હતી. તેમાં પ્રાસંગિક વિવેચનો થયાં હતાં. રાત્રે ભજનો તથા સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો.

**ઉમતા તા. ખેરાળુ**—મકાનને શણગારવામાં આવ્યું હતું. પુસ્તકાલયના મકાનમાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવાયું હતું. સાંજે સભા મળી હતી. તેમાં પ્રાસંગિક ભાષણો થયાં હતાં.

**વાલમ તા. વિસનગર**—મકાનને શણગાર્યું હતું. સવારે શ્રીમંતના ફોટાનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. તથા સરઘસ પણ નીકળ્યું હતું. સાંજના ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. રેડિયો પ્રોગ્રામ પણ ગોઠવાયો હતો. પ્રદર્શનમાં મુકાયેલા નમુનાઓમાંના ઉત્તમ નમુનાઓવાળાને ઇનામો અપાયાં હતાં.

**વ્યાસવ્યાસણા તા. આતરસુંબા**—મકાનને શણગારવામાં આવ્યું હતું. વિદ્યાર્થીઓનું સરઘસ ગામના જુદે જુદે લત્તે ફર્યું હતું. સભા ભરાઇ હતી તેમાં બાળકોના સંવાદો ભજવવામાં આવ્યા હતા, તેમ જ બાલસાહિત્યની વૃદ્ધિ અર્થે જ્યોતિ કાર્યાલયનાં ૪૦૦ પુસ્તકોનો સેટ વસાવવાનું ઠરાવાયું હતું.

**વીસનગર**—ખાસ પત્રિકા દ્વારા ગામજનોને આમંત્રણ અપાયું હતું. તથા સરઘસ અને સભા તેમજ સંવાદોનો કાર્યક્રમ યોજાયો હતો. મકાનને ખાસ શણગારવામાં આવ્યું હતું. " આપણાં પર્વ " એ વિષય પર નિબંધ હરીફાઇ યોજાઇ હતી.

**સિદ્ધપુર**—પુસ્તકાલયના મકાનને શણગારવામાં આવ્યું હતું. બાલપ્રદર્શન યોજાયું હતું. બાળકો અને બાળાઓને પુસ્તકાલયના ફાયદા સમજાવવામાં આવ્યા હતા. વિવિધ રંજન કાર્યક્રમ પણ યોજાયો હતો. ગરબાના ખાસ કાર્યક્રમમાં ભાગ લેનાર બહેનોને મહિલા પુ૦ નાં પ્રમુખ સૌ. લક્ષ્મીબેન ચિમનલાલ શેઠે જર્મન સિલ્વરની થાળીઓ આપી હતી. રાત્રે સભામાં પ્રાસંગિક વિવેચન થયાં હતાં.

**ધીણોજ તા. ચાણસ્મા**—સવારમાં બાલક-બાલિકાઓનો મેળાવડો કરવામાં આવ્યો હતો. બાલવિભાગનાં પુસ્તકોનું પ્રદર્શન યોજાયું હતું. તે પરથી બાળકોને બાલવાચન પ્રત્યે રુચિ ઉત્પન્ન કરનાર ભાષણ પણ ગોઠવાયું હતું. રાત્રે સભામાં પ્રાસંગિક પ્રવચનો થયાં હતાં.

**મેરવાડા તા. ચાણસ્મા**—સવારે સરઘસ કાઢવામાં આવ્યું હતું. હાલ ભણતા તથા ઉઠી ગયેલા વિદ્યાર્થીઓની સભા ભરી તેમની સમક્ષ પુસ્તકવાચન કરવામાં આવ્યું હતું. પુસ્તકાલયમાં બાલોપયોગી તેમજ ધાર્મિક પુસ્તકોનું પ્રદર્શન ગોઠવાયું હતું. બાળચમૂ દ્વારા ગામમાં સ્ત્રીઓને પુસ્તકો વાંચવા અપાયાં હતાં, સાંજે સભામાં પ્રાસંગિક વિવેચનો થયાં હતાં.

**આસનેરા તા. કરજણ**—દીવાલપત્ર પર પુસ્તકાલયનાં સૂત્રો ચોઢવામાં આવ્યાં હતાં. રાત્રે સભા ભરવામાં આવી હતી. તેમાં પુસ્તકાલયપ્રવૃત્તિદિન વિષે ભાષણ ગોઠવાયું હતું.

**વઢવાણા તા. ડભોઇ**—પુસ્તકાલયને શણગારી પુસ્તકાલયનાં સૂત્રો બોર્ડ પર ટાંગવામાં આવ્યાં હતાં. સવારે પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. સાંજના સભામાં સંવાદો ભજવાયા હતા તથા પ્રાસંગિક વિવેચન થયાં હતાં.

**ઓરણા તા. કામરેજ**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. બાદ સભા ભરવામાં આવી હતી તેમાં ગીતો અને સંવાદોના કાર્યક્રમ ઉપરાંત પ્રમુખશ્રીએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

**મોટા આંકડીઆ તા. અમરેલી**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાઓથી શણગારવામાં આવ્યું હતું, શાળાના શિક્ષકો તેમજ સ્કાઉટ ટ્રુપ સાથે સરઘસ આખા ગામમાં ફર્યું હતું. વિદ્યાદાન ઝોળી ફેરવવામાં આવી હતી.

**જાળીઆ તા. અમરેલી**—શાળા અંગેના પુસ્તકાલય ખંડને શણગારવામાં આવ્યો હતો. ૭ઠ્ઠા વર્ગના વિદ્યાર્થીઓ દ્વારા ગામમાં વાચનપ્રચાર કરવામાં આવ્યો હતો. સાંજે સભામાં " પ્રૌઢશિક્ષણ અને પુસ્તકાલય "નો સંવાદ ભજવવામાં આવ્યો હતો. મંત્રીએ પુસ્તકાલયનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. ગ્રંથપાલના સારા કામ બદલ તેમને અમરેલી મહાલ પુ. મંડળ મારફત શેઠ રામજીભાઈ હંસરાજ તરફથી ૭) ઈનામ અપાયું હતું.

**બેટ**—સવારમાં સરઘસ કાઢવામાં આવ્યું હતું. બપોરે મહિલા સંમેલન યોજાયું હતું. કન્યાશાળાની બાળાઓએ ગરબા ઇ૦ કાર્યક્રમ યોજ્યો હતો. બહેનોએ પુસ્તકાલય અંગે પ્રવચનો કર્યાં હતાં. સાંજે શહેરીઓની સભામાં સંવાદો વગેરે કાર્યક્રમ યોજાયો હતો. અને પ્રાસંગિક પ્રવચનો પણ થયાં હતાં. ગૃહઉદ્યોગ તથા બાલપ્રદર્શનનું એક પ્રદર્શન પણ યોજાયું હતું.

**ખેરાળુ**—પુસ્તકાલયને ધજાપતાકા તથા સૂત્રોથી શણગારવામાં આવ્યું હતું. સાંજે સભા ભરાઇ હતી, જેમાં સંભાવિત ગૃહસ્થોની હાજરી સારી હતી. પુસ્તકાલયનું નિવેદન સભા સમક્ષ રજૂ કરવામાં આવ્યું હતું.

**વહાલી તા. આંતરસુંબા**—૮ા વાગે મેળાવડો થયો, તેમાં ધ્વજવંદન, ઈશ્વરપ્રાર્થના તથા આવકારગીતના કાર્યક્રમો થયા, પછી મંત્રીએ પર્વણીનો ઉદ્દેશ સમજાવી દરેક ભાઇબહેનોને પુસ્તકાલયનો છૂટથી લાભ લેવાની સૂચના કરી. આ ઉપરાંત બીજાં પણ પ્રસંગોચિત વિવેચન થયાં. ત્યારબાદ બાળકોને પતાસાં વહેંચાઇ સભા વિસર્જન થઇ.

**વેમાર તા. કરજણ**—ધ્વજાપતાકાથી શણગારેલા લાયબ્રેરીના આંગણે પીરજાદા સાહબુદીન હુસેનઅલીના પ્રમુખપદે સમગ્ર સભા રાખવામાં આવી હતી. પ્રથમ ગ્રંથપાલે પુસ્તકાલયને વધુ પ્રોત્સાહન આપી લાભ લેવા જણાવ્યું હતું. ત્યારબાદ મંત્રીએ લોકમદદની રકમ ભેગી કરી આપવા સમગ્ર સભાને વિનંતિ કરી હતી. પ્રમુખ સાહેબ પીરજાદા સાહબુદીને પુસ્તકો કેવાં વાંચવાં ને કેવાં ન વાંચવાં તેમજ પુસ્તક વાંચવાથી થતા લાભાલાભ જણાવ્યા હતા.

**સરસાવ તા. કડી**—સા. પુ. સરસાવ તા. કડી પુસ્તકાલયના મકાનને સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. સાંજના બાળકોની તથા ગામના પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતાં નાગરિકોની સંયુક્ત સભા ગોઠવવામાં આવી હતી. રા. મંત્રીએ બાળકો તેમજ નાગરિકોને પુસ્તકાલયનો વધુ લાભ લેવા સમજાવ્યું હતું. સભામાં પુનાવાળા રા. ચિમનલાલ પ્રહલાદજી યાજ્ઞિકે બાળકોને પતાસાં વહેંચ્યાં હતાં.

**અમરેલી**—અમરેલીની પુસ્તકાલય સંસ્થાઓ તરફથી તા. ૧૭ ને બદલે ૨૫ મીએ પુસ્તકાલયપર્વણીદિન ઉજવાયો હતો. સવારમાં બેન્ડ, વાવટાઓ અને સૂત્રો સાથે સરઘસ નીકળ્યું હતું. સાંજના પાંચ વાગે શ્રી. ચતુરભાઈ નાથાભાઈ પટેલના પ્રમુખપદે મેળાવડો થયો હતો. બાળાઓની ઈશપ્રાર્થનાથી કાર્યક્રમની શરૂઆત થઈ શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા, રાવબહાદુર જનુભાઈ દેસાઈ, શ્રી. ઓઘડભાઈ અને શ્રી. વિદ્યારામ ત્રિવેદીએ 'પુસ્તકાલય-પ્રવૃત્તિ અને શિષ્ટ વાચન' સંબંધી વિવેચનો કર્યાં હતાં. બાદ શ્રી. તારાબેન દોશીની વિનંતિથી વકતૃત્વકળા હરીફાઈમાં ઉત્તીર્ણ થયેલા બાળકોને પ્રમુખશ્રીના હસ્તે ઈનામો વહેંચાયાં હતાં.

**મેથી તા. કરજણ**—શાળામાંના પુસ્તકાલય ખંડને ધજા-પતાકાથી શણગારવામાં આવ્યો હતો. સવારમાં બાળકોની પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. મુખ્ય રસ્તા પર બોર્ડ પર પુસ્તકાલયસૂત્રો લખવામાં આવ્યાં હતાં.

**ચલાલા તા. ધારી**—ધારી વિભાગ માજી શાળાધિકારી શ્રી. મૂળશંકર ભટ્ટના પ્રમુખ-પદે મેળાવડો યોજાયો હતો. મંત્રીએ પુસ્તકાલયનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું તથા પ્રમુખે પ્રાસંગિક નિવેદન રજૂ કર્યું હતું.

**નાની કડી તા. કડી**—બાળકોનું સરઘસ નીકળ્યું હતું. અને "ફરતા પુસ્તકાલય પ્રદર્શન"ની યોજના કરવામાં આવી હતી. આ પ્રસંગે કુમાર મંડળની સ્થાપના પણ થઈ હતી.

**કોડીનાર**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સાંજના ચાર વાગે મિડલ સ્કૂલના હેડ માસ્તર શ્રી. સંજયકુમારના પ્રમુખપદે મેળાવડો યોજાયો હતો. તેમાં પ્રાસંગિક પ્રવચનો થયાં હતાં.

---

# મહાલમંડળની સભાઓ

**કામરેજ મહાલ** જૂથ મંડળના મંત્રીઓની સભા તા. ૧૮-૨-૪૦ ના રોજ રાખવામાં આવી હતી. તેમાં (૧) શિષ્ટવાચનની મહાલ તરફે લેવાનારી શિષ્ટવાચનની પરીક્ષા માટે "મૂગા લોકસેવક મોતીભાઈ" પુસ્તક પસંદ કરનારો, (૨) શિ. વા. પરીક્ષા માટે સમિતિ નીમવાનો, (૩) તથા હવેની સભામાં તારીખ મુકરર કરવાને લગતા ઠરાવો થયા હતા.

**વીસનગર મહાલ પુસ્તકાલય મંડળની** ત્રિમાસિક સભા તા. ૨૫-૨-૪૦ ના રોજ વાલમ મુકામે વીસનગર કસ્બા પુસ્તકાલયના પ્રમુખ શ્રી. નારાયણભાઈ મોદીના પ્રમુખ-પદે મળી હતી. તેમાં શરૂઆતમાં ત્રિમાહી નિવેદન વંચાઈ, જે પુસ્તકાલયોનાં પત્રો ચાલુ ન થયાં હોય તેમણે કાયમ ફંડમાંથી નાણાં ઉપાડી પુ. સ. સ. મંડળમાં મોકલવા ઠરાવાયું હતું. "લોકોદય" માસિક અર્ધા લવાજમે અપાવનારનો આભાર મનાયો. બાદ શિષ્ટવાચનની પરીક્ષા માટે સ્વ. મોતીભાઈ અમીન સા ના જીવનનું પુસ્તક મુકરર કરાયું તથા તે માટે એપ્રિલના છેલ્લા રવિવારનો દિવસ મુકરર કરાયો. ઉપરાંત જૂથના મંત્રીઓએ ત્રિમાહી નિવેદનો મહાલમાં મોકલવા ઠરાવાયું હતું. તેમજ જૂથ મંડળોએ સહકારી બજેટના ધોરણે બજેટ બનાવવા ઠરાવાયું હતું. રા. મદદનીસ વ્યવસ્થાપકે સહકારી બજેટ બનાવવાની યોજના સમજાવી હતી.

**દામનગર મહાલ પુ૦ મંડળની** એક સભા તા. ૪-૨-૪૦ ના રોજ દામનગર મહાલ શાળાધિકારી સા. ના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) મહાલ પુ. મંડળનું નિવેદન છપાવવાનો, (૨) પ્રાંત પુ૦ મંડળના પ્રતિનિધિના ખર્ચને લગતો, (૩) શિષ્ટ વાચન પરીક્ષાના ઈનામ માટે રૂા. ૫) ની મંજૂરીનો, તેમ જ (૪) જૂથ મંડળનાં નિવેદન વેજાસર મોકલવાને લગતા ઠરાવો પસાર થયા હતા. છેલ્લે સહકારના ધોરણે બજેટો બનાવવાની સમજૂત અપાઈ સભા વિસર્જન થઈ હતી.

**પેટલાદ મહાલ પુ૦ મંડળનાં** જૂથો પૈકી પેટલાદ જૂથ મંડળની સભા તા. ૧૮-૨-૪૦ ના રોજ અને સોજીત્રા જૂથ મંડળની સભા તા. ૪-૨-૪૦ ના રોજ મળી હતી.

# ગ્રામપુસ્તકાલયોની વ્યવસ્થાપક સમિતિઓ

ગ્રામપુસ્તકાલયોની વ્યવસ્થા સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમની કલમ ૨૪માં જણાવ્યા પ્રમાણે નીચે મુજબ છે:

**પુસ્તકાલયોની વ્યવસ્થાપક સમિતિઓ**

" પુસ્તકાલયને નાણાંની વાર્ષિક મદદ કરનાર સર્વ સદ્‌ગૃહસ્થો દરવર્ષે ત્રણથી નવ સુધી સદ્‌ગૃહસ્થોનું વ્યવસ્થાપક મંડળ ચૂંટી કાઢશે, અને આ મંડળ પુસ્તકાલયનો વહીવટ ચલાવશે. નવા વ્યવસ્થાપક મંડળની ચૂંટણી થતા સુધી ચાલતું વ્યવસ્થાપક મંડળ કામ કરશે. ચાલતા વર્ષમાં વ્યવસ્થાપક મંડળમાં ખાલી પડેલી જગાઓ મંડળ પોતાની પસંદગીથી પૂરશે.

વ્યવસ્થાપક મંડળ પોતાના કામકાજ કરવાના ધોરણો સંબંધે અને સભાસદોની ચૂંટણી સંબંધે નિયમો ઘડશે; તેમ જ પુસ્તકાલય વા વાચનાલય માટે પણ નિયમો તથા ધોરણો નક્કી કરશે અને ખાતામાં તેની એક પ્રત મોકલશે. "

**પુસ્તકાલયોના વિકાસ સંબંધી માહિતી ખાસ વાંચવી જોઇએ.**

ઉપર પ્રમાણે આપણે વહીવટી સમિતિ નીમીએ છીએ; તેમણે પુસ્તકાલયોની ઉત્તરોત્તર પ્રગતિ સાધવા માટે હમેશાં ઘટિત યોજના ઘડી અમલ કરવો જોઇએ. તેમણે પોતાના પુસ્તકાલયને લગતા પેટાનિયમો તૈયાર કરવા જોઇએ; અને પ્રચાર માટે પણ યોજના વિચારવી જોઇએ. રાજ્યના પુસ્તકાલય ખાતા તરફથી પુસ્તકાલયોના વહીવટ અને વિકાસ માટે જે સૂચનાઓ કરવામાં આવે તે હેતુ બર આવે ...વી રીતે તેમણે કામ ચલાવવું જોઇએ. આ સમિતિઓ વર્ષમાં નિદાન ત્રણ–ચાર વખત ...ળવી જોઇએ.

**વ્યવસ્થાપક સમિતિનું કર્તવ્ય.**

આજે આપણી પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિ મોટે ભાગે વર્ષમાં એક વખત અંદાજ તૈયાર કરતી વખતે મળે છે. અને તે પણ પોતાના પુસ્તકાલયની જરૂરીઆત વિષે કેટલે અંશે વિચાર કરે છે તે તો તે સમિતિ ઉપર છોડીએ. સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાનો મૂળ હેતુ સામાન્ય પ્રજામાં વાચનનો શોખ ખીલવવાનો છે. દર ...ર્ષે પુસ્તકાલયો આ બાબતમાં આગળ વધે એ ઇચ્છવા જોગ છે. આ માટે જ આ સમિતિમાં ...ંત્રી તરીકે કે ગ્રંથપાલ તરીકે મોટે ભાગે શાળાના શિક્ષકો હોય છે. શિક્ષકોમાં સેવાનો ...ચ્ચ આદર્શ હોય છે અને આજે જે કાંઇ પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ આપણે ...ડોદરા રાજ્યમાં જોઇએ છીએ, તે શિક્ષકને જ આભારી છે. આવા શિક્ષક ભાઇઓ હવે આ નિયમક સમિતિઓને વધારે વેગ મળે તેવી સલાહ અને વિચારસરણી રજૂ કરે તે જોઇએ છે. ગામડાંમાં મોટે ભાગે નાણાંની મદદ ગામોત ફંડમાંથી કે અમુક વ્યકિતઓ પાસેથી મેળવવા માટે તેમને વ્યવસ્થાપક સમિતિમાં લેવામાં આવે છે. પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ માટે મંત્રી કે ગ્રંથપાલો તરફથી આ ભાઇઓ સમક્ષ જે યોજનાઓ રજૂ કરવામાં આવે તેનો ભાગ્યે જ સામનો થાય છે. માટે શિક્ષક બંધુઓ, સમાજસેવકો અને યુવકો જે પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ માટે કંઈ પણ ફાળો આપી શકે તેમ છે તેમને મારી નમ્ર વિનંતિ છે કે નિદાન વર્ષમાં ત્રણચાર વખત ભેગા મળે અને પોતાના પુસ્તકાલય સંબંધી નીચેના પ્રશ્નો માટે સક્રિય વિચારો કરે,

(૧) પુસ્તકાલયમાં પુસ્તકો હોય તેનો પ્રચાર ગામની પ્રત્યેક ભણેલી વ્યક્તિમાં કેવી રીતે કરી શકાય ?

(૨) ગામનાં ભણેલાં ભાઇબહેનોને કયું વાચન આપવાથી તેમને પુસ્તકાલય એક ઉત્તમ મિત્ર, સલાહકાર કે દિલાસો આપનારની ગરજ સારી શકે ?

(૩) શાળા છોડી જનાર ભાઇબહેનોની સંખ્યા છેલ્લાં પાંચ વર્ષમાં કેટલી થઇ; તેઓ પુસ્તકાલયનો લાભ લે છે કે કેમ ? જો તેઓ પુસ્તકાલયનો લાભ નહિ ઊઠાવે તો શાળામાં ભણેલાં વર્ષો બરબાદ જશે અને સરકારનો થયેલો ખર્ચ પણ વ્યર્થ જશે.

(૪) પુસ્તકાલયનો નાણાકીય હિસાબ વ્યવસ્થિત રીતે રહે છે કે કેમ ?

(૫) પુસ્તકાલય માટે લગ્નપ્રસંગોએ કે એવા બીજા પ્રસંગોએ દાન મળે તે માટે પાવતી આપવામાં આવે છે કે કેમ ?

(૬) પુસ્તકાલય માટે મદદ કરનારાઓની સભાસદ તરીકેની કોઇ યોજના મૂકી શકાય તેમ છે ? સભાસદો નોંધતી વખતે એક જ વસ્તુ ધ્યાન આપવાની છે કે પુસ્તકાલય ખુલ્લું રહેવાના સમય દરમ્યાને કોઇથી વિશિષ્ટ પ્રકારનો પુસ્તકાલની મિલ્કત કે સાહિત્યનો ઉપયોગ થઇ શકે નહિ.

(૭) પાસેનાં જૂથમંડળનાં પુસ્તકાલયો સાથે સહકાર સાધી એકબીજાનાં પુસ્તકો માસિકો વાંચવા મોકલવા મંગાવવાની યોજના વિચારવા જેવી છે કે કેમ?

(૮) જરૂર પડે કસ્બામાંથી કે પ્રાંતમાંથી ફરતાં પુસ્તકાલયની પેટીની માગણી કરી છે કે કેમ ?

(૯) પુસ્તકાલયના વાર્ષિક મહોત્સવો ઉજવવામાટે વ્યવસ્થાપક સમિતિ કંઇ વિચારો શકે છે ?

(૧૦) બાળકો અને બહેનો માટે આપણા પુસ્તકાલયમાં પૂરતું સાહિત્ય છે ?

ઉપરની યોજનાઓ અને પ્રશ્નોનો ઊકેલ લાવવા માટે મંત્રી અને ગ્રંથપાલની મુખ્ય જવાબદારી છે. આ એક હાથે પહોંચી વળાય તેવું કાર્ય નથી. જેનામાં જનસેવાની જેટલી ધગશ તેટલે અંશે તે બીજા સેવાભાવી યુવકોને પોતા તરફ આકર્ષી શકે અને કામને આગળ વેગ આપી શકે. આશા રાખીએ કે ગ્રામ પુસ્તકાલયોમાં ગામનો યુવાનવર્ગ વધારે રસ લેશે. મંત્રી અને ગ્રંથપાલ પોતાની શક્તિ અનુસાર તેમને પ્રોત્સાહન આપશે; અને પુસ્તકાલયને પ્રજાનું પ્રિય-ધામ બનાવશે. મને એવો અનુભવ થયો છે કે માત્ર ગામના ચાર-પાંચ ગણ્યા-ગાંઠયા વાચકો પોતાની દૈનિક વાચનની જિજ્ઞાસા તૃપ્ત કરવા ખાતર જ સાર્વજનિક પુસ્તકાલયના નામથી અંદાજો બનાવે છે, જ્યારે તે પુસ્તકાલયમાં વાંચન જરા પણ થતું નથી. આવો એક દાખલો ગણદેવી મહાલના પાથરી ગામનો છે. જ્યારે બીજે સ્થળે એવો પણ બનાવ છે કે પ્રજાના સામાજિક વિકાસ માટે ઉત્કટ પ્રયત્ન કરનારા ભાવનાશાળી યુવકો પોતે સેવાભાવે પુસ્તકાલયને આગળ ધપાવવા પુષ્કળ પ્રયાસો કરે છે. આવાં પુસ્તકાલયમાં બસોલ, ઓરણા વગેરેને મુખ્ય-સ્થાન મારા અનુભવે મેં આપ્યું છે. મારી વિનતિ છે કે આપણે બધાયે 'सा विद्या या विमुक्तये' એ સૂત્રને ધ્યાનમાં રાખી આપણાં પુસ્તકાલયો દ્વારા પ્રજામાં વાસ્તવિક જ્ઞાનનો પ્રચાર કરીએ અને પુસ્તકાલયોને "સામાન્ય જનતાની વિદ્યાપીઠ"ના સ્વરૂપમાં લાવી મૂકીએ.

**મંત્રી અને ગ્રંથપાલની ઉપરની વિચારસરણી ઊભી કરવા માટે ખાસ જવાબદારી.**

ઉમેદભાઈ મોતીભાઇ પટેલ

# પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧**—પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ બાર હપ્તામાં અપાય છે. તેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવામાં આવે છે, છતાં "પ્રમાણપત્ર" માટે છેવટે પરીક્ષા આપવી પડે છે તો તેમ ન કરતાં ફક્ત બાર હપ્તા પ્રશ્નોના લખી મોકલેલા ઉત્તરો તપાસી ગુણ આપી છેવટની પરીક્ષા લીધા સિવાય ગુણાનુક્રમે ઘેર બેઠાં પ્રમાણપત્રો ન આપી શકાય? અને તેમ ન થાય તો શા માટે?

( માનદ પ્રચારક અને સહમંત્રી, કડી મહાલ )

**ઉત્તર**—(૧) જે પ્રશ્નો પત્રવ્યવહાર દ્વારા મોકલવામાં આવે છે તે તે પત્રમાં જણાવેલાં અભ્યાસનાં પુસ્તકોનો અભ્યાસ કેવી રીતે કરવો તે બતાવવા માટે કેટલાક માર્ગદર્શક પ્રશ્નો હોય છે. આ પ્રશ્નોના જવાબ પરીક્ષ્યે રજૂ કરી તેના ઉપર જે સુધારા સૂચવવામાં આવે તે માટે તેને ફરીથી અભ્યાસ કરવાનો હોય છે. એટલે બાર હપ્તા પૂરા થયા પછી જે સૂચનાઓ કરી છે તે પ્રમાણે અભ્યાસ કર્યો છે કે કેમ તે માટે પરીક્ષાની આવશ્યકતા છે.

(૨) પ્રમાણપત્ર માટે નિયત થયેલો અભ્યાસક્રમ પરીક્ષ્યે પૂરેપૂરો તૈયાર કર્યો છે કે કેમ તેની ખાતરી કરવા માટે પણ પરીક્ષ્યના અભ્યાસને અંતે પરીક્ષા આવશ્યક મનાય છે, જેથી પરીક્ષ્યે સ્વતંત્ર રીતે કરેલું વાચન તેઓ બરાબર પચાવી શક્યા છે કે કેમ તેની ખાતરી થઈ શકે. જુદી જુદી જાતના ઘેર બેઠા શિક્ષણ લેવાના અભ્યાસક્રમો માટે આવી યોજનાની આવશ્યકતા બધે સ્વીકારાઇ છે. એટલે પુસ્તકાલયના પત્રવ્યવહાર દ્વારા શિક્ષણની યોજનામાં છેવટે પ્રમાણપત્રની યોજના રાખવામાં આવી છે તે બંધ કરવી કોઇ પણ રીતે વ્યાજબી નથી.

**પ્રશ્ન ૨**—બજેટમાં મંજૂર થયેલ પુસ્તકો જે તે સાલમાં કેમ મોકલી શકાતાં નથી?

( માનદ પ્રચારક અને સહમંત્રી, કડી મહાલ )

**ઉત્તર (૧)**—બજેટમાં મંજૂર થયેલાં પુસ્તકો જે તે સાલમાં મોકલાતાં ન હતાં તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

૧. પુસ્તકોની યાદીઓ સંપૂર્ણ તૈયાર થઇ આવતી નહોતી.

૨. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તેને પહોંચી વળતું નહિ હોવું જોઇએ.

૩. સરકાર પંચાયતની મદદ કેટલાંક ગામોને મોડી મળે છે, કારણ લોકમદદ વહેલી આપવા છતાં પંચાયતોની મદદ ડિસેમ્બર જાન્યુઆરી પછી આવતી હોવાથી તે મદદ મોડી જાન્યુઆરી કે ફેબ્રુઆરીમાં અદા થવા માંડે છે.

ઉપરની મુશ્કેલીઓને પહોંચી વળવા માટે પુસ્તકાલય ખાતુ આવતા માસની કાર્યદિશાના મથાળા નીચે યાદીઓ મોકલવા માટે હરહમેશ પુસ્તકાલયોને વિનંતિ કરે છે, જેનો હું ધારૂં છું કે મંત્રીઓ સારો આવકાર આપે છે અને કેટલાક પુસ્તકાલયોમાં રહી જતી યાદીઓ વેળાસર મોકલવા માટે પ્રચારકો પણ ઘણી જ તજવીજ કરે છે.

(૨) પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી અને વ્યવસ્થાપકો સાથે અમોએ આ પ્રશ્નની રૂબરૂ વાટાઘાટ કરી છે, અને તેઓએ પણ હવે દર વર્ષે જુલાઈની ૩૧ પહેલાં તમામ પુસ્તકાલયોને પુસ્તકો મોકલી આપવાની ખાતરી આપી છે અને પુસ્તકાલય મંડળના મંત્રીએ તે બાબતની જાહેરાત પુસ્તકાલય માસિકમાં કરી છે. એ પુસ્તકો મોકલ્યાની યાદીના મથાળામાં તમે વાંચી શકશો. એટલે પુસ્તકાલયોને પુસ્તકો વર્ષ વીત્યા પછી મળવાનો સંભવ રહેશે નહિ.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક




૧ * **નવી વહુ (શેષેર પરિચય)**:—ભાષાન્તરકાર અને અનુપૂરકઃ શ્રી. બચુભાઇ શુકલ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨, ૧૯૪૦, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, પૃષ્ઠ ૧૦+૪૭૮, કદ ક્રાઉન ૧૬ પેજી, મૂલ્ય રૂ. ૩–૮–૦; વિરાટ ગ્રંથાવલિનું અઠ્ઠાવીસમું પુસ્તક.

ભાષાન્તરકારે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે મૂળ 'ઓસ્કાર વાઇલ્ડ' નવલકથાકારની 'લેડી વિન્ડર મિયર્સ ફૅન' ઉપરથી પ્રખ્યાત બંગાળી નવલકથાકાર શ્રી. શરતચંદ્ર ચટ્ટોપાધ્યાયે 'શેષેર પરિચય' એ નામે બંગાળી ભાષામાં નવલકથા તૈયાર કરેલી. તે સમયે બંગાળી માસિક 'ભારતવર્ષ'માં છૂટક છૂટક દર મહિને એ પ્રસિદ્ધ થએલી, પરંતુ તે માત્ર ૧૫ પ્રકરણો જ. બાકીનો ભાગ ભાઇ શુકલે જણાવ્યા પ્રમાણે શ્રીમતી રાધારાણીએ પૂરો કરી ઉમેર્યો. એનું ગુજરાતી ભાષાન્તર યોગ્ય ફેરફાર સાથે શ્રી. બચુભાઇ શુકલે કરી ગુજરાતી આલમ સમક્ષ રજૂ કરવા પ્રેરાઇ એ પ્રસિદ્ધ કરાયું છે. વાર્તા એટલી રસમય અને ખૂબીવાળી છે કે વાંચવા માંડયા પછી પૂરી કર્યા સિવાય હાથમાંથી મૂકવી ગમે એવી નથી. મૂળ બંગાળી ગમે તેવું હશે છતાં ગુજરાતી ભાષાન્તર વાંચતાં પણ આનંદ થાય છે અને ઉત્સાહ અંત સુધી, કાયમ રહે છે. આમાંની 'પતિના પગ પર હાથ અડાડી અને માથે અડાડયો' જેવી રચના જરા વિચિત્ર લાગે છે. 'હાથ અડાડીને માથે અડાડયો' વધારે સરળ લેખાત. આવી રચના ઘણે ઠેકાણે છે. ગુજરાતીમાં આ રચના વિચિત્ર લાગે છે, એમ મારું માનવું છે. બાકી ભાષાન્તર તો ઠીક હોઇને સરળ તેમ જ રસમય છે. કથાભાગ ભાવનામય પણ સારો છે અને બંગાળી જમીનદાર કુટુંબનું તેમ જ સામાન્ય બંગાળનું જીવન બહુ ઝીણવટથી, આબેહૂબ અને સચોટ વર્ણવ્યું છે. નવી મા, વજબાબુ, રાખાલ, વિમળ બાબુ, શારદા વગેરે પાત્રો ઘણાં ઉચ્ચ કોટીનાં, ભાવનામય, નમ્ર અને વિનયી જણાય છે.

પાત્રાલેખન બહુ સારું છે; જો કે પાત્રો ઘણાં છે અને બધાંમાં જ વિશિષ્ટત્વ છે. પુસ્તક પુખ્ત ઉંમરનાં માટે બહુ સુંદર છે. સમજુ યુવતીઓને પણ બોધદાયક છે.

૨ **આત્માનાં તેજ**:—કર્તાઃ ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશકઃ શાન્તિલાલ એલ. ઠાકર, તંત્રી 'તણખા'; ૨૭૭૯, રાયપુર, લાંબા પાડાની પોળ અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પૃ૪ ૧૪+૨૫૫; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

---

* આ પુસ્તક આ અગાઉ એન. એમ. ઠક્કરની કંપની તરફથી "રેણુની મા" નામે પ્રસિદ્ધ થયેલું છે. એ પુસ્તક જે પુસ્તકાલયો પાસે હોય તેમને આ પુસ્તક પસંદ કરતી વખતે પૂરતી ખાતરી કરવા ભલામણ છે, કે જેથી એકજ પુસ્તક નવા નામે ખરીદાય નહિ.—તંત્રી.

' તણખા ' માસિકની આ પ્રથમ ભેટ ખરેખર બહુ ઉત્તમ છે. એમાં આત્માની જાગૃતિ અથવા આત્માના અવાજની સારી પિછાણ લેખકે બહુ સુંદર રીતે આપી છે.

સામાજિક રૂઢિઓ તથા સામાજિક રીતરિવાજોને નામે જ્ઞાતિના અગ્રેસરો, પટેલો કેવો ત્રાસ વર્તાવે છે અને ગરીબ જ્ઞાતિજનો ઉપર કારજોને નામે કેવો સીતમ ગુજારે છે તે બોધડશંકર અને અમ્બાપુરના જ્ઞાતિજનોના દષ્ટાન્તથી સરસ જોવા મળે છે. જ્ઞાતિના કુરિવાજો દૂર કરવા શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ જાગ્રત થઇ ' જ્વાળામુખી મંડળ ' સ્થાપે છે. અને એ મંડળ જ્ઞાતિસમાજમાં કેવાં કામો કરી બતાવે છે તે અત્રે સરસ રીતે રજૂ કર્યું છે.

આ પુસ્તકમાં જ્ઞાતિના જુલમ, સાસુસસરાનો જુલમ, પતિનાં દુર્વ્યસનથી સ્ત્રીને સહેવાં પડતાં દુઃખ, શ્રીમંત માબાપો લાડમાં છોકરાંને કેવાં બગાડે છે, જ્ઞાતિપટેલો કેટલો ત્રાસ વર્તાવે છે અને તેથી યુવાનો સામા થઇ એમને સીધા કરે છે વગેરે સાંસારિક બાબતો બહુ ખૂબીપૂર્વક ચર્ચાઇ છે.

પુસ્તક દરેક જણે ખાસ કરીને ગામડામાં ખૂબ વંચાવું જોઇએ.

**૩ ભદ્રંભદ્રઃ**—લેખકઃ શ્રી. અમ્બારામ કેવળરામ મોદકીઆ, પ્રકાશકઃ સ્વ. સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અમદાવાદ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી કદ, પૃ ૧૧+૩૨૭, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, સચિત્ર, મૂલ્ય રૂ. ૨–૮–૦.

સ્વ. સર રમણભાઇએ આ પુસ્તક સને ૧૯૦૦ માં ' જ્ઞાનસુધા ' માસિકમાં કકડે કકડે પ્રસિદ્ધ કરેલું. ઘણુંખરું સર રમણભાઇનો આ પ્રથમ ગ્રંથ; એ દ્વારા એઓ સાહિત્યમાં તેમ જ સમાજમાં સુધારક તરીકે ખ્યાતિ પામ્યા. ન. પુ. સંઘવી સાથે જે વાદવિવાદ સનાતનીઓ અને સુધારકો વચ્ચે ચાલતો હતો તે સમયે બન્ને પક્ષ તરફથી એકમેક તરફ કટાક્ષભર્યા લેખો તથા પુસ્તકો પ્રસિદ્ધ થતાં; ગાળાગાળી પણ ઘણી થએલી. આ જ પુસ્તકના પ્રત્યુત્તરરૂપે ' ભદ્રંભદ્રનો ભેદુ ' પુસ્તક લખાયું અને તેના પ્રત્યુત્તરરૂપે ' ભદ્રંભદ્રના ભેદુનો ભવાડો ' વગેરે પુસ્તકો તે સમયે સમાજ બહુ રસથી વાંચતો. પ્રસ્તુત પુસ્તકમાં નર્યો કટાક્ષજ જોવામાં આવે છે. છઠ્ઠી આવૃત્તિની પ્રસિદ્ધિ એ જ એ પુસ્તકની લોકપ્રિયતાની સાબિતી છે. ભદ્રંભદ્ર, ચિત્રમાં સૂચવ્યા પ્રમાણે અસલ રૂઢિચૂસ્ત લોકપ્રિય બ્રાહ્મણ કેવા પહેલાં હતા અને હજુ પણ છે તેનું આબેહૂબ દષ્ટાંત છે. સ્વ રમણભાઇની અવલોકનશકિત તથા તેમની સમાજસુધારણાની ધગશ એમાં પ્રત્યક્ષ થાય છે. એમનું આખું કુટુંબ સુધારક તરીકે પ્રખ્યાત છે. જો કે હવે તો એમનો ચેપ સમય પરત્વે બધે જ પ્રસર્યો છે. ગાંધીજીની એકતાની પ્રવૃત્તિએ એમના પ્રયત્નને ઘણોજ વેગ આપ્યો છે. ભોળાનાથ સારાભાઇ લેડીઝ કલબ, સંસાર સુધારા સમાજ, અનાથાશ્રમ વગેરે સર રમણભાઇની અને હવે લેડી વિદ્યાબ્હેનની ખાસ પ્રવૃત્તિઓ અમદાવાદમાં છે. સાહિત્યના ક્ષેત્રમાં પણ બન્ને ખૂબજ રસ લેતાં.

આ પુસ્તકમાં સુધારાના પ્રશ્નો જેવા કે મૃતભોજન, કેશવપન, વિધવાવિવાહ, સ્પર્શાસ્પર્શ વગેરે બહુ કટાક્ષથી ચર્ચ્યા છે. પુસ્તક વાંચતાં વાંચતાં પેટ પકડીને હસવું આવે એવું રમુજી અને બોધદાયી છે. રૂઢિચૂસ્તોને ઉતારી પાડવાજ જાણે આ પુસ્તક લખાયું છે. કોર્ટમાં કેસ ચાલે છે ત્યાં પણ સનાતનીઓની હાંસી થતી જોવામાં આવે છે. ખુબી એ છે કે

આમાં કોઇની અંગત ટીકા નથી પરંતુ એના પ્રત્યુત્તરમાં લખાયલાં પુસ્તકોમાં અંગત આક્ષેપો કરી કાદવ ખૂબ ઉરાડવામાં આવ્યો હતો. એજ એ સમયના ઉગ્ર વાતાવરણની સાક્ષી પૂરે છે.

આ પુસ્તક વાંચવાનું મન થાય એમ છે અને વાંચવા માંડયા પછી ખૂબજ રસુજ પડી પૂરૂં કરવા સહજ મન થાય છે. ૧૯૦૦ ના સમયનો તાદશ્ય ચિતાર એમાં નજરે પડશે.

કાગળ, છપાઈ, બાંધણી વગેરે સુંદર છે. રૂપીઆ અઢીની કિંમત જરા વધારે કહેવાય એમ અમારૂં માનવું છે. પુસ્તકોની કિંમત પ્રમાણસર ઓછી હોય તો ઘણા લોકો તેમ જ નાની સંસ્થાઓ વિશેષ પ્રમાણમાં લાભ લઇ શકે એમ અમે માનીએ છીએ. અત્યાર સુધી નહિ મળતું આ પુસ્તક ફરીથી નવીન આવૃત્તિરૂપે પ્રસિદ્ધ કરવા માટે એના પ્રકાશકને અભિનંદન ઘટે છે.

**૪ વાતોનાં વડાં**:—લેખક તથા પ્રકાશક બળદેવ પ્રહ્લાદ મોલીઆ, વાડી ફળીઆ, સુરત, ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ (૭)+૧૮૮, કાચું સચિત્ર પૂઠું, મૂલ્ય આઠ આના.

ભાઈ વિજયરાયે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે સદર લેખો છૂટક છૂટક 'લોકવાણી'માં પ્રસિદ્ધ થએલા તે હાલ પુસ્તકાકારે લેખકે પ્રસિદ્ધ કર્યા છે. એમાં સંસારના કેટલાક અટપટા પ્રશ્નો કૉલેજ સહશિક્ષણનાં કેટલાંક દષ્ટાંતો વગેરે પ્રશ્નો સ્વાનુભવપૂર્વક લેખકે ચર્ચ્યા છે. લેખો બોધપ્રદ, ભાવનામય અને ચાલુ સંસારસમાજની કટાક્ષમય ચર્ચારૂપે જણાય છે. છણાવટ સારી છે. ભાષા વગેરે શુદ્ધ છે. આ લેખોમાં લેખકની અવલોકનશકિત, તુલનાશકિત અને રહસ્ય સમજી લેવાની ચિવટાઇ જણાઇ આવે છે.

હળવા સાહિત્ય તરીકે આ પુસ્તક ઉપયોગી છે. એમાં સંસારને લગતા ૧૮, કૉલેજ-જીવનને લગતા ૧૪ મળી કુલ ૩૨ લેખો અને છેવટે પ્રશ્નોત્તરીમાં વિવિધ વાતોનાં નિરાકરણો કટાક્ષમય ભાષામાં બહુ સુંદર રીતે આપ્યાં છે. અગ્રે અગ્રે નાર્ય; આંખની શરમ, ઘરકી મુરઘી, પ્રેમનાં પૂતળાં વગેરે લેખો પણ ધ્યાન ખેંચે એવા છે. પહેલા બે જાતના લેખોમાં, 'હસ્તમેળાપનું સાયન્સ', પ્રથમ દૃષ્ટિએ પ્રેમ, શ્મશાનના સહેલાણીઓ, મુસાભાઇનું વાપાણી, ખુધે નાર પાંસરી, અકબરનું મહાભારત, કોની પૂજા, જીવનપુરાણ, પર્સહરણ, લાલ બત્તી, સુંદર કૌમિયો, હોળીના રંગ, મંદિરોની મુલાકાત' ખાસ વાંચવા લાયક અને ગમ્મત પડે એવા છે. 'ચાર પ્રસંગો' તો રમુજ અને હસાવે એવા છે. વાચકને જ્ઞાન સાથે ગમ્મત આપે એવા કેટલાક લેખો મનનીય પણ છે.

છપાઈ, કાગળ, સારાં છે. મૂલ્ય પણ માફકસર છે. પુસ્તકાલયોમાં વંચાશે.

**૫. વધામણાં**:—લેખકઃ પનાલાલ પટેલ; પ્રકાશકઃ જયન્તિ દલાલ, પિપલ્સ બેંક બિલ્ડિંગ, 'ગતિ અને રેખા', કારંજ, અમદાવાદ, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૬+૧૩૬; કાચું સચિત્ર બોર્ડનું પૂઠું; મૂલ્ય છૂટક આઠ આના.

'ગતિ' ગ્રંથમાળાના પહેલા વર્ષના ૪થા પુસ્તક તરીકે આ સાંસારિક બદીનું કરુણ અને આબેહૂબ વર્ણન આપતું નવલકથાનું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. એમાં એક સંજોગનો ભોગ થએલી બહેન ત્યજાયલી હાલતમાં પોતાને ઘેર આવતાં સમાજની ધાકે મા તેમ જ ભાઇ પણ સંઘરતાં નથી. મનોરદાસ પટેલ પ્રથમ તો કાંઇ કમાણી કરવાની દાનતે પરંતુ

પોતાનો અંતરનો અવાજ સંભળાતાં તેમ જ દયાદષ્ટિ ખુલતાં, એ જ બહેનની સેવા અને કાળજીથી પીગળતાં એને નહિ વેચતાં પાછી ગામમાં લાવી પોતાના વટથી અને ગામમાંની પોતાની ધાકથી એની જ ન્યાતના યુવક જોડે પોતે પરણાવે છે અને ભાઈ તથા માને સમજાવે છે અને બધાં એને કબૂલ કરે છે. ભાભી પણ બદલાઇ જાય છે અને મનોર પટેલ તથા એમનાં ગૃહદેવી પણ પોતાની ગત પુત્રી સમી એને ગણી કરીઆવર તથા લુગડાંલત્તાં પોતે જ કરી પરણાવે છે. મનોર પટેલની ધાકે અને એમની પ્રતિષ્ઠાને લીધે ન્યાતિલા શાંત થઇ જાય છે અને પોતાની એબ ખુલ્લી ન થાય માટે ચુપકીદી ધારણ કરે છે. અને એ રીતે એક ભૂલી પડેલી બહેન ખૂબ અપમાન સહી અને અળખામણી થઇ આખરે ઠરીઠામ થાય છે. આવાં દષ્ટાંતો તો બહુ સુલભ છે. કેટલીક ઊતરતી ન્યાતોમાં આવા કિસ્સાઓ બને છે. એવા પ્રસંગોએ દઢતા, દયા, પ્રતિષ્ઠા વગેરેનો પૂર્ણ છૂટથી ઉપયોગ થતાં કંઇક સ્ત્રીઓનાં જીવન સુધરી જાય છે. આવાં પુસ્તકો સમાજની રૂઢિચુસ્ત પ્રજાનાં પડળો ઉઘાડી તેમને ભૂલેલાં ભાઇ-બહેનો તરફ મમતા અને સહાનુભૂતિ ધરાવતાં બનાવે એ બનવા જોગ છે. છપાઇ, કાગળ, ભાષા વગેરે સારાં છે.

**૬ વિવેચનાઃ**—લેખક શ્રી. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી; પ્રકાશક : કર્તા પોતે, કૉલેજ સુરત, ૧૯૩૭, ક્રાઉન ૧૬ પેજી, પૃ. ૯+૨૬૦, આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂ. રૂ. ૨–૮–૦

પ્રોફેસર વિષ્ણુપ્રસાદે 'વસન્ત' 'સાહિત્ય' 'કૌમુદી' અને 'માનસી' માં પ્રસંગોપાત લખેલા લેખો તથા વિવેચનો પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે સુધારા વધારા સાથે પ્રસિદ્ધ થાય છે. પ્રસ્તાવનામાં વિવેચના ઉપર એમનો અભ્યાસપૂર્ણ ટૂંકો લેખ છે તે વિવેચકોએ ખાસ વાંચવા જેવો છે. આ પુસ્તકથી વિવેચનસાહિત્યમાં ઘણો સારો ઉમેરો થાય છે. નવા નવા વિવેચકો ગુજરાતી સાહિત્યમાં ઘણા નીકળી આવે છે તેવે પ્રસંગે, આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે એમાં એકંદર ૨૮ લેખો તથા ગ્રંથવિવેચનો વિસ્તારથી આપેલાં છે. સાહિત્યની દષ્ટિએ આ બહુ ઉપયોગી ગ્રંથ છે. વર્ણાનુક્રમણી સહિત શબ્દસૂચિ છેવટે આપી છે તે આ પુસ્તકની વિશિષ્ટતા છે. એથી શબ્દનો અર્થ સમજવાનું સરળ થઇ જાય છે. જુદા જુદા લેખકોની પુસ્તકોનાં વિવેચનો હોવાથી નર્મદ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, ખબરદાર, સર રમણભાઇ, ચન્દ્રશંકર પંડ્યા, કનૈયાલાલ મુનશી, કવિ ન્હાનાલાલ, બટુભાઇ ઉમરવાડીઆ, કવિ કુસુમાકર વિષે ઘણો સારો ખ્યાલ ( શૈલી, ભાષા, વિચાર વગેરેનો ) આપણને આવે છે. સાહિત્યનો અભ્યાસી આ પુસ્તક વિના ચલાવી ના લે.

છપામણી, ટાઈપ, બાંધણી, કાગળ, રૂપરંગ સુંદર છે. માત્ર મૂલ્ય સહેજ વધારે છે.

પુસ્તકાલયોમાં આ પુસ્તક દરેક ગામે હોવું જોઇએ. સાહિત્યના રસિયા તથા સુશિક્ષિત સજ્જનો ઉત્તેજન આપશે જ.

**૭ કૃષ્ણકાન્તનું વિલ**—અનુવાદકઃ શ્રી. રમણલાલ ગાંધી, પ્રકાશકઃ નિરંજન કાર્યાલય સૈયદપરા સુરત, તથા એન. એમ. ઠક્કરની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨. સંવત ૧૯૯૬ (૧૯૩૭); ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૨૪૪, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨–૮–૦

બંગાળી સાહિત્યસમ્રાટ્ બાબુ બંકિમચંદ્ર ચેટરજીના 'કૃષ્ણકાન્તેર વિલ' નામક બંગાળી

નવલકથાનું આ ભાષાન્તર ઉપરોક્ત બન્ને પ્રકાશકો તરફથી અમને મળ્યું છે. પ્રથમ આવું એક ભાષાંતર થએલું અમારી જાણમાં છે. '૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત યાદી'માં સ્વ. નારાયણ હેમચંદ્ર અને વ્યાસ જયાશંકર વાઘજીના નામ નીચે ' કૃષ્ણલાલનું વીલ ' જે જણાય છે તે એ જ પુસ્તક ઉપરથી ઉદ્ભવેલાં હોવાં જોઇએ. છતાં આવા સુંદર રૂપમાં તો એ અત્યારે શ્રી રમણલાલ ગાંધીનો અનુવાદ પ્રસિદ્ધ થાય છે. આવા સુંદર રૂપરંગ માટે હરિહર પુસ્તકાલયને અભિનંદન ઘટે છે. હવે સુરતમાં પણ હરીફાઈ કરનારા પ્રકાશક છે જાણી આનંદ થયો. અત્યાર સુધી તો એમનાં પ્રકાશનો આટલાં સારાં ન હતાં પરંતુ આ તો ઉત્તમ કોટીનું પ્રસિદ્ધ નવલકથાકારનું પુસ્તક પ્રકાશકની પ્રતિષ્ઠા વધારે તેવું છે,

નવલકથાનું વસ્તુ શ્રી. વસંત દેસાઇએ આમુખમાં રજૂ કરેલું છે.

આ પુસ્તકનું અંગ્રેજી ભાષાન્તર પણ થયું છે, એ પરથી એની લોકપ્રિયતા તથા ઉત્તમતા જણાઇ આવે છે.

પુસ્તક ઠેર ઠેર વંચાશે જ. બાબુ બંકિમચંદ્રનાં પુસ્તકો ખૂબ આદરપાત્ર નીવડયાં છે એટલે આને પણ ઉત્તેજન મળશે જ. પુસ્તકાલયો તો જરૂર ખરીદે. બાંધણી, છપાઇ, કાગળ વગેરે ઉત્તમ છે. મૂલ્ય સહેજ ઓછું હોત તો વિશેષ ખપત થવા સંભવ ખરો. પરંતુ હાલની મોંઘવારી જોતાં એ ચલાવી લેવાય. બાકી સારૂં અને બધાને પોષાય તેવી કિંમતનું પુસ્તક વિશેષ ખપે એ નિર્વિવાદ છે.

૮ **સુરેખાઃ**—કર્તાઃ શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશકઃ જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ તથા મુંબાઇ ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૮+૩૧૬; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂા. ૨–૮–૦.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ૯૪ મું પુસ્તક છે. એમાં સત્યાગ્રહ યુગની મૌલિક નવલકથા આલેખવામાં આવી છે. સત્યાગ્રહને અંગે હરિજન બ્રાહ્મણ લગ્ન ઐચ્છિક લગ્ન તરીકે સિદ્ધ થાય છે. અને હરિજન યુવક અને બ્રાહ્મણ યુવતી અને બ્રાહ્મણ યુવક અને હરિજન યુવતી બન્ને અસ્પર્શ્યતા નિવારણ કરવામાં આગળ પડી લગ્નસંબંધથી જોડાઇ રૂઢિનાં બંધન પણ શિથિલ કરે છે અને રૂઢિચુસ્ત પિતા પાસેથી આશીર્વાદ મેળવે છે.

સને ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહના સમયની આ લાંબી નવલકથા લેખકે પહેલીજ વારના પ્રયાસે લખી સાહિત્યમાં પોતાનો સંગીન ફાળો આપવાની શરૂઆત કરી છે. ભાઇશ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની ટૂંકી પ્રસ્તાવના પુસ્તકની અગત્યમાં વધારો કરે છે. પાત્રાલેખન સારૂં છે. રમેશ, સુધીર, સુરેન્દ્ર, અરુણા, સુરેખા, નિર્મળા, ગુણવંતરાય વગેરે પાત્રો બહુ ઉચ્ચ કોટીનાં છે. શરૂઆતમાં દરેક પાત્રનું ઓળખાણ નહિ આપતાં ક્રમે ક્રમે તેમનો પરિચય લેખક સહજ રીતે આપે છે.

આમાં જુદાં જુદાં ઘણાં પાત્રોનું આલેખન છે. દરેકમાં ત્યાગ, સ્વદેશપ્રેમનો જુસ્સો, ઉત્સાહ જોવામાં આવે છે. સામાજિક પ્રશ્નોની પણ ઠીક છણાવટ જોવામાં આવે છે. એક ઉત્સાહી અને દૃઢ નિશ્ચયવાળો યુવક શું શું કરી શકે અને અન્યને પોતાની તરફ આકર્ષી

પોતાનો હેતુ કેવી રીતે સિદ્ધ કરે છે તેમ જ સુરેખા પણ પોતાના સંસ્કાર, ઉત્સાહ અ દૃઢતાથી અન્ય સ્ત્રીઓને કેટલી જાગૃત કરે છે તે પણ બહુ સરસ રીતે આમાં જણાવ્યું છે.

આ પુસ્તક આધુનિક સમયને બંધબેસતું હોવાથી ખૂબ આદરને પાત્ર થશેજ.

ભાષા, કાગળ, બાંધણી, છપાઇ વગેરે સુંદર છે.

ના. ચં. દીવાનજી

**૯ શોધો અને જાણો:**—લેખક શ્રી. હર્ષદ પટેલ; પ્રકાશકઃ આપણું બાળ કાર્ય મંદિર, ચિંગસપુરા ભરૂચ, પૃ. ૩૨, પૂઠું જાડા કાગળનું. મૂલ્ય ૦–૩–૦

'આપણી બાળગ્રંથમાળા'ના વર્ષ ત્રીજાનું આ પ્રથમ પુસ્તક છે. આમાં બાળકોની બુદ્ધિ વિકાસ મળે તેવા પ્રશ્નો, જોડકણાં, ગણિતગમ્મત વગેરે આપ્યાં છે. છેવટે પ્રશ્નોના ઉત્તરો મૂકયા છે. પ્રયત્ન સારો છે; પણ જોડણીદોષો વધુ પ્રમાણમાં છે. પૃ. ૭ કુતરો પૃ. ૩૨ વાલ દ.

**૧૦ રૂપેરી દાઢીવાળા બાળકઃ**—લેખક પદ્માવતી દેસાઇ. પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦

ઉપરની જ ગ્રંથમાળાનું આ ત્રીજા વરસનું બીજું પુસ્તક છે. આમાં ' અબ્બાસ બાપુ ' નું જીવન આલેખાએલું છે. પૃ. ૩૨ ઉપર ' કુટુંબવેલ ' દોરી છે. આ પુસ્તકમાં પણ જોડણીભૂલો ખૂબ છે. પ્રમાણિક, ફુલ, કબુતર, વગેરે.

ધાર્મિક પુસ્તક સામે યોગ્ય શબ્દ મૂકવો જોઇએ. એકલું કુરાન ન લખાય. ' કુરાને શરીફ ' લખવું, જેથી ઇસ્લામી પ્રજાને માઠું લાગવાનો પ્રસંગ ન આવે.

**૧૧ રૂપીઆનો વરસાદ**—લેખકઃ શ્રી. હર્ષદ પટેલ, પ્રકાશક વગેરે ઉપર પ્રમાણે મૂલ્ય ૦–૩–૦.

આ ' આપણી બાળગ્રંથમાળા 'નું ત્રીજા વરસનું ત્રીજું પુસ્તક છે. આમાં ગ્રામ જીવનના ઉત્કર્ષનું સુંદર ચિત્ર દોરાયું છે. ગામડાં કેવી રીતે રૂપિયાનો વરસાદ વરસાવે તે સહેલી સરળ ભાષામાં સમજાવવામાં આવ્યું છે.

ઉપરનાં ત્રણે પુસ્તકો પ્રચાર યોગ્ય હોઇ છાપકામ વગેરે આકર્ષક છે. કેવળ એક જ રૂપિયા જેવી સોંઘી કિંમતે નીકળતી આ માળાનો અમે ઉત્કર્ષ ઇચ્છીએ છીએ.

**૧૨ વરનું સંગીત અને બીજી વાતોઃ**—લેખકઃ રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય બાજવાડા વડોદરા પૃ. ૮૪, પૂઠું કાગળનું, કિં. ૦–૮–૦

આ બાલજીવન ઇસપનીતિમાળાનું પ્રથમ પુસ્તક છે. એમાં ઇસપનીતિની વાર્તાઓમાંથી ચૂંટીને એકત્ર કરેલી સરળ ૧૫ વાર્તાઓ છે. ઇસપની વાર્તાઓએ આપણા સંસ્કૃત સાહિત્યમાં ઠીક ઠીક સ્થાન મેળવેલું છે અને અંગ્રેજીમાં પણ એની વાર્તાઓ પ્રચલિત છે. એમાંની કેટલીક વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહાઇ છે. તેમાં પણ કાગડા, કાબર, ગધેડાં વગેરે દ્વારા કહેવાયેલી આ વાર્તાઓ બાળકોને વાંચવા માટે ઠીક છે.

**૧૩ હસતાં બાળક**—પ્રયોજકઃ રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક : બાલજીવન કાર્યાલય વડોદરા, આવૃત્તિ ૧લી, પૃ. ૬૪, પૂઠું જાડા કાગળનું. મૂલ્ય ૦–૫–૦

આમાં બાળકોને હસાવી મૂકે તેવી ૧૯ વાર્તાઓ સંગ્રહાઇ છે. ચિત્રો પણ આકર્ષક

રીતે મુકાયાં છે. બાલજીવન ક્રમિક વાર્તામાળાનું આ પાંચમું પુસ્તક છે. વાર્તાઓ હસાવે તેવી હોઈને બાળકોને આનંદ આપે તેવી છે.

**૧૪ મુસોલિની**—લેખકઃ શારદાપ્રસાદ વર્મા, પ્રકાશકઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા સુરત. પૃ. ૩૨ કિં. ૦–૨–૬

મહાપુરુષોના પ્રેરક પ્રસંગો પીરસનાર ભાઈ વર્માની લખેલી આ ટૂંકી જીવનકથા ખરેખર વાંચવી વિચારવી ગમે તેવી છે. મુસોલિની જેવા પરદેશીની કથા જરા સરળ ભાષા અને શબ્દોમાં મુકાય તો ઠીક. કિશોરો જરૂર એને અપનાવે.

ઈ. સ. ૧૮૮૩ જુલાઈની ૨૯ મીએ ડીકોસ્ટા નામે નાનકડા ગામે એ જન્મેલો. એના પિતાનું નામ આલસેન્ડ્રો. એ લુહારીકામ કરતો. આ લુહારના પુત્ર મુસોલિનીએ ઇટલિની કાંતિ બદલાવી નાખી. ઇટલિના રસ્તા, રાજપદ્ધતિ, આર્થિક શક્તિ અને માનવશક્તિમાં એણે અજબ પલટો આણ્યો. આપણે એના જીવનમાંથી ઘણું શીખીએ.

**૧૫ કમાલ આતા તુર્ક**—લેખકઃ શારદાપ્રસાદ વર્મા. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૬૦ પૂઠું કાગળનું, કિંમત ૦–૫–૦.

તુર્કસ્તાનના તારણહાર ગાઝી મુસ્તફા કમાલ પાશાનું આ ટૂંકું પ્રેરક જીવન ચરિત્ર હોઈ વાંચવાને ખરીદવા જેવું છે.

સાલોનિકા ગામડાના એક મુસ્તફા નામના બાળકે પોતાના વતનની બજાવેલી અજબ સેવાનું સુંદર ચિત્ર લેખકે પ્રેરક શૈલીમાં પીરસ્યું છે.

'દ્રષ્ટા'

**૧૬ રેલવેના મુસાફરો માટે ઉપયોગી ધારાધોરણ અથવા રેલવેના ભોમીઓઃ**- પ્રયોજક અને પ્રકાશકઃ શ્રી. લવણપ્રસાદ શાહ. પ્રકાશ પ્રિં. પ્રેસ, રાજકોટ. સાદુ પૂઠું, પૃષ્ઠ ૩૫, કિંમત ૦–૨–૦

આ નાની પુસ્તિકામાં લેખકે શરૂઆતમાં રેલ્વે સત્તાવાળાઓએ રેલ્વેમાં શું શું સુધારા કરવા જેવા છે તે તથા મુસાફરોએ ટ્રેનમાં કેમ વર્તવું તે દર્શાવી, લેખકને પોતાને મુસાફરીના પ્રસંગે રેલ્વેના ધારાધોરણું પ્રમાણે સમવડો મેળવવામાં જે અનુભવો થયેલા તે તથા મુશ્કેલીઓના પ્રસંગોએ વખતોવખત સાંકળ ખેંચી વા રેલ્વે સામે દાવાઓ માંડી ન્યાય મેળવવામાં જાણીતા થયેલા ભાઈ પોપટલાલ ભાઈચંદ શાહ અને લેખક પોતે મુસાફરીમાં દર હમેશ પડતી કઈ મુશ્કેલીઓના પ્રસંગોએ સાંકળ ખેંચે છે તે જણાવી અન્ય મુસાફરોને તેમ વર્તવા આ અનુભવો તથા સાંકળ ખેંચવાના પ્રસંગો ઠીક ઠીક કીંમત અર્પે છે. આ સિવાય મુસાફરોને ખાસ ઉપયોગી થઈ પડે તેવા જરૂરના બીજા ૮૮ નિયમો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, જે દરેકે ખાસ જાણવા જેવા છે. આ દરેક નિયમ રેલવેના ધારાધોરણના કયા નિયમ આધારે છે તેનો નંબર જે તે નિયમની સાથે ટાંકવામાં આવ્યો હોત તો ઠીક થાત. બીજી આવૃત્તિમાં લેખક આટલો વધારો કરે એમ ઇચ્છીએ છીએ.

આ નાની પુસ્તિકા–ગજવામાં પણ સહેલાઈથી રહી શકે તેવી–રેલ્વેમાં રાતદિવસ મુસાફરી કરનાર દરેકને ખાસ ઉપયોગી થઈ પડે તેવી છે. અને તે માટે દરહમેશ સાથે રાખવા જેવી છે. પુસ્તકાલયોએ પણ વસાવવા જેવી ખરી.

વ. મૂ. પટેલ

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | મહાત્મા એમર્સનના નિબંધો ભા. ૧લો | મણિલાલ છોટાલાલ પારેખ | ભાગવતધર્મપ્રચારગૃહ રાજકોટ સદર | ૨– ૦–૦ | |
| ૨ | સ્વાધ્યાય | કેશવલાલ હિંમતરામ કામદાર | આર.આર. શેઠની કું. મુંબઇ | ૨– ૦–૦ | |
| ૩ | ગ્રામોન્નતિ | રમણલાલ વ. દેસાઇ | ,, ,, | ૨– ૦–૦ | |
| ૪ | ઇન્દ્રધનુ | સુંદરજી ગો. બેટાઇ | ,, ,, | ૨– ૦–૦ | |
| ૫ | આરાધના | મનસુખલાલ ઝવેરી | ,, ,, | ૨– ૦–૦ | |
| ૬ | જીવન અને વિજ્ઞાન | ડૉ. રમણીકલાલ કે. ત્રિવેદી અને ભાઇલાલ પ્ર. કોઠારી | સયાજી સાહિત્યમાળા વડોદરા | ૧– ૩–૦ | |
| ૭ | સોરઠપતિ | ગોકુલદાસ દ્વા. રાયચુરા | શારદા કાર્યાલય, વડોદરા | ૧– ૮–૦ | બીજી આવૃત્તિ |
| ૮ | કથાકલગી | નટવર વીમાવાળા | કથાપરી કાર્યાલય, આમલીરાન, સુરત | ૨– ૮–૦ | |
| ૯ | ગુજરાત સાહિત્યસભા કાર્યવાહી ૧૯૩૮–૩૯ | | ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ | ૦–૧૨–૦ | |
| ૧૦ | પગદીવાની પછીતેથી | જયન્તિલાલ દલાલ | રેખા–ગતિ કાર્યાલય, અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૧૧ | જીવનપ્રકાશ | હરિશંકર કહાનજી પુરાણી | લેખક પોતે, ગોધરા | પ્રચારાર્થે | |
| ૧૨ | અંતરના દિવડે | રવિશંકર ન. પાઠક | લેખક પોતે, મકરપુરા વડોદરા | ૦– ૬–૦ | |
| ૧૩ | ઇન્કમટેક્સ સંબંધી મારી રેડિયો ઉપરની વાતચીત અને લેખો | ભોગીલાલ ચિમનલાલ શાહ | ધી સ્ટેટ પિપલ લિ૦ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ | ૧– ૦–૦ | |
| ૧૪ | મુસોલિની | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યા , સુરત | ૦– ૨–૬ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ | કમાલ આતા તુર્ક | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યા૦ સુરત | ૦– ૫–૬ | |
| ૧૬ | શ્રીમદ્ ભાગવત | ગોપાળદાસ જીવાભાઇ પટેલ | નવજીવન પ્ર૦ મંદિર અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૧૭ | કાઠિયાવાડી રાજરમત | ઉછરંગરાય ઓઝા | જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ | ૨– ૦–૦ | 'સ્ત્રી બોધ' ની ભેટ |
| ૧૮ | ગોસેવા | ગાંધીજી | નવજીવન પ્ર મંદિર અમદાવાદ | ૦– ૫–૦ | બીજી આવૃત્તિ |
| ૧૯ | ઓતરાતી દિવાલો | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | " | ૦– ૬–૦ | ત્રીજી આવૃત્તિ |
| ૨૦ | રૂપિયાનો વરસાદ | હર્ષદ પટેલ | આપણું બાળકાર્ય મંદિર, ભરૂચ | ૦– ૪–૦ | |
| ૨૧ | રૂપેરી દાઢીવાળા બાળક | પદ્માવતી દેસાઇ | " | ૦– ૩–૦ | |
| ૨૨ | શોધો અને જાણો | ભાઇલાલ પટેલ<br>પદ્માવતી દેસાઇ | " | ૦– ૩–૦ | |
| ૨૩ | *શોભના | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કંપની, મુંબઇ | ૨– ૮–૦ | |
| ૨૪ | ભદ્રંભદ્ર | અંબારામ કેવળરામ મોદકીઆ | સ્વ. રમણભાઇ મ. નીલકંઠ | ૨–૮–૦ | |
| ૨૫ | જાતે મજૂરી કરનારાઓને | ટૉલ્સ્ટોય | નવજીવન પ્ર૦ મંદિર અમદાવાદ | ૦–૩–૦ | |
| ૨૬ | વિદાય વેળાએ | ખલિલ જીબ્રાન | " | ૦–૮–૦ | |
| ૨૭ | ભારતસેવક ગોખલે | જુગતરામ દવે | " | ૧–૮–૦ | |
| ૨૮ | દંભી દુનિયા | તા. પો. અડાલજા | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૩–૦–૦ | |
| ૨૯ | રેલ્વેના મુસાફરો માટે ઉપયોગી ધારાધોરણ | લવણપ્રસાદ શાહ | પ્રકાશ પ્રિં. પ્રેસ, રાજકોટ | ૦–૨–૦ | |
| ૩૦ | મત્યુલોકનું અમૃત-દૂધ | ડૉ. મોતીચંદ કુરજી ઝવેરી | પ્રકાશ પ્રિં. પ્રેસ, રાજકોટ | ૦–૧–૦ | |
| ૩૧ | બાળઉછેર જ્ઞાન | ગુલાબકુંવરબા ઇ. વે. એસોસીએશન, જામનગર | " | ૦–૧–૦ | |
| ૩૨ | બાળઉછેર ગીતમંજરી | રાજ્યકવિ કેશવલાલ શ્યામજી | " | ૦–૧–૦ | |

* "સયાજીવિજય" ની ભેટ તરીકે ગયા વર્ષે પ્રસિદ્ધ થયું છે.

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૩૨૭ | આત્માનાં તેજ (નવલકથા) | ધનશંકર હી. ત્રિપાઠી | તણખા કાર્યાલય. રાયપુર, અમદાવાદ | કાચું ૧- ૮-૦ | "પ્રજાબંધુ" ૩-૩-૪૦<br>"ગુજરાતી" ૩-૩-૪૩<br>"નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૨૪ | સંસ્કૃતિનાં વહેણ (અભ્યાસ) | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ભારતી પ્ર. મંદિર અમદાવાદ | પાકું ૧-૧૨-૦ | "પ્રજાબંધુ" ૩-૩-૪૦<br>"નવસૌરાષ્ટ્ર" ૪-૩-૪૦ |
| ૩૨૮ | વિવેચનમુકુર (સાહિત્ય) | વિશ્વનાથ મ. ભટ્ટ | શિષ્ટ સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ | ૨- ૮-૦ | "ગુજરાતી" ૩-૩-૪૦<br>"ફૂલછાબ" ૧-૩-૪૦ |
| ૩૨૯ | ભગવતીસાર (ધાર્મિક) | ગોપાલદાસ જીવાભાઇ પટેલ | નવજીવન પ્ર. મંદિર,અમદાવાદ | ૨- ૦-૦ | "પ્રજાબંધુ" ૧૧-૨-૪૦ |
| ૩૩૦ | ગોદાન (ઉત્તરાર્ધ) (નવલકથા) | પ્રેમચંદજી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યા. અમદાવાદ | ૨- ૮-૦ | "પ્રજાબંધુ" ૧૧-૨-૪૦ |
| ૩૩૧ | સુવાસચંદ્ર (નવલકથા) | શરદ્બાબુ | જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ | ૨- ૮-૦ | "પ્રજાબંધુ" ૧૧-૨-૪૦ |
| ૩૩૨ | વિવેચન (સાહિત્ય) | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ગૂર્જરગ્રંથ રત્ન કાર્યા. અમદાવાદ | ૨- ૮-૦ | "સાંજ" ૨૨-૨-૪૦<br>"નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૩૩ | સાહિત્ય ને વિવેચન (સાહિત્ય) | દિ. બા. કેશવલાલ હ. ધ્રુવ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | | "સાંજ" ૨૨-૨-૪૦ |
| ૩૩૪ | આપણું વિવેચન સાહિત્ય (સાહિત્ય) | હીરા કલ્યાણદાસ મહેતા | ,, | ૧- ૦-૦ | "સાંજ" ૨૨-૨-૪૦ |
| ૩૩૫ | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (ઐતિહાસિક) | દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ,, | ૧- ૦-૦ | "સાંજ" ૨૨-૨-૪૦ |

* આ કોઠકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે — તંત્રી
૧૩૨ ]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩૬ | કાવ્યચરિત (જીવન) | કેશવરામ કા. શાસ્ત્રી | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | ૧– ૦–૦ | "ગુજરાતી" ૧૦-૨-૪૦ |
| ૩૩૭ | કાઠિયાવાડી રાજ-રમત (નવલકથા) | ઉચ્છરંગરાય ઓઝા | જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ | ૨– ૦–૮ | "સાંજ" ૧૫-૨-૪૦ |
| ૩૧૭ | મારું ગામડું (ગ્રામોદ્ધાર) | બબલભાઈ મહેતા | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૦– ૯–૦ | "સાંજ" ૧૫-૨-૪૦ |
| ૩૩૮ | નિર્મળા (નવલકથા) | પ્રેમચંદજી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૧– ૪–૦ | "સાંજ" ૧૫-૨-૪૦ |
| ૩૩૯ | ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન (સંગીત) | પુરુષોત્તમ ના. ગાંધી | નવજીવન પ્રા. મંદિર. અમદાવાદ | ૧– ૪–૦ | "સાંજ" ૧૫-૨-૪૦ |
| ૩૪૦ | નીતિતરંગણી (નીતિ) | મહાસુખભાઈ શેઠ | લેખક પોતે, વીસનગર | ૦– ૮–૦ | "સાંજ" ૧૫-૨-૪૦ "પ્રજાબંધુ" ૧૦-૩-૪૦ |
| ૩૪૧ | યુરોપની ભીતરમાં (માહિતી) | ચંદ્રભાઈ ભટ્ટ | પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ | ૨– ૦–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૨ | ગુલામીની શૃંખલા (નવલકથા) | ધનવંત ઓઝા | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૨– ૮–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૩ | વાતોનાં વડાં (વાર્તાલેખો) | બળદેવ મોલિયા | લેખક પોતે, વાડી ફળિયા, સુરત | ૦– ૮–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૪ | હું રાજા હોઉં તો (નવલકથા) | બેકાર | હરિહર પુસ્તકાલય, સુરત | ૨– ૦–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૫ | મારાં માસીબા (ટૂંકી વાર્તાઓ) | વિનોદ | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | ૨– ૮–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૨૯૨ | સુશીલાનો દેવ (નવલકથા) | ગોપાલરાવ ભાગવત | ગૂર્જર ગ્રંથ રત્ન કા. અમદાવાદ | ૨– ૪–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૭ | વળામણાં (ટૂંકી વાર્તાઓ) | પનાલાલ પટેલ | ગતિ ગ્રંથમાળા, અમદાવાદ | ૦– ૮–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૮ | જીવનનિર્માણ | ચિરંતન | નવચેતન મા મંદિર. અમદાવાદ | ૨– ૦–૦ | "નવચેતન" માર્ચ '૪૦ |
| ૩૪૯ | ગણિતપ્રવેશિકા (શિક્ષણ) | સોમાભાઈ પટેલ | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦– ૩–૬ | "શિક્ષણ અને સાહિત્ય" માર્ચ '૪૦ |
| ૩૫૦ | ગુલે પોલેન્ડ | ઉમાશંકર જોશી | કુમાર કા. રાયપુર અમદાવાદ | ૧– ૦–૦ | "શિક્ષણ અને સાહિત્ય" માર્ચ '૪૦ |
| ૩૫૧ | હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો | નવલરામ ત્રિવેદી | જીવનલાલ અ. મહેતા | ૧–૧૨–૦ | " " |
| ૩૫૨ | ગ્રામમાતા અને બીજાં કાવ્યો | " | " | ૦–૧૩–૦ | |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| ઊર્મિ | ૯ | ૧૨ | માર્ચ | ૩- ૩-૪૦ |
| કિશોર | ૫ | ૭ | માર્ચ | ૧- ૩-૪૦ |
| કુમાર | ૧૮ | ૨ | ફેબ્રુઆરી | ૧૬- ૨-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૪ | માહ | ૧- ૩-૪૦ |
| ખેતીવાડી | ૫ | ૧૦ | માહ | ૧૮- ૨-૪૦ |
| ગુણસુન્દરી | ૭૩ | ૭ | માર્ચ | ૧- ૩-૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૭ | માર્ચ | ૧- ૩-૪૦ |
| ચરોતર | ૧૦ | ૨ | ફેબ્રુઆરી | ૧૬- ૨-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૧૨ | માર્ચ | ૪- ૩-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | જાન્યુઆરી-માર્ચ | ૧૫- ૨-૪૦ |
| નવચેતન | ૩૬ | ૫ | માર્ચ | ૩- ૩-૪૦ |
| નવરચના | ૪ | ૧૦ | ફેબ્રુઆરી | ૧૪- ૨-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૪ | મહા | ૨૬- ૨-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૪ | માઘ | ૨૭- ૨-૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૮ | માર્ચ | ૪- ૩-૪૦ |
| બાલસખા | ૩ | ૮ | માર્ચ | ૧- ૩-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૫ | માર્ચ | ૭- ૩-૪૦ |
| બાળક | ૧૮ | ૩ | માર્ચ | ૧- ૩-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | ઑક્ટો૦-ડિસે૦ | ૧- ૧-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | ડિસેમ્બર | ૩૦- ૧-૪૦ |
| યુવક | ૧૦ | ૩ | માર્ચ | ૨- ૩-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૩ | માર્ચ | ૧૦- ૩-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૫ | ફેબ્રુઆરી | ૧૫- ૨-૪૦ |
| શારદા | ૩૧ | ૯ | ફેબ્રુઆરી | ૧૫- ૨-૪૦ |
| શિક્ષણ પત્રિકા | ૧૪ | ૯ | માહ | ૨૧- ૨-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૫ | માર્ચ | ૧- ૩-૪૦ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૭ | ૧ | જુન-ઑગસ્ટ | ૧૪- ૯-૩૯ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૩ | માર્ચ | ૪- ૩-૪૦ |

# શું વાંચશો ?

ઊર્મિ : માર્ચ : ૧૯૪૦

**બ્રહ્મચર્ચા :** કાકા કાલેલકરને પૂછવામાં આવેલા વિવિધ પ્રશ્નોના તેમણે આપેલા ઉપયોગી ઉત્તરો આ લેખમાં છે. વાચકો એ આખોય લેખ ખાસ વાંચે.

**સહશિક્ષણ :** સમાજના વિકાસ માટે કેળવણીની આવશ્યકતા સર્વત્ર એકમતે સ્વીકારાઇ છે, પરંતુ એકાંગી કેળવણી પૂરતી નથી. એ માટે સ્ત્રી–પુરુષ બન્નેને કેળવણી મળવી જોઇએ. એ કેળવણી અલાયદી શાળામાં અપાય તે કરતાં એકીસાથે અપાય એવું તારતમ્ય આ લેખમાંથી મળી આવે છે. લેખકના મત મુજબ, સહશિક્ષણવિનાની કેળવણી એ પાંગળી કેળવણી ગણાય.

**આપણાં ફળો :** આ લેખમાં આ હપ્તે જમરૂખ, ચીકુ, સ્ટ્રૉબેરી, મંગોસ્તાન, કાજુ, ચારોળી, બદામ, પિસ્તાં, આલુબુખાર, અખરોટ, તડબૂચ, સકરટેટી, કાકડી, પીલુ, કમરખ, શિંઘોડાં વગેરેના ગુણદોષ દર્શાવી તેના ઉપયોગ અને તેમાં રહેલાં તત્ત્વોનાં પ્રમાણો આપ્યાં છે.

**જ્વાલામુખીનું દર્શન :** 'નથા' એટલે જ્વાળામુખી પહાડ. આરાકાન કિનારાના ટાપુઓમાં કોઇ કોઇ જગાએ આવા પહાડો જોવામાં આવે છે. લગભગ પંદર–વીસ વર્ષે આ પહાડ ફાટે છે. અંદરથી લીલું–પીળું બધાને ભરખી જતી જ્વાળાઓ પ્રગટે છે ત્યારે જમીનમાં સુરંગો ચાંપી હોય તેમ ધડાકા સાથે જબરદસ્ત પથરા ઊડે છે. સળગેલી ભૂમિ ખદબદે છે, અંદરથી લાવા રસની છોળો ઊછળે છે. આસપાસના ગામડાના લોકો આથી જીવ લઇને નાસે છે.

કુમાર : ફેબ્રુઆરી : ૧૯૪૦

આ અંક શ્રી. હરિવદન ભટ્ટના જીવનની ઝાંખી કરાવતા લેખોથી સમૃદ્ધ છે. એ લેખોમાંથી અલ્પ વયમાં આગળ આવેલા અને અકાળે અસ્ત પામેલા એ યુવાન કલાકારના જીવનની ઝાંખી પ્રાપ્ત થાય છે.

કિશોર : માર્ચ : ૧૯૪૦

**સામાજિક દૃષ્ટિ :** હિંદુસ્તાનમાં અનેક જાતની ચર્ચાઓ ચાલે છે તેમાં ત્રણ મુખ્ય છેઃ સમાજનું અર્થશાસ્ત્ર, સમાજનું રાજકારણ અને સમાજનું ધાર્મિક જીવન. આ ત્રણે એકબીજા સાથે સંકળાયેલાં છે. ત્રણે દિશામાં આપણા પ્રયાસનું પરિણામ નહિ જેવું આવે છે એજ બતાવે છે કે આપણામાં કંઇક ખામી છે.

**લાખ :** લાખ એ એકલા હિંદુસ્તાનની જ પેદાશ છે. બ્રહ્મદેશ, હિંદી ચીન, આસામ અને કંબોડિયામાં પુષ્કળ લાખ થાય છે. લાખનો ઉદ્યોગ છોટા નાગપુર, ઓરિસ્સાનો ઉત્તર ભાગ, બંગાળની પશ્ચિમમાં અને બ્રહ્મદેશમાં છે. એની બનાવટો વિષે જાણવા માટે આખો લેખ વાંચી જવા જેવો છે.

**ધ્રુવપ્રદેશ અને તેને હુંફનારાઓ :** પિયરી નામના એક સાહસિકે ધ્રુવપ્રદેશ શોધવામાં કરેલા સાહસનું આ લેખમાં વર્ણન છે. તેણે ૧૮૯૮ માં આર્કટીક કલબની સ્થાપના કરેલી. ત્યારથી ૧૯૦૬ સુધીમાં અવિરતપણે એણે ઉત્તર મહાસાગરનું ખેડાણ ચાલુ રાખેલું. ૧૯૦૨ માં તેણે હેકલા ભૂશિર પાસેથી ધ્રુવબિંદુએ પહોંચવાનો પ્રયત્ન કરેલો; ત્યારે ૮૪ અક્ષાંશથી આગળ જઇ શકાયેલું નહિ. ત્યાર પછી ફરી વારંવાર પ્રયત્નો કરીને છેવટે ૧૯૦૯ ના એપ્રિલની ૬ ઠ્ઠી તારીખે એ ત્યાં પહોંચી ગયેલો.

**ગુણસુન્દરી : માર્ચ : ૧૯૪૦**

**કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન :** જે જે અનિચ્છનીય પરિણામો આજે આપણે કન્યાકેળવણીને લીધે જોઇએ છીએ તેને ઓછાં કરવા માટે કન્યાં પોતાના પાઠો તરફ જ માત્ર ધ્યાન ન આપતાં પોતાની ભાવિ સ્થિતિનો વિચાર કરે, વધુ સંસ્કારબળ કેળવે, બુદ્ધિપ્રભાને વધુ ખીલવે.

**હિંદની સ્ત્રીઓ :** હિંદ સિવાય અને કેટલાંક મુસલમાની રાજ્યો સિવાય દુનિયાના બીજા બધા ભાગોમાં સ્ત્રી સ્વતંત્ર છે અને પોતાનું બનતું કાર્ય પોતાને ફાવે તે કરી લેવાની તેમને છૂટ છે. ત્યાંના પુરુષોને પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરવાની કાળજી કે બીક નથી.

**ચિત્રમય જગત : માર્ચ ૧૯૪૦ :**

આખો અંક યુદ્ધવિષયક લેખો અને માહિતીઓથી ભરેલો હોઈ આજના યુદ્ધના વાતાવરણની વિગતો જાણવાની જિજ્ઞાસાવાળાને ખાસ વાંચવા જેવો છે.

**નવચેતન : માર્ચ : ૧૯૪૦**

**સરેસ :** ચીકટ પદાર્થ તરીકે આપણાં રાચરચીલાંનાં લાકડાંના સાંધા જોડવા માટે, કાગળનાં ખોખાં બનાવવામાં, ચામડાંની અનેક બનાવટોમાં, પુસ્તકો બાંધવામાં વગેરે અનેક ચીજોમાં તે વપરાય છે. કમાવ્યા વગરનું ચામડું પાણીમાં ઉકાળવાથી તે ઓગળી જાય છે. આ ઉકાળો તે સરેસનું પાણી. સરેસ મુખ્યત્વે બે વસ્તુઓમાંથી બને છેઃ ચામડું કમાવવાના ઉદ્યોગના વધિયાણ ચામડાના કટકાઓમાંથી અને હાડકાંમાંથી.

**હિટલર વિષે વિવિધ વાતો :** નેપોલિયન પછી હિટલર જેટલો બીજો કોઇ સરમુખત્યાર પ્રસિદ્ધ નથી થયો. કેટલીક બાબતોમાં તો તે નેપોલિયન કરતાં પણ ચડી જાય છે. એણે આજે જગતને સ્તંભિત કરી નાખ્યું છે. એના જીવન વિષેની વિવિધ વાતો આ લેખમાં આપેલી છે.

**એક કરોડપતિ વેપારી :** આ માણસ તે આલ્બર્ટ મિલ્સ અને તે યુનાઇટેડ સ્ટેટ્સના ઓહિયો પરગણાના મુખ્ય શહેર સિનસીનાટીમાં આવેલી અમેરિકન પ્રોડક્ટસ કંપનીનો માલિક. માત્ર પાંચસો ડૉલરની મૂડીથી ધંધાની શરૂઆત કરનાર આજે એ એક કરોડપતિ બન્યો છે. એની સફળતાની ચાવી જાણવા માટે આ લેખ વાંચવા જેવો છે.

**નવરચના : ફેબ્રુઆરી : ૧૯૪૦**

**આત્મકથાની ઘટના :** આત્મકથાનો ઉપયોગ નવલકથા તરીકે પણ થઇ શકે. આત્મકથાનો લેખક પોતાના જીવનનું આલેખન કરતો હોય છતાં નવલકથા લખતો હોય તેવો દેખાવ કરતો હોય છે વળી નવલકથા હોવા છતાં આત્મકથાનો દાવો કરતી, આત્મકથાના સ્વરૂપે લખાયલી પરંતુ ખરી રીતે નવલકથા જ હોતી કોઇ કોઇ કથાઓ પણ મળી રહે છે.

**ઝેરીલું વૃત્તવિવેચન :** ન્યાયાધીશ, અધ્યાપક અને વૃત્તવિવેચક એ ત્રણેનું જીવન અને કાર્ય પવિત્ર હોવાથી એમના પર રાજસત્તાનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઇએ. પરંતુ સાથે સવાલ ઊઠે છે કે, જો એ ત્રણે ઉદ્દંડ થઇ જાય, એમનું જીવન સમાજવિરોધી અને એમનું કાર્ય સમાજવિનાશક થઇ જાય તો એમના ઉપર કોનો અંકુશ ચાલે ? અલૂણી વસ્તુમાં સ્વાદ લાવવા મીઠું કે રામરસ નાખવામાં આવે છે, પણ જો મીઠામાં જ મીઠું કે રામરસ ન રહે તો એમાં શું મેળવવું જોઇએ, કે જેથી એ મીઠાશવાળું બને ? આ પ્રશ્નના જવાબ માટે આખો લેખ વાંચવા જેવો છે.

**યુવક : માર્ચ : ૧૯૪૦**

**રીબી : નાઝી વેપારી નં. ૧ :** યુરોપના આજના રાજદ્વારી વાતાવરણમાં સૌથી વધારે ધ્યાન ખેંચનાર વ્યક્તિ કોઇ હોય તો તે જર્મનીનો હર વૉન રિબનટ્રોપ છે. એ હીટલરનો જમણો હાથ છે, એને ત્રણ ભાષાનું જ્ઞાન છે. એ જર્મનીનો પરદેશમંત્રી છે. એના જીવનને લગતી અવનવી માહિતી આ લેખમાં આપેલી છે.

**જ્યોતિ સંઘના તાલીમવર્ગો :** છેલ્લાં પાંચ વર્ષથી ચાલતી સ્ત્રીઓ માટેની પ્રગતિકારી આ સંસ્થા દ્વારા ચાલતા તાલીમવર્ગોને લગતી વિગતો આ લેખમાં સંગ્રહાઇ છે. સ્ત્રીઉન્નતિમાં રસ ધરાવનાર હરકોઇને એમાંથી ઠીક ઠીક માહિતી મળી આવશે.

**કેળવણીમાં નફાખોરી :** આજે આપણે ત્યાં સંખ્યાબંધ કેળવણીની ખાનગી સંસ્થાઓ ઊભરાઇ ચાલી છે. અને ઉત્તરોત્તર તેમાં વધારો થતો જાય છે. એના કારણરૂપે જોઇએ તો તેમાંથી તેના સંચાલકોને નફો મળે છે, મૂડી રળવાની અને એકઠી કરવાની શક્યતા પ્રાપ્ત થાય છે. આ ધંધામાં ચાલતી નફાખોરીની માહિતી આ લેખમાંથી મળશે.

**શારદા : ફેબ્રુઆરી : ૧૯૪૦**

**ગપ્પાં મારવા વિષે :** વખત ગુમાવવાની ખૂબી જાણીતી રીતે ગપ્પાં મારવાની છે. આ ગમ્મતમાં કદી સંતોષ થતો નથી. કેટલાકને તો અર્થહીન વાતો કરવાની અમર્યાદ શક્તિ હોય છે. આવી વાતોમાં એક દુઃખદાયી વાત એ હોય છે કે તે આખરે નિંદાના સ્વરૂપમાં પરિણમે છે. ગપ્પાંને આપણે ટાઢા પહોરનાં કહીએ છીએ; છતાં તેમાં પણ કંઇક હોય છે. એ વિષે જાણવા માટે આ લેખ વાંચો.

**જીવન અને સાહિત્ય :** સાહિત્યરૂપી સાધનામાંજ સંસારની આશા અને આશ્વાસન રહેલાં છે. ચિત્રો મહાન વસ્તુ છે, પરંતુ તેનો પ્રભાવ અને મર્મ જે તે સ્થળ પૂરતાં જ હોય છે, જ્યારે શબ્દનો પ્રભાવ સર્વવ્યાપક છે. ગમે તે રૂપમાં પણ શબ્દો જીવનના દસ્તાવેજ છે, અને ભવિષ્ય તેની સન્મુખ ખડું છે. આવતો જમાનો ભૂતકાળ જોવા માગશે તો તે મૂડદાં અને નિર્જીવ નમૂનાનાં સંગ્રહસ્થાનો જોવા નહિ માગતાં તત્કાલીન ગદ્યસાહિત્ય, જીવનચરિત્રો અને આત્મકથાઓ માગશે.

**શિક્ષણ અને સાહિત્ય : માર્ચ : ૧૯૪૦**

**ગુજરાતી કેવી રીતે શીખવવું ? :** વિદ્યાર્થીને અગાઉથી વાંચી લાવવાનું કહેવું નહિ. વિદ્યાર્થી વાંચી લાવેલો હોય છે તો તેનું વર્ગમાં પૂરેપૂરું ધ્યાન નથી રહેતું. જે આપણે ચલાવવું હોય તે પ્રથમ આપણે જ બહુ સરસ રીતે વાંચી સંભળાવવું. ત્યાર પછી આપણા વાચન ઉપર આપણે જ ટીકા કરવી અથવા વિદ્યાર્થી પાસે કરાવવી. ( શિક્ષકો માટે આ અતિઉપયોગી લેખ છે. )

**સહશિક્ષણ :** સહશિક્ષણના પ્રશ્નનું નિરાકરણ હજી થયું નથી. જે દેશોમાં સહશિક્ષણ સાર્વત્રિક છે ત્યાં પણ કેટલાક તે વિષે શંકાશીલ છે. એક તરફ લોકો સહશિક્ષણથી ડરે છે અને બીજી તરફ સહશિક્ષણના નૈતિક લાભો પણ બતાવવામાં આવે છે. ( આ લેખમાં સહશિક્ષણની ઠીકઠીક છણાવટ કરેલી છે. )

**આપણા દેશનું પંચક :** આપણા દેશને—આપણાં ગામડાંને સમાન વ્યાપકતાથી સંતાપી રહ્યાં હોય એવાં દુઃખો ગણાવીએ તો નીચેનાં અગ્રસ્થી હરોળમાં આવે છેઃ (૧) અસ્વચ્છતા અને અનારોગ્ય, (૨) અજ્ઞાન અને અભણતા, (૩) બેકારી અને ભૂખ તથા આળસ, (૪) અશ્રદ્ધતા અને અસહાયવૃત્તિ તથા (૫) પરરાજ્ય.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઈ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

**વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઈ રાઈજીભાઈએ** માહે ડિસેમ્બર, જાન્યુઆરી તથા ફેબ્રુઆરી માસમાં ૧ સમિયાલા, ૨ રણોલી, ૩ જાંબુવા, ૪ વડસર, ૫ કલાલી, ૬ અટલાદરા, ૭ તરસાળી, ૮ વડસાલા, ૯ છટોલા, ૧૦ ધનિયાવી.

**સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનલાલ સોમેશ્વર જોશીએ** જાન્યુઆરી માસમાં ૧ રાચ્છિયા, ૨ સમલાયા, ૩ અંજેસર, ૪ નાની ભાડોલ, ૫ મોટી ભાડોલ.

**ચાણસ્મા મહાલ માનદ પ્રચારક શ્રી. કરુણાશંકર મો. વ્યાસે** ડિસેમ્બરથી ફેબ્રુઆરી સુધીમાં ૧ મોટપ, ૨ ટાકોદી.

**ચાણસ્મા મહાલ માનદ પ્રચારક શ્રી. સાંકળેશ્વર જીભાઈ વ્યાસે** ડિસેમ્બરથી ફેબ્રુઆરી સુધીમાં ૧ જાખાના, ૨ પલાસર, ૩ જસલપુર.

**કડી મહાલ માનદ પ્રચારક શ્રી. નર્મદાશંકર જયશંકર દવેએ** માહે ફેબ્રુઆરીમાં ૧ મોકાસણ, ૨ કંડ, ૩ રાજપુર, ૪ નાની કડી.

**સંખેડા મહાલ માનદ પ્રચારક શ્રી. જેસંગભાઈ ગરબડભાઈએ** ૧ ભાટપુર, ૨ લઢોદ, ૩ કોસિંદ્રા, ૪ વાસણા, ૫ ચિખોદ્રા.

**દામનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ભાનુશંકર મ. ઠાકરે** માહે ફેબ્રુઆરીમાં ૧ દહીંથરા, ૨ કાંચરડી, ૩ નારણગઢ, ૪ ચાવંડ.

**અમરેલી મહાલ માનદ પ્રચારક શ્રી. વ્રજલાલ દ. મહેતાએ** સપ્ટેમ્બરથી જાન્યુઆરી સુધીમાં ૧ ખીજડીઆ (૩ વખત), ૨ ફમીગઢ (૩ વખત), ૩ ટીંબલા, ૪ કેરાળા, ૫ મોટા માંડવડા (૩ વખત), ૬ ગાવડકા, ૭ નાના ભંડારીઆ (૨ વખત), ૮ મંગવાપોળ, ૯ વરૂડી (અમરપુર), ૧૦ ઢોલરવા (૨વખત), ૧૧ જાળીઆ, ૧૨ લાલાવદર, ૧૩ પીપળલગ, ૧૪ માળીલા, ૧૫ કેરીઆ (ચાડ), ૧૬ સોનારીઆ, ૧૭ રાજસ્થળી; ધારી તાલુકાનાં ૧૮ દેવળા, ૧૯ જીરા, ૨૦ વીરપુર, ૨૧ ચલાળા.

**કલોલ મહાલ માનદ પ્રચારક શ્રી. કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદીએ** ૧ અલુવા, ૨ મુબારકપુર, ૩ બાલવા, ૪ ઉનાઉ.

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે** માહે ફેબ્રુઆરી માસમાં કલોલ મહાલમાં ૧૧ પાનસર, કડી મહાલમાં ૧૨ ચડાસણા, ૧૩ રાજપુર, ૧૪ અળદેસણ, ૧૫ જાસલપુર, ૧૬ સરસાવ, ૧૭ ઈંટવા, ૧૮ ધરાણા, ૧૯ ઇદ્રાડ, ૨૦ લુણાસણ, ૨૧ કંડ, ૨૨ કુંડાળ, ૨૩ પુલેત્રા, ૨૪ વામજ, ૨૫ વડાવી, ૨૬ મેડાઆદરજ, ૨૭ થોળ, ૨૮ લ્હોર, ૨૯ અગોળ, ૩૦ ડરણ, ૩૧ ભાલ્ડી, ૩૨ ગલોદરા, ૩૩ ચારોલ, ૩૪ ઢોરિયા, ૩૫ સાદરા.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મ. પટેલે** ફેબ્રુઆરી માસમાં કરજણ મહાલનાં ૧૮ સનાપુરા, ૧૯ કરણ, ૨૦ પાછીઆપુરા, ૨૧ માંત્રોજ, ૨૨ સારીંગ, ૨૩ હળદરવા, ૨૪ કિયા, ૨૫ આસનેરા, ૨૬ તેગવા, ૨૭ મેસરાડ, ૨૮ વલણ, ૨૯ માંગરોળ, ૩૦ કાંસમપુર.




### વડોદરા રાજ્ય

સહકારી યોજનામાં જોડાયાં—(૧૮) દશરથ જૂથ, (૧૯) ઓરણા જૂથ, (૨૦) કામરેજ જૂથ, (૨૧) બલોલ જૂથ, પાંચોટ જૂથ.

બલોલ ગ્રામ પુસ્તકાલયોની વ્યવસ્થા ગ્રામ પુસ્તકાલયોમાં સારી છે. નજીકનાં અને ખાસ કરીને મહેસાણા તાલુકાનાં ગ્રામ પુસ્તકાલયોને તે વ્યવસ્થા જોવા ખાતાના મદદનીશ વ્યવસ્થાપક ખાસ ભલામણ કરે છે.

### પાવતી આપવાનું રખે ભૂલતા

ગાંમાત, ખાનગી કે બીજા કોઇ પણ પ્રકારની મદદ માટે પાવતી આપવાનું ખાસ ફરજીઆત ધોરણ છે છતાં નિષ્કાળજીથી કામ કરનારને સહન કરવુ પડે છે. માટે મંત્રીઓ ચેતે અને પોતાનો વહીવટ બરાબર રાખે અને પ્રજાનો વિશ્વાસ સંપાદન કરેઃ—હિસાબની અવ્યવસ્થા બદલ લીમ્બોદરાના માજી મુખ્ય શિક્ષક જે મંત્રી તરીકે કામ કરતા હતા તેમને રૂપિયા પાંચ બાર માસ સુધી ઓછા લેવા શિક્ષા થઇ છે; પાંચોટના મુ. શિ. મંત્રી તરીકે કામ કરતા હતા તેમને મદદ આપનારને છાપેલી પાવતી ન આપવા બદલ રૂપિયા પાંચ દંડ થયો છે.

### ફરતા પુસ્તકાલયની ગાડી

વિસનગર કસ્બા પુસ્તકાલયે બાળકો અને સ્ત્રીઓ માટે ફરતા પુસ્તકાલયની ગાડી તૈયાર કરી ફેરવવી શરૂ કરી છે. બીજાં કસ્બા પુસ્તકાલયો આનું અનુકરણ કરે.

નવસારી કસ્બાના મહેરજીરાણા પુસ્તકાલયમાં ૪૦૦ જેટલા લવાજમ ભરનાર સભાસદો છે. આપણાં પુસ્તકાલયો પ્રચાર કરી મદદ આપનાર સભાસદો કેમ ઊભા ન કરી શકે ! આ પુસ્તકાલયમાં વિદેશી સારાં એવાં સાપ્તાહિકો અને માસિકો આવે છે. આપણાં સાર્વજનિક કસ્બા પુસ્તકાલયો આ બાબતમાં જરૂર કંઇક કરશે.

### પુસ્તકાલયોને મળેલી ભેટ*

સા. પુ. કુણઘેર—( તા. પાટણ )ને મહેસાણાના શેઠ શ્રી. વલ્લભરામ જીવાભાઇએ તેમના પુત્રના લગ્નપ્રસંગે રૂા. ૧૧).

સા. પુ. કનીપુર—( તા. આતરસુંબા )ને ભડકદના શેઠ કપૂરચંદ લક્ષ્મીચંદ તરફથી તેમના પુત્રના લગ્નપ્રસંગે રૂા. ૧૫)

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

**સા. પુ. હડેગામને**—૫) રા. મણિભાઇ ચતુરભાઇ અમીન, ૨) રા. મોહનલાલ હાથીભાઇ ડૉક્ટર, ૨) રા. નગીનદાસ બાલભાઇ શાહ, ૨) રા. ભાઇલાલભાઇ વલ્લભભાઇ દેસાઇ તરફથી.

**સા. પુ. કરનાળી**—( તા. તિલકવાડા ) ને અમદાવાદના રા. ચંદ્રશંકર મગનલાલે ગીતાધર્મનું ૧૯૪૦ નું લવાજમ ભરાવી આપ્યું છે.

**સીતાશરણ સા. પુ. ધીણોજને** ૫) શાહ વખતચંદ હકમચંદ, ૫) પટેલ માણેકલાલ પ્રભુરામ, ૫) તરવાડી લક્ષ્મીચંદ હરિશંકર, ૨) સથવારા મગનલાલ હેમચંદ તરફથી.

**સા. પુ. કિન્ખલોડ**—( તા. ભાદરણ )ને ૫) પા. મહીજીભાઇ શંકરભાઇ, ૫) પા ચતુરભાઇ વાઘજીભાઈ, ૫) માસ્તર છોટાભાઇ આશાભાઇ, ૫) પા. ગોકળભાઇ શંકરભાઇ, ૩) હોરા કાસમ રસૂલ, ૩) પા. ભૂલાભાઇ શામળભાઇ, ૩) પરોત ભવાનીશંકર રામચંદ, ૨) પા. તળસીભાઇ પૂજાભાઇ, ૨) પા. ફૂલાભાઇ નાથાભાઇ, ૨) પા. જેઠાભાઇ લાલદાસનાં વિધવા બાઈ કાશી, ૨) પા. ભાઇલાલભાઇ બહેચરભાઇ, ૨) પા. હેરમાનભાઇ શંકરભાઇ, ૨) તલાટી છોટાભાઈ મહિજીભાઇ, ૨) પા. ચતુરભાઇ કુબેરભાઇ, ૩) પા. ચતુરભાઇ મોતીભાઇ, ૨) શા. ભાઇલાલ ચતુરદાસ, ૨) રાણા છગન પિતામ્બરદાસ, ૨) પા. સોમાભાઇ લલ્લુભાઇ, ૨) ઠક્કર ત્રિભોવન ગણેશ, ૨) માસ્તર ડુંગરભાઇ કાશીભાઇ, ૨) પા. મહિજીભાઇ લલ્લુભાઈ, ૨) પા. ઇશ્વિરભાઇ મનોરભાઇનાં વિધવા બાઇ ઝવેર, ૨) પા. મહિજીભાઇ કાશીભાઇ, ૨) પા. પરસોતમ ડુંગરભાઇ, ૨) પા. ખોડાભાઇ શામળભાઇ, ૨) ઠક્કર મોહનલાલ મોતીલાલ, ૨) દરજી આશા હીરજી, ૨) પાઠક પરસોતમ કલ્યાણજી ૨) પા. શંકરભાઈ લલ્લુભાઇ, ૨) પા. સોમાભાઈ કાશીભાઈ ધર્મજ, ૨) માસ્તર મંગળભાઈ રઘનાથજી, ૨) પા. છોટાભાઈ શિવાભાઈ લાલપુરા, ૨) પા. ઉમેદભાઈ મથુરભાઈ, ૨) પા. અંબાલાલ નાથાભાઇ, ૨) પા. પૂંજાભાઇ મથુરભાઇ.

**સા. પુ. વેમાર**—( તા. કરજણ )ને ૫) પીરજાદા શાહબુદ્દીન હુસેનઅલી, ૪) પા. દોલતભાઇ કેસુરભાઇ, ૨) પા. શંકરભાઇ ભાવાભાઈ, ૨) પા. કસ્તુરભાઇ ઘેલાભાઈ, ૨) પા. ભાઇલાલ હરિભાઇ, ૨) પા. ભાઇલાલ બાપુભાઇ, ૨) પા. હરજીભાઇ શામળભાઇ, ૨) પા. મણિભાઇ શામળભાઇ, ૨) પા. અંબાલાલ બહેચરભાઇ.

**સા. પુ. કાણીએલ**—( તા. આતરસુંબા )ને ૭) બહિયેલના પરીખ પુરુષોત્તમ છોટાલાલ તરફથી.

**સા. પુ. જગુદણ**—( તા. મહેસાણા )ને ત્યાંના શિક્ષક શ્રી. વિઠ્ઠલભાઇ હરિશંકર વ્યાસ તરફથી રૂ. ૨૫)નાં પુસ્તકો.

**પુસ્તક બંધામણીની સગવડ**—સોજીત્રાના શ્રી. અંબાલાલ ઝવેરભાઇ ત્યાં પુસ્તકો બાંધવાનું કામ કરે છે. પેટલાદ તાલુકાનાં જે પુસ્તકાલયો પોતાનાં પુસ્તકો બંધાવવા ઇચ્છતાં હોય તેના મંત્રીએ તે ભાઇને મળવા ભલામણ છે.

**માનદ પ્રચારક**—દામનગર તાલુકા માટે ઠાંસા શાળાના મુખ્ય શિક્ષક શ્રી. ભાનુશંકર મણિલાલ ઠાકરની નિમણુક કરવામાં આવી છે.

**મહાલ મંડળ તરફે શિષ્ટવાચનની પરીક્ષા**—કડી મહાલ શિષ્ટવાચનની ત્રીજી પરીક્ષા તા. ૩-૩-૪૦ના રોજ "અમેરિકાનો પહેલો પ્રમુખ: જ્યોર્જ વૉશિંગ્ટન"ની લેવાઇ હતી.

# પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણની પરીક્ષાનું પરિણામ

**પત્રવ્યવહાર** દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજનામાં જોડાયલા પ્રથમ ટુકડીના અભ્યાસીઓને પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા જાન્યુઆરી માસની ૧૩ મી અને ૧૪ મી તારીખોએ રાખવામાં આવી હતી. કુલ ૪ પ્રશ્નપત્રો કાઢવામાં આવ્યા હતા. (૧) વહીવટી અને દફતરી કામ, (૨) ગ્રામ પુસ્તકાલયનાં બજેટ-નિવેદન, પુસ્તકવિધિ અને વર્ગીકરણ, (૩) પુસ્તકાલય-પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો અને (૪) કસ્બા પુસ્તકાલયનાં બજેટ, નિવેદન અને વર્ગીકરણઃ એમ ચાર પેપર વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતુ અને રાજ્ય પુસ્તકાલય મંડળના સહકારથી તૈયાર કરવામાં આવ્યા હતા. પરીક્ષા મજકુરનો લાભ ચારે પ્રાંતમાંના નીચેના ૧૦ ઉમેદવારોએ લીધો હતો અને તેઓ બધા તેમના નામ સામે જણાવેલા ગુણ મેળવી પ્રમાણપત્ર મેળવવાને લાયક થયા છેઃ

## પરિણામ

| નામ | કુલ ગુણ | મેળવેલા ગુણ |
|---|---|---|
| ૧ શ્રી. નાનજીભાઇ જેઠીદાસ, ધીણોજ. | ૪૦૦ | ૨૯૦ |
| ૨ શ્રી. ભગવાનદાસ સાંકળચંદ, જેતલવાસણા. | ૪૦૦ | ૨૪૮ |
| ૩ શ્રી. મણિશંકર ભીમજી ઠાકર, દ્વારકાં. | ૪૦૦ | ૨૪૫ |
| ૪ શ્રી. ડાહ્યાભાઇ નાયજીભાઇ, નીમળા. | ૪૦૦ | ૨૪૩ |
| ૫ શ્રી. પુરુષોત્તમ ચતુરભાઈ પંડ્યા, સોજીત્રા. | ૪૦૦ | ૨૪૧ |
| ૬ શ્રી. મગનભાઇ વલ્લભભાઇ પટેલ, દીગસ. | ૪૦૦ | ૨૨૮ |
| ૭ શ્રી. અંબાલાલ શિવરામ ભટ્ટ, કારેલી. | ૪૦૦ | ૧૮૩ |
| ૮ શ્રી. મલંગશા ઉમેદશા દીવાન, વેમાર. | ૪૦૦ | ૧૭૬ |
| ૯ શ્રી. ગોપાળજી ગોવિંદજી પટેલ, ચલથાણ. | ૪૦૦ | ૧૫૫ |
| ૧૦ શ્રી. અંબેલાલ ગિરજાશંકર જોષી, પલસાણા. | ૪૦૦ | ૧૪૯ |

પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઇ તરફ મોકલી આપવામાં આવશે.

તા. ૧૨-૨-૪૦

મણિલાલ મં. કાશીવાળા
રામભાઇ કા. પટેલ
મંત્રીઓ, વ. રા. પુ. મંડળ.
ઉમેદભાઇ મોતીભાઇ પટેલ
મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલ ખાતું

# શિષ્ટવાચનની ૧૭મી પરીક્ષા

## કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૨ જાનું પરિણામ સહિત નિવેદન

**ઉપરોક્ત** પરીક્ષા, જાહેર થયા પ્રમાણે તા. ૨૧-૧-૪૦ ના રોજ જે તે સ્થળે લેવાઇ ગઇ. એને માટે ગુજરાત-કાઠિયાવાડનાં શુમારે ૭૫ ગામોનાં ૫૫૫ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૫૮ ગામનાં ૨૭૮ ભાઇબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૨૭૮ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાય છે. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોનું ધંધાવારી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

૭૮ શિક્ષક, ૧૭૬ વિદ્યાર્થી, ૭ ખેડૂત, ૧ વેપારી, ૬ ઇતર નોકરી પૈકી ૧૪ બહેનો છે. મેલ ટ્રેનિંગ કૉલેજમાં ભણનારા સ્કૉલરોની ગણતરી વિદ્યાર્થીવર્ગમાં કરવામાં આવી છે.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ૮ મા પ્રશ્નના ૧૬ ગુણ અને બાકીના દરેકના ૧૨ ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં બેઠેલા ઉમેદવારોમાંથી ઉત્તીર્ણ થતા ઉમેદવારોની સંખ્યા જોતાં પરીક્ષાનું પરિણામ આ વખતે લગભગ ૫૭.૨ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારામાં ૭૭ શિક્ષકો, ૬૧ વિદ્યાર્થીઓ, ૬ ખેડૂત અને ૧ વેપારી તથા ૫ ઇતર નોકરીવાળા છે. જે પૈકી ૧૪ બહેનો છે. નં. ૧૩૩ થી નં. ૧૫૯ ઉમેદવારો અનુગ્રહગુણથી ઉત્તીર્ણ થાય છે. અનુગ્રહ ગુણ વત્તાના ચિહ્નથી દર્શાવવામાં આવ્યા છે. સદર પરીક્ષા માટે પ્રસિદ્ધ થયેલી જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામપત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત *ચિહ્નવાળા અધ્યાપન પાઠશાળાનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચમા ધોરણ સુધીના વિદ્યાર્થી અને ખેડૂત વર્ગના ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનારા ૧૦ જણ, ૦-૮-૦ ના ઇનામને પાત્ર ઠરે છે. ઉત્તીર્ણ થતી બહેનોને પણ ઉત્તેજનનું ઇનામ દરેકને રૂપિયા એકેકનું મળે છે. દરેકને મળવાના ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૪૫ નાં ૪૦ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે. અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડની ખાતર ઇનામની રકમ રોકડમાં આપવાની નીતિ મંડળે સ્વીકારી છે, તે મુજબ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે તેઓ પુસ્તક, [illegible] શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાં ભાઇબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઇની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરવાની તજવીજ રહેશે.

આ વખતની પરીક્ષાનો લાભ વિદ્યાર્થીવર્ગે મોટી સંખ્યામાં લીધેલો જણાય છે; પણ તેમના ઉત્તરપત્રો તપાસતાં એમ પણ સમજાયું છે કે તેમાંનો મોટો ભાગ, પરીક્ષા માટેની પૂરતી તૈયારી કર્યા વગર કેવળ બેસવા ખાતર જ બેઠેલો છે—કાં તો શિક્ષકોના આગ્રહને વશ વર્તીને કે પછી દેખાદેખીથી. કેટલાકે તો પુસ્તકો એક પણ વાર જોયાં હશે કે કેમ તેની પણ શંકા રહે છે, આ વસ્તુસ્થિતિ બરાબર નથી. પુખ્ત વયના માટે રખાતી આવી પરીક્ષાઓનો લાભ પ્રાથમિક અને માધ્યમિક શાળાના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ લે એ જરૂર આદરપાત્ર છે,

શિક્ષકભાઇઓનો એ દિશાનો પ્રયત્ન બેશક અભિનંદનીય છે. પરંતુ એ જાતનો પ્રયત્ન સાર્થ તો ત્યારે જ ઠરે કે જ્યારે પરીક્ષામાં બેસવાની વિદ્યાર્થીઓને પ્રેરણા કરવાની સાથે સાથેજ પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકો સમયસર મેળવી આપીને જોઇતી તૈયાર કરાવવાની અગત્ય પણ પૂરતા પ્રમાણમાં પિછાનાય. આ નમ્ર સૂચન ધ્યાનમાં લેવા શિક્ષકભાઇઓને સવિનય વિજ્ઞપ્તિ છે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વ કોઇનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. પરિણામ નીચે પ્રમાણે છેઃ—

## પરિણામ

| નંબર | નામ | ગામ | ધંધો અભ્યાસ | ગુણ | ઇનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ભીમજીભાઇ છગનલાલ પંડયા | ઝર | શિ. ઉ. | ૭૩ | ૫) |
| ૨ | ઇશ્વિરભાઇ મોતીભાઇ પટેલ | વડુ | ,, | ૭૨ | ૪) |
| ૩ | કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી | મુબારકપુર | શિ. મે. સિ. | ૬૮ | ૩) |
| ૪ | દાનભાઇ પૂજાભાઇ જોબલીઆ | બાબાપુર | શિ. ઉ. | ૬૭ | ૨) |
| ૫ | ભગવાનદાસ સાંકળચંદ પટેલ | જેતલવાસણા | ,, | ૬૬ | ૧) |
| ૬ | ખુશાલભાઇ કાલિદાસ પટેલ | મોભારોડ | શિ. મેટ્રીક | ૬૬ | ૧) |
| ૭ | આશાભાઇ ગોરધનભાઇ પટેલ | શિહોર | શિ. મે. સિ. | ૬૫ | ૧) |
| ૮ | હરગોવિંદદાસ મોરારજી પંડયા | ચાડીઆ | ,, | ૬૪ | ૧) |
| ૯ | **શારદાગૌરી હાથીલાલ પંડયા** | મુબારકપુર | ઘરકામ અં. ધો. ૩ | ૬૩ | ૧) |
| ૧૦ | કરુણાશંકર મોહનલાલ વ્યાસ | મેરવાડા | શિ. ઉ. | ૬૨ | ૧) |
| ૧૧ | મજલાલ દ. મહેતા | કેરાળા | શિ. પૂર્વપદ | ૬૧ | ૧) |
| ૧૨ | **ધન અરદેશર મહેતા** | નવસારી | ઘરકામ | ૬૧ | ૧) |
| ૧૩ | મથુરભાઇ વરધભાઇ પટેલ | નડા | શિ. મે. સિ. | ૬૧ | ૧) |
| ૧૪ | બાળાશંકર શંકરલાલ જોશી | નાનામાચીઆળા | ,, | ૬૧ | ૧) |
| ૧૫ | મજેલાલ મોતીલાલ સુથાર | આણંદ | વિ. અં. ધો. ૬ | ૬૦ | ૧) |
| ૧૬ | દિલીપકુમાર માધવલાલ પંચોળી | નાની હડી | શિ. મે. સિ. | ૬૦ | ૧) |
| ૧૭ | હિરાલાલ નરસિંહરામ વ્યાસ | પારોદ | ,, | ૬૦ | ૧) |
| ૧૮ | ચુનીલાલ દામોદર ભટ્ટ | મહુદરા | ,, | ૬૦ | ૧) |
| ૧૯ | છગનલાલ કાલિદાસ ભટ્ટ | નરસીપુરા | શિ. પૂર્વપદ | ૬૦ | ૧) |
| ૨૦ | રવિશંકર છોટાલાલ જોશી | નડા | શિ. ઉ. | ૬૦ | ૧) |
| ૨૧ | રતિલાલ ગોવિંદજી મહેતા | દહીડા | શિ. મધ્યમપદ | ૫૯ | |
| ૨૨ | વસનજી જીવણજી નાયક | ઓરણા | શિ. મે. | ૫૯ | |
| ૨૩ | કાશલાલ ઝવેરભાઇ શેખ | નડા | શિ. પૂર્વપદ | ૫૯ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૪ **નાજુ ગુસ્તાસ્પ કોટવાળ** | નવસારી | ઘરકામ | ૫૯ | ૧) |
| ૨૫ ઠાકોરલાલ સાકરલાલ કાપડીઆ | મોભારોડ | શિ. ગે. | ૫૯ | |
| ૨૬ **સંતોકબ્હેન જગજીવન જોશી** | બાબાપુર | શિ. મધ્યમપદ | ૫૯ | ૧) |
| ૨૭ પુરુષોત્તમભાઇ લક્ષ્મીદાસ પટેલ | વડોદરા | વિ. મે. ટ્રે. કો. | ૫૮ | |
| ૨૮ પુરુષોત્તમદાસ કુબેરભાઇ પંડયા | રવાલ | શિ. મે. સિ. | ૫૮ | |
| ૨૯ નાનજીભાઇ જેઠાદાસ પટેલ | ધીણોજ | શિ. ઉ. | ૫૭ | |
| ૩૦ ચિમનલાલ હિંમતલાલ બારોટ | કરણાકુવા | શિ. મે. સિ. | ૫૭ | |
| ૩૧ **બાનુ નોશીરવાન મીનોચહેર હોમજી** | નવસારી | ઘરકામ | ૫૭ | ૧) ઉ |
| ૩૨ જટાશંકર હરિશંકર જોશી | દેવરાજીયા | શિ. મે. સિ. | ૫૬ | |
| ૩૩ વાઘેર વિઘાભા ગગાભા માણેક | ખતુંબા | શિ. ઉ. | ૫૬ | |
| ૩૪ તુલસીભાઇ હાથીભાઇ પટેલ | નરસીપુરા | શિ. મે. સિ. | ૫૬ | |
| ૩૫ મૂળચંદભાઇ હરિવલ્લભદાસ શાહ | શિહોલ | ,, | ૫૬ | |
| ૩૬ દલપતરામ વિઠ્ઠલદાસ મિસ્ત્રી | ટીંગલોદ | ,, | ૫૬ | |
| ૩૭ **ગુલ ગુસ્તાસ્પ કકલીયા** | નવસારી | ઘરકામ | ૫૬ | ૧) ઉ |
| ૩૮ રામભાઇ રણછોડદાસ પટેલ | કડી | શિ. મે. | ૫૫ | |
| ૩૯ મોરારભાઇ દાજીભાઇ પટેલ | કોસંબા | નોકરી મેટ્રીક | ૫૫ | |
| ૪૦ ઈશ્વરલાલ મૂળશંકર ઠાકર | ભાડ | શિ. ઉ. | ૫૫ | |
| ૪૧ મણિલાલ ચંદુલાલ શાહ | વરણામા | શિ. મે. | ૫૪ | |
| ૪૨ બાબુલાલ માધવજી ત્રિવેદી | ખીજડીઆબારી | નોકરી | ૫૪ | |
| ૪૩ રતિલાલ અંબાશંકર રાવળ | ગલોદરા | શિ. મધ્યમપદ | ૫૪ | |
| ૪૪ જયંતિલાલ દેવચંદભાઇ | પીઠવાજાળ | શિ. ઉ. | ૫૪ | |
| ૪૫ આશાભાઇ મીઠાભાઇ | ભોજ | શિ. પ્રથમપદ | ૫૪ | |
| ૪૬ **હોમાય રતનશાહ બોઘાનવાલા** | નવસારી | ઘરકામ | ૫૪ | ૧) ઉ. |
| ૪૭ બાપુશંકર નાગજી ત્રિવેદી | સણોસરા | શિ. ઉ. | ૫૩ | |
| ૪૮ ભાઇશંકર મણિશંકર ભટ્ટ | દહીડા | શિ. પૂર્વપદ | ૫૩ | |
| ૪૯ પુરુષોત્તમ કીકાભાઇ પટેલ | કોસંબા | ,, | ૫૩ | |
| ૫૦ ભોળાનાથ હરજીવન રાવળ | વીડજ | શિ. મે. સિ. | ૫૩ | |
| ૫૧ ભૂધરજી મકનજી પંડયા | ઢોલરવા | શિ. ઉ. | ૫૨ | |
| ૫૨ હીરાભાઇ નાથાભાઇ પરમાર | નરસિંહપુરા | ખેતી ધો. ૬ | ૫૨ | ાા ઉ. |
| ૫૩ ઉગિયાશંકર લલ્લુરામ વ્યાસ | મેરવાડા | શિ. પૂર્વપદ | ૫૧ | |
| ૫૪ રમણલાલ મણિલાલ શુકલ | આણંદ | અં. ધો. ૬ | ૫૧ | |
| ૫૫ ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ | સેરીસા | શિ. મે. સિ. | ૫૧ | |
| ૫૬ વ્રજલાલ શિવનાથ પુરોહિત | વડોદરા | વિ. મે. ટ્રે. કો. | ૫૧ | |
| ૫૭ ઝવેરભાઇ શંકરભાઈ પટેલ | મડોદરા | વિ. બરોડા કો. | ૫૧ | |
| ૫૮ ભાગીરથભાઇ ઈશ્વરભાઈ પટેલ | વિશ્રામપુરા | શિ. ધો. ૬ | ૫૦ | ાા ઉ |
| ૫૯ હરિશંકર ત્રિભુવન શુકલ | ભંડારીઆ | શિ. પ્રથમપ | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૦ છોટાભાઇ ખુશાલભાઇ પટેલ | રણોલી | વિ. અં. ધો. ૫ | ૪૯ | ાા ઉ. |
| ૬૧ ઇશ્વરભાઇ હીરાભાઇ પટેલ | પાટોદ | નોકરી ગુ. ધો. ૬ | ૪૯ | ાા ઉ. |
| ૬૨ શાન્તિશંકર માનશંકર દેસાઇ | વરણામા | શિ. મે. | ૪૮ | |
| ૬૩ દેવીપ્રસાદ ધીરજલાલ વ્યાસ | આણંદ | વિ. અં. ધો. ૭ | ૪૮ | |
| ૬૪ ધનુભાઇ મથુરભાઇ વ્યાસ | ,, | વિ. અં. ધો. ૬ | ૪૮ | |
| ૬૫ ચિમનલાલ રણછોડદાસ શાહ | વરણામા | શિ. મે. | ૪૭ | |
| ૬૬ ભાઇશંકર મકનજી પંડ્યા | મોટાભંડારીઆ | શિ. ઉ. | ૪૬ | |
| ૬૭ પ્રાણજીવનદાસ વીરજીભાઇ | કમીગઢ | શિ. મે. સિ. | ૪૬ | |
| ૬૮ ગિરધરદાસ નારાયણદાસ થોભાણી | દ્વારકા | વિ. અં. ધો. ૪ | ૪૬ | ાા ઉ. |
| ૬૯ ગોકુળદાસ નારાયણદાસ દત્તાણી | ,, | વિ. અં. ધો. ૫ | ૪૬ | ાા ઉ. |
| ૭૦ બાબુભાઇ મંગળભાઇ પટેલ | રણોલી | વિ. અં. ધો. ૫ | ૪૪ | ાા ઉ. |
| ૭૧ પરસોતમદાસ માનદાસ પટેલ | ગંગેટ | ખેતી ગુ. ધો. ૬ | ૪૪ | ાા ઉ. |
| ૭૨ ચન્દુલાલ ભીખાભાઇ શાહ | આણંદ | વિ. અં. ધો. ૬ | ૪૪ | |
| ૭૩ ત્રિભુવન નાગજી મહેતા | બાબાપુર | શિ. પ્રથમપદ | ૪૪ | |
| ૭૪ સીતારામ નારણજી પટેલ | ઓરણા | શિ. | ૪૩ | |
| ૭૫ મણિશંકર ભીમજી ઠાકર | દ્વારકા | શિ ઉ. | ૪૩ | |
| ૭૬ રમણલાલ આશારામ દોશી | વડોદરા | વિ. અં. ધો. ૬ | ૪૨ | |
| ૭૭ ચતુરભાઇ મથુરભાઇ પટેલ | વિશ્રામપુરા | વિ. અં. ધો. ૪ | ૪૨ | ાા ઉ. |
| ૭૮ કેશવલાલ દેવશંકર ભટ્ટ | વડોદરા | વિ. બરોડા કૉલેજ ઇન્ટર | ૪૨ | |
| **૭૯ લીલાવતી ઉમિયાશંકર ભટ્ટ** | દેવરાજીઆ | ઘરકામ ગુ. ધો. ૬ | ૪૨ | ૧) ઉ. |
| ૮૦ મોહનલાલ વીરજી સાગર | દ્વારકા | વિ. અં. ધો. ૫ | ૪૨ | ાા ઉ. |
| ૮૧ મણિશંકર ગોપાળજી ત્રિવેદી | નાનામાચીઆળા | શિ. પ્રથમપદ | ૪૧ | |
| ૮૨ કરસન નારણ મહેતા | વડોદરા | વિ. મે. ટ્રે. કૉ. | ૪૧ | |
| ૮૩ કાન્તિલાલ પુરુષોત્તમ જાની | ,, | વિ. મે. ટ્રે. કૉ. | ૪૧ | |
| ૮૪ શાન્તિલાલ શિવશંકર રાવળ | ધાનજ | શિ. પ્રથમપદ | ૪૧ | |
| **૮૫ હીરાલક્ષ્મી પ્રભુદાસ** | ટીંગલોદ | ઘરકામ ગુ. ધો. ૫ | ૪૧ | ૧) ઉ. |
| ૮૬ રણછોડભાઇ હીરાભાઇ પટેલ | ,, | ખેતી ગુ. ધો. ૬ | ૪૧ | |
| ૮૭ હરકીસનદાસ ધનજીભાઇ ગાંધી | નવસારી | શિ. મે. | ૪૧ | |
| ૮૮ શંકરભાઇ ગરબડભાઇ પટેલ | આણંદ | વિ. અં. ધો. ૪ | ૪૧ | |
| ૮૯ ગૌરીશંકર જીભાઈ જોશી | નાનામાચીઆળા | શિ. મધ્યમપદ | ૪૦ | |
| ૯૦ છગનભાઇ કાળીદાસ પટેલ | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૪૦ | |
| ૯૧ ડાહ્યાભાઇ પરાગભાઈ પટેલ | ,, | ,, | ૪૦ | |
| ૯૨ હરિપ્રસાદ હરખજી ત્રિવેદી | તરકતલાવ | શિ. ઉ. | ૪૦ | |
| ૯૩ ત્રિકમલાલ ગોરધનદાસ | જેતલવાસણા | શિ. ગુ. ધો. ૬ | ૩૯ | |
| ૯૪ ઇશ્વરભાઈ દેસાઇભાઇ પટેલ | મોભારોડ | વિ. અં. ધો. ૨ | ૩૯ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૯૫ અંબાલાલ દરભાઇ પઢિયાર | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૩૯ | |
| ૯૬ મકનજી બહેચર જોશી | મોટામાચીઆળા | શિ. પૂર્વપદ | ૩૯ | |
| ૯૭ કાનજી ભીમજી પટેલ | ખીજડીઆ | ખેતી અં. ધો. ૪ | ૩૯ | |
| ૯૮ અંબાલાલ મંછારામ | સેરીસા | શિ. ગુ. ધો. ૬ | ૩૯ | |
| ૯૯ સાંકળેશ્વર જીભાઇ વ્યાસ | ગોરાદ | શિ. મે. સિ. | ૩૮ | |
| ૧૦૦ પ્રભુદાસ રેવાભાઇ પટેલ | જેતલવાસણા | શિ. ગુ. ધો. ૬ | ૩૮ | |
| ૧૦૧ અંબારામ વિસદાસ પટેલ | વિડજ | ,, | ૩૮ | |
| ૧૦૨ શંકરગિર ભગવાનગિર ગોસાંઇ | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૩૮ | |
| ૧૦૩ ભાઇલાલ ગિરધરભાઇ પટેલ | ,, | ,, | ૩૮ | |
| ૧૦૪ ભીખાભાઇ રણછોડભાઇ અકબરી | વાંકીઆ | શિ. ગુ. ધો. ૬ | ૩૮ | |
| ૧૦૫ ગજાનન શિવનાથ પુરોહિત | વડોદરા | વિ. મે. ટ્રે. કો. | ૩૭ | |
| ૧૦૬ ભીખુભાઇ હરિભાઇ પટેલ | વાંકીઆ | ખેતી ગુ. ધો. ૬ | ૩૭ | |
| ૧૦૭ જયંતિલાલ હરિચંદ | ખીજડીઆખારી | વિ. | ૩૭ | |
| ૧૦૮ વીરાભાઇ બહેચરભાઇ ચોધરી | ધાણેજ | શિ. પ્રથમપદ | ૩૬ | |
| ૧૦૯ **હરકુંવરબ્હેન અમૃતલાલ જાની** | વાંકીઆ | શિ. | ૩૬ | ૧) ઉ. |
| ૧૧૦ બાઉભાઇ જીવાભાઇ ભટ્ટી. | ,, | શિ. | ૩૬ | |
| ૧૧૧ મણિલાલ કે. પરમાર | આણંદ | વિ. અં. ધો. ૪ | ૩૬ | |
| ૧૧૨ પ્રાણસુખલાલ મોહનલાલ નાયક | જેતલવાસણા | શિ. પ્રથમપદ | ૩૫ | |
| ૧૧૩ જ્યોતિષચંદ્ર જગન્નાથ જાની | વરણામા | વિ. અં. ધો. ૨ | ૩૫ | |
| ૧૧૪ કાન્તિલાલ સોમનાથ ત્રિવેદી | સેરીસા | શિ. ગુ. ધો. ૬ | ૩૫ | |
| ૧૧૫ મનુભાઇ ભાઇલાલભાઇ પટેલ | વસો | વિ. અં. ધો. ૫ | ૩૫ | |
| ૧૧૬ રમણભાઈ ડાહ્યાભાઈ ઠક્કર | ,, | વિ. અં. ધો. ૪ | ૩૫ | |
| ૧૧૭ મથુરદાસ વીરજી મોદી | દ્વારકાં | વિ. ગુ. ધો. ૬ | ૩૫ | |
| ૧૧૮ દ્વારકાંભાઈ ગણેશભાઇ પટેલ | જેતલવાસણા | શિ. | ૩૪ | |
| ૧૧૯ અંબાલાલ સોમાભાઇ પટેલ | મહેલાવ | ગ્રંથપાળ અં. ધો. ૫ | ૩૪ | |
| ૧૨૦ પૂનમચંદ રેવાશંકર જોશી | રસુલાબાદ | શિ. ઉ. | ૩૪ | |
| ૧૨૧ ભાઇલાલભાઈ પુરુષોત્તમદાસ જોશી | ટીંબલોદ | વિ. ગુ. ધો. ૬ | ૩૪ | |
| ૧૨૨ આર. એમ. છતબાર | અમરેલી | વિ. અં. ધો. ૬ | ૩૪ | |
| ૧૨૩ **શાન્તા હીરાલાલ શાહ** | આણંદ | વિ. અં. ધો. ૫ | ૩૪ | ૧) ઉ. |
| ૧૨૪ **ચંદ્રિકા મણિલાલ ઠાકર** | દ્વારકાં | વિ. ગુ. ધો. ૫ | ૩૪ | ૧) ઉ. |
| ૧૨૫ રમણભાઇ ભાઇલાલભાઈ | વસો | વિ. અં. ધો. ૫ | ૩૪ | |
| ૧૨૬ પ્રફુલ્લભાઇ પૂનમભાઇ પટેલ | ,, | ,, | ૩૪ | |
| ૧૨૭ છગનલાલ રામજી ભાયાણી | દ્વારકાં | વિ. અં. ધો. ૩ | ૩૪ | |
| ૧૨૮ વિઠ્ઠલભાઇ મોતીભાઇ પટેલ | મહેળાવ | વિ. અં. ધો. ૭ | ૩૪ | |
| ૧૨૯ જીવરામ ગંગારામ મહેતા | ખંભાત | શિ. પ્રથમપદ | ૩૩ | |

| | | | |
|---|---|---|---|
| ૧૩૦ રાવજીભાઇ નરોત્તમભાઇ પટેલ | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૩૩ |
| **૧૩૧ લલિતાબહેન રણછોડભાઈ પટેલ** | આણંદ | વિ. અં. ૬ | ૩૩ |
| ૧૩૨ મંગલદાસ વલ્લભદાસ ભાયાણી | દ્વારકાં | વિદ્યાર્થી | ૩૩ |
| ૧૩૩ હજુરજી માનાજી ઠા. | ધીણોજ | ,, | ૩૨+૧ |
| ૧૩૪ જેચંગભાઇ માધાભાઇ સોલંકી | મોભારોડ | વિ. અં. ધો. ૩ | ૩૨+૧ |
| ૧૩૫ શામળજી રામજી | કેરાળા | પોસ્ટમેન છ. ધો. ૫ | ૩૨+૧ |
| ૧૩૬ આપાભાઇ કાશીભાઇ પટેલ | વસો | વિ. અં. ધો. ૫ | ૩૧+૨ |
| ૧૩૭ ખોડાભાઈ લલ્લુદાસ પટેલ | ધીણોજ | વિ. | ૩૧+૨ |
| ૧૩૮ ઇશ્વરલાલ જયશંકર જોશી | જેતલવાસણા | શિ. ગુ. ધો. ૬ | ૩૦+૩ |
| ૧૩૯ બાબુ માધવજી દરજી | વાંકીઆ | દરજીનો ગુ. ધો. ૬ | ૩૦+૩ |
| ૧૪૦ સાકર બહેચર | ખીજડીઆખારી | વિ. | ૩૦+૩ |
| ૧૪૧ ધનજી ભુરાભાઇ સરવૈયા | મોટા માંડવડા | શિ. મે. સિ. | ૩૦+૩ |
| ૧૪૨ મમુભાઇ અભરામભાઇ મન્સુરી | વડરમા | શિ. પૂર્વપદ | ૨૯+૪ |
| ૧૪૩ મૂળજીભાઇ રાઇજીભાઇ પટેલ | ટીંગલોદ | ખેતી ગુ. ધો. ૬ | ૨૯+૪ |
| ૧૪૪ લાલજી જાદવજી પંડયા | દેવરાજીઆ | શિ. પ્રથમપદ | ૨૯+૪ |
| ૧૪૫ ખેતાભાઇ કેશવલાલ રાવળ | ગંગેટ | શિ. ઉ. | ૨૯+૪ |
| ૧૪૬ બાબુભાઇ ચતુરભાઇ પટેલ | આણંદ | વિ. અં. ધો. ૪ | ૨૯+૪ |
| ૧૪૭ પુલાભાઈ વાહજી ચોધરી | ધીણોજ | વિદ્યાર્થી | ૨૮+૫ |
| ૧૪૮ કાન્તિલાલ ગોરધનભાઇ પટેલ | વરણામા | વિ. અં. ધો. ૪ | ૨૮+૫ |
| **૧૪૯ રળીઆતબહેન ભૂરાભાઇ સરવૈયા** | મોટા માંડવડા | ઘરકામ ગુ. ધો. ૪ | ૨૮+૫ |
| ૧૫૦ મનુભાઈ કાશીભાઇ અમીન | વસો | વિ. અં. ધો. ૫ | ૨૮+૫ |
| ૧૫૧ જયંતિલાલ મગનભાઈ અમીન | ,, | ,, | ૨૮+૫ |
| ૧૫૨ વિનુભાઇ જીવાભાઇ અમીન | ,, | ,, | ૨૮+૫ |
| ૧૫૩ ધોકાઇ સામજી બાંધા | દ્વારકાં | વિ. અં. ધો. ૩ | ૨૮+૫ |
| ૧૫૪ વિઠલાણી જમનાદાસ જાદવજી | ,, | ,, | ૨૮+૫ |
| ૧૫૫ હરિદાસ સોમજી વિઠલાણી | ,, | વિ. | ૨૮+૫ |
| ૧૫૬ ઠાકરશી પેરાજ લોહાણા | ,, | વિ. | ૨૮+૫ |
| ૧૫૭ મથુરાદાસ રણછોડદાસ સોનૈયા | દ્વારકા | વિ. અં. ધો. ૫ | ૨૮+૫ |
| ૧૫૮ મગનલાલ નાનાલાલ મહેતા | ,, | ,, | ૨૮+૫ |
| ૧૫૯ રમણીકલાલ દુર્લભજી ત્રિવેદી | ,, | ,, | ૨૮+૫ |

સ્થળસંકોચના કારણે નાપાસ થનારાંનું પરિણામ પ્રસિદ્ધ કરવાનું ઉચિત નથી ગણવામાં આવ્યું.

ગુજરાતનું ગૌરવ અને અસ્મિતાનું ભાન કરાવનાર ' ગુજરાતી મહાજનો 'ની આ નાનકડી ચરિત્રાવલિ પરીક્ષા નિમિત્તે વાંચવાનું ન બન્યું હોય તેવાં ભાઇબહેનોને–શિક્ષકો અને શિક્ષિકા બહેનોને તો ખાસ–એક વાર આ પુસ્તિકાઓને નજર તળે કાઢી જવાની ભલામણ કરીએ છીએ.

૧૮ મી પરીક્ષા ૧૯૪૦ ના જુલાઇ માસમાં કાકાસાહેબ કાલેલકર કૃત ' **હિમાલયનો પ્રવાસ** ' એ પુસ્તકની લેવાશે. એ સંબંધી જાહેરાત માટે એપ્રિલનો અંક જરૂર જોશો.

વડોદરા,
તા. ૧૧–૩–૪૦

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મં.



# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૩૯–૪૦

## યાદી નં. ૩ : સંખ્યા ૭૦

**ની**ચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯–૪૦ ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે ફેબ્રુઆરી માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઇ ૧૯૪૦ સુધીમાં પુસ્તકો મોકલાઇ જાય તેવી યોજના થયેલી છે. એટલે પત્રો–માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાશે; જેથી આ તરફ ઉઘરાણી કરી બીનજરૂરી ટપાલખર્ચ કરવાની કોઈ પુસ્તકાલયને જરૂર રહેતી નથી.

વડોદરા,
તા. ૬–૨–'૪૦

**વા. ના. અમીન**
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

**પેટલાદ**—કાવિઠા, માણુજ
**ભાદરણ**—સુવા, પીપળોઈ
**વડોદરા**—છાણી, પાતળવેણી
**શિનોર**—સુરાશામળ, કુકસ
**આતરસુંબા**—કાણીએલ
**દહેગામ**—સોનારડી
**કડી**—ચારોલ, ધુમાસણ, ઝુલાસણ, ભાલ્ઠી (કુમારપુરા)
**કલોલ**—બાલવા
**વિજાપુર**—સમૌ, જંત્રાલ, પડુસમા, બોરૂ, મોરવાડ, કોલવડા, રણુસીપુર.
**મહેસાણા**—ગુંટાપાલડી, જોરણંગ, ધડા, આખજ, સાલડી, પાંચોટ, મેત્રડ, ખારા
**સિદ્ધપુર**—કલ્યાણા, દાસજ, ખટાસણા, સુજાણુપુર
**ચાણસ્મા**—સુણસર, રણોલા, દાણોદરડા, મીઠીધારીઆલ, બરિયફ, ચવેલી, સરસાવ, મોટપ, ખોરસમ, કંબોઈ, લણવા, મુંઢેરા
**નવસારી**—આમલી, અલુરા
**ગણદેવી**—ખખવાડા
**પલસાણા**—બલેશ્વર
**કામરેજ**—નગોડ, ચીખલી, ભૈરવ, અબ્રામા, નેત્રંગ, રામપુરા, ધાતવા, નનસાડ, વલણ, પરબ, ખોલેશ્વર, કોસમાડીસીમાડા, પાલી, દીગસ, ઉંભેલ, ધોરણપારડી, વેળંજા, શેવણી
**ઓખામંડળ**—આરંભડા, કલ્યાણપુરા

—卐—

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૯–૪૦

## યાદી નં. ૩ : સંખ્યા ૨૧૧ (.કુલ ૧૧૩૭ )

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ યાદી નં. ૩ ની લોકમદદ તા. ૧૦–૨–૪૦ અને યાદી ૪ ની લોકમદદ તા. ૧૦–૩–૪૦ સુધીમાં આવી ગઇ છે તેમને અનુક્રમે તા ૧૬–૨–૪૦ અને ૧૬–૩–૪૦ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. **યાદી પૈકી તેમ જ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

વડોદરા, તા. ૬–૩–૪૦ }

**વા. ના. અમીન**
મંત્રી પુ. સ. સ. મં. લિ.

**પેટલાદ**—ખણુસોલ, થલેડી, પશોલ, સીંગરડા.
**ભાદરણ**—રીણાવ.
**વડોદરા**—અણુખી, વડસાલા, હરણી, અટલાદરા, ઊંટીઆમેઢાદ.
**પાદરા**—અંબાડા, કાંદા, તાજપુરા, મેઢાદ, રણુ, રાજુપુરા, વીરપુર, સાંગમા, સોમજીપુરા, ભાણુપુરા.
**કરજણ**—ગણપતપુરા, દેરોલી, ધાવટ.
**ડભોઇ**—અમરેશ્વર, કરણેટ, કુંવરવાડા, ગામડી, થુવાવી, નડા, નાના ફોફળીઆ, પારીખા, પુનીઆદ, મોટા હબીપુરા, વણાદરા વસાઇ.
**શિનોર**—અચીસરા, ટીંબરવા, તેરસા, ફોફળીઆ મોટા, ભેખડા, કણુજેઠા.
**સાવલી**—કડાચલા, બાલ પુ. સાવલી
**વાઘોડીઆ**—કાશીપુરા, ગણેશપુરા, પીપળીઆ
**સંખેડા**—હાંડોદ, ડેરમાળ, ભરવટા, સુરીઆ, પીઠા.
**તિલકવાડા**—કરનાળી (પુરવણી).
**દહેગામ**—કડવાડા, વડવાસા.
**આતરસુંબા**—દેવકરણના મુવાડા, સિહોરા, સદેસર.
**કડી**—કલ્યાણપુરા, જાસલપુર.
**કલોલ**—સોજા, મુબારકપુર,
**વિજાપુર**—વસાઇ, વિદ્યાર્થી વા. વસાઇ, વેડા, મહાદેવપુરા, રીદરોલ અંબોડ, તાતોસણુ, હરણાહોડા
**વિસનગર**—ગુંજા, ઉદલપુર, ખંડોરણુ, શુંશી, ચલોટા, બાકરપુર.
**મહેસાણા**—આમોસણ, વડરમા, સાંગણપુર
**ખેરાળુ**—ઉણાદ, વિઠોડા, કેંસીયા, કરશનપુરા
**સિદ્ધપુર**—કાકોસી, મામવાડા, રસુલપુર
**પાટણ**—ડોસ, ચારૂપ, ચંદ્રુમણા, કમલીવાડા
**ચાણસ્મા**—ખોમેલ, જાખાના, પલાસર, જીતોડા, અંબાલા, રૂપપુર, દાંતકોડી, સદુથળા, ફીંચાલ, મીઠાધરવા
**નવસારી**—પીનસાડ, પોપડા, સીમલગામ
**પલસાણા**—લીંગડ, વંઝોળીઆ
**કામરેજ**—આસ્તા, ધોરણપારડી, વેળંજા
**મહુવા**—કરચેલીઆ, ધોળીકુઇ
**માંગરોળ**—કોસાડી, નંદાવ, પીપોદરા, સ...
**અમરેલી**—બાબાપુર, રાજસ્થલી.
**ધારી**—ગોવીંદપુર, દલખાણીયા
**ખાંભા**—પીપલવા
**કોડીનાર**—આલીદર, પણાદર વેલણુ, અ...
**રતનપુર**—નવાગામ, શાહપુર
**ભીમકટા**—ભીમકટા (પુ.)
**ઓખામંડળ**—મ્રાસણવેલ

## યાદી નં. ૪ : સંખ્યા ૭૪

**વડોદરા**—રેવાદ, મહાપુરા, વીરોદ, મોતીઆપુરા,

**પાદરા**—ડબકા, મહમદપુરા, કોટણા, ગામેઠા.

**કરજણ**—શેપા, કહોણા.

**ડભોઇ**—અકોટા, જુની માંગરોલ, વડજ.

**શિનોર**—છાણભોઈ, નાના હબીપુરા, બીથળી, માલપુર.

**સાવલી**—ધનતેજ, રાણીઆ.

**સંખેડા**—ગુંડીચા, બોડેલી, ચંદ્રનગર, નંદપુર, ફ્રોફ્ટ.

**દહેગામ**—બહીએલ.

**કડી**—કુંડ, કૈયલ, લોર, ઢોરીઆ, નાની કડી.

**કલોલ**—પાનસર (પૂરવણી), સાંતેજ, શોભાસણ, નાસમેદ અઢાણા.

**વિસનગર**—બોકરવાડા.

**મહેસાણા**—નાગલપુર, દેલા, મીઠા, રૂપાલહરીપુરા.

**ખેરાળુ**—હસનપુર, શોભાસણ.

**સિદ્ધપુર**—ડાભી, સમોડા, સુણક, અમુદ, મેથાણ, મહિલા ઊંઝા.

**પાટણ**—માતપુર, પળી, મેસર, ડાભડી, વીસલવાસણા.

**ચાણસ્મા**—કનોડા, કાલરી, કેસણી.

**નવસારી**—મહુવર

**ગણદેવી**—તોરણગામ, માસા, વડસાંગલ

**પલસાણા**—એના

**કામરેજ**—કોસમાડા, જોખા

**મહુવા**—શેખપુર, મહુવરીઆ

**વ્યારા**—બેડચીત, મગરકુઇ

**અમરેલી**—જાળીઆ, માળીલા

**ધારી**—આંબરડી, વીરપુર, ખીચા

**ખાંભા**—વાંકીઆ

**કોડીનાર**—છાછર, સીંધાજ

---

## " ભારતમાં અંગ્રેજી રાજ્ય "ને
## મુંબઈ સરકારની મંજુરી

મુંબઈ ઇલાકાની ગુજરાતી પાઠય પુસ્તક સમિતિની ભલામણથી " ભારતમાં અંગ્રેજી રાજ્ય "ના બંને ભાગને એ પ્રાંતની માધ્યમિક શાળાઓના તેમ જ ટ્રેનિંગ સંસ્થાઓનાં શિક્ષકોપયોગી પુસ્તકાલયો માટે મંજૂર કરવામાં આવ્યું છે.

# આવતા માસની કાર્યદિશા

૧. શાળાઓમાં મોટે ભાગે પરીક્ષા થઇ ગઇ છે એટલે તેવા સ્થળના શિક્ષક-મંત્રી ભાઇઓ પોતાના પુસ્તકાલયનું દફ્તર તથા વર્ગીકરણ વ્યવસ્થિત બનાવે.

૨. ત્રિમાહી નિવેદનો હજી માત્ર ૩૩ ટકા પુસ્તકાલયોએ જ મોકલવાં શરૂ કર્યાં છે. માટે આવતી ત્રિમાહીનાં બધાં નિવેદનો જરૂર આવે તેવી વ્યવસ્થા જૂથ મંડળો સભા ભરીને કરે.

૩. મહાલમંડળોએ કરેલા ઠરાવોનો અમલ ગ્રામ પુસ્તકાલયો પાસે થાય તેવા પ્રયાસો આદરવા.

૪. શિષ્ટવાચનની પરીક્ષા તથા પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણ લેવા શિક્ષક ભાઇઓ રાજ્ય પુસ્તકાલય મંડળમાં પોતાનાં નામો નોંધાવે.

૫. તમે છાપેલી પાવતીઓ રાખી હિસાબ બરાબર રાખો છો ? ખામી હોય તો તરત દૂર કરો.

વડોદરા,
તા. ૭–૩–૪૦

ઉ. મો. પટેલ
મદદ૦ વ્યવસ્થાપક

સૂચના નં. ૩૪ સને-

# વિષય

## ફરતા પુસ્તકાલય શાખાનાં નવીન પુસ્તકો બાબત

સૂચના નં. ૫ તા. ૧૦-૮-૩૯ ના અનુસંધાનમાં જણાવવાનું કે, ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે ઑગસ્ટ ૧૯૩૯થી માહે સપ્ટેમ્બર ૧૯૩૯ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે.

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| શાહ રમણલાલ નાનાલાલ | હિન્દુસ્તાનની બાળવાર્તાઓ ? | ૧૯૩૫ |
| પરીખ પું. ભા. | ગીતાજ્ઞાન | ૧૯૩૬ |
| સંત યશવંત કેશર | લોકમાન્ય તિલક, એમની યાદદાસ્ત અને ખ્યાતિ | ૧૯૨૫ |
| નેને, વિ. પ્રા. | પ્રગતિ પંથે વડોદરા | ૧૯૩૯ |
| શાહ મો. મ. | શ્રી. પ્રતાપસિંહ મહારાજા ગાયકવાડ પરિચય તથા ભાષણો | ૧૯૩૯ |
| શાહ મૂ. પી. | રાસ કૌમુદી | ૧૯૩૮ |
| ,, | રાસપદ્મ | ૧૯૩૭ |
| ,, | ફૂલવેણી | ૧૯૩૬ |
| ,, | રાસનિકુંજ | ૧૯૩૪ |
| ,, | નિરંજના | ૧૯૩૮ |
| ,, | યુગદર્શન | ૧૯૩૯ |
| ભટ્ટ શંભુ શંભુ | બાળવિહાર | ૧૯૩૯ |
| દવે સો. પી. | બુદ્ધિવર્ધક મુખગણિત | ૧૯૩૬ |
| મહેતા હરિસુખગૌરી વામનરાવ | જ્ઞાન-વાટિકા | ૧૯૧૩ |
| ,, ,, ,, | ઋષ્યશૃંગ | ૧૯૧૩ |
| ,, ,, ,, | પુરાણની બાળબોધક વાર્તાઓ | ૧૯૩૧ |
| ,, ,, ,, | બોધકસંવાદો અને શ્રીકૃષ્ણચરિત્રો | ૧૯૩૧ |

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| મુનશી કનૈયાલાલ | થોડાંક રસદર્શનો | ૧૯૩૩ |
| ગાંધી મો. ક. | વ્યાપક ધર્મભાવના | ૧૯૩૭ |
| ત્રિવેદી ક. પ્રા. | ગુજરાતી ભાષાનું મધ્યવ્યાકરણ | ૧૯૩૬ |
| કુટમુટીઆ વિ. જે. | નિબંધમાળા | ૧૯૩૮ |
| કોઠારી એમ. સા. | ગદ્યસમુચ્ચય | ,, |
| દેસાઈ પ્રા. કિ. | ક્રમિક પાઠ્ય પુસ્તક પહેલું | ૧૯૩૭ |
| ,, | ,, બીજું | ૧૯૩૮ |
| પાઠક રા. વિ. | કાવ્યસમુચ્ચય | ૧૯૩૬ |
| સડાના કિશોરીલાલ | આપણું ઘર પૃથ્વી | ૧૯૩૯ |
| મહેતા ત્રિ. અં. | પદાર્થવિજ્ઞાન | ૧૯૩૭ |
| દેસાઈ ર. વ. | અંજની | ૧૯૩૯ |
| સોની રમણલાલ | પ્રભાતકિરણો | ૧૯૩૮ |
| ગાંધી ભોગીલાલ | ચરિત્રહીન | ૧૯૩૯ |
| ખબરદાર અ. ફ. | ભારતનો ટંકાર | ,, |
| કવિ નાનાલાલ દ. | સારથિ | ૧૯૩૮ |
| દેસાઈ ગાંડાભાઈ પ્રા. | કેળવણીની કળા | ૧૯૩૪ |
| રાયચુરા ગો. દા. | સોરઠી વીરાંગનાની વાર્તાઓ | ૧૯૩૭ |
| ,, | કુળદીપક | ૧૯૩૮ |
| ,, | દુહાની રમઝટ | ,, |
| ,, | સોરઠરાણી | ૧૯૩૫ |

| | | |
|---|---|---|
| કોઠારી કંકલભાઇ | બળવાખોર- પિતાની તસ્વીર | ૧૯૩૯ |
| વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | પ્ર. પ્રવૃત્તિ ભાષણો અને લેખો | ,, |
| શાહ સુ. વ. | અવંતીનાથ | ૧૯૩૯ |
| જોશી મા. ગો. | ગોદાન–પૂર્વાર્ધ | ૧૯૩૯ |
| આચાર્ય ગુણવંતરાય | દેશદીવાન | ૧૯૩૬ |
| શાહ ર. ના. | ગુ. બાળ ગ્રં. પુસ્તક ૧ લું | ૧૯૩૬ |
| ,, | ,, પુસ્તક ૨ જું | ૧૯૩૮ |
| ,, | ,, પુસ્તક ૩ જું | ૧૯૩૮ |
| ગાંડીવ સાહિત્ય મંદિર | બકોર પટેલ ભાગ ૧ થી ૧૨ | ૧૯૩૯ |
| પુરાણી અં. બા. | પૂર્ણયોગની ભૂમિકાઓ | ૧૯૩૭ |
| ધૂમકેતુ | પરાજય | ૧૯૩૯ |
| ,, | અજિતા | ૧૯૩૯ |
| શુકલ હ. બી. | હિંદનું ફેડરલ રાજ્યબંધારણ | ૧૯૩૯ |
| સ્નેહરશ્મિ | અર્ઘ્ય | ૧૯૩૫ |
| પાઠક રા. વિ. | શેષનાં કાવ્યો | ૧૯૩૮ |
| વ્યાસ ત્રિ. ગૌ. | નવાં ગીતો | ૧૯૩૪ |
| દેસાઇ, મ. બા. | સાંધ્યગીત | ૧૯૩૯ |
| વૉરા એન્ડ કું. | પ્રેમકથાઓ | ,, |
| શાહ ધી. ટો. | વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૮ | ૧૯૩૯ |
| ભટ્ટ વિ. મ. | પતન અને પ્રાયશ્ચિત્ત | ,, |
| પાઠક રામનારાયણ ના. | આવતી કાલ | ૧૯૩૭ |
| દર્શક | બંધન અને મુક્તિ | ૧૯૩૯ |
| ભટ્ટ મૂળશંકર મો. | મહાન મુસાફરો | ૧૯૩૮ |
| સોપાન | અંતરની વાતો | ૧૯૩૫ |
| પટેલ રા. મ. | ગાંધીજીની સાધના | ૧૯૩૯ |
| મશરૂવાળા કિ. ઘ. | કેળવણીના પાયા | ૧૯૩૯ |
| દેસાઇ મ. પ્ર. | આવતી કાલનો પુરુષ | ૧૯૩૯ |

| | | |
|---|---|---|
| પુરાણી અંબાલાલ | ગીતામર્મ | ૧૯૨૯ |
| જોશી ઉમાશંકર | વિશ્વશાંતિ | ૧૯૩૮ |
| મામાસાહેબ મુરલીધર | સહચરીની શોધમાં | ૧૯૩૯ |
| શાહ અમથાલાલ જી. | સુબોધ સંગ્રહ | ૧૯૩૬ |
| સોની રમણલાલ | રૂપાની ગાય | ૧૯૩૯ |
| ,, | બીખો ચોટ્ટો | ૧૯૩૯ |
| ભટ્ટ ચંદ્રભાઇ | ભઠ્ઠી | ૧૯૩૯ |
| ત્રિપાઠી એન. એમ. | ગદ્યપદ્યસંગ્રહ | ,, |
| દેસાઇ મહેન્દ્રકુમાર મો. | કુમારનાં કાવ્યો | ,, |
| જોશી ઉમાશંકર | ગંગોત્રી | ૧૯૩૮ |
| દ્વિવેદી મણિલાલ જ. | અમૂલ્ય તક | ૧૯૩૪ |
| ,, | હિંદની માર્ગોપદેશિકા | ૧૯૩૬ |
| ચોકસી રમણલાલ મો. | ગરવી ગુજરાત | ૧૯૩૯ |
| સસ્તુ સા. વ. કાર્યાલય | આર્યભિષક્ | સં. ૧૯૯૫ |
| ,, | વૈદક સંબંધી વિચારો | ,, |
| ,, | શ્રીભક્ત ચરિત્ર | ,, |
| પટેલ વિઠ્ઠલદાસ ધુ. | વીર દુર્ગાદાસ | ,, |
| સ. સા. વ. કાર્યાલય | સોનેરી સૂચનો અને સુવિચાર સામગ્રી | ,, |
| ,, | શ્રી માનસરામાયણ | ૧૯૯૪ |
| તુલસીદાસજી | તુલસીકૃત રામાયણ | ,, |
| શ્રી વાલ્મીકિ | રામાયણ | ,, |
| મહર્ષિ વેદવ્યાસપ્રણીત | શ્રીમદ્ભાગવત | ૧૯૯૩ |
| સસ્તુ સા. વ. કાર્યાલય | શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૧૯૯૩ |

વડોદરા
તા. ૫–૨–૪૦

એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪ સને ૧૯૩૯–૪૦

| અ. નંબર | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | क ૫૪૧૬/૬૨ | ૧૭–૧૧–૩૯ | મંગળસિંહ મોહોબતસિંહજી પરમાર, પાવર હાઉસ, જામનગર | શ્રીમદ્‌ભગવદ્‌ગીતા હરિગીતવૃત | કો. ૪ પ્રમાણે | ૧૯૯૫ | ૧૨° | ૬૪ | કાચી | ૦–૪–૦ |
| ૨ | क ૫૬૭/૫૧ | ૩૧–૧૨–૩૯ | અરવિંદ કા. આણંદ | પથિકનાં પત્રો ગુચ્છ ત્રીજો | અંબાલાલ પુરાણી અરવિંદ કાર્યાલય, આણંદ | ૧૯૩૯ | ૧૬° | ૧૮૪ | ,, | ૧–૦–૦ |
| ૩ | त ૨૫૯૯/૪૬ | ૨૭–૧–૪૦ | મૂળજી કાનજી ચાવડા વ્યવસ્થાપક શ્રી લક્ષ્મી પુસ્તકમાળા પોસ્ટ સીનુગરા, ( અંજાર-કચ્છ ) | નકશાકારક હુન્નરો ભાગ ૨ જો | કો. ૪ પ્રમાણે | ૧૯૩૮ | ૨૪° | ૨૫૭ | ,, | ૨–૦–૦ |
| ૪ | क ૬૧૮૭/૨૫ | ૨૦–૨–૪૦ | બ્રહ્મભટ્ટ વાઘજી મોતીલાલ ઠે. વાડી, મહમદ તળાવ ઉપર પ્રતાપરુદ્ર હનુમાન મંદિરના મકાનમાં, વડોદરા | ચંડીપાઠ | ,, | ૧૯૩૮ | ૨૪° | ૮ | ,, | ૦–૦–૬ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | क $\frac{५०३४}{६१}$ | ૨૨-૨-૪૦ | પટેલ ભાઈલાલભાઈ ભવાનભાઈ મુખ્ય શિક્ષક છાણુજોઈ, ગુ. શાળા તા. શિનોર | શિનોર તાલુકાની ભૂગોળ | કો. ૪ પ્રમાણે | ૧૯૩૯ | ૨૪° | ૪૧ | કાચી | ૦-૨-૦ |
| ૬ | क $\frac{३०५}{६८}$ | ,, | પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય, દાદી શેઠ અગીઆરી લેન આનંદભુવન, કાલબાદેવીરોડ, મુંબઈ ૨ | સ્વધર્માચરણ અર્થાત દેશોદ્ધાર | ગોરધનદાસ જમનાદાસ ઝવેરી, છતાબજાર, મથુરા, અને ગુરૂકુલ ચેમ્બર, ૪થે માળે, ઝવેરી બજાર, મુંબઈ ૨ | ,, | ૩૨ | ૬૬ | ,, | ૦-૧-૩ |
| ૭ | ज्ञ $\frac{१७७३६}{६८}$ | ૨૨-૨-૪૦ | કવિ રામજીભાઈ નાગરદાસ પ્રણામી, ઠે. છીપવાડ, મુ. વલસાડ જી. સુરત | મહર્ષિ સ્વામીશ્રી પ્રાણનાથજી યાને વિજયાભિનન્દન નિષ્કલંક બુદ્ધજીનું જીવનચરિત્ર | કો. ૪ પ્રમાણે | ૧૯૨૭ | ૧૨° | ૩૫૮ | ,, | ૦-૧-૦ |
| ૮ | क्ष $\frac{३२९५}{३०}$ | ૨૨-૨-૪૦ | મોતીભાઈ બહેચરભાઈ ઠાકોર મુ. હાલોલ પોસ્ટ બહીએલ, તા. દહેગામ | ક્ષત્રિયદર્પણ | ,, | ૧૯૯૫ | ૧૬° | ૮૬ | ,, | ૦-૪-૦ |
| ૯ | म $\frac{२९११}{६६}$ | ૨૧-૧-૪૦ | ખટાઉ વલ્લભજી જોશી, ૯ વેલેસ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ | મૃગતૃષ્ણા (નાટક) | ,, | ,, | ૧૬° | ૨૧૨ | ,, | ૧-૮-૦ |

વડોદરા,
તા. ૫ માર્ચ ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

ઉમેદવારોએ સાથે પોતાનો બિસ્તરો તથા જળપાત્ર અવશ્ય લેતા આવવાં જોઇશે. ગુજરાતી પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ, કર્તાઓની નામાવલિ, ૮૦૦૦ અને ૪૦૦૦ વર્ગીકૃત પુસ્તકોની નામાવલિ તથા અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો, ગુજરાતી સાહિત્યના માર્ગદર્શક એટલું સાહિત્ય પણ અવશ્ય લેતા આવવું જોઇશે.

વર્ગનો લાભ લેવાની ઇચ્છા રાખનારે પોતાના નામઠામ ને કસ્બા પુસ્તકાલયમાં પોતાના હોદ્દાના ઉલ્લેખ સાથે તારીખ ૩૧-૩-૪૦ સુધીમાં અત્રે લખી જણાવવું.

વડોદરા,
તા. ૫-૩-૧૯૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નંબર ૩૭ સને '૩૯-૪૦

# વિષય

## ત્રિમાહી નિવેદન

સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમની કલમ ૧૪-૧૫-૧૬-૧૭-૧૮ અન્વયે ત્રિમાહી નિવેદનો તમામ ગ્રામ્ય અને કસ્બા પુસ્તકાલયોએ મોકલવા માટે વ. હુ. નં. ૪ સને ૩૯-૪૦ તા. ૯-૧૦-૩૯ થી જણાવવામાં આવ્યું છે. ગણદેવી, ખેરાળુ, વિસનગર, ભાદરણ, પેટલાદ વગેરે મહાલ મંડળો મારફત અને કેટલેક સ્થળે જૂથમંડળો મારફત આ નિવેદનો આવેલાં છે. કેટલાંક પુસ્તકાલયોએ હજુ મોકલ્યાં નથી અને કેટલાકે ગેરસમજથી અપૂર્ણ હકીકત ભરી મોકલી છે.

આવેલાં નિવેદનો પરથી નીચે પ્રમાણે કુલ આંકડા મૂકવામાં આવ્યા છે. નિવેદનો બતાવે છે કે, પુસ્તકાલયોના મોટા ભાગના વાચકો શાળાના વિદ્યાર્થીઓ છે. હજુ ગ્રામ પુસ્તકાલયો પોતાની સ્થળસીમામાં રહેતાં મજુરીઆત અને ગરીબ સ્થિતિના લોકોને વાચનનો લાભ પૂરતા પ્રમાણમાં આપી શક્યાં નથી, એમ જણાય છે. આશા છે કે શાળા છોડી જનાર મજુરીઆત ગરીબ કોમના ભણેલા તમામ માણસોને વાચન પૂરું પડે તે પ્રયાસો ઉત્સાહથી શિક્ષકભાઇઓ અને યુવકો પુસ્તકાલયમાં રસ લેઇ કરશે એવી આશા છે.

ઉપરના વટહુકમમાં ઠરાવ્યા પ્રમાણે નમુનામાં હકીકત મોકલવા જણાવેલું છે, છતાં કસ્બા પુસ્તકાલયો તરફથી ખીલની સાથે જૂના નમુનામાં હકીકત ભરાઇ આવે છે એટલે પુસ્તકોની સંખ્યા અને ભણેલા અને ઊઠી ગયેલા વાચકોની હકીકત જુદી જુદી આવતી નથી. સબબ દરેક કસ્બા પુસ્તકાલયે નવીન નમુના પ્રમાણે નિવેદનો મોકલવા છતાં જૂના નમુનામાં હેવાલ મોકલવામાં આવે તો નમુના પ્રમાણેનાં કોષ્ટકો વધારી લઇ હકીકત ભરી મોકલવા તજવીજ કરવી.

તા. ૧-૯-૩૯ થી ૩૧-૧-૪૦ સુધીના આંકડા સામેના પત્રક પ્રમાણે.

## ત્રિમાસિક નિવેદન

| પ્રાન્ત | કુલ પુસ્તકાલયોની સંખ્યા | નિવેદન મોકલનાર પુસ્તકાલયોની સંખ્યા | પુસ્તકોની સંખ્યા | વાચકો | | | | કુલ | વંચાયેલાં પુસ્તકો | | | | કુલ | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | પુરુષ | સ્ત્રી | વિદ્યાર્થી | | | પુરુષ | સ્ત્રી | વિદ્યાર્થી | | | |
| | | | | | | ભણતા | ઉઠી ગયેલા | | | | ભણતાં | ઉઠી ગયેલાં | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| વડોદરા પ્રાન્ત | ૪૮૮ | ૧૭૯ | ૧૯૯૧૨૨ | ૯૪૩૯ | ૨૦૯૦ | ૬૧૧૧ | ૧૩૫૭ | ૧૮૯૯૭ | ૪૨૯૩૮ | ૭૬૬૦ | ૨૮૩૩૭ | ૫૧૩૦ | ૮૪૦૬૫ | |
| મહેસાણા પ્રાન્ત | ૪૪૫ | ૧૩૪ | ૧૫૦૨૬૦ | ૯૫૮૮ | ૧૩૧૯ | ૫૪૩૩ | ૧૬૮૧ | ૧૮૦૨૧ | ૨૪૨૦૭ | ૫૬૪૭ | ૧૩૩૫૬ | ૩૫૮૯ | ૪૬૭૯૯ | |
| નવસારી પ્રાન્ત | ૧૯૩ | ૫૪ | ૧૦૭૪૪૭ | ૩૦૩૨ | ૧૧૨૪ | ૨૮૪૪ | ૪૫૩ | ૭૮૫૩ | ૧૨૯૪૪ | ૭૩૧૯ | ૧૧૯૫૧ | ૧૧૫૨ | ૩૩૩૬૭ | |
| અમરેલી પ્રાન્ત | ૧૨૦ | ૪૧ | ૬૨૩૫૧ | ૧૫૧૧ | ૫૦૧ | ૧૮૯૫ | ૪૮૮ | ૪૩૯૫ | ૯૫૧૧ | ૨૩૩૩ | ૧૮૧૫૪ | ૩૫૦૬ | ૩૩૫૬૪ | |
| કુલ | ૧૨૪૬ | ૪૦૮ | ૫૧૯૧૮૦ | ૨૩૫૭૦ | ૫૪૩૪ | ૧૬૨૮૩ | ૩૯૭૯ | ૪૯૨૬૬ | ૮૯૬૬૦ | ૨૨૯૫૯ | ૭૧૭૯૯ | ૧૩૩૭૭ | ૧૯૭૭૯૫ | |

ટીપઃ—ગ્રામ પુસ્તકાલયો તેમજ કસ્બા પુસ્તકાલયોએ પોતાનાં ત્રિમાહી નિવેદનો મોકલતી વખતે પ્રથમ પાછલી ત્રિમાહીના આંકડા બતાવી ચાલુ ત્રિમાહીના આંકડા દાખલ કરી કુલ એકંદર આંકડા બતાવવાના છે. આ હકીકત ઇશ્યુબુકમાં તેમજ વાચક રજીસ્ટરમાં તેજ પ્રમાણે દર ત્રણ માસે નોંધવાની છે. અને તેનો ઉતારો મોકલવાનો છે. અને પુસ્તકાલયનાં પુસ્તકોની સંખ્યા જનરલ રજીસ્ટર પરથી બતાવવાની છે, તે માટે અગે ઉપરના નમુનામાં ઘટિત ફેરફાર કરી મૂકયો છે. આ નિવેદનોમાં પદ્ધતસર હકીકત નહિ હોવાથી પહેલી બાબતોની હકીકત ન મૂકતાં છેવટનું કુલ જે આવ્યું છે તે જ મૂકયું છે. વળી ગ્રામ પુસ્તકાલયોનાં ત્રિમાહી નિવેદનો જૂથ મંડળે પોતે એકુણાત કરી એક જ નિવેદન મહાલ પુસ્તકાલય તરફ મોકલવાનું છે.

ઉ. મો. પટેલ
મદદ-વ્યવસ્થાપક.

## સૂચના નંબર ૩૮ સને ૧૯૩૯–૪૦

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | નવસર્જન | માસિક | ૧–૮–૦ | નવસર્જન કાર્યાલય, દરિયાપુર, વાડીગામ અમદાવાદ. |
| ૨ | વીણા | હિંદી માસિક | ૪–૦–૦ | વીણા કાર્યાલય, તુકોગંજ, ઇંદોર. |

વડોદરા
તા. ૬ માર્ચ ૧૯૪૦ } પું. વિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૩૯ સને ૧૯૩૯–૪૦

## વિષય

### કસ્બા પુસ્તકાલયોની પુસ્તક પસંદગી

હજુર હુકમ અન્વયે કસ્બા પુસ્તકાલયોમાં પુસ્તકો ખરીદતા અગાઉ પુસ્તકો ખાતામાં મંજૂર કરાવી લેવા ઠરેલું છે. કેટલાંક કસ્બા પુસ્તકાલયો તરફથી આ પ્રમાણે થતું નહિ હોવાથી આ સૂચના સર્વ કસ્બા પુસ્તકાલયોની જાણ માટે ફરી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

પુસ્તકો પસંદ કરવાની આ આંટમાં કસ્બા પુસ્તકાલયોની પુસ્તક પસંદ કરનારી સમિતિને કોઇ રીતે અડચણમાં મૂકવાનો હેતુ નથી. પરંતુ તેમાં માર્ગદર્શન કરવાનો છે. કે. શ્રીમંત મહારાજા સાહેબે કેટલાંક પુસ્તકાલયોની મુલાકાત વખતે તેમાં ઉચ્ચ પ્રતિનાં પુસ્તકો નહિ જોવાના કારણે આ હુકમ કરેલો છે. કસ્બા પુસ્તકાલયોને દેશી તેમજ અંગ્રેજી ભાષામાં પુસ્તકો ખરીદવા માટે સુગમતા પડે એ હેતુથી એક માર્ગદર્શક યાદી પુસ્તકાલય ખાતાએ માહે જાન્યુઆરીમાં પ્રસિદ્ધ કરી તમામ કસ્બા પુસ્તકાલયોને પૂરી પાડી છે. આ યાદીમાં અંગ્રેજી પ્રકાશનો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. આશા છે કે કસ્બા પુસ્તકાલયો પોતાનાં પુસ્તકો પસંદ કરતી વખતે આ યાદીઓ ખાસ જોઇ દેશવિદેશના પ્રશ્નો ચર્ચતાં અંગ્રેજી પુસ્તકોને પણ પોતાના પુસ્તકાલયમાં અંદાજના પ્રમાણમાં સ્થાન આપશે.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

વડોદરા,
તા. ૬–૩–૪૦ }

## સૂચના નં. ૪૦ સને ૧૯૩૯–૪૦

## વિષય

### મદદ આપનારને અગર ઇતર રીતે પુસ્તકાલયને મળતી લોકમદદ માટે પાવતી આપવા બાબત

અમારી તપાસણીમાં કેટલાંક પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી મદદ આપનારા ઇસમોને પાવતી આપવામાં આવતી નથી એમ જણાયું છે અને તેના પરિણામે લોકમદદ કેટલી ઊભી થઇ તે જાણવા સાધન રહેતું નથી અને લોકોને પણ પુસ્તકાલયનાં નાણાં સંબંધે શંકા રહે છે. રા. મહાલ શાળાધિકારી સાહેબો પણ આ બાબત વખતોવખત તપાસણીમાં જોતા રહે એ ખાસ આવશ્યક હોઇ આથી સૂચવવામાં આવે છે કે રા. મહાલ શાળાધિકારી સાહેબોએ ગામડાંનાં પુસ્તકાલયોમાં છાપેલી પહોંચબુક રખાવી તેની મેળવણી રોજમેળ સાથે વર્ષમાં એક વખત અવશ્ય કરવી. સેન્ટરના મુખ્ય શિક્ષકે દફતર તપાસણીમાં આ બાબતમાં ખામીઓ જણાય તો રા. મહાલ શાળાધિકારી સા. ને નિકાલ માટે રજૂ કરવા તજવીજ કરવી.

જે પુસ્તકાલયમાં આ સૂચના પ્રસિદ્ધ થયા પછીથી છાપેલી પહોંચબુક રાખવામાં નહિ આવે અને હિસાબની ગફલત થએલી જોવામાં આવશે તો તે બાબતની જવાબદારી સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષક તેમ જ રા. મહાલ શાળાધિકારી સાહેબની રહેશે. સબબ આ બાબતમાં પોતાની સ્થળ હકુમતનાં પુસ્તકાલયોમાં આ સૂચનાનો અમલ થવા ઘટિત તજવીજ કરવી.

સદરહુ સૂચના લાગતા વળગતાઓની જાણ માટે "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરવી.

વડોદરા,
તા. ૫–૩–૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નંબર ૪૧ સને ૧૯૩૯–૪૦

## વિષય

### વાર્ષિક નિવેદનમાં વસ્તીના આંકડા ભરવા બાબત

પુસ્તકાલયના વાર્ષિક નિવેદનમાં વસ્તીના આંકડાઓ જે વર્ષે રાજ્ય તરફથી વસ્તીગણત્રી કરવામાં આવે છે તે જ વસ્તીના આંકડા મૂકવામાં આવે છે. એ ખરું જોતાં વાસ્તવિક નથી. દર વર્ષે જન્મમરણના પ્રમાણને લીધે વસ્તીમાં વધઘટ થયાં કરે છે. આ જન્મમરણના આંકડા ગામના પટેલ પાસે રહે છે. તો પુસ્તકાલયના મંત્રીઓએ હવેથી દર વર્ષે જન્મમરણના આંકડા પટેલ પાસેથી રૂબરૂ જઇ મેળવી લાવી તે પ્રમાણે વાર્ષિક નિવેદનમાં વસ્તીની વધઘટ પુરુષ અને સ્ત્રીમાં જુદી જુદી બતાવવી, જેથી વસ્તીનો અંદાજી ખરો આંકડો દર વર્ષે મળી શકે.

વડોદરા,
તા. ૫–૩–૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

ભાષાને માથે અંગ્રેજી કલગીઓ ફરકી રહીઃ પોષાકને માથે પરાઇ છાયાઓ ઘેરાઇ વળીઃ પરકીય ફેશન પ્યારી બનીઃ સોનું હતું તે કથીર લાગ્યું ને સોનેરી ઢોળવાળું કથીર કંચન તરીકે પ્રચલિત થયું.

## આધુનિકતાની ઝંખના

અંગ્રેજીમાં સાહિત્ય એટલે અદ્‌ભુત સાહિત્ય! બંગાળની કલા એટલે અદ્‌ભુત કલા! મહારાષ્ટ્રનું સંગીત એટલે અદ્‌ભુત સંગીત! પાવલોવા એટલે અદ્‌ભુત સુંદરી, પોલ મુની એટલે પણ એક અદ્‌ભુત આદમી–આવી આવી તો કેટલીય 'અદ્‌ભુતતાઓ' ગુજરાતમાં આવી પડી!

જરાક જ્ઞાન ઊગ્યું ને આખેઆખા, આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જ રોકાઇ ગયાઃ પૈસો આવ્યો ને પરદેશના પ્રવાસે દોડી ગયાઃ આલીશાન ઇમારતો રચી તો સહરાના સપાટ પ્રદેશસમી લુખ્ખી, સુક્કી, અર્થહીન અને આત્મારહિત દિવાલોવાળાં ભવ્ય ખોખાંઓ જ ઊભાં કર્યાંઃ એ ઇમારતોમાં ચિત્રો ટાંગ્યાં તો શાંતિનિકેતનથી પારીસ સુધીના કલાકારોના ભાવ પૂછવાને તલસી રહ્યાઃ અને દીવાનખાનાંઓનાં રાચરચીલાં ગોઠવ્યાં તો, એ રાચરચીલાંમાંયે, આધુનિકતા માગવાને જ ઝંખી રહ્યા.

## રેડીઓના જમાનામાં

સરહદો ખુલ્લી હતી ને પુરાણું ગુજરાત ખોવાઇ ગયું.

રખે માનતા કે રૂઢિવાદના ધજાગરાઓ જ ફરકાવી રહ્યો છું!

સૌ જાણીએ છીએ કે રેડીઓનો યુગ આવી પડયો છે. સૌને ખબર છે કે થોડાક વરસોમાં તો, 'ટેલીવીઝન' પણ જૂનું થશે. આકાશના તારાઓ પૃથ્વી પર ઉતારવાના અને ધરતીનાં ચોસલાંઓ આભની અટારીએ જડવાના અતુલ પુરુષાર્થમાં રોકાઇ રહેલી દુનિયામાં સરહદો સમાલવાનું કામ સહેલું નથી.

ખબર છે કે, સરહદોની તકરારોએ દુનિયાને પાયમાલ કરી છે. અને એ પણ ખબર છે કે, વાડાઓ બાંધીને બેસી ગયેલા મહાનુભાવો પણ ધરતીની ધૂળમાં જ મેળવાઇ ગયા છે, જગતની કેટલીય સરહદોની આસપાસ ખૂનનાં ખાબોચીઆંઓ છલકી રહ્યાં છે–એટલા માટે કે, સરહદની રક્ષાનું કામ સમાજે કે સરકારે પોતાની વચ્ચેના કોઇ કલાધર હાથને સોંપ્યું નથી.

## સરહદ એટલે...

સરહદનું નામ પડે છે ને સિપાઇગીરીનું વાતાવરણ સરજાઇ રહે છે. સરહદની કલ્પના આવે છે ને 'દાખલ થવાની મનાઇ છે'નાં કૂબડાં પાટીઆંઓનું બેપાની વાતાવરણ આપણી કલ્પનાસૃષ્ટિને ગુંગળાવી રહે છે. સરહદ એટલે તોપ, સરહદ એટલે તલવાર, સરહદ એટલે બખેડા...અને સરહદ એટલે અંધકાર અને અપરાધ એવી જ કોઇ જરીપુરાણી માન્યતાઓ-ઓમાં વિશ્વબંધુત્વની ફિલસૂફીવાળા આપણા ઘણાક મહાનુભાવો જકડાઇ રહ્યા છે.

પણ સરહદની રચના કેવળ સિપાઇગીરીમાં જ કેન્દ્રિત નથી. અને સરહદના સવાલને માત્ર નકશા સાથે જ સંબંધ નથી.

આદર્શ દુનિયાની આદર્શ સરહદ પર કેવળ જમીનની રેખાઓના જ નહિ પણ એ જમીન પર વસનારા માનવીઓના આત્માનાં બિન્દુઓના ચોકિયાતો પણ વસતા હશે.

## —ત્યારે અદૃશ્ય હશે

જગતની સરહદો જ્યારે સાચેસાચીજ રક્ષિત હશે ત્યારે આંતરરાજકીય સંસ્કૃતિઓની અવરજવર, દેશી અને વિદેશી સંસ્કારોનું હલનચલન ને પ્રાંતીય બની પ્રાંતીય કલા અને પ્રાંતીય સાહિત્યનો મેળ આજના કરતાં વધુ પ્રાણવાન, વધુ સુસંગત અને વધુ ફળદ્રૂપ હશે. સંસ્કૃતિના ઝંડાધારીઓમાંથી આક્રમણનું હાર્દ જ્યારે ગેરહાજર હશે અને સાહિત્ય અને કલાના ઉપાસકોનો અહંભાવ ત્યારે કેવળ અદૃશ્ય હશે.

અને સરહદો એ કેવળ માનવીઓની જ રચના નથી. પહાડો ઊભા કરીને કુદરતે સરહદોની રચનાઓ કરી છે; સરિતાઓ વહાવીને કુદરતે ધરતીની નૈસર્ગિક રેખાઓની આંકણી કરી છે. ધરતીના પ્રદેશોને ચોકકસ પ્રકારની ફળદ્રૂપતા બક્ષીને સંસારની વિલક્ષણતાઓમાં અવનવાં આકર્ષણો પ્રેરવાને કુદરતે કારસો રચ્યો છે, રૂપ અને રંગની ખેરાત દ્વારા પોતાની માયા નિસર્ગે સંપૂર્ણ કરી છે.

## સંસ્કૃતિ ને સંસ્કાર

જેટલાં મનવકુળ એટલીજ એ માનવકુળોની વિશિષ્ટ તાસીર, પ્રજાઓ એટલા જ સંસ્કારો ને એટલી જ સંસ્કૃતિઓ. અનેકરૂપે વિલસતી કુદરત માગે છે કે, તેનાં વિપુલ રૂપો અખંડિત કાયમ રહે, એક દુનિયા રોજ અવતાર ધરે છે ને રોજ ને રોજ એક દુનિયા પર મોતનો હાથ ફેરવાય રહે છે. મુસાફરો આવે છે ને મુસાફરો ચાલ્યા જાય છે. પણ જગતની ધર્મશાળાની આલેશાન ઇમારતનો આત્મા ખેવના કરે છે કે, તેના તમામે તમામ ખંડોની તાસીર, તેની સંસ્કૃતિ અને તેના સંસ્કારો તો છે તેવાજ કાયમ રહે.

છતાંય, કેટલાય અદ્દભુત વારસાઓ પણ દુનિયામાં જળવાયા નથી, કેટલીક ભવ્ય સંસ્કૃતિઓ પણ સચવાય નથી અને કેટલાક ઉદાત્ત સંસ્કારો પણ અખંડિત પોષાયા નથી; કારણ કે, કાં તો જગતની સરહદોના ચોકિયાતોએ પોતાનો ધર્મ બરોબર પાળ્યો નથી, અથવા તો, આખા જગતની એકવાક્યતાની કોઇક અવળી ધૂનમાં ચડેલા સમાજે પોતાની સરહદો પર યથાયોગ્ય પહેરાઓ ખોડયા જ નથી.

સાંસ્કારિક વ્યક્તિ તરીકેનું મોત ગુજરાતને જોઇતું નથી. જગતની અનેક અદ્દભુતતાઓમાંની એક અદ્દભુતતા એક દિવસે ગુજરાતમાં જીવતી હતી.

## ગૌરવભર્યું ગુજરાત

૮૪ ચૌટાના અણહીલપુર પાટણવાળું ગુજરાત, એકલા સિદ્દરાજને હાથે જ બંધાવેલા દશહજાર પ્રાસાદો, એતિરહજાર ધર્મશાળાઓ, સવાલાખ પરબો ને આઠહજાર તપસ્વીની મઠીઓવાળું ગુજરાત, બારોટોએ ગાયેલા છત્રીસ ગઢવાળું ગુજરાત; માનાસખી રૂપસુંદરીઓને નામે બંધાયલા માનસર ને મોતીઆ નામના વફાદાર કૂતરાને નામે બંધાયલા મોતીસર જેવાં તળાવોવાળું ગુજરાત; એક તેતરને કારણે જંગ ખેલનારા પરમારોનું ગુજરાત, સિદ્ધરાજ સમા ભડવીરો સામે પોતાનું અજેય 'સત' સાબીત કરતી રાણકનું ગુજરાત; સહસ્રલિંગ અને રુદ્રમહાલયનું ગુજરાત; અલ્પ સરોવર ને ઇલાપુરના કિલ્લાનું ગુજરાત; 'નીલમ' અને 'માણેક'ની તોપવાળું ગુજરાત; પીરાણાના રોજાવાળું ગુજરાત; સતીઓની

# વિજ્ઞાનયુગમાં ખોરાક ને પીણાં

વૈજ્ઞાનિકો છેલ્લાં વીસ–પચીસ વર્ષોથી મનુષ્યજીવનમાં ખોરાક સંબંધી વાદવિવાદ કરી રહ્યા છે. ઓગણીસમી સદીની શરૂઆત સુધી ભાગ્યેજ લોકો 'સારો' અથવા 'નરસો' એવા ભેદ કરતા હતા. શારીરિક ઘટના ચાલુ રહે એટલાજ માટે ખોરાકની જરૂરીઆત છે એમ તે વખતમાં લોકોની માન્યતા હતી. શારીરિક અવયવોની ખીલવણી માટે બીજા અવયવો કરતાં મગજની મહત્તા સૌથી વધારે છે એ જ્યારથી જાણવામાં આવ્યું છે ત્યારથી ખોરાકનો પ્રશ્ન અતિ કૂટ અને જટિલ થઈ પડયો છે.

'હું કેવો ખોરાક લઉં કે જેથી મારામાં સારી શક્તિ આવે' એ પ્રશ્ન હવે સાધારણ થઇ પડયો છે. સ્ત્રી અને પુરુષો હવે સારી રીતે સમજતાં થઈ ગયાં છે કે જઠરને વધુ તસ્દી આપવાથી બીજી શારીરિક શક્તિઓનો વ્યય થશે. પહેલાંના વખતમાં ખોરાકથી શારીરિક બંધારણ સારૂં રહે એ વિચારથી જ લોકો ખોરાક લેતા હતાં; પણ અત્યારે કેળવણીના પ્રચાર સાથે સાધારણ માણસ પણ એમ સમજતો થઈ ગયો છે કે ખોરાકથી શારીરિક બંધારણ સારૂં થાય છે, એટલું જ નહિ પણ તેથી વધારે સારૂં બંધારણ મગજનું અને તેને લગતા બીજા અવયવોનું થાય છે.

હાલની વૈજ્ઞાનિક શોધખોળોને અંતે એમ માલૂમ પડયું છે કે શારીરિક હિલચાલ તથા તેને કાબૂમાં રાખનાર અતિ સૂક્ષ્મ રાસાયણિક પદાર્થો (Hormones) છે. વીટામીન અને તેની શોધખોળ તે આ રાસાયણિક સૂક્ષ્મ પદાર્થો આપણા શરીરમાં છે તેની પ્રસ્તાવનારૂપે છે. દાખલા તરીકે આયોડીન એ આપણા શરીરમાં એવો પદાર્થ છે, કે જે બીજાં દ્રવ્યો જોડે મળી આપણા શારીરિક યંત્રમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. તેવીજ રીતે ચુનો, લોઢું અને બીજા પદાર્થો માટે છે. ખોરાકનું પરિવર્તન હજુ કેટલું થશે તે છેલ્લાં થોડાં વર્ષના અનુભવ ઉપરથી કહી શકાય તેમ નથી.

ઘ્રાણેન્દ્રિય અને ખોરાકને સંબંધ છે? એક મિઠાઈની દુકાનમાં કામ કરનાર માણસને તે મિઠાઇઓ પ્રત્યે ભાગ્યેજ પ્રીતિ હોય છે. જે ખોરાક ખાવા માટે છોકરાંને દબાણ કરવામાં આવે છે તે ખોરાક ખાતાં તેઓ ઘણો અણગમો બતાવે છે. જ્યારે ભૂખ લાગે છે અથવા મનગમતી વસ્તુઓ જોવામાં આવે છે ત્યારે આપણા મોંમાં એકાએક પાણી આવી જાય છે. જે ખોરાક આપણને સામાન્યતઃ અપચો કરતો હોય તેવો જ ખોરાક એક મિત્રમંડળની વચ્ચે કે ખુશમિજાજમાં લેવામાં આવ્યો હોય તો તે ક્યાં ગયો અને કેવી રીતે પાચન થઇ ગયો તેની ખબર પણ પડતી નથી, એટલું જ નહિ પણ આવા સંજોગોમાં સામાન્ય રીતે આપણે ખોરાક લેતા હોઇએ તેના કરતાં લગભગ દોઢો કે બમણો લઇએ છીએ, એ એક સામાન્ય અનુભવની વાત છે. આ અને બીજા એવા અનેક અનુભવો ઉપરથી આપણને એમ લાગશે કે આપણું મન અને પાચનશક્તિ તથા તેને લગતા અવયવો વચ્ચે કંઈ નિકટનો સંબંધ જરૂર હોવો જોઇએ.

આવા અનુભવ ઉપરથી એમ ચોક્કસ થાય છે કે આપણું મન તેને લગતા ખોરાકથી બનેલું છે. જેવી રીતે દેશ જુદા તેવી રીતે દેશના ખોરાક પણ જુદા, અને માનસ પણ જુદાં. ક્યા ખોરાકથી શરીર અને ખાસ કરીને મગજનો સર્વદેશીય વિકાસ થશે તે ભવિષ્યના વૈજ્ઞા-

નિક માટે ખાસ અભ્યાસનો પ્રશ્ન થઈ પડશે. જ્યારે આ પ્રશ્નનો ઉકેલ આવશે ત્યારે પોતાનાં છોકરાંને કેવી રીતના ખોરાક આપવા કે જેથી તેઓનાં માનસ અમુક જ બાબતમાં સારી રીતે કેળવાય, તે લોકો સમજી શકશે. ખોરાકની ફેરબદલીથી એક આદર્શ હિન્દુ મટીને એક અંગ્રેજ અથવા જાપાનીસ થાય છે, એમ વૈજ્ઞાનિકોના અમુક અંશે દાવો છે.

જેમ જેમ આપણામાં ખોરાક સંબંધી સર્વદેશીય જ્ઞાનનો પ્રચાર થશે, તેમ તેમ તેન સ્વાદ અને સુગંધી માટે આપણે જે અત્યારે આનાકાની કરીએ છીએ તે ઓછી થઇ જશે અત્યારે તો આપણે ખોરાકમાં રહેલાં તત્ત્વો જોવા સિવાય તેમાં રહેલા સ્વાદ તથા સુગંધ માટે પડાપડી કરીએ છીએ, જે સૂચવે છે કે આપણે હજુ સુધી આ બાબતમાં આગળ વધ્યા નથી. જે માણસને શારીરિક પરિશ્રમ ઓછો કરવો પડતો હોય તો તેનો ખોરાક પણ ઓછા પ્રમાણમાં હોય છે. થોડો, સાદો અને સાત્વિક ખોરાક એ ખાસ અગત્યની બાબતો છે. સામાન્યતઃ અત્યારે આપણને ખોરાકની ઘણી ચીજો જોઇને અણગમો થાય છે; પહેલાંના વખતમાં આ અણગમો કદાચ થોડો હશે. આમ કરતાં કરતાં છેવટે આપણે દિવસમાં એક જ વાર અલ્પાહાર અને થોડાં સાત્વિક અને રાસાયણિક પીણાં ઉપર આવી જઇએ તો તે શંકાસ્પદ નથી. જેમ જેમ જમાનો જાય છે, તેમ તેમ વર્ષો કઠણ અને નબળાં આવે છે અને કોઇ વાર એવો પ્રસંગ આવી જશે કે બધાંને અમુક ઔંસમાં જ ખોરાક લેવાની ફરજ પડે ! વિજ્ઞાનની અત્યારની પ્રવૃત્તિ તથા તેની હકુમત જોતાં આપણને એમ લાગે છે કે આવો ખોરાક પણ ઘણો શ્રેષ્ઠ હશે ! આ જમાનાનો માણસ તેના પૂર્વજો કરતાં સામાન્યતઃ તેટલા જ વખતમાં બમણું કે તેથી વધારે કામ કરી શકે છે તે સાબીત કરી શકાય તેમ છે. ભવિષ્યમાં કોણ જાણે એવો વખત આવશે કે સેકન્ડના વિભાગો પાડી તેની હિસાબસર ગણતરી કરવામાં આવશે. પરંતુ આ બાબત ટેવ અને સંજોગો પર આધાર રાખે છે. દાખલા તરીકે સામાન્ય માણસને પાંચ મિનિટનો હિસાબ થોડો હોય; પણ એક ધંધાદારી વખત રાખનાર માણસને ઘડીનો દશમો ભાગ પણ અતિ વિસ્તૃત સમય છે. થોડા સૈકા પહેલાંના વખત આપવાના રીતરિવાજો આપણે જોઇશું તો " ભાઇ પુનમને દિવસે આવજો " એમ કહેતા; અત્યારે આપણે વખત આપતા કહીએ-છીએ કે અમુક દિવસે એટલે કે ગુરુવારે ૩.૧૫ મિનિટની મુલાકાત થશે. આપણાં પછી લગભગ એક બે સૈકા પછી ખોરાક લેતાં કેટલીક મિનિટ થઇ તેનો પણ ચોક્કસ રીતે વિચાર કરી જેમ બને તેમ જલદી લેવાય અને ઓછામાં ઓછો વખત જાય તેવા ઉપાયો શોધાશે.

અત્યારે ખોરાકની ચીજોની મહત્તા પૂરતા પ્રમાણમાં જાહેર થતી નથી, એ એક કમનસીબ ઘટના છે. ખોરાકમાંથી આવેલી મઝા સંબંધી વાતો કરવામાં આપણે જે રસ લેતા તેના કરતાં વધારે રસ આપણે દરેક કોળીઆમાં કેટલા વીટામીન લઇએ છીએ તેમાં રસ લેતા થયા છીએ. આમ છતાં ખોરાકનો પ્રશ્ન અને તેને લગતો અભ્યાસ એ એક હોશીઆર રસોઇઆઓએ કરવાનો છે, સિવાય કે એક સામાન્ય માણસ તેમાં ખૂબ ઊંડો રસ ધરાવતો હોય. જેવી રીતે એક તબિબી વિદ્યા જાણનાર માણસને એક સામાન્ય અને નાનામાં નાનો રોગ પણ એક ઊંડા અભ્યાસનો પ્રશ્ન થઇ પડે છે, તેટલી જ કિંમત જ્યારે આપણા ધંધાદારી રસોઇઆઓ અને બહેનો સમજતાં થશે ત્યારે આપણે ખોરાકના પ્રશ્નની બરાબર કિંમત કરી કહેવાય.

અત્યારની આપણી વૈજ્ઞાનિક શોધખોળોએ ઘ્રાણેન્દ્રિય અને સ્વાદેન્દ્રિયને સંતોષવા માટે કંઈ પણ કર્યું નથી એ એક વિચિત્ર ઘટના છે. ચાહ કોફી આલકોહોલ, તમાકુ વગેરેમાંથી નીકળતાં સત્વો એ હજુ પણ આપણા સામાન્ય વપરાશની દવાઓ છે. આને બદલે બીજી કોઈ એવી સારી દવાઓ હોવી જોઈએ કે જેને બરાબર શુદ્ધ અને જંતુ રહિત કરી લેવાથી આપણા શરીરને કોઈપણ રીતે નુકસાન ન થતાં કેવળ ફાયદો જ થાય. તમાકુ આપણી અમુક ઇન્દ્રિયોને સંતોષે છે, પણ સાથે સાથે ફેફસાં તથા હૃદયને નુકસાન કરે છે; આમ ન થવું જોઈએ.

એક બાજુ આપણે જોઈએ છીએ કે ચાહ એ એક ખૂબ અને સામાન્ય વપરાશની વસ્તુ છે અને કેટલાક તેમાં જ રચ્યાપચ્યા રહે છે, જ્યારે બીજી બાજુ આપણે જેમને "સારા" કહીએ છીએ તે કેવળ દવાઓ જ લીધા કરે છે. આ બાબતની ગણતરીથી એમ સમજાય છે કે આધુનિક દુનિયાનું માનસ કેવળ નિરાશામય થતું જણાય છે, અને એમ માનવાને કારણ મળે છે કે "દારૂબંધી" જેને માટે અમેરિકનો અને હિન્દીઓ આજ વર્ષો થયાં આતુરતાભરી નિગાહે જોઈ રહ્યા છે, તેને માટે વૈજ્ઞાનિક દુનિયા મોરચા માંડશે!

દિવસે દિવસે આ દુનિયાના વધતા જતા વ્યવહારને પહોંચી વળવા આપણા મગજને આપણે ઘણું શ્રમિત કરવું પડે છે. એટલે જ નશાબાજ પીણાં એ એક ભયંકર વસ્તુ છે. આજથી બસો વરસ પહેલાં એક નશાથી ચકચૂર બનેલો માણસ પોતાની જાત તથા કુટુંબ સિવાય બીજાને થોડી ઇજા કરતો; પણ આજે તેજ માણસ એક મોટર હાંકે તો કેટલાયે નિર્દોષ શહેરીઓના ઘાણ કાઢે અથવા તો એક રિવોલ્વર લઈને ન કલ્પાય તેવું નુકસાન કરી બેસે! જેમ જેમ આ દુનિયા વધુ અને વધુ યંત્રમય બનતી જશે, તેમ તેમ મદ્યાર્ક પીણાં લેવાં એ એક ભયંકર ગુન્હો બનશે.

ડૉક્ટરો કહે છે કે જરા આલકોહોલ લેવાથી અમુક શારીરિક ફરિયાદ દૂર થશે. આ વાત કદાચ ખરી હોય તોપણ કોઈ એક કંજુસ માણસ પોતાના જરા પણ ફાયદાથી બીજાને કેટલું નુકસાન થાય તે જોતો નથી, તેના જેવું જ જરાપણ આલ્કોહોલ અથવા મદ્યાર્ક પીણું લેવાથી થાય છે. આપણા ધારાશાસ્ત્રીઓ કાયદા ઘડે છે કે ભયંકર હથિયારો લઈને ફરવા માટે પરવાનો જોઈએ, કારણ કે તે તો સારા માણસના હાથમાં જ સારી રીતે વપરાય છે. બાકીના તેનો દુરોપયોગ કરશે! દારૂને માટે કાંઈ પણ કાયદો નથી. હરકોઈ ગુન્હાશાસ્ત્રી કબૂલ કરશે કે દારૂ પીવો અને ગુન્હો કરવો એ નિર્વિવાદ બાબત છે. દારૂ પીવાથી સાધારણ અને કૃત્રિમ રીતે મગજ ઉત્તેજિત બને છે, પણ તેની પાછળની અસર ઘણી જ ખતરનાક હોઈ મગજના અવયવને તે શિથિલ કરી મૂકે છે. અમેરિકામાં લોકો આ પ્રશ્ન સારી રીતે સમજી ગયા છે, છતાં આ ધંધામાં આવકનો એટલો બધો લાભ છે કે કરોડોનો ધુમાડો ફક્ત તેની પાછળની જાહેરાત માટે જ થાય છે.

મનુષ્યજીવનમાં ખાવું–પીવું એ એક અગત્યની બાબત છે. કોઈ પણ બાબતનો વિચાર કરતાં પહેલાં ખોરાકની મહત્તા બરાબર સમજવી જોઈએ. આપણે આ સંબંધી સદીઓ સુધી જોઈએ તેવો સુધારો કરી શકવાના નથી, સિવાય કે જનસમાજમાં તેનો ખૂબ પ્રચાર થાય અને સરકારનો ટેકો મળે. આધુનિક દુનિયા આ બાબતમાં કયો રસ્તો લેશે તે સમજી શકાતું નથી, કારણ કે જ્ઞાન અને વિજ્ઞાનના પ્રચાર સાથે સુધરેલા સમાજમાં કંઈ ને કંઈ નવા ઉત્પાત થયા જ કરે છે.

("પ્રબન્ધુ"ના તા. ૨૮-૨-'૪૦ ના અંકમાંથી.)

# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૪-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ રૂ. ૦-૧-૦

તંત્રીઓ :
નાનાલાલ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ મયાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.



પુસ્તક ૧૪ મુ | એપ્રિલ ૧૯૪૦ | અંક ૪ થો




પુસ્તક ૧૫ મું એપ્રિલ-૧૯૪૦ અંક ૪ થો

## પુસ્તકપસંદગીનું પ્રમાણ

—તંત્રીસ્થાનેથી

આજે આપણા વાચકોની રસવૃત્તિ મુખ્યત્વે નવલકથાઓ તરફ વધુ વળતી જાય છે. ક્યાંય પણ તમે કોઇને પુસ્તક વાંચતો જોશો તો તમને તેના હાથમાં ઘણે ભાગે નવલકથા હોવાનું જાણવા મળશે. નાનાથી મોટે સુધીનાં સૌ સ્ત્રીઓ, પુરુષો કે બાળકો—આ નવલકથાના ચેપથી મુક્ત હોય, એવાં ગણ્યાં ગાંઠયાંજ મળી આવશે. પરિણામે જીવનમાં માર્ગદર્શક નીવડે એવાં જીવનચરિત્રો, પ્રવાસવર્ણનો, રાષ્ટ્રીય ઉત્થાનમાં ઉપયોગી નીવડે એવું વિચારશીલ વાચન, તેમ જ આમજનતામાં સંસ્કાર સિંચે તેવાં પુસ્તકો તરફથી જનતાની અભિરુચિ ક્રમશઃ ઓછી થતી જાય છે.

આ વસ્તુસ્થિતિ લક્ષમાં લઇને, જનતાનો વાચનપ્રવાહ માત્ર નવલકથાઓ તરફ ન ઢળી જાય અને તેની વાચનવૃત્તિ વિવિધ વિષયનાં પુસ્તકો પ્રત્યે પ્રેરાતી રહે તે માટે પુસ્તકાલયોના સંચાલકોએ–ગ્રંથપાલોએ શકય તે સઘળા પ્રયત્નો કરવાની જરૂર છે. તેઓ ધારે તો પુસ્તકાલયનો લાભ લેતાં એવાં માત્ર નવલકથાઓ પાછળ જ લાગ્યાં રહેતાં વાચકોને એક યા બીજી રીતે સમજાવીને, અન્ય વિષયના વાચનથી થતા ફાયદાઓ અને નવલકથાઓથી કેટલીક વાર નીવડતાં બૂરાં પરિણામો વર્ણવી બતાવીને તેમને ઉપર જણાવેલા જેવાં જીવનચરિત્રોનાં, પ્રવાસવર્ણનોવાળાં, ઐતિહાસિક તેમ જ ઇતર વિષયને લગતાં પુસ્તકો વાંચવાથી થતા લાભો દર્શાવી તેમની વાચનરુચિનો પ્રવાહ બદલાવી શકે.

આ દિશામાં કલકત્તા કૉર્પોરેશનની એક પેટાસમિતિએ ભલામણ કરેલું પગલું આપણાં પુસ્તકાલયોના સંચાલકો–મંત્રીઓ અને ગ્રંથપાલ ભાઇઓને એવો વાચનરસ કેળવવામાં મદદરૂપ થઇ પડે તે માટે તેણે કરેલી ભલામણો આ નીચે આપી છેઃ

મુંબઇથી પ્રકટ થતા " ફ્રિ પ્રેસ જર્નલ " નામના અંગ્રેજી અખબારમાં, તેને કલકત્તાં ખાતેથી મળેલા એ. પી. ના તા. ૨૪ મી માર્ચના નીચે પ્રમાણેના સમાચાર પ્રસિદ્ધ થયા છે.

" કલકત્તા કૉર્પોરેશને સામાન્ય જરૂરિયાત માટે નિમેલી પેટાસમિતિએ ભલામણ કર્યા મુજબ જો પુસ્તકોની પસંદગી કરવામાં આવશે તો કલકત્તા શહેરનાં સઘળાં પુસ્તકાલયોમાં **નીતિ અને ધર્મને** લગતાં પુસ્તકોનુ પ્રમાણ સારૂં એવું સંગ્રહાશે.

આ કમિટિએ, કૉર્પોરેશનની મદદ મેળવતાં સઘળાં પુસ્તકાલયોએ પુસ્તકખરીદીના ઓછામાં ઓછા દસ ટકા નીતિ અને ધર્મવિષયક પુસ્તકો પાછળ ખર્ચવા જોઇએ એવી ભલામણ કરી છે. આ ઉપરાંત પુસ્તકખરીદીના વધુમાં વધુ પચાસ ટકા સુધીની રકમ નવલકથાઓ, નાટકો તેમ જ હળવા સાહિત્ય પાછળ ખર્ચી શકે એવું ધોરણ જણાવ્યું છે.

છેલ્લે, એ કમિટિએ સઘળાં પુસ્તકાલયોમાં પ્રવાસ, ઇતિહાસ, જીવનચરિત્રો, આરોગ્ય, શારીરશાસ્ત્ર તેમ જ રાષ્ટ્રીય સાહિત્ય વધુ પ્રમાણમાં વસાવવા ભલામણ કરી છે."

ઉપરની ભલામણો પરથી જણાશે કે, કલકત્તા જેવા આગળ પડતા શહેરની કૉર્પોરેશન દ્વારા સંચાલિત પુસ્તકાલયોમાં પણ કેવા પ્રકારના સાહિત્યનો સંગ્રહ થવો જોઈએ તે દર્શાવ્યું છે.

આપણાં પુસ્તકાલયો પણ આ કમિટિએ કરેલી ભલામણોમાંથી પોતાને ત્યાં શકય તેવી ભલામણોનો સ્વીકાર કરી તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરે તો આજે ગમે તેવી નવલકથાઓ પાછળ-કેટલીક વાર તો જુદે જુદે નામે પ્રસિદ્ધ થતી એકજ નવલકથા પાછળ-વેડ્ફાતાં નાણાંનો બચાવ થઈ, વધુ ફાયદો તો જનતાના માનસ પર પડતા અવળા સંસ્કારોના વહેણને સાચી દિશામાં વાળવાનો સુયોગ પ્રાપ્ત થશે.

અમે આશા રાખીએ છીએ કે, આપણાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ તેમ જ ગ્રંથપાલો વા પુસ્તકપસંદગી કરનાર સમિતિ આમાં દર્શાવેલી સૂચનાઓ ધ્યાનમાં લઇ પુસ્તકપસંદગી વખતે હલકી નવલકથાઓ પુસ્તકાલયમાં ન ઘૂસી જાય તે માટે કાળજી રાખે અને સાથે સાથે વિવિધ વિષયને લગતાં જ્ઞાન-સંસ્કાર આપે તેવાં જ પુસ્તકો પુસ્તકાલયમાં વસાવવા પ્રયત્ન કરે.

—卐—

# ભરપૂર ભરેલી ઈશ્વરી બક્ષિસ

. વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતા તરફથી ગયા જાન્યુઆરી માસમાં પુસ્તકોની જે આખરી યાદી પ્રસિદ્ધ થઇ હતી તેમાં આ લેખ અંગ્રેજીમાં છપાયેલો. પુસ્તકોની મહત્તા અને પુસ્તકાલયોની ઉપયોગિતા વિષે તેમાં વિશિષ્ટ પ્રકારનું વિવરણ હોવાથી અમે એ લેખ આ નીચે આપ્યો છે.

લેખમાં જ્યાં જ્યાં પરદેશી લેખક-સાક્ષરોને લગતી હકીકતો આવે છે તે અમે જતી કરી છે, કેમકે ગ્રામ પુસ્તકાલયોના વાચકો એવા યુરોપીય સાક્ષરોથી અલ્પપરિચિત હોય છે અથવા બિલકુલ પરિચિત હોતા નથી. એટલે આ લેખમાંથી એ ઉલ્લેખો જતા કર્યા છે.

આખોય લેખ પુસ્તકાલયોને ઉપયોગી સમીક્ષા આપતો હોવાથી અમે એ અહીં ઉતારવાની લાલચને રોકી શકતા નથી.

આખોય લેખ સ્વતંત્ર અનુવાદરૂપે આપ્યો છે.

## પ્રાચીન અને આધુનિક

" આવો, પધારો અને મારા પુસ્તકાલયમાંથી તમારી પસંદગી પ્રાપ્ત કરો અને દિલગીરીને દૂર કરી આનંદ મેળવો. " —શેકસપીઅર

**વિશ્વવિખ્યાત** સમ્રાટ્ સોલોમને એક વાર કહેલું કે " પાર વિનાનાં પુસ્તકોનો છેડો મળે તેમ નથી. " આ શબ્દો આજે જ્યારે થોકબંધ પુસ્તકોના ખડકલા ખડકાયે જાય છે ત્યારે જાણે કોઇ અવતારી પુરુષ-પયગંબરે ભવિષ્યવાણી ભાખી હોય તે પ્રમાણે સાચા પડતા જણાય છે. એક જમાનો હતો જ્યારે ગણીગાંઠી સદ્‌ભાગ્યશાળી વ્યક્તિઓ પુસ્તકોનો સંગ્રહ ધરાવવાનું અભિમાન લઇ શકતી, તેમ જ ઉત્તમ ગ્રંથસંગ્રહ-પુસ્તકાલય-ત્યારે કોઇ રાજાના ખજાના સરખો લાગતો. એ વખતે, રસ્કીનના કથન મુજબ, સામયિક સાહિત્ય અથવા ચિરંજીવ સાહિત્યના ભેદ પાડવાનું આવશ્યક નહોતું ગણાયું. કારણ કે એ જમાનાનું એકેએક પુસ્તક કોઇ અગાધ જ્ઞાનીના અમૂલ્ય જીવનના નીચોડરૂપ હતું, કે જેમાંથી ઐહિક જીવન ઉપરાંત પારલૌકિક જીવન માટેનું જરૂરી ભાથું ભરેલું હતું. ત્યારના લેખકો પોતે જે લખતા તે ચીવટભરી કાળજીપૂર્વક લખતા અને એ લખાણોમાંથી ઉમદા તત્ત્વોથી ભરપૂર તેમ જ એક દ્રષ્ટાની-અવતારી પયગંબરની-પ્રતિભાભરી આર્ષ વાણી મળી આવતી. કારણ કે તેઓ પોતે જે લખતા તે બધું તેમના પોતાનામાં સભર ભરેલું હતું. પરંતુ આજે આપણે છાપખાનાંના જમાનામાં જીવીએ છીએ, સાહિત્યિક ધંધાદારી, પુસ્તકવ્યાપાર, પત્રકારિત્વ, જાહેરાત તેમ જ ધડાકાઓના જમાનામાં જીવીએ છીએ. આનું પરિણામ એ આવ્યું છે કે, હરકોઇ વાંચનાર વ્યક્તિના મગજને આ બધી બાબતો હચમચાવી મૂકે છે. આજના જમાનામાં જીવનાર માણસને અનેક મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે, અને એની અનેક મુશ્કેલીઓમાંની આ મુશ્કેલી-અસંખ્ય પુસ્તકોમાંથી ઉપભોગ કરવા યોગ્ય અને પચાવી શકાય તેવાં પુસ્તકોની પસંદગીની મુશ્કેલી-કંઇ કાઢી નાખવા જેવી નથી.

## જીવનના સાચા જોડીદાર

આમ છતાં, આ વિષે આપણી સમક્ષ ગમે તેવો મુશ્કેલ પ્રશ્ન હોય તો પણ, આપણે પુસ્તકો વિના ચલાવી લઇ શકીએ તેમ નથી. એ પુસ્તકોએ જ આપણી આજની સંસ્કૃતિનું ઘડતર કર્યું છે. આપણી યાદદાસ્ત પણ ન પહોંચી શકે એટલા પ્રાચીન કાળથી પુસ્તકો એ મનુષ્યોએ પસંદ કરેલ પોતાનાં માર્ગદર્શક મિત્રરૂપ બની રહેલાં છે, જેઓ હરકોઇ પ્રકારની ફેરફારીના વખતે-દિલગીરી વખતે-આશ્વાસન આપનાર તરીકે, માંદગીમાં માવજત કરનાર તરીકે તેમ જ એકાંતવાસ વખતે એક અચ્છા જોડીદારની ગરજ સારે છે. મનુષ્યના મગજને પુસ્તકોએ ઉમદા વિચારો અર્પણ કર્યા છે, જીવનના અનેક ઝંઝાવાતો વખતે પુસ્તકોએ એને સત્યનો માર્ગ દર્શાવ્યો છે તેમ જ ઉમદા જીવન જીવવાની પ્રેરણા આપી છે. પુસ્તકોની આ મૈત્રી મનુષ્યને નબળાઇ તરફ ખેંચી જનારી અથવા નાસીપાસ કરનારી નથી નીવડતી. વખત પલટાય અને અન્ય મિત્રો આપણો સાથ છોડી દે અથવા આપણા શત્રુ બની બેસે, પરંતુ પુસ્તકરૂપી મિત્રો, આપણા દુઃખના દિવસોમાં કે સુખના ઉપભોગ સમયે, આપણા કીર્તિકાળે અથવા પડતીના દિવસોમાં, તેમ જ જુવાની વા વૃદ્ધાવસ્થામાં, તેમની આપણા પ્રત્યેની રીતભાતમાં જરા પણ પલટો કરતા નથી. આ જ કારણથી પુસ્તકો પ્રત્યે આપણને વધુ આકર્ષણ રહે છે તેમ જ આસાનીથી આપણે તેમની પાસે જઇએ છીએ. પુસ્તકો પ્રત્યેની આપણી શુભ લાગણીનું આ જ મુખ્ય કારણ છે. આ જ કારણે આપણે એમનો મીઠો સહવાસ સદાકાળ ઇચ્છયા કરીએ છીએ. એ પુસ્તકોના સહવાસમાં આપણે આપણામાંનાં ઈર્ષ્યા-દ્વેષને વિસરી જઇએ છીએ, તેમ જ જીવનના ભિન્ન ભિન્ન પ્રસંગે આપણને ઘેરી વળતી દુષ્ટ વૃત્તિઓથી આપણે દૂર રહી શકીએ છીએ.

## પસંદગીનું ધોરણ

મિત્રો અને પુસ્તકોની પસંદગી આપણે કાળજીપૂર્વક કરવી જોઇએ. અને અહીં જ્યારે આપણી સમક્ષ વિશાળ સંખ્યામાંથી પસંદગી કરવાનું કપરું કામ આવી ઊભે છે ત્યારે કામ ઘણું જ મુશ્કેલ થઇ પડે છે. સદ્‌ભાગ્યવશાત્ જગવિખ્યાત સાક્ષરોની કૃતિઓમાંથી આપણે પસંદગી કરવાની હોય છે ત્યારે આપણી પસંદગીમાં આપણે સલામત હોઇએ છીએ; કારણ કે તેઓ વખતના વહેણમાં જીવ્યા હોય છે અને જનતાના વખતોવખત બદલાતા જતા વલણને પિછાનનાર હોઇને આજે તેઓ આપણી સમક્ષ ડહાપણના દરિયારૂપે તેમ જ ભૂતકાળના અનુભવોના ચિરંજીવ સ્મારકસ્વરૂપે ખડા હોય છે. તેઓ આપણી વૃત્તિઓમાં પેસતા રોગોને અટકાવનાર હોઇને જ્ઞાનના વિશાળ મહાસાગરને પાર ઉતારનાર હોકાયંત્ર સરખા છે. આપણે આશ્ચર્યભરી દીનતામાં ગરકાવ થનાર માટે મહાગ્રંથ રામાયણના કર્તા વાલ્મીકિ, મહાભારતના રચયિતા ભગવાન વેદવ્યાસ, તેમજ યુરોપીય મહાકવિઓ જેવાકે—મિલ્ટન, શેક્સપિયર અને આપણા કવિ કાલિદાસ—એ બધા જ મનુષ્યજાતિના કદી ન ભૂલાય તેવા વારસા છે—મિલ્કત છે.

પરંતુ આજના કવિઓ—સાક્ષરો—લેખકોનું શું ? રટર્ન નામના એક ગૃહસ્થે પૂછેલું કે "આ નવો ચીલો પાડનાર નવા પુસ્તકનું શું ?" અને આજે જ્યારે મોટાં મોટાં મથાળાંવાળી છાપાંમાં જોરશોરથી છપાતી જાહેરાતો—જેવી કે—" આજની આગલી હરોળનાં પુસ્તકો " " ઝળકતી ફતેહ " " લાખો પ્રતો ખપી ગઇ છે " " આજનું સાહિત્ય " વગેરે વગેરે-

વાંચીએ છીએ ત્યારે એથી આકર્ષાઇ પૈસા ખર્ચી પુસ્તકો ખરીદીને દમ વગરનાં પુસ્તકો પ્રાપ્ત કરીએ છીએ. દરરોજ નવા ને નવા તુક્કા આ ઉપરથી બીનઅનુભવી વાચકને આવે છે અને એ વિચારોને એ ઝીલી શકતો નથી, આથી કુદરતી રીતે જ એ ગભરાય છે, કારણ કે આ અતિ જાહેરાત પામેલાં પુસ્તકો લેવા જતાં આખરે તેને તેમાંથી કંઇ જ સત્વશાળી મળી આવતું નથી–એની આધ્યાત્મિક ઇચ્છાને સંતોષે એવું કંઇ જ એને મળતું નથી. અને પરિણામે એ અસંતુષ્ટ, નિરાશ અને હતાશ બની જાય છે.

* * *

## પુસ્તકાલયોનું સામાજિક સ્થાન

પરંતુ સદ્‌ભાગ્યવશાત્ આપણે માટે આપણાં સાર્વજનિક પુસ્તકાલયો છે. એમાં આપણને રોજ ઉપયોગમાં આવે એવા કિંમતી ખજાના ભરેલા છે. એ ખજાનો જેમ જેમ વપરાય છે તેમ તેમ વધે છે અને એના દ્વારા મળતો આનંદ ચિરંજીવ રહે છે; કારણ કે એમાં યુગયુગનાં અને દેશદેશના સાહિત્યનાં સુવાસિત પુષ્પો સંગ્રહેલાં હોય છે તેમ જ દુનિયાના સઘળા જ્ઞાનને એમાં લાવી એકઠો કરેલો હોય છે. આ ભંડારો આપણા માટે હંમેશાં ખુલ્લા છે અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે ડાહ્યામાં ડાહ્યા માણસોની સલાહ એની મારફત મેળવી શકીએ છીએ. એમાં આધુનિક સાહિત્યનો પણ સમાવેશ કરેલો હોય છે. જેમણે બદલાતી જતી રસવૃત્તિ માટે દિશાસૂચન કર્યું હોય છે અને જેમણે જ્ઞાનમંદિરમાં પોતાનાં મહાન કાર્યો વડે ખાસ સ્થાન પ્રાપ્ત કર્યું હોય છે તે સઘળાં આ પુસ્તકાલયમાં હોય છે. આપણા દુનિયાભરના–દેશ પરદેશના સઘળા લેખકો હાજર હોય છે.

## આજનો લેખક

આવા પુસ્તકાલયમાં પ્રવેશ કરતાં–એની વિશાળતા આપણને વધુ આકર્ષતી નથી, પરંતુ એમાં સમાયેલું આપણું હિત આપણને વધુ આકર્ષે છે. આપણા પ્રાચીનો માત્ર કેટલાક ઉમદા અને ખાસ પ્રતિષ્ઠિત વિષયોમાં જ રસ ધરાવતા, અને પોતાને મળેલી એ દૈવી બક્ષિસને તેઓ ગમે તેમ વેડફી મારતા નહિ; એટલે જ તેમનાં મહાકાવ્યો અને નાટકોમાં રાજાઓ અને રાણીઓ, દેવો અને દેવીઓ, તેમ જ રાષ્ટ્રનિર્માણના વિષયને સ્થાન હતું. તેમની કૃતિઓમાં તેમના સાથીદારોને આનંદિત કરવાનો ઉદ્દેશ હતો–અંતિમ ધ્યેયને પહોંચાડવાનો ઉદ્દેશ હતો અને એટલે તેઓ હરેક વસ્તુની આધ્યાત્મિકતા પર વધુ ધ્યાન આપતા. આથી કરીને તેઓ માત્ર અમુક જ બાબતોમાં વધુ રસ ધરાવતા. એ વખતે જ્ઞાની હોવાનું સુભાગ્ય માત્ર ગણ્યા ગાંઠયા ભાગ્યશાળીઓના નસીબે જ ગણાતું. પરંતુ આજનો લેખક, અમુક પ્રસંગ સિવાય, આંતરિક અવાજ અથવા પોતે જનતાને આપતા સંદેશ સંબંધે ખાસ માન્યતા ધરાવતો નથી. આજે તો એને જ્ઞાન અને વિચારનો વધુ ફેલાવો કરવાની ધગશ હોય છે. આજે એની ઇચ્છા દુનિયાના અંધારામાં અંધારા ખૂણાં સુધી જ્ઞાનની મશાલ લઇ જવાની હોય છે, હિંદના દૂરના ખૂણેથી ન પહોંચી શકાય તેવા આફ્રિકાના અંધારપ્રદેશ સુધી જ્ઞાનપ્રચારની એની મહેચ્છા હોય છે. વ્યાયામ, પાકશાસ્ત્ર, વિવેક, રમતગમતો, કળા તેમ જ હાથકારીગરી–આ બધા ઉપરાંત ઇતર કોઇ વિષય એવો નથી જેના પર આજનો લેખક પોતાની કલમ ચલાવતો નથી.

આજનાં પુસ્તકોની ખાસ વિશિષ્ટતા તો એવા સરળ જ્ઞાનને લગતી છે. એક વખતે તત્ત્વજ્ઞાન, રાજકીય પ્રશ્નો તેમ જ વિજ્ઞાન એ માત્ર ગણ્યાગાંઠયા બુદ્ધિશાળીઓનોજ રક્ષિત વિષય હતો. અને તેથી તત્ત્વજ્ઞાનીની વિદ્વત્તાભરી વ્યાખ્યાઓ અને વૈજ્ઞાનિક અન્વેષણો એ બુદ્ધિશાળી અથવા રસ ધરાવનાર વાચકો માટે પણ સમજવી સુગમ નહોતી. પરંતુ જ્ઞાનની સરહદો ખુલ્લી થતાં વિખ્યાત શિક્ષણશાસ્ત્રીઓ અને સાક્ષરોને, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન વગેરે ખાસ પારિભાષિક વિષયોને પણ સરળ–ગમે તેવો અભણ માનવી પણ સમજી શકે તેવી બનાવવાની આવશ્યકતા સ્વીકારવી પડી છે. × × × × × આ દરમિયાન જુદા જુદા વિષયને લગતા માર્ગદર્શનો તેમ જ નાના આકરગ્રંથો અને શબ્દકોષો આજે ઠીક ઠીક પ્રમાણમાં બહાર આવી રહ્યા છે. જેમાંથી આજનો હરકોઇ માણસ થોડામાંથી ઘણું એવું જુદા જુદા વિષયો પરત્વે ઉપયોગી જ્ઞાન મેળવી શકે છે, જેના વડે આજનો આપણો બુદ્ધિવાદી મનુષ્ય પોતાનું જીવનઘડતર મેળવી શકે છે.

## શિખાઉ લેખકો

લેખનકાર્ય એ જો કે પૂરતી ચોકીદારીભર્યો ધંધો છે છતાં એકસો ને એક શીખાઉ લેખકો આ પવિત્ર વ્યવસાય પર તરાપ મારવામાં પાછા પડતા નથી. અને આના કારણરૂપે જોઇએ તો, જનતા દરેક વ્યક્તિ અને વસ્તુઓમાં રસ લઇ રહેલી છે તે છે. આપણે માત્ર જગવિખ્યાત ખેલાડીઓની રમતમાં જ રસ ધરાવીએ છીએ એવું કંઇ નથી. પરંતુ આપણે તો તેમના વિષે તેમ જ તેમની કળા અને તે પરત્વેની તેમની ફતેહની વિગતો તેઓ લખે એમ ઇચ્છીએ છીએ. અને તેથી જ આજે ભિન્ન ભિન્ન રમતના ખેલાડીઓ જે તે વિષયનાં પુસ્તકો આપણને આપી શકે છે. વળી આજે નાટકના ખેલાડીઓ પણ માત્ર રંગભૂમિ ભજવીને જ સંતોષ માની શકે તેમ નથી, કારણ કે તેઓને પણ હવે તો પડદાની બહાર આવીને તેમની કળાનો પરિચય આપવાની ફરજરૂપ થઇ પડ્યું છે. દુનિયાની પરિક્રમા કરનાર સાહસિક મુસાફર આજે તેની સફર અને સાહસનાં રમુજી વર્ણનો આપનાર તરીકે આપણને આનંદ આપનાર નીવડે છે, તેમ જ આજે જ્યારે જગતની સીમાઓ ઠીક ઠીક સાંકડી થતી જાય છે ત્યારે એ પ્રવાસવર્ણનો અને સાહસકથાઓનાં રહસ્યો સાહસિક અને રોમાંચજનક માનસવાળાઓને ઠીક ઠીક પ્રેરણા આપે છે. × × × × × કાર્લાઇલે એક વાર કહ્યું હતું કે, પુસ્તક એ તો મનુષ્યના વિચારોનું કલાત્મક રૂપ છે. અને તેથી જ આપણે જોઇએ છીએ કે, આજના જમાનાની બોલતી ફિલ્મો, રેડિયો અને સચિત્ર સામયિકોના અસ્તિત્વ છતાં બેઠાબેઠા મગજવાળા માટે પુસ્તકોનું મહત્ત્વ સહેજ પણ ઓછું થયું નથી.

## નવલકથાઓ અને નાટકો

આમ છતાં, આવું સાહિત્ય સંસ્કારી માણસની આંતરિક મહેચ્છાને સંતોષ આપી શકતું નથી; કારણ કે એને સત્ય ઘટનાઓ ભર્યા અને સાહસો ઉપરાંત કંઇક ઉચ્ચ, વધુ કલાત્મક અને આદર્શવાદી સાહિત્ય જોઇએ છે. આ પ્રકારનું સાહિત્ય આપણે માટે આટલું કરી શકે તેમ છે. કારણ કે જીવનને લગતા ચર્ચાત્મક પ્રશ્નોની છણાવટ માટે આપણે એક નવલકથાકાર, નાટ્યકાર, નિબંધલેખક કે કવિ પર નજર દોડાવીએ છીએ.

તેને લગતી ઊંડી લાગણીઓ તેમ જ મનુષ્યના વિચારો અને સ્ફુરણોનાં આબાદ ચિત્રો આપે છે.

*　　*　　*

આજના કવિઓ સ્વર્ગનું અમૃતપાન કરીને જ સંતોષ પામતા નથી; એમને પણ એમનું ધ્યેય હોય છે. તેઓ પણ આજના જીવન અને માનસ તેમના બળતા શબ્દોમાં આપણી આગળ મૂકે છે.

*　　*　　*

આજના અને પ્રાચીનકાળના કવિઓ મનુષ્યહૃદયના બાહ્ય પ્રશ્નોની છણાવટ કરે છે. આ પ્રસંગે આપણે નિબંધકારોને પણ ભૂલી શકીએ નહિ. એઓ આપણી મૈત્રી ધરાવનારા આપણા જીવનને લગતા તત્ત્વજ્ઞાનના ઘરગથ્થુ મિત્રો છે, એમની આનંદભરી સંગતમાં આપણે આપણું જીવન સુખમય રીતે તેમ જ ડહાપણભરી રીતે વીતાવી શકીએ.

---

# અનુભવનિતાર

**ગ્રામ પુસ્તકાલયના** સૌ ગ્રંથપાલ તથા મંત્રી ભાઈઓ, પુસ્તકાલયના સંચાલનમાં–તેની વ્યવસ્થા ઇ. માં તેમને મળતા જુદા જુદા પ્રકારના અનુભવોની ટૂંક અને મુદ્દાસરની નોંધ અમને લખી મોકલવા કૃપા કરે.

તમારી એ અનુભવનોંધો પરથી અન્ય ગ્રંથપાલ ભાઈઓને તમે અનુભવેલી વિગતો જાણવા મળે તે હેતુથી, આવતા અંકથી અમે ગ્રંથપાલ ભાઈઓનો **" અનુભવ-નિતાર "** આપવાની યોજના વિચારી છે. સૌ ભાઈઓને અમારા આ કાર્યમાં ઉપર્યુક્ત રીતે સહાયભૂત થવા વિનંતિ છે.

તમારા અનુભવોની મુદ્દાસરની ટૂંક નોંધ અમને જરૂર મોકલી આપો, અમે એનો જરૂર ઉપયોગ કરીશું. આ " અનુભવનિતાર "નો આધાર તમારા સહકાર પર અવલંબે છે.—**તંત્રીઓ**

---

### જીવનચરિત્રો

કાર્લાઇલે લખેલા " હિરોઝ " ( Heroes )માં લખ્યું છે કે " જગતનો ઇતિહાસ એ મહાપુરુષોનાં જીવનચરિત્રો જ છે. અને આજની જીવંત વિભૂતિઓ દુનિયાપર કેવી અસર પહોંચાડે છે તે જોઇએ છીએ ત્યારે આપણને એ મહાપુરુષોનાં જીવનચરિત્રોમાં રસ ઉત્પન્ન થાય છે. પ્રાચીન કાળના કેટલાક મહાપુરુષો આપણે માટે આજે ઉખાણારૂપ થઇ પડયા છે; કારણ કે તેમનાં સમગ્ર જીવન ચમત્કારોથી ઘેરાયેલાં હતાં. પરંતુ આજના દરેક મહાન માણસની પાછળ તેની જગતભરમાં પથરાયેલી ખ્યાતિ અને તેનો પ્રચાર જીવનચરિત્રોનાં પુસ્તકોને જન્મ આપે છે. દુનિયાના કેટલાક ડાહ્યા પુરુષોએ પોતે પણ પોતાના જીવનની આસપાસ અવરાયેલાં રહસ્યોના પડદા ચીરી નાખી પોતાના જીવનપ્રસંગો આપણી પાસે ખુલ્લા રૂપમાં મૂકયા છે. આવી રીતનાં પુસ્તકોમાં હિટલરનું મેન કેમ્ફ, મહાત્મા ગાંધીજીના સત્યનાં

પ્રયોગો અને આત્મકથા, મુસોલિનીની આત્મકથા, પંડિત નહેરૂની આત્મકથા વગેરે વગેરે મુખ્ય ગણાવી શકાય. આ રીતે આપણુને નાનાંમોટાં અનેક જીવનચરિત્રો વાંચવા મળે છે. વળી ખરૂં છે કે, આપણે કેટલીક વાર આવાં આત્મવૃત્તાંતો વાંચતા નથી; કેમકે તેમાંના કેટલાકમાં આત્મશ્લાઘા પણ હોય છે; કારણ કે એ વ્યક્તિઓ પરત્વેના છેવટના શબ્દો આજના માનસ માટે અત્યંત વિચારણીય હોઇને આંધળી વીરપૂજા કરનારા હોતા નથી. આથી આજે જહોન ગંથરનાં લખેલાં " ઇન્સાઇડ એશિયા " અને " ઇન્સાઇડ યુરોપ " જેવાં પુસ્તકો વધુ વંચાય છે. કારણ કે એ પુસ્તકોમાં આજની આગેવાન વ્યક્તિઓને અત્યંત ઉજ્જવળ રૂપમાં રજૂ કરાઇ નથી, પણ તેમના અસલ સ્વરૂપમાંજ રજૂ કરાયેલ છે. આ બધા પરથી જોઇ શકાશે કે, આપણે માણસોમાં માણસ તરીકે જ રસ ધરાવીએ છીએ, નહિ કે એક વીર તરીકે, સરમુખત્યાર તરીકે, કળાકાર તરીકે અથવા સેનાપતિ તરીકે.

### હાસ્ય

બર્નાર્ડ શૉ મનુષ્યજીવનને હસાવનાર અને રડાવનાર તરીકે ઓળખાવે છે. અને આપણું જીવન જ્યારે અશ્રુઓથી ભરેલું છે ત્યારે તેને જો હાસ્યના ઝરણાની બક્ષીસ ન હોય તો આપણું જીવન અપૂર્ણ જ ગણાય. હાસ્ય આપણને તાજા-તર બનાવે છે, મનને પવિત્ર બનાવે છે અને જ્યારે આપણે દિલગીર હોઇએ છીએ ત્યારે મર્માળા હસ્યલેખકોનાં લખાણો આપણી ચિંતાઓને દૂર કરે છે.

આ સિવાય ગમે તે દેશ કે સમયના એક નવલકથાકાર, એક કવિ, નાટ્યકાર કે હાસ્યકારની આપણને જરૂર હોય ત્યારે તેની પસંદગી કરવાનું કામ એ એક ઉત્તમ કળાકારનું કામ છે. સદ્‌ગૃહસ્થોની માફક ઉત્તમ પુસ્તકોને યુગ કે સમયનો બાંધ આવતો નથી. અને ડૉ. જ્હોનસન તો કહે છે કે પુસ્તકો આપણને જીવન માણવાનું તેમ જ સહન કરવાનું શીખવે છે. આમાં આપણે આ બન્નેનો ઉમેરો કરીએ. ખરેખર, પુસ્તકોરૂપી તંદુરસ્ત સાથી સિવાય આપણું જીવન અધુરૂં જ ગણાય.

* * *

એટલે આપણે જ્યારે એકાદ મહાન પ્રાચીન અને આધુનિક મહાન માનસધારી મહાવિભૂતિઓની વચ્ચે ઊભા હોઇએ છીએ ત્યારે અવાક્-આભા બની જઇએ છીએ. કારણ કે આ મહાન વિભૂતિઓના ઋણસ્વીકારનો આ એક જ ઉપાય હોય છે, કે જેમના આપણા પર અગણિત ઉપકારો હોય છે. તેમની સમક્ષ આપણે માત્ર એટલું જ ઉચ્ચારી શકીએ છીએઃ

" અહીં ઈશ્વરની બક્ષિસ ભરપૂર ભરેલી છે. "*

—પ્રૉ. વી. ડી. સલગાંવકર

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

વર્ડ્ઝવર્થ, કોલરિજ, કીટસ, શેલી અને બાયરનને 'સરોવર કવિ' કહેવામાં આવે છે; કેમકે તેઓ પ્રેરણા માટે અંગ્રેજી સરોવર પ્રદેશમાં વારંવાર જતા હતા.

× × ×

મૂળ હિબ્રુમાંથી બાઇબલનું અંગ્રેજીમાં પહેલવહેલું ભાષાંતર ઇ. સ. ૧૬૧૧ માં કરવામાં આવ્યું હતું.

× × ×

ઈંગ્લંડમાં પહેલું પુસ્તક કેક્સ્ટને છાપ્યું હતું. તે પુસ્તકનું નામ 'ધી ગેઇમ એન્ડ પ્લેગ ઑફ ચેસ.'

× × ×

ગ્રેટબ્રિટનમાં રાજકવિની નિમણૂક સનદથી કરવામાં આવે છે. ૧૬૧૦ થી રાજકવિઓનાં નામ નીચે મુજબ છેઃ બેન જોન્સન, સાઉધી, વર્ડ્ઝવર્થ, ટેનિસન, રૉબર્ટ બ્રિજીસ અને જોન મેસફિલ્ડ.

× × ×

અંગ્રેજીમાં પહેલું પ્રહસન ટોમસ ઉડાલે લખ્યું હતું. તેનું નામ 'રાલ્ફ રોઇસ્ટર ડોઇસ્ટર' હતું.

× × ×

યુદ્ધને અંગેના સાહિત્યનો પહેલો ભોગ પ્રખ્યાત 'કોર્નહિલ મેગેઝીન' થયું છે. કોર્નહિલ માસિક જેવી યશસ્વી કારકિર્દી હોવાનો કોઇ પણ માસિક દાવો ધરાવી શકે તેમ નથી. તેનો પ્રથમ તંત્રી થેકરે હતો. પછી તો એક પછી એક સાહિત્યના તેજસ્વી તારાઓ આવવા લાગ્યા. તેનો છેલ્લો તંત્રી લૉર્ડ ગોરેલ હતો. આ માસિકમાં નિયમિત લખનારાઓમાં ટેનિસન, બ્રાઉનિંગ, ટ્રોલોપ, મેથ્યુ આર્નોલ્ડ, જ્યોર્જ મેરિડિથ, ટોમસ હાર્ડી, આર. એલ. સ્ટીવન્સન, હેન્રિ જેમ્સ અને આર. ડી. બ્લેકમોરને ગણાવી શકાય.

× × ×

લડાઇને અંગે કોઇ બ્રિટિશ પુસ્તકપ્રગટકર્તાને નુકસાન થયું હોય તો તે 'આલ્બેટ્રોસ'ની પ્રસિદ્ધ ગાઇડ બુકના સ્થાપક મિ. હોલરોઇડ રસ છે. અંગ્રેજી ભાષામાં છપાતી અર્ધી ચોપડીઓ જર્મનીમાં ખપી જતી હોઈ તેણે 'લીપ્ઝીગ'માં ઑફિસ નાખી હતી અને આ રીતે 'આલ્બેટ્રોસ' પુસ્તકો રીશમાં છપાતાં હતાં. લડાઈ શરૂ થતાં જર્મન અધિકારીઓએ બધાં આલ્બેટ્રોસ પુસ્તકોનો કબજો લીધો છે, અને હવે સાંભળવા પ્રમાણે નાઝી લોકો આ પુસ્તકો પોતાના હિસાબે વેચે છે.

× × ×

જહોન સ્ટીનબેકનું પુસ્તક 'ગ્રેપ્સ ઑફ રૉથ' ( Grapes of Wrath ) અસભ્ય હોવાને કારણે તે પુસ્તકનો પ્રચાર બંધ કરવાનો છેલ્લો નાટકી યત્ન અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના ઇસ્ટ સેંટ લુઇની લાઇબ્રેરી બોર્ડે કર્યો છે. પુસ્તકોની નકલો બાળી દેવાનો એમાં નિર્ણય છે. એક વિવેચકે આ હુમલાને અમેરિકામાં પુસ્તક બાળવાનો પહેલો દાખલો જાણવામાં આવ્યાનો ગણેલ છે.

× × ×

મોસ્કોથી ખબર મળે છે કે ભવિષ્યમાં દર વર્ષે, ગદ્ય, પદ્ય, નાટ્ય તથા વિવેચનના ઉત્કૃષ્ટ ગ્રંથને દરેકને એક લાખ રૂબલના 'સ્ટેલિન પારિતોષિક' આપવામાં આવશે.

× × ×

અમેરિકામાં ખૂબ ખપત પામેલ ક્રિસ્ટોફર મોર્લીના પુસ્તક 'કિટ્ટિફોઇલ 'નો હવે ઇંગ્લંડમાં ખપવાનો વારો આવ્યો છે. મોર્લી સ્ત્રીમાનસમાં એટલા ઊંડા ઊતરેલ છે કે ઇંગ્લંડના વાચકોને તો આશ્ચર્ય થાય છે કે કોઈ પણ પુરુષ આવું લખી શકે કે કેમ ? આ નવલકથાની ફિલ્મ ઉતારવાના હક્કો ૫૦,૦૦૦ ડોલરની કિંમતે વેચાઇ ગયા છે.

× × ×

સ્વીડનની રસોયણ સેલી સેલિમનન પોતાના પુસ્તક 'કેટ્રિના' માટે સ્ટોકહોમનું મોટામાં મોટું સાહિત્યવિષયક પારિતોષિક મેળવીને એક જ દિવસમાં પ્રખ્યાત થઈ છે. તે અત્યારે રેડક્રોસ ફંડ માટે પૈસા ભેગા કરે છે તથા ઘાયલ સૈનિકો માટે પાટાપટ્ટી તૈયાર કરે છે. સાથે સાથે તે બીજું પુસ્તક 'મેરિના' લખી રહી છે.

× × ×

શેરલોક હોમ્સ પછીનો મોટામાં મોટો ડિટેક્ટિવ લેગીકોશન અત્યારે રેડિયો દ્વારા સૈનિકોનાં મન રંજન કરી રહેલ છે. તેનો સર્જક પીટર ચીની તેના સંબંધી બ્રિટિશ બ્રોડકાસ્ટ કૉરપોરેશન માટે નાટકો લખી રહેલ છે, અને આ નાટકો રેડિયોમાં ભજવવામાં આવશે. ચીનીના 'થ્રિલરો' ફ્રાન્સ તથા ફિન્લેન્ડમાં પ્રગટ કરવામાં આવેલ છે.

× × ×

લોઇડ ડગલાસની નવી નવલકથા 'ડૉ. હડસન્સ સિક્રેટ જર્નલ' ( Dr Hodson's Secret Journal ) નામે હાલમાં જ પ્રગટ થયેલ છે. લોઇડ ડગલાસ પોતાની પહેલી નવલકથા 'મેગ્નીફીસન્ટ ઓબ્સેશન' ( Magnificent Obsession )થી પ્રસિદ્ધ થયો. આ પુસ્તક અમેરિકામાં બે વર્ષ સુધી વેચાણમાં પહેલું રહ્યું અને ઇગ્લંડમાં તો દશ વર્ષ સુધી મોટા પ્રમાણમાં વેચાયું હતું. જ્યારે લેખકે પુસ્તકનું લખાણ પ્રગટ કરવા માટે યુનાઇટેડ સ્ટેટસના બે પ્રકાશકોને આપ્યું ત્યારે તેઓએ તે પ્રગટ કરવાની ના પાડી હતી. એક પ્રકાશકની ફરિયાદ એવી હતી કે તેમાં વાર્તાનું તત્ત્વ ખૂબ હતું અને ધાર્મિક તત્ત્વ પૂરું નહોતું. બીજા પ્રકાશકની ફરિયાદ એવી હતી કે તેમાં ધાર્મિક તત્ત્વ વધારે પ્રમાણમાં હતું અને વાર્તાનું તત્ત્વ જોઇએ તેટલું નહોતું. પરંતુ જ્યારે તે પ્રગટ થયું ત્યારે તેનાં છૂટે મોંએ વખાણ થવા લાગ્યાં.

× × ×

આ પુસ્તકના જે ભાગે વાચકોના હૃદય પર ખાસ અસર કરી તે તો ડૉ. હડસનના જર્નલમાંથી આપેલ ઉતારો છે. પરિણામે હજારો વાચકોએ પૂછ્યું કે, "ડૉ. હડસનનું જર્નલ પૂરેપૂરું મળી શકે છે કે કેમ ?" તેના જવાબમાં ઉપલું પુસ્તક લખાયું.

× × ×

માર્ગરેટ મિચેલના 'ગોન વિથ ધ વિન્ડ'ની લેવાયેલ ફિલ્મને આ સદીનું મહાન સાહસ ગણી શકાય તેમ છે. તેની સામાજિક અસર ઘણી થઇ છે. તેને અંગે ઘણા છૂટાછેડાને કારણ મળ્યું છે; કેટલીયે સ્ત્રીઓનાં લગ્ન કરાવી અપાયાં છે; અનેક આપઘાતો માટે તેને જવાબદાર ગણવામાં આવે છે. અસંખ્ય સ્ત્રીઓની કલમોને છિન્નભિન્ન કરી નાખેલ છે. વર્તમાનપત્રોનાં કોલમોનો તેણે ભોગ લીધો છે તેટલો બીજી કોઇ વસ્તુએ લીધેલો નથી; કોઇપણ ચિત્ર કરતાં તેનું ખર્ચ વધારે પડયું છે—ચાળીસ લાખ ડૉલર.

છોટાલાલ માનસિંગ કામદાર

# રૂપિયા ૫૦ સુધીનાં અંદાજો

[ ગયા વર્ષે પુસ્તકાલયોનાં અંદાજો કેમ ઘડવાં તથા તેમાં કયી બાબતો લક્ષમાં લેવી તે વિષે લગભગ ચાર સૂચનાઓ મેં મૂકી હતી. આ સૂચનાઓનો,અમલ કેટલે અંશે થયો છે, તથા તેમાં ખાસ શું સિદ્ધાંત રહેલો છે તેનો ખ્યાલ વાચક આગળ રજૂ કરવાના હેતુથી આ લેખ લખાયો છે.—ઉ. મો. પટેલ ]

**અંદાજોની અગત્ય.**

"**અંદાજ**" એ પુસ્તકાલયના વહીવટમાં અતિ મહત્ત્વનો વિભાગ છે. અંદાજ ઘડતી વખતે વ્યવસ્થાપકોએ ખૂબ જ કાળજી લેવી જોઇએ, એ સ્વાભાવિક છે. પોતાના ગામની પરિસ્થિતિ, વસ્તીનું પ્રમાણ, વાચકોની જિજ્ઞાસા અને સામાજિક ઉપયોગિતાનો વિચાર કરી વ્યવસ્થાપકોએ પોતાના પુસ્તકાલયમાં આબાલવૃદ્ધ સૌ માટે જુદું જુદું સાહિત્ય ખરીદવા રકમ રાખવી જોઇએ. પુસ્તકાલય વિભાગમાં હંમેશાં પુસ્તકો માટે માગણી સારા પ્રમાણમાં થવી જોઇએ. દર વર્ષે જૂનાં પુસ્તકો પૈકી પુસ્તકાલયના અંદાજમાં યોગ્ય રકમ સાધવી તથા નવીન પુસ્તકો માટે જરૂરી રકમ રાખી તેવાં પુસ્તકોની યાદી બનાવવી, આ બધું કાર્ય પ્રત્યક્ષ કામ કરનાર મંત્રી અને ગ્રંથપાલે વ્યવસ્થાપકો આગળ રજૂ કરી પોતાના પુસ્તકાલય માટે અંદાજ બને તેટલું વ્યવહારૂ બનાવવા પ્રયાસ કરવો જોઇએ. વર્તમાનપત્રોની ગોઠવણી પણ એવી રીતે કરવી જોઇએ કે ખર્ચ અને તેનો ઉપયોગ બન્ને યથાર્થ હોવાં જોઇએ.

**રૂપિયા ૫૦ સુધીનાં અંદાજો**

રૂપિયા ૫૦ સુધીનાં અંદાજો રાજ્યમાં કેટલાં પુસ્તકાલયો બનાવે છે તે તપાસતાં આપણને જણાશે કે આપણાં પુસ્તકાલયોનો મોટો ભાગ કયા પ્રકારની આર્થિક સ્થિતિવાળાં છે. ચાલુ સાલે કમી વરસાદના કારણે કાયમ ફંડમાંથી મુક્તિ મેળવી કેટલાંક પુસ્તકાલયોનાં અંદાજોમાં કંઈક વધારો થયો છે, પણ તેથી તેમની સદ્ધરતામાં વધારો થયો છે એમ કહી શકાય નહિ.

| સાલ | અંદાજોની સંખ્યા | કુલ ખર્ચ | પત્રો માસિકો ખાતે | પુસ્તકો ખાતે | લાકડી સામાન ખાતે | કિરકોળ ખાતે |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૮–૩૯ | ૮૪૨ | રૂ. ૨૪૯૦૯ | ૧૮૩૯૩ | ૪૨૯૦ | ૨૨૬ | ૧૯૯૭ |
| ૧૯૩૯–૪૦ | ૬૪૯ | ૨૧૪૭૨ | ૧૨૭૩૭ | ૬૩૨૫ | ૨૧૬ | ૨૧૯૨ |

આ આંકડાઓ ઉપરથી પ્રતીત થાય છે કે ચાલુ સાલે આપણા અંદાજોમાં વ્યવસ્થાપકોએ કંઇક સુધારો કરી પોતાનાં અંદાજો વ્યાવહારિક બનાવવા પ્રયાસો કર્યા છે. ઉપરના આંકડા પરથી જણાશે કે સને ૧૯૩૮–૩૯માં પત્રો ખાતે ૬૬ ટકા જેટલી રકમ ખર્ચાઇ છે, જ્યારે ચાલુ સાલે ખર્ચ ઘટીને ૫૪ ટકા જેટલો થયો છે. એટલે એકંદરે ૧૨ ટકા ખર્ચ

આ સદરે ઘટયો છે. પુસ્તકો ખાતે ગઇ સાલે ૧૬ ટકા જેટલી રકમ ખર્ચાઇ હતી, જ્યારે ચાલુ સાલે ૨૮ ટકા જેટલી રકમ પુસ્તકો ખાતે ખર્ચાઇ છે, જેથી પુસ્તકો ખાતેની રકમમાં ૧૨ ટકા જેટલા ખર્ચનો વધારો થયો છે. "પુસ્તકાલય" માસિકમાં કરેલી સૂચનાઓ પ્રમાણે અંદાજમાં સામાન્યતઃ ૪૫ ટકા પત્રો માસિકો ખાતે અને ૩૫ ટકા પુસ્તકો ખાતે રકમ ખર્ચવી જોઇએ. એ ધ્યેય આપણે ભવિષ્યના એક બે વર્ષમાં પહોંચી શકીશું એમ મારી માન્યતા છે. ઉપરનું પરિણામ લાવવામાં કેટલીક વખતે અયોગ્ય લખાપઢી અને અપ-ડામણના પ્રસંગો પણ સાંપડયા છે, પરંતુ મને ખાતરી છે કે છેવટે પુસ્તકાલયના સંચાલકો મારી સાથે સહમત થશે જ.

**અંદાજોમાં પુસ્તકો માટે રાખેલી રકમના પ્રમાણમાં પુસ્તકાલયોની સંખ્યા.**

પુસ્તકાલય ખાતાએ સૂચવેલા ખર્ચના સામાન્ય ધોરણમાં પુસ્તકો માટે ઠરેલા ટકા પ્રમાણે ખર્ચ કરનારાં પુસ્તકાલયોની સંખ્યા પ્રાંતવાર નીચેના કોઠા પરથી સ્પષ્ટ જણાઇ આવશેઃ

| અનુ મ | પ્રાંત | ૩૫ ટકા સુધી ખર્ચ કરનારાં | ૨૫ ટકા સુધી | બિલકુલ પુસ્તક | કુલ |
|---|---|---|---|---|---|
| ૧ | વડોદરા | ૧૫૮ | ૭૪ | ૪ | ૨૩૬ |
| ૨ | મહેસાણા | ૧૩૬ | ૧૦૯ | ૧૬ | ૨૬૧ |
| ૩ | નવસારી | ૧૩ | ૫૯ | ૧૧ | ૮૩ |
| ૪ | અમરેલી | ૨૭ | ૩૮ | ૪ | ૬૯ |
| | કુલ | ૩૩૪ | ૨૮૦ | ૩૫ | ૬૪૯ |

**વડોદરા પ્રાંત**

વડોદરા પ્રાંતનાં અંદાજો મંજૂર કરતી વખતે અમને સામાન્યતઃ વિશેષ અડચણ પડી નથી, પણ જે પુસ્તકાલયોએ ૨૫ ટકા કરતાં ઓછી રકમ અગર પુસ્તકો ખાતે બિલકુલ રકમ રાખી ન હતી તેવાં ગામોમાં અમે પત્રો માસિકોમાં ફેરફાર કરેલો તેમાં મુખ્યત્વે કરીને કરેલો ફેરફાર ગ્રાહ્ય નહિ રખાતાં પોતાની માગણી જ કબૂલ રાખવા કેટલાક પુસ્તકાલયોએ દુરાગ્રહ સેવેલો; પરંતુ એકંદરે પુસ્તકાલયોના મંત્રી, ગ્રંથપાલ અને વ્યવસ્થાપકોને જ્યાં જ્યાં અનુકૂળતા મળી ત્યાં મહાલ મંડળોની બેઠકોમાં રૂબરૂમાં તેમજ પત્રોદ્વારા સમજાવી ઉકેલ કાઢી નિદાન ૨૫ ટકા જેટલી રકમ પુસ્તકો ખાતે રાખવા અમે સેવેલો આગ્રહ લગભગ ૯૫ ટકા જેટલાં પુસ્તકાલયોએ માન્ય રાખ્યો છે તે જાણી ખરેખર આનંદ થાય છે. મને ખાતરી છે કે આવતી સાલે આ પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયમાં ૩૫ ટકા જેટલી રકમ પુસ્તકો ખાતે અવશ્ય રાખશે જ, અને અંદાજો મંજૂર કરવામાં સુલભતા કરી આપશે. આ પ્રાંતમાં કેટલેક

સ્થળે નાની રકમનાં અંદાજવાળાં પુસ્તકાલયોએ બે કે ત્રણ વડોદરાનાં જ સમાચારપત્રોની માગણી કરેલી તે અમે નકારી હતી. અને સૂચવ્યું હતું કે જે તે પુસ્તકાલયે પોતાની સ્થિતિ પ્રમાણે ગમે તે એક જ વૃત્તપત્ર રાખવું ઇષ્ટ છે. કરણેટ ગામના અંદાજ માટે અત્રે ખાસ નોંધ લેવી પડે છે. છેવટે પણ આ ગામના વ્યવસ્થાપકો સમજી ગયા છે અને અમારા મતને સંમત થયા છે. બીજો બનાવ થુવાવી સા૦ પુસ્તકાલયનો છે. પોતાની આર્થિક સ્થિતિ નરમ હોવા છતાં મોંઘી કિંમતનું દૈનિક માગવાનો દુરાગ્રહ સેવવો એ કેટલે અંશે યથાર્થ છે ? આજે જ્યારે વૃત્તપત્રોમાં આવતી હકીકતો પર પણ સારાસારનો વિચાર કરી વાંચવા આપણને સૌ કોઇ જણાવે છે તો તેવે પ્રસંગે આપણી સ્થિતિને અનુકૂળ હોય તેટલી કક્ષાનું વૃત્તપત્ર ખરીદાય તો જરૂર તેમાં પુસ્તકાલય ખાતુ અડચણ કરી શકે જ નહિ. માસિકોની બાબતમાં પણ કેટલાંક ગામડાંમાં હિંદી માસિક મૂકવામાં આવે છે અને તે મોટે ભાગે "કલ્યાણ" હોય છે. આ માસિક ઉચ્ચકોટીનું છે. દરેક ગામમાં તેના પૂરતા વાચકો હોતા નથી. ધાર્મિક વાચનની સામાન્ય જનતાને જરૂર છે અને તે સાંપ્રદાયિક ન હોતાં સાર્વત્રિક હોય તો વધારે સારૂં. પરંતુ આપણાં ગામડાંમાં કેટલેક સ્થળે હજી "કલ્યાણ" માસિક વાંચવા તૈયાર હોય તેટલી પ્રજાની તૈયારી જણાઇ નથી. ખંધા ગામે આ અંકો મેં જેવા ને તેવા જોયા છે. પરંતુ જો ધાર્મિક અને હિન્દી બન્નેના ફેલાવા માટે જ આ ગામડાઓ માસિકની ખરીદી પર ભાર મૂકતાં હોય ત્યાં "કલ્યાણ"ને બદલે "ગીતાધર્મ" માસિક વાચકો આગળ રજૂ કરવામાં આવે તો જરૂર સામાન્ય પ્રજાને વધારે વાચનની અનુકૂળતા થાય, એમ મારૂં માનવું છે.

**મહેસાણા પ્રાંત**

મહેસાણા પ્રાંતમાં ૨૬૧ અંદાજો પૈકી ૧૩૬ અંદાજોએ પુસ્તકો ખાતે રકમ વ્યાજબી રાખી છે, અને ૨૫ ટકા સુધી રકમની લગભગ બીજાં ૧૦૯ પુસ્તકાલયોએ રાખી છે. એટલે એ પણ કંઇ ઓછી સંખ્યા નથી. આશા રાખવામાં આવે છે કે આ ૧૦૯ પુસ્તકાલયો આવતી સાલે પોતાના પુસ્તકાલયમાં ૩૫ ટકા રકમ પુસ્તકો ખાતે પૂરેપુરી રાખી અંદાજનાં બતાવેલાં ધોરણો પ્રમાણે ખર્ચ કરવા પ્રેરાશે. મહેસાણા પ્રાંતમાં પુસ્તકો ખાતે રકમ રાખવામાં ખાસ કારણ કંઇ નથી; કારણ, તેવી હઠ કોઇ પુસ્તકાલય તરફથી થઈ નથી. પરંતુ ૧૬ પુસ્તકાલયો જેમણે પુસ્તકો ખાતે બિલકુલ રકમ રાખી નથી તેમને આવતી સાલથી તેમ કરવા દેવામાં આવશે નહિ. આ ગામો પૈકી કેટલાંક ગામોનો અંદાજ માત્ર ૧૬ થી ૨૦ સુધીનો છે એટલે આશા છે કે આવતી સાલથી તેઓ પોતાની નજીકનાં પુસ્તકાલયો સાથે સહકારની યોજનામાં જોડાઇ પોતાનાં અંદાજો સારાં બનાવશે, અને મને ખાતરી છે કે મહેસાણા, ચાણસ્માં, પાટણ, કલોલ, કડી વગેરે મહાલ મંડળો આ બાબતમાં ઘટતી પ્રગતિ કરશે જ.

**નવસારી પ્રાંત**

નવસારી પ્રાંતનાં પુસ્તકાલયો માટે જરા પરિસ્થિતિ વિષમ છે. ગામડાં નાનાં છે. કેટલાક મહાલોમાં પુસ્તકાલયવાળાં ગામો તો એકબીજાની ઘણી જ નજીક છે. પણ સહકારની ભાવના જરા ઓછી જણાઈ છે. આ ભાવના ખીલશે તો આ પુસ્તકાલયો પણ ખૂબ કામ આપશે, એવી મારી ખાતરી છે. નવસારી પ્રાંતમાં મારે ઘણી લખાપડી કરવાના પ્રસંગો ઉપસ્થિત થયા છે અને કેટલેક સ્થળે દોષારોપણ પણ થયાનું સાંભળ્યું છે. આ સ્થળે મારે નિખાલસપણે કહેવું જોઇએ કે પુસ્તકાલય ખાતું કે હું પોતે કોઈ પણ પત્ર કે માસિકને ખાસ ઉત્તેજન મળે અગર તેનો વધુ ફેલાવો થાય એ હેતુથી પુસ્તકાલયોનાં અંદાજ ફેરફાર કરતી વખતે

મૂકતા નથી. પરંતુ સમાજની સામાન્ય સ્થિતિ તેમ જ પુસ્તકાલયની આર્થિક સ્થિતિનો વિચાર કર્યા સિવાય ખર્ચ કરવાના સામાન્ય ધારણોથી વિમુખ થઇ ગમે તેવી માગણી થાય ત્યાં જરૂર ખાતાને ફેરફાર કરવો પડે છે અને વ્યવસ્થાપકોએ તે માન્ય કરવો રહ્યો અગર પોતાનું અંદાજ ખાતાના ઠરેલા ખર્ચના સામાન્ય ધોરણ પ્રમાણે રજૂ કરવું. ગણદેવી મહાલનાં કેટલાંક ગામડાં છે જેનાં પુસ્તકાલયની પ્રગતિ કેવળ નિરાશાજનક છે. પુસ્તકવાચન સામાન્ય પ્રગમાં છે જ નહિ ત્યાં પણ માત્ર એક દૈનિક પાછળ બધી રકમ ખર્ચી નાખવાનો દુરાગ્રહ સેવવામાં આવે છે.

પુસ્તકાલયમાં પ્રતિવર્ષે લોકોની જુદી જુદી કક્ષા પ્રમાણે વાંચવા માટે સારાં પુસ્તકો ખરીદાય નહિ તો તે ગામે સાર્વજનિક પુસ્તકાલય છે એમ શી રીતે આપણે કહી શકીએ? પાથરી ગામની ચાલુ વર્ષની પહેલી ત્રણ માસની ત્રિમાહીમાં એક પણ વાચક પુસ્તકો માટે ન હતો ! એ તેના વ્યવસ્થાપક મંડળની કેવી કાળજી હશે તે બતાવે છે અથવા એ ગામમાં કોઇને પુસ્તકો માટે પ્રેમ જ નહિ હોય ? આમ બનતું અસંભવિત છે. ખરૂં જોતાં તો લોકો પુસ્તકો વાંચવાની જિજ્ઞાસા રાખતા હશે તેમને કામ કરનાર મંત્રીની યોગ્ય દોરવણી નહિ હોય. યોગ્ય સમજના અભાવે તેઓ અંદાજ મંજૂર કરાવવામાં હઠ પકડતા હશે આશા છે કે હવે આ અને બીજાં આવાં પુસ્તકાલયો પોતાના અંદાજો આવતી સાલે વધુ પદ્ધતિસર બનાવશે.

નવસારી પ્રાંતમાં બીજો મહત્ત્વનો પ્રશ્ન દૈનિક સંબંધે છે, તે એ કે પોતાના ટૂંકા અંદાજમાં ' જન્મભૂમિ ' અને ' મુંબઇ સમાચાર ' જેવાં ભારે કિંમતનાં દૈનિક માગે છે. તેને પહોંચી વળાતું નથી. કેટલેક સ્થળે દૈનિક વાચનની જિજ્ઞાસા તૃપ્ત કરવા ખાતર બીજું દૈનિક મૂકવામાં આવે તો તે તેમને રુચતું નથી; કારણ અમદાવાદ તરફથી તે પ્રસિદ્ધ થતાં હોઇ તેમને મોડું મળે છે. ખરૂં જોતાં ટૂંકાં અંદાજો લગભગ ૪૦ રૂપિયાની અંદરનાં અંદાજો માટે તો માત્ર ૧૮ રૂપિયા જેટલી રકમ મુશ્કેલીએ કાર્યકરો પત્રો માસિકો ખાતે ખર્ચી શકે. આમાં સમાચારપત્રો, સામયિકો વગેરેનો સમાવેશ કરવાનો હોય વાચકભાઇઓ વિચાર કરશે કે આમાં મોંઘા દૈનિકનો સમાવેશ કેવી રીતે કરવો. આશા છે કે પુસ્તકાલયો આ બાબતમાં વિચાર કરી પોતાના વિભાગમાં જો કોઇ દૈનિક મળતું હોય ( ધોરણ પ્રમાણે સુરત અને અમદાવાદથી આવાં સસ્તાં દૈનિક નીકળે છે ) અને તે પ્રજાને અનુકૂળ હોય તો તે પત્રો અગર સાપ્તાહિકો મુંબઇ કે બીજાં સ્થળેથી નીકળતાં અને વડોદરામાંથી નીકળતાં અર્ધસાપ્તાહિક અને સાપ્તાહિકોમાંથી જરૂર તે પસંદ કરી ખર્ચ ઠરેલા ધોરણ પ્રમાણે કરશે, અને દરેક જૂથવાર પુસ્તકાલયો પોતાનું સંગઠન કરી જુદાં જુદાં માસિકો અને પુસ્તકોની માગણી કરશે.

**અમરેલી પ્રાંત**

અમરેલી પ્રાંતનાં અંદાજો માટે ખાસ કંઇ કહેવાનું નથી. ધીરે ધીરે આ પ્રાંતમાં પણ ખાતાની સલાહ-સૂચના અનુસાર કાર્ય થશે. અને ભવિષ્યનાં અંદાજો બનાવતી વખતે લક્ષમાં રાખવાની કેટલીક સામાન્ય બાબતોનો વિચાર જરૂર કરશે.

**પુસ્તકાલયોમાં પુસ્તકોની જરૂરીઆત**

પુસ્તકો ખાતે વધુ રકમ રાખવા કેમ આગ્રહ સેવવામાં આવે છે એમ કેટલાક કાર્ય કરનારાઓ પૂછે છે; પણ વાચકબંધુ વિચાર કરશે કે જે ગામે પુસ્તકાલય હોય અને તેમાં દર વર્ષે પુસ્તકોનો નવો જથો ન આવતો હોય તો ગામના લોકોની વાચનવૃત્તિને

કેવી રીતે સંતોષાય ? અને એ પુસ્તકાલય કેવી રીતે કહી શકાય ? વાચનાલય અને પુસ્તકાલયમાં મહત્ત્વનો ફેર એ છે કે **વાચનાલય એ તાત્કાલિક જ્ઞાનની માહિતી પૂરી પાડે છે જ્યારે પુસ્તકાલયમાં રહેતાં પુસ્તકો કાયમ માટે આપણા જીવનના સુખદુઃખના સમયમાં સાંત્વન, દિલાસો અને સલાહકારની ગરજ સારનાર છે.** માટે પુસ્તકો ખાતે આપણે જેમ બને તેમ વધુ ખર્ચ કરવો જોઇએ. ગામડામાં ઓછા ખર્ચનું જો દૈનિક પહોંચાડી શકાતું હોય તો તે દૈનિક તેમને વાંચવા મળે એ જરૂર ઇચ્છવાજોગ છે; પણ સામાન્ય જનતા આગળ મૂકવામાં આવતા દૈનિક વિષે વ્યવસ્થાપકોએ સંપૂર્ણ વિચાર કરવાની જરૂર તો છે જ. માત્ર પ્રજાને સાચા સમાચાર જેટલા ઓછા ખર્ચે આપણે આપી શકીએ તેટલા ઓછા ખર્ચે આપવા નાનાં અંદાજોવાળાં પુસ્તકાલયોએ તજવીજ કરવાની છે. તો જ પુસ્તકો ખાતે આપણે વધારે રકમ ખર્ચી શકીશું. આજે ગામડાંમાં લગભગ દરેક સ્થળે કોઈ ને કોઇ દૈનિક કે સાપ્તાહિક મંગાવતું હોય છે, પરંતુ હજી પુસ્તકો તરફ એટલો પ્રેમ રૈયતમાં ઉગ્યો નથી કે તે પોતાને ઘેર પુસ્તકો વસાવી શકે. વળી સામાન્ય જનતાની આર્થિક સ્થિતિ પણ તેવી નથી કે તેઓ પુસ્તકો ખરીદવા સ્વતંત્ર રીતે નાણાં ખરચી શકે. ત્યારે તો આવાં સ્થળોએ વૃત્તપત્રો માટે મોટી રકમ ન ખર્ચતાં પુસ્તકો પાછળ વધુ રકમ ખર્ચી પુસ્તકોનો સંગ્રહ વધારે અને ગામમાં આવતાં વૃત્તપત્રો અગર થોડી રકમનાં વૃત્તપત્રો પુસ્તકાલયમાં મંગાવી સંતોષ માને. વળી પુસ્તકાલય એ કંઇ કોઇ પ્રકારની મતપ્રચારક સંસ્થા નથી, પણ સામાન્ય જ્ઞાનનો વિકાસ કરનારી સંસ્થા છે. માટે સાંપ્રદાયિક કે કોમી કે કોઇ એક વાદનું વાચન થવા કરતાં સામુદાયિક હિતની દષ્ટિએ પ્રસિદ્ધ થતું સાહિત્ય વધારે વંચાય તેમ પ્રયાસો થવા જરૂરી છે. આશા છે કે ભવિષ્યનાં અંદાજોમાં કંઇક આવો વિચાર થઇ પુસ્તકો, માસિકો, પત્રો વગેરે પસંદ કરવામાં આવશે.

**અંદાજો માટે સહકારી યોજના**

અમે ગયા વર્ષના ઑગસ્ટ માસમાં પ્રસિદ્ધ કરેલી અંદાજો બનાવવાની સહકારી યોજના તથા માહે ઑગસ્ટ સૂચના નં. ૪ તા. ૪–૮–૩૯ માં પ્રસિદ્ધ કરેલી સૂચના નં. ૧૦ તા. ૯–૯–૩૯ દરેક પુસ્તકાલયનું કાર્ય કરનાર ગ્રંથપાલ મંત્રી વાંચે અને જૂથ મંડળની સભામાં તેનો સ્વીકાર કરી પોતાનાં ભવિષ્યનાં અંદાજો સહકારથી બનાવશે તો જરૂર પોતાને વાંચવા જોઇતાં જુદાં જુદાં માસિકો એકમેક પાસેથી સહેલાઇથી મેળવી શકશે અને વધુ પુસ્તકો એક જૂથમાં વસાવી શકાશે. આશા છે કે આપણાં સાર્વજનિક પુસ્તકાલયો પોતાની પ્રગતિ સાધવામાં જરા પણ પાછાં નહિ પડે.

ઉમેદભાઈ મોતીભાઈ પટેલ

---

## એક લેખક અને તંત્રી

તંત્રી : આ બધું તમે તમારી મેળે લખ્યું છે ?
લેખક : જરૂર. દરેક શબ્દ મેં જ લખેલ છે.
તંત્રી : મારો કહેવાનો અર્થ એ છે કે આ મૌલિક લખાણ છે ?
લેખક : તદ્દન મૌલિક..કેમ પૂછવું પડ્યું ?.
તંત્રી : ત્યારે તમને–'એડગર એલન પો'ને મળતાં મને આનંદ થાય છે. હું તો એમ ધારતો હતો કે તમારા મૃત્યુને વર્ષો વીતી ગયાં છે.

# બાળકો અને પુસ્તકાલય

એક યુગ એવો હતો કે જ્યારે પુસ્તકોને કબાટમાં ભરી કબાટોને સાંકળોથી બાંધી રાખવામાં આવતાં હતાં. ત્યારે હાથે લખવાનો યુગ હોવાથી તેનું જતન સારું થતું હતું અને તે યુગમાં એક પુસ્તકાલય વસાવવું.અઘરું થઇ પડતું હતું. પરંતુ જમાનો જેમ જેમ સુધરતો ગયો તેમ તેમ નવીન શોધખોળો થતી ગઈ અને છાપખાનાં નીકળ્યાં, જેના પ્રતાપે લાખો ગ્રંથો પ્રસિદ્ધ થયા છે અને થાય છે, જેથી હવે તો સહેલામાં સહેલાઇથી થોડા ખર્ચમાં દેવ-મંદિર, રાજમંદિર, ગૃહમંદિર એવાં ખાનગી પુસ્તકાલયો વસાવી શકાય તેમ છે અને સામાન્ય પ્રજાની ઉન્નતિકારક ગ્રન્થો પણ ઘણા પ્રસિદ્ધ થયા છે. વળી બાલોપયોગી પણ ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને થાય છે, પરંતુ બાળવાચન તરફ જેટલું લક્ષ આપવું જોઇએ તેટલું લક્ષ અપાતું નથી તે આપવાની ખાસ જરૂર છે. બાળકો એ ભવિષ્યના નાગરિકો છે તો તેમને બાલ્યાવસ્થામાં જ સુવાચન તરફ દોરવામાં આવે તો સુંદર પરિણામ આવે. અને તેમને વાચનરસમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય તો જરૂર અર્ધી કેળવણી બાળકો લઇ શકયા છે એમ માની શકાય. પરંતુ વિચાર કરતાં જણાય છે કે વાચનની કક્ષાનો વિચાર કરી પુસ્તક પસંદ કરી તેમના હાથમાં પસંદગીનાં પુસ્તકો મૂકવાં જોઇએ; પણ તે બાબતમાં પ્રમાદ સેવાતો હોય એમ જણાય છે. પરંતુ હવે બાલસાહિત્ય સર્વસંગ્રહ વગેરે જેવાં પુસ્તકોમાં બાલોપયોગી અને સ્ત્રી–ઉપયોગી કયાં કયાં પુસ્તકો છે તેની જુદી જુદી યાદીઓ તૈયાર કરી નીચે મુજબ કામ કરવા મારી નમ્ર વિનંતિ છે:

1. પ્રથમ બાલોપયોગી પુસ્તકોની યાદી તૈયાર કરી એક બોર્ડ ઉપર ચોઢી વિષયની હકીકત આકર્ષક રીતે લખવી.
2. બાળકોને ગ્રંથપાલે પુસ્તકોમાંની વાતો તેમની ભાષામાં કહેવી એટલે જેમ જેમ તેમને રસ પડતો જશે તેમ તેમ તેઓ પુસ્તકો લેવા લલચાશે.
3. બાળકોને પુસ્તક વાંચવા આપતી વખતે સાધારણ સૂચન કરવું. પુસ્તક ફાટે નહિ, બગડે નહિ, ખોવાય ના, અંદર પેન્સિલના લીટા ના થાય વગેરે સૂચના કરવી.
૪. પુસ્તક પરત આપવા આવે તે વખતે તેમને સૂચક પ્રશ્નો પૂછવા. તમને આ પુસ્તકમાંથી શું ગમ્યું, તમે શું વાંચ્યું, વગેરે હકીકત મેળવવી.
૫. પ્રથમ તેમને શાળા કે પુસ્તકાલયમાં પુસ્તકો વાંચવા આપવાં અને તેમને રસ પડે ત્યાર પછી ઘેર વાંચવા આપવાં.

બાળકોને પુસ્તકના નામની ખબર હોતી નથી એટલે એવો પ્રશ્ન કરે છે કે ચોપડી વાંચવા આપો અગર કોઇ બાળક પુસ્તકનું નામ લઇ પુસ્તકની માગણી કરે તો આપણે ખાસ ધ્યાનપૂર્વક જોવું કે માગણીવાળું પુસ્તક તેમની કક્ષાનું છે કે નહિ. તે પછી જ પુસ્તક આપવું હિતાવહ છે અને જો તેમની માગણીવાળું પુસ્તક આપણી પસંદગી સિવાય આપવામાં આવશે તો પરિણામ અઘટિત આવશે. અને બાળકના હૃદય ઉપર આઘાત થશે અને વાચન ઉપરથી બાળકનું મન ઉઠી જશે."

મલંગશા ઉમેદશા દીવાન

# ગુજરાત પુ. પરિષદના કારોબારી મંડળની પહેલી બેઠક

ઉપર્યુક્ત સભા તા. ૧૦-૩-૪૦ ના રોજ અમદાવાદ મુકામે લેડી વિદ્યાગૌરીના પ્રમુખપદે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના કાર્યાલયમાં મળી હતી, જે પ્રસંગે નીચેના સભ્યો હાજર હતાઃ

(૧) લેડી વિદ્યાગૌરી નીલકંઠ પ્રમુખ, (૨) ઉમેદભાઇ મોતીભાઈ પટેલ, (૩) ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, (૪) પ્રાણલાલ કિરપારામ દેસાઇ, (૫) નાજુકલાલ નંદલાલ ચોકસી, (૬) નરહરિભાઇ દ્વારકાંદાસ પરીખ, (૭) જુગતરામ દવે, (૮) ઇન્દુમતીબ્હેન ચિમનલાલ મહેતા, (૯) રસિકલાલ છોટાલાલ પરીખ, (૧૦) આશાભાઇ નરસિંહભાઇ પટેલ.

એ સભામાં નીચે પ્રમાણે ઠરાવ પસાર થયા હતાઃ

**સ્વ. મોતીભાઇ ન. અમીન સંબંધે શોક ઠરાવ**

ઠરાવ ૧—જીવનની શરૂઆતમાં પેટલાદમાં હેડમાસ્તર તરીકે કામ કરતા હતા ત્યારે બ્રિટિશ તેમજ વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો ઉઘાડવા મિત્રમંડળની યોજના કરનાર, અવારનવાર ગુજરાતની અન્ય પુસ્તકાલય પ્રવૃત્તિમાં સલાહ આપનાર, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ અમલદાર તરીકે રાજ્યનાં ગામડેગામડે પુસ્તકાલયો દ્વારા જ્ઞાનપ્રચારની પરબો માંડનાર, એ પ્રવૃત્તિનાં શુભ અને સફળ પરિણામ આવે એ માટે સ્થાયી ભંડોળ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા રાજ્ય પુસ્તકાલય-મંડળ, તાલુકા, પ્રાંત અને રાજ્ય પુસ્તકાલય પરિષદ્, શિષ્ટ સાહિત્યની પરીક્ષા અને વાચક મંડળ જેવી પ્રવૃત્તિઓ ચલાવનાર, નિવૃત્ત જીવનમાં ગુજરાતને ગામડે ગામડે પુસ્તકાલય પ્રવૃત્તિનો ફેલાવો કરવા ગુજરાત પુસ્તકાલય પરિષદની સ્થાપના કરનાર અને ગુજરાતના વિદ્યાર્થીઓના સલાહકાર અને સહાયક, ગુજરાતના મૂંગા લોકસેવક, સ્વ. મોતીભાઇ નરસિંહભાઈ અમીનના અકાલ અવસાનથી ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિને શરૂઆતથી જ તેમના જેવા અનુભવી સહૃદયી અને સેવાભાવી મહાનુભાવની પડેલી ખોટથી કારોબારી મંડળ દર્દ અનુભવે છે અને તેમની સેવાઓની નોંધ લઇ તેમના આત્માને પરમ શાન્તિ ઇચ્છે છે.

આ ઠરાવની નકલ તેમના કુટુંબીજનોને મોકલી આપવા મંત્રીને સત્તા આપવામાં આવે છે.

[ પ્રમુખસ્થાનેથી ]

**સ્વ. બલવન્તરાય પ. ઠાકોરનો શોકજનક ઠરાવ**

ઠરાવ ૨—આપણી કારોબારી સમિતિના સભ્ય શ્રી. બલવન્તરાય પરમોદરાય ઠાકોરના શોકજનક અવસાનની ગુજરાત પુસ્તકાલય મંડળની આ કારોબારી સમિતિ સખેદ નોંધ લે છે અને તેમના આત્માને અખંડ શાન્તિ ઇચ્છે છે.

આ ઠરાવની નકલ તેમના કુટુમ્બીજનોને મોકલી આપવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે.

[ પ્રમુખસ્થાનેથી ]

ઠરાવ ૩—ગુજરાત પુસ્તકાલય પરિષદના કામચલાઉ કારોબારી મંડળમાં નીચેના બે સભ્યોને ઉમેરવાઃ—

૩

(૧) નામદાર ગણેશ વાસુદેવ માવળંકર, (૨) શ્રીયુત ઝીણાભાઇ દેસાઇ (સ્નેહરશ્મિ) [પ્રમુખસ્થાનેથી

**ઠરાવ ૪**—શ્રી. કિકુભાઇ દેસાઇને ત્રીજા મંત્રી તરીકે નીમવા; અને કાર્યવહી તેમને સ્વીકારવા વિનંતિ કરવી.

[દરખાસ્ત : **શ્રી. મોતીલાલ કે. દેસાઇ** અનુ. : **શ્રી. રસિકલાલ છો. પરીખ**] (સર્વાનુમતે)

**ઠરાવ ૫**—આવતા ઑક્ટોબર સુધીમાં અમદાવાદમાં પુસ્તકાલયોનું સંમેલન ભરવા તજવીજ કરવી; અને સંમેલનના પરિણામે કાર્યનો વિસ્તાર વધે એવાં પગલાં ભરવાં.

[ પ્રમુખસ્થાનેથી ]

**ઠરાવ ૬**—આ સંમેલન ભરાય તે પહેલાં બ્રિટિશ ગુજરાતમાં જ્યાં જ્યાં પુસ્તકાલયો કે વાચનાલયો હોય તેની માહિતી જિલ્લા લોકલ બોર્ડ દ્વારા મેળવવા મંત્રીને વિનંતિ કરવી. સરનામું C/o ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, પો. બો. નં. ૨૩ અમદાવાદ રાખવું.

[ પ્રમુખસ્થાનેથી ]

**ઠરાવ ૭**—સંમેલન થાય ત્યારે મુંબાઈ સરકારને લાઇબ્રેરીઓ અંગેની ગ્રાન્ટની બાબત યાદ કરાવી તે આપવા વિનંતિ કરવી. [ પ્રમુખસ્થાનેથી ]

**ઠરાવ ૮**—પુસ્તકાલયો અને વાચનાલયો માટેની યોજના સરકારે વહેલામાં વહેલી તકે બહાર પાડવી જોઇએ, એમ આ કારોબારી સમિતિ માને છે અને તે માટે સરકારને ઘટતું કરવા પ્રોવિન્શિયલ એડલ્ટ એજ્યુકેશન બોર્ડને વિનંતિ કરવાનું ઠરાવે છે.

[ પ્રમુખસ્થાનેથી ]

**ઠરાવ ૯**—આજની સભામાં જેઓ હાજર છે તેઓને ગુજરાત પુસ્તકાલય મંડળના સભાસદો ગણી ગુજરાત પુસ્તકાલય મંડળની સ્થાપના કરવામાં આવે છે.

[દરખાસ્ત કરનાર ડૉ. હરિપ્રસાદ દેસાઈ ટેકો આપનાર : **શ્રી. નાનુકલાલ નં. ચોકસી**]

( સર્વાનુમતે )

*નોંધઃ—નીચેનાં સભ્યો પોતાની વાર્ષિક ફી. રૂ. ૧-૦-૦ આપીને સભાસદ બન્યાં છે.* હાલમાં આવાં નાણાં મંડળના સભ્ય શ્રી. મોહનલાલ આર. શાહ પાસે બીજી કાંઇ વ્યવસ્થા ન થાય ત્યાંસુધી રાખવા અને મંડળને અંગે જે કાંઇ ખર્ચ કરવું પડે તે તેમાંથી કરવું.

૧ લેડી વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ, ૨ શ્રી. આશાભાઇ નરસિંહભાઇ પટેલ, ૩ શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, ૪ શ્રીમતી ઇન્દુમતી બહેન ચિમનલાલ મહેતા, ૫ શ્રી. નાનુકલાલ નંદલાલ ચોકસી, ૬ શ્રી. ઉમેદભાઈ મોતીભાઇ પરેલ, ૭ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, ૮ શ્રી. નરહરિભાઇ દ્વારકાંદાસ પરીખ, ૯ શ્રી. જુગતરામ દવે, ૧૦ શ્રી. પ્રાણલાલ કિરપારામ. ૧૧ શ્રી. મોહનલાલ આર. શાહ.

છેલ્લે પ્રમુખશ્રીનો આભાર માની બેઠક પૂરી થઇ હતી.

—ૐ—

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે માહે માર્ચ માસમાં** કડી મહાલમાં ૧ દેઉસણા, ૨ આદુંદરા, ૩ ઝુલાસણ, ૪ ધુમાસણ, ૫ કરજીસણ, ૬ વડુ, ૭ ડાંગરવા, ૮ આણંદપુરા, ૯ કૈયલ, ૧૦ નંદાસણ, ૧૧ માયાસુળ, ૧૨ ભટાસણ, ૧૩ સુરજ, ૧૪ ચાલાસણ, ૧૫ મોકાસણ, ૧૬ નગરાસણ, ૧૭ નાની કડી, (હારીજ મહાલનાં) ૧૮ હારીજ (પાટણ મહાલનાં) ૧૯ રૂની, ૨૦ માંડોત્રી, ૨૧ સરવા, ૨૨ બોરઆર, ૨૩ સંખારી, ૨૪ ખીમીઆણા, ૨૫ મીઠી વાવડી, ૨૬ મેમતપુર.

**સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનભાઈ સો. જોશીએ** ૧ ઘંટિયાળા, ૨ મુવાલ.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલે માર્ચ માસમાં** ૧ ભાટપુર, ૨ ગરડા, ૩ સોનગીર, ૪ ટીંબા, ૫ ખુનવાડ, ૬ માલપુર, ૭ નંદપુર, ૮ સરઢીઆ, ૯ રાયપુર, ૧૦ હાંડોદ, ૧૧ અરીઠા, ૧૨ રતનપુર, ૧૩ પીપળસટ, ૧૪ ગુંડીચા.

**ડભોઇ મહાલ માનદ પ્રચારક શ્રી. રવિશંકર છો. જોશીએ** ફેબ્રુઆરી માસમાં ૧ બોરિયાદ, ૨ કુકડ, ૩ ધમેલી.

**વિસનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લ. દવેએ** નવેમ્બર, ડિસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરી માસમાં ૧ દેણપ, ૨ ચલોટા, ૩ રાજગઢ, ૪ રામપુરા, ૫ કંસારાકુઇ, ૬ પુદગામ, ૭ તરભ, ૮ કાંસા.

**કોડીનાર મહાલ માનદ પ્રચારક શ્રી. ભગવાનજી રાઘવજી દવેએ** માહે ફેબ્રુઆરીમાં ૧ સરખડી.

**કડી મહાલ માનદ પ્રચારક શ્રી. દિલીપકુમાર મગનલાલ પંચોળીએ** માહે ફેબ્રુઆરીમાં ૧ દેઉસણા, ૨ ગસોદરા, ૩ ઢોરીઆ, ૪ સાદરા, ૫ ઝુલાસણ, ૬ આદુંદરા, ૭ નગરાસણ.

**સંખેડા મહાલ માનદ પ્રચારક શ્રી. જેસિંગભાઇ ગરબડભાઇએ** ૧ ટીંબા, ૨ સોનગીર, ૩ પાણેજ, ૪ સરગી.

**ઓખામંડળ મહાલ માનદ પ્રચારક શ્રી. ધરમશી ભીમજી જોશીએ** ૧ ખંતુઆ.

**કડી મહાલ માનદ પ્રચારક શ્રી. હિરાલાલ શિ. ઉપાધ્યાયે** ૧ આણંદપુરા, ૨ નંદાસણ.

**વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. મહીજીભાઇ જેઠાભાઇએ** ૧ સાંકરદા, ૨ દામાપુરા.

—※—




**૧ આરાધના:**—લેખક શ્રી. મનસુખલાલ ઝવેરી; પ્રકાશક: આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; પૃષ્ઠસંખ્યા ૧૯૬; પૂઠું કાર્ડબોર્ડનું સચિત્ર; કિંમત ૨–૦–૦.

ગુજરાતના નવા કવિઓમાં શ્રી. મનસુખલાલ ઝવેરીનું પણ સ્થાન છે. એમનાં કાવ્યો 'પ્રસ્થાન,' 'કૌમુદી,' 'ઊર્મિ' વગેરે પત્રોમાં આવેલાં એનો આ સંગ્રહ છે. આમાંનાં કોઈ કોઈ કાવ્યો પહેલી વાર પણ અત્રે પ્રગટ થાય છે. આ કાવ્યોના મુખ્યત્વે બે ભાગ પડે છે: એક સામાન્ય ભાવોને લગતાં, અને બીજાં મહાભારતને લગતાં. પહેલા ભાગનાં કાવ્યોમાં પ્રેમને લગતાં કાવ્યો વિશેષ છે. એમાં કવિ પ્રેમ–દેવતાની આરાધના કરતા જણાય છે; અને તેથી જ આ સંગ્રહનું નામ 'આરાધના' રાખેલું લાગે છે. પ્રેમ સિવાય સમાજજીવનને લગતા પ્રશ્નો ચર્ચતાં તથા કવિના બીજા ભાવો વ્યક્ત કરતાં કાવ્યો પણ એ ભાગમાં છે. આ કાવ્યો મોટે ભાગે સંસ્કૃત વૃત્તોમાં છે. ભાષા સંસ્કૃતની છાપવાળી, પ્રાસાદિક અને મધુર છે. કાવ્યરસિક વ્યક્તિને આ સંગ્રહ ગમે તેવો છે. પાછળ ટૂંક ટિપ્પણ આપેલું છે. કસ્બા પુસ્તકાલયોમાં આ સંગ્રહ ખરીદાય તે ઈષ્ટ છે. પરંતુ ગ્રામ પુસ્તકાલયોમાં એનો બહુ ઉપયોગ થવા સંભવ નથી. સાદા પૂંઠાના આ પુસ્તકની કિંમત પણ એકંદરે વધારે પડતી છે. આવાં પુસ્તકોનાં પૂઠાં સહેજ વધારે ખર્ચ વેઠીને પણ પ્રકાશકો પાકાં કરે તો સારું; નહિ તો થોડા વખતમાં પુસ્તક ખરાબ થઈ જવા સંભવ છે.

**૨ ઈન્દ્રધનુ:**–લેખક: સુંદરજી બેટાઈ; પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠસંખ્યા ૨૩૬; પૂઠું કાર્ડબોર્ડનું સચિત્ર; મૂલ્ય ૨–૦–૦

ગુજરાતના નવા કવિઓમાં શ્રી. મનસુખલાલ ઝવેરીની જેમ શ્રી. સુંદરજી બેટાઈ પણ જાણીતા છે. એમનો એક કાવ્યસંગ્રહ 'જ્યોતિરેખા' આ અગાઉ બહાર પડી ગયેલો છે. આ એમનો બીજો કાવ્યસંગ્રહ છે. આ કાવ્યોમાંનાં કેટલાંક 'કૌમુદી,' 'પ્રસ્થાન,' 'ઊર્મિ' વગેરેમાં આવી ગયાં છે. બાકીનાં બધાં અત્રે પહેલી વાર પ્રસિદ્ધ થાય છે. આ કાવ્યોનાં કવિએ (૧) પ્રયાણ, (૨) પ્રકૃતિદ્વારે, (૩) પ્રણયમંગલ, (૪) પ્રણયવૈધર્મ્ય અને (૫) ઝાંઝરી એવા વિભાગ પાડ્યા છે. 'પ્રણયમંગલ' વિભાગમાં 'ઈન્દ્રધનુ' નામનું કાવ્ય છે તે સુંદર છે. એ કાવ્યમાં પુત્રવિયોગનું દર્દ તથા ગત આત્માની સનાતનતા ગાયેલી છે. આ કાવ્ય 'આપણી કવિતાસમૃદ્ધિ'માં પ્રો. બળવંતરાય ઠાકોરે લીધેલું છે. આ પુસ્તકનું નામ 'ઈન્દ્રધનુ' પાડવામાં એનો કેટલોક ફાળો છે. 'ઝાંઝરી' વિભાગમાં જે કાવ્યો છે તેનું શબ્દ-સંગીત તથા ભાવ મનોરમ છે. બીજા વિભાગોમાંનાં કાવ્યો પણ સારાં છે. શ્રી. બેટાઈનાં કાવ્યો હૃદયને અસર કરે તેવાં છે. આ પુસ્તકને છેડે પણ ટૂંક ટિપ્પણ આપેલું છે; અને તે જાણીતા સાહિત્યકાર શ્રી. ભાનુશંકર બા. વ્યાસે લખેલું છે. આ પુસ્તક પણ કસ્બા પુસ્તકાલયોએ તેમ જ કાવ્યરસિકોએ વસાવવા જેવું છે. ગ્રામ પુસ્તકાલયોમાં એનો ઉપયોગ નહિ જેવો જ થાય તેમ છે.

**૩ આપદ્ધર્મઃ**—લેખક : ગોવિન્દ હ. પટેલ; પ્રકાશક : ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ, વડોદરા; પૃષ્ઠસંખ્યા ૭૬; પૂઠું કાચું; કિંમત ૦–૧૦–૦

આ પુસ્તકમાં રજપૂત યુગની એક વાર્તા લાંબાં કાવ્યરૂપે આલેખેલી છે. વાર્તા વીર, શૃંગાર વગેરે રસથી ભરપૂર છે. ભાષા સંસ્કૃતપ્રધાન છે, વૃત્તો સંસ્કૃત છે. સાધારણ વાચકોને આમાં રસ પડે તેમ નથી. ભાષા તથા કાવ્યના અભ્યાસીને આનું વાચન રસિક લાગે. આવાં લાંબાં કાવ્યો આપણી ભાષામાં લગભગ નથી એ દષ્ટિએ લેખકનો આ પ્રયાસ આવકારદાયક છે; બાકી પ્રજાઘડતરમાં આવાં પુસ્તકોનો ફાળો વિશેષ નથી. આ પુસ્તક કસ્બા પુસ્તકાલયોમાં હોય તો સારું.

**શં. સો. પટેલ**

**૪ બાલવાચનમાળાઃ**—પુસ્તક ૧ શબ્દપોથી પૃ. ૩૨, પુસ્તક ૨ શબ્દપોથી ભા. ૨ પૃ. ૩૨, પુસ્તક ૩ બાલપાઠો પૃ. ૩૨, પુસ્તક ૪ સુંદર પાઠો પૃ. ૪૦, પુસ્તક ૫ જોડાક્ષર પોથી પૃ. ૨૪, પુસ્તક ૬ નાનામોટા પાઠો પૃ. ૩૨. લેખક અને પ્રકાશક : શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ સુણાવ ( આણંદ થઇને ). પૂઠું જાડા કાગળનું, કિંમત પુસ્તક ૧ ૦–૧–૬, પુસ્તક ૨ ૦–૨–૦, પુસ્તક ૩ ૦–૨–૦, પુસ્તક ૪ ૦–૨–૬, પુસ્તક ૫ ૦–૧–૬, પુસ્તક ૬ ૦–૨–૦.

બાલવાચન માળા પુ. ૧ થી ૬ નાં પુસ્તકોનો કેટલો વપરાશ થાય છે તે તેની આ આવૃત્તિઓની પરંપરા પરથી જણાઇ આવે છે.

ભાઇ સોમાભાઇએ બાલવાચનની દિશામાં સુંદર ફાળો આપ્યો છે એમ કહ્યા વગર ન ચાલે.

બાળકોના આરંભના વાચન માટે આ છયે પુસ્તકો વાપરવા સૌને ભલામણ છે.

**૫ મંજીરાંઃ**—લેખિકા અને પ્રકાશિકા : બહેન વસુમતી મહેતા વડોદરા, વેચનારઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. પૃ. ૩૬: પૂઠું જાડા કાગળનું, આવૃત્તિ ૧ લી, કિંમત ૦–૩–૬, ચિત્રકાર : કનુ દેસાઇ.

બહેન વસુમતી મહેતા બાળકો સાથે વર્ષોથી કામ કરે છે. એમની લેખનશૈલી અને શક્તિ માન ઉપજાવે એવી છે.

ત્રણથી ૭ વરસની ઉમરનાં બાળકોથી માંડીને અગિયાર બાર વરસનાં બાળકો અનુભવી શકે તેવાં વિધવિધ કાવ્યો આમાં આપ્યાં છે.

' કોણ હશે ?' જ્યારે ' નવગુજરાત 'નાં પૃષ્ઠો પર વંચાતું ત્યારે જ કોઇકે સૂચન કરેલું કે પુસ્તકાકારે છપાય તો ? વાત સાચી પડી. ' મંજીરાં 'નું મુદ્રણ થયું. ઋતુગીતો પણ સહજ શૈલીમાં નીતરી આવ્યાં છે.

આવો બાલ સંઘમાંનું ગીત

રાષ્ટ્રધ્વજ પ્રાણ હિંદનો તું જાણ,<br>
સ્નેહે કરી સહુ વંદજો આમ.

ઓઢણી આમ બની

મારા ગામના પ્રેમજી કાકાનો<br>
ખેતરનો રૂડો<br>
ફાલ્યો ને ફૂલ્યો<br>
કપાસ શો રૂડો<br>
આ ઓઢણી એની બની.

× × ×

' સિપાઇ દાદા, ' ' અનિલનું સ્વપ્ન ' વગેરે આકર્ષક છે. શ્રી. વસુબહેન આવાં બીજાં પુસ્તકો બહાર પાડી બાળકોની વધુ સેવા બજાવે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે. ' દ્રષ્ટા '

**૬ શ્રીમદ્ભાગવતઃ—** (ગુજરાતી છાયાનુવાદ) સંપાદકઃ શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૦+૫૧૬, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૩૯.

હિંદુ પુરાણોમાં શ્રીમદ્ ભાગવતનું ખાસ સ્થાન છે. પ્રસ્થાનત્રયીમાં એની ગણતરી કરવામાં આવે છે. ભાવિક હિંદુઓ આ પુરાણની કથાસપ્તાહો બેસાડે છે. એમાં હેતુ ગમે તે હોય પરંતુ એથી એમાંના સાહિત્યનો પ્રચાર લગભગ ઘરઘરનો થઇ ગયો છે. આ પુરાણને એના અસલ સ્વરૂપમાં સમજનારા માત્ર ગણ્યાગાંઠયા હોય છે. એટલે શ્રીમદ્ ભાગવતનો આ છાયાનુવાદ એ ગ્રંથને સમજવામાં હરકોઇને ઉપયોગી થઇ પડે તેવો છે.

સંસ્કૃત ઉપરથી આ ગ્રંથનાં ભાષાન્તરો આપણે ત્યાં થઇ ચૂકયાં છે, પરંતુ આ સરળ છાયાનુવાદથી આ ગ્રંથ સમજવો સરળ થાય તેમ હોઇને હરકોઇ સમજી શકે તેવી શૈલીએ રજૂ કરાયો છે. પુસ્તકના શરૂભાગમાં આપેલો ઉપદ્ઘાત આ ગ્રંથ સંબંધે પ્રચલિત કેટલીક વાતોનું સારૂં સ્પષ્ટીકરણ આપે છે, જેથી જનતામાં ઘુસી ગયેલી કેટલીક અવળી માન્યતાઓ દૂર થશે. નવજીવન પ્રકાશન મંદિરે આવો આમજનતાને ઉપયોગી ગ્રંથ પ્રસિદ્ધ કરીને જનતા પર મહદ્ ઉપકાર કર્યો છે. સાડાપાંચસો જેટલી પૃષ્ઠસંખ્યા છતાં એનું મૂલ્ય માત્ર દોઢ રૂપિયો રખાયું છે તે તદ્દન સસ્તુ કહી શકાય.

**૭ મારૂં ગામડું:—** લેખકઃ શ્રી. બબલભાઇ પ્રાણજીવનદાસ મહેતા, પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃ૪ ૧૬+૨૦૮, સાદું પૂઠું, મૂલ્ય નવ આના.

પુસ્તકના લેખક ભાઇ બબલદાસે ખેડા જિલ્લાના માસરા ગામે પડાવ નાખી, ત્યાંની લોકસ્થિતિનો અભ્યાસ કરી આ પુસ્તક લખ્યું છે. લેખનશૈલી એવી સરળ છે કે પુસ્તક રમતાં રમતાં વાંચી જઇએ તેવું–કોઇ નવલકથા વાંચતા હોઇએ તેમ લાગે છે. અને નવલકથા જેવું છતાં એ સત્ય હકીકતો અને વિગતોથી ભરપૂર છે. ગ્રામજીવનને લગતી કાલ્પનિક નવલકથાઓ આપણે ત્યાં ઠીક ઠીક પ્રસિદ્ધ થઇ છે તે કરતાં એક નવલકથાને પણ પાછળ મૂકી દે તેવું આ સત્ય હકીકતોથી ભરપૂર પુસ્તક હરકોઈ ગ્રામોન્નતિની મહેચ્છા ધરાવનારને અને ગ્રામસેવાના પુનિત કાર્યમાં પડેલાઓને ઉત્તમ માર્ગદર્શન આપે તેવું છે. અને જાણીતા લોકસેવક શ્રી. રવિશંકર મહારાજે એનો ઉપોદ્ઘાત લખી એની વિશિષ્ટતા વાચકને સમજાવી છે.

આજે જ્યારે ગામડાંઓ માટે રચનાત્મક કાર્યક્રમો યોજાય છે તેવે વખતે આ પુસ્તક અતિ ઉપયોગી ભોમિયાની ગરજ સારે તેવું થઇ પડવા સંભવ છે.

**૮ ભારતસેવક ગોખલેઃ—** લેખકઃ શ્રી. જુગતરામ દવે. પ્રકાશક ઉપર પ્રમાણે. ડેમી કદનાં પૃષ્ઠ ૨૪+૨૨૮, આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

શ્રી. જુગતરામભાઇ ગુજરાતમાં આજે અજાણ્યા નથી. એમણે ગુજરાતની બજાવેલી સેવાઓમાં આવાં પુસ્તકોનું પણ ખાસ વિશિષ્ટ સ્થાન છે. આ અગાઉ એમણે ગાંધીજીના જીવન વિષે પણ કુમાર–કિશોરોને ઉપયોગી સાહિત્ય આપ્યું છે. આજે આ પુસ્તક દ્વારા એઓ આપણે ત્યાં રાજકીય જાગૃતિનો સાચો સૂર્ય પ્રકટાવનાર ભારતસેવક ગોખલેનું જીવનચરિત્ર આપે છે.

સ્વ. ગોખલેજીના જીવનને લગતાં આ અગાઉ અન્ય પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, પરંતુ આમાં અપાયેલી એમની જીવનઝરમર પ્રમાણભૂત અને પ્રેરક છે. ગોખલેજીના આ જીવનમાંથી

વાચકને આપણી રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ, કેળવણીના કોયડાનો ઉકેલ તેમ જ અન્ય વિવિધ જીવનપ્રસંગો જાણવા મળે તેમ છે.

આ પુસ્તક શિષ્ટ વાચનની પરીક્ષા માટે મુકરર કરી શકાય તેવું છે. મહાલ પુ. મંડળો તરફથી તેમ જ રાજ્ય પુ. મંડળ તરફથી અવારનવાર લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષા માટે આ પુસ્તક પસંદ કરવા માટે અમારી ભલામણ છે.

**૯ ઓતરાતી દીવાલોઃ**—લેખક શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૨૮, સાદું પૂઠું, મૂલ્ય ૭ આના.

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે. અગાઉ પ્રકટ થયેલી આ પુસ્તકની બે આવૃત્તિઓ જનતામાં સારો આદર પામી હતી. પુસ્તકમાં શ્રી. કાકાસાહેબે જેલજીવનના વિવિધ પ્રસંગોનાં તેમણે અનુભવેલાં સુંદર મનોરમ વર્ણનો આપેલાં છે. આશા છે જનતા આ આવૃત્તિ પણ સારા પ્રમાણમાં ઉપાડશે.

**૧૦ યુગચિત્રઃ**—સંપાદક અને પ્રકાશક : શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ–લાઠી, કાઠિયાવાડ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૪૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક.

સંપાદક એક સ્વાશ્રયી લેખક મંડળ ચલાવે છે. એ મંડળ દ્વારા લેખકોના સહકારપૂર્વક તેમની કૃતિઓ પ્રકટ કરવા, વેચવા અને એ રીતે તેમને યોગ્ય મહેનતાણું આપવાની યોજના છે. એ યોજના દ્વારા એ મંડળ તરફથી આ અગાઉ અન્ય પુસ્તકો પ્રકટ થયાં છે.

આ યુગચિત્રમાં જુદા જુદા લેખકોએ લખેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ છે. એમાં સારી વાર્તાઓ પણ સંગ્રહાઈ છે અને અમુક ઉતરતા પ્રકારની પણ છે.

સંપાદકની યોજના સ્તુત્ય છતાં જનતાને અપાનાર સાહિત્ય ઊતરતા પ્રકારનું ન અપાઇ જાય તે માટે તેઓને ચીવટ રાખતા રહેવા અમારી ભલામણ છે.

**૧૧ રામજીનો ખજાનો અને બીજી વાતોઃ**—( સચિત્ર ) લેખક શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, સોલ એજન્ટઃ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ–૨, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૮, મોટા અક્ષરોની બાલસુલભ છપાઇ, મૂલ્ય ૦–૮–૦.

" બાલજીવન " કાર્યાલય તરફથી જાણીતી ઇસપનીતિ કથાઓના બાલોપયોગી ભાગો પ્રકટ કરવાની યોજના થઇ છે. આ કથાઓ પૈકીનો પહેલો ભાગ " વરૂનું સંગીત અને બીજી વાતો " નામે આ અગાઉ પ્રકટ થઇ છે. આ પુસ્તક એજ વાર્તામાળાનો બીજો ભાગ છે. એમ કહેવાય છે કે, આપણે ત્યાંની પંચતંત્રની વાર્તાઓ અને આ ઇસપનીતિ કથાઓ બન્નેમાં એક જ વાર્તાઓ આવે છે.

બાળકોને આ વાર્તાઓમાંથી કંઈ ને કંઇ બોધ જરૂર મળશે.

**૧૨ હસતાં બાળઃ**—( સચિત્ર ) લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૫–૦.

બાળજીવન ક્રમિક માળાનું આ પાંચમું પુસ્તક છે. બાળકોને વાંચતાં વાંચતાં હસવું આવે એવી અને ઘડીભર આનંદ મેળવે એવી નાની નાની ૧૯ વાર્તાઓનો આમાં સંગ્રહ છે. નવરાશને વખતે ઘડીભર આનંદ મેળવવા આ પુસ્તકો બાળકો વાંચશે તો તેમાંથી તેમને થોડું ઘણું હસવાનું જરૂર મળશે.

**૧૩ સુબોધ કથાસાગર** ( અથવા દષ્ટાંત સપ્તશતી ):—પ્રયોજકઃ સ્વામી ગણેશાનંદ મુ. કાસોર. પ્રકાશકઃ સોમાભાઇ કુબેરભાઇ પટેલ, મુ. કાસોર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦+૫૧૨, પાકું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૩૪

જીવનમાં ઉપયોગી થઇ પડે એવાં જુદા જુદા વિષય પરનાં ૭૦૦ દષ્ટાંતોનો આમાં સંગ્રહ કરવામાં આવ્યાં છે. એ દષ્ટાંતો ધાર્મિક અને નીતિવિષયક હોઇને સમાજમાં પ્રચાર કરવા જેવાં છે. દાખલા–દષ્ટાંતો કેટલીક વાર મનુષ્યજીવન પર સારી છાપ પાડી જાય છે, તદનુસાર આમાં અપાયલાં દષ્ટાંતો વાચકના જીવન પર એવી અસર કરી જાય તો ના નહિ. આવું નિર્દોષ અને જ્ઞાનપ્રદ પુસ્તક દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વસાવે. કથાકારો વગેરેને આ પુસ્તકમાંથી સારો ખોરાક મળી આવશે.

**૧૪ ગ્રામોદ્ધારપ્રવૃત્તિઃ**—લેખક અને પ્રકાશક : શ્રી. ભીખાલાલ કપાસી, બી. એ. સયાજીગંજ, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦.

શ્રી. કપાસી તેમના તરફથી અવારનવાર પ્રસિદ્ધ થતી **Mass Uplift** અને ગ્રામોદ્ધાર પત્રિકા દ્વારા ગ્રામજનતાને ઉપયોગી સાહિત્ય વખતોવખત આપતા રહે છે.

આ પુસ્તકમાં પણ તેમણે, વડોદરા રાજ્યમાં ગ્રામોદ્ધાર પ્રવૃત્તિનો કેટલો વિકાસ કઇ કઇ દિશામાં થયો છે તેને લગતી ઠીક ઠીક માહિતી પૂરી પાડી છે.

વડોદરા રાજ્યે ગ્રામ પુનર્ઘટનાના ક્ષેત્રમાં કેવા પ્રકારની પ્રવૃત્તિઓ અને યોજનાઓ અમલમાં મૂકી છે અને તેનાં કેવાં પરિણામ મેળવી શકાયાં છે તેની માહિતી મેળવવા ઇચ્છનારને આ પુસ્તક એક માર્ગદર્શક ભોમિયાની ગરજ સારશે. પુસ્તકાલયોને આ પુસ્તક પોતાને ત્યાં વસાવવા અમારી ભલામણ છે.

**૧૫ મૌલાના આઝાદઃ**—સંપાદકઃ શ્રી. જગન્નાથ દેસાઇ, પ્રકાશક : નેશનલ પબ્લિશર્સ, મહેતા એજન્સી, ઠાકુરદ્વાર કોર્નર, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૪–૦.

રામગઢ ખાતે તાજેતરમાં ભરાઇ ગયેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદનો સંક્ષિપ્ત જીવનપરિચય આ પુસ્તિકામાં આપવામાં આવ્યો છે. એ દેશનેતાનો જીવનપરિચય મેળવવા ઇચ્છનારને એમાંથી ટૂંક માહિતી મળી આવશે. પુસ્તકમાં ઠેર ઠેર જાહેર ખબરોની ભરમાર ભરી હોવાથી તેનો ઉઠાવ બેડોળ લાગતો હોઇને વાંચનારને વિઘ્નકર્તા નીવડે તેવો છે. આવાં પુસ્તકોમાં જાહેરખબરો અનિચ્છનીય જ લેખાય.

**૧૬ અંતરના દિવડેઃ**—લેખક અને પ્રકાશક : શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક, ગ્રકરપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૬૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૬–૦

આ પુસ્તક શ્રી. સોમનાથ સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રકટ કરાયું છે.

પુસ્તકમાં જુદા જુદા વિષયો પરત્વે લેખકે રચેલાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. તેમાંનાં " ભક્તિભૂષણ " કાવ્ય શિવમહિમ્ન સ્તોત્રનું કાવ્યમય ભાષાન્તર હોઇને ' ભવાની ગૌરવગીત " એ ચક્રાદય સ્તોત્રનું ભાષાન્તર છે. આ ઉપરાંત ભાગવતમાંના " ગોપીગીત "ના કાવ્યમય ભાષાન્તરનો આ પુસ્તકમાં સમાવેશ કરેલો છે. સ્થળે સ્થળે આપેલી ફૂટનોટ મૂળને સમજવામાં સરળતા કરી આપે છે.

સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો હમેશાં કિંમતમાં સસ્તાં હોવાં જોઇએ તેને બદલે આ ૬૪ પૃષ્ઠની પુસ્તિકાની કિંમત ૦–૬–૦ જરૂર વધારે પડતી કહી શકાય.

**૧૭ જામનગરની ભીતરમાં:**—પ્રકાશક: આઝાદ હિંદ કાર્યાલય, શ્રીનિવાસ ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદના ઝાંખા કાગળનાં પૃષ્ઠ ૧૯૨, સાદું પૂઠું, મૂલ્ય ૧-૪-૦

રાજકોટનું રાજદ્વારી પ્રકરણ ચાલતું હતું તે પહેલાં અને તે પછી જામનગર રાજ્યમાં ચલાવવામાં આવેલી રાજદ્વારી ચળવળને અંગે ત્યાં જે વાતાવરણ પ્રસરેલું તેની વિગતો એકઠી કરી આ પુસ્તકમાં મૂકવામાં આવી છે. એને લગતી માહિતી મેળવવા ઇચ્છનારને કદાચ આ પુસ્તક ઉપયોગી નીવડે.

**૧૮ જગતની મહાન જ્યોતિઓ:**—લેખક: એચ. એમ. હમદાની, સુરત. એકલા વેચનારાઓ: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ, ક્રાઉન કદના જાડા કાગળનાં પૃષ્ઠ ૪૦, સાદું પૂઠું, મૂલ્ય ૦-૫-૦.

આ નાની પુસ્તિકામાં હિંદના આગેવાન નેતાઓના જીવનને લગતી ત્રણ-ચાર પૃષ્ઠમાં સમાવી શકાય તેવા ટૂંક પરિચય આપેલ છે. ટૂંક જ વખતમાં આ મહાપુરુષો વિષે જાણી લેવા ઇચ્છનારને આ પુસ્તકમાંથી હિંદના એ નેતાઓનો પરિચય મળી આવશે. આમાં અપાયેલા જીવનપરિચયો પૈકી ગાંધીજી, જવાહરલાલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સુભાષ બોઝ અને જિન્હા વગેરે મુખ્ય છે.

**૧૯ સત્તાર ભજનામૃત ઉર્ફે** મુક્તિપ્રબોધ ભજનાવલિ:—સંયોજક: ભક્તકવિ શ્રી. સત્તારશાહ ચિશ્તી નિઝામી, નાંદોદ; પ્રકાશક: મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૧૬૮, છીંટનું પૂઠું, મૂલ્ય રૂા. એક.

જાણીતા મુસ્લીમ ભક્ત કવિ સત્તારશાહ ચિશ્તીએ રચેલાં ભકિતવિષયક ભજનોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવેલો છે. સંયોજક પોતે મુસ્લીમ હોવા છતાં હિંદુ ભકિત-વિષયક વ્યાખ્યાઓના તેઓ સારા પરિચિત છે. જૂની ઢબનાં ભજનોના પ્રેમીઓને આ પુસ્તકમાંથી ઠીક ઠીક ભજનો મળી આવશે.

**૨૦ વિચારવીચિ:**—લેખક: શ્રી. બળવન્ત ગૌ. સંઘવી ( અગ્નિકુમાર ) પ્રકાશક: કલમધર મંડળ તરફથી શ્રી. કુમુદચન્દ્ર ગો. શાહ, કાલુપુર, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૯૬, સાદું પૂઠું, મૂલ્ય ૦-૮-૦.

શ્રી. સંઘવી એક હળવા હાસ્યલેખક છે. એમણે "અગ્નિકુમાર"ના તખલ્લુસથી લખેલી વિવિધ વાતો હળવા સાહિત્યનાં સાપ્તાહિકોનાં પૃષ્ઠો પર આજ સુધીમાં અનેક પ્રકટ થઇ ગઈ છે. એવું જ હળવું સાહિત્ય આ પુસ્તકમાં લેખકે એકઠું કર્યું છે. ઘડીભર ગમ્મત મેળવવા ઇચ્છનારને આ પુસ્તકમાંથી કંઇક પણ મનોરમ જરૂર મળી આવશે.

**૨૧ જ્યોત મંડળની પત્રિકાઓ—જગત અને હિંદ, પ્રાન્તિક સ્વરાજ્ય, રાષ્ટ્રીય ધ્યેય, ખેડૂતનું દેવું, આપણો દેશ, હિન્દમાં શિક્ષણ, હિંદનો ખેડૂત, હિન્દનો મજદૂર, દેશી રાજ્યો, ભારતની સ્ત્રી, ભણેલાની બેકારી, માનવવિકાસ વિગ્રહ, આર્થિક યોજના, લગ્ન, હિંદના ઉદ્યોગો.**

ઉપરના વિષયને લગતી પુસ્તિકાઓ સુરત ખાતેના જ્યોત મંડળ તરફથી પ્રકટ થઇ છે. દરેક પુસ્તિકાના નામ અનુસાર તે તે દરેકમાં ત્યાંના સ્ટડી સર્કલ તરફથી તૈયાર થયેલ વિષયવાર

માહિતી જે તે પત્રિકામાં સંકલિત કરાઇ છે. સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છનાર અભ્યાસીને આ પુસ્તિકામાંથી અભ્યાસ યોગ્ય ઘણી માહિતી મળી આવશે.

જ્યોત મંડળને આવી અભ્યાસપુસ્તિકાઓ પ્રકટ કરવા માટે અભિનંદન.

૨૨ કથાકલગી:—સંપાદક શ્રી. નટવર વીમાવાળા, પ્રકટકર્તા: કથાપરી કાર્યાલય, આમલીરાન, સુરત. ફૂલસ્કેપ ગૂટકા કદનાં પૃષ્ઠ ૩૬૦, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨॥

બાળપાક્ષિક ગાંડીવ દ્વારાં જાણીતા થયેલા શ્રી. નટવરલાલ વીમાવાળાએ જુદા જુદા લેખકોએ લખેલી ટૂંકી વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહી છે. આ વાર્તાઓના લેખકો જાણીતા પણ છે અને અજાણ્યા પણ છે. આમાં સંગ્રહાયેલી વાર્તાઓમાંની કેટલીક વાર્તાશોખીનોને ગમે તેવી રસભરી છે. પુસ્તકના પ્રમાણમાં એનું અઢી રૂપિયા મૂલ્ય વધારા પડતું ગણાય.

મ. પ્ર. વ્યાસ

૨૩ અન્નપૂર્ણાનું મંદિર:—મૂળલેખક: શ્રી. નિરૂપમાદેવી, અનુવાદક : શ્રી. રોપણ દયાલજી ઘેલાણી; પ્રકાશક : એન. એમ. ઠક્કરની કુંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨. ૧૯૪૦, ક્રાઉન ૧૬ પેજી, પૃ૪ ૬+૧૯૬; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂ રૂ. ૨-૦-૦.

શ્રી. નિરૂપમાદેવી શરદ્‌બાબુનાં સ્નેહપાત્રી હતાં. લગ્ન થઇ શક્યાં નહિ, અને તેથી શરદ્‌બાબુની સાહિત્યસેવા અદ્વિતીય બની અને ઉત્તમ પુસ્તકોએ બંગાળી સાહિત્યમાં સંગીન ઉમેરો કર્યો. નિરૂપમાદેવીનાં લખાણોમાં પણ શરદ્‌બાબુના પાત્રાલેખનની તેમ જ બંગાળી સમાજના નીચલા થરની દીનદશા અને કુટુંબજીવનની ઝાંખી આપણને થાય છે. એક ગરીબ બંગાળી કુટુંબ ગૃહસ્થ છતાં ધનને અભાવે અને કુટુંબવિસ્તારને લીધે કેવી દરિદ્રતા ભોગવે છે તેમ જ પહેરામણીની પ્રથાને લીધે તેમને કેવું શોષવું પડે છે, વિશ્વેશ્વર જેવા ધનિકો પૈસાપાત્ર હોઇને પરોપકારી હોવા છતાં સામાજિક રીતરિવાજ તેમજ પ્રતિષ્ઠા ખાતર પોતાને યોગ્ય સ્ત્રી મળે નહિ ત્યાં સુધી નહિ પરણવાના નિશ્ચયથી બે સુંદર બાળાઓનાં જીવન ધૂળમાં મેળવે છે; જો કે એને પોતાને એની ખબર પાછળથી પડે છે. કમળા તથા સતી બન્ને વચ્ચે ગાઢ સખ્ય છે. બન્નેને અકસ્માત વિશ્વેશ્વર ઉપર પ્રેમ થાય છે પરંતુ વિશ્વેશ્વર તૈયાર નથી તેથી કમળા ચારિત્ર્યહીન જમીનદાર જોડે પરણે છે અને એજ સતીને એક વૃદ્ધ રોગી પુરુષ સાથે પરણવું પડે છે. તે પણ ઘર ગીરો મૂકીને સતી એને ઘેર જાય તે પહેલાં એ મૃત્યુ પામે છે. દારિદ્ર્યનાં દુઃખો સહન ન થવાથી રામશંકર ભટ્ટાચાર્ય માંદા પડી મરવાની અણી પર છે ત્યારે બધાને આશીર્વાદ આપે છે. સતી માટે બહુ પશ્ચાત્તાપ કરી તેની માફી માગે છે. વિશ્વેશ્વરને બધાંની સોંપણી કરે છે અને મૃત્યુ પામે છે. અન્નદ્દાત્રી બધું સહન કરે છે અને સતી અને સાવિત્રીની હૂંફે જીવન નિભાવે છે. એટલામાં સતીના પતિના મૃત્યુનો પેગામ આવે છે. પડતા પર પાટુ જેવું થાય છે. સતી અને સાવિત્રી ખૂબ મહેનત કરી જેમ તેમ નિભાવે છે. વિશ્વેશ્વરનાં માસીબા સતી માટે ઝંખતાં તેમ જ સાવિત્રીને પણ વહુ તરિકે લેવા તલપાપડ કરે છે. વિશ્વો માનતો નથી. જો કે એ કુટુંબની ખબર રાખી માસીબા મારફત ગમે તે બહાને મદદ કર્યે જાય છે. સાવિત્રી જોડે પરણવાની ના પાડવાથી માસીબા ખીજવાય છે અને પોતે કાશી જવા માટે ભાણેજને કહે છે. બારેજ સાથે તૈયાર થાય છે અને યાત્રામાં પણ ઠેકઠેકાણે ગરીબ ગુરબાંને બનતી મદદ કરે છે. યાત્રાથી

ઘેર પાછાં ફરતાં ગામના તેમ જ ભટ્ટાચાર્ય કુટુંબના સમાચાર સાંભળી તે તરફ ખેંચાય છે. પરંતુ સતી એની તરફની મદદ સ્વીકારવા તૈયાર નથી. નરેન્દ્ર જમીનદાર સતીને ફોસલાવવા કનડે છે. સતી ઘર હરરાજ થવાનું હોવાથી એના રૂ. ૧૦૦૦ લઇ આપઘાત કરે છે, અને પત્રથી વિશ્વેશ્વરને તમામ હકીકત જણાવે છે. વિશ્વેશ્વરની આંખ ઉઘડે છે અને તમામ પ્રકારની મદદ કરી સાવિત્રી જોડે આખરે પરણે છે અને છેવટે સુખી થાય છે.

સતી, જાહ્નવી, માશીબા, સાવિત્રી અને વિશ્વેશ્વરનાં પાત્રો બહુ સુંદર છે. આવાં પુસ્તકો દ્વારા સમાજની ખરી સ્થિતિ જનતા સમક્ષ ખુલ્લી થઇ શકે છે. ચિતાર ઘણો સુંદર બને છે અને એની ધારી અસર પણ થાય છે.

આવાં પુસ્તકો આપોઆપ વંચાશે. પુસ્તકાલયો જરૂર ખરીદશે. સ્ત્રીઓ માટે પણ આ પુસ્તક સુન્દર છે. તેઓને ઘણું જાણવાનું મળશે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે.

## પરીકથા દેશનિકાલ

આઠ વર્ષ પહેલાં ગુજરી ગએલી એક ઝેક બાઇની લખેલી કેટલીક પરીકથા પર હમણાં નાઝીઓની કડવી નજર પડી છે. અને એ પરીકથાઓવાળાં પુસ્તકોનો નાશ કરવામાં આવ્યો છે. આવી એક પરીકથામાં એક રાક્ષસ આવતો હતો: ખાઉધરો–જે આવે તે ખાય. માણસ, જાનવર, ઘરબાર, ખેતર, ગામ, દેશ બધું. પછી એને પેટમાં દુખવા આવ્યું. પેલાં ખેતરો ને ગામ ને દેશ બધાં અંદર ને અંદર રહ્યાં રહ્યાં બળવો કરી રહ્યાં અને પરિણામે રાક્ષસનું પેટ ચીરાઇ ગયું.

લખનાર બાઇને બિચારીને આવી ફિતુરીભરી પરીકથા લખ્યાનો ખ્યાલ પણ નહિ હોય.

—લુબ

કાગળ, છપાઇ, બાંધણી વગેરે સુંદર છે. માત્ર મૂલ્ય સહેજ વધારે છે.

**૨૪ લાવણ્ય**—મૂળલેખકઃ રવીન્દ્રનાથ ટાગોર, ભાષાંતરકારઃ બચુભાઇ શુકલ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪+૧૯૪, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૧૨–૦

વિરાટ્ ગ્રંથાવલિનું આ ૨૬ મું પુસ્તક છે. રવીન્દ્રબાબુનાં ભાષાંતર થએલાં પુસ્તકોમાં આ એક વધુ ઉમેરો કરે છે. બંગાળી લોકો–ધનિક લોકો–પાશ્ચાત્ય અનુકરણ કેટલી હદ સુધી કરે છે અને તેને લીધે આપણા હિન્દી જીવન પર કેવી ખરાબ અસર થાય છે તેમ જ આખરે આપણા જૂના રીતરિવાજો તરફ કેવી રીતે ખેંચાય છે, એ અમીતરાય, કેતકી, સીસી અને લીસીનાં પાત્રો આબેહૂબ બતાવે છે. લાવણ્યનું પાત્ર કોઇ અજબ છે. શિષ્ટાચાર કેળવણી તેમ જ યોગ્ય અનુભવથી પ્રથમની અભિમાની અને નિષ્ઠુર લાવણ્ય કેવી મૃદુ, સરળ અને પ્રેમી બની અમીતને તેના ખરા સ્વરૂપમાં નિરખી તેની જોડે પ્રેમમાં પડે છે પરંતુ લગ્નબંધનથી જોડાવા સારૂ ના પાડે છે. પ્રેમનો સતત પ્રવાહ અમીતમાં રહી ન શકે એ વિચાર લાવણ્યને લગ્ન કરવા ના પાડે છે. કવિત્વશક્તિને પોષવા પૂરતો જ અમીત પોતાને ચાહે છે એ સત્ય લાવણ્ય સિદ્ધ કરી બતાવી અમીત પાસે પણ તેનું સમર્થન કરાવે છે અને આખરે પોતે તિરસ્કારેલા પરંતુ પોતાનો પ્રેમ ઝીલી શકે એવા શોભનલાલ સાથે પરણે છે, છતાં પણ અમીત પાસે કાવ્ય કરાવે છે, પોતે પણ એક કાવ્ય મોકલે છે. અમીત પણ કેતકી તરફ વળે છે.

અમીતની ફિલસૂફી આદર્શરૂપ છે પરંતુ લાવણ્યને તો ચોખ્ખો દૈવી પ્રેમ જોઇતો હતો તેનો અમીતના સ્વભાવમાં જ અભાવ હોવાથી લાવણ્ય તેની સાથે લગ્નથી જોડાઇ શકી

નહિ. અમીત હમેશાં જનતાથી ઊંધી જ દષ્ટિએ દરેક વસ્તુ જોતો. એનો જીવ ચળવળીઓ હતો. પ્રમુખ તરીકે એનું રવીન્દ્રનાથનાં કાવ્યો સંબંધી ભાષણ તાદશ્ય દષ્ટાંત તરીકે લઇ શકાય. દરેક વસ્તુ એ ઊલટી જ રીતે જોઇ તેને ઉતારી પાડવા મથતો. એટલે અંશે એનામાં અમુક પ્રકારનું વ્યક્તિત્વ કહેવાય પરંતુ એમાં સ્થાયીપણાનો અભાવ અને ચંચળતા દષ્ટિગોચર થતાં. દરેકમાંથી કાંઇ નવીનતા જોઇએ. માસીઆનું પાત્ર બંગાળી વૃદ્ધ અને અનુભવી સ્ત્રીઓનું દષ્ટાંત પૂરૂં પાડે છે. અમીતને એ પુત્રવત્ ગણતી અને એને લાવણ્ય સાથે પરણેલો જોવાને બહુજ ઉત્સુક હતી પરંતુ લાવણ્યની દઢતા આગળ એ લાચાર થઇ. લાવણ્ય પ્રથમ જરા અભિમાની અને વિદ્યાના ગર્વથી ચડતી થઇ. પછી અનુભવે શોભનલાલ તરફ આકર્ષાય છે અને આખરે તેને પરણી સુખી થાય છે.

કાગળ, બાંધણી, છપાઇ, રૂપરંગ વગેરે સુંદર છેજ, પરંતુ ભાષા અઘરી છે એટલે સામાન્ય વાચકો એ પૂરેપૂરૂં સમજી શકે એમ અમને લાગતું નથી. એટલે ગ્રામ પુસ્તકાલયોમાં એ વધુ આદર પામે એમ લાગતું નથી. રવીન્દ્રબાબુના પુસ્તક તરીકે વાચકો અને પુસ્તકાલયો ઉત્તેજન આપે તો નવાઇ નથી. બાકી ઘણા થોડા વાંચકો એ બરાબર સમજી શકશે.

કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો ભલે ખરીદે.

**૨૫ સોમનાથની સખાતે:**—લેખક તથા પ્રકાશક : ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા-વડોદરા, ૧૯૩૪; ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું સચિત્ર રંગીન બોર્ડનું પૂઠું, પૃષ્ઠ ૮+૨+૧૬૦; મૂલ્ય રૂ. ૧-૮-૦ ચિત્રકાર કુ. શ્રી. મંગળસિંહ લાઠી, આવૃત્તિ બીજી.

ભાઇશ્રી રાયચુરા કાઠી રાજપૂતોની શૂરવીરતાની કથાઓ પ્રકાશમાં લાવી રહ્યા છે તે પૈકીની આ પ્રભાસપાટણના સોમનાથ દાદા ઉપરની મહમુદ ગીઝનીનું આ ચોથી ચઢાઈના પ્રસંગે ઇ. સ. ૧૦૨૪ માં લાઠીના દરબાર હમીરજી ગોહિલ અન્ય રાજપૂત શૂરવીરો જોડે સંરક્ષણ અર્થે યુદ્ધમાં ઊતરેલા, તેમાં કટોકટીને પ્રસંગે મુસલમાનોનાં ભયંકર આક્રમણનો સામનો કરવા હમીરજીએ કમળપૂજા કરી અને એમનું ધડ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સુધી લડયું અને શત્રુઓને પાછા હઠાવ્યા અને આખરે જાણભેદુના કહેવાથી ગળીથી રંગેલા દોરાથી ધડને અભડાવ્યું ત્યારે જ ધડ શાંત થયું.

આ પુસ્તક સ્વદેશપ્રેમ, ધર્માભિમાન, . રાજપૂત શૂરવીરતા અને ટેકનાં બહુ સારાં દષ્ટાંતો પૂરાં પાડે છે. એ જમાનામાં રજપૂતાણીઓ પણ યુદ્ધે ચડતી એ ઉમા, સોનબાઇ, વિશાખા વગેરે પાત્રો ઉપરથી સમજાય છે. મૃત્યુ માટે જ અને કમળપૂજા ગૃહસ્થીથી જ થઇ શકે એટલા ખાતર હોંશભરી યુવતી ઉમા હમીર સાથે માત્ર ૧૬ દિવસને માટે જ પરણે છે. પુસ્તક વાંચતાં વાંચનારને પણ શૌર્ય ચઢે એવી શૈલીમાં પુસ્તક લખાયું છે. હાથમાં વાંચવા લીધા પછી પૂરૂં કર્યા સિવાય મૂકવું ગમે એવું નથી. સ્ત્રીઓ, પુરુષો, યુવકો તથા યુવતીઓને પણ પાનો ચડાવે એવું પુસ્તક છે. પુસ્તકાલયોમાં એનો જબરો પ્રચાર થશે જ. આવાં પુસ્તકોને કોઇના ઉત્તેજનની જરૂર રહેતી નથી.

ચિત્રો, છપાઇ, કાગળ, બાંધણી, રૂપરંગ વગેરે સુંદર જ છે.

**૨૬ ઇન્કિલાબે ઉસ્માની અથવા તુર્કી ખિલાફતની ઉથલપાથલ:**—અનુવાદક: કે. એસ. પટેલ. પ્રકાશક: અબદુલ્લાહ અહમદ હુવા, ૯૧, વિક્ટોરીઆ સ્ટ્રીટ ડરબન, નાતાલ,

આફ્રિકા, ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૮+૨૪૦, બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૮-૦; સૂરત બરાનપુરી ભાગોળે ગોળવાળી મસ્જીદમાંથી મેસર્સ મહમ્મદ અહમદ લાલા પાસેથી મળશે.

ઇજિપ્તના મશહૂર અરબી સાહિત્યકાર જરજી ઝયદાનની તુર્ક આઝાદી ચળવળની અરબી નવલકથાના ઊર્દૂ ભાષાન્તર ઉપરથી ભાઇશ્રી પટેલે આ અનુવાદ કર્યો છે. સુલતાન અબ્દુલ હમીદ ખલીફાના વખતમાં તુર્ક પ્રજાનો રોષ પ્રજ્વલિત થતાં તુર્ક યુવકો અને પ્રૌઢોએ વારંવાર પ્રયત્નો કરી અબ્દુલ હમીદનું આપખુદ રાજતંત્ર કેવી રીતે પ્રજાતંત્રમાં ફેરવાવી નાખ્યું તે આમાં બહુ સરસ ગુજરાતીમાં આપ્યું છે. ઊર્દૂ શબ્દો પુષ્કળ વપરાયા છે પરંતુ એ સ્વાભાવિક છે. એટલા પૂરતું આ પુસ્તક ઊર્દૂ ભાષાના જાણકારને વધારે આકર્ષશે. યુસુફ અને શીરીન બે મુખ્ય પાત્રો છે. ગમે તેવાં દુઃખ સહન કરી પોતાનું ધાર્યું સિદ્ધ કરવાનાં આ બન્ને પાત્રો પોતાનાં ખાસ માણસો અને હમદર્દીઓની મદદથી દેશને પરદેશીઓને હાથ જતો બચાવી લે છે. નવા તુર્કોની અહીંથી જ શરૂઆત થાય છે.

પુસ્તક જોરદાર ભાષામાં તેમ જ વાંચનારમાં સ્વદેશપ્રેમ, સહનશીલતા, શૌર્ય, દઢતા વગેરે ગુણો પ્રેરે એવું ઉમદા છે.

તુર્કીએ આઝાદી કેવી રીતે અને કેટલા ભોગે મેળવી એ આ તબક્કે જાણવું હિંદવાસીઓ માટે ખાસ જરૂરનું છે.

કાગળ જરા ઝાંખા છે; બાકી છપાઇ, બાંધણી વગેરે ઠીક છે.

**૨૭ હેમચંદ્રાચાર્ય ચરિત્ર**:—અનુવાદકઃ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, પ્રકાશકઃ શાહ કુંવરજી આણંદજી, ભાવનગર, ૧૯૩૪; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૫+૨૨૪, બોર્ડનું કાચું પૂઠું, મૂલ્ય આના બાર

વિદ્વાન જર્મન અભ્યાસક ડૉ. બુલરના જર્મન પુસ્તકનું આ ગુજરાતી ભાષાન્તર છે. સિદ્ધહેમ નામક અપૂર્વ વ્યાકરણ ગ્રંથના વિદ્વાન પ્રણેતાનું આ જીવનચરિત્ર જુદા જુદા લેખોમાંથી તારવી કાઢી તપાસી ડૉ. બુલરે જર્મન ભાષામાં તૈયાર કરેલું તે ગુજરાતી વાચકો માટે ભાઇશ્રી મોતીચંદભાઇએ અવકાશ મેળવી ગુજરાતી ભાષામાં મૂળની ખૂબીઓ સહિત બહુ વિસ્તારપૂર્વક રજૂ કર્યું છે. આવા પ્રસિદ્ધ પુરુષોનાં જીવનચરિત્રો ઉપરથી ઘણું જોવા, જાણવા તથા વિચારવાનું મળી રહે છે.

આવા પુરુષોનાં ચરિત્રો તથા તેમના લેખો સંબંધી માહિતી સાહિત્યના રસિયાઓએ ખાસ મેળવવી જ જોઇએ. આ પુસ્તક દરેકેદરેક પુસ્તકાલયમાં ખરીદાવું જોઇએ. ગામેગામ જૈન તેમ જ જૈનેતર અભ્યાસકો તથા સામાન્યવર્ગને પણ એ આકર્ષશેજ.

છપાઇ, કાગળ, બાંધણી ઠીક છે. મહેનતના પ્રમાણમાં કિંમત પણ અનુકૂળ પડે એવી છે.

**૨૮ સ્વાધ્યાય ( પ્રથમ ખંડ )**:—લેખક, કામદાર કેશવલાલ હિંમતલાલ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ—૨. ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૫+૨૬૦; સચિત્ર કળામય આચ્છાદન સહિત સુંદર સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨-૦-૦. ૧૯૩૯

વડોદરા કૉલેજના ઇતિહાસના અધ્યાપક શ્રી. કામદારે પ્રસંગોપાત સને ૧૯૧૪ થી સને ૧૯૩૯ સુધીમાં લખેલા ઘણા ખરા લેખો ' સ્વાધ્યાય 'માં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. તેનો આ પ્રથમ ખંડ છે. લેખોના વિષયોમાં વૈવિધ્ય છે. અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, ગ્રામજીવન,

ઇતિહાસ, સાહિત્ય વગેરે વિષયો એમણે એમાં ચર્ચ્યા છે. પ્રથમ ખંડમાં નિવેદનમાં જણાવ્યા પ્રમાણે સરસ્વતીચંદ્રનું રાજકારણ, ઇતિહાસનું પરિશીલન, ગુજરાતમાં ઇતિહાસનું સમર્થન, 'સમયમૂર્તિ' નર્મદ અને નર્મદનો 'રાજ્યરંગ', સંબંધી લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં પણ 'સરસ્વતીચંદ્રનું રાજકારણ' મુખ્ય છે. નિવેદન ખાસ વાંચવા લાયક છે. પોતાના અધ્યાપનના કાર્યને અંગે પણ કેટલાક લેખો લખાયા છે. એમના લેખો અભ્યાસપૂર્ણ, ભાવનાયુક્ત અને વિચારશીલ છે. પુરાતત્ત્વના એમના શોખને લીધે એમના પર્યટન પ્રસંગે પણ એમને ઘણું જોવા જાણવાનું મળ્યું છે. અધ્યાપક રામનારાયણ પાઠકે ઉપોદ્ઘાત લખ્યો છે તે પણ અભ્યાસપૂર્ણ છે.

શ્રીયુત ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર લખ્યો ત્યારે ગુજરાતની રાજકીય પરિસ્થિતિ કેવી હતી તે સરસ્વતીચંદ્રમાં લેખકે ગુજરાતની સંસ્કૃતિ, ગુજરાતનો ઇતિહાસ, બ્રિટિશ યુગદર્શન, તે સમયે રાજસ્થાનોની પરિસ્થિતિ, વગેરે અધ્યાપક કામદારે બહુ સારી રીતે ચર્ચ્યાં છે, શિક્ષકો, યુવકો, યુવતીઓ તેમ જ અન્યને પણ ઘણું જાણવાનું એમાંથી મળશે. મહાભારતનું રૂપક ખાસ ધ્યાન ખેંચે એવું છે. એ સિવાય સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇએ કયા કયા વિષયો કયા કયા ઉદ્દેશથી કેવી રીતે ચર્ચ્યા છે તે પણ બહુ સરળ ભાષામાં સમજાવ્યું છે. એ ઉપરાંત 'ગુજરાતના સંસ્કારિત્વનું ઘડતર' વાળો લેખ ગુજરાત સાહિત્ય પરિષદના સંમેલન પ્રસંગે અમદાવાદમાં પ્રસિદ્ધ થયો હતો. છેલ્લા બે નર્મદ સંબંધી લેખોમાં વીર કવિ નર્મદના રાજ્ય-ને તપાસ્યો છે. અને તેના સમયના ગુજરાતનું દિગ્દર્શન પ્રોફેસર કામદારે કરાવ્યું છે.

પુસ્તકાલયોએ આ પુસ્તક ખાસ સંગ્રહી રાખવા જેવું છે. વિદ્યાર્થીઓ તેમ જ અધ્યા-ને બહુ ઉપયોગી થઇ પડશે.

ભાષા, છપાઈ, રૂપરંગ, બાંધણી વગેરે સુંદર છે. કિંમત પણ માફકસર ગણાય.

**૨૯ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, કાર્યવહી સને ૧૯૩૮-૩૯:**—પ્રકા- : માનદ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, ૧૯૪૦; ડેમી આઠ પેજી ૬૬, પૃષ્ઠ +૧૨૬+૯૧, કાચું પૂઠું, મૂલ્ય ૧૨ આના.

ગુજરાતમાં સંગીન કાર્ય કરી રહેલી સાહિત્ય સભાઓમાં અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા *વિશિષ્ટ સ્થાન ભોગવે છે એ આ વાર્ષિક નિવેદન ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે.* મંત્રીઓ તથા કાર્યવાહકોને અભિનંદન ઘટે છે. સને ૧૯૩૩ થી દર વર્ષે આવું નિવેદન સભા તરફથી પ્રસિદ્ધ થાય છે એટલે આ સાતમું નિવેદન બહાર પડે છે. એમાં ચાર વિભાગો હોઇ, પ્રથમ સભાનું વાર્ષિક નિવેદન આપી સને ૧૯૩૮ ના ગુજરાતી વાઙ્મયના ગ્રંથસ્થ સાહિત્યની સમીક્ષા સાક્ષર શ્રી મંજુલાલ મજમુદાર પાસે તૈયાર કરાવી તે પ્રસિદ્ધ કર્યું છે. પછી સભામાં જુદા જુદા અભ્યાસકો અને સાક્ષરો પાસે અપાવેલાં વ્યાખ્યાનો, ત્રીજામાં સંસ્થાની વાર્ષિક સભાનું નિવેદન અને છેલ્લે સભા તરફથી ચાલતા ગુજરાતી લઘુલિપિ વર્ગની હકીકત આપેલી છે. સભા તરફથી દર વર્ષે સ્વ. રણજિતરામ સુવર્ણચંદ્રક સાહિત્યની સાચી સેવા કરનાર સેવકને આપવામાં આવે છે. આ વર્ષે શ્રી. રવિશંકર રાવળની પાસે તૈયાર થએલા ગુજરાતની તેમ જ રાષ્ટ્રીય કલાકાર શ્રી. કનુભાઇ દેસાઇને ચિત્રકળાદ્વારા ગુજરાતી સાહિત્યની સેવા માટે સદર ચંદ્રક આપવામાં આવ્યો છે. ગુજરાતી લઘુલિપિ વર્ગ પણ આ સભા ચલાવે છે એ એનું વૈશિષ્ટ્ય છે. આવા વર્ગની જરૂર ઘણી જ છે. વર્તમાનપત્રકાર

તથા અખબારનવેશોને તો એ વર્ગ આશીર્વાદ સમાન ગણી શકાય. આ નિવેદન દ્વારા સભાના સંગીન કાર્યની ખાતરી વાચકને થયા સિવાય રહેશે નહિ.

સને ૧૯૩૮–૩૯ ની સમીક્ષા ૧૯૪૦ માં બહાર પડે છે એ મંત્રીઓએ શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે જરા મોડું છે જ પરંતુ એમની મુશ્કેલીઓ તરફ દૃષ્ટિ કરતાં એ ચલાવી લેવું જોઇએ. સાથે સાથે જેમને એ કાર્ય સોંપાય તેમણે એ કાર્ય જેમ બને તેમ જલદી પૂરું કરી બનતી ત્વરાએ એ સમયસર પ્રસિદ્ધ થઇ શકે એવી જોગવાઇ રાખવી જોઇએ. સભાએ પણ આ બાબત પર ખાસ ધ્યાન આપ્યું છે એ ખુશી થવા જેવું છે.

**૩૦ મહાત્મા એમર્સનના નિબંધો ભાગ ૧** લેઃ—ભાષાંતરકાર અને પ્રકાશકઃ પારેખ મણિલાલ છોટાલાલ, રાજકોટ સદર, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૧+૩૩૨, આચ્છાદનવાળું પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૨–૦–૦

અંગ્રેજી નિબંધકાર ઇમર્સન ઘણો પાકો વિચારક હતો. એના નિબંધો શાળા પાઠશાળામાં અભ્યાસક્રમ તરીકે હિંદમાં રજૂ થાય છે. એમાં વિવિધતા છે. વસ્તુસંકલના સારી છે, પ્રગલ્ભતા છે અને અભ્યાસ પણ પાકો છે. અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ ગુજરાતી આલમ સમક્ષ આ નિબંધો સરળ ભાષામાં ધરવા માટે ભાઇ શ્રી. મણિલાલ પારેખને અભિનંદન ઘટે છે. આપણા ગુજરાતી સાહિત્યમાં પણ આ સંગીન ઉમેરો છે. પરદેશી સાહિત્યમાંથી ઉપયોગી સાહિત્ય ભાષાંતર દ્વારા ગુજરાતી આલમ સમક્ષ લાવવાની પણ ખાસ જરૂર છે. એથી આપણા ચારિત્ર્યના ઘડતરમાં તેમ જ આપણા વિચારોમાં શુભ પરિવર્તન થવા સંભવ છે.

ભાષા, છપાઈ, બાંધણી, કાગળ સારાં છે. મૂલ્ય પણ માફકસર છે. હવે પછીના ભાગો વેળાસર બહાર પડે એજ અભિલાષા. ભાગવત–ધર્મપ્રચાર ગ્રંથમાળામાં આ પ્રસિદ્ધ થાય છે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને એનો ખૂબ ખૂબ પ્રચાર કરે અને વંચાવે.

**૩૧ ગ્રામોન્નતિઃ**—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રકાશક. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨, ૧૯૪૦, સુંદર સચિત્ર આચ્છાદનવાળું શુદ્ધ ખાદીનું પાકું પૂંઠું; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૭+૨૯૦, મૂલ્ય રૂ. ૨–૦–૦

વિરાટ ગ્રંથાવલિનું આ ૩૦ મું પુસ્તક છે. એમાં સાક્ષર શ્રી રમણભાઇએ આધુનિક સમયમાં પ્રવર્તી રહેલા ગ્રામોન્નતિના ગૂઢ અને મહત્ત્વના પ્રશ્નને પોતાની લાક્ષણિક ભાષા અને શૈલિમાં સરળતાથી અને વિસ્તારથી ચર્ચ્યો છે. વડોદરા રાજ્યના અમલદાર તરીકે એમને આ પ્રશ્ન ખૂબ વિચારવો પડેલો અને ગામડાની મુશ્કેલીઓ જોઇ વિચારી ગ્રામ જનતાની ઉન્નતિ કઇ રીતે ખરેખરી થઈ શકે એ વિચારી આ પુસ્તકમાં એમણે પોતાનો અનુભવ પ્રસિદ્ધ કર્યો છે. પ્રસંગોપાત એમણે કેટલેક ઠેકાણે એનો ઉપયોગ પણ કર્યો છે અને હજુ કરે છે. આવા અનુભવપૂર્ણ અને અભ્યાસક તેમની નિરીક્ષક દૃષ્ટિએ લખાયેલા આવા પુસ્તકની જરૂર હતી. ગામડાની ઝીણીમાં ઝીણી બાબત પણ એમણે જતી કરી નથી. ગ્રામોન્નતિ સાધવામાં સેવાવૃત્તિ, પ્રમાણિકપણું, તેમ જ કયે કયે સ્થળે કેવી રીતે સુધારા કરવાથી અગવડ વિના સરળતાથી જનતા આગળ વધી શકે અને પોતાનાં જીવન આનંદમય અને સુખચેનથી ને ભરપૂર વિતાવી જીવનનો અનેરો આનંદ માણી શકે એ તમામ સાધનો દ્વારા એમણે સૂચવ્યું છે. બજાર, રસ્તા, આરોગ્ય, પશુધન, શેરી અને ગામ, જીવજંતુ, ખોરાક, આંગણું અને ઉકરડો, આગેવાનોની ફરજ, ગ્રામોન્નતિના માર્ગ વગેરે બાબતો એમણે બહુ વિસ્તારથી ચર્ચ્યા છે, ગ્રામ-

સેવાના વ્રતધારીને આ પુસ્તક માર્ગદર્શક થઇ પડશે, ગામલોકોને પણ દીક્ષાનું સૂચન થશે. એકંદરે ૨૮ પ્રકરણોમાં આ મહત્ત્વના વિષયની રૂપરેખા એમણે દોરી છે. દરેકે દરેક પુસ્તકાલય તેમ જ શાળાઓમાં આ પુસ્તક છૂટથી વંચાવું જોઇએ.

છપાઇ, કાગળ, રૂપરંગ, બાંધણી વગેરે સુંદર છે.

**૩૨ ખરી કેળવણીઃ**—લેખકઃ મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી, કાચું બોર્ડનું પૂઠું, પૃષ્ઠ ૧૪+૪૫૯; મૂલ્ય ૧૨ આના.

મહાત્મા ગાંધીજીએ 'યંગ ઇન્ડિયા,' 'નવજીવન' અને 'હરિજનબંધુ'માં વખતોવખત જણાવેલા કેળવણી સંબંધી અભ્યાસપૂર્ણ અને અનુભવની કસોટીએ સિદ્ધ થએલા વિચારો કુલ ૬૭ લેખોમાં સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. ઉપર પ્રકાશકનું નિવેદન તથા ખરી કેળવણી વિષે ગાંધીજીની માન્યતા એ પણ ખાસ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. લેખોના ત્રણ ખંડ પાડવામાં આવ્યા છે. પ્રથમ ખંડમાં કેળવણીનો આદર્શ ૪૪ લેખોમાં જણાવવામાં આવ્યો છે. બીજો વિદ્યાર્થીજીવનના પ્રશ્નો સંબંધી ખંડ ૧૬ લેખો દ્વારા સિદ્ધ કરવામાં આવ્યો છે, જ્યારે છેલ્લા ખંડમાં રાષ્ટ્રભાષા પ્રચાર સંબંધી ૭ લેખો અન્ય ભાષા પરિષદોને પ્રસંગે તેમ જ હરિજનબંધુમાં પ્રસિદ્ધ થએલા તે એકઠા કરવામાં આવ્યા છે. 'મારી માન્યતા' મુજબ ગાંધીજી કેળવણીના ત્રણ કાળ માટે કેવી કેળવણીની વ્યવસ્થા હોય તે જણાવી પ્રથમ કાળ સમજણ આવે ત્યારથી ૮ વર્ષ સુધી સહશિક્ષણ આપી ત્યાર પછી ક્યારે અને કેવા વાતાવરણમાં કેળવણી આપવી તે જણાવ્યું છે અને તે આઠથી ૧૬ વર્ષ સુધીનાં માટે છે. ત્રીજો કાળ ૧૬ થી ૨૫ વર્ષ લગીનો ગણી તેમાં યુવક-યુવતી પોતપોતાની ઇચ્છા અને સંજોગો પ્રમાણે કેળવણી લે. ૧૬ વર્ષ સુધીમાં બાળક-બાળાને જગતનો ઇતિહાસ, બીજ-ગણિત, ભૂગોળ, ખગોળ, ભૂમિતિ, વનસ્પતિશાસ્ત્ર વગેરેનું સામાન્ય જ્ઞાન મળવું જ જોઇએ અને તેઓને સીવતાં તથા રસોઇ કરતાં આવડવું જ જોઇએ. ગાંધીજી પણ શારીરિક કેળવણીના આગ્રહી છે જ. દરેક બાળકને પોતાના બાપિકા ધંધા તરફ વાળવો જોઇએ અને તે તરફ તેની અભિરુચિ થાય એવી કેળવણી તેને મળવી જોઇએ. ત્રીજા કાળમાં યુવક યુવતી પોતાની કેળવણીના ખર્ચમાં હિસ્સો આપે એવાં તૈયાર થવાં જોઇએ. શિક્ષકોમાં સેવાવૃત્તિ પણ હોય અને તેમને પેટ પૂરતો પગાર મળવો જોઇએ. તેઓ ચારિત્ર્યવાન અવશ્ય હોવા જોઇએ. સ્ત્રીકેળવણી કઇ અને ક્યાંથી શરૂ થવી જોઇએ એ વિષે જણાવી હજુ પોતાના વિચારો નિશ્ચયાત્મક નહિ હોવાનું જણાવે છે. પરંતુ જેટલી પુરુષ તેટલી જ સ્ત્રીઓને પણ સગવડ હોવી જોઇએ.

ગાંધીજીએ જુદી જુદી દૃષ્ટિથી વિચારી કેળવણીનું સાચું સ્વરૂપ રજૂ કર્યું છે. તે શાળાઓ શિક્ષકોને, શિક્ષિકાઓને, વિદ્યાર્થીઓને, રાજકારભારવાળાઓને તેમ જ માબાપોને પણ વાંચવા મનન કરવા યોગ્ય છે. છેવટમાં શબ્દસૂચિથી કોઇ વિષયપર એમના વિચારો જાણવાની બહુ સુગમતા થઇ છે. પ્રૌઢ કેળવણી પણ ગાંધીજી ભૂલ્યા નથી પણ તે માટે અક્ષરજ્ઞાન કરતાં સામાન્ય જ્ઞાનપર એમનો આગ્રહ વિશેષ છે.

શાળા પુસ્તકાલયો, ગૃહસ્થો જરૂર આ પુસ્તક ખરીદે અને વાંચી મનન કરી તેને જીવનમાં ઉતારે.

**૩૩ કાશ્મલનનાં કાવ્યો પ્રથમ પદઃ**—કર્તાઃ કાશ્મલન, પ્રકાશકઃ રંજિતલાલ હરિલાલ પંડ્યા, ૧૨૧, મેડોઝ સ્ટ્રીટ, કોટ; મુંબાઇ; ૧૯૩૪; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૮+૯૫; સચિત્ર કાચું પૂઠું, મૂલ્ય ૮ આના.

શ્રી. રંજિતલાલ પંડ્યા એક સિદ્ધહસ્ત લેખક છે. એમણે કાશ્મલનને નામે કાવ્યો પ્રસિદ્ધ કર્યાં છે; પ્રસંગોપાત કાવ્ય સ્ફૂરે તેમ તેમ એકઠાં કરી આ પ્રથમ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. એમાં લગભગ ૩૫ કાવ્યો છે. કેટલાંક આધ્યાત્મિક, કેટલાંક પ્રાકૃતિક અને કેટલાંક સાંસારિક પણ છે. પ્રસંગો ચિરપરિચિત અને ભાષા તથા છંદ પણ સહેલા હોવાથી જનતા સહેલાઈથી સમજી શકશે. કાવ્યો ટૂંકાં અને રસિક પણ છે. છેવટે પરિશિષ્ટમાં કેટલાંક કાવ્યોનો પ્રધાન સૂર કયો તેમ જ તે કેવી રીતે ઉદ્ભવ્યો તે અને છંદ વગેરેની માહિતી આપેલી હોવાથી સમજવામાં સરળતા થાય છે.

આવા સિદ્ધ લેખકોનાં પુસ્તકો પુસ્તકાલયોમાં ન હોય તો તેમનું મહત્ત્વ તેમજ ઉપયુક્તતા ઘટે.

**૩૪ મુસોલિનીઃ**—પ્રયોજકઃ ભારદ્વાજ, પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. ૧૯૩૩; ક્રાઉન ૧૬ પેજી કદ, સચિત્ર પૂઠું; પૃષ્ઠ ૮+૧૩૨; મૂલ્ય કાચું પૂઠું, ૭ આના, પાકું પૂઠું ૧૨ આના.

નવયુગ ગ્રંથમાળાના ૨૦ મા પુસ્તકરૂપે અને ત્રીજા વર્ષના ૨ જા પુસ્તકરૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એમાં ઇટાલીના સરમુખત્યાર બેનિટો મુસોલિનીનું જીવનવૃત્તાંત તેમ જ મુસોલિનીના નામ સાથે ઓતપ્રોત ફેસીઝમની સરળ અને સચોટ ભાષામાં સંપૂર્ણ માહિતી આપી છે. અને ત્યારની સ્થિતિ પર આવતાં એને કેવી કેવી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું છતાં પણ અડગ નિશ્ચય અને કડક શિસ્ત અને મક્કમતાને લીધે એ અત્યારે જગતનું ધ્યાન કેન્દ્રિત કરી રહ્યો છે. એમના અનુયાયીઓએ શરીર કેવી રીતે કેળવવાં, તેમણે શું શું કરવું જોઇએ, તેમનું ધ્યેય કેવું હોવું જોઇએ, મજૂરો માટે તેમના હકકો એણે કેવી રીતે મેળવ્યા અને અનુયાયીઓ તેમને કેવું અને કેટલું માન આપે છે તેમજ તેમના નામ પર કેવા મરી ફીટે છે તથા ઇટાલીની હાલની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એમણે કેવી રીતે પ્રાપ્ત કરી અને યુરોપમાં પોતાનું વર્ચસ્વ કેવી રીતે પ્રાપ્ત કર્યું વગેરે બહુ સરસ રીતે સરળતાથી સમજાવ્યું છે. આ પુસ્તક વાંચતાં ફેસીઝમ એટલે શું તે આપણે સમજી શકીએ છીએ.

પુસ્તકાલયો તો જરૂર અપનાવશે જ. યુવક-યુવતીઓએ આવા મહાન અને પ્રતિભાશાળી પુરુષનું જીવનચરિત્ર વાંચી તેમાંથી પોતાનું ચારિત્ર ઘડવું જોઇએ.

**૩૫ સુશીલાના પત્રો** ભા. ૧ લોઃ—લેખક સ્વ. ગિજુભાઇ બધેકા, પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી કદ, પૃષ્ઠ ૯૦, કાચું સચિત્ર પૂઠું, મૂલ્ય ૫ આના.

દ. મૂ. બાલસાહિત્ય વાટિકાનું આ ૩૨ મું પુસ્તક છે. બાલસાહિત્ય વાટિકા એ સ્વ. ગિજુભાઇનું બહુ સારું સ્મરણચિહ્ન છે. નાનાં બાળકો માટે જ એ રચ્યું. આમાં બાળકોને પત્ર લખતાં શીખવવાનો ઉદ્દેશ છે. પત્રમાં શું શું લખાય, મથાળું કેમ કરાય, છેવટ કેવી રીતે પૂરું કરાય એ બધું પોતે સરળતાપૂર્વક સમજાવ્યું છે. ગમે ત્યાં હોય પરંતુ પ્રથમનાં

પોતાનાં સહવાસનાં ભાઇભાંડુઓ સંબંધી વખતોવખતની માહિતી કેવી રીતે મેળવાય છે અને આનંદ પમાય છે તેને માટે આ પુસ્તક બહુ ઉપયોગી છે.

શાળાઓ, બાળ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદશે જ.

**૩૬ જૈન તત્ત્વજ્ઞાન:**—લેખક: સ્વ. શ્રી. વિજયધર્મસૂરિજી, અનુવાદક: મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજી મહારાજ, પ્રકાશક દીપચંદ બાંઠીઆ, છોટા સરાફા, ઉજ્જૈન ૧૯૩૫; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું, પૃષ્ઠ ૩૫+૪૨, મૂલ્ય ૪ આના. વિજયધર્મસૂરી જૈન ગ્રંથમાળાનું આ ૨૫ મું પુસ્તક છે.

સને ૧૯૧૦ માં કલકત્તામાં અને સને ૧૯૧૧ માં અલ્લાહાબાદમાં અખિલ ભારતવર્ષીય સર્વધર્મપરિષદને પ્રસંગે જૈન ધર્મ સંબંધી આપેલાં એ ભાષણોનાં ભાષાંતરમાં જૈન તત્ત્વજ્ઞાન દિગ્દર્શન અને જૈન શિક્ષા-દિગ્દર્શન સંબંધી માહિતી આપવામાં આવી છે. જૈન તેમ જ જૈનેતરોને એ બહુ ઉપયોગી થઇ પડશે. અન્ય ધર્મોનાં તત્ત્વો તથા તેમના ઉદ્દેશો સમજી તેમાંથી સાર ખેંચી આપણા જીવનમાં ઉતારવાં એ આત્મોદ્ધારનું પગથિયું છે. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો તથા જૈન વસ્તીવાળાં ગ્રામ પુસ્તકાલયો જરૂર ખરીદે.

ના. ચં. દીવાનજી

## સામયિકો

**૧ પ્રવાસી ( મહાસભા અંક ):**—તંત્રી: શ્રી. રવિશંકર મહેતા, પ્રકાશક: ધી સ્ટેટ્સ પિપલ્સ લિ. મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

છેલ્લા ચાર-પાંચ માસ થયાં શરૂ થયેલ "પ્રવાસી" સાપ્તાહિકે એની ટૂંકી ગજાલમાં ઠીક ઠીક પ્રગતિ સાધવા માંડી છે. એના દર અઠવાડિયે પ્રસિદ્ધ થતા અંકોમાં દર વખતે નવનવીન વાચન આપવામાં આવે છે.

એજ સાપ્તાહિકનો રામગઢ ખાતે ભરાયેલી મહાસભાના અધિવેશન પ્રસંગે ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો છે. અંકનો ઉઠાવ અને વાચનસામગ્રી એના વાચકને એ પૂરો વંચાયા સિવાય હેઠે મૂકવા દે તેમ નથી. અંકનું મુખપૃષ્ઠ ભાવનાવાહી ચિત્રનો એક ઉત્તમ નમૂનો છે, જ્યારે પ્રથમ પૃષ્ઠ પર છપાયેલું શ્રી. સિયારામશરણ ગુપ્તનું "એક હમારા ઊંચા ઝંડા એક હમારા દેશ" શીર્ષક કાવ્ય રાષ્ટ્રીય ભાવનાને જાગ્રત કરતું મોઢે રહી જાય તેવું છે.

આ ઉપરાંત મહાસભાનાં આંદોલનો અને ચાલુ રાજકારણી વિચારસરણીને લગતા લેખો અને રાષ્ટ્રપ્રમુખનું જીવનચરિત્ર પણ અપાયું છે. આખોય અંક રાષ્ટ્રીય ઇતિહાસના એક ખંડ જેવો લાગે છે.

**૨ મુંબઇ સમાચાર** સાપ્તાહિક (રામગઢ મહાસભા અંક):—અધિપતિ: સોરાબજી પાલનજી કાપડિયા, પારસી બજાર, રેડ હાઉસ, મુંબઇ.

અઠવાડીક મુંબઇ સમાચારે પણ મહાસભા અધિવેશન પ્રસંગે ખાસ અંક પ્રકટ કરેલો. દર અઠવાડિયે અપાતા અવનવા વિષયો ઉપરાંત આ અંકનાં શરૂ ભાગનાં પૃષ્ઠોમાં મહાસભાને લગતા લેખો અને રાષ્ટ્રીય હિલચાલને લગતું વાચન આપાયેલું છે. શરૂ બાજુના લેખો ઉઠાવી લેવાય તો આ અંકને મહાસભા અંક નામ અપાય કે કેમ એ એક પ્રશ્ન છે.

**૩ પ્રજામિત્ર કેસરી** ( મહાસભા અંક ):—તંત્રીઃ શ્રી. પરમાનંદ ટી. અશર, પ્રકાશકઃ ધી હિન્દુસ્થાન ન્યુસપેપર્સ લિ. મુંબઇ.

આ ભાઇબંધ પત્રે એનો મહાસભા અંક એની હંમેશની સ્વીકારેલી નીતિ અનુસાર પ્રકટ કર્યો છે. આ અંકમાંથી વાચકને ગાંધીવાદવિરોધી વિચારસૃષ્ટિ મળી આવશે, જ્યારે સુભાષબાબુના પ્રાગતિક પક્ષની તરફેણ કરતાં લખાણો ઠીક ઠીક છે. રાજકીય તુલના મેળવવા ઇચ્છનાર વાચકને આમાંથી ત્રાજવાનાં બે પલ્લાં મળી આવશે. પરંતુ તેને સમતુલા કહેવી કે કેમ તેનો નિર્ણય વાચક જાતે કરી લે.

**૪ નવચેતન** ( માસિક ) એપ્રિલ અંકઃ—તંત્રી શ્રી. ચાંપશીભાઇ ઉદ્દેશી, ૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા. આ અંકથી " નવચેતન " માસિક એના અવતાર પછીનાં અઢાર વર્ષ પૂરાં કરી ઓગણીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. એક પત્રકાર અને તેમાંય સાહિત્યના માસિકના સંચાલકને માથેની મુશીબતો એ સંચાલક જ જાણી શકે. એણે દેવાના ઢગ પણ વહોર્યા છે. એ મુશીબતો વટાવી અઢાર વર્ષ પૂરાં કરવા " નવચેતન "ને અને એના તંત્રી શ્રી. ચાંપશીભાઇને અમારા અભિનંદન છે.

અત્યાર સુધી " નવચેતન " માસિકે જનતાને સારું એવું વાચન આપ્યું છે અને આજે ભુલાઈ ગયેલા " વીસમી સદી "ની ખોટ પૂરી પાડી છે. એની કદરરૂપે ગયે વર્ષે કલકત્તાના ગુજરાતીઓએ એને રૂ. ૧૦૦૧)ની થેલી અર્પણ કરાતાં એનો ખોટનો ખાડો પુરાયો છે.

આ એપ્રિલ અંક એનો નવવર્ષાંક છે. એ ખાસ વાર્તા–અંક તરીકે પ્રસિદ્ધ થયો છે. અંકમાં આપણા જાણીતા વાર્તાનવેશો શ્રી. પન્નાલાલ પટેલ, ગુલાબદાસ બ્રોકર, શ્રી. તારાચંદ્ર અડાલજા, અને શ્રી. કેશવ શેઠની વાર્તાઓ અપાયેલી છે.

**૫ ચિત્રમય જગત** (ખાસ મહાયુદ્ધાંક):—માર્ચ ૧૯૪૦. સંપાદકઃ શ્રી. તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક, ચિત્રશાલા પ્રેસ, પૂના.

" ચિત્રમય જગત " દર વર્ષનો પ્રથમ અંક ખાસ અંક તરીકે પ્રકટ કરે છે. આ વર્ષે એણે " ખાસ મહાયુદ્ધ અંક " પ્રકટ કર્યો છે. આખોયે અંક આજે યુરોપમાં ચાલી રહેલી આગલાં બધાં યુદ્ધોને ભુલાવી દેતી જબ્બર જાદવાસ્થળીને લગતી અનેક અજાણી માહિતીઓથી ભરપૂર છે.

વાચક જનતાને યુદ્ધને લગતી આવી માહિતીઓ આપવા બદલ ધન્યવાદ.

**૬ નૌકા** (વાર્ષિક અંક):—સંપાદકઃ શ્રી લક્ષ્મીકાન્ત હરખચંદ, કોચીન.

ગુજરાતથી દૂર ઠેઠ મલબારકિનારે કોચીનમાં વસતા ગુજરાતી ભાઇઓ તરફથી "નૌકા" નામનું સાપ્તાહિક પત્ર પ્રકટ થતું હતું, જે હાલ બંધ પડ્યું છે. એના તરફથી પ્રકટ થયેલ આ વાર્ષિક અંકમાં દક્ષિણ ભારતને લગતા તેમ જ અન્ય વિષયોની માહિતી આપતા લેખો આપવામાં આવ્યા છે.

**સ્વીકારઃ**—શ્રી. વિદ્યાગૌરી સા. પુ. કરનાળીનો ૧૯૨૫–૨૬ થી ૧૯૩૮–૩૯ સુધીનો હેવાલ, શ્રી શિવાજી સા. પુસ્તકાલય અને વ્યાસ છો. હ. મહિલા અને બાલ પુસ્તકાલયનો ૧૯૩૮–૩૯ નો હેવાલ, વાકળ એ. વાં. સ્કૂલ. મોભારોડનો હેવાલ.

---

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | મારું જીવન અને કાર્યક્ષેત્ર | રમણલાલ વસંતલાલ દેસાઈ | એન. એમ. ઠક્કરની કંપની મુંબઈ ૨ | ૨– ૦–૦ | |
| ૨ | અન્નપૂર્ણાનું મંદિર | ટોપણ દયાળજી ઘેલાણી | ,, ,, | ૨– ૦–૦ | |
| ૩ | એશિયાની ભીતરમાં | ચંદ્રભાઈ કા. ભટ્ટ | યુગધર્મ કાર્યાલય, અમદાવાદ | ૨– ૦–૦ | |
| ૪ | યુગચિત્ર | સ્વાશ્રયી લેખક મંડળ | સ્વા. લેખક મંડળ–લાઠી | ૧– ૦–૦ | |
| ૫ | અમૃતવાણી અને અમરફળ | શાસ્ત્રી મોતીરામ રમાશંકર | લેખક પોતે, પંડ્યા ખડકી, નવસારી | લખી નથી | |
| ૬ | વિચારવીચિ | બળવંત ગૌ. સંઘવી | કલમધર મંડળ, અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૭ | સત્તાર ભજનામૃત | ભક્ત સત્તારશાહ | મહાદેવ રા. જાગુષ્ટે અમદાવાદ | ૦–૧૦–૦ | |
| ૮ | વિદાયવેળાએ | કિશોરલાલ ધ. મશરૂવાળા | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૯ | વિંધ્યવનની કન્યકા | સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ત્રિલોચન કેશવલાલ ધ્રુવ અમદાવાદ | ૨– ૦–૦ | |
| ૧૦ | ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ | ભીખાલાલ કપાસી | લેખક પોતે, વડોદરા | ૦–૧૨–૦ | |
| ૧૧ | જગતની મહાન જ્યોતિઓ | એચ. એફ. હમદાની | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૦– ૫–૦ | |
| ૧૨ | હસતાં બાળ | રમણલાલ ના. શાહ | બાલજીવન કાર્યાલય વડોદરા | ૦– ૫–૦ | |
| ૧૩ | રામજીનો ખજાનો | ,, | ,, | ૦– ૮–૦ | |
| ૧૪ | પગદીવાની પછીતેથી | જયંતિ દલાલ | રેખા અને ગતિ કાર્યાલય અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૧૫ | મંજરી | શ્રી. વસુમતી મહેતા | પુ. સ. સ. મં. લિ. વડોદરા | ૦– ૫–૦ | |
| ૧૬ | સુકન્યા | શ્રી. બાલકૃષ્ણ જોષી | ઓશકિન કાર્યાલય સુરત | ૦– ૨–૦ | |
| ૧૭ | ચાલણ ગાડી | જુગતરામ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૧–૦ | |
| ૧૮ | જીવનસૌરભ | રસિકભાઈ વહોરા | ગૂર્જર ગ્રં. ર. કાર્યાલય અમદાવાદ | ૦– ૫–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક . પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૩૫૩ | અલકા | શરદ્‌બાબુ | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | પાકું ૨– ૦–૦ | "યુવક" એપ્રિલ '૪૦ |
| ૩૫૪ | મારાં માસીમા | વિનોદ | ,, ,, | ૨– ૮–૦ | "યુવક" એપ્રિલ '૪૦ |
| ૨૯૩ | રેણુની મા | શરદ્‌બાબુ | ,, ,, | ૩– ૮–૦ | "પ્રજાબંધુ" ૭-૪-૪૦ |
| ૩૫૫ | વરતું સંગીત અને રામજીનો ખજાનો (બાલોપયોગી) | રમણલાલ ના. શાહ | ,, ,, | દરેકના ૦– ૮–૦ | "યુવક" એપ્રિલ '૪૦ |
| ૩૫૬ | જગતનો તાત | રામનારાયણ ના. પાઠક | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૨– ૦–૦ | "યુવક" એપ્રિલ '૪૦ |
| ૩૫૭ | જામનગરની ભીતરમાં | ... | આઝાદ હિંદ કાર્યાલય અમદાવાદ | ૧– ૪–૦ | "યુવક" એપ્રિલ '૪૦ "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૫૮ | દુહાની રમઝટ | શ્રી. રાયચુરા અને ગઢવી મેરૂભા | ગોકુળદાસ દા. રાયચુરા, વડોદરા | ૧– ૮–૦ | "યુવક" એપ્રિલ '૪૦ "ગુ. ફા. સ. ત્રૈમાસિક" એપ્રિલ–જુન '૪૦ |
| ૩૫૯ | શ્રીમદ્‌ભાગવત | ગોપાલદાસ જીવાભાઇ પટેલ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧– ૮–૦ | 'બુદ્ધિપ્રકાશ' જાન્યુ. '૪૦ "પાટીદાર" ચૈત્ર '૯૬ "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૬૦ | માર્કંડેય પુરાણ (ગુ. પદબંધ) | કવિ પ્રેમાનંદકૃત | ગુજરાતી પ્રિં. પ્રેસ, મુંબાઇ | ૩– ૮–૦ | "બુદ્ધિપ્રકાશ" જાન્યુ. '૪૦ |
| ૩૩૧ | સુવાસચંદ્ર | ઉષાદેવી દલાલ | જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ–મુંબાઇ | ૨– ૮–૦ | "શિક્ષણ અને સાહિત્ય" એપ્રિલ '૪૦ |
| ૨૭૭ | બિન્દુ | ચન્દ્રકાન્ત મહેતા અને મનુભાઇ જોધાણી | ,, ,, | ૦– ૮–૦ | ,, ,, |

* આ કોઠામાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે —તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬૧ | શરદ્‌બાણુની બાળવાતો | રમણલાલ પી. સોની | ગૂર્જરગ્રંથ રત્ન કા. અમદાવાદ | | "શિક્ષણ અનેસાહિત્ય" એપ્રિલ '૪૦ |
| ૩૪૭ | વળામણાં | પનાલાલ પટેલ | રેખા અને ગતિ કા. અમદાવાદ | ૦-૮-૦ | "શિક્ષણ અને સાહિત્ય" એપ્રિલ '૪૦ " ઊર્મિ " એપ્રિલ '૪૦ |
| ૩૬૩ | શ્રીહર્ષિ | સ્વામી નિરંજનાનંદ | રમણાશ્રમના સર્વાધિકારી તિરુવલ્લુમલાઇ | ૦-૮-૦ | "શિક્ષણ અને સાહિત્ય" એપ્રિલ '૪૦ |
| ૩૨૪ | સંસ્કૃતિનાં વહેણ | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ભારતી પ્રકાશન મં. અમદાવાદ | ૧-૧૨-૦ | "શિક્ષણ અને સાહિત્ય" એપ્રિલ '૪૦ |
| ૩૬૪ | કાવ્યકળા | પ્રો. મોહનલાલ પા. દવે | યુગાન્તર કાર્યાલય સુરત | ૧-૮-૦ | ફા. ગુ. સભા ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ |
| ૩૬૫ | વિદાય વેળાએ | કિશોરલાલ ઘ. મશરૂવાળા | નવજીવન પ્ર. મં. અમદાવાદ | ૦-૮-૦ | "પાટીદાર" ચૈત્ર '૯૬ |
| ૩૪૧ | કલ્કિ અથવા સંસ્કૃતિનું ભાવિ | સર્વપલ્લી રાધાકૃષ્ણન્ | ,, ,, | ૦-૧૦-૦ | ફા. ગુ. સભા ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ "પાટીદાર" ચૈત્ર '૯૬ |
| ૩૩૮ | ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | પુરુષોત્તમ ના. ગાંધી | ,, ,, | ૧-૪-૦ | ફા. ગુ. સભા ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ |
| | જીવનવિજ્ઞાન | રમણીક કે. ત્રિવેદી અને ભાઇલાલ કોઠારી | પુ. સ. સ. મં. લિ વડોદરા | ૧-૩-૦ | "ઊર્મિ" એપ્રિલ '૪૦ ફા. ગુ. સ. ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ |
| ૩૬૬ | કાવ્યની શકિત | રામનારાયણ વિ. પાઠક | શ્રી સયાજી સાહિત્યમાળા વડોદરા | ૧-૧૨-૦ | "ઊર્મિ" એપ્રિલ '૪૦ ફા. ગુ. સ. ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ |
| ૩૬૭ | સાહિત્ય વિમર્શ | ,, ,, | ,, ,, | ,, | ફા. ગુ સ. ત્રૈમાસિક એપ્રિલ-જુન '૪૦ "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૬૮ | ભાષાવિજ્ઞાન પ્રવેશિકા | બચુભાઇ શુકલ | સયાજી સાહિત્યમાળા | ૧-૧-૬ | "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૨૮ | વિવેચના | પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | લેખક પોતે, સુરત | ૨-૮-૦ | 'ઊર્મિ' એપ્રિલ '૪૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬૯ | અન્નપૂર્ણાનું મંદિર | ટોપણ દયાળજી ઘેલાણી | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ | ૨-૦-૦ | "ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૭૦ | કથાકલગી | નટવરલાલ વીમાવાળા | કથાપરી કાર્યાલય-સુરત | ૨-૮-૦ | "ઊર્મિ" એપ્રિલ-'૪૦ |
| ૩૨૮ | વિવેચનમુકુર | વિશ્વનાથ મ. ભટ્ટ | ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ | ૦-૧૨-૦ | 'ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૭૧ | ગ્રામ્યહિંદનો વિશેષ ઉત્કર્ષ | ગોકલદાસ મ. શાહ | સયાજી સાહિત્યમાળા વડોદરા | ૦- ૪-૩ | "ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૭૨ | વાઘેલાઓનું ગુજરાત | ભોગીલાલ સાંડેસરા | ,, ,, | ૦- ૬-૦ | "ઊર્મિ" એપ્રિલ-'૪૦ |
| ૩૭૩ | સાવિત્રી | શાંતિરાય મજમુદાર | ,, ,, | ૦- ૮-૦ | "ઊર્મિ" એપ્રિલ-'૪૦ |
| ૩૭૪ | આબુ અને આરાસુર | મણિલાલ જગજીવન દ્વિવેદી | ,, ,, | ૦- ૬-૦ | "ઊર્મિ" એપ્રિલ-'૪૦ |
| ૩૭૫ | મુસોલિની અને કમાલઆતા તુર્ક | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યાલય સુરત | ૦- ૨-૬<br>૦- ૫-૦ | "ઊર્મિ" એપ્રિલ-'૪૦ |
| ૩૦૦ | પથિકના પત્રો (ગુચ્છ ત્રીજો) | અંબાલાલ પુરાણી | અરવિંદ કાર્યાલય આણંદ | ૧- ૦-૦ | "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૭૬ | સ્વાધ્યાય | શ્રી. હરિપ્રસાદ દેસાઇ | નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ | ૧- ૪-૦ | "ઊર્મિ" એપ્રિલ '૪૦ |
| ૩૭૭ | મહાત્મા એમર્સનના નિબંધો | મણિલાલ છોટાલાલ પરીખ | ભાગવત ધર્મ પ્રચારગૃહ રાજકોટ | ૨- ૦-૦ | "ઊર્મિ" એપ્રિલ '૪૦<br>"પ્રજાબંધુ" ૭-૪-૪૦ |
| ૩૨૬ | વ્યાખ્યાનમાળા | ... | ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ દરાડી | ૦- ૭-૦ | "ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૭૮ | ઓતરાતી દિવાલો | કાકા કાલેલકર | નવજીવન પ. મંદિર અમદાવાદ | ૦- ૬-૦ | 'ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૭૯ | ગોસેવા | ગાંધીજી | ,, ,, | ૦- ૫-૦ | "ઊર્મિ" એપ્રિલ-૪૦ |
| ૩૮૦ | શ્રી સિદ્ધર્ષિ | મોતીચંદ ગિરધરલાલકાપડીઆ | જૈનધર્મ પ્રચારક સભા ભાવનગર | ૩- ૦-૦ | "ઊર્મિ" એપ્રિલ-૪૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮૧ | પગદીવાની પછીતેથી | જયંતિ દલાલ | રેખા અને ગતિ કાર્યા. અમદાવાદ | ૦– ૮–૦ | "ઊર્મિ" એપ્રિલ–૪૦ |
| ૩૪૩ | વાર્તાનાં વડાં | પ્રહલાદ મોલિયા | લેખક પોતે, સુરત | ૦– ૮–૦ | "ઊર્મિ" એપ્રિલ–૪૦ |
| ૩૮૨ | મંજીરાં | વસુમતી મહેતા | પ્ર.સ.સ. મંડળ લિ. વડોદરા | ૦– ૫–૦ | "સાંજ," ૪–૪–૪૦ |
| ૩૮૩ | જીવનરસ | સ્વાશ્રયી લેખક મંડળ | સ્વા. લે. મંડળ લાઠી | ૧– ૪–૦ | "પ્રજાબંધુ" ૭–૪–૪૦ |
| ૩૮૪ | યુગચિત્ર | ” ” | ” ” | ૧– ૦–૦ | "પ્રજાબંધુ" ૭–૪–૪૦ |
| ૩૮૫ | સત્તાર ભજનામૃત | સત્તારશાહ ચિશ્તી નિઝામી | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ | ૦–૧૦–૦ | "પ્રજાબંધુ" ૭–૪–૪૦ |

# પુસ્તકાલય પર્વણી

[ આપણા રાજ્યના ચારે પ્રાંતોમાં ગઇ તા. ૧૩–૨–૪૦ ના રોજ " પુસ્તકાલય પર્વણી દિન " ઉજવાયો હતો. એ ઉજવણીના હેવાલો અમારા તરફ આવેલા તે અમે ગયા અંકે પ્રસિદ્ધ કર્યા હતા. એ સિવાય જે વધુ હેવાલ અમને મળ્યા છે તેની ટૂંક નોંધ આ નીચે આપી છે. ]

**જોતાડા તા. ચાણસ્મા**ના પુસ્તકાલયના મકાનને ધ્વજા–પતાકાથી શણગારી, સૂત્રો વ. ટાંકી સુશોભિત કરવામાં આવ્યું. સ્કાઉટોનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. સાંજે ગ્રામજનોની સભા ભરાઇ તેમાં પુસ્તકાલયની અગત્ય પર પ્રવચનો થયાં હતાં.

**ચરાડા તા. વિજાપુર**—ગામના મુખીના પ્રમુખપદે ઉજવાયો. કન્યાશાળાની બાળાઓના ગરબા રખાયા હતા. મંત્રીએ પાંચ વર્ષના બજેટના આંકડા સભા સમક્ષ રજૂ કર્યા હતા. તેમજ પુસ્તકો અને વાચકોની સંખ્યા પણ રજૂ કરી હતી. છેલ્લે પુસ્તકાલયોથી થતા ફાયદા સમજાવ્યા હતા.

**ખાંભા તા. ખાંભા**—મે. રા. પશુરોગચિકિત્સક સા. ના પ્રમુખપદે ઉજવાયો. સભા ભરી પ્રાસંગિક પ્રવચન કરવામાં આવ્યાં હતાં.

**શામપુરા તા. દામનગર**—મકાનને ધ્વજા–પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સભા ભરી રંજન કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. પ્રમુખે પુસ્તકાલય સંબંધે પ્રવચન કર્યું હતું.

---

" ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ તરફથી વર્ષ ૧૯૪૦ ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી. પ્રો. રવિશંકર જોષીને સોંપવામાં આવ્યું છે. તો આથી સૌ પ્રકાશકોને તથા લેખકોને વિનંતી કરવાની કે તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે.

શ્રી. પ્રો. રવિશંકર જોષી
તખ્તેશ્વર પ્લોટ, મુઃ ભાવનગર (કાઠિયાવાડ)

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| ઊર્મિ | ૧૦ | ૬ | માર્ચ | ૭-૪-૪૦ |
| કિશોર | ૫ | ૮ | એપ્રિલ | ૧૧-૪-૪૦ |
| કુમાર | ૧૮ | ૩ | માર્ચ | ૧૬-૩-૪૦ |
| ખડ્ગયતામિત્ર | ૨૬ | ૫ | ફાગણ | ૧-૪-૪૦ |
| ખેતીવાડી | ૫ | ૧૨ | ચૈત્ર | ૭-૪-૪૦ |
| ગુણસુન્દરી | ૩૩ | ૮ | એપ્રિલ | ૧-૪-૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૮ | એપ્રિલ | ૧-૪-૪૦ |
| ચરોતર | ૧૦ | ૩ | માર્ચ | ૧૬-૩-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૨ | એપ્રિલ | ૪-૪-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | જાન્યુઆરી-માર્ચ | ૧૫-૨-૪૦ |
| નવચેતન | ૧૯ | ૧ | એપ્રિલ | ૭-૪-૪૦ |
| નવરચના | ૪ | ૧૨ | માર્ચ | ૧૬-૩-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૬ | ચૈત્ર | ૨૬-૩-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૪ | ફાગણ | ૨૭-૨-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | એપ્રિલ-જુન | ૭-૪-૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૯ | એપ્રિલ | ૪-૪-૪૦ |
| બાલસખા | ૩ | ૯ | એપ્રિલ | ૧-૪-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૬ | એપ્રિલ | ૭-૪-૪૦ |
| બાળક | ૧૮ | ૪ | એપ્રિલ | ૧-૪-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૭-૪-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૫ | ૧ | માર્ચ | ૧૩-૪-૪૦ |
| યુવક | ૧૦ | ૪ | એપ્રિલ | ૨-૪-૪૦ |
| રેખા | ૧ | ૯ | માર્ચ | ૧૬-૩-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૬ | માર્ચ | ૧૫-૩-૪૦ |
| શારદા | ૩૧ | ૧૦ | માર્ચ | ૧૫-૩-૪૦ |
| શિક્ષણ પત્રિકા | ૧૪ | ૯ | માહ | ૨૧-૨-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૬ | એપ્રિલ | ૧-૪-૪૦ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૩ | ૩ | ડિસે૦-ફેબ્રુ૦ | ૧૮-૩-૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૪ | એપ્રિલ | ૪-૪-૪૦ |

—卐—

# શું વાંચશો ?

## ઊર્મિ : એપ્રિલ : ૧૯૪૦

**શાસ્ત્રોનો ઉપયોગ :** ધર્મનો વિચાર કરવો હોય ત્યારે ધાર્મિક લોકોનાં વચનોથી પ્રથમ ધર્મદૃષ્ટિ મેળવવી જોઈએ. એટલા માટે અને એટલા પૂરતો જ ધર્મશાસ્ત્રોનો ઉપયોગ છે. શાસ્ત્રો માણસને પરતંત્ર કરવા માટે છે. એટલે શાસ્ત્રો એ રાજા કે કાયદાને ઠેકાણે નથી, પણ મા અને ગુરુને ઠેકાણે છે. શાસ્ત્રોનો હક્ક બ્રાહ્મણોને જ છે એવી માન્યતા જો સમાજમાં ફેલાયેલી હોય તો તેનું કારણ શાસ્ત્રો ભણવામાં જોઈતી ધીરજ અને ઉત્સાહનો લોકોમાં અભાવ હોય છે તેજ છે.

**વીર ચંદ્રશેખર આઝાદ :** કાકોરી કાવત્રા કેસ દ્વારા અને અન્ય ક્રાન્તિકારી પ્રવૃત્તિથી જાણીતા થયેલા ચંદ્રશેખર આઝાદના જીવનને લગતી જાણવા જેવી હકીકત આ લેખમાં આપવામાં આવી છે.

**વર્ધા યોજના એટલે ગામડા ભણી :** આજનો શિક્ષક એની શાળા–કૉલેજમાં ભણીને મગજના બારણે તાળાં મારી બેઠો હોય છે. એથી નથી થતો એના જ્ઞાનમાં ઉમેરો કે નથી આવતો એના જીવનમાં નવસર્જનનો આનંદ. વર્ધા કેળવણીનો શિક્ષક દેશ અને દુનિયાના તાજામાં તાજા બનાવો કે શોધોથી પરિચિત હોવો જોઈએ. આ બધું જાણવાની એક પણ તક એણે જતી કરવી ન જોઈએ. જરૂર પડ્યે એણે પોતાના જીવનમાં ફેરફાર કરવાની તૈયારી પણ રાખવી જોઈએ. એનું જ્ઞાન બહોળું હોવું જોઈએ. તો જ એ ઉદ્યોગ, ભણતર અને જીવન, આ ત્રણેનો મેળ સાધી શકે. પછી એણે કેવે રસ્તે કામ લેવું તે માટે આખો લેખ વાંચી જવા જરૂર છે.

## કિશોર : એપ્રિલ : ૧૯૪૦

**મરાઠાઓનું ઉત્થાન :** આ લેખમાળાનો હપ્તો આગળ ચાલે છે. તેમાં પાણીપતની લડાઈ અને તે પછીની ઐતિહાસિક હકીકતો આ લેખમાં અપાઈ છે.

**શ્રી. પુરુષોત્તમદાસ ટંડન :** ટંડનજીએ પ્રયાગમાં વકીલાત કરી. નાભા રાજ્યની દીવાનગીરી કરી, બેંકનું સંચાલન કર્યું, સંયુક્ત પ્રાંતના રાજનૈતિક ક્ષેત્રમાં મહત્ત્વનો તેમજ સન્માનપાત્ર ભાગ લીધો. લાલાજીના અવસાન બાદ એમના 'લોકસેવક મંડળ'નું નેતૃત્વ ધારણ કર્યું. પરતુ તેમના જીવનનું મુખ્ય કાર્ય હિંદી સાહિત્ય સંમેલન જ છે. એમણે ગણ્યાં ગાંઠ્યાં લખાણો લખ્યા છતાં હિંદી સાહિત્ય સંમેલનની તેમણે સારી એવી સેવા બજાવી છે.

**વાતચીત કરવાની કળા :** આપણને વાતો કરનાર અનેક જાતના માણસો મળે છે. તેમાં કેવા કેવા પ્રકારના માણસો સાથે કેવી રીતે વાત કરવી તે આ લેખમાં સમજાવ્યું છે. એવા વાત કરનારાઓના આ લેખમાં વિભાગ પાડેલા છેઃ જેમકેઃ—વચમાં બોલનારા, કડવું બોલનારા, સુંદરિયા, વિરોધ કરનારા, વણમાગી શિખામણ આપનારા, ઉલટ તપાસ કરનારા, અપ્રિય સત્ય બોલનારા અને અભિમાન કરનારા. આ સર્વ પ્રકારના માણસો સાથે કેવી રીતે વાત કરવી તે આ લેખમાં સરસ રીતે સમજાવ્યું છે.

**ચિતોડગઢ :** એના પથ્થરે પથ્થરે પ્રેમ અને શૌર્યની ગાથાઓ છે. એની ટોચ ઉપર ઊભીને તમે નીચે ને બાજુએ જોવા લાગો એટલે રાજપૂતીનો પ્રોજ્જ્વલ ધર્મ એક પછી

એક ચિત્રો રજૂ કરશે. એણે માત્ર શૂરવીરો જ નથી આપ્યા, એણે રાષ્ટ્રવીરો આપ્યા છે, ઉત્તમ કોટીના ભક્તો આપ્યા છે, અને પંડિતોય આપ્યા છે. અને ગુજરાતનાં ગરવાં કવયિત્રી મીરાંબાઇની તો એ પથભૂમિ છે. એની આસપાસ પથરાયલા ઇતિહાસની ગાથા આ લેખમાં આપેલી છે.

## ગુણસુન્દરી : એપ્રિલ : ૧૯૪૦

**મસૂરી :** હરદ્વાર કે લછ્મન ઝોલા જોયાં એટલે હિમાલય જોયો એમ કેટલાકો માની લે છે, પણ એ ભૂલ છે. એ તો હિમાલયનો માત્ર ઊમરોજ છે. એટલે જેમ જેમ આગળ જઇએ તેમ તેમ એનું ખરું સૌંદર્ય જોવા મળે છે. ચડતાં ચડતાં હવા હલકી આવતી જાય છે. ત્યાંની વનરાજી પણ બદલાય છે. મસૂરીનું જૂનું નામ મન્સૂરી છે. હવા ખાવાનું એ એક સ્થળ છે. મસૂરી પહેલી નજરે તો કોઇ યુરોપિયન શહેર જેવું જ લાગે. આપણા લોકોને ત્યાં સોંઘી રીતે રહેવા માટે આર્ય સમાજનાં અને શિખોનાં મંદિરો છે. ત્યાંનું બજાર લેન્ડોર નામથી ઓળખાય છે. ત્યાં ફરવાની જગ્યાઓ ઘણી છે. ત્યાંના મજૂરો પ્રમાણિક હોય છે. ત્યાં મળતાં ફળોમાં લીલા આલુ, પીચીસ, ચેરીઝ વગેરે મુખ્ય છે. મસૂરીની પાસે મૅાસી, ભાઠા અને કામટી નામના ત્રણ જલધોધ છે. શ્રીમંત ગાયકવાડના ત્યાંના મહેલ પરથી તો આખા મસૂરીનું દશ્ય જોઇ શકાય છે.

**પહેરામણી :** હમણાં તાજેતરમાં લિંબડીનરેશનાં પુત્રીના લગ્નમાં દસ લાખ રૂપીઆ પહેરામણીમાં અપાયા છે. કચ્છના રાજાને શું ખોટ હતી તે એટલા રૂપિયા દાનમાં લીધા ? પહેરામણી એ એક જાતનું દાન છે. જ્યારે રાજારજવાડા જેને ખાવાપીવા, પહેરવાઓઢવાને ખોટ નથી, જેને મોટરો, બાગબગીચા, બંગલા મોજશોખ મળે છે, જેને અનેક જાતની જાહોજલાલી છે તેવાંઓ જો આવું ખર્ચ કરે તો પછી બીજા લોકો અનુકરણ કરે તેમાં શી નવાઇ ?

ખરૂં જોતાં ' કંકુ ને કન્યા ' એજ રિવાજ સારો. ગરીબ ઘરની સારી કન્યા હોય તો પણ તેને બિચારીને સારું ઘર ન જ મળી શકે. અથવા તો છોકરો સારો હોય તેને પહેરામણી સારી ન મળે તેથી સારી છોકરીની પસંદગી મૂકીને ખરાબ છોકરી લેવી પડે.

## નવરચના : માર્ચ : ૧૯૪૦

**ભારતીય સંસ્કૃતિ :** ભારતની સંસ્કૃતિ માત્ર આર્ય સંસ્કૃતિ કે કેવળ હિન્દુ સંસ્કૃતિ જ નથી. ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર છે હિન્દુસ્થાન, પરંતુ એનું વર્તુલ અથવા પરિધિ હિન્દુસ્તાન વડે જ સીમિત નથી. ભારતની સંસ્કૃતિ તો એના ઇતિહાસ કરતાંય મહાન છે. એ મહાન સંસ્કૃતિનો પરિચય આ લેખમાંથી મળશે.

**બળિયાનો સાચો ઉપાય :** આજે ગુજરાતભરમાં પોતાનો પંજો પસારી બેઠેલા બળિયાના રોગના કુદરતી ઉપચારો આ લેખમાં આપેલા છે. એ આખોય લેખ આ અંકમાં " સામયિક દોહન "માં ઉતારેલો છે તે દરેક વાચક એક વાર તો ખાસ વાંચી જાય.

**તમારાં બાળકો :** બાળકો ભેળાં થશે ત્યારે જો એમને હળવું માર્ગદર્શન મળશે તો તેઓ પોતાની મેળે પોતાની કેળવણી મેળવશે. આ રીતે કરવામાં નિશાળમાંનો કાર્યક્રમ રખાશે તો તેને પણ તેઓ અનુકૂળ થઇ જશે. સમૂહમાં બાળકોને ભેળાં કરતી વખતે આપણે શું

શું કરવાના છીએ તે એમને કહી દેવું જોઇએ. આમ કરવાથી બાળકને છૂટાપણું પણ મળી રહે છે અને નિશાળ જેવું પણ મળે છે.

**નવચેતન : એપ્રિલ : ૧૯૪૦**

ખાસ વાર્તાઅંક હોઇને વાર્તાશોખીનોને તે વાંચવા ભલામણ છે.

**પ્રસ્થાન : ફાગણ : ૧૯૯૬**

**દ્રવ્ય વિતરણનો પ્રશ્ન :** દ્રવ્ય વિતરણનો પ્રશ્ન મૌલિક છે. દ્રવ્યની વહેંચણી સંબંધી પશ્ચિમના કેટલાક વિચારકોએ ચર્ચા કરી છે. એને માટે બે ત્રણ માર્ગો બતાવાયા છે. (૧) દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે કામ કરે, (૨) એકંદર જે ઉત્પન્ન થાય તે દરેકને સરખે ભાગે વહેંચી આપવું. (૩) અસમાનતા છેક નાબુદ ન થાય, પણ જીવનની પ્રાથમિક જરૂરિયાતો, જેમકે–પૂરતું પોષણ, ઘર કેળવણી, દાક્તરી મદદ વગેરે સમાજના દરેક સભ્યને મળી રહે અને તેથી વિશેષ જે ઉત્પન્ન થાય તેમાં અસમાનતા હોઇ શકે.

**કલાપી :** એક બાબતમાં કલાપી નર્મદની સાથે બહુ જ સારી રીતે સરખાવી શકાય. નર્મદ માનતો કે જોસ્સો ખરો હોય તો એન કથવાથી કાવ્ય થઇ જ જાય, અને તે ઘણાંખરાં કાવ્યો લાગણીના ઊભરામાં જ લખતો. કલાપીએ પણ ઘણું ખરૂં એમ જ કરેલું. તેમણે એક પત્રમાં લખેલું કે " કવિતા નિઃશ્વાસ કે અશ્રુ જેવા છે, તે જ્યારે આવે છે ત્યારે નીકળી જાય છે. અને જેવી આવી તેવી નીકળી જાય છે. "

**જીવનચરિત્ર :** આખીય જીવનકથાનો રસ વિષયભૂત વ્યક્તિના વ્યક્તિત્વ કે વિશિષ્ટ મનુષ્યત્વ પર આધાર રાખે છે. વ્યક્તિએ પ્રાપ્ત કરેલી ઉપાધિઓ, સંપત્તિ અને સિદ્ધિઓ, કીર્તિ અને વિજયપરંપરાઓ આ સર્વના તાદૃશ વર્ણન પર ચરિત્રકથાનો રસપ્રવાહ અવલંબન કરતો નથી. એ તો એની પ્રતિભા, ચારિત્ર્ય અને જીવનશક્તિ પર અવલંબે છે. સત્તા અને યશ એને અપૂર્વ સોંપડયાં હોય, અઢળક ધન, કુટુંબસુખ અને ઐહિક વૈભવ એણે પ્રાપ્ત કર્યાં હોય; ભલેને એના જીવનક્રમમાં એના માનમાં રજત, રૌપ્ય, સુવર્ણ કે હીરક મહોત્સવો ઉમંગભેર ઉજવાયા હોય, પરંતુ એના આખાય જીવનમાં જીવન જેવું કંઇ સત્વ કે ઓજસ ન હોય તો પછી તેની કથા–તેની ચરિત્રગાથા નીરસ નીવડે છે.

**યુવક : એપ્રિલ : ૧૯૪૦**

**શિસ્ત સાથે જીવનનો સંબંધ :** શિસ્તને અંગ્રેજીમાં " ડિસિપ્લીન " કહે છે, અને ગુજરાતી શબ્દાર્થ " તાલીમબદ્ધ " એવો થઈ શકે. કોઇ પણ વસ્તુની ક્રિયામાં શિસ્ત અગત્યનું સ્થાન ધરાવે છે. યંત્રથી માંડી મનુષ્યની સઘળી ક્રિયામાં એની ખાસ જરૂર હોય છે. દા. ત. યાંત્રિક સાધનોની ગતિ અને તે ગતિનો નિર્બંધ એ બન્નેમાં શિસ્ત સમાયેલી છે. સૂર્ય ઊગે છે અને આથમે છે તેમાં પણ કુદરતી શિસ્ત જ કારણભૂત છે. આવી શિસ્તનું આપણા નિત્યજીવનમાં અત્યારે શું સ્થાન છે તે આ લેખમાં સરળ રીતે સમજાવ્યું છે.

**વ્યાયામોપાસના :** આપણો ધર્મ શીખ જેવો કેમ ન થવો જોઇએ ? આપણા રક્ષણ માટે પોલિસની મદદ કેવી માગવાની ? ઘરમાં ચોરી થાય ત્યારે લાંચ આપી પોલિસની

બ્રાહ્મણ અને ભંગી : ધંધા તરીકે રસોઇનો કે બીજો ગમે તે ધંધો ગમે તે માણસ કરે તેની સામે કોઇને કાંઇ વાંધો ન હોઇ શકે અને એથી બ્રાહ્મણ રસોઇઆનો ધંધો કરે તેમાં કાંઇ ખોટું નથી. પણ રસોઇ કરવામાં અને જનોઇ પહેરવામાં જ બ્રાહ્મણત્વ આવી જાય છે એવી જે માન્યતા તેમનામાં જોવામાં આવે છે એ એક મોટું અનિષ્ટ છે.

બ્રાહ્મણ રસોઇઆના આખા વર્ગની આ જ દશા છે. જેમ ખેડૂત મજૂરનો પ્રશ્ન છે અને શહેરોમાં ગુમાસ્તાઓનો અને ઘાટીઓનો પ્રશ્ન છે, તેવો આવા અબુધ, અભણ, અજ્ઞાન બ્રાહ્મણ રસોઇઆઓનો પણ પ્રશ્ન છે. એ પણ એક કચડાએલો વર્ગ છે.

**શારદા : માર્ચ : ૧૯૪૦**

ખાસ નવલિકા અંક હોઇ વાર્તાના રસિયાઓને એ ઠીક ઠીક આનંદ આપશે

**શિક્ષણ અને સાહિત્ય : એપ્રિલ : ૧૯૪૦**

**ચીનના પહેલા પાંચ પાદશાહો :** ઇ. સ. પૂર્વે હજારો વર્ષ પહેલાં થઇ ગયેલા ચીન દેશના પાંચ પાદશાહોને લગતી હકીકત આ લેખમાં આપી છે. એ પાદશાહોને લગતી વિવિધ વાતો આ લેખ વાંચનારને મળી આવશે.

**પ્રૌઢ શિક્ષણ માટે તાલીમ :** ગયે વર્ષે ગુજરાતમાં ચલાવાયેલા પ્રૌઢશિક્ષણ વર્ગોમાં ચાલેલા કામકાજની વ્યવહારૂ માહિતી આ લેખમાં આપેલી છે. પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં કામ કરનાર દરેક શિક્ષકને એ એક ઉત્તમ ભોમિયારૂપ છે. એ શિક્ષણની પાછળનો ઉદ્દેશ માત્ર અક્ષરજ્ઞાન આપી નિરક્ષરતાનિવારણનો જ નથી, પરંતુ ભણનારની આર્થિક સુધારણાનો પણ એમાં હેતુ છે, એ દરેક કાર્યકર્તાએ ખાસ લક્ષમાં રાખવા જેવું છે.

**શબ્દોના વંશમાં** ' સમરૂં ' અને ' કહું 'ની ઉત્પત્તિનો ઇતિહાસ આપ્યો છે.

**સ્ત્રીબોધ : એપ્રિલ : ૧૯૪૦**

**મનોવ્યથા :** પરણીને સાસરે ગયેલી એક બાળા સાસરિયામાં વેઠતી મુસીબતોની હાય–વરાળ એની સખી પ્રત્યેના આ પત્રમાં ઠાલવે છે.

**હિંદુ કાયદો :** હિંદુ અને મુસલમાનોને તેમના ધર્માનુસાર તથા ચાલુ રૂઢિ પ્રમાણે લગ્ન અને વારસાના નિયમો લાગુ પાડવામાં આવ્યા છે. આ સંબંધી કોર્ટે કેસ ચાલતાં ધર્મ અને રૂઢિની બાબતો નક્કી કરવામાં આવતી હતી અને તે માટે નિષ્ણાતોના અભિપ્રાય લેવામાં આવતા હતા. આવા કજિયાના ચુકાદા નોંધાય તેને પણ કાયદા જેટલું જ વજન મળતું હતું. આ પ્રમાણે હિંદુ કાયદો તે કાંઇ એક ખાસ ઘડાયલો–એકજ પુસ્તકમાં લખાયલો કાયદો નથી, પણ તેનાં મૂળ નીચે પ્રમાણે છેઃ (૧) ધર્મશાસ્ત્રો, (૨) તે ઉપર પ્રાચીન ટીકાના ગ્રંથો, (૩) જૂના કાળથી પ્રચલિત રૂઢિ, (૪) કોર્ટોમાં અપાયલા ચુકાદાઓ. આજે એમાં સુધારાને કેટલે દરજ્જે અવકાશ છે તે આ લેખમાં દર્શાવ્યું છે.

---

સ્થળસંકોચને લીધે ખાતા તરફથી રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી આ અંકમાં આપી શકાઇ નથી તે આવતા અંકે અપાશે.

# એક ગુજરાતી પ્રકાશકનું અવસાન

ચાલુ માસની તા. ૫ મીના રોજ ગુજરાતના જાણીતા સાહસિક પુસ્તકપ્રકાશક શ્રી. જીવનલાલ અમરશી મહેતાનું મુંબઇ ખાતે અવસાન થયું છે.

ઘણા લાંબા વખતથી સદ્દગતે પુસ્તકપ્રકાશનને પોતાના વ્યવસાય તરીકે સ્વીકાર્યો હતો. ઉપરાંત "સ્ત્રીબોધ" નામના માસિકનું સંચાલન પણ તેઓથી દ્વારા જ ચાલતું હતું. આજે એ "સ્ત્રીબોધ" માસિકથી ભાગ્યે જ ગુજરાતનું કોઇ ગામ અજાણ્યું હશે.

ગયે વર્ષે જ કેમ જાણે પોતાના આવનાર અવસાનની આગાહી કળી ગયા હોય તેમ તેમણે "સ્ત્રીબોધ"ની વ્યવસ્થા તેમ જ અમદાવાદના તેમના કાર્યાલયનું સુકાન તેમના મોટા પુત્ર શ્રી. ચન્દ્રકાન્તને સોંપી નિવૃત્ત જીવન વીતાવતા મુંબઇનું કાર્યાલય સંભાળતા હતા. ત્યાં અચાનક હૃદય બંધ પડી જવાથી તેમનું મુંબઇ ખાતે ગઇ તા. ૫ મીએ અવસાન નીપજ્યું.

તેઓ પુસ્તકપ્રકાશનના વ્યવસાયમાં પડયા તે પહેલાં ગુજરાતની જાણીતી સાહિત્ય-સંસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના આસિ. સેક્રેટરીના પદ પર હતા. અને ત્યારબાદ ત્યાંથી નિવૃત્ત થઇ તેમણે પુસ્તકપ્રકાશન અને વિક્રેતાનો વ્યવસાય હાથ ધરેલો, જ્યારે એ ક્ષેત્રમાં અમદાવાદ ખાતે ગણ્યા ગાંઠયા જ ગૃહસ્થોએ ઝંપલાવ્યું હતું.

આજે એમના તરફથી બહાર પડેલાં પુસ્તકોની સંખ્યા સો ઉપરાંતની થવા જાય છે. ગ્રંથમાળાઓની યોજના ગુજરાતમાં દાખલ કરનાર તરીકે સસ્તુ સાહિત્ય કાર્યાલયના સંચાલક સ્વામીશ્રી અખંડાનંદજી પછી એમનું જ નામ ગણાવી શકાય.

એમની એક વધુ વિશિષ્ટતા તો એઓ જે અનુભવી યોજનાઓ વિચારતા તેમાંથી મળી આવે છે. તેઓ "સ્ત્રીબોધ" અને એમની ગ્રંથમાળાનાં પુસ્તકો લોકભોગ્ય કેમ બને અને ગુજરાતના ગામડે ગામડે કેમ પહોંચી વળે તેને માટે ભિન્ન ભિન્ન યોજનાઓ વિચારતા. ગામડાની બહેનોને મફત કે ઓછા લવાજમે "સ્ત્રીબોધ" કેમ મળે તેની યોજના સદ્દગતે સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબ સાથે વિચારી અમલમાં મૂકેલી. આજે પણ એ યોજનાનાં સુફળ અનેક સ્થળે ભોગવાઇ રહ્યાનું જાણવા મળે છે.

આવા એક સાહસિક પુસ્તકપ્રકાશકના અવસાનથી ગુજરાતી સાહિત્યે એક ઉત્સાહી પ્રકાશક, વિવિધ યોજનાઓનો વિચારક અને સતત કાર્યપરાયણ રહેનાર એક સાહિત્યક ગુમાવ્યો છે.

પ્રભુ સદ્દગતના આત્માને શાન્તિ આપો અને એમનાં કુટુંબીઓ પર આવી પડેલી આ અનિવાર્ય આફત સહન કરવાનું તેમને બળ આપો એજ અભ્યર્થના. —તંત્રીઓ

## તૈલચિત્રની અનાવરણ ક્રિયા

સ્વ. મો. ન. અમીન સા. પુસ્તકાલય વસોમાં સ્વ. મોતીભાઇ અમીન સા ના તૈલચિત્રની અનાવરણક્રિયા વડોદરા રાજ્યના ન્યાયમંત્રી મે. રા. રા. સુધાલકર સાહેબના હસ્તે આવતી તા. ૨૧ મીના રોજ થનાર છે. તેજ દિવસે વસો સહકારી બેન્કમાં પણ ઉપલી ક્રિયા થનાર છે.




## વડોદરા રાજ્ય

**પુ૦ સ૦ સ૦ મંડળને મળેલું નવું ટ્રસ્ટફંડ**—પિસાઇ તા. ડભોઇના શ્રી. બેચરભાઇ નથુભાઇ તરફથી તેમના પિતાશ્રીના સ્મરણાર્થે સા. પુ. પિસાઇના નિભાવ માટે રૂા. ૧૦૧)નું ટ્રસ્ટફંડ સોંપવામાં આવ્યું છે, જે મંડળની તા. ૩૧-૩-૪૦ ના રોજ મળેલી વ્યવસ્થાપક સભાના ઠરાવ નં. ૫૦ થી સ્વીકારાયું છે.

**સુધારો**—" પુસ્તકાલય " માસિકના માર્ચ '૪૦ ના અંકમાં વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવતાં પુસ્તકોની યાદી ( સૂચના-સર્ક્યૂલર પૃ. ૧૯ ૫૨ ) અ. નં. ૭ ના પુસ્તકની કિંમત ૦-૧-૦ છપાઇ છે તે રૂા. ૧-૦-૦ સુધારી લેવી.

**નવીન પુસ્તકાલય માટે આભાર**—સતત સરક્યુલર નં. ૧૨ ની કોમથી વસાયેલા ગામ ચરાડુ તા. મહેસાણામાં ઉઘડેલા નવીન પુસ્તકાલય માટે તેના મંત્રી પ્રમુખે કરેલી મહેનત માટે ત્યાંના ગ્રામ પંચાયતના અધ્યક્ષ તેમ જ પંચો તરફ આભાર માનવામાં આવ્યો છે.

## પુસ્તકાલયોને મળેલી ભેટ*

**સા. પુ. ઉંડેરા**—તા. વડોદરાને અંજેસરના પા. મંગળભાઇ ઝવેરભાઇ તરફથી લગ્ન પ્રસંગે રૂા. ૧૧

**સા. પુ. સંદલપુર**—તા. નવસારીને છોટુભાઇ ગુલાબભાઇ ભગત તરફથી રૂા. ૫).

**સા. પુ. શિયાપુરા**—તા. કડીને મોકાસણ તા. કડીના પા શંકરદાસ પુરુષોત્તમદાસ તરફથી રૂા. ૨)

**સા. પુ. વસાઇ**—તા. ચાણસ્માને સુરાણી પાટીના પા. હરજીવન ભાઇચંદ તરફથી રૂા. ૭).

**સા. પુ. રતનપુરા**—તા. સાવલીને પટેલ મોતીભાઈ કહાનદાસ તરફથી રૂા. ૧૦)

**સા. પુ. શાખપુર**—તા. દામનગરને દેસાઇ જેચંદ મૂળજીને ત્યાં આવેલી જાન તરફથી રૂા. ૫).

**શિષ્ટ વાચન પરીક્ષા**—કામરેજ મહાલ તરફથી લેવાનારી બીજી શિષ્ટ વાચનની પરીક્ષા

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

તા. ૫ મી મેના રોજ રખાઇ છે. સમયઃ સવારે ૮ થી ૧૧. આ પરીક્ષા માટે " મૂંગા લોકસેવક મોતીભાઇ "એ પુસ્તક પસંદ કરાયું છે.

**પ્રૌઢ શિક્ષણ વર્ગ**—નાની કડી તા. કડીના સા. પુસ્તકાલયનો ત્યાંના પ્રૌઢ શિક્ષણ વર્ગે લાભ લીધો હતો.

**રાત્રે ચાલતો વાચનપ્રચાર**— સા. પુ. નાની કડી તરફથી, ખેડૂતોને રાત્રે વખત મળતો હોવાથી ત્યાં પુસ્તકો આપવા-લેવાનું કામ રાત્રે પણ ચાલે છે. ઉપરાંત વર્તમાનપત્રોમાંથી દરરોજ સમાચારો પણ વાંચી સંભળાવામાં આવે છે.

**મહાલ મંડળની સભા**—ખેરાળુ મહાલ પુ. મંડળની વ્ય. સભા ખેરાળુ કસ્બા પુસ્તકાલયના મંત્રી શ્રી. ધીરૂભાઇ દેસાઇના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) મહાલનાં જે પુસ્તકાલયો પાસે રૂ. ૪૦) અને તે ઉપરાંત કાયમ ફંડ હોય તેઓ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો શેર લેવા ઇચ્છતાં હોય તેમને તે લેવા ભલામણ કરતો, (૨) જે પુસ્તકાલયોએ પુસ્તકોનું વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી નોંધવહી તૈયાર કરી ન હોય તેમનું તે કામ જૂથ મંડળના ગ્રંથપાલે સેવાભાવે કરી લેવા તજવીજ કરવાનું, (૩) પુસ્તકાલય શિક્ષણ વર્ગનો મંત્રી-ગ્રંથપાલે લાભ લેવાનું, (૪) શિષ્ટ વાચન માટે પુસ્તકો નક્કી-કરતો, (૫) વ. રા. પુ. મંડળ તરફે લેવાનાર શિ. વા. પરીક્ષાનો શિક્ષકો તથા ઉપલા વર્ગના વિદ્યાર્થીઓએ લાભ લેવાની ભલામણનો, (૬) સહકારી ધોરણે બજેટ બનાવવાને લગતો, તેમજ (૭) મહાલ પુ. મંડળની વ્ય. સભાના સભાસદોની નિમણુક તથા શિ. વા. પરીક્ષાના ખર્ચની મંજૂરીને લગતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિક્ષણ વર્ગ**—વડોદરા પ્રાંતનો પુસ્તકાલય શિક્ષણ વર્ગ ચાલુ માસની તા. ૧૮-૧૯-૨૦ મીએ કરનાળી ક્ષેત્રમાં ભરાનાર છે. તેને માટે જે ઉમેદવારોએ અરજીઓ કરી છે તે બધી બહાલ રાખી જેને તેને ખબર આપી દેવામાં આવી છે. વર્ગનું કામ ૧૮ મીની સવારથી શરૂ થવાનું છે; એટલે તા. ૧૭ મીની સાંજ સુધીમાં કરનાળી હાજર થઇ જવાની ઉમેદવારોને ભલામણ છે. મુકામ પ્રાંત પંચાયતની ધર્મશાળામાં રહેવાનો છે.

**શિષ્ટવાચનની ૧૮ મી પરીક્ષા**—કાકા સાહેબ કાલેલકરકૃત ' **હિમાલયનો પ્રવાસ** ' એ પુસ્તક ૧૮ મી પરીક્ષા માટે નક્કી થયું હોઇ એની તારીખ વગેરે બાબતની જાહેરાત ચાલુ અંકમાં અન્યત્ર છપાઇ છે તે જોઇ લઇ ઉમેદવારી નોંધાવી દેવાની શિષ્ટ વાચનરસિકોને ભલામણ કરીએ છીએ.

**ખબર આપો**—ચાલુ માસમાં શિક્ષકોની ફેરબદલીઓ થઇ ગઇ છે એટલે પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે અતલગનો સંબંધ ધરાવનારા ખાસ કરીને માનદ પ્રચારક અને પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણના ઉમેદવાર ભાઇઓને પોતાના નવા શિરનામાની ખબર રાજ્ય પુ. મંડળની ઑફિસને આપવાની ભલામણ કરવામાં આવે છે.

## રાજ્ય બહાર

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ ( All India Library Association )નું

અધિવેશન ચાલુ માસની તા. ૧૨ મીના રોજ પટના ખાતે મળ્યું હતું. આપણા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ સાહેબે હાજરી આપી હતી.

## પરદેશ

**પુસ્તકાલયને ભેટ**—કેનેડાના માજી ગવર્નર જનરલ લૉર્ડ ટવીડસમૂરે પોતાની પાછળ એક વસિયતનામું કર્યું છે. એ વસિયતનામામાં તેમણે, સ્કૉટલેન્ડના રાષ્ટ્રીય સાર્વજનિક પુસ્તકાલયને તેમના વિશાળ ગ્રંથ ભંડારમાંથી એ પુસ્તકાલયને પસંદ પડે તે- *માર્કિવસ ઑફ મોન્ટ્રોસને લગતાં પુસ્તકો-સોંપી દેવાનું તેમના ટ્રસ્ટીઓને જણાવ્યું છે.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૩૯-૪૦

## યાદી નં. ૪ : સંખ્યા ૯૪

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯-૪૦ ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે માર્ચ માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઈ ૧૯૪૦ સુધીમાં પુસ્તકો મોકલાઈ જાય તેવી યોજના થયેલી છે. એટલે પત્રો-માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાશે; જેથી આ તરફ ઉઘરાણી કરી બીનજરૂરી ટપાલખર્ચ કરવાની કોઈ પુસ્તકાલયને જરૂર રહેતી નથી.

વડોદરા,
તા. ૬-૪-'૪૦

વા. ના. અમીન
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

**પેટલાદ**—રૂણ.
**પાદરા**—રણુ.
**વડોદરા**—કલાલી, વડસર, સમીઆળા.
**ભાદરણ**—ગંભીરા.
**કરજણ**—ઉરદ, અટાલી.
**ડભોઇ**—કુંઢેલા.
**સાવલી** – રાણીપુરા.
**સંખેડા**—હાંડોદ.
**હલેગામ** – ધમીજ.
**કડી**—કુંડાલ, સરસાવ.
**વિજાપુર**—કેલીસણા, પેઢામલી.
**વિસનગર**—રંગાકૂઈ, દઢીઆળ, ખરવડા, તરભ, ભાન્ડુ, ખરસદા, મગરોડા, બાસણા. દેણપ, ચિત્રોડા મોટા.
**મહેસાણા**—હાડવી, આપાપુરા, મોટીદાઉ, પઢારીઆ.
**સિદ્ધપુર**—મહેરવાડા, જગન્નાથપુરા, ડીંડરોલ, દુંડાવ, ગાંગલાસણ, કહોડા, ભુણાવ, કરલી, ખીલીઆ.
**ખેરાળુ**—મછાવા, કરબટીઆ, ઉણાદ, કમાલપુર, બલાદ, સંબલપુર, જાસા, મંડાલી, ઉંઢાઇ, કહીપુર, બાબીપુર, ચાડા, રાજપુર, મલેકપુર, સુંઢીઆ, કરસનપુરા, કેંસીળા, શેખપુર, સીપોર, મોલીપુર, ઉમતા, બહાદરપુર.
**પાટણ**—કમલીવાડા, મણુંદ, બાલીસણા, કોસા. ચંદ્રુમણા, આંબાપુર, સંડેર.
**ચાણસ્મા**—વેણુંપુરા, ધરમોડા, પીંપળ, ગોરાદ, ડોડીવાડા, ધાણોધરડા, પલાસર.
**નવસારી**—કાછીઆવાડી.
**ગણદેવી**—માણેકપુર, ધમડાછા, દેસરા, ગડત.
**પલસાણા**—હરિપુરા.
**કામરેજ**—કઠોદરા, હલધર, દેલાડ.
**માંગરોલ**—નંદાવ, હથોડા. કંટવા, લિંબાડા, સરદ, પીપોદરા.
**વ્યારા**—ઉમરવાવ, ડોલવાણ, રૂપવાડી.
**ધારી**—સરસીઆ.

---

* સ્કૉટલેન્ડના ઇતિહાસને લગતાં.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

# જાહેરાત નં. ૨ / ૧૯૩૯–૪૦

### પત્રો–માસિકોમાં થયેલા ફેરફાર બાબત

**(૧) " પ્રજામંડળ પત્રિકા "**—અગાઉ દરમાસે પ્રકટ થતી " પ્રજામંડળ પત્રિકા "નું વાર્ષિક લવાજમ રૂા. ૦–૮–૦ હતું, હવે તે દર અઠવાડિયે પ્રસિદ્ધ થતી હોવાથી તેનું વાર્ષિક લવાજમ રાજ્યનાં પુસ્તકાલયો માટે રૂ. ૩–૮–૦ જાહેર કરાયું છે. આ સંજોગમાં તેનાં ગ્રાહક ગ્રામ પુસ્તકાલયો જેમણે સદર પત્રિકા પોતાના બજેટમાં મૂકી હોય તેમણે રૂા. ૩–૦–૦ વધારે એ પત્રિકા ખાતે આપવાના થશે. તો એ વધારાની રકમ આગામી સન ૧૯૪૦–૪૧ના બજેટમાં મજરે આપવાનો ઠરાવ જે તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ, પોતાના વ્યવસ્થાપક મંડળ પાસે કરાવી મોકલશે તેમને સદર પત્ર સને ૧૯૩૯–૪૦ ના આખા વર્ષ માટે ચાલુ રાખવાનો નિર્ણય પ્રજામંડળ પત્રિકાના વ્યવસ્થાપકોએ કર્યો છે. તો જે તે ઠરાવ કરી તેની ખબર પત્રિકાના વ્યવસ્થાપકોને લખી જણાવવી કે જેથી સદર પત્ર બંધ ન થતાં ચાલુ રહે.

**(૨) બંધ થયાં છે**—ગયે વરસે શરૂ થયેલું " વિદ્યાર્થી " સાપ્તાહિકનું પ્રકાશન બંધ કરવામાં આવ્યું છે. તેના ગ્રાહકોને તેના સંચાલકોએ એક નવીન ગ્રંથમાળા શરૂ થનાર છે તેનાં પુસ્તકો આપવાનું નક્કી કર્યું છે.

**(૩) " સમાજ શિક્ષક "** માસિકના તંત્રીએ રાજ્યનાં પુસ્તકાલયો સારા પ્રમાણમાં લાભ લઇ ગ્રાહક થાય તેટલા પૂરતું તેનું લવાજમ ઘટાડીને રૂા. ૧–૨–૦ રાખેલું, પરંતુ તેનો લાભ પૂરતા પ્રમાણમાં ગ્રામ પુસ્તકાલયોએ નહિ લેવાથી તેમના તરફથી પૂરેપૂરૂં લવાજમ લેવા બદલ અત્રે લખાણ આવવાથી જેના બજેટમાં રૂા. ૧–૨–૦ પ્રમાણે લવાજમ મંજૂર થયેલું અને પુસ્તકો ખાતે રકમ હતી તેમાં ફેરફાર કરી રૂા. ૨) પ્રમાણે અદા કર્યાં છે; પરંતુ રકમની સવડ નીચેનાં ૨૪ ગ્રા. પુ. ના બજેટમાં ન હોવાના કારણે તેમનું ૭ માસનું લવાજમ રૂા. ૧) પ્રમાણે અદા કર્યું છે. માટે ૧૯૪૦ના જૂન માસ પછી જેમને ડિસેમ્બર સુધી સદરહુ માસિક ચાલુ રાખવું હોય તેવાં પુસ્તકાલયોના મંત્રી ભાઇઓએ રૂા. ૧) પોતાના ખર્ચે પોતાની સવડ હોય તે મુજબ " સમાજશિક્ષક " કાર્યાલય, નિશાળ મહોલ્લો, નવસારી એ શિરનામે બારોબાર મોકલી આપવા વ્યવસ્થા કરવી.

૭માસિક લવાજમ ભરાયેલાં પુસ્તકાલયોની યાદી નીચે પ્રમાણે છેઃ—

### રૂા. ૧) પ્રમાણે ૭ માસનું ભરેલું લવાજમ

સોનારકૂઇ (વડોદરા), ૨ નવા આજવા (વાઘોડીઆ), ૩ ચારોલ (કડી), ૪ પારસા (વિજાપુર), ૫ પડુસમા (વિજાપુર), ૬ બળરામપુરા (વિજાપુર), ૭ કરાખટ (નવસારી), ૮ દેલાડ (કામરેજ), ૯ વલણ (કામરેજ), ૧૦ લસણપોર (મહુવા), ૧૧ આરંભડા (ઓખામંડળ), ૧૨ અંબાવપુરા (કડી), ૧૩ ગોરાદ (ચાણસ્મા), ૧૪ મીઠા ધરવા (ચાણસ્મા), ૧૫ પીપોદરા (માંગરોલ), ૧૬ મેડી (અમરેલી), ૧૭ બહુધા (સાવલી), ૧૮ નાનાજલુંદ્રા (દહેગામ), ૧૯ વેણુંપુરા (ચાણસ્મા), ૨૦ મોટપ (ચાણસ્મા), ૨૧ ચીખડ (નવસારી), ૨૨ ડોડીવાડા (ચાણસ્મા), ૨૩ પીપળલગ (અમરેલી), ૨૪ વેળંજા (કામરેજ).

**(૪) વૈદક વિષયનું માસિક**—" આયુર્વેદ વિજ્ઞાન "નું પ્રકાશન તેના તંત્રીની માંદગીને કારણે બંધ થનાર છે.

વડોદરા,
તા. ૧૧–૪–૪૦

વા. ના. અમીન
મંત્રી.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪ / ૧૯૩૯–૪૦

### શિષ્ટ વાચનની ૧૮ મી પરીક્ષા

**શિષ્ટ** વાચનની ૧૮ મી પરીક્ષા સન ૧૯૪૦ ના જુલાઈની ૨૧ મી તારીખ ને રવિવારે સવારના ૭ા થી ૧૦ ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડેલું કાકાસાહેબ કાલેલકર કૃત **'હિમાલયનો પ્રવાસ'** એ પુસ્તક મુકરર કરવામાં આવ્યું છે. એ પુસ્તકની કિંમત રૂ. ૧–૦–૦ હોઈ પુ. સ. સ. મંડળમાંથી તે મળી શકશે. એ પુસ્તક રાજ્યનાં ઘણાંખરાં પુસ્તકાલયોમાં હોવાનો સંભવ છે; છતાં જે પુસ્તકાલયોમાં એ ન હોય વા જેમને વધારે નકલોની જરૂર હોય તેમણે ચાલુ વર્ષના બજેટ-માંથી વહેલામાં વહેલી તકે ટપાલરસ્તે વા કોઈ આવતા જતા સાથે મેળવી લેવી, કે જેથી પરીક્ષાનો લાભ લેવા ઇચ્છનારાં પોતાને ત્યાંનાં શિષ્ટવાચન–રસિક ભાઈબહેનોને પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું ન રહે. મહાલ પુસ્તકાલય મંડળોના વ્યવસ્થાપકોને આ સંબંધી ઘટતો પ્રચાર કરવાની, તેમ જ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઈને મહાલનાં ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ અદા કરવાની ભલામણ કરવામાં આવે છે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૦–૭–૪૦ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઈશે. શિષ્ટવાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઈબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એમ ઇચ્છીએ છીએ.

નગાધિરાજ હિમાલય એ દુનિયાની એક મહાન અજાયબી છે. એના રહસ્યનો પાર માનવી પૂર્ણાંશે હજી પામી શક્યો નથી. એના અદ્‌ભુત પ્રકૃતિસૌંદર્ય, મનહર વનરાજિઓ, કિંમતી ઔષધિઓ અને અનેક તીર્થસ્થાનો સ્વનજરે નિહાળવાનું ભાગ્ય તો કોક સમૃદ્ધિશાળી ને પુણ્યશાળી પ્રવાસશોખીન સાહસિકોને જ સાંપડે. છતાં ઘેર બેઠાં એનો આછો આછો પણ ખ્યાલ મેળવવાનું સદ્‌ભાગ્ય તો કાકા સાહેબની કલમે લખાયેલ આ પ્રવાસપોથીના વાચનથી મેળવી લેવાની તક આ અરાઢમી પરીક્ષા પૂરી પાડે તેમ છે. એટલે આ પરીક્ષાનો લાભ ગુજરાતના શિક્ષણવર્ગને, તેમ યુવક–યુવતીઓને લેવાની આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની ખાસ ભલામણ છે.

**ઇનામ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨) તથા નં. ૫ થી ૨૦ સુધીનાને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી પ્રથમનાં ૧૦ને રૂ. ૧) તથા ટ્રેનિંગ કૉલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને રૂ. ०॥ નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમની પોતાની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/O પુ. સ. સ. મંડળ લિ.
રાવપુરા, વડોદરા
તા. ૯–૪–૪૦

મણિલાલ મંગળજી કાશીવાળા
રામભાઇ કા. પટેલ
માનદ મંત્રીઓ, વ. રા. પુ. મંડળ

# વર્ગીકૃત નામાવલિની પૂરવણી નં. ૩૮

'પુસ્તકાલય' માસિક પુ. ૧૧, અંક ૭ જુલાઇ ૧૯૩૬, પાન ૫૪૬ ઉપરની યાદી નં. ૩૭ થી શરૂ.

કેટલીક અડચણોને લીધે વર્ગીકૃત નામાવલિની ઉપર જણાવેલી યાદી નં. ૩૭, જુલાઇ ૧૯૩૬ માં પ્રસિદ્ધ થયા પછી, એ યાદી આપવાનું મોકુફ રાખવામાં આવ્યું હતું. પરંતુ પુસ્તકાલયોને વર્ગીકરણ કરવામાં સુગમ પડે અને બધે એકસરખું વર્ગીકરણ થાય એ હેતુથી એ વિભાગ આ અંકથી પાછો શરૂ કરવામાં આવે છે. સને ૧૯૩૩ પછીનાં પુસ્તકો જેટલાં મળશે તેટલાં બધાં આ યાદી દ્વારા યાદીમાં લેવા પ્રયત્ન કરવામાં આવશે. દર મહિને બે અગર ચાર પૃષ્ઠ સવડ પ્રમાણે આપવામાં આવશે. કર્તાવારીના નંબરો ' નવીન કર્તાઓની નામાવલિ ' જે ૧૯૩૩ માં સુધારાવધારા સાથે પુ. સ. સ. મંડળ તરફથી ૪૦૦૦ ગુ. પુ. ની વર્ગીકૃત યાદી ભા. ૨ જા સાથે પ્રસિદ્ધ કરવામાં આવી હતી તેના ઉપરથી આપવામાં આવ્યા છે જૂના સાથે કેટલેક ઠેકાણે મેળ નહિ મળે; પરંતુ તેને નવા પ્રમાણે સુધારી લેવા. હવે તો નવીન નામાવલિનો જ ઉપયોગ થશે. ગ્રામ પુસ્તકાલયોએ તો અંશમાં પહેલાં ત્રણ અંક અને છેદમાં પહેલા બે અંક જ લેવાના છે. પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો આ પ્રમાણે જરૂરીઆત પ્રમાણે કાયમ રાખે.

યાદીમાં લેવા જેવાં પુસ્તકો લેવામાં નહિ આવ્યાં હોય અને જો પુસ્તકાલયના મંત્રીઓ, ગ્રંથપાલો વગેરે કોઇ પણ એવાં રહી ગએલાં પુસ્તકોની યાદી, પુસ્તકાલયના તંત્રીને મોકલી આપશે તો તેનો સાભાર સ્વીકાર કરી અન્ય યાદીમાં તેને સ્થાન આપવામાં આવશે.

ના. ચં. દીવાનજી

ई ૩૧૨/૧૯૩૯ ગુજરાતીનો દીપોત્સવી અંક,
૧૯૩૯ રૂ. ૧–૦–૦

ई ૪૮૪/૧૯૩૯ નવચેતન દીપોત્સવી અંક,
૧૯૩૯ રૂ. ૧–૦–૦

ई ૫૬૨/૧૯૩૯ ' પ્રભાત ' દીપોત્સવી અંક,
૧૯૩૯ રૂ. ૦–૧૨–૦

ई ૬૧૭/૧૯૩૯ ' એ ઘડી મોજ ' દીપોત્સવી અંક,
૧૯૩૯ રૂ. ૧–૦–૦

ई ૯૮૮/૧૯૩૯ 'હિન્દુસ્તાન પ્રજામિત્ર' દીપોત્સવી
અંક, ૧૯૩૯ રૂ. ૧–૦–૦

उ ૨૪૨૬/૧૯ ગુજરાત સાહિત્ય સભા—અમદાવાદ,
કાર્યવહી ૧૯૩૮–૩૯
૧૯૪૦ રૂ. ૦–૧૨–૦

फ ૫૬૧/૫૧ પુરાણી, અંબાલાલ બાળકૃષ્ણ,
પથિકના પત્રો ભા. ૩ જો
૧૯૪૦ રૂ. ૧–૦–૦

ऋ ૨૧૨૯/૩૦ કોઠારી, માધવલાલ દલસુખરામ (અ.
જ્ઞાનવિલાસ.
૧૯૪૦ રૂ. ૦–૧૨–૦

ज ૨૪૨૧/૫૮ ગુજરાત વ્યાયામ પ્ર. મંડળ, કરાડી,
પ્રેરક વ્યાખ્યાનમાળા
૧૯૪૦ રૂ. ૦–૭–૦

ज ૮૭૮૦૬/૭૬ શાસ્ત્રી, જાદવજી નરભેરામ
રખે વહેમાતા
૧૯૩૯ રૂ. ૧–૪–૦

ज ૮૮૪૫/૮૧ શાસ્ત્રી, વાસિષ્ઠ
વાત્સ્યાયન કામસૂત્ર
૧૯૩૯ રૂ. ૫–૦–૦

ट ૪૩૬૨/૨૫ દેસાઇ, રમણલાલ વસંતલાલ
ગ્રામોન્નતિ
૧૯૪૦ રૂ. ૨–૦–૦

ढ ૨૭૬/૨૨ ગાંધીજી, મોહનદાસ કરમચંદ
ખરી કેળવણી
૧૯૩૮ રૂ. ૦-૧૨-૦

ट ૬૮૫૬/૨૮ મહેતા, શ્રી. કપિલા
જાપાનની રમણી
૧૯૩૮ રૂ. ૦-૮-૦

ध ૫૪૨૪૫/૧૮ પરવીઝ ( ઝરીન )
કળા સંગ્રહ ભા. ૧ લો
૧૯૩૮ રૂ. ૨-૦-૦

म ૨૦૦/૨૦ કારમલન (પંડ્યા, રણજિતલાલ હ.)
કારમલનનાં કાવ્યો (પ્રથમ પદ)
૧૯૩૪ રૂ ૦-૮-૦

म ૪૬૧૭૪/૭૬ પટેલ, કેશવલાલ ચતુરભાઈ
રસિકાના રાસ
૧૯૪૯ રૂ. ૦-૪-૦

म ૭૭૦/૪૦ રાયચુરા, ગોકુલદાસ દ્વારકાદાસ
દુહાની રમઝટ
૧૯૩૮ રૂ. ૧-૮-૦

म ૯૨૮૫/૪૮ શેઠ, મહાસુખભાઈ ચુનીલાલ
નીતિતરંગિણી અથવા
બોધદાયક ગઝલશતક
૧૯૪૦ રૂ. ૦-૮-૦

य ૨૩૫/૨૫ ગાંધી, ભોગીલાલ ( અનુ. )
ચરિત્રહીન (શરદ્‌બાબુ કૃત)
૧૯૩૯ રૂ. ૩-૮-૦

य ૨૩૬૨૪/૨૧ ગાંધી, રમણલાલ ( અનુ. )
કૃષ્ણકાન્તનું વીલ (બંકીમ)
૧૯૩૯ રૂ. ૨-૮-૦

य ૨૫૭/૧૧ ઘેલાણી, ટોપણ દયાળજી (અનુ.)
અન્નપૂર્ણાનું મંદિર
૧૯૪૦ રૂ. ૨-૦-૦

य ૨૬૪૪/૨૮ ' ચિરંતન '
જીવનનિર્માણ
૧૯૪૦ રૂ. ૧-૮-૦

य ૨૯૯૮/૧૧ જોશી, માણેકલાલ ગો. (અનુ.)
અલકા ( શરચ્ચંદ્ર )
૧૯૩૯ રૂ. ૨-૦-૦

य ૨૯૯૮૨/૨૪-૧ જોશી, માણેકલાલ ગોવિંદલાલ(અ.)
ગોદાન ( પૂર્વાર્ધ )
૧૯૩૮ રૂ. ૨-૮-૦

य ૨૯૯૮૨/૨૪ ૨ જોશી, માણેકલાલ ગોવિંદલાલ(અ.)
ગોદાન ( ઉત્તરાર્ધ )
૧૯૩૯ રૂ. ૨-૮-૦

य ૨૯૯૮૨/૭૬ જોશી, માણેકલાલ ગો. (અનુ.)
રાજમોહન
૧૯૩૯ રૂ. ૧-૮-૦

य ૩૬૦/૧૨ ત્રિપાઠી, ધનશંકર હીરાશંકર
આત્માનાં તેજ
૧૯૩૯ રૂ. ૧-૮-૦

य ૪૭૨૮/૧૬ દેસાઈ મણિભાઈ ભગવાનજી (અનુ)
કલંકિત
૧૯૩૮ રૂ. ૧-૪-૦

य૩ ૪૮૮/૮૧ એક વૃદ્ધ (પટ્ટણી, સર પ્રભાશંકર દ.)
વાર્તામાં બોધ
૧૯૩૮

य૭ ૪૯૧/૧૩ પટેલ, કે. એસ. ( અનુ. )
ધનિકલાએ ઉરમાની
૧૯૩૬ રૂ. ૧-૮-૦

य ૫૪૨૪૫/૧૧ પરવીઝ ( ઝરીન )
અમર–આશા ભા. ૧-૨
૧૯૩૯ રૂ. ૧-૮-૦ દરેકનો

य ૫૪૭/૪૦ સુશીલ ( પરિખ ભી. હ. )
દુર્ગેશનંદિની
૧૯૩૯ રૂ. ૨-૦-૦

य ૭૩૭/૬૦ મેઘાણી, ઝવેરચંદ કાળીદાસ
બીડેલાં દ્વાર
૧૯૩૯ રૂ. ૨-૦-૦

य७ ७७० / ૯૭ રાયચુરા, ગોકુલદાસ દ્વારકાદાસ
સોમનાથની સખાતે
૧૯૩૯ રૂ. ૧–૮–૦

य ૮૦૬ / ૯૯ વલ્લભજી સુંદરજી (કવિ)
હાથીની વાતો
૧૯૪૦ રૂ. ૦–૩–૦

य ૯૧૮૪ / ૪૬ શુકલ, બચુભાઇ ( ભા. ક. )
નવી વહુ ( શેષેર પરિચય શરદબાબુ કૃત )
૧૯૪૦ રૂ. ૩–૮–૦

य ૯૧૮૪ / ૭૮ શુકલ, બચુભાઇ (ભા. કા )
લાવણ્ય
૧૯૩૯ રૂ. ૧–૧૨–૦

૯૩૨૫ / ૧૨ સોમૈયા, હરજીવન
અહંકાર
૧૯૩૯ રૂ. ૧–૮–૦

૧૯૫૨ / ૯૮ કામદાર, કેશવલાલ હિંમતરામ
સ્વાધ્યાય
૧૯૦૯ રૂ. ૨–૦–૦

૩૬૯૫ / ૮૨ ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ર.
વિવેચના
૧૯૩૯ રૂ. ૨–૮–૦

र ૪૫૬ / ૯૪ ધૂમકેતુ ( જોશી, ગૌ. ગો. )
સર્જન અને ચિંતન
૧૯૩૭ રૂ. ૧–૮–૦

र ૫૫૮૮ / ૧૪૬ પારેખ, મણિલાલ છોટાલાલ
મહાત્મા એમર્સનના નિબંધો ભા. ૧ લો
૧૯૩૯ રૂ. ૨–૦–૦

र ૫૯૦ / ૯૬ બધેકા, ગિજુભાઇ ભ.
સુશીલાને પત્રો ભા. ૧ લો
૧૯૩૮ રૂ. ૦–૫–૦

र ૮૧૭૬ / ૭૧ વિનોદ
મારાં માશીબા
૧૯૩૯ રૂ. ૨–૮–૦

र ૮૩૪૪ / ૨૯ વૈદ્ય, વિજયરાય કલ્યાણરાય
જૂઇ અને કેતકી
૧૯૩૯ રૂ. ૨–૮–૦

स३ ૮૭૯૧ / ૫૮ શાહ, ત્રિભુવનદાસ લહેરચંદ
પ્રાચીન ભારતવર્ષ ભા. ૩જો
૧૯૩૭ રૂ. ૬–૮–૦

ज्ञ ૯૯૬ / ૧૮૯૫ કાપડીઆ, મોતીચંદ ગિરધરલાલ (અ.)
શ્રી. હેમચંદ્રાચાર્ય ચરિત્ર
૧૯૩૪ રૂ. ૦–૧૨–૦

क ૯૪૫૬૭ / ૮૩ સત્યાનંદ, મહાત્માશ્રી
વૈરાગ્ય ચિંતામણિ
૧૯૩૮ રૂ. ૧–૦–૦

ज्ञ ૯૬૩૩ / ૪૨૫૨૫ દેસાઇ, જગન્નાથ
રાષ્ટ્રપતિ સુભાષ બોઝ
૧૯૩૮ રૂ. ૦–૪–૦

---

# સામયિકોની સૂચિ

દક્ષિણ આફ્રિકાથી પ્રકટ થતાં સામયિકોની સૂચિ પ્રકટ કરવાનું કામ દક્ષિણ આફ્રિકા પુસ્તકાલય મંડળે હાથ ધર્યું છે. જાન્યુઆરી ૧૯૪૦ થી આ કામ શરૂ કરવામાં આવ્યું છે. તેના અંકો દર ત્રણ માસે પ્રસિદ્ધ થનાર છે. એનું વાર્ષિક લવાજમ ૨ પાઉન્ડ ૨ શિલિંગ છે.

ઉપર્યુક્ત સૂચિ મંગાવવા ઇચ્છનારે નીચેના સરનામે અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરવો.

સાઉથ આફ્રિકન લાયબ્રેરી એસોસીએશન
જોહાનિસબર્ગ પબ્લીક લાયબ્રેરી, માર્કેટસ્કવેર

## આવતા માસની કાર્યદિશા

(૧) જે મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોનાં અંદાજો કુલ રૂ. ૧૫૦ અને તે ઉપરાંતનાં મંજૂર થયાં હોય તેમનો વાર્ષિક અહેવાલ પ્રસિદ્ધ થયો ન હોય તો જનતાની જાણ માટે વહેલી તકે છપાવી પ્રસિદ્ધ કરવો. ( જુઓ વટહુકમ નં. ૩૧ તા. ૩-૧૦-૩૫ )

(૨) વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પુસ્તકાલયનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવાનાં પુસ્તકોની યાદી તૈયાર કરવી.

(૩) અખાત્રીજનો તહેવાર પુસ્તકાલયના મકાનમાં ઉજવવો અને આવતા નવીન વર્ષ માટે લોકમદદ એકઠી કરવા તજવીજ ન થઈ હોય તો શરૂ કરવી.

(૪) લગ્નપ્રસંગે કે બીજા કોઈ ખાસ પ્રસંગોએ પુસ્તકાલયના નિભાવ માટે મદદની માગણી કરવાનું ચૂકશો નહિ.

(૫) ફરતા પુસ્તકાલયોએ બીજા હપ્તાનાં બિલો મે તારીખ ૬ થી મોકલવાનું શરૂ કરવું.

(૬) ફરતા પુસ્તકાલયોએ માસિક સભા બોલાવી પુસ્તકાલય સંબંધી ઉપસ્થિત થતા પ્રશ્નોની વાટાઘાટ કરવી.

(૭) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રજીસ્ટર થએલાં પુસ્તકાલયોને જે તે મહાલ મંડળોએ તેમનાં પુસ્તકો લઈ જવા તાત્કાલિક ખબર આપવી. વડોદરા તાલુકાનાં પુસ્તકાલયોએ મધ્યવર્તી પુસ્તકાલયમાંથી લઈ જવાં.

(૮) તા. ૧૮-૧૯-૨૦ એપ્રિલ ૧૯૪૦ માં ભરાનારા વડોદરા પ્રાંત પુસ્તકાલય શિક્ષણવર્ગમાં ગ્રંથપાલો બીનતાલીમ પામેલા હોય તો તુર્ત રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ અરજી કરી ત્યાં હાજર થવું.

(૯) ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથમંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ તે હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નંબર ૪૨ સન ૧૯૩૯-૪૦

# વિષય

### ત્રિમાહી નિવેદન બાબત

દરેક પુસ્તકાલયે પોતાનાં ત્રિમાહી નિવેદનો જૂથમંડળ મારફતે મોકલવા વ. હુ. નં. ૪ તા. ૯–૧૦–૩૯ થી ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે નિવેદનો નહિ આવવાથી ફરીથી તે મોકલવા માટે સૂચના નં. ૩૭ તા. ૫–૩–૪૦ ની કાઢવામાં આવી છે, તે પ્રમાણે, દરેક પુસ્તકાલયે પોતાના પુસ્તકાલયનાં ત્રીજી ત્રિમાહીનાં નિવેદન ફેબ્રુઆરીથી એપ્રિલ સુધીનાં તારીખ ૧૦ માહે:મે ૧૯૪૦ સુધીમાં જે તે જૂથમંડળ મારફત અત્રે આવી જાય એવી તજવીજ કરવી. અને જૂથમંડળના મંત્રીઓ તેમ જ રા. મહાલ શાળાધિકારી સા. આ નિવેદનો વખતસર આ તરફ આવી જાય એવી ખાસ કાળજી રાખશે એવી આશા છે.

વડોદરા,
તા. ૩ એપ્રિલ ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪૩ સન ૧૯૩૯–૪૦

# વિષય

### ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પુસ્તકો મંગાવી લેવા બાબત

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પુસ્તકો જે તે ગ્રામપુસ્તકાલયો તરફ મોકલવા માટેનાં પાર્સલો જે તે કસ્બા પુસ્તકાલય તરફ મોકલવામાં આવેલાં છે તે પાર્સલોનાં પુસ્તકો મંગાવી લેવા જે તે પુસ્તકાલય તરફ કસ્બા પુસ્તકાલયે ખબર આપવી. અને તેવી ખબર મળે જે તે પુસ્તકાલયના મંત્રીએ પુસ્તકો કસ્બામાંથી મંગાવી લેવા તજવીજ કરવી. છતાં જે પુસ્તકાલય તરફથી તે લેઈ જવામાં ન આવે તો કસ્બા પુસ્તકાલયના મંત્રીએ જેમના તેમના તરફ મોકલી આપવી અને તેનો થનારો ખર્ચ જે તે પુસ્તકાલય તરફથી વસૂલ કરી આપવાની તજવીજ અત્રેથી કરવામાં આવશે.

વડોદરા,
તા. ૩–૪–૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪૪ સન ૧૯૩૯–૪૦

# વિષય

### પુસ્તકાલયોની તપાસણી માટે માનદ પ્રચારકની નિમણૂક કર્યા બાબત

વડોદરા મહાલનાં પુસ્તકાલયોના માનદ પ્રચારક તરીકે કામ કરવાની માગણી રા. ચંદુલાલ છોટાલાલ શાહ કરોડીઆ તા. વડોદરા સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીની આવેલી તે ઉપરથી રા. વડોદરા મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીના અભિપ્રાય પ્રમાણે રા. ચંદુલાલ છોટાલાલ શાહને વડોદરા મહાલનાં પુસ્તકાલયોના કામ માટે માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે.

વડોદરા,
તા. ૩ એપ્રિલ ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# સામયિક દોહન

સામયિક પત્રોમાંના સંગ્રહવા જેવા લેખો

[ વર્ષ ૨ ] એપ્રિલ : ૧૯૪૦ [ અંક ૪


## શું શું ભણ્યા ?

**અત્યાર સુધી નિશાળોમાં અપાતું શિક્ષણ આપણને કેવું ફળદાયી નીવડયું છે તે વિષે વાચક આ લેખમાં પૂછાયેલા પ્રશ્નો પોતાના મનને પૂછી તેના જવાબો પોતેજ મેળવવા પ્રયત્ન કરે. આ લેખના લેખકે અનુભવેલું આન્તરમંથન આ નીચે આપ્યું છે.**

**મારા** આન્તરમન્થનની એક વાત કહું ? સાંભળશો ? એક જમાનામાં હું વિદ્યાર્થી હતો અને શાળામાં ભણતો. મારી સાથે નાનુ, ભાનુ, વિનુ, કનુ બધા ભણતા અને શું ભણ્યા ? લેખાં ભણ્યા, હિસાબ ભણ્યા, પાઠ ભણ્યા, ઇતિહાસ–ભૂગોળ ભણ્યા અને કશું ય ન ભણ્યા !! મારૂં કહેવું વિચિત્ર લાગશે, પણ હું સાચું જ કહું છું કે અમે ભણ્યા અને કશું જ ન ભણ્યા.

અમે લેખાં ભણ્યા પણ શાકભાજી, અનાજ અને તેલ–ઘી–ગોળના હિસાબમાં ગૂંચવાયા. અમને એ લેખાંના ઉકેલ ન જ આવડયા. હિસાબ ગણ્યા–ત્રિરાશી અને બહુરાશી બહુ બહુ માંડી વળ્યા. શાળામાં હિસાબની પાટી પહેલી નાખીને અમે રાચવા લાગ્યા. આ રીતે અમે હોંશીઆર વિદ્યાર્થીઓમાં ખપ્યા, પણ કાપડીઓ ગજ–કાતર ચલાવતો તસુ કાપડના હિસાબ મોઢે મોઢે કરી નાખે, વાણીઓ આંગળીના વેઢે અટપટાં વ્યાજ ગણે તે જોઇ અમે ગૂંચવાયા. અમારા ગુણાકાર–ભાગાકાર–પૂર્ણાંક–અપૂર્ણાંક એ ગૂંચોની ઉકેલ ન કરી શકયા–એવું ભણ્યા.

શાળામાં પાઠ ભણ્યા, કવિતા ભણ્યા પણ હાથના અક્ષર ઉકેલતાં ન આવડયા. હાથની લખેલી ભારતકથા વાંચવાનું કહે ત્યારે ડસકાં ખાધા સિવાય અમે આગળ ન વધી શકયા. 'ભૂરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પહાડ સરખો' એ કવિવાણી આજ પણ યાદ રહી છે. પણ એ વિરાટકાય વટવૃક્ષનાં દર્શને જવા જેટલી ઘેલછા કોઇએ ન જગાવી.

" અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા. "

એ કવિતા શિક્ષકે ગોખાવી અને ગોખી, તેના અર્થ કર્યા પણ અમે અંધકારમાં છીએ એ જ્ઞાન ન થયું, સત્યની ઘેલછા ન લાધી; એવી રીતે કવિતા શીખ્યા ને શીખવી.

ભૂગોળમાં દેશાન્તરની નદીઓ અને ગામો ગોખી વળ્યા, પણ ગામનાં ગોંદરનાં ખેતરો ભૂલ્યા. ઇતિહાસ ભણ્યા–હિન્દી પ્રજાની કાયરતા તો અમે પાને પાને શીખ્યા–આ પરગજુ અંગ્રેજ સોદાગરો પેટે પાટા બાંધી સાત સાગર ઓળંગી આપણી વચમાં આવી ન ઊભા હોત તો આ દેશની પ્રજાના ભુક્કા થઇ જતે ! બસ આટલું.

ભારતની પુરાતન વિદ્યાપીઠો, વાણિજ્ય, સાગરસાહસો, ધર્મપ્રચાર, બુદ્ધની અનુકમ્પા અને મૈત્રી, શંકરનો દિગ્વિજય, રજપૂત–શિખોની કુરબાનીઓ, મરાઠાઓનાં સાહસ, મોંગલોની કલા–પ્રિયતા એમાંનું કાંઈ ન શીખ્યા !

મસ્ત કવિ હાફેઝ શિરાઝી, ઉમર ખય્યામ, ફીરદોસી, તુસી, શેખ સાદી એમની મસ્તીનો પરિચય ન થયો, ભારતીય સાધકોને ન ઓળખ્યા, ન જાણ્યા. મનસુરની જાનનિસ્સારી, અરબની ભૂમિ પર ખુદાઇ ખીદમતમાં પ્રજાતંત્રવાદનાં મંડાણ, શૂલિપર દેહ–વિમોચન કરતા જીસસ, સિદ્ધાંતને ખાતર ઝેરનો કટોરો ગટગટાવનાર સૉક્રેટિસ કે વીર·રમણી કૃષ્ણકુમારી, ગ્રીકનું તત્ત્વચિન્તન, સ્પાર્ટા રોમની વીરતા, જર્મનીની વૈજ્ઞાનિક જગતની કૂચ, ઇજીપ્તનાં સાગર–સાહસો, ચીનની એકાગ્ર ઉદ્યોગપ્રિયતા, સ્વાધીનતાની રક્ષા માટે મેકિસકો–પેરૂની કુરબાનીઓ, રશિયાના મહામન્થનો એમાંનું કાંઇ ન ભણ્યા અને જે ભણ્યા તેમાં અમને બાયલા કર્યા.

અંગ્રેજી ભણ્યા અને માબાપ કહેતાં શરમાયા: ફાધર–મધરથી કામ લેવા માંડ્યું. દેશથી આઘે જવા લાગ્યા. શ્રમમાં બણુચકતા લાગવા માંડી. સાદાઇમાં જૂનવાણી જણાઇ. જાપાનનાં સસ્તાં મોજાં, અંગ્રેજી ટાઇ, ફ્રાન્સના 'ઓટો ડ–રોઝ' ડાભેલની દોટી ભૂલાવી, અમદાવાદની અતળશમાં જૂનો જમાનો જણાયો, પાટણનાં પટોળાં અને બનારસી અંબરમાં કાબરચીતરાપણું લાગવા માંડ્યું, રંગનીતરતી કઠોર માંડવીની ચૂંદડીઓ ભવાયાના અસબાબ જેવી લાગવા માંડી. દેશી તેલોમાં માથાને ચીકણું કરી મૂકવાની ચીડ ભરાવા માંડી. પરદેશ સાથે સંબંધ બાંધી ફાંકડા તકલદી બન્યા, બીજાને બનાવ્યા અને જુવાનીમાં માથાં ધોળાં કર્યાં એવું તો અંગ્રેજી ભણ્યા.

શરીરરચના અને હાઇજીનનાં મૂળ તત્ત્વો ભણ્યા ત્યારથી ડોસીમાની કડવાટની પોટલી ભૂલ્યા અને સહેજ સહેજમાં દવાખાને જઇએ ત્યારે તબિયતનું ઠેકાણું પડે એવું જ્ઞાન લીધું. શાળામાં ડ્રીલ શીખ્યા અને પડઘમ સાથે પગલાં માંડી ઘણાઓને આકર્ષવા લાગ્યા. આ રીતે જવાંમર્દ બનવાની તાલીમ લીધી. પણ એક દિવસ રાતના માળીઆ પર કંઇ ખખડાટ થતાં હું જાગ્યો ત્યારે મારી પત્નીને ખાટલા પસેથી નહિ ખસવાની હિંમત આપી સડાક દઇને હું શેરીમાં નીકળી અર્ધુંક ડઝન લોક જગાડી લાવ્યો ત્યારે ઘરમાં પેઠો, અને સાઠ વરસનાં ગાણેકફોઇ હાથમાં દીવો લઇ માળીઆ પર આગળ ચઢયાં ત્યારે નીચે ઊભા રહી હું તેમને હિંમત આપવાની હામ બીડી શકયો. અમને મળેલી મર્દાનગીની તાલીમે ઉજળે દહાડે કે વીજળીની રોશનીમાં લોક એકઠું કરવાની તરકીબ શીખવી, પણ રાતના અંધારઢાંકણે તો ગામડે ઘડાયલી અને જમાનાથી પાછળ લાગતી મારી પત્નીની હૂંફે હું મર્દ કહેવાતો.

આગળ વધ્યા અને ત્રિકોણમિતિ, ફિઝીકસ, કેમીસ્ટ્રી એવું કંઇ કંઈ ભણ્યા, કંઇ કંઇ ગણ્યું, પાણી અને બરફ એવું કંઇ તોળી વળ્યા, પણ વાલ–ગદિયાણામાં ગૂંચવાયા અને વીઘાં વીસવાસીમાં મુંઝાયા.

ઉપભાષા ભણ્યા—શીખ્યા. મહાકવિ બાણની સારીયે કાદમ્બરી ઉથામી ગયા અને દુનિયામાં મહાશ્વેતાઓનાં મુખડાંપારખની પ્રવૃત્તિમાં પડયા, પણ પ્રતાપી હર્ષવર્ધનના યુગનાં રત્નમહેલ આ દેશનાં વૈભવની યાદ ન રહી, એ બીનાનો સ્પર્શ ન થયો, દષ્ટિએ ન ગઈ. રઘુવંશ અને કુમારસંભવ ભણ્યા, અજવિલાપ અને રતિવિલાપ વાંચી હૃદય હચમચ્યાં. વિના પરણ્યે કલ્પનામાં ઇન્દુમતિઓ ઊભી કરી વિરહના ધ્વનિ ગોઠવવા લાગ્યા. પણ—

સીમને શેડે તલાવડી, માંખણે બાંધી એની પાળ,
માખણ તવાયાં ને નીર વહી ગયાં—હાય રાજવી હાયે હાય.

ગામને પાદરે ધખતા મધ્યાહ્નની ઉદાસીનતામાં ઉચ્ચારાતા રાજિયાના આ વિલાપમાં આ વિશાળ જગતમાં કાયાની સરવરીઆની પાળો ક્ષણમાં નષ્ટ થઇ જાય એવા મુલાયમ માખણથી બાંધવામાં આવ્યાની વાસ્તવિક કલ્પના કરવામાં આવી છે. મહાકવિની કલ્પના કરતાં પણ વધુ વાસ્તવિક અને તાદશ ચિતાર રજુ કરતી આ કલ્પના છે. અને આ રીતે લોકવાણીમાં શરીરની ક્ષણભંગુરતાનો જવાબ અપાયો છે તેની તુલના કરવા તરફ કોઇ દિવસ દૃષ્ટિ ન જ વળી.

મેઘદૂત ભણ્યા અને બહુ મુંઝાયા. કેટકેટલી અલકાપુરીઓ ખડી કરવા લાગ્યા અને શાળામાં જ કોઈ રાજહંસ સંદેશાના સાથીદાર મળે એવી શોધમાં પડયા, પણ—

" धूमज्योतिः सलिलमरुतां सन्निपातः क मेघः

એ એક જ ચરણમાં તો મહાકવિએ મર્ત્ય અને અમર્ત્ય અંતરિક્ષની સામગ્રીનો સમન્વય કરી જીવન્ત મૂર્તિ ખડી કરી, જગના માનવીને વ્યોમનો વિરાટનો સાથી, મિત્ર બનાવ્યો તે સૂઝ ભણતરમાં તો ન જ પડી.

કવિકુલગુરુ વાલ્મીકિની પ્રગલ્ભ વાણી રામાયણમાં ન વાંચી. ભારતકથા જમાનાને પ્રતિકૂળ થોથું લાગ્યું. પુરાણો હિન્દુઓની મૂર્ખાઇના નમુનાનો સંગ્રહ હોવાનું મેકોલેએ કહ્યું અને વિનાવાંચ્યે અમે તે માન્યું. વેદોને માટે પણ બહારનાઓએ કહ્યું અને અમે પણ તેમના સૂરમાં સૂર પૂરી ભરવાડોની ભટકતી જાતિઓનાં ગીતો ગણી આગળ વધ્યા.

Tale of Two Cities ભણવા માંડી અને ફ્રેન્ચ ક્રાન્તિના ચિતારે ઠંઇક રંગાયા ત્યાં રોમીઓ-જુલિયેટ અને સરોવરની સુંદરીની પ્રણયકથાઓએ અમને પણ ' રોમાન્સ ' તરફ વાળ્યા. આવું આવું ભણ્યા અને ઘણું ઘણું ભણ્યા. શિક્ષકોએ, વિદ્યાની પીઠોએ ભણાવ્યું અને અમે ભણ્યા. અમે કેળવણી પામેલા ગણાયા. સુધરેલા બન્યા અને ભણેલા કહેવાયા; પણ આજીવિકા માટે અરજીનો મુસદ્દો તો જગાકાકાએ ઘડી આપ્યો ત્યારે જે અમે તેની નકલ કરી શકયા.

શાળામાંથી બહાર આવીને જોયું તો કાના-માત્રા વિનાનું લખવાનું ભણીને જોધપુર તરફની ગાડીમાંથી એક કોથળામાં સરસામાન લઇ ઊતરેલો મેઘો મારવાડી બેજ વરસમાં મેઘજી શેઠ બની ગયો અને સુરતના શરાફ બજારમાં તેના રૂક્કા સ્વીકારાવા લાગ્યા. ધોરાજી તરફથી બાપુની ગાડીમાં બેસી આવેલો અને જંગલમાં પાલીઆં પાણીની ધારે દુકાનની ધૂણી માંડી બેઠેલો, એક નામ અલ્લાનું ભણીને આવેલો ગની મેમણ થોડા વખતમાં ગની શેઠ બની ગયો.*

—મણિભાઇ દ્વિવેદી

* સુરત જિલ્લા " સ્થાનિક સ્વરાજ્ય પત્રિકા "ના માર્ચ ૧૯૪૦ ના અંકમાંથી.

# રાજપૂત (રજપૂત) [ એક ઐતિહાસિક સમસ્યા ]

કેટલાક પશ્ચિમના ઇતિહાસલેખકો રજપૂતને આ જાતિના ગણાતા નથી. પરં આર્યો હિંદમાં વસ્યા પછી કેટલેક કાળે ઉત્તરમાંથી હિંદમાં ઊતરી આવેલી શક, હૂણ અને ગુર્જર જાતિના ગણે છે. કારણ કે આર્યોના પ્રાચીન ઇતિહાસમાં તેમને કોઈ સ્થળે રજપૂત જાતિનું નામનિશાન મળતું નથી. પણ આ દેશમાં મુસલમાનોની સ્વારીઓ થવા લાગી ત્યાર પછીથીજ ઇતિહાસમાં રજપૂતો સંબંધી વિગતો મળે છે. તેથી તેઓ એમ માને છે કે, રજપૂત જાતિને આર્યો સાથે કાંઇ સંબંધ નથી. પણ શક, હૂણ અને ગુર્જરની સાથે તેને મેળ મેળવી દે છે. એ પાશ્ચાત્ય વિદ્વાનોનું માનવું આમ કેમ થયું તે જણાવવાનો મારો આ લેખ દ્વારા ઇરાદો છે.

રજપૂત શબ્દ એ રાજપુત્રનો અપભ્રંશ છે. અત્યારે એ રજપૂતો ' રાજપૂત ' નામથી પોતાને ઓળખાવે છે.

રાજપુત્ર એટલે રાજાનો પુત્ર, આપણા પ્રાચીન લેખકોએ રાજપૂત એટલે રાજાનો પુત્ર એ અર્થમાં તેનો ઉપયોગ કર્યો છે, જેનાં થોડાંએક દૃષ્ટાંત આ નીચે આપું છું:

जन्मप्रभृति राजपुत्रान्रक्षेत् कर्कटकसधर्माणो हि जनकमक्षाः राजपुत्राः ।

( કૌટિલ્ય. )

राजसूय दीक्षितेन मया राजपुत्र शत परिवृतं वसुमित्रं गोप्तारमादिश्य ।

( કાલિદાસ. )

अथ तेजस्वि सदनं तपः क्षेत्रं तमाश्रमम् ।
केचिदिक्ष्वाकवो जग्मू राजपुत्रा विवत्सवः ॥

( અશ્વઘોષ. )

केसरिकिशोरकैरिव विक्रमैक रसैरपि विनय व्यवहारिभिरात्मनः प्रतिबिम्बैरिव राजपुत्रैः सह रममाणः प्रथमे वयसि सुखमतिचिरमुवास ।

(બાણભટ્ટ. )

આમ રાજાના પુત્રો માટે રાજપૂત શબ્દ ઘણા વખતથી વપરાતો આવ્યો છે. આ રાજાઓ આર્યોએ નિર્માણ કરેલી ચાર જાતિ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર-એ માંહેના ક્ષત્રિય જાતિનાજ હતા. કારણ કે ચીનના બૌદ્ધ યાત્રી હુએનત્સંગ જે આ દેશની યાત્રાએ ઈ. સ. ૬૨૬માં આવેલો, તેણે આ દેશના રાજાઓને ક્ષત્રિય લખ્યા છે. ત્યારે ક્ષત્રિયને બદલે રાજપૂત શબ્દ એ ક્ષત્રિયોએ પોતાને માટે કેમ વાપર્યો તેનો વિચાર કરીએ.

કવિ ચંદ બારોટે પૃથ્વીરાજ રાસામાં ' રજપૂત ' શબ્દ રાજાઓને માટે વાપર્યો છે, તે પહેલાં રાજ કરનારાઓને માટે એ શબ્દ વપરાયો હોય તેવું જાણવામાં નથી. ચંદનો સમય બારમા સૈકાની આખરનો છે. એટલે મુસલમાનોના આ દેશમાં હુમલા થવા લાગ્યા અને તેમનો અહીં વસવાટ થયો. ત્યાર પછીથી રાજકર્તા ક્ષત્રિયોએ પોતાનું ગૌરવ જાળવવા પોતાને માટે ક્ષત્રિયને બદલે રાજપૂત શબ્દ વાપર્યો.

# બળિયાનો સાચો ઉપાય

**ગુજરાતમાં અને ખાસ કરીને વડોદરા અને આજુબાજુનાં ગામડાંમાં બળિયાનો રોગચાળો ફાટી નીકળ્યો છે. અનેક આબાપો પોતાનાં પ્રિય બાળકોને ગુમાવે છે, અનેક બાળકો કદરૂપાં, કાણાં કે આંધળાં બને છે. રાજ્ય અને સુધરાઇઓ આવી ગંભીર પરિસ્થિતિમાં પોતાની માત્ર એક જ ફરજ સમજે છે, અને તે એ કે આજની સવા સદી ઉપર એક ઊંટવૈદે શોધેલી, બળિયાને અટકાવવા કે મટાડવામાં સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડેલી સડેલી રસીનાં કુમળાં બાળકોને બળાત્કારે ઇન્જેક્શનો આપવાં. પણ બળિયાનો આ ઉપાય વિનાશકારી છે. ત્યારે એનો સાચો ઉપાય શો છે ?**

કોઇને એ વિચાર આવતો નથી કે, જેમણે જેમણે બળિયાની રસી લીધી છે તેઓ આ રોગનો ગંભીર હુમલો શાથી થાય છે અને તેઓ શાથી મરી જાય છે ? ઇ.સ. ૧૯૩૦-૩૧ ના અરસામાં ગાંધીજીએ જ્યારે દાંડીકૂચ કરી ત્યારે દર ૬૦ વર્ષે દેખા દેતો બળિયાનો રોગચાળો ફાટી નીકળ્યો હતો. સરકારે દાક્તરો છોડી મૂકયા હતા. લોકોએ ધાર્મિક ગંભીરતાથી પોતાનાં બાળકોને રસીવાદની વેદી ઉપર ધર્યાં હતાં. હવે પ્રશ્ન એ છે કે, જે જે બાળકોને એ અરસામાં રસી મૂકવામાં આવી હતી, તેમને તેમને બળિયા શાથી નીકળે છે અને તેઓ શાથી મરે છે ?

મારી ઉપર અનેક લોકોના પત્રો આવે છે કે બળિયાની રસીની તમે વિરુદ્ધ છો. અને આ રસી ન મુકાવીએ અને બાળકને બળિયા નીકળે તો અમારે શું કરવું ?

અહીં આગળ લોકો એ હકીકત વગરઆનાકાનીએ સ્વીકારી લે છે કે આ રસી મુકાવી એટલે આપણું બાળક સલામત: ન મુકાવી એટલે એ જોખમમાં.

પણ આ રસી બળિયાને અટકાવે છે એવું કોણે સાબિત કર્યું ? ક્યારે સાબિત થયું ? કયા કેસમાં સાબિત થયું ? અમે તો આજ સુધી એવો એક પણ કેસ જોયો વાંચ્યો કે સાંભળ્યો નથી કે જ્યાં આ રસીથી આ રોગ અટકે છે કે એનો વૈજ્ઞાનિક પુરાવો આપી શકાય.

---

[ પૃ. ૪૦નું સાંધણ ]

આથી સામાન્ય ક્ષત્રિયો કે જે ક્ષત્રિયવટ કરતાં હલકા દરજ્જાનું કામ કરતા હતા જેવા કે કારડીઆ, ભાથી, ગોલા વગેરે જાતિઓમાંથી પોતાને અલગ પાડવાને ગૌરવવાળો રાજપૂત શબ્દ વાપર્યો ત્યારથી રાજપૂત જાતિ અલગ ઓળખાવા લાગી, પણ તે સાચા ક્ષત્રિયોજ છે.

ચાલુ સમયમાં એ રાજપૂતોમાંથી ઘણાએ રાજપૂતોએ માનભંગ કરે તેવો ધંધો સ્વીકાર્યો છે તેથી ખરા રાજપૂતો નાનમ ન લાગે તેટલા ખાતર ' ગરાસિયા ' કહેવડાવે છે. આમ જમીનના માલિક રાજપૂતોએ ' ગરાસીઆ જાતિ ' રાજપૂતોથી જુદી ગણાવે છે. અને તેજ જાતિ પોતાનો બધો વ્યવહાર એ જાતિમાંજ કરે છે. છતાં એ ગરાસીઆ એજ આપણી ચાતુર્વર્ણ્ય માંહેના શુદ્ધ ક્ષત્રિયો જ છે. *

શ્યામજી દે. જોશી

---

* " સૌરાષ્ટ્ર શિક્ષક "ના એક અંકમાંથી.

ગઇ સાલ " શિક્ષણ પત્રિકા " જેવા પ્રગતિશીલ છાપામાં આ રસીની હિમાયત કરતો લેખ જોઇને મારી તાજુબીનો પાર રહ્યો નહોતો. લેખ નીચે લેખકનું પૂરું નામ નહોતું. લેખકે એક પણ બુદ્ધિગ્રાહ્ય કે તર્કશુદ્ધ દલીલ કરી નહોતી.

આજે તો આંધળાને આંધળા દોરવી રહ્યા છે. પ્રજા અજ્ઞાન છે, એને દોરવનારા દાક્તરો પ્રજા કરતાં પણ વિશેષ અજ્ઞાન છે. આ રોગ વિષે દશ હજાર વર્ષ ઉપર જેટલું અજ્ઞાન હતું તેટલું જ અજ્ઞાન આજે છે. અને એનાં ભૂંડાં પરિણામો આખી પ્રજા સહન કરી રહી છે.

આખું દશ્ય જેટલું કરુણ છે તેટલું જ રમૂજી છે. રસી મૂકવી એ જો એક નિર્દોષ જંગલી વહેમ હોત તો તેની ઉપર ઠંડે પેટે પેટ ભરીને હસી શકાત; પણ એ એક ભયંકર જંગલી દાક્તરી વહેમ છે. અને એનાં ભૂંડાં પરિણામો કરોડો નિર્દોષ બાળકો ભોગવી રહ્યાં છે.

આ પ્રશ્નો ઉપર આપણે કેવળ મજાક કરીને બેસી રહી ન શકીએ. એમને સાચી રીતે સમજવા માટે નિસર્ગોપચારની નજરે તપાસવા પડશે.

બળિયા શું છે ? એનું કારણ શું છે ? એને કેવી રીતે અટકાવી શકાય ? એને કેવી રીતે મટાડી શકાય ? એની સારામાં સારી સારવાર કઇ છે ? આ પ્રશ્નોના યોગ્ય જવાબો મેળવવા માટે આપણે સૌથી પહેલાં ઉગ્ર રોગ અથવા માંદગી શું છે તે સમજવું પડશે.

રોગો વિષેનું નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ એલોપથી અને આયુર્વેદ એ બન્નેથી તદ્દન ભિન્ન છે. જ્યારે આ પદ્ધતિઓ એમ શીખવે છે, કે રોગો હજારો છે, અને એમનાં કારણો તેમ જ નિવારણો એટલાં જ ભિન્નભિન્ન છે, ત્યારે નિસર્ગોપચારનું શિક્ષણ એવું છે કે જે હજારો રોગો જોવામાં આવે છે, તેના મૂળમાં થોડાંક જ શારીરિક કારણો રહેલાં છે. અને આ બધા કહેવાતા રોગો એ થોડાંક કારણોનાં જ અસંખ્ય પરિણામો છે. નિસર્ગોપચાર પરિણામો અને લક્ષણો દૂર કરવામાં નથી માનતો, પણ કારણો દૂર કરવામાં માને છે. એટલા માટે જ જ્યારે બીજી સારવારો રોગચિહ્નો દૂર કરે છે, ત્યારે નિસર્ગોપચારની સારવાર રોગને મૂળમાંથી જ મટાડે છે.

નિસર્ગોપચારના મત મુજબ સૌ રોગો અશક્તિ, અશુદ્ધ અને અતંત્રતા આ ત્રણ શારીરિક કારણોમાંથી ઉદ્‌ભવે છે. એટલા માટે સાચી સારવાર આ ત્રણ કારણોને દૂર કરવામાં છે.

શરીર એ એક બુદ્ધિશાળી તંત્ર છે. એમાં રહેલી જીવનશક્તિ એને સતત સાજું રાખે છે, એનું સમારકામ કરે છે અને એમાં જ્યારે આરોગ્યનાશક રહેણી કરણીથી કચરો ભરાય છે ત્યારે તેને દૂર કરવા માટે માંદગીને નામે ઓળખાતી શરીરસફાઇની ક્રિયા શરૂ કરે છે.

બધા ઉગ્ર રોગોના મૂળમાં અશુદ્ધિ અર્થાત્ રોગદ્રવ્ય હોય છે. આ રોગદ્રવ્યને શરીરમાંથી બહાર કાઢવા માટે જીવનશક્તિ જે જુદા જુદા પ્રયત્નો કરે છે તેને આપણે જુદા જુદા રોગોને નામે ઓળખીએ છીએ. જ્યારે જીવનશક્તિ ચામડી મારફતે ઝેરને બહાર કાઢે છે ત્યારે આપણે એને ઓરી, અછબડા, બળિયા, લાલ તાવ ઇત્યાદિ નામોથી ઓળખીએ છીએ.

એટલે આપણે સૌથી પહેલાં એ સમજી લેવું જોઇએ કે, બળિયા એ બીજા ઉગ્ર રોગોથી કોઇ પણ રીતે જુદો રોગ નથી. એનુ કારણ જુદું નથી, એનું નિવારણ જુદું નથી, એનો દેવ જુદો ન હોવો જોઇએ, એની જુદી માનતાની જરૂર નથી.

આ બાબતમાં નીચે આપેલો અમેરિકાના જાણીતા નિસર્ગોપચારક ચાર્લ્સ. એચ. ગેસરનો અનુભવ માર્ગદર્શક થશે.

અમેરિકાના એક સ્ટેટમાં નિસર્ગોપચારને રાજમાન્ય કરવા માટે ત્યાંની ધારાસભામાં એક બિલ આવ્યું હતું. એ બિલને માટે ત્યાંની પબ્લિક હેલ્થ કમિટિ આગળ આપણા નિસર્ગોપચારકને નિસર્ગોપચારનો કેસ રજૂ કરવાનો હતો.

એણે એ સમજાવ્યું કે જેને 'રોગ' ને નામે ઓળખવામાં આવે છે, તેનું સાચું કારણ મળસંચય છે. અને તેનો સાચો ઉપાય મલોત્સર્ગ છે. કોઇ પણ રોગસ્થિતિ, પછી તે ફક્ત લાક્ષણિક હોય અથવા તો ઊંડા રોગને અંગે હોય, કે પછી એનું મૂળ જ્ઞાનતંતુઓમાં હોય અથવા તો આમાંથી બે અથવા વધારે સ્થિતિઓનું મિશ્રણ હોય, તો પણ તે નિસર્ગોપચારની સારવારથી મટી શકે છે. કારણ કે નિસર્ગોપચારનો સિદ્ધાંત એ છે કે કારણ દૂર કરો એટલે પરિણામ આપોઆપ દૂર થશે. આને લઇને જ ઍલોપથિક દાક્તરો, જેઓ કારણની ઉપેક્ષા કરીને પરિણામોની સારવાર કર્યા કરે છે, તેઓ જ્યારે નિષ્ફળ નીવડે છે ત્યારે પણ નિસર્ગોપચારકો સફળ થાય-છે. એના પુરાવા તરીકે એણે કમિટિ આગળ નિસર્ગોપચારથી સાજા થયેલા કેટલાક દર્દીઓ રજૂ કર્યા. એ દર્દીઓએ વારાફરતી પોતાનો અનુભવ વર્ણવ્યો, જેમાં દરેક કેસમાં ઍલોપથિક દાક્તરો નિષ્ફળ નીવડયા પછી નિસર્ગોપચાર શી રીતે સફળ થયો તેનું વિગતવાર વૃત્તાંત રજૂ થયું.

કમિટિનો પ્રમુખ જે પોતે ઍલોપથિક દાક્તર હતો, તેને આ પુરાવાથી સંપૂર્ણ સંતોષ થયો. એણે કહ્યું કે, મારે તો જોઇએ તે કરતાં પણ વિશેષ પુરાવો મને મળી ગયો છે અને હવે નિસર્ગોપચાર રાજમાન્ય થાય તેને માટેની બધી અડચણો દૂર કરવામાં હું સહાયભૂત થઇશ. બધું કામકાજ પતી ગયા પછી કમિટિના પ્રમુખે સહેજ પ્રશ્ન કર્યો કે " તમે એમ તો નહિ કહો ને, કે બળિયા પણ વિજાતીય દ્રવ્યથી થાય છે? બોલો, જવાબ આપો."

આ પ્રશ્ન સાંભળીને ડૉ. ગેસરને અતિશય તાજુબી થઇ. એને માથે વીજળી પડી હોય તેમ એ ક્ષણભર સ્તબ્ધ થઇ ગયો. પછી એણે તુર્ત જ ગૂંચવાયા વિના જવાબ વાળ્યો: " અલબત્ત! જો બધા રોગોમાંથી બળિયા એકલા જ વિજાતીય દ્રવ્યથી ન થતા હોય તો પછી શાનાથી થાય છે? બધા રોગોની પેઠે બળિયાનું કારણ પણ રોગદ્રવ્ય જ છે."

આ એક પ્રસંગ મેં એટલા પૂરતો ટાંકયો છે કે, ઍલોપથીના મોટા મોટા વિદ્વાન દાક્તરોને પણ વિજાતીય દ્રવ્યના સિદ્ધાંત વિષે કશી જ ગતાગમ હોતી નથી. તો પછી સામાન્ય લોકો એને વિષે અજ્ઞાન ધરાવતા હોય તેમાં તાજુબી પામવા જેવું કાંઇ જ નથી.

હવે આપણે આ રોગ વિષે કંઇક વિશેષ વિગતમાં ઊતરીએ.

**વ્યાખ્યાઃ**—બળિયા, શીતળા કે માતા એ એક ચેપી, ઊડતો ઉગ્ર રોગ છે. બધા ઉગ્ર રોગોની પેઠે એ એક શરીરશુદ્ધિની ક્રિયા છે.

**કારણોઃ**—બધા ઉગ્ર રોગોની પેઠે મળસંચય એ જ બળિયાનું મુખ્ય કારણ છે. આ જમાનામાં રોગવર્ધક રહેણીકરણીને લઇને દરેક સ્ત્રી-પુરુષનું શરીર ઓછાવત્તા રોગદ્રવ્યથી ભરેલું હોય છે. એને પરિણામે મોટા ભાગનાં બાળકો પોતાના શરીરમાં સારા પ્રમાણમાં રોગદ્રવ્ય લઇને જન્મે છે. એમના શરીરમાંથી આ કચરો કાઢી નાખી કુદરત એમને નીરોગી કરવાનો પ્રયત્ન કરે છે. કુદરતની ઇચ્છા એવી છે કે, મા-બાપ ભલે રોગી રહ્યાં, પણ બાળકો તો નીરોગી થઇ કોરે પાને પોતાની જીંદગી શરૂ કરે એ ઇચ્છવા જેવું છે. એને લઇને એ

બાળકોમાં વરાધ, ઝાડા, ઓરી, અછબડા, બળિયા, ઉંટાંટિયું, મેનિન્જાઇટિસ અને એવા જ બીજા ઉગ્ર રોગો ઉત્પન્ન કરે છે.

હવે જો આ ઉગ્ર રોગથી ડરવામાં ન આવે અને એમને દવાઓથી દબાવવામાં ન આવે તો તેઓ પોતાનું શરીરશુદ્ધિનું કામ કરીને આપોઆપ શાંત થઇ જાય છે અને માંદગી પહેલાં દર્દીનું શરીર જેવું હતું તેના કરતાં માંદગી પછી તેનું શરીર ઘણું જ સારું થાય છે. ઉલટપક્ષે આ રોગોથી ડરી જઇને એમને દવાઓથી દબાવી દેવામાં આવે તો એને પરિણામે બાળકને કોઈ ગંભીર ખોડ રહે છે, હઠીલો રોગ થાય છે અથવા તો એ કમોતે મરે છે. આવી માંદગી પછી દર્દી જ્યારે મહિનાઓ અને વર્ષો સુધી રિબાયા કરે છે, ત્યારે દાક્તરો તેનું મૂળ કારણ રોગ છે, એમ જણાવે છે. ખરી રીતે તો દાક્તરોએ પોતાની અવળચંડી સારવારને દોષ દેવો જોઇએ.

**ઇતિહાસઃ**—આ રોગ દરેક દેશમાં જૂના જમાનાથી જાણીતો છે. આ રોગથી ઘણી મોટી સંખ્યામાં બાળકો મરતાં હોવાથી તેમ જ કદરૂપાં કે આંધળાં થતાં હોવાથી લોકો એનાથી અતિશય ડરતા આવ્યા છે. આપણા દેશમાં બળિયાનો ખાસ દેવ નક્કી કરી એમાંથી બચવા માટે લોકોએ એની માનતાઓ માનવાની શરૂઆત કરી. પશ્ચિમના દેશોમાં વહેમી લોકોએ રસીનું તૂત ચાલુ કર્યું. જેનર નામનો એક હજામ–જે સાથે સાથે ઊંટવૈદ પણ હતો–તેણે બળિયાની રસી બનાવી. છેલ્લી સવા સદીના અનુભવથી એ સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડેલી પૂરવાર થઇ છે. છતાં ય એ રસી બનાવનાર કંપનીઓવાળા કેવળ પોતાના અંગત સ્વાર્થને લઇને એને વિષે અનેક હડહડતાં જૂઠાણાં ફેલાવે જાય છે.

**અટકાવઃ**—આ રોગ શરીરની અંદરની ગંદકીમાંથી ઉત્પન્ન થાય છે અને બહારની ગંદકીથી ફેલાય છે. પશ્ચિમના દેશોમાં એને ભિખારીઓના રોગ તરીકે ઓળખવામાં આવે છે. ઇંગ્લેંડ, સ્વીટ્ઝર્લેન્ડ, હોલેંડ ઇત્યાદિ દેશોમાં આ રોગ નામશેષ થઇ ગયો છે, કારણ કે આ દેશોની સરકારે બળિયાની રસી ફરજિયાત મૂકવાનું બંધ કર્યું છે અને પોતાનું આરોગ્ય સુધાર્યું છે. હિંદુસ્તાનમાં પણ આ રસી ફરજિયાત મૂકવાની બંધ કરીને સેનિટેશન સુધારવાથી જ આપણે આ રોગને નિર્મૂળ કરી શકીશું. પણ અત્યારે તો તેમ થવાની આશા ઘણી વધારે પડતી છે. કારણ કે કોંગ્રેસ સરકારના અમલ દરમિયાન આ બાબતમાં જુલમ ઘટવાને બદલે વધ્યો હતો. મદ્રાસના આરોગ્ય ખાતાના પ્રધાન ડૉ. રાજન અને મુંબઇના આરોગ્ય ખાતાના પ્રધાન ડૉ. ગિલ્ડર એ બન્ને આ રસીના ચુસ્ત હિમાયતીઓ હોવા ઉપરાંત તેના વિરોધીઓને સાંભળવાની કે સમજવાની ધીરજ ધરાવતા ન હોવાને કારણે એમના અમલ દરમિયાન આ રસીની પ્રતિષ્ઠા ઘણી જ વધી ગઇ હતી.

આજે સરકાર આ બાબતમાં જ્યારે પોતાની ફરજ ચૂકી રહી છે ત્યારે આપણે આ પ્રશ્નને બીજા એક દષ્ટિબિન્દુથી જોઇએ, અને તે વ્યક્તિગત દષ્ટિબિંદુ.

જ્યારે આ રોગનો રોગચાળો ચાલતો હોય ત્યારે આપણે, જો બાળકો એમાંથી બચાવવા માગતા હોઇએ તો તેને માટે સૌથી સારો રસ્તો એ છે કે આપણે એમનું લોહી શુદ્ધ કરી એમને નીરોગી કરવાં, જેથી બહારથી આવેલા ચેપને શરીરની અંદર ખોરાક ન મળે. એને માટે નીચેના માર્ગો લેવાઃ

(૧) બાળકો ખૂબ ખાય નહિ એ તરફ ધ્યાન આપવું. માત્ર શરીરના પોષણ માટે જરૂરી ખોરાક જ જરૂરી વખતે લે.

(૨) જો કબજિયાત હોય તો તે દૂર કરવી. એને માટે થૂલું, ભાજીઓના રસો, ફળો કે ઑલિવ-ઑઇલ (જિતુનનું તેલ) વાપરવાં.

(૩) જો બની શકે તો બાળકને ત્રણથી ચાર દિવસ તાજાં ફળો અને રાંધેલી શાકભાજીઓના ખોરાક ઉપર જ રાખવું.

(૪) દરરોજ નિયમિત પંદર મિનિટથી અર્ધો કલાક સૂર્યસ્નાન આપવું.

(૫) રાત્રે સૂતી વખતે બારીબારણાં ઉઘાડાં રાખવાં.

(૬) બાળકને અવારનવાર ચાદરસ્નાન અથવા પેટનો પેક આપવો. જો એને કબજિયાત રહેતી હોય તો સાદો પાણીનો પેક આપવાને બદલે પેડુ ઉપર કાળી અથવા મુલતાની માટી ચોપડી એની ઉપર એરંડાનું અથવા કેળાનું પાન ઢાંકી દઇ એની ઉપર સામાન્ય કપડું વીંટી દેવું. આવો માટીનો પેક કેસ મુજબ પા કલાકથી એક કલાક સુધી રાખી શકાય.

આ સૂચનાઓ કાળજીપૂર્વક જો અમલમાં મૂકવામાં આવે, અને એ ઉપરાંત બળિયાથી પીડાતાં બાળકોથી નીરોગી અથવા અર્ધરોગી બાળકોને જુદાં રાખવામાં આવે તો બાળકને ચેપ લાગવાનો બિલકુલ સંભવ નથી, અને જો કોઇ રડ્યાખડ્યા દાખલામાં ચેપ લાગે તો રોગનો હુમલો ઘણો મૃદુ હશે.

**રસીમાંથી બચાવઃ**—રોગના ચેપમાંથી કેવી રીતે મુક્ત રહી શકાય એ આપણે જોયું. હવે એનાથી વિશેષ ભયંકર એવા રસીના ચેપમાંથી કેમ બચવું એ પણ એક આપણી આગળ સવાલ છે.

ઘણાં માબાપો આ રસીની તદ્દન વિરુદ્ધ હોય છે, છતાં ય કાયદાની સામે થઇને વેઠવી પડતી તકલીફો તેમ જ હાડમારીઓ વેઠવા માટે અને કોર્ટમાં ધક્કા ખાઇ ધંધો ગુમાવવા માટે રાજી હોતા નથી.

એવા લોકોને માટે નીચેનો કાર્યક્રમ અનુકૂળ થઈ પડશેઃ

બળિયા ટંકાવ્યા પછી તુર્ત જ બાળકને ફળાહાર ઉપર મૂકી દેવું. એકાદ વરાળસ્નાન આપવું અને નિયમિત આખા શરીરનો અથવા તો કૂ પેક આપવો. આવી રીતે નિયમિત આઠ દશ દિવસની સારવારથી રસીનું બધું ઝેર ખેંચાઇને શરીરની બહાર આવી જશે, અને આ રસીની ભૂંડી અસરોમાંથી બાળક પાછલી જિંદગીમાં પીડાશે નહિ. આ રોગની પશ્ચાત્ અસરોમાં ખરજવું, ક્ષય, કેન્સર, દાંતનો સડો, સિફિલિસ અને બીજા અનેક ગંદા રોગો ગણાવી શકાય. નિસર્ગોપચારની સારવાર ઉપરાંત જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં કોઇ વૃદ્ધ અને અનુભવી હોમિયોપથિક દાક્તરની સલાહ મુજબ બાળકને હોમિયોપથિક દવ્યો આપવાં. એ સૂક્ષ્મ દ્રવ્યોથી પણ રસીનું ઝેર શરીરની બહાર નીકળી આવશે.

હોમિયોપથીમાં કેસવાર સલાહ હોય છે. એટલે આ પદ્ધતિ ઘરગથ્થુ ઉપચાર માટે નકામી છે, છતાં ય જ્યાં જ્યાં એનો નિષ્ણાત મળે ત્યાં ત્યાં એનો લાભ લેવો.*x

રમણલાલ એન્જિનીઅર

---

* "નવરચના" માસિકના માર્ચ-૧૯૪૦ ના અંકમાંથી.

x આ રોગને લગતા નિસર્ગોપચાર અંગ્રેજીકૃત "આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન" પુસ્તકમાં સારી રીતે સમજાવેલા છે. વાચકોને એ વાર એ પણ જોઇ જવા અમારી ખાસ ભલામણ છે.—તંત્રી

## તિલકજયંતી

'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક્ક છે' એવું આખી પ્રજાના દિલમાં કોતરનાર, દેશ માટે ભેખ લેનાર અને સમસ્ત પ્રજાએ જેમને માન્ય ગણ્યા એવા લોકમાન્ય તિલક મહારાજની આવતી કાલે સંવત્સરી છે. ગાંધીજી આવ્યા ત્યાં સુધી આખા દેશની ધુરા જેમણે પોતાને ખભે વહી, અનેક વખત જેલની યાતનાઓ વેઠી અને છેક છેવટની ઘડી સુધી દેશને માટે ઝૂઝયા, એવા આપણા મહાન પુરુષની સંવત્સરી આવી છે; પણ એ સંવત્સરી આપણે ત્યારે જ સાર્થ ઊજવી કહેવાય, જો એમના સળગતા જીવનમાંથી આપણે એકાદ પણ ચિનગારી ઉઠાવી લઈએ.

## સામાજિક વૃત્તિનો અભાવ

લાંબા પહોળા વેપાર કરનાર વેપારીએ પોતાની દુકાનનું નાનું સરખું આંગણું તો ચોખ્ખું રાખવું જોઈએ. ખરું જોતાં તો એમણે આખો બજાર નિયમિત વળાય એવી વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. એ એમને ભારે ન પડે. પણ એક દુકાનનો માલિક પોતાની દુકાનનો કચરો વાળીને વિદ્યાર્થીએ વાળેલી શેરીમાં ફેંકે અગર તો પોતાના આંગણાનો કચરો વાળીને સામાના આંગણામાં હડસેલી દે એ તો બહુ ગંદું....

## એ ગળણું નહિ કહેવાય

આપણે સૌ માનીએ છીએ કે, પાણી ગાળીને પીવું જોઈએ; પણ આપણે કોઈ એ નથી જોતાં કે આપણો પાણી ગાળવાનો કકડો કેવો છે! મહિનાઓનો મેલ ખાઈ ખાઈને દાટ બનેલો કે પાણીનો માર ખાઈ ખાઈને કાણો બની ગયેલો કકડો ગળણા તરીકે વાપર્યા કરીએ એનો શો અર્થ?

કેટલીક બહેનો પોતાના સાલ્લાના જે છેડા વતી બાળકનું નાક સાફ કર્યું હોય એ જ છેડા વતી, જમવા બેસતી વખતે, થાળી ઘસી આપે છે. આમ કરવાથી થાળી સાફ ન થઈ, પણ ગંદી થઈ. એ જ પ્રમાણે મેલું ગળણું વાપરવાથી પાણી ગળાતું નથી, પણ વધુ ગંદું બને છે.

આપણે જો સ્વચ્છતાને સાચી રીતે સમજી જઈએ તો આપણા રોજના વ્યવહારમાં થતી આવી બીજી અનેક ભૂલોમાંથી ઊગરી જઈએ.

## માબાપોને

વધારે નહિ તો તમે તમારા ઘરનો એક નાનો સરખો ખૂણો તમારા બાળકને ખાલી કરી આપજો. એમાં બે પણ ખૂંટીઓ ખોડી આપજો; પછી જોજો કે એ ખૂણો કેવો ચોખ્ખો અને સુંદર રહે છે.

પછી એનું પહેરણ શોધવા માટે બાળક તમારી પાસે નહિ આવે. પછી પાટી કે પેન ખોળવા માટે બાળક તમારી તરફ નહિ દોડે. એની બધી વસ્તુઓ એ વ્યવસ્થિત અને સુંદર રીતે એના ખૂણામાં જ ગોઠવશે. એને ફાવશે ત્યારે એ લેશે અને એને ફાવશે ત્યારે એ મેલશે. એમાં જ એની કેળવણી છે.

## નાના મિત્રોને

દોસ્તો! તમને હમણાં હમણાં જુવારના સાંઠા ચૂસવામાં ઠીક મજા પડતી લાગે છે. દાંત અને મોઢું દુઃખવા આવે ત્યાં સુધી સાંઠા ચૂસો: ધરાઈ ધરાઈને ચૂસો; પણ મારી એક માગણી છે. ચૂસેલા સાંઠાના કૂચા ફાવે ત્યાં ન વેરો, પણ એક ખૂણામાં ઢગલી કરો અગર તો કચરાના ડબામાં નાખો. આમ કરવા જતાં તમારે એક જગ્યાએ બેસીને સાંઠા ચૂસવા પડશે, પણ એ રીતે આપણું ગામ કેવું ચોખ્ખું દેખાશે?*

—બબલભાઈ મહેતા

---

* "શિક્ષણ અને સાહિત્ય"ના ફેબ્રુઆરી–'૪૦ના અંકમાંથી.

# પુસ્તકાલય


લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૪-૮-૦
પરદેશમાં " રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ અમીન
: ઑ. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.




# અનુક્રમણિકા



## ામયિક દોહન વિભાગ




આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૫-૪૦

પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું | મે-૧૯૪૦ | અંક ૫ મો

## આવતી રજાઓના દિવસોમાં કરવા જેવું કામ —તંત્રીસ્થાનેથી

આજે રાજ્યનાં પુસ્તકાલયો ઠીકઠીક પ્રગતિ સાધતાં જાય છે. કેટલાંક પુસ્તકાલયોમાં નવી નવી યોજનાઓના અમલ થતા જાય છે, અને એ બધામાં વધુ વાચન-પ્રચારની પ્રવૃત્તિ–શિષ્ટ વાચનની પરીક્ષાઓ, ગામમાં પુસ્તકો પહોંચાડવાની પદ્ધતિ, હાથલારીઓ દ્વારા પુસ્તકોનો પ્રચાર, તેમ જ અવારનવાર વર્તમાનપત્રો–પુસ્તકોનું વાચન સંભળાવવાનો અખતરો–આ બધાં પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે ચાલતાં એનાં વિવિધ અંગો છે.

આપણા રાજ્યનાં બધાં પુસ્તકાલયો આવી નવીનતાઓ હજી નથી અપનાવી શકયાં. કેટલાક ઉત્સાહી મંત્રી–ગ્રંથપાલો પોતાની સ્વબુદ્ધિથી આવી આવી યોજનાઓ વિચારી તેનો અમલ કરે છે, કેટલાક આવી યોજનાઓ જોઇ તેની નવીનતાને સીધેસીધી અપનાવે છે, કેટલાક એ નવીનતામાં ઘટિત ફેરફારો કરી લઇ પોતાને અનુકૂળતા મુજબ યોજનાઓનો અમલ કરે છે, જ્યારે કેટલાંક પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો પુસ્તકાલયનું કામ જાણે માથે ઓળો આવી પડયો હોય અને જેમ તેમ તેનો નિકાલ કરવા માગતા હોય તે રીતે વેઠઉતાર કામ એવું કરે છે કે એવા માણસો કેટલીક વાર પ્રવૃત્તિને હાનિ પહોંચાડવા જેવું પણ કરી બેસે છે.

પરંતુ સારા ઉત્સાહી મંત્રી–ગ્રંથપાલો તો પોતાના ઉત્સાહમાં આગળ જ વધ્યે જાય છે. તેઓ આ પ્રવૃત્તિનો વધુ વિકાસ સાધવાને, તેને વધુ વેગવાન બનાવવાને, તેને દીપાવવા માટે તેમના અખંડ પ્રયત્નો ચાલુ રાખે છે. એટલે એવા ઉત્સાહી ભાઇઓ—

ચાલુ માસની રજાઓનો લાભ લઇ પોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવી દેશે, નામવારી કે વર્ગવારી અધુરી હશે તે પૂરી કરી નાખશે, જૂનાં રદ કરવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી તેને રદ કરાવવા માટે મંજૂરી માગશે, ગામમાં શાળાના વિદ્યાર્થીઓની કુમાર મંડળ વા તેવી પ્રવૃત્તિ દ્વારા ગામની જનતા જે પુસ્તકાલયનો લાભ લેવા હજી આકર્ષાઇ નથી તેમને આકર્ષવાના અવનવા અખતરા અજમાવશે, ફુરસદના વખતે ગામનાં લોકોને તેમના ઘરનાં પુસ્તકો વાંચવા આપી તેમની વાચન-વૃત્તિને ઉત્તેજશે, એ ઉત્તેજનને પરિણામે વાંચવા તૈયાર થયેલ વાચકોનું વાચકમંડળ

સ્થાપશે, પોતે શું શું વાંચ્યું તે એકબીજા પાસેથી સાંભળી પરસ્પરને કહી સંભળાવશે. અને એ રીતે એકે વાંચેલા વાચનનો લાભ અન્યને આપવા પ્રયત્ન કરશે.

**વ**ળી પોતાના ગામમાં ભીંતપત્ર હશે તો વર્તમાનપત્રોમાંના ટૂંકા સમાચારો લખી, અથવા ગામને ઉપયોગી સૂચના નિયમો લખી પ્રજાને તેમના માર્ગદર્શક બનશે. અને એવું ભીંતપત્ર નહિ હોય તો નવું તૈયાર કરી આ યોજનાને અપનાવશે. ઘણાં વર્તમાનપત્રો વાંચવાથી જે સમાચાર મેળવી શકાય તે જ સમાચાર થોડાકમાં અને ટૂંક વખતમાં આ ભીંતપત્ર પૂરા પાડે છે.

**અ**ને આ રજાઓના અવકાશમાં શિક્ષક ધારે તો પુસ્તકાલયનાં પ્રૌઢ શિક્ષણમાં ઉપયોગી પુસ્તકોનો ઉપયોગ કરી પ્રૌઢોને શિક્ષણ આપવા લાગી જાય તો જે કામ પુસ્તકાલય આપે છે તેજ કામ એ શિક્ષકે ગામને આપ્યું ગણાશે.

હરકોઇ સેવાભાવી ગ્રંથપાલ આવી આવી અનેક યોજનાઓ વિચારી તેનો અમલ કરે તો આપણી વિશ્વવિખ્યાત પુસ્તકાલય પ્રવૃત્તિનું વિશેષ શ્રેય નિઃશંકપણે મેળવી શકાય.

**ગ્રંથપાલ ભાઇ ! આટલું તો કરજો જ.**

—卐—

# જ્ઞાનગ્રન્થો

છે આશાના વિરલ સઘળા પ્રાણદીપ્તિ સમા જે,
દુઃખીનાં સૌ દુઃખજ હળવાં જ્ઞાનતેજે થતાં એ.
ટાળે એ તો અટલ વિપદો ધ્યેયના માર્ગદ્રષ્ટા,
બુદ્ધિ–જ્ઞાને નિજ હિત સુખો આપતા ગ્રન્થ સાચા.
આત્મોત્કર્ષે પરમ પદને પામવા જ્ઞાનસૂત્રો—
છે ગ્રન્થોમાં સકલ વિધનાં ભેદ જેણે ઉકેલ્યો.
વ્યાપેલા જે જનહૃદયમાં સંશયો તે વિદારે,
શ્રદ્ધાભક્તિ પરમ ઈશને પામવા ચિત્ત સ્થાપે.
ગ્રન્થાગારે બહુવિધ અહા ! ગૂઢ તત્ત્વો ભર્યાં જે–
મુક્તાત્માના પુનિત વચને દિવ્ય આદેશનાં તે.
જે આદેશો મનુજ ઉરમાં પ્રેરણા કૈં જગાડે,
ને સંસારે જનહિત તણું શ્રેય સાચું સુઝાડે.
બુદ્ધિજ્ઞાને જીવન વિકસે ભાવનાથી ભરેલા;
એવા ગ્રન્થો યુગપુરુષ શા ! જ્ઞાન ને શાંતિ દેતા.

વ્રજલાલ છ. જોષી

# ૧૯૯૫ નું બાલસાહિત્ય [ એક પત્ર ]

**પ્રિય ભાઈશ્રી,**

આ પત્ર ધારવા કરતાં ખૂબ મોડો ૭ મહિના મોડો લખાય છે, તે ખાતર તમારી ક્ષમા યાચું છું. અમુક સંસ્થાનાં પુસ્તકો મોડાં આવ્યાં પણ પત્ર મોડો થવાનું તેજ કારણ કહી શકાય નહિ. એક પછી એક એવા સંજોગો ઉપસ્થિત થયા કે છેક આજે આ પત્ર લખી શકું છું.

સંખ્યાની દષ્ટિએ આ વખતનો ફાલ જંઘક ઓછો લાગશે, જો કે સમાલોચનાની દષ્ટિએ તો છેજ. બાલસાહિત્યના મોટા પ્રકાશનમંદિરે ( શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ) પોતાની પ્રવૃત્તિ બંધ કરતાં એકથી વધારે માળા દ્વારા આપણને મળતાં થોકબંધ પુસ્તકો હવે મળતાં બંધ થયાં છે.

વઢવાણવાળા શ્રી. જેચંદ તલકશીએ પોતાના મુંબઈના કાર્યાલય દ્વારા સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ કર્યાં છે, પરંતુ તે ભાઈને પુસ્તકોની સમાલોચનામાં શ્રદ્ધા ન હોવાથી તે પુસ્તકો જોવાનું બની શકયું નથી. તેમણે મોકલેલ યાદી પ્રમાણે માત્ર તે પુસ્તકોનો નામ-નિર્દેશ જ થઇ શકયો છે. અશોક બાલપુસ્તક માળાના ચોથા વર્ષના ૧૧-૧૨ પુસ્તક તરીકે શ્રી. કપિલા ઠાકોરે લખેલ ' **લેનિન** ' બહાર પડયું છે. ૬૪ પાનાનાં આ પુસ્તકમાં રશિયાના તારણહારની જીવનકથા આલેખવામાં કપિલાબહેન સારી રીતે સફળ થયાં છે. ચોથા વર્ષના ભેટ-પુસ્તક તરીકે શ્રી. ચંદ્રકાંત મંગળજી ઓઝાનું લખેલ ' **ગીતકથાઓ** ' પ્રગટ થયું છે. લેખકે જાણીતી પંદર વાતોને બાળસુલભ ગીતોમાં ઉતારી છે. પાંચમા વર્ષના પહેલા પુસ્તક તરીકે શ્રી. નાગરદાસ પટેલે સંગ્રહ કરેલા હાસ્યરસના ટુચકાઓ ' **હાસ્યતરંગ** 'ના નામથી પ્રગટ કર્યા છે. વર્ષો પહેલાં આવા ટુચકાઓનો સંગ્રહ લીંબડીનિવાસી સ્વ. પુરુષોત્તમ કાનજી ગાંધીએ ' હસાહસ 'ના નામથી પ્રગટ કર્યો હતો. ત્યાર પછી તો વર્ષો સુધી આવું પુસ્તક પ્રગટ થયું નથી. ચાલુ વર્ષે જ્યોતિ કાર્યાલયની ' કુમાર ગ્રંથમાળા 'માં પણ આવું પુસ્તક પ્રગટ થયું છે. હાસ્યરસનાં પુસ્તકો આપણે ત્યાં ગણ્યાં ગાંઠયાં છે તેમાં આ પુસ્તક ઠીક ઉમેરો કરે છે. આ પુસ્તક વાંચતાં વાચકને કેટલીક વાર હસવાનું ખાળી રાખવું મુશ્કેલ બને છે. બીજા તથા ત્રીજા પુસ્તક તરીકે ' **અમારી વાર્તાઓ** ' ખંડ ૪ થો પ્રગટ થયો છે. પટેલ દંપતીના આવા પ્રકારના ત્રણ ખંડો તો વર્ષો પહેલાં પ્રગટ થયા હતા અને આ માળામાં તેની નવી આવૃત્તિઓ ગઇ સાલ જ પ્રગટ થઇ હતી. પરંતુ આ ભાગ તો પહેલીજ વાર પ્રગટ થાય છે. આ સંગ્રહમાં 'ભગો,' 'ચરિત્ર,' 'હંસા,' 'કોના નસીબનું ?' 'મણિ' 'ફૂલમણિ' તથા 'સોનલમોર' મળી બાળકોને ગમી જાય તેવી સાત વાર્તાઓ મોટા અક્ષરમાં આપવામાં આવી છે. ત્યાર પછીનું પુસ્તક ' **કુતૂહલ** ' ખંડ ૨ જો પદ્મકાન્ત શાહે તૈયાર કરેલ છે. આમાં આપણને દરરોજના વ્યવહારમાં મૂંઝવતા ૪૦ પ્રશ્નો સચોટ સમજાવ્યા છે. મૂળ આ લેખમાળાનો મોટો ભાગ ' કિશોર 'માં પ્રગટ થઈ ચૂકયો છે, તે ઉપરથી તથા તેમાં છેડેલા પ્રશ્નો પરથી આ પુસ્તક ' કિશોર સાહિત્ય 'ને માટે વધારે યોગ્ય ગણાય તેવું છે. અલબત્ત, બાળકો સમજી શકે તેવા થોડા પ્રશ્નોનો તેમાં સમાવેશ થાય છે, છતાં સમગ્ર દષ્ટિથી તે

પુસ્તક 'કિશોરો' ને માટે યોગ્ય ગણી શકાય તેવું છે. ૫–૬ પુસ્તક તરીકે **'અમારી વાર્તાઓ ખંડ ૫'** બહાર પડેલ છે. તેમાં જુદા જુદા દેશની ૧૪ દંતકથાઓ આપવામાં આવી છે, જે બાળકોને રુચિ જાય તેવી છે. ૭ મા પુસ્તક તરીકે **'નીરુની નોંધપોથી.'** શ્રી. રમણલાલ શાહની લખેલ બહાર પડે છે. આવું એક પુસ્તક અગાઉ સુરતની 'ગાંડીવ બાલોદ્યાન-માળા'માં બહાર પડયાનો ખ્યાલ છે. બાળકો નાનપણથી જ નિરીક્ષણશકિત કેળવે તે ખાતર નાનપણથી જ નોંધપોથી રાખવાની ટેવ પડે તે ઇચ્છનીય છે. પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ આ પુસ્તક કિશોરોને વધારે ઉપયોગી થાય તેવું જણાયું છે. ૮–૯ પુસ્તક તરીકે **'અમારી વાર્તાઓ ખંડ ૬'** બહાર પડેલ છે. આ પુસ્તકમાં મોટા અક્ષરમાં આપણા દેશની લોકકથાઓ, દંતકથાઓ તથા પરદેશની બાલવાર્તાઓ આપેલ છે. આ વાર્તાઓ, અગાઉ, સંઆહકોના દળદાર પુસ્તકો 'બાલવિનોદ' તથા 'પરીઓનો પ્રદેશ'માં આવી ગયેલ, તેમાંથી જુદી છપાવી બાળસુલભ કરવા માટે પટેલ દંપતી ધન્યવાદને પાત્ર છે. દશમું પુસ્તક શ્રી. નવલકાંત ભાવસારનું લખેલ **'વિજ્ઞાનવિહાર' ખંડ ૫ મો** છે. તેમાં લેખકે આગગાડીની શરૂઆત, આગગાડીનો વિકાસ, લંડનની પોસ્ટ ઑફિસ, રેલવે તથા ટનલ અથવા બુગદા એમ ચાર વિષયોની ઠીક સમજણ આપી છે.

શ્રી. નાગરદાસ પટેલસંપાદિત 'બાલવિનોદ ગ્રંથાવલિ'માં **'હાથીનું નાક'** પ્રકટ થયા પછી લાંબે ગાળે **'સંગીતશાસ્ત્રી'** પ્રકટ થયું છે. આગલા પુસ્તકની કિંમત લોકોને આકરી લાગવાથી આ પુસ્તક સસ્તી કિંમતે માત્ર ચાર આનામાં પ્રકટ કર્યું છે. તેમાં મોટા અક્ષરે છાપેલી ત્રણ વાતો 'સંગીતશાસ્ત્રી' 'ગોળ કુંડાળું' તથા 'ત્રણ મિત્રો'–બે રંગમાં છાપેલાં ત્રીસ ચિત્રો સહિત આપેલી છે. 'જન્મભૂમિ'માં દર અઠવાડિયે પ્રગટ થતા 'બાલજગત'માં આ વાર્તા આવેલ ત્યારે બાળકોનું સારું ધ્યાન ખેંચાયું હતું.

તે જ લેખકની ત્રીજી માળા 'બાલવિનોદ માળા'માં 'પંચતંત્ર' ઉપરથી ઉપજાવી કાઢેલ **'ગોરિયો'**માં તે નામના બળદની તથા સિંહની વાત પ્રગટ થઇ છે. મુંબઇ યુનિવર્સિટીએ મેટ્રીકમાં સંસ્કૃતમાં પાઠય પુસ્તક દાખલ કર્યા પછી, 'પંચતંત્ર'ની ૨–૩ વાતો અભ્યાસક્રમમાં ન હોય તેવું ભાગ્યે જ એકાદ વર્ષ ગયું હશે. વળી 'કુમાર'માં શ્રી. વાલજીભાઇ દેસાઇ પણ તેનું ભાષાંતર છપાવે છે. એટલે તે દિશામાં ભાઈ નાગરદાસનો પ્રયાસ સ્તુત્ય છે. ત્યાર પછીનું પુસ્તક **'રેડિયો'** તે પણ નાગરદાસ પટેલનું લખેલું છે. રેડિયોનો ઉપયોગ અત્યારે ખૂબ વધ્યો છે અને ભવિષ્યમાં વધતો જવાનો તે નિઃશંક વાત છે. એટલે તે સંબંધી થોડી ઘણી માહિતી બાળકોને પણ મળે તે પ્રયત્ન જરૂર આવકારદાયક ગણાય. ભાઇ નાગરદાસે પોતાના આ પ્રયત્નમાં ઠીક સફળતા મેળવી છે.

બાલજીવનની ૧૯ મા વર્ષની ભેટ તરીકે **'શેકસ્પીઅરનાં કથાનકો ભાગ ૨'** ચાલુ (૧૯૩૫) વર્ષની શરૂઆતમાં બહાર પડેલ છે. તેમાં 'શેકસ્પીઅરની વાતો' પરથી ઉપજાવી કાઢેલ 'જાદુઇ ટાપુ', 'વહેમનું વગળ', ખટપટી રાજા', 'હેમ્લેટ યાને બાપનું વેર', 'જંગલમાં મંગળ', 'જોડકા ભાઇઓ', 'રોમનવીર કોરિયોલેનસ' તથા 'રાજાનો શાપ' એમ આઠ વાતો ૧૬૦ પાનાંમાં સચિત્ર આપવામાં આવી છે. બાલોચિત ભાષામાં, આ મહાન નાટયકારની કૃતિઓનો બાળકોને પરિચય કરાવવા માટે બાલજગત શ્રી. રમણલાલ શાહનું વધારે ઋણી રહેશે; કેમકે 'બાલજીવન' દ્વારા બાળકોનું તેમના પ્રત્યેનું ઋણ કંઇ ઓછું નથી,

'બાલજીવન'ના તંત્રી શ્રી. રમણલાલ શાહે 'બાલજીવન'નું સાથી પ્રકાશન 'ક્રમિક વાર્તામાળા' શરૂ કરી છે. ૪૦૦ થી વધારે પાનનાં ૭ પુસ્તકો રૂ. ૨) માં આપવાની આ યોજના છે. પહેલી ચોપડી ભણતા બાળકોથી માંડીને પાંચમી ચોપડી ભણતાં બાળકો માટે ક્રમવાર પુસ્તકો પ્રકટ કરવાની આ યોજના છે. તેનું પહેલું પુસ્તક '**અટકચાળાં વાંદરાં**' બહાર પડયું છે. મોટા અક્ષરોમાં, જોડાક્ષરોના નહિ જેવા ઉપયોગવાળી, ત્રીસ ચિત્રો સાથની આ ચોપડી, ધોરણ ૧–૨ ના વિદ્યાર્થીઓને ઇતર વાચન તરીકે ખૂબ ગમશે. '**સહેલી વાતો**'માં બીજા ધોરણના બાળકો માટેની જુદા જુદા લેખકોની દશ વાતો છે. આ બધી વાતો બાળકોને પસંદ પડી જાય તેવી છે. '**રસમય કહાણીઓ**'માં નામ પ્રમાણે રસ પડે તેવી દશ વાતો આપેલી છે. ચોથું પુસ્તક '**ચાલાક ચોર**'ની વાત 'બાલજીવન'માં અગાઉ પ્રસિદ્ધ થઇ હતી તે પુનર્મુદ્રિત કરવામાં આવી. આવાં ચાલાકીનાં પુસ્તકો આગલા જમાનામાં વાંચ્યાનું યાદ છે, પણ છેલ્લાં થોડાં વર્ષો થયાં તેવાં પુસ્તકો દેખાતાં નથી. ભાઇ રમણલાલે આ પુસ્તક પ્રગટ કરીને તે દિશામાં નવો યત્ન ચાલુ કર્યો છે.

સુરતના ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી ચાલુ વર્ષમાં બહુ ફાળો મળ્યો ન ગણાય. પ્રો. હીરાલાલ કાપડિયાની લખેલ '**પતંગપોથી**'માં પતંગ સંબંધી ભરચક હકીકત આપી છે. કાઠિયાવાડ બાજુ તો પતંગનો શોખ નહિવત્ રહ્યો છે; પણ જે બાજુ તે શોખ છે ત્યાં આ પુસ્તિકા ઉપયોગી થઇ પડશે. ત્યાર પછી **બકોર પટેલના ૧૧–૧૨** ભાગ આવે છે. અગીઆરમા ભાગમાં 'ભૂલકણા' મિત્રને લઇને પટેલનો થયેલો રકાસ, બારણા બંધ કરીને બાસુંદીનો સ્વાદ લેતાં બંબાનો કરવો પડેલ સામનો, તથા પટેલ ભાંગનો સ્વાદ લે છે ત્યારે પટેલની થયેલ સ્થિતિનું વર્ણન છે. બારમા ભાગમાં કોઇ નાટક જોયા પછી તેમાં વપરાતા કોઇ શબ્દોનું અનુકરણ કરવાની મનુષ્યવૃત્તિને, 'મને આવડે છે' તેમાં બતાવી છે. ખોટા અભિમાનનું પરિણામ તેવું જ આવવું જોઇએ. બીજી બે વાતો 'સકરટેટી' તથા 'તતરી'ની છે. એકંદરે ૬ યે વાતો બાળકોને ખૂબ રમુજ આપનારી છે. આ ઉપરાંત, આગળ છપાયેલ 'ભીષ્મ અને યુધિષ્ઠિર'ની પાંચમી આવૃત્તિ, 'બાલવિહાર ભાગ ૨ તથા બાલકાવ્યો'ની બીજી આવૃત્તિ તથા 'ખોટી ખોટી વાતો'ની ત્રીજી આવૃત્તિ પ્રગટ થઇ છે.

'ગાંડીવ'ની 'કુમારમાળા'માં ફક્ત એક જ પુસ્તક '**માયાવી દેશ**' પ્રગટ થયેલ છે. શ્રી. પ્રેમેન્દ્ર મિત્રની બંગાળી વાત પરથી શ્રી. ભાનુપ્રસાદ વ્યાસે ગુજરાતીમાં ઉતારેલ આ વિજ્ઞાન તથા સાહસકથા છેક છેવટ સુધી વાચકનો રસ જાળવી રાખે તેવી રસિક બની છે.

અમદાવાદના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી ચાલતી 'ગુર્જર બાલ ગ્રંથાવલિ'ની ત્રીજી શ્રેણિના સાતમા પુસ્તક તરીકે '**તુલસીદાસ**' પ્રગટ થયેલ છે. બહેન કીર્તિદા દીવાનજીની કલમથી હવે તો ભાગ્યે જ કોઈ બાળક અજ્ઞાત હશે. તેમની કલમથી આ સંતનું જીવન-ચરિત્ર બાળકોને ગમી જાય તેવી ભાષામાં લખાયેલ છે. ત્યાર પછીના આઠમા પુસ્તક તરીકે શ્રી. સોમાભાઈ ભાવસારનું લખેલ '**ચાલો ગામડામાં**' પ્રગટ થયું છે. આ પુસ્તકમાં લેખકે શહેરની મજા છોડાવી આપણને ગામડામાં લઇ જઈ, ત્યાંની મજાનું તથા પરિસ્થિતિ-નું અવલોકન જુદી જુદી રીતે કરાવ્યું છે.

ભરૂચથી પ્રગટ થતી '**આપણી બાળ ગ્રંથમાળા**'માં શ્રી. શિવપ્રસાદ ભટ્ટનું '**ભાઈ–બેન**' પ્રગટ થયેલ છે. તેમાં 'ભાઈ-બેન', 'કનુ અને ઉષા' તથા 'વર્ષગાંઠ'

એમ ત્રણ વાતો આપેલી છે. ત્રણે વાતોમાં ભાઇબ્હેનનો પ્રેમ તરી આવે છે પદ્માવતી દેસાઇ કૃત ' **ન્હાનપણની વાતો** 'માં બાળકોની અગીઆર વાતો આપવામાં આવી છે. તેમાં પ્રમાણિકપણાની, અનાથ પ્રત્યે દયાની તથા બહાદુરીની વાતોનો સમાવેશ થાય છે. શ્રી. વૈકુંઠરાય કૃત ' **ઊંડા આકાશમાં** 'માં બલુન તથા ઝેપલિનની શરૂઆત કેવી રીતે થઇ તેનું રસિક વર્ણન બાળકોને ગમી જાય તેવી રીતે આપવામાં આવ્યું છે. એરોપ્લેનના આ જમાનામાં તે મૂળ હકીકત આપણને ઉપયોગી થઈ પડશે.

ગ્રંથમાળાના બીજા વર્ષનું છેલ્લું પુસ્તક **સાચી વાતો** છે. તે શ્રી. હર્ષદ પટેલનું લખેલું છે. તેમાં સ્વ. મોતીભાઇ અમીનના, રાનડે, લોકમાન્ય તિલક, ગોખલેજી તથા બાલસાહિત્યના પિતા ( હવે તો સ્વ. ) ગિજુભાઇના જીવનપ્રસંગો ટુંકામાં આપેલા છે. શ્રી. ગિજુભાઇના પ્રસંગો તો જોડકણારૂપી કવિતામાં આપેલા છે.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહની ' કુમાર ગ્રંથમાળા 'ના પહેલા વર્ષના છેલ્લા પુસ્તક તરીકે ' **જંગલકથાઓ** ' પ્રગટ થઇ છે. લેખક કહે છે તેમ ' જીવસટોસટનાં સાહસો, ઘનઘોર અરણ્યના પ્રવાસો, ભયંકર જંગલી જાતિઓ અને ઝનૂની પશુઓ સાથેના મુકાબલાઓ, આવા વિષયો ચર્ચતું સાહિત્ય આપણે ત્યાં બહુ ઓછું છે ' તે વાત ખરી છે. જો કે છેલ્લે આ દિશામાં ' ગાંડીવ 'ની ' કુમારમાળા ' દ્વારા તથા બીજાં છૂટક પ્રકાશનોથી ઠીક વધારો થયો છે. પ્રસ્તુત પુસ્તકમાં ' માનવવ્યાઘ્ર ' ' વાઘનો શિકાર ' ' મનુષ્ય-ભક્ષક ' ' મુસાફરીની મોજ ' ' સાપના સપાટામાં ' ' કપરી કસોટી ' ' યાત્રાળુઓની મદદે ' ' દગાખોર ' તથા ' હીરાની ખાણ ' એમ એક એકથી ચડીઆતી નવ વાતો આપવામાં આવી છે. ઉપરાંત ચાર ચિત્રો પણ છે. બીજા વર્ષના પહેલા પુસ્તક તરીકે ' **રમુજી ટુચકા** ' આપવામાં આવેલ છે. આ પુસ્તકમાં જુદાં જુદાં વર્તમાનપત્રો વગેરેમાંથી એકત્ર કરેલ ૩૫૫ ટુચકાઓનો સંગ્રહ છે. હું આગળ જણાવી ગયો તેમ ' હાસ્યરસ 'ના આપણા ટુંકા ભંડારમાં આ પુસ્તકથી ઠીક ઉમેરો થાય છે. બીજા પુસ્તક તરીકે શ્રી. જયભિખ્ખુનું લખેલ ' **જવાંમર્દ** ' બહાર પડેલ છે. આ શૌર્યકથા ' વિદ્યાર્થી ' સાપ્તાહિકમાં છપાતી હતી ત્યારે જ વિદ્યાર્થી વાચકોમાં ખૂબ રસિક થઇ પડી હતી, અને તે વાંચવી શરૂ કર્યા પછી એક જ બેઠકે પૂરી કરવાનું મન થાય તેવી તે રસિક છે.

આજ પ્રકાશક દ્વારા સંચાલિત થતી ' વિદ્યાર્થી વાચનમાળા 'ની આઠમી શ્રેણીમાં વીસ નાની પુસ્તિકાઓ બહાર પડેલ છે. આ પુસ્તિકાઓને બે વિભાગમાં વહેંચી શકાય. જીવનચરિત્રના વિભાગમાં બાર પુસ્તિકાઓ આવે છે, અને તેમાં ' **ગુરૂ દત્તાત્રેય** ' ' **ઉદયન-વત્સરાજ** ' '**મહાત્મા આનંદઘન**' '**વસ્તુપાલ-તેજપાલ**' ' **કવિ શામળ ભટ્ટ** ' ' **કવિ નર્મદ** ' ' **વીર સાવરકર** ' ' **જમશેદજી તાતા** ' ' **કલાપી** ' ' **પ્રો. સી. વી. રામન** ' ' **શાહ સોદાગર જમાલ** ' તથા ' **શ્રીમતી કસ્તુરબા ગાંધી** 'નો સમાવેશ થાય છે. બીજા વિભાગને સ્થળવર્ણન કહી શકાય. તેમાં ' **શિલોંગ** ' ' **દાર્જીલિંગ** ' ' **ઉતાકામંડ** ' ' **જગન્નાથપુરી** ', ' **કાશી** ' ' **જયપુર** ' ' **હૈદ્રાબાદ** ' તથા ' **કાવેરી અને તેના જળધોધ** 'નો સમાવેશ થાય છે. આ પુસ્તિકાઓ પૈકી શ્રી. માધવરાવ કર્ણિકે આઠ, શ્રી. રમણલાલ સોનીએ ચાર, શ્રી. ધીરજલાલ ટોકરશી, સોમભાઇ પટેલ તથા મગનભાઇ પટેલ દરેકે બબ્બે અને શ્રી. નાગકુમાર મકાતી તેમજ ફુલચંદ

દોરી દરેકે એકેક લખી છે. પહેલા વિભાગમાં મહાત્મા, કવિ, ઉદ્યોગપતિ, પ્રોફેસર, શાહ સોદાગર વગેરે વિવિધ વ્યકિતઓનો સમાવેશ કરે છે. પુસ્તિકાનું મર્યાદિત કદ જોતાં તેમાં ઉપરટપકેની હકીકતનો સમાવેશ થઇ શકે તે દેખીતું છે.

આ લખતાં પહેલાં ખબર મળ્યા છે કે આ કાર્યાલયને બંધ કરવું પડ્યું છે. અને તેથી દશ શ્રેણી પ્રગટ કરવાની શ્રી. ધીરજલાલની સ્વપ્નસિદ્ધિ થઇ નથી. અલબત્ત, નવમી શ્રેણી પ્રગટ થઇ છે પણ તેની સમાલોચના આવતા વર્ષની સમાલોચનામાં થાય તે ઇષ્ટ છે.

શ્રી. રતિલાલ અધ્વર્યુએ **ગણિતપ્રવેશપોથી–ભાગ ૧** તથા **વાચનપ્રવેશપોથી**-ના ચાર ભાગ પ્રકટ કર્યા છે, અને આ પુસ્તિકાની સમજણ માટે 'ત્રિપદ પદ્ધતિ અને પ્રાથમિક વાચનશિક્ષણ' પ્રગટ કરેલ છે. છેલ્લા પુસ્તકની સમાલોચના આમાં થઇ શકે નહિ. 'ગણિતપ્રવેશપોથી'માં બાળવર્ગ માટે એકથી સો સુધીની ગણતરીની સહેલી રીતો દર્શાવી છે, 'વાચનપ્રવેશપોથી'ના ચાર ભાગમાં મૂળાક્ષરોનો ક્રમશઃ પરિચય નાના નાના વાકયો દ્વારા આપવામાં આવેલ છે. માત્ર બાળકોને જ નહિ પણ પ્રૌઢ શિક્ષણના આ જમાનામાં આ પોથીઓ ખૂબ ઉપયોગી થઇ પડે તેવી છે. મોટા અક્ષરો, સુંદર ચિત્રો, સહેલાઇથી યાદ રહી જાય તેવાં વાકયો જોતાં મને તો હોપ પુસ્તકમાળાનાં શીખેલાં પુસ્તકો યાદ આવ્યાં. આ પોથી-ઓની કિંમત બહુ નજીવી છે. તેની બીજી આવૃત્તિ થઇ તેજ તેની ઉપયોગિતા બતાવી આપે છે.

અમદાવાદના શ્રી. ભારતી સાહિત્ય સંઘે સાહિત્યનાં બીજાં ક્ષેત્રોની માફક બાલ-સાહિત્યના ક્ષેત્રમાં પણ પોતાનો ફાળો નોંધાવ્યો છે. '**અરુણ પુસ્તકમાળા**'માં દર વર્ષે ૧૦૦૦ પાનાંની બારથી સોળ પુસ્તિક પ્રગટ કરવાની આ યોજના છે. વર્ષ આખર સુધી તેમાં ૬ પુસ્તિકા પ્રગટ થઇ ચૂકી છે. પહેલી પુસ્તિકામાં શ્રી. હરજીવન સોમૈયાએ **શંકરાચાર્યનું** લખેલ ચરિત્ર પ્રગટ થયું છે. શંકરાચાર્યના જીવનમાંથી વાચકને ઘણું જાણવાનું મળી આવે તેમ છે. '**રંગ રંગ વાદળિયાં**'માં શ્રી. સુન્દરમ્‌નાં ૨૯ બાળગીતોનો સંગ્રહ છે. '**નાનાં છોકરાં**'માં શ્રી. ચારુદત્તની લખેલી ત્રણ નાની વાતો છે. '**પ્રવાસપત્રો**'માં શ્રી. રામ-નારાયણ ના. પાઠકે અમદાવાદથી દિલ્હી થઇને કલકત્તા, ત્યાંથી કેંદ્રાવાડા, ચિત્તાગોંગથી કલકત્તા ને ત્યાંથી બોલપુરના પ્રવાસના પત્રો હરિજન વિદ્યાર્થીઓને લખેલા તે પ્રગટ કર્યા છે. આ પત્રો બાળકો હોંસથી વાંચે તેવા છે. '**આપણાં ભાંડુઓ**'માં આપણી આસપાસના લોકોનું જીવનચરિત્ર વાંચવાનું આપણને મળે છે. '**હજીય મને સાંભરે છે**' તે સ્વ. ગિજુભાઇની છેલ્લી પ્રસાદી છે. અને તેમાં ગિજુભાઇએ પોતાનાં સ્મરણો ગૂંથ્યાં છે.

શ્રી. સોમાભાઈ કીસાભાઇ પટેલે મોન્ટેસોરી પદ્ધતિ પર '**સચિત્ર બાલલેખન**'નાં બે પુસ્તકો પ્રકટ કર્યાં છે. ચિત્રો દ્વારા બાળકો પાસેથી જવાબ કઢાવવાની પદ્ધતિનાં અનેક વાકયો આ પુસ્તકોમાં છે. શ્રી. સોમાભાઇના બાળવાચનમાળાનાં દસ પુસ્તકોની સમાલોચના ગયા વર્ષમાં લેવાઇ ગયેલ છે, એટલે બાળલેખક તરીકે તેમનું નામ નવું નથી. તેમણે લખેલ '**ગણિત પ્રવેશિકા**'માં સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર સહેલી રીતે સમ-જાવ્યા છે. વળી આની સમજણ માટે 'ગણિતપ્રવેશિકાના શિક્ષકોને નામે પુસ્તિકા બહાર પાડી છે. '**બાળકનો બાગ**'માં તે જ લેખકે નાના બાળકોને વાડી બનાવવા સંબંધમાં એકવીસ ઉપયોગી પત્રો લખ્યા છે.

'**બાલવાડી**' સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયાના પુસ્તકની ત્રીજી આવૃત્તિ છે. બાળકોને

ગમી જાય તેવી ૨૭ વાતો તે પુસ્તકમાં લખેલી છે. તે પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રગટ થઇ ત્યારે આપણે ત્યાં બાળસાહિત્ય નહિવત્ હતું.

જુદા જુદા નામે જેનાં પુસ્તકોની એકથી વધારે આવૃત્તિઓ પ્રગટ થઇ છે તે શરદબાબુ બાળકો માટે કંઇ ન લખે તે કેમ ચાલે ? એટલે તેમની બાળવાતો **' શરદબાબુની બાળવાતો '**ના નામથી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રકટ કરેલ છે. બધી વાતો આનંદ આપે તેવી છે પરંતુ શરદબાબુની જીવનઝરમરનાં ૪૬ પાનાં ઉમેરતાં ૧૫૮ પાનાની બાલસાહિત્યના આ પુસ્તકની દોઢ રૂપીઓ કિંમત ખૂબ જ આકરી ગણાય. આપણી એક પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થાએ આટલી કિંમત કેમ રાખી હશે તે નવાઇ જેવું લાગે છે. અમદાવાદના ચરદ કાર્યાલયે શ્રી. રમણલાલ સોનીની નાટિકાઓ **' રૂપાની ગાય '** નામે પ્રગટ કરેલ છે. આ પુસ્તકમાં ' રૂપાની ગાય ', ' ભગતનો જાદુ ', ' ધૂળનું ધાંધલ ', ' ટિંગટિંગ ટ ', ' મામાને ઘેર ' તથા ' કવિનું મૂલ્ય ' એમ ૭ નાટિકાઓ છે. ' રૂપાની ગાય 'નું વસ્ત્ર વિકટર હ્યુગોના **' Les Miserables '** પરથી લીધેલું છે. આપણી શાળાના ઉત્સવ પ્રસંગે ભજવવાની નાટિકાઓમાં આ પુસ્તક સારો ઉમેરો કરે છે. ' આવતી કાલે ', ' ચાલો વિચારીએ ' ગ્રંથમાળાના ત્રીજા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે પ્રગટ થયું છે. તેમાં શ્રી. રમણલાલ સોનીની ચાર વાર્તા તથા એક કાવ્ય, રતિલાલ મહેતાની એક વાર્તા, તથા સુભદ્રા ગાંધીએ લખેલ લેનિનના એક જીવનપ્રસંગનો સમાવેશ થાય છે. આ પુસ્તકમાં અપાયેલ વિષયો અનોખી ઢબથી છણવામાં આવ્યા છે. દિલગીરી માત્ર એટલી જ છે કે માળાનું તે ઉદ્દેશ પ્રકાશન છે. સંપાદકો માળાથી જુદાં આવાં પુસ્તકો પ્રગટ કરે તેમ આપણે જરૂર ઇચ્છીએ. શ્રી. શાંતિલાલ ઓઝા, એમ. એ. એ લખેલ **' પોપટની વાર્તા '**નું મૂળ કાદંબરીમાંથી લેવામાં આવ્યું છે. આ વાત આવી રીતે છૂટક પહેલી જ વાર પ્રગટ થાય છે. આ પુસ્તક સાથે **'બાળકોનાં ગીતો'** ' બાલધ્વનિ ' નામથી સાથે બંધાવેલ છે. તેમાં સાત નાનાં ગીતો આપવામાં આવેલ છે. પુસ્તકને અંતે થોડા અઘરા શબ્દોના અર્થ પણ આપેલા છે.

મોંઘીબેન વિરચિત બે પુસ્તકો બહાર પડયાં છે. મોંઘીબેને લખેલ બાલસાહિત્ય શ્રી દક્ષિણામૂર્તિએ ઠીક પ્રમાણમાં બહાર પાડયું છે, એટલે બાળકોના મનથી તે નવાં નથી. સ્પેનના સુપ્રસિદ્ધ સાહિત્યકાર સર્વાન્ટિસના જગવિખ્યાત પુસ્તક ડૉન ક્વીક્ઝોટનું આ સંક્ષિપ્ત ભાષાંતર બાળસાહિત્યમાં સારો ઉમેરો કરે છે. ' રોબિન્સન ક્રુઝો ' કે ' ગોળીબારની મુસાફરી ' જેવાં ભાષાંતરો બાદ કરતાં, આવાં પુસ્તકો હજુ વધારે પ્રમાણમાં આપણી ભાષામાં ઉતારવાની જરૂર છે. **' માયાબાજી અને બીજી વાતો '**માં ' મનોરમા ' ' માયાબાજી ' ' હાજમ અને પીંજારો ' ' સોનેરી પંખી ' ' રામધન ' તથા ' નારાયણ ' નામની ૭ વાતોનો સંગ્રહ છે. શ્રી. રસુલભાઇ વહોરાએ **' મૂંગા લોકસેવક મોતીભાઇ અમીન '**ની ટૂંકી જીવનકથા લખીને ચરોતર એન્યુકેશન સોસાયટી મારફત પ્રગટ કરાવી છે. બાળસાહિત્યના લેખક તરીકે શ્રી. રસુલભાઇ વહોરાનું નામ હવે અજાણ્યું નથી.

**' ગુંજન '** નામથી બે કાવ્યસંગ્રહો ચાલુ વર્ષમાં જ પ્રગટ થયા છે. એક જે કવિશ્રી ધૈર્યચંદ્ર ર. બુધે રચેલો છે તેમાં મધઝરતાં ૫૦ બાલગીતો હોવાનું જણાવ્યું છે. પણ તે લેખક એમ લખે કે ' ઉગતા લેખકે ભળતા નામે જ એક પુસ્તક પ્રગટ કર્યું છે ' ત્યારે કયું પુસ્તક પહેલાં પ્રગટ થયું, અગર તો બેના પ્રકાશન વચ્ચે કેટલું અંતર હતું તે વાત પાની

મૂકીને એક પ્રશ્ન પૂછવાનું મન થઈ જાય છે કે 'ઊગતા લેખક' કોણ ? બીજો સંગ્રહ સોમાભાઈ ભાવસાર પ્રગટ કરે છે. તેને ઊગતા લેખક શી રીતે કહી શકાય ? શું આ તેમનું પહેલું પુસ્તક છે ? સ્વ. ગિજુભાઈએ જે ગીતોને આવકાર આપ્યો છે, તેના લેખક ઊગતા ? આત્મશ્લાઘામાં બીજાના લખાણને ઉતારી પાડવાની વૃત્તિ હોવી ન જોઈએ તેવી મારી માન્યતા છે. શ્રી. સોમાભાઈકૃત 'ગુંજન'માં ૧૭ ગીતોનો ગુંજારવ છે.

શ્રીરામ શર્માના હિંદી પરથી અનુવાદિત કરેલી બાર શિકારકથાઓનો અનુવાદ શ્રી. કિસનસિંહ ચાવડાએ '**શિકાર**' નામથી પ્રગટ કર્યો છે. આ વાર્તાઓ 'કુમાર'માં પ્રગટ થતી હતી ત્યારે જ વાચકોનું સારું લક્ષ ખેંચી રહી હતી. શ્રી. ચાવડાએ તે ગ્રંથસ્થ કરીને આપણા અલ્પ શિકારસાહિત્યમાં સારો જેવો ઉમેરો કર્યો છે. આ પુસ્તકની અમુક વાતો આગળ છપાઈ ગઈ હોય તેવું લાગે છે. કુમારોમાં શૌર્ય પ્રેરાવતી આ વાતો કુમારોએ ખાસ વાંચવા જેવી છે.

છેવટે માત્ર જેનાં નામ જ જાણ્યામાં આવ્યાં છે તેવાં પુસ્તકોનો નામનિર્દેશ કરી દઉં. શ્રી. ગણપતરામ વ્યાસ કૃત '**અમારાં ગીત**' શ્રી. ગોવિંદભાઈ ઠાકરકૃત '**બચુ**', પદ્માવતી દેસાઈ કૃત '**શ્રમણ નારદ**' ચંદ્રકાંત મંગળજી ઓઝાકૃત '**કથાકુંજ**' મૂળસુખલાલ દીવાન કૃત '**ચાલો ગાઈએ**' મહાશંકર પાઠક કૃત '**વીર ગોરાગચ્છ**' '**દાનેશ્વરી કર્ણ**' '**શ્રવણ**' તથા '**ભીષ્મ**' વિમળાબહેન સેતલવડકૃત '**બચુકડો ઉંદર**' વગેરેનો સમાવેશ થાય છે.

વળી અત્યારે પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન પણ દેશ સામે ખડો થયો છે. અક્ષરજ્ઞાન માટે બહાર પડેલી પોથીઓ બાદ કરતાં, આ સમાલોચનામાં આવેલાં મોટાં બીબાંમાં છપાયેલ પુસ્તકો વાંચવા માટે, થોડું ઘણું અક્ષરજ્ઞાન પામેલાં લોકો લલચાશે તે સ્વાભાવિક છે. એટલે તે દૃષ્ટિએ આમાંનાં અમુક પુસ્તકોનો ઉઠાવ સારો થશે.

સામાન્યતઃ આ વાર્ષિક સમાલોચનામાં માસિકને ભાગ્યે જ સ્થાન મળે છે. પરંતુ શરૂઆતમાં પાક્ષિક તરીકે પ્રગટ થઈ, પાછળથી માસિકના રૂપમાં પરિવર્તન પામેલા, '**બાલજગત**'ની આમાં નોંધ લેવી જોઈએ. 'બાલજગતે' શરૂઆતથી જ બાલજગતમાં પોતાનું અનોખું સ્થાન જમાવ્યું છે, અને અત્યાર સુધીના અંકો જોતાં એણે તે જાળવી રાખ્યું છે તેમ નિઃશંક કહી શકાય. આ માસિકની ઉત્તરોત્તર પ્રગતિ ઇચ્છું છું.

આ રીતે થોડે થોડે લખાયેલું આ વાર્ષિક અવલોકન પૂરું થાય છે. પુસ્તકપ્રકાશકોના મળતા સાથને અંગે જ આવા સ્થળેથી આ વિવેચન લખી શકાય છે. ભવિષ્યમાં તેઓ તરફથી તેવો જ સાથ મળે તેમ ઇચ્છીને આ અવલોકન પૂરું કરું છું.

વાંકાનેર,
મહાવીરજયંતી ૧૯૯૬

**છોટાલાલ માનસિંગ કામદાર**

## પરિશિષ્ટ

## આપણી બાળ ગ્રંથમાળા ભરૂચનાં પુસ્તકો

( ૭ પુસ્તકોનું વાર્ષિક લવાજમ રૂા. ૧. પોસ્ટેજ સહિત )

| | | | |
|---|---|---|---|
| ૧ | આપણે ભજવીએ | ( વૈકુંઠ મો. ઠાકોર ) | ૦–૩–૦ |
| ૨ | ભાઈબેન | ( શિવપ્રસાદ ભટ્ટ ) | ૦–૩–૦ |

| | | | |
|---|---|---|---|
| ૩ | ન્હાનપણની વાતો | ( પદ્માવતી દેસાઇ ) | ૦–૩–૦ |
| ૪ | ઉડો આકાશમાં | ( વૈકુંઠ ઠાકોર ) | ૦–૩–૦ |
| ૫ | સાચી વાતો | ( હર્ષદ પટેલ ) | ૦–૩–૦ |

## અશોક બાલ પુસ્તકમાળા મલાડ

( વાર્ષિક લવાજમ રૂા. ૨, પોસ્ટેજ સહિત )

| | | | |
|---|---|---|---|
| ૧ | લેનિન | ( કપિલા ઠાકોર ) | ૦–૬–૦ |
| ૨ | ગીતકથાઓ (ભેટપુસ્તક) | ( ચંદ્રકાંત મંગળજી ઓઝા ) | ૦–૩–૦ |
| ૩ | હાસ્યતરંગ | ( નાગરદાસ પટેલ ) | ૦–૩–૦ |
| ૪ | અમારી વાર્તાઓ ખંડ ૪ | ( નાગરદાસ તથા સુમતિ પટેલ ) | ૦–૬–૦ |
| ૫ | કુતૂહલ ખંડ ૨ | ( પદ્માકાંત શાહ ) | ૦–૩–૦ |
| ૬ | અમારી વાર્તાઓ ખંડ ૫ | ( નાગરદાસ તથા સુમતિ પટેલ ) | ૦–૬–૦ |
| ૭ | નીરૂની નોંધપોથી | ( રમણલાલ શાહ ) | ૦–૩–૦ |
| ૮ | અમારી વાર્તાઓ ખંડ ૬ | ( નાગરદાસ તથા સુમતિ પટેલ ) | ૦–૬–૦ |
| ૯ | વિજ્ઞાનવિહાર ખંડ ૫ | ( નવલકાન્ત ભાવસાર ) | ૦–૩–૦ |

## બાલવિનોદ ગ્રંથાવલિ

| | | | |
|---|---|---|---|
| ૧ | સંગીતશાસ્ત્રી | ( નાગરદાસ પટેલ ) | ૦–૫–૦ |

## બાલવિનોદ માળા

( સં. નાગરદાસ પટેલ )

(૧) ગોરિયો (૨) રેડિયો દરેક પુસ્તકના ૦–૩–૦

## ગાંડીવ પ્રકાશન મંદિર–સુરત

### કુમારમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ | માયાવી દેશ | ( ભાનુપ્રસાદ વ્યાસ ) | ૧–૪–૦ |

### ગાંડીવ બાલોદ્યાન માળા

| | | | |
|---|---|---|---|
| ૧ | પતંગપોથી | ( પ્રો. કાપડિયા ) | ૦–૫–૦ |
| ૨ | બકોર પટેલ ભાગ ૧૧ | | ૦–૪–૦ |
| ૩ | બકોર પટેલ ભાગ ૧૨ | | ૦–૫–૦ |

## નવી આવૃત્તિઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ( પાંચમી આવૃત્તિ ) | ૦–૪–૦ |
| ૨ | બાળવિહાર ભાગ ૨ | ( બીજી ,, ) | ૦–૬–૦ |
| ૩ | લાડકાળો | ( બીજી ,, ) | ૦–૪–૦ |
| ૪ | ખોટી ખોટી વાતો | ( ત્રીજી ,, ) | ૦–૫–૦ |

## જ્યોતિ કાર્યાલય લિમિટેડનાં પ્રકાશનો

### કુમાર ગ્રંથમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ | જંગલકથાઓ | ( ધીરજલાલ ટોકરશી શાહ ) | ૦–૧૦–૦ |
| ૨ | રમુજી ટુચકા | ( ,, ,, ) | ૦–૮–૦ |
| ૩ | જવાંમર્દ | ( જયભિખ્ખુ ) | |

## વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી આઠમી

### દરેક પુસ્તકની કિંમત ૦-૨-૩

૧ ગુરુ દત્તાત્રય
૨ ઉદયન વત્સરાજ
૩ મહાત્મા આનંદઘન
૪ વસ્તુપાલ તેજપાલ
૫ કવિ શામળભટ્ટ
૬ કવિ નર્મદ
૭ વીર સાવરકર
૮ જમશેદજી તાતા
૯ કલાપી
૧૦ પ્રો. સી. વી. રામન
૧૧ શાહ સોદાગર જમાલ
૧૨ શિલોંગ
૧૩ શ્રીમતી કસ્તૂરબા ગાંધી
૧૪ દાર્જીલીંગ
૧૫ ઉતાકામંડ
૧૬ જગન્નાથપુરી
૧૭ કાશી
૧૮ જયપુર
૧૯ હૈદ્રાબાદ
૨૦ કાવેરી અને તેના જળધોધ

## ગૂર્જર બાલગ્રંથાવલિ

૧ તુલસીદાસ ( કીર્તિદા દીવાનજી ) ૦-૩-૦
૨ ચાલો ગામડામાં ( સોમાભાઇ ભાવસાર ) ૦-૪-૦

## બાલજીવન ક્રમિક વાર્તામાળા

( ૪૦૦ પાનાનાં સાત પુસ્તકોના ટપાલખર્ચ સહિત રૂ. ૨ )

૧ અટકચાળાં વાંદરાં ( રમણલાલ શાહ ) ૦-૬-૦
૨ સહેલી વાતો " ૦-૪-૦
૩ રસમય કહાણીઓ " ૦-૬-૦
૪ ચાલાક ચોર " ૦-૫-૦

## બાલજીવનનાં અન્ય પ્રકાશનો

૧ શેક્સપીઅરનાં કથાનકો-ભાગ ૨ ૧-૦-૦
૨ ગણિતપ્રવેશપોથી ભાગ ૧ ૦-૧-૩
૩ વાચનપ્રવેશપોથી ભાગ ૧ ૦-૧-૩
૪ " " ભાગ ૨ ૦-૧-૩
૫ " " ભાગ ૩ ૦-૧-૩
૬ " " ભાગ ૪ ૦-૧-૩
૭ ત્રિપદ પદ્ધતિ અને પ્રાથમિક વાચનશિક્ષણ ૦-૧-૦

## શ્રી. ભેચંદ તલકશી એન્ડ સન્સ દ્વારા પ્રગટ થતી

## શિશુ સાહિત્યમાળાનાં પુસ્તકો

૧-૯ નિસરણી ભાગ ૧-૯ ( વજુભાઇ દવે ) દરેકના ૦-૨-૦
૧૦ વાર્તામંજરી ( સોમાભાઇ પટેલ )
૧૧ કેસરીસિંહ ( મોંઘીબહેન ) ૦-૨-૦
૧૨ આલા ખાચર અને બીજી વાતો ( મોંઘીબહેન ) ૦-૩-૬
૧૩ રઘુરાજા અને બીજી વાતો " " ૦-૩-૬
૧૪ ખારેક ટોપરાં ( સોમાભાઇ ભાવસાર ) ૦-૨-૦
૧૫ નાના હતા ત્યારે " " ૦-૩-૦
૧૬ ફરવા જતાં ( ઉમાશંકર જોષી ) ૦-૩-૦
૧૭ અમથારામ ( સોમાભાઇ ભાવસાર ) ૦-૨-૦
૧૮ બારોટનાં ઉખાણાં ( ગુલાબસિંહ બારોટ ) ૦-૨-૦

૧૯ આપણા શ્રમજીવીઓ ( મંથક ) ૦-૨-૦
૨૦ પુંડરીકનાં બાળકાવ્યો ( પુંડરીક ) ૦-૩-૦
૨૧ આપણી વનસ્પતિઓ ( ગિજુભાઇ ) ૦-૨-૦
૨૨ ફૂલોની સુગંધ ,, ૦-૨-૬
૨૩ કેમ રહેવાય ,, ૦-૩-૦
૨૪ નવી ઇસપનીતિ ,, ૦-૩-૬
૨૫ વિઠ્ઠલેશ્વર ( વજુભાઇ દવે ) ૦-૨-૦
૨૬ વાળનું ઝાડ ( ઇંદુભાઇ ભટ્ટ ) ૦-૩-૦
૨૭ દીવડા ( પુંડરીક ) ૦-૨-૬
૨૮ વાર્તાલહરિ ( ગિરીશભાઇ ) ૦-૩-૦
૨૯ રૂપસુંદરી ( ચંદ્રભાઇ ભટ્ટ ) ૦-૩-૦
૩૦ સાત વારની કથા ( ઇંદુભાઇ ) ૦-૩-૦
૩૧ મડા પચીસીની વાતો ( ઇંદુભાઇ ) ૦-૪-૦
૩૨ પશુપંખી ( મણિભાઇ ઠાકર અને ઇંદુભાઇ ભટ્ટ ) ૦-૩-૬
૩૩ બાબો ના મળે ,, ,, ૦-૩-૬

## પ્રકીર્ણ પ્રકાશનો

૧ પરશુરામ ( ધૂમકેતુ ) ૦-૨-૦
૨ સચિત્ર બાલલેખન પુસ્તક ૧ ( સોમાભાઇ કીશાભાઇ ) ૦-૧-૬
૩ ,, ,, ,, ૨જું ( ,, ,, ) ૦-૩-૦
૪ ગણિતપ્રવેશિકા ( ,, ,, ) ૦-૩-૬
૫ બાળકોનો બાગ ( ,, ,, ) ૦-૪-૦
૬ બાલવાડી ( સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા ) ૦-૮-૦
૭ શરદબાબુની વાતો ( રમણલાલ સોની ) ૧-૮-૦
૮ રૂપાની ગાય ( રમણલાલ સોની ) ૦-૮-૦
૯ આવતી કાલે ( રમણલાલ સોની વગેરે ) ૦-૬-૦
૧૦ પોપટની વાર્તા ( શાંતિલાલ ઓઝા ) ૦-૬-૦
૧૧ ડોન કવીકઝોટ ( મોંઘીબેન ) ૦-૮-૦
૧૨ માયાબાજી અને બીજી વાતો ( ,, ) ૦-૬-૦
૧૩ ગુંજન ( સોમાભાઇ ભાવસાર ) ૦-૫-૦
૧૪ મોતીભાઇ અમીન ( રસલભાઇ વહોરા ) ૦-૨-૦
૧૫ શિકાર ( કિસનસિંહ ચાવડા ) ૧-૮-૦
૧૬ અમારાં ગીત ( ગણપતરામ વ્યાસ ) ૦-૫-૦
૧૭ કથાકુંજ ( ચંદ્રકાંત મંગળજી ઓઝા ) ૦-૪-૦
૧૮ ચાલો સાથએ ( મૂળસુખલાલ દિવાન ) ૦-૬-૦
૧૯ વીર ગરોરગચ્છ ( મહાશંકર પાઠક ) ૦-૫-૦
૨૦ દાનેશ્વરી કર્ણ ( ,, ,, ) ૦-૮-૦
૨૧ અચુકડો ઉંદર ( વિમળાબેન સેતલવડ ) ૦-૬-૦

# સ્વ. મોતીભાઇ અમીન સા. પુસ્તકાલય—વસો



આ પુસ્તકાલયમાં તા. ૨૧-૬-૪૦ ના રોજ સ્વ. મોતીભાઈ અમીનના તૈલચિત્રનો અનાવરણ અને નામકરણ સમારંભ ઉજવવામાં આવ્યો હતો.

# સ્વ. મોતીભાઇ અમીનના તૈલચિત્રના અનાવરણપ્રસંગો

## ૧. વસોના સા. પુસ્તકાલયમાં અને સહકારી બેન્કમાં

**વ**ડોદરા રાજ્યમાં અને ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિથી જાણીતા થયેલા સ્વ. શ્રી. મોતીભાઈ અમીનના તૈલચિત્રના અનાવરણની ક્રિયા ગઇ તા. ૨૧ મીના રોજ તેમના વતન વસોના સાર્વજનિક પુસ્તકાલયમાં તેમજ ત્યાંની કો-ઓપરેટીવ બેન્કમાં, વડોદરા રાજ્યના ન્યાયમંત્રી મે. રા. રા. સુધાલકર સાહેબના હસ્તે કરવામાં આવી હતી.

આ પ્રસંગે પુસ્તકાલય અને બેન્કના મકાનને ખાસ ધ્વજા-પતાકાઓ અને તોરણોથી શણગારવામાં આવ્યો હતો. તેમ જ એક ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. આશરે સાતસોક જેટલાં ગામલોકો તેમજ બહારનાઓએ આ પ્રસંગે હાજરી આપી હતી. હાજર રહેલાઓમાં મુખ્ય ન્યાયમંત્રી મે. રા. રા. સુધાલકર સાહેબ, દરબાર શ્રી. ગોપાળદાસ, વડોદરા રાજ્યના સહકારી અધિકારી શ્રી. ઠાકોરભાઇ દેસાઇ, મદદનીશ સહકારી અધિકારી શ્રી. ઝવેરભાઇ, વડોદરા રાજ્ય પુ૦ મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળના મંત્રી શ્રી. છોટાભાઇ પટેલ, વડોદરા લેન્ડમોર્ગેજ બેન્કના મેનેજર શ્રી. ચિમનભાઇ મુ. અમીન, વડોદરાના જાણીતા વકીલ શ્રી. જશભાઇ લાલાજી અમીન, પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઇ અમીન તેમજ "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી મણિલાલ વ્યાસ વગેરે મુખ્ય હતા.

સમારંભની શરૂઆત શાળાના વિદ્યાર્થીઓએ 'તુજ બિન કોન ખબર લે' વાળા ભજનથી કરી હતી. પ્રાર્થના થઇ રહેતાં આ પ્રસંગને સફળતા ઇચ્છતા બહારગામથી આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા, જેમાં શ્રી. તુલસીભાઈ બકોરભાઈ અમીન, એલેમ્બીક કંપનીવાળા શ્રી. ભાઈલાલભાઇ અમીન, ભરૂચવાળા શ્રી. અંબાશંકર મલજી વગેરેના મુખ્ય હતા. ત્યારબાદ વસો સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી શ્રી. જમનાદાસ અમીને પુસ્તકાલયને લગતું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

બાદ એક શિક્ષક શ્રી. જગદીશભાઇએ "પુસ્તકાલય" માસિકના "મોતીભાઇ સ્મારક અંક"માં અમરેલીવાળા રાજરત્ન શ્રી. પ્રતાપરાય મહેતાએ લખેલો "સેવામૂર્તિ મોતીભાઇ" વાળો સ્વર્ગસ્થનો પરિચય આપતો લેખ વાંચી સંભળાવ્યો હતો. ત્યારબાદ વસો સહકારી બેન્કના મેનેજર શ્રી. ફુલાભાઇ અમીને બેન્કની કાર્યવાહીનો છાપેલો હેવાલ વાંચી સંભળાવતાં તે પછી સ્વ. મોતીભાઇને લગતું એક કાવ્ય વસોના વતની શ્રી. મગનલાલ જ. પુરાણીએ ગાઇ સંભળાવ્યું હતું.

આ પ્રમાણેનો પ્રારંભિક વિધિ પૂરો થઈ રહેતાં સ્વર્ગસ્થનું જીવનચરિત્ર લખવાનું માથે લેનાર શ્રી. પી. સી. શાહે પ્રવચન કર્યું હતું. ત્યારબાદ ચરોતર એજ્યુકેશન સોસાયટીવાળા શ્રી. ચુંનીલાલ એ. ભટ્ટે વસોના ઐતિહાસિક પૂર્વપ્રસંગની યાદ આપી સરખામણી કરતાં મોગલાઇની પડતીના સમયબાદ વસોએ ઐતિહાસિક જે ભાગ ભજવેલો તેનું વર્ણન કરી બતાવ્યું હતું. બાદ આગળ ચાલતાં સ્વર્ગસ્થનો પરિચય આપતાં તેમણે જણાવ્યું કે સ્વર્ગસ્થે પ્રગતિ સાધવાનો આપણને રસ્તો બતાવ્યો છે. એમણે કોઈપણ કામ શરૂ કરવા માટે મોટી

મૂડીની અપેક્ષા રાખી નહોતી. હું તો છેલ્લાં ત્રીસ વર્ષથી એમના સહવાસમાં હતો, તે દરમિયાન મેં જોયું છે કે, પૈસાના અભાવે એ કોઈ પણ કામ મુલતવી રાખતા નહિ. આ બધું એમના પર જનતાનો કેટલો વિશ્વાસ હતો તે બતાવે છે. બેન્કની સ્થાપનામાં પણ એમનો હેતુ વ્યાજ વટાવ પેદા કરવાનો ખાસ નહોતો. પણ પ્રજાહિતનાં કાર્યો કરવાનો અને જનતાને સગવડ આપવાનો હતો. એમનાં બધાં કાર્યોમાં એ સફળ થયા તેમાં એક ચાવી હતી અને તે એ કે, તેઓ દરેક કામ પ્રજાને સાથે લઇને કરતા, મોન્ટેસોરીનું શિક્ષણ પ્રથમ ગુજરાતમાં એમણે આણેલું.

બાદ વડોદરા રાજ્ય પુ૦ મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ સદ્દગતના જીવન સંબંધે પ્રવચન કરતાં જણાવ્યું કે વસો ગામ માટે તો આ સોનાનો સુરજ ઊગવા જેવો પ્રસંગ છે. અને તે એકલા વસો માટેજ નહિ પરંતુ સમસ્ત ગુજરાત માટે કહી શકાય. એમણે એકલા વસોના જ નહિ પરંતુ વડોદરા રાજ્ય અને ગુજરાતના જુવાનોને સેવાના પાઠ શીખવ્યા છે. અમારો વાઘોડીઆ જેવો પછાત વસ્તીવાળો તાલુકો જાહેર સંસ્થાઓ વધુ પ્રમાણમાં હોવાનું અભિમાન ધરાવે છે તે એમના જ પ્રતાપે. અમારાં ગામડાંમાં તેઓ અમારી સાથે રખડયા છે. આજે જે ગામે શાળા છે પણ પુસ્તકાલય નથી તે ગામો એમને ખૂબ યાદ કરે છે. છેલ્લે તેમણે વસો ગામના જુવાનોને એમના જેવા કાર્યતત્પર થવા જણાવ્યું હતું.

ત્યારબાદ સહકારી અધિકારી શ્રી. ઠાકોરભાઇએ બોલતાં જણાવ્યું કે, મરણ વખતે માણસની બારીક સ્થિતિ હોય છે. તે વખતનો તરફડાટ જાણીતો હોય છે. સ્વર્ગસ્થે અંતિમ વખતે જે શાંતિ અનુભવી તે પરથી તેમના જીવનનો ખ્યાલ આવે છે. વિદ્યાર્થીઓ માનતા કે મોતીભાઇ અમારા છે; સ્ત્રીઓ માનતી કે મોતીભાઇ અમારા છે; અને ગામડાના લોકો માનતા કે મોતીભાઇ અમારા છે, પુસ્તકાલયપ્રવૃત્તિ તો એમને પોતાના જ જાણતી, સહકારી ખાતુ પણ એમજ ગણતું. એટલે દરેક પ્રવૃત્તિ અને વ્યક્તિ એમને પોતાના ગણતી. એવું એમનામાં શું હશે ? એ માટેનો કીમિયો એમની અંતિમ ઇચ્છામાં છે. એમની ખ્યાતિ પહેલાં મેં એમની કેળવણીકાર તરીકેની ખ્યાતિ સાંભળેલી, પણ પાછળથી એમની પુસ્તકાલયપ્રવૃત્તિ માટેની ધગશ જોઈ. રેલસંકટ વખતે એમનો વિશેષ પરિચય થયો. અમે બન્ને પરસ્પરના અનુભવ આપતા–લેતા. છેલ્લા વર્ષમાં જ મારે એમનો ગાઢ પરિચય થએલો. તેઓ જ્યારે વડોદરે આવે ત્યારે એ ત્રણ કલાક અમે સાથે ગાળતા. તેઓ કદી અંગત વાત કરતા નહિ. તેઓ હમેશાં મંડળીઓ કે સામાજિક પ્રશ્નો વિષેજ ચર્ચા કરતા, કેમ જાણે એમના મરણની આગાહી કળી ગયા હોય તેમ અમે છેલ્લા મળ્યા ત્યારે તેઓએ એમની સૌ પ્રવૃત્તિઓને સંકેલતા હોવાનું કહ્યું હતું.

સંજોગવશાત જો તેઓ સહકારી ખાતામાં હોત તો તેમણે આ ખાતાનો ખૂબ વિકાસ કર્યો હોત. ગામડાના લોકોને તેમનું ઉત્પાદન સારું હોત અને એટલે તેમને માથે ઋણ ન હોત. તેમના પુસ્તકાલય ખાતામાં હોવાથી ગામડાની પ્રજા વાંચતી થઇ તેમ જો તેઓ સહકારી ખાતામાં હોત તો ખેડુતો કદાચ સંસ્કાર ન મેળવી શકયા હોત, પણ ભૂખ્યા તો નજ રહેત. એકજ ગામમાં આવી સાત આઠ મંડળીઓ સ્થાપી શકયા તો આખા રાજ્યમાં કેટલી સ્થાપી શકત ? છેલ્લે યુવકોને સદ્દગતનો આદર્શ અપનાવવાનો તેમણે આદેશ આપ્યો હતો.

ત્યારબાદ શ્રી. જશભાઇ અમીને પણ ટૂંક પરિચય આપી મે. રા. રા. સુધાકર સાહે-

અને તૈલચિત્રની અનાવરણવિધિ કરવા વિનંતિ કરી હતી. શ્રી. સુધાલકર સાહેબે મકાનમાં જઇ બન્ને સ્થળે તૈલચિત્રનું અનાવરણ કરી જણાવ્યું કે મારે આપ સાનો આભાર માનવો જોઇએ. તમોએ આજે સ્વર્ગસ્થ પ્રત્યેની લાગણી વિશદ કરી બતાવી છે. મેં તો સાર્વજનિક કામ અતિ અલ્પ કર્યું છે. ઘણો વખત પૈસા પેદા કરવામાં અને નોકરી કરવામાં વીતાવ્યો છે.

સદ્‌૦ ના સંબધે ઘણું કહેવાયું છે. જેઓ પોતાનો વખત તન, મન, ધન ત્યાગીને જીવે છે તેઓ પોતાની હયાતીમાં સત્કારની આશા કે દરકાર રાખતા નથી. તેઓ માનચાંદ સન્માનની આશા રાખતા નથી. આ સ્મારકવિધિ આપણા સ્વાર્થ માટે છે. સદ્‌ગતનું સ્મારક કરવું એ આપનું કર્તવ્ય છે. એમનું આ સ્મારક એમનું નામ દેવા માટે નહિ, પણ એમનાં કામો આગળ વધારવા કરવું જોઇએ. આ ગામમાંથી સોએક માણસો પણ એમના જેવું કામ કરનાર નીકળી આવે તો પણ તેમનું સાચું સ્મારક થયું ગણાય.

અત્યાર સુધી સ્વર્ગસ્થ જેવા માણસો કનિષ્ઠિકા આંગળી કે અનાનિકા આંગળી વડે ગણાતા, પણ હવે કામ કરનારાઓની સંખ્યા માત્ર આંગળીઓ જ નહિ પણ માળાના મણકાની ગણતરીએ ગણાવી જોઇએ.

સદ્‌૦ની પુસ્તકાલય પ્રવૃત્તિનો નિર્દેશ કરતાં તેમણે જણાવ્યું કે પુ. પ્રવૃત્તિ એ તો કૈ. શ્રીમંત મહારાજા સાહેબના પ્રતાપે મંડાયેલા બ્રહ્મયજ્ઞરૂપ છે. જ્ઞાનપ્રચારનું કામ આપણા દેશમાં પ્રાચીન કાળમાં પણ ચાલતું ત્યારે લહિયાઓ પુસ્તકોની નકલો ઉતારતા. જૈનોના જ્ઞાન ભંડારો એના પુરાવારૂપ છે. આવા ભંડારો પાટણ, છાણી વગેરે સ્થળે છે. જૂના વખતથી ચાલી આવતી આ પ્રવૃત્તિને નવા ચોકઠામાં મૂકી ચલાવવી જોઇએ. પશ્ચિમના સંસર્ગથી આપણને ઘણું જાણવાનું મળ્યું છે. પુસ્તકાલયપ્રવૃત્તિ સહકાર્ય ગ્રામોદ્યોગ વગેરેની આજે દેશને જરૂર છે. આવાં ક્ષેત્રોમાં કામ કરનારાઓ તૈયાર થાય તો સ્વ. ના આત્માને સાચી શાંતિ કહી શકાય. છેલ્લે સ્વર્ગસ્થના પગલે ચાલવા જણાવી મે. રા. રા. સુધાલકર સાહેબે એમનું વકતવ્ય પૂરું કર્યું હતું.

છેલ્લે દરબાર સાહેબે મહેમાનોનો આભાર માનતાં જણાવ્યું કે, સ્વર્ગસ્થના મારા પર અનેક ઉપકારો છે. એમની પ્રેરણા મને મળી ન હોત તો કદાચ આવા મેળાવડાઓમાં હું હોત કે કેમ તે શંકા છે; હવેલીના કોઇક ખૂણામાં હોત. જે એમનો ભક્ત છે તે એમના વિષે શું કહી શકે? સદ્‌ગતની સેવા એ તો અહીં જ્યાં જોઇએ ત્યાં છે. એમની સેવા તો આ ગામમાં હરિજનવાસમાં, બ્રાહ્મણવાડામાં, હરિજનોની ઝુંપડીમાં તેમજ દરેકોઇ ધર્મો અને ગામની ઇંટે ઇંટે છે; એમની સેવા વિષે શું કહેવાનું હોય? છેલ્લે મહેમાનોનો આભાર મનાયા બાદ સમારંભ વિસર્જન થયો હતો. અને રાત્રે સાડાઆઠ વાગે આવેલા મહેમાનોએ વિદાય લીધી હતી.

## ૨. કરનાળીના સા. પુસ્તકાલયમાં

પુસ્તકાલય પ્રવૃત્તિના એકનિષ્ઠ સેવક અને ગામડે ગામડે જ્ઞાનપરબો બેસાડવાનું કાર્ય કરનાર સ્વ. શ્રી. મોતીભાઇ અમીનના તૈલચિત્રની અનાવરણક્રિયા કરવાનો બીજો સમારંભ કરનાળી તા. તિલકવાડાના શ્રી. વિદ્યાગૌરી પુસ્તકાલયના ચોગાનમાં ગઇ તા. ૧૯મી એપ્રિલના રોજ વ. રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ મંગળજી કાથીવાળાના પ્રમુખપદે યોજાયો હતો.

એ પ્રસંગે, પુસ્તકાલય શિક્ષણવર્ગનો લાભ લેવા આવેલા વડોદરા પ્રાંતના પુસ્તકાલયોના મંત્રી ગ્રંથપાલો તેમજ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાનુભાઇ ચોકસી, વડોદરા રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી શ્રી. વાપજીભાઇ ના. અમીન તેમ જ "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ હાજર હતા.

સભાના કામકાજની શરૂઆત કરતાં કરનાળી પુસ્તકાલયના ગ્રંથપાલ શ્રી. લક્ષ્મણજી દવેએ સ્વરચિત સ્વાગતગીત અને " રઘુવીર તુમ હો મેરી લાજ "વાળું ભજન ગાયું હતું.

બાદ તેમણે સદર પુસ્તકાલયનો ઇતિહાસ આપી તેની સ્થાપના સ્વ. મોતીભાઈ અમીને કેવી રીતે કરી વગેરે જણાવી શ્રી. મણિલાલ કાશીવાળાને સ્વર્ગસ્થના તૈલચિત્રની અનાવરણ વિધિ કરવા વિનંતિ કરી હતી.

શ્રી. લક્ષ્મણજીની દરખાસ્તને શ્રી. હરિપ્રસાદ પંડ્યાએ અનુમોદન આપતાં દરખાસ્ત સ્વીકારાઈ હતી.

આ પ્રસંગે શ્રી. નાજુકલાલ ચોકસીએ સ્વ. મોતીભાઈ અમીનનો એમની લાક્ષણિક શૈલીએ ટૂંક પરિચય આપ્યા બાદ શ્રી. મણિલાલ કાશીવાળાએ તૈલચિત્રની અનાવરણવિધિ કરતાં જણાવ્યું હતું કે, આ કરનાળી ક્ષેત્રમાં વડોદરા પ્રાંત પુ. શિક્ષણવર્ગની સામે આ વિધિ ગોઠવાયો તે આનંદનો વિષય છે. પુસ્તકાલયપ્રવૃત્તિને વિકસાવનાર અને એને આગળ વધારનાર શ્રી. મોતીભાઈ અમીન હતા. હું છેલ્લાં ૨૫ વર્ષથી એમના પરિચયમાં હતો. હું ગુજરાતી દફ્તરી ચોપડી ભણી ઉઠી જઈને રખડતો ત્યારે મને એમનો ભેટો થયેલો. પછી તો હું એમના સમાગમમાં વખતોવખત આવતો ગયો. અને એમણે મને આ કામમાં નાખ્યો. એટલે એમણે તો મારા જેવા યુવાનોને ધૂળ ખંખેરી કામ કરતા કરી દીધા છે.

એમણે મિત્રમંડળ પુસ્તકાલય પ્રવૃત્તિ ન કરી હોત અને આમ પુસ્તકાલયોનો આટલો વિકાસ ન થયો હોત તો આજે વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિ હિંદભરમાં પ્રખ્યાત થઈ છે તે વાત કે કેમ તે શંકાસ્પદ છે. હિંદના ખૂણે ખૂણેથી લોકો આ પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવા આવે છે. એ પ્રતાપ સ્વ. અમીન સાહેબનો ગણી શકાય.

આગળ ચાલતાં તેમણે કરનાળીના સા૦ પુસ્તકાલયનો ઇતિહાસ આપતાં જણાવ્યું કે, આ પુસ્તકાલયનો ઇતિહાસ જાણવા જેવો છે. અહીં પુસ્તકાલય સ્થપાશે એવી કલ્પના પણ નહોતી. કેમકે તીર્થક્ષેત્રમાંથી લોકમદદ ઊભી થવી મુશ્કેલ હોય છે. પરંતુ એક વાર સ્વ૦ અમીન સા.નું અહીં આવવું થતાં તેમને અહીં પુસ્તકાલય સ્થાપવાનો વિચાર સ્ફૂર્યો. તેમણે ઘેર જઈ રાત્રે યોજના ઘડી કાઢી, એમણે એ યોજના પુ. સ. સ. મંડળના તાત્કાલીન પ્રમુખ શ્રી. દેવીદાસ શાહને મોકલી આપી, તેમનાં સ્વ. પત્ની વિદ્યાગૌરીના સ્મારકરૂપે આ પુસ્તકાલયની લોકમદદ તેમણે આપી. પણ આ પુસ્તકાલય કાયમનું ટકે તે માટેનો ઉપાય પણ તેમણે પાછળથી શોધી કાઢયો; કેમકે આવા તીર્થક્ષેત્રના ગામમાં લોકમદદ મેળવવાની તો મુશ્કેલ જ હોય—એટલે શ્રી. દેવીદાસભાઈના અવસાન પછી તેમણે એમનું સ્મારક ઊભું કર્યું અને એ સ્મારકની રકમના વ્યાજમાંથી આ પુસ્તકાલયને લોકમદદ મળ્યે જાય છે.

આવા એના સ્થાપકનું તૈલચિત્ર આ પુસ્તકાલયમાં મુકાય છે તે પુસ્તકાલયના સંચાલકો માટે શોભારૂપ છે. એમના તૈલચિત્રના દર્શનથી એઓ આપણને જીવતા જાગતા લાગે છે.

એમણે આ સંસ્થાનો આવો સારો પાયો નાખ્યો છે. લોકસંસ્થાને ટકાવવા માટેનો આ સરસ દાખલો છે.

પુ૦ પ્રવૃત્તિ તો આપણા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ ભોગવે છે. એ તદ્દન લોકસંચાલિત સંસ્થા છે. લોકો, સરકાર અને પંચાયતના પૈસાનો પ્રજાને હાથે જો કોઈ કાર્યમાં વ્યય થતો હોય તો તે પુસ્તકાલય સંસ્થા છે.

બાદ તૈલચિત્રને ખુલ્લું મુકાયેલું જાહેર થતાં ફૂલહાર કરાઈ આભારદર્શનને અંતે ...માર... ...ત ...યો હતો.

# પુસ્તકાલય શિક્ષણવર્ગો

## ( ૧ વડોદરા પ્રાંત )

આ વર્ષે વડોદરા પ્રાંત માટેના પુસ્તકાલય શિક્ષણવર્ગો ગયા માસની તા. ૧૭, ૧૮, ૧૯ ના રોજ કરનાળી મુકામે યોજાયા હતા.

આ શિક્ષણવર્ગમાં ભાગ લેવા માટે પ્રાંતના જુદા જુદા તાલુકાના ભાઈઓ આવ્યા હતા.

વર્ગમાં શિક્ષણ લેવા આવેલા શિક્ષકોમાંના ઘણા ખાસ ઉત્સાહી હતા, જ્યારે કેટલાક પોતાની આ પ્રવૃત્તિ માથે આવી પડી હોય અને જેમ તેમ ચલાવતા હોય તેવી વૃત્તિ દાખવતા દેખાતા હતા; છતાં શિક્ષણના વર્ગો વખતે તેઓ સૌની એકાગ્રતા ખાસ ધ્યાન ખેંચે તેવી હતી.

ત્રણ દિવસના આ કાર્યક્રમમાં પુસ્તકાલય પ્રવૃત્તિને લગતું શાસ્ત્રીય જ્ઞાન, એ વિષયના ઘણા વખતના અભ્યાસી અને વ. રા. પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા, વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. નાનુકલાલ ચોકસી તેમ જ વ. રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લવભાઈ પટેલ દરરોજ નિયત સમય મુજબ આપતા હતા. આ વર્ગમાં પ્રવૃત્તિનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવા આવેલા શિક્ષકો વખતોવખત તેમના કામકાજ દરમિયાન તેમને નડેલી મુશ્કેલીઓ સંબંધે અવારનવાર પ્રશ્નો પૂછતા અને તેના સંતોષકારક ઉત્તરો તેમને મળતા.

આ ઉપરાંત વર્ગમાં આ પ્રવૃત્તિને લગતું વ્યાવહારિક જ્ઞાન પણ આપવામાં આવતું હતું. પુસ્તકાલયનાં ફોર્મ, વર્ગીકરણ, તે કેમ ભરવાં, પુસ્તકાલયની રચના, એનું વ્યવસ્થાપક મંડળ, તેમ જ પુસ્તકપસંદગી વગેરે સંબંધે ઠીક ઠીક હકીકતો જણાવાતાં શિક્ષણ લેવા આવેલા ભાઈઓ એમાં સારો રસ લેતા હતા.

આ વર્ગની એક વિશિષ્ટતા હતી. અને તે એ કે, પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઈ અમીન તેમજ "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસે આ વર્ગોમાં હાજરી આપી હતી.

શ્રી. વાઘજીભાઈએ પુસ્તકાલય સ. સ. મંડળ અને ગ્રામ પુસ્તકાલયો વચ્ચેના સંબંધને લગતી વિગતવાર ઠીક ઠીક માહિતી આપી પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલોએ પુસ્તકાલય ખાતું વ. રાજ્ય પુ. મંડળ તેમ જ પુ. સ. સ. મંડળના પરસ્પરના કાર્યક્ષેત્રની સમજૂત આપી હતી. ઉપરાંત આ ત્રણ સંસ્થાઓના કાર્યક્ષેત્રની પૂરી સમજૂતના અભાવને લીધે વિનાકારણ વધતા પત્રવ્યવહાર તેમ જ કોને કેવી રીતે પત્રવ્યવહાર કરવો વગેરેને લગતી ચોખવટભરી અને ખુલાસાવાર માહિતી આપી હતી. એટલે કેટલાકોના મનમાં આ સંબંધે જે કેટલીક ગૂંચો રહેલી તે નાબૂદ થઈ હતી: જ્યારે " પુસ્તકાલય " માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસે " પુસ્તકાલય " માસિકમાં કેવી જાતનાં લખાણો આવવાં જોઈએ, એમાં કયા કયા નવા વિભાગો ઉમેરવા જેવા છે, તેમ જ " પુસ્તકાલય " સંચાલનને લગતી વિગતો સમજાવી હતી.

આ પ્રમાણે આ શિક્ષણવર્ગમાં પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેનાં વિવિધ અંગોને લગતું શિક્ષણ અપાયું હતું.

અને આ વર્ગનો લાભ લેવા આવેલામાંના બધા જ શિક્ષક ભાઇઓ હતા એવું પણ નહોતું. પોતાના ધંધા તરીકે ધતર વ્યવસાયને સ્વીકારી ચૂકેલા એક ભાઇ મિસ્ત્રી તરીકેની નોકરી કરવા છતાં પોતાના પુસ્તકપ્રેમથી પ્રેરાઇ તેમના ગામના પુસ્તકાલયની સેવા કરવાની ધગશથી પુસ્તકાલયપ્રવૃત્તિનું શાસ્ત્રીય શિક્ષણ લેવા આવેલા.

આ વર્ગપ્રસંગે બીજે દિવસે રાતના ખુલ્લી ચાંદનીમાં પ્રાંત પંચાયતની ધર્મશાળાની વિશાળ અગાશીમાં સૌ ભાઇઓ એકત્ર થયેલા, વાર્તા–વિનોદ કરેલો અને એ વખતે વધુ આનંદદાયક વાત તો ત્યાં આવેલા સૌ ભાઇઓએ પોતપોતાના જીવનપરિચયો આપ્યા એ હતી. સૌ ભાઇઓએ પોતાના જીવનઇતિહાસનાં પાછલાં અને તાજેતરનાં પૃષ્ઠો ઉકેલી બતાવી પોતાના જીવનપ્રસંગોની રમુજી વાતો વર્ણવી બતાવી હતી. અને તે બધાં વર્ણનો ખરેજ, આલ્હાદક હતાં.

છેલ્લે દિવસે કરનાળીથી અનસૂયા અને નાની મોટી પનોતીનો પ્રવાસ યોજાયો હતો. રાતનો વખતનો પ્રથમ પ્રવાસ શાન્ત નીરવ રાત્રિમાં ગંભીરપણે વહે જતાં નર્મદાનાં નીર પરના પનાઈનાં પ્રવાસસ્મરણો તો એ સૌ ભાઇઓ પોતપોતાની સાથે લઇને પાછા ફર્યાં હતા.

આ પર્યટનના આનંદમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સા. ના આગમનથી વળી ઓર વધારો થયો હતો. ગયા બે દિવસથી જેમની સૌ ભાઇએ રાહ જોતા હતા તેમના આવી પહોંચવાથી સૌએ સંતોષ અનુભવ્યો અને પોતાને ખાતાના સૂચના–સર્ક્યુલરોના અમલમાં આવતી મુશ્કેલીઓ રજૂ કરતાં તેના યોગ્ય ખુલાસા તેઓશ્રીના તરફથી મળતાં અને યોગ્ય તે કરવાનું આશ્વાસન અપાતાં પોતાની મુશ્કેલીઓ દૂર થયાનો અનુભવ મેળવ્યાનો સંતોષ મળ્યા જેવું જણાતું હતું.

આમ વર્ગમાં આવેલા સૌ ભાઇઓ પુસ્તકાલયપ્રવૃત્તિ વિષેનું શાસ્ત્રીય જ્ઞાન ઠીક ઠીક પ્રમાણમાં મેળવી ગયા છે. આપણે આશા રાખીએ, એ સૌ ભાઇઓ આપણી આ પુનિત પ્રવૃત્તિનો વિશેષ વિકાસ સાધવામાં એનો ઉપયોગ કરશે.

## ( ૨ મહેસાણા પ્રાંત )

આવો જ બીજો વર્ગ મહેસાણા પ્રાંત માટે ગઈ તા. ૩, ૪, ૫ ના રોજ સિદ્ધપુર મુકામે યોજાઓ હતો. આ વર્ગનો પણ પ્રાંતના જુદા જુદા તાલુકાઓમાંથી આશરે પચાસ ઉપરાંત ભાઇઓ અને સિદ્ધપુર મહિલા પુસ્તકાલયનાં ગ્રંથપાલિકા બહેન શ્રી. લાભુબહેને પણ લાભ લીધો હતો. વડોદરા પ્રાંતના વર્ગો કરતાં આ વર્ગમાં તાલીમ લેવા આવેલા ભાઇઓની સંખ્યા સારી કહી શકાય.

અહીં પણ શિક્ષણક્રમ કરનાળી મુજબ જ યોજાયો હતો. વ. રાજ્ય પુ. મંડળના મંત્રી, સહમંત્રી અને પ્રચારક ભાઇએ આ વર્ગને પોતાના અનુભવનો લાભ આપ્યો હતો; ઉપરાંત " પુસ્તકાલય " માસિકના તંત્રીએ પણ " પુસ્તકાલય " માસિક સંબંધે યોગ્ય તે સમજૂત આપી હતી.

સિદ્ધપુર જેવા ઐતિહાસિક સ્થળે વર્ગ ભરાય અને ત્યાંનાં પ્રાચીન ઐતિહાસિક સ્થળો જોવાનો લાભ ન લે એવું કોણ હોય ? એ ઐતિહાસિક સ્થળો–રૂદ્ર મહાલયનું નિરીક્ષણ

કરવાનો અને પોતાના તળિયાની જ રેતમાં સમાઇ જતી સરસ્વતીમાં સ્નાન કરવાનો ઘણા ભાઇઓએ લાભ લીધો હતો. રુદ્ર મહાલયના ખ્વંસાવશેષો તો સાચે જ, કવિ દલપતરામની " સુરત સોનાની મૂરત " અને " સહસલિંગ તળાવ અહીંઆં વિશાળ સૂતું " વાળી કવિતાઓની યાદ આપી ગયો; જ્યારે બિંદુ સરોવર પાસેના અલ્પા સરોવરને જોતાં ઘણાને એમાંના જળ પ્રત્યે ઘૃણા આવી હશે.

આ વર્ગો ભરાયાનો લાભ લઇ તેમાં પ્રાંતના તેમ જ સિદ્ધપુર તાલુકાના શિક્ષક ભાઇઓ આવશે એમ માની સિદ્ધપુર તાલુકા શિક્ષક મંડળની સ્થાપના કરવા માટેની સભા

---

## અનુભવનિતાર

**ગ્રામ પુસ્તકાલયના** સૌ. ગ્રંથપાલ તથા મંત્રી ભાઇઓ, પુસ્તકાલયના સંચાલનમાં–તેની વ્યવસ્થા ઇ. માં તેમને મળતાં જુદા જુદા પ્રકારના અનુભવોની ટૂંક અને મુદ્દાસરની નોંધ અમને લખી મોકલવા કૃપા કરે.

તમારી એ અનુભવનોંધો પરથી અન્ય ગ્રંથપાલ ભાઇઓને તમે અનુભવેલી વિગતો જાણવા મળે તે હેતુથી, આવતા અંકથી અમે ગ્રંથપાલ ભાઇઓનો **" અનુભવ નિતાર "** આપવાની યોજના વિચારી છે. સૌ ભાઇઓને અમારા આ કાર્યમાં ઉપર્યુક્ત રીતે સહાયભૂત થવા વિનંતિ છે.

તમારા અનુભવોની મુદ્દાસરની ટૂંક નોંધ અમને જરૂર મોકલી આપો, અમે એનો જરૂર ઉપયોગ કરશું. આ " અનુભવનિતાર "નો આધાર તમારા સહકાર પર અવલંબે છે.—**તંત્રીઓ**

---

પણ યોજવામાં આવી હતી. આ બધું સિદ્ધપુર મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. ખીમજીભાઇ ટીકાભાઇ અને અન્ય શિક્ષકભાઇઓને આભારી હતુ; એટલે રાતના વખતે કરનાળી મુકામે એકબીજાના પરિચયો જાણવાનો જે પ્રસંગ પ્રાપ્ત થયેલો તે અહીં ન મળ્યો.

આ પ્રસંગે મહાલ પુસ્તકાલય મંડળની પણ સભા રખાઇ હતી, જે વખતે મહાલનાં પુસ્તકાલયોનાં જૂથો અને સેન્ટરોને લગતી ચોખ્ખટભરી માહિતી શ્રી. મણિલાલ કાશીવાળા તેમ જ શ્રી. નાજુકલાલ ચોકસીએ આપી હતી.

આમ આ વર્ગ પણ આ રીતે પાર પડયો હતો. આ વર્ગમાં શિક્ષણ પામેલા ભાઇઓ પણ આપણી પ્રવૃત્તિને વિશેષ વેગવાન બનાવવા પ્રયત્ન કરશે તો એનો લાભ લીધાનું સાર્થક થયું ગણાશે.

---

સો–પચાસ ઇતિહાસ અને ચરિત્રો વાંચવા કરતાં એક સાચું આત્મચરિત્ર વાંચવાથી આપણને વધારે બોધ મળે છે. અને આપણી અભિરુચિ કૃત્રિમપણે કેળવાયલી ન હોય તો નવલકથા કરતાં આપણને એમાં ઓછો રસ ન પડવો જોઇએ.

—કાકા કાલેલકર

# મહાલ મંડળની સભાઓ*

**કડી મહાલ પુ. મંડળની** એક સભા ગઇ તા. ૪ થીના રોજ મળી હતી, જેમાં પ્રમુખની ખાલી પડેલી જગ્યાએ ચાણસ્મા મહાલ બહુચરાજી વિભાગ શાળાધિકારી શ્રી. જાદવલાલ અમૃતલાલ રાવળને તેમ જ ઉપપ્રમુખની ખાલી પડેલી જગ્યાએ કડી મહાલ શાળાધિકારી શ્રી. ગિરિજાશંકર મોતીરામને નિમવાનો, (૨) માજી પ્રમુખ-ઉપપ્રમુખોના આભારદર્શનનો, (૩) મહાલનાં જે ગામનાં પુસ્તકાલયોનાં બજેટ ન બન્યાં હોય ત્યાં બજેટો બને તેવી તજવીજ કરવા મહાલના બન્ને શાળાધિકારી સાહેબોને વિનંતિ કરતા ઠરાવો થયા હતા.

**ચાણસ્મા મહાલ પુ. મંડળની** વ્ય. મંડળની સભા તા. ૭-૪-૪૦ ના રોજ મળી હતી. તેમાં નીચેના અગત્યના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

**ઠરાવ નં. ૬**—મહાલ મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા આ માસની ૧૪ મી તારીખે લેવાની હતી પરંતુ ૧૫ તારીખ સુધી તાલુકામાં પરીક્ષાઓનો સમય હોવાથી તેમ જ પરીક્ષામાં બેસનારાઓની યાદીઓ પણ પૂરતી આવેલી નથી, જેથી સમય લંબાવવાની જરૂર હોવાથી પરીક્ષા માટેની તારીખ ૧૩-૬-૪૦ રવિવારની ઠરાવવામાં આવે છે. સબબ દરેક શાળાના શિક્ષકોએ પોતાની શાળાના વિદ્યાર્થીઓની યાદીઓ જુનની ૮ મી તારીખ સુધીમાં મોકલવા ભલામણ કરવામાં આવે છે. જેમની યાદીઓ આવી છે તેમને ખબર આપવાની તજવીજ મંત્રીએ કરવી.

**ઠરાવ નં. ૭**—મહાલની અંદર કેટલાંક પુસ્તકાલયોને વખતસર ટપાલ નહિ મળવાના કારણે ડેમરેજ ભરવાના પ્રસંગો આવ્યા છે, જેથી મહાલના દરેક પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરવામાં આવે છે કે જેમને ટપાલની અગવડતા હોય તેવા પુસ્તકાલયના મંત્રીઓએ પોતાનાં પુસ્તકોનાં પાર્સલ સ્ટેશનવાળા પુસ્તકાલય મારફત મંગાવવાનો વહીવટ રાખવો.

**ઠરાવ નં. ૮**—મે. રા. રા. મદદનીશ વ્ય. સા. તરફથી આવેલી સૂચના નં. ૧૨૯૯ સને ૧૯૩૯-૪૦ નો કાગળ વંચાણમાં લીધો. સદરહુ સૂચનાની નકલો જૂથમંડળ તરફ અમલ થવા મોકલવા મંત્રીએ તજવીજ કરવી. જૂથમંડળોએ નિવેદન દર ત્રણ માસે મહાલ મંડળ મારફત મોકલવા તથા સહકારની યોજના પ્રમાણે પુસ્તકોની આપ-લે કરવા માટેનો ઠરાવ કરી તે ઠરાવ ખાતામાં મોકલવા તજવીજ કરવી.

**સિદ્ધપુર મહાલ પુસ્તકાલય મંડળની** સમગ્ર સભા તા. ૪-૫-૪૦ ના રોજ કરસ્યા પુસ્તકાલયના મકાનમાં રા. ભાનુલાલ ગોપાળજી ત્રિવેદીના પ્રમુખ સ્થાને સાંજના ૬ વાગે મળી હતી તેમાં નીચે પ્રમાણેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા છેઃ

(૧) સિદ્ધપુર મહાલની ત્રીજી પુસ્તકાલય પરિષદ દિવાળીના અરસામાં કરલી ગામનું આમંત્રણ આવ્યાથી ત્યાં ભરવી. પ્રમુખની પસંદગી માટે, રા. ભાનુલાલ, શ્રી. છોટુભાઇ પંડિત અને શ્રી. ખીમજીભાઇ ઠાકર, એ ત્રણની કમિટિ નીમવી. તેમણે હાલના પાટણ વિભાગ શાળાધિકારી મે. ગોવિંદજી પટેલને આમંત્રણ આપવું. તેઓશ્રીનો જવાબ મળ્યાબાદ છેવટ નિર્ણય કરવો.

[ અનુસંધાન પૃ. ૨૨૫ને છેડે ]

---

* દરેક મહાલ પુ૦ મંડળને પોતાની બધી જ સભાઓના હેવાલ-ઠરાવ તથા તે સભા વખતે થયેલી ચર્ચાની વિગતો પ્રસિદ્ધિ અર્થે અમારા તરફ મોકલી આપવા ખાસ વિનંતિ છે.




**૧ સ્મરણયાત્રા**—લેખકઃ શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ, કાલેલકર, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૧૬+૨૯૨, આચ્છાદનવાળું બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ, ૧૯૪૦.

આ પુસ્તક ફરીવાર હાથમાં આવતાં એક મિત્રે કહેલા શબ્દો યાદ આવે છે. તેણે કહેલું કે " બાળપણ કરતાં બાળપણનાં સ્મરણો માણસને વધુ આનંદ આપે છે. " સાચે જ, છેક બાળપણનાં અને તે પછીની અવસ્થાઓનાં સંસ્મરણો આ પુસ્તકમાં આપીને કાકા સાહેબે ઉછરતી વયના કુમારો-કિશોરો અને કેટલેક અંશે પ્રૌઢોને પણ સ્મરણ-સાહિત્યની વિશેષતાનો અચ્છો ખ્યાલ આપ્યો છે. પ્રસંગો એવી સરળ રીતે અપાયા છે કે એક પછી એક સળંગ જ વાંચી જવાને પ્રેરણા આપે છે. અને આવા જીવનપ્રસંગો, કાકા સાહેબ કહે છે તેમ, જો સૌ કોઈ પોતાના આત્મસંતોષ માટે પણ સંઘરતાં શીખે તો તેમાંથી વખતોવખત આનંદ પ્રાપ્ત કરવાનું એક સુંદર સાધન મળી આવે તેમ છે.

દરેક પુસ્તકાલય આ પુસ્તક પોતાને ત્યાં ન હોય તો અવશ્ય વસાવે અને તે જેમ વધુ વંચાય તેવા પ્રયત્નો ચાલુ કરે.

**૨ ચાલણગાડી ( નાની-મોટી ભેગી )** : પ્રયોજક શ્રી. ગિજુભાઇ અને જુગતરામ દવે, પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧-૦. ૧૯૪૦

ચાલણગાડીની આ આવૃત્તિ નાની-મોટી બન્ને ભેગી કરી પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ પુસ્તિકા આપણી પ્રાથમિક શાળાઓમાં અને બાળમંદિરોમાં એટલી પ્રચાર પામી છે કે એ વિષે અહીં કંઇ પણ ઉલ્લેખ કરવો એ સૂરજને ઓળખાવવા બરાબર થઇ પડે તેમ છે.

આ આવૃત્તિ બન્ને ભેગી કરી બહાર પાડવાથી એની વિશેષતા વધી છે અને વધુ

---

[ પૃ. ૨૨૪નું સાંધણ ]

(૨) રા. ખીમજીભાઇએ માનદ પ્રચારકનું રાજીનામું આપ્યાથી અને હાલ તેઓ મહાલ મંડળમાં સેવા આપતા હોવાથી રા. છોટાલાલ મોતીરામ રાવળ રાજપુર શા. મુ. શિ. અને રા. હિંમતલાલ પ્રભુરામ ત્રિવેદી ઊંઝા ગુ. શા. નં. ૧ ઉ. શિ. એ બંનેની માનદ પુસ્તકાલય પ્રચારક તરીકે નિમણૂંક કરવામાં આવે છે. આ બંને ભાઇઓ તેમની સેવા આપવા તૈયાર છે તો તેમની નિમણૂંક માટે ખાતાની બહાલી મેળવી મંત્રીએ તપાસણીનાં ગામો મુકરર કરી આપવાં.

(૩) ત્રિમાસિક નિવેદન તથા સહકારી યોજના પ્રમાણે બજેટ બનાવવા બાબત તથા સેન્ટર મારફત ટપાલવ્યવહાર કરવા ખાતાએ જે સૂચનાઓ કહાડેલી છે તેનો યોગ્ય અમલ કરવાની તજવીજ કરવા લાગતા વળગતાને ભલામણ કરવામાં આવે છે.

(૪) વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા ચાલુ વર્ષે લેવી અને તેનો ખર્ચ રૂ. ૧૦) દસ કરવાની (મહાલ મંડળની સિલ્લકમાંથી) મંત્રીને સત્તા આપવામાં આવે છે.

તો એની માત્ર ૦–૨–૦ કિંમત રખાઇ છે તેજ સુકતકંઠે પ્રશંસા કરાવી જાય છે. આપણે ઇચ્છીએ આ ચાલણગાડી આપણાં બાળમાં પગલાં પાડતાં બાળકોને ચાલતાં શીખવનાર ચાલણગાડીરૂપજ સદાને માટે નીવડે.

**૩ એશિયાની ભીતરમાં**—મૂળ અંગ્રેજીમાં લેખકઃ જૉન ગંથર; પ્રયોજકઃ શ્રી. ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશકઃ યુગધર્મ કાર્યાલય, ચાર રસ્તા, ખાડિયા, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૨૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨; ૧૯૪૦

જૉન ગંથરે લખેલા આવાજ એક બીજા પુસ્તક 'યુરોપની ભીતરમાં'નો પરિચય અમે આ અગાઉ આપી ગયા છીએ. એ જ લેખકનું લખેલું આ પુસ્તક એશિયાના મુખ્ય દેશો –હિંદ, ચીન અને જાપાનની ભીતર પર ઊડતી નજર આપે છે.

હિંદ વિષેના આ પુસ્તકનાં પ્રકરણોમાં હિંદની પરિસ્થિતિનો ચિતાર આપી લેખકે રાષ્ટ્રીય મહાસભા, ગાંધીજી, પં. જવાહરલાલ, સુભાષબાબુ વગેરેના સંક્ષિપ્ત જીવનપરિચયો પણ આપ્યા છે. જ્યારે જાપાન અને ચિનને લગતી હકીકતો તેમજ જાપાનના શહેનશાહ અને ચિનના મહાન નેતા ચાંગ કાઇ શેકનો પણ પરિચય આપવામાં આવ્યો છે.

આ પુસ્તક પાશ્ચાત્ય પ્રજાને એશિયાનાં આ ત્રણ રાષ્ટ્રોને લગતી માહિતી આપવા માટે ઠીક ઠીક સાધનરૂપ થઇ પડે તેવું છે, જ્યારે એક પાશ્ચાત્ય લેખક આ રાષ્ટ્રો વિષે કેવી ઓળખાણ આપે છે, અને તે પરત્વે પોતે કેવો મત ધરાવે છે તે જાણવાના એક સુલભ સાધનરૂપ થઇ પડે તેમ છે.

" યુરોપની ભીતરમાં " એ પુસ્તકની માફક આ પુસ્તક પણ દરેક પુસ્તકાલય પોતાને ત્યાં અવશ્ય વસાવે.

**૪ પુરાતન દક્ષિણ ગુજરાત**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મણિભાઇ દ્વિવેદી, મુ. નવસારી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૧૬, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૪–૦, ૧૯૪૦

ભાઇ મણિભાઇ દ્વિવેદી ગુજરાતના પ્રાચીન ઇતિહાસના એક સંશોધક છે. આ અગાઉ એમણે લખેલું " પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત " નામક ઐતિહાસિક મહત્તા ધરાવતું પુસ્તક પ્રકટ થઇ ગયું છે. આ ગુજરાતના ઇતિહાસને લગતું એમનું ઐતિહાસિક શોધખોળપૂર્વક તૈયાર કરેલું બીજું પુસ્તક છે.

આ પુસ્તકમાં લેખકે ઊંડા સંશોધનપૂર્વક જૂના શિલાલેખો, તામ્રપત્રો વગેરેના આધાર વડે ગુજરાતના દક્ષિણ વિભાગને લગતી ઐતિહાસિક માહિતી એકઠી કરી સંકલિત કરી ગુજરાતના અલ્પપ્રાપ્ત ઇતિહાસ પર સારો પ્રકાશ પાડ્યો છે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં રસ ધરાવનાર સૌ કોઈ આ પુસ્તક એક વાર જરૂર વાંચી જાય.

**નિત્યસંદેશ**—રચનારઃ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી, પ્રકાશકઃ ઉપેન્દ્ર ભગવત્સ્મારક સમિતિના પ્રવર્તક શ્રેયસાધકો, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૬૮, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૪–૦, ૧૯૪૦

વડોદરાના શ્રેયસ્સાધક અધિકારીવર્ગના આચાર્ય સ્વ. શ્રી. ઉપેન્દ્રાચાર્યજીએ, દરરોજ એક સંદેશ ઉછરતાં જુવાનોને આપવાનો કંઇક નિયમ રાખેલો. એ દરરોજ અપાતા સંદેશો ક્રમબદ્ધ કરી આ પુસ્તકમાં સંકલિત કરવામાં આવ્યા છે.

નિત્યવ્યવહાર તેમજ ધાર્મિક જીવનમાં ઉપયોગી થઇ પડે તેવા સંદેશો આમાં સંગ્રહાયા છે. જિજ્ઞાસુઓને આમાંથી કેટલુંક ઉપયોગી એવું ઠીકઠીક જ્ઞાન પ્રાપ્ત થશે.

**૬ મારું જીવન અને કાર્યક્ષેત્ર**:—શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ; સોલ એજન્ટઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૩૮૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય ૨-૦-૦, ૧૯૪૦.

આ પુસ્તકના લેખકના નામ પરથી એમ માનવા કારણ મળે છે કે, લેખકે પોતાના જીવન અને વિવિધ પ્રવૃત્તિને લગતું–લેખકની પોતાની આત્મકથાને લગતું આ પુસ્તક હશે. પરંતુ આવું અનુમાન પાછળથી ખોટું નીવડે તેમ છે. કેમકે આ પુસ્તક લેખકે પોતે મૌલિક લખેલું પુસ્તક નથી, પરંતુ અમેરિકાના વિખ્યાત ધનકુબેર અને જાણીતી ફૉર્ડ મોટરના ઉત્પાદક હેન્રી ફૉર્ડના જીવન અને તેમણે વિસ્તારેલા તેમના કાર્યક્ષેત્રને લગતી માહિતી આપતું આ પુસ્તક છે.

અમેરિકાના આ ઉદ્યોગપતિએ પોતાના વ્યવસાયને કેવી રીતે વધાર્યો તેમ જ એ કાર્યક્ષેત્રમાં કેવી રીતે સફળતાને વર્યો તે એની પોતાની વાણીમાં એણે આ પુસ્તકમાં વર્ણવ્યું છે. અમેરિકાના આ ઉદ્યોગપતિની જીવનઝરમર જાણવા ઇચ્છનારને એમાંથી કંઈક પણ જરૂર જાણવા જેવું મળી આવશે.

**૭ પગદંડી**—લેખક શ્રી. ધૂમકેતુ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૪૦. સચિત્ર આચ્છાદનવાળું, પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ, ૧૯૩૯.

**અવલોકન અને વિવેચન**

અવલોકન અને વિવેચન વચ્ચેની ભેદરેખા આજે લુપ્ત બનવા લાગી છે. તૈયાર થતી જનતા અવલોકનને જ વિવેચન ધારી બેસે છે. અવલોકનનું ક્ષેત્ર હમેશાં નિરાળું છે. એને અમુક મર્યાદામાં રહીને ગ્રંથની ઓળખાણ સમુદાયને કરાવવાની હોય છે. જનતાના મોટા ભાગને સ્પર્શી શકતું હોય તેવું તત્ત્વ પણ આ અવલોકનની પદ્ધતિમાં છે. વિવેચન તરફ બધા જ વાંચનારની નજર ઠરતી નથી, એ પ્રકાર સર્વભોગ્ય નથી. લેખકો અને લેખનપ્રવૃત્તિમાં રસ લેનારાઓને વિવેચન આકર્ષી શકે ખરું. વળી બની શકે તેટલી સમગ્રતા અને ઊંડું અવગાહન વિસ્તારપૂર્ણ વિવેચનમાં આવિર્ભૂત થાય. કળાનો પ્રત્યેક અંશ અને પ્રચલિત નિયમોને તપાસવાની મોકળાશ આ પ્રકારના વિવેચનકાર્યમાં રહે છે. એ પ્રકારનું વિવેચન આપણે એક બે વર્ષના પ્રવાહોનું નિરીક્ષણ કરીએ તો ધીમે ધીમે કૃશકાય થતું જાય છે એવા વાજબી ઉદ્‌ગાર વ્યક્ત કરવા પ્રેરે તેવી સ્થિતિ છે.

[ "પ્રજાબંધુ" તા. ૧૪-૪-૪૦ ]

આપણે ત્યાં પ્રવાસને લગતું સાહિત્ય, અન્ય વિષયના સાહિત્યની સરખામણીમાં બહુ ઓછું છે અને તેમાં પણ રોચક શૈલીએ લખાયેલાં તો માત્ર ગણ્યાંગાંઠ્યાં જ પુસ્તકો છે.

શ્રી. ધૂમકેતુએ આ પુસ્તકમાં, પોતાના પ્રવાસને લગતી મનરંજક હકીકત એકધારા વહ્યે જતા રસપ્રવાહભરી શૈલીએ આપી છે, જે વાંચનારને આગળ ને આગળ જ લઈ જાય છે.

આ પુસ્તકમાં નૈનિતાલ, કાઠિયાવાડનો ગિરપ્રદેશ, પંજાબના મહાનદ સતલજનો પ્રદેશ, તેમજ દાર્જિલિંગનાં મનોહર સ્થાનોનું રોચક વર્ણન આપ્યું છે. પુસ્તકમાં અપાયેલાં ચિત્રો પુસ્તકમાંની વાચનસામગ્રીને સમજવામાં ઠીક સરળતા કરી આપે છે.

આ પુસ્તક દરેક પુસ્તકાલય પોતાને ત્યાં જરૂર વસાવે.

**૮. અણોજો**: લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા-સમિતિ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬, સાદું પૂઠું, હિંદુ મુસ્લીમ ઐક્યના પ્રચારાર્થે. ૧૯૪૦

અણોજો એ આપણા ગ્રામજીવનનો ચિતાર રજૂ કરતી ટૂંકી નવલ છે. એમાં, આજના

તજાકે હિંદમાં ઉગ્ર બની રહેલ હિંદુમુસ્લીમ ઐક્યના પ્રશ્નને ઠીકઠીક ગૂંથી લેવામાં આવ્યો છે. કેવા નજીવા કારણમાંથી કેટલીક વાર કેવાં ભયંકર પરિણામો નીપજે છે તેનો હૂબહૂ ખ્યાલ આ વાર્તા આપે છે.

અમે ઇચ્છીએ છીએ કે આ પુસ્તિકા હિંદુમુસ્લીમ ઐક્ય સાધવામાં અને તેને સુદૃઢ બનાવવામાં પોતાનો સારો ફાળો આપે ગામડે ગામડે અને ઘર ઘર પ્રચાર કરવા જેવી આ પુસ્તિકા છે. એની પ્રસ્તાવના મુંબઈ ધારાસભાના સ્પીકર ના. ગણેશ વાસુદેવ માવલંકરે લખી છે.

**૯ મૃત્યુલોકનું અમૃત–દૂધ**:—લેખકઃ ડૉ. મોતીચંદ કુરજી ઝવેરી; પ્રકાશકઃ પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, જામનગર; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧–૦, ૧૯૪૦.

મનુષ્યજીવનમાં દૂધ કેટલું અગત્યનું સ્થાન ધરાવે છે તેમ જ તેના વપરાશ ઈ. ને લગતી કેટલીક માહિતી આ નાની પુસ્તિકામાં સંગ્રહવામાં આવી છે. દૂધના વપરાશ અને ગુણ-દોષ સંબંધે માહિતી મેળવવા ઇચ્છનારને આ પુસ્તિકામાંથી કંઇક જાણવાનું જરૂર મળશે.

**૧૦. બાળઉછેર જ્ઞાન** : ( પુસ્તિકા પહેલી ) યોજક : શ્રી. ગુલાબકુંવરબા ઇન્ફન્ટ વેલફેર એસોસીએશન, જામનગર, પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬, સાદું પૂઠું મૂલ્ય ૦–૧–૦.

આજે આપણે ત્યાં બાળઉછેરને લગતા શાસ્ત્રીય અજ્ઞાનને કારણે કેટલાંય બાળકો જન્મતાં જ વા જન્મ્યા પછી અમુક કાળે મરણને શરણ થાય છે. અને પરિણામે આપણા દેશનું બાળમરણનું પ્રમાણ અન્ય દેશોની સરખામણીમાં વધારે છે.

આવું જ્ઞાન બાળકોને ઉછેરનાર માતાઓને મળે તો અકાળે અવસાન પામતાં બાળકોની સંખ્યામાં ઘટાડો થાય.

આ પુસ્તિકાનો હેતુ આ વિષયને લગતું સામાન્ય જ્ઞાન આપવાને લગતો છે. બાળકોની માતાઓ આ પુસ્તિકામાં આપેલી સૂચના મુજબ વર્તે તો તેમનાં બાળકો અકાળે અવસાનનો ભોગ થતાં બચી જશે.

આ પુસ્તિકા ગામડાંઓમાં વધુ પ્રમાણમાં પ્રચાર પામે એ ઇચ્છવાજોગ છે.

**૧૧ બ્રહ્મચર્ય અને કાયાકલ્પ** : ભા. ૧ લો—લેખક : યોગાસનાચાર્ય શ્રી. સ્વામી જીવનતીર્થ, ડિવાઇન લાઇફ સોસાઇટિ, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૫૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦, ૧૯૩૯.

લેખક પોતે બ્રહ્મચર્ય વિષયના સારા જ્ઞાતા હોઇને બ્રહ્મચર્ય દ્વારા રોગો સારા કરવામાં માનનારા છે, અને એવા રોગોથી બચવા માટે બ્રહ્મચર્ય અને વ્યાયામપ્રચારને પોતાના કાર્યક્ષેત્રમાં તેમણે સ્થાન આપેલું છે.

આપણે ત્યાં બ્રહ્મચર્યને લગતાં પુસ્તકો લખાયાં છે. તેમાં વર્ણવાયલી વિગતો ઉપરાંત આમાં અમને નવીન માહિતીનો અભાવ લાગે છે. બ્રહ્મચર્યનો મહિમા આજ સુધીમાં સારી રીતે ગવાયો છે અને એજ મહિમા આમાં પણ સંગ્રહાયો છે. ઉપરાંત જાણીતી વ્યક્તિઓના બ્રહ્મચર્ય સંબંધેના અભિપ્રાયો પણ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યા છે.

બ્રહ્મચર્યનો ઉત્તમ દાખલો આપણા દેશમાં મહાત્મા ગાંધીજીનો છે જ અને એ વિષે તેમનું લખેલું સાહિત્ય આમજનતાને સારું ઉપયોગી નીવડ્યું છે.

જેમણે બ્રહ્મચર્ય સંબંધે આજ સુધી કંઇ જ વાંચ્યું નથી તેમને અલબત્ત, આ પુસ્તકમાંથી જરૂર કંઇક ને કંઇક જાણવા જેવું મળી આવશે.

૭૦ જેટલી પૃષ્ઠસંખ્યા ધરાવતા આ પુસ્તકની ૦–૧૦–૦ જેટલી કિંમત અમને વધુ પડતી જણાય છે.

**૧૧. દંભી દુનિયા** : લેખક શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા, પ્રકાશક : આર. આર. શેઠની કું. મુંબઇ ૨, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૮૪, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, કિંમત રૂ. ૩–૦–૦.

ચિત્રપટ માટે રચાયલી આ સામાજિક વાર્તા, ચિત્રપટને બદલે પુસ્તકરૂપે સમાજ આગળ રજૂ થાય છે. સૌ કોઇ વાચકને આ વાર્તા વાંચ્યા પછી, “ હજુ પણ કોઇ ફિલ્મ કંપની આ વાર્તાને ચિત્રપટમાં ઉતારે તો કેટલું સરસ ! ” એમ લાગ્યા વિના નહિ રહે. જગતમાં રોજ–બરોજ ખેલાતા દંભી દશ્યોનું ચિત્ર, આ પુસ્તકમાં સારી રીતે આલેખી, જગતને દંભનો સાચો ખ્યાલ આપવા લેખકે સુંદર પ્રયત્નો કર્યો છે. જગતમાં દંભના ઓઠા નીચે કહેવાતા ધનપતિઓ, સમાજના નેતાઓ, મંદિરોના મહંતો, બાવાઓ વગેરે પોતાના અનેક જાતના સ્વાર્થો સાધવા સારૂ કેવાં ષડયંત્રો રચે છે, અને તેમાં ગામડાની આજની ભોળી જનતા યુવક–યુવતીઓ કેવી ફસાય છે, રીબાય છે અને આખરે તેમની શું સ્થિતિ થાય છે, એ જ્યારે આ પુસ્તકમાં આપણે જોઇએ છીએ ત્યારે ખરેખર આપણું હૃદય હચમચી ઉઠે છે. સમાજ આવી દાંભિક વ્યક્તિઓ પ્રત્યે તિરસ્કાર પુકારી ઉઠે છે, તથા તેમના દંભો ઉઘાડા પાડી તેમની સામે બળવો પોકારવાની પ્રેરણા આપે છે. આખું પુસ્તક એટલું સુંદર છે કે, એકી પલાંઠીએ પૂરૂં કરીને જ ઉઠવાનું મન થાય. ગામડાંની થોડું ભણેલી જનતા પણ વાંચી શકે અને સમજી શકે તેવી સાદી અને સરળ શૈલીમાં લખાયલું આ પુસ્તક, સૌ કોઇને એક વાર વાંચી જવાની ખાસ ભલામણ છે. દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક જરૂર હોવું જોઇએ અને તેનો ઉપયોગ પણ બહોળા પ્રમાણમાં કરાવવો જોઇએ.

**૧૨. સુમનસૌરભ** : કર્તા : શ્રી. રસુલભાઇ ન. વહોરા, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૬૪, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૫–૦

ગુર્જર બાલ ગ્રંથાવલિની ત્રીજી શ્રેણીના ૯–૧૦ પુસ્તક તરીકે આ 'સુમન સૌરભ' પ્રસિદ્ધ થયું છે. એમાં આપણા દેશ તેમ જ પરદેશની વિખ્યાત વ્યકિતઓના ટૂંક જીવનપ્રસંગો આપવામાં આવ્યા છે. દરેક પ્રસંગ તે તે વ્યકિતઓના ઉમદા ગુણોનું નિદર્શન કરાવે છે. મહા–પુરુષોના જીવનમાંથી જડેલા આ પ્રસંગો બાલભોગ્ય શૈલીએ રચી ભાઇ રસૂલભાઇએ બાળકોને ઉમદા ગુણોની બક્ષિસ આપવાનું મહત્કાર્ય કર્યું છે.

આશા રાખીએ આપણાં બાળકો આ સુમનસૌરભમાંથી મહાપુરુષોના જીવનરૂપી સુમન–પુષ્પો–ની ઉચ્ચ સૌરભ ગ્રહણ કરી પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ થશે.

**૧૩. કિશોર ચરિત્રમાળા–ગુચ્છ ત્રીજો** : (૧) આદ્યસમાજસુધારક : રાજા રામમોહન રાય, (૨) સમાજસુધારક ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, (૩) ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે. (૪) મુંબઇના તાજ વિનાના રાજા સર ફિરોજશાહ મહેતા. (૫) બંગાળના તાજ વિનાના રાજા સર સુરેન્દ્રનાથ બેનરજી, (૬) લોકમાન્ય બાલ ગંગાધર ટિલક, (૭) દેશભક્ત

સંન્યાસી સ્વામી શ્રદ્ધાનંદ, (૮) વિજ્ઞાનશાસ્ત્રી સર જગદીશચન્દ્ર બોઝ, (૯) ત્યાગવીર પંડિત મોતીલાલ નહેરૂ, (૧૦) પંજાબવીરકેસરી લાલા લજપતરાય, (૧૧) ભારતસેવક ગોપાળકૃષ્ણ ગોખલે અને (૧૨) દેશબંધુ ચિત્તરંજન દાસ.

લેખક : શ્રી. રસુલભાઇ ન. વહોરા, પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાઇટિ, આણંદ. દરેક પુસ્તકનાં ક્રાઉન કદનાં પૃષ્ઠ અનુક્રમે ૪૧, ૪૨, ૬૧, ૩૮, ૩૭, ૩૯, ૩૯, ૩૬, ૩૭, ૪૩, ૪૨, ૫૦; સાદું પૂંઠું, મૂલ્ય દરેકનું ૦–૨–૦, ૧૯૪૦

આ અગાઉ પ્રસિદ્ધ થયેલા કિશોર ચરિત્રમાળાના બે ગુચ્છો આપણા કિશોરોમાં એટલા લોકપ્રિય થઇ પડયા હતા, કે વિદ્યાર્થીઓ અને મોટેરાઓ સૌ તે રસપૂર્વક વાંચતા અને કેટલાક તો જે તે મહાપુરુષોના જીવનપ્રસંગો પોતાના જીવનમાં બનતે પ્રકારે ઉતારવા મથતા જાણવામાં આવ્યા છે.

પહેલો ગુચ્છ પરદેશી મહાજનોનો હતો અને બીજો ગુચ્છ ગુજરાતી મહાજનોનો હતો, જ્યારે આ ત્રીજા ગુચ્છમાં હિંદના નામાંકિત મહાપુરુષોનાં કિશોરોપયોગી જીવનચરિત્રો સંક્ષિપ્ત છતાં એવાં રસભરી રીતે ગૂંથવામાં આવ્યાં છે કે વાંચનારને તે વાંચતાં જરાય કંટાળો ન ઉપજાવે. એકી બેઠકે દરેક પુસ્તિકા પૂરી વાંચી જવાની વૃત્તિ ઉત્પન્ન કરે તેવી આ પુસ્તિકાઓ છે.

ગુજરાતી મહાજનોનો ગુચ્છ તો વડોદરા રાજ્ય પુ૦ મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા માટે મુકરર કરાયો હતો. અને એ પરીક્ષામાં બેઠેલાંઓએ કેટલા રસપૂર્વક વાંચ્યો હતો તે તો એ પરીક્ષામાં બેઠેલાં ભાઇબહેનોની સંખ્યા જ પૂરવાર કરી આપે છે.

હિંદનાં મહાજનોને ગૂંથી લેતો આ ત્રીજો ગુચ્છ પણ એટલો જ આદર પામે તેવો છે. નાનાંમોટાં દરેક પુસ્તકાલયો આ ગુચ્છ જરૂર પોતાને ત્યાં વસાવી જેમ બને તેમ તે વધુ વંચાય તેવા પ્રયાસો કરે એવી અમારી ભલામણ છે.

મણિલાલ પ્ર. વ્યાસ

**૧૪. જીવન અને વિજ્ઞાન**—ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૪૨, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૧–૩–૦, ૧૯૪૦. છેલ્લા દાયકાથી ગુજરાતમાં વિજ્ઞાનપ્રચાર માટે જે ભાગ્યા તૂટયા પ્રયત્નો આપણા વિજ્ઞાનનિષ્ણાતો દ્વારા થઇ રહ્યા છે તેમાં આ પુસ્તક ઉમેરો કરે છે. ગુજરાતી ભાષામાં આ વિષયનાં પુસ્તકોની ખોટ છે, તેને માટે આ લેખકોનો પ્રયત્ન આવકારદાયક છે.

પુસ્તકમાં, જીવનની સાથે ઓતપ્રોત થઇ ગયેલાં ક્ષેત્રોમાં વિજ્ઞાનનું સ્થાન કેવું સર્વવ્યાપક છે તે સંક્ષિપ્ત રીતે લેખકોએ આલેખ્યું છે. હાલ પ્રવર્તી રહેલાં સર્વ અનિષ્ટોનું મૂળ વિજ્ઞાન અને તેના વિકાસના પરિણામમાં જ છે એવી જે ખોટી લાગણી–મનોદશા સમાજમાં ઘર કરી રહી છે તેને આ પુસ્તક વિનાપ્રયત્ને લાલ બત્તી ધરે છે, ને વિજ્ઞાનની પ્રગતિ માનવજીવનના ઉત્કર્ષને લક્ષમાં રાખીને થઇ છે એ ભુલાતું સત્ય સમજવાની દૃષ્ટિ પ્રેરે છે. વળી વિજ્ઞાનને જ આધુનિક જીવનની વિસંવાદિતાનું કારણ ગણવામાં સાચી દૃષ્ટિનો અભાવ છે તે સત્ય લેખક બંધુઓએ 'વિજ્ઞાનનાં ભયસ્થાનો'માં સચોટ રીતે વ્યક્ત કર્યું છે.

આ પુસ્તક આપણી યુવાન પ્રજાને માટે વિજ્ઞાનમાં રસ ઉત્પન્ન કરનાર નીવડશે તે

નિઃશંક છેઃ પુસ્તકની ભાષા સુસંસ્કૃત છે. તે સામાન્ય વિદ્યાર્થીની કક્ષા બહારની છતાં નિરાડંબરી છે. તેમાં કેટલાય પરિભાષિક શબ્દો આવે છે છતાં વાચનરસમાં ક્ષતિ આવતી નથી. તેમાં આલેખાયેલાં વર્ણનો વિચારપ્રવાહ હળવો બનાવી પુસ્તક માટે સુરુચિ પેદા કરે છે.

મોહનલાલ શંકરલાલ શાહ

**૧૫ નૂતન વાચનમાળાઃ પહેલી ચોપડીઃ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. શંકરભાઇ સોમાભાઈ પટેલ, ભાષાવિશારદ (ગુ. વિ.) [મોન્ટેસોરી ડિપ્લોમા] મોન્ટેસોરી અધ્યાપક, પુરુષ અધ્યાપન પાઠશાળ, વડોદરા. પૃષ્ઠ ૯૬, પૂઠું કાગળનું, કિં. ૦–૨–૬.

નૂતન બાળપોથી અને બાળપોથીની પૂરવણી પછીના વાચન માટેની આ પહેલી ચોપડી છે. આ ચોપડીમાં જોડાક્ષરો શીખવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પાઠને મથાળે જોડાક્ષરો આપ્યા છે. જંતુ, પક્ષી, પ્રાણી વગેરેના પાઠો ઉપરાંત તહેવારો અને સૃષ્ટિસૌંદર્યને લગતા પાઠો લીધા છે. બાળકોના પરિચયમાં આવતા પાઠો હોવાથી બાળકો હોંસે હોંસે વાંચે એવા પાઠો બન્યા છે.

લેખકે સ્વ. ગિજુભાઈ, જુગતરામભાઇ, સોમાભાઇ, મૂળજીભાઇ, ગિરીશભાઇ વગેરેનો બહુજ સારો ઉપયોગ કર્યો છે.

ચોપડીની ભાષાશૈલી અને હકીકત વિવિધતાભર્યાં હોઇ વધુ આકર્ષક થયેલ છે.

શિક્ષકો–કેળવણીના ક્ષેત્રમાં કામ કરતા સૌ કોઇ અપનાવે–અનુભવે.

‘ દ્રષ્ટા ’

**૧૬ શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મહોત્સવ ગ્રન્થઃ**—પ્રકાશકઃ ફા. ગુ. સભા તરફથી અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૬, કોંગ્રેસ હાઉસ લેઇન, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબાઇ નં. ૪; ૧૯૪૦; રૉયલ ૮ પેજી કદ, આચ્છાદનવાળું રૂપેરી પાકું પૂઠું; પૃષ્ઠ ૫+૩૬૮; મૂલ્ય રૂ. ૩–૦–૦.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળાનું આ પુસ્તક સદર સભાનો સાહિત્યવિષયક પ્રવૃત્તિનો ૭૫ વર્ષનો અહેવાલ રજૂ કરે છે. પુરાતત્ત્વ ત્રિમાસિક બંધ થયા પછી પુરાતત્ત્વાન્વેષણને લગતાં બે ત્રિમાસિકો ૧ ફા. ગુ. સ. ત્રિમાસિક અને ૨ ‘ બુદ્ધિપ્રકાશ ’ હાલ પ્રચલિત છે અને એ સંબંધી બહુ ઉત્કૃષ્ટ કાર્ય કરી રહ્યાં છે, એટલું જ નહિ પરંતુ પ્રાચીન અપ્રસિદ્ધ પુસ્તકોનું પ્રકાશન પણ વિદ્વાનો દ્વારા કરી રહ્યાં છે. શ્રી. ફાર્બસ સભા સને ૧૮૬૫ ના માર્ચ મહિનાની ૨૫ મી તારીખે મુંબાઇમાં પ્રથમ શરૂ થઇ હતી. શરૂઆતમાં સંજોગવશાત્ ૪ વર્ષ શાંત રહી સને ૧૯૧૩ થી તે આજ ૨૭ વર્ષ પર્યંત સભાના નિર્દિષ્ટ આશયને યથાશક્તિ વેગવંત બનાવવા, સાક્ષર શ્રી અંબાલાલભાઇ જાનીદ્વારા અવિરત પરિશ્રમથી સંખ્યાબંધ નવીન અને અપ્રકટ તેમ જ પ્રકટ ગ્રંથોની નવીન આવૃત્તિઓ પ્રસિદ્ધ કરી છે. વ્યાખ્યાનો દ્વારા પણ સાહિત્યની પ્રવૃત્તિ જારી છે જ. તેથી ચાલુ સાલે શરૂઆતથી આજ સુધીનો ૭૫ વર્ષનો અહેવાલ ટૂંકમાં આપી, અન્ય ગુજરાતી સાક્ષરો પાસેથી મનનીય અને શોધખોળને લગતા સાહિત્યવિષયક ૩૬ લેખો મેળવી ૧૫ સુંદર ચિત્રોસહિત આ પુસ્તક દ્વારા સાહિત્યની અનેરી સેવા કરી છે. લેખકો બહુશ્રુત, અનુભવી અને વિદ્વાન હોવાથી લેખો પણ ગુજરાતની પ્રાચીન સાહિત્યપ્રવૃત્તિ સંબંધી સારી માહિતી પૂરી પાડે છે. સદર

લેખોમાં ઐતિહાસિક, સ્થાપત્યના, સ્થળવર્ણનના, જાતિવિષયક વગેરે લેખો મનનીય હોઈને સાક્ષરો તેમ જ ગુજરાતી સંસ્કૃતિના અભ્યાસકોને બહુ ઉપયોગી થઈ પડે એવા છે. ગુજરાતનો સંસ્કૃત પ્રાકૃત લેખોનો ઇતિહાસ, ગુજરાતી પ્રજામાં જાતિકુલોનો સમન્વય, બર્બરક, વલ્લભીના મૈત્રક રાજાઓ, ' ચરોતર ' શબ્દની વ્યુત્પત્તિ પર નવો પ્રકાશ, વિશ્વસ્રષ્ટા-બ્રહ્મા, ગુજરાતના પાશુપતાચાર્યો, ગુજરાતનું પુરાતની શહેર ડભોઇ, નર્મદ અને રાણીના, સાંપ્રદાયિક સંઘર્ષ-કથાઓ, ભારતીય નૃત્યકલા, નરસિંહરાવ કવિ અર્વાચીન કવિતા, ગુજરાતનાં પ્રાચીન અને અર્વાચીન સાહિત્યકારો, મંત્રી ઉદયન અને તેનો વંશ વગેરે લેખો સાક્ષરો અને વિદ્વાનો ઉપરાંત અભ્યાસકોને તેમ જ ગુજરાતી સંસ્કૃતિના પ્રશંસકોને પણ ખાસ રસ ઉત્પન્ન કરે એવો છે.

પુસ્તકાલયો જરૂર ખરીદે. કોઇ પણ પુસ્તકાલય ખાસ કરીને મોટું તો એના વગર ચલાવી ન લે. ઘરમાં પણ આ પુસ્તક રાખવા લાયક છે. કિંમત પણ મહેનતના પ્રમાણમાં માફકસર છે.

આવા સુંદર પુસ્તક દ્વારા ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિનું ઋણ અદા કરવા માટે સભાના સંચાલકો અને ખાસ કરી સભાના પ્રાણરૂપ રા. અંબાલાલ જાનીને જેટલાં અભિનંદન આપીએ એટલાં ઓછાં છે.

કાગળ, બંધામણી, છપામણી, ચિત્રો વગેરે સુંદર છે જ. આશા છે કે ગુજરાતી સાહિત્યના રસિયાઓ આ પુસ્તકને યોગ્ય ઉત્તેજન આપશે જ.

**૧૭. પ્રણયયજ્ઞ**—લેખક તથા પ્રકાશક : કૃષ્ણપ્રસાદ લલ્લુભાઇ ભટ્ટ, ગુજરાતીવાડ દાહોદ, પંચમહાલ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ, પૃષ્ઠ ૯+૨૩૯, સચિત્ર આચ્છાદનવાળું બોર્ડ પટ્ટીનું કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભાઇ કૃષ્ણપ્રસાદ ભટ્ટનું આ પ્રથમ પુસ્તક જણાય છે. એમાં એમણે સુધારકોને સમાજના કહેવાતા અગ્રગણ્ય ધનિકો સુધારો કરવા જતાં, કેટલો અન્યાય કરી તેમનું જીવન બગાડવા પ્રયત્નો કરે છે; છતાં પણ સાચા દયાળુ સુધારકો કશાની પરવા કર્યા વિના અત્યંત ગરીબ તેમ જ દુભાયલા જનસમાજની અમૂલ્ય સેવા નિઃસ્વાર્થ સેવા દ્વારા તેમનાં જીવન કેવાં સુખી બનાવે છે અને આખરે પોતાને હડધૂત કરનારાઓને સત્ય દ્વારા કેવા નમાવે છે અને પોતાને માર્ગે દોરે છે તે, પ્રમોદ, ડૉક્ટર અવિનાશ, લતા અને પ્રભા, શેઠ મનમોહનદાસ, બિહારીલાલ, વિદ્યાસાગર અને ચંદ્રભાગાનાં પાત્રો દ્વારા લેખકે બહુ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. સહૃદયતાથી કેવાં કેવાં વિકટ કાર્યો કરી શકાય છે તેમ જ નીડરતાથી અને સત્યને માર્ગે વિધવાવિવાહ, અંત્યજો, હરિજનો પીડિતો વગેરે પ્રશ્નોનાં નિરાકરણો કેટલાં આનંદદાયક તથા સુખપ્રેરક નીવડે છે તે પણ અત્રે સુંદર રીતે ચર્ચ્યું છે. પ્રેમ શુદ્ધ હોય તો છેવટે વિજયી નીવડે છે એ પ્રમોદ તથા પ્રભાનાં પાત્રો સિદ્ધ કરે છે. નિર્ધન કે શ્રીમંતનો ભેદ એમાં હોતો જ નથી. સાક્ષરશ્રી રમણલાલ દેસાઇના બે બોલ તથા સાક્ષરશ્રી ગજેન્દ્રશંકર પંડયાના ' કંઇક 'માં પુસ્તક સંબંધી માહિતી મળી રહે છે.

ભાષા કોઇકિ ઠેકાણે વિચિત્ર જણાય છે પરંતુ તે પ્રથમ અનુભવને લીધે હશે. સમય જતાં ભાષા, વસ્તુ વગેરે સુધરશે. આધુનિક યુવક-યુવતીઓ તેમ જ રૂઢિના હિમાયતીઓને તેમ જ સુધારકોને એમાંથી સારો બોધ મળશે. આવાં પુસ્તકો દ્વારા સમાજનું પરિવર્તન આધુનિક સમયને અનુકૂળ બનાવવા ખાસ ઉપયોગી છે.

ભાષા, કાગળ છપાઇ વગેરે સાધારણ ઠીક છે. એમાં પણ સુધારાને અવકાશ છે.

**૧૮. ખમા બાપુ**—લેખક : શ્રી. ચંદ્રવદન ચિમનલાલ મહેતા; પ્રકાશક: આર. આર. શેઠની કંપની, કેચવ બાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃષ્ઠ ૩૨૧; મૂલ્ય રૂ. ૨-૮-૦.

વિરાટ ગ્રંથાવલિનું આ ૨૯ મું પુસ્તક છે. એમાં ભાઈ ચંદ્રવદને કાઠી દરબારોના રાજ્યકારભાર અક્ષરહીનતા તેમજ અનીતિવાન તથા પાસવાનોની શીખવણીથી કેવું અનિષ્ટ પરિણામ લાવે છે તેમ જ તેઓ નરપશુ જેવી લીલાઓમાં રચ્યાપચ્યા રહી પ્રજાને કેવી રંજાડે છે અને તેમને ત્રાહ ત્રાહ પોકરાવે છે તે ગોપાળપુરના દરબાર, અમુલખરાય નવલંકી, ગોપીકુંવર અજવાળી વગેરેનાં પાત્રોદ્વારા લેખકે ચીતર્યું છે. અનીતિવાન કારભારીઓ પૈસા તેમજ સત્તાના લોભે કેવાં અધમ કૃત્યો, નીચ અને ખુશામતીઆ પાસવાનો મારફત કરે કરાવે છે, તેમજ અનિયંત્રિત સત્તાને જોરે પ્રજાની વહુ-દીકરીઓ પર કેવા જુલમ ગુજારી તેમનાં જીવન બરબાદ કરે છે તે નવલંકી વગેરે પાત્રોદ્વારા બહુ સચોટ રીતે વર્ણવ્યું છે. વધુ પત્નીઓ દરબારો કેવા સંજોગવશાત્ કરે છે અને તેથી રજવાડા એ અનીતિના અખાડા કેવી રીતે થઇ રહે છે અને ત્યાં કેવાં ષડયંત્રો રચાય છે તે તેમજ એ અનાચાર સામે તેમનો જ પુત્ર અન્ય પવિત્ર રાણી દ્વારા સદુપદેશ મળતાં એ ષડયંત્ર કેવી રીતે તોડે છે વગેરે બહુ સચોટ રીતે વર્ણવ્યું છે. રાજસ્થાનોની આંતરિક સ્થિતિ સંબંધી કાંઇક ખ્યાલ આ પુસ્તકમાંથી આપણને બહુ સારી રીતે મળે છે.

> **હિંદની પુ. પ્રવૃત્તિનો વિકાસ**
>
> બ્રિટિશ હિંદમાં પુસ્તકાલય પ્રવૃત્તિ જેવું કશું છે જ નહિ. વડોદરા ને મ્હૈસૂરનાં રાજ્યોએ એ દિશામાં પ્રશંસાપાત્ર ફાળ ભરી છે. બ્રિટિશ હિંદમાં બિહાર ને થોડે ઘણે અંશે મદ્રાસે આ પ્રવૃત્તિ અપનાવી છે. અઢી વર્ષના ગાળામાં બિહારનાં ૪૦૦૦ ગામડાંને પુસ્તકાલયો મળી રહ્યાં એ ડૉ. સચ્ચિદાનંદ સિંહાનું કથન નોંધવા યોગ્ય છે. ગમે એમ, રાજ્યાશ્રય પામીને, ગ્રામવાસીઓને રોચક ને ઉપકાર નિવડે તેવાં આવશ્યક પુસ્તકો પૂરાં પાડવાની આ પ્રવૃત્તિ ઉછરે ને રાજકારણના ઘેરા ઓળાથી એ અસહાય નહિ તો એનાં પગલાં વધાવવા જેવાં છે.
>
> ( "પ્રજાબંધુ" તા. ૨૮-૪-૪૦ )

પુસ્તક બોધદાયક તેમજ વસ્તુસ્થિતિનો આબેહૂબ ચિતાર આપનારું છે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને બહોળો પ્રચાર કરી જનતાને આવી પરિસ્થિતિમાં મગજ ઠેકાણે રાખી તેનો સામનો કેવી રીતે કરવો તે સમજવામાં મદદરૂપ થઇ પડે તો લેખકનો શ્રમ સફળ થએલો ગણી શકાય. મહિલા પુસ્તકાલયોમાં પણ આ પુસ્તક વંચાવું જોઇએ.

**૧૯ બીલોરી પહાડ :** લેખક : શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૧, કાચું પૂઠું, મૂલ્ય ત્રણ આના.

બાલસાહિત્ય માળાનો આ પહેલો મણકો છે. પરિકથાઓ બાળકોને વાંચવી તથા સાંભળવી બહુ ગમે છે. એ બોધપ્રદ પણ છે. બાલજિજ્ઞાસાવૃત્તિ જાગ્રત કરવા આવી પરિકથાઓની ખાસ જરૂર છે. બાળકો હોંસથી વાંચે અને સાંભળે તેથી, તેમની સાહસવૃત્તિ ખીલે. એક સામાન્ય પડઘમચી દૃઢતા, ખંત અને સાહસથી ગમે તેટલાં સંકટોમાંથી સહીસલામત બચી જઈ આખરે રાજગાદી તેમજ રાજકુંવરીનો હાથ મેળવે છે એ બધું સરળ અને રસ-

મય શૈલીમાં ભાઇ રમણલાલે ચીતર્યું છે. બાલ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, પ્રાથમિક શાળાઓ તેમ જ ખાનગી પુસ્તકાલયો જરૂર ખરીદી બાલકોના ચારિત્ર્યઘડતરમાં યોગ્ય ફાળો આપે.

છપાઇ, કાગળ વગેરે સુંદર છે.

**૨૦ માદી તારે ખોળે:**—લેખક: શ્રી. બાલચંદ્ર પંડ્યા, પ્રકાશક: પનાલાલ ટી. શાહ, 'નવું વાંચીએ' કાર્યમંદિર, ઘડીઆળીપોળ વડોદરા, ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૪, સચિત્ર કાચું પૂઠું, મૂલ્ય ૩ આના.

ભાઇ બાલચંદ્ર પંડ્યાએ આ પુસ્તકમાં શ્રી. વિનાયક સાવરકરના જીવનચરિત્રનો મહત્ત્વનો ભાગ અત્રે સરળ શૈલી અને ભાષામાં શ્રી. પનાલાલ શાહ દ્વારા પ્રકાશમાં મૂકયો છે. ચારિત્રના ઘડતરમાં તેમજ બાલકોમાં નીડરતા, સાહસિકતા, દઢતા, સ્વદેશપ્રેમ વગેરે ગુણો વિકસાવવામાં આવાં ચરિત્રો બહુ ઉપયોગી નીવડશે

આવાં પુસ્તકો આપોઆપ ખરીદાશે અને વંચાશે. રૂપરંગ, છપાઇ, બાંધણી વગેરે સુંદર છે.

**૨૧–૨૨ શેકસપીઅરનાં કથાનકો ભા. ૧ તથા ૨:**—લેખક તથા પ્રકાશક, શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા, ૧૯૩૭, ૧૯૩૮ અનુક્રમે: ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૫૮ અને ૧૬૧; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય દરેકનો રૂ. ૧–૦–૦

'બાલજીવન' માસિકની ૧૮મા તથા ૧૯મા વર્ષની ભેટો તરિકે મહાન કવિ શેકસપીઅરની મહાન કૃતિઓ ઉપરથી બાળકો માટે આ અનુવાદ ભાઇ રમણલાલે તૈયાર કરી પ્રસિદ્ધ કર્યો છે. પહેલામાં સાત તથા બીજામાં ૮ નાટકો સરળ ભાષામાં આપવામાં આવ્યાં છે. યુવકો તથા યુવતીઓને ચાર્લ્સ લેમ્બ વગેરેની કૃતિઓ ઉપરથી ઉતારેલો આ અનુવાદ તેમના અભ્યાસમાં સરળતા કરી આપશે અને પાઠ્ય પુસ્તક સમજવામાં બહુ ઉપયોગી થઇ પડશે. આવા પ્રસિદ્ધ મહાન કવિ અને નાટકકારની કૃતિઓ ગુજરાતી ભાષાભિજ્ઞ જનતા માટે થવાની જરૂર છે જ. મહાન કવિની શૈલી, અનુવાદકનું ભાષાજ્ઞાન વગેરે સંબંધી સારો ખ્યાલ ભણતાં યુવક યુવતીઓને આપી અંગ્રેજી પુસ્તકો જલદી ગ્રાહ્ય થઇ શકશે.

શાળાઓ, પુસ્તકાલયો જરૂર ખરીદે. છપાઇ, કાગળ, બાંધણી વગેરે ઠીક છે.

**૨૩ રાજાની રાણી:**—લેખક શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર કાચું પૂઠું; પૃષ્ઠ ૯૬; મૂલ્ય ૮ આના.

આ પુસ્તકમાં ત્રણ નાટિકાઓ આપવામાં આવી છે. ૧ રાજાની રાણી, ૨ ત્યાગમૂર્તિ અને ૩ કલા ને કિરણ. પહેલામાં મીરાં અને અકબરનો પ્રસંગ છે. રાણી અજિત સાથે પ્રેમમાં પડે છે. અમાત્યમાં ઈર્ષા હોવાથી તે અજિતને કેદ કરે છે. મહારાણી છોડાવે છે પરંતુ બન્ને દ્વંદ્વયુદ્ધ ખેલે છે તેમાં અજિત મરી જાય છે. રાણી રાજ્ય ખાતર મુગટ ઉતારી ચાલી જાય છે ત્યાં રાજાનું મૃત્યુ દેખી નૌકામાં ચાલી જાય છે. ત્રીજું નાટક પણ પ્રેમની આહુતિ છે. ત્રણે નાટકો કરુણ છે. આ નાટકો વિદદ્ભોગ્ય છે. વાંચવાં ગમે એવાં છે પરંતુ સામાન્ય જ્ઞાનવાળાને એ સમજવાં મુશ્કેલ છે.

મોટાં પુસ્તકાલયો જરૂર ખરીદે. કાગળ, છપાઇ, બાંધણી સારી છે. વકીલાતના કં

કાર્યમાંથી વખત મેળવી ગુજરાતી સાહિત્યમાં પોતાનો ફાળો આપવા માટે ભાઇ રમણીકલાલને અભિનંદન ઘટે છે.

**૨૪ જયંતી વ્યાખ્યાનો**—સંપાદકઃ શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી, પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ, ભદ્ર; ૧૯૪૦, ક્રાઉન ૧૬ પેજી, કાચું બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૪-૦

ગુજરાત સાહિત્ય સભાના આશ્રય નીચે જુદા જુદા પ્રસંગોએ સાક્ષર સજ્જનોએ આપેલાં ૧૦ મહાન લેખકો ઉપરનાં વ્યાખ્યાનો આમાં પ્રસિદ્ધ થયાં છે. નાનાલાલ કવિ, નર્મદાશંકર મહેતા, કૌશિકરામ મહેતા, મણિશંકર ભટ્ટ, લલિત, આનન્દશંકર ધ્રુવ, નરહરિ પરીખ, ઉત્તમલાલ ત્રિવેદી જેવા સાક્ષરોનાં વ્યાખ્યાનો આમાં છે. વ્યાખ્યાનોને છેડે તે ઉપર જરૂરી ટિપ્પણ અને પૂર્તિ આપી છે. લેખો વિચારણીય, મનનીય, અભ્યાસપૂર્ણ અને ઉચ્ચ કોટીના છે. ગુજરાત સાહિત્ય સભા આ રીતે સાહિત્યની ખરી સેવા બજાવી રહી છે. અભ્યાસકોને તેમ જ શિક્ષકો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓને તેમના કાર્યમાં બહુ ઉપયોગી થઇ પડશે.

કાગળ, છપાઈ, બાંધણી વગેરે ઉત્તમ છે. કિંમત પણ માફકસર કહી શકાય. એમાં ૭ આધુનિક અને ૪ પુરાતન સાક્ષરો અને કવિઓ સંબંધી વ્યાખ્યાનો છે. બધાજ ગુજરાતી સાહિત્યના જ્યોતિર્ધરો છે.

પુસ્તકાલયો જરૂર ખરીદે અને વિદ્યાર્થીઓને સહાયરૂપ થઇ પડે. પૂઠાના અંદરના ભાગમાં કયો લેખક કયાંનો રહેવાસી એ નકશામાં સ્થળ દ્વારા ચિત્રો સહિત જણાવ્યું છે.

**૨૫ વિન્ધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના**—કર્તાઃ સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ; પ્રકાશકઃ વિલોચન કેશવલાલ ધ્રુવ, ગોટીની શેરી, ખાડીઆ, અમદાવાદ. ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ, પાકું પૂઠું; પૃષ્ઠ ૮+૧૯૬, મૂલ્ય રૂા. ૨-૦-૦.

ચક્રવર્તી કવિ હર્ષકૃત પ્રિયદર્શનાનો આ ગુજરાતી અનુવાદ સ્વ. મુ. કેશવલાલભાઇએ પ્રસિદ્ધ કરેલો તેની આ ચોથી આવૃત્તિ સુધારાવધારા સાથે પ્રસિદ્ધ થઇ છે. પ્રસંગ પ્રિયદર્શના અને વત્સરાજનાં લગ્નનો લીધો છે. કેટલીક મુશીબતો વેઠી આખરે બન્ને પરણે છે. આમાં શૌર્ય, કરુણ અને શૃંગાર ત્રણે રસો છે. આ ચાર અંકી નાટક છે. શરૂઆતમાં મુ. કેશવલાલભાઇએ ચક્રવર્તી કવિ હર્ષ સંબંધી ખૂબ વિસ્તારપૂર્વક માહિતી આપી છે. તે પુસ્તકની ઉપયુક્તતામાં વધારો કરે છે. ટિપ્પણ તથા પૂરવણી પણ બહુ જ ઉપયોગી છે. અભ્યાસકો, વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી થઇ પડશે. પાછળનાં પાંચ પરિશિષ્ટો પણ ગ્રંથનું ગૌરવ વધારે એવાં છે.

પુસ્તકાલયો, શાળાઓ જરૂર ખરીદે. હર્ષના સમયની ભાષા તથા દેશની પરિસ્થિતિ સમજવાની ખાસ જરૂર છે. કેમકે ત્યારે જ તે સમયની સંસ્કૃતિનો ખ્યાલ આપણને આવી શકે. જુદા જુદા ગ્રંથોના નિરીક્ષણ ઉપરથી આ ગ્રંથનું સંશોધન એમને હાથે થયું છે. હર્ષ સંબંધી હકીકત અત્યંત ઉપયોગી જણાશે.

**૨૬ ઇન્કમ ટેક્ષ સંબંધી મારી રેડિયો ઉપરની વાતચીત અને લેખો**—લેખકઃ શ્રી. ભોગીલાલ ચિમનલાલ શાહ; પ્રકાશકઃ સ્ટેટસ પીપલ લિમિટેડ, ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબઈ, ૧૯૪૦; કાચું બોર્ડનું પૂઠું; રોયલ ૮ પેજી કદ, પૃષ્ઠ ૨+૮૦; મૂલ્ય રૂા. ૧-૦-૦

થોડા સમય ઉપર નવીન આયપતવેરાનો કાયદો સુધર્યા પછી લોકોને નવીન પદ્ધતિની ખબર આપવા રેડિયો મારફત આ હકીકત ભાઈ ભોગીલાલે જાહેર કરી હતી. તેને વિસ્તારી આ પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં આવી છે. એમાં આયપત વેરા સંબંધી તમામ હકીકત સરળ ભાષામાં આપવામાં આવી છે. આયપત વેરો કેવી રીતે ગણવામાં આવે છે તે સંબંધી ફરિયાદ કોણ ક્યારે કરી શકે અને તેમાં કયા કયા મુદ્દા પ્રતિપાદિત કરવા જોઈએ વગેરે તમામ હકીકત વિસ્તારપૂર્વક ઝટ સમજી શકાય એવી રીતે આપવામાં આવી છે. એ ઉપરાંત 'વધારાના નફા' ઉપરના કરના બિલની રૂપરેખા છેવટમાં સમજાવવામાં આવી છે. શ્રીમંતોએ તેમ જ આયપતવેરો ભરનારાઓએ ખાસ રાખવા લાયક છે. કિંમત પણ માફકસર છે. આવા પુસ્તકની જરૂર હતી જ. કાગળ, છપાઈ બાંધણી સારાં છે.

**૨૭. આંખ અને ચશ્મા**—લેખક : શ્રી. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, પ્રકાશક : શશિકાન્ત એન્ડ કંપની, રાવપુરા, ટાવર સામે, વડોદરા, ૧૯૩૫; ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃ૪ ૪+૨+૧૩૦+૮ ચિત્રો.

દાક્તર ત્રિભુવનદાસે આ પુસ્તકમાં આંખ અને ચશ્મા વિષે સંપૂર્ણ માહિતી આપી છે. આંખ એ કેટલી કિંમતી વસ્તુ છે, બગડેલી આંખને લીધે કેવી મુશીબતો વેઠવી પડે છે વગેરે જણાવી એ સ્થિતિ નહિ આવવા દેવા શું કરવું જોઈએ, આંખનું બંધારણ કેવું છે તેનો તથા મગજની શિરાઓનો સંબંધ, ચશ્માથી આંખની ઉણપ કેવી રીતે ટાળી શકાય છે, કઈ વખતે કેવાં ચશ્મા જોઈએ, આંખના રક્ષણ માટે શું કરવું જોઈએ વગેરે વૈદકીય દૃષ્ટિથી એમણે બહુ વિસ્તારપૂર્વક અને સરળતાથી વર્ણવ્યું છે. સામાન્ય મનુષ્યને પણ આંખ એ શરીરનું કેવું બેનમૂન અંગ છે તેનો ખ્યાલ આ પુસ્તક વાંચવાથી આપણને આવી શકે છે. વસ્તુ જોવા માટે કઈ કઈ ક્રિયાઓ થઈ જાય છે તે પણ સરળતાપૂર્વક વિસ્તારથી સમજાવ્યું છે. આધુનિક સમયમાં ગામડામાં અપૂર્ણ દૃષ્ટિવાળાં ઘણાં મનુષ્યો જોવામાં આવે છે. એટલે આ પુસ્તકની જરૂર હતી જ. આંખોમાં બગાડ કેવી રીતે અને ક્યારે થાય છે તેમ જ તે અટાડવા આપણે કેવી સાવચેતી રાખવી જોઈએ તે પણ આમાંથી જાણવા મળશે. પુસ્તકાલયોમાં, શાળાઓમાં, તેમ જ દરેક દરેક ઘરમાં આ પુસ્તક હોવું જોઈએ અને આંખની માવજત કરતાં બરાબર શીખવું જોઈએ. ખોરાકથી પણ આંખ બગડે છે એટલે આંખને નુકસાન કરે એવા ગરમ પદાર્થો જેમ બને તેમ ઓછા પ્રમાણમાં લેવા જોઈએ. કાગળ, છપામણી, બાંધણી, અક્ષરો વગેરે સારાં છે.

**૨૮. મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ**—સંપાદક : ગોપાળદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક : જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, નવજીવન કાર્યાલય, અમદાવાદ. ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, બોર્ડ પદ્દીનું પૂઠું; પૃષ્ઠ ૩૦+૨૮૮, મૂલ્ય રૂ. ૧-૦-૦.

શ્રી. પૂંજાભાઈ જૈન ગ્રંથમાળાનું આ ૧૩ મું પુસ્તક છે. એમાં મહાવીરસ્વામીએ જીવને મોક્ષ ગતિએ પહોંચવા તેણે શું કરવું જોઈએ, એ સ્થિતિએ પહોંચવા માટે કેવા નિત્ય નિયમો, યમનિયમો, સંયમ, દૃઢતા, એકતાનતા વગેરે કેવી રીતે કેળવવાં, પ્રાચીન સિદ્ધ પુરુષોએ કેવું આચરણ કર્યું હતું, તેમાંથી શો બોધ લેવાનો છે વગેરે બહુ સરળ અને સહેલી ભાષામાં ભાઈ ગોપાળદાસે અસરકારક રીતે સમજાવ્યું છે. જૈન ધર્મના અનુયાયીને તો આ પુસ્તક ખાસ ઉપયોગી હોવું જ જોઈએ. વ્રતથી શરીર અને આત્માની શુદ્ધિ થાય છે

તેથી કયાં વ્રત કેવી રીતે કરવાં વગેરે સૂક્ષ્મ દૃષ્ટિએ બધું વર્ણવ્યું છે. મૂળ સંસ્કૃતનું આ ભાષાંતર છે.

ગામડામાં જ્યાં જૈન લોકોની વસ્તી ઓછાવત્તા પ્રમાણમાં હોય ત્યાં આ ગ્રંથ જનતાને બહુ ઉપયોગી થઇ પડશે. જનેતરોને પણ એમાંથી ઘણું જાણવાનું મળશે.

છપાઇ, કાગળ, પૂઠું વગેરે સુંદર છે.

ના. ચં. દીવાનજી

## સામયિકો

**૧ ગીતાધર્મનો ગીતાગૌરવાંકઃ**—સંપાદકઃ સ્વામી શ્રી વિદ્યાનંદજી, પ્રકાશકઃ ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી વિનાયક, કાશી. વાર્ષિક લવાજમ રૂ. ૪.

ગીતાધર્મ માસિક હિંદી 'કલ્યાણ' માસિકની માફક આપણા હિંદુ સમાજમાં હિંદુ ધર્મના સિદ્ધાંતોનો સારો પ્રચાર કરી રહ્યું છે. આપણો ગુજરાતી સમાજ હિંદી ભાષાને હજુ જોઇએ તેટલી અપનાવી શકયો નથી અને ગામડાંમાં તો તે નહિ જેવો જ પ્રવેશ પામી શકયો છે. એ સ્થિતિમાં કેટલાક ધાર્મિક સજ્જનો પોતે હિંદી ભાષાથી પૂરા પરિચિત ન છતાં માત્ર તેના મોટા દળદાર અંકો અને સંખ્યાબંધ ચિત્રોથી લોભાઇને 'કલ્યાણ'ના ગ્રાહક થતા જોવામાં આવે છે; જ્યારે આ 'ગીતાધર્મ' માસિકમાં ગુજરાતી અને હિંદી ભાષામાં ધાર્મિક તત્ત્વો સરળ રીતે સમજાવવામાં આવે છે.

એ 'ગીતાધર્મ' માસિકનો આ ગીતાગૌરવાંક ભા. ૨ જો એના ગ્રાહકોને ભેટ અપાયેલો ૬૦૦ પૃષ્ઠો અને સંખ્યાબંધ ચિત્રો વડે સચિત્ર કરાયેલો દળદાર અંક છે.

આ અંકમાં ગીતાનાં તત્ત્વો વ્યાવહારિક રીતે સરળ ભાષામાં સમજાવવામા આવ્યાં છે અને એવી સરળતાભરી સમજાવટને કારણે જ તેના વ્યાખ્યાતા સ્વામી શ્રી વિદ્યાનંદજીને 'ગીતાવ્યાસ'ની ઉપાધિ જનતાએ માનપૂર્વક અર્પણ કરેલી છે.

ગીતાગૌરવાંકમાંથી જનતાને ગીતાનાં તત્ત્વો સમજવાની સરળ ચાવી પ્રાપ્ત થાય છે. આવાં માસિકો આપણે ત્યાં વધુ પ્રચાર પામે એમ ઇચ્છીએ.

**તણખા (સંમેલન અંક)**:—તંત્રીઓઃ શ્રી. શાન્તિલાલ ઠાકર અને શ્રી. લક્ષ્મીપ્રસાદ જ. આચાર્ય; પ્રકાશકઃ તણખા કાર્યાલય, ૨૭૭૯, રાયપુર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૨–૨–૦.

"તણખા" માસિક સમસ્ત બ્રાહ્મણ કોમનું માસિક હોવાનું જાહેર કરે છે, એમાં અવારનવાર બ્રાહ્મણ કોમના રીતરિવાજો અને રૂઢિબંધનોને લગતા લેખો અને પ્રાસંગિક નોંધો તેમજ સમાચાર અપાય છે.

આ એનો વસાઇ મુકામે ભરાયેલા સંમેલનનો ખાસ અંક છે. એમાં ગુજરાતના બ્રાહ્મણ સમાજના જાણીતા લેખકોના સામાજિક લેખો ઉપરાંત સંમેલનને લગતી પ્રાસંગિક કથા પણ આપવામાં આવી છે. ઉપરાંત અંકમાં આપવામાં આવેલાં કટાક્ષચિત્રો આપણા આજના સમાજનાં હૂબહૂ દશ્યો આપણી આંખ સામે લાવી મૂકે તેવાં છે.

માત્ર રૂ. ૨–૨–૦ જેટલા અલ્પ લવાજમમાં ભેટપુસ્તક અને આવો દળદાર ખાસ અંક આપવો એ આજના કાગળની મોંઘવારીના વખતમાં સાહસ જ ગણાય.

સંપાદકોને તેમણે આ અંક આ પ્રમાણે આપવા માટે અમારાં અભિનંદન.

મણિલાલ પ્ર. વ્યાસ

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | જયંતિ વ્યાખ્યાનો | નવલરામ ત્રિવેદી | ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ | ૨– ૪–૦ | |
| ૨ | ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવગ્રંથ | અંબાલાલ બુલાખીરામ જાની | ફાર્બસ ગુજરાતી સભા, અમદાવાદ | ૩– ૦–૦ | |
| ૩ | પ્રણયયજ્ઞ | કૃષ્ણપ્રસાદ લ. ભટ્ટ | લેખક પોતે, ગુજરાતીવાડ, દાહોદ | | |
| ૪ | ખમા બાપુને | ચંદ્રવદન મહેતા | આર. આર. શેઠની કંપની, મુંબઈ | ૨– ૮–૦ | |
| ૫ | કલ્યાણમાર્ગે | રમણીકલાલ જયચંદભાઈ દલાલ | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૧–૧૨–૦ | |
| ૬ | ચાલણગાડી ૧ લી, બીજી | ગિજુભાઈ અને જુગતરામ દવે | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૧–૦ | |
| ૭ | સ્મરણયાત્રા | કાકા કાલેલકર | ,, | ૧– ૮–૦ | |
| ૮ | રાજા રામમોહન રાય | રસૂલભાઈ ન વહોરા | ચરોતર એજ્યુકેશન સોસાઈટી, આણંદ | ૦– ૨–૦ | “કિશોર ચરિત્રમાળા” ગુચ્છ-ત્રીજું |
| ૯ | ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૦ | મહાદેવ ગોવિંદ રાનડે | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૧ | સર ફિરોજશાહ મહેતા | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૨ | સર સુરેન્દ્રનાથ બેનરજી | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૩ | બાલગંગાધર તિલક | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૪ | સ્વામી શ્રદ્ધાનંદ | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૫ | સર જગદીશચંદ્ર બોઝ | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૬ | પંડિત મોતીલાલ નહેરૂ | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૭ | લાલા લજપતરાય | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૮ | ગોપાલકૃષ્ણ ગોખલે | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૧૯ | ચિત્તરંજન દાસ | ,, | ,, | ૦– ૨–૦ | |
| ૨૦ | કલંકશોભા | અંબાલાલ નૃ. શાહ | ગુજરાતી પંચ અમદાવાદ | ૧–૧૨–૦ | |
| ૨૧ | રસમૂર્તિઓ | રણજિત મ. શેઠ | જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૨૨ | માનવીનું આરોગ્ય | દેસાઈભાઈ નાથાભાઈ પટેલ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૧– ૦–૦ | |
| ૨૩ | વનવનની વેલી | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યાલય ગોપીપુરા, સૂરત | ૦–૧૨–૦ | |
| ૨૪ | નૂતન વાચનમાળા પહેલી ચોપડી | શંકરભાઈ સો. પટેલ | લેખક પોતે, ભૂતડીઝાંપા, વડોદરા | ૦– ૨–૬ | |
| ૨૫ | સંતનાં સંસ્મરણો | છોટાલાલ માનસિંગ કામદાર | કલ્યાણ ગ્રંથાવલિ ઘીકાંટા, અમદાવાદ | ૧– ૪–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૩૩૩ | સાહિત્યવિવેચન | દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ | ગુ. વ. સોસાઇટિ અમદાવાદ | ૧– ૦–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૩૪ | આપણું વિવેચન-સાહિત્ય | હીરા મહેતા | ,, ,, | ૧– ૦–૦ | ,, |
| ૩૮૬ | નિબન્ધમાળા | વિશ્વનાથ મ. ભટ્ટ | ,, ,, | ૧– ૦–૦ | "નવચેતન" મે–'૪૦ "પ્રતાપ" ૪–૫–'૪૦ |
| ૩૩૬ | કવિચરિત | કેશવરામ કા. શાસ્ત્રી | ,, ,, | ૧– ૦–૦ | "નવચેતન" મે–'૪૦ "પ્રતાપ" ૪–૫–'૪૦ |
| ૩૮૭ | ભારતીય અર્થ-શાસ્ત્ર | ચિમનલાલ મ. ડૉક્ટર | ,, ,, | | "નવચેતન" મે–'૪૦ "પ્રતાપ" ૪–૫–'૪૦ |
| ૩૮૮ | દાયકે દશ વર્ષ | ડાહ્યાલાલ જાની | ,, ,, | | "નવચેતન" મે–'૪૦ "પ્રતાપ" ૪–૫–'૪૦ |
| ૩૮૯ | ચિત્રલેખા | રમણ ન. વકીલ | લેખક પોતે વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ | ૧– ૪–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૪૦ | નીતિતરંગિણી | મહાસુખભાઇ ચુ. શેઠ | લેખક પોતે, વીસનગર | ૦– ૮–૦ | ,, |
| ૩૭૬ | સ્વાધ્યાય | હરિપ્રસાદ મ. દેસાઇ | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૧– ૪–૦ | ,, |
| ૩૫૬ | જગતનો તાત | રામનારાયણ ના. પાઠક | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૨– ૮–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૮૩ | જીવનરસ | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | સ્વાશ્રયી લેખક મંડળ લાઠી | ૧– ૦–૦ | "નવચેતન" મે–'૪૦ "પ્રતાપ" ૪–૫–'૪૦ |

* આ કોઠકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮૧ | પગદીવાની પછીતેથી | જયન્તિ દલાલ | રેખા–ગુતિ કાર્યાલય અમદાવાદ | ૦– ૮–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૯૧ | રાજમોહન | બંકિમચંદ્ર | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | ૧– ૮–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૯૨ | અલકા | શરદબાબુ | ,, ,, | ૨– ૦–૦ | "નવચેતન" મે–'૪૦ |
| ૩૯૩ | ફા. ગુ. સભા મહોત્સવગ્રંથ | અંબાલાલ બુ. જાની | ફાર્બસ ગુજરાતી સભા મુંબઇ | ૩– ૦–૦ | "ઊર્મિ" મે–'૪૦ |
| ૩૯૪ | ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન | ભોગીલાલ ગિ. મહેતા | ,, ,, | ૦–૧૨–૦ | "ઊર્મિ" મે–'૪૦ |
| ૩૫૯ | શ્રીમદ્‌ભાગવત | ગોપાલદાસ પટેલ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧– ૮–૦ | "ગુજરાતી" ૫–૫–૪૦ |
| ૩૯૫ | ચાલણગાડી | ગિજુભાઇ અને જુગતરામભાઇ | ,, ,, | ૦– ૧–૦ | "ઊર્મિ" મે–'૪૦ |
| ૩૯૬ | કલ્યાણને માર્ગે | રમણીકલાલ જ. દલાલ | જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ | ૧–૧૨–૦ | "ઊર્મિ" મે–'૪૦ |
| ૩૯૭ | પગદંડી | ધૂમકેતુ | ગૂર્જરગ્રંથ રત્ન કા. અમદાવાદ | ૧– ૮–૦ | "ફૂલછાબ" ૧૨–૪–'૪૦ |
| ૩૮૫ | સત્તાર ભજનામૃત | ભક્ત સત્તાર શાહ ચિશ્તી | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે | ૦–૧૦–૦ | "ફૂલછાબ" ૧૨–૪–'૪૦ |
| ૩૯૮ | વિદાય વેળાએ | ખલીલ જિબ્રાન | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૮–૦ | "ફૂલછાબ" ૧૨–૪–૪૦ |
| ૩૯૯ | જાતે મજૂરી કરનારાઓને | નરહરિ દ્વા. પરીખ | ,, ,, | ૦– ૩–૦ | "ફૂલછાબ" ૧૨–૪–૪૦ |
| ૪૦૦ | ખોરાક | ચમનલાલ માધવરાવ વૈષ્ણવ | લોકોપયોગી ગ્રંથમાળા પોરબંદર | ૦– ૮–૦ | "ફૂલછાબ" ૧૨–૪–૪૦ |
| ૩૨૬ | પ્રેરક વ્યાખ્યાનમાળા | મણિભાઇ પટેલ | ગુ. વ્યા. પ્ર. મંડળ કરાડી | ૦– ૭–૦ | "પ્રતાપ" ૪–૫–'૪૦ |
| ૩૪૨ | ગુલામીની શૃંખલા | ધનંવતા ઓઝા | ભારતી સા. સંઘ અમદાવાદ | ૧–૧૪–૦ | "પ્રજાબંધુ" ૫–૫–'૪૦ |
| ૪૦૧ | બુદ્ધના બોલ | પંકજ | દેસાઇ નાયકની કું. સુરત | ૧– ૪–૦ | "પ્રજાબંધુ" ૫–૫–'૪૦ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૨ | મે | ૫-૫-૪૦ |
| કિશોર | ૫ | ૮ | એપ્રિલ | ૧૧-૪-૪૦ |
| કુમાર | ૧૮ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૪૦ |
| ખપ્રયતામિત્ર | ૨૬ | ૬ | ચૈત્ર | ૨-૫-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૧ | વૈશાખ | ૭-૪-૪૦ |
| ગુણસુન્દરી | ૩૩ | ૯ | મે | ૧-૫-૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૯ | મે | ૧-૫-૪૦ |
| ચરોતર | ૧૦ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૨ | એપ્રિલ | ૪-૪-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | જાન્યુઆરી-માર્ચ | ૧૫-૨-૪૦ |
| નવચેતન | ૧૯ | ૨ | મે | ૪-૫-૪૦ |
| નવરચના | ૫ | ૧ | એપ્રિલ | ૧૬-૪-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૭ | વૈશાખ | ૨૬-૪-૪૦ |
| પ્રસ્થાન | ૩૫ | ૪ | ફાગણ | ૨૭-૩-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | એપ્રિલ-જુન | ૭-૪-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૭ | મે | ૭-૫-૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૧૦ | મે | ૨-૫-૪૦ |
| બાલસખા | ૩ | ૧૦ | મે | ૧-૫-૪૦ |
| બાળક | ૧૮ | ૫ | મે | ૧-૫-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૭-૪-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૫ | ૧ | માર્ચ | ૧૩-૪-૪૦ |
| યુવક | ૧૦ | ૫ | મે | ૧-૫-૪૦ |
| રેખા | ૧ | ૯ | એપ્રિલ | ૨૭-૪-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૫ | મે | ૧૧-૫-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૭ | એપ્રિલ | ૧૫-૪-૪૦ |
| શારદા | ૩૨ | ૧ | એપ્રિલ | ૧૫-૪-૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૯ | માહ | ૨૧-૪-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૬ | મે | ૧-૫-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૩ | ૩ | ડિસે૦-ફેબ્રુ૦ | ૧૮-૩-૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૫ | મે | ૪-૫-૪૦ |

—ફ્રુ—

# શું વાંચશો ?

**ઊર્મિ : મે : ૧૯૪૦**

**સાહિત્ય અને લખાણ :** સાહિત્યનો આનંદ એ ઉત્કૃષ્ટ આનંદ છે. હિમાલયના સર્વોચ્ચ શિખરને પહોંચવા જેમ એનાં અનેક શિખરો પર માણસને વિજય મેળવવો પડે છે, તેમ આ આનંદ પ્રાપ્ત કરતાં પહેલાં એને પોતાની જાત ઉપર અને પોતાની સામાજિક સ્થિતિ ઉપર અનેક પ્રકારના કાબુ મેળવવાના હોય છે. સૌ સાહિત્યકારો આવો પ્રયત્ન કરનારા મનુષ્યો છે. એમાંથી કોઈ એક શિખર પર તો કોઈ બીજા શિખર પર હોય છે. સર્વોચ્ચ શિખરે પહોંચવાનું એનું ધ્યેય હોય છે. એ આનંદપ્રાપ્તિ સૌને માટે શકય ન પણ હોય, પણ પોતે 'જે આનંદ મેળવી શકયો નથી એ હોઈ જ શકે નહિ' એમ તો માત્ર પ્રયોગભીરૂ જ બોલે છે. ઊંચી વસ્તુના ખ્યાલથી નીચી વસ્તુનો ખ્યાલ આવી શકે છે. એટલે જે ચિત્ત સર્વદેશી હોય અને છતાં બાળક જેવું હોય એ જે સર્વોત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરે, એ જીવનના આનંદમાંથી જે જન્મે તે સાહિત્ય અને બાકી બધું લખાણ.

**જીવનનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ :** વિજ્ઞાને જીવન ઉપર સારી કે માઠી જે અસરો કરી છે તે ધ્યાનમાં લેતાં આપણું કર્તવ્ય શું હોઈ શકે ? એ વિષે આ લેખમાં ચર્ચા કરવામાં આવી છે. એમાં અર્થશાસ્ત્ર અને યુદ્ધો, લોકશાસન ને સામ્યવાદ, ધર્મ ને નીતિ, પાપ અને પુણ્ય, સદાચાર અને અધ્યાત્મવાદ વગેરે વિષેના છૂટક છૂટક વિચારોને વિજ્ઞાનની કસણીથી કસવામાં આવ્યો છે.

o

**કુમાર : એપ્રિલ : '૪૦**

**એશિયા ખંડનો પહેલો ચક્રવર્તી : કુબલાઈખાન :** એશિયા અને યુરોપ પર આંધી ફેલાવી જનાર એના દાદા જંગીસની યુદ્ધમીમાંસા અને તુમુલ બળ એનામાં હતાં; પણ એની સાચી મહત્તા એક વિજેતા કરતાં સમસ્ત પ્રજાનું માનસ ઘડનાર તરીકે હતી. આખી મંગોલ જાતિને એણે સંસ્કૃતિશાળી કરી હતી. ચિનાઈ સાહિત્ય અને સંસ્કૃતિને અપૂર્વ ચેતના આપી જનાર, એશિયાઈ સંસ્કૃતિની એક વિરલ વ્યક્તિ માત્ર વિજેતા જ નહિ પણ પોતાની પ્રજાની સંસ્કૃતિનો ધ્વજધારી બન્યો હતો.

**ભૂતકાળની શોધમાં :** એક ઇતિહાસસંશોધનના શોખીન ભાઈએ ઉત્તર ગુજરાતનાં પાટણવાડો અને વઢિયાર ભૂમિમાં કરેલા પગપાળા પ્રવાસનું વર્ણન છે. વઢિયાર ભૂમિની વિવિધ વાતો તમને આ લેખમાંથી વાંચવા મળશે.

**નર્મદા મૈયા :** કાળા કાંપને ઘસડી લાવતી ને કિનારાઓ પર ઠાલવતી નર્મદાને બી. બી. સી. આઈ. રેલ્વેના નવા બાંધેલા પૂલ નીચેની પોતાની વિશાળતાને વિસ્તારતી અરબી સમુદ્ર તરફ ધસી જતી જોવામાંયે હિંમત જોઈએ છે. ઘૂમરી લેતાં વાંસજાળ પાણીને જોઈને ભલભલા મસ્તાન ત્રાપાવાળા થથરી ઊઠે. એના ઊંડાણનો તાગ લેવામાં નિષ્ણાત તારાઓ પણ નિષ્ફળ નીવડે. એવી નર્મદાનાં ભિન્ન ભિન્ન સ્થળોનું પ્રવાસવર્ણન આ લેખમાંથી મળે છે.

**ગુણસુન્દરી : મે : ૧૯૪૦**

**કલકત્તા :** ત્યાંનાં નદી–નાળાંથી ભરપૂર, લીલી ફળદ્રુપ-ભૂમિનાં દર્શન માત્રથી આપણાં

નયન તૃપ્ત થાય છે ! ઉઘાડા માથાવાળા બાબુલોક અને વસ્ત્રોમાં લપાતી બંગાળી સ્ત્રીઓ નજરે પડે છે ! કોઇ ઘાટીલા ઘડા કેડે મૂકીને પાણી ભરતી હોય છે ! કલકત્તાને મહેલોનું શહેર કહેવાતું તે ૧૯૦૫ માં જ્યારે હું પહેલી વાર ગયો ત્યારે તો મને એવુંજ લાગેલું.

**સૌ દીપકબા દેસાઇ :** સમગ્ર ગુજરાતમાં તેમાં યે વડોદરા રાજ્યની હદમાં થએલાં સ્ત્રીકવિઓમાં ગણવા જેવાં સૌ. દીપકબા દેસાઈ છે.

તેમના નામ ઉપરથી જૂની પેઢીનાં એક પીઢ ગુજરાતી બાઈ જેવાં તેમને કલ્પી શકાય તેમ છે. ગુજરાત જે વખતે કુમુદ અને કુસુમની વાતો વાંચી નવાં નવાં સ્વપ્નોથી રાચતું થયું હતું, અને કુસુમમાળાની નવી કવિતાનાં પહેલાં દર્શન જે અરસામાં થવા માંડયાં હતાં, તે સમય એમના જન્મ પછીના પાંચ વર્ષનો સમય. સ્વર્ગસ્થ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે દીપકબાને ૧૯૩૫ માં રાજરત્ન બનાવ્યાં હતાં. પરંતુ તે માન તેમની કવિતા માટે નહિ, પણ તેમની સ્ત્રીઓના વારસાઇ હક્ક સંબંધના નિવેદન માટે અપાયું છે. એમની સાહિત્યપ્રવૃત્તિને રાજ્યે સત્કારી હોત તો વધુ યોગ્ય થયું હોત !

સૌ. દીપકબાએ જૂનવાણીના સંસ્કાર પચાવ્યા છે તેમજ નવા સંસ્કાર પણ અપનાવ્યા છે. એટલે જેવાં છે તેવાં તેમનાં કાવ્યો વડે વર્તમાન ગુજરાતી સ્ત્રી કવિઓનાં વિભાગમાં તેમનું સ્થાન નિરાળું જ છે અને તે નિરાળું જ રહેશે.

**બાળક શા માટે રડે છે :** તે જો શોધી કઢાય તો તેને રડતું બંધ કરવાના ઇલાજ પણ સહેલાઇથી શોધી કઢાય. બાળકને રડવાનાં કેટલાંક સંગીન અને શક્ય કારણો નીચે મુજબ છેઃ—

૧ ભૂખ લાગે છે, ૨ પેટમાં આંકડી આવતી હોય, ૩ કાન અથવા શરીરના કોઇ બીજા ભાગમાં દર્દ થતું હોય, ૪ પારણામાં ચાંચડ, માંકડ કે બીજા કોઇ જીવજંતુ હોય, ૫ સખત બિમારી હોય, ૬ પથારી અથવા પહેરેલાં કપડાં ભીનાં થઇ ગયાં હોય, ૭ ઋતુને યોગ્ય કપડાં પહેરાવ્યાં ન હોય, ૮ કપડાં બહુજ બંધબેસતાં પહેરાવ્યાં હોય અથવા ખૂંચે તેવાં હોય, ૯ લંગોટની સેફટી પીન પેટની ચામડીને લાગતી હોય, ૧૦ અતિશય કમજોરી હોય, ૧૧ અતિશય દૂધ પીવરાવ્યું હોય, ૧૨ પેશાબ કે ઝાડો થયો ન હોય, ૧૩ બાળક હઠીલું અને જીદ્દી હોય. ઉપર જણાવેલાં તેર કારણોનું જરા બારીકાઇથી અવલોકન કરવાની જરૂર છે. કારણ કે બાળકના રડવાના કારણની બરાબર ખબર ન પડે ત્યાં સુધી તેના ઉપાયો કરવા તે શક્ય નથી.

## નવચેતન : મે : ૧૯૪૦

**જગતનો અજોડ શ્રીમંત : બૅરન મિત્સુઇ :** પાશ્ચાત્ય કુબેર ભંડારીઓને પલકારામાં ખરીદી લઇ તેમને ખિસ્સામાં સેરવી દેવાનું સામર્થ્ય ધરાવનાર જાપાનના બૅરન મિત્સુઇનું નામ દુનિયાના અન્ય દેશોમાં બહુ જાણીતું નથી. પણ મિત્સુઇ મહાશય દર વર્ષે સાડાસાત લાખ પાઉન્ડની ગંજાવર રકમ આવકવેરા તરીકે ભરે છે. અર્થાત્ તેમની તીજોરીમાંથી તેઓ દરરોજ બસો પાઉન્ડ આવકવેરાના જુદા કાઢે છે. મિત્સુઈ જાપાનના હથિયારો બનાવવાના કારખાનાનો માલિક છે. જાપાનના વહાણવટાના ક્ષેત્રમાં એનું ખાસ સ્થાન છે, જાપાનનો કોઇ પણ ઉદ્યોગ એવો નથી જેના પર એનો હાથ પડયો નથી. આટલો ધનવાન છતાં એની પત્નીને વર્ષે દિવસે

નવો પોશાક કરાવવો હોય તો મિત્સુઈના "ચોકીદાર"ની પરવાનગી લેવી પડે છે. એટલી કરકસર એને ત્યાં ચાલે છે. ખાસ આ કામ માટે એણે "ચોકીદાર"ની નિમણુંક કરેલી છે.

**ટેલિફોનનો શોધક :** આ લેખ સામયિક દોહન વિભાગમાં આપ્યો છે. ટેલિફોનની શોધ એના એ શોધકે કેવી રીતે કરી એ બધું જાણવા આ લેખ ખાસ વાંચવા જેવો છે.

**તમે ઘસઘસાટ ઊંઘી શકો છો ?** ઊંઘ નહિ આવવાનાં અનેક કારણોમાં જ્ઞાનતંતુઓનો ઉશ્કેરાટ મુખ્ય ગણી શકાય. વધુ પડતો ખોરાક ખવાયો હોય ત્યારે પણ ઊંઘ આવતી નથી.

**નવરચના : એપ્રિલ : ૧૯૪૦**

**જીવો–મુંબઇનો પહેલો ગુજરાતી :** ઘર્ણ કરી મુંબઈમાં આવનાર એ પહેલો ગુજરાતી હતો. એ સમયે મુંબઇ તાજું જ અંગ્રેજોના હાથમાં આવ્યું હતું. એ કચ્છમાંથી ધંધા માટે મુંબઇ ગયેલો. બે આનાના રોજે એને પાણી પાવાની નોકરી મળેલી. પાછળથી તે ઘાટીની ભાષા શીખેલો, માલના દાગીના પરની અંગ્રેજી છાપો પણ ઓળખતો અને ભાગ્યું તૂટ્યું અંગ્રેજી પણ અનુભવે શીખેલો, આંકડાઓનું જ્ઞાન મેળવેલું. પરિણામે એને દસ રૂપિયાની કારકુની મળેલી. એના અવનવા જીવનરંગો જાણવા આ લેખ વાંચો.

**શારદા : એપ્રિલ : '૪૦**

**ધુંવાધાર :** આ ધોધનું નામ ધુંવાધાર છે. જલપાત થવાથી નીચે ધોળા ફીણવાળા સમુદ્રનો દેખાવ બને છે. અને અત્યંત ઠંડા જલકણ ઊડીને આંધી–ધુંવા જેવું દશ્ય રજૂ કરે છે. એ ઉપરથી એનું નામ ધુંવાધાર પડ્યું છે. તમે જો કાંઠા ઉપરથી નીચે ઊતરીને જલપ્રપાતથી થોડે દૂર ખડક ઉપર ઊભા રહો તો અત્યંત મીઠાં ઠંડાં જલબિંદુઓ તમારા ઉપર છંટકાવ કરે. જાણે ઝીણા ઝરમર વરસતા વરસાદની જ ઠંડી ! છતાં એ સ્પર્શ વધુ રુચિકર અને શ્રમહર લાગે છે.

**શ્રી. ખાખાજી આપાજી :** ગુજરાતમાં ગાયકવાડના વંશને રાજ્યકારોબાર સુસ્થિત કરવામાં આ આગેવાન મુત્સદ્દીએ સારો સાથ આપેલો. એમણે ગાયકવાડ સરકારને કઇ કઇ રીતે કેવી મદદ કરેલી અને તેના બદલામાં શ્રીમંત તરફથી તેમની કેવી કદર થયેલી તે જાણવા આ લેખ અવશ્ય વાંચો.

**ઉદ્ધાર આશ્રમ :** પંચમહાલની પછાત ગણાતી ભીલ કોમનો ઉદ્ધાર કરવામાં આ સંસ્થાએ કેટલો અને કેવો ફાળો આપ્યો છે તેને લગતી માહિતી આ લેખમાંથી મળી આવશે.

**શિક્ષણ અને સાહિત્ય : મે : ૧૯૪૦**

**કેળવણીના સફળતાની બે શરતો :** કોઇ પણ કેળવણીને સફળ થવા માટે બે વસ્તુની જરૂર છે. સૌથી પહેલાં શિક્ષણ અથવા કેળવણીનો કોઇ આદર્શ હોવો જોઇએ. કેળવણીને અસરકારક થવામાં બીજી આવશ્યક વસ્તુ છે પ્રણાલી અથવા પદ્ધતિ. આ બે શરતો જાણવા માટે આખો લેખ વાંચો.

**શિવનાથ અને ઇબ :** આ નદીઓને કિનારે ઘણા સાધુઓએ જરૂર તપ કર્યું હશે અને કૃતજ્ઞતાપૂર્વક એમણે એમને માટે સ્તોત્રો ગાયાં હશે.

**પ્રાચીન ઇજીપ્તનો સદાચાર :** ઇજીપ્તમાં પ્રાચીન કાળમાં માણસે પાળવાના સદાચારની એક વર્ગીકૃત યાદી તૈયાર કરવામાં આવેલી. તેમાં સાત વર્ગો પાડી પાંચ પાંચ નિયમો દર્શાવવામાં આવેલા. તેમાંનો એક નથી મળતો, જ્યારે ૩૪ આ લેખમાં ઉતારવામાં આવ્યા છે.

**સ્ત્રીબોધ : મે : ૧૯૪૦**

**નવું :** કંઇક નવું જોઇએ, કંઇક ચમત્કારિક જોઇએ; એકની એક વસ્તુ નથી ગમતી. ગમે ત્યાં જીવનના માર્ગમાં ગમે તેવું નવું પણ જૂનું થઇ જાય છે, એટલે આજે જ્યાં ને ત્યાં " નવું શું છે ? " એવો પ્રશ્ન ઘરગથ્થુ બને છે, સૌ કોઇ જૂની રીતને, પદ્ધતિને, વસ્ત્રોને અને રમતને પણ તુચ્છકારી નવાની શોધમાં લાગી જાય છે. અને શોધતાં જૂનાને નવા તરીકે સ્વીકારી રાજી થાય છે.

**ફાહિયેન :** વિદ્યાર્થીઓને ખૂબ જરૂરી એવી જિજ્ઞાસાવૃત્તિ તેનામાં સતેજ હતી. બુદ્ધ ધર્મનાં રહસ્યો સમજવાની તેને ખૂબ ઇચ્છા હતી. તે ધર્મનો અભ્યાસી થતો ગયો તેમ તેમ બુદ્ધના જીવન વિષે જાણવાની જિજ્ઞાસા જાગેલી. બુદ્ધના જીવનપ્રસંગો સાથે સંકળાયેલાં સ્થળોની એણે યાત્રા કરેલી. ધર્મોદ્ધાર કરવાની એનામાં તમન્ના હતી અને એ કારણે એણે હિંદનો પ્રવાસ કરેલો, અને પરિણામે વિદ્યાર્જન કરી પાછો ફરેલો.

---

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદ્દત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુંદારે એપ્રિલ માસમાં** પાટણ મહાલના ૧ આંબાપુરા, ૨ મણુંદ, ૩ કંથરાવી, ૪ નવાપુરા, ૫ પળી, ૬ રૂવાવી, ૭ ડાભડી ૮ સંડેર, ૯ કમળીવાડા, ૧૦ રૂની, ૧૧ બાલીસણા, ૧૨ કણી, ૧૩ સુણક, ૧૪ રુંડાવ, ૧૫ અમૂઢ, ૧૬ વીસલવાસણા, ૧૭ માનપુર; હારીજ મહાલનાં ૧૮ બોરતવાડા, ૧૯ પીપલાણા, ૨૦ અડિયા, ૨૧ કુણઘેર ( પાટણ ) એ ગામોની તપાસણી કરી છે.

**વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. મહીજીભાઇ જેઠાભાઇએ** એપ્રિલમાં ૧ ભાયલી, ૨ ગોકળપુરા એ ગામોની તપાસણી કરી છે.

**કડી મહાલ માનદ પ્રચારક શ્રી. નર્મદાશંકર જયશંકર દવેએ** ફેબ્રુઆરીમાં અગોલની તપાસણી કરી છે.

**સંખેડા મહાલ માનદ પ્રચારક શ્રી. જેસંગભાઇ ગરબડભાઇએ** ૧ સરગી, ૨ કોસિન્દ્રાના પા. રણછોડભાઈ કાશીભાઇના ખાનગી પુસ્તકાલયની તપાસણી કરી છે.

**શિનોર મહાલ માનદ પ્રચારક શ્રી. હરિભાઇ શંકરભાઇ પટેલે** ૧ મોલેથા, ૨ અચીસરા, ૩ નાના કરાળા એ ગામોની તપાસણી કરી છે.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મથુરભાઈએ** એપ્રિલ માસમાં સંખેડા મહાલનાં ૧ માંજરોલ, ૨ કાળી તળાવડી, ૩ કસુંબીઆ, ૪ મારૂં, ૫ ઝ.બ, ૬ ફાટા, ૭ કાવીઠા, ૮ ચંદ્દાનગર, ૯ પતરા, ૧૦ ડોલમાર, ૧૧ સર્યા, ૧૨ ફાફટ, ૧૩ વડેલી, ૧૪ સર્યા-ઘોડા, ૧૫ પીઠા, ૧૬ પાટણા, ૧૭ રાજનગર, ૧૮ માંકણી, ૧૯ બોડેલી, ૨૦ લાછરસ, ૨૧ પરવટા, ૨૨ વાસણા, ૨૩ કોસિંદ્રા, ૨૪ ચીખોદરા, ૨૫ સરગી, ૨૬ પાણેજ, ૨૭ તાંદળજા, ૨૮ લદોદ, ૨૯ અલ્હાદપુરાઃ એ ગામોની તપાસણી કરી છે.




## વડોદરા રાજ્ય

### પુસ્તકાલયોને મળેલી ભેટ*

**સા. પુ. દામનગરને** ૨૦) શાહ અમરચંદ પીતામ્બરદાસ તરફથી, ૩-૪-૦ વોરા અલીભાઈ અબ્દુલઅલી તરફથી, ૨) સંઘવી તારાચંદ હરિચંદ તરફથી, ૨) શા. પરમાનંદદાસ માધવજી, ૨) ભાવસાર લલ્લુભાઈ લવજી, ૨) કોઠારી ધનજી દેવચંદ તરફથી.

**સા. પુ. બચાર** ( તા. કરજણ )ને ૩) ચોરંદાના બેગ ઉમેદ અમીર તરફથી.

**સા. પુ. બરિયફ** ( તા. ચાણસ્મા )ને ૨૫) મહેસાણાના પટેલ રણછોડદાસ હેમરાજે તેમના પુત્ર ડૉ. રામલાલભાઈના લગ્નપ્રસંગે આપ્યા છે.

**શિષ્ટ વાચન પરીક્ષા**—ચાણસ્મા મહાલ પુ. મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા માટે વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૧ લી પુ. ૧ મુકરર કરાયું છે. સદર પરીક્ષા તા. ૨૩-૫-૪૦ ના રોજ સવારે ૭-૧૦ વાગતા લેવાશે.

**વીસનગર મહાલ** તરફથી બાળકો માટે શિષ્ટ વાચનની બીજી પરીક્ષા ગઈ તા. ૨૭-૪-૪૦ ના રોજ લેવાઈ હતી. પરીક્ષા માટે **"મૂંગા લોકસેવક મોતીભાઈ અમીન"** એ પુસ્તિકા રખાઈ હતી. કુલ ૩૧૫ બાળકોએ આ પરીક્ષાનો લાભ લીધો હતો.

**નવસારી મહાલ** તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા આવતી તા. ૧૬-૬-૪૦ ના રોજ જે તે પુસ્તકાલયમાં ૭-૩૦ થી ૧૦-૩૦ સુધી રાખવામાં આવી છે. આ પરીક્ષા માટે પણ " મૂંગા લોકસેવક મોતીભાઈ " એ પુસ્તિકા પસંદ કરવામાં આવી છે. પુસ્તકની કિંમત ૦-૨-૦ હોઈને શ્રી સયાજી વૈભવ લાઈબ્રેરીમાંથી પણ મળશે. તા. ૫ મી જુન પહેલાં જેણે તેણે પુસ્તક મંગાવી લેવા તજવીજ કરવી.

## પરદેશ

**ઝેક દેશભક્તોનાં પુસ્તકો જલાવી દેવાનો હુકમ**—જર્મન અંકુશ તળેના એક પ્રદેશમાં જર્મન સત્તાવાળાઓએ ઝેક દેશભક્તોનાં લખેલાં પુસ્તકોનો મોટો જથ્થો બાળી મૂકવાનો હુકમ કર્યો છે. એમાં માજી પ્રમુખ ડૉ. બેનેસનાં લખેલાં પુસ્તકો તેમ ' પેન-સ્લાવિઝમ 'ને લગતાં પુસ્તકો પણ આવી જશે.

એવો અંદાજ કરવામાં આવે છે કે આ રીતે ૩૦ લાખ પુસ્તકોનો નાશ કરવામાં આવનાર છે.

---

* આ યાદીમાં રૂ. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

# વર્ગીકૃત નામાવલિની પૂરવણી નં. ૩૮

ग $\frac{૯૦૮}{૬૨૧}$ શાહ, રમણલાલ નાનાલાલ
શેકસપીઅરનાં કથાનકો
(અં.) ભા. ૧ લો
૧૯૩૭; રૂ. ૧—૦૦૦

य $\frac{૯૦૮}{૬૨.૨}$ શાહ, રમણલાલ નાનાલાલ
શેકસપીઅરનાં કથાનકો
(અં.) ભા. ૨ જો
૧૯૩૮; રૂ. ૧—૦—૦

तर $\frac{૨૯૪૩}{૨૨}$ જોષી, ઈશ્વરલાલ ક.
ખેડૂત પાઠમાળા
પહેલી ચોપડી
૧૯૩૧; રૂ. ૦—૨—૬

ह्रर $\frac{૯૧૬}{૨૬}$ શુકલ, ચંદ્રશંકર પ્રાણશંકર (અનુ.)
ચીનનો અવાજ
૧૯૩૮; રૂ. ૦—૮—૦

य३ $\frac{૯૬૩૩}{૫૯}$ સુબંધુ આત્માનંદ
બાહુબલ કથાઓ
૧૯૩૧; રૂ. ૦—૮—૦

ण $\frac{૨૯૬૪}{૧૨}$ જોષી, છગનલાલ નથુભાઈ
આપણો આર્થિક પ્રશ્ન
૧૯૩૮; રૂ. ૧—૦—૦

य $\frac{૬૮૮}{૨૨}$ મહેતા, ચંદ્રવદન ચિમનલાલ
ખમા બાપુ !
૧૯૪૦; રૂ. ૨—૮—૦

य $\frac{૨૯૯૮}{૪૮}$ જોષી, માણેકલાલ ગોવિંદજી
નિર્મળા
૧૯૩૯; રૂ. ૧—૪—૦

घ $\frac{૮૧૬૫}{૨૯.}$ વિદ્યાવિજયજી મુનિશ્રી
જૈન તત્ત્વજ્ઞાન
૧૯૩૫; રૂ. ૦—૪—૦

*च $\frac{૨૫૭}{૧૧}$ ઘેલાણી, ટોપણ દયાળજી
અન્નપૂર્ણાનું મંદિર
૧૯૪૦; રૂ. ૨—૦—૦

* च ને બદલે य $\frac{૨૫૭}{૧૧}$ વાંચવું.

भ $\frac{૩૦૬૨}{૧૨}$ ઝવેરી, મનસુખલાલ મ.
આરાધના
૧૯૪૦; રૂ. ૨—૦—૦

भ $\frac{૬૧૩૬૬}{૧૩}$ ખેરાઝ, સુંદરજી ગો.
ઇન્દ્રધનુ
૧૯૪૦; રૂ. ૨—૦—૦

भ $\frac{૪૯૨૩}{૧૨}$ પટેલ, ગોવિન્દ હ.
આપદ્ધર્મ
૧૯૪૦; રૂ. ૦—૧૦—૦

ढ $\frac{૫૦૯૩}{૬૦}$ પટેલ, મોખાભાઈ કિશાભાઈ
બાલવાચનમાળા પુ. ૧—૬
૧૯૪૦; રૂ. ૦—૧૦—૬

भ $\frac{૭૦૩૮}{૬૬}$ મહેતા, વસુમતી
મંજીરા (સચિત્ર)
૧૯૪૦; રૂ. ૦—૩—૬

ङ $\frac{૪૬૧૮૬}{૬૫}$ પટેલ, ગોપાલદાસ જીવાભાઈ (મંપા)
શ્રીમદ્ ભાગવત
૧૯૩૯; રૂ. ૧—૮—૦

ट $\frac{૬૬૯૭૭}{૭૧}$ મહેતા, બબલભાઈ પ્રાણજીવનદાસ
મારું ગામડું
૧૯૪૦; રૂ. ૦—૯—૦

ज्ञ $\frac{૨૪૮૨}{૩૩૯૬}$ દવે જુગતરામ ચી.
આત્મસેવક ગોખલે
૧૯૪૦; રૂ. ૧—૮—૦

ज्ञ $\frac{૨૦૦}{૧૫}$ કાલેલકર, દત્તાત્રય બાલકૃષ્ણ
ઓતરાતી દીવાલો
૧૯૪૦; રૂ. ૦—૬—૦

य $\frac{૬૧૨૮}{૭૫}$ બુદ્ધ ધૈર્યચન્દ્ર ર.
યુગચિત્ર
૧૯૪૦; રૂ. ૧—૦—૦

य $\frac{૯૦૮}{૭૬}$ શાહ, રમણલાલ નાનાલાલ
રામજીનો ખજાનો અને બીજી વાતો
(અં) ૧૯૪૦; રૂ. ૦—૮—૦

य $\frac{૯૦૮}{૯૯}$ શાહ, રમણલાલ નાનાલાલ:
હસતાં બાળ (સચિત્ર)
(अं) ૧૯૪૦; રૂ. ૦-૫-૦

य૩ $\frac{૯૮૧૨૫}{૯૬}$ સ્વામી, ગણેશાનંદ
સુબોધ કથાસાગર
૧૯૩૪; રૂ. ૧-૮-૦

ट $\frac{૧૬૦}{૨૫}$ કપાસી, ભીખલાલ ભા.
ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ
૧૯૪૦; રૂ. ૦-૧૨-૦

ज्ञ $\frac{૧૧૨૪}{૪૨૫૨૫}$ દેસાઇ જગન્નાથ (સંપા.)
મૌલાના આઝાદ
૧૯૪૦; રૂ. ૦-૪-૦

य $\frac{૫૫૨૮૮}{૧૧}$ પાઠક, રવિશંકર નરોત્તમદાસ
અંતરના દિવડે
૧૯૪૦; રૂ. ૦-૬-૦

ड $\frac{૧૨૩૭૫}{૨૮}$ આઝાદ હિંદ કાર્યાલય, અમદાવાદ
જામનગરની ભીતરમાં
૧૯૪૦; રૂ. ૧-૪-૦

क्ष $\frac{૯૮૬૬}{૨૭}$ હમદાની, એચ. એમ.
જગતની મહાન જ્યોતિઓ
૧૯૪૦; રૂ. ૦-૫-૦

व $\frac{૨૬૪૫૭}{૯૪}$ ચિશ્તી, સત્તારશાહ
સત્તાર ભજનામૃત ઉર્ફે મુક્તિ
પ્રબોધ ભજનાવલિ.
૧૯૪૦; રૂ. ૧-૦-૦

र $\frac{૯૪૦૩}{૮૧}$ સંઘવી, બળવન્ત ગો.
(અગ્નિકુમાર)
વિચારવીચિ
૧૯૪૦; રૂ. ૦-૮-૦

ण $\frac{૩૦૪૫}{૩૦}$ જ્યોતમંડળ, સુરત (પ્રકા.)
જ્યોતમંડળની પત્રિકાઓ
૧૯૩૮-૪૦;

य $\frac{૪૫૩૭૩}{૫૪}$ ધામી, મોહનલાલ
પરિચારિકા
૧૯૩૬; રૂ. ૧-૪-૦

य $\frac{૮૨૪}{૧૫}$ વીમાવાળા નટવરલાલ મૂ. (સંપા)
કથાકલગી
૧૯૩૯; રૂ. ૨-૮-૦

र $\frac{૫૮૭૩}{૭૦}$ ફાર્બસ ગુજરાતી સભા
મહોત્સવ ગ્રંથ
૧૯૪૦; રૂ. ૩-૦-૦

ळ $\frac{૯૧૦૧}{૫૮}$ શાહ, શંકર અને બધેકા, નરેન્દ્ર
પ્રવાસવાર્તા
(अं.) સં. ૧૯૯૨(૧૯૩૬), રૂ. ૦-૫-૦

र $\frac{૩૬૬૫}{૨૭}$ ત્રિવેદી, નવલરામ જગન્નાથ
(સંપાદક) જયંતીવ્યાખ્યાનો
૧૯૪૦; રૂ. ૨-૪-૦

र $\frac{૧૬૧૬}{૧૬}$ કમલિની, બ્હેન
કમળ

य $\frac{૬૨૭૩૫}{૫૭}$ ભટ્ટ, કૃષ્ણપ્રસાદ લલ્લુભાઇ
પ્રણયયજ્ઞ
૧૯૪૦; રૂ. ૧-૮-૦

म $\frac{૪૬૧}{૮૧}$ ધ્રુવ, કેશવલાલ હર્ષદરાય
વિંધ્યવનની કન્યકા અથવા
પ્રિયદર્શના
૧૯૩૯; રૂ. ૨-૦-૦

य $\frac{૯૦૮}{૯૦}$ શાહ, રમણલાલ નાનાલાલ
બિહારી પહાડ
(अं) ૧૯૩૭; રૂ. ૦-૩-૦

म $\frac{૩૬૮૬}{૬૬}$ દલાલ રમણીકલાલ જયચંદભાઇ
રાજાની રાણી
૧૯૩૮; રૂ. ૦-૮-૦

ज्ञ $\frac{૯૫૫૬}{૫૩૫૮૪}$ ( સાવરકર )
માડી તારે ખોળે
( अं )

ज्ञ $\frac{૯૫૫૬}{૫૩૫૮૪}$ પંડ્યા, ભાલચંદ્ર ન.
મારી તારે ખોળે
( સાવરકર વિ. )
अं ૧૯૩૬; રૂ. ૦-૩-૦

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઈઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો:—
(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોઢવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયનાં નામ છાપેલાં પત્તાં ચોઢવાં. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તું ચોઢવું. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિંમત લખવી તેમજ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિકકા મારી પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જે બાકી હોય તો તે પણ પૂર્ણ કરવું.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઈ આખર સુધીમાં માગણી પ્રમાણેનાં મળી શકે તેટલાં બધાં પુસ્તકો મોકલવાનો તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિના કારણ ખર્ચ કરશો નહિ.

૫ જે પુસ્તકાલયો ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાવેલી પુસ્તકખરીદીની રકમમાંથી ખરીદવાનાં પુસ્તકોની યાદીઓ ન મોકલી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અત્રેની પસંદગીનાં પુસ્તકો મોકલવામાં આવશે.

ઉ. મો. પટેલ

અ૦ વ્યવસ્થાપક.

## વટહુકમ નં. ૧૦ સને ૧૯૩૯–૪૦

# વિષય

### કાયમ ફંડનાં નાણાં અ વર્ગથી નીચા દરજ્જાની સહકારી પેઢીમાં ન રાખવા બાબત

સરક્યુલર નં. ૧૦૫ તા. ૨૩–૬–૨૫ તથા વટહુકમ નં. ૫ તા. ૩–૫–૨૮ આધા પુસ્તકાલયનાં કાયમ ફંડનાં અને બીજાં એકઠાં થયેલાં નાણાં સુરક્ષિત રહે તે માટે યોગ તજવીજ કરવા જણાવેલું છે. છતાં મહેસાણા પ્રાંત પ્રચારકની ડાયરી જોતાં કડી મહાલ બ–ક–ડ વર્ગની સહકારી મંડળીઓમાં નાણાં રોકાયાની હકીકત આવેલી. આ ખરેખ અયોગ્ય છે. અને નાણાંની સહીસલામતી સચવાઇ નથી. ખાતા તરફથી અનેકવખત વટહુક થયેલા છે. માટે જે જે સ્થળોએ જે જે ગ્રામપુસ્તકાલયોના મંત્રીઓએ આવી રકમો અ વર્ગથ ઊતરતા દરજ્જાની સહકારી મંડળીઓમાં મૂકી હોય તે તાત્કાલિક ઉપાડી મહાલની બચત પે અ વર્ગની સહકારી મંડળી, પોસ્ટલ સેવિંગ બેન્ક અથવા નજીકની વડોદરા રાજ્યમાં આવેલ વડોદરા બેન્કની શાખામાં રોકવા તજવીજ કરવી.

ઉપર પ્રમાણેના થયેલા હુકમનો અમલ જે તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓએ તાત્ક લિક કરવો, અને નાણાં જોખમાય તેમ લાગતું હોય તો જે ઇસમો તરફથી આવી ઊતરત દરજ્જાની પેઢીમાં મુકાયાં હોય તેમની પાસેથી રકમ વસુલ લેવા તજવીજ ખાતા મારફ કરવી. રા. મહાલ શાળાધિકારી સાહેબોએ પણ આ બાબતની ખાસ તપાસમાં નોંધ લ નાણાંની સદ્ધરતા માટે ઘટિત ઇલાજ લેવા અને તેવી હકીકત પુસ્તકાલય ખાતાના ધ્યા ઉપર લાવવી.

**અ વર્ગની સહકારી મંડળીઓની યાદી**

અ વર્ગની સહકારી મંડળીઓની યાદી મે. રા. રા. સહકારી અધિકારી સાહેબન લખાણ નં. ૩૬૫૮ સને ૩૯–૪૦ તા. ૪ એપ્રિલ ૧૯૪૦ આવેલી તે આ સમત લાગતા વળગતા તમામની જાણ તથ અમલ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૮–૫–૧૯૪૦

ઉ. મો. પટેલ
આ૦ વ્યવસ્થાપક

### અ વર્ગની મંડળીઓ

**પેટલાદ મહાલ**
૧ ધર્મજ આંટ વધારનારી સહકારી મંડળી
૨ બાકરોલ

**ભાદરણ પેટામહાલ**
૧ ટીંબા આંટ વધારનારી સહકારી મંડળી

**શિનોર મહાલ**
૧ બેખડા આંટ વધારનારી સહકારી મંડળી
૨ સનીસણા

**વાઘોડીઆ મહાલ**
૧ રસુલાબાદ આંટ વધારનારી સહકારી મંડળી

**સંખેડા મહાલ**
૧ કોસીંદ્રા આંટ વધારના સહકારી મંડળી

**કરજણ મહાલ**
૧ પુરા નં. ૧ આંટ વધાર નારી સહકારી મંડ

૨ શેરપુરા આંટ વધારનારી સહકારી મંડળી
૩ રારોદ આંટ વધારનારી સહકારી મંડળી

**મહેસાણા મહાલ**

૧ મહેસાણા ખેડૂત
૨ લાંઘણુજ
૩ બુદ્ધાખાલડી
૪ મહેસાણા પ્રાંત કેળવણી ખાતાની

**ચાણસ્મા મહાલ**

૧ ચાણસ્મા ખેડૂત
૨ બ્રાહ્મણવાડા

**વિજાપુર મહાલ**

૧ લાડોલ

**કડી મહાલ**

૧ મેડા આદરજ
૨ વામજ મોરિયા
૩ વામજ માવતરિયા

**કલોલ મહાલ**

૧ સૈજ

**પાટણ મહાલ**

૧ બાલીસણા

**કોડીનાર મહાલ**

૧ કડોદરા
૨ સરખડી

**રતનપુર મહાલ**

૧ નવાગામ

**ઓખામંડળ**

૧ ઓખાપોર્ટ સરકારી નોકર

**વડોદરા મહાલ**

૧ સરાર આંટ વધારનારી સહકારી મંડળી
૨ નિઝામપુરા
૩ ભાયલી
૪ ધરીલા

**નવસારી પ્રાંત**

**નવસારી મહાલ**

૧ પરુજણ
૨ નવસારી કરખાના સુધરાઇના ભંગી નોકર લોકોની સ. મંડળી

**ગણદેવી મહાલ**

૧ ગણદેવી સહકારી બેન્ક

**મહુવા મહાલ**

૧ અનાવલ આંટ વધારનારી સ. મંડળી

૨ ખરવાણ
૩ માછી સાદરા

**વ્યારા મહાલ**

૧ ઉમરવાવદૂર આંટ વધારનારી સ. મંડળી
૨ ખુશાલપુરા ,, ,,
૩ પંચોલ ,, ,,
૪ બોરખડી ,, ,,
૫ ઘાટ ,, ,,
૬ બારતાડ ,, ,,

**સોનગઢ મહાલ**

૧ અગાસવાણ

**પલસાણા મહાલ**

૧ પલસાણા

**કામરેજ મહાલ**

૧ વરીઆવ

**માંગરોલ મહાલ**

૧ માંગરોલ આંટ વધારનારી સ.મંડળી
૨ કોસંબા ,, ,,
૩ વેળાછા ,, ,,
૪ પીપોદ્રા કેન્દ્ર ,, ,,

---

### વટહુકમ નં. ૧૧ સને ૧૯૩૯–૪૦

## વિષય

### સાલ આખર બચત રહેલી રકમની તજવીજ કરવા બાબત

**અંદાજની બચત રકમનો ગેરઉપયોગ થવા બાબત**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્ય કરનાર માનદ અને પગારદાર તપાસણી કામદારોની નોંધપોથીઓ જોતાં કોઇ કોઇ સ્થળે બજેટની બચત રકમો બીજા વર્ષની લોકમદદ તરીકે ગણવા પ્રયાસ કરે છે. અગર એ રકમો બીજે સદરે ખર્ચવા માટે ખાતાની પરવાનગી લેવામાં આવતી નથી.

ઉપરની પરિસ્થિતિ અટકાવવા માટે તમામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, બજેટમાં જે રકમ ખર્ચ માટે સાધવામાં આવતી હોય તેનો ખાતાવાર હિસાબ અવશ્ય રાખવો. અને સાલ આખરે બચત થતી રકમ બીજા વર્ષના બજેટમાં લાલ શાહીથી બચત તરીકે બતાવી તે સદરે તેટલી ઓછી રકમની માગણી કરવી. બચત થયેલી રકમમાં પાછલી સાલે સરકાર–પંચાયત મદદનો હિસ્સો આવેલો હોવાથી તેમને બીજી વખત એજ રકમ ઉપર સરકાર–પંચાયત મદદ મળી શકે નહિ.

**પરિસ્થિતિ સુધારવા માટે ભવિષ્યમાં કરવાની તજવીજ**

વળી કોઇ કોઇ ગ્રામ પુસ્તકાલયને પોતાના અંદાજમાં એક સદરે મંજૂર થયેલી રકમ બીજા સદરે ખાતાની પરવાનગી મેળવ્યા સિવાય ખર્ચ કરે છે. હવેથી તેમ ન કરવા તમામ મંત્રીઓને સમજ આપવામાં આવે છે અને આવો વર્ગફેર ખર્ચ કરવાની જરૂર જણાય તો વ્યવસ્થાપક મંડળના ઠરાવ સાથે ખાતા પાસે માગણી કરી વર્ગફેર કરાવવા તજવીજ કરવી. આવી પરવાનગી મેળવ્યા સિવાય થયેલો ખર્ચ મંત્રીને પુસ્તકાલયમાં પરત જમા કરાવવો પડશે. આ બાબતો રા. તપાસણી અધિકારી સા. એ પુસ્તકાલયની મુલાકાત પ્રસંગે જોતા રહેવા તજવીજ કરવી અને જરૂર પ્રસંગે ખાતાનું ધ્યાન ખેંચી ખામી દૂર કરાવવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૮–૫–૧૯૪૦

ઉ. મો. પટેલ
અ૦ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૧૨ સને ૧૯૩૯–૪૦

# વિષય

## પુસ્તકાલયના મંત્રી લાંબી મુદતની રજા વા વેકેશન પ્રસંગે બહારગામ જાય ત્યારે બીજાને ચાર્જ સોંપવા બાબત

પુસ્તકાલયનું કામ કરનાર મંત્રી અને ગ્રંથપાલ બીજા કોઈ પણ પ્રકારની કે વેકેશનની રજા પર જાય તો પુસ્તકાલય બંધ રાખવાનું નથી. પુસ્તકાલયનો હવાલો ગામમાં રહેતા શિક્ષકને સોંપી અમુક સમય તે ખુલ્લું રાખી કામ કરવાનું છે. અને જ્યાં એક પણ શિક્ષક ગામ પર ન રહેનાર હોય ત્યાં સ્થાનિક રા. મહાલ ગ્રામાધિકારી સા. ની પરવાનગી મેળવી, વ્યવસ્થાપક મંડળના કોઇ એક સભ્યને તેનો ચાર્જ કામચલાઉ સોંપવો અને પુસ્તકાલય-સે તથા વાચનવિભાગ ખુલ્લો રહે તેમ કરવું.

ઉપર પ્રમાણેનો અમલ કરવા માટે રજાની માગણી કે સદર સ્ટેશન છોડતી વખતે જો તો સરકારી નોકર હોય તો તેણે પોતાના પુસ્તકાલયનો હવાલો કોને સોંપ્યો છે તે રજા મંજૂર કરનાર અમલદારને રિપોર્ટમાં જણાવવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૮–૫–૧૯૪૦

ઉ. મો. પટેલ
અ૦ વ્યવસ્થાપક.

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪ સને ૧૯૩૯–૪૦

| નં. | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ક્ષ ૨૪૮૨/૩૭ | ૧૦–૩–૪૦ | કરસનદાસ ચીતલીઆ સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી, પુના ૪ | ભારતસેવક ગોખલે | જુગતરામ દવે, કર્તા નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૧૯૪૦ | ૧૨° | ૨૨૮ | પાકી | ૧–૮–૦ |
| ૨ | ક્ષ ૧૨૮૭/૪૨૫ | ૧૯–૩–૪૦ | જગન્નાથ દેસાઇ શ્રદ્ધાનંદરોડ, હિંમત નિવાસ વિલેપારલે | મૌલાના આઝાદનું જીવનચરિત્ર | નેશનલ પબ્લિશર્સ; મહેતા એન્ડ સન્સ મુંબઇ | ,, | ૧૬° | ૬૫ | કાચી | ૦–૪–૦ |
| ૩ | ધ ૧૮૦/૫૬ | ૧૮–૩–૪૦ | મીરઝા ખુશરો એન્ડ કું. પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, જામનગર | કળાસંગ્રહ (આર્ટ આલ્બમ) ભા. ૧ | પવીંઝ કો. ૪ પ્રમાણે | ૧૯૩૮ | ૧૨° | ૧૭૭ | ,, | ૨–૦–૦ |
| ૪ | ય ૩૦૪/૬૬ | ,, | ,, | અમર આશા ભા. ૧ | ઝરીન કો. ૪ પ્રમાણે | ૧૯૩૯ | ૧૬° | ૧૨૬ | પાકી | ૧–૮–૦ |
| ૫ | ય ૩૦૪/૬૦ | ,, | ,, | અમર આશા ભા. ૨ | ,, | ,, | ,, | ૪૦૪ | ,, | ૧–૮–૦ |
| ૬ | મ ૭૬૩/૬૦ | ,, | ,, | બાળઉછેર ગીતમંજરી | કેશવલાલ શ્યામજી કો. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ,, | ૧૬ | કાચી | ૦–૧–૦ |
| ૭ | ઝ ૨૪૮/૬૦ | ,, | ,, | બાળઉછેરજ્ઞાન પુસ્તિકા પહેલી | ગુલાબકુંવરબા જામનગર કો. ૪ પ્રમાણે | ,, | ,, | ૧૬ | કાચી | ૦–૧–૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ન | ૩૦૬/૪૦ | ૧૮-૩-૪૦ | મીરઝા પ્રુથરો એન્ડ કું. પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, જામનગર | મૃત્યુલોકનું અમૃત દૂધ | ડૉ. ભોજચંદ્ર કુરજી ઝવેરી નવાનગર કૉ. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ૧૬° | ૧૫ | કાચી | ૦-૧-૦ |
| ૯ | ક | ૯૦૮/૭૮ | ૫-૪-૪૦ | લવણપ્રસાદ પુલચંદ શાહ મુંબઇ | રેલ્વેના મોમીઓ | કૉ. ૪ પ્રમાણે | ૧૯૩૯ | ૨૪° | ૩૫ | ,, | ૦-૨-૦ |
| ૧૦ | ઠ | ૯૦૮/૭૯ | ૫-૪-૪૦ | ,, | જેલના કાયદા અને બીજી ઉપયોગી માહિતી | કૉ. ૪ પ્રમાણે | ૧૯૩૯ | ૧૨° | ૫૩ | ,, | ૦-૪-૦ |
| ૧૧ | ય | ૬૧૨/૨૮ | ૨૪-૪-૪૦ | ગુર્જર સાહિત્યભંડાર લાઠી | જીવનરસ | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ લાઠી | ૧૯૪૦ | ૧૨° | ૧૬૦ | ,, | ૧-૮-૦ |
| ૧૨ | ર | | ૧૧-૩-૪૦ | હિંદી મંદિર, પ્રયાગ | हमारा ग्राम साहित्य (हिंदी) | રામનરેશ ત્રિપાઠી પ્રયાગ | ૧૯૪૦ | ૧૨° | ૩૬૦ | ,, | ૧-૪-૦ |
| ૧૩ | સ | ૩૬૬/૭૧ | ૨૭-૨-૪૦ | જી. જી. ધ્રુવ અમદાવાદ | માનસશાસ્ત્ર | નવલરામ જગન્નાથ ત્રિવેદી અમદાવાદ | ૧૯૩૮ | ૧૨° | ૨૮૮ | ,, | ૨-૦-૦ |
| ૧૪ | ય | ૬૨૭/૫૭ | ૧-૪-૪૦ | કૃષ્ણપ્રસાદ લ. ભટ્ટ દાહોદ | પ્રણયપત્ર | કૉ. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ૧૨° | ૨૩૯ | પાકું | કિંમત છાપેલી નથી |
| ૧૫ | ય | ૧૭૪/૨૦ | — | મૂળજીભાઇ પી. શાહ | કુરુક્ષેત્ર તૃતીયકાંડ | નાનાલાલ દલપતરામ કવિ અમદાવાદ | ૧૯૪૦ | ૧૨° | ૬૭ | કાચી | ૦-૧૨-૦ |
| ૧૬ | ય | ૧૭૪/૨૦ | — | ,, | કુરુક્ષેત્ર સપ્તમકાંડ | ,, | ૧૯૪૦ | ૧૨° | ૫૯ | ,, | ૦-૧૦-૦ |
| ૧૭ | ય | ૧૭૪/૨૦ | — | ,, | કુરુક્ષેત્ર અષ્ટમકાંડ | | ૧૯૪૦ | ૧૨° | ૬૨ | ,, | ૦-૧૨-૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | મ | ૧૭૪/૭૦ | ,, | મૂળજીભાઇ પી. શાહ | મહેરામણનાં મોતી | નાનાલાલ દલપતરામ કવિ અમદાવાદ | ૧૯૩૯ | ૧૨° | ૫૫ | કાચી | ૦-૮-૦ |
| ૧૯ | મ | ૧૭૪/૭૯ | ,, | ,, | લોલીંગરાજ | ,, | ૧૯૩૯ | ૮° | ૭ | ,, | ૦-૪-૦ |
| ૨૦ | ઘ | ૧૭૨/૧૭ | ,, | ,, | કવીશ્વર દલપતરામ ભાગ ૨ જો | ,, | ૧૯૪૦ | ૧૨° | ૪૬૬ | ,, | ૪-૮-૦ |
| ૨૧ | મ | ૯૦૫/૯૭ | ,, | ,, | સ્મૃતિકુંજ | મૂળજીભાઇ પી. શાહ વડોદરા | ૧૯૩૯ | ૧૨° | ૩૨ | ,, | ૦-૮-૦ |
| ૨૨ | ર | ૧૭૪/૭૩ | ,, | ,, | મુંબઇમાંનો મહોત્સવ | નાનાલાલ દલપતરામ કવિ | ૧૯૩૯ | ૧૨° | ૧૨૩ | ,, | ૧-૪-૦ |

વડોદરા,
તા. ૮-૫-૧૯૪૦

ઉ. મો. પટેલ
અ૦ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૪૫ સને ૧૯૩૯-૪૦

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો.

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | શ્રી સયાજી સ્મૃતિ | ત્રિમાસિક ( હિંદી અને ગુજરાતી ) ભેગું | ૧-૦-૦ | પં. ગણેશભાઈ છગનરામ તરતિયા, કડી. |
| ૨ | Consoience | અઠવાડીક | ૪-૮-૦ | અડયાર, મદ્રાસ. |

વડોદરા,
તા. ૮-૫-૪૦

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

# સામયિક દોહન

સામયિક પત્રોમાંના સંગ્રહવા જેવા લેખો

વર્ષ ૨ ] મે : ૧૯૪૦ [ અંક ૫


## બરફના ફાઇન ગોલા

ઘણાં શહેરોમાં જ્યાં બરફનાં કારખાનાં હોય છે ત્યાં બરફનો પંખ વેચાય છે. બરફને ઠોકી એક સળી પર તેનો ગુચ્છો બેસાડી ઉપર ઉપર રંગ છાંટીને આપે છે–આનું નામ પૈવાલનો પંખ

હમણાં હમણાં મુંબઇ, અમદાવાદ, સુરત, વડોદરા જેવાં શહેરોમાં આઇસફ્રૂટ નામથી આ જ વસ્તુ સંચામાં બનીને વેચાય છે. તેમાં વધારામાં ગળપણ હોય છે.

છોકરાંઓ આ વસ્તુ હોંસેહોંસે ખાય છે, પુષ્કળ ખાય છે, વારંવાર ખાય છે ને તેથી તેમને નુકસાન થાય છે.

હવે ઉનાળો આવી લાગ્યો છે. ઋતુ તો તદ્દન બદલાઇ જ ગઇ છે. તેથી આ બરફના પંખનો બહુ જોરશોરથી ફેલાવો થવા માંડયો છે.

પણ આવો ફેલાવો ખોટો છે. કોઇક વાર આખા ઉનાળા ખાતે પાંચ સાત વાર બપોરે બારથી ચારના ગાળામાં આ વસ્તુ ખવાય તો તેનાથી કદાચ નુકસાન નહિ. પરંતુ વારંવાર વખતે કવખતે, ને ફરીફરીને ખાવાથી તે ગળું, પેટ ને છાતી ત્રણેને ખૂબ નુકસાન કરે છે. તેમાં પણ સાંજે કે સાંજ પછીને વખતે હરગીજ એ ચીજ ખાવી જ ન જોઇએ. કદી કદી બપોરે ખાઓ, પણ સાંજે કે રાત્રે હરગીજ ન ખાશો!

તમારામાંથી ઘણાખરાએ એ ચીજ જોઇ હશે, ઘણાકે ખાધી હશે, કેટલાકે ખૂબ ખાધી હશે, કોઇક માંદા પણ પણ પડયા હશે. તો આ ઉનાળે ચેતીને ચાલજો. આઇસક્રીમ પણ બપોરે જ ખાવા જેવી ચીજ છે. જેઓ રાત્રે સાંજે કે બીજે ઠંડે વખતે ખાય છે તેઓ જાણ્યે અજાણ્યે પણ પોતાના શરીરને નુકસાન છે.×

તમે ચેતીને ચાલજો.

×'ગાંડીવ' : માર્ચ '૪૦

# જાહેરખબરનાં જુઠાણાંની જાળ

**આજે આપણે ત્યાં જાહેરખબર કરનારાઓનું એટલું જોર વધી ગયું છે કે તેથી જાહેરજનતા કેટલી નુકસાનમાં ઊતરે છે તેની તપાસ કરવાની જરૂર છે. સારા અને નઠારા, બધાજ જાતના માલની જાહેરાતો જુદે જુદે પ્રકારે વર્તમાનપત્રોમાં આકર્ષક અને ભરમાવનારી રીતે આવે છે.**

**જાહેરખબરની એ પ્રથા જનતાને કેવી નુકસાનકારક હોય છે તેનો ઘટસ્ફોટ આ લેખના લેખકે કર્યો છે.**

**એવી લેભાગુ જાહેરખબરોથી બચવા આ લેખ અવશ્ય વાંચો.**

---

પંડિત મદનમોહન માલવિયાજીએ કાયાકલ્પનો પ્રયોગ કર્યો. સંખ્યાબંધ ઊંટવૈદોએ કાયાપલટ કરવાની ઔષધિઓ, ભસ્મો અને પ્રયોગોની જાહેરાતો કરી નાખી ! જુદી જુદી જાતની આકર્ષક જાહેખબરો ઉપર જનતાની આંખોને ખેંચવાના નુસખા થયા ! અજ્ઞાન અને ભોળી પ્રજાએ શબ્દોનાં ભભકભર્યાં ભરમાવનારાં મથાળાંથી આકર્ષાઇ, બુઢાપામાં જુવાનીનો લાભ લેઇ આયુષ્યની વૃદ્ધિ કરવા જે પૈસાની બરબાદી કરી હશે તેનો જો તાગ કાઢવામાં આવે તોજ સાચી વાત સમજી શકાય.

'જાહેરખબર એટલે માલનું વેચાણ. Advertised goods are the goods sold,' એ સૂત્ર સૌ છાપાંવાળા, ખાસ અપવાદ સિવાય, સ્વીકારે છે. બેશક, આથી છાપાંઓના અધિપતિને કે વ્યવસ્થાપકને ઠીક ઠીક તડાકો પડે છે; પરંતુ શબ્દોની માયાજાળમાં અજ્ઞાન અને ભોળી પ્રજા ફસાઇ જાય છે, પોતાના પૈસાની બરબાદી કરે છે અને ઊંડા પાણીમાં નહિ ઊતરવાને ન્યાયે ગુપચુપ બેસી રહે છે. તેવો પ્રસંગ ઊભો ન થાય, તેટલા માટે આજના ગરીબ સમાજને ચેતાવવાની જરૂર છે.

હિન્દુસ્થાનનો વેપાર મૃતપ્રાય થઇ ગયો છે. તેને સાચા સ્વરૂપમાં ખીલવી, સામુદાયિક ઉન્નતિ કરવાને બદલે મૂર્ખાઓના ટોળામાંથી કમાણી કરી લેઇ, પૈસા એકઠ્ઠા કરી ન્યાલ થઇ જવાની આ કરામતને કોઇ બુદ્ધિ, અક્કલ કે હોંશિયારી માને છે અને પોતાની ગરજ સારી લે છે. આવી રીતે પૈસા પડાવી માલેતુજ્જાર બનનાર જો ન્યાલ થયા માનતા હોય તો ખાંડ ખાય છે. કારણ કે તે રીતમાં નથી સત્ય કે નથી વેપાર, નથી નીતિ કે નથી ન્યાય. સાચી નીતિ, સાચો વેપાર તો દેશની, ખાસ કરીને દેશના ગરીબ વર્ગની, ઉન્નતિ સાધે છે અને દેશની ગરિબાઇ ઉપર ઘા કરી સમસ્ત જનતાના આશીર્વાદ લે છે.

આજકાલ હિન્દુસ્થાનમાંથી જાણે પુરુષો સૌ પંઢ થઇ ગયા હોય તેમ 'પુરુષાતન' લાવવાની અનેક દવાઓની જાહેરખબરો જુદે જુદે સ્વરૂપે દેખાય છે. તેની સાચી અસર શી થાય છે તે તો અનુભવીઓ જાણે, પણ ગરીબો ફસાય છે એ વાત ચોક્કસ છે. કોઇ કહેશે એમાં આપણે શું કરીએ ? પરંતુ અજ્ઞાન અને ભોળી પ્રજા પોતાની અજ્ઞાનતાથી ફસાય તેની બધી જવાબદારી શિક્ષિત વર્ગને માથે છે. આગળ પડતા આગેવાનોની પવિત્ર ફરજ છે, કે જેમની આગેવાની તેમણે લીધી હોય તેમના હિતાહિતનો સંપૂર્ણ વિચાર કરવો ઘટે. 'હરિજનબંધુ' 'પાટીદાર,' જેવાં આદર્શ અઠવાડિક કે માસિકપત્રમાં આવી જાહેરખબરો નથી લેવાતી એટલો સંતોષ છે અને તેથી આ લેખ 'પાટીદાર'માં જ લખવા પ્રેરાયો છું.

આવી જાહેર ખબરોનાં જુઠાણાંમાં વપરાતા કેટલાક શબ્દોની જાળમાંથી કેટલાંક અવતરણો અત્રે ઉતારવાં ઠીક પડશે. ખાસ અપવાદ સિવાય આ પ્રકારની બધીયે જાહેર ખબરો અજ્ઞાન પ્રજાને શાપરૂપ હોય છે, તેનો મારી બુદ્ધિ પ્રમાણે સાચો અર્થ કરવાનો યત્ન કરીશ. મારી ભૂલ થતી હોય તો કોઈ સુહૃદ ભાઈ એ ભૂલ સુધારવાનો યત્ન કરશે, તો ઉપકાર માનીશ.

**૧. ' જનતાએ આકર્ષક, ખોટી અને મોટી જાહેરખબર તરફ ન દોરાતાં સારાસારનો વિચાર કરવો જોઈએ. "** આવી જાહેરખબર આપનારાઓ પણ આકર્ષક છતાં ખોટી જાહેર ખબરોમાં જ આ શબ્દો ટાંકે છે, અને જનતાની બુદ્ધિને પોતાને માર્ગે દોરવા પોતે સત્યવાદી હરિશ્ચંદ્ર બની બેસે છે.

**૨. ' એકાન્તમાં જોવાલાયક પ્રેમક્રીડાનાં ચિત્રોઃ વિદ્યાર્થીઓ ન જ મંગાવે '** મનુષ્યસ્વભાવ એવો હોય છે કે જે વસ્તુ ન કરવાની કહી તે પહેલી કરે. બાળકના આગળ ખાલી મૂઠી વાળીએ તો તે જોવાનો વધારે પ્રયત્ન કરે, એ વાત નજર સમક્ષ રાખી આવી જાહેર ખબર આપવામાં આવે છે. આથી વિદ્યાર્થીઓ-કિશોર વયના બાળકો-તે તરફ ખાસ આકર્ષાય અને તેમના તરફથી સારો તડાકો પડે. વિદ્યાર્થીઓ એ મંગાવે તો ન મોકલવાની ભૂલ કરે એવા જાહેરખબરવાળા ઉદાર અને સત્યવાદી બની વિદ્યાર્થીઓના હિતાહિતનો ભાગ્યે જ વિચાર કરે છે.

**૩. ' યાત્રા અર્થે હિમાલય તરફ ગયો.** પર્વતની ગુફામાંથી યોગી ઊતરી આવ્યા અને મને ઔષધિ બતાવી. હું જનસમાજનું હિત સાધી રહ્યો છું. આમાંથી કમાણી કરવી હરામ છે. એ ઔષધિ ખાવાથી એવો જુસ્સો પ્રાપ્ત થાય છે કે તેનું વર્ણન કરવાની આજ્ઞા નથી. ' આવા શબ્દોમાં કેટલું સત્ય છે તે પૂરવાર કરી શકાય તેમ નથી. કારણ કે ' યોગી ' તો ઔષધિ મેળવનારને જ મળ્યા હતા, આજે તેનો પુરાવો તો તે પણ આપી શકે નહિ. એટલે આવી જાહેરખબરો ' સત્ય ' તરીકે ગણી લેવાય છે અને કોઈ પણ રીતે તેનો સામનો થઈ શકતો નથી. પરિણામે અજ્ઞાન પ્રજા ફસાય છે.

**૪. "દાક્તર વૈદ્યોની અજમાવેલી દવા સાથે ગેરંટીપત્ર મોકલવામાં આવે છે."** આમાં જે દવાની જાહેરાત થઈ છે, તે દવા દાકતરે કે વૈદ્યે અજમાવી છે કે કેમ તેનો ઉલ્લેખ નથી. એટલે તેનું ગેરંટીપત્ર માગી શકાય નહિ. સામાન્ય જનસમૂહ આનો ભેદ પારખી શકતો નથી અને ફસાય છે. 'ગેરંટીથી ફાયદો ન થાય તો પૈસા પાછા.' આનો અર્થ એ કે તમારે પહેલાં લેખી ગેરંટી કરવી જોઈએ, નહિ તો પૈસા પાછા નહિ મળે.

**૫. 'ઇનામ રૂ. ૫૦ ! સિદ્ધિયંત્ર ! ખોટું સાબિત કરો તો રૂ. ૫૦ ઇનામ !'** એથી થતા અનેક લાભોનાં વર્ણન સાથે આપી ચેલેંજ ફેંકાય છે. આમાં પણ શબ્દોની મોહજાળ મને તો લાગે છે. ' ખોટું સાબિત કરો ' એટલે એ યંત્ર તાંબાનું, ચાંદીનું કે સોનાનું છે અગર મોકલેલું તે જ તાવીજ છે એ વાત ખોટી સાબીત થઈ શકે નહિ. પછી એનાથી લાભ થાય કે ન થાય તેને માટે આ ચેલેંજ હોતી નથી, અગર તો યંત્ર છે તે ખોટું છે એવું પણ સાબિત થઈ શકતું નથી. અને ' ઉસ્તાદનો ખોરાક મૂર્ખાઓ, ' એ ન્યાયે મૂર્ખાઓ ફસાય છે. પાછળથી તેમને કંઈયે દાદ મળતી નથી, કારણ કે શબ્દોની એ મોહજાળ છે અને કાયદાનો આધાર લેતા જતાં નાહક ખર્ચમાં ને માથાકૂટમાં ઊતરવું પડે છે. એટલે ચોરની મા કોઠીમાં મોં ઘાલી ગપચપ રડે છે !

૬. '**દવા ખોટી સાબીત કરનારને રૂા. ૧૦૦૦નું ઇનામ**' પણ દવા અસરકારક ન નીવડે તો ઇનામ નહિ ! દવા તો 'સાચે' હોય છે જ, તેની કોઇથી ના પાડી શકાય નહિ. પણ ખોટી હોવાની સાબિતીને અભાવે ઇનામ તો મળી શકે નહિ ! આમ આવી જાહેરખબર આકર્ષક નીવડે છે.

૭. '**ફુરસદને વખતે કામ કરીને મહિને રૂા. ૫૦થી ૨૦૦ સુધી કમાઓ. મૂડીના રોકાણની કે અનુભવની જરૂર નથી.**' આવી રીતે ફુરસદને સમયે આવડી મોટી કમાણી થતી હોય તો હિન્દુસ્થાનમાં ભૂખમરો રહે જ નહિ, પણ તે તો છે જ; એટલે આ વાતમાં કેટલું તથ્ય હોઇ શકે તેનો વિચાર કરી લેઇ જાહેર જનતા આવી જાહેરખબરથી ચેતતી રહે એજ ઇષ્ટ છે. આવી અધૂરી અને દિશાસૂચન વગરની જાહેરખબરોમાં પણ કંઇક ભેદ હોય છે જ.

૮. '**જ્યોતિષ ચમત્કાર** ! ગમે તે પાંચ પ્રશ્નો સીલબંધ કવરમાં મોકલો, તેના સાચા જવાબ વી. પી. થી તમારા કવર સાથે મોકલવામાં આવશે.' સીલબંધ કવર ફોડ્યા કે પ્રકાશની ( Lightની ) કે કોઇ પણ યુક્તિની મદદ વગર અંદરના પ્રશ્નો આંખો મીંચીને જાણી શકાય છે એ વાત માનવા આજનો નવયુગ ના પાડે છે. આમાં કંઈક યુક્તિ તો હોવી જ જોઇએ, નહિ તો કવરમાં પણ પ્રશ્નો મોકલવાની શી જરૂર ? એવી જાહેર ખબર કેમ નથી અપાતી કે તમારા મનના પાંચ પ્રશ્નોના જવાબ માત્ર પત્ર યા શિરનામું લખશો તો વી. પી. થી મોકલવામાં આવશે ? એટલે આમાં પણ યુક્તિપ્રયુક્તિ કે પ્રપંચ છે એમ જણાય છે.

૯. ભૂત, પ્રેત, પિશાચ, મરી ગએલાં પિતૃઓ, સગાંવહાલાં સાથે વાતચીત કરી શકાય તેવું તાવીજ કે આરસી ! ' વગેરેની જાહેરખબરોમાં પણ જુઠાણું છે જ.

૧૦. '**ચમત્કારી તાવીજ** ! જેને તમે ઇચ્છશો તે તમને તરત જ આવી મળશે. ગમે તેવી ગુમાની સ્ત્રી પણ ગુલામ બની જશે. શેર, સટ્ટો, લોટરી, રેસ, પરીક્ષા, કોર્ટકચેરી, ગમે ત્યાં ધાર્યો વિજય અપાવશે.' આ જાહેરખબરની વિગતોમાં સત્ય હોય તો પછી તાવીજ વેચવા કરતાં તેનો ઉપયોગ કોઇ ગાલેતુજાર ઉપર કરી, ધાર્યા પૈસા પડાવતાં એ જાહેરખબર આપનારને જ શો વાંધો આવતો હશે તે સમજાતું નથી.

૧૧. '**ચોક્કસ ટાઇમ આપનાર ઘડીઆળ ચાર આનામાં !**' ભોળી અને અજ્ઞાન પ્રજા આનો અર્થ એવો કરે છે કે એક પણ મિનિટના ફેરફાર વગર આ ઘડીઆળ નિયમિત વખત આપે છે. પણ એવું હોતું નથી. આવાં ઘડીઆળોના કાંટા ફેરવી જ્યાં મૂકો તેજ સમય ચોક્કસ રીતે બતાવે છે અને ફેરવ્યા વિના કાંટા જરા પણ ખસતા નથી. અર્થાત છોકરાંને રમવાનાં ઘડીઆળ જ મોકલવામાં આવે છે. વળી કેટલાંક ઘડીઆળની જાહેરખબરોમાં 'ડમી' શબ્દ વાપરેલો હોય છે. સામાન્ય રીતે ઉપરચોટિયું વાંચી જનારને આ શબ્દોનો ખ્યાલ હોતો નથી. અને વી. પી. થી મંગાવતાં 'ડમી (dummy)' એટલે ચાલે નહિ તેવાં ઘડીઆળો મોકલવામાં આવે છે. વળી કેટલીક જાહેરખબરોમાં 'તે ઉપરાંત ત્રણસો ચિત્રો ઇનામ,' એવું જણાવેલું હોય છે. આમાં પાણી ચોપડી કાગળ ઉપર પાડવાનાં નાનાં નાનાં ત્રણસો ચિત્રો, જેની કિંમત એક બે આના હોય છે તે, મોકલવામાં આવે છે ! આવી જાહેરખબરોથી પણ જનતાએ ચેતતા રહેવાની જરૂર છે.

૧૨. '**ફાયદો ન થાય તો પૈસા પાછા**, છતાં વિશ્વાસ ના હોય તો કોંટ્રેક્ટ કરો. એકના દશ પડશે.' આવી જાહેર ખબરો પણ હોય છે. આનો અર્થ એમ થાય કે આગળથી

[ અનુસંધાન પૃ. ૫૩ને છેડે ]

# ટેલીફોનનો શોધક : એલેકઝાન્ડર ગ્રેહામ બેલ

**એલેકઝાન્ડર ગ્રેહામ બેલનું સ્મૃતિચિહ્ન અથવા તો તેનો કીર્તિકળશ-ટેલીફોન, જેની તેણે શોધ કરી હતી, તે જગતના લગભગ એકેએક ટેબલ પર જોવામાં આવે છે. મિ. બેલ વકતૃત્વકળાનો નિષ્ણાત હતો અને તેણે જ આ યંત્રની શોધ કરી હતી કે જેથી 'એક પ્રજા બીજી પ્રજા જોડે વાત કરી શકે.' આ શોધે સભ્ય જગતના દૈનિક વ્યવહારમાં જે ક્રાંતિ આણી છે, તેનું મૂલ્ય આંકવું મુશ્કેલ છે. માત્ર એક જ શોધથી તે વર્તમાન યુગની પ્રગતિના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયો છે.**

'મિ. વૉટસન, અહીં આવો તો. મારે તમારું કામ છે.'

આ સામાન્ય લાગતા શબ્દો દ્વારા એક ભરાવદાર બદન અને દાઢીવાળા સ્કૉચમેને જગતમાં એક નવી જ ક્રાંતિનો મંત્ર ફૂંક્યો હતો. એ એક જ વાક્યથી એ માણસની એક શોધે જગતમાં અણધાર્યો પલટો આણ્યો હતો અને એ પલટો જોવા તે પોતે નસીબવાન થયો હતો. કારણ કે એ બોલનાર હતો એલેકઝાન્ડર ગ્રેહામ બેલ અને ટેલીફોન પર એક છેડે બોલાયેલું અને બીજે છેડે સંભળાયેલું એ પહેલું જ વાક્ય હતું.

ટેલીફોન માનવજીવનને કેટલો ઉપયોગી છે, તેનું વિવેચન કરવું અહીં નિરર્થક છે. તેની શોધથી વ્યવહારમાં એક અજબ ઝડપ આવી ગઇ હતી. તેણે અંતરને ભેદી નાખ્યું હતું. તેના જેવી ભાગ્યે જ બીજી કોઇ ઉપયોગી શોધ અસ્તિત્વમાં આવી હશે. આજે તો જગતમાં ઘેરઘેર ટેલીફોન થઇ ગયા છે અને તે એક દૈનિક વ્યવહાર અને જરૂરીઆતની વસ્તુ બની ગઇ છે. અહીં આપણે તેના શોધકોનો જીવનવૃત્તાંત જોઇએ.

---

[ પૃ. પરનું સાંધણ ]

કરાર કરવો જોઇએ, તો જ પૈસા પાછા મળે. અને કરાર કરતા હોય તેથી દશગણી કિંમત આપવી પડે. આવું મને તો લાગે છે. ખરું ખોટું તો અનુભવીઓ જાણે. પણ ભાષાની અસ્પષ્ટતા શંકા ઉત્પન્ન કરે છે. અને ખરીદનારને નહિ, તો જાહેરખબર આપનારને તો ફાયદો થાય છે જ, એટલે પૈસા તો પાછા આપવાના શેના !

૧૩. વળી કેટલીક જાહેખબરો સાચા બનાવના સમાચાર જેવી છાપવામાં આવે છે અને તેને એક ખૂણે ' જા. ખ. ' એવા નાના અક્ષરો મૂકેલા હોય છે. બેશક, આથી તો માત્ર આકર્ષણ જ થાય છે. જાહેર જનતાને ફસાવાપણું કે નાહક ખર્ચમાં ઊતરવાપણું રહેતું નથી, એટલે તે ઓછી દોષપાત્ર છે.

સાચે જ જાહેરખબર એક અદ્ભુત કળા છે. પરંતુ કળા પ્રામાણિક રીતે વપરાય ત્યાં સુધી જ તે કળા કહેવાય છે; એનો અતિરેક, જુઠાણાં, ભેદભરમ અને અસત્યથી ભરપૂર જાહેરખબરો સમાજને શાપરૂપ છે. ગરીબ હિંદની ભોળી ગરીબ પ્રજાને શબ્દોનાં ગૂંચળાં-વાળી, અનર્થનો અર્થ ઉપજાવી છેતરવામાં ન આવે એ ઇચ્છવા યોગ્ય છે. આમાં કોઇ પણ વ્યક્તિ પરત્વે મને વેર નથી, આ તો પદ્ધતિ સામે લાલ બત્તી ધરવાનો જ પ્રયાસ છે, એ સૌ કોઇ ભાઇ સમજી લે. સુજ્ઞેષુ કિં બહુના ?*

વજુભાઇ ભાઈલાલભાઇ પટેલ

* " પાટીદાર " માસિકના આસો ૧૯૯૫ના અંકમાંથી.

એલેકઝાન્ડર ગ્રેહામ બેલનો જન્મ સ્કૉટલેન્ડના પાટનગર પ્રસિદ્ધ પ્રાચીન નગર એડીનબરોમાં ઇ. સ. ૧૮૪૭ના માર્ચ માસની ત્રીજી તારીખે થયો હતો. તે યોગ્ય પિતાનો યોગ્ય પુત્ર હતો, કારણ કે તેનો પિતા એલેકઝાન્ડર મેલવીલ બેલ વકતૃત્વકળાનો એક પ્રસિદ્ધ શિક્ષક, સ્વરશાસ્ત્રનો પ્રસિદ્ધ નિષ્ણાત અને 'વીઝીબલ સ્પીચ' (દશ્ય વકતૃત્વ) એ નામની એક નવી જ પદ્ધતિનો પ્રણેતા હતો, ગ્રેહામ બેલને ઉત્તમ પ્રકારની કેળવણી આપવામાં આવી હતી. તે પ્રથમ એડીનબરો હાઇસ્કૂલમાં દાખલ થયો હતો, અને ત્યાર બાદ ત્યાંની વિદ્યાપીઠમાં દાખલ થયો હતો. ત્યાર પછી તેણે લંડનની યુનિવર્સિટી કૉલેજમાં અને જર્મનીની વુર્ઝબર્ગ વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો હતો. અહીં તેણે પી. એચ. ડી ની ઉપાધિ મેળવી હતી.

બાલ્યાવસ્થામાંથી જ તેનામાં શોધકબુદ્ધિનાં લક્ષણો દેખાવા માંડયાં હતાં. એડીનબરોની એક મિલ (ઘંટી) જોવા તેને કેટલાક છોકરાઓ સાથે લઇ જવામાં આવ્યો હતો તેની તે વારંવાર વાત કરતો. અહીં છોકરાઓને ઘઉંનાં કુંડાં આપવામાં આવ્યાં હતાં અને તેમાંથી કણુસલાં જુદાં કરી ઘઉં વીણી આપવાનું કહેવામાં આવ્યું હતું. યુવાન ગ્રેહામ બેલ પોતાના ઘઉં ઘેર લાવ્યો અને ઝડપથી એક નાના બ્રશ દ્વારા તેણે કણુસલાં ઝડપથી અને સ્વચ્છતાપૂર્વક દૂર કર્યાં. તેણે તરત જ પોતાની આ શોધની વાત ઘંટીવાળાને કરી, અને ઘંટીવાળાએ આ બ્રશના સિદ્ધાંત પર ઘઉંનાં કણુસલાં જુદાં પાડવાનું યંત્ર બનાવી પોતાની ઘંટીમાં દાખલ કર્યું.

ઇ. સ. ૧૮૭૦માં ગ્રેહામ બેલની તબિયત લથડવા માંડી અને તેને ક્ષય લાગુ પડશે એવી શંકાઓ આવવા માંડી. તેથી તેણે પોતાના પિતા સાથે સ્વદેશનો ત્યાગ કર્યો અને કેનેડામાં આવીને વસવાટ કર્યો. બે વર્ષ બાદ તે બોસ્ટન આવ્યો અને અહીં તેણે બહેરાં માણસોને શીખવવા માટે શિક્ષકોને તાલીમ આપવાની એક શાળા ખોલી અને તેણે પોતે પણ વકતૃત્વકળા પર ભાષણો આપવા માંડયાં.

થોડા સમયમાં જ તેની આવડત અને તેની જ્ઞાનની સુવાસ ચારે તરફ પ્રસરવા માંડી અને પરિણામે તેને બોસ્ટનની વિદ્યાપીઠમાં નીમવામાં આવ્યો. બહેરાઓને બોલતા કરવા માટે અને જન્મથી જ બહેરાબોબડાઓ પ્રતિ તેની કામ કરવાની આવડતે જ તેને આ નવા યંત્રની શોધ કરવા પ્રેરણા આપી હતી. તે જ્યારે બહેરાઓ પણ સાંભળી શકે તેવા એક યંત્રની શોધ કરતો હતો, ત્યારે જ તે એક મેબલ હુબાર્ડ નામની બહેરી કન્યાના પ્રેમમાં પડયો. એ કન્યા પાછળથી તેની પત્ની થઇ અને તેણે ગ્રેહામ બેલને સલાહ આપી કે ઓષ્ઠવાચનની પદ્ધતિ એ વધુ વ્યવહારુ પદ્ધતિ હતી, અને તેથી બેલે પોતાના પ્રયોગો જુદી દિશામાં કરવાનો પ્રારંભ કર્યો.

બેલ એક એવું યંત્ર શોધી કાઢવા માગતો હતો કે જેથી એક જ તારના દોરડા મારફતે અનેક સંદેશાઓ એકી સાથે મોકલી શકાય. એ દરમ્યાન તે વીજળી દ્વારા મોઢે બોલાયેલા શબ્દો બીજે મોકલી શકાય તેવા યંત્રની શોધ તરફ વળ્યો. તારનાં દોરડાં પર એક સ્પ્રીંગનો ઓચિંતો ઝણકારો સંભળાયો અને તેણે બેલને એક નવી જ દિશા સૂઝાડી. આ બનાવ ઇ. સ. ૧૮૭૫ના જુનમાં બન્યો હતો અને એકી સાથે અનેક સંદેશાઓ મોકલવાના યંત્રની શોધ પાછળ તો એ પહેલાં એક વર્ષથી તે લાગ્યો હતો.

પણ હવે બેલના હાથમાં કૂંચી જડી આવી હતી. 'અવાજની ઉત્પત્તિ વેળાએ જે પ્રમાણે હવાના ઘનત્વમાં ફેરફાર થાય છે, તે જ પ્રમાણે જો હું વીજળીની તીક્ષ્ણતામાં ફેરફાર કરી શકું તો તારનાં દોરડાંઓ મારફતે જરૂર હું વાચા પણ મોકલી શકું.' તેણે કહ્યું. હવે તેણે મૃત માનવીના કાનનો અને તેમાં અવાજ મૂકતા હવાના ઘનત્વમાં થતા ફેરફારોનો

અભ્યાસ કરવાનો પ્રારંભ કર્યો. જો કાનના પડદા જેવી નાજુક વસ્તુ, કાનનાં મજબૂત હાડકાંઓની હારમાળાને હલાવી શકે, તો જરૂર એવી જ મોટી વસ્તુ લોહની મોટી વસ્તુને પણ હલાવી શકે. પરિણામે તેણે એક યંત્ર આ સિદ્ધાંત પર તૈયાર કર્યું, કે જેની સુધારેલી વધારેલી આવૃત્તિ એ વર્તમાન ટેલીફોન તરીકે જગતમાં પ્રસિદ્ધ છે.

ઇ. સ. ૧૮૭૬માં ગ્રેહામ બેલે પોતાની આ શોધ રજીસ્ટર કરવા માટે અમેરિકન સરકારને અરજ કરી. માત્ર બે કલાક બાદ જ શિકાગોની એક એલીશા ગ્રે નામની વ્યક્તિએ એ જ પ્રકારની શોધને રજીસ્ટર કરવા અરજી કરી. મહાન એડીસન, ડોલબેર, ડ્રોબો વગેરે પ્રસિદ્ધ વૈજ્ઞાનિકો પણ એ જ ક્ષેત્રમાં કામ કરી રહ્યા હતા. અને એ બધા ય એ શોધ આખી વા અમુક ભાગમાં પોતાની છે એવો દાવો કરવા લાગ્યા. ટેલીફોનની શોધનું ખરું માલિક કોણ તેને લગતી મહાન લડાઇનો આ પ્રારંભ થયો.

બેલ અને તેનો સહાયક વૉટસન બન્ને બોસ્ટનની એક હલકા વર્ગની સસ્તી હોટલમાં છૂપાઇ રહીને પોતાના આ પ્રયોગો આદરી રહ્યા હતા. ૧૮૭૬ના માર્ચની ૧૦મી તારીખે વૉટસન ગળે ભૂંગળું લગાવીને બોંયતળીએ ઊભો હતો. ઓચિંતો એ ચમકી ઊઠયો. શબ્દો–ચોખ્ખા શબ્દો–આખરે સંભળાયા હતા. ' મિ વૉટસન, અહીં આવો તો, મારે તમારું કામ છે ! ' એ શબ્દો સાવ સ્પષ્ટતાપૂર્વક સંભળાયા હતા.

' વૉટસને ભૂંગળું એકદમ ફેંકી દીધું અને એકી સાથે બબ્બે પગથિયાં ચઢતો નિશાળિયાની જેમ બેલના ઓરડામાં બૂમો પાડતો આવી પહોંચ્યો. ' મેં સાંભળ્યું. તમારા શબ્દો મેં બરાબર સ્પષ્ટતાપૂર્વક સાંભળ્યા ! '

એ વર્ષે બેલે પોતાનું આ યંત્ર ટેલીફોન ફીલાડેલ્ફીઆના પ્રદર્શનમાં મૂક્યું. પ્રારંભમાં તો એ પ્રતિ કોઇનું ધ્યાન નહોતું ખેંચાયું, પણ છેવટે બ્રાઝીલના શહેનશાહ ડોન પેડ્રોનું ધ્યાન એ તરફ ખેંચાયું અને તરત જ તેણે તેને હાથમાં લીધો. બીજે છેડેથી બેલે હેમલેટનું પ્રસિદ્ધ ભાષણ ઉચ્ચાર્યું: ' To be or not to be...' ' અરે ! અરે ! ' શહેનશાહ આશ્ચર્યચકિત થતો બોલી ઉઠયોઃ ' આ તો બોલે છે ! ' અને તે જ ક્ષણથી ટેલીફોન પ્રદર્શનમાં-સૌથી વધુ અજાયબીભરી વસ્તુ બની ગઇ.

છતાં વ્યાપારી દૃષ્ટિએ તેની પ્રગતિ નહોતી થઇ. તેને બજારમાં મૂકવા માટે બેલને નાણાં ઊભાં કરતાં બહુ મુશ્કેલીઓ વેઠવી પડી. છેવટે એક સંયુક્ત થાપણની કંપની ઊભી થઇ, જેમાં વૉટસન અને બેલનો સસરો ગાર્ડનર હુબાર્ડ પણ જોડાયેલા. ચોથા ડિરેકટર તરીકે એક થોમસ સેન્ડર્સ હતો કે જેણે નાણાં રોકયાં હતાં. સેન્ડર્સ એક બહેરામૂંગાનો પિતા હતો. આ બહેરામૂંગા પ્રતિ બેલને એટલો બધો ભાવ ઉત્પન્ન થયો હતો કે છેવટે તેને તેણે પોતાને ત્યાં રાખવા માંડયો હતો. આ સેન્ડર્સના ઘરમાં જ છેવટે બેલે પોતાની પ્રયોગશાળા સ્થાપી.

તે દરમ્યાન આ ટેલીફોનની શોધની માલિકીને લગતી લડાઇ તો પૂર જોરથી સળગી ઉઠી હતી. બેલ એક પછી એક દાવા લડતો જતો હતો અને ડગલે ને પગલે પોતાનો બચાવ કરતો જતો હતો. દરેકમાં તેણે જીત મેળવી. શોધનો માલીક એ જ ઠર્યો. એમ નક્કી થયું કે ટેલીફોનનો શોધક એલેકઝાન્ડર ગ્રેહામ બેલ જ હતો. આ પછી બેલ કંપની અને ટેલીફોનના ટ્રાન્સમિટરમાં સુધારો કરનાર એડીસનની વેસ્ટર્ન યુનિયન કંપની વચ્ચે જે ઝઘડો ઉપસ્થિત થયો હતો, તેની સાથે આપણને અહીં કશું લાગતુંવળગતું નથી.

થોડા સમય બાદ બેલ ટેલિફોનને લગતા વ્યવહારિક કાર્યમાંથી ફારેગ થઇ ગયો. તેણે પૃથ્વી માટે એક નવા કમરપટાના પહેલા અંકોડા તૈયાર કર્યા હતા. એ કમરપટાને પૂર્ણ

કરવાનું કામ બીજાઓનું હતું. પરંતુ આ શોધથી બેલને ખૂબ નાણાં મળ્યાં. તેણે નોવા-સ્કોશિયામાં ઘર ખરીદ્યું અને ત્યાં રહી નવી શોધખોળો કરવા લાગ્યો.

બેલને ઉતારી પાડવાની હાલમાં એક ફેશન થઇ પડી છે. કહેવાય છે કે તે કોઇ વૈજ્ઞાનિક ન હતો, ન કોઈ વીજળીનો નિષ્ણાત હતો. એ તો એક અકસ્માતથી જ આ શોધનો માલીક થઈ બેઠો હતો. વિવેચકો તેની ત્યાર પછીની અનેક શોધખોળોમાં તેને મળેલી નિષ્ફળતાઓને આના પુરાવારૂપે મૂકે છે, અને જણાવે છે કે તેનામાં શોધકશક્તિ જ ન હતી.

તેના વિરોધીઓ ગમે તેમ કહે છતાં તે એક મહાન શોધક હતો. ટેલિફોન તેની શોધ હતી. ફોટોફોન પણ તેની જ શોધ હતી અને ગ્રામોફોન પણ તેની જ શોધ હતી.

ગ્રામોફોનની શોધ તેણે ૧૮૮૭માં કરી હતી. પરંતુ એડીસનનું ફોનોગ્રાફ તે પૂર્વે શોધાયું હોય, તેને આ શોધનો જશ નહોતો મળ્યો.

બેલે પોતાના નવા રહેઠાણે જઇ હવાઇ ઉડ્ડયનને લગતા પ્રયોગો શરૂ કર્યા હતા. આમાં તેને પૂરી સફળતા ન મળવાથી તેણે પોતાનું શોધક ચિત્ત બીજી શોધો તરફ દોડાવ્યું.

ઇ. સ. ૧૯૦૬માં તે ઘેટાંના ઉછેરમાં રસ ધરાવતો થયો હતો અને તેની ઓલાદમાં કેમ સુધારો કરી શકાય તેના અખતરા કરતો હતો. તે એવી ઓલાદ તૈયાર કરવા માગતો હતો કે જે હંમેશાં જોડકાંને જ જન્મ આપે. ઇ. સ. ૧૯૧૦ માં તો એ પોતાના મૂળ ધંધા–વક્તૃત્વકળા–તરફ આવી ગયો હતો. તેણે જનાવરોને બોલતાં કરવાના અનેક અખતરા અમલમાં મૂકવા માંડ્યા હતા. આમાં જો કે મોટે ભાગે તેને નિષ્ફળતા જ સાંપડી હતી છતાં મહાપ્રયાસે તે કૂતરાઓને માનવી જેમ સ્વરો બોલતા કરી શક્યો હતો. આ શોધ મહત્ત્વ વિનાની હતી.

ઇ. સ. ૧૯૧૨માં જગતને માટે એક જ ભાષા 'વર્લ્ડ ઇંગ્લીશ'ની યોજના રજૂ કરી. એક સ્વરશાસ્ત્રી તરીકે તેને ખાતરી હતી કે આ વ્યવહારૂ યોજના હતી અને એક આંતરરાષ્ટ્રીય ભાષા તરીકે અસાધારણ રીતે યોગ્ય હતી. તે જાણતો હતો કે આની સામે તેને સખત વિરોધનો સામનો કરવો પડશે, તેથી તેણે પહેલેથી જ એ ખુલાસો કરી નાખ્યો હતો કે આ ભાષા માત્ર બોલવાના જ ઉપયોગ માટે હતી–લખવાના ઉપયોગ સારૂ નહિ. પણ જેટલી ઝડપથી એ પ્રચાર પામી તેટલી જ ઝડપથી, અન્ય એવી જ ભાષાઓની જેમ, ભુલાઇ પણ ગઇ.

ઇ. સ. ૧૯૧૯માં તેણે એક જળવિમાન તૈયાર કર્યું હતું અને ૧૯૨૨માં, જે વર્ષે તે મૃત્યુ પામ્યો, તેણે એક એવું યંત્ર બનાવ્યું હતું કે જે મુસાફરો અને નવા નવા પ્રદેશો શોધનારાઓ માટે અનિવાર્ય હતું. એ યંત્ર હતું શ્વાસમાંથી નીકળતા ભેજને સ્વચ્છ કરનારૂં.

તેણે પોતાના જીવન દરમ્યાન વિજ્ઞાનને લગતા અનેક લેખો લખ્યા હતા. વાચા–સ્વરશાસ્ત્ર ઉપર તો એ એક મહાન નિષ્ણાત ગણાતો હતો અને એક શોધક તરીકે તેની કીર્તિ અવિચળ રહી હતી. પરંતુ તેને વિજ્ઞાનજગતે બહુ માન નહોતું આપ્યું. થોડોક સમય તે અમેરિકાની જગપ્રસિદ્ધ 'નેશનલ જ્યૉગ્રૉફિકલ સોસાયટી'નો પ્રમુખ થયો હતો. ૧૯૨૦માં તેણે સ્વદેશની અને પોતાની જન્મભૂમિ એડીનબરોની મુલાકાત લીધી હતી કે જે વખતે એડીનબરોની મ્યુનિસિપાલિટીએ તેને બહુમાન આપ્યું હતું. પરંતુ પોતાની શોધથી હજારો માઇલ દૂર એવા દેશ એકબીજાની સમીપમાં આવી ગયા હતા, એ જોવા તે ભાગ્યશાળી નીવડ્યો હતો. તેનું મૃત્યુ ઇ. સ. ૧૯૨૨ના ઑગસ્ટની ૨ જી તારીખે તેના નવા રહેઠાણ બેડેકમાં થયું હતું.

તેના જીવનની સૌથી અજાયબીભરી વાત તો એ હતી કે એ પોતે ટેલિફોનનો શોધક હોવા છતાં, એ ટેલિફોનને ખૂબ જ ધિક્કારતો હતો. તેણે પોતાના નવા રહેઠાણમાં ટેલિફોનમાં કાગળના ડૂચા ભરી દીધા હતા કે જેથી પોતે કામ કરતો હોય ત્યારે કોઇ અંતરાયરૂપ ન થાય.*

**શ્રી. માણેકલાલ જોશી**

* " નવચેતન " માસિકના મે-૧૯૪૦ના અંકમાંથી.

# પુસ્તકાલય



લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
[illegible] નારણભાઈ અમીન
બી કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .. વડોદરા

પુસ્તક ૧૫ મું | જુન ૧૯૪૦ | અંક ૬ ઠ્ઠો

# અનુક્રમણિકા



## સામયિક દોહન વિભાગ




આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૬-૪૦

પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું • જુન-૧૯૪૦ અંક ૬ ઠ્ઠો

## અજમાવવા જેવી એક યોજના

—તંત્રીસ્થાનેથી

આવતા માસમાં બજેટનાં ફૉર્મ બધાં પુસ્તકાલયોને મોકલાશે. એ માટેની પૂર્વતૈયારીરૂપે પુસ્તકાલયોના સંચાલક મંત્રી-ગ્રન્થપાલો બજેટ માટેનાં પુસ્તકોની પસંદગી અત્યારથી જ કરવા લાગી ગયા હશે.

પુસ્તકોની પસંદગી માટે ગ્રંથમાળાઓની પસંદગી કેમ ન કરવી અને તેથી કેવાં નુકસાન વેઠવાં પડે છે તે આ અંકમાં અન્યત્ર છપાયેલો લેખ તમને સમજાવશે; ઉપરાંત એ વિષે સહજ ઇસારો અમે ગયા વર્ષના એક અંકમાં કર્યો પણ હતો. એટલે ભૂલેચૂકે પણ ગ્રન્થમાળાના ગ્રાહક થવાની ભ્રમણામાં તો હરગીજ પડશો નહિ.

ગ્રંથમાળાઓની કેટલીક લલચાવનારી યોજનાઓ આખર જતાં કેવી પોકળ નીવડે છે તે તો જેઓ એવી ગ્રંથમાળાઓના ગ્રાહકો થયા હશે તેમના અનુભવમાં આવ્યું જ હશે, અને વિશેષ તો આ અંકમાં ઉપર નિર્દિષ્ટ લેખમાં એ જણાવ્યું છે.

વળી માત્ર નામો પરથી જ પસંદગી કરવામાં પણ છેતરાવાનો સંભવ છે. એટલે પુસ્તકપસંદગી કરતી વખતે આવી બધી વાતો લક્ષ્યમાં લીધા પછી જ જે તે યોગ્ય પુસ્તકો પસંદ કરજો. અને તમારા પુસ્તકાલયના વ્યવસ્થાપકમંડળને એ યાદી બતાવી તેમની મંજૂરી માગી લેજો.

આવી પુસ્તકપસંદગીના કામમા અમે એક બીજો માર્ગ સૂચવીએ છીએ. હજી બજેટો આવતા માસમાં અને તે પછી બનાવવાનાં થશે; તે દરમિયાન તેઓ આ અખતરો અજમાવી જુએ.

તમારા પુસ્તકાલયમાં એક પત્રક રાખો. જે વાચકો તમારા પુસ્તકાલયનો ઉપયોગ કરવા આવે તેઓ કયાં પત્રો-પુસ્તકો ખરીદવા ભલામણ કરે છે તેની નોંધ એ પત્રકમાં કરવા એ વાચકોને વિનંતિ કરો.

આ પ્રમાણે કરવાથી તમારા વાચકોનો પણ તમારી પુસ્તપસંદગીમાં સારો

સાથ મળશે. તમારે ત્યાં આવતા વાચકો કેવા વિષયનાં પુસ્તકો માટે ભલામણ કરે છે તે તમને જાણવા મળશે. ઉપરાંત એ નોંધમાં નોંધાયેલાં પુસ્તકોમાંથી કયાં ખાસ પસંદ કરવા જેવાં છે તે પણ તેમાંથી તારવી કાઢજો. આ તારણ તમારા વ્યવસ્થાપકમંડળ આગળ રજૂ કરજો. અને પછી એમાંથી પસંદ કરી લેજો.

એટલે તમારા પુસ્તકાલયની પુસ્તકપસંદગીમાં તમારા વાચકોનો અવાજ પણ જળવાશે અને તમારા પર " પોતાની જ પસંદગીનાં પત્રો–પુસ્તકો મંગાવવા " નો જે કેટલાકો આક્ષેપ કરવામાં આવે છે તે દૂર થશે.

આશા છે, સૌ મંત્રી–ગ્રંથપાલભાઈઓ આ અખતરો જરૂર અજમાવશે અને પુસ્તકાલય માટે પસંદ કરવાનાં પુસ્તકોમાં તેના વાચકોનો પણ સહકાર સાધવા પ્રયત્ન કરશે.



## તમારા પુસ્તકાલયમાં તપાસી જુઓ:

૧. વર્તમાનપત્રો, માસિકો વગેરે નિયમિત ટેબલ ઉપર દરરોજ રહેતાં નથી. જે માસિકો અમુક વેષ્ટનમાં હોય છે અને જે નામ લખેલું હોય તેના બદલે ભળતા જ વેષ્ટનમાંથી નીકળે છે, જેમકે ' શારદા 'નું વેષ્ટન હોય ત્યારે તેમાંથી નીકળે ' ગુણસુંદરી ! ' આમ થાય છે. એ ગ્રંથપાળની બેદરકારી સૂચવે છે.

૨. નવાં આવેલાં સામયિકો પુસ્તકાલયના વખતે પુસ્તકાલયમાં હોતાં નથી અને સભાસદોને ઘેર દસ પંદર દિવસ પડી રહે છે, એ ઇચ્છનીય નથી. એપ્રિલનું " શારદા " પ્રકટ થઇ ગયું હોય ત્યારે ટેબલ ઉપર જાન્યુઆરીનો જ અંક મૂકેલો હોય એવા પણ દાખલા છે.

૩. કેટલીક વખત સારા વ્યવસ્થાપકોના અભાવે, દર વર્ષે મંગાવવામાં આવતાં વર્તમાનપત્રોમાં જનતાને નિરૂપયોગી હોય એવાં પણ આવે છે. માસિકો, અઠવાડીકો સારાં હોય તેને કાઢી નાખી નકામાં પણ આવે છે, તેથી વ્યવસ્થાપક મંડળ સાહિત્યમાં રસ લેનાર ઇસમોનું હોવું જોઇએ. સભાસદો લવાજમ ભરે છે એટલે તેમને નિયમિત વર્તમાનપત્રો પુરતાં વાંચવા મળે છે, પરંતુ કયું પુસ્તક, કયું માસિક, કયું વર્તમાનપત્ર મંગાવવું તે સાહિત્યમાં રસ લેનાર સજ્જનો સમજી શકે, અને તેઓ જાણી પણ શકે કે આપણા ગામની જનતાને કેવું સાહિત્ય પચશે. એ વિચારી તે પ્રમાણે મંગાવવા તજવીજ કરી શકે.

× × ×

૪. પુસ્તકાલયમાં આવતાં વર્તમાનપત્રોમાં શું વાંચવા જેવું છે તેનું બોર્ડ લટકાવી લખવું જોઇએ, કે જેથી આવનાર વાચકને વાંચવામાં રસ ઉત્પન્ન થાય.

૬. નવાં આવેલાં, વાંચવા લાયક પુસ્તકોની યાદી તૈયાર કરી બહાર ટાંગવી જોઇએ.

નારાયણલાલ પું. સુખડીઆ

# ગ્રામ પુસ્તકાલયોના કામકાજ પર એક દષ્ટિપાત

ગ્રામ પુસ્તકાલય

ગ્રામ પુસ્તકાલય ખાતાનો વહીવટ કેમ ચાલે છે તે જોવાની અને પ્રજાને તે કેટલું ઉપયોગી છે તે નિહાળવાની દષ્ટિથી અમે વડોદરા તાલુકાના રણોલી ગામનું પુસ્તકાલય જોવા માટે પુસ્તકાલય ખાતાના રા. રા. વ્યવસ્થાપક સાહેબ અને રા. મદદનીશ વ્યવસ્થાપક સાથે તા. ૩૦–૪–૪૦ ના રોજ સવારના વડોદરાથી ૭–૩૫ વાગે નીકળી ૮ વાગે રણોલી પહોંચ્યા હતા.

મકાન

૨. પુસ્તકાલયનું મકાન સને ૧૯૩૫ માં બંધાયું હોઇ તે ગામની બીજી સાર્વજનિક સંસ્થાઓ—શાળા, દવાખાનું, પ્રસુતિગૃહ, વ્યાયામગૃહ, સાર્વજનિક બાગ, તળાવ વગેરે સાથે ગામના મોખરા પર આવેલું છે. આથી ગામના સુખસવડ સાથે દેખાવ પણ સુંદર થયો છે.

ગ્રંથપાલ–મંત્રી

૩. પુસ્તકાલયના કામ કરનાર ભાઈની સાથે પુસ્તકાલયની વ્યવસ્થા સંબંધી કેટલીક વાતચીત શરૂ કરી, પરંતુ તે નવા અને બીનઅનુભવી હોઇ પુસ્તકાલયમાંથી પુસ્તકો વાંચવા આપવાની નોંધવહીમાં પુસ્તકો નોંધવા સિવાય બીજી હકીકતથી અણવાકેફ હોવાનું જણાયું.

૪. પુસ્તકાલયનું અંદાજપત્ર, ઠરાવની નોંધબુક, વર્ગીકરણવાર રજીસ્ટરો વગેરે પુસ્તકાલયના ઉપયોગી અને જરૂરી સાધનોનો અભાવ જણાયો. મંત્રીને આ બાબતમાં પૂછતાં ગ્રંથપાલ તાલિમ પામેલા નથી એટલે તે અજાણ છે, અને ટૂંકો પગાર મળતો હોવાથી માત્ર બે કલાક પુસ્તકો આપવા–લેવાનું જ કામ કરે છે એમ જણાયું. તેથી તેમને પ્રાન્તના તાલિમવર્ગનો લાભ લેવડાવવાની સૂચના કરવામાં આવી. મંત્રી પણ "પુસ્તકાલય" માસિક નિયમિત વાંચી તેમાં પ્રસિદ્ધ થતા ખાતાના સરક્યૂલરો પ્રમાણે તજવીજ ગ્રંથપાલ પાસે કરાવતા હોય તેમ જણાયું નહિ. તે વેપારીવર્ગના ઇસમ હોઇ તેમને આ કામ માટે પૂરતો વખત મળતો નથી એમ તેમણે ખુલાસો કર્યો.

વ્યવસ્થાપક મંડળ

૪. પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળના સભ્યો તથા ગામના આગેવાનોને પુસ્તકાલયની પરિસ્થિતિ સંબંધે વાટાઘાટ સારૂ બોલાવ્યા હતા. તેમની સાથેની વાતચીતમાં સમજાયું કે, ગામલોકોને પુસ્તકાલય માટે ઘણો આદર અને માન છે, અને પુસ્તકોનો ઉપયોગ ગામના પ્રમાણમાં સારો થાય છે, પણ વ્યવસ્થાપક મંડળની સભા દર માસે નિયમિત ભરી શકાતી નથી; કારણ કે તે બોલાવવાને સેક્રેટરી તરફથી દિવસ તથા વખત ઠરાવી તજવીજ થતી નથી. શાળાના શિક્ષકો પૈકી કોઇ સેવાભાવી અને ઉત્સાહી શિક્ષક મંત્રી તરીકે કામ કરવાને સહકાર આપે તોજ આ ખામી દૂર થઇ શકે. સભા બોલાવવામાં આવે ત્યારે ઘણા ખરા સભ્યો ખુશીથી હાજર રહેશે એમ તેમનામાંના ઘણા ખરાએ જણાવ્યું.

આગેવાને આપેલી સલાહ

૫. ગામના આગેવાનો સારી સંખ્યામાં હાજર હતા તેનો લાભ લઇ, શ્રીમંત સરકારે પુસ્તકાલયો ઉઘડાવવાનો ઉદ્દેશ તેમને સમજાવ્યો અને દિનપ્રતિદિન પુસ્તકો, માસિકો તથા વર્તમાનપત્રો વાંચનારની સંખ્યામાં વધારો થતો જાય તેવી તજવીજ કરતા રહેવાને તેમને બોધ

[ ૩૪૨

કર્યો. વળી એ લાભ માત્ર ભણેલા જ નહિ પણ જેઓ અભણ હોય તે પ્રૌઢ શિક્ષણનો લાભ લઇ વાંચતાં લખતાં શીખી લાભ લેતા થાય, અને માત્ર પુરુષો જ નહિ પણ સ્ત્રીઓ પણ પુસ્તકાલયનો લાભ લે તેવો પ્રયત્ન કરતા રહેવાને તેમને આગ્રહપૂર્વક વિનંતિ કરી.

**પુસ્તકો–વાચકો**

૬. રણોલી પુસ્તકાલયમાં પુસ્તકો ૧૨૧૨ છે. ગ્રંથપાલ બિનતાલિમી હોવાથી ઠરેલા ધોરણ પ્રમાણે વિધિ થયેલો જણાયો નહિ. દર વર્ષે બે માણસોની કમિટી નીમી કયાં પુસ્તકો બંધાવવા જેવાં છે કે કમી કરાવવા જેવાં છે તેની નોંધ રાખવાની સમજૂત આપવામાં આવી. સમાજમાં નબળી ભાવના ફેલાવે તેવાં પુસ્તકો પુસ્તકાલયમાં લેવાઇ ગયાં હોય તો તે કમી કરાવવાની સલાહ અપાઇ. જીવનચરિત્રો, ધાર્મિક ઉચ્ચ કોટીની નવલકથાઓ, બાળકોને વાંચવાં ગમે તેવાં સાદાં અને સરળ પુસ્તકો અને સ્ત્રીઉપયોગી સાહિત્ય પુસ્તકાલયમાં વસાવવાની અગત્ય સમજાવવામાં આવી. આ બાબતમાં પુસ્તકાલય ખાતા તરફથી પ્રસિદ્ધ થતી સૂચનાઓ, યાદીઓ વગેરે વાંચવાની કેટલી બધી જરૂર છે તે સમજાવ્યું. નાનાં ગામડાંમાં મોટું પુસ્તકાલય ન હોઇ શકે; તેમ ન હોય તો નજીક નજીકનાં ગામ સાથે સહકાર કરી જુદાં જુદાં પુસ્તકો મંગાવવાથી અને તે એકબીજાને વાંચવા આપવાથી થતા ફાયદા તરફ પણ લક્ષ ખેંચ્યું. રણોલીમાં ચાલુ વર્ષ દરમ્યાન ૭૫૨ પુસ્તકો વંચાયાં છે અને નોંધવહી જોતાં સારાં સારાં પુસ્તકો વંચાયાં છે, એમ જાણી ખુશી થયા. વાચક રજીસ્ટરને અભાવે બાળકોમાં અને પુરુષોમાં કેટલાં કેટલાં વંચાયાં છે તેની માહિતી મળી શકી નહિ. વાચક રજીસ્ટર હોય તો દર માસે તારીજ કાઢવાથી બાળકો, પુરુષો, સ્ત્રીઓ વગેરેમાં કેટલું વાચન થાય છે તે સહેજમાં જાણી શકાય, માટે તે પ્રમાણે તજવીજ કરવાને સૂચના કરી.

**વર્તમાનપત્રો**

૭. વર્તમાનપત્રો અને માસિકો પુસ્તકાલયના સમય દરમ્યાન પુસ્તકાલયમાં વ્યવસ્થિત ગોઠવાઇ રહેવાં જોઇએ, તે પ્રમાણે થતું જણાયું નહિ. કેટલાંક માસિકો ટેબલ પર નહોતાં. ગામના આગેવાનો ઘેર વાંચવા લઇ જતા હોય તો તેમને પુસ્તકાલય ખુલ્લું રહેવાના સમયમાં ન લઇ જતાં તે સમય બહારના વખતમાં લઇ જવાની અને પુસ્તકાલય ઉઘડતાં પહેલાં પરત મોકલી દેવાનો નિયમ છે તે સમજાવી તેનું સખ્ત રીતે પાલન કરવા સમજૂત આપી. પુસ્તકાલયના સમયમાં કોઇ પણ પત્ર કે માસિક પુસ્તકાલય બહાર જાય નહિ એ સાર્વજનિક હિતની દૃષ્ટિએ જરૂરનું છે.

**કાયમફંડ અને અંદાજ**

૮. પુસ્તકાલયની ભાવી નિભાવણી માટે રૂ. ૧૬૮૬–૨–૯ નું કાયમ ફંડ છે. અને તે વ્યવસ્થિત હોઇ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા છે. અંદાજ બનાવતી વખતે પુસ્તકાલયમાં રસ લેતા ગામ લોકોને બોલાવી તેમની સૂચનાઓનો વિચાર કરી ગામના લોકોને વાચનમાં રસ પડે તેવાં સારી કોટીનાં પુસ્તકો ખરીદવા સમજ આપવામાં આવી. અંદાજ રૂપીઆ સો સુધીનું બનાવી પુસ્તકાલયની સામગ્રી વિસ્તૃત બનાવવા પણ સમજ આપી તેમજ આજુબાજુના ગામનાં પુસ્તકાલયો સાથે સહકારના ધોરણે અંદાજો બનાવવાની

પણ સમજૂત કરવામાં આવી કે જેથી આખા જૂથમાં વિવિધ પ્રકારનાં ઘણાં પુસ્તકો વાંચવાનો લાભ જૂથના લોકોને મળે.

**શિક્ષક અને પુસ્તકાલય**

૯. કન્યાશાળા અને છોકરાની શાળાના શિક્ષકોને બોલાવી સરસ્વતીના પૂજકો તરીકે પુસ્તકાલયમાં રસ લેવાની તેમની ફરજ સંબંધે બોધ કર્યો. વાસ્તવિક રીતે તો પુસ્તકાલય સંબંધી સર્વ કામ તેમણે જ ઉપાડી લેવું જોઇએ. પુસ્તકાલયનો ઉપયોગ શાળામાં ભણતા ઉપલા વર્ગના બાળકો તથા ઉઠી ગયેલા બાળકોમાં કરાવવો જોઇએ તેમ તેમને કહેવામાં આવ્યું. આ બાબત પુસ્તકાલય ખાતાએ પણ શિક્ષકો પુસ્તકાલયને સહકાર આપે તેવો હુકમ મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ મારફતે કરાવવાની આવશ્યકતા વિષે પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબને રૂબરૂ વિનંતિ કરવામાં આવી.

**સ્વચ્છતા**

૧૦. પુસ્તકાલયમાં આદર્શ સ્વચ્છતા તથા વ્યવસ્થા હોવી જોઇએ કે જેથી તે પણ લોકોને પોતાના ઘરમાં તેવી તજવીજ રાખવાને બોધદાયક થઈ પડે. સ્વચ્છતા, સુવ્યવસ્થા વગેરેની ઉપયોગિતા દર્શાવનારાં સૂચનો અને ચિત્રપટો વાચકને સહેલાઇથી બોધ થાય તેવી રીતે ગોઠવવાની અગત્ય સમજાવવામાં આવી. વળી પુસ્તકાલય એ વિદ્યામંદિર સમાન બની તેનું ઉપાસક મંડળ વિસ્તૃત બનતું રહે તેવી વ્યવસ્થા રાખવા પણ કહેવામાં આવ્યું.

**પુસ્તકાલયની અસર**

૧૧. રણોલી પુસ્તકાલયની મુલાકાત ઉપરથી અમને સંતોષ થયો છે, અને જે કાંઇ જોવામાં આવ્યું તે ઉપરથી એવું અનુમાન થાય છે કે ગામડામાં પુસ્તકાલયોએ વાચનનો ઠીક રસ જમાવ્યો છે. પરંતુ હજી તેમાં વિકાસને ઘણું સ્થાન છે. પ્રજા હજી તેનો વ્યવસ્થિત ઉપયોગ કરી બંધારણ પ્રમાણે કામ કરવા ટેવાઈ નથી. પુસ્તકાલય ખાતા તરફથી દર માસે પ્રસિદ્ધ થતા સૂચના સરક્યુલરો વગેરેથી પ્રજા વાકેફગાર બને તથા વ્યવસ્થાપકો સમજે તે માટે રા. વહીવટદાર, રા. મહાલ શાળાધિકારી વગેરે સ્થાનિક અધિકારીઓ પુસ્તકાલયોમાં વિશેષ રસ લઇ વખતોવખત તેની મુલાકાત લેતા રહે તો ઘણું સારું થાય. છેલ્લા એક વર્ષમાં શાળાખાતાના કોઇ અધિકારીએ રણોલી પુસ્તકાલયની ભેટ લીધી હોવાનું ભેટબુક ઉપરથી જણાતું નથી. વખતે ભેટ લીધી હોય તો તે બાબત વીઝીટ બુકમાં ઉલ્લેખ થવો જોઇએ.

એકંદરે આ મુલાકાતથી શ્રીમંત સરકારના ઉમદા ઉદ્દેશ પ્રમાણે પુસ્તકાલયથી પ્રજાના જ્ઞાનમાં ઠીક વધારો થતો જાય છે વાચન તરફ લોકોમાં રસ વધતો જાય છે, અને એકંદરે આ હિતકારી સંસ્થાથી પ્રજાના કલ્યાણમાં વધારો થતો જાય છે, એમ પ્રત્યક્ષ જોવાથી અમને સંતોષ થયો છે. અને તેને માટે પુસ્તકાલયનું મકાન બંધાવી આપનાર તથા ગામોપયોગી બીજાં કામો કરવામાં અગ્રેસર ભાગ લેનાર રા. લલ્લુભાઈ નાથાભાઇ પટેલ તથા બીજા આગેવાનોનો તેમ સાથે આવેલા પુસ્તકાલય ખાતાના મુખ્ય અધિકારી તથા તેમના મદદનીશે લીધેલી તસ્દી માટે આભાર માની વડોદરે પરત આવ્યા હતા.

ગોવિંદભાઇ હા. દેસાઇ

# પુસ્તકો અને ગ્રંથમાળાઓ

૧. **ગ્રંથમાળાનાં પુસ્તકો** પાકાં પૂંઠાંનાં હોવા છતાં, તે ઉપર સુશોભિત વેષ્ટન આપવામ આવે છે. પરંતુ તે વેષ્ટનનો કંઇ પણ ઉપયોગ ન થતાં, તે ખર્ચાળ પદ્ધતિ હોવા બતાવે છે. કારણ કે એ વેષ્ટન માત્ર અઠવાડીઆમાં જ તૂટી જાય છે. એટલે પાકા પૂંઠાન પુસ્તકને વેષ્ટન ન કરતાં તે ખર્ચો બંધ કરવો જોઇએ.

ખાસ વેષ્ટન જ આપવું હોય તો સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પુસ્તકોને આ છે એવા મજબૂત ચીકણા કાગળનાં સાદાં વેષ્ટનો વાપરી શકાય.

પાકા પૂંઠાનાં પુસ્તકોને વેષ્ટન બ્રાઉન પેપરનું સુરક્ષિત રાખવા ચઢાવવામાં આ છે. એટલે સુશોભનો કરવા પાછળ ખર્ચ કરવો એ વ્યાજબી નથી.

૨. ગ્રંથમાળામાં પુસ્તકો બહુધા પાકા પૂંઠાનાં આપવામાં આવે છે. તેમાં જે જાતના કાગળ વાપરવામાં આવે છે, તેનો પ્રથમ ઉલ્લેખ કરી પહેલું પુસ્તક બહાર પાડે છે તે પ્રમાણે પછીનાં પુસ્તકો તેવા કાગળોમાં જ અપાવાં જોઇએ; છતાં તે પ્રમાણે વચનભંગ કરી કેટલા પ્રકાશકો પાંચમાંથી બેત્રણ પુસ્તકો હલકા કાગળનાં પણ ઘુસાડી દે છે.

૩. ગ્રંથમાળાનાં પુસ્તકો પાકાં પૂંઠાનાં આપવાનાં છતાં ગ્રાહકોની સવલત સારૂ કાચા પૂંઠાનો પણ વર્ગ રાખેલો હોય છે. પુસ્તકો પાકા બંધનમાં આપવામાં આવશે અને તેનું લવાજમ કાચા કરતાં વિશેષ રખાયલું હોવા છતાં તેમાં પણ પાકાના બદલે કાચુ અર્ધપાકું બાઇન્ડીંગ આપી ગ્રાહકોને છેતરવામાં આવે છે.

૪. ગ્રંથમાળાના ગ્રાહકો સ્થાયી હોય છે, છતાં જણાવેલ પુસ્તકો બહાર પાડવામાં અતિશય વિલંબ થાય છે, એટલે ગ્રાહકો કંટાળી જાય છે અને પરિણામે ગ્રાહક તરીકે બંધ પડે છે. ( જુઓ જુલાઇ ૧૯૩૯ નું પ્રકાશિત કરેલું પુસ્તક 'મારા વિના નહિ ચાલે' લે. ધનવંત ઓઝા; નવયુગ પુ. ભંડાર, રાજકોટ, ગ્રાહકોને મે ૧૯૪૦ માં મળે છે.) આવી અનિયમિતતા ! ( જુઓ અંજલિ ગ્રંથમાળા વર્ષ ૫. 'જાગતા રે'જો ' ઉત્તરાર્ધ જાન્યુઆરી '૪૦માં બહાર પાડવા જણાવેલું તેના બદલે મે ૧૯૪૦માં બહાર પડી ગ્રાહકોને મોકલાય છે. )

૫. ગ્રંથમાળાનાં પુસ્તકો પાકા પૂંઠાનાં આપવાનું ધોરણ હોય એટલે નાનું અગર મોટું બધાં જ પાકા બંધનમાં હોવાં જોઇએ.

૬. ગ્રંથમાળાઓનું લવાજમ, પ્રકટ થતાં પુસ્તકોના ટપાલખર્ચ સાથે રાખવામાં આવે છે, એટલે બહારગામ તથા સ્થાયી તેમજ શહેરના ગ્રાહકોને પણ તે જ લવાજમે ઘેર બેઠાં મળે છે એ આદરપાત્ર છે; જ્યારે **વર્તમાનપત્રો, તેમ જ સાપ્તાહિકો ગ્રાહકોને જે ભેટ આપે છે તે માટે લવાજમ ઉપરાંત પોસ્ટેજ લે છે તે બરાબર નથી.** તેઓએ પ્રથમ જ ભેટ સાથે અમુક લવાજમ જણાવી તે પ્રમાણે લેવું જોઇએ. (જુઓ 'પ્રજાબંધ' અને 'પ્રયાજિત્રિજય'ના દાખલા.) ભેટ જ્યારે બહાર પડે ત્યારે રૂ. ૦-૩-૦ પોસ્ટેજ

ખર્ચ મંગાવે, તે મોકલવા ૦-૧-૦ અગર બે આનાનો ખર્ચ કરવો પડે, તેના કરતાં कल्याण માસિકની પેઠે ભેટ રજીસ્ટરસહ રૂ. ૪-૩-૦ રાખેલા હોય એ વિશેષ નોંધપાત્ર છે. એવું ધોરણ રખાય તો ગ્રાહકોને પાછળથી ટપાલખર્ચ મોકલી ભેટ મંગાવવાનું રહે નહિ.

૭. હાલમાં નીકળતી જેટલી ગ્રંથમાળાઓ છે, તે નિયમિત પુસ્તકો બહાર પાડી શકતી નથી. એમને લેખકો સાથેના કઢંગા સંજોગોમાં, તેમજ આર્થિક સંજોગોમાં અથડાવું પડે છે, પરંતુ આગામી વર્ષ માટે જે પુસ્તકો આપવાનાં નક્કી કર્યાં હોય તે બધી સામગ્રી ભેગી કરીને નિયમિત વખતે બહાર પાડવું જરૂરી છે. તે સિવાય અમો અમુક આમ આપીશું, તેમ આપીશું, એ ગ્રાહકોને લલચાવનારૂં છે. ( હાલ રેખા ગતિ ગ્રંથમાળા અમદાવાદનાં પ્રકાશનો નિયમિત તારીખે જ પ્રકાશિત થાય છે એ ઇચ્છનીય છે. )

૮. ગ્રંથમાળામાં આપવાનાં પુસ્તકોની સંખ્યા, પૃષ્ઠસંખ્યા તથા લવાજમ હરેનું હોય છે. ઘણીખરી ગ્રંથમાળાઓ વા. લ. પાકા પૂંઠામાં રૂા. ૪) માં પોસ્ટેજ સહ ૧૨૦૦ પાનાનું વાંચન આપે છે; જ્યારે કાચાના રૂા. ૩) લે છે એ વ્યાજબી કહેવાય. પરંતુ કેટલાક લેખકો–પ્રકાશકો છૂટક પુસ્તકો પ્રકટ કરી રૂ. ૧) માં સો સવાસો પાનાં આપી ગ્રાહકોને છેતરે છે. નિદાન રૂ. ૧) માં ઓછામાં ઓછાં ૨૫૦ તથા વધુમાં વધુ ૩૦૦ પાનાનું વાંચન અપાવું જોઇએ.

૯. પુસ્તકોની કિંમત પડતર કરતાં બે–ત્રણગણી રાખવામાં આવે છે. ' મારા વિના નહિ ચાલે ' પુસ્તક ૧૪૦ પાનાનું હોઇ રૂ. ૧–૪–૦ કિંમત રાખેલી છે, જ્યારે સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયનું પુસ્તક ' કતલખાનું ' ૭૦૦–૮૦૦ પાનાનું લાંબી સાઈઝ છતાં ફક્ત રૂા. ૨–૮–૦ રાખેલા છે એ ઉપરથી ખાતરી થશે.

૧૦. પડતર કિંમત ઉપર નફો ચઢાવવાનો લેખકો–પ્રકાશકો ઘણો લોભ રાખતા હોવાથી તેમનાં પુસ્તકો ખપી શકતાં નથી અને પડી રહે છે એટલે પડતર કિંમત રૂં. ૧–૦–૦ હોય તેની કિંમત વધુમાં વધુ રૂ. ૧–૮–૦ રાખી કમિશન સવા ૭ ટકા કાપી આપવું જોઇએ.

૧૧. કેટલાંક પુસ્તકો એવાં હોય છે કે રૂ. ૪) છાપેલી કિંમત હોય ત્યારે તે ફક્ત આઠ આના ૭ આનામાંજ મળતાં હોય છે. આવી કિંમત છાપી ગ્રાહકોને છેતરવાથી સાહિત્ય ખપી શકતું નથી. અને પરિણામે દોષ ખરીદનાર જનતાનો કાઢવામાં આવે છે. પુસ્તકોનો ઉપાડ થતો નથી એમ જણાવવામાં આવે છે, એ તેમને જ શરમાવનારૂં છે.

નારાયણ પુ. સુખડીઆ

---

માણુસ પોતાના વાળ પોતે કેવી રીતે કાપી શકે તેની યુક્તિ સમજાવતા એક પુસ્તકનું લખાણ એક અમેરિકન પ્રકાશકને હમણાં જ મળ્યું છે. લેખકે પ્રકાશકને ખાનગી રીતે કહ્યું છે કે, છેલ્લાં કેટલાંક વર્ષો થયાં હું તે સંબંધી વિગતોનો વિચાર કરી રહ્યો હતો અને હું ધારૂં છું કે, આ વિષય પરનું આ એક જ પુસ્તક છે.

# એમ. કે. ગાંધી લાયબ્રેરી : ડરબન

સદરહુ પુસ્તકાલયની સ્થાપના ડરબન (દ. આફ્રિકા) ખાતે ૧૪૦ ક્વીન સ્ટ્રીટ ઉપર આવેલ પારસી રૂસ્તમજી હૉલમાં સને ૧૯૨૧માં કરવામાં આવી હતી, અને એનો નિભાવ બાઈ જરબાઇ રૂસ્તમજી ટ્રસ્ટ તરફથી થાય છે.

## ટ્રસ્ટનો ટૂંક ઇતિહાસ

અહીંના દાનવીર માલેતુજાર સ્વર્ગસ્થ પારસી ગૃહસ્થ રૂસ્તમજી ઘોરખોદુ કે જેઓ પૂજ્ય મહાત્માજીના ખાસ મિત્ર હતા, તેમની ઉદાર સખાવતથી આ પુસ્તકાલય અસ્તિત્વમાં આવ્યું છે. સ્વર્ગસ્થે બે ટ્રસ્ટ કર્યાં હતાં : એક એમની મર્હૂમ પત્નીના નામનું, અને બીજું પોતાના નામનું. આ બંને ટ્રસ્ટોને જે મકાનો અને અરકયામતો સોંપવામાં આવેલી છે, તેની અંદાજે કિંમત ૪૦,૦૦૦ પૌંડની અંકાય છે. ટ્રસ્ટડીડસની શરત એ હતી કે એમાંથી જે ઉત્પન્ન આવે તે જ ફક્ત ખર્ચી શકાય. પુસ્તકાલયના નિભાવ માટે ચૌદ વર્ષના ગાળા દરમ્યાન ૫૦૦૦ પૌંડ ખર્ચવામાં આવ્યા છે. નાતાલની હિંદી શાળાઓને મકાનો અને દેણગી મળી ૫૦૦૦ પૌંડ આપવામાં આવ્યા છે. દક્ષિણ આફ્રિકામાં જે જે હિંદી પ્રવાસીઓ આવી ગયા છે તેમની મારફતે સ્વદેશની જાહેર સંસ્થાઓ હૉસ્પિટલો, જર્ળાશ્રયમદદ અને કેળવણીની સંસ્થાઓને દેણગી તરીકે ૪૦૦૦ પૌંડ મોકલવામાં આવ્યા છે. દેશના જુદા જુદા કેળવણીનાં, હુન્નરઉદ્યોગનાં અને મદદનાં કામો માટે પૂજ્ય મહાત્માજી પર ૬૦૦૦ પૌંડની રકમ મોકલવામાં આવી છે. આ બધું મળીને કુલ ૨૦,૦૦૦ પૌંડનો ખર્ચ થયો છે. મૂળ મિલ્કત કાયમ રહી છે, ફક્ત ઉત્પન્નજ ખર્ચાયું છે.

## એમ. કે. ગાંધી લાયબ્રેરી એ ઘણીજ ઉપયોગી સંસ્થા છે.

કારણ કે નાતાલમાં એવું એ ફક્ત એક જ પુસ્તકાલય છે, અને આખા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ માટેનું એ સર્વોત્તમ પુસ્તકાલય છે. પુસ્તકાલયની અંદર સ્થાનિક વર્તમાનપત્રો અને સામયિકો ઉપરાંત આંતરરાષ્ટ્રીય વર્તમાનપત્રો, તેમજ સ્વદેશના જુદા જુદા પ્રાંતોમાં જે આગળ પડતાં વર્તમાનપત્રો તથા માસિકો છે, તે બધાં આવે છે. બાળકથી માંડીને સ્ત્રીઓને, યુવાનોને તથા વિદ્યાર્થીઓને, હરેક વયના માણસોને ઉપયોગી થઇ પડે તેવાં પત્રો, માસિકો, સાપ્તાહિકો તથા પુસ્તકોની પસદગી કરવામાં આવે છે.

સંસ્થાનો વહીવટ ચાનદ સભ્યોની કમિટિથી ચાલે છે.

પુસ્તકાલયનાં દ્વાર કોઇ પણ પ્રકારનો ચાર્જ લીધા સિવાય કોઇ પણ પ્રકારના સાંભેદ, અગર જાતિભેદ સિવાય, અહીંના યુરોપિયનો, અસલ વતનીઓ, કલર્ડસ અને હિંદીઓ માટે ખુલ્લાં રાખવામાં આવ્યાં છે. સદરહુ રૂસ્તમજી હૉલનો ઉપયોગ જાહેર વ્યાખ્યાનો, સમારંભો, મેળાવડાઓ અને ભાષણો માટે કોઈ પણ પ્રકારની ફી લીધા વિના કરવા દેવામાં આવે છે.

## પુસ્તકાલયનો ગત વર્ષનો હેવાલ

ગત વર્ષમાં ૭૯૮૩૮ માણસોએ એટલે કે સરાસરી રોજના ૧૯૪ માણસોએ પુસ્તકાલયનો લાભ લીધો છે, જેમાં જુદી જુદી શાળાના ૭૪૬૦ વિદ્યાર્થીઓ, ૧૩૪ યુરોપિયનો, ૭૯૯ કલર્ડસ અને ૭૬૧ અસલ વતનીઓનો પણ સમાવેશ થઈ જાય છે.

### ગત વર્ષમાં નામાંકિત વ્યક્તિઓએ લીધેલી ભેટ

સ્વદેશના ડૉ. પી. કે. સિંહ, સાયકલ પર દુનિયાના પ્રવાસે નીકળેલા મિ. રામનાથ બિસ્વાસ, હિંદી મિશનરી મિ. એ. એ. લો, સર એસ. રાધાક્રિષ્ણન્, સર બી. રામારાવ એજન્ટ જનરલ તેમનાં પત્ની અને બે પુત્રીઓ, મી. નાનજી કાલીદાસ સવાની, ડરબનના પાર્લામેન્ટના સભ્યો મી. એ. ગોલ્ડબર્ગ. ડૉ. વરનન એલ. શેરર, મી. ઈ. સી. હુપર, લોરેન્કો મારકીસના મિ. બી. ડી. પટેલ, અને એમ. સી. સી. ટીમના કેપ્ટન મી. ડબલ્યુ. એલ. હેમન્ડે વિલાયતની ક્રિકેટ ટીમના બીજા સભ્યો સાથે મુલાકાત લીધી હતી. પારસી રૂસ્તમજી હૉલનો વર્ષ દરમ્યાન જાહેર સંસ્થાઓએ સમારંભો અને મેળાવડાઓ માટે ૭૦ પ્રસંગોએ ઉપયોગ કર્યો હતો.

### પુસ્તકો

અંગ્રેજી ૩૦૧૫, ગુજરાતી ૧૭૬૬, હિંદી ૭૫૫, તામિલ ૩૮૬, તેલુગુ ૬૧, ઉર્દુ ૨૨૫,-કુલ ૬૨૦૮

---

## અનુભવનિતાર

**ગ્રામ પુસ્તકાલયના** સૌ. ગ્રંથપાલ તથા મંત્રી ભાઈઓ, પુસ્તકાલયના સંચાલનમાં-તેની વ્યવસ્થા ઇ. માં તેમને મળતાં જુદા જુદા પ્રકારના અનુભવોની ટૂંક અને મુદ્દાસરની માહિતી અમને લખી મોકલવા કૃપા કરે.

તમારી એ અનુભવનોંધો પરથી અન્ય ગ્રંથપાલ ભાઈઓને તમે અનુભવેલી વિગતો જાણવા મળે તે હેતુથી, આવતા અંકથી અમે ગ્રંથપાલ ભાઈઓનો **" અનુભવ નિતાર "** આપવાની યોજના વિચારી છે. સૌ ભાઈઓને અમારા આ કાર્યમાં ઉપર્યુક્ત રીતે સહાયભૂત થવા વિનંતિ છે.

તમારા અનુભવોની મુદ્દાસરની ટૂંક નોંધ અમને જરૂર મોકલી આપો, અમે એનો ઉપયોગ કરશું. આ " અનુભવનિતાર "નો આધાર તમારા સહકાર પર અવલંબે છે.—**તંત્રીઓ.**

---

### વર્તમાનપત્રો અને સામયિકો

દૈનિક, સાપ્તાહિક અને માસિકો મળી કુલ ૧૦૫ પત્રો આવે છે જેમાં અંગ્રેજી ૬૧, ગુજરાતી ૨૪, હિંદી ૯. તામીલ ૫, તેલુગુ ૨ અને ઉર્દુ ૪ નો સમાવેશ થાય છે.

વર્ષ દરમ્યાન ૩૩૪ પૌંડ ૧૧ શિલિંગ ખર્ચ થયો છે. વર્ષ દરમ્યાન ચાર કમિટી મિટિંગ ભરવામાં આવી હતી, અને કમિટી તરફથી એક વ્યાખ્યાન સમારંભ ગોઠવવામાં આવ્યો હતો, જેમાં રેવરન્ડ ડબલ્યુ. એચ. સેયરે ભાષણ આપ્યું હતું. જેમને જ્ઞાનની ભૂખ લાગી છે એવાઓને માટે આ સંસ્થા આશીર્વાદ સમાન છે. સંસ્થાના સેક્રેટરી મિ. શાપુરજી જીવણજી રદિરિયા પુસ્તકાલયના કામમાં ઘણો ઊંડો રસ ધરાવે છે, અને પુસ્તકાલયની પ્રગતિની હંમેશાં ઝંખના કરી રહ્યા છે, અને સંસ્થાને નિઃસ્વાર્થ સેવા આપી રહ્યા છે. વિદેશની અંદર આટલું સુંદર પુસ્તકાલય હસ્તિમાં છે, એ હિંદી વર્ગને માટે ખાસ ગૌરવ લેવા જેવું છે.

ગોવિંદજી નીછાભાઈ દેસાઈ

# મારો પટનાનો પ્રવાસ

**અખિલ** હિંદ પુસ્તકાલય પરિષદનું ચોથું અધિવેશન પટના મુકામે ગઇ તા. ૧૩ મી એપ્રિલના રોજ સવારના સાડાનવે પટના યુનિવર્સિટીના વ્હીલર સેનેટ હાઉસમાં ભરાયું હતું. આ પરિષદમાં ભાગ લેવા માટે હિંદના જુદા જુદા ભાગોમાંથી આશરે ૪૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. પરિષદના સ્વાગતપ્રમુખ શ્રી. સચ્ચિદાનંદ સિંહાના આમંત્રણને માન આપી આ પરિષદની ઉદ્‌ઘાટનક્રિયા પટના હાઇ કોર્ટના વડા ન્યાયાધીશે કરી હતી. ઉદ્‌ઘાટનક્રિયા વખતે તેમણે કરેલા ભાષણમાં, આજે ભયંકર અંધકારમાં ઘસડાતી જતી દુનિયાની પ્રજાઓમાં સાંસ્કૃતિક વાતાવરણ પ્રસરાવવા પર ખાસ ભાર મૂકયો હતો.

સ્વાગતપ્રમુખ ડૉ. સચ્ચિદાનંદ સિંહાએ તેમના વ્યાખ્યાનમાં, પટનાનાં પુસ્તકાલયો અને પ્રાંતમાં ચાલી રહેલી પુસ્તકાલયપ્રવૃત્તિનો અચ્છો ખ્યાલ આપ્યો હતો. તેમણે આગળ ચાલતાં જણાવ્યું કે, પુસ્તકાલયપ્રવૃત્તિને કેટલેક દરજ્જે પાશ્ચાત્ય દેશોમાં પણ આધુનિક સંસ્થા તરીકે ઓળખાવે છે, છતાં એને લગતું સાહિત્ય ત્યાં સારા પ્રમાણમાં મળી આવે છે અને તાત્કાલિક મળી પણ શકે છે. પરંતુ આપણા દેશમાં તેવું નથી. આ વિષયને લગતાં જાણીતાં પાઠય પુસ્તકો વર્ષો અગાઉ, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના તે વખતના વ્યવસ્થાપક સ્વ. ન્યુતન મોહન દત્તે તૈયાર કર્યાનો તેમણે ઉલ્લેખ કર્યો હતો.

અધિવેશનના વરાયેલા પ્રમુખ હિંદી સરકારના કેળવણી ખાતાના કમિશ્નર મિ. જ્હોન સારજંટે તેમના ભાષણમાં જણાવ્યું હતું કે, આપણી માલિકીનાં ઉત્તમ પુસ્તકો જેમના પ્રત્યે આપણે માનભરી નજરે જોઇએ છીએ તેમને સારામાં સારી ઉમદા રીતે રાખવાની આપણે કાળજી રાખવી જોઇએ, તેમ જ જે પણ તેમનો ઉપયોગ કરવા ઇચ્છે તેને માટે તેમને સ્વતંત્ર રાખવાં જોઇએ.

ગ્રામ પુસ્તકાલયો વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, ગ્રામ પુસ્તકાલયોનો પ્રશ્ન જરા ગૂંચવણભર્યો છે. પરંતુ હિંદના કેટલાક ભાગોમાં માત્ર બાળકોની જ જરૂરિયાતો નહિ પણ પ્રૌઢોના શિક્ષણને આગળ વધારવા માટે, ફરતાં પુસ્તકાલયોની યોજના કરીને ઠીક ઠીક પ્રયત્નો કરવામાં આવે છે.

આગળ વધેલા વાચકો માટે અથવા ભારે મૂલ્યનાં કે અપ્રાપ્ય પુસ્તકો મેળવવા ઇચ્છનાર માટે પુસ્તકાલયોની પ્રાંતિક સંસ્થાઓ એ કરકસરભરી પદ્ધતિ છે. આ પ્રાંત પુસ્તકાલયો ઉપરાંત એક મધ્યવર્તી પુસ્તકાલય પણ હોવું જોઇએ; અથવા, જ્યાં પ્રાંત પુસ્તકાલયો ન પહોંચી શકે તેવાં પુસ્તકાલયોની જરૂરિયાતો પૂરી પાડનાર પુસ્તકાલયો હોવાં જોઇએ.

આ સિવાય તેમણે, શાળા પુસ્તકાલય અથવા ગ્રામ પુસ્તકાલયની જવાબદારી ધારણ કરનાર ગ્રંથપાલોના શિક્ષણવર્ગો પર પણ ખાસ ભાર મૂકયો હતો. પ્રાથમિક શાળા તેમજ પ્રૌઢ શિક્ષણના પ્રત્યેક મથકે કામ કરનાર એક માણસ એવો હોવો જોઇએ કે જે પુસ્તકાલયને લગતા જ્ઞાનથી ઠીક ઠીક વાકેફ હોય.

પુસ્તકાલયને લગતું સંપૂર્ણ જ્ઞાન પામેલા તેમ જ શિક્ષણકાર્યની સાથે સાથે પુસ્તકોની આપ-લે કરવાનું કામ કરનાર વચ્ચેના ભેદને ખાસ લક્ષ્યમાં લેવો જોઇએ. પહેલાની ગણનામાં, ગ્રંથપાલ તરીકેની લાયકાતની ઉપાધિ તેની લાયકાતનું સૂચક ગણી શકાય, જ્યારે અમુક અભ્યાસક્રમમાં સફળતાપૂર્વક ભાગ લીધાને લગતાં પ્રમાણપત્રો બીજાની લાયકાત માટે પૂરતાં ગણી શકાય.

અધિવેશનના સમય બાદ અમે આ અધિવેશન અંગે ભરાયેલા હસ્તલિખિતો અને અપ્રાપ્ય પુસ્તકોનું પ્રદર્શન જોવા ગયા. આ પ્રદર્શનમાં પુસ્તકાલયને જરૂરી એવાં ઉપકરણો, પુસ્તકાલયવિજ્ઞાનને લગતું સાહિત્ય, પુસ્તકાલયનાં મકાનો તેમ જ તેના નકશાઓની તસવીરો, અને સામુદાયિક શિક્ષણપ્રવૃત્તિને લગતા નકશાઓ અને સાહિત્ય પણ રજૂ કરવામાં આવ્યું હતું.

અધિવેશનમાં આવેલા સૌની જાણ માટે, વડોદરા રાજ્ય તરફથી, પુસ્તકાલયોનાં બજેટોને લગતો પ્રગતિદર્શક નકશો પણ મેં રજૂ કર્યો હતો.

ત્યારબાદ વિષયવિચારિણી સમિતિએ નક્કી કરેલા ઠરાવો ખુલ્લી બેઠકમાં હાથ ધરવામાં આવ્યા હતા. પસાર થયેલા ઠરાવો પૈકી નીચેના મુખ્ય હતાઃ—

પહેલો ઠરાવ, હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યસ્થાપક વડોદરાના મહારાજા કૈ. શ્રીમંત સયાજીરાવના ખેદજનક અવસાનને લગતો હતો, જ્યારે બીજો ઠરાવ, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સ્વ. મોતીભાઇ અમીન, તેમ જ અલ્હાબાદ યુનિવર્સિટીના ડેપ્યુટી લાયબ્રેરીયન શ્રી. સરજુપ્રસાદના અકાળ અવસાનપ્રત્યે શોક દર્શાવનાર હતો.

### ભયંકર કુસેવા જ કરે છે.

બીજા કોઇ ધંધામાં ગજ ન ખાવાને પરિણામે કેવળ પેટ ભરવા ખાતર કેટલાક માણસોએ વર્તમાનપત્રકારત્વનું ક્ષેત્ર અપનાવ્યું છે. આવા માણસોને પત્રકારત્વની જવાબદારીઓનો કશો ખ્યાલ હોતો નથી. રાજકારણમાં તેમની ચાંચ બૂડતી નથી. અન્ય વિષયોનું તેમનું જ્ઞાન પણ છીછરું જ હોવાથી તેમના દ્વારા સંપાદિત થતાં વર્તમાનપત્રો જનતાને સારું વાચન આપવામાં કે યોગ્ય દોરવણી આપવામાં કેવળ નિષ્ફળ જ નિવડે છે, એટલું જ નહિ પરંતુ પ્રજાને અયોગ્ય દોરવણી આપી પ્રજાની એક પ્રકારે ભયંકર કુસેવા જ કરે છે. × × × પ્રજાની જાતીયવાસના ઉશ્કેરાય તેવું અશ્લીલ અને બીભત્સ સાહિત્ય, અમેરીકન આંકફરક અને બીજા અનેક જાતના જુગારોને પ્રત્યક્ષ યા પરોક્ષ ઉત્તેજન મળે તેવી બાબતો, ઢંગધડા અને ધડપુંછડા વગરનાં દૈનિક, અઠવાડિક, માસિક ને રાશીવાર ભવિષ્યો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરનારા વર્તમાનપત્રકારો પ્રજાની શી સેવા બજાવે છે ? આ લખનાર માને છે કે સટ્ટા જુગારને પ્રત્યક્ષ યા પરોક્ષ ઉત્તેજન મળે તેવી બાબતો કે ભવિષ્ય વિભાગોથી વર્તમાનપત્રો વાંચનારી આલમને કશો લાભ થતો નથી, તેમની કશી સેવા થતી નથી, પરંતુ એક પ્રકારની ભયંકર કુસેવા જ થાય છે.

[ 'ગુજરાતમિત્ર–દર્પણ' ૧૯–૫–૪૦ ]

ત્રીજો ઠરાવ, વિદ્યાપીઠોના અમુક જ વખત માટે રોકાતા માનદ ગ્રંથપાલોને બદલે આખા વખતના બીનપગારદારી ગ્રંથપાલોની નિમણુક કરવાની ભલામણને લગતો હતો.

ચોથો ઠરાવ, મધ્યસ્થ, પ્રાંતિક તેમ જ દેશી રાજ્યોની સરકારોને, શકયતા મુજબ પુસ્તકાલય ખાતાં ઉઘાડવા, નિભાવવા તેમ જ વિસ્તારવાની વિનંતિને લગતો હતો. આ ઠરાવની ચર્ચા દરમિયાન, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાને લગતી કેટલીક માહિતી મેં આપી હતી, તેમ જ વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિને લગતા પરિપત્રો પણ વહેંચ્યાં હતાં.

પાંચમો ઠરાવ, હિંદી પુસ્તકાલય પરિષદે, માહિતી વિભાગ ખોલવાને ગ્રંથપાલોને ઉપયોગી થઇ પડે તેવા સમાચાર ઇ. ભેગા કરવામાટેને લગતો હતો.

છઠ્ઠો ઠરાવ, હિંદી પુસ્તકાલય પરિષદે પરિષદના પ્રચારકાર્ય માટે, એક સામયિક ચલાવવું અથવા "મૉડર્ન લાયબ્રેરીયન"નું કામકાજ બની શકે તો પરિષદે પોતાને હસ્તક લઈ લેવાને લગતો હતો.

સાતમો ઠરાવ, બિહાર સરકાર પ્રૌઢ શિક્ષણને લગતી જે પ્રવૃત્તિ કરે છે તેને આવકારવાને લગતો હોઈને બિહાર પુસ્તકાલય મંડળને, નવા ભણેલાઓને વાંચન પૂરું પાડવા પુસ્તકાલય પ્રવૃત્તિનો વધુ વિકાસ કરવા વિનંતિ કરતો હતો.

આઠમા ઠરાવમાં, ખાતાવાર પુસ્તકાલયોનો જાહેર જનતાને ઉપયોગ કરવા દેવાની ભલામણને લગતો હતો.

ત્રણ દિવસની આ અધિવેશનની બેઠક દરમિયાન, ૧૮ નિબંધો આવેલા, જેમાંના આઠ ખુલ્લી બેઠકમાં વાંચવામાં આવ્યા હતા અને તે પર ચર્ચા ચલાવવામાં આવી હતી. આ કાર્યક્રમથી ઘણું જાણવાનું મળ્યું.

આ નિબંધો પૈકી ડૉ. એમ. એ. થોમસના "આપણા ધંધાની નીતિમત્તા" વિષયક નિબંધ પર ઠીક ઠીક ચર્ચા ચાલી હતી. એમાં એના લેખકે ગ્રંથપાલની ફરજો અને મુશ્કેલીઓની ઠીક ઠીક છણાવટ કરી હતી. વળી પસંદગી પામેલા વાચકો અને પુસ્તકોમાંથી વાચકોનાં પૃષ્ઠો કાપી જવાના પ્રશ્નને તો ખૂબ રંગત જમાવી હતી. ઉપરાંત પ્રો બી. બી. મુકરજીએ રજુ કરેલ "ગ્રામ પુસ્તકાલયો અને પ્રૌઢ શિક્ષણ" વિષયક નિબંધે પણ ઠીક ઠીક રસ ઉત્પન્ન કર્યો હતો. આ ચર્ચા દરમિયાન મેં પણ વડોદરા રાજ્યમાં ગ્રામ પુસ્તકાલયો અને ફરતાં પુસ્તકાલયો પ્રૌઢ શિક્ષણપ્રવૃત્તિને કેવી રીતે મદદરૂપ નીવડે છે તે વિષે સમજૂત આપી હતી.

બિહાર પ્રાંતમાં પ્રૌઢ શિક્ષણ સમિતિએ નવા ભણેલા પ્રૌઢો માટે લગભગ ૪૦૦૦ પુસ્તકાલયો સ્થાપ્યાં છે. તે "એક પૈસા પુસ્તકાલય"ના નામથી ઓળખાય છે. એટલે કે એ પુસ્તકાલયોમાં એક પૈસાની કિંમતનાં પુસ્તકો સંગ્રહવામાં આવ્યાં છે. આ પુસ્તકોમાંનાં ઘણાંખરાં ગ્રામજીવનને લગતાં, વાર્તાઓનાં, જીવનચરિત્રોનાં હોય છે. આ પુસ્તકોની ભાષા પણ તાજા શીખેલા સરળતાથી સમજી શકે તેવી હોય છે. ઉપર જણાવેલી પ્રૌઢ શિક્ષણસમિતિ તરફથી આ પુસ્તકાલયોને એક પાક્ષિક મફત આપવામાં આવે છે. આ પુસ્તિકાઓ ચાર-પાંચ જગ્યાએ ફરતી થયા બાદ નકામી થઈ જાય છે. આ નવા શીખેલાઓને માટેના આગળના વાચનને લગતો પ્રશ્ન હજી પૂરી રીતે ઉકેલી શકાયો નથી. વળી આ પુસ્તકાલયોની આર્થિક પરિસ્થિતિ પણ જોઈએ તેવી નથી. ઉપર દર્શાવેલી માત્ર નામની અને અલ્પજીવી પુસ્તકાલયોની સ્થાપના સાથે સરખાવતાં આપણે ત્યાંનાં નવાં સ્થપાતાં પુસ્તકાલયો અનેકગણાં ચડિયાતાં છે.

ત્યારપછી એક નિબંધ બાદ બીજો રજૂ કરાયલો નિબંધ શ્રી. સંતરામ ભાટિયાએ લખેલો "વાચકોનું માનસ." એ શીર્ષકનો હતો. આ નિબંધમાં તેમણે જણાવ્યું હતું કે, આધુનિક જરૂરિયાતોથી સંપૂર્ણ ભરપૂર એવું એકે ય બાલપુસ્તકાલય હિંદભરમાં આજે અસ્તિત્વમાં નથી. વળી (બાલપુસ્તકાલયોના) ગ્રંથપાલો પણ તદ્વિષયક તાલિમ પામેલા હોતા નથી. આ પ્રસંગે મેં ખુલાસો કરી જણાવ્યું કે, વડોદરાનું બાલ પુસ્તકાલય એવાં પુસ્તકાલયો માટે એક ઉમદા આદર્શ સરખું છે, જેમાં ચૌદ વર્ષની વય નીચેનાં બાળકોને ઉપયોગી સાહિત્યો અને પુસ્તકો ભરપૂર છે. આ પુસ્તકાલયનાં ગ્રંથપાલિકા શ્રીમતી પ્રભુ દેસાઈ, આ વિષયને લગતી તાલિમ લેવા ઇચ્છનારને તાલીમ આપી શકે તેમ છે. મુંબઈ યુનિવર્સિટીવાળા ડૉ.

જોશીએ મારા ખુલાસાનું સમર્થન કરતાં હિંદી અને પરદેશી બાલ પુસ્તકાલયોનો અચ્છો ખ્યાલ આપ્યો હતો.

છેક છેલ્લે "હિંદમાં પુસ્તકાલય મંડળોની રૂપરેખા"ને લગતો શ્રી. પી. કે. રેડીનો નિબંધ વંચાયો હતો. આ નિબંધવાચન દરમિયાન વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ અને રાજ્ય પુસ્તકાલય મંડળની કામગીરીને લગતી ઠીક ઠીક માહિતી રજૂ કરવામાં આવી હતી આ નિબંધમાં કેટલેક સ્થળે તારીખો દર્શાવવામાં થયેલી ભૂલ મેં સુધારી હતી.

આ ચાર દિવસ દરમિયાન અમે (૧) પટનાનું મ્યુઝિયમ, (૨) સિંહા પુસ્તકાલય (૩) રાયબહાદુર રાધાકૃષ્ણ જાલનના હસ્તલિખિતો અને ચિત્રો. (૪) ઓરિએન્ટલ પબ્લિક લાયબ્રેરી અને તેને અંગેનાં પુસ્તકાલયો, (૫) મિ. પી. સી. માનુકનાં હસ્તલિખિત સંગ્રહ તેમજ ચિત્રો, (૬) બિહાર હિતૈષી લાયબ્રેરી અને અન્જુમન તાસાકી એજ્યુકેશન લાયબ્રેરીનું નિરીક્ષણ કર્યું હતું. આ ચિત્રો અને ઇતર દર્શનીય વસ્તુઓ પરથી પુસ્તકો પ્રત્યેનો પ્રેમ, હસ્ત લિખિતો અને ચિત્રસંગ્રહનો શોખ, મને ખાસ જણાઇ આવ્યો. સર રાધાકૃષ્ણ જાલન અને મિ માનુકના સંગ્રહો ખરે જ આપણી પ્રાચીન સંસ્કૃતિના સૂચક નમૂના છે. અને ત્યાંનાં પુસ્ત કાલયોની મુલાકાતથી તેની પાછળ કાર્ય કરનારાઓની પ્રતિભા મને સ્પષ્ટપણે દેખાઇ આવી

પાછા ફરતાં, બનારસની સયાજીરાવ યુનિવર્સિટી લાયબ્રેરી જોવાનો લાભ મેં મેળવ્યો કે. શ્રીમંત સયાજીરાવ મહારાજાએ, બનારસની આ હિંદુ યુનિવર્સિટીનું મકાન બાંધવા રૂ એ લાખનું દાન દીધેલું. હવે એ મકાન પૂરું બંધાઇ ગયું છે અને એ ભવ્ય દેખાતા મકા નમાં લગભગ સો વિદ્યાર્થીઓ એકીસાથે બેસી વાચનની પૂરતી સગવડ મેળવી શકે તેમ બંધાયું છે. મધ્યખંડ ગોળાકારમાં છે. આ પુસ્તકાલયમાં જુદા જુદા વિષયને લગતાં લગભગ એક લાખ ચાલીસ હજાર પુસ્તકો સંગ્રહાયેલાં છે. આ પુસ્તકોનું બરાબર વર્ગીકરણ પણ કરેલું જોવામાં આવ્યું. આ પુસ્તકાલયમાં જવલ્લેજ પ્રાપ્ત થાય તેવાં ચિત્રો, હસ્તલિખિતો વગેરેનો પણ સંગ્રહ છે.

અખિલ હિંદ પુસ્તકાલય મંડળ હજી ઊભું થતું મંડળ જ કહી શકાય; એની સર ખામણીમાં વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિનો વહીવટ, દેખરેખ તેમ જ વિસ્તાર અનેકગણ આગળ પડતાં ગણી શકાય. આપણે ત્યાંનું રાજ્ય પુસ્તકાલય મંડળ આ મંડળ કરતા અનેકગણું કામ કરે છે. અને એના દ્વારા થતું પુસ્તકાલયપ્રવૃત્તિનું સંચાલન સરસ જ છે.

**ઉમેદભાઇ મોતીભાઇ પટેલ**

---

શ્રેષ્ઠ જીવનકથા અથવા એવા પ્રકારના ગ્રંથ માટે દર વર્ષે અપાતું 'જેમ્સ ટેઇટ બ્લેક બુક પારિતોષક' ૧૯૩૯ના વર્ષ માટેનું પ્રૉફેસર ડેવિડ ડગલાસને 'ઇંગ્લિશ સ્કૉલર્સ' ( English Scholars ) માટે આપવામાં આવ્યું છે.

× × ×

સ્વ. લૉર્ડ ટ્વીડઝમૂર ( જ્હૉન બુકન ) નું આત્મવૃત્તાંત 'મેમરિ હોલ્ડઝ ધ ડોર' ( Memory holds the door ) નામથી ટૂંક વખતમાં પ્રગટ થવાનું છે. આ પુસ્તકનાં છેલ્લાં પ્રકરણો તૈયાર થઇને, મૃત્યુ પહેલાં પ્રકાશકોને મોકલવામાં આવ્યાં હતાં.

---

* અંગ્રેજી પરથી અનુવાદક : મણિલાલ પ્ર. વ્યાસ,

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું અવનવું

ન્યુયૉર્કમાં તાજેતરમાં પ્રગટ થયેલ, અર્નેસ્ટ વિન્સેન્ટ રાઇટના પુસ્તક ' ગેડસ્બિ ' ( Gadsby ) માં ૫૦,૧૧૦ શબ્દો છે. પરંતુ ખૂબી તો એ છે કે અંગ્રેજી ભાષામાં ખૂબ પ્રચલિત અક્ષર 'ઇ' (e) તેમાં આવતો જ નથી. રાઇટને તે લખતાં સાડાપાંચ મહિના લાગ્યા છે. તેણે આ પુસ્તક ટાઇપ કરતી વખતે ' ઇ ' અક્ષરને બાંધી રાખ્યો, અને બીજા કોઇ પણ અક્ષર કરતાં પાંચ વખત વધારે વપરાતો અક્ષર 'ઇ' અનિવાર્ય નથી તેમ સાબીત કરી બતાવ્યું.

આને અંગે રાઇટને અંગ્રેજી સર્વનામ 'He' 'She' 'They' 'Them' 'Himself' વગેરેને પડતા મૂકવા પડયા હતા. મિ. જેવો ટુંકાક્ષરી શબ્દ પણ તેણે વાપર્યો નહિ, કારણ કે તે પુરા શબ્દમાં ( Mister )માં ' ઈ ' આવે છે.

તેને બીજી પણ અનેક મુશ્કેલીઓ આવી હતી. દાંતમાં ચસકા ઉપડતાં તે દીર્ઘશ્વાસ લેતો અને એસ્પીરીન લઇને થોડાં પાનાં લખી કાઢતો હતો.

રાઇટની ઉંમર ૬૭ વર્ષની છે. તે બોસ્ટનનો રહેવાસી છે, તેણે આ પુસ્તક ' નેશનલ મિલિટરી હોમ ' ( રાષ્ટ્રીય લડાઇગૃહ )માં લખ્યું હતું. છાપખાનામાંથી સમાલોચનાની નકલો ાાવી ત્યારે તે મૃત્યુ પામ્યો હતો.

તેના આ કાર્યની વાતો દૂર દૂર ફેલાવા લાગી. તેને અંગે તેને એટલી બધી ટપાલ ાાવવા લાગી કે જગ્યાના અભાવે તેને ઘણા કાગળો બાળી નાખવા પડયા હતા.

એક સ્ત્રીએ તો લખ્યું કે તેં ખરેખર ઢોંગ કર્યો છે. આવું કાર્ય બની શકે જ નહિ.

× × ×

' આફ્સ્પી 'ની આખી વાત ' ઇન હેઝાર્ડ ' ( In Hazard ) ના લેખક રિચર્ડ જીસ તૈયાર કરી રહેલ છે. ' આલ્ટમાર્ક ' બચાવ કર્યો ત્યાં સુધીની વાત આવે છે. મિં. જીસના સાથીદાર લેખકો આવા દરિયાઇ યુદ્ધનું વર્ણન કરવાની તેને તક મળવા માટે અદેખાઇ રે છે. આ પુસ્તકનું નામ ' ધી નેવી ઇઝ હીઅર ' ( The Navy is Here ) રહેશે.

× × ×

રિચર્ડ લે વેલિનનું પુસ્તક ' હાઉ ગ્રીન વૉઝ માઇ વેલી ' ( How green was ıy valley ) અત્યારના જમાનાની સફળ નવલકથા છે. તે ' જહોન ઓ લંડન્સ વીકલી ' ાં ક્રમશઃ છપાય છે. ઇગ્લંડમાં તેની ૬૦,૦૦૦ કરતાં વધારે નકલો ખપી ગઇ છે, ત્યારે મેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં એક પખવાડિયામાં ૪૦,૦૦૦ નકલો ખપી છે.

× × ×

ક્રિસ્ટોફર મોર્લિના ' કિટ્ટિ ફોઇલ ' ( Kitty Foyle ) ના પડદા પર ઉતારવાના હક્ક ૫૦,૦૦૦ ડૉલરમાં આર. કે. ઓ. એ ખરીદી લીધા છે. ફિલ્મ ઉત્પાદકો જીન્જર રોજર્સને મુખ્ય પાઠ આપવાની યોજના વિચારી રહ્યા છે.

હીરાલાલ માનસિંગ કામદાર

# વિદ્યાર્થીઓ અને ગૃહશાળા

ભણેલા અભણને ભણાવે તે સીધી સાદી ફરજ છે. તેમાં ભાષણ શું કરવાનું ? આપણું ભણતર જ આપણને ધક્કો મારે, દીવાનો પ્રકાશ આપણે ખોબામાં કેમ ઘેરીએ ! આપણને અંદરથી જ પ્રેરણા થવી જોઈએ. તમે શાળામાં કાંઈ સારૂ શીખો તો તમારાથી ઘેર કહ્યા વગર રહેવાય જ નહિ. માણસ પાસે કાંઈ સારું હોય તો તે બતાવ્યા વિના કેમ રહેવાય ? તમે ભણો છો તે ઘેર મા–બેન પાસે વાત કેમ નહિ કરતા હો ? તમારી પાસે કાંઈ હોય તો તમે બીજા બધાને વાત કરો એ સાચી વિદ્યા છે. ત્યારે જ પ્રૌઢ શિક્ષણ આગળ ચાલશે.

દેશનું રચનાત્મક કાર્ય કરવાની ઈચ્છા તમે યુવાનો ધરાવો છો અને આ સહેલામાં સહેલું કામ છે. પણ કામ સહેલું છે તેથી તેનું મહત્વ ઓછું નથી. ગામડાના શિક્ષકો કહે છે કે તમને કોઈ નથી મળતા તે અમને કહો છો ? અમારે બીજા વ્યવહાર નહિ હોય ? વેકેશનનો મહિનો તમે ક્યાં લઈ લો છો ? બીજાને કહો ને ? બીજા ભણેલા છેજ ને ! એ વાત સાચી છે, પણ શિક્ષકનો એ તો ધંધો છે. તેથી જ તેમની પાસે એ વાત કરવી અયોગ્ય છે. સુથારને બદલે શિક્ષક પાસે કાંઈ પેટી સમારી શકાશે ? તેથી ગામડા અને શહેરના શિક્ષકને અમે કહીએ છીએ.

બીજું કારણ એ છે કે વિદ્યાનો પ્રચાર શિક્ષકની દ્વારા જ કરી શકાય. તમારા વિના અમારાથી પહોંચાય તેમ નથી. વિદ્યાર્થીઓ શિક્ષકોથી ડરે છે–આમ તો તોફાન કરે. પણ શિક્ષકથી ડરે છે. તેથી તમારા ગોવાળિયાનું શરણ લેવું પડે છે કે જેથી વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે.

હવે તમે એ કેવી રીતે કરી શકો એ તમને કહું. આવી શિક્ષણસંસ્થાઓમાં બાહ્ય પ્રવૃત્તિ જોઈએ છે. ક્રીકેટ જોઈએ, સહકારી વસ્તુ ભંડાર, ચર્ચા પરિષદ વગેરે જોઈએ–એ વિના ન જ ચાલે અને એનું શાળાને અભિમાન રહે એ પ્રવૃત્તિ શાળાની શોભા અને હિત માટે છે. એ પ્રવૃત્તિ ભેગી એક લોકસેવાની પ્રવૃત્તિ રાખો. મારૂં ચાલે તો તમારા અભ્યાસક્રમમાં જ લોક–સેવા પ્રવૃત્તિને સ્થાન મળે. લોકસેવાની અમુક પ્રકારની તાલિમ ન લીધી હોય તો મેટ્રિકનું સર્ટિફિકેટ ન મળે. અત્યારે તો ચોપડીની તાલીમ અવ્યવહારૂ છે. આપણા હાયપગ ભાગી જાય છે. લોકસેવા કરવી હોય તો તમારી નજીકના ગરીબ અભણ પછાત લોકોની સેવા કરો. એક મહોલ્લો કે ફળિયું તમારૂં કરો–તેના ઉપર મમતા કેળવો–તમારામાંથી એકાદ શિક્ષક એ ફળિયામાં રાત્રે કામ કરે. તમે પણ એ ફળિયામાં સફાઈનું કામ કરો–અમદાવાદમાં ગંદકી ક્યાં ઓછી છે ?–અભણને ભણાવો. તમારી નિશાળ ટેક લે કે, એક વરસ પછી એક અભણ ન રહે. ત્યાં કામ સતત થશે અને તમને મઝા આવશે. વારાફરતી તમારે જવાનું. અઠવાડિયે કે મહિને ટુકડીઓ બદલાય.

આજકાલ શહેર અને ગામમાં વાતો સાંભળવાથી બધા કામ કરે છે અને અહીંની જેમ કામ શરૂ કરે છે. પછી ભણનારનો રસ શિથિલ થઈ જાય છે. તેથી સ્વયંસેવક કંટાળે છે. લોકસેવાના કામમાં કંટાળો હોય નહિ. પ્રવૃત્તિ ચાલે કે ન ચાલે; પણ અમુક મુદત સુધી વળગી રહેવું જોઈશે, પેલા ભણનારને તો ગરજ નથી; તેમની શક્તિ જાગૃત કરવાની આપણને

ગરજ છે. એમની ભૂખ જાગે તે આપણે જોઈએ છે, પણ આજે તેમને ભૂખ નથી. ઘરથી તેઓ આવતા નથી. શિક્ષક સાધનસામગ્રી મેળવવા મહેનત કરે છે. પણ ખરી જરૂર અભણને સમજાવવાની છે. તમે વર્ગોમાં હાજરી ઓછી થતાં જુઓ તો ઘેર આવીને બેસતા નહિ. એક વર્ગમાં શરૂઆતમાં લોકો આવ્યા પણ હવે નથી આવતા. તેથી સ્વયંસેવકો દીવો હોલવીને ઘેર આવ્યા એમ થવું ન જોઈએ. ત્યાં જઈને તમે બેસજો; વિચાર કરજો, પાછા ન હઠતા. ગામડામાં કોઈને પરવા નથી. પણ આપણે ત્યાં મૂળિયાં રાખવાં, નાસી ન જવું.

વર્ગ ન ચાલે તો એક ઘર દીઠ એક વિદ્યાર્થી પકડજો; હારીને પાછા ન આવજો. ઘરમાં પેસવું—સાફ ઘર ન હોય તો વાળીને બેસજો અને ઘરનાને શીખવાડજો. તેના ઘરનો દીવો લેજો; ઘરથી સ્લેટનો ટુકડો લઈ જજો. ઘરના બે ત્રણ તો બેસશે. તમને લાગશે કે એમાં ફાયદો ? આ તો માથાફોડ ઘણી અને માણસ બે જ ! હિસાબ એમ ન ગણતા કે ત્રીસ મિનિટમાં એક ભણ્યો. પણ એમ ગણજો કે કોઈ ન ભણ્યા કરતાં એક જણ તો ભણ્યો. પછી પાસેના ઘરમાં જવું. તેમની ઓળખાણ તો થોડી થઈ હોય ને ! પછી ત્રીજું ઘર; એમ કામ થાય. આ મોઢાની વાતો નથી; પણ અમે એ કરેલું છે અને બાર મહિનાના ૭ ઘર થાય તો અઢાર માણસ થાય. કામ તીવ્ર અને પાકું થાય અને તમને મઝા પણ પડશે. ગણિતથી પણ એ ફાયદો છે.

આ પ્રમાણે કામ કરવા વિનંતિ છે. આ રીત ન ગમે તો જે ગમે તે રીતે કરજો. પણ ગમે તે રીતે પાછા ન હઠતા, દીવો ન હોલવતા. કાંઈ પણ કરજો. શિક્ષકો વારાફરતી આ કામ કરે તો સતત ચાલે. વિદ્યાર્થીઓની પણ ટુકડીઓ પાડીને જણ દીઠ એક ઘર આપી દેવું. ઘરના માણસો જોડે રસથી હસી બોલીને ભણાવવું.

આશા રાખું છું કે તમે આ રીતે કાંઈ ગોઠવશો અને કામ કરશો. આ કામ પરીક્ષાની આડે નહિ આવે, તમને તાજગી મળશે, પેલાના આશીર્વાદથી વિદ્યા ફળે એ હું માનું છું. કારણ કે આ કામમાં બુદ્ધિ તેજ થાય છે. અંતરનો ઉલ્લાસ આવે છે. સેવા કરવાથી વિદ્યા વહેલી ફળે છે. ઈશ્વર પાસે પ્રાર્થના કરું છું કે મારું આવેલું કાંઈ સાર્થક થશે. તમારા ગુરુઓને આમાં રસ છે એમ હું જોઉં છું અને ફરીવાર હું આવું ત્યારે કાંઈ ચાલતું કામ જોવા મળશે તેમ આશા રાખું છું.*

જુગતરામ દવે

---

## દુનિયાભરમાં મોટામાં મોટું પુસ્તકાલય

એમ કહેવાય છે કે પારીસની નેશનલ લાઇબ્રેરી ઓફ ફ્રાંસ જગતની સર્વથી મોટી લાઇબ્રેરી છે, જેમાં જુદી જુદી ભાષાઓનાં આશરે ૮૦ લાખ પુસ્તકો છે. ફ્રાંસ પછી બીજો નંબર રશિયાનો આવે છે. મોસ્કોની લેનીન લાયબ્રેરીનાં પુસ્તકોની સંખ્યા અરધા લાખ ઉપરની છે. લેનીનગ્રેડ લાયબ્રેરીમાં ૫૨ લાખથી વધુ પુસ્તકો છે. લંડનના બ્રિટીશ મ્યુઝીયમમાં ૪૧,૫૬,૪૦૦, બોડલીયન લાયબ્રેરી ( ઓક્ષફર્ડ )માં ૩૯,૬૦,૦૦૦, બર્લીન લાઇબ્રેરીમાં ૩૬,૮૬,૬૯૦ અને વીયેનાની નેશનલ લાઇબ્રેરીમાં ૨૨,૫૬,૦૦૦ પુસ્તકોનો સંગ્રહ છે.

*( અમદાવાદમાં વિદ્યાર્થીઓની સભામાં આપેલા ભાષણમાંથી )

## ૧–સા. પુ. નાની કડી

હું આ ગામે સને ૧૯૩૬–૩૭ માં નિમાયો ત્યારે અત્રે વાચનાલય હતું. અને તે વાચનાલયનું માત્ર બજેટમાં અસ્તિત્વ હતું, જ્યારે ગામમાં તો સૌ કોઇ તેનાથી અજાણ હતું. મેં અહીં આવી પ્રથમ તકે પુસ્તકાલય પ્રવૃત્તિમાં જ ખાસ ઝૂકાવ્યું. અને બીજે વર્ષે આ ગામે રૂ. ૭૫) ગામલોકો પાસેથી ઉઘરાવી નવીન પુસ્તકાલય ઉઘાડ્યું. આ મદદનાં નાણાં ઉઘરાવવામાં મારે વ્યક્તિપરત્વે જુદી જુદી યોજનાઓ રચવી પડેલી. **પ્રથમ તો મેં મારાં પદરનાં નાણાં ભરી દીધાં ને** ગામલોકો પાસે ફાળાની રકમની ઉઘરાણી કરવાની શરૂઆત કરી. આમાં, શરૂઆતમાં તો ગામલોકોએ મને સાથ ન જ આપ્યો. આખરે મેં જાણ્યું કે, ગામલોકોનો પુસ્તકાલય તરફ સદ્‌ભાવ નથી તેનું કારણ માત્ર તેઓને 'પુસ્તકાલય એ શું છે ? તેનું ભાન નથી,' એજ છે. આથી મેં તેજ રાત્રે ગામલોકોને ગામના મંદિરના ઓટલે ભેગા કરી **'પુસ્તકાલય અને તેનાં મીઠાં ફળ'** આ વિષય ઉપર રસમય ચર્ચા કરી. ભેગા થયેલા ગામલોકોનાં હૃદયોમાં ઘડીભર વિચાર–મંથનનાં આંદોલનો જગાવ્યાં. આખરે આ વિષયથી સર્વને વાકેફ કરી, ઉત્તેજનાભરી વાણીમાં સમજૂત કરતાં ટીપની શરૂઆત કરી તો જોતજોતામાં પંચોતેર રૂપિયાનો ફાળો એકઠો થઇ ગયો. અને તે નાણાંથી અત્રે નવીન પુસ્તકાલય વસાવ્યું ને હાલ તે ઉત્તરોત્તર આબાદી ભોગવતું જાય છે.

હાલ અહીંના પુસ્તકાલયમાં ખાતાના વટહુકમ પ્રમાણેનાં સઘળાં પત્રકો તૈયાર કરી દેવામાં આવ્યાં છે. તેમાં વળી જનરલ રજીસ્ટરની ચોખ્ખાઇ તો તપાસનાર વા જોનારને વધુ ને વધુ આકર્ષે છે. અમારા સા. પુ. માં હાલમાં કુલ ૧૭૨ વાચકો છે. ને લગભગ એપ્રિલ ૧૯૪૦ ના માસ આખર કુલ છેલ્લો ઇસ્યુ નંબર ૭૦૦ છે. પુસ્તકો આપવા–લેવાનું કામ વાચકની ઇચ્છાને આધીન રાખવામાં આવ્યું છે. વળી ખેડુત લોકને રાત્રે ફુરસદ મળતી હોવાથી **રાત્રે ફાનસની મદદથી પુસ્તકો ઇસ્યુ કરી આપું છું.** ૧૩ માણસોનું વ્યવસ્થાપક મંડળ હોઇને તેઓ પોતાનું લવાજમ એકેક રૂપિયો વહેલું મોડું પણ આપી જ દે છે. વળી અહીંઆં ગયા પુસ્તકાલય પર્વણીદિને કુમારમંડળની સ્થાપના થઇ છે. તેની મદદથી સ્ત્રીઓને ઘેર બેઠાં પુસ્તકો પુરાં પાડવામાં આવ્યાં છે ને આવે છે. ખરેખર, નિયમિત ને પ્રગતિવાન કામથી જનતાને હું પુસ્તકાલય પ્રતિ આકર્ષી શક્યો છું.

હું અત્રેના સા. પુ. નો મંત્રી છું. વળી કડા મહાલ પુ૦ માનદ પ્રચારક તરીકે પણ હું સેવા ખાસ નિમણોકથી જ કરું છું. ઉપરાંત પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણનો લાભ લઇ રહ્યો છું અને આજપર્યંત કુલ પાંચ પાઠની ઉત્તરવહીઓ તો તપાસાઇ પરત આવી ગઇ છે. હવે છઠ્ઠો પાઠ ચાલે છે. મને આશા છે કે હું તે કામ પૂરું કરી શકીશ. ખરેખર, આ પ્રવૃત્તિથી પુસ્તકાલય વિષે સઘળું જ્ઞાન આપોઆપ મળી જાય છે અને અન્ય કોઇની સલાહ લેવાની જરૂર પડતી જ નથી. મને પુસ્તકાલય વિષેનું સઘળું કામ આવડી ગયું છે હું રાજ્યની ને મહાલની શિષ્ટવાચનની મધ્યજી પરીક્ષાઓ આપું છું. વળી વડોદરા રાજ્ય વાચક મંડળનો સભાસદ હોઇ દરરોજના **વાચનની રોજનિશિ** રાખું છું ને માસ આખરે અસલ

ઉપરથી ખરી નકલ કરી તે નકલ નિયમિત 'મે. રા. શા. વાચક મંડળ'ના મંત્રી સા. તરફ રવાના કરું છું. ખરેખર, દરરોજના નિયમિત વાચનથી ઘણું જ જાણવાનું મળ્યું છે ને મળે છે તે તો નિર્વિવાદ જ છે. એકંદરે ટૂંકમાં કહું તો અહીં પુસ્તકાલયનું લગભગ બે વર્ષથી કામ કરું છું તે દરમિયાન મને ઘણું જ જાણવાનું મળ્યું છે. અને તેથી મારો અનુભવ સર્વ પુસ્તકાલયના સંચાલકોને સાચા પ્રેમથી નિયમિતપણે દરેક કામ કરવાની ટેવ પાડવા, અને પ્રવૃત્તિમય બનવા વિનંતિ કરું છું.

દિલીપકુમાર માધવલાલ પંચોલી

## ૨–સા. પુ. બલોલની પ્રગતિ

**સ્થાપના** — **આ** પુસ્તકાલયની સ્થાપના ઇ. સ. ૧૯૧૩ ની સાલના નવેમ્બર માસની ૧૫ મી તારીખે ગુજરાતી મુખ્ય શાળામાં થઈ હતી.

**સને ૧૯૧૩ થી ૧૯૩૦ સુધીનો પ્રગતિ હેવાલ** — સદર પુસ્તકાલયમાં સત્તર અઢાર વર્ષ દરમિયાન કુલ પુસ્તકોની સંખ્યા (માસિક ફાઇલો સાથે) ૬૦૭ હતી. વાચકોની કુલ સંખ્યા ૪૯૪ અને વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૧૬૯૪ હતી તથા કબાટ નંગ ૨) ડેડ સ્ટૉકમાં હતાં.

**સને ૧૯૧૩ થી ૧૯૩૦ સુધી કાયમ ફંડની સ્થિતિ** — સને ૧૯૧૩ થી ૧૯૨૬ સુધી કાયમ ફંડમાં પુ. સ. સ. મંડળનો રૂા. ૨૫–૦–૦ નો શેર એક ખરીદેલ. ત્યારબાદ સને ૧૯૩૦ માં રૂા. ૬–૯–૦ પુ. સ. સ. મંડળ લિમિટેડમાં મુદતબંધી થાપણ મૂકેલ અને સને ૧૯૨૭ થી ૧૯૩૦ સુધીમાં રૂા. ૪૨–૧–૮ બરોડા બેંકમાં જમા હતા.

**પુસ્તકાલયનો ઉદ્દેશ ને સ્વતંત્ર ક્યારે થયું** — સને ૧૯૩૦ ની સાલમાં ગામના કેટલાક ઉત્સાહી યુવાનો ભેગા થઇ ગામઉન્નતિ સારૂ વિચારણા કરવા લાગ્યા, ત્યારે પ્રથમ દૃષ્ટિએ ગામલોકોની અજ્ઞાનતા કેમ દૂર થાય એ વિષય પહેલાં આવ્યો; કારણ કે જ્ઞાન વગર, કંઇ પણ કાર્ય વ્યવસ્થિત થઇ શકે જ નહિ. ઉપર જણાવ્યા પ્રમાણે ઉદ્દેશ પાર પાડવા સારૂ તા. ૧૫–૧–૧૯૩૧ ના રોજ પુસ્તકાલયનો કબજો યુવાનોએ હાથ ઉપર લઇ પ્રથમ ભાડાના મકાનમાં શરૂઆત કરી અને લોકોમાં પ્રચાર કેમ થાય તે તરફ પોતાની જરા પણ સ્વાર્થવૃત્તિ રાખ્યા સિવાય પ્રયત્નો કર્યા. સતત પ્રયત્નના પરિણામે સેવાભાવી યુવાનોનો ઉદ્દેશ સફળ થયો. હવે પુસ્તકાલયની પ્રવૃત્તિ આગળ કેમ ધપે તે તરફ દરેકનું લક્ષ ખેંચાયું. તેમાં પ્રથમ નાણાં સિવાય કંઇ જ થઇ શકે નહિ એમ લાગવાથી ગામમાં ફાળો કરી ફંડ કરવામાં આવ્યું તથા ગામ તરફથી બલોલથી મહેસાણા મોટર સર્વિસ ચાલુ હતી તેમાં ટિકટ ઉપર રૂ. ૦–૦–૩ લાગો નાખ્યો. તે વર્ષ ચાલ્યું પણ તેથી જોઇએ તેટલાં નાણાં એકઠાં થઇ શક્યાં નહિ. એટલે દેશાવર તથા બહાર વસતા ગૃહસ્થોનો આશરો લેવામાં આવ્યો. તેથી અમોને જોઇતાં નાણાં થયાં જે પૈકી રંગુનમાં વસતા ઝવેરી મોહનલાલ અમુલખદાસે સારી રકમ મેળવી આપી. તે બદલ અત્રે અમારે તેમનો આભાર માનવો જોઇએ. અમારી પાસે નાણાંની જોગવાઇ થયા બાદ પુસ્તકા-

લયનું સ્વતંત્ર મકાન બાંધવા માટે ગામ વચ્ચે માંગણી કરી પરંતુ કેટલાક સંજોગોવશાત્ મકાન ગામ વચ્ચે થવામાં હરકતો ઉભી થઇ પરંતુ સ્વ. મોતીભાઇ ન. અમીન સાહેબના સક્રિય સાથથી આ પુસ્તકાલયનું મકાન ગામ વચ્ચે તૈયાર થયું. પોતાનો જાતિભોગ આપવા બદલ સ્વ. મોતીભાઈ ન. અમીન સાહેબના અમો સદાના ઋણાનુબંધ છીએ. સદ્દગતનો આત્મા જ્યાં હોય ત્યાંથી અમારા પ્રત્યે કૃપા રાખે એવું ઇચ્છીએ છીએ.

**સને ૧૯૨૪થી ૧૯૩૯ સુધી લોકમદદ કાયમફંડ, પુસ્તકો વાચકોની હકીકત—**

| સન | લોકમદદ | કાયમફંડ | પુસ્તકો | વાંચકો | વાંચનપ્રચાર |
|---|---|---|---|---|---|
| ૧૯૨૪થી ૧૯૩૦સુધી | — | ૪૨– ૧– ૮ | ૬૦૭ | ૪૯૪ | ૧૫૯૪ |
| ૩૧–૩૨ | ૬૪–૦–૦ | ૭૬– ૪– ૦ | ૬૩૮ | ૧૧૭૦ | ૧૧૨૨ |
| ૩૨–૩૩ | ૪૩–૦–૦ | ૧૧૧– ૦– ૦ | ૭૨૧ | ૧૫૭ | ૧૨૪૨ |
| ૩૩–૩૪ | ૪૦–૦–૦ | ૧૫૩–૧૦–૧૧ | ૮૦૩ | ૨૧૨ | ૧૩૦૨ |
| ૩૪–૩૫ | ૨૯–૦–૦ | ૧૮૭– ૧–૧૧ | ૯૬૨ | ૨૮૧ | ૨૩૧૪ |
| ૩૫–૩૬ | ૫૦–૦–૦ | ૨૩૩–૧૩–૧૧ | ૧૦૭૧ | ૨૬૦ | ૨૮૯૦ |
| ૩૬–૩૭ | ૫૦–૦–૦ | ૧૧૭૮–૧૧– ૫ | ૧૩૬૪ | ૨૭૨ | ૨૪૨૦ |
| ૩૭–૩૮ | ૧૦૦–૦–૦ | ૧૩૨૮–૧૧– ૫ | ૧૫૨૫ | ૨૭૯ | ૨૧૦૦ |
| ૩૮–૩૯ | ૧૦૯–૦–૦ | ૧૩૭૯– ૦– ૨ | ૧૬૪૫ | ૨૩૧ | ૨૯૦૬ |

સને ૧૯૩૮–૩૯ આખર સુધીની પુસ્તકાલયની મિલકત સાથે કાયમફંડ વગેરેની હકીકતઃ

૧૩૭૯–૦–૨ કાયમફંડ

૧૩૪૭–૭–૨ બરોડા બેંક ( મહેસાણા )માં જમા.

૨૫–૦–૦ શેર નંગ ૧) પુ. સ. સ. મંડળનો

૬–૯–૦ મુદતબંધી થાપણ.

૧૪૯૮– ૧–૦ પુસ્તકો ( માસિકો ફાઇલો સાથે ).

૪૨૨–૧૨–૦ સીલકી સામાન.

૩૦૦૦– ૦–૦ પુસ્તકાલયનું મકાન.

૬૨૯૯–૧૩–૨ અંકે રૂપીઆ ૭ હજાર બસોને નવાણું રૂપીઆ તેર આના બે પાઇ.

મગનભાઇ બાજીદાસ પટેલ

---

' જે વાંચવાથી માણસના જ્ઞાનભંડોળમાં, શુદ્ધ આનંદમાં કે જીવનને ઉચ્ચતર બનાવવામાં સારી અસર ન થાય તેવાં પુસ્તકો ગમે તેટલી સુંદર ભાષામાં લખાયાં હોય તો પણ પ્રજાને તે વાંચવા પાછળ સમયનો ભોગ આપવાની સલાહ આપી શકાય નહિ. '

—વા. એમ. શાહ

---

' આ અલંકારોમાં શ્રેષ્ઠ અલંકાર સરળતા છે. જે લેખક સહેલા શબ્દોમાં ને સહેલી પદ્ધતિમાં પોતાના મનનો ભાવ સમજાવી શકે છે તે જ ઉત્તમ લેખક છે; કારણ કે લખવાનો હેતુ જ વાંચનારાઓને સમજાવવાનો છે. '

—બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય




૧ બિઝનેસ ગાઈડ યાને વેપારી ભોમિયો—લેખક : શ્રી. આનંદકુમાર ભટ્ટ, પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૪૦, પાકું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ત્રણ. ૧૯૪૦.

આપણે ત્યાં વ્યાપારધંધામાં પ્રવેશ કરવા ઈચ્છનાર માટે વ્યાપારવિષયક સાહિત્ય ઘણું ઓછું છે. તેમાં પણ નવાસવા વેપાર કરવાની ખાહેશ રાખનાર ધંધાદારીને ઉપયોગી થઈ પડે તેવાં શાસ્ત્રીય પુસ્તકો તો ગણ્યાંગાંઠયાં જ પ્રકટ થયાં છે. આ પુસ્તક આવા શાસ્ત્રીય જ્ઞાનમાં સારો ફાળો આપે તેવું છે.

વેપાર-ધંધાથી સાવ અજાણ્યા એવા માણસોને વેપાર-ધંધામાં માર્ગદર્શક થઈ પડે તેવી કેટલીક માહિતી—જેમકે, વ્યાપાર-ધંધાના પ્રકાર, વ્યાપાર-ધંધામાં મૂડીનું મહત્ત્વ, એને અંગે વ્યાપારી આંટ, વ્યાપારીના ધંધા અંગેનો સ્વભાવ, તેમ જ ઈતર અનેક બાબતો આ પુસ્તકમાં આપી છે. ઉપરાંત વ્યાપારી પત્રવ્યવહાર શીખવા માટે વ્યાપારી પત્રવ્યવહાર રીતોનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

વ્યાપારધંધામાં નવાસવા પ્રવેશનારને આ પુસ્તક માર્ગદર્શક ભોમિયાની કંઈક ગરજ સારે તેવું છે.

શ્રી. એન. એમ. ઠક્કરે નવલકથાઓની હરીફાઈના ક્ષેત્રમાંથી ખસી જઈ આવાં વ્યાપારવિજ્ઞાનવિષયક પુસ્તકો પ્રકટ કરવાના ક્ષેત્રને સ્વીકારવા બદલ ધન્યવાદ.

૨ કૂચગીતો—લેખક અને પ્રકાશક : શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા; સોલ એજન્ટસઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪+૫૬, સાદું આર્ટ પેપરનું સચિત્ર બેરંગી પૂઠું, મૂલ્ય ૦-૧૨-૦. ૧૯૪૦.

લશ્કરી કવાયત અને કૂચ વખતે, સૈનિકોની તાલબદ્ધ ચાલ માટે, કૂચગીતો ગાવાની પદ્ધતિ હોય છે. એવું જ કવાયત અને વ્યાયામમાં પણ છે.

ભાઈ રાયચુરાએ, વ્યાયામવર્ગો વખતે પરભાષાનાં કૂચગીતો ગવાતાં હોવાથી આપણી ભાષામાં પણ એવાં કૂચગીતો જ ગવાય તે માટે પચાસ નવાં જ કૂચગીતોની રચના કરી આ પુસ્તકમાં સંગ્રહ્યાં છે.

વ્યાયામવીરોની તેમ જ સત્યાગ્રહીઓની કૂચવેળાએ કામ લાગે તેવાં આ ગીતો ગાતાં આહ્લાદ ઉપજાવનારાં તેમ જ ગવાતાં હોય ત્યારે કર્ણપ્રિય થઈ પડે તેવાં છે. દરેક ગીતો રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલાં હોઈને રાષ્ટ્રપ્રેમ જાગ્રત કરે તેવાં છે. ઉપરાંત પુસ્તકના શરૂ-

ભાગમાં આપેલો કૂચગીતોની સમીક્ષા કરતો અને દેશ-પરદેશનાં કૂચગીતોનાં અવતરણો આપતો પુરોલેખ આ વિષયને લગતી સારી માહિતી પૂરી પાડે છે.

આજના રાષ્ટ્રીય ઉત્થાનકાળે અને વ્યાયામની પ્રવૃત્તિએ જ્યારે સારો વેગ પ્રાપ્ત કર્યો છે તે સમયે આ પુસ્તક સવેળાનું હોઇને સૌ વ્યાયામપ્રેમીઓ તેને આવકારશે. પુસ્તકાલયો પોતાને ત્યાં અવશ્ય વસાવે અને કિશોર વાચકોને વાંચવા પ્રેરણા કરે.

**૩ સાહિત્યદર્શન**—પુસ્તક બીજું: સંપાદક: શ્રી. અંબાલાલ ન. શાહ; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૩૧૨, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૧૪-૦. ૧૯૪૦.

સંપાદકના કહેવા પ્રમાણે, અંગ્રેજી પાંચમા ધોરણના અને ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને માટે પાઠ્યપુસ્તક તરીકે ચલાવી શકાય તેવા ક્રમમાં આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. એમાં ગુજરાતી પ્રાચીન કવિઓથી માંડી આધુનિક લેખકો સુધીની કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

શાળા-પાઠશાળાના પાંચમા-છઠ્ઠા ધોરણમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા માટે આ પુસ્તક ઉપયોગી નીવડશે. તેમજ ઇતર વાચન તરીકે પણ કામ લાગે તેવું છે.

**૪ માનવીનું આરોગ્ય**—લેખક: શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ, આચાર્ય, વિઠ્ઠલ કન્યા વિદ્યાલય: પ્રકાશક: ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫+૨૬૪, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂ. એક: ૧૯૪૦

આ પુસ્તકના લેખકે આ અગાઉ "માનવદેહ મંદિર" નામનું શરિરશાસ્ત્રવિષયક એક અગત્યનું પુસ્તક આપણને આપ્યું છે. એવું જ આરોગ્યશાસ્ત્રનું સરળ નિરૂપણ કરતું આ એમનું બીજું પુસ્તક છે.

માનવી આરોગ્યમાં ઉપયોગી અને અતિમહત્ત્વ ધરાવનાર ભિન્નભિન્ન બાબતો લેખકે આ પુસ્તકમાં આપી છે. જેમકે-, હવા, તડકો, વસ્ત્રને લગતી વિવિધ માહિતી, રહેઠાણને લગતી બાબતો તેમજ પાણી, સ્વચ્છતા, ખોરાક, દિનચર્યા, તેમ જ બીજા ખંડમાં માનસિક હકીકત ઉપરાંત ભાવિ પ્રજાને લગતી જાણવા જોગ હકીકતોનો ઠીક સમાવેશ કરેલો છે. એટલે આરોગ્યને લગતું સર્વસામાન્ય જ્ઞાન મેળવવામાં આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે. ઉપરાંત શાળા-પાઠશાળામાં આરોગ્ય જ્ઞાનના પાઠ્ય પુસ્તક તરીકે એ મુકરર થઇ શકે તેવું હોવાથી એ એની એક વિશેષતા જ લેખી શકાય.

લેખકે આ વિષયનું ત્રીજું પુસ્તક-રોગો અને તેના નૈસર્ગિક ઉપાયોનું પુસ્તક આપવાનું જણાવ્યું છે તે સત્વર જનતાને આપે એમ આપણે ઇચ્છીએ. સૌ પુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં અવશ્ય વસાવે.

**૫ સંતનાં સંસ્મરણો**—મૂળલેખિકા: મિસિસ પોલકના અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઉતારનાર: શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર; પ્રકાશક: કલ્યાણ પ્રકાશન મંદિર, ઘી કાંટા, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૧૭૩, સાદું પૂઠું, મૂલ્ય એક રૂપિયો. ૧૯૪૦

મિસિસ પોલક એમના દક્ષિણ આફ્રિકાના વસવાટ દરમિયાન મહાત્મા ગાંધીજીનાં અંતેવાસીઓમાંનાં એક હતાં. એમણે એમના સહવાસ દરમિયાન જાણેલા ગાંધીજીના જીવનપ્રસંગો નોંધેલા, તેનો આ સંગ્રહ છે.

ગાંધીજીએ આત્મકથા લખીને એમના સમગ્ર જીવનની બન્ને બાજુ જનતાને જણાવી દીધી છે. એટલે એમના જીવનમાંથી જાણવા જેવું લગભગ બધું આપણને મળી ગયું છે. પરંતુ કેટલાક પ્રસંગો જે એ આત્મકથામાં નથી તેવા પણ કેટલાક આ સંગ્રહમાં આપેલા છે. એ દૃષ્ટિએ, ગાંધીજીના જીવન વિષે કેટલીક વધુ માહિતી આ પુસ્તકમાંથી વાચકને મળી આવશે.

" પુસ્તકાલય " માસિકના વાચકોથી સારી રીતે પરિચિત શ્રી. છોટાલાલ માનસિંગ કામદારે આ પુસ્તક તૈયાર કરેલું છે. આપણે ઇચ્છીએ, નવી આવૃત્તિ પ્રસંગે, તેઓ જણાવે છે તેમ, ઘટતા ફેરફારો કરીને જ આ પુસ્તકને પ્રકટ કરાવે.

**૬ સૌરાષ્ટ્રની શક્તિઓ**—લેખક : શ્રી. હરિસિંહ દેવીસિંહ રાણા, કંથારીઆ, પ્રકાશક : સસ્તી લોક વાર્તામાળા, ભાવનગર. ક્રાઉન કદનાં ૨૬ કાગળ પર છપાયેલાં પૃષ્ઠ ૯૬, મૂલ્ય ૦–૮–૦, ૧૯૩૯.

આ પુસ્તકમાં સૌરાષ્ટ્રની ભૂમિ પર થઇ ગયેલી ચારણસ્ત્રીઓની વીરગાથાઓ આપવામાં આવેલી છે. ચારણસ્ત્રીઓ, એ જમાનામાં કેટલી શૂરવીર અને પતિપરાયણા હતી તેનો સારો ખ્યાલ આ ચરિત્રો આપે છે. આવાં પુસ્તકો સારા કાગળ–છપાઇથી બહાર પડે તો જરૂર તેનો સારો ઉઠાવ થાય.

**૭ સાબુન–વિજ્ઞાન ( હિંદી )**—લેખક : શ્રી. તારાચંદ્ર દોશી, પ્રકાશક : હુન્નર-વિજ્ઞાન સાહિત્ય મંડળ, સિરોહી. (રાજપૂતાના) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા. બે. ૧૯૪૦.

આ પુસ્તકમાં સાબુ બનાવવાની વિધિ તેમ જ તેના વેપારને લગતી માહિતી આપવામાં આવી છે. બેકારોને આ પુસ્તકમાંથી માહિતી મેળવી આ ઉદ્યોગમાંથી સારી અર્થપ્રાપ્તિ કરી શકે તેવાં સાધનો બતાવવામાં આવ્યાં છે. પુસ્તક હિંદીમાં હોવાથી પૂરી સમજ મેળવ્યા પછી જ અખતરો કરવા ભલામણ છે.

**૮ એઝિક ઇંગ્લિશ ભાષાશૈલી : ભાગ ૩ જો** : પ્રયોજક શ્રી. હરિકૃષ્ણ વ્યાસ, એઝિક ઇંગ્લિશ ક્લાસ, લાઠી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૬–૦, ૧૯૪૦

ભાઇ હરિકૃષ્ણ વ્યાસે એઝિક પદ્ધતિદ્વારા અંગ્રેજી શીખનારને સરળતા થાય તે માટે આ પદ્ધતિના બે ભાગ આ અગાઉ પ્રકટ કર્યા છે.

અંગ્રેજીનો ધરમૂળથી ઘેર બેઠાં અભ્યાસ કરવા ઇચ્છનારને તેમજ શાળામાં ભણતા વિદ્યાર્થીઓને પણ મદદકર્તા થાય તેવાં આ પુસ્તકો છે.

આ ત્રીજા ભાગમાં અઘરાં વાક્યોની સમજૂત એઝિક પદ્ધતિએજ આપી છે. સમજૂતની પદ્ધતિ અંગ્રેજીમાં આપી હોવાથી આપમેળે અંગ્રેજીનો પરિચય મેળવવાની સુતક આ પુસ્તક સાધી આપે છે.

આશા રાખીએ ઘેર બેઠાં અંગ્રેજી શીખનારાઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે. દરેક પુસ્તકાલય આ શિક્ષણાત્મક પુસ્તકના ત્રણે ભાગ પોતાને ત્યાં અવશ્ય વસાવે.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**સ્ત્રીબોધ**—(૧૦૦૨ મો અંક) તંત્રીઓ : શ્રી. વિદ્યાબહેન નીલકંઠ અને શ્રી. સરોજિની મહેતા. પ્રકાશક : ચન્દ્રકાન્ત મહેતા, પીરમશા રોડ, અમદાવાદ.

"સ્ત્રીબોધ" માસિક આજે આપણાં ગુજરાતી સ્ત્રીઉપયોગી માસિકોમાં એટલું જૂનું છે કે આજ સુધીમાં એના એક હજાર અંકો પ્રકટ થઇ ગયા છે. અને એના વખતોવખતના તંત્રીઓએ ગુજરાતી સ્ત્રીજગતની કરેલી સેવાઓની આજે ઓળખ આપવી પડે તેમ નથી. આ સળંગ ૮૪ વર્ષની એની સેવાઓ જાણીતી છે.

એ માસિકનો ૧૦૦૧ મો અંક ખાસ અંક તરીકે પ્રકટ થનાર હતો, પરંતુ એના સંચાલક શ્રી. જીવનલાલ અ. મહેતાના અણધાર્યા અવસાનને કારણે આ ૧૦૦૨ મો અંક ખાસ અંક તરીકે પ્રકટ થયો છે.

એનાં સંપાદકોને આ અંક તૈયાર કરવામાં ગુજરાતના નવા જૂના સૌ લેખકોનો સારો સહકાર મળ્યો હોવાથી વાચનસામગ્રી ગુણમાં તેમ જ સંખ્યામાં સારા પ્રમાણમાં એકત્ર કરાઇ છે.

અમે આ માસિકની ઉત્તરોત્તર પ્રગતિ ઇચ્છીએ છીએ.

**ચારણ**—( હિંદી-ગુજરાતી ત્રિમાસિક ) સંપાદકો : ઠાકુર ઇશ્વરદાન આશિયા, ભેંવર શુભકર્ણ કવિયા; ગુ. સંપાદક : શ્રી. ખેતસિંહ નારાયણજી મિશ્ર-જોધપુર.

આ માસિક ચારણ કોમનું હોવા છતાં તેમાં ઐતિહાસિક કાવ્યસાહિત્યના તેમ જ ચારણ કોમની ઉન્નતિપ્રેરક લેખો આપવામાં આવે છે. પ્રાચીન ઇતિહાસ જાણવાની જિજ્ઞાસા રાખનારને આ ત્રિમાસિકમાંથી અવશ્ય કંઇક ને કંઇક જાણવાજોગ મળી આવશે.

**વીણા**—(હિંદી-હાસ્યરસાંક) સંપાદક : શ્રી. "કુસુમાકર." મધ્યભારત હિંદી સાહિત્ય સંમેલન, મુ. ઇંદોર. ઇંદોરના હિંદી સાહિત્ય સદન તરફથી આ માસિક હિંદી ભાષા પ્રચારના લક્ષ્યપૂર્વક પ્રકટ થાય છે. અવારનવાર એમાં ગણવા જેવા અને અભ્યાસ યોગ્ય લેખો આવે છે.

આ માસિકનો એપ્રિલ અંક ખાસ હાસ્યરસાંક તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. આ અંકમાં હાસ્ય વિષયને લગતા લેખો તેમ જ વાર્તાઓ અને હાસ્યરસ સંબંધે નિબંધો પણ અપાયા છે.

**બાલજગત**—( મે વાર્તાઅંક ) તંત્રીઓ : શ્રી. સોમાભાઇ ભાવસાર, અને શ્રી. દિનેશ ઠાકોર. પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૩.

થોડોક વખત થયાં પ્રસિદ્ધ થતા આ "બાલજગત" માસિકે સારી પ્રગતિ કરવા માંડી છે. એમાં આવતા લેખો ઉત્તરોત્તર બાલભોગ્ય અને બાળકોને જ્ઞાન સાથે રમૂજ આપે તેવા આવવા માંડ્યા છે. એ રીતે એની પ્રગતિ ઠીક ઠીક કહી શકાય.

આ અંક ખાસ વાર્તાઅંક તરીકે પ્રકટ થયો છે. એમાં જાણીતા બાળલેખકો શ્રી. રસૂલભાઇ વહોરા. રમણલાલ શાહ, હિંમતલાલ મર્ચંટ, ગુલાબસિંહ બારહટ્ટ, મૂળજીભાઇ ભકત—એ બધા લેખકોની બાળકોને ગમી જાય તેવી વાર્તાઓ આપવામાં આવી છે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સ્વીકાર

હિંદુ પુસ્તકાલય-હાંસોટનો ૧૯૪૦નો હેવાલ. ગુજરાતી સાહિત્ય મંડળ-કલકત્તાનો ૧૯૩૪-૩૫ નો વાર્ષિક રિપોર્ટ.

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનદા | બાબુ શરદચંદ્ર | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૨– ૮–૦ | |
| ૨ | બિઝનેસ ગાઈડ | આનંદકુમાર ભટ્ટ | ” ” | ૩– ૦–૦ | |
| ૩ | કૂચગીતો | ગો. દ્વા. રાયચુરા | પુ. સ. સ. મંડળ લિ. વડોદરા | ૦–૧૨–૦ | |
| ૪ | એમાં શું ? | અવિનાશ | પ્રગતિ સાહિત્ય મંદિર રાજકોટ | ૨– ૪–૦ | |
| ૫ | સફરનું સખ્ય | હરિશ્ચન્દ્ર ભટ્ટ | કુમાર કાર્યાલય, અમદાવાદ | ૧– ૦–૦ | |
| ૬ | જાગતા રૈંજો ઉત્તરાર્ધ | મુરલી ઠાકુર સોપાન | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૧– ૮–૦ | |
| ૭ | નિસર્ગોપચાર સર્વસંગ્રહ ભા. ૨ જો | રમણલાલ એન્જીનિયર | ” ” | ૨– ૪–૦ | "આરોગ્ય ગ્રંથાવલિ |
| ૮ | જીવનસરિતા | | ” ” | ૧– ૪–૦ | |
| ૯ | સાહિત્ય અને પ્રગતિ | | ” ” | ૨– ૮–૦ | |
| ૧૦ | જગતનો તાત | રામનારાયણ ના. પાઠક | ” ” | ૨– ૮–૦ | |
| ૧૧ | પથેર પાંચાલી | | ” ” | ૨– ૦–૦ | |
| ૧૨ | ગૃહત્યાગ | મૃદુલ | નવયુગ પુ. ભંડાર રાજકોટ | ૨– ૦–૦ | |
| ૧૩ | મધુરજની | ધનવંત ઓઝા | ” ” | ૧– ૮–૦ | |
| ૧૪ | પરણ્યા પહેલાં | મોહનલાલ ચુ ધામી ભાનુભાઈ દવે | ” ” | ૧– ૮–૦ | |
| ૧૫ | મારા વિના નહિ ચાલે | ધનવંત ઓઝા | ” ” | ૧– ૦–૦ | |
| ૧૬ | સંહાર | ઐયુબખાન ખલીલ | યુગધર્મ સા. ભંડાર રાજકોટ | ૨– ૦–૦ | |
| ૧૭ | ચરણરજ | નિરુ દેસાઈ | ગતિ ગ્રંથમાળા | ૦– ૮–૦ | |
| ૧૮ | પ્રેમોપચાર અને આસનો | | યુગધર્મ સા. ભંડાર રાજકોટ | ૧– ૮–૦ | |
| ૧૯ | ત્રિભેટો | ધૂમકેતુ | ” ” | ૧– ૮–૦ | |
| ૨૦ | પરણ્યા પછી | ભાનુભાઈ દવે | ” ” | ૧– ૪–૦ | |
| ૨૧ | એબિસિનિયા પર આથાર | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ” ” | ૧– ૮–૦ | |
| ૨૨ | રાજરાણી | બંકિમચંદ્ર | ” ” | ૨– ૦–૦ | |
| ૨૩ | છેલ્લો ફાલ | શ્રી. ધનસુખલાલ મહેતા | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | ૩– ૦–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૩૨૬ | પ્રેરક વ્યાખ્યાન-માળા | મણિભાઇ પટેલ | ગુજરાત વ્યા. પ્ર મંડળ કરાડી | ૦—૭—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| ૪૦૭ | બાલવિહાર—સુગમફળવાડી | શંભુ શંભુ ભટ્ટ | ડાહ્યાભાઇ પટેલ વડોદરા | ૧—૦—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| ૪૦૮ | બાળકોનો બાગ | સોમાભાઇ કિ. પટેલ | ગૂર્જરગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦—૬—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| ૪૦૯ | શાકભાજીની વાડી | ,, | ,, | ૧—૦—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| | મુસ્તફા કમાલ પાશા | ર. જ. દલાલ | જીવનલાલ અં. મહેતા | ૨—૦—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| ૪૦૨ | લોકસાહિત્ય | ઝવેરચંદ મેઘાણી | ફૂલછાબ કાર્યાલય રાણપુર | ૨—૦—૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુન '૪૦ |
| ૪૦૩ | ચરણરજ | નિરુ દેસાઇ | ગતિ અને રેખા કા. અમદાવાદ | ૦—૮—૦ | "ઊર્મિ" જુન—'૪૦ |
| ૪૦૪ | પ્રાચીન દક્ષિણ ગુજરાત | મણિભાઇ દ્વિવેદી | લેખક પોતે નવસારી | ૧—૪—૦ | "ઊર્મિ" જુન—'૪૦ |
| ૩૩૯ | ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | પુરુષોત્તમ ના. ગાંધી | નવજીવન પ્ર મંદિર અમદાવાદ | ૧—૪—૦ | "શારદા" મે—'૪૦ |
| ૩૩૨ | વિવેચના | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | લેખક પોતે, સુરત | ૨—૮—૦ | "પ્રસ્થાન" ચૈત્ર-'૪૦ |
| ૩૪૭ | વળામણાં | પનાલાલ પટેલ | રેખા—ગતિ કા. અમદાવાદ | ૦—૮—૦ | "પ્રસ્થાન" ચૈત્ર—'૪૦ |
| ૦૫ | જીવન અને વિજ્ઞાન | રમણીક ત્રિવેદી ભાઈલાલ કોઠારી | પુ. સ. સ. મં. લિ. વડોદરા. | ૧—૩—૦ | "પ્રજાબંધુ" ૯—૬—'૪૦ |
| ૩૪૧ | કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | રાધાકૃષ્ણન્ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦—૧૦—૦ | "પ્રજાબંધુ" ૯—૬—'૪૦ |
| ૪૦૬ | વનનાં ફૂલ | નાગરદાસ અ. પંડ્યા. | લેખક પોતે વઢવાણ શહેર | ૧—૦—૦ | "પ્રજાબંધુ" ૯—૬'—૪૦ |

* આ કોઠકમાં જે પુસ્તકનો ક્રમાક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| ઊર્મિ | ૧૦ | ૩ | જુન | ૭-૬-૪૦ |
| કિશોર | ૫ | ૯ | મે | ૧૮-૫-૪૦ |
| કુમાર | ૧૭ | ૫ | મે | ૧૭-૫-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૭ | વૈશાખ | ૨-૬-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૨ | જેઠ | ૭-૬-૪૦ |
| ગુણસુન્દરી | ૩૩ | ૧૦ | જુન | ૧-૬-૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૧૦ | જુન | ૧-૫-૪૦ |
| ચરોતર | ૧૦ | ૫ | મે | ૧૬-૫-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૬ | જુન | ૪-૬-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | જાન્યુઆરી-માર્ચ | ૧૫-૨-૪૦ |
| નવચેતન | ૩૭ | ૩ | જુન | ૧-૧-૪૦ |
| નવરચના | ૧ | ૨ | મે | ૨૧-૫-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૮ | વૈશાખ | ૨૭-૫-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૫ | ચૈત્ર | ૨૭-૪-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | એપ્રિલ-જુન | ૭-૪-૪૦ |
| બાલજગત | ૧ | ૧૮ | જુન | ૨-૬-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૮ | જુન | ૮-૬-૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૧૧ | જુન | ૨-૬-૪૦ |
| બાલસખા | ૩ | ૧૧ | જુન | ૧-૬-૪૦ |
| બાળક | ૧૮ | ૬ | જુન | ૧-૬-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૭-૪-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૫ | ૧ | માર્ચ | ૧૩-૪-૪૦ |
| યુવક | ૧૦ | ૬ | જુન | ૨-૬-૪૦ |
| રેખા | ૧ | ૧૦ | મે | ૨૭-૫-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૬ | જુન | ૭-૬-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૮ | મે | ૧૫-૫-૪૦ |
| શારદા | ૩૨ | ૨ | મે | ૧૫-૫-૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧૦ | ફાગણ | ૨૨-૬-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૭ | જુન | ૧-૬-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૩ | ૪ | માર્ચ-એપ્રિલ-મે | ૩-૬-૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૬ | જુન | ૮-૬-૪૦ |

—卐—

# શું વાંચશો ?

ઊર્મિ : જુન : ૧૯૪૦

**શ્રી. ગોવિંદ પ્રભાકર ભાવે :** રત્નાગિરિ જીલ્લાના ગુહાગર ગામમાં એ જન્મેલા. એમના પિતા ગરીબ છતાં સંસ્કારી હતા. મેટ્રીકમાં એ પ્રથમ નંબરે પાસ થયેલા. એમને પોસ્ટ ખાતાની નોકરી મળેલી, પણ તે ફગાવી દઇ એ શિક્ષક થયા. અને પાછળથી અભ્યાસ વધારી ભૂગોળનું ખૂબ જ્ઞાન મેળવ્યું. બિહાર સરકારે ભૂગોળવિષયક પાઠય પુસ્તક તૈયાર કરાવવાની યોજના કરેલી તેમાં એમણે લખેલું પુસ્તક જ સ્વીકારાયેલું. અને ત્યારથી ભૂગોળવિષયક વિશેષ જ્ઞાન મેળવવાની એમનામાં ભૂખ જાગી. પરિણામે તેમણે તે વિષયમાં કેટલી પ્રગતિ સાધી તે આ લેખમાં આપ્યું છે.

**સોનાનું અર્થશાસ્ત્ર :** સોનું શું છે ? સોનાના ભાવો છેલ્લાં કેટલાંક વર્ષોથી ચડતા જ કેમ જાય છે ? એ ભાવો કયા સંજોગોમાં ઊતરવા માંડે ? બધું સોનું કયાં ઘસડાય છે ? એક જ દેશમાં બધું સોનું ભરાઇ રહે અને બીજા કોઇ દેશમાં તે મુદ્દલ ન રહે તો સોનાની શી સ્થિતિ ? સોનાનું સ્થાન આજે બીજી કઇ ધાતુ લઇ શકે—એ બધું જાણવા આ લેખ અવશ્ય વાંચો.

**હોલેન્ડ :** હોલેન્ડમાં ૮૩ લાખની વસ્તીમાં દસ હજાર સ્કૂલો હોઇને ૫૦ હજાર શિક્ષકો ૧૫ લાખ બાળકોને શિક્ષણ આપે છે. પ્રાથમિક શિક્ષણ આખા દેશમાં ફરજિયાત છે. દેશની પ્રજાનો ૯૩ ટકા ભાગ ભણેલો છે. ડચ લોકો ભારે સ્વદેશાભિમાની, ઉદ્યોગી, પરસ્પર સહકારી, બુદ્ધિમાન, સંસ્કારી અને ધનવાન ગણાય છે. આ સિવાય ત્યાંની અન્ય બાબતો—જેમકે, અર્થશાસ્ત્ર, એનું રક્ષણ ખાતુ, એનો વેપાર, ઉદ્યોગ ને ખેતી વગેરે વિષેની માહિતી આ લેખમાં આપી છે.

કિશોર : મે : ૧૯૪૦

**મરાઠાઓની પડતી શાથી થઇ ? :** શ્રી. કેળકર મરાઠાઓની પડતીનાં મુખ્ય બે કારણો જણાવે છે : એક એ કે તેમનામાં માંહેમાંહે સત્તા મેળવવાની હરીફાઇ હતી અને એકતા, શિસ્ત કે રાષ્ટ્રાભિમાનનો અભાવ હતો; અને બીજું કારણ તેમની પાસે કવાયતી લશ્કર તેમ જ સુધરેલી યુદ્ધસામગ્રીનો અભાવ હતો. આ બાબતોને લગતી માહિતી આ લેખમાં આપી છે.

**વાતચીત કરવાની કળા :** આપણી વાતચીત તે આપણા વ્યકિતત્વનું પ્રતિબિંબ છે એટલે જેમ તે સુધરે તેમ આપણી વાતચીત વધારે રસિક થાય. આપણા વ્યકિતત્વનો વિકાસ કરવા માટે નીચેના ગુણો આવશ્યક છેઃ—(૧) પ્રેમભાવ, (૨) વિવેક, (૩) સામાનું સાંભળ-વામાં ધીરજ, (૪) એના દૃષ્ટિબિંદુનું અવલોકન, (૫) આનંદ, (૬) હાસ્યરસ, (૭) વાર્તાલાપના વિષયોની પસંદગી, અને (૮) વિષયોની વિવિધતા. આ બધા પ્રકારની વિગતવાર હકીકત આ લેખમાં છે.

**પવિત્રતા :** પવિત્રતા એટલે નિર્મળતા અને માત્ર વિશુદ્ધિ જ નથી. પવિત્ર વસ્તુમાં તે પોતે નિર્મળ હોવા ઉપરાંત બીજી મલિન કે અશુદ્ધ વસ્તુને કે વ્યકિતને શુદ્ધ કરવાનો ગુણ

પણ હોય છે. એવી આંતબાંહ્ય પવિત્રતાનાં સ્વરૂપ અને એને લગતી માહિતી આ લેખમાં આપવામાં આવી છે. આવાં પવિત્ર કરનાર અગ્નિ, યાત્રા, સત્સંગ વગેરેનો પરિચય પણ આપ્યો છે.

**જોજી રીઝલ : ફિલીપ્પાઇનનો ગાંધી :** એશિયામાં ફિલિપ્પાઇનનો દ્વીપસમૂહ છે. પહેલાં તે સ્પેનની સત્તામાં હતો. ત્યારે ત્યાંના લોકોએ પોતાનો અસલ ધર્મ ત્યાગીને સ્પેનનો ધર્મ અને રહેણી કરણી સ્વીકારેલા. છતાં સ્પેન દેશે એને સ્વતંત્રતા આપી નહોતી. એ દેશની સ્વતંત્રતા માટે લડત ચલાવનાર તે આ જોજી રીઝલ-એના જીવન વિષે જાણવા માટે આ લેખ વાંચો.

**કુમાર : મે : ૧૯૪૦**

**ઉમાશંકર જોષી :** ગુજરાતના આ જાણીતા કવિનો ટૂંક પણ રસમય જીવનપરિચય આ લેખમાં આપવામાં આવ્યો છે. એમનું પ્રાથમિક, શિક્ષણ, છાત્રાવાસ તેમજ એમની તે પછીની પ્રવૃત્તિની ઠીક ઠીક માહિતી આ લેખમાં છે. આ યુવાન કવિની ઓળખ મેળવવા માટે આ લેખ વાંચો.

**મનોમંથન :** આ લેખમાં કાકા કાલેલકરના કૉલેજજીવનનો એક રમુજી પ્રસંગ છે છાત્રાલયમાં નાહવા માટે વિદ્યાર્થીઓ કેવી ધમાલ કરે છે અને ચોરની પણ ચોરી કરી જાય છે તેનો દાખલો આ લેખમાંથી મળશે. લેખકે એ ચોરની ચોરી કરવાનો ઉપાય અજમાવ્યાનો રમુજી પ્રસંગ છે.

**મરાઠાઓનો અસ્તોદય :** આ લેખમાં મરાઠાઓના ઉત્થાન અને પતનને લગતો ઇતિહાસ જાણીતા ઇતિહાસવેત્તા સરદેસાઇએ આપેલો છે. ઇતિહાસ જાણવાની જિજ્ઞાસાવાળા સૌ કોઇને એ ગમશે.

**ગુણસુન્દરી : જુન : ૧૯૪૦**

**સ્ત્રીકેળવણી :** આ લેખમાં પ્રાચીન કાળમાં સ્ત્રીકેળવણી કેવી હતી, અને હાલમાં સ્ત્રીકેળવણીનું સ્વરૂપ કેવું છે, સ્ત્રીકેળવણીના અભાવથી થતાં નુકસાન, સ્ત્રીકેળવણીની અગત્ય દર્શાવી છે.

**સુખ, સામર્થ્ય અને આનંદ :** રોગો થવાનાં અનેક કારણો છે. તેમાં કુદરતી નિયમોથી મનુષ્યના વિરુદ્ધ વર્તનને લગતાં—જેમ કે, અતિ જાગરણ, તામસિક આહાર, શરીરના જુદા જુદા અવયવોને જુદી જુદી કસરતની ખામી વગેરે મુખ્ય છે. એ રોગોને દૂર કરવાના કંઇક ઉપાયો આ લેખમાં આપ્યા છે.

**નવચેતન : જુન : ૧૯૪૦**

**રૂટર :** દુનિયાના ઘણા દેશોને તાજા સમાચારો ઝડપભેર પૂરા પાડનાર આ સંસ્થાથી વર્તમાનપત્રો વાંચનારી આલમ ભાગ્યે જ આજે અજાણ હશે. એની ઉત્પત્તિથી લઇને આજના એના સંચાલનને લગતી હકીકત આ લેખમાં આપી છે.

**નવી કેળવણીનું તીર્થધામ-રાજપુર :** કચ્છના મુખ્ય નગર ભુજથી ૧૭ માઇલ દૂર આવેલા રાજપુર મુકામે શ્રી. શુકરાજદાસે સ્થાપેલા આ કેળવણી ધામનો, ત્યાં ચાલતી વિવિધ શિક્ષણવિષયક પ્રવૃત્તિઓસહિત પરિચય આપ્યો છે.

**બૉમ્બ અને ટૉર્પિડો :** આજની યુરોપીય યાદવાસ્થળીમાં ગજબ વર્તાવતાં આ વિનાશકારી શસ્ત્રોને લગતી માહિતી આ લેખમાં આપવામાં આવી છે.

**સુખની શોધમાં :** સુખી બનવા માટે માણસે નીડરતા કેળવવી જોઈએ, પોતાનામાં શ્રદ્ધા હોવી જોઈએ, ખાસ કરીને ઈશ્વર પરની શ્રદ્ધા ! એણે શક્તિશાળી અને મજબૂત બનવું જોઈએ. એણે સમય ઓળખી તેને યોગ્ય પોતાની જાતને કેળવી લેવી જોઈએ અને વિજય જરૂર તેને વરશે. સુખ શોધનારનામાં સરળ સીધું જીવન, સ્પષ્ટવકતાપણું, આત્મવિશ્વાસ અને આત્મસન્માન હોવું જોઈએ.

**સાગરની સુરંગો :** આ લેખમાં પણ વર્તમાન યુદ્ધના આ શસ્ત્રને લગતી માહિતી આપવામાં આવી છે.

**નવરચના : મે : ૧૯૪૦**

**લવજી વહાડિયા :** ગરીબ માબાપનો છોકરો લવજી તેર વર્ષની વયે સુરતના વહાણ સુધારનારના કારખાનામાં ૬ રૂપિયાના પગારે નોકરી રહેલો. આગળ જતાં તેણે વહાણો બાંધેલાં અને વિલાયત માટેની મનવારો પણ બાંધેલી. એનું ટૂંક જીવનચરિત્ર આ લેખમાં છે.

**રાષ્ટ્રભાષાશિક્ષણ :** આપણા લોકો માને છે કે, હિંદુસ્તાનીમાં શું શીખવું છે ? એ તો આપણને આવડે છે, પણ એ માન્યતા ખોટી છે. મોટે ભાગે આપણે ખોટું હિંદુસ્તાનીજ બોલીએ છીએ. આ માટે આ ભાષા શીખવાને લગતા મહત્ત્વના મુદ્દા આ લેખમાં આપ્યા છે.

**સંસારચક્ર :** હમણાં હમણાં સ્વતંત્રતાને નામે પુરુષો જે સ્વેચ્છાચાર સેવી રહ્યા છે તેને લગતી સ્ત્રીજાતિની વર્તમાન પરિસ્થિતિનું આ લેખમાં બયાન છે. સ્ત્રીની સામાજિક અવદશાનો એમાં કંઈક ખ્યાલ આપ્યો છે.

**પ્રસ્થાન : ચૈત્ર : ૧૯૯૬**

**રાષ્ટ્રભાષાના સ્વરૂપનો નિર્ણય :** આપણી રાષ્ટ્રભાષામાં સંસ્કૃતના સરળ અને રૂઢ શબ્દોની અધિકતા તો રહેશેજ. અરબ્બી અને ફારસીના સહેલા રૂઢ શબ્દો પણ રહેશેજ. જેમ જેમ આપણો સહયોગ અને સામાજિક સંપર્ક વધશે, તેમ તેમ બીજા પણ જે નવા અરબ્બી-ફારસી શબ્દ ભાષામાં દાખલ થઈ જડ ઘાલશે તે પણ રાષ્ટ્રભાષાનાજ શબ્દ થશે. રાષ્ટ્રભાષાનું સ્વરૂપ હિંદી સાહિત્ય સંમેલન, નાગરી પ્રચારિણી સભા કે અન્જુમન ઈ-તરફી નિર્ધારિત નહિ કરી શકે, તેમ જ રાષ્ટ્રીય મહાસભા કે કેળવણી ખાતુ એના સ્વરૂપનો નિર્ધાર નહિ કરી શકે. રાષ્ટ્રભાષાના સ્વરૂપનો નિર્ધાર કરશે રાષ્ટ્રીય જીવનનો પ્રવાહ અને એ પ્રવાહ સાથે એકરસ થઈ એ પ્રવાહને વાળવાની શક્તિવાળા રાષ્ટ્રીય સાહિત્યકારો.

**કુંગ ફુ-ત્સે :** ( કૉન્ફ્યુશિયસ ) ઇ. સ. પૂર્વનાં વર્ષોમાં ભારતવર્ષની મુસાફરી કરી ગયેલા આ ચીની યાત્રીનું આમાં સંક્ષિપ્ત જીવનચરિત્ર આપ્યું છે.

**શારદા : મે : ૧૯૪૦**

**કૉલેજ (કાવ્ય) :** આ કાવ્યમાં દૂહાની ધાટીએ સામસામા સવાલજવાબોની યોજના છે. કૉલેજના જીવન દરમિયાન વિદ્યાર્થી આ મહાશાળામાંથી શું સારૂં તેમ જ નરસું મેળવે છે તે આ દૂહાઓમાં સરસ અને મનોરમ શૈલીએ વર્ણવ્યું છે.

**કૂચગીતો :** વ્યાયામવર્ગો વિદ્યાર્થીઓ તેમજ ઇતર પ્રસંગે થતાં સામુહિક પર્યટનો પ્રસંગે તાલબદ્ધ કૂચગીતો ગવાય તો તેથી તેમાં કેવી એકતાનતા આવે છે તેમજ તે કેટલું કર્ણપ્રિય બને છે, એ કૂચગીતોની સર્વદેશી સમીક્ષા કરતો આ લેખ છે. દેશદેશનાં કૂચગીતો પણ આ લેખમાં ઉતારવામાં આવ્યાં છે.

**ખેતરોમાં થતાં ભયંકર ધોવાણ :** ખેતરોમાં થતાં ધોવાણથી, જમીનોનાં ધોવાણ સાથે હિંદનાં લાખો ગામડાં ટૂંક સમયમાં વેરાન થઇ જવા સંભવ છે. આ વિષયને લગતી માહિતી આ લેખમાં છે.

**શિક્ષણ અને સાહિત્ય : જુન : ૧૯૪૦ :** વાંચવા જેવા લેખો આ અંકમાં " સામયિક દોહન " વિભાગમાં ઉતાર્યા છે.

---

# જૂથ પુ. મંડળની સભાઓ

**બહુચરાજી તા. ચાણસ્મા જૂથ પુ. મંડળની** એક સભા તા. ૨૮-૪-૪૦ ના રોજ બહુચરાજી સા. પુસ્તકાલયના મકાનમાં મળી હતી, જે પ્રસંગે નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

(૧) જૂથના દરેક પુસ્તકાલયના મંત્રીએ પોતાની શાળાનાં ઉપલા વર્ગનાં બાળકો શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવડાવવાની તજવીજ કરવાને લગતો, (૨) સહકારી ધોરણે બજેટ બનાવવાને લગતો, (૩) મહેસાણા પ્રાંત પ્રચારકે કરેલી સૂચનાનો જે તે પુસ્તકાલયના મંત્રીએ તાકીદે અમલ કરવા બાબતનો, (૪) પુ. શિક્ષણવર્ગોનો લાભ જે મંત્રી-ગ્રંથપાલોએ ન લીધો હોય તેમણે લેવા બાબતનો, (૫) દરેક પુસ્તકાલયના મંત્રીએ પોતાના પુસ્તકાલયનો ત્રિમાહી હેવાલ તાકીદે જૂથ મંડળ તરફ મોકલી આપવાને લગતો તેમ જ (૬) શિષ્ટ વાચનની પરીક્ષામાં બેસનારનાં નામ મોકલવાની તારીખ મુકરર કરવાને લગતા હતા.

(૨) વીસનગર મહાલ પુ. મંડળની કા. વા. મંડળની એક સભા શ્રી. જાની સા.ના પ્રમુખપદે મળતાં નીચે મુજબ કાર્ય થયું હતુંઃ—

(૧) ત્રિમાહી નિવેદનો વંચાણમાં લેતાં મહાલનાં તમામ પુસ્તકાલયો અને ૮ વાંચનાલયોનાં પત્રો-માસિકો ચાલુ થઇ ગયાની તેમ જ ક્રમશઃ પુસ્તકો આવવા માંડયાની નોંધ લેવાઇ, (૨) બાળકો માટેની શિષ્ટ વાચન ની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને ઇનામ આપવા માટે રૂા. ૧૦)નાં પુસ્તકો મંગાવવાનો, (૩) કમિટિમાં ખાલી પડેલી એક જગ્યાએ સા. પુ. કાંસાના મંત્રીની નિમણુકનો, (૪) મહાલનાં પુસ્તકાલયોના કામકાજની માહિતી મેળવવા માટે પ્રશ્નાવલી પર જવાબો મંગાવવાનો, અને (૫) મહાલનાં તમામ ગ્રા. પુસ્તકાલયો તેમ જ વાંચનાલયોને જે રકમ એક ગૃહસ્થ તરફથી અપાતાં તે પર સરકાર-પંચાયત મદદ મેળવી "પ્રજામંડળ" તથા "લોકોદય" પત્રિકા" ખરીદાવી આપવાને લગતા ઠરાવો થયા હતા.

# પુસ્તકાલયોની તપાસણી

નીચેના પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે** મે માસમાં ૧ દેલા (તા. મહેસાણા), ૨ ચિત્રોડા (તા. વિસનગર), મહેસાણા મહાલનાં ૩ ધડા, ૪ બાસણા, ૫ પીલુદરા, સિદ્ધપુર મહાલનાં ૬ કાકોશી, ૭ ડીંડરોલ, ૮ મામવાડા, ૯ મેથાણ, પાટણ મહાલનાં ૧૦ ચારૂપ, ૧૧ કીમ્બુવા, ૧૨ અઘાર, ૧૩ વાગડોદ, ૧૪ એંદલા, ૧૫ ભીલવણ.

**નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મ. પટેલે** મે માસમાં માંગરોળ મહાલનાં ૧ તરસાડી, ૨ મહુવેજ, ૩ નંદાવ, ૪ હથુરણ, ૫ કુવારદા, ૬ હથોડા, ૭ લીંબાડા, ૮ ગીજરમ, ૯ કોસાડી, ૧૦ સીમોદ્રા, ૧૧ માંગરોળ, ૧૨ વાંકલ, ૧૩ સરદા, ૧૪ મોસાલી, ૧૫ દીણોદ, ૧૬ બોરીદરા, ૧૭ કંટવા, ૧૮ વેળાછા, ૧૯ નાની નરોલી, ૨૦ શીમોદ્રા, ૨૧ પીપોદરા, ૨૨ કોસંબા.

**વિસનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લ. દવેએ** એપ્રિલ-મે માસમાં ૧ ભાન્ડુ, ૨ જેતલવાસણા, ૩ ગણેશપુરા.

**આતરસુંબા મહાલ માનદ પ્રચારક શ્રી. જયશંકર જી. ભટ્ટે** મે માસમાં ૧ ધડીઆ, ૨ આંબવેળ.

**વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઇ રાઇજીભાઇએ** મે માસમાં ૧ ચાપડ, ૨ અણખી, ૩ પોર, ૪ વડદલા.

**સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી સોમાભાઇ ગરબડભાઇએ** મે માસમાં ૧ ડેસર, ૨ બાકરોળ.

**સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાલાલ મોતીભાઇ રાવળે** મે માસમાં ૧ રસુલપુર, ૨ ગાંગલાસણ, ૩ સેદ્રાણા, ૪ કાકોસી, ૫ મેથાણ, ૬ મેળોજ, ૭ મુડાણા, ૮ સમોડા, ૯ નાગવાસણા, ૧૦ ખટાસણા, ૧૧ મેરવાડા, ૧૨ ઉપેરા. એ ગામોની તપાસણી કરી છે.

**શિનોર મહાલ માનદ પ્રચારક શ્રી. હરિવલ્લભ બા. વૈદ્યે** એપ્રિલ-મે માસમાં ૧ સુરાસામળ, ૨ માલસર, ૩ સાંધા, ૪ આડવા, ૫ દામાપુરા, ૬ ટીંગલોદ, ૭ બાવળિયા, ૮ કુકસ, ૯ મિંઢોળ, ૧૦ સેધરા, ૧૧ સીમલી, ૧૨ કૌરકુળિયા, ૧૩ તેરસા, ૧૪ સાદ્લી, ૧૫ દિવેર, ૧૬ માંજરોલ, ૧૭ તરવા, ૧૮ ઉતરાજ.

**ખેરાળુ મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાલાલ જાદવદાસ વૈષ્ણવે** મે માસમાં ૧ સુંઢિયા, ૨ ઉમતા, ૩ રંગપુર, ૪ બાળીપુર, ૫ ન્જારકા.

તપાસણીમાં પ્રચારકોએ જે જે ખામીઓ બતાવી હોય તે સુધારી લેવા અને જે સૂચનાઓ કરી હોય તેનો અમલ કરવા જે તે પુસ્તકાલયોના મંત્રીભાઇઓએ ખાસ તજવીજ કરવી.




**વડોદરા રાજ્ય**

**પુસ્તકાલયોને મળેલી ભેટ***

**સા. પુ. ઊંડેરા** (તા. વડોદરા )ને ૪) પા. ઈશ્વરભાઈ ચુનાભાઈ અંજેસરવાળા, ૧૧) પટેલ અંબાલાલ લલ્લુભાઈ અડાસવાળા, ૧૧) શ્રી. ફુલાભાઈ નારણભાઈ પટેલ અડાસવાળા, ૨) બા. મંગળભાઈ રાઈજીભાઈ કોયલીવાળા તરફથી. કુલ ૨૮) મળ્યા છે.

**સા. પુ. કરનાળી** (તા. તિલકવાડા)ને ૨) શિનોરના શ્રી. અનિરુદ્ધરાય કૃષ્ણભાઈ તરફથી.

**સા. પુ. ગલોદરા** ( તા. કડી )ને કોલાદના પા. મફતલાલ તરફથી, રૂ. ૨), સદાતપરાના પા. પુરુષોત્તમદાસ તરફથી ૨).

**સા. પુ. ઉમતા** ( તા. ખેરાળુ )ને ૬) કાંસાના પા. અમીચંદ બહેચરદાસ, ૬) ચાણસ્માના પા. ધનજી ચેલદાસ, ૬) ચાણસ્માના પા. બબલભાઈ ભૂધરદાસ, ૫) ઉમતાના પા. રણછોડ લીલાભાઈ, ૫) ખટાસણના પા. પ્રભુલાલ દેવકરણ, ૫) ચાણસ્માના પા. હરિદાસ કરસનદાસ, ૪) પરસાળના પા. માધવદાસ નરહરદાસ, ૨) લાડોલના પા. માધવદાસ મોહનલાલ, ૨) ઉમતાના લવાર દેવચંદ ખેમચંદ, ૨) શાહ વર્ધમાન રવચંદ, ૨) ઉંઝાના પા. અંબારામ જોઈતારામે આપ્યા છે.

**સા. પુ. ટીંટોદણ** ( તા. વિજાપુર )ને ૫) કુકરવાડાના પા. મોહનલાલ ભોળદાસ, ૫) વસઈના પા. વિઠ્ઠલદાસ જેશંગભાઈ, ૫) પાનસરના રાવળ શિવરામ વખતરામ, ૪) વસઈના પા. લખાભાઈ મોહનદાસ, તથા ૫) ટીંટોદણના જાની હરગોવન મોતીરામ તરફથી.

**સા. પુ. કંડ** (તા. કડી)ને ૫) નદિાલના ઠાકર માધવલાલ ઈશ્વરલાલ, ૫) લાંઘણજના કરસનદાસ મૂળદાસ, ૨) લાંઘણજના ગણેશદાસ ભાઈચંદદાસ, ૨) લાંઘણજના પા. લીલદાસ તરફથી.

**સા. પુ. ઢોરિયા** ( તા. કડી ) ને ૩) તેજ ગામના પા. જીવણદાસ મૂળદાસને ત્યાં જાન આવેલી તે પ્રસંગે, તથા બીજી બે જાનોના રૂ. ૨).

**સા. પુ. છાલા** ( તા. દહેગામ )ને ૫) ઉવારસદવાળા શાહ અંબાલાલ ડાહ્યાભાઈ, તથા જગુદણવાળા બારોટ મણિલાલ ગંભીરજી તરફથી.

**પા. લ. ના. સા. પુ. વાલમને** લગ્ન પ્રસંગોએ કુલ રૂા. ૫૦) મળ્યા છે.

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

**સા. પુ. સઈજ** (તા. કલોલ)ને ૨) જાની ઉમેદરામ મનસુખરામ, ૨) ઇંદ્રાડના સુથાર જોઇતાભાઇ મગનલાલ, ૨) ઇંદ્રાડના સુથાર મફતલાલ કચરાભાઇ, ૨) મોચી જીગાભાઇ દલાભાઇ, ૨) વડાલીના સાધુ સીતારામ હરિદાસ તરફથી.

**સા. પુ. મહૂડી** (તા. વિજાપુર)ને ૭) કુકરવાડાના શા. સાંકળચંદ છગનલાલ તરફથી.

**સા. પુ. ધમાસણા** (તા. કલોલ)ને ૧૨) ઉનાઉના પા. ભગવાનદાસ ભૂલાભાઇ, ૩) ઝુંડાલના પા. શંકરભાઇ ત્રિકમભાઇ, ૨) દહેગામના અમીન ચુનીલાલ શનાભાઇ, ૫) બુડાસણના પા. મથુરભાઇ મનોરદાસ તરફથી.

**સયાજી શ્વેતોત્સવ સા. પુ. શિનોરને** ૫) મંડાળાના પા. દાદાભાઇ ખુશાલભાઇ, ૫) મંડાળાના પા. કેશવલાલ જીભાઇ, ૩ રાજપીપળાના પાઠક નાગેશ્વર દામોદર, ૩) રાજપીપળાના વૈદ્ય હરિપ્રસાદ તોળાશંકર, ૨) શાહ છોટાલાલ સુંદરલાલ, ૨) મહેતા ચંદુલાલ કાલિદાસ, ૨) રાજપીપળાના સોની મોતીલાલ લક્ષ્મણદાસ, ૧૧) બેતુલ (સી પી.)ના કે. એમ. ધર્માધિકારી એડવોકેટ તથા ૨) ગોર મંગળભાઇ હરિલાલ, ૫-૪-૦ પંડ્યા ગિરીશચંદ્ર ૭ ૨ારામ, ૨) મહેતા જટાશંકર કાલિદાસ, ૩) પંડ્યા ઇશ્વરલાલ લાભશંકર, ૨) જોશી મૂળજીભાઇ નાથાભાઇ, ૨) શુક્લ અનિરુદ્ધપ્રસાદ દયાકૃષ્ણ તરફથી.

**સા. પુ. કણઝરી** (તા. કડી)ને ૨) સિપાઇ પીરમિયાં, ૩) શ્રી. ઇશ્વરલાલ, ૨) પટેલ અંબારામ ત્રિભોવનદાસ, ૩) ચમાર ફુસાભાઇ આશાભાઇ તરફથી.

**સા. પુ. મણુંદ** (તા. પાટણ)ને ૪) ગાંગેજના આંજણા મોહનલાલ માધાભાઇ, ૨) અમીન પીતામ્બર જોઇતાભાઇ, ૨) અમીન સાંકળાભાઈ રણછોડ તરફથી.

**સા. પુ. અમૂઠ** (તા. સિદ્ધપુર)ને ૫) જીતોડાના પા. રણછોડદાસ લખુદાસ, ૨) કાંબળીના પા. બાજીદાસ ચતુરદાસ, ૨) આંસલપુરના પા. જોઇતનદાસ દ્વારકાદાસ તરફથી.

સા. પુ. બરિયફ (તા. ચાણસ્મા)ને ૨) ઝીંઝર (તા. વીરમગામ)ના પંચાલ કાલાભાઇ વીરચંદ, ૫) ચાંદણકી (તા. ચાણસ્મા)ના પટેલ મગનદાસ માનદાસ તરફથી.

## જ્ઞાનપરબો બંધાવશો ?

આ જરૂરિયાત એક માણસની નહિ પણ અનેક માણસોની છે.

પ્રત્યેક મનુષ્ય જ્ઞાનતૃષા છીપાવવા નવનવાં પુસ્તકો માટે ઝંખી રહ્યું છે, અને તે વિના તલપાપડ થઇ રહ્યું છે.

જો નહી કે નવાણુ વિનાનું ગામ હોઇ શકે, તો જ પુસ્તકાલય વિનાનું ગામ હોઇ શકે.

પાણીની પરબ ઉઘાડવામાં જેટલું પુણ્ય છે, તેથીયે વધારે પુણ્ય જ્ઞાનની પરબ ઉઘાડવામાં છે. પાણીની પરબ એક અમૂલ્ય આશીર્વાદ છે, પણ તેથીયે વધારે અમૂલ્ય આશીર્વાદ જ્ઞાનની પરબ છે.

દેહની તૃષા શીતળ મીઠું અને જળ શમાવે છે, પણ મન અને આત્માની તૃષાને શમાવનાર તો સુંદર અને નિર્મળ પુસ્તકોજ છે.

શ્રીમન્તો અને દાનવીરો ! આ કાળને અને લાગણીને ઝીલશો ?

આ અવસરને ઓળખશો અને અવસરનાં ઓંધાણ આપશો ?

નવીન જ્ઞાનપરબોમાં મદદ કરશો ?

—સ્વ. ગિજુભાઇ.

**સા. પુ. કાલરી** ( તા. ચાણસ્મા )ને ૧૦) કાંઝવાળા ઠાકર રણછોડલાલ જોશી, ૨) સોલંકી લખાજી સીમજી.

**સા. પુ. પલાંસવાડા** ( તા. ડભોઇ )ને ૨૦) ખંધાના પટેલ ચંદરભાઈ જેઠાભાઈ, ૧૫) રસુલપુરાના અંબાલાલ દાદાભાઇ તરફથી.

**સા. પુ. કાણીએલ** ( તા. આતરસુંબા )ને ૪) આતરસુંબાના શાહ ગોરધનદાસ હરિવલ્લભદાસ, ૭) અલીણાના પરીખ અંબાલાલ કેશવલાલ તરફથી.

**સા. પુ. કુણઘેર** ( તા. પાટણ )ને ૭) પાટણવાળા શેઠ ત્રિભોવનદાસ રૂપનારાયણદાસ તરફથી.

**સા. પુ. રણછોડપુરા** ( તા. સિદ્ધપુર )ને ૫) વીસનગરના પટેલ ખેમચંદ વીરચંદદાસ, ૩) શીહીના પા. મોહનલાલ જેઠીદાસ, ૨) કાછુરના પા. ઉગરદાસ શામળદાસ, ૨) કમાણાના પા. બબલદાસ કાલિદાસ, ૨) પલાસરના પા. ચતુરભાઇ કાશીદાસ, ૨) મહેસાણાના પા. રામાભાઇ રંગીલદાસ તરફથી.

**સા. પુ. કંસેડ** ( તા. સિદ્ધપુર )ને ૫) મોટપના પટેલ મણિલાલ નથુદાસ, ૨) દેણપના પટેલ ગણેશદાસ રામદાસ, ૩) પાટણના પટેલ ભૂધરભાઇ મોહનભાઇ, ૨) દેણપના પટેલ મગનભાઈ મોતીદાસ, ૩) તરભના મનસુરી કાલુભાઇ મીઠાભાઇ, ૨) કમાણાના પટેલ ચંદરભાઇ બહેચરદાસ, ૨) સુજાણપુરના પટેલ ડોસાભાઇ બાલચંદ, ૬) લણવાના પટેલ નરસિંહદાસ ચંદુદાસ તરફથી.

**સા. પુ. મોખાસણ** ( તા. કલોલ )ને ૧૧) ધુમાસણના પા. છગનદાસ ખુશાલદાસ, ૨) ભટાસણના પા. ત્રિભોવન ઘેલાભાઇદાસ, ૫) સઇજના પંચાલ મોહનલાલ ઘેલાભાઇદાસ, ૨) રાજપુરના પા. જોઇતારામ નારણદાસ, ૨) મોખાસણના પા. જોઇતારામ ત્રિભોવન.

**સા. પુ. કંબોઈ** ( તા. ચાણસ્મા )ને ૫) ટુંડાવના પા. મગનદાસ ગણેશદાસ, ૫) વસાઇના ગુસાંઇ કેશવપુરી જેતપુરી, ૪) ટુંડાવના પા. છગનદાસ અમેરાજદાસ, ૫) પા. ચતુરભાઇ ખેમાભાઇ, ૨) લાડોલના પા. આત્મારામ ગણેશદાસ તરફથી.

**સા. પુ. બચાર** ( તા. કરજણ )ને ૨૧) ઉમલ્લાના શાહ ચુનીલાલ નરસિંહદાસ, ૧૦) પારેખ પા. છોટાભાઇ ચંદરભાઇ તરફથી.

**સા. પુ. અમરેલીને** ૧૦૧) મથુરાજ ગોવિંદજી પટેલ, ૧૦૧) તલકચંદ દેવજી જેતપુરવાળા, ૧૦૦) શ્રી. રામશંકર તુલસીરામ મહેતા, ૧૦૦) શ્રી. રતિલાલ હરજીવન વકીલ.

**તાપીબાઇ સા. મહિલા પુ. અમરેલીને** ૫૧) શ્રી. ભાનુમતીબેન મોહનલાલ વીરજીભાઇ પટેલ, ૧૦૧) શ્રી. તુલકચંદ દેવજી જેતપુરવાળા.

**સા. બાલ પુ. અમરેલીને** ૧૦૧) ઉપરના સદ્‌ગૃહસ્થ તરફથી.

**સા. પુ. ખેરવા** ( તા. મહેસાણા )ને ૧૧) ઇનામદાર ભાનુશંકર ગોપાળજી, ૫) પા. મોહનદાસ ઇશ્વરદાસ, ૫) પટેલ જોઇતારામ જેઠીદાસ, ૫) શા. છગનલાલ માધવજી, ૫) શા. કાળીદાસ ત્રિભોવનદાસ, ૨) પટેલ ગેલદાસ ભૂધરદાસ, ૨) પટેલ છગનદાસ રાયચંદ, ૨) પટેલ શંકરદાસ ડુંગરદાસ, ૨) પટેલ રણછોડદાસ પિતામ્બરદાસ, ૨) પટેલ બહેચર માધવદાસ, ૨) પટેલ જોઇતારામ જીવીદાસ.

સા. પુ. શરોદ ( તા. કરજણ )ને ૨૧) ત્રાણુસા તા. ભરૂચના પટેલ મથુરભાઇ ગુલાબભાઇ, ૩) ટીંબીના પટેલ પરાગભાઇ, તથા ૩) ટીંબીના પટેલ કેસુરભાઇ તરફથી.

**પાદરા મહાલ પુસ્તકાલય મંડળની પહેલી શિષ્ટ વાચનની પરીક્ષા:** પાદરા મહાલ પુ. મંડળે, વાર્ષિક સભામાં ઠરાવ કર્યા પ્રમાણે, શિ. વા. ની પરીક્ષા માટે શ્રી. મોતીભાઈ ગો. પટેલ, શ્રી રવિદાસ ના. ઠક્કર અને શ્રી. ચતુરભાઈ ના. પટેલ એ ત્રણની સમિતિ નીમી, પરીક્ષા અંગેનું તમામ કામકાજ તેઓને સોંપવામાં આવ્યું હતું. આ સમિતિએ " સ્વ. મોતીભાઇ ન. અમીનના ટુંકા જીવનચરિત્ર "નું પુસ્તક પસંદ કર્યું અને તેના પ્રચાર માટે મહાલની દરેક શાળામાં પત્રિકાઓ પણ મોકલી આપી. આ પરીક્ષા ફક્ત ગુ. ધો. ૬ અને તે ઉપરાંત અંગ્રેજી ધો. ૪ સુધીના વિદ્યાર્થીઓ માટેની જ હતી. પરીક્ષાની તા. ૩૧–૩–૪૦ નક્કી થતાં, તેમાં બેસનાર ઉમેદવારોની યાદીઓ જે તે શાળાઓ તરફથી માગવામાં આવી. તેના જવાબરૂપે ફક્ત પાદરા મહાલની ચાર જ શાળાઓએ મોકલી આપી. આ શાળાઓનાં નામ તથા ઉમેદવાર અને પાસ સંખ્યા નીચે પ્રમાણે છે.

(૧) વણછરા ગુ. શાળા ઉમેદવાર ૩, પાસ થયા ૩. (૨) વાકળ એ. વી. સ્કૂલ મોભા-રોડ ઉમેદવાર ૨૭, પાસ થયા ૨૩. (૩) કરખડી એ. વી. સ્કૂલ ઉમેદવાર ૧૫, પાસ થયા ૧૪. (૪) દરાપુરા કન્યાશાળા ઉમેદવાર ૧૮, પાસ થયા ૯.

" સુવાસ " માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩–૪–૦ છે તે ઘટાડીને સૌ પુસ્તકાલયો માટે ૨–૧૨–૦ રાખવામાં આવ્યું છે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

શિક્ષણ વર્ગો—ચાલુ સાલે ભરવા ઠરેલા વડોદરા તથા મહેસાણા પ્રાંતોના પુસ્તકાલય શિક્ષણ વર્ગો એપ્રિલ તથા મે માસમાં સફળતાપૂર્વક ભરાઈ ગયા. એ સંબંધીનું નિવેદન તથા વર્ગોનો લાભ લેનારાંનાં નામ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે, જે જોઈ લેવા લાગતાં વળગતાંઓને વિનંતિ.

**શિષ્ટવાચનની ૧૮ મી પરીક્ષા**—શિષ્ટવાચનની ૧૮ મી પરીક્ષા માટે જુલાઇની ૨૧ મી તારીખ નક્કી થયેલી હોઇ તે હવે નજદીક આવી પહોંચી ગણાય. ઘેર બેઠાં **હિમાલયના પ્રવાસના** આનંદની ઝાંખી મેળવવી હોય તેમણે તો આ પરીક્ષાનો લાભ અવશ્ય મેળવવો ઘટે. પરીક્ષાની આ યોજનાનો લાભ સમજનારાંઓ તેમ જ બીજાં ઇચ્છુક ઉમેદવારો પરીક્ષા મજકૂર માટે પોતાની ઉમેદવારી શીઘ્ર નોંધાવી દે ને પુસ્તક મેળવી લઈ વાંચવા માંડે એમ ઇચ્છીએ. જાહેરાત માટે એપ્રિલ અંક જોવાની ભલામણ !

## રાજ્ય બહાર

મુંબઇની મસ્જીદ બંદર રોડ પર ચિનાઇ બીલ્ડીંગમાં આવેલા **શ્રી પાર્વતીબાઇ હિંદુ પુસ્તકાલયમાં** મે માસની આખર સુધીમાં ૨૨૭૨ ગુજરાતી, ૫૨ અંગ્રેજી અને ૫૭ હિંદી પુસ્તકો વંચાયાં હતાં. સભ્યોની સંખ્યામાં ૩૩ નો વધારો થઇને તે ૨૧૮ ની થઇ છે.

" વિદ્યાર્થી " સાપ્તાહિક જે બંધ થયું છે તેના બદલામાં તેઓ તરફથી પ્રકટ થનાર ગ્રંથમાળાનાં પુસ્તકો ગ્રાહકોને આપવા જણાવેલું; પણ હજી સુધી તે સંચાલકો તરફથી એવું કોઇ પુસ્તક પ્રકટ થયાનું જણાયું નથી.

—*—

# સન ૧૯૩૯–૪૦ના પુસ્તકાલય–શિક્ષણવર્ગો

ચાલુ સન ૧૯૩૯-૪૦માં વડોદરા અને મહેસાણા પ્રાંતના પુસ્તકાલય શિક્ષણવર્ગો, અગાઉ જાહેર થયા પ્રમાણે એપ્રિલ અને મે માસમાં ભરાઇ ગયા. વડોદરા પ્રાંતનો વર્ગ રેવા તટસ્થ કરનાળી ક્ષેત્રમાં એપ્રિલની તા. ૧૮–૧૯–૨૦ મીએ, અને મહેસાણા પ્રાંતનો વર્ગ સરસ્વતી તટસ્થ સિદ્ધપુર ક્ષેત્રમાં મે માસની તા. ૩–૪–૫ ના દિવસોએ ભરાઇ ગયો. વડોદરા પ્રાંતના વર્ગનો લાભ ૩૨ જણે અને મહેસાણા પ્રાંતના વર્ગનો લાભ ૫૭ જણે લીધો. એ દરેક વર્ગમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના, તેના ધારાધોરણ અને વહિવટ, તથા દફતરી કામ, પુસ્તકપસંદગી, પુસ્તકોનો વિધિ ને વર્ગીકરણ, પુ. પ્રવૃત્તિપોષક વિવિધ યોજનાઓ વગેરે આવશ્યક બાબતોની મૌખિક માહિતી ઉપરાંત બજેટ, નિવેદન ને વર્ગીકરણ કામનું ક્રિયાત્મક શિક્ષણ આપવામાં આવ્યું હતું.

વર્ગસંચાલનની કામગીરી રાજ્ય પુસ્તકાલયના માનદ મંત્રી શ્રી. કાશીવાળા, સહમંત્રી રા. ચોકસી, તથા રાજ્ય પ્રચારક રા. વલ્લભભાઇએ મુખ્યત્વે બજાવી હતી મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબની હાજરીનો લાભ પણ બન્ને વર્ગોને મળ્યો હતો. ચાલુ સાલના વર્ગોમાં પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ નો સક્રિય સહકાર એ ખાસ નોંધવા લાયક બીના ગણાય. કરનાળીના વર્ગમાં સદર મંડળના મંત્રી શ્રીયુત વામનભાઇ ના. અમીને મંડળના કામકાજની પ્રણાલિકા સમજાવી રજૂ કરાયલી શંકાઓનું યોગ્ય સમાધાન કર્યું હતું. તથા 'પુસ્તકાલય' માસિકના તંત્રી શ્રીયુત મણિલાલ વ્યાસે માસિકના વિવિધ વિભાગોની ઉપકારકતા સમજાવી માસિક માટે લેખો, અનુભવો ને સમાચારો મોકલી આપવાની મજબૂત કરી હતી. સિદ્ધપુરના વર્ગમાં પણ મિ. વ્યાસે હાજર રહી ઉપર મુજબની કામગીરી બજાવી હતી. સિદ્ધપુરના વર્ગને શ્રીયુત છોટુભાઇ પંડિતના વ્યાખ્યાનનો પણ લાભ મળ્યો હતો.

શિક્ષણવર્ગો અંગે શક્ય હોય છે ત્યાં પ્રાચીન સ્થાપત્ય કે જોવાલાયક સ્થળોના પ્રવાસ કેટલે દિવસે રાખવાની વ્યવસ્થા રહે છે. તે મુજબ કરનાળીના વર્ગ અંગે અનસુયા તેમ જ નાનીમોટી પનોતીના પનાઇ પ્રવાસો ગોઠવાયા હતા. પનાઇ પ્રવાસ એટલે એકલા વિનોદ પુરતા પ્રવાસ જ નહિ પણ પનાઇ વર્ગો પણ ખરા જ. પુસ્તકાલય પ્રવૃત્તિવિષયક વિવિધ પ્રશ્નોની ચર્ચા તેમ જ શંકાસમાધાનનું કાર્ય પણ પનાઇ પ્રવાસોમાં થતું રહ્યું હતું. સિદ્ધપુર વર્ગ અંગે એવો કોઇ ખાસ પ્રવાસ ગોઠવાયો નહોતો. પરંતુ રુદ્ર મહાલય, બિંદુ સરોવર, સરસ્વતી નદી વગેરે સ્થાનિક જોવાલાયક સ્થળોની મુલાકાત ને દર્શનસ્નાન વગેરેનો મરજી મુજબ લાભ સૌએ લીધો હતો. સિદ્ધપુર મહાલ મંડળ તરફથી પ્રો. છોટુસિંહના વ્યાયામપ્રયોગોનો કાર્યક્રમ પણ એક રાત્રે રખાયો હતો.

ચાલુ સાલના શિક્ષણવર્ગોનો લાભ લેનારા મંત્રી, ગ્રંથપાલ વ ઇતર ભાઇઓનાં નામઠામ નીચે પ્રમાણેઃ—

## વડોદરા પ્રાંત

**પાદરા મહાલ**—૧ શ્રી. ઇશ્વરભાઈ મોતીભાઈ પટેલ–નેદરા. ૨ શ્રી. ચતુરભાઈ નારણભાઇ પટેલ–વણછરા. ૩ શ્રી. લાલભાઇ ત્રિભુવનદાસ પટેલ–ગામેઠા.

**કરજણ મહાલ**—૧ શ્રી. દલસુખભાઇ રાઇજીભાઇ પટેલ-વિરજઇ, ૨ શ્રી. ઇશ્વરભાઇ જેઠાભાઇ પટેલ-સંભોઇ, ૩ શ્રી. મોહનલાલ વલ્લભદાસ-સામરા, ૪ શ્રી. કેસરભાઇ દુલાભાઇ-માંગરોળ, ૫ શ્રી. ડાહ્યાભાઇ દેસાઇભાઇ પટેલ-ગંધારા, ૬ શ્રી. નટવરલાલ જુગલદાસ ગાંધી-સણીઆદ, ૭ શ્રી. ભાઇલાલભાઇ બાપુભાઇ-વેમાર, ૮ શ્રી. સોમાભાઇ ભીખાભાઇ-વલણ, ૯ શ્રી. શંકરભાઇ ફીલાભાઇ શાહ-ફત્તેપુર.

**ભાદરણ મહાલ**—૧ શ્રી. નરસિંહભાઇ છગનભાઇ પટેલ-રણોલી.

**સાવલી મહાલ**—૧ શ્રી. મણિલાલ ત્રિભુવનદાસ દવે-સમલાયા, ૨ શ્રી. છગનલાલ સોમેશ્વર જોશી-ઇંદ્રાડ, ૩ શ્રી. નારાયણ દામોદર ત્રિવેદી-ગાંગડીઆ, ૪ શ્રી. મોહનલાલ નાથાભાઈ ભટ્ટ-નાની ભાડોલ.

**સંખેડા મહાલ**—૧ શ્રી. પ્રદ્યુમ્નપ્રસાદ ત્રિભુવનદાસ જોશી-ટીંબા, ૨ શ્રી. બાલકૃષ્ણ નાથાલાલ પુરોહિત-કોસિંદ્રા, ૩ શ્રી. ઇશ્વરલાલ મગનલાલ જોશી-માલુ, ૪ શ્રી. ભાનુશંકર મોહનલાલ ત્રિવેદી-પાણેજ, ૫ શ્રી. નાગેશ્વર વિશ્વનાથ જોશી-કાંટા.

**ડભોઈ મહાલ**—૧ શ્રી. જેસંગભાઇ શંકરભાઈ પટેલ-સીતપુર, ૨ શ્રી. પુરુષોતમભાઇ લક્ષ્મીદાસ પટેલ-વડજ.

**વડોદરા મહાલ**—૧ શ્રી. ચિમનલાલ દામોદર જોશી-તતારપુરા, ૨ શ્રી. મનુભાઇ કુબેરભાઇ-વાસણા કોતરીઆ, ૩ શ્રી. વલ્લભભાઇ આશાભાઇ પટેલ-વરણામા, ૪ શ્રી. ચુનીભાઇ છોટાભાઇ પટેલ-છરોલા.

**પેટલાદ મહાલ**—૧ શ્રી. ભીખાભાઇ નરસિંહભાઇ પટેલ-આડા, ૨ શ્રી. ડાહ્યાભાઇ મથુરભાઇ પટેલ-ભડકદ.

**તિલકવાડા મહાલ**—૧ શ્રી. રામદાસ મથુરભાઇ પટેલ-બુજેઠા, ૨. શ્રી. લક્ષ્મણજી દવે-કરનાળી.

## મહેસાણા પ્રાંત

**કડી મહાલ**—૧ શ્રી. નર્મદાશંકર જયંશંકર દવે-રંગપુરડા, ૨ શ્રી. અંબાલાલ રઘદાસ પટેલ-સુરજ, ૩ શ્રી. અમૃતલાલ મોતીચંદ શાહ-આદુંદરા.

**વિસનગર મહાલ**—૧ શ્રી. ઇશ્વિરભાઇ રાયચંદદાસ પટેલ-કમાણા, ૨ શ્રી. રમણિકલાલ અંબાલાલ દવે-વાલમ, ૩ શ્રી. રમણિકલાલ કેશવલાલ દવે-વાલમ, ૪ શ્રી. નાથાજી રામાજી ઠાકોર-બાસણા, ૫ શ્રી. જેરાભાઇ કામરાજ પટેલ-બાસણા.

**સિદ્ધપુર મહાલ**—૧ શ્રી. હારૂમિયાં અહમદમિયાં સેખ-રણછોડપુરા, ૨ શ્રી. લક્ષ્મીશંકર શિ. આચાર્ય-જગન્નાથપુરા, ૩ શ્રી. કાશીભાઇ વરતારામ પટેલ-ખટાસણા, ૪ શ્રી. નારાયણભાઇ વજેરામ પંડ્યા-દાસજ, ૫ શ્રી. અમીચંદ જોઇતારામ-મહેરવાડા ૬ શ્રી. કહાનદાસ રણછોડદાસ પટેલ-ભુણાવ, ૭ શ્રી. અં. સૌ. લાભુબહેન ખીમજીભાઇ ઠાકર-ઊંઝા, ૮ શ્રી. ભાઇચંદભાઈ નેમીદાસ પટેલ-ચંડાળજ, ૯ શ્રી. લીલદાસ નાગરદાસ-ખીલીઆ, ૧૦ શ્રી. ભાઇશંકર મોતીરામ-મેઊજ, ૧૧ શ્રી. ભગવાનભાઈ મંગળદાસ-સેદ્રાણા, ૧૨ શ્રી. ચિમનલાલ

ડેસાશંકર-મુડાણા ૧૩ શ્રી. ચંદુલાલ ગિરધરલાલ-સુજાણપુર, ૧૪ શ્રી. પીતાંબર ઘેલાભાઈ-દેથળી, ૧૫ શ્રી. છોટાલાલ મોતીરામ-રાજપુર, ૧૬ શ્રી. કાળુગિર ભગવાનગિર સ્વામી-આંગલાસણ, ૧૭ શ્રી. નાનજીભાઈ પ્રાગજીભાઈ પરમાર-રસુલપુર, ૧૮ શ્રી. પ્રભુદાસ ત્રિભુવનદાસ-કરલી, ૧૯ શ્રી. મેમણજી નૂરમહમંદ-વનાસણ ૨૦ શ્રી. ઇમારતખાં ઉમરખાં પઠાણ-ડીંડરોલ, ૨૧ શ્રી. હીરાલાલ ઇશ્વરલાલ-ગાભી, ૨૨ શ્રી. હરિભાઈ પુંજાભાઈ મકવાણા-સિદ્ધપુર, ૨૩ શ્રી. પ્રેમશંકર મોહનલાલ આચાર્ય-કરણપુર, ૨૪ શ્રી. કુબેરલાલ ડુંગરભાઈ પંડયા-બ્રાહ્મણવાડા, ૨૫ શ્રી. અંબાલાલ બાજીદાસ પટેલ-વડવાસા, ૨૬ શ્રી. ઇશ્વરભાઈ ગણેશભાઈ પટેલ-કુંવારા, ૨૭ શ્રી અમીચંદ બહેચરદાસ પટેલ-કાંબળી, ૨૮ શ્રી. મણિલાલ ગંગારામ રાવળ-કલ્યાણા, ૨૯ શ્રી. ભાઈશંકર ઉમિયાશંકર દવે-મામવાડા, ૩૦ શ્રી. મણિલાલ હિંમતરામ-સિદ્ધપુર, ૩૧ શ્રી. દત્તાત્રય પુરુષોતમ કાન્હેકર-સિદ્ધપુર. ૩૨ શ્રી. મન્વંતરામ કાળીદાસ પંડિત-વણાગલા, ૩૩ શ્રી. ફીદાહુસેન નજરઅલી લોખંડવાળા-સિદ્ધપુર, ૩૪ શ્રી. અલીમહમદ જલાલુદીન-સિદ્ધપુર, ૩૫ શ્રી. દાઉદમિયાં અબ્દુલ્લામિયાં-કાકોસી, ૩૬ શ્રી. મગનલાલ હરગોવિંદ-સિદ્ધપુર (શાળાના ટાઇમ બહાર). ૩૭ શ્રી. ભાથીજી રૂપાજી-આંગલાસણ (શાળાના ટાઇમ બહાર.)

**મહેસાણા મહાલ**—૧ શ્રી. શાન્તિલાલ પ્રભુરામ ભટ્ટ-ચરાડુ.

**ચાણસ્મા મહાલ**—૧ શ્રી. હિરાલાલ કાશીરામ દવે-સેલાવી, ૨ શ્રી. કાનજીભાઈ ફગનલાલ-દાણોદરડા.

**કલોલ મહાલ**—૧ શ્રી. અંબાલાલ અચરતલાલ બ્રહ્મભટ્ટ-કલોલ.

**પાટણ મહાલ**—૧ શ્રી. વહાલાભાઈ માધવભાઈ પટેલ-રની, ૨ શ્રી. લલ્લુભાઈ ઇશ્વર વ્યાસ-કુણઘેર, ૩ શ્રી. ખોડીદાસ ગંગારામ પટેલ-આલીસણા.

**આતરસુંબા મહાલ**—૧ શ્રી. જયશંકર ઘેલારામ ભટ્ટ-વ્યાસવાસણા.

**વિજાપુર મહાલ**—૧ શ્રી પુંજાલાલ ખેમાભાઈ પટેલ-ખરોડ.

**ખેરાળુ મહાલ**—૧ શ્રી. નાથાલાલ બહેચરદાસ પટેલ-કેસંપા, ૨ શ્રી. નર્મદાશંકર મગનલાલ-મચ્છાવા.

**હારીજ મહાલ**—૧ શ્રી. ધરમાભાઈ મૂળચંદ પટેલ-બોરતવાડા.

આશા રાખવામાં આવે છે કે આ બધાં ભાઈઓ અને બહેન પોતપોતાના ગામની તેમ જ આજુબાજુની પુસ્તકાલય પ્રવૃત્તિને સુવ્યવસ્થિત ને સંગીન બનાવવામાં સક્રિય ભાગ ભજવી શિક્ષણવર્ગમાં મેળવેલા શિક્ષણ અને પ્રેરણાને સાર્થક કરી દેખાડશે.

વડોદરા,
તા. ૪-૬-૪૦

ના. નં. ચોકસી
સહમંત્રી
વ. રા. પુસ્તકાલય મંડળ

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૩૯–૪૦

**યાદી નં. ૬ : સંખ્યા ૧૩૭**

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯–૪૦ ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે એપ્રિલ માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઈ ૧૯૪૦ સુધીમાં પુસ્તકો બનતા સુધી મોકલાઈ જાય તેવી યોજના થયેલી છે. એટલે પત્રો–માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાશે.

**પેટલાદ**—સાંસોદ, લીંબાલી, રાવલી, કાસર, ધુંટેલી, પેટલી, બાંધણી, મોરડ, વીરોલ, માનપુરા, વિશ્રામપુરા, સંજાયા, સુંદરા, બામણોલી, રામપુર, રામોલ, ચાંગા, ડેમોલ, દેવા.

**પાદરા**—કલ્યાણકુઈ.

**સાવલી**—નમીસરા.

**આતરસુંબા**—કમાલબંધ વાસણા, હીલોલ, બારીઆ.

**દહેગામ**—પાટનાકુવા, હાથીજણ, મહુવર, સાપા, હાલીસા.

**કડી**—જાસલપુર, સુરજ, શિયાપુરા, ફુલેત્રા, વડુ, કરજીસણ; વાઘરોડા, ગાયાસુળ, ખોરજનાદોડા, વામજ, ગલોદરા, કારવા, આણંદપુર, બોરીસણા, કણઝરી, દેકસણા.

**કલોલ**—સાંતેજ, અડુવા, કુંડાસણ, રાંધેજા, મહિલા પુ., મુબારકપુર, સેરીસા, બીલેશ્વરપુરા, વેડા, કોલ્હા, વાસણા, કોલવડા, પાનસર, ટીંટોડા, નારદીપુર, પીંપળજ, ડીંગુચા, સરઢવ, પલીઅડ, સેરથા, મોખાસણ, ધાનજ, સોજા, વડાવસ્વામી, ઈસંડ, નાની કડી.

**વિજાપુર**—ગોઝારીઆ, બીલોદરા, બીલીઆ, આગલોડ,

**વિસનગર**—ઉદલપુર.

**મહેસાણા**—માકણજ, આંબલીઆસણ, ભાસરીઆ, જગુદણ.

**પાટણ**—કંથરાવી.

**ચાણસ્મા**—ભણીઆરી, વેણુંપુરા, કંબોઈ, નાંદોલ.

**હારીજ**—અડીઆ, હારીજ, દુનાવાડા.

**નવસારી**—આસણા, પોંસરા, ઉભરાટ, કડોલી.

**પલસાણા**—એરથાણ, તાંતી થૈયા, અરતાન, અંત્રોલી, ગાંગપોર, કડોદરા, ધામડોદ એના, નિયોગ, સોયાણી, દસ્તાન, ચલથાણ, બગુમરા.

**કામરેજ**—વરીઆવ.

**મહુવા**—ધડોઈ, ઓડચ, બારતાડ, કાન્હી, આમચક, ભુટવાડા, કુરેલ, ગુણસવેલ, કોસ, રાણત, વેલણપુર, આમરોલી.

**અમરેલી**—તરવડા, ખીજડીઆખારી કેરાળા, કેરીઆચાડ, સાજીઆવદર, કેરીઆનાગસ, મોટા આંકડીઆ, ચક્કરગઢ, નાના ભંડારીઆ, રંગપુર, મોટા માંડવડા, પીઠવાજાળ, નાના માંચીઆળા, ચાંદગઢ, મોટા માંચીઆળા, દેવળીઆ, ખીજડીઆ રાદડીઆ

**ઓખામંડળ**—ખતુંબા.

વડોદરા,
તા. ૬–૬–'૪૦

**વા. ના. અમીન**
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

# વિસનગર મહાલ પુસ્તકાલય મંડળની પ્રશ્નાવલી

વીસનગર મહાલ પુ૦ મંડળ તરફથી પુસ્તકાલયોની પ્રગતિનું માપ મેળવી શકાય તે માટે એક પ્રશ્નાવલિ તૈયાર કરવામાં આવી છે. એ પ્રશ્નાવલિ આ નીચે આપી છે. તમારા પુસ્તકાલયને લગતા જવાબો તેમજ ઈતર જાણવાજોગ હકીકત પણ અમારા તરફ લખી મોકલશો તો તેનો યથાશક્ય ઉપયોગ, અન્ય મંત્રી ગ્રંથપાલોની જાણ માટે અમે પ્રસિદ્ધ કરીશું. વીસનગર મહાલનાં પુસ્તકાલયો તો એ જવાબો અહીં મોકલવા સાથે સાથે વીસનગર મહાલના મંત્રી તરફ પણ અવશ્ય મોકલે.—તંત્રી

ટીપઃ—સંપૂર્ણ જવાબો લખી મોકલનાર પુસ્તકાલયની નોંધ લેવામાં આવશે.

૧ પુસ્તકાલયની સ્થાપન તારીખ કયી છે ?
૨ પુસ્તકાલયનું મકાન સ્વતંત્ર છે કે ભાડાનું ?
૩ કાયમ ફંડ કેટલું અને ક્યાં છે ?
૪ રજીસ્ટરે હાલ પુસ્તકો કેટલાં છે ને ભાષાવાર જણાવો.
૫ વર્ગીકરણ થયું છે ? થયું હોય તો ક્યાં ક્યાં રજીસ્ટરો તૈયાર કર્યાં છે ?
૬ બાલ અને સ્ત્રી વિભાગ અલગ અલગ ગોઠવ્યા છે ?
૭ ઉપરના બંને વિભાગોનાં રજીસ્ટરો જુદાં જુદાં બનાવ્યાં છે ?
૮ માસિકપત્રક ભરો છો ?
૯ ત્રિમાહી નિવેદન મોકલાવો છો ?
૦ ગ્રંથપાલ તરીકે કામ કરનારે પુ૦ શિ૦ વર્ગની તાલીમ લીધી છે ?
૧ તમોએ અગર વિદ્યાર્થીઓએ મહાલ, પ્રાંત કે રાજ્યમંડળે લીધેલી શિ૦ વાં૦ ની પરીક્ષાનો લાભ લીધો છે ? લીધો હોય તો કયી કયી પરીક્ષાનો ?
૨ પુસ્તકાલય પર્વણી દિવસ કયારે અને કેવી રીતે ઉજવો છો ?
૩ તમારા ગામેથી આજુબાજુના ગામોના લોકોએ સુદકારના ધોરણે પત્રો, માસિકો અને પુસ્તકો મંગાવી વાંચ્યાં છે ? જો કોઇએ લાભ લીધો હોય તો કયા કયા ગામે ?
૪ દફતરમાં ક્યાં ક્યાં પત્રકો રાખો છો ?
૫ લવાજમ, દાન, ભેટ અને મદદ આપનાર ગૃહસ્થને છાપેલી પાવતી આપો છો ?
૬ રોજમેળ લખવાની શું પદ્ધતિ રાખો છો ?
૭ રિકાર્ડમાં ગએલાં પેપરોમાંથી મુદ્દાના લેખોની કાપલીઓ કાપો છો ?
૮ માસિકોમાંથી સારાં ચિત્રો ખેંચી લઇ આલ્બમ બનાવો છો ?
૯ પુસ્તકાલય, બીબોધ, બાલમિત્ર, કલ્યાણ વગેરે માસિકોનાં જૂથો બંધાવો છો ?
૦ તાજા સમાચારોની નોંધ ભીંતપત્ર પર લખો છો ?

ઉપરના ૧ થી ૨૦ સુધીના પ્રશ્નોના જવાબો જેમ અને તેમ વહેલા ભરી મોકલાવશો.

# વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૦

[illegible] २६३/७६ ખડાયતામિત્ર–રજત અંક
૧૯૪૦ (રૂ. ૧–૦–૦)

[illegible] २९९/२९ ગીતાધર્મનો ગીતાગૌરવાંક ભા. ૨
૧૯૪૦; રૂ. ૪–૦–૦

[illegible] ४३४/४३·९ તણખા–સંમેલન અંક
૧૯૪૦; રૂ. ૨–૪–૦

[illegible] ४६१/४६ દાંડિયો–નવલિકા અંક
૧૯૩૯; રૂ. ૦–૧૦–૦

[illegible] ५६२/१९३९ પ્રભાત–દીપોત્સવી અંક
૧૯૩૯; રૂ. ૦–૧૨–૦

[illegible] ६९४/१९३९ મુંબઇ સમાચાર–દીપોત્સવી અંક
૧૯૩૯; રૂ. ૧–૦–૦

[illegible] ७८४/१९३९ સંદેશ–દીપોત્સવી અંક
૧૯૩૯; રૂ. ૦–૧૦–૦

क. ४९।८६/७५ પટેલ, ગોપાલદાસ જીવાભાઈ
(સંપાદક) યોગશાસ્ત્ર
( હેમચંદ્રાચાર્ય કૃત )
૧૯૩૮; રૂ. ૧–૦–૦

क. ६४५६७/८३ સત્યાનંદ, મહાત્માશ્રી
વૈરાગ્ય ચિંતામણિ
૧૯૩૮; રૂ. ૧–૦–૦

घ ४९।८७/६८ પટેલ, ગોપાલદાસ જીવાભાઇ
મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ
૧૯૩૭; રૂ. ૧–૦–૦

ङ १३९/४० ઉપેન્દ્રાચાર્યજી
નિત્ય સંદેશ
૧૯૪૦; રૂ. ૧–૪–૦

ङ ५१३/७६ શિંદે, બાળાજી રામજી
રામાયણો પર નજર
૧૯૩૫; રૂ. ૧–૮–૦

ञ २५९४८/२८ ચશ્માવાળા, ઉમરભાઈ દા.
જીંદગીના ચાર ચોર અને એક લુંટારો
૧૯૩૬; રૂ. ૦–૮–૦

ञ ८८२६६/७७ શાસ્ત્રી, માધવપ્રસાદ નારાયણશંકર
ઋતુધર્મ
૧૯૩૬; રૂ. ૦–૫–૦

ञ ८९७१/१२ શાહ, ત્રિભુવનદાસ લહેરચંદ
આંખ અને ચશ્મા
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

ञ ९०८/७५ શાહ રમણલાલ નાનાલાલ
યોગનાં આસનો
૧૯૩૬; રૂ. ૦–૧૨–૦

ञ ९८१४/६१.१ સ્વામી, જીવનતીર્થ
બ્રહ્મચર્ય અને કાયાકલ્પ ભા.૧
૧૯૩૯; રૂ. ૦–૧૦–૦

ट ६३०१/७६ ભટ્ટ, ચંદ્રભાઇ કા.
રશિયન નારી
૧૯૩૬; રૂ. ૦–૧૦–૦

ट८ ६३०१/१४ ભટ્ટ, ચંદ્રભાઇ કા. ( ભા. ૩. )
એશિયાની ભીતરમાં
૧૯૪૦; રૂ. ૨–૦–૦

ढ ६३०३/२३ ભટ્ટ, ચુનીલાલ બેચરદાસ
ગણિતશિક્ષક
૧૯૩૫; રૂ. ૧–૦–૦

ढ ९१६४/९१ શુક્લ, દયાશંકર ભાઇશંકર
શિક્ષણસંસ્થાઓ ભા. ૧લો.
૧૯૩૬; રૂ. ૧–૦–૦

ण ९०३१/१३ શાહ, ભોગીલાલ ચિમનલાલ
ઇન્કમટેક્ષ સંબંધી મારી રેડિયો ઉપરની વાતચીત અને લેખો
૧૯૪૦; રૂ. ૧–૦–૦

ण ૪૯૯૧/૮૫ પરેલ નરસીભાઈ છ અને ચ. ડી.
વ્યાજની જંત્રી
૧૯૩૩; રૂ. ૦-૧૦-૦

त ૧૮૩૪/૨૩ કાંટાવાળા, સૌ. મણિગૌરી બિ. અને બિહારીલાલ હ.
ગાલીચા
૧૯૩૫; રૂ. ૧-૦-૦

त ૪૮૮૪/૫૯ પટવા, કાન્ત અને પંડયા, માર્તંડ
બાગબગીચા
૧૯૩૫; રૂ. ૧-૮-૦

ध ૨૦૪૩/૯૩ કુલકર્ણી, બળવંતરાય દત્તાત્રય
સંગીત મંજરી ૨ ભાગ
૧૯૩૬; રૂ. ૦-૧૨-૦

य ૧૩૯/૨૫ ઉપેન્દ્રાચાર્યજી
ગૌરવવંતા ગરબા ૨ ભાગ
૧૯૩૬; રૂ. ૦-૨-૦

य ૫૩૫૨/૨૦ પંડયા, નાગરદાસ અમરજી
કુમાર સંભવ
૧૯૩૬; રૂ. ૧-૦-૦

य ૬૪૬૪૪/૨૨ ભટ્ટ, મંગોકલાલ માણેકલાલ
ગઝલમાં ગીતા
૧૯૩૬; રૂ. ૦-૬-૦

य ૭૦૯૧/૪૦ માઇસોરવાળા, જહાંગીર રૂસ્તમજી
દીવાને જહાંન
૧૯૩૬; રૂ. ૧-૪-૦

य ૭૪૨૪/૭૬ મોદી, અમૃતલાલ નાથાભાઈ (સં.આ.)
રંગસ્તવન.
૧૯૩૯; રૂ. ૦-૨-૦

य ૭૬૧૨/૫૪ રંગ અવધૂત
પત્રગીતા
૧૯૩૯; રૂ. ૦-૪-૦

य ૮૭૫૬૭/૬૩-૬૫ શાસ્ત્રી, કેશવરામ કાશીરામ
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧-૨
૧૯૩૫; રૂ. ૧-૦-૦

म ૬૮૨૫૩/૬૭ દવે, મનુ હ.
મનુના રાસ
૧૯૩૬; રૂ. ૨-૦-૦

म ૬૬૫૩/૫૮ મજમુદાર, પ્રીતમલાલ
ફૂલકણી
(अं) ૧૯૩૬; રૂ. ૦-૮-૦

म ૭૩૭/૧૫ મેઘાણી, ઝવેરચંદ કાળીદાસ
કંકાવટી મંડળ ૨ જું
૧૯૩૬; રૂ. ૧-૪-૦

म ૯૦૫૮૭/૬૬ શાહ, મોહનલાલ નરોતમદાસ
મધુરિમા
૧૯૩૬; રૂ. ૦-૮-૦

म ૭૦૩૩/૬૦ મહેતા, રમણિક કિસનલાલ
બિલીપત્ર
૧૯૩૪; રૂ. ૦-૨-૦

य ૧૦૭૩/૩૭ અડાલજા, તારાચંદ પોપટલાલ
દંભી દુનિયા
૧૯૩૯, રૂ. ૩-૦-૦

य ૧૬૧૬/૨૫ કમળાબેન
ચાર લોકકથાઓ
(अं) ૧૯૩૬;

य ૧૮૬૫/૬૦ કાંતિકાકા
બિરાદર બાણ
૧૯૩૬; રૂ. ૦-૨-૬

य ૨૯૭૩/૭૧ જોશી, જીવરામ
માલિયાનું મંડળ અને બીજી વાતો
(अं) ૧૯૩૬; રૂ. ૦-૩-૦

य ૨૯૮૬/૨૪ જોશી, બાલકૃષ્ણ ચુનીલાલ (બા.ક.)
ગેબી સૃષ્ટિ ખં. ૧-૨
૧૯૩૬; રૂ. ૧-૪-૦

य ૩૦૦૮/૭૭ જોશી, રસિકલાલ
રશ્મિ
૧૯૩૬; રૂ. ૨-૮-૦

य ५००/७७ (સં) પટેલ, નાગરદાસ ઇ.
રાવજી
१९३६; રૂ. ०–३–०

य ५३३४१/१२ પંડ્યા, જમિયત કૃપાશંકર
આક્રંદ; પ્રથમખંડ
१९३६; રૂ. ०–१२–०

य ५३५८४/२१ પંડ્યા, ભાલચંદ્ર ન.
કેસરિયાં કિરણો
१९३६; રૂ. ०–३–०

य ५३८७/२८ પંડ્યા, વિમળાગૌરી મગનલાલ
જીવનનિરીક્ષણ
१९३६; રૂ २–८–०

य ५३७७/९६ પંડ્યા, વિમળાગૌરી મગનલાલ
સુબોધ વાટિકા
१९३५; રૂ. १-०–०

य ५४१८/१२ પરમાર, મકનજી
આશા
१९३६; રૂ. १–४–०

य ५५६८/२५ પારેખ, નગીનદાસ
ચતુરંગ અને બે બ્હેનો
१९३६; રૂ. १–४–०

य ६६६७६/२८ મઝૂમદાર, કુમારી કુંજબાળા
જીવંત-જ્વાલા.
१९३६; રૂ. ०–८–०

य ७७२९/७४ રાવળ, ગિરીશ
મોતની મૂર્તિ
१९३६; રૂ. १–४–०

य ८९७/१० શાહ, સુનીલાલ વર્ધમાન
અણોજો
१९४०; રૂ. – –

य ९०८/४७ (સં) શાહ, રમણલાલ નાનાલાલ
નાનકડી વાતો
१९३६; રૂ. ०–६–०

य ९२७/६६ શેઠ, કેશવ હ.
મંદારમાળા
१९३६; રૂ. ०–१२–०

र ४८३/४५ નીલકંઠ, રમણભાઇ મહીપતરામ
ધર્મ અને સમાજ ૨ ભાગ
१९३४–३५; રૂ. २–०–०

र ५०५६५/२६ પટેલ, મોહન ભગવાન
ચૂંટેલાં સુવાસિત પુષ્પો
१९३५; રૂ. १–४–०

र ६१३६९/२४ બેટાઈ, સુંદરજી ગો.
ગુજરાતી સાહિત્યમાં સોનેટ
१९३५; રૂ ०–४–०

र ७२६/२४ મુનશી, કનૈયાલાલ માણેકલાલ
ગુજરાતની અસ્મિતા
१९३९; રૂ. ०–४–०

स७ ३३४५/९९ ડૉક્ટર, ચીમનલાલ મગનલાલ
હીરક વડોદરા
१९३६; રૂ. १–१२–०

स७ ३९१८/९९ દારુ, દીનશાહજી ર. ફ.
હીરકયુગનું નવસારી
१९३५;

स८ ४४८७४/५६ દ્વિવેદી, મણિલાલ
પુરાતન દક્ષિણ ગુજરાત
१९४०; રૂ. १–४–०

ळ ४५६/४८ ધૂમકેતુ ( ભટ્ટ, ગૌ. ગો. )
પગદંડી
१९३९; રૂ. १–८–०

ळ ५६०/११ પારેખ, હીરાલાલ ત્રિભુવનદાસ
અર્વાચીન ગુજરાતનું રેખા-
દર્શન ૩ ભાગ
१९३५–३७, રૂ. ३–०–०

ळ ९१०१/५८ શાહ, શંકર અને બધેકા, નરેન્દ્ર
પ્રવાસવાર્તા
१९३६; રૂ. ०–५–०

ક્ષ ૧૦૨/૧૨ અખંડાનંદ, ભિક્ષુ
આદર્શ ચરિત્રસંગ્રહ
૧૯૩૬; રૂ. ૧–૧૨–૦

ક્ષ ૪૩૪/૬૧ દેસાઇ, મહાદેવ હરિભાઇ
બે ખુદાઈ ખીદમતગાર
૧૯૩૬; રૂ. ૦–૮–૦

ક્ષ ૬૩૪/૬૫ ભટ્ટ, નૃસિંહપ્રસાદ કા. (નાનાભાઇ)
ભરત-લક્ષ્મણ
૧૯૩૬; રૂ. ૦–૩–૦

ક્ષ ૬૩૪/૯૮ ભટ્ટ, નૃસિંહપ્રસાદ કાળીદાસ
હનુમાન-વિભીષણ
૧૯૩૧; રૂ. ૦–૫–૦

ક્ષ ૮૦૯૬/૩૦ વહોરા, રસુલભાઇ નબીજી
કિશોરચરિત્રમાળા ગુચ્છ ૭જો
૧૯૪૦; રૂ. ૧–૮–૦

ક્ષ ૮૦૯૬/૯૬ વહોરા, રસુલભાઇ નબીજી
સુમન સૌરભ
૧૯૩૯; રૂ. ૦–૫–૦

ક્ષ ૨૦૦/૯૭ કાલેલકર, દત્તાત્રય બાલકૃષ્ણ
સ્મરણયાત્રા
૧૯૪૦; રૂ. ૧–૮–૦

ક્ષ ૨૬૫૯/૬૧૬૩૪ શુકલ, ત્ર્યંબકલાલ માણેકલાલ (અનુ.)
ચૈતન્ય મહાપ્રભુ ભા. ૧ લો
૧૯૩૧; રૂ. ૨–૪–૦

ક્ષ ૪૩૬૨/૪૩ દેસાઇ, રમણલાલ વસંતલાલ
મારું જીવન અને કાર્યક્ષેત્ર
૧૯૪૦; રૂ. ૨–૦–૦

ક્ષ ૯૪૯/૧૨૭૯ આર્ય, નાગજીભાઇ ગોવિંદભાઇ
આર્ય અંત્યજોદ્ધારક રાજવી
૧૯૩૫; રૂ. ૧–૮–૦

## સુધારો

એપ્રિલની નં. ૩૮ ની યાદીમાં વ ૨૫૭/૧૧ ને બદલે ચ ૨૫૭/૧૧ વાંચવું.

મે માસની યાદીનો અંક ૩૮ નહિ પરંતુ ૩૯ વાંચવો.

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનાં અંદાજોમાં મંજૂર થયેલી રકમનાં પુસ્તકોની યાદીઓ હજી પણ ન મોકલી હોય તો છેવટ તા. ૩૦મી જુન સુધીમાં અમારી કચેરી તરફ મોકલી આપો અને એ મુદત દરમિયાન તે અમને નહિ મળી જાય તો અમારી પસંદગીનાં પુસ્તકો મોકલવા તજવીજ કરવામાં આવશે. માટે **ખાસ ધ્યાન આપો અને તમારી યાદીઓ તાત્કાલિક મોકલી આપો.**

૨ તમામ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઇ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી, પુસ્તકાલયના સરક્યૂલર નં. ૩૬ પ્રમાણે મેળવણી કરી જનરલ રજીસ્ટરે શેરો કરવો.

૩ જે શિક્ષકોએ પુસ્તકાલય શિક્ષણવર્ગોની તાલીમ લીધી છે તેમણે પુસ્તકાલયના દફતરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી.

૪ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળને અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

૫ ગયા વર્ષે સામાન્ય આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયા પ્રમાણે પ્રૌઢ શિક્ષણની યોજનાનો વિચાર કરી પોતાના પુસ્તકાલય અંગે વર્ગો શરૂ કરવા વ્યવસ્થાપકોએ ઘટિત તજવીજ કરવી.

૬ માનદ પ્રચારકોએ તેઓ જ્યારે જ્યારે પુસ્તકાલયની કામગીરી માટે જુદે જુદે સ્થળે જાય ત્યારે ત્યારે, શ્રીમંત સરકાર તરફથી યોજાયેલી પ્રૌઢ શિક્ષણ યોજના જે તે ગામના કાર્યકરો ઉપાડી લે તેવી સમજૂત આપતા રહેવી.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૪૫ સન ૧૯૩૯–૪૦

## વિષય

### પુસ્તકાલયોની તપાસણી માટે માનદ પ્રચારકની નિમણુંક કર્યા બાબત

" સિદ્ધપુર મહાલ પુસ્તકાલય મંડળની સમગ્ર સભા તા. ૪–૫–૪૦ના રોજ મળી તેમાં મહાલનાં પુસ્તકાલયોના માનદ પ્રચારક તરીકે કામ કરવાની ઠરાવ નં. ૨ થી આ મહાલ માટે નીચે જણાવેલા ૨ માનદ પ્રચારકની પસંદગી કરવામાં આવી છે :

૧ રા. છોટાલાલ મોતીલાલ રાવળ (મુ. શિ. રાજપુર શાળા) સિદ્ધપુર મહાલના ઉત્તરવિભાગ માટે
૨ રા. હિંમતલાલ પ્રભુરામ ત્રિવેદી (મુ. શિ. ઉંઝા શા. નં.૧) સિદ્ધપુર મહાલના દક્ષિણવિભાગ માટે

સિદ્ધપુર મહાલ પુ. મંડળના ઉપલા ઠરાવને માન્ય રાખી ઉપર જણાવેલા બે ઇસમોને સિદ્ધપુર મહાલનાં પુસ્તકાલયોના કામ માટે માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે.

વડોદરા,
તા. ૫–૬–૧૯૪૦

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૧૩ સને '૩૯–૪૦

## વિષય

### જૂનાં અને નિરૂપયોગી માસિકો તથા પુસ્તકો કમી કરવા બાબત

રાજ્યનાં ઘણાં ખરાં પુસ્તકાલયો, દર વર્ષે આવતાં માસિકોનું, વર્ષ આખરે જૂથ બાંધી તેને જનરલ રજીસ્ટરે ચઢાવી, સંગ્રહી રાખે છે. પુસ્તકાલયની સ્થાપના સાલથી આજ સુધી આવી રીતનાં ઘણાંય માસિકોનાં જૂથો જે તે પુસ્તકાલયોના રજીસ્ટરે ચઢાવાઇ ગયાં છે અને સંગ્રહી રખાયાં છે. આ માસિકોનાં જૂથોમાં કેટલાંક માસિકોનાં જૂથ તો એવાં છે કે જેને કાગળના રંગ પણ બદલાઇ ગયા છે, ધૂળ અને જીવજંતુની અધારને લઇ જોવાનાં પણ ગમે એવી પણ સ્થિતિ થઇ છે. તેમજ એનો ઉપયોગ પણ ભાગ્યે જ કોઇ કરતું હોય એમ પણ જણાઇ આવ્યું છે. કેટલાંક માસિકોનાં જૂથો, શરૂઆતમાં ખૂબ ઉપયોગ થવાથી ફાટી-તૂટી ગયાં છે અને વચ્ચેનાં પાનાં પણ ચાલ્યાં ગયાં છે. અને તેના કારણે હવે તેનો ઉપયોગ પણ થતો નથી. આવા પ્રકારનાં માસિકોનાં જૂથો કબાટમાં સંગ્રહી રાખવાથી ઉપયોગના અભાવે ધૂળ અને તેની સાથે પુસ્તકોનાં નાશ કરનારાં જીવ-જંતુ વગેરે થાય છે, અને તે બીજાં સારાં પુસ્તકોને પણ બગાડે છે. તેમજ દર વર્ષે ખરીદાતાં પુસ્તકોને મૂકવા માટે જગ્યાની સંકડાશ પણ વેઠવી પડે છે. આ સ્થિતિના કારણે તેમ જ અમારા તરફ વખતો-વખત જે તે પુસ્તકાલયોના મંત્રીઓની આવાં માસિકો કમી કરવાની માગણીઓ આવતી હોવાને લીધે, ઠરાવવામાં આવે છે કેઃ--

જે તે મહાલના રા. મહાલ શાળાધિકારી સાહેબો તથા રાજ્ય પુસ્તકાલય મંડળની રાજ્ય અને પ્રાંત પ્રચારકોએ જે તે પુસ્તકાલયની તપાસણી પ્રસંગે, આવા પ્રકારનાં જણાતાં માસિકોનાં જૂથો માટે, મંત્રી અને પ્રમુખની હાજરીમાં કયાં માસિકોનાં જૂથો રાખવા જેવાં છે અને કયાં રાખવા જેવાં નથી તેનો નિર્ણય કરી, જે કમી કરવાનાં ઠરે તે જનરલ રજીસ્ટરના જે નંબરે ચઢ્યા હોય તે નંબર સામે કમી કર્યાનો શેરો તારીખ, હોદ્દો અને સહી સાથે કરી કમી કરવા. આ સિવાય કેટલાંક પુસ્તકાલયોમાં, જે તે સંસ્થાઓનાં નિવેદનો, રિપોર્ટો, વાર્ષિક પંચાંગો, કર્તાઓ વા પ્રકાશકોનાં પુસ્તકોની યાદીઓ વા જાહેરાતો જેવાં નકામાં પુસ્તકો પણ દાખલ કરેલાં હોય છે, તે પણ ઉપર પ્રમાણે કમી કરવા તજવીજ કરવી એવું સાહિત્ય આયંદે જનરલ રજીસ્ટરમાં ન ચઢે તેની મંત્રીએ કાળજી રાખવી.

આ પ્રમાણે કમી થયેલાં માસિકોનાં જૂથો તથા પુસ્તકો મંત્રીએ કબાટમાંથી નાખી, વેચી નાખવાં અને જે ઉત્પન્ન આવે તે કંટીજંટ ખાતે જમા લેવું.

વડોદરા,
તા. ૨૨-૫-૪૦

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક, પુસ્તકાલય

---

## વટહુકમ નં. ૧૪ સને ૧૯૩૯-૪૦

# વિષય

### પુસ્તકાલયનાં જૂથ મંડળો

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તથા પ્રાંત પુસ્તકાલય મંડળો, રાજ્યનાં પુસ્ત: યોનાં જૂથ મંડળ દેશી શાળા ખાતાની કેન્દ્રની શાળાઓ પ્રમાણે ટપાલ મોકલવા-મંગ માટે, તેજ જૂથો માન્ય રહેલાં છે. સબબ રાજ્યનાં તમામ પુસ્તકાલયોની જાણ માટે આ એ જૂથ મંડળની યાદી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**વડોદરા પ્રાંત**
**વડોદરા મહાલ**

**માંજલપુર જૂથ**—માંજલપુર, અકોટા, કલાલી, વડસર.

**કેલણપુર**—કેલણપુર, કપુરાઇ, તતારપુરા, અલ્હાદપુર.

**હરણી**—હરણી, સમા, આમલીઆરા.

**ગોરવા**—ગોરવા. નિઝામપુરા.

**છાણી**—છાણી, કરોડીઆ, વેમાલી, દુમાડ.

**દશરથ**—દશરથ, શીસ્વા, આજોડ.

**કરચિયા**—કરચિયા, બાજવા, ધનોરા.

**કોયલી**—કોયલી, અંકોડીઆ, શેરખી. ઉંડેરા, કોટણા.

**ભાયલી**—ભાયલી, ગોકળપુરા, તાંદ્દ રાયપુરા, સૈયદવાસણા.

**શેવાશી**—શેવાશી, ગોત્રી, અંપાડ, ખાન મહાપુરા.

**બીલ**—બીલ, અટલાદરા, ચાપડ, સમિય

**વરણામા**—વરણામા, ખળીપુર, સુંદર: વડસાળા, કરાલી.

**મકરપુરા**—મકરપુરા, જાંબુવા, માણેજા.

**તરસાળી**—તરસાળી, વડદલા, ધનિયાવ

**પોર**—પોર, અણખી, ફાજલપુર.

**રવાદ**—રવાદ, પાતળવેણી, મેઘાકુઈ,સમ બાદ, સમસ્તપુરા, સલાડ, રાઘવપુરા

**સરાર**—સરાર, ઉંટીયાપિંગળવાડા વા., કાશીપુરા, ગોસિંદ્રા.
**આસોજ**—આસોજ, વીરોદ.
**ઇટોલા**—ઇટોલા.
**સોખડા**—સોખડા, વાસણાકોતરિયા, મોતિયાપુરા, મીરસાપુરા.
**રણોલી**—રણોલી, પદમલા.
**સાંકરદા**—સાંકરદા, ફાજલપુર, દામાપુરા.
**ડભોઇ**—ડભોઇ.
**વઢવાણા**—વઢવાણા, ભીમપુરા, સમશેરપુરા, અમરેશ્વર.
**નડા**—નડા, બોરબાર, અભીપુરા, ફરતીકુઈ.
**ધમેલી**—ધમેલી, કુકડ, બોરિયાદ, કરણેટ, જૂની માંગરોળ.
**વણાદરા**—વણાદરા, બ્યારા, ઢોલાર, મઢેલી, કડધરા, કરાળી, કુવરવાડા, માવલી.
**વડજ**—વડજ, અકોટી, સિતપુર.
**સાઠોદ**—સાઠોદ, ગામડી.
**મંડાળા**—મંડાળા, કરમાલ, પિસાઇ, પારીખા.
**થુવાવી**—થુવાવી, અંગુઠણ, પુડા, ભીલુપુર, રાજલી, વસઇ.
**કુંઢેલા**—કુંઢેલા, પલાસવાડા, બહેરામપુરા.
**કારવણ**—કારવણ, પુનિયાદ, લિંગસ્થળી, ફોફળિયા, મેનપુરા.
**છત્રાલ**—છત્રાલ, નારિયા, કુંવરપુરા.

## શિનોર મહાલ

**શિનોર**—શિનોર, દામાપુરા, કણજેઠા.
**ફોફળિયા**—ફોફળિયા, શીમળી, અંબાલી, કુકસ.
**મોટા કરાળા**—મોટા કરાળા, બીથળી, સતીસણા, સેગવા.
**તેન**—તેન, નાના કરાળા, વણિયાદ, શીરોળા.
**સાઢલી**—સાઢલી, ઉતરાજ, મીંઢોલ, દીવેર, માંજરોળ, ટીંગલોદ, બાવળિયા.
**બરકાલ**—બરકાલ, માલેથા, વરખડ, ઝાંઝડ.
**અવાખલ**—અવાખલ, ટીંબરવા, હબીપુરા, માલપુર, છાણભોઇ, અચીસરા, તરવા.
**માલસર**—માલસર, સુરાસામળ, માંડવા.
**પુનિયાદ**—પુનિયાદ, આણંદી, દામનગર, બેખડા, સાંધા.

## સંખેડા મહાલ

**સંખેડા**—સંખેડા, પીપળસટ, હાંડોદ, અરીઠા.
**ખુનવાડ**—ખુનવાડ, માલપુર, સોનગીર, ગરડા.
**ગુંડીચા**—ગુંડીચા, નંદપુર, રતનપુર, રાયપુર, સરડીઆ.
**બહાદરપુર**—બહાદરપુર, કાળીતલાવડી, કસુંબિયા, માંજરોળ, ગોલાગામડી, લોટિયા, હરેશ્વર.
**કાવીઠા**—કાવીઠા, ઝાબ, ફાટા, માલુ, ડેરમાર, ચંદાનગર.
**કોસીંદ્રા**—કોસીંદ્રા, પાણેજ, સરગી, ચીખોદ્રા.
**વાસણા**—વાસણા, લાછરસ, પરવટા.
**ભાટપુર**—ભાટપુર, ઝરવણ, ટીંબા, વાઘેથા વા.
**માંકણી**—માંકણી, રાજનગર, લઢોદ, વડેલી, તાંદળજા, સુર્યા.
**બોડેલી**—બોડેલી, પાંટણા, પીઠા, સુર્યાઘોડા, અલ્હાદપુરા, પત્રા ઉર્ફે રામપુરા.

## તિલકવાડા મહાલ

**તિલકવાડા**—તિલકવાડા.
**આમરોલી**—આમરોલી, જેમલગઢ, ખાપરિયા, બરોલી, પોચંબા.
**કરનાળી**—કરનાળી, ગુજેઠા.

## સાવલી મહાલ

**સાવલી**—સાવલી, મુવાલ, રાસાવાડી, વાં.ગોઠડા.
**ડેસર**—ડેસર, કડાછલા, વરસડા, મેરાકુવા વાં.
**વેજપુર**—વેજપુર, જાંબુગોરલ, તુલસીગામ.
**ટુંડાવ**—ટુંડાવ, અંજેસર, બહુથા, નમીસરા, લીમડાપુરા.
**સાંઢાસાલ**—સાંઢાસાલ, બાકરોલ, રતનપુર, આણંદીના મુવાડા, ધનતેજ.

**ખાખરીઆ**—ખાખરીઆ, ઘંટીઆળ, રાણીપુરા, સુંઢેલા.
**મજાુસર**—મજાુસર, કુનપાડ, પીલોલ.
**વેમાર**—વેમાર, ગરધીયા, ઇંદ્રાડ.
**સમલાયા**—સમલાયા સ્ટેશન વાં., સમલાયા, ગાંગડીઆ, નાની ભાડોલ, મોટી ભાડોલ.
**રાણીઆ**—રાણીઆ, પોઇચા.

## વાઘોડિયા મહાલ

**વાઘોડિયા**—વાઘોડિયા, કાશીપુરા, ગજાદરા, તવરા, લીમડા, માડોધર, સાંગાડોલ, ખંધા.
**જરોદ**—જરોદ, આસોજ, કામરોલ, શંકરપુરા, લીલોરા, અડીરણ.
**પીપળિયા**—પીપળિયા, આમોદર, અલવા.
**ભણિયારા**—ભણિયારા, ગણેશપુરા, મછલીપુરા, કોટંબી, કુમેઠા.
**રસુલાબાદ**—રસુલાબાદ, રવાલ, ગુતાલ.
**કરમાલિયાપુરા**—કરમાલિયાપુરા, ખેરવાડી, ફલોડ, ગુગલપુર.

## પેટલાદ મહાલ

**ગાડા**—ગાડા, પલોલ, બાલીંટા.
**સોજીત્રા**—સોજીત્રા, ત્રંબોવાડ, મેઘલપુર, લીંબાલી, વીરોલ, ડાલી.
**વસો**—વસો, રામપુર, ગંગાપુર.
**પેટલાદ**—પેટલાદ, વટાવ, વિશ્રામપુરા, શેખડી, સિલવાઈ.
**સિહોલ**—સિહોલ, અગાસ, અરડી, બોરિયા, ભાટિયલ, મોરડ.
**પલાણા**—પલાણા.
**બાકરોલ**—બાકરોલ, જોળ.
**જાળાબોરડી**—જાળાબોરડી.
**ચાંગા**—ચાંગા, થલેડી, કલોલી.
**મહેલાવ**—મહેલાવ, ધુંટેલી.
**સંજાયા**—સંજાયા, બામણોલી, રાવલી.
**ડભોઉ**—ડભોઉ, મઘરોલ, માલાવાડા.
**ઉમોલ**—ઉમોલ, નવાગામ

**ભૂરાકુઇ**—ભૂરાકુઇ, ધૈર્યપુરા, સુંદરા.
**ભડકદ**—ભડકદ, બાંટવા
**દેવા**—દેવા, રૂણ.
**માણજ**—માણજ, માનપુરા, ભઉરજ.
**નાર**—નાર, કોઠાવી, ખણસોલ, રામોદડી, સાંસેદ.
**ધર્મજ**—ધર્મજ, સુંદરણા, કંણિયા, ભાળેલ.
**મલાતજ**—મલાતજ, પેટલી.
**કાસર**—કાસર.
**કાવીઠા**—કાવીઠા.
**દંતાલી**—દંતાલી, સીમરડા.
**પાડગોલ**—પાડગોલ.
**પીજ**—પીજ. **બાંધણી**—બાંધણી.
**મોગરી**—મોગરી. **રામોલ**—રામોલ.
**રૂણજ**—રૂણજ.

## ભાદરણ મહાલ

**ભાદરણ**—ભાદરણ સા. પુ., મહિલા, બા. પુ.
**પીપળી**—પીપળી, કોસિંદ્રા, જોશીકુવા, લાલપુરા, શેરડી મોટી, કિંખલોડ.
**બામણગામ**—બામણગામ, ચમારા.
**ઝારોળા**—ઝારોળા, વાસણા.
**રૂદેલ**—રૂદેલ.
**વટાદરા**—વટાદરા, જહાજ.
**પીપળોઇ**—પીપળોઈ, જલુંદ, ટીંબા, ભૂવેલ.
**જલસણ**—જલસણ, ઘીણાવ.
**કાણીસા**—કાણીસા, કણઝટ.
**ગંભીરા**—ગંભીરા. **રણોલી**—રણોલી.
**વાલવોડ**—વાલવોડ. **સીસ્વા**—સીસ્વા.
**સુંદણ**—સુંદણ.

## પાદરા મહાલ

**પાદરા**—પાદરા, તાજપુર, સાગમા, ગણપતપુરા.
**વડુ**—વડુ, નરસિંહપુરા, વિશ્રામપુરા, સોમજીપુરા.
**સોખડારાઘુ**—સોખડારાઘુ, કોટણા, દરોલી, વણછરા, નેદરા.
**મુજપુર**—મુજપુર, મહુવડ.

**ચાણસદ**—ચાણસદ, પાટોદ.
**કરખડી**—કરખડી, તિથોર, મજાતણ, સાંઢા, દૂધવાડા.
**દરાપુરા**—દરાપુરા, સોખંડાખુર્દ, ધાયજ.
**ડભાસા**—ડભાસા, લુણા, ઉમરાયા.
**સેજાકુવા**—સેજાકુવા, આમળા, લતીપુરા, ગોરિયાદ, પીપળી.
**સરસવણી**—સરસવણી,હુસેપુર,મેઢાદ,મદાપુર વાં
**જલાલપુર**—જલાલપુર, અંબાડા, કલ્યાણકોઇ, કાંદા, રાજુપુરા.
**રણુ**—રણુ.
**મોભા**—મોભા, સાદરા, પીંડાપા, માણપુર, શાણપુર.
**માસર**—માસર, કણઝટ, કુરાળ, બ્રાહ્મણવશી, સાંપલા, અમોળ.
**ગવાસદ**—ગવાસદ, ચિત્રાલ, લોલા, ગામેઠા, મુવાલ.
**ડબકા**—ડબકા, ચોકારી, મહમદપુરા.
**સાધી**—સાધી, ભદારી, સાદરા, આંતી.
**ભોજ**—ભોજ, કરણાકુવા, હરણમાલ.

### કરજણ મહાલ

**ચોરંદા**—ચોરંદા, ઓસલામ, નિશાળિયા, ભરથાળી, કાસમપુર, છંછવા, સાંદરણા.
**કરજણ**—કરજણ, જૂની જીથરડી.
**કંડારી**—કંડારી, ગણપતપુરા, ગંધારા, બામણગામ, માંગલેજ, વેમારડી.
**ધાવટ**—ધાવટ, વેમાર, કુરાલી.
**બચાર**—બચાર, અટાલી, ઉરદ, લતીપુરટીંબી, સણિયાદ.
**મિયાગામ**—મિયાગામ, ધામણજા, ભરથાણા, કરમડી.
**પાછીઆપુરા**—પાછીઆપુરા, કરણ,દસવાડા, સણાપુર, સારીંગ.
**વલણ**—વલણ, લાકોદ્રા, આસનેરા, દેથાણ, મેસરાડ, તેગવા.

**માંત્રોજ**—માંત્રોજ, સાંસરોદ, હળદરવા.
**કોલિયાદ**—કોલિયાદ, શરુપુર ટીંબી, કિયા.
**હાંડોદ**—કુરાઈ,હાંડોદ,ખાંધા,માનપુર,સુરવાડા.
**વિરજઇ**—વિરજઇ, સાંભોઇ, અભરા, ઉમજ, ચોરભૂજ.
**બોડકા**—બોડકા, કંબોલા, માંગરોળ, સાંપા, કણભા.
**કોરલ**—કોરલ, લીલોડ, સાયર.
**રારોદ**—રારોદ, ઓઝ, પુરા, સગડોલ.
**દેરોલી**—દેરોલી,ફતેપુર, કહોણા, રોપા,સામરા.
**અણસ્તુ**—અણસ્તુ, પિંગળવાડા.
**સીમળી**—સીમળી, રણાપોર, કોઠિયા, કંથારિયા, મેથી.

## મહેસાણા પ્રાંત

### ચાણસ્મા મહાલ

**ગાંભુ**—ગાંભુ,જેતપુર,ટાકોદી,મેરવાડા, રણેલા.
**વસાઇ**—વસાઈ, ઇસ્લામપુરા, ગંગેટ, ફીંચાલ.
**શંખલપુર**—શંખલપુર, બહુચરાજી.
**પીંપળ**—પીંપળ, કેસણી, સરસાવ.
**કાલરી**—કાલરી, ચડાસણા, બરિયફ.
**કંબોઇ**—કંબોઇ,ખોરસમ, ભાટસર, ગોખરવા.
**મુઢેરા**—મુઢેરા, મણિયારી, મીઠી ધારીઅલ.
**લણવા**—લણવા, પલાસર, મીઠાધરવા, દાંતકરોડી, પીંઢારપુરા, સેલાવી.
**વડાવલી**—વડાવલી, ચવેલી, છમીછા, બ્રાહ્મણવાડા, કારોડા.
**ધીણોજ**—ધીણોજ,ગોરાદ,વીરતા, દાણોદરડા.
**ચાણસ્મા**—ચાણસ્મા, ધેલિયાવાસણા, જલાલપુર, છીતોડા, ધરમોડા, ધાણોધરડા, રૂપપુર, જનખાના.
**વેણપુરા**—વેણપુરા, આદીવાડા, ડોડીવાડા, ખોરસેલ, અંબાલા.
**મોટપ**—મોટપ, કનોડા, સદુથળા, સુણસર.

### કડી મહાલ

**કડી**—કડી, કુંડાળ, નાની કડી, અલદેસણ.
**કંડ**—કંડ ખોરીસણા, રંગપુરડા.

**વામજ**—વામજ, લુણાસણ, ધુલેત્રા.
**મેઢાઆદ્રજ**—મેડાઆદ્રજ, વડાવી.
**અગોલ**—અગોલ.
**વડુ**—વડુ, કરજીસણ.
**કલ્યાણપુરા**—કલ્યાણપુરા, રંગપુર.
**ડરણ**—ડરણ, મણિપુર, લહોર, સેદરડી.
**ચારોલ**—ચારોલ, ગલોદરા, ઢોરિયા.
**રાજપુર**—રાજપુર, ઈંદ્રાડ, ઉંટવા, ઈરાણા,
**નંદાસણ**—નંદાસણ, માથાસુળ.
**ડાંગરવા**—ડાંગરવા,કૈયલ,ગુમાસણ,આણંદપુરા.
**ઝુલાસણ**—ઝુલાસણ, ચડાસણ, અંબાવપુરા.
**સુરજ**—સુરજ, ચાલાસણ.
**જાસલપુર**—જાસલપુર, મોકાસણ, ભટાસણ, સરસાવ.
**થોળ**—થોળ, કણઝરી.
**ખાવડ**—ખાવડ, ભાસ્કી, વાઘરોડા, વેકરા.
**ખોરજના ડેલા**—ખોરજના ડેલા.
**દેઉસણા**—દેઉસણા,આદુંદરા,નગરાસણ,સાદરા.
**વીડજ**—વીડજ, કાસવા, શિયાપુરા,

## વિજાપુર મહાલ

**વિજાપુર**—વિજાપુર, ભાવસોર, ગણેશપુરા વાં.
**જંત્રાલ**—જંત્રાલ, ગુંદરાસણ, બામણવા.
**ખરોડ**—ખરોડ બીલિયા, મોરવાડ.
**પામોલ**—પામોલ, તાતોસણ.
**ગેરીતા**—ગેરીતા, કોલવડા, ચડાસણ.
**કુકરવાડા**—કુકરવાડા,ઉબખલ,સોખડા,ટીંટોદણ.
**ડાભલા**—ડાભલા.
**સમૌ**—સમૌ, હરણાહોડા વાંચનાલય.
**ચરાડા**—ચરાડા, પડુસમા.
**પિલવઈ**—પિલવંઇ, વેડા, ખણુસા.
**માલોસણ**—માલોસણ, ઇભરામપુરા.
**સુંદરપુરા**—સુંદરપુરા, માઢી, સરદારપુર.
**માણેકપુર**—માણેકપુર, અંબોડ.
**રાંદ્રોલ**—રીંદ્રોલ.
**ખરણા**—ખરણા, બોરુ, પારસા,
**બિલોદરા**—બિલોદરા, વિહાર, પાલડીવ્યાસ.
**આગલોડ**—આગલોડ, ફલુ, જેપુર, હીરપુરા.
**કુંદેડા**—કુંદેડા, રણસીપુર, નવારામપુર,પેઢામલી.
**લાકરોડા**—લાકરોડા.
**નવા સંઘપુર**—નવા સંઘપુર, ધનપુરા.
**લોદરા**—લોદરા.
**ગોઝારીયા**—ગોઝારિયા.
**પુંધરા**—પુંધરા, મહુડી.
**આજોલ**—આજોલ, દેલવાડા.
**ગવાડા**—ગવાડા, મહાદેવપુરા.
**રણાસણ**—રણાસણ.
**લાડોલ**—લાડોલ.
**વસાઇ**—વસાઇ, ડાભલા.
**વડાસણ**—વડાસણ, કેલીસણા, દગાવાડયિા, દેવડા.

## કલોલ મહાલ

**ઉનાઊ**—ઉનાળી, પીંપળજ, વાસણા, બાળવા.
**કલોલ**—કલોલ, ધમાસણા, ઓળા, પલસાણા, બોરીસણા.
**છત્રાલ**—છત્રાલ, બિલેશ્વરપુરા.
**પલિયડ**—પલિયડ, બોરજડાભી, કોઠા, વેડા.
**પાનસર**—પાનસર, ડીંગુચા, વડાવરવામી.
**લીંબોદરા**—લીંબોદરા, મુબારકપુર, અલુવા
**વાવોલ**—વાવોલ, કુડાસણ.
**સૈજ**—સૈજ, ધાનજ.
**શેરથા**—શેરથા, જાસપુર.
**સોજા**—સોજા, જામળા, નાદરી, બામોસણ, શોભાસણ.
**સરઢવ**—સરઢવ, ભાદોલ.
**વડસર**—વડસર, કારોલી.
**સેરીસા**—સેરીસા, હાજીપુર.
**ટીંટોડા**—ટીંટોડા, ભોયણ રાઠોડ.
**સાતેજ**—સાતેજ, રકનપુર.
**રાંચરડા**—રાંચરડા. ઈસંડ—ઇસંડ,
**રૂપાલ**—રૂપાલ, સાંતીપુર.

**કોલવડા**—કોલવડા.
**નારદીપુર**—નારદીપુર, મોખાસણ.
**મોટી આદરજ**—મોટીઆદરજ.
**રાંધેજા**—રાંધેજા.

## દહેગામ મહાલ

**દહેગામ**—દહેગામ, સાપા.
**બહીઓલ**—બહીઓલ, હાથીજણ.
**ધમીજ**—ધમીજ, કરોલી.
**જીંડવા**—જીંડવા.
**સોનારડા**—સોનારડા, ગલુદણ.
**નાંદોલ**—નાંદોલ, વડવાસા.
**ઈસનપુર મોટા**—ઇસનપુર મોટા, મહુદરા, મગોડી.
**સિહોલી મોટી**—સિહોલી મોટી, આલમપુર, ધણપ, દશેલા.
**પરાંતિયા**—પરાંતિયા, ચીલોડા, લવારપુર.
**પાલજ**—પાલજ, શાહપુર.
**છાલા**—છાલા, જાખોરા વાં., ચંદ્રાલા.
**હાલીસા**—હાલીસા, ગીયોડ, વાસણાચોધરી.
**ધારીસણા**—ધારીસણા, જાળિયાનો મઠ, જલુંદ્રા નાના.
**ઉદણ**—ઉદણ, સલાટપુર.
**પાટનાકુવા**—પાટનાકુવા, ધનીઓલ.
**વાસણા રાઠોડ**—વાસણા રાઠોડ,કડોદ્રા,જલુંદ્રા મોટા.
**ભાવડા**—ભાવડા.
**કઠવાડા**—કઠવાડા.

## આતરસુંબા મહાલ

**કનીપુર**—કનીપુર,કમાલબંધ વાસણા,હીલોલ, હોલોલ વાસણા.
**બારીઆ**—બારીઆ,વાઘજીપુર,દેવકરણમુવાડા.
**આતરસુંબા**—આતરસુંબા, ઉકરડીના મુવાડા, ગરોડ, ભાઇલાકુઇ.
**આબવેલ**—આબવેલ, ધડીઆ શીહોરા.
**વ્યાસવાસણા**—વ્યાસવાસણા, વડાલી.
**કાણિયલ**—કાણિયલ.

## પાટણ મહાલ

**પાટણ**—પાટણ, ખીમિયાણા, રૂની વાંચનાલય, ખખારી, મીઠીવાવડી.
**કુંથરાવી**—કુંથરાવી, નવાપુરા, પળી.
**બાલીસણા**—બાલીસણા, કમલીવાડા, ડેરતલપદ, સમોડા, વિસલવાસણા, બવાસણા, કણી.
**સંડેર**—સંડેર, માતપુર, ડાભડી, રૂવાવી.
**રણુંજ**—રણુંજ, આંબાપુરા, સરવા.
**અઘાર**—અઘાર, કિંબુવા, ચારૂપ.
**વાગડોદ**—વાગડોદ, એદલા, ભીલવણ, જંગરાલ, મેસર.
**કુણઘેર**—કુણઘેર, ચંદ્રુમણા, ખારી વાવડી.
**કોસા**—કોસા, સરિયદ.
**મણુંદ**—મણુંદ.
**દૂધરામપુરા**—દૂધરામપુરા, ધારણોજ.

## હારીજ મહાલ

**હારીજ**—હારીજ, બોરતવાડા.
**અડિયા**—અડિયા, પીપલાણા, વાંસા.

## સિદ્ધપુર મહાલ

**ઉંઝા**—ઉંઝા, ભાંખર, મકતુપુર.
**ઉનાવા**—ઉનાવા, શીહી.
**ઉપેરા**—ઉપેરા. **ઐઠોર**—ઐઠોર, વણાગલા.
**કરલી**—કરલી, કરણપુર,હાજીપુર,રણછોડપુરા.
**કલ્યાણા**—કલ્યાણા.
**કહોડા**—કહોડા, ખટાસણા, જગન્નાથપુરા.
**કાંબળી**—કાંબળી, બિલિયા.
**ટુંડાવ**—ટુંડાવ, અમુઢ.
**સુણક**—સુણક, ડાભી.
**દાસજ**—દાસજ, ભુણાવ, મેહેરવાડા.
**કાકોશી**—કાકોશી,ડીડરોલ,રસુલપુર,બીમવાડા.
**સિદ્ધપુર**—સિદ્ધપુર, દેથળી.
**સેદ્રાણા**—સેદ્રાણા, સુજાણપુર, ગાંગલાસણ, મેલોજ,

**સમોડા**—સમોડા, મુડાણા, નાગવાસણા.
**બ્રાહ્મણવાડા**—બ્રાહ્મણવાડા, ચંડાલજ, વડવાડા, વિશોલ.

### મહેસાણા મહાલ

**મહેસાણા**—મહેસાણા, કુકસ વાં., લાખવડ, તાંવડીઆ, નાગલપુર.
**લાંઘણજ**—લાંઘણજ, સાલડી, ચરાડુ.
**પાંચોટ**—પાંચોટ, પાલોદર, અલોડા, દેદિયાસણ.
**મેઉ**—મેઉ, ધાંધુસણ, પંઢારિયા, મૂળમણ.
**પિલુદરા**—પિલુદરા, ધડા, દેલા.
**મોટી દાઉ**—મોટી દાઉ, બામોસણા.
**બલોલ**—બલોલ.
**સામેત્રા**—સામેત્રા વાં., પાલાવાસણા વાં., વડોસણ વાં., મીઠા.
**માકણજ**—માકણજ, ખારા.
**છઠીઆરડા**—છઠીઆરડા, બુટાપાલડી, રૂપાલ-હરિપુરા.
**લીંચ**—લીંચ, બોરિયાવી, મેંસાણા.
**અંબાસણ**—અંબાસણ, આપાપુરા, ખદલપુર, ભાસરિયા, ટુંડાલી, સુદરડા, સીડોસણા.
**ખેરવા**—ખેરવા, આખજ, સાંગણપુર, દેવરાસણ.
**વડસ્મા**—વડસ્મા, હાડવી.
**જગુદણ**—જગુદણ, પુનાસણ, મેવડવર્ગ, શોભાસણ.

### વિસનગર મહાલ

**કડા**—કડા, લાછડી, ધાધરેટ.
**કાંસા**—કાંસા, રાજગઢ, ચલોડા.
**ગુંજા**—ગુંજા, સેવાલિયા, પાલડી.
**ગોઠવા**—ગોઠવા, બાકરપુર, રંગાકુઈ.
**દેણપ**—દેણપ, ખદલપુર.
**બાસણા**—બાસણા, ચિત્રોડા.
**ભાલક**—ભાલક, રાલીસણા.
**ભાંડુ**—ભાંડુ, જેતલવાસણા, સાવુસણા.
**બોકરવાડા**—બોકરવાડા, ખરસદા, દવાડા.
**વાલમ**—વાલમ, ખંડોરણ, તરભ, વડુ.
**વિસનગર**—વિસનગર, કુવાસણા, ગુંજી.
**કમાણા**—કમાણા, ખરવડા, મગરોડા, કંસારાકુઈ, દઢિયાળ, સદુથળા.
**સેવાળા**—સેવાળા વાંચનાલય.
**ઉદલપુર**—ઉદલપુર, ધામણવા વાંચનાલય.

### ખેરાળુ મહાલ

**ખેરાળુ**—ખેરાળુ, બલાદ, મંદ્રોપુર, નાની હીરવાણી વાંચનાલય.
**વડનગર**—વડનગર મહિલા પુ૦, વડનગર બાલ પુ૦, મોળીપુર, સબલપુર, બહાદરપુર, મલેકપુર, કમાલપુર.
**કહીપુર**—કહીપુર, ત્રાંસવાડ, શેખપુર.
**ડભાડ**—ડભાડ, ચોણસોલ.
**સિપોર**—સિપોર, અંબાવાડા, કરસનપુર.
**ગોરીસણા**—ગોરીસણા, ચાણા, નવા દેલવાડા.
**ડભોડા**—ડભોડા, ચોટિયા વાંચનાલય.
**ઉંઢાઇ**—ઉંઢાઇ, ઉણાદ, મહાસણા, સોલાસણ.
**સુંઢિયા**—સુંઢિયા, કેસીંપા, થાંગણા, મોટી હીરવાણી.
**ઉમતા**—ઉમતા, રંગપુર, હસનપુર.
**લુણવા**—લુણવા, મચ્છાવા, મંડાલી, વિઠોડા પાન્છા વાંચનાલય.
**જાસ્કા**—જાસ્કા, બાબીપુરા.
**કરબટિયા**—કરબટિયા, રાજપુર.

## નવસારી પ્રાંત

### નવસારી મહાલ

**આમલી**—આમલી, આમણપુર, પડધા.
**ઉમરાઠ**—ઉમરાઠ, દાંતી, ભાઠા, નીમળાઇ.
**કરબાપાર**—કરબાપાર, માણેકપોર,
**છીણમ**—છીણમ, મીરઝાપોર, સાગરા, કડોલી, કોલાસણા.
**ધામણ**—ધામણ, સરઈ, પરથાણ, વેજલપુર.
**નવસારી**—નવસારી બાલ પુ૦, નવસારી મહિલા પુ૦, છાપરા, વીરાવળ.
**ડાભેલ**—ડાભેલ, કાળાકાછાસ, આંસણા.
**પરુજણ**—પરુજણ, માંગરોલ, ભીનાર,

**પરથાણા**—પરથાણા, વેજલપુર.
**વેસ્મા**—વેસ્મા, કુચેદ.
**સીસોદ્રા**—સીસોદ્રા.
**સંદલપુર**—સંદલપુર, પીનસાડ.
**સીમળગામ**—સીમળગામ, દેલવાડા, વડોલી, અલુરા.
**મરોલી**—મરોલી, નડોદ, મહુવર, કરાંખટ.
**ચોવીસી**—ચોવીસી. **તવડી**—તવડી.
**બોરસી**—બોરસી. **પોસરા**—પોસરા,પોપડા.

### ગણદેવી મહાલ

**ગડત**—ગડત, માણેકપોર, ખખવાડા.
**ગણદેવી**—ગણદેવી, અજરાઈ, વડસાંગળ, તોરણગામ, વલોટી, પાથરી.
**અંભેટા**—અંભેટા; પાટી વાં૦, કેસલી વાં૦
**ધમડાછા**—ધમડાછા, દેવધા, તળીયારા.
**ધનોરી**—ધનોરી.
**બિલીમોરા**—બિલીમોરા, ભાઠા, દેશરા, ધકવાડા, નાંદરખા, દેવસર.
**સોનવાડી**—સોનવાડી.
**માસા**—માસા.

### પલસાણા મહાલ

**પલસાણા**—પલસાણા,લીંગડ,ઇટાલવા, કણાવ.
**બલેશ્વર**—બલેશ્વર.
**નિયોળ**—નિયોળ, અંત્રોલી, હરિપુરા.
**બગુમરા**—બગુમરા, જોળવા, દસ્તાન, સાંકી, તાંતીથૈયા.
**વણેસા પિસાદ**—વણેસા પિસાદ, ધામડોદ-એના, બારાસડી સોયાણી,
**ઉમરાખ**—ઉમરાખ, ખરવાસા, અરતાન, ધાગડોદલુંભા.
'**એના**—એના, ટુંડી, વંઝોળિયા વાંચનાલય.'
**એરથાણ**—એરથાણ.
**ચલથાણ**—ચલથાણ, કડોદરા, તળોદરા, કરણ.
**ગંગાધરા**—ગંગાધરા, ગાંગપુર.

### મહુવા મહાલ

**મહુવા**—મહુવા, ઓડંચ, કાન્હી.
**બુટવાડા**—બુટવાડા, અલગઢ વાં., પુના વાં., વાંક વાં., બલવાડા વાંચનાલય.
**કુરેલ**—કુરેલ.
**શેખપુર**—શેખપુર, અંધાત્રી વાં., વડીયા વાં., ડુંગરી વાં.
**ઝેરવાવરા**—ઝેરવાવરા, ખરવાણ વાં., ધડોઇ વાં., દેદવાસણા વાં., વેલણપુર, ગુણસવેલ, કાંકરીયા વાં., સાંબા.
**વહેવલ**—વહેવલ, મહુવરિયા વાં., ઉમરા વાં., હળદવા વાં.
**અનાવળ**—અનાવળ વાં., કોસ વાં., લસણપુર.
**આમચક**—આમચક, ઘોળીકુઈ.
**કરચેલિયા**—કરચેલિયા, વાણિયાવાડ વાં., નળધરા, બારતાડ, વાંસકુઇ, બીલખડી, વાછાવાડ બામણીયા.

### માંગરોળ મહાલ

**હથુરણ**—હથુરણ. **માંગરોળ**—માંગરોળ.
**વેળાછા**—વેળાછા, હથોડા, નંદાવ, લીંબાડા.
**પીપોદરા**—પીપોદરા, લીંબોદરા.
**નાની નરોલી**—નાની નરોલી.
**કોસંબા**—કોસંબા, મહુવેજ, કુંવારદા.
**વાંકળ**—વાંકળ.
**કોસાડી**—કોસાડી, કંટવા, લુવારા, વાં. સિમોદરા, આંકડોદ, ગીજરમ.

### કામરેજ મહાલ

**ઉભેલ**—ઉભેલ, માંકણા, લાડવી.
**ઓરણા**—ઓરણા, દીગસ, નેત્રંગ.
**કઠોર**—કઠોર, અશ્વામા, ચારડી ( ઘોરણ ), વેળંજા, શેખપુર, ખોલવડ, ભાદા.
**કામરેજ**—કામરેજ, ખોલેશ્વર, ભૈરવ, દેલાદ, નનસાડ.
**ધળા**—ધળા, કરજણ, ડુંગરા, ધાતવા,

**વાંધ**—વાવ,કોળી ભરથાણા,કોસમાડી,કઠોદરા.
**સેવણી**—સેવણી, ખાનપુર, સેગવા, આરતા.
**સામપુરા**—સામપુરા, ટીંબા, વિહાણ, ચિખલી, દેલાડ, નગોડ.
**મોરથાણા**—મોરથાણા, જોખા, વલણ, પરબ.
**હળદરુ**—હળદરુ, પાલી.
**કોસમાડા**—કોસમાડા. **વરિયાવ**—વરિયાવ.

## વ્યારા મહાલ

**ગડદ**—ગડદ, આંબીઆ વાં., ઉમરવાવ નજીક વાં., કેડકુઈ, કાંજણ, ખુંટાડિયા, જેસીંગપુર, ધાટ.
**વ્યારા**—વ્યારા, વ્યારા મહિલા પુ., કટાસવાણ વાં., ચીખલી, ખેરખડી, વાંસકુઇ, ઉંચામાળા, ધાટા ચીખલવાવ, વડકુઈ, ખેડકૂવા દુર.
**કપુરા**—કપુરા, રૂપવાડા, મગરકુઈ, ખાનપુર.
**ડોલવણ**—ડોલવણ, ઉમરવાવાદૂર વાં., ખંભાલિયા, બામણમાળ દૂર વાંચનાલય.
**કલકવા**—કલકવા, બહેડા વાં., ધાણી.
**પાટી**—પાટી,વાંકલા, અંધારવાડીદૂર, કાકવડા.

## સોનગઢ મહાલ

**સોનગઢ**—સોનગઢ,આગાસવાણ વાં.,ગાળકુવા, ઘોડચીત, ડોસવાડા, સીંગપુર. ઠાકડકુવા વાંચનાલય., પાંચપીપલા.
**સાલ્હેર**—સાલ્હેર.

# અમરેલી પ્રાંત

## અમરેલી મહાલ

**અમરેલી**—અમરેલી, અમરેલી મહિલા પુ., અમરેલી બાલ પુ, નાના આંકડિયા, ખીજડિયા રાંઢડીયા, અમરપુર, નાના ભંડારીઆ, માંગવાપાળ, ફતેપુર વાં.
**મોટામાંઢવડા**—મોટામાંડવડા, કેરાળા, ટિંબલા.
**વરસડા**—વરસડા.
**સાજીયાવદર**—સાજીઆવદર, ચાડીઆ, દેવરાજીઆ.
**વાંકીઆ**—વાંકીઆ, ગાવડકા.
**બાબાપુર**—બાબાપુર, મોટા ભંડારીઆ.
**મોટાઆંકડીઆ**—મોટાઆંકડીઆ, માલવણ, પીપલગ, દહીડા.
**કેરીયાચાડ**—કેરીયાચાડ, માળીલા, સોનારીયા.
**દેવળીયા**—દેવળીયા, મોટાગોરખવા, ચાંદગઢ.
**જાળીયા**—જાળીયા, સણોસરા.
**કમીગઢ**—કમીગઢ, ઢોલરવા, ખીજડીયાખારી.
**સરંભડા**—સરંભડા, મેડી, તરવડા.
**ચક્રગઢ**—ચક્રગઢ, ચાંપાયળ.
**કેરિયાનાગસ**—કેરીયાનાગસ, લાલાવદર, ઇશ્વરીઆ.
**પીઠવાજાળ**—પીઠવાજાળ, રાજયળી વાં., તરકતલાવ, વિઠલપુર.
**રંગપુર**—રંગપુર.
**નાના માંચીઆળા**—નાના માંચીઆળા, મોટા માંચીઆળા.

## ભીમકટ્ટા પેટા મહાલ

**ભીમકટ્ટા**—ભીમકટ્ટા.

## દામનગર મહાલ

**દામનગર**—દામનગર,છભાડીયા,ઠાંસા,દહીયરા.
**કાંચરડી**—કાંચરડી, ધ્રુફણીઆ, નારણગઢ.
**ચાવંડ**—ચાવંડ, હીરાણં, કરકોલિયા.
**પાડરશીંગા**—પાડરશીંગા, ધામેલ, રાભડા.
**શાખપુર**—શાખપુર.
**નાના રાજકોટ**—નાના રાજકોટ, વીરપુર.
**આંબરડી**—આંબરડી, ખીજડીઆ.
**રૂપાવટી**—રૂપાવટી, ગણેશગઢ.

## રતનપુર પેટામહાલ

**રતનપુર**—રતનપુર, શાહપુર,નવાગામ,મેવાસા, શિયાનગર, મોણપુર, ઇશ્વરીઆ.

## ધારી મહાલ

**ધારી**—ધારી, ખીચા, આંબરડી, કુબડા વાં.
**સરસિયા**—સરસિયા, જીરા, ગોવિંદપુર, અમરતપુર.

**ચલાલા**—ચલાલા, ઝર, હુડલી, ગરમલી, પાણીયા, કમી, કેરાળા.

**ધારગણી**—ધારગણી, દીતલા, નાગધરા.

**ભાડેર**—ભાડેર. **ભલગામ્**—ભલગામ.

**દલખાણિયા**—દલખાણિયા

**દેવળા**—દેવળા, પીરપુર.

## ખાંભા પેટામહાલ

**ખાંભા**—ખાંભા તાંતણિયા.

**સમઢિયાળા**—સમઢિયાળા, છગોગળા, ભાડ, વાંકિયા, જીકીઆવી વાં., રૂગનાથપુરા.

## કોડીનાર મહાલ

**કોડીનાર**—કોડીનાર, વડનગર, કડોદરા, મીતિયાજ, પીપળી, પણાદર વાં., દેવળી, ગોહેલની ખાણ વાચનાલય.

**છારા**—છારા, સરખડી,

**ડોળાસા**—ડોળાસા, માલગામ, વાં., અડ જમનવાડા વાં., પાંચ પીપળવા.

**આલીદર**—આલીદર, હરમડિયા.

**અરણેજ**—અરણેજ, સિંધાજ, દેવલપુર.

**ઘાંટવડ**—ઘાંટવડ, છાછર.

**કાજ**—કાજ, માલસરમ વાં., વેલણ.

## ઓખામંડળ મહાલ

**દ્વારકા**—દ્વારકા.

**વરવાળા**—વરવાળા.

**ઓખાપોર્ટ**—ઓખાપોર્ટ.

**આરંભડા**—આરંભડા.

**ધીણકી**—ધીણકી, બરડિયા.

**દ્વાસણવેલ**—દ્વાસણવેલ, કલ્યાણપુર, મુળવ ખતુંબા.

## બેટ પેટામહાલ

**બેટ**—બેટ, ગોપી.

વડોદરા,
તા. ૪–૬–૪૦

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

# સામયિક હૈયું

સામયિક પત્રોમાંના સંગ્રહવા જેવા લેખો

વર્ષ ૨ ] જુન : ૧૯૪૦ [ અંક ૬


## બાલસાહિત્ય અને જાહેર ખબરો

બાળકો માટેનું સાહિત્ય ગુજરાતમાં ઠીક ઠીક લખાવા માંડયું છે. કવિતાઓ, વાર્તાઓ, સંવાદો, પત્રો વગેરેનાં પુસ્તકો તેમજ માસિકો અને પાક્ષિકો પણ પ્રગટ થાય છે. આ પુસ્તકો, માસિકો કે પાક્ષિકો વગેરેની સમાલોચના કરીને તેમના ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ વર્ગો પાડવા માટે આ નોંધ લખી નથી પરંતુ એક વસ્તુ જે હંમેશાં દિલને ખટકે છે તે બાલ-સાહિત્યમાંથી દૂર થાય એ હેતુથી આ નોંધ લખવાનું યોગ્ય ધાર્યું છે. એ તો સૌ કોઇ સમજે અને સ્વીકારે એવી વાત છે કે બાળકોને આપવામાં આવતું સાહિત્ય શાળામાં કે શાળાની બહાર–નિર્દોષ અને શુદ્ધ હોવું જોઇએ. એમાં કશી મલિનતા કે કોઇ પણ પ્રકારની શંકા કુશંકા બાળકોનાં મનમાં ઉત્પન્ન કરે એવું કશું જ હોવું જોઇએ નહીં, બાલસાહિત્યના સર્જકો અને સંપાદકો પોતે પણ આ વસ્તુ સ્વીકારતા હશે.

અને છતાં આજે આપણે શું જોઇએ છીએ ? જે જે કંઇ સાહિત્ય પ્રગટ થાય છે એમાં કશું જ વાંધા પડતું નથી હોતું એમ કોણ કહી શકશે ? સ્કૂલ બોર્ડની ઓફિસમાં જિલ્લાની શાળાઓની લાયબ્રેરીઓ માટે મંજુર કરાવવા માટે માસિકો વગેરે બાલસાહિત્ય આવ્યાં જ કરે છે પણ દુઃખની વાત તો એ છે કે એમાંની જાહેર ખબરો જોઇને જ એ માસિક કે જે કંઇ હોય એ ઊંચું મૂકી દેવું પડે છે. અંદરનું સાહિત્ય–વાંચનવિભાગ કેવો છે એ તો એ પછી જોવાની પણ જરૂર જ લાગતી નથી, કારણ બાળકોનાં સાહિત્યમાં અજુગતી જાહેર ખબરોને સ્થાન ન જ હોઇ શકે અને એ સાદી સીધી વસ્તુ સૌએ સમજી લેવી જોઇએ.

દા. ત. બાળકોનાં માસિકોમાં સ્ત્રી પુરુષો માટેની ખાસ પ્રકારની શક્તિની દવાઓની જાહેર ખબરો પણ હોય છે ! બાલમાસિકમાં આવી જા. ખ. નું સ્થાન ક્યાં એ પ્રશ્નનો કંઈ પણ ઉત્તર છે ખરો ? આવાં સાહિત્યમાં કોઇ પણ પ્રકારની દવાની જા. ખ. વાંધા પડતી ગણાવી જોઇએ; તો પછી આવી અયોગ્ય જા. ખ. તો કેમ જ ચલાવી લેવાય ? જા. ખ. નાં પાનાં બાળકોનાં વડિલો વાંચશે અને અંદરનું સાહિત્ય બાળકો વાંચશે એવી કાલ્પનિક ખાત્રી કોઇ કોઇને આપતું હોય તો યે વાસ્તવિક રીતે એમ બનતું નથી. અને આથી આવી જા. ખ. વાળું સાહિત્ય બાળકોના હાથમાં મૂકવા કરતાં એમને કશું જ વાંચન ન આપવું એ વધુ ઇચ્છવા યોગ્ય લાગે છે, બાલસાહિત્યના સંપાદકો આ બાબત પર ગંભીર વિચારણા ચલાવે અને પોતાનાં પ્રકાશનોમાંથી આ દૂષણ દૂર કરે એવી આશા રાખવામાં આવે છે.*

જ્યોત્સ્ના શુક્લ

* સ્થાનિક સ્વરાજ પત્રિકા–સુરત.

# હીરો અને તુષારબિન્દુ : કોણ વધે ?

એક મૂલ્યવાન હીરો ખેતરમાં ઊગ્યાં ઘાસ ને ડેઈઝી વચ્ચે પડયો હતો ને એની બરાબર ઉપર કંપતા ઘાસ ઉપર ઝાકળનું મોટું ટીપું ડરતું ડરતું વળગેલું હતું.

માથે મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો.

સવારે અરુણોદય થયો ત્યારથી નમ્ર તુષારબિંદુ હીરા સામું જોયા કરતો હતો, પણ એવા મોટા માણસ હારે બોલતાં એની જીભ ઊપડતી નહોતી.

ત્યાં તો એક પતંગિયું આવી ચડયું. એણે હીરાને જોઈને કહ્યું, ' શેઠજી, નમસ્તે.'

' નમસ્તે, ' હીરો ચીપીચીપીને બોલ્યો.

ત્યાં તો પતંગિયાની નજરે તુષારબિંદુ ચડયો, અને એણે એના સામી આંગળી કરીને હીરાને પૂછ્યું, ' આ આપના કાંઈક સગા થાય કે, શેઠજી ? '

હીરો ખડખડ હસ્યો, ને બોલ્યો, ' કાંઈ વાત છે ? પતંગિયાભાઈની બુદ્ધિ કેટલીક ચાલે ? હાલતો થા, જોઈએ; તારું મોઢું કાળું કર. મને આ હલકા, કમજાત, તુચ્છ નિર્માલ્ય તુષારબિંદુને તોલે ગણવાવાળો આવ્યો છે તે ! '

પતંગિયું બોલ્યું, ' પણ શેઠજી, એ તમારા જેવો રૂપાળો નથી ? '

' રૂપ ! ' હીરો કહે, ' એ નિર્લજ્જ તુષારબિંદુ મારી નકલ કરે છે એટલું જ. અને રૂપ હોય તો પણ ધન વિના એ શું કામનું ? એ તો જાણે—

**કૂપ નીર વિણ, ધેનુ ક્ષીર વિણ, મંદિર દીપ વિના.**

રૂપ તથા ધનનો સમાગમ થાય તો આખું જગત તમારે પગે પડે. જગત મને કેમ પૂજે છે એ હવે સમજાય છે ? '

એમ કરીને એ તો ચમકવા મંડ્યો, એટલે પતંગિયાએ અંજાઈ ન જવા સારૂ આંખ આડો હાથ કર્યો.

તુષારબિંદુ બાપડો આ બધું સાંભળતો હતો, એટલે એને એટલો ખેદ થયો કે ધરતી માર્ગ આપે તો જાણે હમણાં સમાઈ જાઉં.

એવામાં એક ચંડોળ જમીન ઉપર આવ્યો ને હીરા ઉપર ચાંચ મારી. પણ નિરાશ થઈને એ બોલ્યો, ' અરેરે, મેં જાણ્યું કે આ મૂલ્યવાન તુષારબિંદુ છે, પણ ત્યાં તો નકામો હીરો નીકળ્યો ! પાણી વિના મારૂં ગળું સુકાય છે, ને હું તરસે મરવાનો છું.'

' સાચે જ ? ' હીરો બોલ્યો, ' તું મરીશ તો કોનો ગગો કુંવારો રહી જાય એમ છે ? '

પણ તુષારબિંદુએ તરત જ ભવ્ય સંકલ્પ કર્યો. પૃથ્વીમાં સમાવાનો વિચાર ખોટો હતો એટલે એનો એને પસ્તાવો થયો. કેમકે બીજાનો જીવ બચાવવા એ પોતાનો જીવ આપી શકે એમ છે તે તેણે જોયું.

' હું કાંઈ તને કામ ન આવું એમ છે ? ' એણે નમ્રભાવે પૂછ્યું.

ચંડોળે ઢળી પડતું માથું ઊંચું કરીને કહ્યું, ' હે અનુપમ મિત્ર, તું ધારે તો મારો જીવ બચાવી શકે. '

' તો ઉઘાડ તારૂં મોઢું. '

એમ કરીને તુષારબિંદુએ તણખલા ઉપરથી ચંડોળની સુકાઈ ગયેલી ચાંચમાં પડતું મૂકયું.*

દે. વા.

* રેવ. આલ્બર્ટ ઇ. સિમ્સના અંગ્રેજી ઉપરથી: " કિશોર " મે–૧૯૪૦

# જગતનો અજોડ શ્રીમંત બૅરન મીતસુઇ

**આખી દુનિયાના એકપંચમાંશ ભાગ ઉપર આ બેતાજ બાદશાહ બૅરન મીતસુઈની આણ પ્રવર્તે છે છતાં અજાયબીની વાત એ છે કે મીતસુઇના પરિવારનાં માણસોને એક દોઢીઉં ખરચતાં પહેલાં ચાર વાર માથું ખંજવાળવું પડે છે. ખુદ બૅરન મીતસુઈની પત્નીને વર્ષે દહાડે એકાદ નવો પોષાક લેવો હોય તો તે ખરીદવાની તેની હિંમત ચાલતી નથી. એકી વખતે છ કરતાં વધારે પરોણાઓને મીજબાની આપવી હોય તો તે માટે ત્હેને ખાસ પરવાનગી મેળવવી પડે છે.**

**રૉકફેલર**, હેન્રી ફોર્ડ વગેરે અબજોપતિઓની અઢળક લક્ષ્મીની વાતો સાંભળીને આપણે આશ્ચર્યચકિત થઇએ છીએ. કલ્પનાને આનંદ પમાડવા ખાતર જોડી કાઢેલી કોઇ પરિકથામાં સાંભળીએ એવા સુવર્ણના ઢગલા આ લક્ષ્મીનંદનોના ચરણોમાં ખરેખર પથરાયલા રહે છે, એવા વિચારમાત્રથી આપણે એક પ્રકારનો રોમાંચ અનુભવીએ છીએ.

પરંતુ આ પાશ્ચાત્ય કુબેર ભંડારીઓને આંખના પલકારામાં ખરીદી લઇ ત્હેમને ખીસ્સામાં સેરવી દેવાનું સામર્થ્ય ધરાવનાર જાપાનના બૅરન મીતસુઇનું નામ એટલું બધું ખ્યાતિમાં આવ્યું લાગતું નથી.

પીળા વર્ણવાળો, બદામના જેવા આકારની આંખોવાળો, કંઇક સ્થૂળ કાયવાળો બૅરન મીતસુઇ બહાર ફરવાનું પસંદ કરતો નથી. ટોકીઓના રાજમાર્ગ ઉપરથી કે શેરીમાંથી તે ક્વચિત જતો હોય ત્યારે સાધારણ રીતે તેને કોઇ ઓળખી શકતું નથી ને જો કે તે એકલો જ દેખાતો હોય છે છતાં તેની આજુબાજુ અંગરક્ષકોનું મોટું ટોળું હોય છે. આવો નિષ્પ્રભાવ વામનજી લગભગ સમગ્ર જાપાનનાં બજારોને હથેલીમાં રમાડે છે, એ વસ્તુ પહેલી નજરે ન માની શકાય તેવી છે, પરંતુ તે કેટલો શક્તિશાળી છે તેનો ખ્યાલ નીચેના લખાણથી આવશે.

જ્યારે જ્યારે જાપાનમાં આવકવેરો ભરનારાઓની યાદી બનાવવામાં આવે છે ત્યારે બૅરન મીતસુઇનું નામ સૌથી મોખરે હોય છે. દરેક વર્ષે મીતસુઈ મહાશય સાડાસાત લાખ પૌંડની જંગી રકમ આવકવેરા તરીકે ભરે છે—અર્થાત્ તેમની તીજોરીમાંથી તેઓ દરરોજ બસો પૌંડ આવકવેરા તરીકે જૂદા રાખે છે! આ વેરો એક પૌંડની કમાણીમાંથી માત્ર એક શિલિંગના હિસાબે ભરવાનો હોય છે એટલે બૅરન સાહેબના આવકવેરાની રકમ ઉપરથી તેમની રાક્ષસી કમાણીની ત્રિરાશિ સહેલાઇથી મૂકી શકાશે.

જાપાને ચીન સ્હામે યુદ્ધનો જે પ્રચંડ દાવાનળ સળગાવ્યો છે તેમાં બૅરન મીતસુઇનો હિસ્સો ન્હાનોસૂનો નથી. જેમ યુદ્ધ વધુ લંબાય તેમ બૅરનનું ખીસ્સું વધારે ભારે બને એમ છે; કારણ કે શસ્ત્રો બનાવવાનાં કારખાનાં ઉપર તેમનો કેવો સજ્જડ કાબુ છે તે આપણે આગળ ઉપર જોઇશું. મીતસુઇની કમાણી તેમના કુટુંબ ખાતે જમા થાય છે અને તેના ઓછામાં ઓછા પાંચ સગાઓ વાર્ષિક નેવું હજાર પૌંડ આવકવેરા તરીકે ભરે છે ને આ

મીતસુઇમંડળના ઉદ્યોગોને એકત્ર કરીએ તો રૉકફેલર, પીઅરપોન્ટો, મોર્ગન, ડુપોન્ટ, ઇમ્પીરીઅલ કેમીકલ્સ અને હૈદરાબાદના નિઝામની સંયુક્ત સંપત્તિને પણ તે આંટી મારે !

બૅરન તાકાકીમી મીતસુઇ આખી દુનિઆમાં સૌથી વધુ શ્રીમંત માણસ છે–અને સૌથી વધુ સત્તાશાળી છે-એમ કહીએ તો પણ ખોટું નથી. અત્રે હાલ ચાલી રહેલા ચીન–જાપાન યુદ્ધ પ્રત્યે દૃષ્ટિપાત કરવો પ્રસંગોચિત છે.

## સાર્વત્રિક વિસ્તાર

જાપાનીઝ સૈનિકો જે બંદુકો વાપરે છે ત્હેમાંની પ્રત્યેક બંદુક મીતસુઇના હથિયાર બનાવવાનાં કારખાનામાં બનેલી હોય છે. એ બંદુકમાં વપરાતી ધાતુ મીતસુઇની માલેકીની ખાણોમાંથી આવે છે અને મીતસુઇની રેલવે દ્વારા એ હથિયારો સૈનિકોને મોકલવામાં આવે છે. જાપાનના અખબારનો પ્રતિનિધિ યુદ્ધના મોરચા ઉપરથી તાર મોકલે છે તે તાર પણ મીતસુઇ ટેલીગ્રાફ લાઈન મારફત રવાના થાય છે.

જાપાનના વહાણવટાના ક્ષેત્રમાં ય મીતસુઇ એક અને અજોડ છે. મીતસુઇની સ્ટીમશીપ કંપની સ્હામે ટક્કર ઝીલવાની કોઇ પણ માંધાતાની ગુંજાશ નથી. ને એ સ્ટીમરો જ્યારે જાપાનનાં જુદાં જુદાં બંદરોની ગોદીઓમાં માલ ઉતારે છે ત્યારે ય બૅરન મીતસુઇને ત્યાં ' ઘી કેળાં ' ઉડે છે; કારણ કે માલ સંઘરનારી વખારોમાંની પચીસ ટકા જેટલી મીતસુઇના આધિપત્ય તળે છે.

મીતસુઇના વ્યાપારનાં વિરાટ સર્વભક્ષી ચક્રોએ કોઇ પણ ન્હાના કે મોટા ઉદ્યોગને બચવા દીધો નથી. જાપાનની સરહદ પર તંબુ ઠોકીને પડેલા સૈનિકોની ચ્હા મીતસુઇના કારખાનાની ખાંડ વગર મોળીજ જ રહે. લશ્કરને ખાવાના ચોખા પણ મીતસુઇના હોય છે અને આ લોકોના વપરાશમાં જે ઘઉં જોઇએ ત્હેમાંનો પચાસ ટકા જેટલો ઘઉં મીતસુઇની માલિકીનો હોય છે ને મીતસુઇનાં વિશાળ ખેતરોમાં પાકેલો હોય છે.

આ પ્રકરણનું પૂર્ણવિરામ આટલેથી જ આવતું નથી. જાપાનીઝ લશ્કર ધસારો કરતું જેમ જેમ ચીનનાં શહેરોમાં પ્રવેશ કરે છે, તેમ તેમ એ લશ્કરની પાછળ ટોળીઓના દલાલો એ શહેરોમાં પ્રવેશ કરે છે અને તરત જ તારાજ થએલાં મકાનો ફરીથી બાંધવા માટે મીતસુઇ સીમેન્ટ અને મીતસુઇ કાચના ઑર્ડરો નોંધતા જાય છે. હતાશ થએલી પ્રજાની ગમગીની દૂર કરવા અને ત્હેનામાં નવું ચેતન આણવા માટે એ આડતીઆઓ મીતસુઇ બીર પૂરો પાડવાનું માથે લે છે અને મીતસુઇનું ર તેમજ બીજી અસંખ્ય ન્હાની મોટી વસ્તુઓ તાબડતોબ રવાના કરવાનાં વચનો આપે છે.

આ વર્ણન શબ્દોની રમત કરી હોય તેવો ભાસ આપે એ સંભવિત છે પરંતુ ત્હેમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. વસ્તુતઃ જાપાનનો એક પણ ખૂણો એવો નથી, જ્યાં બિરાદર મીતસુઇનો પગદંડો જામેલો ન હોય. એ દેશ એક છેડેથી બીજે છેડે ' મીતસુઇમય ' બની ગયેલો છે અને ત્હેની કોઈથી ના પાડી શકાય તેમ નથી.

## કરકસર કરો, બા !

એમના વ્યાપક નાણાપ્રકરણની વ્યવસ્થામાં હાથ નાખતાં બૅરન મીતસુઇ પોતે અંગકાય

છે. આ કાર્ય માટે ત્હેમણે એક ખાસ અધિકારીની નિમણુક કરી છે, જેની પદવીનો અક્ષરશઃ અર્થ ' ચોકીદાર ' એવો થાય છે.

મીતસુઇની અઢળક લક્ષ્મી જુદા જુદા વિભાગોમાં વહેંચાઇ જઇને એનું જોર ઘટી ન જાય ત્હેની ખાસ કાળજી આ ચોકીદાર અહોનિશ રાખતા રહે છે. એ ચોકીદારને વિશેષમાં એ પણ જોવાનું હોય છે કે મીતસુઇ કુટુંબનો દરેક છોકરો કોઈ પણ સામાન્ય માણસના પુત્રની માફક મીતસુઇની કોઇ ઑફિસમાં, કારખાનામાં કે વખારમાં અમુક સમય સુધી તાલિમ લે છે કે નહિ.

મીતસુઇ ખાનદાનના એક નબીરાને, કોઇ પણ પ્રકારનો પુરસ્કાર લીધા સિવાય, રેલ્વે એન્જીનમાં કોલસા પૂરવાનું કામ શીખવું પડયું હતું, બીજા એક પુત્રને ખાસ્સાં ત્રણ વર્ષ સુધી મહેતાજી બનીને હિસાબી કામ શીખવું પડયું હતું (અત્રે એ સ્મરણમાં રાખવું ઘટે છે કે જાપાનીઝ યેનની ગણતરીની ભયંકર ભૂલભૂલામણીમાંથી બહાર નીકળવું એ સહેલી વાત નથી જ. ) ત્રીજા પુત્રને ' કરકસરથી સમૃદ્ધિ વધે છે અને મોજશોખથી માણસ પાયમાલ થાય છે ' એ મીતસુઇ સૂત્રનો પ્રત્યક્ષ પદાર્થપાઠ શીખવા માટે કેટલાક માસ સુધી કોદાળી પાવડા લઇને ખાણોમાં કામ કરવું પડયું હતું.

મીતસુઈ કુટુંબ આઠ શાખાઓમાં ફેલાયું છે, જેના વડીલ પુરુષ અથવા અગ્રણી આ લેખના નાયક બૅરન મીતસુઈ છે. આ આઠ શાખાઓમાંથી કોઈ પણ ઉંમરલાયક અથવા આધેડ સજ્જન યોગ્ય કારણ વગર ધંધાને તિલાંજલિ આપી વાનપ્રસ્થાશ્રમનો આનંદ લૂંટવા માંગતા હોય તો ઘણે ભાગે ત્હેમની મુરાદ બર આવતી નથી. કારણ કે ચોકીદાર મહાશયની ચકોર દૃષ્ટિમાંથી છટકવું ત્હેમને માટે અશકય છે. જરાક પણ વધારે પડતો ખરચો થતો જોવામાં આવે તો ચોકીદાર સાવધ થઈ જાય છે. કીમતી મોટરોમાં—અરે ટેકસીમાં પણ—ફરવાનું સ્વપ્ન સેવવું એ મીતસુઇના છોકરાઓ માટે ધુમાડામાં બાચકા ભરવા જેટલું વ્યર્થ છે. એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે ટોકીઓમાં ટ્રામનો દુકાળ પડયો નથી.

## સાહસિક પૂર્વજો

મીતસુઇના પૂર્વજોનો ઇતિહાસ રસદાયક છે. એમાંથી એટલું તો ચોકકસ તારવી શકાય છે કે મીતસુઇના પુરોગામીઓ વિચક્ષણ, દીર્ઘદર્શી અને સાહસિક નરો હતા. ત્હેમનો મુખ્ય ધંધો ચોખાની ખેતી કરવાનો હતો ને કેટલીએક પેઢીઓથી એ વ્યવસાય કુટુંબને પોષતો આવ્યો હતો છતાં બે સૈકા પહેલાં એક હિંમતબાજ મીતસુઇ બચ્ચાએ ચોખાનાં પુરાણાં ખેતરોને છેલ્લી સલામ કરી લઇ ધંધામાં ઝંપલાવ્યું. એમાં તે અત્યંત સફળ થયો અને અલ્પ સમયમાં કેટલીએક દુકાનોનો માલીક બનવા ઉપરાંત જાપાનીઝ રૂના એક શાહ સોદાગર તરીકે ત્હેની ગણના થવા લાગી. એ વખતમાં જાપાનવાસીઓને રોકડ નાણાંની બહુ ચિંતા નહોતી. હાલના ચલણ જેવું હથિયાર ત્હેમની પાસે હતું નહિ. લેવડદેવડનો વ્યવહાર ચોખાની ગુણોથી થતો. આધુનિક જગતમાં આપણે સોનાના ધોરણની વાત કરીએ છીએ તેમ તે સમયે જાપાનમાં ' ચોખાનું ધોરણ ' હતું. નગદ નાણાંની શોધ મીતસુઇએ કરી. ત્હેણે બેંકો ઉઘાડી અને ધીરધાર કરવાનો આરંભ કર્યો. આમ ધીકતો ધંધો ચાલી રહ્યો હતો. પરંતુ આ વંશના છેલ્લા મીતસુઇને જ્યારે પોતાના અગિયાર દીકરાઓ વચ્ચે મીલકત વહેંચી નાખવાનો પ્રસંગ ઉભો થયો ત્યારે તે ગૂંચવાયો.

તે જ અરસામાં રોથ્સચાઇલ્ડ કુટુંબમાં પણ આવી જ સમસ્યા ઉત્પન્ન થઇ હતી, પરંતુ દરેક દીકરાએ યુરોપની જુદી જુદી રાજધાનીમાં પડાવ નાખીને નવેસરથી ધંધો ખોલવો એ પ્રમાણે ઠરાવીને ત્હેનો તોડ કાઢવામાં આવ્યો. કુટુંબનું સઘળું નાણું અખંડ અને સહીસલામત રાખવા માટે આ યોજના સુંદર લાગવાથી મીતસુઇના પુત્રોની બાબતમાં પણ એ યોજનાનું અનુકરણ કરવામાં આવ્યું. તદ્દન 'ઓચીઆ' જેવા ત્રણ પુત્રોને બાકાત રાખીને બાકીના આઠને જુદા જુદા ઉદ્યોગોમાં રોકવામાં આવ્યા. સદ્‌ભાગ્યે એ આઠે જણ એક જ સર્વમાન્ય મુરબ્બીના હાથ હેઠળ રહેવામાં સંમત થયા તેમજ સંયુક્ત મીલકતના રક્ષણ માટે ચોકીદારની નિમણૂંક કરવાની બાબતમાં પણ ત્હેમણે વાંધો ઉઠાવ્યો નહિ.

આ જ મીતસુઇ કુટુંબના એક વંશજે ધંધામાં જબરદસ્ત 'હાથ મારેલો' તે વાતને આજ પચાસ વર્ષ થઇ ગયાં છે. પાશ્ચાત્ય જગતનો ડોળો જાપાન ઉપર ચોંટયો હતો એટલે જાપાનની સરકાર પોતાને જ આંગણે લડાયક જહાજો બનાવી રહી હતી.

મીતસુઇ સરકારના જવાબદાર અમલદારો પાસે પહોંચ્યો અને આવાં વહાણો બનાવવાનું કામ ખાનગી પેઢીને સોંપ્યું હોય તો ઘણી સરસ રીતે થઇ શકે એમ ઠસાવ્યું. વળી સરકારને હસ્તક હતાં તે નૌકાખાતાનાં અને લશ્કરી સરંજામનાં બધાં ય કારખાનાં ખરીદી લેવાની ત્હેણે તત્પરતા દેખાડી. સામાન્ય માણસને અશક્ય લાગે તેવો આ ગંજાવર સોદો પતાવીને મીતસુઇ ઘેર ગયો.

આવી રીતે એક જ સપાટે જાપાનના શસ્ત્રસરંજામના વહીવટનો તે આપખુદ અધિષ્ઠાતા બન્યો. જાપાનના અમુક વિસ્તારોમાં રેલવે વધારવામાં આવી ત્યારે પણ મીતસુઇ અચ્છી રીતે કમાયો. આ પછી કાચાં રસાયણો, રંગો અને ત્હેની સાથે સંબંધ ધરાવતા બીજા ઉદ્યોગોમાં ત્હેણે પગપેસારો કર્યો.

અગાઉ કોઇ પણ સમયે નહિ હોય તેટલો એ આજે બળવાન છે. નૌકાસૈન્ય અને લશ્કરની દૃષ્ટિએ આખી દુનિયામાં જાપાન શ્રેષ્ઠ અને બીનહરીફ બને એ બાબત ઉપર આજે મીતસુઇનું ધ્યાન કેન્દ્રિત થયેલું છે; કારણ કે ત્હેમાં ત્હેનું હિત સમાયલું છે. આ રમતમાં ચીન એ પહેલું પ્યાદું છે ને તે પછી મોંગોલીઆની લક્ષ્મીનો વારો આવે છે.

છતાં હવે મીતસુઇની કારમી કસોટીનો સમય આવી લાગ્યો છે. જાપાનના લશ્કરી વડાઓ હવે પ્રશ્ન પૂછી રહ્યા છેઃ 'ખરી રીતે તો આપણે જાપાનને સમૃદ્ધ બનાવવા માગીએ છીએ, તો પછી મીતસુઇનું ખિસ્સું વધારે ભારે બનાવવા માટે આપણે યુદ્ધમાં લડયા કરીએ ત્હેનો શો અર્થ છે ? ત્હેમનો આશય મીતસુઇને પ્રજાકીય સંસ્થા બનાવવાનો છે.

માણસને દેખીને દૂર ભાગનારા બૅરન મીતસુઇ હમણાં, પહેલી જ વાર, ખૂબ ખૂબ પ્રકાશમાં આવ્યા છે સાઠ લાખ પૌંડની રકમ—જે ત્હેમની દોલત જોતાં તુચ્છ છે—ત્હેમણે થોડા સમય ઉપર પ્રજાકલ્યાણના ફાળામાં ભરી છે. બીજી કેટલીક મોટી રકમો ત્હેમણે ધર્માદાના કાર્ય માટે સોંપી છે. જ્યારે જાપાનીઝ સરકારે વૉર લોન કાઢી ત્યારે મહાન દેશભક્તની પેઠે બૅરન મીતસુઇએ તે એકલે હાથે ખરીદી લીધી હતી.

આ સાઠમારી ક્યાં જઇને અટકશે તે કહેવું અત્યારે મુશ્કેલ છે. આ નાટક પૂરું થશે ત્યારે વિજેતા કોણ હશે—' મીતસુઇ કે મિલિટરીવાળા ? '*

શ્રી મોહનલાલ મ. શેઠ

*" નવચેતન " મે-૧૯૪૦ ના અંકમાંથી.

# લોહીનું દબાણ

ઠેર ઠેર આજે 'લોહીના દબાણ'ની બિમારીની વાતો સંભળાય છે. આ બિમારીની સૌથી સરળ સમજૂતી અમેરિકાના 'મિતાહારી-મંડળ'ના સંસ્થાપક અને ડિરેક્ટર મર્હૂમ જ્યોર્જ ઇ. હારટર નીચે મુજબ આપે છે:

" પાણી એક કુદરતી પ્રવાહી છેઃ અને તેવું જ લોહી છે. પાણી નળીઓ વાટે વહી શકે છે અને તેની ઝડપનો આધાર તેના પ્રવાહી તત્ત્વ અને પાછળના બળ પર રહે છે. કુદરતી પાણીમાં કાદવ કે રેતનો ભાગ બહુ જ ઓછો હોય છે; અને જે થોડો હોય છે તે પણ સૂક્ષ્મ રીતે એવો ભળી ગયલો હોય છે કે પાણીના વહેણને એ જરાય અંતરાયરૂપ બનતો નથી.

પણ આ જ પાણીમાં ધૂળ કે માટી અથવા લોટ નાખવામાં આવે અને તેને ખૂબ હલાવીને જાડું બનાવવામાં આવે તો નળીવાટે એ જલ્દીથી વહી નહિ શકે. આમ છતાં જો પમ્પથી એને નળીમાં ધકેલવામાં આવે તો નળી પર દબાણ વધે છે અને પરિણામે કાં તો નળી જલદીથી ઘસાઇ જાય છે અથવા તો ફાટી જાય છે.

પાણીની માફક જ લોહી ઘટ્ટ થવાથી વધુ પડતા લોહીના દબાણનો રોગ થાય છે. દરરોજ જમવા ટાણે આપણે જે ખોરાક ખાઇએ છીએ તે જ આખરે આપણા લોહીના પ્રવાહમાં ભળે છે. ખોરાકની પાચનક્રિયા પછીથી થતા નવા લોહીની અસર લોહીને ઘટ્ટ બનાવનારી હોય તો પાણીમાં રેતી કે અન્ય વસ્તુઓ ભેળવવાથી જે દશા થાય તે જ દશા આપણા લોહીની થાય.

આમ લોહીના દબાણનો વ્યાધિ એટલે પ્રમાણ કરતાં વધુ ઘટ્ટ લોહી. આ લોહીને રક્તવાહિનીઓ અને ધોરી નસોમાં હૃદયના પમ્પની મદદથી વહેતું કરવા જતાં હૃદય પર વધુ પડતો બોજો લદાય છે. માનવશરીરનો આ પમ્પ લોખંડ કે સ્ટીલનો નહિ પણ માંસની પેશીઓ ( Muscles )નો બનેલો હોઇને એ હચમચી જાય છે અને તેના દ્વાર ( Valves )ને એવું નુકસાન પહોંચે છે કે એ પોતાની કામગીરી બરાબર બજાવી શકતા નથી.

તદુપરાંત, રક્તવાહન માટે જે નસો છે તે કોમળ હોય છે અને એને સ્થિતિસ્થાપક પડદાઓમાં મૂકવામાં આવી છે જેથી તે લોહીના કુદરતી દબાણ અને જાડા લોહીના ઘસાગની અમુક હદ સુધી ટક્કર ઝીલી શકે છે. પણ જ્યારે આ રક્તવાહિની ફાટે છે ત્યારે મોત હાથવેંતમાં જ હોય છે.

આ ઉપરાંત એક બીજું પણ તત્ત્વ છે જે મોતનાં દ્વાર પહેલાં ખખડાવે છે. લોહીને ઘટ્ટ બનાવનાર તત્ત્વો ઘણી વખત ગુંદર જેવાં ચીકણાં હોય છે એટલે વહેતી વખતે રક્તવાહિનીની દીવાલો પર તે ચોંટી જાય છે. આ ચીકણા લોહીની જમાવટથી નસોની સ્થિતિસ્થાપકતા ઘટી જાય છે અને ઘટ્ટ લોહીના દબાણનો તે સામનો કરી શકતી નથી.

જ્યારે હૃદય બંધ પડી જાય છે ત્યારે માણસ મરી જાય છે અને તેના મૃત્યુનું નિદાન 'હૃદયની બિમારી'નું થાય છે. પણ જ્યારે નસો કામ કરવાને અશક્ત બને છે અને એમાંની એકાદ ફાટી જાય છે તો પણ દરદી મરી જાય છે અને ડૉક્ટરો કહે છે કે 'apoplexy'થી મરણ નીપજ્યું.

પણ આ બિમારીના પહેલા જ હુમલાથી જો દરદી ન મરે તો તેને પક્ષાઘાત થાય છે અને એક બે હુમલા પછીથી એ મરણ પામે છે. જો હૃદય પહેલી જ વાર બંધ પડે તો એ હૃદયની બિમારી બને છે અને નસો બંધ થાય તો કાં તો 'એપોપ્લેક્ષી' કે પછી પક્ષાઘાતના રોગો થાય છે. "*

---

* તા. ૮-૫-૪૦ ના "જન્મભૂમિ" માંથી.

ગ. રોગ પેદા કરનારાં જંતુઓનો અભ્યાસ કરવો તથા એને લગતા જ્ઞાનનો સમાજમાં ફેલાવો કરવો.

ઘ. તમામ પ્રકારના કચરાની એવી વ્યવસ્થા કરવી કે જેથી ગંદકી અટકે અને કચરે ખાતર આદિ ઉપયોગી કામમાં ખપ લાગે.

ઙ. ગ્રામરચના તથા મકાનરચનાની પરિસ્થિતિ પ્રમાણે કલ્પના ઘડી, શકય તેટલા ફેરફારો કરવા કરાવવા. મનુષ્યના તથા ઢોરના આરોગ્યનો બધી દૃષ્ટિએ વિચાર કરવો તથા તેના ઉપાયો યોજવા.

ચ. ગ્રામપંચાયત સ્થાપવા માટેનું યોગ્ય વાતાવરણ તૈયાર કરવું તથા એના નિયમોનો અભ્યાસ કરી એ માટે યોગ્ય લોકમત કેળવવો તેમ જ એ માટેની લાયક વ્યક્તિઓને તૈયાર કરવી.

**૩ શિક્ષણ**

ક. શાળાનું શિક્ષણ.

ખ. પ્રૌઢશિક્ષણ—અક્ષરજ્ઞાનના વર્ગો દ્વારા, વર્તમાનપત્રો તથા સારાં પુસ્તકો વાંચી સંભળાવીને, ભીંતપત્રો લખીને, ઉત્સવો તથા મનોરંજનના નવા નવા કાર્યક્રમો ઘડી કાઢીને, પુસ્તકાલય તથા વાચનાલયનો ફેલાવો કરીને, સભા આખ્યાન દ્વારા વગેરે.

ગ. વિદ્યાર્થીપ્રવૃત્તિ—અભ્યાસગૃહ દ્વારા, રમતગમતના મેળાવડા દ્વારા, પર્યટનો તથા સ્વયંસેવકદળ દ્વારા વગેરે.

**(૪) અસ્પૃશ્યતાનિવારણ**

ક. હરિજનવાસની મુલાકાત, સફાઈ વગેરે.

ખ. હરિજનોમાં રાહતકામ; દા. ત. શિક્ષણ, કૂવા, ઋણનિવારણ, કુટેવો ટાળવી વગેરે.

ગ. શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરાવવા.

ઘ. કૂવા આદિ સાર્વજનિક સ્થળોનો હરિજનો ઉપયોગ કરી શકે એવું બન્ને બાજુએ વાતાવરણ ઉત્પન્ન કરવું.

ઙ. હરિજનોના ધંધાઓને ઉત્તેજન આપવું તથા એમાં સુધારા થાય એવા પ્રયત્નો કરવા.

**(૫) ખેતીસુધાર તથા સહકાર**

ખાતર, ઢોર, બી, કૂવા, વાવેતર વગેરે ખેતી અંગેના મુખ્ય મુદ્દાઓમાં કયા કયા સુધારા થઈ શકે એનો અભ્યાસ કરી પ્રજામાં ફેલાવો કરવો, તથા એ સહેલું બનાવવા માટે સહકારી ખેતી, સહકારી મંડળીઓ, સહકારી ભંડારો તથા સહકારી બેન્કોની ધીરે ધીરે સ્થાપના કરવી.

**(૬) ગ્રામઉદ્યોગ તથા ગૃહઉદ્યોગ**

ગામમાં જૂના વખતમાં કયા કયા ગ્રામઉદ્યોગો હતા ? તે સજીવન થઈ શકે તેમ છે કે નહિ ? તથા નવી ઊભી થયેલી જરૂરિયાતોને પહોંચી વળવા માટે નવા કયા ગ્રામઉદ્યોગો કે ગૃહઉદ્યોગો દાખલ કરી શકાય તેમ છે ? આ બધાનો અભ્યાસ કરવો તથા તેના માર્ગો શોધવા.

ગ્રામઉદ્યોગો શા માટે નાશ પામ્યા ? તેની અવેજીમાં આપણે નવા આપી શકીએ કે નહિ એનો વિચાર કરવો.

[ સાંધણ પૃ. ૬૭ ને ૭૩ ]

# તહેવારો અને શિક્ષણ

સમાજમાં જુદા જુદા હેતુથી જુદી જુદી જાતના તહેવારો વખતોવખત ઉજવવામાં આવે છે; ખાસ કરીને આપણે ત્યાં હિંદુ સમાજમાં તહેવારોની સંખ્યા સારી પેઠે મોટી છે. આ તહેવારોને પ્રસંગે શાળાઓમાં રજા પાડવામાં આવે છે; વાસ્તવિક રીતે આ તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને બહુ સારી જાતનું જીવનશિક્ષણ આપી શકાય તેમ છે. તહેવાર એ એક સામાજિક સંસ્થા છે અને સમાજના વિકાસ માટે આવશ્યક એવી વિવિધ વૃત્તિઓનું પોષણ અને સંવર્ધન કરવા માટે તેની ઉત્પત્તિ થયેલી છે. જીવન સાથે સમન્વય સાધવાનો પ્રયત્ન કરતી વર્ધા યોજનામાં તો શિક્ષણની દૃષ્ટિએ તહેવારો તરફ ખાસ ધ્યાન આપવું ઘટે. કારણ, તહેવારોને કેન્દ્રમાં રાખી તેમની આસપાસ શિક્ષણમાં વિવિધ અંગોની સ્વાભાવિક ગૂંથણી કરી શકાય તેમ છે.

સમાજનો આખો ઇતિહાસ તહેવારોની આસપાસ ગૂંથાયેલો છે. ચૈત્રી અને કાર્તિકી પડવા શાલિવાહન તથા વિક્રમાદિત્યના પ્રતાપનું સ્મરણ કરાવે છે. શ્રાવણની પૂર્ણિમા તથા વિજયાદશમીના તહેવારો જલ ઉપર તથા સ્થલ ઉપર પ્રસ્થાન કરવાને માટે સુમુહૂર્તો ગણાય. શ્રાવણી અને ઋષિપંચમી જેવા તહેવારો વૈદિક પરંપરાની સ્મૃતિ કાયમ રાખે છે. રામનવમી, જન્માષ્ટમી વગેરે ધાર્મિક ઉત્સવોમાં ઇતિહાસ સાથે અધ્યાત્મનું મિલન થયેલું છે. શિવાજી મહારાજની જયન્તી, તિલક પુણ્યતિથિ, ગાંધીજયંતી ઇત્યાદિમાં રહેલી રાષ્ટ્રીય દૃષ્ટિ તો સ્પષ્ટ જ છે.

ઇતિહાસની જેમ જ કુદરતનો પણ તહેવારો સાથે નિકટનો સંબંધ છે. દિવાળી અને હોળીના તહેવારો શરદ અને વસંત ઋતુના તહેવારો છે. મકરસંક્રાન્તિ સૂર્યના ઉત્તરાયણનો ઉત્સવ છે. નાગપાંચમ, ગણેશચતુર્થી, નવરાત્રિ વગેરે તહેવારોમાં સામાજિક તથા પૌરાણિક અને

---

[ સાંધણ પૃ. ૬૬ નું ]

ગ્રામજીવન સંગઠિત થાય એવા આચારવિચારોનો પ્રચાર તથા અમલ કરવા માટે બધા જ પ્રયત્નો કરવા.

(૭) શારીરિક તાલીમ

ક. કવાયત, કસરત, આસન, રમતો વગેરે.

ખ. ઉત્પાદક શ્રમ તથા તેનું મહત્ત્વ.

ગ. શરીરરચનાનું સામાન્ય જ્ઞાન.

ઘ. અકસ્માત વગેરેના તાત્કાલિક ઇલાજો.

ઙ. સ્વયંસેવકદળ : ચોકી, આગ હોલવવી, આકસ્મિક સંકટનિવારણ; દા. ત. રેલ, રોગચાળો વગેરે.

ચ. ઘરગથ્થુ દવાઓ.

છ. શરીરસ્વાસ્થ્યના મહત્ત્વનો પ્રચાર.×

નરહરિભાઇ પરીખ

---

× " શિક્ષણ અને સાહિત્ય " ના જુન–'૪૮ના અંકમાંથી.

કેવડાત્રીજ વગેરે તહેવારોમાં સ્ત્રીજીવનનો વિચાર પ્રમુખ છે. આષાઢી અને કાર્તિકી એકાદશી તથા મહાશિવરાત્રિની આસપાસ ભકિત અને મુકિતની ગૂંથણી કરવામાં આવેલી છે.

આ ઉપરાંત જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ તથા રામદાસની પુણ્યતિથિઓના ઉત્સવો મહારાષ્ટ્રમાં મોટા સમારંભ સાથે ઊજવવામાં આવે છે. આ હિંદુઓના તહેવારો ઉપરાંત અન્યધર્મીઓના તહેવારો પણ છે જ. રાષ્ટ્રીય ઉત્થાનના આ જમાનામાં તેમનો પણ આપણે સારો ઉપયોગ કરી શકીએ. ઇસ્લામની, એ ઇદો, મોહરમ તથા પેગંબરજયન્તીના તહેવારો દ્વારા ઇસ્લામમાં રહેલી શ્રદ્ધા, ભકિત અને કુરબાની વગેરે વૃત્તિઓનું દર્શન આપણે જરૂર કરી શકીએ.

ઇસ્ટર અને નાતાલ એ ખ્રિસ્તી ધર્મના આપણા પરિચિત તહેવારો છે. તેમના દ્વારા ઇસુ ખ્રિસ્તના પ્રેમધર્મનો પરિચય આપણે કરી શકીએ. આ ઉપરાંત મહાવીર, શંકરાચાર્ય, બુદ્ધની જયન્તીઓ, વ્યાસની ગુરુપૂર્ણિમા, ગીતાજયન્તી અને ભીષ્માષ્ટમી જેવા તહેવારો સંસ્કૃતિ અને કેળવણીની દૃષ્ટિથી અવશ્ય ઊજવવા જેવા છે.

સંસ્કૃતિની પરંપરાનું રક્ષણ કરવું, અને સમાજને પુરુષાર્થની પ્રેરણા આપવી એ તહેવારોનો મુખ્ય ઉદ્દેશ છે. વિવેકદૃષ્ટિનો લોપ થવાથી હાલ આપણા તહેવારોમાં વિશેષ સત્ત્વ દેખાતું નથી. આળસ અને વિલાસથી તહેવારોનું સ્વરૂપ મલિન થયેલું છે. કેવળ યાંત્રિક જડતા અને પામર વહેમ તેમાં દેખાય છે. સમાજસંજીવનના એક પ્રભાવી ઉપચાર તરીકે તેનો ઉપયોગ કરવો હોય તો તેમનું નવું સંસ્કરણ કરવું જોઇએ. વર્ધા-યોજનાની શાળાઓ દ્વારા આ કામ સહેજે થઇ શકે. તહેવારોને દિવસે સામાજિક કાર્યક્રમો યોજીને વિદ્યાર્થીઓ અને ગ્રામવાસીઓને નવી દૃષ્ટિ આપી શકાય, અને તે દ્વારા આખા સમાજમાં નવો ઉત્સાહ પેદા કરી શકાય.

તહેવારને દિવસે શાળાઓમાં રજા હોય છે. પણ આ રજાઓનો કેળવણીની દૃષ્ટિએ જ ઉપયોગ કરવાનો શિક્ષકોએ આગ્રહ રાખવો જોઇએ. સામાજિક જીવનને આવશ્યક એવી વિવિધ પ્રવૃત્તિઓનું શિક્ષણ તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને આપી શકાય. મંદિરો, જાત્રાનાં સ્થળો, જલસ્થાનો વગેરેની સફાઇ કેમ કરવી, તથા તેમનો યોગ્ય ઉપયોગ કેમ કરવો, તેનું જ્ઞાન સમાજને આપવું. હાલ તહેવારોમાં જે દુરાચાર દાખલ થયા છે તે બધા ખંખેરી નાંખવા જોઇએ. આહારવિહારની બાબતમાં કઇ શાસ્ત્રીય મર્યાદાઓ પાળવી જોઇએ તેની માહિતી આપવી. દારુનું વ્યસન તેમ જ હિંસાત્મક બલિદાન જેવી બદીઓ દૂર કરવાને પ્રયત્ન કરવો. મરદાની તથા સાત્ત્વિક વિનોદની રમતગમતો, ભજન-કીર્તન, વ્યાખ્યાન, પ્રવચન વગેરે કાર્યક્રમ યોજવા. આથી કરીને સમાજના બધા લોકોને કેળવણીનો લાભ મળશે. વિદ્યાર્થીઓને સમાજ સાથે પરિચય થશે, અને સ્વભાષાનું સારું જ્ઞાન થશે. કારણ, જુદા જુદા તહેવારોમાં જુદી જુદી કથાઓ, કવિતાઓ તેમ જ સામાજિક પરિવર્તનનો ઇતિહાસ તો આવેલો હોય છે. એથી તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને મૌખિક શિક્ષણ પણ સારી પેઠે આપી શકાય.*

અ૦ સ. ન. ભાગવત

* મરાઠી 'વર્ધા-શિક્ષણ' માંથી.

# અનુક્રમણિકા



## સામયિક દોહન વિભાગ

સ્થળસંકોચને લીધે દર માસે અપાતો "સામયિક દોહન" વિભાગ આ અંકે ાપી શકાયો નથી.

---


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૦-૭-૪૦

પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું · જુલાઈ-૧૯૪૦ · અંક ૭ મો

## સામયિકોની પસંદગીનું સાધન

—તંત્રીસ્થાનેથી

આ અંક સાથે તમારા પુસ્તકાલયને વાસ્તે આગામી વર્ષ માટે જોઈતાં સામયિકો તેમજ પુસ્તકો માટેનાં બજેટનાં ફોર્મ મોકલવામાં આવ્યાં છે.

પુસ્તકોની પસંદગી સંબંધે અમે આ અગાઉ અનેક વાર પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઈઓને વિવિધ માર્ગદર્શન આપ્યું છે. આ વખતે અમે, પુસ્તકાલયમાં સામયિકોની પસંદગી સંબંધે કંઈક દિશાસૂચન કરીએ છીએ.

વર્તમાનપત્રોની બાબતમાં, ખાસ કરીને દૈનિક વર્તમાનપત્રોની બાબતમાં, અમે વધુ નથી લખતા, કારણ કે દૈનિક વર્તમાનપત્રો ખરીદી શકે તેવાં પુસ્તકાલયોની સંખ્યા પ્રમાણમાં ઓછી છે અને એ પ્રશ્ન એવો છે કે, એમાં દિશાસૂચન કરવાનું ખાસ રહેતું નથી; કારણ કે આજે ઝડપી ગતિએ બન્યે જતા જગતના બનાવો જાણવાની ઇંતેજારી સૌ કોઈને હોય છે. એટલે પુસ્તકાલય કે વાચનાલયમાં દૈનિક વર્તમાનપત્ર એ આજે અગત્યનું સામયિક થઈ પડયું છે. પરંતુ પોતાના પુસ્તકાલય માટે એ દૈનિક મેળવવાનો આધાર તો પુસ્તકાલયે મેળવેલી લોકમદદ ઉપર હોય છે. એટલે જો તમો સારી એવી લોકમદદ એકઠી કરી શકયા હશો તોજ રૂા. ૨૨-૨૫ ના વાર્ષિક લવાજમવાળું દૈનિક વર્તમાનપત્ર મંગાવી શકો; પરંતુ નાની સરખી લોકમદદ એકઠી કરી શકયા હો અને છતાં તમારાં વાચકો માટે દૈનિક વર્તમાનપત્ર સંગાવવાની ઇચ્છાને તમારે પોષવી હોય તો અમદાવાદ કે સુરતનાં દૈનિક વર્તમાનપત્રો તમે કદાચ મેળવી શકો. કારણ કે સસ્તા લવાજમનાં અને તાજામાં તાજા સમાચારો આપતાં એજ દૈનિક વર્તમાનપત્રો ગુજરાતમાં છે. એટલે ઓછા લવાજમે છેવટના સમાચારો માટે એ દૈનિકો ખરીદી શકાય; પરંતુ જે પુસ્તકાલયો સારી લોકમદદ એકઠી કરી મોટી રકમનાં બજેટ બનાવતાં હોય તેમને માટે મુંબઈનાં દૈનિકો ઠીક થઈ પડે. કારણ કે

અવારનવાર એમાં જાણવા જેવા લેખો પણ આવતા હોય છે; જો કે આજનો દૈનિક પત્ર વાંચનાર એ વાંચવાની દરકાર બહુ જ ઓછી રાખતો હોય છે.

અને અઠવાડીકો તો એટલાં બધાં છે કે એ બધાનો અહીં ઉલ્લેખ કરવા જઇએ તો પાર પણ ન આવે, એટલે અઠવાડીકોની પસંદગી પરત્વે તો આપણા વાચકોની માગણી વિચારી પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની અનુમતિ લઈ પોતાના બજેટની મર્યાદામાં રહીને પસંદ કરી શકાય.

અઠવાડીકોની બાબતમાં એક વસ્તુ અહીં જણાવી દઇએ. કેટલીક ઓછી રકમના બજેટવાળાં પુસ્તકાલયો પણ રાજ્યનાં બધાં અઠવાડીકોની માગણી કરતાં હોય છે. મર્યાદિત લોકમદદ મેળવનાર એ પુસ્તકાલયોને, રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સાહેબે એક વાર જણાવેલું તેમ, ત્રણે અઠવાડીક ન પણ મળી શકે. કારણ કે તેમ કરવા જતાં બીજાં સામાયિકના તેમ જ પુસ્તકોના લાભથી તેઓ વંચિત રહી જવા સંભવ છે. એટલે રાજ્યના એક અર્ધસાપ્તાહિક કે સાપ્તાહિકથી તેમણે સંતોષ માનવો જોઇએ; બાકી, તેમને "સયાજીવિજય" "નવગુજરાત" "ભારત" અથવા "પ્રજામંડળ"માંથી એકાદ પણ મળે તો તેથી તેમણે સંતુષ્ટ રહેવું જોઇએ; ત્રણેય માટે આગ્રહ સેવવો ન જોઇએ. અને પાક્ષિકોમાં અમદાવાદથી પ્રકટ થતું "જ્યોતિર્ધર" આપણા સમાજને સ્પર્શતા અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીજગતને લગતા સવાલો ઠીકઠીક ચર્ચે છે. આજની આપણી સામાજિક પરિસ્થિતિને લગતું ઘણું એમાંથી આપણને જાણવા મળે તેમ હોય છે.

હવે અતિ અગત્યના વિષય પર આપણે આવીએ. અને તે માસિકોનો. માસિકો સંબંધે આપણે ત્યાંનાં અથગણ્ય સામયિકો સંબંધે આ લખનારે "શારદા" માસિકના જાન્યુઆરી ૧૯૪૦ ના અંકમાં જે લેખ લખેલો તે અત્રે પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલ ભાઇઓને બજેટ પ્રસંગે પસંદગીમાં સાધનભૂત થઇ પડે તે માટે આ પછી ઉતાર્યો છે.

આ સંબંધે આ અગાઉ અનેકવાર કહેવાયું છે તેમ જો માસિકોની પસંદગી નજીક નજીકનાં ગામોનાં પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલ ભાઇઓ સાથે સહકાર સાધી સહકારી યોજનાથી બજેટ બનાવાશે તો, દરેક ગામવાળાઓ પોતપોતાને ત્યાં ભિન્ન ભિન્ન માસિકો મંગાવી પરસ્પર આપ–લેનું ધોરણ સ્વીકારશે તો, થોડા ખર્ચે વધુ માસિકોનું વાંચન પોતાના વાચકોને વંચાવવાની સગવડ કરી શકાશે. એટલે સૌ મંત્રી–ગ્રંથપાલ ભાઇઓ પોતપોતાની નજીકના ગામવાળાઓ સાથે ઉપર મુજબનો સહકાર સાધશે.

—※—

# અગ્રગણ્ય ગુજરાતી સામયિકો

**આ**પણા સાહિત્યની સેવા કરતાં અને વિવિધ વિષયો ચર્ચતાં અનેક માસિકો આપણે ત્યાં છે. વિદ્વાન સંપાદકોની વિદ્વત્તાનો પરિચય આપતાં માસિકો આપણે ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં છે પરંતુ ઉપર જણાવેલ વર્ગને ઉપયોગી નીવડે તેવાં તો માત્ર ગણ્યાં ગાંઠયાં જ છે. એમાં અમદાવાદ ખાતેથી પ્રસિદ્ધ થતું "**નવરચના**" માસિક આપણી દૃષ્ટે પ્રથમ તરી આવે છે. એમાં છણાતા પ્રશ્નો ગ્રામજીવનની રહેણીકરણી અને સામાન્ય જનસમૂહના રીતિરિવાજોને સ્પર્શતા હોઈ થોડું ભણેલા પણ સમજી શકે તેવી સરળ અને સુસ્પષ્ટ તેમ જ સુવાચ્ય શૈલીથી અપાય છે. એટલે આપણા ગુજરાતને ગામડે વસતી પ્રજા–જનતા–ને તેમના ખરનું કોઈ શિષ્ટ માસિક વાંચવા આપવું હોય તો એ "નવરચના" છે. એમાં ચર્ચાતા વિવિધ વિષયોમાં, અવારનવાર આવતો સ્ત્રીવિભાગ આજના નારીસમાજને સ્પર્શતા વિષયો ઠીક ઠીક ચર્ચે છે. એની આ ઉપયોગિતાથી એની વિશિષ્ટતામાં એક ઓર વધારો થયો છે.

આપણે ઉપર જોયું તેમ "નવરચના" આપણી ગ્રામજનતાને જરૂરી સાહિત્ય પૂરું પાડે છે તેમ બીજું તેવું એક માસિક આપણે ત્યાં છે, અને તે "**શારદા**".

"**શારદા**" માસિક એવું સાહિત્ય આપે છે કે જે ગ્રામજનતાનું લોકભોગ્ય સાહિત્ય આપવા ઉપરાંત, કંઈક વધુ શિક્ષણ પામેલાઓને પણ તેમાં વિશેષ રસ આવે તેવી વાનીઓ આપવાનો એકધારો શિરસ્તો "શારદા" માસિકે તેના આજ પર્યંતના અસ્તિત્વ દરમિયાન જાળવી રાખ્યો છે. અને તેમાં પણ એના તંત્રી શ્રી. રાયચુરા અવારનવાર વિવિધ વિષયો અને પ્રસંગો પસંદ કરીને તેને અનુરૂપ વિશેષાંકો આપતા રહે છે. એ વિશેષાંકોમાંથી જનતાને કંઈ ને કંઈ નવીન જાણવાનું મળી રહે છે. એના તંત્રીઅંકો, લોકસાહિત્યઅંકો, અને નવલિકાઅંકો ઠીક ઠીક પ્રશંસા પામે છે; ઉપરાંત, ગયા વર્ષમાં બહાર પડેલો "શારદા"નો "પ્રૉફેસર અંક" જેમ તંત્રીઅંકોમાં શ્રી. રાયચુરા વિવિધ પત્રકારોની મહેફીલ જમાવે છે, તેમ આ પ્રૉફેસર અંકમાં ગુજરાતના અગ્રગણ્ય પ્રૉફેસરોની સારી મિજલસ મેળવે છે. આ બધી એની વિશિષ્ટતા જ લેખાય.

અને ગયા વર્ષે જ શરૂ થયેલું પરંતુ એની સ્થાપના બધાં માસિકોને પાછળ મૂકી દેતું "**શિક્ષણ અને સાહિત્ય**" એના સંચાલકો અને સંપાદકોની જહેમતને આબાદ સફળ બનાવતું પૂરવાર થયું છે. એમાં અપાતા કેળવણીવિષયક લેખો આજે સર્વત્ર સ્વીકારાઈ ચૂકેલી વર્ધા યોજનાને આગળ વધારવામાં ઠીક ઠીક સહાયભૂત નીવડે તેવા હોય છે. ઉપરાંત ગામગોષ્ઠી જેવા લેખો પ્રૌઢ શિક્ષણ પામેલાંઓને એમનું વાચન આગળ વધારવામાં ઠીક ઉપયોગી નીવડયા છે. એકંદરે, આ માસિકે કેળવણીના ક્ષેત્રમાં ઉત્તમ ફાળો આપ્યો છે.

એવી જ રીતે ગયે વર્ષે શરૂ થયેલું બીજું માસિક "**રેખા**"

"**રેખા**" માસિક માત્ર એક જ વર્ષ થયાં પ્રકટ થવા માંડયું છે, પરંતુ એ દરમિયાનમાં ગુજરાતી વાચકજનતાને એણે એવું આકર્ષણ લગાડયું છે કે અનેક સામયિકો એમાં આવતા લેખોની ઠીક ઠીક ચર્ચા ચલાવે છે. એમાં અપાતાં કટાક્ષચિત્રો, તેમ જ નવી કિતાબ, મારું પ્રિય પુસ્તક અને સિદ્ધહસ્ત લેખકોની ટૂંકી વાર્તા વગેરે દર માસે કંઈ ને

કંઇ નવીનતા આપે છે. અને એવી સર્વભોગ્ય સામગ્રી સારી પૃષ્ઠસંખ્યામાં આપવા છતાં એનું વાર્ષિક લવાજમ રૂ. ૨ના પ્રમાણની ગણતરીમાં એ જરૂર સસ્તુ માસિક ગણી શકાય.

હવે આપણે જરા ઉપલા થર તરફ આવીએ.

આવા એટલે માધ્યમિક શિક્ષણ પામેલા છતાં વાચનનો વધુ શોખ ધરાવતા તેમ જ વિવિધ વિષયો વિષે જ્ઞાન મેળવવા ઇચ્છતા વર્ગને માટે, મહારાષ્ટ્રીય સંસ્થાના સંચાલન હેઠળ એક ગુજરાતી પીઢ સંપાદક શ્રી. તુલજારામ યાજ્ઞિકના સંપાદન નીચે પ્રગટ થતું "**ચિત્રમય જગત**" એનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એમાં આવતા અન્ય સામયિકોના પસંદ કરી ચૂંટી કાઢેલા ઉત્તમ ઉતારા, અન્ય માસિકના ગ્રાહક ન હોવા છતાં લગભગ ઘણાં માસિકો વાંચવા મળ્યાની ગરજ સારે છે, એમ કહી શકાય. આપણા ગુજરાતના Literary Digest જેવું એને કહીશું તો ખોટું નહિ લેખાય. આ ઉપરાંત એની વિશિષ્ટતા એમાં આવતી આંતરરાષ્ટ્રીય નોંધો છે. વળી એમાં વ્યક્ત થતા સ્ફુટ વિચાર આપણને ઘડીભર વિચારતા કરી મૂકે છે. આ ઉપરાંત એનો દર વર્ષનો પ્રથમ અંક ખાસ અંક તરીકે પ્રકટ થાય છે, જે અમુક પસંદ કરેલ વિષયને લગતી પ્રચૂર સામગ્રીથી ભરપૂર હોય છે. એના "જર્મની અંક" "રશિયા અંક" અને છેલ્લે છેલ્લે ૧૯૪૦નો જાન્યુઆરીનો "લશ્કરી અંક" જાણવાજોગ માહિતીઓથી ભરપૂર હતા.

આ સિવાય "**યુવક**" માસિક આજે આપણા જુવાનોને કંઈક કંઈક રાષ્ટ્રસેવાનાં કાર્યોમાં રસ લેતા કરવાની પ્રેરણા પાતું, અને ગ્રામપ્રશ્નોની છણાવટ કરતું જુવાનોને ઠીક આકર્ષણ આપી રહ્યું છે. એનું સાહિત્ય ગ્રામજીવનના વિવિધ પ્રશ્નોની છણાવટને વેગ આપવામાં, જુવાનોને માર્ગદર્શન આપે તેવું હોય છે. એમાં આવતો ગામડાનો પત્ર ગ્રામજીવનની સમસ્યાની ઠીક ઠીક ચર્ચા કરતો હોય છે.

હવે આપણે આપણા શિક્ષિતો અને વિદ્વાનોને ઉપયોગી થઇ પડે એવાં માસિકો તરફ ફરીએ.

આ કક્ષામાં "**પ્રસ્થાન**" માસિક પ્રથમ સ્થાને આવે છે. એમાં આવતા લેખો ગંભીર હોઇને એના વાચકને વિચાર કરતો કરી મૂકે છે. એ ઉપરાંત એમાં આવતી રાજકીય નોંધો અને બહિર્જગત, વર્તમાન પરિસ્થિતિવિષયક વિચારો ચર્ચવા માટે સારો ખોરાક પૂરો પાડે છે, એમ સહેજે કહી શકાય. વળી એમાંનાં કાવ્યો ઘણે ભાગે આપણા સાહિત્યકારો અને સાક્ષરોનાં આવતાં હોવાથી શિક્ષિતોને ઠીક ઠીક આકર્ષે છે, મતલબ કે, એમાંનું એકે એક પૃષ્ઠ વિચારણીય સામગ્રીથી ભરપૂર હોય છે, અને તે વિચાર અને મનન માગી લે છે. આજે એના તંત્રીસ્થાને, એના આદ્યતંત્રી–આપણા જાણીતા સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકનું નામ નથી છતાં એમની સંપાદનકળાની એ પૂર્વપ્રતિભા અને એમનું એ બહુશ્રુતપણું, "પ્રસ્થાન"માં આજે પણ એકધારૂં જળવાઇ રહ્યું છે, અને આમાં મુખ્ય કારણ, એના આદ્યતંત્રીનો તેમ જ તેના હમેશના લેખકોનો ચાલુ સહકાર હોવાનું પરિણામ સમજાય છે.

અને એવું જ, જાણે એની સરસાઈ કરવા પ્રયત્ન કરતું હોય તેવું, અમદાવાદથી ભારતી સાહિત્ય સંઘ દ્વારા પ્રસિદ્ધ થતું "**ઊર્મિ**" માસિક હમણાં હમણાં, "પ્રસ્થાન"માં આવતા લેખોની તોલે આવે તેવા ગંભીર વિષયોથી ભરપૂર આવે છે. આ માસિક ગુજરાતના જાણીતા સાક્ષરો અને વિદ્વાનોનો ઠીક ઠીક સહકાર મેળવી રહ્યું છે. અને એથી એની ઉત્તરોત્તર પ્રગતિ થતી સ્પષ્ટ જણાઇ આવે છે. ભારતી સાહિત્ય સંઘના સંચાલકો એમની આ પ્રવૃત્તિમાં સારા પ્રમાણમાં પ્રગતિ સાધી રહ્યા છે એમ કહેવું અસ્થાને નહિ લેખાય.

અને આવા વિચારપ્રધાન માસિકોમાં, માસિક નહિ પરંતુ ત્રૈમાસિક **"બુદ્ધિપ્રકાશ"** આજે પણ એના ભૂતપૂર્વ તંત્રી શ્રી. હિરાલાલ પારેખની સ્મૃતિ કરાવતું, આપણા પ્રાચીન સાહિત્યના સંશોધનને લગતા તેમ જ અર્વાચીન સાહિત્યની ઊંડી મીમાંસા કરતા લેખો આપીને એની મુરબ્બીવટ આજે પણ એકધારી સાચવી રહ્યું છે.

વળી એક કાળે આપણા સાહિત્યમાં, વિવેચનો અને મનનો માટે સારી છાપ પાડી જનાર " કૌમુદી "નું ( વિજયરાયનું ) સ્થાન આજે " **માનસી** "એ લીધું છે. એને માટે સખેદ કહેવું પડે છે કે, એક કાળે એ " કૌમુદી " ત્રૈમાસિકે વિવેચનો માટે આપણા સાહિત્યકારોમાં જે એક ખાસ વિશિષ્ટ પ્રકારનો માનમોભો મેળવ્યો હતો તે આજે કેટલેક અંશે " માનસી "માં જળવાય છે, છતાં સંપૂર્ણાંશે તો નહિ જ. આમ છતાં એમાંનાં વિવેચનો અને મંતવ્યો જરૂર પ્રશંસાપાત્ર હોય છે. સંભવ છે, આમાં એના તંત્રી અન્ય વ્યવસાયમાં પડી જવાથી એનો પાછળ પૂરતું ધ્યાન આપી શકતા ન હોય.

અને ફાર્બસ સભાના **"ત્રૈમાસિક"**માં એના તંત્રીપદેથી શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ ઠીક ઠીક નવીનતા આણી છે. એણે હવે " બુદ્ધિપ્રકાશ "નું ધોરણ જાળવવાનો નિશ્ચય કર્યો હોય એમ સમજાય છે. કારણ કે એમાં આવતા લેખો પણ " બુદ્ધિપ્રકાશ "ની માફક સંશોધાનાત્મક પણ હોય છે.

વળી આપણે ત્રૈમાસિકો વિષે વાત કરતાં પહેલાં એક અગત્યના માસિકનો ઉલ્લેખ કરવો ચૂકી ગયા અને તે મહાગુજરાતમાંથી–ઠેઠ કલકત્તાથી–પ્રગટ થતું માસિક **"નવચેતન."**

" **નવચેતન** " માસિકના સંપાદનમાં એના તંત્રી શ્રી. ઉદેશી ગુજરાતના ગરવા પત્રકાર શ્રી. હાજી મહમદની " વીસમી સદી "ને જાણે ભુલાવવા પ્રયત્ન કરતા હોય તેવી રીતે " નવચેતન "ને લેખો તેમ જ ચિત્રોથી સમૃદ્ધ અને વિભૂષિત કરે છે. કદી કદી એમાં આવતા લેખોમાં પરભાષાની છાયા આવે છે છતાં આજે આપણને " વીસમી સદી "ની વિસ્મૃતિ કરાવતું એ ઊભું છે.

આ ઉપરાંત કોઇ પણ જાતની જાહેરાત કર્યા સિવાય કે પોતાની પ્રશંસા માગી વાહવાહ બોલાવડાવવાની વૃત્તિ સેવ્યા સિવાય આપણા સાહિત્યમાં પોતાનો એકધારો ફાળો આપ્યે જતું વડોદરાથી પ્રકટ થતું " **સુવાસ** " એના દરેક અંકે મનનીય વાચન આપે છે. એમાં આવતી નોંધો તેમ જ ઐતિહાસિક અને સંશોધનાત્મક લેખો આપણને કંઇક પણ નવીન જ્ઞાન આપે છે. આપણાં પુસ્તકાલયોમાં એનો અલ્પ ફેલાવો છતાં વ્યક્તિવાચકોમાં એ સારો આદર પામતું જાય છે.

આ બધાં સામયિકો તો આપણા ઉચ્ચ શિક્ષણ પામેલા વિદ્વાન સંપાદકો અને સંશોધકોની જહેમતના પરિપાકરૂપ ઉપયોગી સામયિકો છે. પરંતુ હમેશાં કંઇક નવું જાણવાની ધગશવાળા આપણા કુમારો અને કિશોરોને માટે ઉત્તમોત્તમ સાહિત્ય આપનાર, એમનામાંનાં જ્ઞાનાંકુરનાં બીજને પોષનાર અને એ પોષણ પામવા માટે સદા તૈયાર રહેનાર આપણા એ કુમારો–કિશોરો માટે " **કુમાર** " માસિક છેલ્લાં અઢાર વર્ષ થયાં જ્ઞાનવારિના જે જળધોધ વર્ષાવી રહેલ છે, એ જ્ઞાનપ્રપાતમાં આપણા આજના કુમારો અને કિશોરો નિમજ્જન કરીને વિવિધ પ્રકારનો જ્ઞાનલાભ પામે છે. એમાં આવતી શૌર્યકથાઓ, દેશવિદેશની વિખ્યાત વિભૂતિઓનાં જીવનચરિત્રો, તેમજ દેશપરદેશનાં કુમાર–કિશોરો સાથે મૈત્રી સાધવા ઇચ્છતા

વાચકોને માર્ગદર્શક આપી એણે અનેક જિજ્ઞાસુ કુમારો અને કિશોરો પાસે પોતાની વાહવાહ ઉચ્ચારાવી છે.

આ ઉપરાંત, ચિત્રકલા અને ફોટોગ્રાફીમાં જો ગુજરાતમાં વિશેષ રસ કેળવાયો હોય તો તે "કુમાર"ના સંચાલક શ્રી. રવિભાઈ રાવળ અને બચુભાઈ રાવતને આભારી છે. ગુજરાતને કલાવિષયમાં રસ લેતું કરવાનો સર્વ યશ આ બન્ને ભાઈઓને ફાળે જાય છે

અને માત્ર ચારેક વર્ષ થયાં પોતાની નવી કીર્તિ પ્રસરાવતું ઉપલા વર્ગને ઉપયોગી એક બીજું પણ માસક છેઃ એ માસિક તે "**કિશોર.**"

"**કિશોર**" માસિક એક ખાસ ધ્યેય લઈને બહાર પડયું છે. શાળા—પાઠશાળાના વિદ્યાર્થીઓને એમના અભ્યાસમાં ઉપયોગી થઈ પડે તેવું, તેમ જ જાણવા જોગ બાલજ્ઞાન અને માહિતી આપતું આ માસિક, આજે પ્રૌઢશિક્ષણ પામી વાંચતાં લખતાં થયેલાંઓને ઉપયોગી થઈ પડે તેવું સાહિત્ય પણ આપે છે. એટલે, એટલે દરજ્જે એ એક આવકારદાયક માસિક છે.

આ ઉપરાંત "**સ્કાઉટ વીર**" માસિક, આપણે ત્યાં ચાલતી વીરપ્રવૃત્તિને લગતા લેખો તેમ જ શૌર્યકથાઓનું ઠીક ઠીક સાહિત્ય પીરસે છે.

આ તો કુમાર અને કિશોર સાહિત્ય આપતાં માસિકોની વાત થઈ, પરંતુ આપણી ઊગતી આશાઓ માટે પણ જરૂરી સાહિત્ય આપતાં સામયિકો પણ છે; અને તેનો આટલો ફાલ સ્વ. શ્રી. ગિજુભાઈની બાલશિક્ષણવિષયક વિસ્તૃત પ્રવૃત્તિને આભારી છે, એમ ન કહીએ તો કૃતઘ્ન ગણાઈએ.

આવાં બાલમાસિકો પૈકી આણંદની ચરોતર એજ્યુકેશન સોસાઈટી તરફથી પ્રકટ થતું "**બાલમિત્ર**" આપણાં બાળકોને પથ્યકર અને હોંશે હોંશે વાંચવું ગમે તેવું બાળસુલભ શૈલીમાં સારું વાચન આપે છે. એના સંચાલનમાં જાણીતા શિક્ષણશાસ્ત્રીઓનું પીઠબળ હોઈને સારી પ્રગતિ કરી રહ્યું છે, એમ કહી શકાય. એની ખીલવણીમાં, એના આજે નિવૃત્ત થયેલા અને હવે "બાલજગત" માસિકના તંત્રી શ્રી. સોમાભાઈ ભાવસારનો ઠીક ઠીક ફાળો હતો.

એવું જ બીજું બાલમાસિક, વડોદરાથી શ્રી. રમણલાલ નાનાલાલ શાહના તંત્રીપણા હેઠળ પ્રકટ થતું "**બાલજીવન**" છે. શ્રી. રમણલાલ શાહ બાલસાહિત્યસર્જકોમાંના એક છે. એમના સંપાદન હેઠળ અમદાવાદના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય દ્વારા બાલસાહિત્યની ઠીક ઠીક નાની નાની પુસ્તિકાઓ પ્રકટ થઈ છે, એટલે એઓ, બાલમાનસના અભ્યાસી છે એમ કહી શકાય. એવા બાલમાનસના પીછાનનાર તંત્રીના સંપાદન હેઠળ ચાલતા "બાલજીવન" માસિકમાં બાલરુચિને અનુકૂળ સાહિત્ય અપાવા ઉપરાંત અન્ય વિવિધતા પણ હોય છે.

અને અમદાવાદથી પ્રકટ થતા "**બાલસખા**" માસિકમાં પણ આપણાં બાળકોને ઉપયોગી એવું વિવિધ શૈલીએ રસપ્રદ બાલવાચન પથ્યાપથ્યના વિચારપૂર્વક પીરસાય છે.

આ ઉપરાંત, આપણે ત્યાં બાલપાક્ષિક પણ છે. તે સુરતવાળા શ્રી. નટવર વીમાવાળાના તંત્રીપણા હેઠળ પ્રકટ થતું અને દર માસની પહેલી તેમજ પંદરમી તારીખે આપણાં બાળકોને મીટ માંડી રાહ જોવરાવતું "**ગાંડીવ.**"

"**ગાંડીવ**" આપણાં બાળકોના હાથમાં આવતાં તેઓ જાણે ગેલમાં આવી જાય છે. એમાં અવારનવાર દેખા દેતી "બકોર પટેલની વાતો"માં આપણાં બાળકોને બહુ જ રસ પડે છે.

અને પ્રથમ પખવાડીક તરીકે જન્મેલું પણ આજે હવે માસિકરૂપે પ્રકટ થતું

" **બાલજગત.** " એના તંત્રીસ્થાને છે " બાલમિત્ર " માસિકના આદ્યતંત્રી શ્રી. સોમાભાઈ ભાવસાર અને શ્રી. દિનેશ ઠાકોર. " **બાલજગતે** " જન્મ્યા પછી, ખરું કહીએ તો એવી સારી પ્રગતિ સાધી છે કે તે આપણાં આજનાં બાલમાસિકોમાં મોખરે આવી ઊભું છે. અને એના જેટલી નહિ તો એથી ઓછી પણ પ્રગતિ કરવા પ્રયત્ન કરતા " **બાળકે** " પણ ચાલુ વર્ષમાં સારી પ્રગતિ કરી છે. જ્યારે રાજકોટનું " **બાલવાચન** " હજી એની જૂની ઘરેડે ચાલુ જ છે. રાજકોટનું " **બાલવાચન** " બાળકોને જ્ઞાનદાયક વાચન આપવા છતાં સુઘડ છપાઈ અને આકર્ષક રૂપરંગના અભાવે બાળકોનું પૂરતું આકર્ષણ પામી શક્યું નથી.

અત્યારસુધી આપણે વિવિધ વિષયને લગતાં માસિકો વિષે જાણી લીધું, પરંતુ એક વિશિષ્ટ અંગને સ્પર્શતાં માસિકો રહી જાય છે અને તે છે સ્ત્રીઓનાં માસિકો.

આપણે ત્યાં સ્ત્રીવિષયક પ્રશ્નો ચર્ચતાં માત્ર ચાર જ માસિકો છે: અને તે (૧) સ્ત્રીબોધ, (૨) ગુણસુન્દરી, (૩) પદ્મિની અને ગયા વર્ષથી પ્રગટ થતું (૪) સ્ત્રીજીવન.

આ પૈકી " **સ્ત્રીબોધ** " માસિક આપણે ત્યાં જૂનામાં જૂનું છે. એનાં આદ્યતંત્રી શ્રી. પૂતળીબાઈ કાબરાજીના વખતમાં આ માસિકે આપણા સ્ત્રીસમાજમાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું હતું, ત્યારબાદ એના હાલના તંત્રી શ્રી. કેશવપ્રસાદ દેસાઈના તંત્રીપણા હેઠળ એણે શરૂઆતનાં વર્ષોમાં સ્ત્રીસમાજને લગતા પ્રશ્નો ઠીક ઠીક પ્રમાણમાં ચર્ચેલા. એમાંથી આપણા સ્ત્રીસમાજને કેટલુંક જાણવાજોગ તો જરૂર મળી આવે તેમ છે. આપણે આશા રાખીએ, સ્ત્રીસમાજનું આ મુરબ્બી માસિક એની મુરબ્બીવટ એકધારી સેવા દ્વારા સદાને માટે જાળવી રાખવા શક્તિવાન નીવડે, ગુજરાતણોની સુચારુ રૂપે સેવા બજાવે.

પરંતુ " સ્ત્રીબોધ "ની સાથે સાથે આપણે ત્યાં એનાથી ડગલું આગળ વધવા પ્રયત્ન કરતું બીજું સ્ત્રીમાસિક પણ છે. અને તે " **ગુણસુંદરી.** "

" **ગુણસુંદરી** " માસિક એનાં સ્ત્રીતંત્રીના સંપાદનને કારણે આજે આપણા સ્ત્રી–સમાજમાં ઠીક ઠીક સ્થાન પ્રાપ્ત કરતું જાય છે. એનાં નિવૃત્ત થયેલાં તંત્રીઓ શ્રી. પ્રેમલીલા મહેતા અને શ્રી. વિદ્યુલ્લતા દેસાઈએ સ્ત્રીસમાજના પ્રશ્નોની સુંદર છણાવટ આ માસિક દ્વારા કરી છે, અને એનાં હાલનાં તંત્રી સૌ. જયવતીબહેન દેસાઈ વડોદરાના સ્ત્રીસમાજનાં જાણીતાં આદર્શ સ્ત્રીસેવિકા છે. ગામડે વસતી આપણી ગુજરાતણોમાં સમાજસુધારાના પ્રશ્નોના ઉકેલમાં એમનો સક્રિય ફાળો છે. વડોદરા ખાતેની ચિમનાબાઈ સ્ત્રી સમાજ સંસ્થાઓનાં તેઓ એક અંગભૂત છે એટલે " ગુણસુંદરી " દ્વારા એમની સેવાઓનો ઉત્તમ લાભ આપણો સ્ત્રી સમાજ મેળવતો થયો છે એ આનંદની વાત છે. જ્યારે અમદાવાદથી પ્રકટ થતું " **પદ્મિની** " માસિક સ્ત્રીસમાજનું માસિક હોઈને તેમાં પણ સ્ત્રીઓને લગતા લેખો આવે છે. પરંતુ એની અનિયમિતતાને કારણે એનું ભાવિ કેવું નીવડશે તે અત્યારે કંઈ કહી શકાય નહિ.

અને છેલ્લે છેલ્લે ' સ્ત્રીજીવન 'માં એના તંત્રી શ્રી. મનુભાઈ જોધાણીએ એમના " સ્ત્રીબોધ "માંથી મેળવેલા અનુભવનો ઉપયોગ કરવા માંડ્યો છે. " સ્ત્રીજીવન " માટે એમણે જાણીતા લેખકોનો સહકાર મેળવવા માંડ્યો છે. એટલે એ ' સ્ત્રીજીવન ' એનું અત્યારનું વિશિષ્ટપણું જાળવી રાખવા શક્તિમાન નીવડ્યું છે.

છેલ્લે અહીં ઉલ્લેખાયેલાં સામયિકો ઉપરાંત અન્ય ધાર્મિક, જ્ઞાતિવિષયક તેમજ ઇતર અનેક માસિકોનું અસ્તિત્વ આપણે ત્યાં છે. સર્વનો ઉલ્લેખ કરવા જતાં, અતિ વિસ્તાર ભયે, અહીં વિરમું છું. *

**મણિલાલ પ્રભાશંકર વ્યાસ**

* જાન્યુઆરી : ૧૯૪૦ ના " શારદા "માંથી જરૂરી સુધારા વધારા સહિત.

# સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

**નાગરી** પ્રચારિણી સભાનું કાશીમાં આવેલ આર્ય ભાષા પુસ્તકાલયની હિંદમાં મોટા પુસ્તકાલયોમાં ગણતરી થાય છે. તેમાં ૧૫,૨૮૨ હિંદી પુસ્તકો તથા હસ્તલિખિત લખાણો છે. પુસ્તકાલયના વાચનવિભાગમાં ૨૦૩ હિંદી વર્તમાનપત્રો તથા માસિકો આવે છે. તેના દૈનિક વાચકોની સરેરાશ ૧૨૦ છે. આ પુસ્તકાલય હિંદી પુસ્તકોનો સંગ્રહ કરીને તે દ્વારા લોકોમાં જ્ઞાનપ્રચાર કરવાનું ધારે છે. સંયુક્ત પ્રાંતની સરકાર તેને વાર્ષિક ૧,૦૦૦ રૂપિયાની ગ્રાન્ટ આપે છે.

× × ×

સંયુક્ત પ્રાંતમાં મહાસભાના પ્રધાનમંડળ વખતે, ગ્રામજનોમાં શિક્ષિતતા પ્રત્યે રસ જગાડવા માટે ગ્રામ પુસ્તકાલયો શરૂ કરવામાં આવ્યાં હતાં. આ પુસ્તકાલયો માટે ગયે વર્ષે એક લાખ અને પંચાવન હજાર પુસ્તકો ખરીદવામાં આવ્યાં હતાં. પુસ્તકાલયોની સંખ્યા ૭૬૮ થી વધીને ૧૦૦૦ ની થઈ છે. વાચકોની સંખ્યા લગભગ ૧૨ લાખની હતી. પુસ્તકો લઈ જવા માટે ગ્રામજનો પાસેથી કંઈ લેવામાં આવ્યું નહોતું.

× × ×

પંડિત જવાહરલાલ નહેરૂએ શહેનશાહ અકબરના પ્રખ્યાત પ્રધાન અબુલ ફઝલે ફારસી ભાષામાં લખેલ આઈને અકબરીનું મૂળ લખાણ કાશ્મીરથી લાવીને પોતાના તરફથી, અખિલ હિંદ મહાસભા સમિતિના પુસ્તકાલયને ભેટ કર્યું છે.

× × ×

નવેમ્બરથી અત્યાર સુધીમાં યુરોપના સશસ્ત્ર સૈન્યના સભ્યોને પાંચ લાખથી વધારે પુસ્તકો મોકલવામાં આવ્યાં છે. આમાંનાં ઘણાખરાં પુસ્તકો ૭ પેનીની કિંમતનાં છે. લંડનના લોર્ડ મેયરે સ્થાપેલી કાઉન્સિલની જાહેરાત પ્રમાણે, ગયા વિશ્વયુદ્ધમાં લશ્કરને એક કરોડ સાઠ લાખથી વધારે પુસ્તકો મોકલવામાં આવ્યાં છે.

× × ×

ક્રિસ્ટોફર મોર્લીના પુસ્તક 'કીટ્ટિ ફોયલ' ( Kitty Foyle ) ઉપર તે પુસ્તકનું વલણ અસભ્ય હોવાના કારણે 'આયર' ( આયર્લેન્ડ )માં પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. એવા જ કારણસર બીજાં પુસ્તકો ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યા છે. તેનાં નામ આ રહ્યાં: 'આઈ વૉઝ હિટલર્સ મેઈડ' 'ફોર વીમેન ગ્રો અપ' 'એ મેન ઑફ ફોર્ટી,' 'ધે બેઝ હોલી ડે' 'સેક્સ્યુઅલ નૉલેજ.'

× × ×

શ્રી યોગેન્દ્રના પ્રખ્યાત પુસ્તક 'યોગ પર્સનલ હાઈજીન' ( Yoga Personal Hygiene )ના દરેક પાનાની સૂક્ષ્મ ફિલ્મ લેવામાં આવી છે. વીસમી સદીની સંસ્કૃતિના પ્રતીકરૂપ બીજી વસ્તુઓ સાથે તેને સીલ કરવામાં આવેલ છે. અને 'સંસ્કૃતિના ભોંયરા'માં

તેને દાટી દેવામાં આવેલ છે. આ બધું અમેરિકાના ઓગલ થ્રોપ વિશ્વવિદ્યાલયે કરેલ છે. જગતભરમાં આવી ઐતિહાસિક યોજના અપ્રતિમ છે. તેનો હેતુ પાછળની પ્રજા માટે આધુનિક સંસ્કૃતિની અગત્યની વસ્તુઓ જાળવી રાખવાનો છે. આ ભોંયરાને ઇ. સ. ૮૧૧૩ સુધી કોઇ હાથ લગાડવાનું નથી. તે સમયે ફક્ત પ્રાચ્ય વિદ્યાવિશારદોને જ વાંચવાની કળા સહજ હશે. બાકીના લોકો તો વિચારવિનિમયથી વાતો કરશે. ૭ હજાર વર્ષની પ્રજાના લાભાર્થે આવી જ રીતે સાચવી રાખેલ બીજું પુસ્તક માર્ગારેટ મિચેલનું ' ગોન વિથ ધ વિન્ડ ' ( Gone with the wind ) છે.

× × ×

આગલા વર્ષ દરમિયાન પ્રગટ થયેલ શ્રેષ્ઠ નવલકથા અથવા તો તે પ્રકારના ગ્રંથ માટે અપાતું જેમ્સ ટેઇટ બ્લેક સ્મારક પારિતોષક એલ્ડોસ હક્ષલિને તેની નવલકથા ' આફ્ટર મેની એ સમર ' ( After many a summer ) માટે આપવામાં આવેલ છે.

× × ×

ઇ. સ. ૧૨૬૩ માં છપાયેલ પ્રખ્યાત ' પ્રથમ ફોલીઓ શેક્સપીઅર 'ની નકલ મેસાચુસેટસ ( અમેરિકા )ના પુસ્તકાલયમાંથી ચોરાઇ ગયેલ છે. તે પુસ્તક મળે તેવી માહિતી આપનાર માટે ૧,૦૦૦ ડૉલરનું ઇનામ જાહેર કરવામાં આવ્યું છે.

× × ×

' ગોડ એન્ડ એડોલ્ફ હિટલર ' ( God and Adolf Hitler ) નામનું પુસ્તક બાર આનાની કિંમતે હમણાંજ પ્રગટ થયું છે. તેમાં ' ઇશ્વર હિટલરને સ્વતંત્રપણે કેમ વર્તવા દે છે ? ' ' હિટલર દૈત્ય છે ! ' ' હિટલર ઇશ્વરનો શાપ છે ? ' ' આપણે હિટલર માટે પ્રાર્થના કરવી જોઇએ કે ! ' વગેરે ઘણા પ્રશ્નોના જવાબ આપેલા છે.

× × ×

જ્હૉન સ્ટીન બેકસના પુસ્તક ' ગ્રેપ્સ ઑફ રૅાથ ' ( Grapes of wrath ) ને બીભત્સ હોવાના બહાના હેઠળ પ્રસ્ટ સેંટ લુઇ ( યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા )ના પુસ્તકાલય મંડળે બાળી નાખવાનો હુકમ કર્યાનું અગાઉ જણાવાઇ ગયું છે. હવે જણાય છે કે આ પગલાં સામે એવો વિરોધ દર્શાવાયો કે મંડળે પોતાનો મૂળ હુકમ પાછો ખેંચી લીધો અને પુસ્તકને રહેવા દીધું. બીજાં પુસ્તકો સાથે નહિ, પરંતુ પુખ્ત વયના માટે અનામત રાખવામાં આવેલ અભરાઇ પર.

× × ×

લેફ્ટ બૂક ક્લબની મે માસની પસંદગી આરપામ દત્તના પુસ્તક ' ઇન્ડિયા ટુ ડે ' ( India to-day ) ઉપર પડી છે. આ પુસ્તકની નકલો હિંદમાં તુરત આવી પહોંચશે.

—છોટાલાલ માનસિંગ કામદાર.

# પુસ્તકાલયો અને તેમનું કાર્યક્ષેત્ર

ગઇ તા. ૧૫-૬-'૪૦ ના રોજ નાશિક સાર્વજનિક પુસ્તકાલયનો શતાબ્દી ઉત્સવસમારંભ વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. રા રા. ચાકનીસ સાહેબના પ્રમુખપણા હેઠળ ઉજવાયો હતો, આ પ્રસંગે તેમણે પુસ્તકાલયો પરત્વે અતિઉપયોગી એવું મનનીય વ્યાખ્યાન મરાઠીમાં આપ્યું હતું, તે આ નીચે પુસ્તકાલયપ્રવૃત્તિમાં કામ કરનાર અને રસ ધરાવનાર સૌ કોઇ માટે માર્ગદર્શક નીવડે તેવું હોવાથી આપ્યું છે. —તંત્રી.

**કૈ. શ્રી. સયાજીરાવ મહારાજા સાહેબના સ્મરણથી આનંદ અને અભિમાન**

આપણા નાશિક શહેરના સાર્વજનિક પુસ્તકાલયની શતાબ્દિની ઉજવણીના આજના પ્રસંગે આપે મને બોલાવીને જે મારૂં સન્માનપૂર્વક સ્વાગત કર્યું છે તેથી હું પોતાને ધન્ય માનું છું. પણ સાથે સાથે મ્હારી પાત્રતા વિષેની શંકાથી થોડોં ક્ષોભ અનુભવું છું. પરંતુ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના સંચાલનનો અનુભવ છેલ્લાં સાત વર્ષથી લેવાની સુસંધિ જે પુણ્યસ્મૃતિ પુણ્યશ્લોક નૃપતિએ મને આપી છે તે કૈ. સયાજીરાવ મહારાજા સાહેબનાં સ્ફૂર્તિદાયક સ્મરણથી મને ક્ષોભ કરતાં ધૈર્ય, ઉત્સાહ, આનંદ અને અભિમાન જ વધુ પ્રમાણમાં થાય છે, તે ઉપરાંત મ્હારા વ્યાખ્યાનના વિષયમાં શ્રદ્ધા ધરાવનારા તેમજ વડોદરાના શ્રીમંત સરકારની માફક પુસ્તકાલયોની પ્રગતિ વધારવાની પ્રબળ ઇચ્છા સેવનારા આપ જેવા શ્રોતાઓના સમાગમથી મ્હારાં ઉત્સાહ અને આનંદ દ્વિગુણિત થાય છે. આજનો સુયોગ પ્રાપ્ત કરાવનાર સજ્જનોનો હું અત્યંત આભારી છું.

**ગ્રંથપાળની સમાજ-સેવા અપ્રત્યક્ષ હોય છે.**

૨. તથાપિ આ ઉપકારક મંડળીમાં જે એક વ્યક્તિનો હું સમાવેશ કરી શકતો નથી, તે વિષેની ગેરસમજુતી દૂર થવા સ્પષ્ટ ઉલ્લેખ કરવાની જરૂર જણાય છે. વડોદરાના એક નિવૃત્ત ગ્રંથપાલે " વિવિધ વૃત "માં સ્વયંસ્ફૂર્તિથી એક લેખ લખ્યો છે. તેમાં પરમાર્થ કરતાં પરિહાસ જ વધારે છે એમ મને લાગે છે. તેમણે તે લેખમાં એમ લખ્યું છે કે, પુસ્તકાલયના શતસાંવત્સરિક ઉત્સવના અધ્યક્ષ કોઇ ગ્રંથપાલ જ હોવા જોઇએ. વીર સાવરકર અગર દ. ભ. કેળકર જેવા અધ્યક્ષત્વ માટે આગળ પડતા શા માટે જોઇએ ? તેઓ કૃપા કરીને પોતાનું અગ્રગણ્યત્વ આવા પ્રસંગે છોડે ખરા કે ? મને તો લાગે છે કે ' ઍન્ડી કી બૉટલ 'માં 'અમને ચાન્સ આપો' એવી જે માગણી બગારામે શ્રીકૃષ્ણ પાસે કરી હતી તેના જેવીજ એ સૂચના છે. અવાસ્તવ વિનયથી હું મારી જાતને અગર મ્હારા સહકારી મિત્રોને ગૌણત્વ આપવા ઇચ્છતો નથી; પણ વસ્તુસ્થિતિ એવી છે કે, પુસ્તકાલયોનું કાર્ય સમાજની બૌદ્ધિક, નૈતિક અને સાંસ્કૃતિક ઉન્નતિ વધારવાનું છે. આ કાર્ય જે લોકોત્તર અગ્રણીઓએ પ્રત્યક્ષ રીતે કાયા, વાચા અને મનથી કરેલું છે તેવાને આજના જેવા સમારંભનું નેતૃત્વ સાહજિક રીતે હોય છે, ગ્રંથપાલે પુસ્તકાલય દ્વારા ગમે

તેટલું કાર્ય કર્યું હોય તો પણ તે અપ્રત્યક્ષ જ સમજવું. રૂપકમાં કહીએ તો ગ્રંથપાલ એ પાણીના નળ જેવા છે. વહેળાનું પાણી તેઓ ઘેરઘેર પહોંચાડે છે એ વાત ખરી, પણ વહેળો જ ન હોય તો પછી ખાલી નળીથી શું થઇ શકે ?

**આદર્શ પુસ્તકાલય એક સંસ્થા નથી.**

૩. આ કરતાં વધારે પ્રસ્તાવ કરી હું આપને વધુ કંટાળો આપવા ઇચ્છતો નથી. કારણ કે આપના કહ્યા કરતાં મ્હેં વિશેષ કામ ઉપાડી લીધું છે અને આમ કહેવામાં મને વ્યાકરણનો ટેકો પણ ખાસ મળે છે. આપે મને આદર્શ પુસ્તકાલય એ વિષય ઉપર બોલવા કહ્યું છે. મેં એકવચનનું બહુવચન કરીને આદર્શ પુસ્તકાલયો એ વિષય ઉપર બોલવા ધાર્યું છે. ઉપલક દૃષ્ટિએ આપને એમ જણાયા વિના નહિ રહે કે આદર્શત્વ અને અનેકત્વ એ બેઉ કલ્પનાઓમાં એકલો વિસંવાદ જ નથી પણ વિરોધ સુદ્ધાં છે. એક જ જાતની એક જ આદર્શ વસ્તુ હોઇ શકે. બધા જ ઉત્તમ ગુણોનો તેમાં સમાવેશ કરવામાં આવે તો અન્યત્ર આદર્શપણું ક્યાં રહે ? આ ન્યાયથી આદર્શ પુસ્તકાલય એટલે જેમાંથી સઘળા અવગુણો દૂર કરવામાં આવ્યા છે, વાચકોને તેમ જ વ્યવસ્થાપકોને જે પુસ્તકાલય કોઇ પણ અગવડ દેખાવા દેતું નથી, અને જે બધી સુખ-સગવડો પ્રાપ્ત કરાવે છે તે જ પુસ્તકાલય અને તે જ આજના વ્યાખ્યાનનો વિષય. આમ હોવાથી નકામું એકનું અનેક-વચન કરીને તર્કદુષ્ટતા વહોરી લેવાનો ફટાટોપ કરવાની શી જરૂર હતી ? એવો જો આપ પ્રશ્ન કરો તો મને એક ધૂર્ત આંધળા ભિખારીની વાત યાદ આવે છે. શંકરે જ્યારે પ્રસન્ન થઇ તેને એક વર માગવા કહ્યું, ત્યારે તેણે એવી માગણી કરી કે મ્હારા દિકરાના દિકરાનો હું રાજવૈભવ જોઉં. અર્થાત્ એક વરમાં તો તેણે સંપત્તિ, સંતતિ, દૃષ્ટિ ઇત્યાદિ ઘણા વર માગી લીધા. આ જ પ્રમાણે આપે જણાવેલું આ આદર્શ પુસ્તકાલય એ અનેક પ્રકારનાં પુસ્તકાલયોના મિશ્રણનું બનેલું હોઇ ભોળા શંકરની માફક મારે પણ આજે એકનું અનેક-વચન કરવું પડયું છે.

**આદર્શ વિભક્ત હોય એ ખોટું નથી.**

૪. આ પ્રમાણે કરવું એ મને અયોગ્ય લાગતું નથી એમ તેમજ આપને પણ આપનો આદર્શ ભાગી પડયો એમ માની વિષાદનું કારણ મળે છે; એવું પણ નથી, કારણ કે આદર્શના કેન્દ્રીકરણ કરતાં તેનું વિભક્તિ-કરણ એ જ મૃત્યુલોકમાં સુખ, શાન્તિનું કારણ બને છે. સર્વ સૌન્દર્ય એકત્રિત થયેલું નિહાળવાની ઇચ્છાથી પરમેશ્વર તિલોત્તમા નિર્માણ કરે છે, પણ મર્ત્યલોકમાં દરેક પુરુષની ભિન્ન રુચિને ગમતા સ્રીસૌંદર્યનો આદર્શ વિભક્ત અને ભિન્ન રહે છે તેથી જ સમાજસ્વાસ્થ્ય અને સ્થિરતા ટકી શકે છે ને ?

**કયી સંસ્થાઓનો અંતર્ભાવ થાય છે.**

૫. આ માન્યતાને અનુસરી આજના વિષયનો વિચાર કરીએ તો આપણને જણાશે કે, આદર્શ પુસ્તકાલયોની પરંપરામાં સામાન્યતઃ રાષ્ટ્રીય પુસ્તકાલયો, વિશ્વવિદ્યાલયનાં તથા વિદ્વદ્‌ભોગ્ય પુસ્તકાલયો, વ્યાપારી તથા ઔદ્યો-ગિક પુસ્તકાલયો, શહેર સાર્વજનિક તેમ જ ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયો, ફરતાં અને ભાડુતી પુસ્તકાલયો, એમનો સમાવેશ થાય છે. આજના સમારંભના સંદર્ભથી આ પરંપરામાં રહેલાં સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થાઓનો આપણે વિશેષે કરીને

વિચાર કરવો જોઈએ, એ દેખીતું છે. તથાપિ એ વિચાર કરતા પહેલાં કરવા પુસ્તકાલય સાથે સંલગ્ન થયેલી બીજી સંસ્થાઓનાં ધ્યેય તથા ધોરણ પર આપણે નિદાન ઉપલક નજર નાખી જઈએ, જેથી આપણી સંસ્થાની પાર્શ્વભૂમિ સમજવા સુગમતા થાય.

**રાષ્ટ્રીય પુસ્તકાલય.**

૬. **રાષ્ટ્રીય પુસ્તકાલય એટલે રાષ્ટ્રભાષાના સર્વ ગ્રંથો સંગ્રહિત રાખનાર પુસ્તકાલય.** એ સરકારી જ હોય છે એવું નથી. બ્રિટિશ મ્યુઝિયમ એ સરકારી નથી, પણ એક બોર્ડ ઑફ ટ્રસ્ટીથી ચાલે છે. જર્મનીમાં ડોઈશ બુશેરાય એ લિપઝિકનું રાષ્ટ્રીય પુસ્તકાલય છે. વૉશિંગ્ટનમાં Library of Congress એ મુખ્યતઃ ત્યાંના વિધમંડળનું પુસ્તકાલય છે. Bibliotheque Nationale એ કેવળ સરકારી છે. સર્વસંગ્રાહક એવાં આ રાષ્ટ્રીય પુસ્તકાલય છે. Copyright કાયદાથી પુસ્તકો આવે છે અને તેનું રક્ષણ થાય છે. આવાં પુસ્તકાલયોમાં પુસ્તકો મોકલવા સંબંધે કાયદો જેમ પ્રકાશકોને ફરજ પાડે છે, તેવી જ ફરજ તે પુસ્તકાલયોના ચાલકો પર પુસ્તકોના રક્ષણ સંબંધે પણ પાડે છે. આથી કરીને જે જે દેશોમાં રાષ્ટ્રીય પુસ્તકાલયો છે, ત્યાં ત્યાં તે પુસ્તકાલયોની પુસ્તકસૂચિ એટલે તે ભાષાનાં સઘળાં પુસ્તકોની સૂચિ રહે છે; અને તેથી આવાં પુસ્તકાલયોમાંથી તે ભાષાના ગમે તે પુસ્તકની માહિતી ગમે ત્યારે મળી શકે છે. આ માહિતી ઉપલબ્ધ કરી આપવા માટે પ્રત્યેક પુસ્તકાલયમાં એક માહિતી પૂરી પાડનાર વિભાગ રાખેલો હોય છે. આ પુસ્તકાલયમાં ફક્ત પુસ્તકોજ સંગ્રહિત કરી રાખવામાં આવે છે એમ નથી, પણ તે વધારે ને વધારે લોકોના ઉપયોગમાં આવે એવી તેમાં વ્યવસ્થા હોય છે. સામાન્યતઃ આ પુસ્તકાલયમાં બેસીને વાંચવા-ની વ્યવસ્થા હોય છે. પુસ્તકાલયની બહાર પુસ્તકો લઈ જવા દેવામાં આવતાં નથી. બહાર ગયા પછી પુસ્તક ખાતરીપૂર્વક પાછું ફરશે, એવી ખાતરી ન હોવાના કારણે જ આવો પ્રતિબંધ રાખવામાં આવે છે. આ પ્રતિબંધ બ્રિટિશ મ્યુઝિયમમાં એવો કડક રીતે પાળવામાં આવે છે કે, ત્યાંથી બાઇન્ડિંગ માટે પણ પુસ્તક બહાર મોકલાતું નથી. બીજાં સ્થળોએ આટલી બંધી નથી તો પણ પુસ્તકોની ખાત્રી માટે રાષ્ટ્રીય પુસ્તકાલયનાં પુસ્તકો કોઈ વ્યક્તિને ન ધીરતાં સંસ્થાને ધીરાય છે અને તે સંસ્થા મારફત વ્યક્તિને મળી શકે છે. આવી રીતે રાષ્ટ્રીય પુસ્તકાલય એ અન્ય સંસ્થાઓને પુસ્તકોની ધીરધાર કરનારું એક મોટું પુસ્તકાલય બને છે. બ્રિટિશ મ્યુઝિયમમાં આવી ધીરધાર કરવાની સગવડ ન હોવાથી ઇંગ્લંડમાં નેશનલ સેન્ટ્રલ લાયબ્રેરી નામની લગભગ ૭–૮ વર્ષ પહેલાં એક નવીન સંસ્થા કાઢવામાં આવી છે.

**વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલય**

૭. વિશ્વવિદ્યાલયનાં અથવા વિદ્વાન લોકોની સભાનાં જે પુસ્તકાલયો છે, તે મહત્વની દૃષ્ટિએ રાષ્ટ્રીય પુસ્તકાલયોની બરોબરી કરે છે. જ્યારે રાષ્ટ્ર-ભાષાનાં સમગ્ર પુસ્તકો એકત્ર કરવાનું રાષ્ટ્રીય પુસ્તકાલયોનું ધ્યેય અમુક વિષયો પરનાં સર્વ ભાષાનાં પુસ્તકો, સાહિત્ય વગેરે એકત્ર કરવાનું હોય છે. સંગ્રાહક વૃત્તિ બન્ને સંસ્થાઓમાં એકજ હોય છે. ફક્ત સંગ્રહનો દૃષ્ટિકોણ બદલાયેલો હોય છે. એવા પુસ્તકાલયના વિષય પર કેમ્બ્રિજ યુનિવર્સિટીના પુસ્તકાલયના અનાવરણ પ્રસંગે માજી શહેનશાહ પંચમ જ્યોર્જે કાઢેલા ઉદ્ગાર ખરેખર મનનીય છે. તેઓ કહે છે કેઃ—

" A liabrary such as this is both a powerhouse and a testing-station of educational activities. It inspires and helps the work of specialists in every field of research and it provides from generation to generation standards of truth and sound learning by which the fresh products of science and scholarship are tried. It is a workshop of new knowledge and a storehouse of seasoned wisdom. "

**વ્યાપારી તથા ઔદ્યોગિક પુસ્તકાલયો**

૮. વ્યાપારી તથા ઔદ્યોગિક પુસ્તકાલયો ખાનગી માલિકીનાં હોઇ તેનો સામાન્ય જનતા સાથે સંબંધ હોતો નથી, તેથી તેનું વિવરણ હું અહીં આપતો નથી. શહેર તથા ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયો સામાન્ય જનતાના ઉપયોગ માટે હોય છે. તે મ્યુનિસિપાલિટી અગર લોકલ બોર્ડ તરફથી મફત ચલાવવામાં આવે છે. આનું વિવેચન આગળ કરવાનું છે જ.

**ફરતાં પુસ્તકાલયો.**

૯. **ફરતાં પુસ્તકાલયો કસ્બા તથા ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયોની પૂર્તિરૂપ પુસ્તકાલયો છે.** જ્યાં પુસ્તકાલયો નથી હોતાં ત્યાં, તથા જ્યાં સ્થાનિક પુસ્તકાલયમાં પુસ્તકો પૂરતાં નથી હોતાં તેની પૂર્તતા કરનારાં હોય છે. કસ્બા પુસ્તકાલયો એક માઇલ સુધી દૂર રહેતા નાગરિકોની સેવા કરી શકે છે. તેનાથી દૂર શાખા પુસ્તકાલયો ખોલી, તે શાખામાં ફરતાં પુસ્તકાલયોની મદદથી પુસ્તકોની પૂર્તતા કરવામાં આવે છે. તેવી જ રીતે ૧૦૦૦૦થી ઓછી વસ્તીવાળાં ગામોમાં સ્વતંત્ર પુસ્તકાલય ચલાવવું આર્થિક દષ્ટિએ મુશ્કેલ હોવાથી ત્યાં ફરતાં પુસ્તકાલયો દ્વારા ગ્રંથવાચન પૂરું પાડવામાં આવે છે.

**ભાડુતી તથા વર્ગણી પુસ્તકાલયો.**

૧૦. ભાડુતી અથવા વર્ગણી પુસ્તકાલયો એ પણ ખાનગી માલિકીનાં હોય છે. પ્રત્યેક પુસ્તક ભાડેથી વાંચવા આપનાર ભાડુતી પુસ્તકાલયો અગર માસિક કે વાર્ષિક લેઇ દરેક વખતે એક કે બે પુસ્તકો વર્ગણીદારોને આપનારનો ભાડુતી પુસ્તકાલયોમાં સમાવેશ થાય છે.

**સંકલિત સેવા આદર્શ સેવા થાય છે.**

૧૧. આ પ્રકારે પોતપોતાની રીતે જનતાની વાચનભૂખ ભાગનારી પુસ્તકાલયોની આ એક સાંકળ છે. પ્રત્યેક સંસ્થાનું સ્વતંત્ર કાર્યક્ષેત્ર તથા સ્વતંત્ર સાધનસામગ્રી હોય છે, પણ તેમના સંકલિત કાર્યથી જ આદર્શ સેવા થઇ શકે છે.

૧૨. આજે આપણે સાર્વજનિક પુસ્તકાલયોનો એ ભાગ જ પ્રસ્તુત હોવાથી તેનો જ વિચાર વિસ્તારથી કરીએ.

**સાર્વજનિક પુસ્તકાલયોનો ઇતિહાસ.**

સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાનો ઘણો લાંબો ઇતિહાસ નથી. વધારેમાં વધારે તેમાં સો વર્ષની પૂર્વપીઠિકા છે, એમ કહી શકાય. પ્રાચીન પુસ્તકાલયો સમગ્ર જનતાના ઉપયોગ માટે નિર્માણ થયાં નહોતાં. વેદકાલમાં જ્યારે ગ્રંથ જ નહોતા તો પછી ગ્રંથાલયો તો ક્યાંથી હોય ! ઇ. સ. પૂર્વે ૮૮ ની સાલમાં સિલોનમાં બૌદ્ધ-ધર્મગ્રંથ લખી કાઢવાની શરૂઆત થઇ. ત્યારપછી, ઇ. સ. ના પાંચમા અને સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં

પુસ્તકાલયો હોવાનો ઉલ્લેખ ચીના લોકનાં પ્રવાસવર્ણનમાં મળી આવે છે. આ પુસ્તકાલયો, જેને આપણે વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલયો કહીએ એવાં હતાં. તક્ષશીલા, નાલંદ, બનારસ, પાટલીપુત્ર, વિક્રમશિલા વગેરે ઠેકાણે તે હતાં. ત્યારપછી, અગીઆરમા સૈકામાં ચાલુક્ય વંશમાં રાય નારાયણ રાજાના પ્રધાન તથા સેનાપતિ મધુસુદન એમણે દક્ષિણમાં પાડી પામે ૨૫૨ વિદ્યાર્થીઓની સગવડ થાય એવાં, નગઈનાં દેવાલયમાં પુસ્તકાલય સ્થાપ્યાનો ઉલ્લેખ એક કાનડી શિલાલેખમાં મળી આવે છે. ત્યાર પછીનાં જે પુસ્તકાલયોનો ઉલ્લેખ મળી આવે છે તે રાજાઓનાં ખાનગી પુસ્તકાલયો સંબંધે છે. બારમા સૈકામાં ભોજ રાજા, ખિલજી વંશના અમીર ખુશરૂને ગ્રંથપાલ તરીકે નીમનાર જલાલુદીન બાદશાહ, તઘલખ વંશના નગરકોટમાં સંસ્કૃત પુસ્તકાલય સ્થાપનાર ફિરોજશાહ, અહમદનગરમાં પુસ્તકાલય સ્થાપનાર બ્રાહ્મણી રાજા, મોગલોમાં બાબર તથા અકબર એ બાદશાહોનાં નામ પુસ્તકાલયના ઇતિહાસમાં આવે છે; તથાપિ સાર્વજનિક પુસ્તકાલયોની કલ્પના અંગ્રેજી અમલ પછી જ થઈ એમ કહેવું પડશે. સાર્વજનિક પુસ્તકાલયમાં સર્વની સમાનતાની ભૂમિકા સ્વીકારવામાં આવી છે. લોકશાહીના તત્ત્વ સાથે તે આપણા તરફ આવે એ અપરિહાર્ય હતું. પાશ્ચાત્ય દેશમાં પણ સાર્વજનિક પુસ્તકાલયોનો ઉદય સો વર્ષમાં જ થયો છે. ઈંગ્લંડમાં પહેલો Public Library Act સન ૧૮૫૦ ના શુમારમાં થયો. ગત વર્ષે અહમદનગરમાં સાર્વજનિક પુસ્તકાલયનો ૧૦૦ મો વાઢદિવસ ઉજવવામાં આવ્યો અને આ વર્ષે આપણે નાશિકમાં પુસ્તકાલયની શતવર્ષ ઉજવણી કરીએ છીએ.

**સામાન્ય જનતાને ઉપયોગી તે સાર્વજનિક** કહી શકાય, પણ સર્વને મફત વાચન પૂરૂં પાડનારૂં જે પુસ્તકાલય તે જ સાર્વજનિક પુસ્તકાલય એવો રૂઢ અર્થ લઈએ તો આપણા નાશિક સાર્વજનિક પુસ્તકાલયનું વર્ગીકરણ વર્ગણી પુસ્તકાલય અથવા Subscription Library માં જ કરવું પડશે, અને વડોદરામાં ત્રીસ વર્ષ પહેલાં સ્થપાયેલા મધ્યવર્તી પુસ્તકાલયને જ હિંદુસ્તાનમાંનું પહેલું સાર્વજનિક પુસ્તકાલય લેખી શકાશે.

**પુસ્તકાલયોનું ભાવિ.**

૧૩. આ પ્રમાણે સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થાનો કંઈ લાંબો ઇતિહાસ નથી એમ આપણે જોયું. પણ ઇતિહાસ નથી માટે ભવિષ્ય પણ નથી એમ માનવાનું કંઈ કારણ નથી. લોકશાહીના સ્થાપન માટે શિક્ષિત જનતાની જરૂર છે અને જનતા શિક્ષિત થાય એ માટે Literary campaign એટલે સાક્ષરતાપ્રચાર તથા તેને પૂરક બનેલી Adult education movement એટલે પ્રૌઢ શિક્ષણ પ્રવૃત્તિ આખા દેશમાં પ્રસારવા સર્વ લોકનેતાઓ હીલચાલ કરી રહ્યા છે. આ બેઉ હીલચાલોનાં મુખ્ય સાધન પુસ્તકાલયો છે, અને તે શહેર તથા ગ્રામ સાર્વજનિક અને ફરતા એ સ્વરૂપમાં જ વધારે મદદરૂપ થનારાં છે. તો આજના જેવા સમારંભનો ઉપયોગ કરી લઈ આપણે શહેરના સાર્વજનિક પુસ્તકાલયના કાર્ય વિષયનો ઉપન્યાસ કરી રહ્યા છીએ, એ દેશકાલ પરિસ્થિતિની દૃષ્ટિએ અત્યંત અનુરૂપ છે.

**પુસ્તકાલયોનું ધ્યેય.**

૧૪. સાર્વજનિક પુસ્તકાલયનું ધ્યેય શું હોવું જોઈએ, એ વાત આગળ બે વાર જણાવી ગયા છીએ; પણ એ જ ધ્યેયનો પુનરુચ્ચાર કરવાથી કંઈ બગડવાનું નથી એમ ધારી હું ત્રીજી વાર કહું છું કે, સાર્વજનિક પુસ્તકાલયનું અંતિમ ધ્યેય સમાજની સાંસ્કૃતિક

કક્ષા ઉન્નત કરવાનું છે. એ અંતિમ ધ્યેય સાધ્ય કરવા માટે પુસ્તકાલયનાં સાધનો કેવી રીતે વાપરવાં એ મહત્ત્વના મુદ્દા તરફ હવે આપણે વળીએ.

**ધ્યેય સાધ્ય કરવાના સાધનો.**

૧૫. સઘળાં પુસ્તકાલયોનાં સાધનો, મદનનાં બાણુ જેટલાં જ એટલે કે પાંચ જ હોય છે: ૧. પુસ્તકો, ૨. પુસ્તકાલયો, ૩. ગ્રંથપાલ, ૪. વાચક અને ૫. પૈસા એટલાં છે. હાથની આંગળીઓ પ્રમાણે એક કરતાં એક પ્રત્યેક મહત્ત્વનાં છે. ફક્ત વિવેચનની સરળતા અર્થે એકેકનો વિચાર કરવો જોઇએ.

**પૈસા**

૧૬. પ્રથમ તો આપણે આ સર્વ સાધનોને ગતિમાન કરનાર પૈસા એ સાધનો વિચારીએ. હિંદુસ્તાનના સાર્વજનિક પુસ્તકાલયના જમા-ખર્ચના તત્ત્વ પ્રતિ જોઇએ તો આપણને જણાશે કે, જમા બાજુએ વર્ગણીની રકમ, બક્ષિસ, વ્યાજ અગર ભાડું તથા મ્યુનિસિપાલિટીની મદદ એટલાં છે. આ સર્વની સરેરાશ ૧૦૦૦ થી તે ૨૦૦૦ રૂપિયા સુધીની આવે છે. એક લાખની વસ્તીવાળા શહેરમાં આવાં વર્ગણી પુસ્તકાલયો ૨-૩ છે એમ માની લઇએ તો એકંદર પુસ્તકાલય માટે કરેલો ખર્ચ ૬૦૦૦ રૂપિયાથી ઉપર આવતો નથી. એટલે કે, માણસ દીઠ પ્રતિવર્ષ એક આનાથી ઓછો ખર્ચ આવે છે. ગામડાંમાં પુસ્તકાલયો ન હોવાથી ત્યાં કંઈ ખર્ચ થતો જ નથી.

વડોદરા રાજ્યમાંનાં બે ત્રણ શહેર તથા ગામડાંના આંકડા નીચે જણાવ્યા પ્રમાણે છે:—

| | | | | રૂ. |
|---|---|---|---|---|
| વડોદરા શહેર | વસ્તી એક લાખ | | પુસ્તકાલયનો વાર્ષિક ખર્ચ | ૫૦,૦૦૦ |
| પેટલાદ | ,, | ૧૯૦૦૦ | ,, | ૧,૫૦૦ |
| ડભોઈ | ,, | ૧૫૦૦૦ | ,, | ૧,૭૦૦ |
| બિલોદરા | ,, | ૨૮૦૦ | ,, | ૧૯૦ |
| વેમાર | ,, | ૧૦૦૦ | ,, | ૧૯૦ |

એટલે કે વડોદરામાં માણસદીઠ આઠ આના, પેટલાદ અને ડભોઇમાં અનુક્રમે ૦-૧-૩ ૦-૧-૮ અને ગામડાંઓમાં ૦-૧-૧ અને ૦-૩-૦.

ઇગ્લંડમાં માણસદીઠ સરાસરી ૨ શિલિંગ એટલે રૂ. ૧-૮-૦ ખર્ચ થાય છે. કેટલીક વાર શહેરમાં તેનાથી વધુ પણ થાય છે. તો પણ ગ્રંથપાલને લાગે છે કે, વધુ ખર્ચ કરવાથી આ કરતાં પણ વધુ સેવા પુસ્તકાલય કરી શકે.

ઇગ્લંડમાં રહેવાનો ખર્ચ અહીંના ખર્ચ કરતાં ચારગણો મોટો છે, એમ માનીએ તો પણ ત્યાંનાં પુસ્તકાલયો માટે કરેલા ખર્ચના આંકડા હિંદુસ્તાનમાં કરેલા ખર્ચના આંકડા કરતાં ઘણા મોટા છે. આનું મુખ્ય કારણ એ છે કે, ઇગ્લંડમાં પુસ્તકાલય માટે ખર્ચના પૈસા મ્યુનિસિપાલીટીના ઘરવેરા અગર ડ્રેનેજ વેરાની માફક ફરજીઆત લેવાય છે. ત્યાં વર્ગણી આપનારની મરજી પર કંઇ અવલંબન રહેતું નથી. મુલકી ખાતાનું જેમ subsoil નું ધોરણ હોય છે, તેમ આ પુસ્તકાલય માટે વેરાનું ધોરણ હોય છે. પુસ્તકાલય તમારાં ઉપયોગ માટે

ખુલ્લું છે. મરજી પડે તો ઉપયોગ કરો, યા તો ન કરો. પરંતુ એ ખુલ્લું રાખી તમને સગવડ કરી આપી છે તે બદલ પૈસા તો ભરો જ, એમ મ્યુનિસિપાલિટી નાગરિકોને હાકલ કરે છે. આપણે ત્યાં મ્યુનિસિપાલિટી અને લાઇબ્રેરી વચ્ચે કેટલાંક શહેરોમાં જાણે વેર જેવું જ હોય છે. ( પોતાના ખર્ચે પુસ્તકાલયો ચલાવવાની વાત જ બાજુએ મૂકે છે. ) એટલું જ નહિ પણ પુસ્તકાલયોને મદદ કરવાની પણ મ્યુનિસિપાલિટીઓ સાફ ના પાડે છે. વડોદરા રાજ્યમાં પણ આ જ પ્રકાર ચાલે છે. **કેવળ વર્ગણી બક્ષિસ કે વ્યાજ ઊભાં કરીને પુસ્તકાલયનું ઉત્પન્ન વધારવાની આશા કરવી એ વ્યર્થ છે.**

**પુસ્તકો પસંદ કરવાનું મહત્ત્વ.**

૧૭ બીજું સાધન પુસ્તકોનું છે. **પુસ્તકો સિવાય પુસ્તકાલય ચલાવવું એટલે વગર લોટે રોટલો ઘડવા બેસવા જેવું છે.** પુસ્તકાલયમાં પુસ્તકો જોઈએ, પણ કયાં પુસ્તકો સંગ્રહવાં એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. કારણ મનુષ્યના ચહેરા પરથી જેમ તેના સ્વભાવની પરીક્ષા થાય છે, તેમ ગ્રંથસંગ્રહ ઉપરથી પુસ્તકાલયની પ્રાથમિક કસોટી થાય છે. આ વર્ષે ગમે તે પુસ્તકાલયમાં પુસ્તકપસંદગીના કામને મુખ્ય મહત્ત્વ અપાય છે. સાર્વજનિક પુસ્તકાલય માટે ગ્રંથસંગ્રહ કરતી વખતે કયી કયી બાબતોનું ધ્યાન આપવાનું છે તેનો આપણે વિચાર કરીએ. શું કરવું નહિ એનો વિચાર કરવાથી શું કરવું જોઈએ એનો બોધ થશે એમ લાગે છે.

**ઘણાં પુસ્તકો નિરુપયોગી હોય છે.**

૧૮. **સાર્વજનિક પુસ્તકાલયમાં ખીચોખીચ પુસ્તકો ખડકાય એથી કંઈ કામ ન સરે.** પસંદગી કરવાની ભાંજગડમાંથી બચવા કોઈ એમ કહે કે બધાંયે પુસ્તકો લઈ લો એટલે પત્યું, પણ એ રીત સાર્વજનિક પુસ્તકાલય માટે હાનિકારક છે. એમાં જગા અને પૈસાનો અપવ્યય થાય છે, એટલું જ નહિ પણ તેનાથી મોટું નુકસાન તો એ થાય છે કે વાચક આ વાંચું કે તે વાંચું એની ગડમથલમાં પડી જઈ છેવટે વાચનથી પણ વિમુખ બને છે. અમુક વિષય પરનાં સઘળાં પુસ્તકો રાખવાનું કામ વિશ્વવિદ્યાલયના કિંવા વિદ્વદ્ભોગ્ય પુસ્તકાલયનું હોય છે અને અમુક ભાષાનાં સઘળાં પુસ્તકો રાખવાનું રાષ્ટ્રીય પુસ્તકાલયનું કામ હોય છે. આ બન્નેથી ભિન્ન એવા અમુક પસંદ કરેલા ગ્રંથોનો સમુચ્ચય રાખવાનું કામ સાર્વજનિક પુસ્તકાલયનું હોય છે. ફ્રેન્ચ લોકોની એક કહેવત ધ્યાનમાં રાખવા જેવી છે. અતિ ઓછું તેટલું જ અતિ વધારે ખરાબ છે, એવી તે કહેવત છે. હવે હિંદુસ્તાનમાં અંગ્રેજી પુસ્તકો સંબંધે આ પ્રશ્ન ઉદ્ભવશે. કારણ અમુક વિષય પર દેશી ભાષાનાં પુસ્તકો ઘણાં થઈ ગયાં છે, એવી વાત હજુ સાંભળવામાં આવી નથી. તો પણ જે પ્રશ્ન આજે અંગ્રેજી પુસ્તકો માટે છે, તે જ પ્રશ્ન હમણાં કે હવે પછી દેશી ભાષાને પણ લાગુ થશે. માટે સામાન્ય રીતે આવું એક ધોરણ ઠરાવવા હરકત નથી કે સાર્વજનિક પુસ્તકાલય માટે અમુક વિષય પરનાં પુસ્તકોની પસંદગી કરવાનો પ્રસંગ આવે ત્યારે તે પુસ્તકોના ચાર વર્ગ પાડવા. ૧. પ્રાથમિક, ૨. મધ્યમ, ૩. ગહન તથા ૪. કોશરૂપ. ૧ લો તથા ૪ થો વર્ગ તત્કાલ સ્વીકારવો, અને બીજા અને ત્રીજા વર્ગને માગણીના પ્રમાણમાં લેતા જવું.

**પસંદગી યાંત્રિક ન હોવી જોઇએ.**

૧૯. સાર્વજનિક પુસ્તકાલયમાં જેમ ભરપટ્ટે પુસ્તકો લેવાનો મોહ ઓછો રાખવો જોઇએ, તેમ Standard Books એટલે કે પ્રમાણભૂત ગ્રંથો તો બધાયે હોવા જ જોઇએ એવા આગ્રહથી ગ્રંથાધિકારીઓએ દૂર રહેવું જોઇએ. જે જે દેશમાં પુસ્તકાલયશાસ્ત્ર પ્રગલ્ભાવસ્થાએ પહોંચ્યું છે, ત્યાં ત્યાં આવા પ્રમાણગ્રંથોની યાદીઓ પ્રસિદ્ધ થતી જ રહે છે. અમેરિકામાં H. W. Wilson કંપનીના Standard Catalogue for Public Libraries એ પુસ્તકની આવૃત્તિ તીડના ટોળાની માફક બહાર પડયે જ જાય છે. આવી યાદીઓનું અંધ અનુકરણ કરવાથી, પુસ્તકોની પસંદગીમાં કંઇ માલ રહેતો નથી. જેમ કોઇ શ્રીમંત માણસ ચામડાના પૂંઠા પર સુંદર સોનેરી અક્ષરવાળા એક ફર્મા પુસ્તકને શોભા માટે કબાટમાં મૂકી રાખે તે જેટલું નિઃસાર દેખાય, તેટલા જ પ્રમાણમાં ગ્રંથોની યાદીઓ પરથી સર્જેલું સાર્વજનિક પુસ્તકાલય નિઃસાર દેખાવાનું.

**સિફારસોની અસર.**

૨૦. ત્રીજા એક કારણથી પણ આવું જડત્વ આવી જાય છે. પ્રકાશક અનેક પુસ્તકવિક્રેતા, ગ્રંથપાલો પર અગર ગ્રંથપસંદગી કરનાર સમિતિના સભ્યો પર જે સંખ્યાબંધ સિફારસો લાવે છે તેનાથી દૂર રહેવું જોઇએ. ગ્રંથપાલનો સ્નેહી અગર પુસ્તકપસંદગી કરનાર સમિતિના સભ્યોના સ્નેહી ગમે તેવા મામુલી પુસ્તક માટે જો ભલામણ લાવે તો તેનો અસ્વીકાર કરવો, એ પુસ્તકાલયની કાર્યક્ષમતાની દૃષ્ટિએ અતિ જરૂરનું છે.

**પસંદ કરનાર સમિતિ અવાર નવાર બદલાવી જોઇએ.**

૨૧. ગ્રંથસંગ્રહ અનાકર્ષક બનવાનું બીજું એક પ્રબળ કારણ એ છે કે, જો ગ્રંથ પસંદગી કરનાર અધિકારીવર્ગ ઘણા વખત સુધી તે જ સ્થાને રહે તો, તેમાંની વ્યક્તિઓની પુસ્તકો સંબંધી રુચિ–અરુચિ ગ્રંથસંગ્રહમાં સ્પષ્ટપણે દેખાઇ આવે છે. ખરી રીતે તો સાર્વજનિક પુસ્તકાલયમાં સર્વ વિષયો માટે દ્વાર ખુલ્લાં હોવાં જોઇએ, અને તેટલા માટે પસંદગી કરનાર અધિકારીવર્ગ પણ અવારનવાર બદલાવો જોઇએ.

**ચાળીસી વટાવી ગયેલા વૃદ્ધ જેવું.**

૨૨. આ બધાયે કરતાં ગ્રંથસંગ્રહમાં મલિનતા લાવનાર બલવત્તર કારણ તો પુસ્તકોની બાંધણી છે. દેશી ભાષાનાં પુસ્તકોની બાંધણી એટલી બધી કમજોર હોય છે કે, વાચકોના હાથમાં ચારપાંચ વખત જા–આવ થયેલું પુસ્તક ચાળીસી વટાવી ગયેલા વૃદ્ધ જેવું જ દેખાય છે તે કહેવાની જરૂર રહેતી નથી. સાર્વજનિક પુસ્તકાલય એક વાર જો બજારમાં વેચાતાં જૂનાં પુસ્તકોની દુકાન જેવું દેખાયું કે તેની આકર્ષકતા ઘટી જ સમજવી. આમ ન બને એટલા સારૂ જૂનાં પુસ્તકો કમી કરતા જવાં અને જો રાખવાની જ જરૂર હોય તો તેને સુઘડ દેખાવમાં રાખવા તજવીજ કરવી જોઇએ. સાર્વજનિક પુસ્તકાલયમાં જૂનાં પુસ્તકો કમી કરતાં જરાયે સંકોચ ન રાખવો જોઇએ. કારણ સંગ્રહ કરવાનું કામ એ સંસ્થાનું નથી. તે કામ તો રાષ્ટ્રીય પુસ્તકાલય કર્યે જાય છે. સાર્વજનિક પુસ્તકાલયમાં જેમ વધારે પુસ્તકો વધારે વાચકો પાસે જાય તેમ તેની કાર્યક્ષમતા વધારે દેખાઇ આવે.

આધુનિક પેઢી જેટલા વધારે પ્રમાણમાં પૈસાની લેવડદેવડ કરે, તેમ વધારે સદ્ધર ગણાય; તેવીજ રીતે સાર્વજનિક પુસ્તકાલય સંગ્રહ કરેલાં પુસ્તકોની સંખ્યા કરતાં, તેની આપ-લેની સંખ્યાથી ઓછાવત્તા પ્રમાણમાં કાર્યક્ષમ ગણાઇ શકે. અર્થાત્ જો જૂનું પુસ્તક વધારે રુચિકર હશે **તો નવી આવૃત્તિમાં જન્મ લેશે** અને પુસ્તકાલયમાં પોતાનું સ્થાન ટકાવી રાખશે.

**સ્થાનિક સંગ્રહ અસ્થાને ન કહેવાય.**

૨૩. સાર્વજનિક પુસ્તકાલયમાં એક જ બાબતનો સંગ્રહ અવશ્ય જરૂરનો છે અને તે સ્થાનિક સંગ્રહ. પુસ્તકાલયવાળા ગામમાં પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકો, સ્થાનિક ગ્રંથકારનાં પુસ્તકો અને ત્યાંનાં વર્તમાનપત્રો માસિકો અને મેળવી શકાય તો મહત્ત્વના હસ્તલિખિત ગ્રંથો એ બધાંને સાર્વજનિક પુસ્તકાલયે અવશ્ય સંગ્રહી રાખવાં જોઇએ કારણ આવા સંગ્રહથી સ્થાનિક લોકોમાં પુસ્તકાલય વિષે મમત્વનો ભાવ જાગ્રત થાય છે આવા સ્થાનિક સંગ્રહ સિવાય બીજા કોઇ સંગ્રહકાર્યની ભાંજગડમાં સાર્વજનિક પુસ્તકાલયે પડવું એ अव्यापारेषु व्यापारः થાય છે.

**પુસ્તકની પસંદગી અને તેનું સાહિત્ય**

૨૪. ઉપરના સર્વ અકરણરૂપ આદેશ પછી એક કરણરૂપ આદેશ ધ્યાનમાં રાખવા જેવો છે અને તે મિ. બેબોર્ડ પોતાના Book Selection નામના અતિ સુંદર વિવરણાત્મક ગ્રંથમાં આપેલું છે. તે કહે છે કે, પુસ્તકપસંદગી કરતી વખતે તેનો પુસ્તકાલયના વાચકોના અભિપ્રાય સાથે મેળ મેળવીને નિર્ણય કરવો.

**મકાનો.**

૨૫. પુસ્તકસંગ્રહ પછી આપણે પુસ્તકાલયની ઇમારત તરફ વળીએ. સાર્વજનિક પુસ્તકાલયમાં નીચે પ્રમાણેના વિભાગોનો સમાવેશ થાય છેઃ ૧. આપ–લે વિભાગ, ૨. નિયતકાલિક વિભાગ, ૩. અધ્યયન વિભાગ, ૪. સંગ્રહ વિભાગ, ૫. બાંધણી વિભાગ, ૬. વ્યવસ્થાપક વિભાગ, ૭. વ્યાખ્યાન વિભાગ, ૮. પ્રદર્શન વિભાગ, ૯. બાલવિભાગ, ૧૦ મહિલાવિભાગ વગેરે.

**મકાનની જગા.**

૨૬. સાર્વજનિક પુસ્તકાલયની જગા શહેર અથવા ગામની લોકવસ્તીના મધ્યભાગમાં હોવી જોઇએ, કે જેથી બધાયે તેનો સુલભતાથી સરખો ઉપયોગ કરી શકે, તેમજ નાનાં બાળકો અને સ્ત્રીઓ સુદ્ધાં ત્યાં ગમે ત્યારે વિના હરકતે જઇ શકે. પુસ્તકાલયની ઇમારત મધ્યવસ્તીમાં હોવા છતાંયે રસ્તાની રાહદારીથી દૂર હોવી જોઇએ. આથી ધૂળ અને ઘોંઘાટથી વાચકો સુરક્ષિત રહી શકે. ઇંગ્લંડમાં ઘણાં શહેરોના મધ્યભાગમાં શહેર પુસ્તકાલય આવેલાં છે. ન્યુયૉર્કનું સાર્વજનિક પુસ્તકાલય પાંચમા એવેન્યુ અને બેતાળીસમા રસ્તાના સંગમ પર એટલે ન્યુયૉર્ક શહેરના બરાબર મધ્યભાગમાં આવેલું છે.

**બહારનો દેખાવ.**

૨૭. પુસ્તકાલયનો બહારનો દેખાવ ભલે નાટકશાળા જેવો ભપકાદાર ન હોય તો પણ આકર્ષક તો હોવો જ જોઇએ. પાશ્ચાત્ય દેશનાં ઘણાંક પુસ્તકાલયોના દર્શનીય ભાગ ગ્રીક સ્તંભ તથા પગથિયાંથી સુશોભિત કરેલા હોય છે. આ સંબંધમાં કોઇ રમુજી વાચકે

એક વાર એવી ટીકા કરી હતી કે, ભાઇ ! આ તમારાં પગથિયાં તો શોભીતાં છે, પણ દરેક વખતે અમો વાચકોના પગ થકવી નાખે છે. કસરત કરવાના અખાડાને યોગ્ય આ પગથિયાં અમારા મગજની તપાસ કરવા કરતાં પગની તપાસ કરી અમને પુસ્તકાલયમાં આવવા દે છે, એ કેવો વિપરીત ન્યાય !

૨૮. આપ-લે વિભાગ સંગ્રહવિભાગ સાથે જોડેલો હોવો જોઇએ.

**આપ-લે વિભાગ**

એથી પુસ્તકો લેવા આવનાર વાચકોને લાંબી જા-આવ ન કરવી પડે અને આપ-લે વિભાગની વ્યવસ્થા કરનાર અધિકારીઓ પણ સંગ્રહ વિભાગમાં વાચકો પર નજર રાખી શકે. આપ-લે વિભાગથી સંગ્રહ વિભાગમાં જવાનું જ્યાં દ્વાર હોય ત્યાં પુસ્તકોના કૅટેલૉગની પેટી મૂકી રાખવી જોઇએ. સંગ્રહ વિભાગ મુક્તદ્વાર પદ્ધતિનો હોવો જોઇએ, કે જેથી વાચકો જોઇતું ન જોઇતું પુસ્તક સ્વતઃ જોઇ શકે. આથી અધિકારીવર્ગનો સમય બચે અને વાચકોને આમથી તેમ ફરીને જોતાં પુસ્તકોની માહિતી આપોઆપ મળી શકે. જો કે એથી પુસ્તકો અવ્યવસ્થિત થઇ જાય એ ખરું, પણ વાચકોને મળનારા શિક્ષણની દૃષ્ટિએ અધિકારીઓએ તે પુસ્તકો વ્યવસ્થિત રાખવાને પુનઃ પુનઃ શ્રમ પણ લેવો જોઇએ. **પુસ્તકોને ખુલ્લી અભરાઇ પર ગોઠવવાથી તેને હવા અજવાળું મળે છે અને તે તાજાં રહે છે** એવો અમારો વડોદરાનો અનુભવ છે.

> ## આવાં પ્રકાશનો બાળી મૂકવાને યોગ્ય જ ગણાય
>
> **વાંચવાનો શોખ ધરાવનાર** માણસને ફુરસદ હોય, અને તેને પ્રત્યક્ષ રીતે તડકામાં ગાળવા માટે સોબત ન હોય અને તેથી કંટાળો આવે, તો તે કંટાળો આવવા દેવાને હરકત નથી.
>
> થોડી વાર કંટાળાને પડી રહ્યા બાદ એ કાંઇ કામ શોધીને તેમાં વળગશે; પણ **કેવળ ફુરસદનો સમય વિતાડવાના હેતુથી જ પ્રસિદ્ધ થયેલું પત્ર, માસિક કે વાર્તાનું પુસ્તક એ લઇને** બેસે તો તેથી એ, આભાસરૂપ મનોરંજન મેળવી, વધારે સમય પરોક્ષ તડકામાં-એટલે આળસમાં ગાળશે, અને ઘણુંખરું પોતાના મનને **હલકી લાગણીઓથી ચલિત કરી મૂકશે અને કુસંસ્કારોને પોષશે.**
>
> પત્રો, માસિકો અને નવલકથાનાં પુસ્તકોથી અનેક તરુણ અને તરુણીઓ **વિકારી અવસ્થામાં પડેલાં અને કુમાર્ગે દોરાઇ ગયેલાં** જોવામાં આવ્યાં છે.
>
> **આવાં પ્રકાશનો બાળી મૂકવાને યોગ્ય જ ગણાય.**
>
> —ગાંધીજી

૨૯. નિયતકાલિકો (સામયિકો)ની જગા ભોંયતળિયે દરવાજા નજીક જ હોવી જોઇએ.

**નિયત કાલિકો માટે જગા.**

કારણ ત્યાંથી વાચકોની એકસરખી આવ-જા રહે છે. બીજા ખંડમાં વાચકોને તેનો ઉપદ્રવ થવાનો સંભવ રહે છે. પાશ્ચાત્ય દેશોમાં નિયતકાલિક (સામયિકોના) ખંડનું મહત્ત્વ ઓછું થતું જાય છે; કારણ કે **વર્તમાનપત્રો વાંચવા માટે સાર્વજનિક પૈસાનો ખર્ચ કરવો એ ઠીક નથી એમ ઘણાનો મત થતો જાય છે.** મહત્ત્વનાં સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકો વગેરે ત્યાંથી દૂર લઇ જઇ અધ્યયનવિભાગમાં રાખવાની પદ્ધતિ ઘણાં પુસ્તકાલયોમાં અમલમાં મુકાઇ છે. પ્રો. ફડકેએ રત્નાગિરિમાં વર્તમાનપત્રો પર કરેલી ટીકા પ્રમાણે ખરેખર તેનો બૌદ્ધિક દરજ્જો ઘટતો જાય છે; એટલે સુધી કે પુસ્તકાલયોમાંથી તેને ઉપાડી જવાનું પણ કેટલાક લોક ચૂકતા નથી.

**અધ્યયન વિભાગ.**

૩૦. અધ્યયનવિભાગ એ સંગ્રહ વિભાગને જોડાયેલો હોવો જોઇએ. એક બાજુ આપ-લે વિભાગ હોય છે. અધ્યયનવિભાગમાં નીરાંતથી બેસીને વાંચવાની સગવડ હોવી જોઇએ અને વાચકોને પોતાના ઘરમાં જ વાંચવા બેઠા છીએ એમ લાગે એટલા સારૂ પુસ્તકાલયના ચાલકોએ ત્યાં ઓછી અવરજવર રાખવી જોઇએ. એક અંગ્રેજ બાઇએ એક વાર એમ કહ્યું હતું કે સ્નાન લેતી વખતે કોઇ મારા તરફ જુએ ત્યારે મને એટલો ગુસ્સો ચઢે કે જાણે મારૂં શરીર લૂછી બહાર નીકળ્યા અગાઉથી જ તેણે સ્નાનગૃહનું દ્વાર ઉઘાડી નાખ્યું ન હોય ! આટલી વ્યવસ્થાવાળી એકાંત જગા કદાચ ન આપી શકાય તો નિદાન વધારે અવરજવર ન હોય અને બેસવા માટે સારી બેઠકોની સગવડવાળી સમૃદ્ધ હોય એવી જગાની અધ્યયન વિભાગ માટે યોજના રાખવી જોઇએ. ફિલેડેલ્ફિયાના સાર્વજનિક પુસ્તકાલયમાં આવી એકાંત જગાની સગવડ એકાદ કલબની સગવડને પણ શરમાવે તેવી છે.

**બાલવિભાગ.**

૩૧. વ્યાખ્યાનો અને પ્રદર્શન એ નિત્યનાં નથી તો પણ સાર્વજનિક પુસ્તકાલયનાં નૈમિત્તિક કાર્યો તો ખાસ છે જ એટલે તેને માટે જગા રાખવી એ જરૂરની છે. તે જ પ્રમાણે નાનાં બાળકો અને સ્ત્રીઓ માટે સ્વતંત્ર વિભાગ હોય તો તેઓ ત્યાં છૂટથી આવી પુસ્તકાલયનો લાભ લઇ શકે. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયનો બાલવિભાગ હિંદુસ્તાનમાં અજોડ છે. આનું કારણ એ છે કે વડોદરા રાજ્ય સિવાય બીજે કોઇ ઠેકાણે ફરજિયાત અને મફત શિક્ષણનો પ્રચાર છે જ નહિ. પ્રાથમિક શાળામાં બે-ચાર વર્ષ સુધી આપેલું ફરજિયાત શિક્ષણ ટકાવી રાખવા વાચન ચાલુ રાખવું એ ઘણું જ જરૂરી છે. વડોદરા સરકાર તો સ્પષ્ટ કહે છે કે, જો પ્રાથમિક શિક્ષણ પર કરેલો ખર્ચ વેડરી ન નાખવો હોય તો પુસ્તકાલયો ચાલુ રાખવાં જ જોઇએ. જ્યાં સ્વતંત્ર બાલ પુસ્તકાલય કાઢવા સગવડ ન હોય ત્યાં કસ્બા સાર્વજનિક પુસ્તકાલયે એક બાલવિભાગ અવશ્ય રાખવો જોઇએ.

**સંગ્રહવિભાગ.**

૩૨. સંગ્રહ વિભાગ કેવો હોવો જોઇએ તે કહેવા માટે અમારા મધ્યવર્તી પુસ્તકાલયના સંગ્રહવિભાગનું વર્ણન કરૂં છું તે ઉપરથી ખ્યાલ આવશે. આવા સંગ્રહવિભાગ જગતનાં સારાં ગણાતાં પાંચ દશ પુસ્તકાલયોમાં જ છે. અમારો આ સંગ્રહવિભાગ ૧૯૩૨ની સાલમાં આશરે એક લાખ રૂપિયાના ખર્ચથી, એક લાખ વીસ હજાર પુસ્તકો રહી શકે એવી સગવડવાળો બાંધવામાં આવ્યો છે. તેની બાંધણી પૂર્વ પશ્ચિમ છે. લંબાઇ ૬૫ ફુટ અને પહોળાઇ ૩૪ ફુટ છે. વિભાગના બે મજલા પૈકીનો તળમજલો ૧૫ ફુટ અને ઉપરનો મજલો ૧૨ ફુટ ઉંચાઇનો છે. દરેક મજલાને સાત સાત ફુટ ઉંચાઇના બે પેટા મજલામાં વહેંચી નાખ્યા છે. તળમજલાની જમીન પથ્થરની છે; અને બાકીના ત્રણે પેટા મજલાની કાચની છે. સંગ્રહવિભાગની બહાર જે લોખંડી દાદર છે ત્યાંથી વાચક ગમે તે પેટામજલામાં જઇ શકે છે. સંગ્રહવિભાગને એક જ બાજુએ દરવાજા હોવાથી તે બંધ કર્યા પછી તેમાં પ્રવેશ કરવા બીજો કંઇ માર્ગ જ રહેતો નથી. વળી, તેને અગ્નિનો ભય નથી, કારણ કે તેમાં માત્ર ચોપડીઓ સિવાય બીજો જળાઉ પદાર્થ વાપરવામાં આવ્યો જ નથી. અહીં પુસ્તકો આખ

લીલા રંગના પોલાદી લોખંડના ઘોડાના ખાના પર ખુલ્લાં મૂકેલાં છે. વિભાગની વચ્ચોવચ ૪ ફુટ પહોળાઈનો રસ્તો રાખેલો છે, અને તેની બન્ને બાજુએ પુસ્તકો મૂકવા માટે હારબંધ ઘોડાઓ ગોઠવવામાં આવ્યા છે. એ ઘોડાઓની વચ્ચે ૪ ફુટનું અંતર છે. આવા લોખંડી ઘોડાની દશ હાર છે, અને તે દરેક હારમાં આઠ આઠ ઘોડા છે. દરેક ઘોડાને બેઉ બાજુએ ૩ ફુટ લાંબાં તથા ૯ થી ૧૨ ઇંચ પહોળાં ખાનાં હોય છે. આ ખાનાંની ઉંચાઈ પુસ્તકોની ઉંચાઈના પ્રમાણમાં વત્તી ઓછી કરી શકાય છે. પૂર્વ અને પશ્ચિમ દિશાની ભીંતની લગોલગ જે ઘોડા મૂકેલા છે તેને ફક્ત એક બાજુએ ખાનાં છે. દક્ષિણોત્તર ભીંતોએ દરેક બાજુ ૩ ફુટ ૩ ઇંચ પહોળાઈની બારીઓ છે. આ બારીઓ જમીનથી બે ફુટ ઊંચી શરૂ થઈ ૩૦ ફુટ સુધી ઉંચી રાખવામાં આવી છે. પશ્ચિમ તરફની ભીંતના મધ્યભાગમાં એવી જ રીતની એક ઊંચી બારી છે. પૂર્વ તરફની ભીંતે દરેક પેટા મજલામાં ત્રણ એ પ્રમાણે એકંદર બાર દરવાજા છે. વચ્ચેના દરેક દરવાજાને બેઉ બાજુ સરકાવી શકાય છે અને બાજુના દરવાજાને એકજ બાજુ સરકાવી શકાય છે. આ બારણાં ૨ ફુટ ૧૧ ઇંચ પહોળાં અને ૫ ફુટ ૮ ઇંચ ઉંચાઈનાં છે. પુસ્તક સંગ્રહમાં જો કે હંમેશાં કૃત્રિમ પ્રકાશની જરૂર જણાતી નથી છતાં વચલા ખુલ્લા માર્ગમાં વિદ્યુત્ પ્રકાશની જોઈતી સગવડ રાખી છે.

**સાહિત્યપ્રવૃત્તિનાં અંગોની આ દશા ! !**

વર્તમાનપત્રો, માસિકો વગેરે પણ સાહિત્યપ્રવૃત્તિનાં અંગો છે. સામાન્ય પ્રજાને કેળવવાનું એ એક જબરૂં સાધન છે.

પણ એ સાધનનો અતિશય દુરુપયોગ કરવામાં આવ્યો છે. લોકોને સાચી માહિતી અને સારી સલાહ આપવાને બદલે, ઇરાદાપૂર્વક ખોટી, અર્ધી સાચી–અર્ધી ખોટી, અધૂરી અથવા સાચી માહિતીને ખોટા દૃષ્ટિબિંદુથી મૂકી લોકોને ખોટે માર્ગે દોરવાનું કામ વર્તમાનપત્રો દ્વારા પદ્ધતિપૂર્વક કરવામાં આવે છે.

જાહેર ખબરો દ્વારા પૈસા મેળવવાના લોભમાં એ અનેક પ્રકારનાં નુકસાનો અને અનીતિ ફેલાવનારું સાધન બન્યું છે.

—ગાંધીજી

**B. M. Readicorg' પુસ્તક.**

૩૩. સંગ્રહવિભાગ સિવાયના બીજા વિભાગોની લંબાઈ, પહોળાઈ કેટલી જોઈએ, તેમાં કયી જાતનો સામાન ગોઠવવો જોઈએ, શહેર કે ગામની લોકવસ્તીના પ્રમાણમાં કયા કયા ખંડમાં કેટલા માણસોની સગવડ કરવી જોઈએ એનો વિચાર કરવા બેસીએ તો આખું પુસ્તક ભરાય. હું આજે ને આજે તે કાર્ય કરી નાખવા માગતો નથી; કારણ તે આપણને કંટાળારૂપ થાય. જો તેની આપને મનોરંજક માહિતી જોઈતી હોય તો B. M. Headicar's Manual of Library organigation એ પુસ્તક વાંચવાથી મળી શકશે.

**ગ્રંથપાલ કેવા જોઈએ**

૩૪. સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ સુશિક્ષિત હોવા જોઈએ અને તેમને ગ્રંથવાચનનો શોખ હોવો જોઈએ, એ કહેવાની જરૂર નથી. પણ સુશિક્ષિતપણું એ શબ્દનો થોડો સ્ફોટ કરવાની જરૂર છે. વિશ્વવિદ્યાલયની બે ત્રણ પદવી મેળવી એટલે શિક્ષણસમાપ્તિ થઈ એવી સુશિક્ષિતતા નિરૂપયોગી અને ઉપદ્રવકારક છે. શિક્ષણશાસ્ત્રજ્ઞો કહે છે કે શાળાઓ

અને કૉલેજોમાં અમે ખરું શિક્ષણ આપતા જ નથી. પરંતુ જ્ઞાનસંપાદન કરવાનાં સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવો તે શીખવીએ છીએ. એટલે આવી સ્થિતિમાં ખરું શિક્ષણ પદવી સંપાદન કર્યાં પછી જ મેળવવાનું હોય છે. ગ્રંથપાલ જો વિદ્યાર્જન કરવામાં જ મચ્યો રહે તો જ તે પુસ્તકાલયમાં આવનાર વાચકો સાથે સમરસ બની શકે, અને ત્યાર પછી જ તે વાચકોને ઇચ્છિત-વાચન તરફ વળવા માર્ગદર્શન કરાવી શકે. આપણે સાર્વજનિક પુસ્તકાલયનો વિચાર કરીએ છીએ, વિદ્વાનો કે સંશોધકોનો નહિ. આ વાત જો લક્ષમાં રાખીએ તો સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ પર માર્ગદર્શનની જવાબદારી આવી પડે છે, એ સહજ માન્ય કરીશું. સાર્વજનિક પુસ્તકાલયમાં ફક્ત " મા, ભૂ પા " કરતાં શીખેલા બાલકથી માંડીને તે નોકરીમાંથી નિવૃત્ત થએલા ડોસા ડગરા એમ સર્વ પ્રકારના વાચકો આવવાના. આ દરેકની પુસ્તકાલય વિષેની આકાંક્ષા સમજી જઇને ગ્રંથપાલે પોતાના ગ્રંથસંગ્રહનું ધોરણ તે પ્રમાણે બદલતા રહેવું જોઇએ, તો જ પુસ્તકાલયની ઉપયોગિતા વધી સ્વાવલંબી વિદ્યાર્થીઓનું તે ખરેખરું વિશ્વવિદ્યાલય બની જાય. વિદ્યાર્જનમાં સદૈવ તત્પર રહેતા ગ્રંથપાલનો હુકમવાચનથી જ દહાડો વળતો નથી, તે ઉપરના વિવેચનથી સ્પષ્ટ સમજી શકાય છે. બીજા શબ્દોમાં તે જ ગુણોનું વર્ણન કરીએ તો કહેવું પડશે કે પુસ્તકપ્રીતિ ઉપરાંત ગ્રંથપાલમાં માણસાઈ પણ હોવી જોઇએ; અતડાપણું નહિ.

**ગ્રંથપાલ કેવો હોવો જોઇએ ?**

૩૫. ગ્રંથપાલનો એક ત્રીજો ગુણ એ છે કે, તેને પોતાના કામ પર વિશ્વાસ હોવો જોઇએ. **સાર્વજનિક પુસ્તકાલય સાક્ષરતાપ્રચાર તથા પ્રૌઢ શિક્ષણનું કામ કરનાર હોય છે.** આ કામો તે જ સાધ્ય કરી શકશે એવા દૃઢ વિશ્વાસથી તેણે કાર્ય કરવું જોઇએ. પુસ્તકાલયના ઇતિહાસમાં હવે ત્રીજો તબક્કો આવ્યો છે. પ્રથમાવસ્થામાં પુસ્તકાલયો ગ્રંથસંગ્રહનું કામ કરે છે. દ્વિતીયાવસ્થામાં, જે કોઈ પુસ્તક માગવા આવે તેને આપવાનું કામ કરે છે અને હવે તો ગ્રંથપાલોએ ગ્રંથાલયોના ઉદ્દેશ, ગ્રંથાલયમાં ન આવનાર દરેક માણસને પોતે જાતે સમજાવવો જોઇએ, એ ફરજ જરૂરીઆતભરેલી છે. આને માટે લોકસંખ્યા કેટલી છે, તેમાંથી કયી સ્થિતિના લોકો પુસ્તકાલયોનો લાભ લે છે, અને કોણ અને કયી સ્થિતિના લેતા નથી, એ વિષે ચાંપ રાખી, ગ્રંથપાલે પુસ્તકાલયનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવો જોઇએ.

**શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર.**

૩૬. ચોથો ગુણ. તે પુસ્તકાલયશાસ્ત્રનું શાસ્ત્રીય તથા વ્યવહાર જ્ઞાન. પુસ્તકાલયો એ જ્ઞાનપ્રચારનાં અત્યુત્કૃષ્ટ સાધનો ગણાયેલાં હોવાથી પાશ્ચાત્ય દેશોમાં તે સાધનોનો વધુમાં વધુ કાર્યક્ષમતાથી કેમ ઉપયોગ કરવો તેનું શાસ્ત્ર નિર્માણ થયું છે. અમેરિકાના લાયબ્રેરી એસોસીએશને તો પોતાનું અંતિમ ધ્યેય એ ઠરાવ્યું છે કે, ઉત્તમમાં ઉત્તમ પુસ્તકો, વધારેમાં વધારે લોકોને, ઓછામાં ઓછા ખર્ચમાં અમે મેળવી આપીશું. પ્રત્યેક ગ્રંથાલય અને ગ્રંથપાલનું પણ આ જ ધ્યેય હોવું જોઇએ, અને તે ધ્યેય સાધ્ય કરવા માટે પુસ્તકાલયનાં શાસ્ત્ર તથા તંત્ર પણ ગ્રંથપાલે જાણવાં જોઇએ.

૩૭. પુસ્તકાલયનાં સાધનોમાંનું પાંચમું સાધન તે વાચક. વાચક કેવા હોવા જોઇએ તે કહેવાનો અધિકાર ગ્રંથાધિકારીનો નથી, પણ વાચક કેવી રીતે વર્તે અને પુસ્તકાલયના હેતુ પાર પાડવા તે કેવી રીતે મદદરૂપ બને તેનું દિગ્દર્શન કરીશું. પુસ્તકાલય પર પોતાના જેટલો જ બીજા વાચકોનો હક્ક છે, એ જવાબદારી તેમણે ધ્યાનમાં રાખવી જોઇએ. ગ્રંથાધિકારીના ઓળખીતાઓ પુસ્તકાલયમાંથી સારાં પુસ્તકો પ્રથમ લઇ જાય અને વખતસર પરત ન કરતાં ખાનગી રીતે બીજાને વાંચવા આપે, નિયમથી ઠરેલાં હોય તેનાથી વધારે પુસ્તકો કોઇ ને કોઇ બહાને લઇ જાય, પોતાને જોઇતું પુસ્તક તેના ક્રમથી આઘુંપાછું કરી ગમે તે જગ્યાએ ઘુસાડી દે, પુસ્તકાલયમાંનાં પુસ્તકોમાં નિશાનીઓ કરવા તથા તેનાં ચિત્રો કાઢી લેવા તે પોતાનાં જ છે એમ માને, પરંતુ તે પુસ્તકો આપણાં નથી એમ ધારી તેના પર ડાઘા પાડવા, અગર તેમને વાળી દેવાં ઇત્યાદિ બાબતોથી આપણા વાચકો અલિપ્ત રહે તો પુસ્તકાલયોનું ધ્યેય પ્રાપ્ત કરવાનો માર્ગ મોકળો થાય એમાં શંકા નથી.

**વાચકો બાબત અપેક્ષા.**

અહીં સુધી આપણે સાર્વજનિક પુસ્તકાલયોનું કાર્યક્ષેત્ર તથા તેની સાધનસંપત્તિનો વિચાર કર્યો. હવે તેનો અભ્યુદય તથા ઉત્કર્ષ કરવા આપણે હંમેશાં શું ધ્યાનમાં રાખવું જોઇએ એટલું કહી હું મારું ભાષણ સમાપ્ત કરીશ.

**ઉપસંહાર**

૩૮. **સાર્વજનિક પુસ્તકાલયો જનતાનાં વિદ્યાલયો છે.** બીજાએ આપેલું નહિ પણ જાતે મેળવેલું જ્ઞાન જનતાને સાક્ષરતામાંથી સુશિક્ષિતતા તરફ લઇ જાય છે. લોકશાહીમાં જનતા કેવળ સાક્ષર રહે તે ચાલે નહિ. મનુષ્યને માનવતા દેનાર બુદ્ધિને જાગ્રત કરે એવું શિક્ષણ મેળવેલી સુસંસ્કૃત જનતાની જરૂર છે. શાળા-પાઠશાળાઓ તો અંગ્રેજીના ત્રણ 'આર' Reading, Writing તથા Arithmetic શીખવે છે, પણ પુસ્તકાલયો તો તેમને ચોથો 'આર' એટલે Reasoning શીખવે છે. આ પુસ્તકાલયો, કંઇ મોજશોખની વસ્તુઓ નથી. પુસ્તકાલયો માટે પૈસા નથી એવું બહાનું આત્મઘાતક છે. ચોખ્ખું મબલખ દૂધ જોઇતું હોય તો ઘાસચારો નીરવામાં જીવચોરી કર્યે કેમ પાલવે ?

ત્ર્યંબક દિનકર વાકનીસ

*\=\=\=\=\=*

## બાલતંત્રીનું પત્ર

**દુનિયામાં સૌથી નાની ઉંમરની તંત્રી** એક ૧૧ વર્ષની છોકરી છે. એના ગામનું નામ વાલસેઝ ઓરેગોન. એ બેબી તંત્રીનું નામ ડોરોથી આન હોબસન. 'વાલસેઝસ્ટાર' નામનું દૈનિક એના તંત્રીપદે ચાલે છે. એટલું જ નહિ પણ એ બેબી તંત્રીના અભિપ્રાયોનો અમેરિકાનાં વર્તમાનપત્રોમાં વારંવાર ઉલ્લેખ થાય છે. હવે એના તંત્રી તરીકેના ત્રીજા વર્ષની શરૂઆત સુધીમાં અમેરિકાનાં બધાં રાજ્યોમાં એનું દૈનિક પ્રચાર પામ્યું છે. અરે બ્રિટન, કેનેડા, દક્ષિણ અમેરિકા ને જર્મનીમાં પણ એના ઘણા ગ્રાહકો છે. ૧૯૩૭ માં 'વાલસેઝ' દૈનિકને બદલે 'સ્પૉટલાઇટ' નામે પાક્ષિક કલેન્સી નામનો મિલ-મજૂર ચલાવતો. જ્યારે એણે છોડી દીધું ત્યારે ડોરોથીએ તંત્રીપદ સ્વીકાર્યું, ત્યારે તે માત્ર નવ વર્ષની હતી.

# વાર્ષિક નિવેદનો અને અંદાજપત્રો

**તમારા પુસ્તકાલયનું બજેટ બનાવતી વખતે તેમજ વાર્ષિક નિવેદન ભરતી વખતે ખાસ ધ્યાન રાખવા જેવી કેટલીક બાબતો આ લેખમાં આપી છે. આ કામ માટે અનેક જાતની અગવડો અને ગૂંચવણો કેટલાક મંત્રી-ગ્રંથપાલ ભાઈઓ અનુભવે છે. એમાંની લગભગ બધીનો ઉકેલ આ લેખમાંથી મળી આવશે. આમાં અપાયેલી સૂચનાનો ઉપયોગ કરવામાં આવશે તો કોઈ જાતની મુશ્કેલી નહિ નડે, તેમજ વ્યર્થ પત્રવ્યવહારમાં પણ તમારે કે ખાતાને નહિ ઊતરવું પડે.**

**પુસ્તકાલયની સમિતિઓ**

**સ્થા.** પુસ્તકાલયોના સંચાલનનું વર્ષ આ જુલાઈ આખરે પૂરું થશે અને ન વર્ષ માટે શું કરવું તે વિષે જે તે સ્થળની સ્થાનિક સમિતિ વિચાર કરશે. પુસ્તકાલયના વહીવટમાં જાહેરજનતા આગળ ર કરવાના બે મહત્ત્વના પ્રશ્નો દરેક વર્ષે પુસ્તકાલયની સમિતિ સમક્ષ આવે છે. પ્રથમ પ્રશ્ન ગયા વર્ષે આપણે પુસ્તકાલય પ્રવૃ કેવી રીતે ચલાવી, તેની આર્થિક સ્થિતિ તથા ઉપયોગિતા વધારવા વિષે શું શું કર્યું, તે નોંધ લઈએ છીએ; અને બીજો પ્રશ્ન, આવતા વર્ષે કેટલો ખર્ચ કરવો, તે માટે કેટલી ર ઊભી કરવી તથા પુસ્તકાલયની ઉપયોગિતા વધે તે માટે બીજા શા ઉપાયો લેવા જેવા તે બાબતનો છે. ખરેખર, જો આ બે બાબતો ઉપર આપણી સમિતિઓ વધારે ને વધા વિચાર કરશે તો જરૂર ઉત્તરોત્તર પુસ્તકાલયપ્રવૃત્તિ તેના ખરા સ્વરૂપમાં વિકાસ પામશે.

**પુસ્તકાલય સંચાલન માટે ચાલુ વર્ષમાં વાંચવા જેવી માહિતિ.**

આ પ્રસંગે સમિતિઓએ શું વિચારવા જેવું છે તે વિષે પ્રથમ થોડું લખું અસ્થાને નહિ ગણાય. પુસ્તકાલય સમિતિએ ગયા વર્ષે મહા પુસ્તકાલય મંડળો અને પ્રાંત પુસ્તકાલય મંડળોએ પુસ્તકાલય વ્યવસ્થા અને વહીવટને અંગે જે ઠરાવો પસાર કર્યા છે તે કેટલે અંશે અમલ કર્યો તેનો વિચાર, વળી રાજ્ય પુસ્તકાલ પરિષદ વખતે ગ્રામપુસ્તકાલય સંબંધી પરિષદના પ્રમુખના વિચા તથા તે પ્રસંગે વંચાયેલા બીજા નિબંધો અને વ્યાખ્યાનો જે 'પુસ્તકાલય' માસિક ડિસેમ્બર માસમાં પ્રસિદ્ધ થયા છે તે વિચારી જવા. આ હકીકતો ગામની વ્યવસ્થાપ સમિતિઓ આગળ મંત્રીઓએ ખાસ વાંચી બતાવવી જોઈએ. કેટલાક પછાત કેમ ગામડાં જ્યાં ગ્રામપુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં હોય ત્યાં કદાચ ગામ આગેવાનો જે પુસ્ત કાલયની વ્યવસ્થાપક સમિતિમાં હોય તેઓ થોડું ભણેલા હોય તો પણ વિચારમાં તેઓ પ્રૌઢ હોય છે, એટલે નવી વિચારસરણી જો મંત્રી વાસ્તવિક સ્વરૂપમાં તેમને સમજાવે તે તો જરૂર આ બાબતમાં તેમને વધારે મદદરૂપ નીવડશે.

આ ઉપરાંત રા. બ. ગોવિંદભાઈ સાહેબે ગયા જુન માસના "પુસ્તકાલય" માસિક રણોલી પુસ્તકાલયની તપાસથી વિષે પોતાના જે વિચારો રજૂ કર્યા છે તે દરેક ગામડા પુસ્તકાલય સમિતિએ વિચારવા જેવા છે અને પોતાના પુસ્તકાલયમાં તેનું અવશ્ય પાલ કરવા આગ્રહ રાખવા જેવો છે. વળી કેટલાક ગ્રામ પુસ્તકાલયોએ પોતાનો અનુભવનિત

આપ્યો છે, તે પણ પુસ્તકાલયના હિતચિંતકો વાંચશે તો પોતાના પુસ્તકાલયની જણાતી ખામીઓ દૂર કરવામાં તેમને સારી રીતે મદદરૂપ થઇ પડશે. ચાલુ અંકમાં પુસ્તકાલયો અને તેમનું કાર્યક્ષેત્ર પરનું આપણા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબ મે. રા. રા. વાકનીસ સાહેબનું વ્યાખ્યાન પણ પુસ્તકાલયના સંચાલકોને બહુ અગત્યની માહિતી પૂરી પાડનારૂં વાચન થઇ પડશે.

અનુભવની દૃષ્ટિએ લખાયેલા પુસ્તકાલયપ્રવૃત્તિ સંબંધી લેખો ઉપરાંત, પુસ્તકાલય ખાતાના મારા અનુભવ પરથી અંદાજો મંજૂર કરવામાં પડેલી અડચણો તથા રૂપિયા પચાસ સુધીનાં અંદાજો વિષે લખાયેલો લેખ પણ આ વખતે નાના પુસ્તકાલયોના મંત્રી અને વ્યવસ્થાપક સમિતિઓએ વાંચવા જેવો છે. વિશેષમાં વ્યવસ્થા માટે વખતોવખત થયેલા વટહુકમ પ્રમાણે આપણું કાર્ય થયું છે કે નહિ તે દરેક **મંત્રીએ તપાસી જવું જોઇએ અને હાથ પર રાખેલી રકમનો ખર્ચની બાબતોમાં થયેલા ખર્ચ માટે વ્યવસ્થાપક મંડળ આગળ ખર્ચ વ્યાજબી રીતે થયો છે તેવી જાતની સંમતિ મેળવી જોઇએ.**

ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલી પુસ્તકોની યાદીઓ, 'પુસ્તકાલય' માસિક તરફથી મળતો પુસ્તકપરિચય વિભાગ વગેરે પરથી મળેલી માહિતી તથા વાચકો તરફથી મળેલી સૂચનાઓ અને માગણી પરથી ગ્રંથપાલે તૈયાર કરેલી પુસ્તકોની યાદીઓ પણ વ્યવસ્થાપક મંડળે તૈયાર કરવી જોઇએ. અંદાજ બનાવવા માટે ચાલુ માસમાં તથા ગયા ઑગસ્ટમાં થયેલી સહકારી ધોરણ સંબંધેની સૂચનાઓની ખાસ નોંધ લેવા તમામ પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ છે.

હવે ચાલુ વર્ષનું વાર્ષિક નિવેદન ખાતામાં મુદત અંદર મોકલવા માટે દરેક મંત્રીને **મંત્રીએ નિવેદન કેમ ભરવું** આગ્રહભરી વિનંતિ છે. આ નિવેદન કેમ ભરશો તેની માહિતી હું થોડી આ નીચે આપીશ.

(૧) નિવેદનની બે પ્રતો દરેક પુસ્તકાલયને ચાલુ અંક સાથે જ મળી હશે. એક પ્રતમાં જણાવેલા આસન પ્રમાણે હકીકત ભરી ખાતા તરફ મોકલવી અને બીજી પ્રતમાં હકીકત ભરી પોતાને ત્યાં દફતરે રાખવી.

(૨) નિવેદનમાં બે વર્ષની હકીકત ભરવાની છે.

**(૩) પુસ્તકોની સંખ્યા બાબતઃ—**

આસન ૨ માં પુસ્તકોની સંખ્યા ગયા વર્ષ આખરે જે શિલક હોય તે કાઢેલી તારીજ પરથી મૂકવાની છે. જ્યાં તારીજ કાઢી ન હોય ત્યાં મંત્રીએ તારીજ કાઢી શેરો કરી તે સંખ્યા બતાવવી જોઇશે. ત્યારબાદ આસન ૩ અને ૪માં નિવેદનની સાલે નવીન ખરીદાયલાં તથા ઇતર રીતે મળેલાં પુસ્તકોની સંખ્યા બતાવવી. આસન ૫ માં વર્ષ દરમ્યાન કમી કરેલાં પુસ્તકોની સંખ્યા બતાવવી. કમી કરેલાં પુસ્તકો માટે જનરલ રજીસ્ટરે શેરો કરેલો હોવો જોઇએ. અને આસન ૬ માં નિવેદનની સાલે કુલ રહેલી સંખ્યા આ પ્રમાણે બે સાલની હકીકત માગ્યા પ્રમાણે ભરવાની છે.

**(૪) વાચકોની સંખ્યા**

આમ પુસ્તકાલયો ' વાચક રજીસ્ટર ' ઘણે સ્થળે રાખતા નથી. આ તેમની મોટી ખામી છે. અમારી ખાસ વિનંતિ છે કે તમામ મંત્રીઓ આ રજીસ્ટર જે મહત્ત્વનું છે તે રાખવા તજવીજ કરશે અને ન રાખ્યું હોય તો બનાવી લેશે.

આ પત્રકમાં, જ્યારે વાચક પ્રથમવાર પુસ્તક લેવા આવે ત્યારે તેનું નામ નોંધાય છે. દર વર્ષે આ પત્રક નવું બને છે અને સાલ આખરે જેમને ઘેર પુસ્તકો રહ્યાં હોય તેમનું વાચક તરીકે પ્રથમ નામ નોંધી લેવામાં આવે છે. કારણ, નવા વર્ષની ઇસ્યુબુક પર પણ તે ચોપડી ચડાવવાની હોય છે. આ રજીસ્ટર ઉપરથી અને જ્યાં રજીસ્ટર ન રાખ્યું હોય ત્યાં ઇસ્યુબુક પરથી બે ચાર ઇસમની મદદ લઇને કેટલાક પુરૂષ, સ્ત્રીઓ, ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ અને ભણતાં વિદ્યાર્થીઓ વાચકો છે તેની નોંધ અનુક્રમે આસન ૭-૮-૯-૧૦ માં મૂકી તેનો સરવાળો આસન ૧ માં મૂકવો. આ સંબંધે ટીપ (૨) અને (૩) જે નોંધ છે તે દરેક મંત્રીએ ખાસ જોવી અને તે પ્રમાણે આંકડાઓ કાઢવા જોઇએ.

(૫) વંચાયલાં પુસ્તકો.

આ સંબંધે ટીપ (૧) ખાસ વાંચી હકીકત તારવી અને વંચાયલાં પુસ્તકોના વિભાગોમાં બતાવ્યા પ્રમાણે આંકડા મૂકવા. ઉપરના આંકડાઓ વર્ષ આખરે ચોકસાઇથી આવે અને વર્ષના અંતે તકલીફ પડે નહિ તેમજ ખાતાને પુસ્તકાલયની પ્રગતિનો સહજ ખ્યાલ આવે તે માટે **ત્રિમાહી નિવેદનો** મોકલવા માટે દર ત્રણ માસે ઇસ્યુબુકમાં અને વાચક રજીસ્ટરમાં જેમણે તારીજ કાઢી, પાછલી ત્રિમાહીની હકીકત ઉમેરી કુલ કરવાનો વહીવટ રાખ્યો હશે તેને આ હકીકત આપવી અઘરી નથી. મને ખાત્રી છે કે હવેથી ગ્રંથપાલો અને મંત્રીઓ પોતાના પુસ્તકાલયનાં ત્રિમાહી નિવેદનો વ્યવસ્થિત રીતે મોકલશે, જેથી વર્ષ આખરે ભરવાના આંકડા તૈયાર કરવામાં તેમને સરળતા થઇ પડશે.

(૬) આવક.

આવકની હકીકત પણ મંત્રીએ કાળજીપૂર્વક ભરવાની છે. તેમાં આસન ૧૭ માં પાછલી સાલે જે અંદાજ મંજૂર થયું હોય તે પૈકી કેટલી રકમ બચત રહી છે તે અહીં બતાવવાનું છે. જ્યાં બચત ન હોય ત્યાં આસનમાં શૂન્ય પૂરવાની છે. જ્યાં લવાજમની રકમ ઊભી થતી હોય ત્યાંજ આસન ૧૮ ની હકીકત ભરવાની છે. લવાજમ સિવાય લોકો પાસે પાવતી આપી ઉઘરાણાથી અગર લગ્નપ્રસંગે ભેટ તરીકે મળતી રકમ આસન ૧૯ માં બતાવવાની છે; કાયમ ફંડનું વ્યાજ આસન ૨૦માં બતાવવું. ' વ્યાજ ' એ શબ્દમાં કાયમ-ફંડની રકમ ઇતર રીતે રોકી હોય અને તેથી જે કંઈ ઉત્પન્ન આવતું હોય તે સમજવાનું છે. પોતાના મકાનનું ઉત્પન્ન મકાનભાડામાં બતાવવું, કિરકોળ પેપર, પુસ્તકો કમી થયાં હોય. તે વેચી દેવાથી જે કંઇ ઉપજ્યું હોય તે આસન ૨૫ માં મૂકવું. અને આસન ૨૬ માં કુલ આવક ભરવી.

(૭) ખર્ચની બાબત

આ રકમ ૨૭ થી ૩૮ સુધી આસનવાર સ્પષ્ટતા પૂરતી છે તો તે પ્રમાણે ખાતાવહી ઉપરથી વર્ષ દરમ્યાન થયેલા ખર્ચની રકમ આસન ૩૯ માં મૂકવી અને આસન ૪૦ માં શું રકમ શિલક રહી તે બતાવવું. આસન ૪૧ માં એકંદરે રકમ શિલક સાથે બતાવવી. એટલે આસન ૩૯ અને ૪૦ ની રકમનો સરવાળો આસન ૪૧ માં આપવો જોઇએ.

(૮) કાયમ ફંડ, સ્થાવર જંગમ મિલકત.

કાયમ ફંડની રકમ જુલાઇ આખરે ખાતાવહી પરથી શોધી મૂકવી, અને કયે કયે સ્થળે છે તે જણાવવું. હકીકત લખવી અધુરી રહે તો ટીપ મૂકી નીચે લખવી અગર ઇલા-

વદો કાગળ જોડવો. મકાનની પાછળ શું ખર્ચ થયો, ક્યારે બંધાયું તે બતાવવું. આસન ૪૪ માં પુસ્તકોની કિંમત જનરલ રજીસ્ટર પરથી કાઢી મૂકવી, ડેડસ્ટૉક રજીસ્ટર પરથી આસન ૪૫ ની કિંમત મૂકવી. સ્ટીરીઓસ્કોપ કાર્ડ્સ ડેસ્ટૉક ખાતે ગણવા.

**(૯) પુસ્તકવાચન અને વાચનાલયનો સમય.**

પુસ્તકો આપ–લે કરવાનો તથા પેપરો વાંચવાનો સમય સ્પષ્ટ બતાવવો.

**(૧૦) પત્રકોના મથાળે વસ્તી અને ભણેલાની સંખ્યા કેવી રીતે બતાવવી.**

વસ્તી આપણે એ સાલે વસતીગણતરી થઇ હોય તેજ બતાવીએ છીએ, એ ખરે-ખર જોતાં વાસ્તવિક નથી. દર વર્ષે ગામમાં નવાં બાળકો જન્મે છે, બહારથી લોક આવે છે અને ગામમાંથી લોકો બહાર રહેવા જાય છે તેમ જ મરણ પણ થાય છે. આ કામે જરૂર વધઘટ થાય. આ માટે પટેલ–તલાટી સાથે સહકાર કેળવી અને શાળાના શિક્ષકોનો ફરજી-આત બાળકોની ગણતરી માટે જન્મમરણનાં પત્રકોની પણ નકલ કરી લે છે. આ બાબત દર વર્ષે સહેલાઇથી ગામડામાં સામાન્ય મેળવણી કરી શકાય અને વસતીમાં થતી વધઘટ બતાવાય. આશા છે કે હવેથી તે પ્રમાણે આંકડા ભરાઇ આવશે.

ભણેલાંની એ દરેક ગામડામાંથી જુલાઇ માસના માસિક પત્રક સાથે વર્ગ ૩–૫ સુધી ભણેલાં સ્ત્રીપુરુષની સંખ્યા બતાવનારૂં એક પત્રક શાળાના શિક્ષકો વિભાગ શાળાધિકારી સા. તરફ કેળવણી પ્રગતિ દર્શાવવા માટે મોકલે છે, તેમને મળી આ આંકડો મોકલવાનો હોય છે. જ્યાં તાલુકો હોય ત્યાં તાલુકાની મુખ્ય શાળાના મુખ્ય શિક્ષકને મળવાથી આ આંકડો મળી શકશે. જ્યાં જોગવાઇ હોય ત્યાં પુસ્તકાલય સમિતિઓએ આવાં ભણેલાં માણસો કેટલાં છે તે પોતાના પુસ્તકાલયની જાણ માટે સેવાભાવી યુવાનોની મદદથી કરાવી લઇ શકાય.

## અંદાજ કેમ તૈયાર કરવું

હવે આપણે અંદાજ કેમ ભરવું તે વિષે સમજ લઇશું.

નવા વર્ષનું અંદાજ મંજૂર કરવા માટે ખાતામાં બે ચોપડીઓ તૈયાર કરી મોકલતા પહેલાં મંત્રીએ પાછલી સાલે કરેલા ખર્ચ માટે પુસ્તકાલયની સમિતિની મંજૂરી મેળવી લેવી:

જ્યાં સમિતિ ગામના આગેવાનોની હોય અને જ્યાં આ સભ્યો વધુ કેળવણી પામેલા ન હોય ત્યાં મંત્રીએ પોતાની કામગીરી સમજાવવી જોઇએ. પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિ-માં કોઇ અભણ માણસને રાખવો જોઇએ નહિ. આ વાત જે ગામડામાં પુસ્તકાલયની વ્યવસ્થા મંત્રી તરીકે શિક્ષકો મારફતે થાય છે ત્યાં ખાસ ધ્યાનમાં લેવી જોઇએ. ગામડામાં કેટલીક વખત સભા બોલાવવા છતાં સભ્યો ભેગા થતા નથી. આ હકીકત અમને માન્ય નથી: ભેગા તો થાય છે જ, આપણો પ્રયાસ જોઇએ. ગામડાનું કામ એટલે કદાચ વખત વધારે થાય. પણ ધીરે ધીરે જો ટેવ પાડવામાં આવે તો જરૂર લોકો ભેગા થશે. કારણકે આ સભ્યો-ની સંખ્યા પાંચથી સાતની જ હોય છે. વળી બધા જ સભ્યો સૂચના કરવા છતાં હાજર હોવા જોઇએ એવું પણ આપણું ધોરણ નથી એટલે હાજર રહેલા સભ્યોની સમક્ષ આપણે આપણી હકીકત રજૂ કરવી.

નવા વર્ષ માટે અંદાજ તૈયાર કરતી વખતે ગામડાના શિક્ષકોને મારી ખાસ સલાહ છે કે પુસ્તકાલયની પ્રગતિ માટે મોટી રકમનું અંદાજપત્ર એ મહત્ત્વની વસ્તુ નથી, પણ ગામની આર્થિક સ્થિતિના પ્રમાણમાં, ગામના લોકોની કેળવણીની સ્થિતિના પ્રમાણમાં અને

પુસ્તકાલયની કાયમનિધિની રકમ દર વર્ષે વધુ ને વધુ થાય એ દૃષ્ટિથી બનવાં જોઇએ. કેટલીક વખત હુકમ વગેરે કારણોએ અંદાજો બનાવવા માટે જૂનાં પુસ્તકાલયો કાયમનિધિમાંથી પોતાની શક્તિ કરતાં વધારે રકમ ઉપાડવાની માગણી કરે છે. ખરેખર, આ સ્થિતિ ઠીક નથી. કાયમનિધિની રકમ એક વખત ઉપાડી હોય તો તે પરત મૂકવા માટે પાછા બીજા વર્ષે પ્રયાસ થવા જોઇએ. લાગલગાટ કાયમ ફંડમાંથી ઉપાડવાની છૂટ મળશે નહિ; તેમ કાયમ ફંડમાં નાણાં નહિ મૂકવાની પણ છૂટ મળે નહિ. માટે લોકોમાં જે સમજું વર્ગ હોય અને ગામડામાં દાનની જે અવળી દિશાઓ હોય તે દિશાઓ અને રૂઢિઓને બદલવા માટે ગામના જુવાનોનો સહકાર મેળવી શિક્ષકે વધુ મદદ ઊભી કરવા પ્રયાસ કરવો. કેટલાંક ગામડાંમાં એકાદ વર્ષે બહુ રકમ ઊભી થઇ હોય તો બધી જ રકમનું અંદાજ બનાવવાનો આગ્રહ સેવવામાં આવે છે તે પણ ઠીક નથી. પોતાના ગામની વસ્તી, વાચનની અનુકૂળતા વગેરેનો વિચાર કરી અંદાજ કેટલી રકમનું ઘડવું તે માટે વ્યવસ્થાપક મંડળની ગામ પર રાખવાની ઠરાવ બુકે નોંધ લેવી. ત્યારબાદ જૂથમંડળની સલાહ પ્રમાણે નજીક નજીકનાં ગામડાંને મદદરૂપ થઇ પડે તેવી સહકારી રીતે અંદાજો બનાવવાની ખાતાએ પ્રસિદ્ધ કરેલી અને પ્રાંત મંડળો અને રાજ્ય પરિષદે બહાલી આપેલી યોજના પ્રમાણે માસિકો અને રૂપિયા ૧ ની ઉપરાંતની કિંમતનાં પુસ્તકોની યાદી માટે મંત્રીએ પોતાના અભ્યાસ દરમ્યાન તથા બીજી રીતે લોકમાગણી ઉપરથી નક્કી કરેલી ચોપડીઓની યાદીઓ આખા સેન્ટરની ગામવાર જુદી જુદી બનાવી પોતાના અંદાજમાં પોતાના ગામની દાખલ કરવી. આ યોજનાથી કોઇ સાપ્તાહિક કે દૈનિક માટે અડચણ આવવાની નથી.

હવે બીજો મહત્ત્વનો પ્રશ્ન તે અંદાજમાં જુદા જુદા ખાતે કેટલી રકમ ખર્ચવી તે છે. આ માટે ચાલુ માસમાં જ અંદાજો કેમ બનાવવાં તે માટે જે સૂચના મૂકેલી છે તે જરૂર વંચાણમાં લઇ અમલ કરવાનો છે. આમ આપણે કરીશું તો જ આપણાં અંદાજો વ્યવસ્થિત બનશે અને ભવિષ્યમાં સારાં ઉપયોગી પુસ્તકોના સંગ્રહો વધારી શકીશું.

હવે અંદાજ પર આપેલી સૂચનાઓ તમામ પ્રકારનાં પુસ્તકાલયોએ વાંચવા આગ્રહ કરું છું. જે મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો ન સ્થપાયાં હોય ત્યાં ત્યાંનાં કસ્બા પુસ્તકાલયો મહાલમંડળો સ્થપાય ખાસ તજવીજ કરે એવો અમારો આગ્રહ છે. વિશેષમાં કસ્બા પુસ્તકાલયોએ પોતાના પુસ્તકાલયમાંથી ફરતાં પુસ્તકાલયોની પેટીઓ દ્વારા ગામડામાં વાચન ફેલાવવા ખાસ પ્રયત્નો કરવા જોઇએ. રાજ્યના ૪૬ કસ્બામાંથી માત્ર ગણ્યા ગાંઠ્યા કસ્બા જ આ કાર્ય કરે છે. આશા છે કે આવતી સાલે આ બાબતમાં ખાસ કાળજીથી કામ લેવાશે. અંદાજ રજૂ કરવામાં મંત્રીએ નીચેની બાબતો પર ખાસ લક્ષ રાખવું:

(૧) અંદાજમાં ત્રણ સાલી હકીકત દર્શાવવી, જેથી અંદાજ મંજૂર કરવામાં કેટલીક બાબતો ઝીણવટથી જોઇ શકાય.

(૨) આસન ૨ની હકીકતમાં દરવર્ષની કાયમનિધિની રકમો બતાવવી અને ક્યાં કેટલા વ્યાજથી મૂકી છે તે ન લખી શકાય તેમ હોય તો નીચે ટીપ નોંધી લખવું.

(૩) મકાનવાળાં પુસ્તકાલયોએ મકાનદુરસ્તીની રકમ ઇલાયદી બતાવવી. મકાનદુરસ્તી માટે રાખેલી રકમમાં જો કંઇ રકમ વધે તો દર વર્ષે તે રકમ આ નિધિમાં જમા કરાવી તે વિષે ખાતાને જણાવવું જોઇએ.

(૪) ટકાવારીના ધોરણે પત્રો ખાતે રકમ મૂકવી. આમાં માસિકોનો સમાવેશ થાય છે.

(૫) પુસ્તકો ખાતે પણ ટકાવારી પ્રમાણે રકમ મૂકવી.

પુસ્તકોની યાદીઓ બનાવવામાં મંત્રીઓ દક્ષતા વાપરી પ્રજાને ઉપયોગી અને જરૂરી માહિતી આપનારું સાદી અને સરળ ભાષામાં મળતું સાહિત્ય વધારે પ્રમાણમાં ખરીદાય તેવા પ્રયાસો ગામડાના ગ્રંથપાલો જરૂર કરશે એવી આશા છે.

( ૬ ) દરેક પુસ્તકાલયને સિક્કો હોવોજ જોઇએ. જેમની પાસે ન હોય તેમણે ચાલુ વર્ષમાં પ્રથમ તે રકમની જોગવાઇ કરવી. મોટાં પુસ્તકાલયોએ રમત ગમતનાં સાહિત્યો પણ પોતાના પુસ્તકાલયમાં વસાવવાં. આ માટે રકમ આસન ૧૨ માં મૂકવી.

( ૭ ) પરિષદ ખર્ચ માટે જણાવવાનું કે આવતી સાલે ગહાલ પરિષદો ભરાશે માટે તે માટે જોઇતી જોગવાઇ કરવી. ખર્ચ કસીને કરવાનો છે એટલે એ રકમ પ્રમાણસર મૂકવી.

( ૮ ) જે ગ્રંથપાલો અને મંત્રીઓએ પુસ્તકાલયશિક્ષણ ન લીધું હોય તેમને માટે આ ખાતે રકમ રાખવા તજવીજ કરવી. આવતી સાલે નવસારી પ્રાંત અને અમરેલી પ્રાંત ખાતે આ વર્ગો ભરવાની યોજના કરવા ખાસ વિચાર છે.

( ૯ ) નોકરખર્ચ જે આસન ૧૮ માં મૂકવાનો છે તે માત્ર સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોને અને જૂથ મંડળનું સારી રીતે કામ કરવાની શરતે, આપવાનો છે. ખાતાના ઠરેલા ધોરણથી વિશેષ પગાર મળી શકશે નહિ. બીજી રીતે ખાનગી મકાનમાં ચાલતાં પુસ્તકાલયો માટે પગાર મળશે નહિ. ત્યાં અગવડ પડે તો પુસ્તકાલયને શાળામાં સોંપવા અમે ઘટતી તજવીજ કરી આપીશું. અગર લોકોએ તેનો ખર્ચ લોકમદદની વધારાની રકમ ઉઘરાવી કરી લેવો પડશે અને તે માટે ઠરાવ કરી ખાતાની મંજૂરી મેળવવી જોઇશે.

( ૧૦ ) સહકારી ધોરણે અંદાજ બનાવ્યા માટેનો ઉલ્લેખ ' હા ' કે ' ના ' થી આસન ૨૩ માં કરવો.

( ૧૧ ) ભણેલાંની સંખ્યા વાર્ષિક નિવેદનમાં ભરી હોય તે પ્રમાણે અહીં પણ બતાવવાની છે.

( ૧૨ ) આસન ૨૯ માં પત્રવ્યવહાર માટે ટપાલનું સરનામું સ્પષ્ટ બતાવવું એટલું જ નહિ પણ નાનાં ગામોમાં ટપાલ અઠવાડીઆમાં કયારે કેટલા વખતે આવે છે તે દિવસ સાથે જણાવવું.

( ૧૩ ) પુસ્તકાલયના અંદાજની ચોપડીના પાન ૪ પર હકીકત બતાવવાની છે તે મંત્રીએ પૂરતી ચોકસાઇની લખવાની છે તે ખાસ નોંધવું.

દફતર તપાસણી ન થઇ હોય તો ના લખવી અને થઇ હોય તો કોણે કયારે કરી તે બતાવવું.

કાયમ ફંડની વિગતમાં અનુક્રમ નં. ૧ ના અ અને બ મળી જે રકમ થાય તેની સ્પષ્ટતા અનુક્રમ નં. ૨, ૩, ૪ અને ૫ માં જે પ્રમાણે જુલાઇ આખરે સ્થિતિ હોય તે પ્રમાણે બતાવવું જોઇએ. જ્યાં શંકાશીલ હકીકત જણાતી હોય ત્યાં તે પણ ઈલાયદા રિપોર્ટથી આપવી.

( ૧૪ ) પુસ્તકોની યાદી અવશ્ય જોડવી જ જોઇએ. જુદા જુદા વિષયોનાં તેમજ નિદાન ઉ રકમનાં બાલોપયોગી તથા થોડું ભણેલા વાંચે તેવાં પુસ્તકો દરેક પુસ્તકાલયે રાખવાં જોઇએ.

ઉમેદભાઈ મોતીભાઇ પટેલ

## ( ૧ ) પુસ્તકાલય કેમ ઉઘડયું

**મારી** પહેલવહેલી નિમણુંક માંગરોલ ગામે થઈ. ગામ પછાત વસ્તીનું હોઈ સ્થિતિ સાધારણ હતી અને ઘણે ભાગે લોકો અજ્ઞાન હતા, તેમ જ શાળાની સ્થિતિ પણ કફોડી હતી. પછી આવા ગામમાં પુસ્તકાલય કયાંથી હોય ! પણ મને બાલપણમાંથી વાચનનો શોખ લાગેલો એટલે મને વાંચન ન મળવાથી હું મુંઝાતો હતો. પછી તો મેં નિશ્ચય કર્યો કે ગમે તે પ્રયત્ને આ ગામે પુસ્તકાલય ઉઘાડવું. આથી મેં શાળામાં તનતોડ મહેનત કરી એટલે શાળાની આબાદી જણાઈ આવી અને લોકોની ભાવના મારા પ્રત્યે વધી. પછી તો મેં એક નાનકડી સભા બોલાવી જેમાં ગરબા, સંવાદ વગેરે કાર્યક્રમ રાખ્યો હતો એટલે લોકોને કંઈક નવીનતાનો ખ્યાલ આવ્યો. આપણાં બાળકોને માસ્તર સાહેબે આવું સરસ શિક્ષણ આપ્યું ! એમ તેઓ કહેવા લાગ્યા. મારા વિષે લોકોની ચાહના દિનપ્રતિદિન વધવા લાગી. આ વખતે મને **હિંમતે મર્દા તો મદદે ખુદા**વાળી કહેવત યાદ આવી. એ સૂત્ર આધારે મેં મારા કાર્યની શુભ શરૂઆત જારી રાખી અને અવારનવાર લોકોને ભેગા કરી પુસ્તકાલયના ફાયદા સમજાવતો; પણ લોકો કંઈ એમ સમજે તેવા નહોતા, ઉલટા કહેવા લાગ્યા કે અમારે " લાયબ્રરી જોઈતી નથી, અમારે કયાં પંડિત થવું છે અને દર વર્ષે પૈસા અમારે ભરવા પડે ? એ કામ અમોને વાયડું પડે અને અમોને પાલવે નહિ. " એવા નિરાશાજનક જવાબ મળવા લાગ્યા એટલે હું પણ નિરાશ થયો. પણ વળી પાછી મને પેલા કરોળીઆવાળી કવિતા યાદ આવી એટલે મેં મારા પ્રયત્ન જારી રાખ્યા અને પરિણામે મેં લોકોને જણાવી દીધું કે જરૂર હું તમારા ગામે લાયબ્રેરી ઉઘાડીશ.

પછી નજીકના કંબોલા ગામના સા. પુસ્તકાલયમાંથી જૂનાં માસિકો અને પેપરો લાવવાં શરૂ કર્યાં અને પદરના પૈસા ખર્ચી જાપાનીસ કાળા રંગનો ડબ્બો લાવી પ્રસિદ્ધ જગ્યાએ એક મકાનની દિવાલ ઉપર લગાડી બોર્ડ બનાવ્યું. તેમાં તાલુકાની ખાસ ખબરો ગ્રામ્ય જનતાને રસ પડે એવી રીતે રસિક સમાચાર લખતો. અને યાદ છે કે લોકો તે વાંચવા માટે ભેગા થતા તે વખતનો દેખાવ એક નાનકડા મેળા જેવો દેખાતો હતો. એટલેથી મને સંતોષ થયો નહિ એટલે હું મહાલ મંડળના મંત્રી સાહેબને મળ્યો અને ફરતા પુસ્તકાલય શાખામાં બે પેટીઓ સામાન્ય લોકોની કક્ષાનાં પુસ્તકો મંગાવી અને તેમાંથી એક પેટી મારે ઘેર રાખી અને એક પેટી શાળાના મકાનમાં રાખવામાં આવી. પછી તો હું લોકોની એટલી સવલત સાચવતો કે ખાતાં ખાતાં ઉઠીને પણ પુસ્તકો આપતો હતો. આ પ્રમાણે બે ચાર માસ સરસ કામ ચાલ્યું એટલે લોકોને કંઈક રસ પડયો અને સમજવા લાગ્યા કે આ તો ખરી મઝા છે એટલે મેં તક સાધી લોકોની મનોવૃત્તિ જાણી લોકોને ભેગા કર્યા અને પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપર સરળ ભાષામાં વ્યાખ્યાન આપ્યું અને ફાળો કરવા વિનંતિ કરી. આથી લોકોએ ટીપની વાત પડતી મૂકી ગામાત રકમમાંથી મને રૂા. ૭૫) આપી દીધા એટલે તરત જ હું મહાલ મંડળમાં આવી એ રૂપિયા ભરી ગયો.

પછી મહાલ મંડળના મંત્રી સાહેબને મળી બજેટ નકકી કરી ખાતામાં મોકલી આપ્યું. આ વખતે મેં રા. રા. અમીન સાહેબને પત્ર લખ્યો કે હું મારા કાર્યમાં સફળ નીવડયો છું અને રૂપિયા મહાલ મંડળમાં ભરી દીધા છે અને બજેટ આજે રવાના કરું છું તો મંજુર કરી વહેલી તકે અમોને લાભ આપશો. પછી દુર્બીન કાર્ડની એક પેટી મંગાવી રવિવારના દિવસે કે રજાના દિવસે ઘેરે ઘેર ફરી દેખાડતો, જેથી ઘણો પ્રચાર થયો અને વધારે વપરાશથી એકાદ બે કાર્ડ સહેજસાજ ફાટી ગયાં હતાં એટલે પેટી પરત મોકલ્યા બાદ ખાતામાંથી મને ઠપકો મળેલો કે તમોએ કાળજી રાખી નથી. મેં તે સહન કરી લીધો. આવાં નૂતન કાર્યોથી લોકોમાં એકદમ ઉત્સાહ આવ્યો અને વાંચવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ અને મને વારંવાર પૂછતા કે માસ્તર સાહેબ ! નવી ચોપડીઓ ક્યારે આવશે ? હું ધીરજ આપતો કે હવે થોડા દિવસમાં આવશે. એટલામાં કબાટ આવ્યું અને એકાદ બે દિવસે ચોપડીઓ આવી એટલે લોકોનો દાયરો ભેગો થયો અને ચોપડીઓની માગણી કરવા લાગ્યા. મેં કહ્યું: "ભાઈઓ ! કાલે સવારમાં વિધિ કર્યા બાદ પુસ્તકો આપવામાં આવશે." તેજ રાત્રે તમામ પુસ્તકો રજીસ્ટરે ચઢાવી સિક્કા કરી નાખ્યા અને સવારમાં દાંડી પીટાવી લોકોને ભેગા કરી રીતસર શારદા મંદિરની ઉદ્‌ઘાટન વિધિ કરી ગામના એક સદ્‌ગૃહસ્થના હાથે પુસ્તકાલય ખુલ્લું મુકાવ્યું; એટલે તેમણે પુસ્તકાલયના કબાટ માટે રોકડ રકમની ભેટ મૂકી. દેખાદેખી તેજ વખતે રૂા. ૩૧) રોકડ મળ્યું. દાન અને આમોદ રોડ ઉપર એક મોટર માલીક ભાડાની મોટર ફેરવતો હતો તેની મોટર તે વખતે આવી પહોંચી એટલે લોકો ભેગા થવાનું તેણે કારણ પૂછયું ત્યારે મેં કહ્યું કે અમારા ગામે આજે પુસ્તકાલય ઉઘડયું છે. એ સાંભળતાં જ તેમણે ખુશી થઇ રૂા. ૫) ભેટ આપ્યા, તેમજ બીજા વાસમાં એક લગ્ન હતું તે કન્યાના બાપને ખબર પડી કે આજે આપણા ગામમાં લાયબ્રેરી ઉઘડી છે એટલે તે તરત જ આવ્યો અને એક રૂપિયાની ભેટ આપી. આ રીતે તે જ દિવસે રોકડ રકમ આશરે રૂા. ૩૭) ની થઇ છે.

> **મર્યાદામાં રહે તો—**
>
> સંગીત, કથાવાર્તા, ચિત્રકળા, નૃત્ય, નાટક, સિનેમા વગેરે લલિત કળાઓ જો મર્યાદામાં રહે તો તે પ્રજાને નિર્દોષ મનોરંજન, જ્ઞાનપ્રાપ્તિ તથા ભાવનાવિકાસનાં સાધન બને; જો મર્યાદાને છોડી જાય, તો એ દારૂ, અફીણ જેવાં હાનિકર વ્યસનો થાય.
>
> —ગાંધીજી

પછી પુસ્તકો આપ-લેનું કામ મેં શરૂ કર્યું એટલે એ પહેલે જ દિવસે ૧૦૧ પુસ્તકો ઈસ્યુ થયાં હતાં. પછી દિનપ્રતિદિન વધારો થતો ગયો, બજેટ માટે નાણાં મળે જ જતાં હતાં અને પછીથી એવી પ્રથા દાખલ કરી કે બજેટ માટે જેટલાં નાણાં જોઇએ તેટલાં નાણાં ગામાત મોદીખાનેથી ઉપાડી લેવાં.

આ રીતે જ્ઞાનમંદિરના ગણેશ મંડાયા અને પુસ્તકાલય આબાદ બન્યું અને હજુ વધુ સુંદર બને એવી પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.

મલંગશા ઉમેદશા દીવાન

## ૩—સા. પુ. નરસીપુરા ( તા. પાદરા )

મારી નિમણુક નરસીપુરા ( તા. પાદરા ) ગામે સન ૧૯૩૩ માં થઈ, તે વખતે અત્રે ચાલતા વાચનાલયનો લાભ ઘણા થોડા લોક લેતા; જો કે શિક્ષક લે તેમાં કંઈ નવાઈ નથી. વાચનાલયનો ખરો ખ્યાલ થોડા જણને હતો. બજેટ પણ શિક્ષકો પોતાના ખર્ચે કરતા હતા.

મને વિચાર થયો કે આ ગામે પુસ્તકાલય હોય તો કેવું સરસ ! ! ઉઠી ગયેલા બાળકો તથા ભણેલા માણસો તેનો સારો લાભ લે, ને કેળવણીનો સાચો હેતુ સફળ નીવડે. મારો વિચાર કેટલાકને આર્થિક મુશીબતોને લીધે ગમ્યો નહિ. સાચેજ મુશીબત તો હતીજ; પણ મેં ધીરજ રાખી કે પ્રથમ પુસ્તકાલય પ્રત્યેનો પ્રેમ કેળવવો. વળી બે વર્ષ પછીથી કંઈક થશે.

મેં કાયમફંડ વધારવાનો હેતુ હાથમાં લીધો. બજેટની રકમ ઘટાડીને કા. ફં. વધાર્યું. ૧૯૩૫ માં ૮ × ૩ નું પેટી પુસ્તકાલય ખોલ્યું. વડુ સા. પુ. ના સ્ટીરીઓસ્કોપ તથા ત્યાંથી સારાં પુસ્તકો મંગાવીને તે દ્વારા પુસ્તકપ્રેમ ઉત્પન્ન કર્યો, વાચનરસ વધ્યો, વિદ્યાર્થીઓને પણ બાલોપયોગી પુસ્તકો વંચાવ્યાં, અને આ પ્રમાણે પુસ્તકાલયની ભૂમિકા તૈયાર કરી.

કાયમ ફંડ રૂ. ૪૦ થયું તથા શાળાના બીજા શિક્ષકો અને મુખી મતાદારોના સારા સહકારથી ૧૯૩૮ માં સારી રકમ તથા કાયમ ફંડના રૂ. ૨૦ મળીને રૂ. ૫૦ ઉપર બજેટ બનાવીને પુસ્તકાલય ખોલવામાં આવ્યું. ૩૩૬ પુસ્તકો, બજેટ, તમામ માસિકોની ફાઇલો (૩૬) તથા વાર્ષિક ૮૦૦ પુસ્તકોનું વાચન, ૧૫૦ વાચકો, કાયમ ફંડના રૂ. ૨૫ તથા રૂ. ૬૩ નું લાકડી સામાન વગેરે બાબતોની હાલનું વ્યવસ્થિત અને આદર્શ પુસ્તકાલય સાબિતી આપે છે, જેથી પુસ્તકો સારાં વંચાય છે.

ગામલોકની મોડી મોડી પણ સાચી ને પ્રત્યક્ષ સમજ તથા વડુ સા. પુ. ના મંત્રી રા. ઇશ્વરભાઇ તથા પ્રમુખ રા. મણિલાલની સાચી મદદ અને શાળાના આદર્શ, નિઃસ્વાર્થી ને પ્રગતિશીલ શિક્ષકોના સહકારથી લોકોને પુ. પ્રેમ બતાવી આપીને છેવટ હું મારા કામમાં પાંચ વર્ષે ફળીભૂત થયો.

ઉપર પ્રમાણે સાચી પ્રગતિ સાધવામાં વાચનરસથી અને સહકાર તથા ધીરજથી હું મારા કામમાં ફળીભૂત થયો.

તુલસીભાઇ હાથીભાઇ પટેલ
માજી મંત્રી, સા. પુ. નરસીપુરા

---

" પુસ્તકો વાંચવાની આદત પ્રશંસનીય છે; પરંતુ જેઓ ઘણાં પુસ્તકો ઝપાટાબંધ વાંચી નાખે છે એમના પ્રત્યે હું અત્યંત શંકાથી જોઉં છું. પુસ્તક વાંચવું હોય તો તેને પૂરતા લક્ષ્યપૂર્વક અને ચીવટાઇથી જ વાંચવું જોઇએ. "

—પં. જવાહરલાલ નેહરૂ




૧. સાહિત્ય અને પ્રગતિ—સંપાદક મંડળઃ ત્રિવેદી નવલરામ જ. અને બીજાઓ; પ્રકાશકઃ લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. પો. બો. નં. ૭૩, અમદાવાદ. ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું પાકું પૂઠું; પાન ૩૬૪; મૂલ્ય રૂ. ૨–૮–૦.

અમદાવાદના ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રસિદ્ધ થતી ચિંતન ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે. ગુજરાતી સાહિત્યમાં પ્રગતિ પ્રેરનાર તેમજ તેનું અવલોકન કરનાર લેખો, સિદ્ધહસ્ત લેખકોના ચૂંટી ચૂંટી એકત્ર કરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. શરૂઆતમાં મંડળના ઉદ્દેશો તથા પ્રવૃત્તિ સંબંધી માહિતી આપી લેખો ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. ૧ સર્જન, ૨ ચિંતન અને વિવેચન, ૩ સાહિત્ય અને પ્રગતિ તેમજ ૪ ચિંતન અને વિવેચન. દરેક વિભાગમાં અનુક્રમે ૨૦, ૭, ૨૯ અને ૩ લેખો છે. પહેલા વિભાગમાં સુંદરમ્ વગેરે લેખકોની કૃતિઓના નમૂનાઓ, બીજામાં કાવ્ય અને પ્રગતિતત્ર, સાહિત્ય અને પ્રગતિ, માર્કસવાદની સાહિત્ય પર અસર, ગુજરાતી નવલકથા, આપણી રંગભૂમિ, હિંદી ચિત્રપટો અને સાહિત્યમાં પ્રગતિશીલ તત્ત્વો સંબંધી મનનીય લેખો આપી, ત્રીજામાં જાણીતા સાક્ષરોના સાહિત્ય અને પ્રગતિ વિષે ઉદ્ગારો અને ચોથામાં અન્ય ભાષાના સાહિત્યમાં પ્રગતિશીલતા વગેરે લેખો છે. શેક્સપિયરનું સામાજિક અને રાજકીય દૃષ્ટિબિંદુ વિષે છેલ્લા લેખમાં વિવેચન કરવામાં આવ્યું છે.

પુસ્તક અભ્યાસપૂર્ણ લેખોથી ભરપૂર હોઇ મનનીય છે. બાંધણી, છપામણી, કાગળ વગેરે ઉત્તમ છે. પરંતુ એકંદરે પુસ્તક વિદ્દ્વર્ગને ખાસ ઉપયોગી છે. છતાં પુસ્તકાલયો ખરીદે.

આ મંડળની પ્રવૃત્તિની ટૂંક વિગત શરૂઆતમાં આપેલી છે તે વાચકને સારો ખ્યાલ આપશે અને મંડળે કેટલી જવાબદારી સ્વીકારી લીધી છે તેનો ટાંઈક પરિચય મળશે.

૨. ગૃહત્યાગ—યોજક : શ્રી. જૂદુલ; પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર—રાજકોટ, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૫+૬૦; સચિત્ર કાચું પૂઠું; મૂ. રૂ. ૨–૮–૦.

શ્રી. સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાયકૃત બંગાળી નવલકથાનો આ ગુજરાતી અનુવાદ છે. આમાં બંગાળી સમાજ સંબંધી સારો ખ્યાલ મૂળ લેખકે આપ્યો છે. બંગાળી લોકોની ગરીબાઇ, તેને લીધે માબાપોની વિષમ અને દુઃખદ સ્થિતિ, પૈસાદાર જમાઈ તરફથી અનુભવવો પડતો ત્રાસ, સ્ત્રીઓ તરફનો બંગાળીઓનો હૃદયહીન અને બેપરવા વર્તાવ, જડ ચાલી રહેલી રૂઢિ અને કુળની પ્રતિષ્ઠાનો જૂઠો ખ્યાલ, એકબીજા પાછળ મરી ફીટનારાં અને અગાધ સ્નેહી ભાઇબહેન વચ્ચે કેવો છેદ પડાવે છે અને આખર તેનું કેવું શોકમય પરિણામ આવે છે છતાં અભિમાન અને પ્રતિષ્ઠાનો ખોટો ખ્યાલ કૌટુમ્બિક સલાહસંપની ખાતર પણ કેવી રીતે જતો કરી શકાતો નથી તે આમાંથી સ્પષ્ટ સમજાય છે. હિરણનું પાત્ર દયા અને પ્રેમથી ઉભરાઇ જઇ અનાથ સરોજને એના બનેવીના ક્રૂર પંજામાંથી ગમે

તે ભોગે બચાવી પોતાની ફરજના એક જ ખ્યાલથી પોતાની પ્રતિષ્ઠાહાનિની જરા પણ પરવા કર્યા વિના તેમજ પોતાની પ્રિય ભગિનીના કટાક્ષોની તેમજ તેની અપમાનજનક વર્તણુંકની જરા પણ દરકાર કર્યા વિના પોતાના ધ્યેયને વળગી રહે છે અને સરોજને સુખી કરવાના તેમજ જનતાના દુઃખનિવારણના ઉપાય યોજવામાં દ્વેષી અને ઈર્ષ્યાખોર હલકા મનુષ્યના નીચ આક્ષેપોની અવગણના કરી પોતાના ધ્યેયને છેવટ સુધી વળગી રહે છે અને સામાજિક અન્યાય સામે ઝઝૂમે છે. આખરે શ્રીલેખાની બેદરકારી તથા તેના તિરસ્કારથી દુઃખી થઇ મરી જાય છે છતાં પણ શ્રીલેખાને પશ્ચાત્તાપ થતો નથી. સુબોધ હિરણના ઉપકારને વશ થઈ સહાનુભૂતિ દાખવતો છતાં શ્રીલેખાને ખોટું નહિ લગાડવા તેને કશું કહી શકતો નથી; પરંતુ પોતાનું કર્તવ્ય કર્યો જાય છે. એકંદરે આ કરુણાન્ત પુસ્તકમાં બંગાળી સામાજિક અને કૌટુમ્બિક જીવનની અનિષ્ટ પ્રણાલિકાઓ તરફ કટાક્ષ ફેંકી તેનાથી બચવા સમાજને આમંત્રણ અપાયું છે.

પુસ્તક વાંચી મનન કરવા લાયક તથા એવી ત્રાસદાયક રૂઢિઓ અને પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલથી બચવા દૃઢ પ્રયત્ન કરવા વાચકને પ્રેરે છે.

આવાં પુસ્તકોનો જેમ બને તેમ બહોળો પ્રચાર થઇ એવી નાશકારક બદીઓ સામે માથું ઉંચકવા સમાજને પ્રેરે એવી વ્યવસ્થા યુવક-યુવતીઓએ કરવી જોઇએ.

બાંધણી, છપામણી, કાગળ વગેરે સુંદર છે પરંતુ કાચા પૂઠાના રૂ. ૨-૦-૦ જેટલું મૂલ્ય વધારે પડતું લેખાય. આધુનિક સંકડામણના સમયમાં સારાં પુસ્તકોનો લાભ વિશેષ વાંચકો લઇ શકે એવી રીતે વેચાવાં જોઇએ. પ્રકાશકો તેમજ લેખકોની મુશ્કેલી છેજ પરંતુ બન્નેએ સમાજોન્નતિ ખાતર પણ કાંઇક જતું કરવું જોઇએ. એવી અમારી પ્રકાશન સંસ્થાઓને નમ્ર વિનંતિ છે.

**૩. ભારતીય અર્થશાસ્ત્ર**—કર્તાઃ શ્રી. ચિમનલાલ મગનલાલ ડૉકટર, પ્રકાશકઃ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી, અમદાવાદ, ૧૯૩૯; કાચું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૮+૪૦૮, મૂલ્ય રૂ. ૧-૦-૦.

ભારતની આધુનિક આર્થિક સ્થિતિનું સ્પષ્ટીકરણ કરતું આ પુસ્તક ગુજરાતી ભાષામાં મળવું મુશ્કેલ હતું તેથી અધ્યાપક વી. જી. કાળેના મરાઠી પુસ્તકની શૈલી ઉપરથી આ પુસ્તક ભાઈ ચિમનલાલ પાસે તૈયાર કરાવી સોસાઇટીએ પ્રસિદ્ધ કરી એ ઉણપ ઓછી કરી છે. અર્થશાસ્ત્રના સિદ્ધાંતથી શરૂ કરી હિંદી સંસ્કૃતિ તથા આર્થિક બંધારણના પાયાથી ભૌગોલિક પરિસ્થિતિ, વસતી, મૂડી, ખેતી અને કરજ, નાના મોટા ગૃહઉદ્યોગો, સંઘટિત ઉદ્યોગો, અવરજવરનાં સાધનો, ચલણ અને હુંડિયામણ, શરાફી પેઢી અને આંટ, ઉત્પન્નની વહેંચણી, રાજ્યનું ઉત્પન્ન તથા ખર્ચ, રાષ્ટ્રીય ઉત્પન્ન, કિંમતમાં ફેરફાર અને રહેણીનું ધોરણ વગેરે મહત્ત્વના પ્રશ્નોનું સવિસ્તર વર્ણન કરી વડોદરા રાજ્યના અર્થશાસ્ત્રના નિષ્ણાતો તેમ જ હિંદના અન્ય નિષ્ણાતોના અભિપ્રાયો ટાંકી આપણે કયે રસ્તે જવું જોઇએ તેનું માર્ગસૂચન કરી લેખકે સમાજને પોતાના વિચારો તથા મતનો અમૂલ્ય લાભ આપ્યો છે. આ પુસ્તકના વાચનથી આપણી હાલની આર્થિક પરિસ્થિતિનો સુંદર ખ્યાલ વાચકને મળી શકશે. આવું સુંદર અદ્યતન પુસ્તક લખવા માટે ગુ. વ. સોસાઇટીના મદદનીશ મંત્રીને પણ ધન્યવાદ ઘટે છે.

છપાઈ, કાગળ, બાંધણી વગેરે સુંદર છતાં સોસાઇટીના નિયમાનુસાર મૂલ્ય પણ

માફકસર છે. ઉપરના પુસ્તક કરતાં વિશેષ મોટું છતાં કિંમત ઓછી છે એ જ પ્રચાર કરવાની ખરી રીત છે.

૪. **ત્રિભેટો**—કર્તા : ધૂમકેતુ (ગૌ. ગો. જોશી); પ્રકાશક : સૌ. વિજયાબહેન દોશી; નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૨૫૫; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

એક સિદ્ધહસ્ત લેખક તરીકે ભાઈ ધૂમકેતુ પ્રસિદ્ધ છે. તેમની ૧૪ ટૂંકી વાતોનો આ સંગ્રહ અહીં પ્રસિદ્ધ થાય છે. જીવનની જુદી જુદી ઝાંખીઓનો આમાં બોધક ચિતાર આપ્યો છે. સમાજમાં શું ચાલી રહ્યું છે, મમતથી કેવી દુર્દશા થાય છે, કુદૃષ્ટિનું પરિણામ કેવું આવે છે, એક જ ભૂલથી કેટલી પાયમાલી થાય છે, રાજભાગ વસુલ કરવા કેવું ભયંકર વર્તન ચલાવવામાં આવે છે, અને એ જ લોકોની આખરે શી દશા થાય છે વગેરે બાબતો બહુ રસપૂર્વક અને બોધક રીતે ચર્ચવામાં આવી છે.

આવાં પુસ્તકો ખૂબ વંચાઈ સમાજે તેમાં વર્ણવેલા ખાડા ટેકરાઓથી બચવા દૃઢતા-પૂર્વક મથવું જોઈએ. અને ત્યારે જ લેખકનો ઉદ્દેશ બર આવે.

વાર્તાઓ એક એકથી ચડતી છે. પુસ્તક હાથમાં લીધા પછી પૂરું કર્યા સિવાય છોડવું ગમે એવું નથી. ઘણી ખરી વાતો દુઃખદ અને કરુણાજનક છે.

છપામણી, કાગળ, બંધામણી, રૂપરંગ ઠીક છે, કર્તાને નામે પણ ઉત્તેજન તો મળશેજ.

૫. **જીવનસરિતા**—સંપાદક અને પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ તરફથી લક્ષ્મીદાસ પુરષોત્તમ ગાંધી, પો. બો. નં. ૭૩, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૯૬; આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

'નવરચના'ના ચોથા ભેટપુસ્તક તરીકે આ વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ થાય છે. અંગ્રેજી, બંગાળી, હિંદી અને મરાઠી ભાષામાંથી અનુવાદિત છે. અનુવાદકો, સંપાદક મંડળના સભ્યોજ છે. આમાં જીવનની જુદી જુદી લીલી સૂકી ચર્ચતી ૧૨ ટૂંકી વાર્તાઓ આપવામાં આવી છે. મૂળલેખકોનો નિર્દેશ વાર્તાને છેડે કરવામાં આવ્યો છે. મેઘમલ્લાર, શત્રુતમ, નાઝી સૈનિકની પત્ની, કંકુડોશી, કેપ્ટન નાકામુરાનું મૃત્યુ વગેરે ખાસ વાંચવા લાયક છે. એકમાં પ્રેમને નામે માણસ શું કરવા તૈયાર થાય છે અને છેતરાય છે. ભાભી દિયરને પુત્ર માફક પાળી તેની દરેક તજવીજ કરે છતાં દ્વેષીઓની કરામતથી તેના ઉપર જ વિફરે છે અને આખરે દુઃખી થઈ બન્ને જીવથી જાય છે, અમેરિકન બાનુ નાઝી સૈનિકને પરણી જર્મની જતાં તેના પર જે આફતો આવે છે તેથી ત્રાસી આખરે સસરાની મદદથી પતિને છોડી અમેરિકા જતી રહે છે. કંકુડોશી ગામ જોડે લડે પરંતુ પોતાની ગાય શોધી કાઢી પોતાને ઘેર લઈ આવનાર જીવલીનું ઋણ અદા કરવા જ્યારે તેને કોઈ સંઘરતું નથી ત્યારે પોતે તેને તથા તેની છોક-રીને ઉછેરે છે અને છેવટે પોતાનું ઘરબાર જીવલીને સોંપી પોતે પ્રાયશ્ચિત્ત કરવા કાશી ચાલી જાય છે. કેપ્ટન નાકામુરા જાપાની લોકોએ ચીનમાં પ્રવેશ કર્યા પછી ચિનાઈ સ્ત્રીઓ ઉપર બહુ જુલમ કરતો. તેની બડાશ કેપ્ટન વૉન્ગ મેલુકને મોઢે મારતાં તેને જ હાથે ખતમ થાય છે, કારણ કે જે એરીંગ વેચવા તે આવ્યો હતો તે વૉન્ગની જ સગીનાં હોવાથી આખરે વૉન્ગે જ તેનો બદલો આપ્યો. વાર્તાઓ કરુણ તેમજ રમુજી પણ છે. વાંચની ગમે તેની .છે એકંદર પુસ્તક વાંચવું ગમે તેવું છે.

કાગળ, છપામણી, બાંધણી વગેરે ઠીક છે.

૬. **મધુરજંની**—કર્તાઃ મૃદુલ, પ્રકાશકઃ વિજયાબહેન દોશી, નવયુગ પુસ્તક ભંડા રાજકોટ, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૯૪; કાચું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ૧-૮-૦.

નવયુગ પુસ્તક ભંડાર તરફથી જાતીય વિજ્ઞાનનાં પુસ્તકોનું પ્રકાશન હાલમાં થઇ ર છે. તેમાંનું જ આ જાતીય વિકૃતિનું એક પુસ્તક છે. એમાં એકંદર ૯ વાતોનો સંગ્રહ ં વૃદ્ધલગ્ન, અયોગ્ય લગ્ન, ફરેબ વગેરેનો ચિતાર આપ્યો છે. કુટેવોથી નામર્દ બનેલા પ કુમારિકાઓને પરણી કેવી દુઃખી કરે છે તે પણ આમાં છે. આવી આવી વાતો દ્વારા ઓઓ તરફ આપણો ઉજળો સમાજ કેવી રીતે વર્તી રહ્યો છે તે જાણી એ સામે માથું ઉંચકવું જોઇએ અને એવા પ્રસંગો બનતા અટકે એ માટે બનતા પ્રયત્નો કરવા જોઇએ.

કાગળ છપામણી બંધામણી ઠીક છે. આવાં પુસ્તકો વાંચી આ વસ્તુઓ તરફ લોકોમાં તિરસ્કાર પેદા કરી એવા બનાવો બનતા અટકે એ ખાસ જરૂરનું છે.

૭. **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** ભા. ૨ જો—લેખકઃ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશક ગુ. વ. સોસાઈટી, ભદ્ર, અમદાવાદ, ૧૯૩૯: ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૮+૨૮૨-૫૧૨, કાચું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૦-૦

આ પુસ્તકમાં સોલંકી વંશનો કુમારપાળથી વાઘેલા વંશના કર્ણદેવ સુધીનો ઇતિહાસ સંશોધનપૂર્વક ઉપલબ્ધ પ્રમાણો ઉપરથી લખવામાં આવ્યો છે. આવી રીતનો ઇતિહાસ આટલો વિસ્તારપૂર્વક હજુ હમણાં જ લખાય છે. રાજપૂત ઇતિહાસનો જાહોજલાલીનો સમય આમાં વર્ણવ્યો છે. ઇતિહાસનાં જે પુસ્તકોનો આધાર આ પુસ્તક લખવામાં લેવાયો તે સર્વની યાદી તેમ જ પરિશિષ્ટોમાં સોલંકી સમયનાં પાટણ અને ગુજરાત, સમકાલીન રાજવંશ વગેરેથી પુસ્તકની ઉપયોગિતામાં અને સ્પષ્ટીકરણમાં સુગમતા થઇ છે.

બાંધણી, કાગળ, છપાઇ વગેરે સુંદર છે જ. મૂલ્ય પણ માફકસર છે.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળાનું આ ૨૦ મું પુસ્તક છે. જે પુસ્તકાલયો ગુ. વ. સોસાઈટીનાં સભ્ય ન હોય તે જરૂર ખરીદે.

૮. **કલંકશોભા**—લેખક : અંબાલાલ ન. શાહ; પ્રકાશક : સોમાલાલ મંગળદાસ શાહ; અધિપતિ ' ગુજરાતી પંચ ', ગાંધી માર્ગ, અમદાવાદ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું; પૃષ્ઠ ૧૫+૩૧૪; મૂલ્ય રૂ. ૧-૮-૦.

' ગુજરાતી પંચ 'ની ૧૯૩૯ ની ભેટ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ભાઇ સોમાલાલે ભેટોમાં ' ગુજરાતી ' માફક ઇતિહાસ, નવલકથા વગેરે બોધક ગ્રંથો આપ્યા છે. આ પુસ્તકનું વસ્તુ દત્તક અપાયેલા પુત્રની આસપાસ ગૂંથવામાં આવ્યું છે.

પુસ્તક વાંચવું ગમે એવું છે. પરંતુ આ સ્ત્રીપાત્રોના મોઢે સંસ્કૃતમય ભાષા બોલાવવી જરા વધારે પડતી લાગે છે. મુંબઈ સરકારના પૌર્વાત્ય ભાષાંતરકાર ( ઓરિએન્ટલ ટ્રાન્સલેટર ) ભાઇ જ્યોતીન્દ્ર દવેએ પ્રાસ્તાવિક લેખમાં જે લખ્યું છે તે યોગ્ય છે.

છપાઈ, બાંધણી વગેરે ઠીક છે. લેખકે પ્રયાસ કર્યો હોત તો કેટલાંક પાત્રો વિશેષ વ્યક્તિત્વવાળાં યોજી શકાત.

૯. **સાહિત્ય અને વિવેચન ભાગ ૧લોઃ**—કર્તાઃ દી. બ. કેશવલાલ હ. ધ્રુવ; પ્રકાશકઃ

ગુજરાત વ. સોસાયટી, ભદ્ર, અમદાવાદ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી; કાચું રંગીન પૂઠું; પૃ ૧૧+૩૦૪; મૂલ્ય રૂ. ૧-૦-૦.

સ્વ. દી. બ. કેશવલાલભાઇની અપ્રસિદ્ધ કૃતિઓમાંની આ કૃતિ, કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાના ૧૯ મા અંક તરીકે ગુ. વ. સોસાયટી તરફથી પ્રસિદ્ધ થાય છે. સ્વ. કેશવલાલભાઇએ પ્રાચીન સાહિત્યને લગતું ખૂબ સંશોધન તેમ જ વિવેચન કર્યું છે. ગદ્ય પદ્ય તેમજ ઇતિહાસને લગતા લેખોનો આમાં સંગ્રહ છે. એમણે પોતે જ એ સુધાર્યાં હતા અને રચ્યા તથા પ્રસિદ્ધિ સાલના ક્રમ પ્રમાણે બની શકયું ત્યાં સુધી લેખો વગેરે ગોઠવ્યાં છે. આમાંના ઘણાંખરાં સામયિકો તેમજ પુસ્તકોમાં અથવા ખાસ અંકોમાં વખતોવખત પ્રસિદ્ધ થયાં હતાં. આમાં ૩ અનુવાદકાવ્ય, ૨ ગદ્યપદ્યાનુવાદ, ૪ કાવ્ય, ૫ પદ્યાનુવાદ અને ૧૧ વિવેચનાત્મક લેખો છે. છેલ્લો 'યુગપુરાણનાં ઐતિહાસિક તત્ત્વ' એ લેખ નિવેદનમાં જણાવ્યા પ્રમાણે એમનો મોટામાં મોટો સમર્થ પ્રયત્ન છે. એમનું વિવેચન બહુ સૂક્ષ્મ રીતે થાય છે અને એઓ તે વિષયમાં બહુજ ઊંડા ઊતરે છે. આવા પ્રખર, પ્રૌઢ અને વિદ્વાન લેખક સંશોધનકારના લેખો જનતા સમક્ષ મૂકવા માટે ગુ. વ. સોસાઇટીને ધન્યવાદ ઘટે છે. અભ્યાસકોને તેમજ પાઠશાળાઓને એમાંથી ઘણું જાણવાનું મળશે. વિદ્યાર્થીઓને એમના અભ્યાસમાં પણ મદદગાર થઇ પડશે. આવાં પુસ્તકો સામાન્ય જનતા કરતાં સુશિક્ષિત વર્ગ માટે જ ખાસ જરૂરનાં છે.

**૧૦. આપણો આર્થિક પ્રશ્નઃ**—લેખકઃ શ્રી. છગનલાલ નથુભાઇ જોશી; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૯+૨૭૧, બોર્ડપટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૦-૦; જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથ ૧૮.

સર એમ. વિશ્વેશ્વરૈયાના 'પ્લાન્ડ ઇકોનૉમી' નામના પુસ્તકપરથી આ પુસ્તક યોજાયું છે. પરંતુ જુદા જુદા પ્રશ્નોની રજુઆત કર્તાની પોતાની સ્વતંત્ર છે. એટલે ઉપરોક્ત પુસ્તકનો માત્ર આધાર લઇ લખાયલું આ સ્વતંત્ર પુસ્તક છે. એ પુસ્તકના બે ભાગ પડે છેઃ 'પહેલામાં હિંદની સંપત્તિ ખેતી, ઉદ્યોગો, વેપાર, બેંકો, નાણાં ચલણ વગેરેનો અન્ય દેશોની સરખામણીમાં ચિતાર આપવામાં આવ્યો છે; બીજામાં હિંદની આર્થિક દશા સુધારવાના ઉપાયો વિચારવામાં આવ્યા છે. આર્થિક સ્થિતિનું ચિત્ર ઘણા આંકડાઓ અને અવતરણોથી રજુ કરવામાં આવ્યું છે. હિંદ દેશ ગરીબ છે. દુનિયાના અન્ય દેશોની સરખામણીમાં ઘણો પછાત છે. સ્વરાજ્ય મળે તો જ આ સ્થિતિ સુધરી શકે એમ એમનું માનવું છે. એકંદર તેર પ્રકરણોમાં હિંદ અને અન્ય દેશોની આર્થિક સ્થિતિની તુલના કરી હિંદે પોતાની સ્થિતિ સુધારવા શું કરવું જોઇએ તે સંબંધી માર્ગસૂચન પણ કર્યું છે.

દરેક હિંદીએ આ પુસ્તક વાંચવું જોઇએ. અને હિંદની પ્રગતિ સાધી શકાય એ માટે બનતો પ્રયાસ કરી પોતાનો સક્રિય ફાળો આપવો જોઇએ.

પુસ્તકમાંનો આમુખ ખાસ વાંચવા લાયક છે.

**૧૧. દાયકે દશ વર્ષઃ**—કર્તાઃ ડાહ્યાલાલ હ. જાની; પ્રકાશકઃ ગુ. વ. સોસાયટી તરફથી રસિકલાલ છોટાલાલ પરીખ, આ. સેક્રેટરી, અમદાવાદ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૦૦; મૂલ્ય રૂ. ૦-૪-૦; રા. બ. રણછોડલાલ છોટાલાલ ઇનામી ગ્રંથમાળા નં. ૨૬.

ગુ. વ. સોસાઇટીએ ઉપરોક્ત ગ્રંથમાળા માટે 'હિંદનું સરાસરી આયુષ કેમ વધે એ વિષય સને ૧૯૩૨ માટે નિબંધો માગેલા. તેમાં ભાઈ ડાહ્યાભાઈ જ્ઞાનીએ લખેલો લેખ પસંદ થઈ તેમને ઇનામ મળેલું તે પુસ્તકાકારે અત્રે પ્રસિદ્ધ થાય છે. શરૂઆતમાં આકૃતિદ્વારા જાપાન, ઇટાલી, અમેરિકન, અંગ્રેજ, ન્યુઝીલાંડવાસી, બાઇબલની મર્યાદા, ઋષિકાળમાં હિંદ વગેરેનું આયુષ સરખાવતાં આધુનિક હિંદમાં સૌથી ઓછું હોવાનું જણાવ્યું છે. આજે તે સરાસરી ૨૪ વર્ષનું જ ગણાય છે, જ્યારે ઋષિકાળમાં ૧૦૦ વર્ષનું ગણાતું. અન્ય દેશોમાં વધુ શા માટે અને હિંદમાં ઓછું શા માટે એ અત્રે લંબાણથી કારણસહ ચર્ચી, આયુષ લાંબુ કરવા શું કરવું જોઈએ તેનું પણ માર્ગદર્શન વિસ્તારથી કર્યું છે. પોતાનું મંતવ્ય લેખો આંકડાથી સિદ્ધ કરી બતાવ્યું છે.

**૧૨. પગથીવાની પછીતેથી**—લેખક : શ્રી. જયન્તિ દલાલ; પ્રકાશક: ' ગતિ અને રેખા ' કાર્યાલય, કારંજ, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૧૨, કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૦-૮-૦. ( ગતિ ગ્રંથમાળાના વર્ષ ૧ લાનું ૫ મું પુસ્તક ).

ભાઈ જયન્તિ દલાલે બહારથી શોભાયમાન જણાતી દુનિયાની આંતરિક દુ:ખદ અને દીલ પીગળાવે એવી બાબતો આ પુસ્તકમાં ચર્ચી છે. આધુનિક દુનિયાના રંગઢંગ કેવા છે; ઉપરથી ઉજળું દેખાતું પરંતુ અંદર અંધકારથી ભરેલું એવું જીવન જીવનારની કથની, રસ્તાની પગથી પર જીવન વિતાવનારની દિલ પીગળાવનારી હકીકતો વગેરે સામ્યવાદની બાબતો અત્રે ચર્ચી છે. એ બે ભાગમાં છે: ૧. પગથીઆ વરતી અને ૨. પડદા ઉપડે છે ત્યારે. એકમાં નિર્ધનતા, નિરાધારતા અને સમાજની ક્રૂરતા જણાવતા પ્રસંગો અને બીજામાં રંગભૂમિમાં બની ઠનીને આવતા અભિનયકર્તાનો પડદાની પાછળનો ચિતાર આબેહુબ રીતે વર્ણવ્યો છે.

પુસ્તક શહેરમાં ચાલી શકે પરંતુ ગામડામાં લોકો સહેલાઇથી સમજી શકે નહિ. પુસ્તકની ભાષા કટાક્ષભરી તો છે જ, એટલે આવાં પુસ્તકો જેમ વધારે વંચાય અને લોકોની આંખો ઉઘડી પોતાના નિરાધાર અને માર્ગ ભૂલેલાં ભાઇબહેનો તરફ સહાનુભાવથી જોતા થાય તો લેખકનો પરિશ્રમ સફળ ગણાય.

પુસ્તકાલયો જરૂર ખરીદે અને પ્રચાર કરે. ન સમજે તેને ભણેલો વર્ગ વાંચી સંભળાવે અને સમજાવે તથા સામાજિક અન્યાયો દૂર કરાવવામાં અગ્રભાગ લે એજ અભિલાષા.

છપાઇ બાંધણી વગેરે ઠીક છે.

ના. ચં. દીવાનજી

**૧૩. સફરનું સખ્ય** : લેખક શ્રી. હરિશ્ચંદ્ર ભટ્ટ અને મુરલી ઠાકુર; પ્રકાશક : કુમાર કાર્યાલય-૧૪૫૪, રાયપુર, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા ૪૮; કદ ડેમી આઠ પેજી; પૂઠું કાર્ડબોર્ડનું કપડાની પટ્ટીવાળું; કિંમત ૧-૦-૦. ૧૯૪૦

આ પુસ્તકમાં હરિશ્ચંદ્ર ભટ્ટ અને મુરલીધર ઠાકુર નામના બે ઉગતા કવિઓનાં કાવ્યો છે. બંનેનાં કાવ્યો બે જુદા વિભાગમાં આપેલાં છે. પહેલા વિભાગમાં હરિશ્ચંદ્રનાં કાવ્યો છે; અને એ વિભાગનું નામ ' સખ્ય અને બીજાં કાવ્યો ' છે. બીજા વિભાગમાં મુરલી ઠાકુરનાં કાવ્યો છે; અને એ વિભાગનું નામ ' સફર અને બીજાં કાવ્યો ' છે.

આ કાવ્યોમાંનાં મોટા ભાગનાં કાવ્યો ટૂંકાં ઊર્મિકાવ્યો છે. કાવ્યના વિષયો વાચ-

કના મન ઉપર સ્થાયી અસર કરે એવું ઝાઝું આ કાવ્યોમાં નથી. ભાષા, છંદરચના વગેરે સારું છે. નવી કવિતાના ખાસ શોખીનોએ આ પુસ્તક જોવું જોઇએ; બાકી ગામડાંના કે શહેરોના સામાન્ય વાચકોને આ પુસ્તકમાં કંઇ રસ પડે કે એ ખાસ ઉપયોગી નીવડે એમ અમને લાગતું નથી.

પુસ્તકનું રૂપરંગ સુંદર છે; હાથબનાવટના જાડા કાગળ વાપરેલા છે તથા કુમાર કાર્યાલયનું કલાત્મક મુદ્રણ છે, અને એથી ચોપડીની કિંમત વધી છે.

**શંકરભાઈ સો. પટેલ**

**૧૪. ત્રીજી ચોપડી**—લેખકઃ શ્રી. ધૂમકેતુ, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન-કાર્યાલય; ગાંધી રસ્તો અમદાવાદ, કિંમત ૦–૨–૦ આવૃત્તિ ૧ લી. ૧૯૪૦.

આ પ્રૌઢ શિક્ષણ માળાનું ચોથું પુસ્તક છે. પ્રૌઢો માટે પીરસાતા સાહિત્યમાં 'ધૂમકેતુ'એ સારી છાપ પાડી છે.

દશરથ રાજાની મરણઘડી, ઘરવહેવાર, કાળનું ચક્કર, બાદશાહ ને બીરબલ વગેરે પ્રૌઢોના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરે તેવા વિષયો સીધી સરળ શૈલિમાં સમજાવવામાં આવ્યા છે. વિજ્ઞાન ને વ્યવહારના પાઠો એવા સરસ રીતે આપ્યા છે કે વાચક કંટાળ્યા વગર સહેલાઇથી વાંચી શકે તેમ છે.

અમારા એક પ્રૌઢ વિદ્યાર્થીએ તો એને આઠ દશ વખત વાંચી વાંચીને પચાવી દીધી છે. એ જોઇને 'ત્રીજી ચોપડી' ખરેખર સફળ નીવડી છે, એમ કહ્યા વગર ન ચાલે.

જોડણીદોષો રહી ગયા છેઃ પૃ. ૨૭, ૨૮, ૨૯, ૪૪.

અમે આ માળાની સફળતા ઇચ્છીએ છીએ.

**૧૫. વાઘણની બોડમાં અને બીજી વાતો**—સંપાદક : શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, તંત્રીઃ બાલજીવન; પૃ. ૮૬, પૂઠું જાડા કાગળનું, કિં. ૦–૬–૦. આવૃત્તિ ૧ લી. ૧૯૪૦

બાલજીવન ક્રમિક વાર્તામાળાનું આ છઠ્ઠું પુસ્તક છે. એમાં કુલ સાત વાતો આપી છે. કુતરાની ચોકી, માયાળુ વાઘ, સિંહનો શિકાર, હાથીની વાતો, અજગર ને સિંહની લડાઇ, વાઘણની બોડમાં, સિંહ અને ગુલાબ.

વાર્તાઓની પસંદગી અને શૈલિ પ્રશંસાપાત્ર છે. બાળકોને જરૂર ગમશે.

કેટલીક વાર્તાઓ એક કે બીજે સ્વરૂપે નવેસર લખાઇ છે. કેટલીક પુનરુક્તિ છતાં નવીન જેવી જ લાગે છે.

**૧૬. ફુવારો**—સંગ્રાહકઃ શ્રી. વસંત નાયક; સોલ એજન્ટ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; આવૃત્તિ ત્રીજી, પૃ. ૪૮, કિં. ૦–૩–૦.

રા. નાયકનાં પુસ્તકો બાળભોગ્ય બની ગયાં છે તેમાંય એમના 'ફુવારા'એ તો બાલજગતમાં અનોખી ભાત પાડી છે. આમાં વર્ગવાર કુલ ૨૯ કાવ્યો છે. કેટલાંક કાવ્યોનાં સ્વરાંકન આપ્યાં છે જેથી હારમોનિયમ પર વગાડતાં શીખનારને વિશેષ મદદરૂપ થઇ પડશે.

'ફુવારા'ની અનેક આવૃત્તિઓ અવતરો.

**૧૭. ટૉલ્સ્ટોયની નીતિકથાઓ**—લખનાર : રમણલાલ નાનાલાલ શાહ તંત્રી :

આ પુસ્તકમાં ગાંધીજીએ જુદે જુદે પ્રસંગે દર્શાવેલા વિવિધ વિષયોપરના વિચારોને સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તકના સંપાદકે મૂળ વિચારોનો ભાવ જરાય ન બદલાય તેવી શૈલીએ ઉતાર્યા છે. આ પુસ્તકની આ અગાઉ બે આવૃત્તિઓ પ્રકટ થઈ ગઈ છે. આ ત્રીજી આવૃત્તિમાં કેટલાક નવા વિચારો પણ ઉમેરવામાં આવ્યા છે. લોકસેવકોને વખતોવખત સલાહ-સૂચન મળે તેવા વિચારો આ પુસ્તકમાં સંગ્રહાયા હોઈને દરેક લોકસેવકે એમાંના વિચારો મનન કરવા માટે પોતાની પાસે ને પાસે જ રાખવા જેવું છે. પુસ્તકાલયો પોતાને ત્યાં આ પુસ્તક ન હોય તો જરૂર વસાવે. ૦–૮–૦ જેટલું મૂલ્ય જરૂર સસ્તું જ લેખાય.

૨૫. વર્ધા શિક્ષણ યોજના—( આવૃત્તિ બીજી ) ( ઝાકીરહુસેન કમિટિનાં નિવેદન તથા અભ્યાસક્રમ ) પ્રકાશક : ઉપર પ્રમાણે. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૧૨+૧૯૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦, ૧૯૪૦

આપણા દેશના કેળવણીના ક્ષેત્રમાં વર્ધા શિક્ષણ યોજનાએ સારો એવો પલટો આણ્યો છે, અને મહાસભાવાદી પ્રધાનો અમલ પર આવતાં તેમણે એનો અમલ કરાવવા માટે પોતપોતાના પ્રાંતોમાં શક્ય તે પ્રયત્નો કર્યા હતા. ઉપરાંત મધ્યસ્થ સરકારે પણ એનાં મૂળ તત્ત્વોનો સ્વીકાર કર્યાથી આ યોજના શિક્ષણક્ષેત્રમાં એક મહત્વના અંગભૂત થઈ છે. એની વિચારણા માટે શ્રી. ઝકીરહુસેનના પ્રમુખપદે એક સમિતિ નિમાયેલી. એ સમિતિ સમક્ષ આવેલાં નિવેદનો તેમજ અભ્યાસક્રમનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આથી વર્ધા શિક્ષણ યોજનાનો અમલ કરવા ઇચ્છતા શિક્ષકો માટે એ એક અગત્યનું પાઠ્ય પુસ્તકરૂપ નીવડ્યું હતું. અને દેશભરમાં વર્ધા શિક્ષણ યોજનાની વ્યાપકતાથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ માત્ર દોઢ વર્ષ જેટલા ટૂંક સમયમાં ખલાસ થવાથી આ બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે. શિક્ષણક્ષેત્રમાં કામ કરનાર સૌ કોઈને આ પુસ્તક અતિ અગત્યનું થઈ પડે તેવું છે. શિક્ષકોના જ્ઞાનમાં ઉપયોગી વધારો થવા માટે આ પુસ્તક દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વસાવે.

૨૬. એક ધર્મયુદ્ધ—લેખક : શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈ, પ્રકાશક : ઉપર પ્રમાણે. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૬+૧૨૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

૧૯૧૮ માં અમદાવાદના મિલમજૂરોએ પોતાના પગારો તેમજ હકકો સંબંધે જે લડત ચલાવેલી તેના સળંગ ઇતિહાસરૂપ આ પુસ્તક છે. એ લડતનો ઇતિહાસ તેમજ તે પ્રસંગે જે પત્રિકાઓ પ્રકટ થયેલી તે આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. ન્યાય, સત્યનિષ્ઠા અને સંયમ વડે પોતાના ધ્યેયને કેવી રીતે સાધ્ય કરી શકાય છે તેના આદર્શ દષ્ટાંતરૂપ આ લડત નીવડી હતી.

આપણા મજૂર નેતાઓ જેઓ પાશ્ચિમાત્ય પદ્ધતિએ વર્ગવિગ્રહ જમાવે છે તેમને આ પુસ્તકમાંના સિદ્ધાંતોને અનુસરવાથી ઘણો લાભ થશે; અને પરિણામે તેઓ વર્ગવિગ્રહને બદલે વર્ગમેળના સિદ્ધાંતના પક્ષપાતી બનવા પ્રેરાશે. મજૂરહિતો માટે લડતા આગેવાનોને આ પુસ્તકમાંથી ઉપયોગી સામગ્રી મળી આવશે.

૨૭. કુંવરબાઈનું મામેરૂં—સંપાદક : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પ્રકાશક : ઉપર પ્રમાણે. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૧૬+૧૧૨, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૬–૦. ૧૯૪૦.

કવિ પ્રેમાનંદરચિત આ મામેરૂં આપણા ઘરઘરનું ગીત ગણાય છે એ મામેરૂં જેમ તેમ રીતે જુદા જુદા પ્રકાશકો તરફથી આ અગાઉ પ્રકટ થયેલું, પરંતુ તેની વ્યવસ્થિત આવૃત્તિ અત્યારસુધીમાં પ્રકટ થઈ નહોતી. માધ્યમિક શાળાઓમાં ગુજરાતીના વિષય માટે એની પસંદગી થતી તેમાં તેનો અમુક ભાગ લેવાતો; એટલે સળંગ આવૃત્તિ વ્યવસ્થિત રૂપમાં અત્યાર સુધી પ્રકટ થયેલી નહિ. નવજીવન પ્રકાશન મંદિરે આ કાર્ય ઉત્તમ રીતે કર્યું છે.

અલબત્ત, આ આવૃત્તિ ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે તૈયાર કરવામાં આવ્યા છતાં આમજનતાને પણ તે ઉપયોગી નીવડે તેવી છે. કાવ્યને વિદ્યાર્થીઓ બરાબર સમજી શકે તે માટે ટિપ્પણ પણ આપેલ હોઇને શરૂઆતમાં કવિ પ્રેમાનંદની ઓળખ આપતો સ્વ. નવલરામનો લખેલો જીવનપરિચય પણ આપ્યો છે.

આપણા પ્રાચીન કવિઓની વાણી પ્રકટ કરવાનો સ્તુત્ય પ્રયાસ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સ્વામીશ્રી અખંડાનંદજીએ આરંભેલો પરંતુ તે પાછળથી પડતો મુકાયાનું માલૂમ પડે છે. આવાં પુસ્તકો વ્યવસ્થિત રીતે પ્રકટ કરવામાં આવે તો તે આમજનતાને અતિઉપયોગી નીવડે.

**૨૮. છેલ્લો ફાલ**—લેખક : શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૪૩૯, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩) ૧૯૪૦.

અત્યાર અગાઉ આપણા હાસ્યરસિક લેખક શ્રી. ધનસુખલાલ મહેતાએ હાસ્યસાહિત્યનો સારો ફાલ આપ્યો છે. આ પુસ્તકમાં શ્રી. ધનસુખલાલની વીસ વાર્તાઓ અને બાર નાટિકાઓ આપવામાં આવી છે. બધી વાર્તામાં લેખકની કળાની પ્રતિભા અને શક્તિનો સારો પરિચય મળી આવે છે. વાર્તાઓ હાસ્યભરપૂર હોઇને આનંદવિનોદ આપે તેવી છે. નિર્દોષ હાસ્ય મેળવવા માટે આ વાર્તાઓ સારો ફાળો આપશે. આપણે ઇચ્છીએ, ભાઇ ધનસુખલાલે પુસ્તકનું નામાભિધાન કર્યા પ્રમાણે આ તેમનો છેલ્લો ફાલ ન હો.

**૨૯. નિબંધ સમુચ્ચય અને પત્રલેખન**—પ્રયોજક : ગિરિજાપ્રસાદ ભવાનીશંકર ઓઝા; પ્રકાશક : ખડાયતા બૂક ડેપો, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૮+૩૦૪, પાકું પૂઠું, મૂલ્ય ૦–૧૪–૦

આપણી માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી અને ગુજરાતી નિબંધ લેખન અને પત્રલેખનના વિષયોમાં વધુ ગુણ આપવાનું ધોરણ કેટલેક સ્થળે હોય છે. એ વિષય ગુજરાતીમાં સમજવો સુગમ કરવા માટે પ્રયોજકે આમાં વિવિધ વિષયો પર ઉપયોગી નિબંધો આપ્યા છે. પુસ્તકની શરૂઆતનાં ચાર પ્રકરણોમાં નિબંધની રૂપરેખા, જોડણી, વિરામચિહ્નો વિષે વિગતવાર માહિતી આપીને ભિન્ન ભિન્ન વિષયો પર નિબંધો આપ્યા છે. આ નિબંધોમાં સો નિબંધો સંપૂર્ણ આપીને પચાસ નિબંધો માટેના મુદ્દા આપ્યા છે અને બીજા પચાસ માટે વિષયોની યાદી આપી છે !

વિદ્યાર્થીઓને આ પુસ્તકમાં આપેલી માહિતી જરૂર ઉપયોગી નીવડે તેવી છે.

**૩૦. હું રાજા હોઉં તો ?**—લેખકઃ શ્રી. બેકાર, પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય;

ટાવર રોડ, સુરત. ક્રાઉન સોળપેજી કદનાં પૃષ્ઠ ૮+૨૪૦, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨. ૧૯૪૦.

આપણા હાસ્યલેખકોમાં ભાઇ બેકારનું પણ સારું સ્થાન છે. આ અગાઉ એમણે હાસ્યરસિક પુસ્તકોનો સારો ફાલ આપ્યો છે. એમના છેલ્લા પુસ્તક અડકલનાં ઇજારદાર પછીનું તેમનું આ છેલ્લું પુસ્તક છે. પુસ્તકમાં વિવિધ હકીકતો અને બનાવો પરથી હળવા હાસ્યભરી ઠીક ઠીક ટૂંકી વાર્તાઓની જમાવટ કરી છે. દિલગીરી કે ગમગીનીને વખતે આવું પુસ્તક લઇ વાંચવાથી એ દિલગીરી દૂર થઈ શકે તેવી વાર્તાઓ આ પુસ્તકમાંથી મળી આવશે.

**૩૧. શ્રીકૃષ્ણપ્રણીત શ્રી શિવલહરિ**—પ્રયોજક અને પ્રકાશકઃ શ્રી. અમથાલાલ જગજીવનદાસ શાહ, ૫૭, જુલિયન હૉલ, મુંબઈ ૨. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૧૦, સાદું બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. સવા. ૧૯૪૦

આપણે ત્યાં હિંદુ ધર્મના સાંપ્રદાયિક ઝગડાઓ અનેક પ્રકારે ચાલે છે. તેમાં શૈવવૈષ્ણવ સંપ્રદાયના કલહોમાં તો કહેવાય છે કે એક સંપ્રદાયવાળા બીજા સંપ્રદાયના ઇષ્ટનું નામ લેવામાં પણ પાપ થયાનું કહે છે. આવા વિક્ષેપો ટાળવામાં આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે. પુસ્તકમાં અપાએલા વિષય શિવવિષ્ણુની એકતા વ્યકત કરે છે. પુસ્તકના અગ્ર-ભાગમાં વિદ્વાનોના સંબંધે આ આપેલા વિચારો જાણવા જેવા છે. તેમજ સાક્ષર શ્રી. અંબાલાલ બુ. જાનીએ આપેલો ઉપોદ્ઘાત આ વિષય પર સારો પ્રકાશ પાડે છે. છેવટે શિવસહસ્ર નામ તેમજ ઇતર સ્તુતિ–પ્રાર્થનાઓ પણ આપેલ છે. ધાર્મિક સજ્જનોને આ પુસ્તક ઉપયોગી નીવડશે.

આ પુસ્તક વિજાપુર મહાલનાં પુસ્તકાલયોને શેઠ લલ્લુભાઈ ન્યાલચંદ તરફથી ભેટ અપાયાનું જણાવાય છે.

**૩૨ શ્રી નવનાથ કથામૃત**—( ભા. ૧ લો તથા ૨ જો ) લેખક : હરિદાસ મહા-રાજ શ્રી. શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક, મુ. ભરૂચ, પ્રકાશક : મગનલાલ ગોવિંદરામ યાજ્ઞિક, બો. ૫૨ એકલિંગ મહાદેવ પાસે, ભરૂચ, ડેમી આઠ પેજી પૃષ્ઠ ૨૦+૫૨૪, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨) ૧૯૨૮.

આપણે ત્યાં નાથ સંપ્રદાય નામથી એક ધર્મ સંપ્રદાય ચાલે છે. એ સંપ્રદાયના આદિ-પુરુષો મચ્છેન્દ્રનાથ, ગોરખનાથ, ગૈનિનાથ વગેરે જે અવતારી પુરુષોરૂપે લેખાય છે તેમાંના ૬ આદિપુરુષોનાં ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે.

આ ચરિત્રો સાથે હરિદાસની કથામાં વચ્ચે વચ્ચે અપાતાં દૃષ્ટાંતો પણ આપવામાં આવ્યાં છે. એટલે હરિકીર્તન કરનારાઓ તેમજ હરદાસની કથા કરનારાઓને આ પુસ્તકમાંથી જાણવાજોગ કથાપદ્ધતિ અને નિરૂપણ મળી આવશે. ગ્રામજનતામાં પુસ્તક આદર પામે તેવું છે.

**૩૩. શોભના**—( આવૃત્તિ ૨ જી ) લેખક : શ્રી. રમણલાલ વ. દેસાઈ, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૩૬૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું. મૂલ્ય રૂ. અઢી.

સંસ્કાર ગ્રંથાવલિના વીસમા પુસ્તક તરીકે ' શોભના 'ની આ બીજી આવૃત્તિ પ્રકાશકો તરફથી પ્રકટ કરવામાં આવી છે. એક વખત પ્રસિદ્ધ થઇ ગયેલ અને બહોળો ફેલાવો પામેલા " સયાજી વિજય " પત્રના ભેટ પુસ્તક તરીકે અપાઇ ગયેલું જ પુસ્તક ગ્રંથાવલિના મણુકા તરીકે તત્કાળ પ્રસિદ્ધ કરવામાં પ્રકાશકનો શો હેતુ હશે ?

આ પુસ્તકનો પરિચય "પુસ્તકાલય" માસિકના ગયા ડિસેમ્બર અંકમાં અમે આપ્યો છે. એટલે એ સંબંધે અહીં વિશેષ જણાવવાનું રહેતું નથી.

આપણા રાજ્યનાં લગભગ ઘણાં પુસ્તકાલયો " સયાજી વિજય " પત્રનાં ગ્રાહક હશે તેમને ગયે વર્ષે આ પુસ્તક ભેટ મળ્યું હશે. એટલે જેમની પાસે આ પુસ્તક હોય તેમણે આ નવું ખરીદવાની ભાગ્યે જ આવશ્યકતા રહે છે. જેઓને ત્યાં એ પુસ્તક નથી પહોંચ્યું તેઓ અવશ્ય પોતાને ત્યાં વસાવી લે.

**૩૪. ૨. સાહિત્યઃ**—મૂળલેખકઃ કવિવર રવીન્દ્રનાથ ટાગોરઃ અનુવાદકઃ શ્રી. જયંતિલાલ આચાર્યઃ મુખ્ય વિક્રેતાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮+૧૬૮, સચિત્ર દ્વિરંગી આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૪૦.

અનુવાદક પોતે શાન્તિ નિકેતનના એક વિદ્યાર્થી હતા. તે અરસામાં ત્યાં કવિવરનાં સાહિત્યવિષયક જે વ્યાખ્યાનો અપાયેલાં તે આ પુસ્તકમાં ગુજરાતી અનુવાદરૂપે સંગ્રહાયાં છે. પુસ્તકના શરૂભાગમાં ભાષાન્તકારે આપેલો પ્રવેશક પુસ્તકને સમજવા માટે ચાવીરૂપ છે. છતાં આપણી ગ્રામજનતા બહુજ મુશ્કેલીએ આ પુસ્તકને સમજી શકે તેમ છે. અલબત્ત, સાહિત્ય વિષયમાં રસ લેતા તેમજ સાહિત્યપ્રવૃત્તિમાં પડેલાઓને એમાંથી જરૂર અભ્યાસનીય વસ્તુ પ્રાપ્ત થશે.

કસ્બા પુસ્તકાલયો પોતાને ત્યાં જરૂર વસાવે.

પુસ્તકનું અર્પણ, પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યપ્રણેતા અને ઉચ્ચ સાહિત્યના પ્રસારક સ્વ. શ્રી. મોતીભાઇ અમીનને કરવામાં આવ્યું છે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**શારદા**—( લોકસાહિત્ય અંક ) જુલાઇ: ૧૯૪૦. તંત્રી : શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા. લીમડાપોળ, વડોદરા. આ અંકનું મૂલ્ય રૂ. ૧)

આપણાં ગ્રામજનતાને ઉપયોગી માસિકોમાં " શારદા " ખાસ અગ્રસ્થાન ધરાવે છે. જુલાઈ માસનો એનો અંક લોકસાહિત્ય અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

શ્રી. રાયચુરા, આ અંકમાં અન્યત્ર દર્શાવ્યું છે તેમ, અવારનવાર ખાસ અંકો પ્રકટ કરી ગ્રામજનતાના જ્ઞાનમાં વધારો કરે તેવું સાહિત્ય આપવાના ઠીકઠીક પ્રયત્નો કરે છે. એક રીતે કહીએ તો આપણા લોકસાહિત્યને બહાર લાવવાનો પ્રથમ પ્રયાસ શ્રી. રાયચુરાએ કર્યો છે. અમારી સ્મૃતિ મુજબ, આપણું લોકસાહિત્ય બહાર લાવવામાં શ્રી. રાયચુરા અગ્રસ્થાને આવે છે.

આ લોકસાહિત્ય અંકમાં શ્રી. રાયચુરાએ, મકાનોના પાયા પૂરતી વખતે એની ટીપ-

ટાવર રોડ, સુરત. ક્રાઉન સોળપેજી કદનાં પૃષ્ઠ ૮+૨૪૦, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨. ૧૯૪૦.

આપણા હાસ્યલેખકોમાં ભાઇ બેકરનું પણ સારું સ્થાન છે. આ અગાઉ એમણે હાસ્યરસિક પુસ્તકોનો સારો ફાલ આપ્યો છે. એમના છેલ્લા પુસ્તક અક્કલનાં ઇજારદાર પછીનું તેમનું આ છેલ્લું પુસ્તક છે. પુસ્તકમાં વિવિધ હકીકતો અને બનાવો પરથી હળવા હાસ્યભરી ઠીક ઠીક ટૂંકી વાર્તાઓની જમાવટ કરી છે. દિલગીરી કે ગમગીનીને વખતે આવું પુસ્તક લઇ વાંચવાથી એ દિલગીરી દૂર થઈ શકે તેવી વાર્તાઓ આ પુસ્તકમાંથી મળી આવશે.

**૩૧. શ્રીકૃષ્ણપ્રણીત શ્રી શિવલહરિ**—પ્રયોજક અને પ્રકાશક: શ્રી. અમથાલાલ જગજીવનદાસ શાહ, ૫૭, શુલિયન હૉલ, મુંબઈ ૨. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૬૦, સાદું બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. સવા. ૧૯૪૦

આપણે ત્યાં હિંદુ ધર્મના સાંપ્રદાયિક ઝગડાઓ અનેક પ્રકારે ચાલે છે. તેમાં શૈવવૈષ્ણવ સંપ્રદાયના કલહોમાં તો કહેવાય છે કે એક સંપ્રદાયવાળા બીજા સંપ્રદાયના ઇષ્ટનું નામ લેવામાં પણ પાપ થયાનું કહે છે. આવા વિક્ષેપો ટાળવામાં આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે. પુસ્તકમાં અપાએલા વિષય શિવવિષ્ણુની એકતા વ્યક્ત કરે છે. પુસ્તકના શરૂ-ભાગમાં વિદ્વાનોના સંબંધે આ આપેલા વિચારો જાણવા જેવા છે. તેમજ સાક્ષર શ્રી. અંબાલાલ બુ. જાનીએ આપેલો ઉપોદ્‌ઘાત આ વિષય પર સારો પ્રકાશ પાડે છે. છેવટે શિરસહસ્ત્ર નામ તેમજ ઇતર સ્તુતિ-પ્રાર્થનાઓ પણ આપેલ છે. ધાર્મિક સજ્જનોને આ પુસ્તક ઉપયોગી નીવડશે.

આ પુસ્તક વિજાપુર મહાલનાં પુસ્તકાલયોને શેઠ લલ્લુભાઈ ન્યાલચંદ તરફથી ભેટ અપાયાનું જણાવાય છે.

**૩૨ શ્રી નવનાથ કથામૃત**—( ભા. ૧ લો તથા ૨ જો ) લેખક : હરિદાસ મહારાજ શ્રી. શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક, મુ. ભરૂચ, પ્રકાશક : મજલાલ ગોવિંદરામ યાજ્ઞિક, ઓ, ૫ર એકલિંગ મહાદેવ પાસે, ભરૂચ, ડેમી આઠ પેજી પૃષ્ઠ ૨૦+૫૨૪, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨) ૧૯૨૮.

આપણે ત્યાં નાથ સંપ્રદાય નામથી એક ધર્મ સંપ્રદાય ચાલે છે. એ સંપ્રદાયના આદિ-પુરુષો મચ્છેન્દ્રનાથ, ગોરખનાથ, ગૈનિનાથ વગેરે જે અવતારી પુરુષોરૂપે લેખાય છે તેમાંના ૬ આદિપુરુષોનાં ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે.

આ ચરિત્રો સાથે હરિદાસની કથામાં વચ્ચે વચ્ચે અપાતાં દષ્ટાંતો પણ આપવામાં આવ્યાં છે. એટલે હરિકીર્તન કરનારાઓ તેમજ હરદાસની કથા કરનારાઓને આ પુસ્તકમાંથી જાણવાજોગ કથાપદ્ધતિ અને નિરૂપણ મળી આવશે. ગ્રામજનતામાં પુસ્તક આદર પામે તેવું છે.

**૩૩. શોભના**—( આવૃત્તિ ૨ જી ) લેખક : શ્રી. રમણલાલ વ. દેસાઇ, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૩૬૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું.. મૂલ્ય

સંસ્કાર ગ્રંથાવલિના વીસમા પુસ્તક તરીકે ' શોભના 'ની આ બીજી આવૃત્તિ પ્રકાશકો તરફથી પ્રકટ કરવામાં આવી છે. એક વખત પ્રસિદ્ધ થઇ ગયેલ અને બહોળો ફેલાવો પામેલા " સયાજી વિજય " પત્રના ભેટ પુસ્તક તરીકે અપાઇ ગયેલું જ પુસ્તક ગ્રંથાવલિના મણકા તરીકે તત્કાળ પ્રસિદ્ધ કરવામાં પ્રકાશકનો શો હેતુ હશે ?

આ પુસ્તકનો પરિચય "પુસ્તકાલય" માસિકના ગયા ડિસેમ્બર અંકમાં અમે આપ્યો છે. એટલે એ સંબંધે અહીં વિશેષ જણાવવાનું રહેતું નથી.

આપણા રાજ્યનાં લગભગ ઘણાં પુસ્તકાલયો " સયાજી વિજય " પત્રનાં ગ્રાહક હશે તેમને ગયે વર્ષે આ પુસ્તક ભેટ મળ્યું હશે. એટલે જેમની પાસે આ પુસ્તક હોય તેમણે આ નવું ખરીદવાની ભાગ્યે જ આવશ્યક્તા રહે છે. જેઓને ત્યાં એ પુસ્તક નથી પહોંચ્યું તેઓ અવશ્ય પોતાને ત્યાં વસાવી લે.

**૩૪. ૨. સાહિત્ય:**—મૂળલેખક: કવિવર રવીન્દ્રનાથ ટાગોર; અનુવાદક: શ્રી. જયંતિલાલ આચાર્ય; મુખ્ય વિક્રેતા: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮+૧૬૮, સચિત્ર દ્વિરંગી આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૦.

અનુવાદક પોતે શાન્તિ નિકેતનના એક વિદ્યાર્થી હતા. તે અરસામાં ત્યાં કવિવરનાં સાહિત્યવિષયક જે વ્યાખ્યાનો અપાયેલાં તે આ પુસ્તકમાં ગુજરાતી અનુવાદરૂપે સંગ્રહાયાં છે. પુસ્તકના શરૂભાગમાં ભાષાન્તકારે આપેલો પ્રવેશક પુસ્તકને સમજવા માટે ચાવીરૂપ છે. છતાં આપણી ગ્રામજનતા બહુજ મુશ્કેલીએ આ પુસ્તકને સમજી શકે તેમ છે. અલબત્ત, સાહિત્ય વિષયમાં રસ લેતા તેમજ સાહિત્યપ્રવૃત્તિમાં પડેલાઓને એમાંથી જરૂર અભ્યાસનીય વસ્તુ પ્રાપ્ત થશે.

કસ્બા પુસ્તકાલયો પોતાને ત્યાં જરૂર વસાવે.

પુસ્તકનું અર્પણ, પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યપ્રણેતા અને ઉચ્ચ સાહિત્યના પ્રસારક સ્વ. શ્રી. મોતીભાઇ અમીનને કરવામાં આવ્યું છે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**શારદા**—( લોકસાહિત્ય અંક ) જુલાઇ: ૧૯૪૦. તંત્રી : શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા. લીમડાપોળ, વડોદરા. આ અંકનું મૂલ્ય રૂા. ૧)

આપણી ગ્રામજનતાને ઉપયોગી માસિકોમાં " શારદા " ખાસ અગ્રસ્થાન ધરાવે છે. જુલાઈ માસનો એનો અંક લોકસાહિત્ય અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

શ્રી. રાયચુરા, આ અંકમાં અન્યત્ર દર્શાવ્યું છે તેમ, અવારનવાર ખાસ અંકો પ્રકટ કરી ગ્રામજનતાના જ્ઞાનમાં વધારો કરે તેવું સાહિત્ય આપવાના ઠીકઠીક પ્રયત્નો કરે છે. એક રીતે કહીએ તો આપણા લોકસાહિત્યને બહાર લાવવાનો પ્રથમ પ્રયાસ શ્રી. રાયચુરાએ કર્યો છે. અમારી સ્મૃતિ મુજબ, આપણું લોકસાહિત્ય બહાર લાવવામાં શ્રી. રાયચુરા અગ્રસ્થાને આવે છે.

આ લોકસાહિત્ય અંકમાં શ્રી. રાયચુરાએ, મકાનોના પાયા પૂરતી વખતે એની ટીપ-

ણીનું કામ કરનાર મજૂરોનાં કંઠે ગવાતાં કંઠસ્થ ગીતો આપીને એ નીચલા થરનાં માનવીના માનસનો ઠીક પરિચય કરાવ્યો છે. અને એ ટીપણીને અનુરૂપ, જાણીતા કલાકાર શ્રી. કનુ દેસાઇનું ત્રિરંગી ચિત્ર આપીને અંકને ઓર વિભૂષિત બનાવ્યો છે. ઉપરાંત લોક-સાહિત્યમાંથી મળી આવતી વાર્તાઓનો પણ ઠીક સંભાર ભર્યો છે. તેમાંય શ્રી. ગઢવી મેરૂભાએ સૂચિત કરેલી વાર્તા 'તાનાને ટકોરે' આપણા ગ્રામસાહિત્યના અચ્છા નમૂનારૂપ છે.

આ માટે શ્રી. રાયચુરાને ધન્યવાદ.

**રેખા**—( વર્ષ ૨, અંક ૧ ) સંપાદકો : શ્રી. જયંતિ દલાલ, અને શ્રી. નીરૂ દેસાઇ; ગતિ અને રેખા કાર્યાલય, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, કારંજ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૨)

માત્ર ગયા વર્ષેજ હજી તો આ માસિક શરૂ થયું છે તે દરમિયાનમાં એણે એવી પ્રગતિ સાધી છે કે એમાં આવતા લેખોની ચર્ચાઓ અવારનવાર આપણાં સૌ સામયિકો લેતાં થઈ ગયાં છે. એમાં આવતા કટાક્ષલેખો, જાણીતા લેખકોની ટૂંકી વાર્તાઓ, એવાં રસમય આવે છે કે એના પ્રકટ થવાની તારીખ માટે એના વાચકો રાહ જોઇ રહે છે. ઉપરાંત મુખપૃષ્ઠ પર તેમજ અંકોમાં અવારનવાર અપાતાં કટાક્ષચિત્રો એ પણ એની એક ખાસ વિશિષ્ટતાજ છે.

આ માસિકને આપણા આગેવાન સાહિત્યકારોનો સારો સાથ ગયા વર્ષે મળ્યો છે. અને તે આ અંક પર્યંત ચાલુ રહ્યાથી એનું ધોરણ એકધારું જળવાઇ રહ્યું છે. વળી એના સંપાદનની એક વિશિષ્ટતા તો એ છે કે, એમાં આપણા મધ્યમ વર્ગના તેમજ ઉચ્ચ કક્ષાના વાચકોને પણ વાંચવું સમજવું સુગમ પડે તેવું સાહિત્ય અપાય છે.

આ અંક એના બીજા વર્ષનો પ્રથમ અંક છે. મુખપૃષ્ઠ પરનું કટાક્ષચિત્ર જ તમને ભર વિચાર કરતા કરી મૂકે તેવું છે છતાં સંપાદક વાચકને ખુબીભરી રીતે પૂછે છેઃ આને સમજાવવાની જરૂર છે ! અને એવાજ હળવા કટાક્ષો અંદર પણ છે. આ અંકમાંનો શ્રી. બચુભાઇ રાવતનો લેખ પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલોને ઉપયોગી થઇ પડે તેવો છે.

રૂા. ૨) જેટલા વાર્ષિક લવાજમમાં આ માસિક જરૂર સસ્તુ છે. અને એની પ્રકટ થવાની નિયમિતતા તો આપણને તારીખ યાદ કરાવે તેવી છે.

**નવચેતન**—(રંગભૂમિ અંક) તંત્રીઃ શ્રી. ચાંપશીભાઇ ઉદેશી, કલકત્તા.

નવચેતન માસિકે એક વખતે જે સ્થાન વીસમી સદીએ આપણા સાહિત્યક્ષેત્રમાં પ્રાપ્ત કર્યું હતું તે સ્થાન લગભગ આજે જાળવી રાખ્યું છે. એના દરેક દળદાર અંકે એના તંત્રી શ્રી. ચાંપશીભાઇ વિવિધ વિષયને લગતું તેમજ આંતરરાષ્ટ્રીય માહિતીઓ આપતું સાહિત્ય આપતા રહે છે.

આ રંગભૂમિ અંકમાં સંપાદકે, આપણી રંગભૂમિને લગતા વિષયો રંગભૂમિના ક્ષેત્ર સાથે નિકટનો પરિચય ધરાવનારાઓના લખેલા આપ્યા છે. ઉપરાંત દેશપરદેશની રંગભૂમિને લગતું જાણવાજોગ વાચન પણ આપ્યું છે.

શ્રી. ચાંપશીભાઇ તેમના પત્રકારત્વમાં આર્થિક બન્ને છેડા ન મેળવી શકવા છતાં આવા ખાસ અંકો પ્રકટ કરવાનું સાહસ ખેડીને ગુર્જર સાહિત્યની જે સેવા બજાવે છે તે માટે તેમને ધન્યવાદ.

મણિલાલ પ્ર. વ્યાસ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | સત્યના પ્રયોગો અથવા આત્મકથા | મોહનદાસ કરમચંદ ગાંધી | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧– ૦–૦ | |
| ૨ | કુંવરબાઇનું મામેરું | મગનભાઇ પ્રભુદાસ દેસાઇ | ,, | ૦– ૬–૦ | |
| ૩ | ગાંધીવિચારદોહન | કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા | ,, | ૦– ૮–૦ | |
| ૪ | The story of my Experiments with truth | મોહનદાસ કરમચંદ ગાંધી | ,, | ૪– ૦–૦ | |
| ૫ | વર્ધા શિક્ષણ યોજના | ઝાકીરહુસેન કમિટિ | ,, | ૦–૧૦–૦ | |
| ૬ | એક ધર્મયુદ્ધ | મહાદેવ હરિભાઇ દેસાઇ | ,, | ૦– ૬–૦ | |
| ૭ | સુવર્ણ મોહિની | દીવાળીબ્હેન વાલજીભાઇ ભટ્ટ | ગુર્જર સાહિત્ય ભંડાર લાઠી (કાઠિયાવાડ) | ૦– ૨–૦ | |
| ૮ | રાસજ્યોતિ | ધનિષ્ઠાબ્હેન મજમુદાર | યુગધર્મ કાર્યાલય લાઠી (કાઠિયાવાડ) | ૦– ૧–૬ | |
| ૯ | રસજ્યોતિ | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | ગુર્જર સાહિત્ય ભંડાર લાઠી (કાઠિયાવાડ) | ૦– ૧–૦ | |
| ૧૦ | સૌભાગ્ય | ધનિષ્ઠાબ્હેન મજમુદાર | સ્વાશ્રયી લેખકમંડળ લાઠી (કાઠિયાવાડ) | ૧– ૦–૦ | |
| ૧૧ | ગોળીબારની મુસાફરી | હંસા મહેતા | કુમાર કાર્યાલય અમદાવાદ | ૧– ૮–૦ | |
| ૧૨ | सुभाषित-पद्य-रत्नाकर (૪ ભાગ) | મુનિશ્રી વિશાલવિજયજી | વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા (ઉજ્જૈન) | ૧– ૪–૦ | |
| ૧૩ | ઘરઘરણું અને મનોહર | મસ્તરામ પંડ્યા | ઘરશાળા પ્રકાશન મંદિર–ભાવનગર | ૦–૧૨–૦ | |
| ૧૪ | જાતે મજૂરી કરનારાઓને | નરહરિ દ્વારકાદાસ પરીખ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૩–૦ | |
| ૧૫ | ઑપરેશન કોનું ? અને બીજી વાર્તાઓ | પ્રાણજીવન મહેતા | લેખક પોતે, રાજકોટ | ૦– ૮–૦ | |
| ૧૬ | નિસર્ગોપચાર સર્વસંગ્રહ (ભા. ૨) | રમણલાલ એન્જિનીઅર | ભારતી સાહિત્ય સંઘ | ૨– ૪–૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | જ્ઞાનદા | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય ( અ. કિસનસિંહ ચાવડા ) | એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ | ૨– ૮–૦ |
| ૧૮ | નિબંધસમુચ્ચય અને પત્રલેખન | ગિરિજાપ્રસાદ ભ. ઓઝા | ખડાયતા બૂક ડીપો અમદાવાદ | ૦–૧૪–૦ |
| ૧૯ | છેલ્લો ફાલ | ધનસુખલાલ મહેતા | એન. એમ. ત્રિપાઠી મુંબઈ | ૩– ૦–૦ |
| ૨૦ | ટોલસ્ટોયની નીતિકથાઓ | રમણલાલ નાનાલાલ શાહ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૦– ૩–૦ |
| ૨૧ | વાઘણની બોડમાં | " | " | ૦– ૬–૦ |
| ૨૨ | ફુવારો | વસન્ત નાયક | " | ૦– ૩–૦ |
| ૨૩ | વાઘની બોડમાં | વસંત નાયક | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦– ૬–૦ |
| ૨૪ | પૈસા પ્રાપ્ત કરવાની સર્વોત્તમ કલા (ભા. ૨) | ગોવિંદલાલ કે. શર્મા | લેખક પોતે સાબરમતી | ૦– ૮–૦ |
| ૨૫ | કલગી | સોમાભાઈ ભાવસાર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૦– ૫–૦ |
| ૨૬ | જંગેપરભૂક | સીરતી | બઝમે ઇકબાલ ઓફીસ કઠોર (વાયા સાયણ) | ૦– ૫–૦ |
| ૨૭ | ભરદરિયે | ચારૂદત્ત | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૦– ૮–૦ |
| ૨૮ | રાસબત્રીસી | ચંદુલાલ એમ. શાહ | જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ અને મુંબઈ | ૦– ૮–૦ |
| ૨૯ | શ્રી નવનાથ કથામૃત (ભા. ૧-૨) | શિવશંકર ગોવિન્દરામ યાજ્ઞિક | વ્રજલાલ ગોવિન્દરામ યાજ્ઞિક, ભરૂચ | ૪– ૦–૦ |
| ૩૦ | શ્રી ચિત્રલહરિ | ... ... ... | અમથાલાલ જગજીવનદાસ શાહ, મુંબઈ | ૧– ૪–૦ |
| ૩૧ | જન્મપત્રિકા (ભા. ૨) | રેવાશંકર બરડવાળા | જ્યોતિષ ગ્રંથમાળા, વઢવાણ | ૦– ૮–૦ |
| ૩૨ | ગીતરજનિ | બાલકૃષ્ણ છ. ભટ્ટ | જીવનલાલ એન્ડ સન્સ મુંબઈ | ૦– ૮–૦ |
| ૩૩ | છીપલાં | મોહન ઠક્કર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૦– ૪–૦ |
| ૩૪ | ૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણા | મૂળશંકર મો. ભટ્ટ | ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર | ૦– ૮–૦ |
| ૩૫ | समश्लोकी गंगलहरि | કાશીરામ ભાઈશંકર ઓઝા | લેખક પોતે અમદાવાદ | ૦– ૬–૦ |
| ૩૬ | शिवप्रार्थना | " | ધી શ્રીમાળી બ્રધર્સ પબ્લીશીંગ કં. લી. અમદાવાદ | ૦– ૪–૦ |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૪૦૭ | તેત્રીસ પત્રો | અજ્ઞાત | લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર | ૦–૧૦–૦ | "ઊર્મિ" જુલાઇ–'૪૦ "શિક્ષણ અને સાહિત્ય" જુલાઇ '૪૦ |
| ૪૦૮ | રેલવેના મુસાફરો | લવણપ્રસાદ શાહ | લેખક પોતે, રાજકોટ | ૦–૨–૦ | "ઊર્મિ" જુલાઇ–'૪૦ |
| ૪૦૯ | ઑપરેશન કોનું ? | ડૉ. પ્રાણજીવન મહેતા | રાજકોટ | ૦–૮–૦ | "ઊર્મિ" જુલાઇ–'૪૦ |
| ૪૧૦ | આપણે સૌ ભણીએ ૧–૨ ચોપડી | ધૂમકેતુ | ગૂર્જરગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦–૧–૦ ૦–૧–૬ | "ઊર્મિ" જુલાઇ–'૪૦ |
| ૪૧૧ | એમાં શું ? | 'અવિનાશ' | પ્રગતિ ગ્રંથમાળા રાજકોટ | | "ઊર્મિ" જુલાઇ–'૪૦ |
| ૪૧૨ | સમરાંગણ | ઝવેરચંદ મેઘાણી | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૧–૮–૦ | "શિક્ષણ અને સાહિત્ય" જુલાઇ '૪૦ |
| ૪૧૩ | રા' ગંગાજળિયો | " | " | ૧–૮–૦ | " " |
| ૩૮૧ | પગદીવાની પછીતેથી | જયંતિ દલાલ | રેખા–ગતિ કા. અમદાવાદ | ૦–૮–૦ | "યુવક" જુલાઇ–'૪૦ |
| ૩૨૮ | વિવેચનમુકુર | વિશ્વનાથ મ. ભટ્ટ | લેખક પોતે, મુંબઈ | ૨–૮–૦ | "પ્રસ્થાન" વૈશાખ–'૯૬ |
| | શોભના | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કું. મુંબઈ | ૨–૮–૦ | "પ્રસ્થાન" વૈશાખ–'૯૬ |
| ૩૯૭ | પગદંડી | ધૂમકેતુ | ગૂર્જરગ્રંથરત્ન કા. અમદાવાદ | ૧–૮–૦ | "પ્રસ્થાન" વૈશાખ–'૯૬ |

* આ કોઠકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૧૪ | શ્રી નિરાંત કાવ્ય | નિરાંત મહારાજ | નિરાંત મંદિર ફતેહપુરા, વડોદરા | ૧–૪–૦ | "પ્રસ્થાન" વૈશાખ–'૯૬ ગુજરાતી" ૩૦–૬–'૪૦ |
| ૪૧૫ | ઉપેન્દ્રના આત્મકથ. | નગીનદાસ પારેખ | સારસી સાહિત્ય-માળા અમદાવાદ | ૧–૮–૦ | "પ્રસ્થાન" ૩૦–૬–'૪૦ |
| ૪૧૬ | સંતનાં સ્મરણો | છોટાલાલ માન-સિંગ કામદાર | કલ્યાણ પ્ર. મંદિર અમદાવાદ | ૧–૦–૦ | "શારદા" જુલાઈ–'૪૦ |
| ૪૧૭ | મંછા ભૂત | મૂળજીભાઈ પી. શાહ | લેખક પોતે વડોદરા | ૦–૮–૦ | "શારદા" જુલાઈ–'૪૦ |
| | ગોદાન (પૂર્વાર્ધ ઉત્તરાર્ધ) | પ્રેમચંદજી | ગૂર્જર મં. ૨. કા. અમદાવાદ | ૨–૮–૦ | "શ્રીબોધ" જુલાઈ–'૪૦ |
| ૪૧૮ | પુરાતન દક્ષિણ ગુજરાત | મણિભાઈ દ્વિવેદી | લેખક પોતે, નવસારી | ૧–૪–૦ | "શ્રીબોધ" જુલાઈ–'૪૦ |
| ૪૧૯ | સંહાર | ઐયુબખાન ખલીલ | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૧–૮–૦ | "શ્રીબોધ" જુલાઈ–'૪૦ |
| ૪૨૦ | કૃષ્ણકાંતનું વીલ | બંકિમચંદ્ર | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૨–૮–૦ | "શ્રીબોધ" જુલાઈ–'૪૦ |
| ૪૨૧ | મારાં માસીબા | વિનોદ | " | ૨–૮–૦ | " |
| ૪૨૨ | રસમૂર્તિઓ | રણજિતલાલ મ. શેઠ | જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ | ૧–૪–૦ | " |
| ૪૨૩ | છેલ્લો ફાલ | ધનસુખલાલ મહેતા | એન. એમ. ત્રિપાઠી કું. મુંબઈ | ૩–૦–૦ | " |

## જેલજીવનને લગતું સાહિત્ય

૧ જેલ ઑફિસની બારી મેઘાણી ૧–૦–૦
૨ કોણ ગુન્હેગાર ? ગુ. આચાર્ય ૧–૦–૦
૩ અમે પીંજરનાં પંખી નીરૂ દેસાઈ ૧–૪–૦
૪ અજામિલ ભા. ૧–૨ મો. ર. દીવેટીઆ ૫–૦–૦
૫ કબ્રસ્તાન દર્શક ૧–૮–૦
૬ મારી જન્મટીપ ભા. ૧–૨ સે. બ. સાવરકર ૪–૮–૦
૭ ઓતરાતી દીવાલો દ. બા. કાલેલકર ૦–૧૦–૦

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૪ | જુલાઇ | ૩-૭-૪૦ |
| કિશોર | ૫ | ૧૦ | જુન | ૩-૭-૪૦ |
| કુમાર | ૧૭ | ૭ | જુલાઇ | ૧૭-૭-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૮ | જેઠ | ૨-૭-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૩ | અષાઢ | ૭-૭-૪૦ |
| ગુણસુન્દરી | ૩૪ | ૫ | જુલાઇ | ૧-૭-૪૦ |
| ગ્રામજીવન | ૧૦ | ૧૨ | જુલાઇ | ૧-૭-૪૦ |
| ચરોતર | ૧૦ | ૭ | જુલાઈ | ૧૬-૭-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૬ | જુન | ૪-૬-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | એપ્રિલ-જુન | ૨૦-૬-૪૦ |
| નવચેતન | ૩૭ | ૪ | જુલાઇ | ૩-૭-૪૦ |
| નવરચના | ૫ | ૪ | જુલાઈ | ૧૪-૭-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૯ | જેઠ | ૨૭-૬-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૬ | વૈશાખ | ૧૦-૬-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | એપ્રિલ-જુન | ૭-૪-૪૦ |
| બાલજગત | ૧ | ૧૯ | જુલાઇ | ૨-૭-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૯ | જુલાઇ | ૮-૭-૪૦ |
| બાલમિત્ર | ૧૯ | ૧૨ | જુલાઇ | ૩-૭-૪૦ |
| બાલસખા | ૩ | ૧૨ | જુલાઇ | ૧-૭-૪૦ |
| બાળક | ૧૮ | ૭ | જુલાઇ | ૧-૭-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | એપ્રિલ-જુન | ૧૭-૭-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૫ | ૧ | માર્ચ | ૧૩-૪-૪૦ |
| યુવક | ૧૦ | ૭ | જુલાઇ | ૨-૭-૪૦ |
| રેખા | ૧ | ૧૧ | જુન | ૨૭-૬-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૭ | જુલાઇ | ૯-૭-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૯ | જુલાઇ | ૧૫-૭-૪૦ |
| શારદા | ૩૨ | ૪ | જુલાઇ | ૧૫-૭-૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧૧ | ચૈત્ર | ૨૨-૬-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૧૦ | જુલાઇ | ૨-૭-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૩ | ૪ | માર્ચ-એપ્રિલ-મે | ૩-૬-૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૭ | જુલાઇ | ૬-૭-૪૦ |
| સ્કાઉટવીર | | ૭ | જુલાઇ | ૧૫-૭-૪૦ |

—卐—

# શું વાંચશો ?

## " ઊર્મિ " : જુલાઇ : ૧૯૪૦

**પત્રકારત્વનો અધિકાર :** અત્યારે લોકો પત્રો વાંચે છે તે કેવળ લડાઇના સાચા-ખોટા સમાચાર જાણવા, અથવા નવા જૂની મેળવવા માટે; પણ વિશ્વમાં જે નવાં બળો કામ કરી રહ્યાં છે; નવા વિચારો, નવી રચનાઓ, નવી સમસ્યાઓ ઉત્પન્ન થાય છે, તેમાં પોતાનું સ્થાન ક્યાં હશે એ સમજવાની જરૂરિયાત, કલાકના સાડાત્રણસો માઇલના એરોપ્લેનના જમાનામાં તો, નિત્યભોજન જેવીજ બની જશે. એ ભોજનસામગ્રી તૈયાર કરનારાઓ બીનકેળવાયલા હશે—અનધિકારી હશે તો નહિ ચાલે.

**ગીતામાં હિંદુધર્મ :** ગીતામાંથી વર્ણપરત્વેના ઉલ્લેખો જો કાઢી નાખવામાં આવે તો ગીતાધર્મ અને ગીતાની શિખામણ અપૂર્વ જેવી બને છે કે કેમ એ આપણે જોવું જોઇએ. આથી ગીતા યુદ્ધના ચોકઠામાં બેસાડી છે એટલા માટેજ ક્ષત્રિયોનો ઉલ્લેખ આવ્યો છે. અને ક્ષત્રિયો આવ્યા એટલે ચારે વર્ણ આવ્યા એટલુંજ એનું મહત્વ અહીં દેખાય છે. ગીતાએ જે આખો જીવનધર્મ બતાવ્યો છે તે કોઇ ખાસ વિશેષ વ્યક્તિનો, વર્ગનો કે સમાજ માટેનો ધર્મ નથી; એ તો તમામ માણસજાત માટેનો શાશ્વત ધર્મ છે. એને વર્ણધર્મ સાથે કોઇ ખાસ સંબંધ નથી.

**માનવધર્મ : સમાજધર્મ :** સમાન વિચારના અને સમાન આચારના લોકનો સમાજ સુંદર રીતે ઉન્નતિ પામે. એવા સમાન આચારવિચારનો સમાજધર્મ જેને ન પાળવો હોય તે એ સમાજથી મુક્ત થઇ પોતાના જેવા આચારવિચારનો સમાજધર્મ પાળતા સમાજમાં જઇ રહે; પેલા સમાજને આવા લોકનો બહિષ્કાર કરવાનો અધિકાર પણ હોય; પણ પોતાનો સમાજધર્મ કોઇને બળાત્કારે પળાવવાનો અને તેટલા માટે તેને સજા કરવાનો અધિકાર કોઇપણ સમાજને નજ હોય. સૌને પોતપોતાના અધિકાર હોય છે; જોવાનું માત્ર એટલુંજ હોય છે કે એ અધિકારો ભોગવવામાં કોઇને કોઇના તરફથી અડચણ ન થવી જોઇએ.

## કિશોર : જૂન : ૧૯૪૦

**આપણાં અણગણ્યાં સહવાસીઓ :** ઇશ્વરની સૃષ્ટિમાં જોઇએ તો તેમાં એટલા બધા જીવોના પ્રકારો છે કે તેની ગણતરી જ થઇ ન શકે. એ બધા જીવો દેખાતા અને નહિ દેખાતા બધા જીવો—આપણા સહવાસીઓ જ છે. આપણી સમીપ તેઓ રહેતા છતાં આપણે તેમને આપણાં ભાંડુ જેવાં નથી ગણતા. પરંતુ આપણે તેમની ચિંતા તો રાખવી પડે છે. તેમ ન કરીએ તો આપણા જીવવામાં જ મુશ્કેલી આવી પડે, એ વિષેની જુદા જુદા જીવજંતુઓને લગતી માહિતી આ લેખમાં છે.

**પ્રૌઢશિક્ષણ કે સાક્ષરતા પ્રચાર :** સારૂં સાહિત્ય વાંચી સંભળાવવું, વર્તમાનપત્રોમાં આવતી ખબરોમાંથી સંબંધ ધરાવતી ખબરો સંભળાવવી, નાના-મોટા પ્રયોગો કરી બતાવવા, પ્રશ્નોત્તરી મારફતે શંકાનિવારણ કરવું, એ બધાં પ્રૌઢશિક્ષણનાં મુખ્ય અંગો છે. તેને માટે જ્યારે પ્રૌઢ શિક્ષણના ' પરિવ્રાજકો ' દીક્ષા લઇને નીકળશે ત્યારે કાંઇક કાર્ય થઇ શકશે. જેવી રીતે ' હરિદાસો ' અને ' પુરાણીઓ ' વૈષ્ણવ ધર્મના ગ્રન્થોનો પ્રચાર કરવા

પોતાનું જીવન સમર્પણ કરતા હતા તે રીતે પ્રૌઢશિક્ષણની દીક્ષા લઇને પ્રૌઢ 'પરિવ્રાજકો'ની એક નવી સંસ્થા, એક નવો વર્ગ અને એક નવી પરંપરા કાયમ કરવી જોઇએ.

**મિત્રો કેમ વધારાય ? :** કોઇ પૈસાદારને ઘેર લગ્નપ્રસંગ હોય તે વખતે એમને ઘણા મિત્રો છે એમ દેખાય છે, પણ જો એના પર વિપત્તિ આવી પડે તો તેઓ એને ત્યજીને ચાલી જાય છે. જેમ મધની આસપાસ ભમતી માખીઓ મધ જતાં ચાલી જાય છે, તેમ પૈસો જતાં એવાં મિત્રો ચાલી જાય છે. તેવી જ રીતે કીર્તિ કે સત્તાને લીધે આકર્ષાયલા મિત્રો ખરા હોતા નથી. જો આપણે આપણું મિત્રમંડળ વધારવું હોય તો આપણુંને તે બધાંમાં ભળી જતાં આવડવું જોઇએ. અને મોટા નાના અને ઊંચનીચના ભેદો ભૂલી જઇને બધાની સાથે સમતાથી વર્તતાં આવડવું જોઇએ. કેટલાક એમ માને છે કે બીજાને આકર્ષવા માટે પોતે પૈસામાં, કીર્તિમાં કે બુદ્ધિમાં બીજા કરતાં કેટલા ચડિયાતા છે તે બતાવવું જોઇએ, પણ તેમ કરતાં તેઓ બીજાને આકર્ષી શકતા નથી; ઊલટું, કેટલાકને એમના પ્રત્યે ઘૃણા ઉપજે છે. આપણે આપણા ચડતા કે ઊતરતા દરજ્જાના માણસો કરતાં આપણી જ સપાટી પર ઊભેલા માણસ સાથે મિત્રતા કરી શકીએ.

**આરોગ્ય અને વ્યાયામ :** જોર, જોસ અને જોમથી છલબલતું આરોગ્ય કેવી રીતે પ્રાપ્ત થાય ? આરોગ્યપ્રાપ્તિ માટે વ્યાયામ એ બહુ સારો ઉપાય છે. પણ માત્ર કસરત કર્યે પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થશે એમ માનવાની ભૂલ ન કરશો. કસરતથી શરીરની જીવનશક્તિ વધે છે, તથા રોગોના હુમલા સામે ટકવાની શક્તિ આવે છે, પણ કેન્સર, ક્ષય, દમ, કોગળિયું, ટાઢિયો તાવ, વિષમ જ્વર—એવા રોગનાં જંતુઓથી થતા રોગો સામે ટકવાની શક્તિ વ્યાયામથી નથી આવતી. ખાવાપીવામાં, નાહવા ધોવામાં અને કપડાં પહેરવામાં વગેરે બાબતોમાં આરોગ્યરક્ષાના નિયમો ન પાળો તો કાંઇ માત્ર વ્યાયામથી શરીરને કસી દૃઢ બનાવવાથી તમારામાં રોગનાં જંતુઓ સામે ટકવાની શક્તિ ન આવે. એટલે 'વ્યાયામ જોડે આરોગ્યના નિયમો પણ જાણવા જોઇએ.

**કુમાર : જુન : ૧૯૪૦**

**મારી નજરે :** ગુજરાતના કુમારોમાં વ્યાયામવૃદ્ધિ અર્થે ગયા ગ્રીષ્મકાળમાં ધોધાં ખાતે સરદાર પૃથ્વીસિંહ દ્વારા ચલાવાયેલા ગ્રીષ્મ વ્યાયામ વર્ગોનો પરિચય આ લેખમાં આપ્યો છે. એની ઉપયોગિતા સંબંધે સ્વામી રાવે–સરદાર પૃથ્વીસિંહે–આ લેખના લેખકને લખ્યું હતું: " વ્યાયામ વર્ગ કે કૅમ્પ મેં પાંચ બડે તમ્બૂ, એક બડા શામિયાના, સોલહ રાવટિયાં ઔર તીન છોટે બિછવે લગે હુએ હૈ. કૅમ્પકે પાસ હી સડક પર લગે હુએ પેડોંસે કૅમ્પકી શોભા બઢ ગઇ હૈ. મેરે ખયાલસે દશ્ય દેખને ઔર ચિતરને કે લાયક હૈ.......કુમારોંકી હલમચલ કા દશ્ય કઇ દરયોંસે જ્યાદહ મનોહર હૈ......વર્ગમેં ૩૪૦ ભાઇ ઔર ૬૦ બહિનેં દાખિલ હુએ હૈ. "

**ધ્રુવ પ્રદેશનો વસાહતી :** સાઇબીરિયાના ઠંડા વેરાનમાં પૂલ પર લુહાર તરીકે કામ કરતા યાનવેલઝ નામના માણસે દારુણ ઝંઝાવતો અને કરાલ ઝાકળ દંશ કે જ્યાં આદમીને ઊભો જ થીજવી દે છે અને વરસમાં ૬ માસ લગી નહિ આથમતો સૂર્ય જ્યાં અદ્ભુત રંગરોમાંચ અનુભવાવે છે તે પ્રદેશની કરેલી મુસાફરી અને ત્યાંના વસવાટનું રોમાંચક

એ મિશ્ર ધાતુ છે, બીજી ધાતુઓની જેમ સીસાની પેદાશમાંથી એની ઉત્પત્તિ છે. રૂપુ સીસામાંથી જુદું કાઢી એની ચકકત થાય છે. હિંદ અને ચીનમાં ચાંદીના અલંકારો મોટા પ્રમાણમાં ત્યાંના ગરીબવર્ગમાં વપરાય છે. દર વરસે હિંદ અને ચીન મોટી રકમનું રૂપુ પરદેશો ખાતેથી ખરીદી મંગાવે છે. રૂપાનું જગતમાં મુંબઇ સૌથી મોટું બજાર મનાય છે. રૂપાની સૌથી મોટી પેદાશ મેકિસકો ( ઉત્તર અમેરિકા )માં ૩૧ ટકા જેટલી થાય છે. તે પછી અમેરિકામાં ૨૫ ટકા રૂપુ થાય છે. આ લેખમાં રૂપાની દુનિયાભરની પેદાશના આંકડા આપી ચાંદી સંબંધી જાણુવાજોગ માહિતી આપી છે.

**આપણો ખોરાક :** આજે ખોરાકનો પ્રશ્ન વિદ્વાનોમાં બહુ મહત્ત્વની ચર્ચાનો વિષય થઇ પડયો છે. જોકે વેપારીજનતા અને સામાન્યજનતા બંને હજુ આ બાબત જાણવા તરફ વળ્યાં નથી. પરંતુ સમય એવો આવ્યો છે કે આપણી પ્રજા દિનપ્રતિદિન નિર્બળ બનતી જ જાય છે, તેનાં મુખ્ય કારણોમાંનું આહાર વિષેનું દુર્લક્ષ એ પણ એક કારણ છે. એ ખોરાકને લગતી વિવિધ માહિતી આ લેખમાં આપી છે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

**અમરેલી પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે** જુન માસમાં અમરેલી મહાલનાં ૧ જાળિયા, ૨ મોટા માંડવડા, ૩ કેરાળા, ૪ ટીંબલા, ૫ ખીજડીઆ ખારી, ૬ ક્રમીગઢ, ૭ ઢોલરવા, ૮ રંગપુર, ૯ સણોસરા, ૧૦ જાળીઆ, ૧૧ ચલાળા, ૧૨ ચલાળા બા. પુ., ૧૩ ખીચા, ૧૪ કુબડા. ૧૫ ગોવિંદપુર, ૧૬ સરસીઆ, ૧૭ દેવળા, ૧૮ વીરપુર, ૧૯ જીરા, ૨૦ ધારી, ૨૧ ઇશ્વિરીઆ (અમરેલી), ૨૨ વરસડા (અમરેલી).

**નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મ. પટેલે** જુન માસમાં કામરેજ મહાલનાં ૧ નેત્રંગ, ૨ દીગશ, ૩ ટીંબા, ૪ દેલાડ, ૫ વિહાણ, ૬ નગોડ, ૭ સામપુરા, ૮ ચીખલી, ૯ ખાનપુર, ૧૦ શેવણી, ૧૧ ઓરણા, ૧૨ આરતા, ૧૩ સેગવા, ૧૪ પાલી, ૧૫ હળધરૂ, ૧૬ વલણ, ૧૭ જોખા, ૧૮ મોરથાણા, ૧૯ નનસાડ, ૨૦ કોળી ભરથાણા, ૨૧ દેલાદ, ૨૨ ભેરવ, ૨૩ પરબ.

**સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનલાલ સોમેશ્વર જોશીએ** મે માસમાં ૧ માધવપુરા.

**આતરસુંબા મહાલ માનદ પ્રચારક શ્રી. જયશંકર જી. ભટ્ટે** જુન માસમાં ૧ વાઘજીપુર, ૨ દેવકરણના મુવાડા, ૩ કનીપુર, ૪ સંદેસર, ૫ કાણિયેલ, ૬ અરોડ.

તપાસણીમાં પ્રચારકોએ જે જે ખામીઓ બતાવી હોય તે સુધારી લેવા અને જે સૂચનાઓ કરી હોય તેનો અમલ કરવા જે તે મંત્રી ભાઇઓએ ખાસ તજવીજ કરવી.




## વડોદરા રાજ્ય

**અજમાવશો ?** સા. પુ. સુંઢીઆના ગ્રંથપાલ વાડીલાલ બહેચરભાઇ વડનગર કસ્બા પુસ્તકાલયમાંથી તેમજ ફરતા પુસ્તકાલયમાંથી પુસ્તકોની પેટીઓ મંગાવી વાચકોમાં વંચાવવાનું કામ કરે છે. ઓવાચકોને ઘેર બેઠાં પુસ્તકો મળે તેવી યોજનાનો અમલ કરે છે. તમે આ રીત અજમાવો તો ?

**શિષ્ટવાચનની બાળકો માટેની પરીક્ષા**—વીસનગર મહાલ પુ. મંડળ તરફથી તા. ૨૭–૪–૪૦ ના રોજ લેવાઇ હતી.

## પુસ્તકાલયોને મળેલી ભેટ*

**સા. પુ. છાલા** ( તા. દહેગામ )ને ૫) શા. મોહાલાલ કચરાલાલ–બેરણાવાળા તરફથી.

**સા. પુ. જાસ્કા** ( તા. બેરાળુ )ને ૫) શુકલ રેવાશંકર બહેચરભાઇ, ૩) પટેલ ગણેશભાઈ માધવદાસ, ૪) પટેલ માધવદાસ લાલચંદદાસ, ૨) બારોટ ખેમરાજ મોહનલાલ, ૫) જોશી મોહનલાલ મગનલાલ ગોઠવા, ૨) પટેલ હરિદાસ હેમરાજ–મહેસાણા, ૩) પટેલ ગુલાબદાસ કરશનદાસ–કહોડા, ૩) પટેલ ભાઇચંદદાસ શંકરદાસ-કાંબળી, ૩) પટેલ ગુલાબદાસ શંભુદાસ–કાંબળી, ૨) પટેલ શંભુદાસ નથુદાસ–ઉપેરા, ૩) પટેલ અંબારામ દેવકરણદાસ–પરાસળ, ૧૮) છુટક જાનો તરફથી, ૨) ઘાંચી શંકરભાઇ વસંતલાલ–વડનગર.

**સા. પુ. કરલી** ( તા. સિદ્ધપુર )ને ૨) પા. મોહનદાસ પીતામ્બર–કરલી, ૨) પા. શિવદાસ રાયચંદ–ખદલપુર. ૩) હરગોવિંદદાસ શંભુદાસ–ભુણાવ, ૩) શા. મણિલાલ નાનચંદ–મુંઢેરા તથા રૂા. ૧૫) છૂટક છૂટક લગ્નપ્રસંગે.

**સા. પુ. ખરણા** ( તા. વિજાપુર )ને ૨) નગીનદાસ આત્મારામ–અમદાવાદ, ૩) વિહોલ સરદારજી નાથાજી-વડાસણ, ૨) પા. તુળસીદાસ ભગવાનદાસ–ખરણા, ૪) પા. સેંધાભાઇ શંકરદાસ–ખરણા.

**સા. પુ. તરવા** ( તા. શિનોર ) ૧૭) ટીંબરવા તા. શિનોરના પટેલ દાદાભાઇ રામદાસ, ૧૩) માલસર તા. શિનોરના પટેલ કરસનદાસ વેરીભાઇ તરફથી.

**સા. પુ. સાધી** ( તા. પાદરા )ને ૫) પા. ઈશ્વરભાઇ મરઘાભાઈ–પીઠીજ, ૫) પા.

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

મૂળજીભાઇ દેવીદાસ–નાવલી, ૫) પા. સોમાભાઇ કાળિદાસ–નાવલી, ૨) પા. ગોકળભાઇ લલ્લુભાઇ–વાસદ, ૨) પા. તલસીભાઇ જોરભાઇ–દાસરા, ૫) પા. છોટાભાઇ શંકરભાઇ–પાલજ, ૨) પા. મોતીભાઇ ઉમેદભાઇ–નાર, ૩૫) ગામાત મદદ. સ્તુત્ય !

**સા. પુ. બોરીસણા** ( તા. કડી )ને ૨) મોતીદાસ શંકરદાસ–આંબલિયાસણ, ૪) બબાભાઇ નારણદાસ–કડી, ૨) કાશીરામ મોતીદાસ–ધાવટ તરફથી તેમ જ ગામના મુખી પટેલ નાથાલાલ પ્રહ્‌લાદભાઇએ ૧ મેજ અને ખુરશીઓ આપી છે. મકાન બંધાવવા ગામલોકોએ ઠરાવ કર્યો છે.

**સા. પુ. કંડારી** (તા. કરજણ)ને ૧૦) ચતુરભાઇ લલ્લુભાઇ–ઉમરેઠ, ૧૦) લાલજીભાઇ જેશિંગભાઇ–મંડાળા, ૧૦) ગોવિંદભાઇ ગણેશભાઇ–વાસદ, ૧૧) પૂંજાભાઇ મથુરભાઇ–આણંદ, ૧૧) આશાભાઇ શામળભાઇ–નડીઆદ, ૧૧) રામભાઇ ગોવિંદભાઇ–ભાદરણ, ૧૧) ઝવેરભાઇ બાપુભાઈ–વાસદ, ૧૮) લલ્લુભાઇ દયાળભાઇ–સોખડા, ૧૧) મોતીભાઇ લલ્લુભાઇ–મોટા ફોફળિયા, ૧૧) પુરુષોત્તમ ત્રિભોવનભાઇ–મોટા ફોફળિયા, ૧૦) છૂટક છૂટક મળ્યા છે. લવાજમના ૨) મગનભાઇ મોતીભાઇ–કંડારી, ૨) મણિલાલ કેશુરભાઇ, ૨) મગનભાઇ કેશુરભાઇ, ૨) સોમાભાઇ ગુલાબભાઇ, ૨) શંકરભાઇ ગિરધરભાઇ.

**સા. પુ. ધાનજ** ( તા. કલોલ )ને ૪) પા. ગંગારામ નથુભાઇ–વીડજ, ૨) પા. રણછોડદાસ બહેચરભાઇ.

**સા. પુ. સુંઢીઆ** ( તા. ખેરાળુ )ને ૫) જોશી નારાયણ લહેરચંદ–કાંસા, ૬) પા. મંછીદાસ મોતીદાસ–ચાણસ્મા, ૪) પા. નારાયણ જોઇતારામ–લાડોલ, ૫) કાળીદાસ છગનદાસ–ચાણસ્મા, ૧૧) પા. હીરદાસ જેશંગદાસ–લાડોલ, ૩) પા. સેંધા ગણેશ–જારકા, ૩) પા. જોઇતા કાળીદાસ–ખદલપુર, ૩) પા. દાનદાસ ઇશ્વરદાસ–રણછોડપુરા, ૩) પંડયા સાંકળેશ્વર હિંમતરામ–ઉમતા, ૨) પંચાલ જેચંદ શંકર–ગુણવા, ૨) પંચાલ લલ્લુભાઇ નાથાભાઇ–દાસજ, ૨) બ્રહ્મભટ્ટ છગનલાલ ભાઇજીભાઇ–ઉનાઉ, ૨) દરજી દલછા ઉકાભાઇ–સીપોર, ૨) ડાભી રેવાજી હેમતાજી–બલાદ, ૨) ચારણ રત્નાજી સવાજી–ખળી, ૨) પા. ચતુર દેવચંદ–કરલી, ૨) પંડયા છોટાલાલ અંબારામ–વડનગર, ૨) સુથાર ગોપાલ શિવરામ–જારકા, ૨) પા. અમીચંદ ભગવાનભાઇ–મેરવાડા; ઉપરાંત મુંબઇના મહાવીર પ્રિંટિંગ પ્રેસવાળા પા. આત્મારામ મોતીદાસે ૩૦ પુસ્તકો વિના મૂલ્યે બાંધી આપ્યાં છે.

**સા. પુ. છાલા** ( તા. દહેગામ ) ૨) મહેતા ચંદુલાલ ફૂલચંદ–દહેગામ, ૫) પંડયા રમાશંકર વેણીરામ–અમુવા, ૨) પંડયા રેવાશંકર નથુરામ–અલુવા.

**સા. પુ. પલાસર** ( તા. ચાણસ્મા )ને ૫) પા. હેમરાજ અમીચંદ–મહેસાણા, ૭) પા. મોતીદાસ અમથુદાસ–લાડોલ, ૨) પા. મોહનદાસ ઇશ્વરદાસ ઊંઝા, ૨) પા. જેશંગ વજદાસ–મહેસાણા, ૨) ત્રિભોવન શામળદાસ–જિતોડા, ૩) પા. ત્રિભોવન ગલાબચંદ–ઊંઝા, ૨) પા. લાલદાસ ચેલદાસ–ચાણસ્મા, ૧૦) પા. પ્રભુદાસ હીરદાસ–મહેસાણા, ૫) પા. જોરદાસ ગણેશદાસ–મહેસાણા.

**સા. પુ. રસૂલપુર** ( તા. સિદ્ધપુર )ને ૨) સિદ્ધપુરના ઘાંચી વિઠ્ઠલદાસ કલ્યુરામ, ૨) ઘાંચી જોઇતારામ કલુભાઇ,

## વ. રા. પુ. મંડળ

**શ્રી બહુચરાજી જૂથ પુ૦ મંડળની ત્રિમાસિક સભાઃ**—ઉપર્યુક્ત સભા તારીખ ૨૩–૬–૪૦ના રોજ રવિવારે બહુચરાજી સા. પુ. ના મકાનમાં મળી હતી. સભામાં બધા જૂથના પુસ્તકાલયના મંત્રીઓ હાજર હતા. તેમાં નીચે પ્રમાણે કામ થયું હતુંઃ

(૧) જુલાઇ વેકેશન દરેક ગામની શાળાઓમાં પડતું હોવાથી જે મંત્રી ભાઇને પોતાના વતન જવાનું હોય તેમણે પુસ્તકાલયની વ્યવસ્થા સંબંધે વ્યવસ્થાપક મંડળને પૂછી વ્યવસ્થાપક મંડળ જે ઠરાવે તેને સોંપી જવા ઠરાવ્યું. ( ૨ ) સાલ આખર હોવાથી પુસ્તકાલયનાં પુસ્તકોની મેળવણી કરી પુસ્તકાલયના સરક્યુલર નં. ૩૬ પ્રમાણે વ્યવસ્થા કરવી. તથા જનરલ રજીષ્ટરે શેરો કરી સહી કરવા. ( ૩ ) જે પુસ્તકો કમી કરવાનાં હોય તે પુસ્તકોની યાદી વ્ય. મંડળ તરફથી ઠરાવ કરાવી કમી કરવાની જે તે તજવીજ કરવા ઠરાવ્યું. ( ૪ ) બાળકોની લેવાતી શિ. વાચનની પરીક્ષામાં બરાબર રસ લેવા બધા મંત્રીભાઇઓને જણાવાયું. (૫) દરેક પુસ્તકાલયના મંત્રીએ પોતાના પુસ્તકાલયનો ત્રિમાહી હેવાલ વખતસર જૂથ મંડળના મંત્રી તરફ મોકલવા ઠરાવ્યું.

> **એક અગત્યની યાદ**
>
> **તમારા** પુસ્તકાલયનું બજેટ બનાવતી વખતે તમને એક અગત્યની યાદ આપવાની છે.
>
> **ગયા વર્ષના બજેટમાં તમે સ્વ. મો. ન. અમીન સ્મારક ફાળામાં કંઇ રકમ ન સાધી હોય તો આ વર્ષે એ રકમ અચૂક મૂકજો. જે પુસ્તકાલયોએ ગયે વર્ષે મૂકી છે તેમને તે માટે કંઇજ કહેવાનું નથી.**

**શિષ્ટવાચનની પરીક્ષાઃ**—ચાલુ માસની ૨૧મી તારીખે થનારી શિષ્ટવાચનની ૧૮મી પરીક્ષા માટે આવેલી અરજીઓ મંજુર કરી તેની ખબર લાગતા વળગતાઓને આપી દેવામાં આવી છે.

**લક્ષમાં લ્યોઃ**—જૂથ તેમજ મહાલ મંડળોની વાર્ષિક સભા ભરવા સંબંધીની જાહેરાતો ચાલુ અંકમાં અન્યત્ર છપાઇ છે તે વાંચી તે માટે આવશ્યક તજવીજ કરવાની જૂથ તેમ મહાલ પુસ્તકાલય મંડળોના મંત્રી ભાઇઓને ખાસ ભલામણ !

---

## ૧૮૫૭ ના બળવાને લગતું સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| ૧ ભારેલો અગ્નિ લે. ર. વ. દેસાઇ | ૩–૦–૦ | ૭ સત્તાવન લે. નગીનદાસ પારેખ | ૧–૮–૦ |
| ૨ ઝાંશીની રાણી મ. છબારામ ભટ્ટ | ૩–૦–૦ | ૮ ૧૮૫૭ના બળવાની બીજી બાજુ પ્રસ્થાન કાર્યાલય | ૦–૩–૦ |
| ૩ નાના સાહેબ ગુજરાતી પ્રેસ | ૩–૦–૦ | ૯ મહારાણી લક્ષ્મીબાઇ ગુજરાતી પ્રેસ | ૩–૦–૦ |
| ૪ શરત્યંદ્ર લે. નારાયણ હેમચંદ | ૨–૮–૦ | ૧૦ બળવાનો ઇતિહાસ ભા. ૧–૨–૩ છો. અ. મહેતા | ૯–૦–૦ |
| ૫ બંધન અને મુક્તિ લે. દર્શક | ૨–૦–૦ | | |
| ૬ અયોધ્યા એહિયાં પ્રસ્થાન કાર્યાલય | ૦–૩–૦ | | |

ના. પ્ર. સુખડીઆ
મહેસાણા

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૭ / ૧૯૩૯–૪૦

### વિષયઃ—દરેક જૂથ પુસ્તકાલય મંડળે વાર્ષિક સભા ભરવા બાબત

**પુસ્તકાલય** ખાતાના વટહુકમ નં. ૧૩/તા. ૮–૭–૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા, દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૦–૪૧ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૦ ના પહેલા રવિવારે તા. ૪–૮–૪૦ ના રોજે–ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યનાં દરેક જૂથમંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે. આ સભામાં જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આવવાનું હોઇ જૂથમંત્રીએ સભાની તારીખના ચાર–પાંચ દિવસ અગાઉ, જે તે મંત્રીભાઇઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં નિવેદન તથા બજેટ તમામ મંત્રીભાઇઓએ એકઠા થઇ, આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો પણ સાથે લેતા આવવાનું, દરેકને ખાસ જણાવવું.

આ સભામાં નીચેનાં કામો ખાસ કરવાં:—

દરેકે, પોતાના પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન, પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું.

આજ અંકમાં (જુલાઇ '૪૦ માં) પ્રસિદ્ધ થયેલી "સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના". પ્રમાણે દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં.

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી.

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામે પુસ્તકાલય ઉઘાડવા બાબત, (૨) જૂથમાંનાં તમામ પુસ્તકાલયોની તપાસણી કરવા બાબત, (૩) મહાલ તથા રાજ્ય મંડળ તરફથી લેવાતી ગ્રં. વા. ની પરીક્ષાનો લાભ લેવા બાબતઃ વગેરે પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની–હાજર રહેલા મંત્રીભાઇઓનાં નામ ગામ સાથેની–એક નકલ મહાલ પુ. મંડળ, ૧ નકલ પ્રાંત પુ. મંડળ અને ૧ નકલ રા. પુ. મંડળ તરફ, સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક જૂથમંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

મણિલાલ મં. કાશીવાળા
રામભાઇ કા. પટેલ
મંત્રીઓ

વડોદરા
તા. ૫–૭–૪૦

૩૫૨ ]

# જાહેરાત નં. ૮ / ૧૯૩૯–૪૦

**વિષયઃ—દરેક મહાલ પુસ્તકાલય મંડળે, પોતાના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત.**

**પુસ્તકાલય** ખાતાના વટહુકમ નં. ૧૪ / તા. ૮–૭–૩૦ થી રાજ્યનાં દરેક મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા દર વર્ષ ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૦–૪૧ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૦ ના ત્રીજા રવિવારે તા. ૧૮–૮–૪૦ ના રોજે–પોતપોતાના મહાલના અનુકૂળ સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યનાં દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

**મહાલ વ્યવસ્થાપક મંડળ :** મહાલનું દરેક જૂથ મંડળ, ઑગસ્ટના પહેલા રવિવારની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને સભાની તારીખના એક અઠવાડીઆ અગાઉ, સભાની તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાનાં કાર્યોની યાદી સાથે એક આમંત્રણ-પત્રિકા મોકલવી. જે જૂથમંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથમંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું. અને તેમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને સભામાં મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ—

૧ મંત્રીએ રજૂ કરેલાં સન ૩૯–૪૦ નું નિવેદન તથા હિસાબ મંજુર કરવા.

૨ મહાલ વ્યવસ્થાપક મંડળ માટે પ્રતિનિધિઓમાંથી એક પ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરવી.

૩ પ્રાંત પુસ્તકાલય મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એકઃ એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી.

૪ નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજુર કરવું.

ટીપઃ—નવા વર્ષના કાર્યક્રમમાં ખાસ કરીને નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ— ૧ મહાલ પુસ્તકાલય પરિષદ ભરવા બાબત, ૨ શિ. વા. ની પરીક્ષા બાબત, ૩ શાળાવાળાં બાકી રહેતાં ગામોએ પુસ્તકાલય ઉઘાડવા બાબત, ૪ મહાલનુ દરેક પુસ્તકાલય બજેટ બનાવે તથા નિવેદન મોકલે તે બાબત, ૫ જૂથમંડળોએ પોતાના જૂથનાં પુસ્તકાલયોની તપાસણી કરવા બાબત, ૬ મહાલનાં તમામ પુસ્તકાલયોએ પોતપોતાના જૂથમાં આવેલાં પુસ્તકાલયો સાથે અરસપરસ સહકાર સાધી સહકારના ધોરણે બજેટ બનાવવા બાબત, ૭ સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડમાં જે પુસ્તકાલયે રકમ મૂકી ન હોય તે પુસ્તકાલયે નવા વર્ષના બજેટમાં મૂકવા બાબત, ૮ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાનો તથા પુસ્તકાલય-શિક્ષણ વર્ગોનો લાભ લેવા બાબત વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની સભામાં હાજર રહેલાઓના નામ સાથેની તથા હિસાબ સાથેના વાર્ષિક નિવેદનની ૧ નકલ પ્રાંત મંડળ તરફ અને ૧ નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઇ ગયા પછી દિન ૮|માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

મણિલાલ મં. કાશીવાળા
રામભાઇ કા. પટેલ
મંત્રીઓ
વડોદરા રાજ્ય પુ. મંડળ

વડોદરા
તા. ૫-૭-૪૦

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શરૂ થયેલ

# સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ

**( માહે જાન્યુઆરી '૪૦ થી જુલાઇની તા. ૬ સુધીમાં ભરાયલી રકમ )**

પાછલો સરવાળો રૂ. ૮૩૫-૧૪-૦

| | | | |
|---|---|---|---|
| ૭૩ | સા. પુ. | ઝર તા. ધારી | ૨- ૦-૦ |
| ૭૪ | ,, | ધામણજા તા. કરજણ | ૨- ૦-૦ |
| ૭૫ | ,, | પીંગળવાડા ,, | ૩- ૦-૦ |
| ૭૬ | ,, | સુવાલ તા. પાદરા | ૫- ૮-૦ |
| ૭૭ | ,, | વસો તા. પેટલાદ | ૫૦- ૦-૦ |
| ૭૮ | ,, | નાર તા. પેટલાદ | ૨૧- ૦-૦ |
| ૭૯ | ,, | પીજ તા. પેટલાદ | ૨૫- ૦-૦ |
| ૮૦ | ,, | ભાદરણ તા. ભાદરણ | ૨૫- ૦-૦ |
| ૮૧ | ,, | શિનોર તા. શિનોર | ૧૦૦- ૦-૦ |
| ૮૨ | ,, | લાડોલ તા. વિજાપુર | ૭૫- ૦-૦ |
| ૮૩ | ,, | સિદ્ધપુર તા. સિદ્ધપુર | ૫૦- ૦-૦ |
| ૮૪ | ,, | ખેરાળુ તા. ખેરાળુ | ૨૫- ૦-૦ |
| ૮૫ | ,, | નવસારી તા. નવસારી | ૫૧- ૦-૦ |
| ૮૬ | ,, | સોનગઢ તા. સોનગઢ | ૫- ૦-૦ |
| ૮૭ | ,, | પલસાણા તા. પલસાણા | ૭- ૦-૦ |
| ૮૮ | ,, | દામનગર તા. દામનગર | ૫૦- ૦-૦ |
| ૮૯ | ,, | કડી તા. કડી | ૧૦- ૦-૦ |
| ૯૦ | મહાલ પુ. મંડળ | પેટલાદ | ૧૫- ૦-૦ |
| ૯૧ | સા. પુસ્તકાલય | અમરેલી તા. અમરેલી | ૧૦૦- ૦-૦ |
| ૯૨ | ,, | ડભોઇ તા. ડભોઇ | ૧૪-૧૨-૦ |
| ૯૩ | ,, | દહેગામ તા. દહેગામ | ૫- ૦-૦ |

કુલ ૧૪૭૭- ૨-૦

મણિલાલ મં. કાશીવાળા
રામભાઈ કા. પટેલ
મંત્રીઓ
વડોદરા રાજ્ય પુ. મંડળ

વડોદરા,
તા. ૬-૭-'૪૦

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૪૦

## યાદી નં. ૭ : સંખ્યા ૧૯૭

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯–૪૦ ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે જુન માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઇ ૧૯૪૦ આખર સુધીમાં પુસ્તકો બનતા સુધી મોકલાઇ જાય તેવી યોજના થયેલી છે. એટલે પત્રો–માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાશે.

**પેટલાદ**—રામોદડી, બાંટવા, અગાસ, સિંહોલ, મોગરી, પાડગોલ, બાકરોલ, મહિલા પુ., શેખડી, ભડકદ.

**પાદરા**—ગવાસદ, ઉમરાયા, કુરાલ, ધાયજ, પીંપળી, શાણુપુર, કરણકૂવા, ગણુપતપુરા, જલાલપુર, મુજપુર, ચિત્રાલ, દરાપુરા, લતીપુરા, લુણા.

**ભાદરણ**—જહુંધ, ટીંબા, સીરવા, બામણગામ, લાલપુરા, કોસિંદ્રા, ઝારોળા, રણોલી, મહિલા પુ., જુવેલ, પીંપળી, રૂદેલ.

**વડોદરા**—ચાપડ, નિઝામપુરા, સલાડ, આજોડ, સુંદરપુરા, ગોકળપુરા, સરાર, સમા, તતારપુરા, સૈયદવાસણા, બીલ, માણેજા, આસોજ, દામાપુરા, બાજવા, કાશીપુરા, પોર, મકરપુરા, આંજલપુર, સાંકરદા, સોખડા, સીસ્વા, ખખપુર, દુમાડ.

**કરજણ**—કંડારી, અચાર, ઓઝ, નવીજીથરડી, પાછીઆપુરા, બોડકા, વેમારડી, શરૂપુર-ટીંબી, ભરથાલી, સેણુઆદ, પીંગળવાડા, સાદરણા, દેલવાડા, સામરા, તેજવા, આસ-નેરા, સાંપા, અટાલી, માંગરોલ, છંછવા, ભરથાણા, ખાંધા, અંધારા, ચોરંદા, અણરતુ, કોલીઆદ, કોડીઆ, કંથારીઆ, કરમડા, કોરલ, કુરાદ.

**વાઘોડીઆ**—ગુતાલ, સાંગડોળ, માડોધર, ખંધા, લીલોરા, કામરોલ.

**સાવલી**—ગરધીઆ, રતનપુરા, વેજપુર, ધર્મ-પુર, વાલાવાવ, અંજેસર, ટુંડાવ, મંજુ-સર, ખાખરીઆ, ઇંદ્રાડ.

**શિનોર**—સેગવા.

**તિલકવાડા**—કરનાલી, બુજેઠા, આમરોલી.

**સંખેડા**—માલપુર, કસુંબીઆ, ઝાબ, પતરા, વડેલી, પાટણ, કોસિંદ્રા, માણ, કાવિઠા, માંજરોલ.

**દહેગામ**—બહીઅલ, જીંડવા, સિહોલી મોટી, ધ્રસનપુર મોટા.

**આતરસુંબા**—આંબલેલ, વ્યાસ વાસણા.

**કડી**—મેડા આદરજ, મોકાસણ, કલ્યાણપુરા, આકુંદરા, નંદાસણ.

**કલોલ**—સઇજ, વડસર.

**વિજાપુર**—વસાઇ, ડાભલા.

**વિસનગર**—કમાણા, દવાડા.

**મહેસાણા**—લાંઘણજ, પાલોદર.

**સિદ્ધપુર**—ચંડાળજ.

**હારિજ**—બોરતવાડા.

**નવસારી**—છાપરા, માંગરોલ.

**પલસાણા**—ઉમરાખ, વડદલા સાકી, ખરવાસા.

**કામરેજ**—કોસમાડા, શેવણી.

**મહુવા**—મહુવા.

**અમરેલી**—નાના : આંકડીઆ, ઢોલરવા, દહીંડા, લાલાવદર, ઇશ્વરીઆ, ચાડીઆ, વરસડા, તરકતલાવ, ખીજડીઆ, રાંદડીઆ, સરંભડા, સણોસરા, ગાવડકા, ટીંબલા, સોનારીઆ.

**દામનગર**—આંબરડી, કાંચરડી, રાભડા, વીર-પુર, નારણગઢ, ચાવંડ, ધામેલ, ધ્રુફણીઆ, શાખપુર, નાના રાજકોટ.

**ધારી**—ધારંગણી, ઝર, ગરમાલી, ચલાલા, દીતલા, દેવળા, ભાડેર, બા. પુ. ચલાલા.

**ખાંભા**—મોટા સમઢીઆળા, ઝીકીઆળ, વાં-કીઆ, ખાંભા.

**કોડીનાર**—વડનગર, ધાંટવડ, દેવળી, માલગામ.

**ઓખામંડળ**— બા. પુ. દ્વારકા, ગોપીરાંજપુર, મહિલા પુ. દ્વારકા, વરવાળા.

**રતનપુર**—મેવાસા, શિપાનગર.

# વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૧

ई $\frac{૨૦૯}{૨૦}$ ઊર્મિ કાવ્યાંક ભા. ૧–૨
૧૯૩૬; રૂ. ૧–૦–૦

ई $\frac{૬૮૧}{૧}$ માનસી ( ત્રિમાસિક )
૧૯૩૬; રૂ ૬–૮–૦

ई $\frac{૬૮૧}{૨}$ માનસી પુ. ૨
૧૯૩૭; રૂ. ૬–૮–૦

ई $\frac{૬૮૧}{૩}$ માનસી પુ. ૩
૧૯૩૮; રૂ. ૬–૮–૦

ई $\frac{૬૮૧}{૪}$ માનસી પુ. ૪
૧૯૩૯; રૂ. ૬–૮–૦

क $\frac{૪૯૯}{૬૫}$ પટેલ, ન. ઇ. અને સેવાનંદજી
ભારત ધર્મ અને અંધારા રંગમહેલનો રાજા
૧૯૩૬; રૂ. ૧–૮–૦

क $\frac{૫૫૨}{૫૮.૨}$ પાઠક, પ્રાણજીવન વિશ્વનાથ
પ્લેટોનું આદર્શ નગર પુ. ૨ જું
૧૯૩૮; રૂ. ૧–૦–૦

ग८ $\frac{૯૪૬૩}{૬૭}$ સંતબાલ
સ્મરણ શકિત
૧૯૩૬; રૂ. ૦–૧–૩

घ $\frac{૧૭૦૨૯}{૧૧}$ મનીઆર, રહમતુલ્લાહ અબ્દુર્રહેમાન
અલ–કૂબરા.
૧૯૩૫; રૂ. ૦–૬–૦

ङ $\frac{૮૩૪૪}{૬૧.૮૦}$ વૈદ્ય, વિજયરાય કલ્યાણરાય
બ્રહ્મર્ષિ વસિષ્ઠ
૧૯૩૬; રૂ. ૦–૮–૦

घ $\frac{૬૫૬૪૭}{૮૧}$ ભાવસાર, નવલકાન્ત નેમચંદ
વિજ્ઞાનવિનોદ
૧૯૩૬; રૂ. ૦–૫–૦

च $\frac{૬૫૬૪૭}{૮૧}$ ભાવસાર, નવલકાન્ત નેમચંદ
વિજ્ઞાનવિહાર
(अं) ૧૯૩૫; રૂ. ૦–૩–૦

ज $\frac{૨૮૩૯૭}{૩૯}$ જાની, ડાહ્યાલાલ હ.
દાયકે દશ વર્ષ
૧૯૩૯; રૂ. ૦–૪–૦

ज $\frac{૩૬૫૭}{૫૭}$ ત્રિવેદી, જગજીવન શિવશંકર
પ્રજનન વિજ્ઞાન
૧૯૩૬; રૂ. ૧–૪–૦

ज $\frac{૩૮૧૩}{૫૪.૪}$ દવે, ભાનુભાઇ પ્ર.
પરણ્યા પછી ભા. ૨ જો
૧૯૩૯; રૂ. ૧–૪–૦

ज $\frac{૪૫૩૭૩}{૫૪.૯}$ ધામી, મોહનલાલ ચુનીલાલ
પરણ્યા પહેલાં
૧૯૩૮; રૂ. ૧–૮–૦

ज $\frac{૪૯૭૬૭}{૭૧}$ પટેલ, દેસાઇભાઇ નાથાભાઇ
માનવીનું આરોગ્ય
૧૯૪૦; રૂ. ૧–૮–૦

ज $\frac{૯૦૨૧}{૨૪૭}$ શાહ, બાપાલાલ ગરબડદાસ
ગુજરાતની વનસ્પતિઓ
૧૯૩૫; રૂ. ૦–૪–૦

ट $\frac{૩૭૬૧}{૪૮}$ દલાલ, જયન્તિ
પગદીવાની પછીતેથી
૧૯૪૦; રૂ. ૦–૮–૦

ढ $\frac{૧૧૦૨}{૮૧}$ અધ્વર્યુ, રતિલાલ રામચંદ્ર
વાચન પ્રવેશ પોથી ૧–૨
(अं) ૧૯૩૬; રૂ. ૦–૩–૦

ण $\frac{૩૩૪૫}{૬૫}$ ડૉકટર, ચિમનલાલ મગનલાલ
– ભારતીય અર્થશાસ્ત્ર
૧૯૩૯; રૂ. ૧–૦–૦

ण ४ $\frac{૫૪૬}{૯૫}$ પરીખ; નરહરિ દ્વારકાદાસ
સામ્યવાદ, સર્વોદય અને બીજા લેખો
૧૯૩૫; રૂ. ૦–૬–૦

ण ५ $\frac{૬૨૬૨૭}{૬૦}$ ભટ્ટ, આનંદકુમાર
બિઝનેસ ગાઇડ યાને વેપારી ભોમિયો
૧૯૪૦; રૂ. ૩–૦–૦

त $\frac{૧૦૪}{૨૨.૨}$ અંજારીઆ, દુ. અને પટેલ બે. બા.
ખેતીવાડી પાઠમાળા–કૃષિ-વિદ્યા ભા. ૧
૧૯૩૫; રૂ. ૧–૪–૦

त २ $\frac{૨૨૮૨}{૨૧}$ ગજ્જર, મગનલાલ
કેળનો બગીચો
૧૯૩૫; રૂ. ૦–૪–૦

त २ $\frac{૫૩૬૬૪}{૧૬}$ પંડ્યા, માર્તંડ શિવભદ્ર
કપાસ ભા. ૧
૧૯૩૫; રૂ. ૧–૦–૦

म $\frac{૨૩૮૪}{૨૩}$ ગિરીશ
ગંમત ગીતો
(અં) ૧૯૩૬; રૂ. ૦–૫–૦

म $\frac{૩૨૧૭}{૬૬}$ ઠાકર, ઉમિયાશંકર જી. (સંપા.)
મંગળગીત
૧૯૩૬; રૂ. ૦–૫–૦

म $\frac{૪૧૫૪૩}{૨૫}$ દેશાઇ, જહાંગીર માણેકજી
ચમકારો
૧૯૩૫–૩૬; રૂ. ૧–૦–૦

म $\frac{૬૮૮}{૨૫}$ મહેતા, ચંદ્રવદન ચિમનલાલ
ચાંદરણાં
(અં) ૧૯૩૫; રૂ. ૦–૬–૦

म $\frac{૭૭૦}{૨૦}$ રાયચુરા, ગોકળદાસ દ્વારકાદાસ
કુંજગીતો (૫૦ નવાં ગીતો)
૧૯૪૦; રૂ. ૦–૧૨–૦

म $\frac{૮૨૪}{૨૩}$ વીમાવાળા, નટવરલાલ મૂળચંદ
ગીત ગમ્મત
(અં) ૧૯૩૬; રૂ. ૦–૩–૦

म $\frac{૮૩૨૯}{૮૨}$ વૈદ્ય, બાપુભાઇ પ્રાણજીવન
વિધિનાં વિધાન
૧૯૩૬; રૂ. ૦–૧૨–૦

म $\frac{૨૯૬૧}{૭૮}$ જોશી, ખટાઉ વલ્લભજી
લક્ષાધિપતિ હોઉં તો
૧૯૩૫; રૂ. ૧–૪–૦

म $\frac{૫૫૭૯}{૨૮}$ પાઠકજી, બ્યોમેશચન્દ્ર જનાર્દન
જીવતી જુલિયટ
૧૯૩૬; રૂ. ૧–૦–૦

म $\frac{૬૮૧}{૩૫}$ મશરૂવાળા, કિશોરલાલ ઘનશ્યામ
તિમિરમાં પ્રભા
૧૯૩૬; રૂ. ૦–૧૦–૦

म $\frac{૮૩૨૯}{૯૮}$ વૈદ્ય, બાપુભાઇ પ્રાણજીવન (ભાષાં.)
ફંસી (ઇબ્સન કૃત)
૧૯૩૬; રૂ. ૦–૧૨–૦

य $\frac{૧૪૯૭}{૭૧}$ ઓઝા, ધનવંત
મારા વિના નહિ ચાલે
૧૯૩૯; રૂ. ૧–૦–૦

य $\frac{૧૮૬૪૭}{૭૬}$ કાન્તાદેવી, શ્રીમતી (અનુ.)
રાજરાણી (બંકિમકૃત).
૧૯૩૯; રૂ. ૨–૦–૦

य $\frac{૨૮૦}{૫૮}$ જાગીરદાર, છોટાલાલ ડાહ્યાભાઇ
રૂપભા કાકી
૧૯૩૫; રૂ. ૧–૮–૦

य $\frac{૨૯૭૩}{૭૬}$ જોશી, જીવરામ
રઘુ સરદાર
(અં) ૧૯૩૫; રૂ. ૦–૫–૦

य $\frac{૪૨૭૯}{૨૫}$ દેસાઇ, નિરૂ
ચરણરજ (ગ. મં.)
૧૯૪૦; રૂ. ૦–૮–૦

य $\frac{૪૪૧}{૨૮}$ દેસાઇ, હરિપ્રસાદ વ્રજરાય
જીવનસંગીત
૧૯૩૫; રૂ. ૨–૦–૦

ય $\frac{૪૫૬}{૩૬}$ ધૂમકેતુ
ત્રિભેટો
૧૯૩૯; રૂ. ૧–૮–૦

ય $\frac{૪૭૭૭૮}{૮૧}$ નાયક, વસન્ત
વાઘની બોડમાં
૧૯૩૬; રૂ. ૦–૬–૦

ય $\frac{૫૦૦}{૬૦}$ પટેલ, નાગરદાસ ઇશ્વરદાસ
બાલવિનોદિની
(અં) ૧૯૩૬; રૂ. ૦–૬–૦

ય $\frac{૫૫૬૮}{૨૫}$ પારેખ નગીનદાસ
ઘરે–બાહિરે (ટાગોરકૃત)
૧૯૩૫; રૂ. ૨–૦–૦

ય $\frac{૬૦૬૪}{૩૫}$ બિગાદર
તોફાની તરંગ
૧૯૩૫; રૂ. ૧–_–૦

ય $\frac{૬૨૦૧}{૩૭}$ ભટ્ટ, ચંદ્રભાઇ કા.
દરિયે દવ લાગ્યો
૧૯૩૫; રૂ. ૦–૩–૬

ય૬ $\frac{૬૪૭}{૨૧}$ મસ્ત ફકીર (ભટ્ટ, હ. ગૌ.)
કેળાંવાળી અને બીજી વાતો
૧૯૩૫; રૂ. ૧–૦–૦

ય $\frac{૬૫૫૯૧}{૨૮}$ ભારતી સાહિત્ય સંઘ (પ્રકા.)
જીવનસરિતા
૧૯૪૦; રૂ. ૧–૪–૦

ય $\frac{૭૦૩૩૩}{૭૬}$ મહેતા, રમણિક કીસનલાલ
રાજ્યશ્રી
૧૯૩૫; રૂ. ૦–૬–૦

ય $\frac{૭૨૬}{૪૬}$ મુનશી, કનૈયાલાલ માણેકલાલ
નવલિકાઓ
૧૯૩૫; રૂ. ૨–૦–૦

ય $\frac{૭૫૧૮૮}{૨૫}$ મૃદુલ ( ભા. ક. )
ગૃહત્યાગ
૧૯૪૦; રૂ. ૨–૦–૦

ય $\frac{૭૫૧૮૮}{૬૬}$ મૃદુલ
મધુરજની ( લી. અં. )
૧૯૪૦, રૂ. ૧–૮–૦

ય $\frac{૭૬૪૭૮}{૯૭}$ રાણા, હરિસિંહ દેવીસિંહ
સૌરાષ્ટ્રની શક્તિઓ
૧૯૩૯; રૂ. ૦–૮–૦

ય $\frac{૭૬૭૭૬}{.૫૪}$ રામ
પલટાતો સમાજ
૧૯૩૬; રૂ. ૧–૮–૦

ય૬ $\frac{૭૭૦}{૩૯}$ રાયચુરા, ગોકુળદાસ દ્વારકાદાસ
દાલચીવડાનું હારયઃકૃતર
૧૯૪૦; રૂ. ૧–૮–૦

ય $\frac{૮૨૩૫}{૮૨.૩}$ વીમાવાળા, ઇશ્વરલાલ મૂળચંદ
વીર તારા ૨ ભાગ
૧૯૩૫; રૂ. ૨–૪–૦

ય $\frac{૮૬૧૧}{૫૯}$ વ્યાસ, હરિપ્રસાદ
બકોર પટેલની બીજી વાતો
(અં) ૧૯૩૬; રૂ. ૦–૪–૦

ય $\frac{૮૯૧૧}{૧૬}$ શાહ, અંબાલાલ ન.
કલંકશોભા
૧૯૩૮; રૂ. ૧–૮–૦

ય $\frac{૮૯૩૨}{૨૦}$ શાહ, કેશવલાલ લ.
કીર્તિમંદિર
(અં) ૧૯૩૫; રૂ. ૦–૬–૦

ય $\frac{૮૯૭૯}{૮૦}$ શાહ, ધીરજલાલ ટોકરશી
વસ્તુપાળ–તેજપાળ
૧૯૩૫; રૂ. ૦–૬–૦

ય $\frac{૯૦૮}{૧૧}$ શાહ, રમણલાલ નાનાલાલ (અનુ.)
અવળચંડો
(અં) ૧૯૩૬; રૂ. ૦–૪–૦

ય $\frac{૯૦૮}{૬૫}$ શાહ, રમણલાલ નાનાલાલ
ભોળીઆ રાજા
(અં) ૧૯૩૫; રૂ. ૦–૨–૦

य ૬૭૫૦૪/૨૦ સોની રમણલાલ અને ગાંધી જો. કાશીનાથ (શરદ્બાબુ કૃત) ૧૯૩૫; રૂ. ૧-૮-૦

य ૬૭૫૦૪/૫૭ સોની, રમણલાલ પી. પૂછડિયાના પ્રદેશમાં (अं) ૧૯૩૫; રૂ. ૦-૮-૦

र ૨૦૦/૭૮ કાલેલકર, દત્તાત્રય બાલકૃષ્ણ લોકજીવન ૧૯૩૫; રૂ. ૦-૧૨-૦

र ૨૧૮૬/૫૮ ખંધડીઆ, જદુરાય ડી. બત્રીસ લક્ષણ ૧૯૩૪; રૂ. ૨-૮-૦

र ૩૬૬૫/૯૫ વિવેદી નવલરામ અને બીજાઓ સાહિત્ય અને પ્રગતિ ૧૯૪૦; રૂ. ૨-૮-૦

र ૪૦૫/૬૭૪ દિવેટીઆ, નરસિંહરાવ ભોળાનાથ મનોમુકુર ગ્રં. ૪ થો ૧૯૩૮; રૂ. ૧-૦-૦

र ૪૬૧/૯૫.૨ ધ્રુવ, કેશવલાલ હર્ષદરાય સાહિત્ય અને વિવેચન ભા. ૧ લો ૧૯૪૦; રૂ. ૧-૦-૦

र ૫૬૦/૪૮૪ પારેખ, હીરાલાલ ત્રીભોવનદાસ સંપા. શેઠી વિદ્યાબહેન મણિ મહોત્સવ અભિનંદન ગ્રંથ ૧૯૩૬; રૂ. ૧-૮-૦

र ૯૫૧૪/૧૨ સવિતાલક્ષ્મી કાનજીભાઈ આદર્શ નાગરિક ૧૯૩૫; રૂ. ૦-૪-૦

र ૮૯૦૬/૬૬ શાહ, અમથાલાલ જગજીવન સુબોધ-સંગ્રહ ૧૯૩૬; રૂ. ૦-૯-૦

य ૮ ૬૩૦૧/૧૪ ભટ્ટ, ચંદ્રભાઈ કા. એબીસીનીયા પર આક્રમણ ૧૯૩૯; રૂ. ૨-૦-૦

स१ ૬૯૮૮/૧૩ મહેતા, ભાનુશંકર ઇંગ્લાંડ અને હિંદુસ્તાનનો ઇતિહાસ ૨ ભાગ ૧૯૩૬; રૂ. ૩-૦-૦

स८ ૮૦૯/૨૪.૭ શાસ્ત્રી, દુર્ગાશંકર કેવળરામ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા. ૨ જો ૧૯૩૯; રૂ. ૧-૦-૦

छ ૬૬૫૩/૧૮ સુરગવાળા, દરબારશ્રી. કાઠીઆવાડની કન્યાકુમારી ૧૯૩૬; રૂ. ૧-૦-૦

छ ૪૪૮૮/૯૯ દ્વિવેદી, મણિલાલ જમજીવન હિંદની માર્ગદર્શિકા ૧૯૩૬; રૂ. ૧-૦-૦

क्ष ૧૦૨/૧૨ અખંડાનંદ, ભિક્ષુ (સંપાદક) આદર્શ ચરિત્ર સંગ્રહ ૧૯૩૬; રૂ. ૧-૧૨-૦

क्ष ૨૩૬/૬૦૧૩ કામદાર છોટાલાલ માનસિંગ સંતનાં સંસ્મરણો (ભા.૩) ૧૯૪૦; રૂ. ૧-૦-૦

क्ष ૩૦૮૯/૮૬૨૬૫ શાહ, કાન્તિલાલ ર. કવિવર ટાગોર ૧૯૩૫; રૂ. ૦-૧૨-૦

क्ष ૭૬૨૮૩/૩૨૦ ઠક્કુર, નારાયણ વિસનજી મુઘલોની હિંદુવીર મહિલા અથવા રમણીરત્ન રત્નદેવી. ૧૯૩૪; રૂ. ૨-૮-૦

સૂચના નંબર ૪૬ સન ૧૯૩૯—૪૦

## વિષય

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં માસિકો

| ક્રમાંક. | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ | સાપ્તાહિક | ૫—૦—૦ | મેનેજર હાફીઝ મંઝીલ, સુરત |
| ૨ | સદર | દૈનિક | ૧૦—૦—૦ | સદર |
| ૩ | જ્યોતિ | માસિક | ૨—૦—૦ | વ્યવસ્થાપક જ્યોતિ, ભાવનગર. |

સાર્વજનિક પુસ્તકાલય શાખા વડોદરા, તા ૨૬—૬—૪૦ } પુ. ત્રિ. શાહ — ઉ. મો. પટેલ મદદનીશ વ્યવસ્થાપક

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદન ઑગસ્ટની પહેલી તારીખે તૈયાર કરો, અને ખાતામાં રવાના કરો.

૨ સન ૧૯૩૯–૪૦ ના અંદાજ પ્રમાણે કરેલા ખર્ચની પાવતીઓનો હિસાબ વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂર કરાવો. રૂપિયા ૧૦૦) નીચેનાં અંદાજે-વાળાં પુસ્તકાલયોના મંત્રીઓ મધ્યવર્તી શાળાના મુખ્ય શિક્ષક તરફ હાથ પર રાખેલી રકમના ખર્ચની પાવતીઓ મોકલી હિસાબ ખરો કરાવી લે તથા રૂ. ૧૦૦) ઉપરાંતની રકમવાળાં પુસ્તકાલયો એ પાવતીઓ ખાતા તરફ મોકલી આપે.

૩ નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવો અને અંદાજપત્રો તૈયાર કરી મોકલી આપો.

૪ નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ નીમો..

૫ નવા વર્ષ માટે ખરીદવાનાં વર્તમાનપત્રો, સામયિકો, પુસ્તકો, લાકડીસામાન વગેરેની યાદીઓ અંદાજપત્રકો સાથે અવશ્ય જોડો.

૬ જુલાઈ આખરે તમામ દફતરો, પત્રકો, જૂથોની ફેરીસ્તો પર સાલ આખરી શેરો કરો. માનદ પ્રચારકોએ જ્યાં જ્યાં ફરી ખામીઓ બતાવી હોય તે દૂર કરો; નહિ તો અંદાજ મંજૂર થશે નહિ.

૭ જુલાઈમાં કે તે પહેલાં મેળવણી કર્યા પ્રમાણે ખૂટતાં પુસ્તકો માટે ઘટિત ઠરાવો કરી યોગ્ય અધિકારી સા. ની મંજૂરી માટે મોકલો.

૮ જૂથમંડળો, મહાલમંડળો તથા પ્રાંતમંડળો પોતાની વાર્ષિક સભાઓ બોલાવે અને નવા વર્ષની કાર્યવાહી નક્કી કરે.

મુ. વડોદરા  
તા. ૧૫–૭–૪૦

ઉ. મો. પટેલ  
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નંબર ૪૭ સન ૧૯૩૯-૪૦

# વિષય

### વાર્ષિક નિવેદન મોકલવા બાબત

રાજ્યની મદદથી ચાલતાં અગર અગાઉ મદદ મેળવેલાં સાર્વજનિક પુસ્તકાલયોનો ઉપયોગ કેવો થાય છે તે હકીકત રાજ્યના વાર્ષિક નિવેદનમાં અમુક મુદતની અંદર મોકલવાની હોય છે. કેટલાંક પુસ્તકાલયો આ બાબતમાં પૂરતી કાળજીથી નિવેદનો મોકલતાં નથી. એટલે અત્રેનું નિવેદન આગળ મોકલવામાં હરકત આવે છે. સબબ તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે ચાલુ માસના "પુસ્તકાલય" માસિકના અંક સાથે મોકલી આપેલા નિવેદનના નમુનામાં ચોકકસ માહિતી ભરી **ઑગસ્ટની તારીખ ૧૫ સુધીમાં** બીનચૂક અત્રે મોકલી આપવા તજવીજ કરવી.

જે પુસ્તકાલયનું નિવેદન મુદત અંદર નહિ આવે તો તેના મંત્રીઓ કસુરદાર ગણાશે, જેથી રાજ્યના તમામ માનનીય પ્રચારકો, રા. મહાલ શાળાધિકારી સાહેબો અને જૂથ મંડળના મંત્રીઓ આ બાબતમાં પોતાની આજુબાજુના અગર પોતાની સ્થળ-હકુમતનાં પુસ્તકાલયોની મુલાકાત લઇ અગર લેખી તાકીદ કરી વાર્ષિક નિવેદન તુર્ત મોકલી આપે એવી ઘટિત તજવીજ કરશે.

| | | |
|---|---|---|
| વડોદરા<br>તા. ૧ જુલાઇ ૧૯૪૦ | પું. ત્રિ. શાહ | ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક |

---

## સૂચના નંબર ૪૮ સન ૧૯૩૯-૪૦

# વિષય

### અંદાજપત્ર ઑગસ્ટ આખર સુધીમાં મોકલી આપવા બાબત

ચાલુ માસના "પુસ્તકાલય"ના અંક સાથે અંદાજપત્રોની બે નકલો દરેક પુસ્તકાલયો તરફ મોકલવામાં આવી છે. તે બંને નકલો ભરીને દરેક પુસ્તકાલયે મોડામાં મોડી ઑગસ્ટ આખર સુધીમાં સાધનિક કાગળો (લાકડી સામાનની યાદી, પુસ્તકોની યાદી, વર્તમાનપત્રોની યાદી તથા અંદાજ સંબંધી કોઇ ખાસ વિશિષ્ટ પ્રકારનો ઠરાવ હશે તો તે વગેરે) સહિત પુસ્તકાલય ખાતામાં મોકલી આપવાની તજવીજ કરવી. આ અંદાજ વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂર કરાવવો જોઇએ, તેમજ તે અંદાજ પર પુસ્તકાલયનો સિક્કો અને બારનીશી નંબર દરેક પુસ્તકાલયે નાખવો જોઇએ.

અંદાજપત્ર ભરતી વખતે ખર્ચની કાળવણીમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાનું

નિયમની કલમ ૧૯ પ્રમાણે તથા તે અનુસાર ખાતાએ વખતોવખત પ્રસિદ્ધ કરેલી સૂચનાઓ નં. ૪૫૭, ૪૫૮, ૪૬૮ નો વિચાર કરી સામાન્યતઃ ખર્ચની ફાળવણી નીચેના ધોરણે કરવી.

| નં. | બાબત | ગ્રામ પુસ્તકાલયો મકાન સિવાયનાં | ગ્રામ પુસ્તકાલયો મકાનવાળાં | કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | પત્રો માસિકો ખાતે | ૪૫% | ૨૫% | ૨૦% |
| ૨ | પુસ્તકો ખાતે } | ૩૫% | ૪૦% | ૪૦% |
| ૩ | પુસ્તક બંધામણી } | | | |
| ૪ | નોકરખર્ચ | ૦ | ૧૫% | ૨૦% |
| ૫ | મકાન દુરસ્તી } | ૧૦% | ૧૦% | ૧૦% |
| ૬ | લાકડી સામાન } | | | |
| ૭ | વ. રા. પુસ્તકાલય મંડળ લવાજમ, શિક્ષણખર્ચ, પરિષદખર્ચ | ૧૦% | ૧૦% | ૧૦% |
| ૮ | ફીરકોળ | | | |

ઉપરની ટકાવારીમાં સામાન્યતઃ પુસ્તકાલયની સ્થિતિ પ્રમાણે જરૂર પૂરતો જુજ ફેરફાર કરવો હશે તો તે કરી શકાશે.

વર્તમાનપત્રો મૂકવામાં કેટલી વખત ગ્રામ પુસ્તકાલયો પોતાના અંદાજનો વિચાર ન કરતાં અને પુસ્તકાલયને પુસ્તકાલયની સ્થિતિમાં ન રાખતાં વાંચનાલયમાં ફેરવી નાખે છે તેમ ન થવા ખાસ આગ્રહ કરવામાં આવે છે.

આ માસિકમાં સૂચના નંબર ૫૦ ની આ સાથે મૂકી છે તો રાજ્યનાં તમામ જૂથ પુસ્તકાલયો પોતાના જૂથના પુસ્તકાલયના મંત્રીઓને ભેગા કરી સહકારી ધોરણે અંદાજ બને એવા ખાસ પ્રયાસ કરશે એવી આશા રાખવામાં આવે છે.

વડોદરા
તા. ૧ જુલાઈ ૧૯૪૦

પું. ત્રિ. શાહ

ઈ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સૂચના નં. ૪૯ સને ૩૯–૪૦

## વિષય

**કાયમફંડનાં નાણાં મંત્રી અને પ્રમુખના નામથી મૂકવા બાબતમાં થયેલા વ. હુ. નં. ૭ માં કરેલી દુરસ્તી બાબત**

વ. હુ. નં. ૭/તા. ૩–૧૦–૩૯ થી, પુસ્તકાલયનાં હરકોઇ પ્રકારનાં નાણાંની–પુ. સ. સ. મંડળ, સહકારી મંડળી, બરોડા બેંક, પોસ્ટલ બેંક વગેરે સાથેની લેવડદેવડ જે તે પુસ્તકાલયના પ્રમુખ અને મંત્રીએ બંનેના નામથી કરવા ઠરાવેલું છે. પણ પુ. સ. સ. મંડળમાં મુકાયલાં નાણાં-ની જે લેવડદેવડ થાય છે તે, જે તે પુસ્તકાલયના વ્ય. મં. ના ઠરાવ અને તે ઉપર પુસ્તકાલય ખાતાની બહાલી વગર થતી નથી, જેથી પુ. સ. સ. મંડળમાં મુકાયલાં વા મુકાતાં નાણાં માટે વ. હુ. નં. ૭/૩૯–૪૦ નો અમલ કરવાની જરૂર રહેતી નથી; પહેલાંની માફક પુ. સ. સ. મંડળ સાથે લેવડદેવડનો વહીવટ ચાલુ રાખવાનો છે. સબબ જે તે પુસ્તકાલય મંત્રી ભાઇઓને જણાવવામાં આવે છે કે આ સૂચના આધારે પુ. સ. સ. માં મૂકેલાં પોતાનાં નાણાં પ્રમુખ મંત્રીના નામથી મૂકવા સંબંધમાં પુ. સ. સ. મંડળ સાથે લખાણો કરવાં નહિ.

વડોદરા, તા. ૨૯–૬–૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના નં. ૫૦ સને ૩૯–૪૦

## વિષય

**પુસ્તકાલયોએ સહકારના ધોરણે નવીન વર્ષનાં અંદાજ બનાવવા બાબત**

જ્ઞાનપ્રચારના આ યુગમાં જનતાની વાચનભૂખ ખૂબ જાગી છે અને તેને સંતોષવા માટે રાજ્યમાં ઠેર ઠેર પુસ્તકાલયો વાચનાલયો ઉઘડી ચૂક્યાં છે; પણ આમાં ઘણાં ખરાં પુસ્તકાલયો તો એવાં છે કે જેનાં અંદાજ બહુજ નાની રકમનાં બને છે અને તેમાંથી તેમને પોતાને જોઇતું સાહિત્ય–માસિકો અને પુસ્તકો–બહુજ થોડું–નહિ જેવું મંગાવી શકે છે; એટલે પરિણામે વાચકોની વાચનભૂખને જોઇએ તેટલી સંતોષી શકાતી નથી, જેથી ઓછી રકમના બજેટમાં પણ વધારે વાચન મેળવી શકાય એવી એક સહકારની યોજના અમારા તરફથી સૂ. નં. ૪ તથા સૂ. નં. ૧૦ સન ૩૯–૪૦ થી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. એ સૂચનાઓના સ્વીકાર માટે, ચાર પ્રાંતનાં પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓમાં તથા કરોળા મુકામે ભરાયલી સાતમી પરિષદમાં તેમજ કેટલાંક મહાલ મંડળોમાં ઠરાવો પણ થયા હતા. તે પછી એ યોજનાને પ્રત્યક્ષ અમલમાં મૂકવાને માટે આજ સુધીમાં ૬૦ જૂથ મંડળોએ ઠરાવ કર્યા છે. અને તે દરેકે એ દિશામાં કંઇક કંઇક કાર્ય પણ કર્યું છે.

હવે આવતા નવા વર્ષમાં પણ રાજ્યનાં તમામ પુસ્તકાલયો આ યોજના સ્વીકારી

લઇ, એકબીજાના સહકારથી ઓછા ખર્ચે વધુ અને વિધવિધ સાહિત્ય વાંચવાનો લાભ મેળવે એવું અમે ઇચ્છીએ છીએ. અને તે માટે રાજ્યનાં તમામ જૂથ મંડળો ઑગસ્ટના પહેલા રવિવારની વાર્ષિક સભામાં આ યોજનાના લાભો એકબીજાને સમજાવી, તે પ્રમાણે જ બજેટો બનાવે–બનાવડાવે એવી આશા રાખીએ છીએ.

આ યોજનાની સામાન્ય રૂપરેખા અહીં આગળ ફરીથી કંઇક સુધારા વધારા સાથે સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૧ રાજ્યનાં દરેક જૂથ મંડળોને, ઑગસ્ટના પહેલા રવિવારે ( તા. ૪–૮–૪૦ એ ) સભા ભરવાનું, વડોદરા રા. પુ. મંડળે સ. નં. ૭/૩૯–૪૦ થી જાહેર કર્યું છે. તે આધારે દરેક જૂથ મંડળના મંત્રીએ, પોતાના જૂથનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને જૂથના મુખ્ય સ્થળે, નવા વર્ષના અંદાજના નમૂના તથા તેને લગતા સાધનિક કાગળો સહ આવવાનું આમંત્રણ કરવું.

૨ આ સભામાં, જૂથનાં પુસ્તકાલયોના તમામ મંત્રીએ વા જે આવવાના હોય તે આવ્યા પછી નવા વર્ષનાં અંદાજ બનાવવાનું કામ હાથમાં લઇ, પહેલું તો દરેકને કેટલા રૂપિયાનું અંદાજ બનાવવું છે તથા આજ અંકમાં પ્રસિદ્ધ થયેલી સ. નં. ૪૮/૩૯–૪૦ પ્રમાણે દરેકને પોતાના અંદાજની રકમના પ્રમાણમાં પત્રો, માસિકો, પુસ્તકો વગેરે ખાતે કેટલો ખર્ચ કરવાનો છે તે નક્કી કરવું.

૩ અંદાજની રકમ તથા જે તે ખાતે ખર્ચવાની રકમ નક્કી કર્યા બાદ દરેકને વર્તમાનપત્રો સિવાય કયાં માસિકો અને પુસ્તકો જોઇએ છે તેની યાદી બનાવવી. ( વર્તમાનપત્રો તો ખર્ચની હદમાં રહીને જેને જે મૂકવાં હશે તે મૂકી શકશે. )

૪ માસિકો અને પુસ્તકોની બનાવેલી યાદી પ્રમાણે જેણે જે માસિક વા પુસ્તકો જણાવ્યાં હોય તેના અંદાજમાં તે માસિક વા પુસ્તકો ખર્ચની હદમાં રહીને મૂકવાં. દરેકે પોતાના પુસ્તકાલયમાં ' પુસ્તકાલય ' અને બાળકોનું ગમે તે એક માસિક તો ફરજીઆત મૂકવું જ. આમાં ફક્ત એટલું ખાસ યાદ રાખવાનું છે કે, ' પુસ્તકાલય ' અને બાળકોના માસિક સિવાય બીજાં માસિકો દરેકે જુદાં જુદાં મૂકવાનાં છે દા. ત. કોઇ પુસ્તકાલય ' કુમાર ' મૂકે તો કોઇ ' કિશોર ' મૂકે; કોઇ 'પ્રસ્થાન' મૂકે તો કોઈ 'ઊર્મિ' મૂકે; કોઈ 'શારદા' મૂકે તો કોઇ 'નવચેતન' મૂકે; કોઇ 'પ્રબોધ' મૂકે તો કોઇ 'ગુણસુંદરી' મૂકે; પુસ્તકોનું પણ આજ પ્રમાણેઃ એક પુસ્તકાલયે જે પુસ્તકો મૂકયાં હોય તે બીજાએ ન મૂકવાં.

૫ કલમ ૪ માં જણાવ્યા પ્રમાણે જેના અંદાજમાં જે માસિકો વા પુસ્તકો મુકાયાં હશે તે તેના તરફ પહેલાં આવશે. અને એ આવે તે પછી માસિકો એક મહિના સુધી અને પુસ્તકો ૭ મહિના સુધી પોતાને ત્યાં રાખ્યા બાદ, જૂથમાંના બીજા પુસ્તકાલયને વાંચવા માટે આપવાં: આમ માસિકો અને પુસ્તકો એકબીજા ગામે ફેરવવાનો ક્રમ પણ જૂથ-મંડળની વાર્ષિક સભામાં જ ગોઠવવો. પોતાને ત્યાંથી જે પુસ્તકો બીજે ઠેકાણે મોકલાય તે પુસ્તકોની સાથે એક ઇસ્યુબુક પણ આપવી અને પુસ્તકોની આપ–લે માટે આજ ઇસ્યુબુકનો ઉપયોગ કરવો.

૬ પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવા માટે પુસ્તક પેટીઓની જરૂર પ્રમાણે જે

તે જૂથમંડળે અમારા તરફ માગણી કરવી. સદર હરી તે પ્રમાણમાં ખાતું પૂરી પાડવા તજવીજ કરશે.

૭ આ યોજનામાં દાખલ થનારાં જૂથમંડળો કુલ જેટલી કિંમતનાં પુસ્તકો ખરીદશે તે પ્રમાણમાં તે જૂથમંડળને, બીજાં નવાં પુસ્તકો એક વર્ષ સુધી વાચન માટે માગણી આવે અમારા તરફથી મોકલી અપાશે.

ઉપરની યોજનાના ખાસ વિશિષ્ટ લાભો જેવા કે થોડા ખર્ચમાં વધુ વાચન, નવીન પુસ્તકો માગણી પ્રમાણે ખાતા તરફથી ખરીદાઇ વધારાનાં મળવાનાં તે, તથા મફત મળતી પુસ્તક પેટીઓ વગેરેનો વિચાર કરી સેવાભાવી પુસ્તકાલયના ઉપાસકો આ યોજનાને વધાવી લેશે અને વહેલી તકે એનો લાભ લેશે એવી આશા છે.

વડોદરા
તા. ૯-૭-૪૦ } અ. ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૫૧ સને '૩૯-૪૦

## વિષય

### રબરી સિક્કો કરાવવા બાબત

સાર્વજનિક પુસ્તકાલયના નામનો સિક્કો જે તે પુસ્તકાલયના દરેક નોંધવહીના દરેક પાન ઉપર કરવાનો હોય છે. પરંતુ સિક્કાના અભાવે તે પ્રમાણે કામ થતું નથી એવું અમારી તેમ જ પ્રચારકોની નજરે જણાઇ આવ્યું છે. સબબ જે પુસ્તકાલયે પોતાના નામનો સિક્કો અત્યાર સુધી બનાવેલો ન હોય તે પુસ્તકાલયે તાત્કાલિક બનાવી લેવા તજવીજ કરવી. સિક્કાની કિંમત રૂ. ૨) એ થાય છે અને તેની સવડ આવતી સાલના અંદાજમાં કરી તે સદર સૂચનાનો ઉલ્લેખ કરી મંજૂર કરાવી લેવો.

સદરહુ સૂચના તમામ લાગતા વળગતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ઉપર પ્રમાણે સિક્કો તૈયાર કરી તેનો ઉપયોગ લખાણ લખીને તમામ પુસ્તકાલયોના મંત્રીઓએ કરવાનો છે.

વડોદરા,
તા. ૮-૭-૧૯૪૦ } ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૫૨ સને '૩૯-૪૦

## વિષય

### વર્તમાનપત્રોના લવાજમમાં વધારો-ઘટાડો થવા બાબત

( ૧ )

" સયાજી વિજય " પત્રનું વાર્ષિક લવાજમ ભેટ પુસ્તક સાથે રૂ. ૫-૨-૦ હતું પરંતુ હાલ લડાઇના કારણે કાગળના ભાવ વધવાથી રાજ્યનાં પુસ્તકાલયો માટે ભેટ પુસ્તક

પોસ્ટેજ સહ રૂા. ૫–૧૨–૦ રાખવામાં આવ્યાનું પત્રના રા. મેનેજીંગ એડિટર તરફથી લખાઇ આવેલું છે. સબબ આથી રાજ્યનાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે સન ૧૯૪૦–૪૧ના બજેટમાં આ પત્રનું લવાજમ રૂ. ૫–૧૨–૦ પ્રમાણે આકારવાનું છે.

( ૨ )

આથી રાજ્યનાં તમામ પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે " સંદેશ " પત્રનું સામાન્ય લવાજમ રૂા. ૧૯–૮–૦ છે. પરંતુ તેમાં રૂા. ૨નો ઘટાડો કરી રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો માટે સને ૧૯૪૧ ની સાલ માટે રૂા. ૧૭–૮–૦ લવાજમ રાખ્યા બાબત અને ગ્રાહકોને **દીપોત્સવી અંક** ભેટ આપવા બાબત ' સંદેશ ' પત્રના મેનેજર તરફથી તા. ૩–૭–૪૦ ના પત્રથી લખાઈ આવેલું છે માટે તે પ્રમાણે અંદાજમાં માગણી કરવા તજવીજ કરવી.

( ૩ )

" **નવગુજરાત** " પત્રના માલિક શ્રી. ચિમનલાલ મગનલાલ ડૉકટર તરફથી અત્રે લખાઇ આવ્યું છે કે, રાજ્યની લાયબ્રેરીઓ તથા પુસ્તકાલયોના લવાજમના રૂા. ૩–૮–૦ લેવા ઠરાવવામાં આવેલું હતું તે રકમ વધારી સને ૧૯૪૧ ની સાલથી લાયબ્રેરીઓ, પુસ્તકાલયો તથા વાચનાલયો માટે લવાજમના રૂા. ૩–૧૨–૦ સાધવા પુસ્તકાલયોને જણાવવા લખાઇ આવ્યું છે, સબબ આથી રાજ્યનાં તમામ પુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે કે સન ૧૯૪૦–૪૧ ના બજેટમાં આ પત્રનું લવાજમ રૂા. ૩–૧૨–૦ આકારવાનું છે.

વડોદરા
તા. ૩–૮–૧૯૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના અંક ૫૩ સને '૩૯–૪૦

## વિષય

### અંદાજપત્રો સહકારના ધોરણે બનાવી જૂથ મંડળ મારફત જે તે જૂથ મંડળનું નામ અંદાજપત્ર ઉપર લખી મોકલવા બાબત.

સહકારના ધોરણે પુસ્તકાલયોનાં અંદાજપત્રો બનાવવા માટે ખાતા તરફથી વારંવાર સૂચનાઓ પ્રસિદ્ધ કરવામાં આવેલી છે. તે ધોરણે આવતી સાલનું અંદાજપત્ર બનાવી વટહુકમ અંક ૧૪ સને '૩૯–૪૦ તા. ૪–૬–૪૦ માં જણાવ્યા પ્રમાણે જે તે જૂથ પુસ્તકાલયે પોતાના તાબાના પુસ્તકાલયોના અંદાજપત્રો મંગાવી જે તે જૂથ પુસ્તકાલયનું નામ અંદાજપત્ર ઉપર લખી ખાતા તરફ મોકલી આપવાની તજવીજ કરવી.

સદરહુ સૂચના લાગતા વળગતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા
તા, ૨–૭–૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪ સને ૧૯૩૯–૪૦

| નં. | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ક્ર ૮૯૦/૯૧ | ૨૪–૫–૪૦ | અમથાલાલ જગજીવનદાસ શાહ, ૫૭ જુલિયન હોલ, મુંબાઇ ૨ | શ્રી શિવ લહરિ | કો. ૪ પ્રમાણે | ૧૯૯૬ | ૧૨° | ૧૬૦ | કાચી | ૧–૪–૦ |
| ૨ | મ ૭૦૩૭/૬૬ | ૨૪–૬–૪૦ | વસુમતી મહેતા બાજવાડા, ખત્રીપોળ વડોદરા | મંજીરાં | સદર | ,, | ,, | ૩૬ | ,, | ૦–૩–૬ |
| ૩ | ક્ર ૩૦૩૮/૬૦ | ૨૦–૬–૪૦ | પં. ધ્યાનેન્દ્ર સિદ્ધાંતભૂષણ, મરોલી બજાર, મરોલી, જીલ્લા સુરત | બાલોપયોગી ધર્મશિક્ષા | સદર | ૧૯૯૨ | ૧૦° | ૭૪ | ,, | ૦–૨–૬ |
| ૪ | ક્ર ૩૦૩૮/૭૩ | ,, | ,, | મૂર્તિપૂજા રહસ્ય | સદર | ૧૯૯૩ | ,, | ૯ | ,, | ૦–૦–૩ |
| ૫ | ક્ર ૩૦૩૮/૮૨ | ,, | ,, | વૈદિક ધર્મનું સાર્વભૌમત્વ | ,, | ૧૯૩૭ | ,, | ૧૬૨ | ,, | ૦–૬–૦ |
| ૬ | ક્ર ૩૦૩૮/૯૫ | ,, | સહશિક્ષણ-એક રોગ | ,, | ,, | ૧૯૩૮ | ,, | ૨૪ | ,, | ૦–૦–૯ |
| ૭ | ક્ર ૩૦૩૮/૧૨ | ,, | આર્ય | ,, | ,, | ,, | ,, | ૨૦ | ,, | ૦–૧–૦ |
| ૮ | ર ૩૦૩૮/૭૭ | ,, | ,, | રાષ્ટ્રીય મહાસભા [illegible] | ,, | ,, | ,, | ૨૧ | ,, | ૦–૧–૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ક ૩૦૩૮/૩૦ | ,, | ,, | જ્ઞાનામૃત પ્રથમ ભાગ | ,, | ,, | ,, | ૫૯ | ,, | ૦—૪—૦ |
| ૧૦ | ક ૩૦૩૮/૬૬ | ,, | ,, | હૈદ્રાબાદ (ભાગ્યનગર) સત્યાગ્રહ સંગ્રામ | ,, | ૧૯૯૫ | ,, | ૭૭ | ,, | ૦—૨—૦ |
| ૧૧ | ક ૩૦૩૮/૬૬ | ,, | ,, | સદર | ,, | ,, | ,, | ૩૮ | ,, | ૦—૩—૦ |
| ૧૨ | ક્ષા ૩૭૨/૩૦૩૮ | ,, | ,, | આર્ય સત્યાગ્રહ સાંપ્રદાયિક નહીં હૈ | ,, | ૧૯૩૯ | ,, | ૧૪ | ,, | પ્રચાર |
| ૧૩ | ક ૩૦૩૮/૬૬ | ,, | ,, | જગદ્‌ગુરુ દયાનંદ હિન્દની આગામી વસ્તી ગણત્રી (સને ૧૯૪૧) હિંદુઓ અને આર્યોનું કર્તવ્ય | ,, | ૧૯૪૦ | ,, | ૨૪ | ,, | ,, |
| ૧૪ | ક્ષા ૭ ૮૭૨/૬૫૮ | ૨૪—૬—૪૦ | શ્રી વડોદરા સાહિત્ય સભા, પ્રકાશક | કવિ શામળ | ,, | ,, | ૧૨° | ૨૪૪ | ,, | ૨—૦—૦ |
| ૧૫ | ક ૮૬૧/૬૧ | ,, | હરિકૃષ્ણ એમ. વ્યાસ બેઝીક ઇંગ્લિશ ક્લાસ લાઠી (કાઠિયાવાડ). | ગાઇડ ટુ બેઝીક સ્ટેપ બાય સ્ટેપ ભા. ૨ | ,, | ,, | ૧૦° | ૩૧ | ,, | ૦—૮—૦ |
| ૧૬ | ,, | ,, | ,, | ગાઇડ ટુ બેઝિક સ્ટેપ બાયસ્ટેપ ભા. ૩ | ,, | ,, | ,, | ૨૦ | ,, | ૦—૪—૦ |
| ૧૭ | ,, | ,, | ,, | બેઝિક ઇંગ્લિશ ભાષાશૈલી ભા. ૨ | ,, | ,, | ,, | ૩૨ | ,, | ૦—૬—૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ,, | ,, | ,, | એક્ઝિક ઇંગ્લિશ ભાષા શૈલી ભા. ૩ | ,, | ,, | ,, | ૪૫ | ,, | ૦–૬- |
| ૧૯ | મ $\frac{૬૯૭૬}{૨૧}$ | ૧૬–૩–૪૦ | મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ | ખંડેરનો ઝરૂખો | કર્તાઃ ભગીરથ મહેતા C/O નગીનદાસ એન્ડ માણેકલાલ, ૭૫ માલ્ડન, ન્યુ મરીન લાઇન્સ કોટ. મુંબાઇ | ,, | ,, | ૧૮ | ,, | ૦–૩- |
| ૨૦ | ૬ઃ $\frac{૫૬૭}{૭૫}$ | ૧૫–૪–૪૦ | — | યોગસાધનાના પાયા ભાગ બીજો | શ્રી અરવિંદ કાર્યાલય આણંદ | ૧૯૪૦ | ૧૦° | ૭૯ | કાચી | ૦–૮- |
| ૨૧ | ૬ઃ $\frac{૭૫૭૭}{૪૬}$ | ૨૫–૬–૪૦ | શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક, અમદાવાદ, રાયપુર કાચવાડો, બારી પાસે | શ્રી નવનાથ કથામૃત ભાગ ૧ તથા ૨ | વ્રજલાલ ગોવિંદરામ યાજ્ઞિક, અમદાવાદ, રાયપુર કાચવાડો, બારીપાસે | ૧૯૨૮ | ૧૨° | ૫૨૮ | પાકી | ૪–૦–૦ |
| ૨૨ | ય $\frac{૬૮૭}{૬૯}$ | ૦–૪–૪૦ | ગોરધનદાસ મૂળજીભાઇ મહેતા, પ્રકાશક સાંવલી | મહન્ત (હિંદી) (એક સામાજિકોપન્યાસ) | કે. ૪ પ્રમાણે | ૧૯૨૬ | ૮° | ૨૫૨ | પાકી | ૨–૦–૦ |

વડોદરા.
તા. ૨૬ જુન ૧૯૪૦

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ.

પો. બો નં. ૧૦, રાવપુરા—વડોદરા

અમારે ત્યાંથી મળી શકતાં પુસ્તકોમાંથી ખાસ ચૂંટી કાઢેલાં ઉત્તમ પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| દુર્ગેશનંદિની | બંકિમચંદ્ર | ૨—૦—૦ |
| અપૂર્વ ભારતી(પથેરદાબી) | શરદચંદ્ર | ૩—૮—૦ |
| શંકરાચાર્ય | સોંમૈયા હરજીવન | ૦—૨—૬ |
| રંગ રંગ વાદળીઆં | સુંદરમ્ | ૦—૨—૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | કોઠારી કકલભાઈ | ૨—૮—૦ |
| રાવુ રૂસ ભા. ૧—૨—૩ | ભટ્ટ ચંદ્રભાઇ | ૨—૮—૦ |
| બાળકોનો બાગ | પટેલ સો. કિ. | ૦—૬—૦ |
| સુગમ ફૂલવાડી | ભટ્ટ શંભુ શંભુ | ૧—૦—૦ |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧—૨ | સુંદરલાલજી | ૧૦—૦—૦ |
| જીવતા તહેવારો | કાલેલકર દ. બા. | ૦ ૧૨—૦ |
| ધર્મમંથન | ગાંધીજી | ૦-૧૨-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ | ગુ. વિદ્યાપીઠ | ૧—૮—૦ |
| શિકાર | ચાવડા કિ. | ૧—૮—૦ |
| મુરતકો કમાલ | શાહ કાંતિલાલ | ૧—૮—૦ |
| ધરતી | દેસાઇ નીરૂભાઈ | ૧—૮—૦ |
| કલ્યાણયાત્રા | દર્શક | ૧—૮—૦ |
| ચરિત્રહીન | શરતચંદ્ર | ૩—૮—૦ |
| જીવનસંસ્કૃતિ | કાલેલકર | ૨—૮—૦ |
| ગાંધીજીની સાધના | નવજીવન પ્ર. મં. | ૧—૪—૦ |
| સ્મૃતિ અને દર્શન | ત્રિવેદી રતિલાલ | ૧—૮—૦ |
| અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો | પાઠક રા. વિ. | ૧—૪—૦ |
| પારિજાત | પૂજાલાલ | ૨—૦—૦ |
| લોકપોથી | નવજીવન પ્ર. મં. | ૦—૧—૦ |
| સાહિત્યકળા | દવે મો. પા. | ૧—૦—૦ |

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| વનવનની વેલી | યુગાંતર કાર્યાલય | ૦-૧૨-૦ |
| શુભદા | શરતચંદ્ર | ૨—૮—૦ |
| પાંખડી | ત્રિવેદી જેઠાલાલ | ૦—૮—૦ |
| અક્કલના ઇજાર | એકાર | ૧—૮— |
| રાજચંદ્ર જીવનકળા | પ્રસ્થાન કાર્યાલય | ૧—૮— |
| રમુજી ટુચકા | શાહ ધી. ટો. | ૦—૮— |
| પથિકનાં પુષ્પો ગુ. ૧થી૩ | અરવિંદ ઘોષ | ૪—૦— |
| પથિકના પત્રો ગુચ્છ ૧, ૨, ૩, | ,, | ૧—૯— |
| સૂર્યનમસ્કાર | મનોહર કૃષ્ણ હરિ | ૦—૮— |
| વાઘેલાનું ગુજરાત | સાંડેસરા | ૦—૬— |
| એશીઆની ભીતરમાં | જૉન ગંથર | ૨—૦— |
| યુરોપની ભીતરમાં | ,, | ૨—૦— |
| માયાબાજી અને બીજી વાતો | મોંઘીબહેન | ૦—૮— |
| ડૉન કવીકઝોટ | ,, | ૦—૮— |
| ગોદાન પૂ. ઉ. | પ્રેમચંદજી | ૫—૦— |
| આચાર્ય કૃપલાનીના લેખો | આચાર્ય કૃપલાની | ૨—૦— |
| કથાકલગી | ગાંડીવ સા. મં. | ૨—૮— |
| કથામણિ | ,, | ૨—૮— |
| કથાપરી | ,, | ૨—૮— |
| પરાજય | ધૂમકેતુ | ૨—૮— |
| અજિતા | ,, | ૨—૮— |
| પગદંડી | ,, | ૧—૮— |
| બિંદુ | શરતચંદ્ર | ૦—૮— |
| નિર્મળા | પ્રેમચંદજી | ૧—૮— |
| જીવનનિર્માણ | નવચેતન સા. મં. | ૨—૦—૦ |
| કપાલકુંડલા | બંકિમચંદ્ર | ૧—૮—૦ |
| રેડિયમ | અમીન ગો. રા. | ૧—૦—૦ |

| | | |
|---|---|---|
| બંધન અને મુક્તિ | દર્શક | ૨–૦–૦ |
| સહચરીની શોધમાં | મામાસાહેબ સુ. | ૧–૮–૦ |
| રાસકૌમુદી | શાહ મૂળજીભાઇ | ૧–૦–૦ |
| માનવદેહમંદિર | પટેલ દેસાઇભાઇ | ૧–૪–૦ |
| ખોલકી ને બીજી વાતો | સુંદરમ્ | ૦–૮–૦ |
| થેપડા એક પર બીજી | શ્રીશક્તિ કાર્યા. | ૦–૩–૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | રાધાકૃષ્ણન્ | ૦–૧૨–૦ |
| મહાત્મા ગાંધી (અંગ્રેજી) | ,, | ૬–૦–૦ |
| ગુજરાતની અસ્મિતા | મુનશી ક. મા. | ૧–૦–૦ |
| હિંદનું ફેડરલ રાજબંધારણ | શુકલ હરકાન્ત | ૪–૦–૦ |
| બચુકડો ઉંદર | સેતલવાડ વિમળા | ૦–૨–૬ |
| રોગી કોણ ? | દિવ્યાનંદ | ૧–૪–૦ |
| જુઇ અને કેતકી | વૈદ્ય વિજયરાય | ૨–૮–૦ |
| ઝણુકીઆં | ભટ્ટ અનિલ | ૦–૮–૦ |
| ગુલામીની શૃંખલા | ઓઝા ધનવંત | ૨–૮–૦ |
| ગાંધીજી | દવે જુગતરામ | ૦–૪–૦ |
| કેળવણીના પાયા | મશરૂવાળા કિ. ધ. | ૧–૦–૦ |
| આંધળાનું ગાડું | નવજીવન પ્ર. મં. | ૦–૧–૦ |
| ગામડાંની વહારે | ,, | ૦–૧–૦ |
| સીતાહરણ | શુકલ ચંદ્રશંકર | ૦–૧૨–૦ |
| જાગતા રેંજે ભા. ૧-૨ | સોપાન | ૪–૮–૦ |
| ચાલો ગામડામાં | ભાવસાર સો. | ૦–૫–૦ |
| નાનાં છોકરાં | ચારુદત્ત | ૦–૨–૬ |
| પતંગપોથી | ગાંડિવ સા. મં. | ૦–૫–૦ |
| પતંગપુરાણ | ,, | ૦–૧૦–૦ |
| રૂપાની ગાય | સોની ર. પી. | ૦–૮–૦ |
| પ્રભાતફેરિયો | પ્રભાતકુમાર મુ. | ૨–૮–૦ |
| સાવિત્રી | શા. ર. મજમુદાર | ૦–૮–૦ |
| ભારતીય કવાયત | પ્રો. માણેકરાવ | ૦–૧૨–૦ |
| નિસરણી ભા. ૧થી૯ | શાહ જેચંદ ત. | ૧–૨–૦ |
| યુગદર્શન | શાહ મૂળજીભાઇ | ૧–૦–૦ |
| તુકારામ ગાથા. | સ. સા. વ. કા. | ૨–૦–૦ |
| ભારતનો ટંકાર | ખબરદાર | ૧–૦–૦ |
| શોભા | વસાવડા ઇ. હ. | ૨-૧૨-૦ |
| પ્રૌઢ શિક્ષણની ચાર પોથીઓ | ધૂમકેતુ | ૦–૫–૬ |
| નિરાંત કાવ્ય | નિરાંત મહારાજ | ૧–૪–૦ |
| ભાઇ–બહેન | ટાગોર રવીંદ્રનાથ | ૨–૮–૦ |
| મારાં માસીબા | વિનોદ | ૨–૮–૦ |
| મંજીરાં | મહેતા વસુમતિ | ૦–૩–૬ |
| હું રાજા હોઉં તો | બેકાર | ૨–૦–૦ |
| મારું જીવન અને કાર્યક્ષેત્ર | હેન્રી ફોર્ડ. | ૧-૧૨-૦ |
| જગતની મહાન જ્યોતિઓ | જ્યોતિ કાર્યાલય | ૦–૫–૦ |
| શેરથાની આર્થિક તપાસ | ગૂ. વિદ્યાપીઠ | ૦–૪–૦ |
| ખાદી વિદ્યાપ્રવેશિકા | નવજીવન પ્ર. મં. | ૦-૧૨-૦ |
| સ્મૃતિનિકુંજ | શાહ મૂળજીભાઇ | ૦–૫–૦ |
| રાસકોકિલા | એન. એમ. ઠક્કર | ૦–૬–૦ |
| અમારાં ગીત | ,, | ૦–૫–૦ |
| ચાલો ગાઇએ | ,, | ૦–૬–૦ |
| મો. ન. અમીન | ચ. એ. સોસા૦ | ૦–૨–૦ |
| ભાભીની બંગડીઓ | શાહ ધી. ટો. | ૧-૧૨-૦ |
| શોભના | દેસાઇ ર. વ. | ૨–૮–૦ |
| કેતકીનાં પુષ્પો | ત્રિવેદી નવલરામ | ૧–૮–૦ |
| યામા | જોશી માણેકલાલ | ૪–૦–૦ |
| રેણુની મા (નવી વહુ) | શરદચંદ્ર | ૩–૮–૦ |
| કોલેજીઅન | દિવેટીઆ બો. ર. | ૨–૮–૦ |
| વીમાની હુમલા અને તેમાંથી બચવાના ઉપાય | અભ્યાસી | ૦–૮–૦ |
| હિંદુ સંસ્કૃતિ | વેલણકર કા. | ૦–૬–૦ |
| બીડેલાં દ્વાર | મેઘાણી | ૨–૦–૦ |
| અહંકાર | સોમૈયા હરજીવન | ૧–૮–૦ |
| રખે વહેમાતા | વૈદ્ય જાદવજી ન. | ૧–૪–૦ |
| નફાકારક હુન્નરો ભા.૧-૨ | ચાવડા મૂ. કા. | ૪–૦–૦ |
| સંસ્કૃતિનાં વહેણ | ભારતી પ્ર. મં. | ૧-૧૨-૦ |
| કાળીઆર અને બીજી વાતો | જોષાણી મનુભાઇ | ૧–૮–૦ |
| શાકભાજીની વાડી | પટેલ સો. કિ. | ૧–૦–૦ |

| | | |
|---|---|---|
| રાજમોહન | બંકિમચંદ્ર | ૧–૮–૦ |
| અલકા (ભૈરવી) | શરદચંદ્ર | ૨–૦–૦ |
| સુશીલાનો દેવ | જોશી વા. મલ્હાર | ૨–૪–૦ |
| ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | નવજીવન પ્ર. મં. | ૧–૮–૦ |
| મારું ગામડું | મહેતા બબલભાઇ | ૦–૬–૦ |
| સમીસાંજનો ઉપદેશ | પટેલ ગો. | ૦-૧૨-૦ |
| રાત પડતી હતી | દેસાઇ નીરૂભાઇ | ૦–૮–૦ |
| વળામણાં | પટેલ પન્નાલાલ | ૦–૮–૦ |
| વિવેચના | ત્રિવેદી વિ. ર. | ૨–૮–૦ |
| માયાવી દેશ | ગાંડીવ સા. મં. | ૧–૪–૦ |
| સાંખ્યગીતા | કૌલક | ૧–૪–૦ |
| જાપાનની રમણી | મહેતા કપિલા | ૦–૮–૦ |
| નીતિતરંગિણી | મહાસુખભાઇ શેઠ | ૦–૮–૦ |
| પ્રેરક વ્યાખ્યાનમાળા | ગુજરાત વ્યા. મં. | ૦–૭–૦ |
| લાવણ્ય | કવિવર ટાગોર | ૧-૧૨-૦ |
| નિત્યસંદેશ | ઉપેન્દ્રાચાર્ય | ૧–૩–૦ |
| કલ્કી | રાધાકૃષ્ણન્ | ૦-૧૦-૦ |
| ભારતીય અર્થશાસ્ત્ર | ડૉકટર ચિ. મ. | ૧–૦–૦ |
| સાહિત્યવિવેચન ભાગ ૧ લો | ધ્રુવ કેશવ હ. | ૧–૦–૦ |
| ભારતીય રાષ્ટ્રધ્વજ | હાર્ડીકર | ૦–૩–૦ |
| વેવીશાળ | મેઘાણી | ૧–૪–૦ |
| રાષ્ટ્રભાષા પરિચય ભાગ ૧ લો | જોશી જેઠાલાલ | ૦-૧૦-૦ |
| કાવ્યપરિચય ભાગ૧–૨ | પાઠક રા. વિ. | ૧–૪–૦ |
| સુરેખા | ત્રિવેદી જે. ના. | ૨–૮–૦ |
| રેલ્વેના મુસાફરો માટે ઉપયોગી ધારાધોરણ | લવણપ્રસાદ | ૦–૨–૦ |
| જેલના કાયદા | ,, | ૦–૪–૦ |
| સ્વાધ્યાય | કામદાર કે. હિં. | ૨–૦–૦ |
| ,, | ડૉ. હરિપ્રસાદ | ૨–૦–૦ |
| ગ્રામોન્નતિ | દેસાઇ ર. વ. | ૨–૦–૦ |
| ઇન્દ્રધનુ | એટાઇ સુ. ગો. | ૨–૦–૦ |
| આરાધના | ઝવેરી મ. | ૨–૦–૦ |
| જીવન અને વિજ્ઞાન | ત્રિવેદી અને કોઠારી | ૧–૩–૦ |
| સોરઠપતિ | રાયચુરા | ૧–૮–૦ |

| | | |
|---|---|---|
| પગદીવાની પછીતે | દલાલ જ. | ૦–૮–૦ |
| અંતરના દિવડે | પાઠક ર. ના. | ૦–૬–૦ |
| કાઠીઆવાડની રાજરમત | ઓઝા ઉ. કે. | ૧–૪–૦ |
| ભારતસેવક ગોખલે | દવે જુગતરામ | ૧–૮–૦ |
| દંભી દુનિયા | અડાલજા તા. પો. | ૩–૦–૦ |
| ગુલે પોલાંડ | જોશી ઉમાશંકર | ૧–૭–૦ |
| હૃદયત્રિપુટી | ત્રિવેદી નવલરામ | ૧-૧૨-૦ |
| ગ્રામમાતા | ,, | ૦-૧૩-૦ |
| મૌલાના આઝાદ | દેસાઇ જગન્નાથ | ૦–૪–૦ |
| અન્નપૂર્ણાનું મંદિર | નીરૂપમાદેવી | ૨–૦–૦ |
| સોમનાથની સખાતે | રાયચુરા | ૧–૮–૦ |
| મંછા ભૂત | શાહ મૂળજીભાઇ | ૦–૮–૦ |
| વિંધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શિકા | ધ્રુવ કે. હ. | ૨–૦–૦ |
| સુમનસૌરભ | વોરા રસુલભાઇ | ૦–૫–૦ |
| સ્મરણયાત્રા (ન.આ.) | કાલેલકર | ૧–૮–૦ |
| અણોજો | શાહ સુ. વ. | ૦–૦–૬ |
| કિશોર ચરિત્રમાળા ગુરુ તજી | ગ. એ. સોસાયટી | ૧–૮–૦ |
| ખમાબાપુ | મહેતા ચંદ્રવદન | ૨–૮–૦ |
| જયંતી વ્યાખ્યાનો | ત્રિવેદી નવલરામ | ૨–૪–૦ |
| કલ્યાણના માર્ગે | દલાલ ર. જ. | ૧-૧૨-૩ |
| કલંકશોભા | શાહ અ. નૂ. | ૧-૧૨-૦ |
| માનવીનું આરોગ્ય | પટેલ દે. ના. | ૧–૦–૦ |
| ચિત્રલેખા | વકીલ ર. ન. | ૧–૪–૦ |
| કૂચગીતો | રાયચુરા | ૦-૧૨-૦ |
| એમાં શું ? | અવિનાશ | ૨–૪–૦ |
| સફરનું સખ્ય | કુમાર કાર્યાલય | ૧–૦–૦ |
| સાહિત્ય અને પ્રગતિ | ભારતી સા. સંઘ | ૨–૮–૦ |
| જીવનસરિતા | ,, | ૧–૪–૦ |
| જગતનો તાત | પાઠક રા. ના. | ૨–૮–૦ |
| પર્થેર પાંચાલી | ભારતી સા. સંઘ | ૨–૮–૦ |
| ગૃહત્યાગ | નવયુગ પુ. ભં. | ૨–૦–૦ |
| મારા વિના નહિ ચાલે | ઓઝા ધનવંત | ૧–૦–૦ |
| ચરણરજ | દેસાઇ નીરૂભાઇ | ૦–૮–૦ |
| ત્રિભેટો | ધૂમકેતુ | ૧–૮–૦ |

| | | |
|---|---|---|
| એબીસીનીઆ પર ઓથાર | ભટ્ટ ચંદ્રભાઇ | ૧–૮–૦ |
| રાજરાણી | બંકિમચંદ્ર | ૨–૦–૦ |
| ફેલ્શો ફાલ | મહેતા ધનસુખ | ૩–૦–૦ |
| નર્મદ | ક. મા. મુનશી | ૧–૪–૦ |
| નિરંજન ભજનમાળા | પ્રકાશાનંદ | ૦–૮–૦ |
| રાજકોટ સત્યાગ્રહ | ભારતી સા. સંઘ | ૦–૮–૦ |
| ભાગ્યવિધાતા | જયભિખ્ખુ | ૧–૦–૦ |
| નિશીથ | સુંદરમ્ | ૨–૦–૦ |
| રાયચુરાનું હાસ્યદફતર | રાયચુરા | ૧–૮–૦ |
| શોભા | વસાવડા ઇંદ્ર | ૨-૧૨-૦ |
| ગોઝારૂ લીંબડી | | ૦–૩–૦ |
| સાહિત્ય | ટાગોર રવીંદ્રનાથ | ૧–૮–૦ |
| ગાંધીજીની આત્મકથા (અંગ્રેજી) | ગાંધીજી | ૪–૦–૦ |
| સત્યના પ્રયોગો અને આત્મકથા (નવી આ.) | ,, | ૧–૦–૦ |
| આશ્રમ ભજનાવલિ | નવજીવન પ્ર. મં. | ૦–૨–૦ |
| વ્યાપક ધર્મભાવના | ગાંધીજી | ૦-૧૪-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ,, | ૦–૨–૦ |
| ખરી કેળવણી | ,, | ૦-૧૨-૦ |
| અનાસક્તિયોગ | ,, | ૦–૨–૦ |
| મંગળપ્રભાત | ,, | ૦–૧–૦ |
| રામકૃષ્ણ પરમહંસનુ જીવનચરિત્ર મ. | | ૧–૮–૦ |
| ગીતામંથન | મશરૂવાળા કિ. ઘ. | ૧–૪–૦ |
| સત્યમય જીવન | ,, | ૦-૧૦-૦ |
| બુદ્ધ અને મહાવીર | ,, | ૦–૬–૦ |
| રામ અને કૃષ્ણ | ,, | ૦–૮–૦ |
| જગતનાવિદ્યમાન ધર્મો | હ્યુમ | ૨–૩–૦ |
| જીવન અને સંસ્કૃતિ | કાલેલકર દ. બા. | ૨–૮–૦ |
| ત્યાગમૂર્તિ | ગાંધીજી | ૦-૧૨-૦ |
| નીતિનાશને માર્ગે | ,, | ૦–૪–૦ |
| વર્ણવ્યવસ્થા | ,, | ૦–૬–૦ |
| ગોસેવા | ,, | ૦–૫–૦ |
| અહિંસા | ,, | ૦–૮–૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | જોશી છગનલાલ | ૧–૦–૦ |
| જાતે મજુરી કરનારાઓને | ટૉલસ્ટૉય | ૦–૩–૦ |
| આબાદ હિંદુસ્તાન | ડિગ્બી | ૧–૦–૦ |
| હિંદુસ્તાનની ગરીબાઇ | દાદાભાઇ | ૦-૧૪-૦ |
| ગાંધીજીની ૧૧ શરતો | શાહ કે. ટી. | ૦–૪–૦ |
| વિજ્ઞાનના દ્રષ્ટાન્તો ભા. ૧–૨ | મોંઘીબહેન | ૦-૧૦-૦ |
| જીવનવિકાસ | કાલેલકર દ. બા. | ૨–૮–૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ઝાકીરહુસેન સ. | ૦-૧૦-૦ |
| માબાપોને | બધેકા | ૦-૧૦-૦ |
| ખેતીવાડીની પાઠમાળા ભા. ૧–૨ | અંજારીઆ | ૨–૦–૦ |
| આત્મકથા | નેહરૂ જવાહરલાલ | ૩–૦–૦ |
| અપંગની પ્રતિભા | કેલર હેલન | ૦-૧૨-૦ |
| બુકર ટી. વૉશિંગ્ટન | | ૧-૧૨-૦ |
| તવારીખની તેજછાયા ભા. ૧ થી ૬ | નેહરૂ જવાહરલાલ | ૩–૦–૦ |
| મરાઠી સત્તાનો ઉદય | રાનડે | ૦-૧૦-૦ |
| સત્તાવન | પારેખ નગીનદાસ | ૧–૮–૦ |
| દેશ દેશના લોકો | ધાટે | ૧–૪–૦ |
| હિમાલયનો પ્રવાસ | કાલેલકર | ૧–૦–૦ |
| લોકમાતા | ,, | ૦–૪–૦ |
| જેકીલ અને હાઇડ | સ્ટીવન્સન | ૦–૯–૦ |
| નૌકા ડૂબી | કવિવર ટાગોર | ૨–૮–૦ |
| ગાંધીવિચારદોહન | મશરૂવાળા કિ. ઘ. | ૦–૮–૦ |
| શરદબાબુની બાળવાતો | શરદચંદ્ર | ૧–૮–૦ |
| જયંત | રમણલાલ દેસાઇ | ૨–૦–૦ |
| શિરીષ | ,, | ૨–૮–૦ |
| કોકિલા | ,, | ૨–૮–૦ |
| હૃદયનાથ | ,, | ૨–૮–૦ |
| સ્નેહયજ્ઞ | ,, | ૨–૮–૦ |
| દિવ્યચક્ષુ | ,, | ૩–૦–૦ |
| ભારેલો અગ્નિ | ,, | ૨–૮–૦ |
| પૂર્ણિમા | ,, | ૨–૮–૦ |
| બંસરી | ,, | ૨–૮–૦ |
| ઝાકળ | ,, | ૨–૮–૦ |
| પત્રલાલસા | ,, | ૨–૮–૦ |
| ગ્રામલક્ષ્મી ભા. ૧ થી ૪ | ,, | ૧૦–૮–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પંકજ | રમણલાલ દેસાઇ | ૨-૮-૦ | રાજમુગટ | ધૂમકેતુ | ૨-૦-૦ |
| શંકિત હૃદય | ,, | ૨-૮-૦ | જીવનચક્ર | ,, | ૧-૪-૦ |
| જીવન અને સાહિત્ય ભા. ૧-૨ | | ૫-૦-૦ | પગદંડી | ,, | ૧-૮-૦ |
| નિહારિકા ( કાવ્ય ) | ,, | ૨-૦-૦ | પરાજય | ,, | ૨-૮-૦ |
| સુવર્ણરજ | ,, | ૩-૦-૦ | ત્રિભેટો | ,, | ૧-૮-૦ |
| ઠગ ( અયેશા ) | ,, | ૨-૮-૦ | પાટણની પ્રભુતા | કનૈયાલાલ મુનશી | ૨-૮-૦ |
| અંજની | ,, | ૨-૦-૦ | ગુજરાતનો નાથ | ,, | ૩-૦-૦ |
| ક્ષિતિજ ( પૂર્વાર્ધ ) | ,, | ૨-૮-૦ | રાજાધિરાજ | ,, | ૩-૮-૦ |
| પરી અને રાજકુમાર (નાટક) | ,, | ૧-૮-૦ | વેરની વસુલાત | ,, | ૩-૦-૦ |
| ગ્રામોન્નતિ | ,, | ૨-૦-૦ | કોનો વાંક ? | ,, | ૨-૮-૦ |
| શોભના | ,, | ૨-૮-૦ | નવલિકાઓ | ,, | ૨-૦-૦ |
| ભૈરવી (અલકા) | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૨-૮-૦ | પૃથ્વીવલ્લભ | ,, | ૧-૧૨-૦ |
| કાશીનાથ | ,, | ૧-૮-૦ | સ્વપ્નદ્રષ્ટા | ,, | ૨-૮-૦ |
| દેવદાસ | ,, | ૧-૦-૦ | લોપામુદ્રા ભા. ૧ થી ૪ | ,, | ૪-૮-૦ |
| જીવનયાત્રા | ,, | ૧-૪-૦ | નરસૈયો ભક્ત હરિનો | ,, | ૧-૮-૦ |
| સાવકી મા | ,, | ૨-૮-૦ | થોડાંક રસદર્શનો | ,, | ૨-૮-૦ |
| વિપ્રદાસ | ,, | ૩-૦-૦ | આદિવચનો | ,, | ૨-૮-૦ |
| દત્તા | ,, | ૨-૦-૦ | ગુજરાતની અસ્મિતા | ,, | ૧-૦-૦ |
| ગૃહદાહ | ,, | ૩-૦-૦ | નર્મદ | ,, | ૧-૪-૦ |
| અનુરાધા | ,, | ૩-૦-૦ | ગુજરાત અને તેનું સાહિત્ય (અંગ્રેજીમાં) | | ૬-૦-૦ |
| નવીના (શેષપ્રશ્ન) | ,, | ૩-૦-૦ | રેખાચિત્રો | લીલાવતી મુનશી | ૨-૮-૦ |
| ચરિત્રહીન | ,, | ૩-૦-૦ | જીવનમાંથી જડેલી | ,, | ૨-૮-૦ |
| અપૂર્વભારતી (પથેર દાબી) | ,, | ૩-૮-૦ | કૂચગીતો | રાયચુરા | ૦-૧૨-૦ |
| શુભદા | ,, | ૨-૮-૦ | સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| બડીદીદી | ,, | ૧-૧૨-૦ | રાયચુરાનું હાસ્યદફતર | ,, | ૧-૮-૦ |
| શ્રીકાંત ભા. ૧ થી ૪ | ,, | ૭-૦-૦ | કુંજદીપક | ,, | ૧-૮-૦ |
| વિરાજવહુ | ,, | ૦-૧૦-૦ | દુહાનો રમઝટ | ,, | ૧-૮-૦ |
| ત્રણ વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ | સ્નેહપૂર્ણા | ,, | ૩-૦-૦ |
| નવીવહુ | ,, | ૩-૮-૦ | સોરઠી વીરાંગનાની વાતો | ,, | ૨-૦-૦ |
| ગ્રાનદા | ,, | ૩-૦-૦ | દાસચીવડાની ૧૦ વાતો | ,, | ૧-૮-૦ |
| તણખામંડળ ૧ થી ૪ | ધૂમકેતુ | ૬-૮-૦ | રાયચુરાની રસીલી વાતો | ,, | ૧-૮-૦ |
| મલ્લિકા | ,, | ૨-૮-૦ | કાઠીઆવાડની લોકવાર્તાઓ | ,, | ૧-૮-૦ |
| સર્જન અને ચિંતન | ,, | ૧-૮-૦ | રાસ મંદિર | ,, | ૧-૦-૦ |
| જલબિંદુ | ,, | ૧-૮-૦ | રસિયાના રાસ | ,, | ૧-૦-૦ |
| રજકણ | ,, | ૧-૪-૦ | વ્યાસજીની વાર્તા | ,, | ૧-૮-૦ |
| અજિતા | ,, | ૨-૮-૦ | પ્રેમલીલા ભાગ ૧ લો | ,, | ૧-૪-૦ |
| ઇતિહાસદર્શન | ,, | ૦-૮-૦ | ગાંધીયુગની વાતો | ,, | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| મહીપાળદેવ | રાયચુરા | ૨-૮-૦ |
| હાલચીવડાનો દાયરો | ,, | ૧-૮-૦ |
| રાયચુરાની રસકથાઓ | ,, | ૧-૮-૦ |
| સોરઠી લોકવાર્તાઓ | ,, | ૧-૧૨-૦ |
| સોરઠરાણી | ,, | ૧-૮-૦ |
| રાયચુરાની રસમસ્તી | ,, | ૨-૮-૦ |
| ગ્રહરાજ | ,, | ૧-૮-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| સંગીતલહરિ | ,, | ૦-૮-૦ |
| હિંદ સ્વરાજ | ગાંધીજી | ૧-૪-૦ |
| ,, (અંગ્રેજી) | ,, | ૦-૪-૦ |
| જીવનશોધન | કિશોરલાલ મશરૂવાળા | ૧-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ,, | ૨-૮-૦ |
| કેળવણીના પાયા | ,, | ૧-૦-૦ |
| બુદ્ધ ચરિત્ર | ધર્માનંદ કોસંબી | ૧-૪-૦ |
| આપવીતી | ,, | ૧-૪-૦ |
| નવલ ગ્રંથાવલિ | નરહરિ પરીખ | ૨-૦-૦ |
| વર્ધા કેળવણી પ્રયોગ | ,, | ૦-૬-૦ |
| ગ્રામ ભજન મંડળી | જુગતરામ દવે | ૦-૨-૦ |
| ગાંધીજીની સાધના | ,, | ૧-૪-૦ |
| સંગીતની પ્રાથમિક માહિતી | | ૦-૨-૦ |
| મહાસભાનાં ગીતો | | ૦-૧-૬ |
| તાડગોળ | | ૦-૨-૦ |
| તેલઘાણી | | ૦-૮-૦ |
| ગ્રામ આંદોલન શા માટે ? | | ૦-૭-૦ |
| જોડણીકોષ | | ૪-૦-૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ થી ૫ | શ્રી. મેઘાણી | ૭-૮-૦ |
| સોરઠી બહારવટીઆ ભા. ૧ થી ૩ | ,, | ૩-૮-૦ |
| કંકાવટી પુ. ૧-૨ | ,, | ૨-૦-૦ |
| રાણો પ્રતાપ | ,, | ૧-૪-૦ |
| પુરાતન જ્યોત | ,, | ૧-૮-૦ |
| જેલ ઑફિસની બારી | ,, | ૧-૦-૦ |
| યુગવંદના | ,, | ૨-૦-૦ |
| પલકારા | ,, | ૧-૮-૦ |
| સમરાંગણ | ,, | ૧-૮-૦ |

| | | |
|---|---|---|
| વસુંધરાનાં વહાલાં દવલાં | શ્રી. મેઘાણી | ૧-૮-૦ |
| અપરાધી | ,, | ૨-૮-૦ |
| શાહજહાં | ,, | ૧-૦-૦ |
| સોરઠ તારાં, વહેતાં પાણી | ,, | ૨-૮-૦ |
| નિરંજન | ,, | ૨-૦-૦ |
| રંગ ગાજણીઓ | ,, | ૧-૮-૦ |
| વેવિશાળ | ,, | ૧-૪-૦ |
| લોકગીતો (ધરતીનું ધાવણ) | ,, | ૩-૮-૦ |
| ઘેરાતાં વાદળ | ગુણવંતરાય આચાર્ય | ૨-૦-૦ |
| વહેતી ગંગા | ,, | ૨-૦-૦ |
| દરિયાનારાયણ પૂ. ઉ. | ,, | ૫-૮-૦ |
| પ્રેમાશ્રમ ભા. ૧-૨ | પ્રેમચંદજી | ૪-૮-૦ |
| ગોદાન પૂ. ઉ | ,, | ૪-૮-૦ |
| કાવ્યમંગલા | સુંદરમ્ | ૧-૮-૦ |
| હીરાકણી | ,, | ૧-૮-૦ |
| ગંગોત્રી | ઉમાશંકર જોષી | ૧-૮-૦ |
| સાપના ભારા | ,, | ૧-૮-૦ |
| શ્રાવણી મેળો | ,, | ૧-૮-૦ |
| ત્રણ અર્ધું બે | ,, | ૧-૮-૦ |
| વસુધા | સુંદરમ્ | ૨-૦-૦ |
| રતન | ચંદ્રવદન મહેતા | ૦-૧૨-૦ |
| આગગાડી | ,, | ૧-૪-૦ |
| પ્રેમનું મોતી | ,, | ૨-૦-૦ |
| મૂંગી સ્ત્રી | ,, | ૦-૧૨-૦ |
| સંતાકુકડી | ,, | ૦-૧૨-૦ |
| નાગા બાવા | ,, | ૧-૦-૦ |
| રમકડાંની દુકાને | ,, | ૦-૧૨-૦ |
| નૌકા ડૂબી | રવીન્દ્રનાથ ટાગોર | ૨-૮-૦ |
| રવિકિરણો | ,, | ૩-૦-૦ |
| ઘરે બાહિરે | ,, | ૨-૦-૦ |
| નેકો નંગરીઓ | ઓલીઆ જોષી | ૨-૮-૦ |
| સરસ્વતીચંદ્ર ભા. ૧ થી ૪ | | ૧૩-૪-૦ |
| ચંદ્રકાંત ભા. ૧થી ૩ | | ૧૩-૦-૦ |
| અમર ચરિત્ર ભા ૧થી ૫ | | ૧૮-૦-૦ |
| ઓશકિત ગ્રંથમાળાનાં ૮૦ પુસ્તકોનો સેટ | | ૨૫-૦-૦ |
| બ્રહ્માંડનો ભેદ ભા. ૧થી ૪ | | ૧૦-૦-૦ |

# અનુક્રમણિકા



સુધારો

જુલાઇ '૪૦ના અંકમાં છપાયેલી વર્ગીકૃત નામાવલિ પુરવણી અંક ૪૧ માં

ઘ $\frac{૧૫૬૦૭}{૮૧}$ ને બદલે ઇ ર $\frac{૧૫૬૨૭}{૮૧}$

(અં)

ઘ $\frac{૧૫૬૪૭}{૮૧૦૧}$ ને બદલે ઇ ર $\frac{૧૫૬૪૭}{૮૧૦૧}$

વાંચવું.


આ માસિક વડોદરામાં 'ધી લુહાણા મિત્ર પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૮-૪૦

પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું ઑગસ્ટ-૧૯૪૦ અંક ૮ મો

# સહકારી બજેટની યોજનાનો અમલ કરો. —તંત્રીસ્થાનેથી

આજે આપણે ત્યાં જ્યાં ને ત્યાં આર્થિક મુશ્કેલીઓ આવી ઊભી છે. તે પ્રસંગે પુસ્તકાલયની લોકમદદ એકઠી કરવામાં પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોને કેવી કેવી મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હશે, તેનું સહજ અનુમાન કરી શકાય તેમ છે. બજેટ માટેની લોકમદદ આજના આર્થિક આંધીના જમાનામાં મેળવવાની મુશ્કેલીઓ સૌની સામે ડોળા ઘૂરકતી હશે.

આવા સંજોગોમાં પણ ઉત્સાહી મંત્રી-ગ્રંથપાલભાઇઓ પોતાના પુસ્તકાલયને ચેતનવંતુ અને જીવતું જાગતું તેમજ આબાદ રાખવા માટે યેન કેન પ્રકારેણ લોકમદદ મેળવવાના પ્રયત્નો કરતાજ હશે. એ પ્રમાણેના પ્રયત્નો કરવા છતાં તેઓ પૂરેપૂરી સફળતા નહિ મેળવી શકતા હોય. અર્થાત્ પોતાના પુસ્તકાલના બજેટ માટે જોઇતી પૂરેપૂરી રકમ ન પણ મેળવી શકે તો તે બનવાજોગ છે.

આ પરિસ્થિતિમાં, ઓછી લોકમદદ એકઠી કરવા છતાં પોતાના વાચકોની વાચનભૂખ સંતોષવા માટે, દરેક પ્રકારનાં સામયિકોનો લાભ મેળવી શકાય તે અર્થે, સહકારી બજેટની યોજના ખાસ ઉપયોગમાં લઇ શકાય તેવી છે.

પોતાના ગામનાં નજીક નજીકમાં ગામોનાં પુસ્તકાલયો સાથે સહકાર સાધી, સૌએ એકત્ર મળી, ગયા અંકના સૂચના અંકમાં બતાવેલી રીત મુજબ જો અંદાજ બનાવવામાં આવશે તો પોતાના વાચકોને ઓછા ખર્ચે સંપૂર્ણ સંતોષ આપી શકાશે.

આખી યોજના ગયા અંકમાં ઉપર જણાવેલી સૂચના નં. ૫૦ માં તેમજ તે અગાઉ પણ એ વિષેની પૂરતી સમજૂત અપાયેલી છે એટલે એ વિષે અમે અહીં કંઇ ન લખતાં માત્ર એ અંગેનો અંગુલિનિર્દેશ કરી એ યોજનાને અપનાવવા સૌ મંત્રી-ગ્રંથપાલ ભાઇઓનું ધ્યાન ખેંચીએ છીએ.

આશા છે, સઘળાં પુસ્તકાલયોના સંચાલકો સહકારી બજેટની યોજનાનો આશ્રય લઇ પોતાના પુસ્તકાલયનું બજેટ બનાવશે તો ઓછા ખર્ચે ઘણાં સામયિકો મેળવવા ભાગ્યશાળી નિવડશે.

# સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

અંગ્રેજી ભાષામાં ' વર્લ્ડ કલાસિકસ ' નામની એક માળામાં વિવિધ વિષયોનાં શ્રેષ્ઠ ગણાતાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તે વાત અંગ્રેજી જાણનાર કોઇ પણ માણસથી અજાણી નહિ હોય. આ ' વર્લ્ડ કલાસિક ' માળાનાં સંખ્યાબંધ પુસ્તકોનું તુર્કીની ભાષામાં ભાષાંતર કરવાનું તુર્કસ્તાનની સરકારે નક્કી કર્યું છે. કયાં પુસ્તકોનું ભાષાંતર કરવું તેની યાદી કેળવણી મંડળે નક્કી કરી છે. તેમાં હોમરથી શરૂ કરી ગેટે તથા બાલ્ઝાકનો સમાવેશ થાય છે. સોફોક્લિસ, ઇરેસ્મસ, ઓકેશિયો, સર્વેન્ટિસ, શેકસ્પીઅર તથા મોલિયેરનો પણ આમાં સમાવેશ થાય છે.

' પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ, ' ' વધરિંગ હાઇટસ, ' ' ટૉમ જોન્સ ' અને ' દકલ બેરીરીન ' જેવી નવલોના ભાષાંતરની બીજી યોજના છે. તેમાં શ્રેષ્ઠ ભાષાંતરકારોને ઇનામ આપવામાં આવશે. ઇ. સ. ૧૮૫૯ ની સાલ સુધી યુરોપની કોઇ ભાષાના પુસ્તકનું તુર્કીની ભાષામાં ભાષાંતર થયું નહોતું એમ કહેવાય છે. વર્ષો સુધી એક પુસ્તક માત્ર ' રોબિન્સન ક્રુઝો 'જ મળી શકતું હતું.

× × ×

મદ્રાસ સરકારે, દક્ષિણ હિંદની ભાષાઓમાં પારિભાષિક શબ્દો શોધી કાઢવાની શકયતાઓની તપાસ કરવા ' ટેકનિકલ ટર્મ્સ કમિટિ ' નીમવાનો નિર્ણય કર્યો છે. આ કમિટિમાં મદ્રાસ, આંધ્ર તથા અન્નમલૈ વિશ્વવિદ્યાલયના પ્રતિનિધિઓ તથા બીજા વિદ્વાન કેળવણીકારોનું પ્રતિનિધિત્વ રહેશે. મુંબઇ વિદ્યાપીઠને આવી જરૂર કયારે સમજાશે ?

× × ×

કોઇ પણ હિંદી લેખકનાં નાટકો પરદેશની રંગભૂમિ પર ભજવાય તે ગૌરવ લેવા જેવી વસ્તુ છે. જાણીતા નવલકથાલેખક, નાટયલેખક તથા કળાધર મી. ફૈઝી રહમિનનાં બે નાટકો ' ડૉટર્સ ઑફ ઇન્ડ ' ( Daughters of Ind ) અને ' ઇન્વેન્ટેડ ગૉડ્ઝ ' (Invented Gods) લંડનમાં આર્ટ્સ થીએટર તથા ધી એમ્બેસીમાં ભજવવામાં આવ્યાં હતાં. આ લેખકે પોતાની બાલ્યાવસ્થા પૂનામાં વહેમના વાતાવરણમાં ગાળી હતી. ગૃહજીવન અસહ્ય લાગતાં નાની ઉંમરમાં તે ઘેરથી ભાગી છુટયા અને માલ લઇ જનારી એક સ્ટીમરના ભંડકિયામાં છુપાઇને ઇંગ્લંડ પહોંચ્યા. ત્યાં કીર્તિ તેમની રાહ જોતી હતી. જ્હૉન ગાલ્સવર્ધીના પ્રોત્સાહનથી તેણે નવલકથા, કવિતા તથા નાટકો લખવા માંડયાં. ઉપર નિર્દેશ કરેલાં તેમનાં બે નાટકો ખૂબ સફળ થયાં. પહેલા નાટકની સફળતા એટલી બધી થઇ કે લંડનનાં ઘણાં થીએટરોમાં તે ભજવવામાં આવ્યું. તેમનાં કેટલાંક ચિત્રો ' ટેટ ગેલરી ' માટે ખરીદવામાં આવ્યાં છે. નેશનલ ગેલરીમાં એમના સિવાય કોઇ હિંદીનાં ચિત્રોને સ્થાન મળ્યું નથી. તેમની નવલ ' ગિલ્ડેડ ઇન્ડિયા ' (Gilded India) માં આધુનિક દેશી રાજ્યોનો અદ્ભુત ચિતાર આપેલ હોવાથી અહીં તેમ જ ઇંગ્લંડમાં તેની ખૂબ માગણી છે.

× × ×

હિંદમાં તેમજ પરદેશમાં જો કોઇ પુસ્તકે ચકચાર જગાવી હોય તો તે પુસ્તક દિવાન બહાદુર એચ. એલ. કાજીકૃત ' ધી ગ્રેઇટ મિસ્ટરી ઑફ લાઇફ બિયોન્ડ ડેથ ' ( The Great Mystery of Life beyond Death ) છે. પ્રિન્સિપાલ કાજી, રહસ્ય-વિદ્યામાં માનતા નથી. મૃત્યુ પછી જીવનની તેમની કલ્પનાથી આ પુસ્તક તેમણે લખ્યું નથી. તેમનું કહેવું એવું છે કે કોઇ પરલોકવાસી આત્માએ આખું પુસ્તક તેમને લખાવ્યું અને શબ્દેશબ્દની જોડણી કરી બતાવી. તેમને ખાતરી થઇ છે કે તે સર કોનન ડોઇલનો આત્મા હતો. હિંદી કેળવણી ખાતાના પ્રસિદ્ધ સભ્ય તરફથી આ પુસ્તક રચાયેલ હોઇ ખાસ ધ્યાન-પાત્ર છે. કારણ કે તેમાં ઘણા ગુપ્ત ભેદોનું રહસ્ય બતાવવામાં આવેલ છે. જે સ્કૉટિશ બાઇએ સર આર્થરને તેના જીવન દરમિયાન કદી જોયા નહોતા તેના ફોટા ઉપર કોનન ડોઇલના આત્માનો ફોટો આપવામાં આવ્યો છે.

× × ×

હવે તો ખૂબ પ્રસિદ્ધિ પામેલ ' ધી ગ્રેપ્સ ઑફ રૉથ ( The Grapes of Wrath )નો આંતરિક ઇતિહાસ, સાન્ફ્રાન્સિસ્કોના પત્રના સાહિત્ય અધિપતિ જોસેફ જેકસને લખેલ છે. જ્હૉન સ્ટીન્બેકને આ પુસ્તક લખવાનું કેમ સૂઝ્યું તથા તે પુસ્તક વિષે હવે તે શું ધારે છે તેનું તેમાં વર્ણન છે. પુસ્તકનું નામ ' વ્હાઇ સ્ટીન્બેક રોટ ધી ગ્રેપ્સ ઑફ રૉથ ' ( Why Steinbeck wrote the Grapes of Wrath ) છે.

× × ×

આજની સાહિત્યની દુનિયામાં બી. ટ્રેવન ( B. Traven )નું નામ ખૂબ રહસ્ય-મય છે. આ લેખકના સંગ્રહિત ગ્રંથો સત્તર બહાર પડવાના છે. પણ ગ્રેટા ગાર્બો કે ડી. ઈ. લોરેન્સ વિષે પણ આટલી ગુપ્તતા જળવાઇ નહોતી. B. કયા નામને બદલે છે તેની કોઇને ખબર નથી, અને એમ કહેવાય છે કે તેનું ખરું નામ ટ્રેવન જ નથી. તેના દેખાવ વિષે પણ કોઇને કશી ખબર નથી. તેના સ્વિસ પ્રકાશકોએ પ્રસિદ્ધ કરવા તેના ફોટાની માગણી કરી ત્યારે ટ્રેવને સોએક માણસોનો ભેગો ગ્રુપ ફોટોગ્રાફ મોકલ્યો અને પોતે તેમાં હોવાનું લખી મોકલ્યું.

—છોટાલાલ માનસિંગ કામદાર

---

પુસ્તકોએ કેટલાં બધાં માણસોને ગરીબાઇ અને દુઃખમાં આશ્વાસન આપી ચિંતા તથા ઉદાસી ટાળીને મધુર સુખ આપ્યું છે !

*

આપણે ગરીબ હોઇએ, સમાજથી તિરસ્કારાયેલા હોઇએ અને સંતસમાગમની પણ તક ન મળતી હોય; પરંતુ પુસ્તકોને તો આપણે ઉત્તમોત્તમ મિત્રો બનાવી શકીએ છીએ. × × × અને સર્વ યુગોના મહાન પુરુષો સાથે ધરાતાં સુધી વાર્તાલાપ કરી શકીએ છીએ.

# વર્તમાનપત્રો વિષેની અવનવી વાતો

આપણે વર્તમાનપત્રોમાં 'રૂટર' 'અમારા પોતાના ખબરપત્રી તરફથી' 'અમારા ખાસ ખબરપત્રી તરફથી' 'એક ખબરપત્રી તરફથી' વગેરે શબ્દો વારંવાર વાંચીએ છીએ. આ બધા વચ્ચેનો તફાવત શું છે, તેનો પ્રશ્ન એક બે વાંચકોએ 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ના તંત્રીને પૂછતાં તેણે તે વાત સ્પષ્ટ સમજાવી છે. વાચકોને તે ઉપયોગી થશે તેમ માની તે અત્રે ઉતારી છે.

**રુટર**—એ ન્યુસ એજન્સી (ખબર પુરા પાડનાર એજન્સી)નું નામ છે. તેની મુખ્ય ઑફિસ લંડનમાં છે. આખા જગતની મોટી ન્યુસ એજન્સી માંહેની તે એક છે અને હિંદનાં ઘણાં ખરાં પત્રો તેના ગ્રાહક છે. માસિક લવાજમના બદલામાં રૂટર દરેક ગ્રાહક વર્તમાનપત્રને હિંદ સિવાય બીજા દેશોના પુરેપુરા ખબર હમેશાં આપે છે.

**એ. પી.**—(એસોસીએટેડ પ્રેસ ઑફ ઇન્ડિયા) આ જાતની બીજી એજન્સી છે. પણ તે માત્ર હિંદના જ ખબર પુરા પાડે છે. એવું કોઇ વાર બની આવે ખરું કે રૂટર, એસોસીએટેડ પ્રેસનું નિયમન કરે, પણ વસ્તુતઃ આ એજન્સી એકબીજાથી તદ્દન સ્વતંત્ર છે. તેના દેશભરમાં હજારો ખબરપત્રીઓ છે. વાચકોને તે ખબરથી માહિતગાર રાખે છે.

બ્રિટિશ ઑફિસ વાયરલેસ બીજી ન્યુસ એજન્સી છે. પણ તે એટલી વિશાળ નથી. તેનું સંચાલન પરદેશખાતાની ઑફિસ કરે છે. તેનો હેતુ, પરદેશના ખબર વિષે બ્રિટિશ સરકારના હેતુ સ્પષ્ટ કરવાનો છે.

**'અમારા પોતાના ખબરપત્રી તરફથી'**—આ ખબરપત્રના કોઇ નિયમિત ખબરપત્રી તરફથી અથવા સ્ટાફના કોઇ માણસે લખેલા હોય છે.

**ખાસ ખબરપત્રી**—સ્ટાફનો સભ્ય ન હોય પરંતુ અધિપતિએ તેને કોઇ લેખ અથવા લેખમાળા લખવા માટે ખાસ રોકેલ હોય તે.

**ખબરપત્રી તરફથી**—આનો અર્થ એ કે ખાસ રોકેલ ખબરપત્રી નહિ પણ કોઇ પત્રકારે લખેલ ખબર. લખેલા ખબર સ્વીકારાશે કે કેમ તેની તેને ખાતરી હોતી નથી.

× × ×

થોડા સમય પહેલાં એક દાખલો બની આવ્યો. એક બાઇ ઇસ્પિતાલમાં ગંભીર માંદગીમાં પડી હતી. અચાનક તેનું એક બાળક કરુણ સંજોગોમાં મરણ પામ્યું. બાળકના મૃત્યુની પુરેપુરી હકીકત દરેક પત્રની એકેએક નકલમાં છપાઇ. પરંતુ માતાને આપવામાં આવેલ નકલમાં તે ખબર નહોતી !!

× × ×

### "ગેઝેટ" શબ્દનું મૂળ

ઇ. સ. ૧૫૬૩ માં વેનિસ ને તુર્ક લોકો વચ્ચે લડાઇ ચાલતી હતી. તે વખતે લડાઇ કેમ ચાલતી હતી તેનું વર્ણન આપતું એક પત્ર દર મહિને પ્રગટ કરવામાં આવતું. વેનિસનો કોઇ પણ વતની પૈસા ખર્ચીને લડાઇના ખબર મેળવી શકતો હતો.

કિંમત પણ બહુ સામાન્ય–અર્ધો આનો–હતી. વેનિસમાં તેટલી કિંમતનો તાંબાનો સિક્કો ' ગેઝેટા ' કહેવાતો હતો.

આ કલ્પના યુરોપમાં પ્રસરી અને આ રીતે વંચાતા પત્રનું નામ 'ગેઝેટ' પડી ગયું.

× × ×

## ઓછા પ્રમાણમાં છપાતું વર્તમાનપત્ર

માત્ર એકજ દેશ–તિબેટ–માં વર્તમાનપત્રોનું હજુ જાહેર રીતે વાચન કરવામાં આવે છે. કારણ દેખીતું છે. ટિબેટની ભાષામાં એકજ વર્તમાનપત્ર છાપવામાં આવે છે અને તેની માત્ર પચાસ જ નકલો છપાય છે.

આ પચાસ નકલો ત્રીસ લાખ માણસોમાં ફેલાવવાની હોય છે. જો હાથોહાથ ફેલાવો થાય તો વસતીના એક ટકાના હાથમાં પત્ર જાય ત્યાર પહેલાં પત્ર ફાટી જાય ને વાંચવા જેવું રહે નહિ; માત્ર થોડા જ માણસો તે વાંચી શકે.

આથી નાના હાથછાપખાના પર છપાતા તિબેટના આ પત્રના છાપનાર તથા પ્રગટ કરનાર યુરોપીઅન વોલ્ટર એરબો પત્રની પચાસ નકલો નજીકના લામા અથવા ધર્મગુરુઓને મોકલે છે અને તે પાસેના ગામના લોકોને બોલાવીને ખબરો વાંચી સંભળાવે છે.

ત્યારબાદ આ પત્રો બીજા લામાને મોકલવામાં આવે છે. આ રીતે તિબેટની દૂરની સરહદ પર પત્ર પહોંચે ત્યાં સુધીમાં ખબર ૬ મહિનાથી બે વર્ષના જૂના થઇ ગયા હોય છે ! છતાં બીજા ખબરના અભાવે, આ ખબર ખૂબ આતુરતાથી સાંભળવામાં આવે છે. ખબર એક વર્ષ મોડા મળતા હોય તેવો બીજો દેશ ગ્રીનલેન્ડ છે. પણ ગ્રીનલેન્ડના એસ્કિમો ઘણાખરા દેશોના વાચકો કરતાં વધારે ભાગ્યશાળી છે. દેશના ૧૪,૦૦૦ રહેવાસીઓને વર્તમાનપત્ર મફત પૂરું પાડવામાં આવે છે.

× × ×

જગત વિચિત્ર વર્તમાનપત્રોથી ભરપૂર છે. ટોકિયોનું બાળકોનું દૈનિક પત્ર ખાસ મોટા અક્ષરોમાં પીળાં ચિત્રો સહિત પ્રગટ કરવામાં આવે છે તો પેરિસમાં ' ગેઝેટ દ મેન્ડિઅન્ટસ ' હમેશાં ભિખારીઓના લાભાર્થે પ્રગટ કરવામાં આવે છે. તેમાં લાકડાના પગની તથા કાખઘોડીઓની પુષ્કળ જાહેર ખબર હોય છે.

× × ×

તમને દેખાઇ આવે તેવી વિચિત્રતા ' ન્યુયૉર્ક ટાઇમ્સ 'માં મળી આવશે તેની સામાન્ય આવૃત્તિના વાર્ષિક ૩૦ રૂ. પડે છે અને દેખીતી રીતે સરખી આવૃત્તિના ૪૦૦ રૂ. બેસે છે. મોંઘી આવૃત્તિનું કારણ એ છે કે તે વિશિષ્ટ જાતના કાગળ પર છાપવામાં આવે છે.

છોટાલાલ માનસિંગ કામદાર

---

પુસ્તકોમાં આપણી સબળતા અને દુર્બળતા, આપણી વિશાળતા અને સંકોચ, આપણા અભિપ્રાયો અને રુચિઓ, આપણી અનુકૂળતા, આપણી સહૃદયતા અને જડતા, એ સર્વનાં પ્રતિબિંબ આપણને સ્પષ્ટ જણાઇ રહે છે.

# ચાતુર્માસ દરમિયાન ગુજરાતના ઘરઘરમાં વંચાતું

# શ્રીમદ્

निगम कल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥

વેદ એ કલ્પતરુ છે; એ વેદરૂપી કલ્પતરુ આ ભાગવતરૂપી ફલ શુકના મુખમાંથી પડેલું અમૃતરસથી ભરેલું છે. અહો ! શ્રદ્ધાળુ રસિકજનો ! પરમાનંદરસથી છલાછલ ભરેલા આ ભાગવતરૂપી ફળનું તમે, વારંવાર સેવન કરો.

આર્યાવર્તની ભૂમિ એ વીરરત્નોની ભૂમિ છે. ભારત ભૂમિએ અનેક નરરત્નોને જન્મ આપ્યા છે, દેવોએ આ પવિત્ર ભૂમિમાં જન્મ લીધા છે, સતીઓએ પ્રાણને ભોગે પોતાનાં શિયળ સાચવી સ્ત્રીજાતિની મહત્તા બતાવી છે અને પીડિતોનો ઉદ્ધાર કર્યો છે.

ભારતનો ઇતિહાસ એટલો બધો ઉજ્જવળ છે કે હજારો વર્ષો થયા છતાં હાલનાં માનવી તેને ઇતિહાસ તરીકે, મહાન પુરુષોના જીવનચરિત્ર તરીકે, ધાર્મિક ભાવનાના ભૂષણ તરીકે, ઐતિહાસિક તેમ જ ભૌગોલિક માહિતીના જ્ઞાન માટે અને આત્મોન્નતિને અર્થે એમ જુદી જુદી ભાવનાએ ભારતના તેજસ્વી ગ્રંથોનું વારંવાર પારાયણ કરે છે.

પ્રાચીન ગ્રંથોમાં ભાગવત અને મહાભારત જેવા ગ્રંથો પુરાણકાલીન મનાયા છે; ને ભારત હજુ એ ગ્રંથોનું અમૃતપાન કરતા રહે છે તેમજ બીજાઓને પણ તે અમૃતરસ પાય છે. આ ભાગવતનું વાચન ચાતુર્માસમાં ખૂબ થાય છે.

શ્રીમદ્ ભાગવતનું વાચન અને મનન એ ખરેખર માનવજાતિને ઉચ્ચ સ્થાને લઈ જનાર મહાન ગ્રંથ છે. સારાં પુસ્તકો આપણા ચારિત્ર્યને ઉન્નત બનાવે છે. આ ગ્રંથમાં પ્રાચીન રાજા-મહારાજાઓ, ઋષિ-મુનિઓ, તપસ્વીઓ, ભક્તો એમનાં **ઉત્તમ ચરિત્રો** આપેલાં છે.

**ઐતિહાસિક દૃષ્ટિએ** ન્યાય ને અન્યાયના ભેદોથી થતી લડાઇઓ, રાજા-પ્રજાના ધર્મો, સાંસારિક વ્યવહારો, પાપીઓનો વિનાશ અને સ્વાર્થના ત્યાગી મહાન પુરુષોનાં સુંદર દૃષ્ટાંતો મળી આવે છે.

આ ગ્રંથમાં **ભૌગોલિક માહિતી** પણ ઠીક ઠીક આપેલી છે. ભારતની પવિત્ર ભૂમિ કેવા કેવા મહાન સમુદ્રો, પર્વતો, નદીઓને સમાવી રહી છે, તેમજ તેની કેવી ઉત્તમ આબોહવા છે, કેવો સુંદર પાક આ ભૂમિમાં થાય છે, તેમજ જવા આવવાના રસ્તાઓ અને કેવાં કેવાં મહાન શહેરો હતાં તથા કુદરતી સૌંદર્ય કેવું હતું તેની સુંદર માહિતી મળે છે.

**તત્ત્વજ્ઞાનની** દૃષ્ટિએ પણ આ ગ્રંથ મહાન ગણાય છે. અજામિલને કેવું જ્ઞાન થયું, બલિરાજાને જ્ઞાનથી કેવું સ્વર્ગીય સુખ મળ્યું, ધ્રુવજીએ કેવું જ્ઞાન મેળવ્યું, તેમ જ ઇતર રાજાઓએ ઋષિમુનિઓ પાસેથી ઈશ્વર સંબંધી અને આત્મકલ્યાણ સંબંધી કેવી કેવી ચર્ચાઓ સાંભળી પોતાના આત્માને ઇશ્વરમય કર્યા છે તેનાં સુંદર દૃષ્ટાંતો પાને પાને મળી આવે છે. આ ગ્રંથ

# તમે એ સર્વ રસોથી ભરપૂર મહાગ્રંથ વાંચ્યો છે?

# ભાગવત

કોને કહેવો, બ્રાહ્મણના શા ધર્મ છે, આત્મોન્નતિ કેમ સધાય, એ વગેરે આદર્શો આ મહાન ગ્રંથમાંથી મળી આવે છે.

વળી જિંદગીના ચાર આશ્રમો કેમ કર્યા, તેને કેમ પાળવા અને આ આશ્રમોમાં રહી આત્મકલ્યાણ સાધવા માટેનો મહાન આશ્રમ કયો છે, તેની સમજૂત તેમ જ સત્ય પંથનાં દ્દષ્ટાંતો આ ગ્રંથમાંથી મળે છે.

આ ગ્રંથમાં જગદુદ્ધારક મહાન વિભૂતિરૂપ શ્રીકૃષ્ણચંદ્રનું જીવનચરિત્ર વાચકના હૃદયપટમાં ઉત્તમ પ્રકાશ પાડે છે. આવા મહાન પુરુષના જીવનપ્રસંગમાંથી મનુષ્યજીવન કેમ જીવવું જોઇએ તેનાં દ્દષ્ટાંતો મોજૂદ છે.

શ્રીકૃષ્ણના જન્મથી પોતાની અને માબાપોની કેવી દયામણી સ્થિતિ થઇ, તેમાંથી પસાર થયા છતાં પોતાને મારી નાખવા પોતાના પાપી મામા કંસે કેવાં કાવત્રાં કર્યાં, છતાં મારનાર કરતાં બચાવનાર મહાન છે એ વસ્તુની ખાતરી થાય છે.

પાપીઓ છેવટ સુધી પોતાના પાપને છોડતા નથી, કંસ રાજાને માથે કાળનું ચક્ર ભમતું હતું; મૃત્યુ નજીક હોવાનું તે જાણતો હતો, છતાં ઇશ્વરી સંકેતને હઠાવવા તેણે કેવા કેવા પ્રયત્નો કર્યા, કે જે કૃત્યોથી તે દુનિયાના વ્યવહારમાં નીચ, નિર્લજ, હલકો અને મહાન પાપી ઠરી મોતને આધીન થયો અને મહાન પુરુષનું વૈરભાવથી ' કરેલું નિયમિત સ્મરણ તેના આત્માને ઉચ્ચ સ્થાને લઇ ગયાનું જણાય છે.

વળી પરાધીન મનાતી સ્ત્રીનું તન, મન, ધનથી રક્ષણ કરવું એ પુરુષોનો મુખ્ય ધર્મ છે. નબળાની વહાર કરવી એ મનુષ્યની ફરજ છે. આવાં ઉત્તમ દ્દષ્ટાંતો શ્રીકૃષ્ણના જીવનમાંથી મળે છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ મનુષ્યને ચાણક્યનીતિના કથિતપાઠો આપ્યા છે, સાંસારિક વ્યવહારોની આંટીઘૂંટી બતાવી છે, આત્મોન્નતિ માટે નવધા ભક્તિને વર્ણવી પ્રેમલક્ષણા ભક્તિને ઉત્તમ મનાવી છે.

મનુસ્મૃતિના સિદ્ધાંત પ્રમાણે ગૃહસ્થાશ્રમીએ સંતતિ ઉત્પન્ન કરી ઇશ્વરપરાયણ થવું પરંતુ નબળી સંતતિ કરતાં સંતતિ ન હોય એ સારૂં, તેનો તો નાશ જ થવો જોઇએ કે જેથી કુળને કલંક ન લાગે એ વિચારે ૫૬ કોટિ યાદવકુળનો પોતાની નજરે નાશ કરાવી પોતે ચિરસ્મરણીય થયા છે.

આવી મહાન વિભૂતિનાં જીવનચરિત્રો ધાર્મિક દૃષ્ટિએ, ઐતિહાસિક દૃષ્ટિએ, આત્મોન્નતિની દૃષ્ટિએ અને સાંસારિક દૃષ્ટિએ જરૂર વાંચવાં જોઇએ.

હરિપ્રસાદ હરખજી ત્રિવેદી

# વિદ્યાર્થીઓનું વાચન અને શિક્ષકોની ફરજ

**વિદ્યાર્થીજીવનને** માટે વિશાળ વાચનની આવશ્યકતા આવકારદાયક છે. જ્ઞાનપ્રાપ્તિમાં શક્ય ઉમેરો સાધી સાર્વદેશિક માનસિક વિકાસને અર્થે પ્રયત્નશીલ બનનાર વિદ્યાર્થીવર્ગ માટે નિર્ણિત શિક્ષણક્રમનાં પુસ્તકોનું વાચન પરિપૂર્ણ ન નીવડે એ સ્વાભાવિક છે. એ દૃષ્ટિએ પાઠ્યપુસ્તકોના ફરજીઆત વાચન ઉપરાન્ત ઇતર વાચનની આવશ્યકતા અનિવાર્ય બને છે.

પ્રગતિમાન વિશ્વની અનેકાનેક પ્રવૃત્તિઓ રજૂ કરતાં અખબારો ઉપરાન્ત સાહિત્યજગતની વિવિધતાઓથી ભરપૂર પુસ્તકોનો અનોખો સંગ્રહ પુસ્તકાલયમાં યોજાય છે. પુસ્તકાલયનો લાભ ઊઠાવનાર માનવસમૂહ પ્રતિ દૃષ્ટિપાત કરતાં સહેજે સમજાય છે કે વિશાળ જ્ઞાનની જેને વધારેમાં વધારે જરૂર છે તે વિદ્યાર્થીવર્ગે પુસ્તકાલયનો ઓછામાં ઓછો લાભ લે છે.'

નવાઇની વાત તો એ છે કે પાઠ્યપુસ્તકોના વાચનમાં પણ વિદ્યાર્થીને ખાસ રસ નથી હોતો. પરીક્ષામાં પસાર થવા માટેનું ફરજીઆત વાચન વિદ્યાર્થી શૂન્યમનસ્ક બની વાંચી નાખે છે. શાળામાં દાખલ થતાં જ ફરજીઆત વાચનમાં નીરસતા અનુભવે છે. આનું કારણ શું ?

શાળા અને વિદ્યાપીઠનાં શિક્ષણ લેનાર વિદ્યાર્થીવર્ગનો મોટામાં મોટો ભાગ ગામડાંમાંથી આવે છે. દરિદ્રતામાં દટાયેલાં ગ્રામગૃહો માનસિક વિકાસ અર્થેનાં જરૂરી સાધનો ખરીદ કરી સાહિત્યક વાતાવરણનો ફેલાવો નીપજાવે એ ઓછું બનવાજોગ છે. એ વાતાવરણમાંથી બહાર આવેલ વિદ્યાર્થીને ધીરે ધીરે યોગ્ય પથનિર્દેશ કરવાનું કાર્ય શિક્ષકને શિર રહે છે. પણ શિક્ષકો એ કર્તવ્ય બજાવે છે ખરા ?

શિસ્તપાલનનો શોખ રાખનાર પુસ્તકોના વાચન પ્રત્યે વાતાવરણનો ભાગ્યે જ પ્રેમ હોય છે. પરિણામે, નિર્ણિત પાઠ્યપુસ્તકોના વાચન દ્વારા જ્ઞાનપ્રાપ્તિની પરિપૂર્ણતા સધાશે, એ માન્યતા વિદ્યાર્થીના મગજ ઉપર ઠોંસવામાં આવે છે. યન્ત્રવત્ અપાતું શિક્ષણ જીવનતત્ત્વવિહીન બની માત્ર પરીક્ષા તરફ અંગુલિનિર્દેશ કરી કૃતકૃત્યતા અનુભવે છે. આનું પરિણામ એ આવે છે કે પરીક્ષાને જ અન્તિમ ધ્યેય માની વિદ્યાર્થી અન્ય વાચનથી વિમુખ બને છે. શાળા અને વિદ્યાપીઠનાં પુસ્તકાલયોનો સુયોગ્ય ઉપયોગ ન થઇ શકવાના કારણે વિદ્યાર્થીનો વાચનપ્રેમ ઊડી જાય છે. આમ સંસ્કૃતિના શુભ ચિહ્નરૂપ વાચનરસની જેને ખાસ જરૂર છે એ વિદ્યાર્થીવર્ગ ફરજીઆત વાચનના બોજાના પ્રભાવે સાચું તત્ત્વ અપનાવી શકતો નથી.

શિક્ષણ અને પરીક્ષાની પદ્ધતિની ઊણપો અજાણી નથી. એ ઊણપો દૂર કરવામાં આવે તો વિદ્યાર્થી સાચો વાચનપ્રેમ સાધી શકે એ નિર્વિવાદ છે. આજે તો વિદ્યાર્થીઓમાં ઇતર વાચનરસ કેળવવાના પ્રયાસો કરવાની જરૂર છે. એટલે શિક્ષણક્રમમાં કંઇક ફેરફાર થાય તો વિદ્યાર્થીમાં વાચનરસ ઉત્પન્ન થાય અને બાહ્યવાચનને આવકારતો વિદ્યાર્થી પુસ્તકાલયનો સફળ લાભ ઉઠાવી પોતાનું જીવન પ્રગતિપન્થે દોરવા શક્તિવાન બને.

વકીલ ઠાકોરલાલ ગોરધનદાસ શાહ

# ઉમદા વાચનમાં જીવનઉન્નતિ

જેમ શરીરને ટકાવવા ખોરાકની જરૂર છે, તેમ મન અને આત્માના વિકાસ માટે, સારા સ્વચ્છ વાચનની જરૂર છે. પરંતુ હાલમાં હળવાં અને કામવિજ્ઞાનના ભપકાભર્યાં નામો હેઠળ કેટલોક અપવિત્ર વિચારોનો વાચનકચરો ઊભરાય છે. તંદુરસ્ત વિચારોવાળા વાંચનનો શોખ દુઃખમાં દિલાસો આપી, નવીન જ્ઞાન બક્ષી, આપણા સુખમાં વધારો કરે છે. નિયમિત સ્વચ્છ વાચનની ટેવથી, ઘડીભર આપણે, આ ધાંધલીઆ જમાનાની ખોટી ધાંધલ ધમાલ ભૂલી જઈશું, અને આપણા મનને અપૂર્વ શાંતિ મળશે, એક કવિએ આ બાબતમાં વ્યાજબી કહ્યું છે કેઃ—

"કવિતા સંગીત વાર્તા, વૈદક ને વેદાંત;
વાંચે ચિત્તશાંતિ થશે, મળશે સુખ સિદ્ધાંત."

સ્કૂલ કે કૉલેજમાં કેળવણી લીધી, એટલે ભવસાગર તરી ગયા, એ વિચાર તદ્દન ભૂલભરેલો છે. કેળવણીની સાચી કસોટી, નોકરી અને ધંધામાં જ થાય છે. વાચનના શોખથી શીખેલું કદાચ જતું નથી, પણ જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. વાચનના પ્રતાપે, આપણો વખત સારી રીતે પસાર થાય છે, મન પ્રફુલ્લિત રહે છે અને પારકી નિંદા કરવાનો વખત મળતો નથી. દુનિયાના પ્રજામતને કેળવવા અને જ્ઞાનની વૃદ્ધિ કરવામાં વર્તમાનપત્રો, માસિકો, અઠવાડીકો અને સારાં પુસ્તકો આગેવાનીભર્યો ભાગ ભજવે છે જો કે છેલ્લા દશકામાં અનેક સામયિકો નીકળ્યાં હતાં, અને તેમાંનાં ઘણાં ટૂંકી જીંદગી ભોગવી સ્વર્ગવાસી પણ થઇ ગયાં છે, તે છતાં છેલ્લા દશકામાં આપણાં ગુજરાતી સામયિકોએ સારી રીતે પ્રગતિ કીધી છે. આમાં મહાત્માજીનાં નવજીવન પ્રકાશન મંદિર અને હરિજન તેમજ ઇતર પત્રોમાં અનોખી ભાત પાડીને ગુજરાતી સાહિત્યને પ્રાણવાન બનાવ્યું છે. ન્યુસપેપરો હવે આ જમાનામાં વ્યુઝપેપરો બન્યાં છે, જેમાં જુદાં જુદા વિભાગના વાંચનારાઓને રૂચે તેવી બાબતો ગુજરાતી છાપાંઓએ પ્રગટ કરી, વાચકવર્ગની સારી સેવા બજાવી છે.

છતાં આમાં એક નહિ ઇચ્છવા જોગ તત્ત્વ એ છે કે, આજકાલ લગભગ ઘણાં ખરાં છાપાંઓમાં અને માસિકોમાં, દરેક જન્મરાશીવાર જ્યોતિષના વર્તારા છાપવામાં આવે છે. આ વર્તારા એકમેકથી એવા ઊલટાસૂલટી આવે છે કે, જ્યોતિષશાસ્ત્રની તેમાં ઇચ્છવાજોગ હાંસી થાય છે. વાંચનારાઓએ આવા વર્તારાઓ પર બીલકુલ લક્ષ આપવું નહિ. ફક્ત પરમ કૃપાળુ કિરતારમાં જ સંપૂર્ણ શ્રદ્ધા રાખી, પોતીકું કાર્ય તેઓ કરતા રહેશે તો તેમાંજ ખરો લાભ છે. કારણ વહેમ એ એક બલા સમાન છે. વાચનની બાબતમાં આપણે હંસવૃત્તિ કેળવવાની છે. જેમ રાજહંસ પાણી અને દૂધ જુદું કરે છે, તેવી જ રીતે આપણે પણ વાચનનો વિવેક એટલે ખરું ખોટું તત્ત્વ પારખવાનું છે, નિયમિત અભ્યાસ, ટેવ અને અવલોકનથી આપણે જરૂર હંસવૃત્તિ કેળવી શકીશું."

મારા મત મુજબ વર્તમાનપત્રોમાં આવતી બધી જ બાબતો સાચી માની લેવાની

નથી, પણ વિવેકબુદ્ધિના ત્રાજવામાં તેનું તોલન કરવાનું છે. સારા ગ્રંથકારોનાં પુસ્તકો આપણા રાહબર મિત્રો સમાન છે. આપણા મિત્રો એક વાર કદાચ આપણને ખોટે માર્ગે દોરવશે, પણ આ પુસ્તકરૂપી મિત્રો આપણને સાચે માર્ગેજ દોરવશે.

**નવલકથાઓને નામે હમણાં જે કંગાલ કચરો ઉભરાય છે, તે ભાવિ પ્રજાની નીતિને ધોકો પહોંચાડે છે,** જ્યારે ખરાં ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો જેવાં કે, 'મહાત્માજીની આત્મકથા' 'સરસ્વતીચંદ્ર' 'હિમાલયનો પ્રવાસ' અપવાદરૂપ હોઇ, વાચનારાઓના મનમાં જ્ઞાનની જ્યોતિ ઉત્પન્ન કરી મનને જ્ઞાન અને શાંતિ બક્ષી, અંતરાત્મા દિવ્ય જ્યોતિ પ્રગટ કરે છે.

મહાન પુરુષોનાં જન્મચરિત્રો જેવાં કે 'આગળ ધસો', 'પ્રભુમય જીવન', 'ભાગ્યના સ્રષ્ટાઓ', 'ભગવદ્ગીતા', 'ચાણક્યનીતિ' વિવેકાનંદ અને રામતીર્થ તથા રામકૃષ્ણ પરમહંસના લેખો સસ્તે દરે પ્રગટ કરી, અમદાવાદવાળા સ્વામી ભિક્ષુ અખંડાનંદે સસ્તા સાહિત્ય દ્વારા, ગુજરાતી સાહિત્યની ઉમદા સેવા કરી છે. વાચકો ! **કંગાલ અને નિર્માલ્ય પુસ્તકો વાંચવાને બદલે, સાચું સ્વચ્છ અને પ્રાણવાન સાહિત્ય વાંચવાનો શોખ ખીલવશો,** તો જરૂર તમારા વિચારો સુધરી, તમો દરેક રીતે પ્રગતિ કરી, આ જીવનને સુખમય અને શાંતિમય બનાવશો, એ ચોક્કસ છે.

જેમ પારસમણિના સ્પર્શથી લોખંડ પણ સોનું થઇ જાય છે, તેમ સારા વાચનના પ્રતાપથી અંધકારરૂપી અજ્ઞાનતાનો નાશ થાય છે, અને અંતરાત્મામાં જ્ઞાનની જ્યોતિ ઉત્પન્ન થાય છે. સ્વચ્છ નિયમિત વાચનના પ્રતાપે આપણા વિચારો પવિત્ર થઇ, વાણીમાં પણ મધુરતા આવે છે, અને ભલાં પરમાર્થી કામો કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે. જેવી રીતે અંગ્રેજીમાં ચુંટી કાઢેલાં ૧૦૦) પુસ્તકોની એક યાદી છે તેજ રીતે ગુજરાતી ભાષામાં ચૂંટી કાઢેલા જુદા જુદા વિષયો રજુ કરતાં, ૧૦૦) પુસ્તકોની એક યાદી* આપણા સાક્ષર મહાશયો રજુ કરે તો સાહિત્યની ઉન્નતિ થવા પામે ! વાચકોને શું વાંચવું તે માટે એવી યાદી માર્ગદર્શક થઇ પડે અને નબળા વાચનથી જનતા જલદી બચી જાય.

બાપુજી દિનશાહ વજીફદાર

---

સાહિત્યની ઉપાસના મનુષ્યને બીજા ધંધા માટે નાલાયક બનાવી દે છે, એ વાતને ખોટી, સિદ્ધાંતથી વિરુદ્ધ અને અનુભવ વિનાની કલ્પના માનીને એનો અનાદર કરજો.

× × ×

સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત કરે છે; રૂચિને શુદ્ધ કરે છે; હલકા આનંદનો મોહ મટાડે છે અને આપણને ઉંચકીને વિચાર અને જીવનની ઉચ્ચ ભૂમિકા પર મૂકી દે છે

× × ×

ઉત્તમ વિચારથી ભરેલો કોઈ ગ્રંથ વાંચ્યા પછી તરત હલકાં કામ થઇ શકતાં નથી. જે માણસ ઉપલક રીતે અથવા આનંદ માટે વાંચે છે તેનામાં પણ રસિકતા અને મિઠાશ તો આવશે જ.

---

* આવી યાદી, બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ પ્રસંગે ચરોતર એજ્યુકેશન સોસાઇટિ—આણંદ દ્વારા પ્રકટ થઇ હતી તે માત્ર નામની કિંમતે ઉપલે સ્થળેથી હજી મળી શકે છે.

## ૪. સા. પુ. વેજપુર (તા. સાવલી)

**આ ગામે** પુસ્તકાલય માટે બાર માસ સુધી આદરેલા પ્રયાસ નિષ્ફળ નીવડેલા; છતાં નાઉમેદ ન થતાં સતત જારી રાખ્યા હતા. છેવટે મેં તા. ૧ જાન્યુઆરી ૧૯૨૨ માં આ ગામના અત્યારે આગેવાન ગણાતા પા. મોતીભાઈ શિવાભાઈની પાસે ગયો અને મારા વિચાર જણાવ્યા. તે યુવાન મગજના અને નવા યુગના જ્ઞાનનો લાભ લેતા તેઓના વિચાર ઘણા ઉન્નત જણાયા અને પુસ્તકાલયના જ્ઞાનનો લાભ લેવા તેમની ઇચ્છા ઘણીજ તીવ્ર થઈ. તેમણે મને જણાવ્યું: "તમો પુસ્તકાલય સ્થાપવાને મદદ માગશો તો હું આપીશ." તેઓએ મને સાથે લઈ ગામમાં ફરી વળી, રૂ. ૭૫) ભેગા કરવા માટે લખણી કરી. તે લખાણીની ટીપના રૂપીઆ ઉઘરાવી ભેગા કર્યા અને તે લઈ સ્વર્ગસ્થ શ્રીમાન અમીન સા. ને મળ્યો. મેં તેઓશ્રીને બધી વાત જણાવી પુસ્તકાલય સ્થાપવા માગણી કરી તો મને જવાબ મળ્યો કે તમારા ગામે વસ્તી ઓછી હોવાથી પુસ્તકાલય મળશે નહિ, પણ વાચનાલય મળશે. મેં વાચનાલય લેવા ના પાડી, તો પણ ફરી મેં તેઓશ્રીને વિનંતિ કરી તો મને જણાયું કે રૂ. ૧૦૦) કાયમ ફંડમાં મૂકો તો પુસ્તકાલય મંજૂર થાય. હું પાછો આવ્યો અને ગામના આગેવાનને બધી વાતની માહિતી આપતાં શ્રી. મોતીભાઈ શિવાભાઈએ પોતે રૂ. ૫૦) ની પાવતી લખી આપી. ને તેમણે બીજા પાસે રૂ. ૫૦) ની પાવતી લખાઈ આ બન્ને પાવતીઓનો રૂ. ૧૦૦) રકમ થઈ એટલે હું સ્વ. શ્રી. મોતીભાઈ સાહેબને ફરીથી મળ્યો અને આગેલી હકીકત પુરી પાડી શ્રી. અમીન સા. ને મારી ખાતરી થઈ ને તેમને સમજાવ્યું કે પુસ્તકાલય સારી રીતે ચલાવશે એટલે તુર્તજ પુસ્તકાલય ઉઘાડવાની મંજૂરી આપી ને તા. ૧-૮-૨૩ ના રોજ પુસ્તકાલય ખૂલ્યું.

પુસ્તકાલય શરૂ થયા પછી હું દર વર્ષે વરસમાં બે વખત જાન્યુઆરી અને જુલાઈમાં સભા ભરતો ને નવી નવી વાતો ને નવી નવી યોજનાઓ મૂકી તેનો બરોબર અમલ થાય તેમ કરતો. પુસ્તકાલયના નિભાવ માટે શરૂઆતમાં મને ઘણી મુશ્કેલીઓ નડી, પણ અડગ નિશ્ચય રાખી લોકમત કેળવી, બાળકો પાસે સંવાદ તેમ જ કન્યાઓના ગરબા વગેરે ગોઠવી લોકોને ભેગા કરતો અને લોકોમાં વાચનપ્રચાર કરવા માટે સામયિકોમાં અગત્યનું વાચન લોકોને બોલાવી વાંચી સંભળાવતો.

આમ દિવસે દિવસે વાચનપ્રચાર વધારી બજેટ માટે જુલાઈ-ઑગસ્ટમાં લખણી કરાવી તુર્ત મારા પગારના પૈસા ભરી દેતો ને મોસમમાં લોકોને ઘેર જઈ પૈસા વસૂલ લેતો. આ પ્રમાણે લગભગ દશ વર્ષ સુધી પ્રચાર ચાલુ રાખ્યો એટલે લોકોની વૃત્તિ વાચન પ્રત્યે વધવા લાગી. લોકોને કયાં પુસ્તકો વધારે ગમે છે તેની નોંધ રાખી. બજેટમાં મંજૂર કરાવી તે ખરીદી વાચન પ્રત્યે અભિરુચિ વધારતો.

અત્યારે પણ અમારા પુસ્તકાલયમાં લખણી કરવાનો રિવાજ ચાલુ છે; પણ અત્યારે લોકો વધુ પ્રમાણમાં રસ લેતા થવાથી કારવણના વતનીઓ અત્રે આવી વસેલા છે તેઓને

વાચન પ્રત્યે રસ વધવાથી બજેટના કામમાં અત્યારે તુર્ત પૈસા પોતે આપી બીજા પાસે અપાવવા પ્રયત્ન કરે છે. વળી અત્યારે વ્યવસ્થાપક મંડળમાં યુવાનો તૈયાર કરી દાખલ કરેલા હોવાથી તે યુવાનો સરસ સાથ આપી રહ્યા છે. આ ઉપરાંત થોડી લખણી બાકી રહે તે થોડે થોડે મોસમમાં વસૂલ આવે છે.

લોકોનાં મન અત્યારે પુસ્તકાલય તરફ સુંદર રીતે વળેલાં હોવાથી ને ખૂબ રસ લેતા થએલા હોવાથી પુસ્તકાલય સારા પાયા પર ચાલે છે. અને ટપાલના વખતે લોકો છાપાં વાંચવા તલપાપડ થઈ જાય છે. જનતામાં જેમ જેમ વાચનરસ ઉત્પન્ન થતો ગયો, તેમ તેમ પુસ્તકાલયની સ્થિતિ સુધરતી ગઈ.

અત્યારે આ પુસ્તકાલયનું રૂ. ૧૧૮૭) કાયમફંડ છે; પાંચ કબાટ છે, લગભગ ૯૦૦ પુસ્તકો છે, બાળવિભાગ જુદો રાખ્યો છે, તેમજ પુસ્તકાલયનું મકાન બાંધવા કારવણના વતની અને અત્રેના રહીશ પા. સામળભાઈ શંકરભાઈએ વગર વળતરે ને વગર માગણીએ પોતાની જમીન આપી છે.

વેજપુર ગામે પુસ્તકાલય સ્થપાયા પછી જનસમાજને ઉપયોગી એવાં નીચે પ્રમાણે લોકોપયોગી કાર્યો થયાં છેઃ—

(૧) ગામમાં સરકારી દવાખાનું ખુલ્યું છે અને મકાન બાંધવા પણ એસ્ટીમેટ થઈ ગયું છે, તેમજ તે માટેની જમીન પણ કબજે લેવાઈ ગઈ છે. (૨) વેજપુર શાળાનું મકાન ત્રણ ઓરડાનું થઈ વેજપુર સેન્ટરનું કેન્દ્ર બન્યું છે. (૩) સ્ટેશન બંધાયું છે. (૪) તાર ઑફિસનું કામ પણ થાય છે, તેમ સેવિંગ બૅંક પણ છે. (૫) પોસ્ટ ઑફિસ પણ થઈ છે. (૬) પુસ્તકાલયનું મકાન બંધાય છે.

ઉપર પ્રમાણે ચાલુ જમાનાને જોઈતી અનુકૂળતા થઈ ગઈ છે. અને ઉપરની બધી સંસ્થાઓ પુસ્તકાલય સ્થપાયા પછી જ ઉત્પન્ન થઈ છે. આ બધી સંસ્થાઓ ઊભી કરવા માટે તન-મન-ધનથી પણ ભોગ આપ્યો છે. સતત લોકમત કેળવી, તૈયાર કરવામાં શરૂઆતમાં મને ઘણી મુશ્કેલીઓ નડી છે, અગવડો પડી છે, અડચણો વેઠી છે, અપમાન પણ સહન કરવું પડેલું હતું. આ કામ કરવાથી મને પણ ઘણો લાભ મળી જાણવાનું તથા અનુભવવાનું ઘણું જ્ઞાન મળ્યું છે. જેથી હું વિનંતિ કરું છું કે મંત્રી કે ગ્રંથપાલે સાચો પ્રેમ કેળવી સહકાર રાખી કામ કરવાથી જ્ઞાન-બુદ્ધિમાં વધારો થઈ ઘણું જાણવાનું જોવાનું મળશે, સાચી વસ્તુ સંપાદન કરવામાં મુશ્કેલી નડશે; પણ અંતે સારાં ફળ ચાખવા મળશે.

સોમાભાઈ ગરબડભાઈ

---

સાધારણ રીતે આપણા લોકોને સહેલું વાચન જોઈએ છીએ; આગગાડીમાં યા ઘરમાં વખત જાય અને ધ્યાન રોકે એવું વાચન જોઈએ છીએ; પણ અંગ્રેજ લોકો તો મોટે ભાગે તાત્ત્વિક ગ્રંથો, પ્રાચીન ગ્રંથો અને જેમણે જીવવાનો પોતાનો હક્ક સ્થાપિત કર્યો હોય એવા જ ગ્રંથો વાંચે છે. તેઓ ' તાજા ગ્રંથો ' અને ખૂની હકીકતોવાળી તથા પ્રેમલા-પ્રેમલીની નવલકથાઓ માટે આતુર હોતા નથી.

# ગ્રંથપાલ માટેનું કર્તવ્યપંચક

વાચકો દરરોજ પુસ્તકાલયમાં આવતા થાય તે પછી થોડાક દિવસોને અંતે જો ગ્રંથપાલમાં કુનેહ હોય તો જરૂર તેમાંથી કેટલાકને પોતાના પુસ્તકાલયના વાર્ષિક કે માસિક સભાસદ બનાવી શકવા સમર્થ નીવડે. પુસ્તકાલયનો મુખ્ય હેતુ તે વાચકોને બરાબર સમજાવવો જોઇએ. આટલું પ્રથમ કર્યા પછી, પોતાની સેવાનો અનુપમ વિકાસ થવા માંડે છે. નવીન વાચકો ઉભા કરી તેમને ન સમજાતી હકીકતથી વાકેફ કરવા અને તેમને પુસ્તકો વાંચવા લઈ જવામાં માર્ગદર્શક બનવું જોઇએ. એક વખત વાચકને વાંચતો કરવામાં આવે તો પછી તેની વાચન-આસક્તિમાં સારો ઉછાળો આપોઆપ આવશે. અને વાચકોમાં વધારો થવા પામી પુસ્તકાલય ખીલી ઉઠશે. આ ગ્રંથપાલનું પ્રથમ કર્તવ્ય છે.

ગ્રંથપાલનું બીજું કર્તવ્ય એ છે કે તેણે પુસ્તકાલયના મકાનમાં સ્વચ્છતા અને સુઘડતા વસાવવી જોઇએ; કેમકે આ બે વસ્તુઓ આપોઆપ વાચકોને પોતાના પ્રતિ આકર્ષે જ અને ગ્રંથપાલની મહેનતનો બચાવ કરશે, માટે દરેક ગ્રંથપાલે પોતાના પુસ્તકાલયના મકાનમાં કબાટો, પુસ્તકો, ખુરશી, ટેબલો અને બાંકડા વગેરે વ્યવસ્થિત રાખી મકાનને વાળી ઝાડી ને સુશોભિત રાખવું જોઇએ.

ગ્રંથપાલનું ત્રીજું કર્તવ્ય એ છે કે પોતે વાચનરસિક બની જવું જોઇએ. પોતે કંઇ વાંચશે તો જ બીજાને વંચાવી શકશે. પોતે જ જો વાચન નહિ કરતો હોય તો પછી બીજાને શું વંચાવી શકવાનો ?

ગ્રંથપાલનું ચોથું કર્તવ્ય એ છે કે પોતે નિઃસ્વાર્થ હોવો જોઇએ. તેણે મોટા પગારની વા ઇતર પ્રકારની આશાઓ નહિ રાખવી જોઇએ અને જો એમ કરશે તો સરસ્વતીદેવીની તેના ઉપર કૃપાદૃષ્ટિ થશે જ.

ગ્રંથપાલનું પાંચમું કર્તવ્ય એ છે કે તેણે સેવાભાવી બનવું જોઇએ અને પોતાને સોંપેલું કામ એકનિષ્ઠાથી પાર પાડવું જોઇએ. તેનામાં ઉમંગનો ઉછાળો ને સમયસૂચકતાનો સંચાર હોવો જોઇએ, પળને ઓળખતાં આવડવી જોઇએ, પોતે સાદું જીવન ગાળવું જોઇએ.

ઉપર પ્રમાણેનાં પાંચ કર્તવ્યોનું જો ગ્રંથપાલ નિયમિત પાલન કરે તો તેનો સેવારાહ નિષ્કંટક બની રહે અને પોતાને ગૌરવશાળી બનાવી શકે.

**દિલીપકુમાર માધવલાલ પંચોલી**

---

ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન પુસ્તક હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ જીવતાં મુડદાંની ઘોર છે.

× × ×

પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ તો ઇશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.

વાચકો વર્તમાનપત્રો ઘેર ન લઈ જાય તે માટે—

# અજમાવવા જેવા અખતરા

૧ ગામમાં પ્રસિદ્ધ સ્થળે કાળો રંગ લાવી એક મકાનની દીવાલ ઉપર લગાડી બોર્ડ તૈયાર કરવું અને તે બોર્ડ ઉપર જાણવા જેવા તાજા સમાચાર લખવા, જેથી તે વાંચી કેટલાક વાચકોને સંતોષ થશે.

૨. વર્તમાનપત્ર આવે એટલે સા. પુસ્તકાલયના ગ્રંથપાલે તે વાંચી ખાસ જાણવા લાયક હકીકત આગળ લાલ પેન્સિલથી નિશાની કરવી એટલે નવા સમાચાર જાણવા ઇચ્છતા વાચકો તે જ વાંચી લેશે.

૩ બને તો પોતાને તથા જાહેર જનતાને અનુકૂળ પડે એવો સમય નક્કી કરી રાખવો અને લોકો ભેગા થાય એટલે તેમને વિવિધ સમાચાર વાંચી સંભળાવવા.

૪ ગામમાં લોકોનો જ્યાં વધુ અવરજવર હોય ત્યાં એક લોખંડના સળીઆનું બોકસ તૈયાર કરાવી ભીંતિ લટકાવી રાખવું અને તેમાં આવતાં વર્તમાનપત્રો તથા માસિકો મૂકી રાખવાં. અને ત્યાં આગળ એક વિનંતિપત્ર લખી ચોઢી રાખવું કે મહેરબાની કરી કોઇએ ઘેર પેપર ન લઇ જતાં વાંચી અંદર મૂકી દેવા વિનંતિ છે. એ પ્રમાણે લખી બીજી બાજુમાં પુસ્તકાલયમાં કયાં કયાં સામયિકો કયા કયા વારે આવે છે તેની યાદી પણ ચોઢી રાખવી, જેથી વિશેષ અનુકૂળ થઇ પડશે.

૫ ગામમાં શાળા, પરબડી, ધર્મશાળા, મંદિર વગેરે જ્યાં લોકસમૂહ જામતો હોય ત્યાં આગળ તમામ સામયિકો મૂકી રાખવાં અને પ્રથમ વ્યવસ્થાપક મંડળે ભેગા થઇ એકાદ ચાનક દાખલાનો નિયમ નક્કી કરવો અને આ નિયમની લોકોને જાણ થાય માટે ભંગી પાસે ગામમાં દાંડી પીટાવવી; છતાં કોઇ પેપર લઇ જાય તો સાધારણ દંડની રકમ લેવાનો રિવાજ રાખવો અને આનો અમલ સુસ્તપણે થશે તો સરસ કામ ચાલશે.

૬ વર્તમાનપત્ર આવે કે તરત ગામની પ્રસિદ્ધ જગ્યાએ દોરીથી બાંધી લટકાવી રાખવાં અને સાંજે પરત લઇ લેવાં. એટલે આનો પણ વાચકો સારો લાભ લેશે અને વર્તમાનપત્રો ઘેર લઇ જવાની માગણી નહિ કરે.

ઉપરની તમામ યોજનાઓ અમોએ જુદા જુદા ગામોએ અજમાવેલી છે અને કેટલાક સ્થળે ચાલુ પણ છે. તો જ્યાં જ્યાં આની જરૂર જણાય ત્યાં અમલમાં મૂકવામાં આવશે તો આશા છે વધુ અનુકૂળતા થઇ પડશે.

મલંગશા ઉમેદશા દિવાન

---

પ્રજાઓ ઉન્નત અને અવનત થાય છે; શહેરો નાશ પામે છે; વિશાળ સામ્રાજ્યો પાયમાલ થઇ જાય છે; પરંતુ તેઓના સમસ્ત ભૂતકાળ પુસ્તકોમાં વિદ્યમાન હોય છે. એક વારના બળવાન ગ્રીસનો, હસ્તિનાપુરનો અને અયોધ્યાનો બધો ભૂતકાળ પુસ્તકોમાં રહેલો છે. તેનાં લશ્કરો અને શિલ્પકળા નષ્ટ થઇ જઈ થોડાં ખંડેરોજ આજે ઉભાં છે; પણ તેનાં પુસ્તકો તો સદાય રહીને મનુષ્યો પર અસર કર્યા કરશે.

# બાળાનકો વાચનનો વિવેક

આજકાલ રોજનાં છાપાં, અઠવાડિયાનાં છાપાં, મહિનાનાં છાપાં અને ચોપડીઓ આપણે ત્યાં થોકબંધ ઠલવાતાં જાય છે અને શ્રીમંત લોકોનાં છોકરાં તે બધું સાહિત્ય ઘેર આવતું હોવાથી કોઈપણ જાતની યોજના વિના વાંચ્યે રાખે છે. મધ્યમ વર્ગનાં છોકરાંઓ પણ થોડુંક ઘરેથી, થોડુંક જેવા તેવા મિત્રો પાસેથી અને થોડુંક નિશાળનાં કે જાહેર પુસ્તકાલયોમાંથી મેળવી વાંચ્યા વિના રહેતાં નથી. છેક છેલ્લા થરનાં બાળકો જો અક્ષરજ્ઞાન પામે છે તો જ્યાં ત્યાંથી સાહિત્ય ઉધરાવી મેળવી વાંચતાં શીખે છે. નિશાળોમાં પણ હવે ઇતર વાચને પ્રવેશ કરેલો હોવાથી પુસ્તકો મંગાવવામાં આવે છે અને બાળકોને વાંચવા આપવામાં આવે છે.

બાળકોની આ વાચનભૂખ અને મોટેરાંઓની આ નાની એવી ઉદારતા અલબત્ત આવકાર આપવા લાયક છે, પણ જો વાચનનો વિવેક બાળક પાસે મૂકવામાં ન આવે અને તે ખીલવવામાં ન આવે તો તેમાંથી કશાં જ ઉપયોગી પરિણામો આવવાને બદલે ઊલટાં ખરાબ અને વાંઝિયાં પરિણામો આવે.

થોડા વખત પહેલાં એક મિત્રે પોતે લખેલી વાતો મને વંચાવેલી. એમાં એક વસ્તુ હતું કે, એક શુભ આશયવાળા બાપે થોડાંક છાપાંઓ, માસિકો અને પુસ્તકો પોતાના જુવાન થતા જતા દીકરા માટે પોતાના ઘરમાં વસાવેલાં. બાપ પોતે સાહિત્યરસિક હતા છતાં દાક્તરી ધંધાને અંગે ફુરસદ ઓછી મળતી. છોકરો પોતાને મળેલા સાહિત્યમાંથી વાર્તાવાર્તા વાંચી જતો અને બીજું બધું છોડી દેતો. એમ કરતાં કરતાં એ છોકરો છાપાંની જાહેર ખબરો વાંચવાને રવાડે ચડ્યો અને પછી તો......એ તો બહુ લાંબી વાત છે. તે ઉપરાંત ઘર તેમ જ શાળાના અનુભવે છાતી ઠોકીને કહી શકાય કે વાચનનો વિવેક બાળકને તેમ જ વિદ્યાર્થીને શીખવવામાં આવતો નથી તો તેઓ બિચારાં અંધારી અટવીમાં આથડે છે, અને કેટલાંયનાં કુણાં જીવન દોરવણીને અભાવે બરબાદ થતાં હશે. આવાં ઘણાં દૃષ્ટાન્તો શોધી શકાય અને આપી પણ શકાય. અલબત્ત, કેટલાંક રડ્યાંખડ્યાં બાળકો હૈયાઉકલતથી પોતાને માટેનું યોગ્ય વાચન ગોતી કાઢે છે. બાળક સ્વતંત્ર આદમી છે અને એને સ્વતંત્ર બુદ્ધિશક્તિ પણ છે. તેમ છતાં આપણે કેટલીયે અદ્યતન શિક્ષણપદ્ધતિઓથી તેને દોરીએ છીએ અને એમની નૈસર્ગિક શક્તિઓને ચીમળાયા વિના પૂર્ણ કળાએ ખીલવીએ છીએ. વાચનનું પણ તેમ જ થવું જોઈએ. આવા ઉપકારક પ્રયત્નો ક્યાંય નહિ થઈ રહ્યા હોય એમ તો કેમ કહેવાય ? પણ એવા પ્રયત્નોની સંખ્યા અત્યંત અલ્પ છે—નહિ જેવી જ છે. કેટલીયે નવી ગણાતી નિશાળોમાં પત્રો તેમ જ પુસ્તકો આવે છે ત્યારે વિદ્યાર્થીઓ દુકાળિયાં પેઠે અકરાંતિયાં થઈ તે વાંચવા તૂટી પડે છે. સંસ્કારી કહેવાતાં, તેમ જ બાળકો માટે પોતે બધું જ કરે છે એવો દાવો કરતાં શ્રીમંત તેમ જ મધ્યમ ઘરોમાં આવી જ સ્થિતિ છે. આ જોઈને કોઈપણ બાળ-પ્રેમીનું હૃદય પલળ્યા વિના નહિ રહે.

તો પછી બાળકની આ સ્વાભાવિક વાચનભૂખનો આપણે એના શિક્ષણ માટે ફાયદો કેમ ન ઉઠાવીએ ?

વધતા જતા ગૂજરાતી સાહિત્યમાંથી બાળકોનું આરોગ્યપ્રદ સાહિત્ય તારવી કાઢવાના કેટલાક પ્રયત્નો છેલ્લાં એકવીસ વર્ષથી થતા આવે છે પણ કાંઇ કહુકીએ દા ઓસાય ?

દરેક માબાપ તથા શિક્ષકની પહેલી ફરજ એ છે કે જેટલું વહેલું આ બાબતમાં ચેતાય તેટલું સારું. શિક્ષણના બે પાઠો કે એકાદ બે દાખલા કે એકાદો રાજા ઇતિહાસમાં ન શીખવાય તો કાંઇ બગડી જવાનું નથી. પણ **અકરાંતિયાં બાળવાચકો જ્યાં ત્યાંથી મેળવીને સાવ સડેલું અને તેમના ભવિષ્યના જીવનને જોખમી દે તેવું કેટલું બધું થોકબંધ વાચન આજે વાંચી રહ્યાં છે તેની થતી બિહામણી અસરની તમને ખબર છે ?**

આ બાબતમાં જરાક ઊંડા તો ઊતરજો.*

શમ

---

## સુગંધી વર્તમાનપત્રો

**સુગંધી વર્તમાનપત્રો** એ અમેરિકાની છેલ્લી શોધ છે. એમાં વળી ગ્રાહકોને મનપસંદ સુગંધીવાળાં વર્તમાનપત્રો તૈયાર કરી આપવામાં આવે છે. સવારના નાસ્તા વખતે આવતા દૈનિકમાંથી મનપસંદ નાસ્તાની સુગંધ આવતી હોય છે. બપોરે બપોરના ખાણા જેવી. એમાં ચા, કૉફી, બધી પ્રકારનાં ટોયલેટ અને બીજી અનેક ચીજોની સુગંધ હોય છે. આ સુગંધ માટે યંત્ર પર જ્યારે શાહી ઘુંટાતી હોય છે, ત્યારે જુદી જુદી જાતની સુગંધી એમાં ભેળવવામાં આવે છે. આ સુગંધી વર્તમનપત્રોની શરૂઆત 'ઇન્ડીઅનૅપોલીસ' નામના ગામમાં થઇ છે.

જ્યારે શરૂઆતમાં પહેલી જ વખતે શાહીને સુગંધયુક્ત બનાવીને વર્તમાનપત્ર ઉપર અક્ષરદેહ આપવામાં આવ્યો ત્યારે આખું શહેર થોડી મિનિટમાં સ્ત્રીઓના શણગારગૃહની પેઠે મઘમઘી ઊઠયું અને ફેરિયો બાપડો ચીંથરેહાલ થઈ ગયો. તંત્રી વિભાગ તો સુગંધની તીવ્રતાથી એટલો મુંઝાઈ ગયો કે કામ કરવું અશક્ય થઇ પડયું.

તંત્રી વિભાગના એક ભાઇ ઘેર ગયા ત્યારે એમનાં સાશંક પત્નીને જવાબ દેવો ભારે થઇ પડયો. પતિનાં કપડાંની સુગંધથી પત્નીને પાપશંકા આવી.

અખતરો સફળ થતાં બીજાં શહેરોમાં પણ ફેલાવો પામ્યો છે.

---

* નવા શરૂ થયેલા "પરશાળા"ના પ્રથમ અંકમાંથી.




**૧. રસમૂર્તિઓ**—કર્તા તથા પ્રકાશક : શ્રી. રણજિત મણિલાલ શેઠ; વેરમા તા. નવસારી; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃષ્ઠ ૨+૧૬૪; મૂલ્ય રૂા. ૧–૪–૦.

આ પુસ્તકમાં ૧૨ નવલિકાઓ છે. ભાઇ રણજિતલાલનો આ પ્રથમ પ્રયાસ હોવાથી ઉચ્ચ કોટીનું આ પુસ્તક ન ગણીએ તો પણ ભાઈ વિજયરાયે–એમના ગુરુએ–શુભેચ્છામાં જણાવ્યા પ્રમાણે એમાં શિષ્ટ નવલકથાકારની ઝાંખી તો જરૂર થાય છે. ગુણદોષ વિષે ગુરુજીએ કહેવાનું કહી દીધું છે એટલે વિશેષ કહેવાનું રહેતું નથી પરંતુ વાતો રસમય, બોધક, સામાજિક અને આહ્‌લાદક હોઇ બધી જ વાંચી જવાનું મન થાય તેવી છે. ઇચ્છિત વસ્તુ અથવા વ્યક્તિ મેળવવા સારૂ જાની મિત્ર પણ કેવાં અયોગ્ય અને અધર્મ કાર્યો કરી શકે છે અને મિત્રનો પ્રેમ આખરે સાચા રાહ પર લાવી દે છે એ પ્રથમ વાતમાં સૂચવ્યું છે. પ્રેમની પરાકાષ્ટા, એક જ વ્યક્તિને મેળવવાની તમન્ના, શૌર્યની પરીક્ષા માટે અને અભિષ્ટ સિદ્ધિ માટે મહાન વ્યક્તિઓ પણ કેવાં વેષપરિધાનો કરી શકે છે વગેરે આમાં બહુ સચોટ અને સરળ શૈલીમાં જણાવ્યું છે. આરસના ટુકડા, ભિખારી વગેરે વાતો રસિક, દ્રાવક અને ઉત્તેજક છે.

ભાષા, શૈલી, છપાઇ, કાગળ બાંધણી વગેરે સુંદર છે.

**૨. એબીસીનીઆ પર ઓથાર**—કર્તા : ચંદ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશક : જયંતિલાલ રેવાશંકર દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠીઆવાડ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી; કાચું સચિત્ર પૂઠું; પૃષ્ઠ ૧૦+૨૩૨; મૂલ્ય રૂ. ૧–૮–૦, પાકું પૂઠું રૂ. ૨–૦–૦.

નવયુગ ગ્રંથમાળાના ૭ મા વર્ષનું આ ચોથું પુસ્તક છે. એમાં ભાઇ ચંદ્રભાઇ કા. ભટ્ટે એબિસિનિયાનું રાજ્ય મુત્સદ્દીગીરીથી અને ફૂંકી ફૂંકીને કેવી રીતે ઇટાલીએ પચાવી પાડ્યું અને ત્યાં કેવા કાવાદાવાથી હબસી પ્રજામાં કેર વર્તાવ્યો એ બધું બહુ રસમય, કરુણ અને સુંદર રીતે ચીતર્યું છે. પુસ્તક ખરેખર વાંચવા જેવું છે. યુરોપનાં મોટાં રાજ્યો અન્ય દેશનાં નાનાં નાનાં રાજ્યો કેવી રીતે પચાવી પાડે છે તેનો આબેહુબ ચિતાર અત્રે આપ્યો છે. હબસી લોકો માટે જરૂર અંતઃકરણ દ્રવે છે. એમનું શૌર્ય, એમનો દેશપ્રેમ અને નાહક ખૂનરેજી બચાવવા રાજા કેવી રીતે રાજ્ય છોડી ચાલી જાય છે વગેરે સચોટ વર્ણવ્યું છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

કાગળ, છાપકામ, વગેરે સુંદર છે. પૂઠા ઉપરનો નકશો અંદરની સમજૂતીને બહુ મદદરૂપ થાય તેવો છે.

**૩. રાજરાણી**—અનુવાદક : શ્રીમતી કાન્તાદેવી, પ્રકાશક : સૌ. વિજયાબહેન દોશી;

નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠીઆવાડ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી ૬૬; કાચું સચિત્ર પૂઠું; પૃષ્ઠ ૭+૧૦૪; મૂલ્ય રૂા. ૨-૦-૦.

બંગાળી નવલકથાકાર શ્રી. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું આ પુસ્તક લીલાવતી ગ્રંથમાળાના ૭ મા વર્ષના ચોથા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. કેટલેક અંશે આ વાર્તા બંગાળામાં મુસલમાનોએ બખત્યાર ખિલજીના સમયમાં વિજેતા તરીકે પ્રવેશ કર્યો તે સમયની છે. માધવાચાર્ય હિંદુ રાજ ટકાવી રાખવા હેમચંદ્ર દ્વારા પ્રયાસ કરી રહ્યા છે. તે માટે ગુરુ તરીકે હેમચંદ્ર પાસે બ્રહ્મચર્ય પળાવી રહ્યા છે. મૃણાલિનીને થોડે થોડે દિવસે મળવા દે છે. પરંતુ હમેશાં તેને દૂર જ રાખે છે. માધવાચાર્ય પ્રથમમાં હેમચંદ્રને યુદ્ધ માટે ગૌડ દેશ જવાનું કહે છે. હેમચંદ્ર મગધના રાજાનો પુત્ર છે. માધવાચાર્ય એની પાસે યવનના હાથમાંથી મગધ પડાવી લેવા મથે છે. એટલામાં બંગાળા પર ત્યાંના ધર્માધિકારી પશુપતિના પ્રપંચથી ચઢાઇ કરી હકુમત મેળવે છે. પશુપતિ મરી જાય છે. મનોરમા સતી થાય છે અને માધવાચાર્ય હેમચંદ્રને મથુરામાં રહેવાનું ઠરાવી પોતે કામરૂપ જાય છે અને સમય આવે કામરૂપના રાજા તરફથી તને બોલાવવા માણસ આવશે એમ હેમચંદ્રને કહે છે. સમય જતાં યવનોને પરાજય પમાડી પોતાનું રાજ્ય પાછું લેવાનું બને એમ ન હોવાથી દક્ષિણ મહાસાગર ઉપર એક નવીન રાજ્ય સ્થાપવા માધવાચાર્ય હેમચંદ્રને પ્રેરે છે. એ પ્રમાણે ત્યાં નવીન રાજ્ય ઉત્પન્ન કરી, દિગ્વિજય, ગિરિજાયા, રત્નમયી, મણિમાલિની વગેરેને ત્યાં બોલાવી લે છે. આ પ્રમાણે મૃણાલિની રાજરાણી બને છે. આમાં પતિભક્તિ, શિયળરક્ષણ વગેરે ગુણો મૃણાલિની, મનોરમા વગેરેમાં બહુ સ્પષ્ટ જણાય છે. દિગ્વિજય, ગિરિજાયા, રત્નમયી વગેરેમાં સ્વામિભક્તિ, વફાદારી, સંકટસમયે સમયસૂચકતાપૂર્વક રક્ષણ વગેરે વગેરે ગુણો દષ્ટિગોચર થાય છે. આમાં પુષ્કળ પાત્રો છે. નાયક નાયિકામાં ખાસ વિશિષ્ટત્વ નજરે જણાઇ આવતું નથી. એકંદર વાર્તા રસમય, બોધક, આલ્હાદકપ્રેરક અને ઉત્તેજક છે.

કાગળ, છપાઇ વગેરે ઠીક છે. માત્ર કિંમત સહેજ વધારે લાગે છે. વાર્તાના શોખીનોને તો બહુ જ ગમશે.

**૪. મારા વિના નહિ ચાલે**—લેખકઃ ધનવંત ઓઝા; પ્રકાશકઃ જયંતિલાલ રેવાશંકર દેસાઇ, નવયુગ ગ્રંથમાળા, રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી ૬૬; ભારવટી કાચું સચિત્ર પૂઠું; પૃષ્ઠ ૧૨+૧૨૧; મૂલ્ય રૂ. ૦-૧૨-૦, પાકું પૂઠું ૧-૦-૦

આ પુસ્તકમાં ભાઇ ધનવંત ઓઝાએ નવલકથાદ્વારા વેશ્યાનો મહાન ગૂઢ પ્રશ્ન વિસ્તારપૂર્વક ચર્ચ્યો છે. શરૂઆતમાં પ્રાચીન અને અર્વાચીન કાળની વેશ્યાઓનો પ્રશ્ન, પાશ્ચાત્ય વેશ્યાઓ સહિત ચર્ચ્યો છે. પ્રથમનાં ૧૨ પાનાં વાંચી જવા જેવાં છે. એમાં વેશ્યાસંસ્થાનો સંપૂર્ણ ઇતિહાસ આપ્યો છે. દેવદાસીઓ, મૂરલીઓ વગેરેની પ્રથા હાલ પણ દક્ષિણમાં પ્રચલિત છે. બાધાઓ મૂકવા માટે, દેવને રીઝવવા માટે દેવને છોકરીઓ અર્પણ કરવાનો રિવાજ કેટલેક ઠેકાણે હજુ પણ અસ્તિત્વમાં છે. તેઓ દેવ આગળ નૃત્ય કરતાં અને પછી ઉતરતાં ઉતરતાં દ્રવ્ય લઇ આત્મસમર્પણ કરતાં, દ્રવ્ય દેવદ્રવ્ય ગણાતું. હાલ તો ઘણે ઠેકાણે એ રિવાજ બહુ ઓછો થઇ ગયો છે. જ્યાં સુધી દુનિયા ચાલશે ત્યાં સુધી વેશ્યા વગર દુનિયાને ચાલવાનું નથી એમ લેખકનું મંતવ્ય છે. કંઇક અંશે કદાચ ખરું પણ હશે. વેશ્યાવૃત્તિ

સેવવાનાં કારણો અનેક હશે તેમ ગરીબાઇ, જુલમ, વિકાર વગેરે મુખ્ય હોઇ શકે. પરંતુ વેશ્યામાં પણ એક પતિ તરફ પ્રેમ હોઇ શકે છે. નૃત્ય સંગીત વગેરે ભલે નભાવે પરંતુ આત્મસમર્પણ તો એમને જ હોય અને નહિ તો બ્રહ્મચર્ય પાળતી એવી પણ વેશ્યાઓ હોય છે. આ નવલકથામાંની નાયિકા સુનયના પોતાનો અનુભવ તથા યાતના વર્ણવે છે. ખોટા આડંબરો અને વૈભવ સહિત સફેદ ઠગો કેવી રીતે દુનિયાને છેતરે છે તે અવન્તિકાબાઇના જંગલના મહાલયથી દૃષ્ટિગોચર થાય છે. પુસ્તક અનુભવ માટે જરૂરી છે. પ્રશ્ન તો અણઉકલ્યો જ રહેવાનો. એ દિશામાં સાવચેતી રાખી પુખ્ત ઉંમરે એ પ્રશ્નનો વિચાર કરાય તો સમાજની એક બદી ઓછી થાય. આજને સમયે તો આ પ્રશ્ન બહુ આગળ આવી રહ્યો છે. વિદ્વાન સાક્ષરો પણ આ પ્રશ્ન ચર્ચી રહ્યા છે અને ચારિત્ર્યવાન અને વિનયી વેશ્યાપુત્રીને પણ લગ્નસુખનો હક્ક છે એ નિર્ણય થતો જાય છે.

પ્રૌઢો માટે આ પુસ્તક ઉપયોગી છે. નાની ઉમરનાઓ માટે આ પુસ્તક અપ્રાપ્ય ગણાવું જોઇએ. પુસ્તકાલયો બહુ કાળજીપૂર્વક વિવેકપુરઃસર વાંચન દોરવે એ જ અભિલાષા; નહિ તો અહિત થવા સંભવ છે.

સોળ વર્ષથી નીચેનાં યુવક યુવતીઓના હાથમાં આ પુસ્તક જવાં જોઇએ નહિ.

**૫. પરણ્યા પહેલાં**—લેખક : મોહનલાલ ચુનીલાલ ધામી; પ્રકાશક : સૌ. વિજયાબેન જમનાદાસ દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ કાઠીઆવાડ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી; સચિત્ર કાચું પૂઠું; પૃષ્ઠ ૧૬+૨૦૪, મૂલ્ય રૂ. ૧–૮–૦.

નવયુગ પુસ્તક ભંડાર તરફથી જાતીય વિજ્ઞાનનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું સાહસ ખેડવામાં આવ્યું છે. તેમાંનું આ એક પુસ્તક વિજ્ઞાનની દૃષ્ટિએ કુમારો માટે વૈદ્ય મોહનલાલ પાસે લખાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આમાં રા. હરભાઈ ત્રિવેદીએ 'આદરણીય પ્રયત્ન દ્વારા' પુસ્તકનો પરિચય ટૂંકમાં આપ્યો છે અને આ પ્રયત્નની સફળતા ઇચ્છી છે. યૌવન એટલે શું, યૌવન કેવી રીતે વેડફી નાખવામાં આવે છે, દુનિયાના ખાડાખાબોચીઆં ક્યાં ક્યાં છે, તેમાંથી બચવું શી રીતે, એમાં ફસાવાથી શી શી મુશીબતો વેઠવી પડે છે તેમ જ તેથી જીવન કેવું બરબાદ જાય છે અને યૌવનનો લાભ લઈ શકાતો કેમ નથી વગેરે પરણ્યા પહેલાં કુમારોએ જાણવાની બાબતો સ્પષ્ટ રીતે અને સરળતાપૂર્વક સામાન્ય ભાષામાં સમજાવવામાં આવ્યું છે. એમાં ૧૧ પત્રો દ્વારા યૌવનનું રક્ષણ કેવી રીતે કરવું અને તે નહિ કર્યાથી તથા સ્વેચ્છાપૂર્વક અનિયંત્રિત રીતે જીવન જીવવાથી જીંદગીની કેવી પાયમાલી થાય છે તે તથા તેમાંથી બચવાના ઇલાજો વગેરે બહુ સારી રીતે સમજાવ્યું છે.

આધુનિક સમયે આ બાબત ખાસ આવશ્યક છે કારણ કે કુમારો રસ્તો ભૂલે છે અને જીંદગીનું સાચું સ્વરૂપ જીવી શકતા નથી.

કુમારોએ આ પુસ્તક વાંચી તે પ્રમાણે આચરણ રાખવું જોઇએ.

પુસ્તકાલયો જરૂર ખરીદે અને કુમારોને આડે માર્ગે જતા બચાવે. કેટલાક તો સાચી વસ્તુની અણસમજને લીધે જ ગેરરસ્તે જાય છે. તેવાઓને તો આ આશીર્વાદરૂપ થઇ પડશે.

કાગળ, છપામણી વગેરે ઠીક છે.

**૬. શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો**—સંપાદકઃ શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, પ્રકાશકઃ જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ–નવજીવન કાર્યાલય, અમદાવાદ, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૪૯; બોર્ડ પટીનું કાચું પૂઠું; મૂલ્ય ૮ આના.

પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાનું આ ૧૪ મું પુસ્તક છે. નવજીવન કાર્યાલયને અંગે ભાઇ ગોપાલદાસ પટેલ, એ ગ્રંથમાળાના મંત્રી છે. તેમણે આ દિગંબર સંપ્રદાયના મહાન અગ્રણી કુંદકુંદાચાર્યના ' પંચાસ્તિકાય ', ' પ્રવચનસાર ' અને ' સમયસાર 'નામના નાટકત્રય નામના ત્રણ પ્રસિદ્ધ ગ્રંથોનો સાર અત્રે પ્રસિદ્ધ કર્યો છે. એ દ્વારા આચાર્ય મહારાજ-ના જ્ઞાન, તેમની મહત્તા, તેમનું તત્ત્વજ્ઞાન વગેરેનો સારો પરિચય પ્રમાણપુરઃસર આપી દિગંબર જૈન સંપ્રદાયની એમણે સેવા બજાવી છે. ઉપોદ્ઘાતમાં દિગંબર પરંપરામાં કુંદકુંદાચાર્યનું સ્થાન, દિગંબર સંપ્રદાય, આચાર્યના ગ્રંથોની માહિતી, તેમનાં નામો, દંત-કથાઓ, તેમનું વેદાંત વગેરે બાબતો ચર્ચી પ્રથમ ખંડમાં પ્રાય પ્રકરણોમાં વ્યાવહારિક દષ્ટિબિંદુ સમજાવી, આધ્યાત્મિક બાબત સમજાવી છે. આત્મા, આત્માનું શુદ્ધ સ્વરૂપ, માર્ગ વગેરે બહુ સરસ રીતે સમજાવ્યાં છે. બીજા ખંડમાં ૧૦ પ્રકરણમાં પારમાર્થિક દષ્ટિબિંદુ રજૂ કરી, જીવ, કર્તા અને કર્મ, પુણ્ય–પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ, સર્વ વિશુદ્ધ જ્ઞાન, વગેરે સમજાવી, છેવટે સુભાષિતો મૂળ સાથે ભાષાંતર કરી પ્રગટ કર્યાં છે. સૂચીદ્વારા પુસ્તકનું વાચન વિશેષ સરળ કરી આપ્યું છે.

છપાઇ, કાગળ વગેરે સંબંધી કશું કહેવા જેવું નથી. બધું ઉત્તમ છે. મૂલ્ય પણ માફકસર છે. જૈન પુસ્તકાલયો તેમજ જૈન વાચકોવાળાં સાર્વજનિક પુસ્તકાલયો જરૂર ખરીદે.

**૭. યોગશાસ્ત્ર**—સંપાદક. પ્રકાશક, કદ, વગેરે ઉપર પ્રમાણે, ૧૯૩૮; પૃષ્ઠ ૧૪+૨૮૮, પૂઠું ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. ૧–૦–૦.

પ્રસિદ્ધ વિદ્વાન જૈનાચાર્ય હેમચંદ્ર સૂરિએ સિદ્ધરાજ જયસિંહ માટે ખાસ અનુકૂળ યોગમાર્ગ સૂચવ્યો છે. ' દેશી નામમાળા ', ' નિઘંટુ શેષ ', ' હેમ વ્યાકરણ ' વગેરે મહાન ગ્રથો ઉપરાંત સિદ્ધરાજ માટે આ ગ્રંથ પણ રચ્યો. મનુષ્ય સંસારમાં રહીને આચરી શકે એવો વ્યાપક યોગ અત્રે વર્ણવ્યો છે. જૈન લોકોનો આ અપૂર્વ ગ્રંથ છે. એમાં ૧૦ પ્રકરણો તથા ૧૯ ટિપ્પણો દ્વારા, યોગની વ્યાખ્યા, ગૃહસ્થયોગની તૈયારી, અભિચર્યા, દિનચર્યા, આત્મજ્ઞાનનાં સાધન, મોક્ષપ્રાપ્તિ, સ્વાનુભવકથન· વગેરે વિસ્તારપૂર્વક સમજાવી, ૧૯ ટિપ્પણોમાં શિક્ષાદિશો, જુદા જુદા સાધકોની કથાઓ, ગૃહસ્થની ૧૧ પ્રતિમાઓ, ધ્યાનાદિ માટે યોગ્ય સ્થાનો, સાત નરભૂમિઓ, મધ્યલોક, ધારણાનાં વિવિધ સ્થાનો, પ્રાણાયામની વિશેષ વિગતો, વિવિધ ધ્યેયો વગેરે સુંદર અને સરળતાપૂર્વક સમજાવ્યું છે. પૂર્તિ અને સુભાષિતો ઉપરાંત, સૂચિથી પુસ્તકના અભ્યાસમાં વિશેષ સરળતા કરી આપી છે. કાગળ, છપાઇ વગેરેનું કહેવાપણું નથી.

**૮. મનોમુકુરઃ ગ્રંથ ૪ થો**—કર્તાઃ દીવેટીઆ, નરસિંહરાવ ભોળાનાથ; પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩+૨૪૪; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

' ગુ. વ. સોસાઇટીએ આપણા પ્રતિષ્ઠિત વિદ્વાનોના લેખસંગ્રહ વ્યવસ્થિત રીતે સંક-

લિત કરી, વિદ્યાર્થીઓ તેમજ અન્ય સાહિત્યરસિકોના મનરંજન તેમજ અભ્યાસ માટે પ્રસિદ્ધ કરવાનું હાથ ધર્યું છે. તેમાં સ્વ. સાક્ષર શ્રી. નરસિંહરાવભાઈનાં મનોમુકુરના ૩ ભાગ પ્રસિદ્ધ થઈ ગયા છે. બાકીનાં ગદ્ય લખાણોનો આ છેલ્લો સંગ્રહ પ્રસિદ્ધ થાય છે. એમાં લેખો, વિવેચનો, રસચર્ચા વગેરેના ૧૧ લેખો પ્રસિદ્ધ થયા છે. મનોમુકુરના ૪ ચાર ભાગની સંગઠિત અનુક્રમણિકા સાલવાર આ પુસ્તકમાં શરૂઆતમાં આપી છે તેથી એ ચારે ભાગોનો અભ્યાસ કરનાર અધ્યાપક તેમ જ વિદ્યાર્થીઓ ઉપરાંત સાહિત્યરસિકોને શોધવું બહુ સહેલું પડશે. સમયનો સદુપયોગ વિશેષ થશે. વિષયોનું વૈવિધ્ય હોવાથી કંટાળો નહિ આવે. સ્વ. નરસિંહરાવભાઈના મર્માળા કટાક્ષો પણ અંદર જાણવાના મળશે જ. शब्दो नित्यः, વિરામચિન્હો એ લેખો ભાષાપરત્વે છે.

ભાષા, છપાઈ, કાગળ વગેરે સારાં છે. ગુ. વ. સોસાઈટીનાં સભ્ય ન હોય તેવાં પુસ્તકાલયો જરૂર ખરીદી લે. શિષ્ટ ગ્રંથો દરેક પુસ્તકાલયમાં હોવા જોઈએ. કોઈ ને કોઈ વાંચનાર મળી આવશે.

**૯. પ્લેટોનું આદર્શ નગર—ભાગ ૨ જો—**પરિચ્છેદ ૬ થી ૧૦; અનુવાદકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, પ્રકાશક : ગુ. વ. સોસાયટી–અમદાવાદ, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું; પૃષ્ઠ ૬૦+( ૩૦૧–૫૫૬=૨૫૫ ); મૂલ્ય રૂ. ૧–૦–૦.

સદર પુસ્તકનો પ્રથમ ભાગ જેમાં પહેલા પાંચ પરિચ્છેદ આપવામાં આવ્યા છે તે અગાઉ પ્રસિદ્ધ થઈ ગયો છે. અત્રે બીજા ભાગમાં બાકીનો રહેલો ભાગ પૂરો થાય છે. વિશેષમાં અનુવાદકે સમગ્ર પુસ્તકનો ઉપોદ્‌ઘાત અત્રે આપ્યો છે. તેમાં પ્રાચીન ગ્રીક ફિલસૂફી ( તત્ત્વજ્ઞાન ) આત્માનું સ્વરૂપ ( ચિત્તશાસ્ત્ર ), સદ્‌ગુણોનું પૃથક્કરણ, સદ્‌ગુણ અને કળા, ધર્મ, પ્લેટોનું સમાજશાસ્ત્ર, વ્યકિત અને સમાજ, પ્લેટોની વર્ણવ્યવસ્થા, પ્લેટોનું આદર્શ નગર, સામ્યવાદ, સ્ત્રીઓનું સ્થાન, શિક્ષણપદ્ધતિ, અનિષ્ટ પ્રકારનાં રાજ્યબંધારણો, ધર્મ અને સુખ વગેરે સંબંધી ટૂંકમાં સરળ હકીકત આપી પુસ્તક સમજવામાં સરળતા કરી આપી છે. આ આખું પુસ્તક સંવાદરૂપે જ લખાયું છે. શ્રોતાજનોમાંથી એક પ્રશ્ન પૂછે છે અને સોક્રેટીસ જવાબ આપે છે. કુલ ૬૨૦ સવાલજવાબોમાંથી અત્રે ૪૮૪ થી ૬૨૦ પ્રશ્નોત્તરો આપ્યા છે. આમાં નાગરિકત્વ, રાજ્યબંધારણ, આર્થિક પ્રશ્ન વગેરે બધું તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ચર્ચ્યું છે. પુસ્તક બોધપ્રદ, રસમય અને પ્રોત્સાહક છે. તત્ત્વજ્ઞાનના રસિયાઓએ તો આ પુસ્તક અવશ્ય વાંચવું જ જોઈએ. અંગ્રેજી ભાષા નહિ જાણનારા માટે ભાઈ પ્રાણજીવન પાઠકનું આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે. ભાઈ પાઠક તથા ગુ. વ. સોસાઈટીને આ અમૂલ્ય પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે અભિનંદન ઘટે છે. આધુનિક ક્રાંતિના સમયમાં આ પુસ્તક ખરેખર માર્ગદર્શક ગણાય. ઘણા વિચારો તો હિંદને અનુકૂળ થઈ પડે તેવા છે. આખું પુસ્તક આધ્યાત્મિક દૃષ્ટિએ સમાજરચનાને લગતું છે.

કાગળ, છપાઈ વગેરે સુંદર છે. ભાષા પણ સાદી અને સરળ છે. ભાષા સંસ્કારી હોય તેજ સમજી શકે એ નિર્વિવાદ છે, છતાં સામાન્ય માણસને કંઈક તો ગમશેજ.

સૂચિ આપી હોત તો અમુક વિષય સંબંધી માહિતી મેળવતાં વધુ સહેલું પડત.

૧૦. ચરણરજ—કર્તા: શ્રી. નિરૂ દેસાઇ, પ્રકાશક: જયન્તિ દલાલ, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, ' ગતિ અને રેખા ' કાર્યાલય, કારંજ, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૨૦; કાચું સચિત્ર ભાવવાહી પૂઠું; મૂલ્ય રૂ. ૦–૮–૦.

ગતિ ગ્રંથમાળાનું બીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક છે. એમાં ભાઇ નિરૂ દેસાઇએ સ્ત્રીઓના પ્રશ્નોની સફળ ચર્ચા કરી છે. એકંદર ૯ વાતો આમાં છે. તેમાં સ્ત્રીઓની પરાધીનતા, લાલચો, ગરીબાઇ વગેરેને લીધે તેમ જ વિષયવાસનાથી કેવાં અનિષ્ટો પ્રચલિત હોય છે તથા સ્ત્રીઓને કેવી હાડમારીઓ ભોગવવી પડે છે વગેરે બહુ સારી રીતે સમજાવ્યું છે. છેલ્લી વર્તા નારી પ્રત્યક્ષ રાક્ષસીનો અદ્દભુત નમૂનો છે. જો કે એવાં બહુ થોડાં રત્નો હોય છે, પરંતુ હોય છે તે સર્વોપરી એમાં પણ શક નથી.

પુસ્તકોના વાચનથી જો સ્ત્રીઓના પ્રશ્નોમાં સમાજનો મોટો સમૂહ રસ લેતો થાય અને એ પ્રશ્નોનો નિકાલ સહેલથી થઇ સ્ત્રીઓની સ્થિતિ સુધરે તો આવાં પુસ્તકોની સફળતા ગણાય; જો કે એ પ્રશ્નો હાલમાં છણાઇ તો રહ્યા છે. દરેક વાતમાં કાંઇ કાંઇ નવીનતા છે. પુરુષો કેટલી હદ સુધી નિષ્ઠુર થઇ શકે છે તે પણ આ વાતોમાં બતાવ્યું છે.

કાગળ, છપાઇ, વગેરે ઠીક છે. પુસ્તકાલયો લેશે જ. આવાં પુસ્તકોનો પ્રચાર છૂટથી થવો જોઇએ. આવાં પુસ્તકોના વાચનથી ચારિત્ર્યનું ઘડતર ઉચ્ચ થશે અને સાવચેતી, અગમચેતી વગેરે ગુણો વિકસશે.

૧૧ श्री एकनाथचरित्र और श्री नाथवाणीका प्रसाद:—અનુવાદક શ્રી. લક્ષ્મણ નારાયણ ગર્દે, પ્રકાશક: ઘનશ્યામદાસ, ગીતાપ્રેસ, ગોરખપુર, સંયુક્ત પ્રાંતો. ૧૯૩૪; કાચું પૂઠું, ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૧+૨૨૪; મૂલ્ય ૮ આના.

સમર્થ એકનાથ મહારાજનું આ ચરિત્ર શ્રી. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરના મરાઠી પુસ્તકનો હિંદી અનુવાદ છે. અનુવાદક મહારાષ્ટ્રીય બંધુ જ છે. આ મહાપુરુષના ચરિત્રમાંથી ઘણું જાણવાનું તથા અનુભવમાં ઉતારવાનું મળી આવે છે. ગૃહસ્થીઓ પણ મોક્ષમાર્ગે પ્રયાણ કરી શકે છે અને આત્માને ઓળખી પરમાત્મામાં લીન થઇ શકે છે એ આવાં ચરિત્રોથી સમજાય છે. પ્રપિતામહ મહાપુરુષ ભાનુદાસથી શરૂ કરી એકનાથ મહારાજ સુધીની વંશાવલિ પણ આપી છે. ભાનુદાસ સંવત ૧૫૦૫ માં પૈઠણમાં થઇ ગયા. તેમનાથી ચોથી પેઢીએ શ્રી એકનાથજીનો જન્મ થયો. ભાનુદાસ પણ પરમભક્ત હતા. એમના ચક્રપાણિ નામક પુત્રને સૂર્યનારાયણ નામે પુત્ર હતો અને તેના પુત્ર તે એકનાથ. એકનાથનો જન્મ સંવત ૧૫૯૦ માં થયો. એમનો બાલ્યકાલ, એમની પ્રભુભક્તિ ઉપર શ્રદ્ધા, ગુરુ જનાર્દન સ્વામી સાથે પરિચય અને તેમને ગુરુપદ આપવું, શ્રી દત્તકૃપા અને અનુષ્ઠાન, તીર્થયાત્રા, ગૃહસ્થાશ્રમ, ગુરુભક્તિ, એકનાથ મહારાજ સંબંધી જાણવાલાયક કથાઓ, કાશી આદિ તીર્થોની યાત્રા, ગ્રંથો અને છેવટ એ બધું વિસ્તારપૂર્વક અને છતાં ટૂંકમાં આપ્યું છે. એકનાથ અને શ્રીખંડિયાનો પ્રસંગ ખાસ વાંચવા લાયક છે. ભક્તાધીન ભગવાન તો અત્રે પ્રત્યક્ષ થાય છે. એમના મુખ્ય ગ્રંથોમાં ચતુઃશ્લોકી ભાગવત, રુક્મિણીસ્વયંવર, ચિરંજીવ પદ, ભાવાર્થ રામાયણ, એકનાથી ભાગવત ખાસ છે. દરેક જણે એ ચરિત્ર વાંચી એમાંથી બોધ લઇ તેને

આચરણમાં મૂકવાની ખાસ આવશ્યકતા છે. મહારાષ્ટ્રના સમર્થ સંત પુરુષોમાં જ્ઞાનદેવ, તુકારામ, રામદાસ સ્વામી વગેરે સાથે એકનાથ મહારાજ પણ ગણાય છે.

ચરિત્ર વાંચવા લાયક અને રસમય તેમ જ બોધપ્રદ છે. હિંદી ભાષામાં હોવાથી ભાષા પણ મુક્ત જણાય છે. એકનાથજીનું ચિત્ર પણ આબેહુબ અને ઉડીને આંખે વળગે એવું છે. પુસ્તકાલયો જરૂર ખરીદે. હિન્દીના અભ્યાસ માટે પણ ઉપયોગી થઈ પડશે એટલે 'એક પંથ ઔર દો કાજ' જેવું થશે.

છપાઈ, કાગળ, બીબાં, અક્ષરો વગેરે સુંદર છે. મૂલ્ય પણ માફકસર છે.

**ના. ચં. દીવાનજી**

**૧૨. સુભાષિત પદ્યરત્નાકર** ( ભા. ૪ થો )—સંગ્રાહક અને અનુવાદક : મુનિરાજ શ્રી વિશાલવિજયજી; પ્રકાશક : શ્રી. દીપચંદ બાંઠિયા, છોટા શરાફા ઉજ્જૈન. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૦+૮૪+૩૨=૩૭૬, પાકું આચ્છાદનવાળું પૂઠું, મૂલ્ય ૧-૪-૦. ૧૯૪૦.

ઉજ્જૈનથી પ્રકટ થતી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળાના બાવનમા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. આ પુસ્તકના આ અગાઉ ત્રણ ભાગ પ્રકટ થઇ ગયા છે. આ ચોથો ભાગ છે. સંસ્કૃત સાહિત્યનાં બોધદાયક સુભાષિતોનો આમાં વિષયવાર સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તક જૈન ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છતાં હિંદુ ધર્મ-શાસ્ત્રોમાંથી પણ સુભાષિતો સંગ્રહવામાં આવ્યાં છે, એ સર્વધર્મસમભાવનું સૂચક લેખી શકાય. સંસ્કૃત ભાષાના વિદ્યાર્થીઓ તેમજ નીતિબોધના સાહિત્ય પ્રત્યે અભિરુચિ રાખનાર સૌને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. પૃષ્ઠસંખ્યા અને પુસ્તક પાછળ લેવાયેલી મહેનતના પ્રમાણમાં સવા રૂપિયા જેટલું મૂલ્ય અતિ અલ્પજ લેખાય.

**૧૩. ગોળીબારની મુસાફરી**—લેખિકા : સૌ. હંસા મહેતા, પ્રકાશકઃ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ. પૃષ્ઠ ૧૨+૧૭૬, પાકું સચિત્ર બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૦

અંગ્રેજી ભણતરમાં આગળ વધેલાં આપણાં કુમારો અને કિશોરો "ગુલીવર્સ ટ્રાવેલ્સ" નામનું પુસ્તક હોંશે હોંશે વાંચે છે. એમાં આવતી પ્રવાસ અને સાહસની કથાઓ તેમને ઘણી ગમે છે. એ જ પુસ્તક આપણા દેશનાં બાળકોને સમજવું સુગમ પડે તેવી સરળ અને રોચક શૈલીએ શ્રી. હંસાબહેન મહેતાએ ગુજરાતીમાં ઉતાર્યું છે. આ અગાઉ આ પુસ્તક બે ભાગમાં પ્રકટ થયું હતું તેની આ આવૃત્તિ બન્ને ભાગ ભેગા કરી પ્રકટ કરવામાં આવી છે. પહેલા ભાગની બે આવૃત્તિ અને બીજા ભાગની એક આવૃત્તિને આપણાં બાળકો આ અગાઉ અપનાવી ચૂક્યાં છે. વાર્તાનું વસ્તુ અને લેખનશૈલી એકજ બેઠકે પુસ્તક પૂરૂં કરવાનું મન થાય તેવી છે. દરેક પુસ્તકાલયને પોતાના બાળવાચકો માટે આ પુસ્તક વસાવવા અમારી ભલામણ છે.

**૧૪. જગતનો તાત**—લેખક : શ્રી. રામનારાયણ ના. પાઠક, પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટિ, એલિસબ્રિજ, પો. બો. નં. ૭૩, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે. ૧૯૩૯.

આ પુસ્તકમાં લેખકે આજના ખેડૂતજીવનનો મર્મભેદી ચિતાર રજૂ કર્યો છે. એક

વખતનો આબાદ ખેડૂત દિવસે દિવસે કેવો પાયમાલ થતો જાય છે તેનું હૂબહૂ વર્ણન કરવામાં લેખકે સારી સફળતા મેળવી છે. પુસ્તકનાં પાત્રોને ઓળખાવતું પુરોવચન, ગામડાના ખેડૂતો સાથે એકરૂપ થઇ ગયેલા શ્રી. રવિશંકર મહારાજે લખ્યો છે. આજના ખેડૂતની પરિસ્થિતિ અને પાયમાલીનાં ખરાં કારણો જાણવાનાં ઠીક ઠીક સાધનો આ પુસ્તકમાંથી મળી આવશે. સળંગ નવલકથારૂપે હોવાથી હરકોઇ વાચકને વાંચવા પ્રેરે તેવું આ પુસ્તક છે. પુસ્તકાલયોને આ પુસ્તક પોતાને ત્યાં વસાવવા અમારી ભલામણ છે.

**૧૫. યોગસાધનના પાયા** (ભાગ બીજો)—મૂળ લેખક : શ્રી. અરવિંદ; અનુવાદક : શ્રી. અંબાલાલ પુરાણી; પ્રકાશક : અરવિંદ કાર્યાલય, આણંદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૮૦, સાદું પૂઠું, મૂલ્ય આઠ આના, ૧૯૪૦.

આણંદના અરવિંદ કાર્યાલય તરફથી યોગી શ્રી. અરવિંદ ઘોષકૃત યોગને લગતું ઠીક ઠીક સાહિત્ય પ્રકટ કરવામાં આવે છે. યોગ જેવા કઠણ વિષયને સરળ રીતે સમજાવનાર શ્રી. અંબાલાલ પુરાણીએ આ ગ્રંથોના અનુવાદ કરેલા છે. આ પુસ્તકનો અનુવાદ પણ શ્રી. અરવિંદના એ અનુયાયી શ્રી. અંબુભાઇએ કરેલો છે. યોગસાધનનાં મૂળ તત્ત્વોરૂપ વિવિધ બાબતો આ પુસ્તકના પહેલા ભાગમાં અપાયા ઉપરાંત આ ભાગમાં કામના, આહાર, જાતીયવાસના, તેમ જ અન્નમય–ભૌતિક–ચેતના, અવચેતના, નિદ્રા, સ્વપ્ન અને રોગને લગતા વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. યોગમાર્ગના અભ્યાસીઓને આ પુસ્તકમાંથી સારી માહિતી મળી આવશે.

**૧૬. શ્રી માતાજી સાથે વાર્તાલાપ**—અનુવાદક અને પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૨૦૨; છીંટનું પૂઠું, મૂલ્ય રૂા. ૨) ૧૯૪૦.

શ્રી અરવિંદ આશ્રમની આંતર્બાહ્ય વ્યવસ્થા રાખનાર શ્રી માતાજી સાથે યોગસાધન બાબતે જુદાજુદા જિજ્ઞાસુઓને થયેલા વાર્તાલાપની વિગતો આ પુસ્તકમાં આપવામાં આવી છે. પુસ્તકમાં આપેલી પ્રશ્નોત્તરરૂપ વિગતો અભ્યાસયોગનાં જિજ્ઞાસુઓને જ માત્ર ઉપયોગી નીવડી શકે તેમ છે. સામાન્ય માણસને યોગનાં આ ભિન્ન ભિન્ન અંગો સમજાવવાં મુશ્કેલ પડે તેવાં છે. જો કે જિજ્ઞાસુઓને અતિ માર્ગદર્શક થઇ પડશે.

**૧૭. અનુભૂતસિદ્ધ પ્રયોગસંગ્રહ અને લોહપ્રયોગસંગ્રહ**—લેખક અને સંપાદક : વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક, આયુર્વેદભિષક્, હરિહર ઔષધાલય, બાલાસિનોર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮+૧૪૪, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧) ૧૯૪૦.

આ પુસ્તકમાં વૈદકનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી ઘરગથ્થુ વૈદકના અખતરાઓ આપેલા છે. એમાં આપેલા કેટલાક અખતરા ઘરગથ્થુ ઉપચારો તરીકે કામ લાગે તેવા છે, પરંતુ તેમાંના રસપ્રયોગો અને ઇતર કેટલીક બાબતોનો ઉપયોગ સારા અનુભવી વૈદ્યની સલાહ લીધા સિવાય ઉપયોગ કરવા જતાં સામાન્ય માણસ ગોથું ખાઇ જવા સંભવ છે. એટલે માત્ર પુસ્તકમાં આપેલા અખતરાના આધારે અને અનુભવીની સલાહ લીધા સિવાય પુસ્તકમાં આપેલા અખતરાનો ઉપયોગ કરવો સલાહભર્યો નથી.

**૧૮ પૈસા પ્રાપ્ત કરવાની સર્વોત્તમ કલા ભા. ૨ જો**:—લેખક અને સંપાદકઃ

પં. ગોવિંદલાલ કે. શર્મા, મંત્રી, આદર્શ સમાજ કાર્યાલય, સાબરમતી (અમદાવાદ), ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૮-૦, ૧૯૪૦.

આ પુસ્તકમાં જુદી જુદી બનાવટના અખતરાઓ આપવામાં આવ્યા છે. પરંતુ તે કેટલે દરજ્જે વિશ્વાસપાત્ર છે તે કહી શકાય નહિ. શરૂઆતમાં પ્રામોદ્યોગને લગતા બે લેખો આપવામાં આવ્યા છે અને તે પછી કેટલાક અખતરા અપાયા છે, જેની અજમાયશ ભાગ્યે જ કોઈ કરવા પ્રેરાય તેવા એ છે. ૬૪ પૃષ્ઠના આ પુસ્તકની ૦-૮-૦ જેટલી કિંમત જરૂર વધારા પડતી તેમ જ જનતાને છેતરનારી કહી શકાય. આ પુસ્તક ખરીદવા ભાગ્યે જ ભલામણ કરી શકાય.

**૧૯ તેજ-છાયાઃ**—લેખિકા અને પ્રકાશિકાઃ શ્રી. જયમનગૌરી પાઠકજી, ખપાટિયા ચકલા, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૮૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂપિયો સવા. ઈ. સ. ૧૯૪૦.

શ્રી. જયમનગૌરીનું નામ આપણા સાહિત્યમાં સારૂં જાણીતું છે. તેઓએ રચેલાં છંદકાવ્યો, ગીતકાવ્યો તેમ જ રાસોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. કાવ્યોમાં ૩૯ છંદકાવ્યો હોઈને ૬ ગીતકાવ્યો અને ૨૪ રાસકાવ્યો છે. કાવ્યોની સમજૂત આપતો શ્રી. કેશવ શેઠનો “ તેજછાયાનું તત્ત્વદર્શન ” શીર્ષક લેખ આ કાવ્યસાહિત્યને સમજવું સુગમ કરી આપે તેવો છે.

**૨૦. સૌભાગ્ય** : સંપાદિકા : સૌ. ધનિષ્ઠાબ્હેન મજમુંદાર, પ્રકાશક : સ્વાશ્રયી લેખક મંડળ, લાઠી ( કાઠિયાવાડ ). ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૨૮, સાદું બે રંગમાં છાપેલું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. એક. ૧૯૪૦.

લાઠીના સ્વાશ્રયી લેખક મંડળ તરફથી ચાલતી ગૃહ પુસ્તકાલય ગ્રંથમાળાના બીજા વર્ષનું આ ચોથું પુસ્તક છે. પુસ્તકમાં બહેનોએ લખેલા ગદ્ય અને પદ્ય સાહિત્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે. જુદી જુદી બહેનોએ લખેલો પદ્યવિભાગ આ પુસ્તકનાં લગભગ પચાસ ઉપરાંત પૃષ્ઠ રોકે છે, જ્યારે બાકીનાં પૃષ્ઠો ગદ્યવિભાગનાં છે. પદ્યવિભાગમાં જુદા જુદા વિષયો પર જુદી જુદી બ્હેનોએ લખેલાં કાવ્યો ગરબા વગેરે છે, જ્યારે ગદ્ય વિભાગમાં ટૂંકી વાર્તાઓ આપવામાં આવી છે. આ પુસ્તક તૈયાર કરવામાં જુદીજુદી બહેનોએ સારો ફાળો આપ્યો છે એમ કહી શકાય.

**૨૧. સુવર્ણ મોહિની** : લેખિકા : શ્રી. દિવાળીબ્હેન વાલજીભાઈ ભટ્ટ, પ્રકાશક : ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય ૦-૨-૦, ૧૯૪૦.

ઉપર જણાવેલા “ સૌભાગ્ય ” પુસ્તકમાં આ કાવ્ય અપાયું છે. એજ કાવ્ય આ જુદી પુસ્તિકારૂપે પણ પ્રકટ કરવામાં આવ્યું છે.

**૨૨. રાસજ્યોતિ**—અ. સૌ. ધનિષ્ઠાબ્હેન મજમુદાર મુ. વિજાપુર; પ્રકાશક : યુગધર્મ કાર્યાલય, લાઠી, કાઠિયાવાડ, ૧૯૪૦.

ઉપલી પુસ્તિકાની માફક આ પુસ્તિકા પણ “ સૌભાગ્ય ”માં છપાયેલા લેખિકાના રાસોનો સંગ્રહ છે. રાસપ્રિય બહેનોને એ ગમશે.

**૨૩. ગીતરજની**—લેખક : શ્રી. બાલકૃષ્ણ ૭. ભટ્ટ. પ્રકાશક : જીવનલાલ એન્ડ સન્સ મુંબઈ અને અમદાવાદ, ક્રાઉન કદનાં પૃ. ૮+૪૮, સાદું સંગીત સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૮-૦.

લેખકે રચેલાં જુદા જુદા વિષય પરનાં રાસગીતો, નૃત્યગીતો તેમજ બાલગીતોનો આ પુસ્તિકામાં સંગ્રહ કરવામાં આવ્યો છે. ગરબાપ્રેમી ગુજરાતણોને એમાંના કેટલાક રાસ ગમી જાય તેવા છે.

**૨૪. રાત પડતી હતી**—લેખક : શ્રી. નિરુ દેસાઈ; પ્રકાશક : ગતિ અને રેખા કાર્યાલય, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, કારંજ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૪, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૮-૦. ૧૯૩૯.

આ પુસ્તકમાં, લેખકે વનિતાઓના લત્તાઓમાં રખડી મેળવેલી માહિતી પરથી ત્યાંની આજુબાજુની અને એ ક્ષેત્રની પરિસ્થિતિ સળંગ વાર્તારૂપે આપી છે. આ વિષયપરત્વે જાણવા ઇચ્છનાર પ્રૌઢ ઉંમરનાં માણસો એ ભલે વાંચે; કાચી ઉંમરનાંઓના હાથમાં એ પુસ્તક ન પહોંચે તે માટે પુસ્તક ખરીદનાર મંત્રી-ગ્રંથપાલે કાળજી રાખવી ઘટે.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**૧ બાલજગત** (પ્રવાસઅંક):—તંત્રી શ્રી. સોમાભાઈ ભાવસાર, અને શ્રી. દિનેશ ઠાકોર, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ.

"બાલજગત"નો ઑગસ્ટ માસનો અંક ખાસ પ્રવાસઅંક તરીકે પ્રગટ કરવામાં આવ્યો છે. એમાં આપેલાં પ્રવાસવર્ણનો બાળકોને મુસાફરીનાં સ્થળોના જ્ઞાનનો સારો ખ્યાલ આપે છે. ડાકોરના ગોમતી તળાવનું ચિત્ર આપ્યું છે તે સાથે એની યાત્રાને લગતો લેખ અપાયો હોત તો તે બાળકોને ચિત્રપરિચય સારો થાત.

**૨ બાલસખા** ( હાસ્યાંક ):—તંત્રી અને પ્રકાશકઃ શ્રી. હિંમતલાલ ચુ. શાહ, માંડવીની પોળ, લાલાભાઈની પોળ, અમદાવાદ.

બાલસખાનો ઑગસ્ટ માસનો અંક હાસ્યાંક તરીકે પ્રગટ કરવામાં આવ્યો છે. બાળકોને વાંચતાં રમુજ મળે અને ઘડીભર આનંદ આપે તેવા લેખો અપાયા છે. અને બાળલેખકોએ લખેલા કેટલાક લેખો એ એની વિશિષ્ટતા છે.

**૩ જનેતા** (ત્રૈમાસિક)—તંત્રી : શ્રી. ધીરજલાલ પરમાનંદ શેઠ; સંચાલક : શિષ્ટ સાહિત્ય ભંડાર, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

ઉપલી સંસ્થા તરફથી શિષ્ટ સાહિત્ય પત્રિકા નામની પ્રચારલક્ષી એક પત્રિકા દર માસે અલ્પ લવાજમમાં પ્રકટ થતી હતી. એવી જ આ પત્રિકા માત્ર ૧-૪-૦ના વાર્ષિક લવાજમથી ગયા જુન માસથી પ્રસિદ્ધ થવા માંડી છે. એમાં સ્ત્રીજનોના પ્રશ્નોને લગતા ઠીક ઠીક લેખો અપાયા છે.

મણિલાલ પ્ર. વ્યાસ.

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | છબી | શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧– ૪–૦ | બીજી આવૃત્તિ |
| ૨ | પારકાં જણ્યાં | ઉમાશંકર જોષી | ગતિ અને રેખા કાર્યાલય અમદાવાદ | ૦–૧૨–૦ | |
| ૩ | સુભગા | સીતારામ શર્મા | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૪ | અનુરાગ | પૂર્ણશશીદેવી | પ્રગતિ સા. મંદિર રાજકોટ | ૧– ૪–૦ | |
| ૫ | ચાર અધ્યાય અને માલંચ | રવીન્દ્રનાથ ટાગોર | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૧–૧૨–૦ | |
| ૬ | શ્રી માતાજી સાથે વાર્તાલાપ | શ્રી માતાજી | અરવિંદ કાર્યાલય આણંદ | ૨– ૦–૦ | |
| ૭ | અનુભૂત સિદ્ધ પ્રયોગ સંગ્રહ અને લોહ પ્રયોગસંગ્રહ | વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક | હરિહર ઔષધાલય બાલાશિનોર | ૧– ૪–૦ | |
| ૮ | રાજપીપળામાં નવી વસાહતનો વિકાસ | મણિભાઈ દ્વિવેદી | લેખક પોતે, નવસારી | ૦– ૬–૦ | |
| ૯ | રાસબત્રિસી | ચંદુલાલ એમ. શાહ | જીવનલાલ એન્ડ સન્સ અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૧૦ | તેજ અને છાયા | જયમનગૌરી પાઠકજી | લેખિકા પોતે, ખપાટિયા ચકલા, સુરત | ૧– ૪–૦ | |
| ૧૧ | your diet in health & Disease | બેન્જામિન | સુલભ સાહિત્યમંદિર લોકલબોર્ડ કૅામ્પાઉન્ડ અમદાવાદ | | |

---

ગ્રંથો જિભ વિનાના ને મૂંગા છતાં જગત પર સત્તા ચલાવે છે. તેઓ શક્તિહીન અને જડ દેખાવા છતાં જંગલમાં આગ ફરી વળે તેમ તેઓ માણસોનાં મન, હૃદય અને મગજોમાં ફરી વળી પ્રકાશ પહોંચાડે છે અને અંધકારમય હૃદયાકાશમાં તારાનું કામ કરે છે.

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૪૨૪ | કાવ્યશકિત અને સાહિત્ય વિમર્શ | રા. વિ. પાઠક | લેખક પોતે, અમદાવાદ | ૧–૧૨–૦ દરેકના | "નવચેતન" ઑગસ્ટ '૪૦ |
| ૩૩૪ | આપણું વિવેચન સાહિત્ય | હીરા ક. મહેતા | ગુ. વ. સોસાયટિ અમદાવાદ | ૧– ૦–૦ | "નવચેતન" ઑગસ્ટ '૪૦ "શિક્ષણ અને સાહિત્ય" ઑગસ્ટ '૪૦ |
| ૪૨૫ | જયંતિ વ્યાખ્યાનો | ... | ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ | ૦–૧૨–૦ | "નવચેતન" ઑગસ્ટ '૪૦ |
| ૪૨૩ | છેલ્લો ફાલ | વનસુખલાલ કૃ મહેતા | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | ૩– ૦–૦ | "નવચેતન" ઑગસ્ટ '૪૦ |
| ૪૨૫ | કલ્યાણને માર્ગે | રમણીકલાલ જ. દલાલ | નવચેતન સા. મં. અમદાવાદ | ૧–૧૨–૦ | "નવચેતન" ઑગસ્ટ '૪૦ |
| | મારું જીવન અને કાર્યક્ષેત્ર | હેન્રી ફોર્ડ | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૨– ૦–૦ | "સ્ત્રીબોધ" ઑગસ્ટ '૪૦ |
| ૪૦૯ | ઓ પરેશ કોનું ? | ડૉ. પ્રાણજીવનદાસ મહેતા | લેખક પોતે, જામનગર | ૦– ૮–૦ | "સ્ત્રીબોધ" ઑગસ્ટ '૪૦ |
| ૪૨૬ | યોગેશની વાતો | છગનલાલ યોગી | લેખક પોતે, કરુણાનિવાસ સ્ટેશન રોડ, શાન્તાક્રુઝ | ૧– ૪–૦ | "સ્ત્રીબોધ" ઑગસ્ટ '૪૦ |
| | અન્નપૂર્ણાનું મંદિર | નિરૂપમાદેવી | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૨– ૦–૦ | "સ્ત્રીબોધ" ઑગસ્ટ '૪૦ |
| ૪૨૭ | ગોપીબારની મુસાફરી | હંસા મહેતા | કુમાર કાર્યાલય, અમદાવાદ | ૧– ૮–૦ | "ગુણસુન્દરી" ઑગ. '૪૦ |

* આ કોઠામાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તે જ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૨૮ | સૌભાગ્ય | ધનિષ્ઠાબહેન | સ્વાશ્રયી લેખક મંડળ, લાઠી | ૨- ૦-૦ | "ગુણસુન્દરી" ઑ. '૪૦ |
| ૪૨૯ | નિશીથ | ઉમાશંકર જોષી | આર. આર. શેઠની કું. મુંબઈ | ૨- ૦-૦ | "પ્રસ્થાન" જેઠ ૧૯૯૬ |
| ૪૩૦ | વસુધા | સુન્દરમ્ | ,, ,, | ૨- ૦-૦ | ,, ,, |
| ૪૩૧ | આરાધના | મનસુખલાલ મ. ઝવેરી | ,, ,, | ૨- ૦-૦ | ,, ,, |
| ૪૩૨ | ઇન્દ્રધનુ | સુંદરજી બેટાઇ | ,, ,, | ૨- ૦-૦ | ,, ,, |
| | ત્રીજી ચોપડી (પ્રૌઢ શિક્ષણમાળા) | ધૂમકેતુ | ગૂર્જરગ્રંથ ર. કા. અમદાવાદ | ૦- ૨-૦ | "શિક્ષણ અને સાહિત્ય" ઑગસ્ટ '૪૦ |
| ૪૩૩ | ટૉલ્સ્ટોયની નીતિ કથાઓ | રમણલાલ શાહ | ,, ,, | ૦- ૩-૦ | ,, ,, |
| ૪૩૪ | સુમનસૌરભ | રસુલભાઇ વહોરા | ,, ,, | ૦- ૫-૦ | ,, ,, |

---

# ભારતસેવક ગોખલે ગ્રંથ ભેટ

શિષ્ટ સાહિત્યના અભ્યાસના ઉત્તેજનાર્થે 'ભારત સેવક ગોખલે' ગ્રંથ ગોખલે જ્ઞાનમંદિર તરફથી નીચેની બેમાંથી એક શરત સ્વીકારનારને ભેટ તરીકે અમુક સંખ્યામાં આપવામાં આવશે.

**૧. અભ્યાસવર્ગ**—શરૂ કરી સમૂહમાં પુસ્તકવાચન કરવું. પુસ્તકનો અભ્યાસ પૂરો થયે વિગતો લખી જણાવવી. દરેક અભ્યાસવર્ગ માટે એક પુસ્તક મળશે.

**૨. તારણ**—પુસ્તકનું મનન કરી તેમાંથી હૃદયસ્પર્શી સૂત્રોનું તારણ કરી મોકલાવવું.

પુસ્તક મંગાવનારે ટપાલખર્ચના ચાર આનાના સ્ટેંપ વિગતવાર પત્ર સાથે મોકલવા. તુરત લખો.

**કરસનદાસ ચિતલિયા,**
સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાઇટી, પુના ૪.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૪ | ઑગસ્ટ | ૩-૮-૪૦ |
| કિશોર | ૫ | ૧૦ | જુલાઇ | ૮-૮-૪૦ |
| કુમાર | ૧૭ | ૭ | જુલાઇ | ૧૭-૭-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૮ | આષાઢ | ૩-૮-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૪ | આષાઢ | ૭-૮-૪૦ |
| ગુણસુન્દરી | ૩૪ | ૬ | ઑગસ્ટ | ૧-૮-૪૦ |
| ગ્રામજીવન | ૧૧ | ૧ | ઑગસ્ટ | ૧-૮-૪૦ |
| ચરોતર | ૧૦ | ૭ | જુલાઈ | ૧૬-૭-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૭ | ઑગસ્ટ | ૪-૮-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | એપ્રિલ-જુન | ૨૦-૬-૪૦ |
| નવચેતન | ૩૭ | ૫ | ઑગસ્ટ | ૩-૮-૪૦ |
| નવરચના | ૫ | ૪ | જુલાઈ | ૧૪-૭-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૯ | આષાઢ | ૨૭-૭-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૭ | જેઠ | ૧૦-૭-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | જુલાઇ | ૭-૮-૪૦ |
| બાલજગત | ૧ | ૨૦ | ઑગસ્ટ | ૨-૮-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૯ | ઑગસ્ટ | ૮-૮-૪૦ |
| બાલમિત્ર | ૨૦ | ૧ | ઑગસ્ટ | ૩-૮-૪૦ |
| બાલસખા | ૪ | ૧ | ઑગસ્ટ | ૧-૮-૪૦ |
| બાળક | ૧૮ | ૭ | ઑગસ્ટ | ૧-૮-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | એપ્રિલ-જુન | ૧૭-૭-૪૦ |
| માનસી ત્રિમાસિક | ૫ | ૧ | માર્ચ | ૧૩-૪-૪૦ |
| યુવક | ૧૦ | ૮ | ઑગસ્ટ | ૯-૮-૪૦ |
| રેખા | ૨ | ૧ | જુલાઇ | ૨૭-૭-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૮ | ઑગસ્ટ | ૭-૮-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૧૦ | જુલાઇ | ૧૫-૭-૪૦ |
| શારદા | ૩૨ | ૫ | જુલાઇ | ૧૫-૭-૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧૨ | વૈશાખ | ૨૨-૭-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૧૧ | ઑગસ્ટ | ૧-૮-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૩ | ૪ | માર્ચ-એપ્રિલ-મે | ૩-૬-૪૦ |
| શ્રીબોધ | ૮૪ | ૮ | ઑગસ્ટ | ૨-૭-૪૦ |
| સ્કાઉટવીર | | ૭ | જુલાઇ | ૧૫-૭-૪૦ |

—卐—

# શું વાંચશો ?

કિશોર : જુલાઈ : ૧૯૪૦

**કબીર અને નાનક :** આપણા દેશમાં ૧૨ થી ૧૬ સૈકાના ગાળામાં જે અનેક સંતો થઇ ગયા, તેમાં કબીર અને નાનકનાં નામ કદાચ વિશેષ પ્રખ્યાત છે. આ બે મહાત્માઓ પોતાના જમાનાના હિંદુ તથા મુસલમાન બેઉ લોકોમાં પ્રિય હતા. એમના અનુયાયીઓમાં બેઉ ધર્મના લોકો જોવામાં આવે છે. આ બેઉ મહાત્માના મરણ વિષે એકસરખી લોકવાયકા ચાલે છે. એમના જીવન વિષેની ઠીક ઠીક માહિતી આ લેખમાંથી મળશે.

**મિત્રો કેમ વધારાય ?** દર અંકે આવતા આ લેખનો આ હપ્તો આગળ વધે છે. મિત્રો વધારવાની વધુ રીતો આ લેખમાંથી મળશે.

**શુનઃશેપની કથા :** હિંદુ પુરાણોમાં આવતા આ રાજાની ટૂંકી કથા આ લેખમાં આપવામાં આવી છે.

**સાધુચરિત ચમનભાઇ :** શ્રી. ચમનલાલ માધવલાલ વૈષ્ણવ, વઢવાણ શહેરના રહીશ હતા. પૂ. મહાત્માજીના સિદ્ધાંતોનું ચુસ્તપણે પાલન કરનારામાંના તેઓ એક હતા. કુશળ અને ચારિત્રવાન શિક્ષક તેમ જ ઊંડા વિચારક હતા. ૧૯૨૧ ની સાલમાં ગુજરાત કાઠિયાવાડમાં અનેક રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઇ હતી. વઢવાણ રાષ્ટ્રીય શાળાના શ્રી. ચમનભાઇ આચાર્ય હતા. ૩૦–૩૨ ની લડતમાં તેઓ બે વાર જેલયાત્રા કરી આવ્યા હતા. યરોડાની જેલમાં તેમને ક્ષય લાગુ પડયો હતો. કુદરતી ઉપચારના હિમાયતી હોઇ તેમણે પંચગનીમાં અને વઢવાણમાં લાંબા વખત સુધી ફળાહાર અને માટી તથા પાણીના કુદરતી ઉપચારોથી શરીર ટકાવી રાખ્યું હતું. અત્યંત ગરીબાઇથી પોતાનાં માતાપિતા સાથે તેઓ રહેતા હતા.

કુમાર : ઑગસ્ટ : ૧૯૪૦

**મારી નજરે: ચાર હજાર યાંત્રિકો જોઇએ છે :** આ જાહેરખબર કોઇકે જ નહિ વાંચી હોય. સરકારે યાંત્રિકો માગ્યા છે. નથી માગ્યા વિદ્વાનો, નથી જોઇતા ગ્રેજ્યુએટો, નથી જોઇતા શિક્ષકો; દેશની ભીડવેળા બચાવના યાંત્રિકોની જરૂર પડી છે. આ જાહેરાત આપણી યુનિવર્સિટીઓ, કૉલેજો અને હાઇસ્કૂલોની તળિયા સુધીની નબળાઇઓ, અશક્તિઓ, સ્ખલનો અને બીનજવાબદાર શિક્ષણપ્રણાલીઓ પર સચોટ બંધ નથી કરતી ?

**અપનાતન :** ખુદ પોતાનો નાશ કરવા મથનારને પણ એણે દેહાંત દંડની સજા નહિ કરેલી, પોતાનું મહારાજ્ય છિન્નભિન્ન થવા છતાં એણે હથિયાર નહિ ઉપાડેલાં, અને છતાં માનવહિતની આડે આવતી–કોઇ પણ વચ્ચે આવતી વસ્તુને અળગી કરવા એ અચકાતો નહોતો. મિસરી રાજ્યના એ પ્રાચીન સમ્રાટની જીવનગાથા જાણવા આ લેખ વાંચો.

**મનોમંથન :** કાકાસાહેબે આ લેખમાં ધ્યાન ધરવાની જિજ્ઞાસા ધરાવનારને એની શરૂઆતમાં શો અનુભવ થાય છે, એનું સરસ વર્ણન આપ્યું છે. એવો અનુભવ મેળવવા જિજ્ઞાસુ અનુભવ કરી જુઓ તો ?

**ગુણસુંદરી : ઑગસ્ટ : ૧૯૪૦**

**ઉદેપુર :** ઉદેપુર મેવાડ રાજ્યનું મહાનગર. એણે ઇતિહાસના અનેક અવનવા રંગો જોયેલા. એ તો શૌર્યની ભૂમિ. અને પ્રેમ અને શૌર્ય સાથે સાથે જ હોય. મેવાડ એ મારવાડથી જુદો જ છે. સુરત અને ચરોતરમાં સંસ્કાર તથા જીવનસ્વાતંત્ર્યમાં જેવો તફાવત છે તેવો મેવાડ અને મારવાડમાં છે. અહીંની સ્ત્રીઓ વધુ સ્વતંત્ર અને રસિક હોય છે. દેશ ફળદ્રૂપ, નદીનાળાંથી ભરપૂર અને આખી રિયાસત પહેલાંના પ્રજાપ્રેમી રાજાઓના પ્રતાપે મોટાં સરોવર અને નહેરોને લીધે રસાળ છે.

**જીવનપરિચય : સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇ :** સૌ. સમજુબાએ નિશાળનું ઉચ્ચ શિક્ષણ નહિ લીધેલું છતાં એમણે પોતાના વિદ્વાન પતિના સહવાસથી જે કુનેહ ને કૌશલ્ય દેખાડયું છે અને સેવાભાવપૂર્વક તેમણે સ્ત્રીસમાજનું જે કામ કર્યું છે તે કોઇ પણ વધારે ભણેલી બહેન કરતાં કમ નથી. એમના જીવનપરથી એટલું તો કબૂલ કરવું જ પડશે કે જે બહેનોને તેઓના પતિ તરફનો સંપૂર્ણ સહકાર હોય છે તે બહેનો ધારે તે કામ ગમે તેવા સંજોગોમાં પાર પાડી શકે છે.

**નવચેતન : ઑગસ્ટ : ૧૯૪૦**

**પેરાશૂટથી ઊતરતા સૈનિકો :** છત્રાછૂટ સૈન્યને શત્રુના દેશમાં ઉતારવું એ નવીન શોધ નથી, પણ આ રશિયન શોધનો જર્મનીએ શાસ્ત્રીય રીતે વિકાસ કરી એને અત્યારની સ્થિતિએ આણી છે. ભવિષ્યમાં કદાચ હજીએ વધારે ભયંકર રીતે વ્યવસ્થિત થઇને ગંભીર પરિણામો ઉપજાવે તો નવાઇ નથી. આ છત્રીદળને લગતી જાણવાજોગ માહિતી આ લેખમાં છે.

**જર્મનીમાં બનતી બનાવટી ચીજો :** સત્તા પર આવ્યા પછી જર્મનીમાં હીટલરે બનાવટી ચીજો બનાવવા માટે વૈજ્ઞાનિકોને સગવડો કરી આપવા માંડી. આખા જર્મનીની વૈજ્ઞાનિક શક્તિ આ દિશામાં રોકાઇ. બનાવટી રીતે કોલસામાંથી પેટ્રોલ અને તેલ ત્યાં કાઢવામાં આવે છે. લડાઇ પહેલાં જર્મનીમાં આ જાતનું બનાવટી પેટ્રોલ એક વર્ષમાં વીસ લાખ ટન બનાવવામાં આવ્યું હતું. વળી બટાટામાંથી એક લાખ ટન આલ્કોહોલ બનાવવામાં આવ્યો હતો, જેને પેટ્રોલ સાથે મેળવીને કામમાં લેવામાં આવતો હતો. કોલસામાંથી પેટ્રોલ કાઢતાં 'પેરેફીન' નામનો પદાર્થ નીકળે છે. એ પેરેફીનમાંથી સાબુ બનાવવામાં આવે છે. ચરબીની જગ્યાએ એ વપરાય છે. વળી બોકસાઇટ તથા સાધારણ ચીકણી માટીમાંથી એલ્યુમિનિયમ બનાવવામાં આવે છે. અને 'રેસીન' નામના પદાર્થમાંથી પ્યાલા, રકાબી, ગ્લાસ, છરી, કાંટા બનાવવામાં આવે છે. આ રેસીન કોલટારમાંથી નીકળે છે.

**પ્રસ્થાન : જેઠ : ૧૯૯૬**

**સત્ય અને કલ્પના :** કલ્પના સત્યથી જુદી છે, પણ સત્યને મારક નથી. ઘણીવાર કલ્પના સત્યને ઢાંકી દે છે, પણ સત્યે પોતાની નજર તીક્ષ્ણ કરી ન હોય ત્યાં સુધી જ. સત્ય જ્યારે ગફલતમાં રહે છે ત્યારે કલ્પના સાવ ધન અને અપારદર્શક બને છે. કલ્પનાને જેમ કેળવો તેમ એ સતી કે કુલટા થઇ શકે છે. કેટલાક લોકો માને છે કે, કલ્પના સત્યની વિરોધી

જ હોય છે, તેથી એ એને કદી બને નહિ. એવા લોકો સત્યને કલ્પનાથી બચાવવા માટે નગ્ન અને રૂક્ષ રૂપ આપે છે અને પરિણામે એ સત્ય, માણસને માટે સત્ય રહી શકતું નથી.

**શ્રી માતાજી સાથે વાર્તાલાપ :** આ લેખમાં દિવ્ય પ્રેમ અને માનુષી પ્રેમને લગતી મીમાંસા આપવામાં આવી છે. આધ્યાત્મિક જિજ્ઞાસુઓને એ લેખમાંથી ઠીક ઠીક જાણવાનું મળી આવશે.

## શિક્ષણ અને સાહિત્ય : ઑગસ્ટ : ૧૯૪૦

**નરભક્ષ, નરમેધ ને નરવધ :** નરભક્ષ કરનારા માણસો આજ પણ જંગલી ગણાતા લોકોમાં મળી આવે છે. ખ્રિસ્તી મિશનરીઓ જ્યાં ગયા ત્યાં મનુષ્યભક્ષક માણસોને સુધારવા અને ન સુધરે તો તેમનો ખોડો કાઢવા તેમણે પ્રયત્ન કર્યો; જ્યારે મનુષ્યજાતે એક જમાનામાં પોતાનો મેધ પણ કર્યો છે. પણ નરમેધ આજે નાશ પામેલી ક્રિયા બની ગઈ છે. નરમેધનો નાશ કરનારા પણ નરવધ કરવા માટે માણસો તૈયાર થયા હશે. જરાસંધનો વધ નરમેધ અટકાવવા માટે જ થયો હતો. અને આજે નરવધની તો નવાઈ જ ક્યાં છે !

**અશોક અને તેનું ધર્મરાજ્ય :** અશોક ઈ. સ. પૂર્વે બસો વર્ષ પર રાજ્ય કરતો હતો. તેણે અનેક દેશો જીત્યા હતા, પરંતુ પાછળથી તેને એ માટે ખેદ થયો હતો અને પરિણામે તેણે તેની પ્રજાને ધાર્મિક સ્વતંત્રતા આપી હતી. અને પોતે પણ ધાર્મિક જીવન ગાળતો હતો. તેણે એના નામનો કીર્તિસ્તંભ કોરાવ્યો હતો. તેમાં તેણે નીચેની બાબતોને 'ધર્મ' નામે ઓળખાવી છે. (૧) પાપીપણું ઓછું કરતા જવું, (૨) સદાચરણીપણું વધારતા જવું, (૩) 'દયાશીલ' થવું, (૪) દાનશીલ થવું, (૫) સત્યપરાયણ બનવું, (૬) શરીરનું અને મનનું 'શૌચ' જાળવવું અને (૭) માર્દવ એટલે મૃદુતા કે કોમળતાવાળાં થવું. આને અંગે કરવાની પ્રવૃત્તિઓની પણ તેણે જનતાને જાણ કરી હતી.

## સ્ત્રીબોધ : ઑગસ્ટ : ૧૯૪૦

**બાળકોનાં દર્દો :** આ લેખમાં બાળકોને થતા ઝાડા, મરડો તેમજ પેટનાં દર્દોને લગતી માહિતી આપવામાં આવી છે. સાથે ઘરગથ્થુ ઉપાયો પણ આપ્યા છે.

**સ્ત્રીસમાજની પરિસ્થિતિ :** આજે એક બાજુ જૂની હિન્દી ભાવના મુજબ સ્ત્રીઓના આધ્યાત્મિક દરજ્જાની વાતો કરનારો વર્ગ સ્ત્રીઓને એ આદર્શ તરફ ખેંચી જવા માગે છે ત્યારે બીજી બાજુ જૂના આદર્શને નામે સમાજે સ્ત્રીઓની જે દુર્દશા કરી છે તેનાથી સાવધાન બનેલો વર્ગ યુરોપની જેમ સ્ત્રીનો દરજ્જો નવેસરથી નક્કી કરવા લડી રહ્યો છે. આ બન્ને બાબતો પરત્વે દેશી પરદેશી રૂઢિ રિવાજની તુલના કરવામાં આવી છે.

**સ્પિતિની બિચારી સ્ત્રીઓ :** પંજાબની છેક ઉત્તરે તિબેટની સરહદ પર આવેલ આ એક સાંકડી ખીણ છે. ત્યાંની સ્ત્રીઓની કરુણ પરિસ્થિતિનો ચિતાર આ લેખમાં આપવામાં આવ્યો છે.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪ સને ૧૯૩૯–૪૦

| નંબર | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ત ૭૫૪૬/૨૧૮ | ૨૭-૬-૪૦ | જયન્તકુમાર યાજ્ઞિક, બાજવાડા, શેઠશેરી વડોદરા | કોમ્પોઝિટર | કો. ૪ પ્રમાણે | ૧૯૩૬ | ૧૬° | ૭૨ | કાચી | ૦-૮-૦ |
| ૨ | મ ૧૦૮૧/૯૯ | ૧-૭-૪૦ | કવિ હંસ | હંસમાનસ (કાવ્યસંગ્રહ) | સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી દીવાન ભાવનગર | ૧૯૩૮ | ,, | ૮૪૮ | પાકી | ૩-૦-૦ |
| ૩ | | ૨૪-૬-૪૦ | પ્રકાશક નંદલાલ મો. ઠક્કર ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ ગોવિંદ બિલ્ડીંગ મુંબઈ ૨ | ગ્નાનદા | શરદબાબુ | ૧૯૪૦ | ,, | ૨૫૬ | ,, | ૨-૮-૦ |
| ૪ | ય ૩૩૩૧૩/૭૧ | ,, | ,, | મારાં માસીબા | વિનોદ | ,, | ,, | ૨૪૧ | ,, | ૨-૮-૦ |
| ૫ | ય ૭૯૬/૬૫ | ,, | ,, | ભાઈબ્હેન | રવીન્દ્રનાથ ટાગોરકૃત | ,, | ,, | ૨૪૬ | ,, | ૨-૮-૦ |
| ૬ | ણ ૬૨૬/૬૦ | ,, | ,, | બીઝનેસ ગાઈડ યાને વેપારી ભોમિયો | આનંદકુમાર ભટ્ટ | ૧૯૪૦ | ,, | ૨૪૦ | ,, | ૩-૦-૦ |
| ૭ | ય ૨૫૭/૧૧ | ,, | ,, | અન્નપૂર્ણાનું મંદિર | નિરૂપમાદેવીકૃત | ,, | ,, | ૧૯૬ | ,, | ૨-૦-૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| - | મ $\frac{૯૦૫૨}{૭૫}$ | ,, | મૂળજીભાઇ પીતાંબર શાહ સાહિત્યભૂષણ રાવપુરા, વડોદરા | મંછા ભૂત | ક્રો. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ૧૬° | ૪૮ | કાચી | ૦-૮-૦ |
| ૯ | ज $\frac{૧૪૫૪}{૪૮}$ | ,, | ઇશ્વરલાલ દવે ભારતી સાહિત્યસંઘ, વ્યવસ્થાપક, પાનકોર નાકા, અમદાવાદ | નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૨ જો | કર્તા રમણલાલ એન્જીનીઅર | ૧૯૩૯ | ,, | ૪૦ | ,, | ૦-૩-૦ |
| ૧૦ | ज $\frac{૧૪૫૪}{૧૬૭}$ | ,, | ,, | કલેજાના રોગો | ,, | ,, | ,, | ૫૭ | ,, | ૦-૫-૦ |
| ૧૧ | ज $\frac{૧૪૫૬}{૭૯}$ | ,, | ,, | લાંબુ ચાલો અને લાંબુ જીવો | ,, | ,, | ,, | ૪૬ | ,, | ૦-૬-૦ |
| ૧૨ | ज $\frac{૧૪૫૪}{૮૨}$ | ,, | ,, | વેકસીનેશન કે સેનિટેશન ? | ,, | ૧૯૪૦ | ,, | ૩૯ | ,, | ૦-૬-૦ |
| ૧૩ | ज $\frac{૧૪૫૪}{૪૮}$ | ,, | ,, | નિસર્ગોપચાર સર્વસંગ્રહ ભા. ૨ જો | ,, | ૧૯૪૦ | ,, | ૩૧૯ | ,, | ૧-૮-૦ |
| ૧૪ | ય $\frac{૨૫૯૮૧}{૪૭}$ | ,, | ,, | નાનાં છોકરાં | ચારુદત્ત | ૧૯૩૯ | ,, | ૩૬ | ,, | ૦-૧-૬ |
| ૧૫ | મ $\frac{૯૬૧૮૬}{૭૬}$ | ,, | ,, | રંગ રંગ વાદળિયાં | સુન્દરમ્ | ,, | ,, | ૪૦ | ,, | ૦-૨-૬ |
| ૧૬ | ह $\frac{૯૭૬૭૨}{૮૬}$ | ,, | ,, | શંકરાચાર્ય | હરજીવન સોમૈયા | ,, | ,, | ૪૮ | ,, | ૦-૩-૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ळ ५५२६/५८ | ૩-૭-૪૦ | ,, | પ્રવાસપત્રો | રામનારાયણ ના. પાઠક | ૧૯૩૯ | ૧૬° | ૭૦ | કાચી | ૦-૪-૦ |
| ૧૮ | य २३७६/९८ | ,, | ,, | હજી મને સાંભરે છે | ગિજુભાઈ | ,, | ,, | ૩૪ | ,, | ૦-૩-૦ |
| ૧૯ | य ८९६३/१२ | ,, | ,, | આપણાં ભાંડુઓ | હેમુભાઇ | ,, | ,, | ૧૦૭ | ,, | ૦-૮-૦ |
| ૨૦ | य २५९८१/६५ | ,, | ,, | ભરદરિયે | ચારુદત્ત | ,, | ,, | ૯૬ | ,, | ૦-૮-૦ |
| ૨૧ | भ ३१५९/२७ | ,, | ,, | છીપલાં | મોહન ઠક્કર | ,, | ,, | ૪૬ | ,, | ૦-૪-૦ |
| ૨૨ | य ६५६४४/१६ | ,, | ,, | કલગી | સોમાભાઇ ભાવસાર | ,, | ,, | ૭૯ | ,, | ૦-૫-૦ |
| ૨૩ | ह | ૨૧-૬-૪૦ | મે. રા. રા. મેનેજર હુઝુર પોલીટીકલ કચેરી સાહેબ | ब्रुटेन हिटलरवाद के विरुद्ध | — | ,, | ૧૨° | ૪૬ | ,, | |
| ૨૪ | य ६९१८६/२२ | ૧૦-૭-૪૦ | વ્યવસ્થાપક ગતિ ને રેખા વતી રામચરનદાસ, ગાંધીરોડ અમદાવાદ | ખોલકી અને નાગરિકા | શ્રી. સુન્દરમ્ | ,, | ૧૬° | ૧૨૮ | ,, | ૦-૮-૦ પાકી પડતી ૦-૫-૪ |
| ૨૫ | य ६२६/३० | ,, | ,, | ઝંઝુકિયાં | શ્રી અનિલ ભટ્ટ | ,, | ,, | ૧૧૪ | ,, | ,, |
| ૨૬ | य ४२७९/७६ | ,, | , | રાત પડતી હતી | શ્રી નિરૂ દેસાઇ | ૧૯૪૦ | ,, | ૧૨૪ | ,, | ,, |
| ૨૭ | य ५०११/८० | ,, | ,, | વળામણાં | પનાલાલ પટેલ | ,, | ,, | ૧૩૬ | ,, | |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૮ | ય | ૩૬૬ / ૪૮ | ,, | ,, | પગદીવાની પ્રભાતથી | શ્રી જયન્ત દલાલ | ૧૯૪૦ | ૧૬° | ૧૧૨ | કાચી | ,, |
| ૨૯ | ય | ૪૨૭૯ / ૨૫ | ,, | ,, | ચરણરજ | નિરૂ દેસાઇ | ,, | ,, | ૧૨° | ,, | ,, |
| ૩૦ | ચ | ૫૨૬૮ / ૨૭ | ૮-૫-૪૦ | પંડિત રેવાશંકર બરડવાળા બરડવાળા ઓફીસ વઢવાણ કેમ્પ | જન્મપત્રિકા ભા. ૧ જ્યોતિષ ગ્રંથમાળા પુ. ૨ | કો. ૪ પ્રમાણે | ,, | ૧૨° | ૩૨ | ,, | ૦-૮-૦ |
| ૩૧ | ચ | ૫૨૬૮ / ૨૯ | ,, | ,, | જ્યોતિષ પહેલી યાને ગ્રહદીપિકા પુ. ૧ | ,, | ,, | ,, | ૩૮ | ,, | ૦-૮-૦ |
| ૩૨ | ટ | ૫૦૩૭ / ૭૬ | ૮-૭-૪૦ | મણિભાઇ પટેલ મંત્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ મુ. કરાડી, વાયા જલાલપુર | રમતોના નિયમો | ,, | ,, | ૧૬° | ૧૦૧ | ,, | ૦-૬-૦ |
| ૩૩ | ટ | ૫૦૩૭ / ૫૮ | ,, | | પ્રેરક વ્યાખ્યાનમાળા | ,, | ,, | ૧૦° | ૯૯ | ,, | ૦-૭-૦ |
| ૩૪ | ચ | ૫૨૬૮ / ૨૭ | ૧૧-૭-૪૦ | અ. નં. ૩૦ પ્રમાણે | જન્મપત્રિકા ભા. ૨ જ્યોતિષ ગ્રંથમાળા પુ. ૩ જું | અ. નં. ૩૦ પ્રમાણે | ,, | ૧૬° | ૪૦ | ,, | ૦-૮-૦ |
| ૩૫ | ઢ | ૮૫૩૮૫ / ૧૧ | ૫-૭-૪૦ | પં. મોહનલાલ વ્યાસ સાહિત્યસદન ગુર્જર લેન ચોતાકુંજ | अपनो हिंदुस्तानी पहेली पुस्तक | एस. एस. ग्रथसं व्यास बन्धु | ૧૯૪૦ | ,, | ૫૨ | , | — |
| ૩૬ | મ | ૬૬૫૧ / ૭૬ | ૩૧-૭-૪૦ | અ. સૌ. ધનિષ્ઠાબેન મજમુદાર | રાસજ્યોતિ | કો. ૪ પ્રમાણે ગૂર્જર સાહિત્ય ભંડાર, લાઠી (કાઠિયાવાડ) | ,, | ,, | ૧૪ | ,, | ૦-૧-૬ |
| ૩૭ | મ | ૬૩૩૫૫ / ૪૭ | ૨૭-૭-૪૦ | નલિન મ. ભટ્ટ રાષ્ટ્રભાષા કોવિદ શીતળામાતા શેરી, વલસાડ | નીતિશતક ભર્તૃહરિકૃત | ત્રિકમદાસ ધનજીભાઈ વ્યવસ્થાપક શ્રી આરોગ્ય મંદિર, બજાર વલસાડ | ,, | ,, | ૮૩ | ,, | ૦-૬-૦ |

વડોદરા
તા. ૩૦-૭-૧૯૪૦

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
આ. મદદનીશ વ્યવસ્થાપક

# વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં દેણગીથી બંધાતાં મકાનોની હકીકત+

| અનુક્રમ નંબર | પુસ્તકાલયનું નામ | મકાન માટે મદદ આપનારનું નામ અને ઠેકાણું | લોકમદદની એકત્ર કરેલી રકમ રૂપીઆ | પ્રાંત પંચાયતમાં રકમો જમા કરાવ્યાની હકીકત | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | દેણગીની | | સરકાર મદદ | | પંચાયત મદદ | |
| | | | | રકમ | તારીખ | રકમ | તારીખ | રકમ | તારીખ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | **વડોદરા પ્રાંત** | | | | | | |
| ૧ | આમળા તાલુકે પાદરા | ગામલોકો | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૫-૩૬ | ૧૦૦૦ | ૩૫-૩૬ | ૧૦૦૦ | ૩૬-૩૭ |
| ૨ | મોભા તાલુકે પાદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૭૫૨-૮-૮<br>૨૪૭-૭-૪ | ૩૬-૩૭<br>૩૭-૩૮ | ૧૦૦૦ | ૨૬-૧૨-૩૮ |
| ૩ | વેજપુર તાલુકે સાવલી | ,, છીતાભાઇ હીરાભાઇ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૧૦૦૦ | ૩૬-૩૭ |
| ૪ | કાણીસા તા. ભાદરણ | ગામલોકો | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૧-૧-૩૮ | ૧૦૦૦ | ૬-૪-૩૮ | ૧૦૦૦ | ૧૩-૬-૩૮ |
| ૫ | કોયલી તા. વડોદરા | છોટાભાઇ નરસીભાઇ તથા મથુરભાઇ દેસાઇભાઇ તથા નાથાભાઇ પુંજાભાઇ રે. કોયલી | ૧૦૦૦<br>૧૦૦૦ | ૧૦૦૦<br>૧૦૦૦ | ૫-૧-૩૮<br>૨૦-૧૨-૩૯ | ૧૦૦૦ | ૬-૪-૩૮ | ૧૦૦૦ | ૧૫-૬-૩૮ |

+ શેરાને લગતી હકીકત આ નીચે અનુક્રમવાર આપી છે.

૧. કામ ચાલુ છે. ચાલુ સાલે પૂરૂં થશે. ૨. સદર. ૩. સદર. ૪. વળતર બાબત તેમજ જમીનમહેસૂલ માફીથી આપવાનું કામ ચાલે છે. તેનો છેવટનો હુકમ પ્રાંતમાંથી થયે જમીન પ્રાંત પંચાયતને સોંપાયા બાદ કામ શરૂ થવાનું છે. ૫. કામ ચાલુ છે; ચાલુ સાલે પૂરૂં થશે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ભાયલી તા. વડોદરા | ગામમદદ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૪–૨–૩૯ | ૧૦૦૦ | ૧૪–૨–૩૯ | ૯૭૦–૯–૯<br>૨૯–૬–૩ | ૨૨–૭–૩૯<br>૧૦–૧૦–૩૯ |
| ૭ | ગંભીરા તા. ભાદરણ | ,, | ૧૧૦૦ | ૧૧૦૦ | ૪–૫–૩૯ | ૧૦૦૦ | ૨૩–૩–૩૯ | ૧૦૦૦ | ૧૪–૧૦–૩૯ |
| ૮ | જોશીકુવા તા. ભાદરણ | ,, | ૬૬૬<br>૩૩૪ | ૬૬૬<br>૨૦૦ | ૨–૬–૩૯<br>૯–૧૨–૩૯ | ૬૬૬ | ૨૩–૩–૩૯ | ૬૬૬ | ૧૪–૧૦–૩૯ |
| ૯ | તેનતલાવ તા. શિનોર | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૪–૪–૩૯ | ૧૦૦૦ | ૨૧–૪–૩૯ | ૧૦૦૦ | ૧૪–૧૦–૩૯ |
| ૧૦ | રણાપુર તા. કરજણ | ,, | ૬૦૧ | ૬૦૧ | ૧૩–૭–૩૯ | ૬૦૦ | ૬–૬–૩૯ | ૬૦૦ | |
| ૧૧ | મેથી તા. કરજણ | મેથીના ભાઇલાલ-ભાઇ ગિરધરલાલ | ૬૨૫ | ૬૨૫ | ૧૩–૭–૩૯ | ૬૨૫ | ૬–૬–૩૯ | ૬૨૫ | ,, |
| ૧૨ | પેટલાદ મહિલા | લોકમદદ | ૩૦૦૦ | ૩૦૦૦ | ૨૪–૭–૩૯ | ૨૦૦૦<br>૧૦૦૦ | ૫–૭–૩૫<br>૨૪–૬–૩૬ | ૫૧-૩-૧૧<br>૩૫–૫–૦<br>૨૦૦૦–૦–૦ | ૫–૭–૩૫<br>૨૭–૭–૩૫<br>૩૦–૭–૩૬ |
| ૧૩ | ધર્મજ મહિલા | ,, | ૨૦૦૦<br>૧૦૦૦ | ૨૦૦૦<br>૧૦૦૦ | ૧૮–૧૦–૩૫<br>૬–૫–૪૦ | ૨૦૦૦ | ૯–૧૦–૩૫ | ૨૯૧૩–૭–૧ | ૩૦–૭–૩૬ |

૬. કામ ચાલુ છે; ચાલુ સાલે પૂરું થશે. ૭. સદર. ૮. વળતરનો ઠરાવ થવા ઉપર કામ બાકી છે તે પ્રાંતમાંથી હુકમ થએ જમીન પંચાયતને કબજે મળે કામ શરૂ થવાનું છે. ૯. જમીન મુલકી ખાતેથી પ્રાંત પંચાયતને કબજે હાલ જ મળેલી હોવાથી કામ સોંપવાની તજવીજ થયેલી છે. ૧૦. મુલકી ખાતેથી સાઇટ કબજે મળવા કામ બાકી છે. સાઇટ કબજે મળે કામ શરૂ કરવામાં આવશે. ૧૧. કામ સોંપાયું છે. લગભગ પૂરું થયું છે. ૧૨. જમીન કબજે મળવા ઉપર કામ બાકી છે. વળતરનું અંદાજપત્રક તથા જમીન કોની માલીકીની છે તે બાબત ખુલાસો થવા નિરીક્ષક તરફ લખતાં જમીનનાં માપો લેવા જાહેરનામાં કાઢ્યાં છે એટલે તે બન્યા બાદ આગળની તજવીજ થવાની છે. [illegible]

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | જૂની જીથરડી તા. કરજણ | લોકમદદ | ૬૦૦ | ૬૦૦ | ૨૨–૨–૪૦ | ૬૦૦ | ૨૨–૨–૪૦ | ૪૫૬–૦–૧ | ૬–૪–૪૦ |
| ૧૫ | ડેમોલ તા. પેટલાદ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | — | — |
| ૧૬ | રણું તા. પાદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | ૦ | — |
| ૧૭ | દશરથ તા. વડોદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | ૧૦૦૦ | ૨૨–૨–૪૦ | — | — |

ટીપ :—વલણ અને બચાર તા. કરજણ પુસ્તકાલયના મકાનના વંઢાનાં કામ પૂરાં થયાં છે. મોટા કરાળા તા. શિનોર પુસ્તકાલયના વંઢાનું કામ એસ્ટીમેટ આવવા ઉપર બાકીમાં છે. છાણી તા. વડોદરાના પુસ્તકાલયના મકાનના વંઢાનું કામ સાઇટ ટૂંકી હોવાથી મહાલેથી કામનો નિકાલ થવા ઉપર બાકીમાં છે તે ચાલુ સાલે પૂરું થશે.

## નવસારી પ્રાંત

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ધાત્વા તા. કામરેજ | ગામમદદ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૭–૩૮ | ૧૦૦૦ | ૨૧–૪–૩૯ | ૧૦૦૦ | ૨૫–૮–૩૯ |
| ૨ | આસ્તા તા. કામરેજ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૪–૩–૪૦ | ૫૨૩<br>૪૭૭ | ૨૯–૭–૩૯<br>૨૨–૨–૪૦ | ૧૦૦૦ | ,, |

ટીપ :—સિસોદરા તા. નવસારી પુસ્તકાલયના મકાનના ઓરડાનું કામ પૂરું થયું છે.

૧૪. ખૂટતી પંચાયત મદદના રૂા. ૧૪૩–૧૫–૧૧ ચાલુ સાલે જમા થશે. જમીનનાં માગણીપત્રકો સહીઓ કરી મહાલે નં. ૭૪૮/૩ તા. ૧૩–૭–૪૦ થી મોકલ્યાં છે. જમીન પ્રાંત પંચાયતને કબજે મળે કામ સરૂ થવાનું છે. ૧૫. પંચાયત મદદ ચાલુ સાલે મળવાની છે, જમીનનાં માગણીપત્રકો મોકલવા પ્રાંત પંચાયત તરફ નં. ૧૪૦૫/૩ તા. ૨–૭–૪૦ થી કામ મોકલ્યું છે. ૧૬. સાઇટ કબજે મળી છે. પ્રાંત પંચાયત મદદ ચાલુ સાલે મળવાની છે. તે મળે મકાનનું કામ શરૂ થશે. ૧૭. જમીન પ્રાંત પંચાયતને કબજે મળી નથી. તે મળે પ્રાંત તેમજ પંચાયત મદદ ચાલુ સાલે મળે બાદ મકાનનું કામ હાથ ઉપર લેવામાં આવશે.

૧. ખુલ્લી જમીનનાં માગણીપત્રકો સહીઓ કરી મહાલે નં. ૩૪૭/૭ તા. ૨૦–૭–૪૦ થી મોકલ્યાં છે. એટલે જમીન કબજે મળે કામ શરૂ થશે. બાકીની જમીનમાં કામ શરૂ થઇ ગયું છે ચાલુ સાલે પૂરું થશે. ૨. મકાનનું કામ પાયા સુધી આવ્યું છે, પ્રાંત પચાયત મદદ ચાલુ સાલે મળશે; કામ ચાલુ સાલે પૂરું થશે.

મહેસાણા પ્રાંત

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઊંઝા મહિલા તા. સિદ્ધપુર | મુંબાઈના શેઠ જગમોહનદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ |
| ૨ | કલ્યાણપુરા તા. કડી | ગામમદદ | ૧૦૦૧ | ૧૦૦૧ | ૧૯૩૨ | ૧૦૦૦ | ૬-૪-૩૮ | ૮૨૩-૯-૧૦<br>૧૭૬-૬-૨ | ૨૫-૬-૩૮<br>૨૭-૧-૪૦ |
| ૩ | સિદ્ધપુર મહિલા | સિદ્ધપુરના રા. રા. શેઠ મગનલાલ પ્રભુદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૯-૮-૩૮ | ૨૦૦૦ | ૧-૮-૩૮ | ૨૦૦૦ | ૨૯-૫-૩૯ |
| ૪ | ગવાડા તા. વિજાપુર | ગવાડાની બાઈ મોતી | ૧૬૦૦ | ૧૦૦૦ | ૪-૪-૩૯ | ૧૦૦૦ | ૧૪-૨-૩૯ | ૧૦૦૦ | ૨૩-૫-૩૯ |
| ૫ | વિજાપુર મહિલા | વિજાપુરના શેઠ વિઠ્ઠલભાઈ રણછોડભાઈ ઝવેરી | ૨૦૦૦ | ૨૦૦૦ | ૮-૪-૩૯ | ૨૦૦૦ | ૨૩-૩-૩૯ | ૨૦૦૦ | ૯-૯-૩૯ |
| ૬ | પાંચોટ તા. મહેસાણા | ગામમદદ | ૬૫૦ | ૬૫૦ | ૨૨-૨-૪૦ | ૬૫૦ | ૨૨-૨-૪૦ | ૫૫૭-૯-૧૦ | ૧૩-૫-૪૦ |

ટીપ:—રણાસણ તા. કલોલ પુસ્તકાલયના વંચાના કામે ગામમદદ, સરકાર મદદ અને પ્રાંત પંચાયત મદદ રૂ. ૮૦૦) જમા થઈ છે. કામના ટેંડરો મંગાવેલ છે તે મંજુર થયે કામ ચાલુ સાલે પૂરું કરાવવામાં આવશે.

ટીપ:—એકંદર સન ૧૯૩૯-૪૦ માં ૫ પાંચ પુસ્તકાલયોને મકાન માટે મદદ આપી હતી અને સાલ દરમ્યાન ૭ મકાનો બંધાયાં છે. અને બાકીનાં મકાનોની હકીકત ઉપર દર્શાવેલી છે.

વડોદરા,
તા. ૧ ઑગસ્ટ ૧૯૪૦ }

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
આ૦ મદદનીશ વ્યવસ્થાપક

૧. જમીન તા. ૧૦-૯-૩૯ ના રોજ કબજે મળી ગઈ છે. નકશામાં ભૂલ હોવાથી મેળવણી કરવા ઉપર કામ બાકી છે તે મળે મકાનનું કામ શરૂ થશે. ૨. જમીન તા. ૮-૫-૪૦ ના રોજ કબજે મળી છે. એસ્ટીમેટ પસંદ થઈ કામ શરૂ કરવામાં આવશે. ૩. સર્વે ખાતેથી જમીન બાબત નિકાલ થઈ આવે જમીન કબજે મળે કામ શરૂ થશે. ૪. સાઈટ માટે તકરાર મહાલે મોકલ્યા છે તેથી તે કબજે મળે કામ શરૂ થશે.

## જાહેરાત અંક ૨ / સને ૧૯૪૦–૪૧

## સરકાર મદદ લેનાર ગ્રામ વાચનાલયોની યાદી, સન ૧૯૩૯–૪૦

### વડોદરા પ્રાન્ત

**ડભોઇ મહાલ**

| | |
|---|---|
| ૮૧ ડભોઇ ગુ. શાળા વાચનાલય | ૧૫–૦–૦ |
| ૩ અલાદપુરા | ૮–૮–૦ |
| | ૨૩–૮–૦ |

**તિલકવાડા મહાલ**

| | |
|---|---|
| ૧ બરોલી | ૫–૦–૦ |
| | ૫–૦–૦ |

**પાદરા મહાલ**

| | |
|---|---|
| ૧ સિહોલ | ૫–૮–૦ |
| ૨ સોમજીપુરા | ૫–૮–૦ |
| ૩ મોભારોડ | ૨૦–૦–૦ |
| ૪ મહમદપુરા | ૮–૮–૦ |
| | ૩૯–૮–૦ |

**પેટલાદ મહાલ**

| | |
|---|---|
| ૮૧ ધર્મજ અંત્યજ | ૯–૦–૦ |
| ૮૨ વસો આરોગ્ય | ૪૦–૦–૦ |
| | ૪૯–૦–૦ |

**વડોદરા મહાલ**

| | |
|---|---|
| ૧ રમણ ગામડી | ૧૦–૦–૦ |
| ૨ ઉંટીઆ | ૫–૮–૦ |
| ૩ મહાપુરા | ૪–૮–૦ |
| × ૪ વડોદરા જ્યુબિલી બાગ | ૩૫–૦–૦ |
| ૫ વિરોદ | ૫–૮–૦ |
| ૬ ધનોરા | ૬–૮–૦ |
| ૭ ફાજલપુર | ૫–૮–૦ |
| ૮ અલ્હાદપુરા | ૫–૮–૦ |
| ૯ અંપાડ | ૪–૮–૦ |
| ૧૦ ફાજલપુર (સાંકરદા) | ૫–૮–૦ |
| ૧૧ ગોસીંદ્રા | ૫–૮–૦ |
| ×૧૨ મેલટ્રેનિંગ કોલેજ (વડોદરા) | ૫૦–૦–૦ |
| ૧૩ સોનારકુઇ | ૫–૮–૦ |
| ૧૪ અંકોટા | ૬–૮–૦ |
| ૧૫ કોટાલી | ૫–૮–૦ |
| ૧૬ મોતીઆપુરા | ૫–૮–૦ |
| | ૧૬૬–૮–૦ |

**વાઘોડીઆ મહાલ**

| | |
|---|---|
| ૧ તવરા | ૫–૮–૦ |
| ૨ રાકુઇ | ૬–૦–૦ |
| ૩ ગુગલપુર | ૧૦–૦–૦ |
| ૪ નવા આજવા | ૫–૮–૦ |
| ૫ ચંપારીપુરા | ૫–૮–૦ |
| | ૩૨–૮–૦ |

**સંખેડા મહાલ**

| | |
|---|---|
| ૧ ઝાબ | ૧૦–૦–૦ |
| ૨ સુર્યા | ૫–૦–૦ |
| | ૧૫–૦–૦ |

**સાવલી મહાલ**

| | |
|---|---|
| ૧ ઉત્તમનગર | ૫–૮–૦ |
| ૨ શાન્તિપુરા | ૧૧–૦–૦ |
| ૩ કડાછલા | ૧૧–૮–૦ |
| ૪ કુંપાળ | ૫–૮–૦ |
| ૫ રાસાવાડી | ૫–૮–૦ |
| ૬ બહિયા | ૫–૮–૦ |
| ૭ માધવપુરા | ૮–૮–૦ |
| ૮ વેમાર | ૫–૮–૦ |
| કુલ ૪૦ વાચનાલયો | ૫૮–૮–૦ |
| સરકાર રૂ. | ૩૮૯–૮–૦ |

### મહેસાણા પ્રાન્ત

**આતરસુંબા મહાલ**

| | |
|---|---|
| ૧ કમાલબંધ વાસણા | ૬–૦–૦ |
| ૨ ઝંડા | ૫–૮–૦ |
| ૩ સંદેસર | ૩–૮–૦ |
| ૪ ગરોડ | ૫–૮–૦ |
| ૫ વાઘજીપુર | ૩–૮–૦ |
| ૬ શિહોરા | ૭–૮–૦ |
| ૭ ધડીઆ | ૫–૮–૦ |
| | ૩૭–૦–૦ |

**કડી મહાલ**

| | |
|---|---|
| ×૧ કડી દાસ વાં. | ૪૦–૦–૦ |
| ૨ અંબાવપુરા | ૫–૮–૦ |
| | ૪૫–૮–૦ |

**કલોલ મહાલ**

| | |
|---|---|
| ૧ અઢાણા | ૫–૮–૦ |
| ૨ હાજીપુર | ૫–૮–૦ |
| ૩ નાદરી | ૫–૦–૦ |
| ૪ તારાપુર | ૫–૮–૦ |
| | ૨૧–૮–૦ |

### ખેરાળુ મહાલ

૧ પાન્છા ૫–૮–૦

૫–૮–૦

### દહેગામ મહાલ

૧ નાના જલુંદ્રા ૪–૮–૦
૨ વાસણા ચોધરી ૧૦–૦–૦
૩ સલાટપુર ૫–૮–૦
૪ સીહોલી મોટી ૭–૮–૦
૫ વડવાસા ૧૦–૦–૦

૩૭–૮–૦

### પાટણ મહાલ

૧ પાટણ અનાથાશ્રમ વાચનાલય ૧૦–૦–૦
૨ પાટણ કંપાણી મિત્રમંડળ ,, ૪૦–૦–૦
×૩ પાટણધીવટા ,, ૧૨–૦–૦.
×૪ પાટણ ટાંકવાડા,, ૫૦–૦–૦
×૫ પાટણ ઠાકરડા વસતિગૃહ વાં. ૧૦–૦–૦
×૬ પાટણ સોનીવાડા વાં. ૩૦–૦–૦
×૭ પાટણ સાલવીવાડા વાં. ૪૦–૦–૦
×૮ પાટણ નાગરવાડા વા. ૩૪–૦–૦

૨૨૬–૦–૦

### મહેસાણા મહાલ

૧ આંબલીઆસણ ૪–૮–૦
૨ ખદલપુર ૮–૦–૦
૩ ધધુસણ ૫–૮–૦
×૪ મહેસાણાપરા વાં. ૬–૮–૦
૫ દેદીઆસણ ૫–૮–૦
૬ ભાસરીઆ ૧૧–૦–૦
૭ નાગલપુર ૫–૮–૦

૪૬–૮–૦

### વિજાપુર મહાલ

૧ ઇભરામપુરા ૮–૮–૦
૨ ગુંદરાસણ ૫–૮–૦
૩ હરણહોડા ૫–૮–૦
૪ વસાઈવિદ્યાર્થી વા.૧૦–૦–૦

૨૯–૮–૦

### વિસનગર મહાલ

૧ રંગાકુઇ ૫–૮–૦
×૨ વિસનગર બા. વા.૧૬–૦–૦
૩ પુદગામ ૫–૮–૦
૪ બાકરપુર ૧૦–૦–૦

૩૭–૦–૦

### સિદ્ધપુર મહાલ

૧ ઉપલવા ૭–૦–૦
૨ ઉંઝા રામપુરા ૫–૮–૦

૧૨–૮–૦

### હારીજ મહાલ

૧ પીપલાણા ૮–૮–૦
૨ દુનાવાડા ૧૨–૮–૦

કુલ ૪૬ વાચનાલયો ૨૧–૦–૦

સરકાર રૂ. ૫૧૯–૮–૦

## નવસારી પ્રાન્ત

### કામરેજ મહાલ

૧ મોવાછી ૫–૦–૦

૫–૦–૦

### ગણદેવી મહાલ

૧ કેસલી ૬–૦–૦
૨ દેવસર ૫–૦–૦
૩ પાટી ૫–૮–૦

૧૬–૮–૦

### નવસારી મહાલ

૧ ચોખડ ૬–૮–૦
×૨ નવસારી રામચંડ રોડ ૨૦–૦–૦

૨૬–૮–૦

### પલસાણા મહાલ

૧ કણાવ ૫–૮–૦
૨ ધલકા ૬–૮–૦
૩ તાતીઝધડા ૫–૮–૦
૪ વંઝોળીઆ ૬–૦–૦

૨૩–૮–૦

### મહુવા મહાલ

૧ અંધાત્રી ૫–૮–૦
૨ ઉગરા ૬–૮–૦
૩ ડુંગરી ૬–૦–૦
૪ બામણીઆ ૭–૦–૦
૫ બારતાડ ૧૦–૦–૦
૬ ભીલખડ ૫–૮–૦
૭ મહુવરીઆ ૫–૮–૦
૮ લસણપુર ૫–૮–૦
૯ વડીઆ ૫–૮–૦
૧૦ વડેવલ ૨૦–૦–૦
૧૧ વાળાવાડ ૫–૮–૦
૧૨ વાંસકુઇ ૫–૮–૦
૧૩ શેખપુર ૪–૮–૦

૯૨–૮–૦

### વ્યારા મહાલ

૧ ઉમરવાવ દૂર ૭–૮–૦
૨ ઉમરવાવ નજીક ૫–૮–૦
૩ ટાકડકુવા ૧૦–૦–૦
૪ વડકુઇ ૫–૮–૦
૫ મગરકુઇ ૫–૦–૦
૬ પાટી ૧૦–૦–૦

૪૩–૮–૦

કુલ ૨૯ વાચનાલયો રૂ. ૨૦૬–૮–૦

# અમરેલી પ્રાંત

## અમરેલી મહાલ

×૧ અમરેલી અમરશી જીવનગાંધીપા ૩૦-૦-૦
×૨ અમરેલી ચોરાપા ૧૦-૦-૦
૩ ચાંપાથળ ૫-૮-૦
૪ તરવડા ૫-૮-૦
૫ પીપળગ ૮-૮-૦
૬ ફતેપુર ૫-૮-૦
૭ માલવણ ૫-૮-૦
૮ મેડી ૫-૮-૦
૯ રાજસ્થળી ૫-૮-૦
૧૦ અમરપુર વરૂડી ૬-૮-૦
૧૧ ટિંબલા ૧૧-૦-૦
×૧૨ શ્રી લક્ષ્મીનારાયણ હરિજન વા. ૧૨-૦-૦

૧૧૧-૦-૦

## કોડીનાર મહાલ

૧ અડવી ૬-૧૨-૦
૨ ગોહેલની ખાણ ૬-૮-૦
૩ પીપળી ૮-૮-૦
૪ માલગામ ૧૦-૦-૦

૩૧-૧૨-૦

## ખાંભા મહાલ

૧ ઝીકીઆવી ૫-૮-૦
૨ રૂખનાથપુર ૧૧-૦-૦
૩ પીપળવા ૫-૮-૦

કુલ ૧૯ વાચનાલયો ૨૨-૦-૦

સરકાર રૂ. ૧૬૪-૧૨-૦

× નિશાનીવાળાં કસ્બા વાચનાલય છે. બાકીનાં ગ્રામ વાચનાલય છે.

કુલ ૧૧૬ ગ્રામ વાચનાલયોએ અને ૨૦ કસ્બા વાચનાલયોએ સરકારમદદ લીધી છે.

વડોદરા
તા. ૯-૮-૪૦

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક

જાહેરાત અંક ૩/ સન ૧૯૪૦-૪૧

## સને ૧૯૩૯-૪૦ માં અપાયેલી પંચાયત મદદની પ્રાંતવાર વિગત

| અનુક્રમ નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | ઓખામંડળ | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૫૪૫-૮-૦ | ૩૩૩૯-૮-૦ | ૩૦૦-૦-૦ | ૯૦૪-૧૨-૦ | ૬૬-૮-૦ | ૮૧૫૬-૪-૦ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાંચનાલયો, મહિલા તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૬૦૨-૮-૦ | ૮૦૨૭-૮-૦ | ૩૬૪૧-૪-૦ | ૧૯૪૫-૪-૦ | ૨૩૩-૮-૦ | ૨૩૪૫૦-૦-૦ |
| ૩ | સને ૧૯૩૯-૪૦ માં ઉઘાડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૨૦૦-૦-૦ | ૨૦૦-૦-૦ | ૭૫-૦-૦ | ૨૫-૦-૦ | ૦-૦-૦ | ૫૦૦-૦-૦ |
| ૪ | પુસ્તકાલયોને મકાનમદદ | ૫૦૦૦-૦-૦ | ૩૦૦૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૯૦૦૦-૦-૦ |
| ૫ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૫૨-૦-૦<br>*૨૦૦-૦-૦ | ૪૩૩-૦-૦<br>૦-૦-૦ | ૧૯૦-૦-૦<br>૦-૦-૦ | ૧૨૫-૦-૦<br>૦-૦-૦ | ૦-૦-૦<br>૦-૦-૦ | ૧૨૦૦-૦-૦<br>૨૦૦-૦-૦ |
| | કુલ એકંદર | ૧૯૦૦૦-૦-૦ | ૧૫૦૦૦-૦-૦ | ૫૨૦૬-૪-૦ | ૩૦૦૦-૦-૦ | ૩૦૦-૦-૦ | ૪૨૫૦૬-૪-૦ |

અંકે બેંતાલીસ હજાર પાંચસો ૭ રૂપીઆ ચાર આના શ્રત પાઈ

વડોદરા
તા. ૬-૮-૪૦ } કૃષ્ણલાલ મો. શાહ

ઉ. મો. પટેલ
આ૦ મદદનીશ વ્યવસ્થાપક

* વડોદરા પ્રાંત પંચાયતે કારેલા મુકામે ભરાયેલી વડોદરા રાજ્યની ૭ મી પુસ્તકાલય પરિષદને મદદના રૂ. ૨૦૦-૦-૦ અદા કર્યા હતા. સદર રકમ અત્રે મોકલવામાં આવેલી નિભાવની રકમમાંથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને અદા કરવામાં આવી હતી.

# જાહેરાત અંક ૪ સને ૧૯૪૦–૪૧

## સને ૧૯૩૯–૪૦ માં અપાયેલી સરકારમદદની પ્રાંતવાર વિગત

| નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૮૧૫–૦–૦ | ૩૩૭૪–૦–૦ | ૨૦૮૫–૦–૦ | ૧૭૨૦–૦–૦ | ૧૦૯૯૪–૦–૦ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો, મહિલા પુસ્તકાલયો તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૬૪૧–૮–૦ | ૮૦૪૯–૮–૦ | ૩૮૨૬–૪–૦ | ૨૨૮૮-૧૨-૦ | ૨૩૮૦૬–૦–૦ |
| ૩ | સને ૧૯૩૯–૪૦ માં ઉઘાડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૨૦૦–૦–૦ | ૨૦૦–૦–૦ | ૭૫–૦–૦ | ૨૫–૦–૦ | ૫૦૦–૦–૦ |
| ૪ | નવીન ઉઘાડેલાં પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ | ૫૯૬–૪–૨ | ૫૯૬–૪–૧ | ૨૨૫–૦–૦ | ૭૫–૦–૦ | ૧૪૯૨–૮–૩ |
| ૫ | પુસ્તકાલયોને મકાનમદદ | ૩૬૦૬–૦–૦ | ૯૧૭–૦–૦ | ૪૭૭–૦–૦ | ૦–૦–૦ | ૫૦૦૦–૦–૦ |
| ૬ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૫૨–૦–૦ | ૪૩૩–૦–૦ | ૧૯૦–૦–૦ | ૧૨૫–૦–૦ | ૧૨૦૦–૦–૦ |
| | કુલ એકંદર | ૧૮૩૧૦-૧૨-૨ | ૧૩૫૬૯-૧૨-૧ | ૬૮૭૮–૪–૦ | ૪૨૩૩-૧૨-૦ | ૪૨૯૯૨–૮–૩ |

અંકે બેંતાલીસ હજાર નવસો બાણું રૂપીઆ આઠ આના ત્રણ પાઇ

વડોદરા
તા. ૬–૮–૪૦

કૃષ્ણલાલ મો. શાહ

ઉ. મો. પટેલ
આ. મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય.

# જાહેરાત નં. ૫ સને ૧૯૪૦–૪૧

## સને ૧૯૩૯–૪૦ અકાના આતે અપાયેલી સરકાર પંચાયતમદદની વિગત

| નં. | ગામનું નામ | સરકારમદદ | પંચાયતમદદ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | જૂની છીપરડી ( તાલુકે કરજણ) | ૬૦૦–૦–૦ | ૪૫૬–૦–૧ | બાકીની પંચાયત મદદ સને ૧૯૪૦–૪૧ માં અદા કરવામાં આવશે. |
| ૨ | ડેમોલ તા. પેટલાદ | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | પંચાયત મદદ સને ૧૯૪૦–૪૧માં અદા કરવામાં આવશે. |
| ૩ | રણું તા. પાદરા | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | સદર સદર |
| ૪ | દશરથ તા. વડોદરા | ૮૪૩–૦–૦ | ૦–૦–૦ | બાકીની સરકારમદદ તથા પ્રાંત પંચાયતમદદ સને ૧૯૪૦–૪૧ માં અદા કરવામાં આવશે. |
| ૫ | મોટા કરાળા તા. શિનોર | ૧૬૩–૦–૦ | ૧૬૩–૦–૦ | |
| ૬ | જોશીકુવા તા. ભાદરણ | ૦–૦–૦ | ૬૬૬–૦–૦ | સરકારમદદ સને ૧૯૩૮–૩૯ માં આપેલી છે. |
| ૭ | ગંભીરા તા. ભાદરણ | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | સદર સદર |
| ૮ | ભાયલી તા. વડોદરા | ૦–૦–૦ | ૨૯–૬–૩ | સરકારમદદ તથા પંચાયત મદદ સને ૧૯૩૮–૩૯ માં આપેલી છે. પંચાયત મદદ રૂ. ૯૭૦–૯–૯ પાછ આવેલી તેથી બીજી વધારાની ખુટતી રકમ આપેલી છે. |
| ૯ | તેનતલાવ તા. શિનોર | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | સરકારમદદ સને ૧૯૩૮–૩૯ માં આપેલી છે. |
| ૧૦ | મેથી તા. કરજણ | ૦–૦–૦ | ૬૨૫–૦–૦ | સદર સદર |
| ૧૧ | રણાપુર તા. કરજણ | ૦–૦–૦ | ૬૦૦–૦–૦ | સદર સદર |
| ૧૨ | બચાર તા. કરજણ | ૦–૦–૦ | ૧૩૮–૦–૦ | સદર સદર |
| ૧૩ | વલણ તા. કરજણ | ૦–૦–૦ | ૩૦૪–૦–૦ | સદર સદર |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | નડા તા. ડભોઈ | ૦-૦-૦ | ૧૮-૯-૮ | મકાન ખાતે વધારાના ખર્ચના થયેલા તે પૈકી પંચાયત મદદના અદા કર્યા છે. સરકારમદદ સને ૧૯૪૦-૪૧ માં આપવામાં આવશે. |
| | | ૩૬૦૬-૦-૦ | ૫૦૦૦-૦-૦ | |
| ૧૫ | પાંચોટ તા. મહેસાણા | ૬૫૦-૦-૦ | ૫૫૭-૯-૧૦ | બાકીની પંચાયત મદદ સને ૧૯૪૦-૪૧ માં અદા કરવામાં આવશે. |
| ૧૬ | સેરથા તા. કલોલ | ૨૬૭-૦-૦ | ૨૬૬-૦-૦ | |
| ૧૭ | વિજાપુર મહિલા પુસ્તકાલય | ૦-૮-૦ | ૨૦૦૦-૦-૦ | સરકારમદદ સને ૧૯૩૮-૩૯ માં આપવામાં આવી છે. |
| ૧૮ | કલ્યાણપુરા તા. કડી | ૦-૦-૦ | ૧૭૬-૬-૨ | સરકારમદદ રૂ. ૧૦૦૦-૦-૦ તથા પંચાયત મદદ રૂ. ૮૨૩-૯-૧૦ સને ૧૯૩૭-૩૮ માં અદા કરવામાં આવેલી છે. |
| | | ૯૧૭-૦-૦ | ૩૦૦૦-૦-૦ | |
| ૧૯ | આરતા તા. કામરેજ | ૪૭૭-૦-૦ | ૦-૦-૦ | સરકારમદદ રૂ. ૫૨૩-૦-૦ સને ૧૯૩૮-૩૯ માં આપવામાં આવેલી છે. પંચાયત મદદ સને ૧૯૪૦-૪૧ માં આપવામાં આવશે. |
| ૨૦ | ધાત્વા તા. કામરેજ | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | સરકારમદદ રૂ. ૧૦૦૦-૦-૦ સને ૧૯૩૮-૩૯ માં આપવામાં આવેલી છે. |
| | | ૪૭૭-૦-૦ | ૧૦૦૦-૦-૦ | |
| | કુલ એકંદર | ૫૦૦૦-૦-૦ | ૯૦૦૦-૦-૦ | |

વડોદરા
તા. ૮-૮-૪૦

દૂ. મો. શાહ

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું, વડોદરા

જાહેરાત અંક ૬

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયોની

| નં | મહાલનું નામ. | ગામોની સંખ્યા | મહાલવાર શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયોની વિગત: કસ્બા પુ૦ની સંખ્યા | કસ્બા પુસ્તકાલયોની વિગત: અપાયેલી મદદ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | **વડોદરા પ્રાંત** | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૭ | ૧૪૧૦– ૦–૦ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૨૭૦– ૦–૦ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૧ | ૫૦૦– ૦–૦ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૧ | ૨૩૫– ૦–૦ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૨૭૦– ૦–૦ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૧ | ૦– ૦–૦ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૨૨૫– ૦–૦ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૧૮૦– ૦–૦ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૨૩૦– ૦–૦ |
| ૧૦ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૧૨૫– ૦–૦ |
| ૧૧ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૩૭૦– ૦–૦ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૧૮ | ૩૮૧૫– ૦–૦ |
| | **મહેસાણા પ્રાંત** | | | | |
| ૧૨ | દેહગામ | ૯૬ | ૪૧ | ૧ | ૨૧૫– ૦–૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૧૧૫– ૦–૦ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૨૨૫– ૦–૦ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૧ | ૨૨૫– ૦–૦ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૨ | ૩૮૫– ૦–૦ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૧ | ૨૨૫– ૦–૦ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૧ | ૪૫૦– ૦–૦ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૨ | ૪૨૫– ૦–૦ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૨ | ૫૦૪– ૦–૦ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૧ | ૨૦૦– ૦–૦ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૪૦૫– ૦–૦ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૦ | ૦– ૦–૦ |
| | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૧૫ | ૩૩૭૪– ૦–૦ |
| | **નવસારી પ્રાંત** | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૫૭૦– ૦–૦ |
| ૨૫ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૫૫૦– ૦–૦ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૭૦– ૦–૦ |

સને ૧૯૩૯–૪૦

મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ સને ૧૯૩૯–૪૦.

| ગ્રામ પુસ્તકાલયોની વિગત | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા | પૈકી મદદ લેનારાઓની સંખ્યા | પેટીવાળાં ગ્રામ વાંચનાલયોની સંખ્યા | મદદ લેનાર વાંચનાલયોની સંખ્યા | ફરતા વાં. અને મ. તથા બા. પુ. | અપાયેલી મદદ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૬૪ | ૫૫ | ૦ | ૦ | ૨+૪+૨ | ૧૯૧૬– ૦–૦ |
| ૨૭ | ૨૬ | ૦ | ૦ | ૦+૧+૧ | ૯૯૯– ૦–૦ |
| ૬૦ | ૫૭ | ૨૦ | ૧૬ | ૨+૦+૦ | ૧૪૫૪– ૦–૦ |
| ૬૪ | ૬૧ | ૬ | ૪ | ૦+૦+૦ | ૧૧૦૨– ૦–૦ |
| ૭૮ | ૭૩ | ૨ | ૦ | ૦+૦+૦ | ૧૨૮૨– ૦–૦ |
| ૪૯ | ૪૮ | ૦ | ૧ | ૧+૧+૧ | ૭૬૦– ૮–૦ |
| ૪૨ | ૪૦ | ૦ | ૦ | ૦+૧+૦ | ૭૮૧– ૦–૦ |
| ૨૯ | ૨૩ | ૮ | ૮ | ૦+૦+૧ | ૫૩૭– ૦–૦ |
| ૨૨ | ૧૫ | ૮ | ૫ | ૦+૦+૦ | ૩૩૮– ૮–૦ |
| ૩ | ૩ | ૪ | ૧ | ૦+૦+૦ | ૧૦૮– ૦–૦ |
| ૪૦ | ૩૬ | ૮ | ૨ | ૦+૦+૦ | ૫૬૩– ૮–૦ |
| ૪૭૮ | ૪૩૭ | ૫૬ | ૩૭ | ૫+૭+૫ | ૯૮૪૧ –૮–૦ |
| ૨૬ | ૨૪ | ૧૪ | ૫ | ૦+૦+૦ | ૩૯૬– ૦–૦ |
| ૯ | ૯ | ૮ | ૭ | ૦+૦+૦ | ૧૭૦– ૦–૦ |
| ૫૪ | ૪૭ | ૦ | ૧ | ૧+૦+૦ | ૭૫૭– ૦–૦ |
| ૪૫ | ૪૦ | ૫ | ૪ | ૦+૧+૦ | ૯૬૦– ૮–૦ |
| ૫૯ | ૫૬ | ૪ | ૪ | ૦+૦+૦ | ૧૩૧૩– ૦–૦ |
| ૩૫ | ૩૪ | ૫ | ૩ | ૧+૦+૦ | ૬૯૪– ૦–૦ |
| ૩૭ | ૩૭ | ૧૯ | ૬ | ૧+૦+૦ | ૭૫૦– ૦–૦ |
| ૪૩ | ૩૭ | ૦ | ૨ | ૦+૨+૦ | ૭૬૭– ૦–૦ |
| ૩૫ | ૩૩ | ૬ | ૨ | ૦+૧+૧ | ૭૨૮– ૦–૦ |
| ૩૬ | ૩૧ | ૩ | ૦ | ૮+૧+૧ | ૯૫૦– ૮–૦ |
| ૫૪ | ૪૬ | ૦ | ૦ | ૦+૦+૦ | ૬૯૪– ૦–૦ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૦+૦+૦ | ૬૯– ૮–૦ |
| ૪૩૮ | ૩૯૭ | ૬૫ | ૩૬ | ૧૧+૫+૨ | ૮૨૪૯– ૮–૦ |
| ૪૪ | ૪૧ | ૦ | ૧ | ૧+૧+૧ | ૯૫૬–૧૨–૦ |
| ૧૯ | ૧૮ | ૪ | ૩ | ૦+૦+૦ | ૨૮૪– ૮–૦ |
| ૩૦ | ૨૮ | ૨ | ૪ | ૦+૦+૦ | ૫૩૨– ૦–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૨૮૦- ૦-૦ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૦- ૦-૦ |
| ૨૯ | માંગરોળ | ૧૪૨ | ૨૦ | ૦ | ૦- ૦-૦ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૧૩૫- ૦-૦ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૨૮૦- ૦-૦ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૨૦૮૫- ૦-૦ |
| | **અમરેલી પ્રાંત** | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૫૫૦- ૦-૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૧૮૦- ૦-૦ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૧ | ૨૨૫- ૦-૦ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦- ૦-૦ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૨૨૫- ૦-૦ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦- ૦-૦ |
| ૩૮ | ભીમકટા | ૧ | ૧ | ૦ | ૦- ૦-૦ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૫૪૦- ૦-૦ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૬ | ૧૭૨૦- ૦-૦ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૩૪ | ૪૬ | ૧૦૯૯૪- ૦-૦ |

તારીજ—(૧) કુલ ગામ ૨૯૬૯: શાળાવાળાં ગામ ૧૪૩૪: પુસ્તકાલયવાળાં ગામ ૧૨૬૬: પેટીવાળાં ગ્રામ વાંચનાલય ૨૦૪: મદદ લેનાર ગ્રામ વાંચનાલય ૧૧૭.

(૨) પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુસ્તકાલય ૪૨, મહિલા પુસ્તકાલય ૧૮, બાલ પુસ્તકાલય ૧૧, ગ્રામ પુસ્તકાલય ૧૨૧૯; મદદ લેનારાં ગ્રામ વાંચનાલય ૧૧૭ કસ્બા વાંચનાલય ૨૦, સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોની સંખ્યા ૧૬૬ છે ૨૫ ગામોએ ( ૫ મહિલા પુસ્તકાલયો + ૨૦ ગ્રામ પુસ્તકાલયો ) મકાને

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૩ | ૩૭ | ૦ | ૧ | ૦+૦+૦ | ૯૮૫- ૦-૦ |
| ૧૭ | ૧૬ | ૨૪ | ૧૩ | ૦+૦+૦ | ૪૨૯- ૦-૦ |
| ૨૧ | ૧૭ | ૨ | ૦ | ૦+૦+૦ | ૫૨૬- ૮-૦ |
| ૨ | ૦ | ૫ | ૦ | ૦+૦+૦ | ૦- ૦-૦ |
| ૧૨ | ૭ | ૨૨ | ૬ | ૦+૧+૦ | ૧૮૭- ૮-૦ |
| ૧૮૮ | ૧૬૪ | ૫૯ | ૨૮ | ૧+૨+૧ | ૩૯૦૧- ૪-૦ |
| ૩૯ | ૩૭ | ૯ | ૯ | ૩+૧+૧ | ૯૧૧-૧૨-૦ |
| ૧૯ | ૧૭ | ૦ | ૦ | ૦+૧+૦ | ૨૧૬- ૪-૦ |
| ૧૬ | ૧૫ | ૫ | ૦ | ૦+૦+૧ | ૩૩૮- ૦-૦ |
| ૬ | ૬ | ૨ | ૩ | ૦+૦+૦ | ૧૦૪- ૦-૦ |
| ૧૮ | ૧૭ | ૭ | ૪ | ૦+૦+૦ | ૨૫૨- ૪-૦ |
| ૭ | ૭ | ૦ | ૪ | ૦+૦+૦ | ૧૨૪- ૦-૦ |
| ૧ | ૧ | ૦ | ૦ | ૦+૦+૦ | ૨૪- ૦-૦ |
| ૯ | ૭ | ૧ | ૦ | ૦+૨+૧ | ૩૪૩- ૮-૦ |
| ૧૧૫ | ૧૦૭ | ૨૪ | ૧૬ | ૩+૪+૩ | ૨૩૧૩-૧૨-૦ |
| ૧૨૧૯ | ૧૧૦૫ | ૨૦૪ | ૧૧૭ | ૨૦+૧૮+૧૧ | ૨૪૩૦૬-૦-૦ |

ટીપ—શાળાવાળાં ગામ સને ૧૯૩૮-૩૯ ની જુલાઇ આખર સુધીનાં લેવામાં આવેલાં છે. મધ્યવર્તી પુસ્તકાલય અને તેના અંગેના મહિલા પુસ્તકાલય તેમજ બાલ પુસ્તકાલયની ગણતરી આ સંખ્યામાં ગણવામાં આવી નથી, શ્રી જયસિંહરાવ પુસ્તકાલયને પ્રાંત પુસ્તકાલયમાં ગણ્યું છે.

વડોદરા.
તા. ૬-૮-૪૦

કૃ. મો. શાહ

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલયખાતું, વડોદરા રાજ્ય.

## સૂચના નં. ૩ સને ૧૯૪૦–૪૧

## વિષય

### રાજ્યના થોડું ભણેલાં માણસો અને બાળકો વાંચી શકે તેવાં પુસ્તકો ખરીદવા બાબત

ગ્રામ પુસ્તકાલય જ્યાં નથી અને શાળાઓ છે તેવા સ્થળે ભણીને ઉઠી ગયા પછી અગર શાળામાં ભણતાં બાળકોને રસ પડે એવું સાહિત્ય મળે એ હેતુથી સને ૧૯૩૫–૩૬ માં પુસ્તકપેટીઓ પૂરી પાડવામાં આવી છે. આ પુસ્તકો વંચાઇને હવે ફાટી જવા પણ આવ્યાં હશે. એટલે તેમાં પ્રતિવર્ષે નવાં ઉમેરવાની જરૂર લાગે છે. તેમજ સામાન્ય લોકોમાં ભારે કિંમતનાં મોટાં પુસ્તકો કરતાં સાદી સરળ વાર્તાઓ, ધાર્મિક કથાઓ, જીવનચરિત્ર વગેરે થોડી કિંમતનાં પુસ્તકો દર વર્ષે આ વાચનાલયોને મળે તો ભવિષ્યમાં પુસ્તકાલય માટે ભાવના વધારે જાગ્રત થશે અને લોકોમાં પુસ્તકવાચનનો પ્રચાર કરવાથી દાન આપવાની વૃત્તિ પણ જાગ્રત થશે. સબબ સૂચવવામાં આવે છે કે શાળાવાળા ગ્રામ વાચનાલયોએ પોતાના અંદાજમાં નિદાન ૨ રૂ. રકમનાં બાલોપયોગી અને ગામડામાં વાંચી શકાય તેવાં પુસ્તકો ખરીદવા ખાતે રકમ મુકાશે.

વડોદરા.
તા. ૯–૮–'૪૦

ઉ. મો. પટેલ
આ. મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪ સને ૪૦–૪૧

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં માસિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ રૂપિયા | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | આચારધર્મ | માસિક | ૧–૪–૦ | ઇશ્વરલાલ આચાર્ય બાલમંદિર, વિસનગર |
| ૨ | બરડવાળા | જ્યોતિષ માસિક | ૧–૦–૦ | મેનેજર, બરડવાળા વઢવાણ કેમ્પ |
| ૩ | વિશ્વકર્મા બન્ધુ | માસિક | ૧–૮–૦ | તંત્રી, વિશ્વકર્માબન્ધુ કાર્યાલય, રાયપુર, હજીરાની પોળ અમદાવાદ |

વડોદરા
તા. ૯–૮–૪૦

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
આ. મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૩ સને ૧૯૪૦–૪૧

## વિષય

### રાજ્યના થોડું ભણેલાં માણસો અને બાળકો વાંચી શકે તેવાં પુસ્તકો ખરીદવા બાબત

ગ્રામ પુસ્તકાલય જ્યાં નથી અને શાળાઓ છે તેવા સ્થળે ભણીને ઉઠી ગયા પછી અગર શાળામાં ભણતાં બાળકોને રસ પડે એવું સાહિત્ય મળે એ હેતુથી સને ૧૯૩૫–૩૬ માં પુસ્તકપેટીઓ પૂરી પાડવામાં આવી છે. આ પુસ્તકો વંચાઇને હવે ફાટી જવા પણ આવ્યાં હશે. એટલે તેમાં પ્રતિવર્ષે નવાં ઉમેરવાની જરૂર લાગે છે. તેમજ સામાન્ય લોકોમા ભારે કિંમતનાં મોટાં પુસ્તકો કરતાં સાદી સરળ વાર્તાઓ, ધાર્મિક કથાઓ, જીવનચરિત્ર વગેરે થોડી કિંમતનાં પુસ્તકો દર વર્ષે આ વાચનાલયોને મળે તો ભવિષ્યમાં પુસ્તકાલય માટે ભાવના વધારે જાગ્રત થશે અને લોકોમાં પુસ્તકવાચનનો પ્રચાર કરવાથી દાન આપવાની વૃત્તિ પણ જાગ્રત થશે. સબબ સૂચવવામાં આવે છે કે શાળાવાળા ગ્રામ વાચનાલયોએ પોતાના અંદાજમાં નિદાન ન્રે રકમનાં બાલોપયોગી અને ગામડામાં વાંચી શકાય તેવાં પુસ્તકો ખરીદવા ખાતે રકમ મુકાશે.

વડોદરા,
તા. ૯–૮–'૪૦

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪ સને ૪૦–૪૧

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં માસિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ રૂપિયા | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | આચારધર્મ | માસિક | ૧–૪–૦ | ઇશ્વરલાલ આચાર્ય બાલમંદિર, વિસનગર |
| ૨ | બરડવાળા | જ્યોષિત માસિક | ૧–૦–૦ | મેનેજર, બરડવાળા વઢવાણ કેમ્પ |
| ૩ | વિશ્વકર્મા બન્ધુ | માસિક | ૧–૮–૦ | તંત્રી, વિશ્વકર્માબન્ધુ કાર્યાલય, રાયપુર, હજીરાની પોળ અમદાવાદ |

વડોદરા
તા. ૯–૮–૪૦

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
અ, મદદ વ્યવસ્થાપક

પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું સપ્ટેમ્બર-૧૯૪૦ અંક ૯ મો.

## આટલું તો અચૂક કરોજ.

—તંત્રીસ્થાનેથી

કેટલાંક પુસ્તકાલયોના મંત્રી-ગ્રન્થપાલ ભાઇઓ બજેટ બનાવતી વખતે, પત્રો-માસિકોની પસંદગી વખતે બીજો કંઇ વિચાર ન કરતાં, ગયા વર્ષે જે પત્રો-માસિકોની પસંદગી કરેલી તેનાં તે જ પત્રો-માસિકો નવા વર્ષનું બજેટ બનાવતી વખતે પણ મૂકી દે છે. આ વાત બરાબર નથી. દૈનિક-અઠવાડીક પત્રો માટેનો આ પ્રશ્ન નથી, પરંતુ ખાસ કરીને માસિકોની પસંદગી કરતી વખતે તો ખાસ તકેદારી રાખવી જોઇએ. એટલે કે, જે માસિકો ગયા વર્ષ દરમિયાન તમારા વાચકોને પસંદ ન પડયાં હોય, કંઇ માલ-વિનાનાં જણાયાં અથવા માત્ર નામ ઉપરથી જ પસંદગી કરવામાં આવ્યાના કારણે છેતરાઇ ગયા જેવું જણાયું હોય તો તે તપાસી જવું જોઇએ. અને એવાં માસિકોને બદલે નવાં વધુ સારું સાહિત્ય આપતાં માસિકોની પસંદગી કરવી જોઇએ. કેટલેક સ્થળે આવું થતું જણાવાથી આટલું ધ્યાન ખેંચી અન્ય પુસ્તકાલયો તેમ ન કરે તેટલા પૂરતું અત્ર ધ્યાન ખેંચ્યું છે. અસ્તુ.

અને હવે તો ઘણાંખરાં ગ્રામપુસ્તકાલયોને તેમના ગયા બજેટનાં પુસ્તકો મળી ગયાં હશે. એ પુસ્તકો મેળવવા માટે તેમના વાચકો "ક્યારે આવે, ક્યારે આવે" એમ ઉતાવળા પણ રહેતા હશે. પરંતુ હવે તેમની એ ધીરજના અંતે તેમનાં પ્રિય પુસ્તકો-પોતે વાંચવા માટે ઝંખી રહેલાં પુસ્તકો-હવે તો મળશે.

એટલે દરેક પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલે એ નવાં આવેલાં પુસ્તકોને તે માટેનો પ્રાથમિક વિધિ પતાવી લઇ તેમને જનતામાં ફરતાં કરવાં જોઇએ. જે વાચક જે પુસ્તક માગે તેને તે આપવું જોઇએ. ઉપરાંત નવાં આવેલાં પુસ્તકોની યાદી એની ટૂંક વિગતસહ પુસ્તકાલયની દીવાલ પર ટાંગી અથવા ગામમાં ભીંતપત્ર હોય તો તે પર તેની જાહેરાત કરવી જોઇએ. તે જાહેરાતમાં નવાં આવેલાં પુસ્તકો જણાવવાં, પુસ્તકનો ટૂંક-બે ચાર લીટીમાં-પરિચય આપી જનતાને તે તરફ આકર્ષવી જોઇએ અને એવી પરિસ્થિતિ અને વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ કે, ગામના લોકોને ઇંતેજારી ઉત્પન્ન થાય કે ચાલો જોઇએ, કયાં કયાં નવાં પુસ્તકો આવ્યાં છે! કયું આપણને વાંચવા ગમે તેવું છે!!

વળી તમારે ત્યાં વર્તમાનપત્રો વાંચવા આવતા ગામના લોકો સમક્ષ પણ એ પુસ્તકો મૂકી દેવાં, તેમને એ પુસ્તકોને લગતી જરૂરી સમજૂત આપવી અને વારાફરતી એ પુસ્તકો ગામમાં ફરતાં થાય તે માટે તજવીજ કરવી જોઇએ.

આમ કરવાથી ગામના લોકો પુસ્તકાલય તરફ વિશેષ આકર્ષાશે અને વાચન તરફ વિશેષપણે પ્રેરાશે.

અને આ માટેનો વધુ સફળ પ્રયોગ તો ગામની શાળાનાં ઉપલા ધોરણનાં વિદ્યાર્થીઓ આગળ, નવાં આવેલાં પુસ્તકો વિષે વખતોવખત વાર્તાલાપ કરવાથી પ્રાપ્ત થશે. તમારી એ વાતો, બાળકો તેમનાં માબાપોને જણાવશે, અને જો તમે બાળકોને પુસ્તકોની વિગતો રસમય રીતે કહી હશે તો તેથી કરીને એ પ્રૌઢો પણ આકર્ષાશે.

પરંતુ તે પહેલાં તો એ બાળકોજ-વિદ્યાર્થીઓ જ-તમારી પાસે એમના ખરનું સાહિત્ય માગવા લાગશે. તેમને તમે પુસ્તકો સંબંધે વાત કરશો ત્યારે તેઓ સ્વાભાવિકપણે જ પૂછશે કે "ગુરુજી ! મોટાં મોટાં પુસ્તકોની સાથે અમારે માટે પણ કયાં કયાં પુસ્તકો આવ્યાં છે, તે તો કહો !" એ વખતે તમારે તેમની આગળ જે બાલસાહિત્ય આવ્યું હોય તે વિગતવાર સમજાવવું. એટલે તેઓ ચપોચપ તે બાલસાહિત્ય માગવા માંડશે.

અને ગામનાં ઓછું ભણેલાં તેમજ પ્રૌઢ શિક્ષણના પ્રયાસોના પરિણામે શીખી તૈયાર થયેલાંઓના ખરનું સાહિત્ય તમે મંગાવ્યું હોય તેમાંથી તેમને પણ તેઓ વાંચી શકે તેવી નાનીનાની મોટા અક્ષરે છાપેલી પુસ્તિકાઓ આપવી જોઇએ.

આમ તમારી પાસે આવી ગયેલાં પુસ્તકોનો પત્રકોમાં નોંધવા વગેરેનો વિધિ પતાવી લઈ જેમ બને તેમ તેમને ફરતાં કરવા તરફ હવે લક્ષ અપાવું જોઈએ.

વળી વાચકો માગે તે પુસ્તકો તમારા પુસ્તકાલયમાં ન હોય તો, જે પુસ્તકાલયો સાથે સહકારની યોજનામાં તમે જોડાયા હો ત્યાંથી મંગાવી લઈ તેમને વાંચવા આપો. અને ત્યાંથી પણ મળી શકે તેમ ન હોય તો પુસ્તકાલય ખાતામાંથી ફરતા પુસ્તકાલયની પેટીઓમાં, તમારા વાચકોને જોઇતાં પુસ્તકો ભરી મંગાવી તેને ફરતાં કરો.

આ રીતે તમારા પુસ્તકાલયને એક અતિઉપયોગી સંસ્થા બનાવો, જનતાને જેમ બને તેમ વધુ પ્રમાણમાં પુસ્તકાલય તરફ આકર્ષતા રહો અને પરિણામે, જ્યાં ત્યાં પુસ્તકોનું વાતાવરણ પ્રસરવાથી ગામનાં અભણ પ્રૌઢો, જેઓ હજી પણ પ્રૌઢ શિક્ષણ યોજનાનો લાભ લેતાં નહિ હોય તેઓ પણ પોતાની અભણતા માટે શરમાશે, વધુ શિક્ષણ લેવા પ્રેરાશે અને પુસ્તકાલયનાં પુસ્તકો વાંચી જ્ઞાનવાન બનશે.

**આપણાં ગ્રામજનોને વિશેષ પ્રકાશ આપવા**
**આટલું તો અચૂક કરો જ.**

# આજના યુગમાં પુસ્તકાલયોની અગત્ય

આ નીચે આપેલો લેખ મુંબઈ વિદ્યાપીઠ ( Bombay University )ના પુસ્તકાલયના ગ્રંથપાલ ડૉ. પી. એમ. જોષીનો લખેલો છે. લેખકે દર્શાવેલા વિચારો અને યોજનાનો અમલ ઘણે ભાગે આપણા રાજ્યમાં તો થઇ ગયો છે; પરંતુ બ્રિટિશ હદમાં પુસ્તકાલયપ્રવૃત્તિ હજી પ્રાથમિક ભૂમિકામાં છે.

" પુસ્તકાલય " માસિકને, ગુજરાત પુસ્તકાલય પરિષદે પણ પોતાના મુખપત્ર તરીકે સ્વીકારેલું હોઈ બ્રિટિશ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ તે પોતાથી બનતી યથાશક્ય દોરવણી આપે છે. આ લેખમાં બ્રિટિશ હદમાં પુસ્તકાલય પ્રવૃત્તિને ત્વરિત ગતિએ અને કેવી રીતે વધુ વિકાસવાન કરવાની જરૂર છે તેનું લેખકે યોગ્ય નિદર્શન કરાવ્યું છે. —તંત્રી.

આપણા દેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે હજુ જોઇએ તેટલો પ્રેમ જાગ્રત થયો નથી. આ પરત્વે હું ટૂંક નિદર્શન રજૂ કરૂં છું.

## શિક્ષણનો સાચો અર્થ

સૌ પ્રથમ જોઇએ તો પુસ્તકાલય એ મહામૂલાં પુસ્તકો અને એનું વાચન મેળવી તેમાંથી આનંદ પ્રાપ્ત કરવાની તક મેળવી આપનાર એક માધ્યમ છે. અને આ રીતે પુસ્તકાલય, હરકોઇ માણસને વાચનદ્વારા મળી શકતું શિક્ષણ પ્રાપ્ત કરાવે છે. અહીં શિક્ષણનો અર્થ, અમુક બનાવની તારીખ અથવા ગણિત વિષયના પ્રમેયોના જવાબ આપવા જેવો સંકુચિત કરવો ન જોઇએ. મારી માન્યતા પ્રમાણે, શિક્ષણનો સાચો અર્થ તો માત્ર માહિતી ભેગી કરવાનો અથવા બનાવોની છણાવટ એવો નથી. આ બાબતો કદાચ આપણને જ્ઞાન આપી શકે, પરંતુ તેથી કંઈ બુદ્ધિકુશળતા મળી શકે નહિ. મારા મત મુજબ તો શિક્ષણ એટલે પુસ્તકોદ્વારા પ્રાપ્ત થતી મન અને આત્માની સમતુલા. એટલે પુસ્તકો અને પુસ્તકાલયોનો હેતુ તો, મેથ્યુ આર્નોલ્ડના શબ્દોમાં કહીએ તો સંસ્કૃતિ ફેલાવવાનો છે. તે કહે છે કે, " આત્માની બાહ્ય નહિ પણ આંતરિક સ્થિતિમાં પોતા પાસે કંઇક હોવાને બદલે પોતેજ કંઇ હોવું એનુંજ નામ સાચી સંસ્કારિતા છે. "

## પુસ્તકાલયોનો સાર્વત્રિક પ્રચાર અને હેતુ

આ દૃષ્ટિએ કોઇપણ દેશમાં સંસ્કૃતિના સાર્વત્રિક પ્રચાર માટે વિશાળ પાયા પર કામ કરતી એવી પુસ્તકાલય પ્રવૃત્તિ સમાજોન્નતિ અર્થે એક અગત્યના અંગરૂપ ગણાવી જોઇએ. સ્થાનિક સરકારોનાં વિવિધ કાર્યક્ષેત્રોમાં પુસ્તકાલય પ્રવૃત્તિ એ એક મહત્ત્વનું અંગ ગણાવું જોઇએ અને ફરજિયાત શિક્ષણયોજના સાથે એનો સુમેળ સાધવો જોઇએ. પ્રાથમિક શાળાઓ અને પ્રૌઢ શિક્ષણના કાર્ય દ્વારા સાક્ષરતા-પ્રચાર પ્રત્યે સરકારનું ધ્યાન દોરાયું છે. છતાં આશ્ચર્યની વાત છે કે, શિક્ષણસંસ્થાઓ દ્વારા શરૂ કરાયેલા આ કાર્યનું લગભગ નહિ જેવું જ પરિણામ આવ્યું છે. આનું સારૂં પરિણામ તો આપણા પ્રશ્નો અને જરૂરિયાતોને પહોંચી વળે તેવી પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા જ મેળવી શકાય. હિંદુસ્તાન સરખા દેશના શિક્ષણાત્મક તેમ જ સંસ્કૃતિજન્ય જીવન માટે પુસ્તકાલય પ્રવૃત્તિની અગત્ય આજે દીવા જેવી

સ્પષ્ટ દેખાઇ આવે છે. લખતાં-વાંચતાં શીખેલાઓની ટકાવારીમાં જેમ જેમ વધારો થતો જશે, તેમ તેમ આપણા લોકો પુસ્તકોના ભંડારો-પુસ્તકાલયો-ને શોધતા આવશે. દરેક માણસ કંઈ વિદ્યાપીઠ સુધીનું શિક્ષણ લઈ શકે નહિ, પરંતુ વાચન વડે તેના મગજને તર બનાવવાનું કાર્ય તો તે કરી શકે. આ રીતે આપણા દેશમાં વાચનારાઓ ઠીક ઠીક સંખ્યામાં છે અને પ્રત્યેક માણસ જે કેવી રીતે વાંચવું તે જાણે છે તે પોતાને જ્ઞાનથી દીપતો, જીવનને પરિપૂર્ણ, મહત્ત્વશાળી અને ઉપયોગી બનાવે. આવા માણસોને તેમના ધ્યેય તરફ પહોંચાડવાની સરકારની ફરજ છે. આથી હું એમ કહેવા નથી માગતો કે, સરકારે પુસ્તકાલયો સ્થાપવાં અને ચલાવવાં જોઇએ, પરંતુ સરકારે એને લગતા કાયદાઓ કરવા જોઇએ કે જેની મદદ વડે સ્થાનિક સત્તાવાળાઓ તેમની હકુમત હેઠળના વિસ્તારમાં જરૂર પડતાં વધારાના કરવેરા નાખીને મૂડી ઊભી કરી પુસ્તકાલયો સ્થાપી શકે.

## વાચકોની માગણીને પહોંચી વળવાનો સુમાર્ગ

આપણા વધતા જતા વાચકોની માગણીને પહોંચી વળવાનો આજ એક ઉત્તમ માર્ગ છે. આ કાર્ય માટે સતત કામ કરતા સાધનરૂપ રેડિયો કે સિનેમા પુસ્તકાલય જેટલું કામ કદી નહિ આપી શકે. એથી તો આપણાં નવાં લખતાં વાંચતાં શીખેલાં લાખો ભાઇબહેનો વળી પાછાં નિરક્ષરતાની ગર્તામાં ધકેલાઇ જવા જેવું થશે. આ રીતે કહીને હું એમ નથી કહેવા માગતો કે, આપણી પ્રજાના શિક્ષણમાં ઉપરનાં બે સાધનો (રેડિયો અને સિનેમા) કંઈ ઉપયોગનાં નથી. પરંતુ એથી તો હું એ વાત પર ભાર મૂકવા માગું છું કે, માત્ર પુસ્તકાલયો દ્વારા જ એ નવાં શીખેલાંઓનાં વાચન પ્રત્યેનો ઉત્સાહ જીવંત રાખી શકશે.

આ પ્રસંગે મને એક ફ્રેન્ચ કહેવત યાદ આવે છે. એને સ્પષ્ટ રૂપમાં સમજીએ તો એમ કહી શકાય કે " બોલેલા શબ્દો હવામાં ઊડી જાય છે, જ્યારે લખાયેલા શબ્દો કાયમ રહી જાય છે. "

વળી ફરી પણ મારી દલીલના સમર્થનમાં કહું. નિરક્ષરતાઃનિવારણનું પ્રમાણ વધતું જશે તેટલા પ્રમાણમાં પુસ્તકાલયોની સાર્વદેશિક માગણી વધવા માંડશે. અને પુસ્તકાલયોની માગણી, રૉયલ એશિયાટિક સોસાયટિના મુંબઇ શાખાના પુસ્તકાલય જેવાં જે માત્ર આગળ વધેલા અભ્યાસીઓના ઉપયોગમાં આવે તેવાં નહિ, પરંતુ સાદાં સરળ પુસ્તકોના સંગ્રહોની માંગ વધશે, જેમાં આપણા નવા શીખેલાઓના ખરનું વાચન આવતું હોય તેવાં, કારીગરવર્ગને વાંચવાની સરળતા થાય તેવાં તેમજ ગામડાના ખેડુતો વાંચી શકે તેવાં પુસ્તકોના સંગ્રહની જરૂર ઉભી થશે અને આ પ્રમાણે પુસ્તકાલયોની માગણી ચાલુ રહેતાં એવાં પુસ્તકો આપોઆપ મળવાં પણ સુલભ થતાં ચાલશે, આપણા લેખકો માટે આપણાં મહાકાવ્યો અને ઇતિહાસગ્રંથોમાં પુષ્કળ સામગ્રી પડેલી છે. એ સામગ્રીમાંથી તેમના વાચકોનું વલણ કયા સાહિત્ય તરફ વધુ આકર્ષાય છે અને કયું સાહિત્ય તેમને માફક આવે છે તેમ જ કયા સાહિત્યની વધુ માગણી આવે છે તે તેઓ સમજી શકશે. પછી તો આપણાં પુસ્તકાલયોનો મૂળ ઉદ્દેશ, પુસ્તકોનો છૂટે હાથે ઉપયોગ કરવાનો અને એ રીતે આપણા દેશના પુનર્ઘટનાના કાર્યમાં સારો સાથ આપનાર નીવડશે.

પરંતુ આ તો માત્ર આપણી પુસ્તકાલયપ્રવૃત્તિના એક અંગનો જ આપણે વિચાર

કર્યો, પણ લખી વાંચી જાણતાં આપણાં લાખો ભાઈબહેનો જેઓ પોતાને ત્યાં પુસ્તકો નથી વસાવી શકતાં તેમનું શું ? આ લોકો માટે માત્ર નામની પણ જોગવાઈ નથી હોતી. પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધેની સંગીન દલીલોમાંની એક તો એ છે કે, પ્રખર અભ્યાસકો જેઓ અભ્યાસ માટેનાં પુસ્તકો ખરીદી શકતા નથી, અથવા કેટલાક વાચન પ્રત્યે વિશેષ અભિરુચિ ધરાવનારાઓ જેઓ આરામથી સાહિત્યનો આસ્વાદ લેવાની ઇચ્છા રાખવા છતાં લવાજમો ભરવાની જોગવાઈ કરવાની સ્થિતિમાં હોતા નથી અથવા પુસ્તકોની કિંમત ખર્ચી શકતા નથી તેઓને ઘેર બેઠાં પુસ્તકો મળી શકે તેમ થવાની જરૂર છે.

માત્ર મુંબઈ શહેરનોજ દાખલો લઈએ તો લખી વાંચી જાણનારાઓની સંખ્યાનો આંકડો લગભગ ૨,૫૦,૦૦૦નો છે. ઘડીભર માની લઈએ કે, આ બધાંજ લખી વાંચી જાણનારાંઓ પુસ્તકાલયો માટે માગણી કરતા ન હોય છતાં અડધા ભાગનાં માણસો પણ જો વાંચવાની ધગશ ધરાવતાં હોય તો તેમને માટે પણ પુસ્તકાલયની વ્યવસ્થા આપણે ત્યાં નથી. અહીં તહીં કોઈ મફત પુસ્તકાલય હોય તેથી કંઈ અર્થ ન સરે. આપણે ત્યાં તો મ્યુનિસિપાલિટી (અથવા લોકલબોર્ડ) જેવી સંસ્થાઓ દ્વારા સંચાલિત પુસ્તકાલયો માત્ર મુંબઈમાંજ નહિ પરંતુ જ્યાં જ્યાંથી તેને માટે માગણી આવે તે સર્વ સ્થળે તેને અંગેની જોગવાઈ થવી જોઈએ. આવાં પુસ્તકાલયો ઊભાં કરવાં એ આપણા દેશના ઘડતરમાં ફરજિયાત શિક્ષણના જેટલું જ અગત્યનું અંગ થઈ પડશે. ત્યારે ચાલો, આપણે દરેક વર્ગના, દરેક વયના અને જુદી જુદી રસવૃત્તિ ધરાવતા વાચકો માટે તેમના મનોરાજ્યની અગાધ સમૃદ્ધિ માટે પ્રયત્ન કરીએ.*

ડૉ૦ પી. એમ. જોષી
ગ્રંથપાલ, મુંબઈ યુનિવર્સિટી.

---

# પુસ્તક ખરાબ કરવાના કીમિયા

**પુસ્તકમાંથી** એકાદું પુસ્તક રહમે વાંચવા લાવો અને તે ઉઘાડતાં જ અંદરના પાનાપર રંગીન કે સાદી પેન્સિલ કે શાહીથી લીટા દોરેલા કે કંઈનું કંઈ લખેલું જોઈને એ પુસ્તક પૂરતું જ એમ થએલું રખે માની લેતા. એવાં તો બીજાં સંખ્યાબંધ પુસ્તકો હશે કે જેની ખાનાખરાબી એકબીજા કરતાં ચઢિયાતી જ હોય. પુસ્તકોની આવી ખાનાખરાબી વાચકો તરફથી ઘણી રીતે થઈ રહી હોય છે. તેમાં ખાસ કરીને નીચે પ્રમાણેની રીતો સામાન્ય હોય છેઃ—

૧. પુસ્તક બેવડું વાળીને વાંચવાની ટેવ.
૨. અધુરા રહેલા વાચનની નિશાની જાણવા પાનું વાળવાની ટેવ,
૩. પસંદ પડેલાં વાક્યો નીચે આડલીટીઓ (Under lines) દોરવી. (પેન્સીલ કે શાહીથી) પસંદ પડેલા ફકરા કે લીટીઓની આગળ પાછળ મોટા ઉભા ક્રૉસ ખેંચવાની ટેવ.
૪. લેખકના વિચારો પ્રત્યે પોતાના અભિપ્રાયો ટાંકવા કે ટીકાઓ.

કાન્તિપ્રસાદ લા. ત્રિવેદી

---

* આ લેખ મૂળ અંગ્રેજીમાં મળેલો, તે પરથી અનુવાદકઃ મણિલાલ પ્રભાશંકર વ્યાસ.

# પુસ્તકપ્રકાશનની કળા

**પુ**સ્તક પ્રકાશન એ કળા તથા વિજ્ઞાન બન્ને છે. કાગળની, ઉપરના પૂંઠાની, અક્ષરની, ચિત્રોની તથા વસ્તુની ગોઠવણીની પસંદગીમાં પ્રકાશક પોતાની કળા દર્શાવે છે. છાપવાનું તથા ડિઝાઇન, બ્લૉક વગેરેનું જ્ઞાન તેમાં આવશ્યક હોય એટલે તે વિજ્ઞાન પણ છે.

મનુષ્યપ્રાણીના જીવનમાં, પોતાના જન્મથી માંડીને બાવીસ વર્ષની ઉંમર સુધીનો સમય કેળવણીનો છે. કેળવણીનાં પુસ્તકોના પ્રકાશકે આ સમય પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરવાનું હોય છે અને તેણે જુદા જુદા વિષયોના સાહિત્યનું સર્જન કરવાનું હોય છે. દશ વર્ષની ઉંમર સુધીનાં બાળકો માટે કેળવણીવિષયક રમકડાં તથા બાળસાહિત્યનું તમે સર્જન કરી શકો; દશથી અઢાર વર્ષ સુધીની ઉંમરના બાળકો માટે કેળવણીની છેલ્લી પદ્ધતિ પર રચાયેલ કેળવણીવિષયક સાહિત્ય તમે જમાવી શકો; અને અઢારથી બાવીસ વર્ષ સુધીના કૉલેજમાં ભણતા યુવકોને યોગ્ય સાહિત્ય તમે સર્જાવી શકો. કોઇ પણ વિદ્વાન પ્રકાશકે આ સમગ્ર સમયનો વિચાર કરીને, બધી ઉંમરને અનુરૂપ પુસ્તકો તૈયાર કરાવવાં જોઇએ. જો તેને ઠીક લાગે, તો તે આમાંનો કોઇ પણ એક વિભાગ પસંદ કરી શકે. બાવીસ વર્ષ પછીની ઉંમરના સમય માટે પણ, રાજકીય, સામાજિક અને વિજ્ઞાનના વિષયો પર પ્રકાશક પુસ્તકો પ્રગટ કરાવી શકે છે. ગોલેન્ઝ, મેથ્યુન વગેરે પ્રકાશકોએ સાહિત્યનો આ વિશિષ્ટ વિભાગ પોતાનો બનાવ્યો છે. તેમણે ઇરાદાપૂર્વક જ નવલકથાના સાહિત્યને સ્પર્શ કર્યો નથી.

કેળવણીવિષયક પુસ્તકો વૈજ્ઞાનિક રીતે પ્રગટ કરવામાં આવે તો ફાયદો કરે છે. બાળકના જન્મથી માંડીને બાવીસ વર્ષની ઉંમર સુધી તેને શાની જરૂર છે તે વિષે તમારી પાસે નક્કી કરેલ યોજના હોય તો તમારો ધંધો સારો ચાલવા માટેનો પૂરતો સંભવ છે. અને તેથી તમને સારો નફો મળવાનો તે નિઃશંક છે.

પદ્ધતિસર પ્રકાશન કરવા ઇચ્છતી સંસ્થાએ, જે માણસોમાં કેળવણીવિષયક જ્ઞાન હોય તથા કેળવણીની છેલ્લી પદ્ધતિથી માહિતગાર હોય તેવા માણસોને, નોકરીમાં રાખી લેવા જોઇએ. પાઠ્ય પુસ્તકો પ્રગટ કરવાનું કાર્ય દેખીતી રીતે સહેલું લાગે છે, પણ ખરી રીતે તેમ નથી. લેખક અથવા સંપાદક પુસ્તક લખી નાખે છે, પરંતુ તેની રૂપરેખા તૈયાર કરીને તેને છેવટનું સ્વરૂપ આપવાનું કાર્ય પ્રકાશક કરે છે. પુસ્તક, પુસ્તકરૂપે બહાર પડે ત્યારે તે કેળવણીવિષયક સાહિત્યમાં ચોખ્ખો ફાળો આપતું હોવું જોઇએ.

હિંદમાં પ્રકાશનકળા હજુ બાલ્યાવસ્થામાં છે. આજે આપણે ત્યાં આ ધંધો મુખ્યત્વે કરીને એવા માણસોના હાથમાં છે કે કાં તો તેઓ અકસ્માત રીતે પ્રકાશક બન્યા હોય છે, અથવા તો તેઓ છાપખાનાના માલિક હોવાથી લેખકો તેમના પર પુસ્તકોનો ભાર લાદે છે. સંભાળભરી યોજના, પદ્ધતિ કે વ્યવસ્થા જેવું કશું તેમાં હોતું નથી. પુસ્તકોનું વેચાણ થવાનાં બે કારણો હોય છેઃ કાં તો લેખક ખૂબ જ પ્રસિદ્ધ હોય છે અથવા તો પ્રકાશકો ધંધાને આગળ ધપાવવા અયોગ્ય રીતનો આશ્રય લેતા હોય છે.

આ ધંધાની મલાઇ તો બ્રિટનના પ્રકાશકોને ભાગે જાય છે. દર વર્ષે પરદેશોમાંથી એક કરોડ રૂપિયાનાં પુસ્તકોની હિંદમાં આયાત થાય છે. હિંદમાં ૭ મોટી બ્રિટિશ પ્રકાશન

સંસ્થાઓ છે-ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, લોંગમેન્સ ગ્રીન લિમિટેડ, મેકમિલન એન્ડ કું. લિ. બ્લેકી એન્ડ સન લિ. એલાઇડ પબ્લીશર્સ લિ. તથા એ. એચ. વ્હીલર એન્ડ કું. લિ. આમાંની પહેલી ચાર હિંદની નિશાળોમાં ઉપયોગી થાય તેવાં પુસ્તકો પ્રગટ કરે છે, પરંતુ બધી સંસ્થાઓ, આંતરરાષ્ટ્રીય બજાર માટેનાં પુસ્તકો હિંદમાં વેચે છે. આ સંસ્થાઓએ હિંદમાં પોતાનો ધંધો ખૂબ જમાવ્યો છે. આખા હિંદભરમાં નવા થતા પ્રકાશકો તેમનું સ્થાન લેવાને શક્તિમાન નથી. હિંદી લેખકો બ્રિટિશ પ્રકાશકો પાસે જઇને પોતાની હસ્તપ્રત તેમને વેચે છે, કેમકે તેઓ માને છે કે પરદેશી સંસ્થાને પોતાનાં પુસ્તકો આપીને તેઓ પોતાનો દરજ્જો વધારે છે, અને બદલા તરીકે અપાતી રકમ માટે તેઓને ખાતરી હોય છે અને તેઓ માને છે કે, તેમને છેતરવા માટે કોઈ અયોગ્ય પ્રથાનો આશ્રય લેવામાં નહિ આવે. અંગ્રેજી પ્રકાશકોને કંઇપણ મહેનત વિના લેખકો મળી આવે છે ત્યારે હિંદી પ્રકાશનસંસ્થાઓને તેમની શોધ ચલાવવી પડે છે અને સામાન્યતઃ બીજા અગર ત્રીજા વર્ગના લેખકોથી તેમને સંતોષ માની લેવો પડે છે.

હિંદમાં પ્રકાશનનું સાહસ લોકપ્રિય નથી; કેમકે ઘણા વેપારીઓ ધારે છે કે તેમાં નહિ જેવો નફો મળે છે. આ ભૂલ છે. પ્રકાશન એટલે પૈસા અને તે પણ "ઘણા પૈસા." તમે સો ટકાથી માંડીને બેહજાર ટકા સુધીનો નફો મેળવી શકો છો. બ્રિટિશ પ્રકાશકો, તેમનાં પુસ્તકોના હિંદમાં થતા વેચાણ પર પાંચસોથી માંડીને હજાર ટકાનો નફો મેળવે છે.

પરંતુ તાત્કાલિક નફો થાય તેવો પ્રકાશનનો ધંધો નથી. તેમાં ધીરજની જરૂર છે. સારું કામકાજ થતાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ લાગે છે.

જો તમને સ્વતંત્ર છાપખાનાનો, કાગળના વેપારીનો તથા લેખકોનો સહકાર મળે તો થોડી મૂડીથી નાના પાયા પર આ ધંધો શરૂ કરી શકો.

આ ધંધામાં જેને રસ હોય તેણે શરૂઆતમાં ઓછામાં ઓછા ત્રણ પ્રકારનાં પ્રકાશનો કરવાં જોઇએઃ (૧) યુવાનોનું સાહિત્ય, (૨) ભેટ આપવાનાં પુસ્તકોનું સાહિત્ય તથા (૩) કેળવણીવિષયક સાહિત્ય. પહેલા પ્રકારનાં પુસ્તકોનું વેચાણ ધીમું હોય છે, પણ વખત જતાં તેમાં સારી પેદાશ થાય છે. બીજી જાતના સાહિત્ય માટે હિંદમાં ખૂબજ ઉજ્જવળ ભાવિ છે, જો કે હજુ તે પ્રકારના સાહિત્યની અજમાયશ થઇ નથી. ત્રીજા પ્રકારના સાહિત્યની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તો તેમાં તો પુષ્કળ કમાણીનો સંભવ છે.

**યુવાનો માટેનું સાહિત્ય**—યુવાનો માટેના યોગ્ય સાહિત્યનો મરાઠી, ગુજરાતી તથા હિંદીમાં અભાવ છે. હિંદી પ્રકાશકોએ આ દિશામાં યત્નો કર્યા છે, પણ ગણ્યાં ગાંઠયાં થોડાં પુસ્તકો બાદ કરતાં, તેમાં જાણવા જેવી પ્રગતિ થઇ નથી. આ નિષ્ફળતાનાં બે કારણો છેઃ એક તો તેમાં યોજનાનો અભાવ હોય છે અને બીજું લેખક તથા પ્રકાશકમાં કેળવણીવિષયક તથા મનોવિજ્ઞાનની શુદ્ધિનો અભાવ હોય છે.

યુવકો માટેનું સાહિત્ય મનોવિજ્ઞાનની ભૂમિકા પર રચાવું જોઇએ તથા ક્રમિક શબ્દ-કોષને તે વળગી રહેવું જોઇએ. વળી તેમાં વિષયોની વિવિધતા હોવી જોઇએ. આ ઉપરાંત તેમાં ત્રણ મુખ્ય બાબતો—ચિત્રોનું સૌંદર્ય, સુંદર ઉઠાવ તથા સોંઘી કિંમત પણ હોવી જોઇએ.

એક ભાષામાં રચાયેલ સુવાન માટેના સાહિત્યનાં પુસ્તકોનું બીજી ભાષામાં ભાષાંતર થઈ શકે, જેથી દેશભરમાં તેનું વેચાણ થઇ શકે. વળી વિશાળ અથવા વધારાના વાચન માટેના વિષયોનાં અંગ્રેજી પુસ્તકોની આપણને ખૂબ જરૂર છે. અત્યારે તો આ બ્રિટિશ પ્રકાશકોનો ઇજારો છે. તેમનાં પુસ્તકો ખાસ કરીને અંગ્રેજી બાળકો માટે જ યોજાયેલ હોય છે અને અંગ્રેજીમાં આપણી પાસે આપવાનું યોગ્ય સાહિત્ય ન હોવાથી આ પુસ્તકો હિંદી બાળકો પર ઠોકી બેસાડવામાં આવે છે.

**ઇનામનાં પુસ્તકો**—જીવનચરિત્રો, દંતકથા, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ વગેરે વગેરે જુદા જુદા વિષયોનાં સંખ્યાબંધ પુસ્તકોની માળા પ્રગટ કરવાની જરૂર છે. પુસ્તકોનું 'ગેટ-અપ' ( ઉઠાવ ) સુંદર હોવું જોઇએ, આપણે હિંદમાં તો 'ઇનામ સાહિત્ય' જેવું કશું નથી. આ દિશામાં રસ ધરાવતો કોઈ સાહસિક પ્રકાશક આ વિશિષ્ટ પ્રકારના ધંધાનો ઇજારો રાખવાની આશા રાખે તો તેમાં કંઇ ખોટું નથી.

આ પ્રકારના સાહિત્યનો સ્પષ્ટ ખ્યાલ આપવાનું કાર્ય જરા કપરું છે. બ્લેકિ, રાફીલટક અને ડીને અંદર અંદર આ ધંધાનો ઇજારો લીધો છે અને તેઓએ સસ્તી કિંમતે આકર્ષક પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ ધંધામાં જેમને રસ હોય તેઓએ આ પ્રકાશન-સંસ્થાનાં પુસ્તકોનો અભ્યાસ કરવો. અનુકરણની ખાતરનું સાહસ પણ, હિંદના પ્રકાશન ખાતામાં વધારે નહિ તો એક નવી કલ્પનાની શરૂઆત બતાવશે.

આ ક્ષેત્ર તદ્દન અણવિકસેલ હોઇ, તેમાં ખૂબ અખતરાની જરૂર પડશે; પણ હિંદમાં તે સફળ થવાનો ઘણો સંભવ છે અને અજમાયશ કરનારને બદલો મળી રહેશે.

**કેળવણીવિષયક સાહિત્ય**—પ્રકાશકને આ સાહિત્ય પર ખાસ ધ્યાન આપવાનું છે. જ્યારે આખા દેશની કેળવણીની પ્રથાનું ભાવિ ઘડાઇ રહ્યું છે ત્યારે સાહસિક પ્રકાશક સમક્ષ વિશાળ ક્ષેત્ર તથા મોટું કામ પડેલું છે.

કેળવણીવિષયક બુદ્ધિ, કેળવણીના છેલ્લામાં છેલ્લા સિદ્ધાંતોનું જ્ઞાન, તથા જુદા જુદા પ્રાંતો અને રાજ્યોના કેળવણીના અભ્યાસક્રમની પૂરેપૂરી સમજ હોય તો પ્રકાશક યોગ્ય પુસ્તકો પ્રગટ કરીને કેળવણી ખાતામાં મંજૂર કરાવે અને ત્યારબાદ કેળવણીની સંસ્થાઓમાં તે દાખલ કરાવી શકે. એવા અનેક દાખલાઓ મળી આવશે કે જેમાં એક જ પ્રકાશનથી પ્રકાશકોનું નસીબ ખુલી જાય છે.

કેળવણીનાં પ્રકાશનોમાં પ્રાથમિક જ્ઞાનની જરૂર હોય છે. પહેલાં તો કેળવણી જગતની સમીક્ષા કરીને પ્રવાહો તથા આંતરપ્રવાહો શોધવાના હોય છે. આ તપાસ પર જ તમારે પુસ્તકો રચાવવાનાં હોઈ, નવી યોજના તથા નૂતન પદ્ધતિ પર નવા સ્વરૂપે તમારે પ્રસ્તા આપવાનું છે. આ કાર્ય કોઇ તંત્રીને આપી શકાય છતાં દોરવણી તો તમારે તેને આપવાની છે. પદ્ધતિ, તમે કેવી રીતે બહાર પાડો છો તે તથા પ્રકરણોની ગોઠવણી સિવાય કેળવણીવિષયક પુસ્તકમાં કશું યે નવું હોતું નથી. માટે પ્રકાશકે કોઇ પણ મૂળ લખાણનો અભ્યાસ કરતાં આ દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખવું.

[ સાંધણ પૃ. ૪૧૮ને ૭૩ ]

# પુસ્તકોના દુશ્મનો

બીજી રીતે પ્રસિદ્ધ વ્યક્તિઓને પુસ્તકો ફાડી નાખવાની ટેવ હોવાનું આપણે જાણીએ છીએ. અંગ્રેજ લેખક શેલીને કાગળની હોડી બનાવી તેને તરાવવાનો ખૂબ શોખ હતો. તે પોતાની સાથે મુસાફરીમાં સાથે લીધેલ પુસ્તકોનાં આગળ પાછળનાં તથા અંદરનાં પાનાં ફાડી નાખી તેની હોડીઓ બનાવતો. વોલ્ટેર અને એડવર્ડ ફિટ્ઝ જીરાલ્ડને એવી ટેવ હતી કે પોતાને પસંદ ન પડે તેવી હકીકતનાં પાનાં તે ફાડી નાખતો. પરિણામે તેના વિશાળ પુસ્તકાલયમાં એક પણ અખંડ પુસ્તક મળતું નહોતું. જ્હોન બેગ્ફર્ડને એવી ટેવ હતી કે તે દરેક પુસ્તકાલયમાંથી ફરીને ગમે તેવાં દુર્લભ પુસ્તકોનાં આગલાં પાછલાં પાનાં ફાડી લેતો અને તેના તેણે ચાળીસ સંગ્રહ કર્યા હતા. તેણે લખવા ધારેલ મુદ્રણકળાના ઇતિહાસમાં ચિત્રો મૂકવાને તે આ કાર્ય કરતો હતો; જો કે મુદ્રણકળાનો ઇતિહાસ લખવાની તેનામાં જરા જેટલી પણ લાયકાત નહોતી.

પરંતુ આ પુસ્તક ફાડી નાખનારાઓને, ઇતિહાસના મહાન પુસ્તકોનો નાશ કરનારાઓ સાથે સરખાવી શકાય નહિ. એમ કહેવામાં આવે છે કે, ઇ. સ. ૬૩૮ માં જ્યારે ખલિફ ઉમરને અલેકઝાંડ્રિયાના મહાન પુસ્તકાલયને સુરક્ષિત રાખવાની અરજ કરવામાં આવી ત્યારે તેણે જવાબ આપ્યો કે " જો તે પુસ્તકોમાં ઇશ્વરના આદેશની વિરુદ્ધ કંઇ હોય તો તે અનિષ્ટ છે. જો તેમ ન હોય તો તે નકામાં છે. " પછી તેણે હસ્તલિખિત પ્રતોને શહેરનાં ચાર હજાર સ્નાનગૃહોમાં મોકલી આપ્યાં. ત્યાં ૭ મહિના સુધી તેનો બળતણ તરીકે ઉપયોગ થયો. મૂર્તિભંજક લીઓ ત્રીજાએ ઈ. સ. ૭૪૧ માં, કોન્સ્ટન્ટાઇને સ્થાપેલ પુસ્તકાલયને બાળી નાખવાનો હુકમ કર્યો, કારણ કે ત્યાંના ચિત્રકારોએ તે અમૂલ્ય સંગ્રહમાંથી, છબીઓ તથા ઐતિહાસિક સહીઓ કાપી લેવાની ના પાડી. પુસ્તકોના આ ડઝન અથવા વધારે કળાકારોએ આ સુંદર પુસ્તકોને બગાડવા કરતાં, તેમની સાથે અગ્નિમાં બળી મરવાનું પસંદ કર્યું. આ હોળીમાં લગભગ બે લાખ હસ્તપ્રતોનો નાશ કરવામાં આવ્યો હતો. તેમાં ' કાઉન્સિલ ઑફ નાઇસ ' ( Council of Nice )ની એક્ટ્સ ગજ્રસ્ત તથા પોપ ગ્રેગરી ત્રીજાએ ભેટ આપેલ સુંદર ' ફોર ગોસ્પેલ્સ ' ( Four Gospels )ની સોનેરી પૂંઠાવાળી નકલની પણ આહુતિ અપાઇ હતી.

× × ×

આઠમાં હેન્રિએ ૧૫૩૯ માં મઠને વીખેરી નાખવાનો હુકમ કરતાં ત્યાંનાં પુસ્તકાલયોને પણ વેરણછેરણ કરી નાખ્યાં. તે સમયે સાધુ સંસ્થાનો પાકો વિરોધી બેઇલ પણ લખે છે કે " આ પુસ્તકોનો મોટો ભાગ ખરીદ કરનારાઓએ બુટ સાફ કરવામાં ઉપયોગ કર્યો હતો. કેટલાક ગાંધીની દુકાને પસ્તી તરીકે વેચી નાખ્યા હતા અને કેટલાક બુક બાઇન્ડરોને ત્યાં ગયા હતા. હું એક એવા વેપારીને જાણું છું ( જેનું નામ અત્યારે હું આપવા માગતો નથી ) કે તેણે એ મહાન પુસ્તકાલયોનાં પુસ્તકો અગીઆર શિલિંગની કિંમતે ખરીદ કરી લીધાં હતાં, જે જણાવતાં પણ મને શરમ થાય છે. "

ઇ. સ. ૧૭૯૦ ના એક જ વર્ષમાં ફ્રેન્ચ ક્રાન્તિકારોના ટોળાએ ચાળીસ લાખથી વધારે પુસ્તકો તથા હસ્તપ્રતોનો નાશ કર્યો હતો.

સૈકાઓ થયાં આપણે જોતા આવ્યાં છીએ કે "સારા માણસો" હોમરની 'ઓડિસિ'ને, કોન્ફ્યુશિયસના 'એનાલેકટસ'ને, બેકનના 'ઓપસ મેજર'ને, ડાન્ટેના 'ડિવાઇન કોમેડી'ને, મેલરિના 'મોર્ટ દ આર્થર'ને, સર્વેન્ટિસના 'ડોન ક્વિકઝોટ'ને, મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ'ને એડીસન તથા સ્ટીલના 'સ્પેકટેટર'ને, ગેટેના 'ફૉસ્ટ'ને, ગિબનના 'હિસ્ટરી ઑફ ધ ડિકલાઇન એન્ડ ફૉલ ઑફ ધ રોમન એમ્પાયર'ના પ્રચારને અટકાવે છે, અવગણના કરે છે તથા નાશ કરે છે. તાજેતરનો જ દાખલો લઇએ. ૧૯૩૩ ના મેની ૧૦ મી તારીખે બર્લિન વિશ્વવિદ્યાલયની સામે યાહુદી લેખકોનાં ૨૫,૦૦૦ થી વધારે પુસ્તકો બાળી નાખવામાં આવ્યાં હતાં. સમયની પ્રગતિ સાથે ઇતિહાસનું પુનરાવર્તન થાય છે અને દરેક યુગમાં પુસ્તકોની નિંદા કરનારા તથા નાશ કરનારાઓનો નવો સમૂહ ઉત્પન્ન થાય છે.*

છોટાલાલ માનસિંગ કામદાર

---

[ પૃ. ૪૧૬નું ચાલુ ]

એક વખત યોગ્ય પ્રકારનાં પુસ્તકો તૈયાર થયાં એટલે તેના વેચાણની વ્યવસ્થા કરવાની જરૂર છે. આનો અર્થ એ છે કે, કેળવણીવિષયક અનુભવવાળા અને વેપારી કુનેહવાળા પ્રતિનિધિઓ પોતાના પ્રાંતોના કેળવણી અધિકારીઓનો વિશ્વાસ ધરાવતા હોવા જોઇએ. તેઓએ નવા શકિતશાળી માણસોને શોધી કાઢવા જોઇએ અને પોતાના પ્રદેશની શાળાઓ તથા કૉલેજોની જરૂરીઆતો જણાવવી જોઇએ.

આપણા માટે સારાં પાઠ્ય પુસ્તકો લખી શકે તેવા ઘણા વિદ્વાનો હિંદમાં પડયા છે. તમારે તેને શોધી કાઢીને યોગ્ય ઉત્તેજન આપવાનું છે.

આ વિભાગનું કાર્ય એક દિવસમાં થઇ શકે નહિ. તમારી પાસે પંચવર્ષીય યોજના હોવી જોઇએ. આ ખાતું એવા માણસના હાથમાં હોવું જોઇએ કે જેને શિક્ષણનો અનુભવ હોય અને કયું પુસ્તક વેચાઇ શકશે તે જાણવાની તેનામાં વેપારી બુદ્ધિ હોય. આ માણસમાં વિચારશકિત, દીર્ઘદૃષ્ટિ–સંજયદૃષ્ટિ તથા સંપાદક તરીકેની શકિતઓ હોવી જોઇએ.

પ્રકાશનના અતિ અગત્યના મુદ્દાઓ ટુંકામાં ઉપર દર્શાવ્યા છે. પ્રકાશનમાં રસ લેનારાઓ આ ધ્યાનપૂર્વક વાંચશે તો તેમને સ્પષ્ટ લાગશે કે આ સુધરેલાનો ધંધો છે. તમે પૈસા કમાઇ શકો છો. હજારો રૂપીઆ કમાઇ શકો છો. સાથે સાથે ઊગતી પ્રજા માટે ઊંચી સંસ્કૃતિ તથા બુદ્ધિ ઉત્પન્ન કરે તેવું સાહિત્ય આપી તેમને આદર્શ શહેરીઓ બનાવવાનો યત્ન કરી રાષ્ટ્રની સેવા બજાવો છો. પ્રકાશકનો ઉચ્ચ આશય ખરેખર ઉપયોગી થાય અને કેળવણી તથા માનસશાસ્ત્ર પર રચાયેલાં હોય તેવાં પુસ્તકો પ્રગટ કરવાનો હોવો જોઇએ. આ પુસ્તકો વેચાવાં જ જોઇએ અને તેને આર્થિક ફાયદો થવો જ જોઇએ. ફકત આટલું તેણે હમેશાં યાદ રાખવું કે, તેનું મુખ્ય કાર્ય શિક્ષકનું પહેલું છે, અને ધંધાદારીનું ત્યાર પછીનું છે.×

છોટાલાલ માનસિંગ કામદાર

---

* ન્યુયોર્કના 'એસોશિયન્સ'માંથી ટુંકાવીને.

× હમાકાંત મેન્ડે એમ. એ. ના લેખ ઉપરથી.

## સા. પુ. ડેસર તા. સાવલી

ડેસર સા. પુસ્તકાલયની સ્થાપના ઇ. સ. ૧૯૨૪–૨૫ માં થઇ હતી. ગુજરાતી શાળાના ભાડાના મકાનમાં ખુરસીઓ, મેજ, બાંકડો અને એકાદ પેપર અને કેટલાંક પુસ્તકોથી શરૂઆત કરવામાં હતી. ત્યારે 'હું' વિદ્યાર્થી અવસ્થામાં હતો. પરંતુ ત્યારપછી એ પુસ્તકાલયના કાર્યમાં મંદતા આવેલી. સન ૧૯૨૮–૨૯માં બજેટ રૂ. ૧૫–૦–૦ નું થયું હતું જ્યારે સન ૧૯૨૯–૩૦ નું બજેટ તો થયુંજ ન હતું. પછી જાણે એ અસ્ત થયા જેવું થયેલું. દિવસો વીતતા ગયા અને ડેસરમાં યુવક મંડળની સ્થાપના થઈ. પછી ગ્રામ્ય સભા એકત્ર કરી વાંચનાલય વિભાગ જુદો પાડવા માગણી કરી. ગામમાંથી લખાણી શરૂ કરી. પૈસા ઉઘરાવી ભાડાનું મકાન રાખવામાં આવ્યું અને એ રીતે વાંચનાલય ખોલ્યું. ત્યારબાદ સ. ૧૯૩૦–૩૧ માં બજેટ રૂ. ૧૪૫–૦–૦નું થતાં વાંચનાલયમાં પુસ્તકોનો ઉમેરો થતાં વાંચનરસ જાગ્રત થયો. ઉત્તરોત્તર પ્રગતિ થઈ. પુસ્તકો વધ્યાં. લોકવૃત્તિ પણ જાગ્રત થઈ અને કાયમ ફંડમાં પણ વધારો કર્યો.

તે બાદ પુસ્તકાલયના મકાન માટે યુવક મંડળે વિચાર ચલાવ્યો. મકાન ફંડ માટે મુંબઇ, અમદાવાદ, ભરૂચ, વલસાડ, ગોધરા, સિદ્ધપુર, વડોદરા વગેરે સ્થળે પરિચિતોમાં ફર્યા. ઘણા પરિશ્રમે ફંડ એકત્ર કર્યું. જેમાં રૂા. ૧૩૦૦ તેરસો રૂપિયા બહારની મદદરૂપે મળ્યા. આમાં ખાસ કરીને મુંબઈના શ્રી. ચિમનલાલ દેસાઇ અને અમદાવાદના શ્રી. ભાઇલાલભાઇ દેસાઇએ જ આપ્યા અને ખાસ તેમને જ લઈને બન્યા જે માટે તેમના આભારી છીએ. આ ઉપરાંત રૂા. ૭૦૦ સાતસો રૂપિયા ડેસર ગામમાંથી થયા હતા. આ પ્રમાણે રૂા. ૨૦૦૦ બે હજાર પુસ્તકાલય મકાન માટે, કાયમ ફંડમાં એક હજાર અને એક હજાર રૂપિયા મકાન માટે પૂ. સ્વ. અમીન સા. દ્વારા ભર્યા. સન ૧૯૩૩–૩૪ માં શ્રીમંત સરકાર તથા પંચાયત મદદ મળી ૩૦૦૦ હજાર રૂપિયા મકાન માટે પ્રાં. પં. કચેરીમાં એકઠા થયા.

પછી તો પુસ્તકાલય સાઇટ જમીન મળી. જમીન ગામ મધ્યસ્થળેની મળી જેના માટે ઘણી મક્કમતા જાળવવાની કસોટીનો પ્રસંગ આવ્યો. છેલ્લે મધ્યસ્થળે બાંધવા સમિતિ અને અમલદાર સા. નો અભિપ્રાય નક્કી થયો.

પૂ. સ્વ. અમીન સા. પછી નિવૃત્ત થયા. અને સાઇટ મધ્યસ્થળ ફેરફાર થઇ હાલના સ્થળે મકાન બાંધવા નક્કી થયું.

અને તે સ્થળે મકાન બાંધવા અમો પણ સંમત થયા. પુસ્તકાલયના મકાન માટેનો રસ અને પ્રેરણા સ્વ. અમીન સા. ને આભારી છે. એ દિવ્યાત્માના સદાકાળ અમો ઋણી છીએ. ઇશ્વર એ દિવ્યાત્માને પરમ શાન્તિ આપો અને અમારા પ્રત્યે તે દિવ્યાત્માની પરમ કૃપા અને પ્રેરણા અમોને મળતી રહો એ ઇચ્છીએ છીએ.

મકાન બંધાયું તે બાદ ( ત્યારે હું વાંચનાલયનો તથા યુવક મંડળનો મંત્રી હતો ) શ્રી. ઉમેદભાઇ સા. શ્રી. કાશીવાળા, તેમજ અન્ય બંધુઓ હિતેચ્છુઓની સદ્ભાવનાને લઇ મકાન ઉદ્ઘાટન તા. ૯–૬–૩૯ના રોજ મુંબાઇના દેસાઇ શ્રી. ચિમનલાલ છોટાલાલના હસ્તે

થયું અને સ્વ. પૂજ્ય મહાપુરૂષ શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબનું ઓઇલ પેઇન્ટ ચિત્ર તૈયાર કરાવ્યું હતું તે તે જ દિવસે પૂ. ઉમેદભાઇ સા. હસ્તક ખુલ્લું મુકાયું. પૂ. અમીન **સા. નું ચિત્ર વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં પ્રથમ ખુલ્લું મુકાવવાનું** સદ્ભાગ્ય ઉસરને જ પ્રાપ્ત થયું છે જે અમો ગૌરવપૂર્વક સદ્ભાગ્ય માનીએ છીએ.

રમણલાલ ગો. શાહ

## સા. પુ. વાલમ

હું પ્રથમ મહેસાણા પ્રાંતમાં માનદ પ્રચારક તરીકે નીમાએલ હોઈ ગ્રામ પુસ્તકાલયો તપાસવા જતો ત્યારે કોઈ કોઈ ગ્રામ પુસ્તકાલયનું બાંધેલું મકાન, તેની વ્યવસ્થા, અંદાજપત્રકો, લોકમદદ, લોકોની ભાવના વગેરે જોઈ મને એમ લાગતું કે આ આવડા નાના ગામે આ બધું અને મારૂં ગામ મોટું હોઇ ઉજળીઆત વસ્તી છતાં મકાન કેમ થઇ શકતું નહિ હોય? બજેટો કેમ સારી રકમનાં નહિ બનતાં હોય, લોકમદદ શાથી થતી નહિ હોય, લોકોની ભાવના કેમ ઓછી હશે! ક્યાં ચરોતર, ક્યાં વડોદરા પ્રાંત અને ક્યાં મહેસાણા પ્રાંત અને ક્યાં આ ગામ! માંડ માંડ ગણ્યા ગાંઠયા ભાઇઓજ લવાજમ આપે અને જેમ તેમ ચાલે ત્યાં બાલ અને સ્ત્રીવાચનનું તો નામજ શું?

આવા આવા વિચારો આવતા અને થતું કે પુસ્તકાલય જેવા સરસ્વતીમંદિર ઉપર લોકોનો અભાવ હશે કે કાં તો ગામમાં કોઇ ધનિક નહિ કે પછી પૂજારીનો દોષ હશે! ઠીક, જે હશે તે હશે પણ મારી બદલી મારા ગામે થાય તો હું કંઇક કરી જોઉં એમ ઇચ્છતો. તેવામાં મારી બદલી ભાન્ડુ ગામે થઈ. નિર્જીવ સ્થિતિમાં ચાલતું આ ગામનું પુસ્તકાલય મારા હાથમાં આવ્યું. ચાર વર્ષના ગાળામાં સંપૂર્ણ રીતે આબાદ થઇ સુંદર રીતે ચાલવા લાગ્યું.

કોઈ પ્રસંગે અમારા ગામના શેઠ મૂલચંદભાઈ પોતાના મિત્રને ત્યાં આવ્યા ને પુસ્તકાલયની મુલાકાત લીધી. વ્યવસ્થા જોઈ મને વાત કરી કે જો તમારા જેવો કામ કરનાર કોઇ મળી આવે તો આપણે પુસ્તકાલયના મકાન બાબત કંઇક વિચાર કરીએ.

મને આ વાત ગમી, ગાંઠ વાળીને મનમાં ઘણા ઘણા વિચારો કર્યા; પણ વળે શું? કારણ, હું તો સરકારી નોકર! બદલી થાય અને મારૂં વતન મને મળે એ શી રીતે બને! છતાં સંજોગોવશાત્ મારી બદલી થઇ અને વતન મળ્યું.

શાળામાં આવતાં જ પુસ્તકાલયના સહમંત્રી તરીકે મારી નિમણુક થઇ. આથી મેં મારૂં સંપૂર્ણ ચિત્ત આમાં પરોવ્યું.

પ્રથમ મારે તો પુસ્તકાલયના મકાનની ઉણપ ટાળવી હતી; તેથી ભાન્ડુ ગામે થએલી વાત લક્ષમાં રાખી મુંબાઇ મૂલચંદભાઇને પત્ર લખ્યો કારણ તેઓથી ધંધાર્થે ત્યાં રહેતા હતા.

પત્ર લખ્યો તેનો જવાબ આવ્યો કે નીચેની ત્રણ શરતો સ્વીકારાતી હોય તો રૂા. ૧૦૦૦) આપવા ખુશી છું.

૧ હું જે સ્થળ નક્કી કરૂં ત્યાં મકાન બંધાય. (સ્થળઃ શીતળા માતાનો ચોક),

૨ કંટ્રાક્ટ મને મળે,

૩ પુસ્તકાલયનું નામ પા. લલ્લુભાઇ નારાયણદાસ રાખવું.

ઉપરની શરતોવાળો કાગળ વ્યવસ્થાપક સભા આગળ રજુ કરી સામાન્ય સભામાં પાસ કરાવી ખાતામાં લખતાં મંજુરી મળતાં હાલનું મકાન બંધાયું.

મકાન તો થયું, પણ બજેટ સારાં થશે કે નહિ, વ્યવસ્થા ઠીક ચાલશે કે કેમ, મકાનનો લાભ સારા પ્રમાણમાં લેવાશે કે કેમ વગેરે તરંગો થયા છતાં એક નિશ્ચયે કામ ધપાવ્યા કરતાં આજે એનું બજેટ રૂ. ૩૩૫ એ પહોંચી દૈનિક પેપરો બે, અઠવાડીક ૮, પખવાડીક ૭, માસિક ૧૫ આવતાં હોઈ વાચકસંખ્યા સારા પ્રમાણમાં લાભ લે છે.

જ્યાં આગળ ૧૦ કે ૧૫ સભ્યો થવા મુશ્કેલ હતા ત્યાં આજે સો ઉપરાંત સંખ્યા નોંધાઈ વાર્ષિક પાંચ અને ૭ રૂ. આપનાર કેટલાક ભાઇઓ ઉત્સાહ ધરાવે છે.

જે મકાન માટે કેટલાક ભાઇઓ અણગમો બતાવતા હતા તે જ ભાઇઓ પોતાનાં લવાજમો વહેલાં આપી પોતે ઘણા પ્રેમથી સારો લાભ લે છે.

મકાન બંધાવવાનો કંટ્રાકટ શેઠે પોતે રાખેલો હોવાથી કામ ઘણું સંગીન થયું છે. ફક્ત એસ્ટીમેટમાં ન હોય તેની વસ્તુઓની રહેલી ખામીઓ ચાલુ બજેટોમાં વત્તી ઓછી રકમ મૂકી પૂરી કરાવી લેવામાં આવી છે.

હાલનું ઉત્પન્ન મેંબર ફી સિવાય દાન, ભેટ, મદદ વગેરેમાં રૂ. સો સવાસો આવ્યા કરે છે.

ત્રિવાર્ષિક રિપોર્ટ, કામની સરળતા ખાતર નિયમો વગેરે બહાર પાડી દેવામાં આવ્યા છે.

વાંચનાલયનો ટાઇમ ૮ થી ૧૦ ને સાંજના ૨ થી ૬ રાખેલ હોઇ ગ્રંથપાલ, કામાઠી વગેરે નોકરોની નિમણુંકો પગારદાર ઇસમોથી કરવામાં આવે છે.

સદરહુ પુસ્તકાલયને હાલની ઉચ્ચ કક્ષાએ પહોંચાડવાનું કામ યુવાનોને આભારી છે, વૃદ્ધોને એનું માન છે, સહકાર એ વસ્તુ અમૂલ્ય છે.

ઉમિયાશંકર લક્ષ્મીરામ દવે

---

## સાહિત્ય એ અરીસો જ નથી; પણ—

સાહિત્ય એ આબેહુબ પ્રકૃતિનો અરીસો નથી, એટલે કે સાહિત્ય એ કેવળ વાસ્તવવાદની વસ્તુ નથી, પણ સાહિત્ય આપણને જે જણાવવા માગે છે તે સંપૂર્ણપણે જણાવે છે, સ્થાયીનું પાલન કરીને, અવાંતરને બાદ કરીને, નાનાને નાનું ને મોટાને મોટું રજૂ કરીને, શૂન્યને ભરી દઇને અલગને જોડીને—એ સંપૂર્ણ મૂર્તિ આપણી સામે ખડી કરે છે. × ×

માત્ર પોતાના જ આનંદ પૂરતું બધું લખાણ સાહિત્ય નથી. લેખકની રચનાનું પ્રધાન લક્ષ્ય પાઠકસમાજ છે. આમ હોવાથી તે કૃત્રિમ થઇ ગયું એમ કહેવામાં કાંઇ વજૂદ નથી. માતાનું દૂધ કેવળ પોતાના સંતાન માટે છે તેથી તેને સ્વતઃ સ્ફુર્ત કહેવામાં કોઇ પ્રકારનો વાંધો આવતો નથી. ' વાસ્તવિક રીતે પ્રકટીકરણ જ કવિત્વ છે. કારણ કે મનની તળે શું છે કે શું નહિ તે જોવાની બહારના લોકોને કંઇ પડી નથી.

# મહાલ પુ૦ મંડળોની વાર્ષિક સભાઓ

## વડોદરા પ્રાંત

૧ સંખેડા—તા. ૧૧–૮–૪૦ ને રોજ બપોરે ૧ વાગે રા. રા. સંખેડા મહાલ વહીવટદાર સા. ના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) ૧૯૩૯-૪૦ નું નિવેદન તથા હિસાબ મંજૂરીનો, (૨) ગયા વર્ષનું વ્યવસ્થાપક મંડળ નવા વર્ષ માટે પણ કાયમ રાખી સહમંત્રી તરીકે શ્રી. હીરાલાલ ચુનીલાલની નિમણુકનો, (૩) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે રા. રા. મહાલ શાળાધિકારી સા. તથા રા. રા. કચુલાલ ચુનીલાલ શાહની પસંદગીનો, (૪) શિષ્ટવાચન પરીક્ષા લેવા માટે જે તે તજવીજ કરવાનું રા. મહાલ શાળાધિકારી સા.ને સોંપી ઇનામ માટે રૂા. સાત મુકરર કરતો, (૫) પછાતવર્ગનાં શાળાવાળાં ૭ ગામોમાં ગ્રામ-સુધારણા મંડળ તરફથી રૂા. ૧૫) મદદ મળે તો જ તે ગામોએ પુસ્તકાલય ખોલી શકાય તેમ હોવાથી તે મદદ મેળવવાની તજવીજ કરવાનો, (૬) તાલુકાનાં પછાત ગામોએ ગઇ સાલ એકેય નવીન પુસ્તકાલય ઉઘાડયું નથી, પરંતુ ખાતા તરફનું આશ્વાસન આ સાલ ઉઘાડવા માટે મળેલું તે પ્રમાણે થવા ખાતાને વિનંતિનો એ પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

૨ સાવલી—તા. ૧૮–૮–૪૦ ના રોજ વકીલ શ્રી. નૃસિંહરામ શંકરલાલ પુરોહિતના પ્રમુખપદે થઇ હતી.

(૧) મહાલનાં ૯ જૂથોમાંથી માત્ર ૨ જૂથનાં જ નિવેદનો આવેલાં હોવાથી બાકીનાં નિવેદનો માટે શાળો ખાતે લખવાનો, (૨) ગયા વર્ષના હેવાલ–હિસાબની મંજૂરીનો, (૩) નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની નિમણુકનો, (૪) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. નરસિંહરામ શંકરલાલ પુરોહિત તથા શ્રી. સોમાભાઇ ગરબડભાઇને મોકલવાનો, (૫) નવા વર્ષના કાર્યક્રમને લગતો, (૬) જૂથ મંડળના મંત્રીએ વર્ષમાં નિદાન દર ત્રણ માસે જૂથનાં પુસ્તકાલયોની તપાસણી કરી " પુસ્તકાલય " માસિક તરફ હેવાલ મોકલી આપવાનો, તથા (૭) મો. ન. અમીન સ્મારક ફંડમાં જે પુસ્તકાલયોએ હજી રકમ ભરી ન હોય તેમને ભરવાની ભલામણનો ઠરાવ થયો હતો.

શિનોર—તા. ૧૮–૮–૪૦ ના રોજ સભા ભરાઇ તેમાં (૧) મંજૂર થયેલ વાર્ષિક રિપોર્ટ–હિસાબની નકલ વ. રા. પુ. મંડળ તરફ તેમજ વ. પ્રાંત પુ. મંડળ તરફ મોકલવાનો, (૨) નવા વર્ષ માટેનું વ્યવસ્થાપક મંડળ નીમવાનો, (૩) વડોદરા પ્રાંત પુ. મંડળમાં બે પ્રતિનિધિ મોકલવાનો, (૪) પ્રચારકોએ પુસ્તકાલયોની તપાસણી કરવા બાબત, (૫) શિષ્ટ વાચન પરીક્ષા માટે રૂા. ૧૦ થી ૧૫ સુધી ખર્ચ કરવા મંત્રીને સત્તા આપતો, (૬) સહકારના ધોરણે બજેટ બનાવવાને લગતો તેમજ (૭) સ્વ. શ્રી. અમીન સા. ના સ્મારક ફાળામાં રકમ નિયત કરવાને લગતો, (૮) વ. રા. પુ. મંડળ તરફથી સેવાની શિષ્ટ વાચન પરીક્ષાનો લાભ લેવા બાબત અને (૯) મહાલ પુ. પરિષદ ભરવા માટે કમિટિ નીમવાને લગતા ઠરાવો થયા થયા હતા.

પેટલાદ—તા. ૧૮–૮–૪૦ ના રોજ સભા મળી હતી. તેમાં (૧) વાર્ષિક રિપોર્ટ

હિસાબની મંજૂરી, (૨) નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની નિમણૂકનો, (૩) આગામી વર્ષનું અંદાજી બજેટ મંજૂર કરવાનો (૪) પ્રાંત મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ તથા શ્રી. હીરાલાલ ગંગાદાસ શાહની પસંદગી કરવાનો (૫) ચાલુ વર્ષે પેટલાદ મહાલ પુ. પરિષદ ગાડા મુકામે ભરવાનો તથા (૬) પ્રચારકાર્ય માટે જરૂરી ખર્ચ કરવાની સત્તા આપતા ઠરાવો પસાર થયા હતા.

**પાદરા**—તા. ૧૮–૮–૪૦ ના રોજ મળી, તેમાં (૧) હિસાબ-નિવેદન મંજૂર કરાયાં, (૨) આગામી વર્ષ માટે કા. વા. મંડળની નિમણૂંકનો, (૩) માનદ પ્રચારકની નિમણૂકનો, (૪) ૧૯૪૦–૪૧ નું અંદાજી બજેટ મંજૂર કરવાને લગતો, (૫) નવા વર્ષના કામકાજની રૂપરેખાને લગતો, (૬) પ્રાંત પુ. મંડળમાં બે પ્રતિનિધિ શ્રી. શાંતિલાલ શાહ અને શ્રી. માધવભાઈ પટેલને મોકલવાનો, (૭) મહાલ મંડળનાં નાણાં પોસ્ટલ સેવિંગ્સ બેંકમાંથી ઉપાડી પાદરા બચત પેઢીમાં મૂકવાને લગતો તથા (૮) સહકારી ધોરણે બજેટ બનાવવાને લગતા ઠરાવો પસાર થયા હતા.

**ભાદરણ**—તા. ૧૮–૮–૪૦ ના રોજ સભા મળી તેમાં (૧) ૧૯૩૯–૪૦ ના હિસાબ-હેવાલ મંજૂર કરાયા, (૨) ૧૯૪૦–૪૧ માટે વ્યવસ્થાપક મંડળની નિમણૂકનો, (૩) પ્રાંત પુ. મંડળ માટે શ્રી. રાણા તથા શ્રી. શંકરલાલ ગોવિંદજીને પ્રતિનિધિ તરીકે મોકલવાનો, (૪) ૧૯૪૦–૪૧ ના વર્ષ માટે બજેટ મંજૂરીનો, (૫) મહાલ પુ. પરિષદ ભરવાનો. (૬) શિષ્ટ વાચનની પરીક્ષા માટે " સ્વ. મોતીભાઇ અમીન " પુસ્તક નિયત કરનાર ઠરાવો થયા હતા.

**ડભોઈ**—તા. ૧૮–૮–૪૦ ના રોજ સભા મળી. તેમાં (૧) ૧–૮–૩૯ થી ૩૧–૭–૪૦ સુધીનો હિસાબ-હેવાલ મંજૂર કરવાનો, (૨) આવતા વર્ષ માટેનું બજેટ મંજૂર કરવાનો, (૩) વ્યવસ્થાપક મંડળની નિમણૂંકનો, (૪) પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ પ્રતિનિધિ તરીકે શ્રી. ઝવેરભાઇ ખુશાલભાઇ અને શ્રી. શિવશંકર પંડયાને મોકલવાનો, (૫) શિષ્ટવાચન પરીક્ષા માટે કમિટિની નિમણૂંકનો. (૬) મહાલ પુ. પરિષદ મંઢાળા મુકામે મેળવવાનો, તેમ જ (૭) પછાત ગણાતાં ૨૦૦ થી ૫૦૦ ની વસ્તીવાળા ગામોમાં નવીન વાચનાલયો ઉઘાડવા જૂથમંડળના મંત્રીએ પ્રયત્ન કરવાનો એ પ્રમાણે ઠરાવો થયા હતા.

**કરજણ**—તા. ૧૮–૮–૪૦ના રોજ સભા મળી હતી. તેમાં (૧) ૧૯૩૯–૪૦નો વાર્ષિક હેવાલ-હિસાબ મંજુર કરવામાં આવ્યા હતા તથા (૨) નવા વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની નિમણૂંકનો, (૩) આગામી વર્ષના બજેટની મંજુરીનો, (૪) વ. પ્રાં. પુ. મંડળમાં મોકલવાના બે પ્રતિનિધિ તરીકે શ્રી. ભાનુપ્રસાદ જાની અને શ્રી. કરજણ મહાલ પુ. મંડળના મંત્રીની નિમણૂકનો, (૫) શ્રી. ડાહ્યાભાઈ દલવાડીના અવસાન બદલ શોકનો, (૬) શિષ્ટ વાચન પરીક્ષા માટે "સ્વ. મો. ન. અમીન પુસ્તક"ની પસંદગીનો, (૭) પ્રાંત પુ. પરિષદ ભરાનાર હોય તો કંડારી ગામે ભરવા આમંત્રણ આપવાનો અને (૮) કણભા ગામ પછાત હોઇને ત્યાં શાળા છતાં પુસ્તકાલય નહિ હોવાથી સ્વ. બોર્ડન સ્મા. ફંડમાંથી ત્યાં નવીન પુસ્તકાલય ઉઘાડવા વ. રા. પુ. મંડળને વિનંતિ કરતા ઠરાવો થયા હતા.

## ૨—નવસારી પ્રાંત

**નવસારી**—તા. ૧૮–૮–૪૦ ના રોજ વા. સભા મળી. તેમાં (૧) નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) મહાલ પરિષદ ક્યાં અને ક્યારે ભરવી તે વ્યવસ્થાપક મંડળે નક્કી કરવાનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષાના બે વિભાગ-વિદ્યાર્થીઓ માટેનો તથા પ્રૌઢો માટેનો-રાખી પુસ્તકની પસંદગી તથા તારીખ મંત્રીએ તથા મે. મહાલ શાળાધિકારી સા. એ નક્કી કરવાનો, (૪) મહાલના દરેક જૂથનાં આમ પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદન નિયમિત ખાતા તરફ જાય તેવી તજવીજ કરવાનો, (૫) જૂથમંડળના મંત્રીએ તાબાનાં ગામોનાં પુસ્તકાલયોની દફતર તપાસણી વરસમાં એક વાર પણ કરવાનો, (૬) સહકારી પદ્ધતિએ બજેટ બનાવવાનો, (૭) સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફાળામાં ફાળો આપવાનો, (૮) વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચન પરીક્ષાનો બહોળા પ્રમાણમાં લાભ લેવાય તેવી તજવીજ કરવાનો, (૯) આગામી વર્ષ માટેના અંદાજી બજેટની મંજુરીનો, (૧૦) નવીન માટે વ્ય. મંડળની નિમણુકનો, (૧૧) પ્રાંત પુ. મંડળમાં નવસારી મહાલ પુ. મંડળના મંત્રી તથા મહિલા પુસ્તકાલયના મંત્રીને પ્રતિનિધિ તરીકે મોકલવાનો ઠરાવ થયા હતા.

**ગણદેવી**—તા. ૨૫–૮–૪૦ ના રોજ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆના પ્રમુખપદે મળી, તેમાં (૧) સને ૧૯૩૯–૪૦ ના વાર્ષિક નિવેદનની મંજૂરીનો, (૨) બધાં જૂથ મંડળો તરફથી આવેલાં વાર્ષિક નિવેદનોની નોંધનો, (૩) નવા વર્ષ માટેના વ્યવસ્થાપક મંડળની નિમણુકનો, (૪) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. નાનુભાઇ નિર્ભયરામ વૈદ્ય, શ્રી. ગુલાબભાઇ ભીખાભાઇ મહેતા અને શ્રી. મણિભાઇ એલ. દેસાઇને મોકલવાનો, (૬) માનદ પ્રચારક શ્રી. મણિભાઈ દેસાઇએ બજાવેલી સેવા માટે આભારનો, (૬) ચાલુ સાલે મહાલ પુ. પરિષદ બને તો બિલ્લીમોરા મુકામે ભરવાનો, (૭) ઑડિટર તરીકે શ્રી. ગુલાબભાઇ મહેતાની નિમણુકનો, (૮) મહાલ મંડળે ૭૫ સ્ટીરીઓસ્કોપ કાર્ડ ખરીદવાનો (૯) ખાતા તરફથી સૂચવાયેલી બજેટોમાં જાળવવાની ટકાવારીમાં જરૂરી ફેરફારવાળાં બજેટો મંજૂર કરવા ખાતાના મે. વ્યવસ્થાપક સા. ને વિનંતિનો તથા (૧૦) વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવાય તેવી તજવીજ કરવાને લગતા ઠરાવો થયા હતા.

**પલસાણા**—તા. ૧૮–૮–૪૦ ના રોજ સભા મળી હતી. તેમાં (૧) પ્રમુખની વરણીનો, (૨) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. રણછોડજી લલ્લુભાઈ દેસાઇ અને શ્રી. ગોપાલજી ગોવિંદજી તથા શ્રી. દુર્લભભાઇ બેચરજીની નિમણુકનો, (૩) મહાલના જૂથોને ખબર આપી મહાલ પરિષદ ક્યાં અને ક્યારે ભરવી તેની તજવીજ માટે શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઇ અને શ્રી. ગોપાળજી ગોવિંદજીને સોંપવાનો, (૪) આગામી વર્ષના અંદાજી બજેટની મજૂરીનો, અને (૫) મહાલ મંડળની સભામાં દરેક જૂથના પ્રતિનિધિએ હાજરી આપવાને લગતા ઠરાવો થયા હતા.

## ૩—મહેસાણા પ્રાંત

**સિદ્ધપુર**—તા. ૧૮–૮–૪૦ ના રોજ વા. સભા મળી હતી. તેમાં (૧) વાર્ષિક નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) આગામી વર્ષ માટેના વ્યવસ્થાપક મંડળની નિમ-

ણુંકનો, (૩) મહેસાણા પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મણિલાલ ઉમિયાશંકર તથા શ્રી. રત્નાભાઈ ખેમાભાઇની વરણીનો, (૪) આગામી વર્ષ માટેના બજેટની મંજૂરીનો, (૫) જે જૂથનાં નિવેદનો હજી મોકલાયાં ન હોય તેમને તે મોકલી આપવા તજવીજ કરવાની ભલામણનો, (૬) મહાલ પુ. પરિષદ કરલી ગામે તા. ૧૩-૪-૪૧ ના રોજ પાટણ વિ. શા. સા. શ્રી. ગોવિંદભાઇ પટેલના પ્રમુખપદે ભરવાનો, (૭) ધો. ૫ થી ૭ ના વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચન પરીક્ષા લેવાનો અને તે માટે જુગતરામ દવેકૃત "ગાંધીજી" પુસ્તકની પસંદગી અને સમિતિની નિમણુકનો, (૮) જે પુસ્તકાલયના મંત્રીએ સારું કામ કર્યાનું મે. મહાલ શાળાધિકારી સા. ખાતાના અમલદાર કે માનદ પ્રચારક વા તેવી કોઈ જવાબદાર વ્યકિત જણાવશે તે પુસ્તકાલયને ધન્યવાદ-પારિતોષિક આપવાને લગતા ઠરાવો થયા હતા.

**ચાણસ્મા**—તા. ૨૮-૮-૪૦ ના રોજ મળી. તેમાં (૧) ગયા વર્ષના હેવાલ-હિસાબની મંજૂરીનો, (૨) નવા વર્ષ માટે વ્યવસ્થાપક મંડળ નીમવાનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓને દર દશ વિદ્યાર્થીએ એક એમ 'દયાનંદ સરસ્વતી' પુસ્તકરૂપે ઇનામોની જોગવાઇનો, (૪) દયાનંદ સરસ્વતી એ પુસ્તકની શિષ્ટવાચન પરીક્ષા માટે પસંદગી કરતો, (૫) પ્રાંત પુ૦ મંડળમાં પ્રતિનિધિ તરીકે શ્રી. કૃષ્ણલાલ દલાલ અને શ્રી. સાંકળેશ્વર જી. વ્યાસને મોકલવાનો તથા (૬) મહાલ પુ૦ પરિષદ માટે વિનંતિપત્રો મોકલી, આવેલાં આમંત્રણમાંથી કયાનો સ્વીકાર કરવો તેની વ્યવસ્થાપક મંડળને સત્તા આપતા ઠરાવો થયા હતા.

**વિજાપુર**—તા. ૧૮-૮-૪૦ ના રોજ મળી. તેમાં (૧) નવા વર્ષ માટેના હોદ્દેદારોની નિમણુંકનો, (૨) મહાલ પુ. પરિષદ જાન્યુઆરી માસના બીજા અઠવાડિયામાં ભરવા તથા પરિષદના પ્રમુખ તરીકે પ્રાન્ત શાળાધિકારી શ્રી. માલસે સાહેબની વરણી અને રૂ. ૨૫) ખર્ચની મંજૂરીનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષા ડિસેમ્બર માસના પહેલા રવિવારે રાખી, રમાભાઈ રાનડે નામના પુસ્તકની પસંદગી અને દફતર રાખવાનો તથા રૂ. ૪૦) સુધી ખર્ચવાનો, (૪) પ્રાંત પુ૦ મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મૂળશંકર નથુરામ તથા શ્રી. જેશંકર ઉમિયાશંકરને મોકલવાનો અને (૫) સભામાં આવેલા પ્રતિનિધિઓને મોટર ભાડુ-રેલ્વે ભાડુ આપવાની મંજૂરીના ઠરાવો થયા હતા.

**હારીજ**—તા. ૧૧-૮-૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) જૂના માંકા ગામે નવીન પુસ્તકાલય ઉઘાડવાનો, (૨) જમણપુર ગામે પુસ્તકાલય છે, પરંતુ શાળા નહિ હોવાથી પુસ્તકાલયની સ્થિતિ બગડતી જાય છે તે માટે શાળા ઉઘાડવાની વિનંતિને લગતો, (૩) સ્વ. મો. ન. અમીન સ્મારક ફાળામાં જે પુસ્તકાલયોએ ફાળો ન મોકલ્યો હોય તેમણે મોકલવા ભલામણનો, (૪) નવીન વર્ષ માટે મંત્રીની નિમણુકનો, (૫) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. જોશી અને શ્રી. શિવાભાઇ ધનજીભાઇ પટેલને મોકલવાના ઠરાવો

## ૨—નવસારી પ્રાંત

**નવસારી**—તા. ૧૮-૮-૪૦ ના રોજ વા. સભા મળી. તેમાં (૧) નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) મહાલ પરિષદ ક્યાં અને ક્યારે ભરવી તે વ્યવસ્થાપક મંડળે નક્કી કરવાનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષાના બે વિભાગ-વિદ્યાર્થીઓ માટેનો તથા પ્રૌઢો માટેનો-રાખી પુસ્તકની પસંદગી તથા તારીખ મંત્રીએ તથા મે. મહાલ શાળાધિકારી સા. એ નક્કી કરવાનો, (૪) મહાલના દરેક જૂથનાં ગ્રામ પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદન નિયમિત ખાતા તરફ જાય તેવી તજવીજ કરવાનો, (૫) જૂથમંડળના મંત્રીએ તાબાનાં ગામોનાં પુસ્તકાલયોની દફતર તપાસણી વરસમાં એક વાર પણ કરવાનો, (૬) સહકારી પદ્ધતિએ બજેટ બનાવવાનો, (૭) સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફાળામાં ફાળો આપવાનો, (૮) વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચન પરીક્ષાનો બહોળા પ્રમાણમાં લાભ લેવાય તેવી તજવીજ કરવાનો, (૯) આગામી વર્ષ માટેના અંદાજી બજેટની મંજુરીનો, (૧૦) નવીન માટે વ્ય. મંડળની નિમણૂકનો, (૧૧) પ્રાંત પુ. મંડળમાં નવસારી મહાલ પુ. મંડળના મંત્રી તથા મહિલા પુસ્તકાલયના મંત્રીને પ્રતિનિધિ તરીકે મોકલવાનો ઠરાવ થયા હતા.

**ગણદેવી**—તા. ૨૫-૮-૪૦ ના રોજ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆના પ્રમુખપદે મળી, તેમાં (૧) સને ૧૯૩૯-૪૦ ના વાર્ષિક નિવેદનની મંજૂરીનો, (૨) બધાં જૂથ મંડળો તરફથી આવેલાં વાર્ષિક નિવેદનોની નોંધનો, (૩) નવા વર્ષ માટેના વ્યવસ્થાપક મંડળની નિમણૂકનો, (૪) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. નાનુભાઇ નિર્ભયરામ વૈદ્ય, શ્રી. ગુલાબભાઇ ભીખાભાઇ મહેતા અને શ્રી. મણિભાઇ એલ. દેસાઇને મોકલવાનો, (૬) માનદ પ્રચારક શ્રી. મણિભાઈ દેસાઇએ બજાવેલી સેવા માટે આભારનો, (૬) આવતે સાલે મહાલ પુ. પરિષદ બને તો બિલ્લીમોરા મુકામે ભરવાનો, (૭) ઑડિટર તરીકે શ્રી. ગુલાબભાઇ મહેતાની નિમણૂકનો, (૮) મહાલ મંડળે ૭૫ સ્ટીરીઓસ્કોપ કાર્ડ ખરીદવાનો (૯) ખાતા તરફથી સૂચવાયેલી બજેટોમાં જાળવવાની ટકાવારીમાં જરૂરી ફેરફારવાળાં બજેટો મંજૂર કરવા ખાતાના મે. વ્યવસ્થાપક સા. ને વિનંતિનો તથા (૧૦) વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવાય તેવી તજવીજ કરવાને લગતા ઠરાવો થયા હતા.

**પલસાણા**—તા. ૧૮-૮-૪૦ ના રોજ સભા મળી હતી. તેમાં (૧) પ્રમુખની વરણીનો, (૨) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. રણછોડજી લલ્લુભાઈ દેસાઇ અને શ્રી. ગોપાલજી ગોવિંદજી તથા શ્રી. દુર્લભભાઇ ખેચરજીની નિમણૂકનો, (૩) મહાલના જૂથોને ખબર આપી મહાલ પરિષદ ક્યાં અને ક્યારે ભરવી તેની તજવીજ માટે શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઇ અને શ્રી. ગોપાળજી ગોવિંદજીને સોંપવાનો, (૪) આગામી વર્ષના અંદાજ બજેટની મંજૂરીનો, અને (૫) મહાલ મંડળની સભામાં દરેક જૂથના પ્રતિનિધિએ હાજરી આપવાને લગતા ઠરાવો થયા હતા.

## ૩—મહેસાણા પ્રાંત

**સિદ્ધપુર**—તા. ૧૮-૮-૪૦ ના રોજ વા. સભા મળી હતી. તેમાં (૧) વાર્ષિક નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) આગામી વર્ષ માટેના વ્યવસ્થાપક મંડળની નિમ-

ણુંકનો, (૩) મહેસાણા પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મણિલાલ ઉમિયાશંકર તથા શ્રી. રત્નાભાઈ ખેમાભાઈની વરણીનો, (૪) આગામી વર્ષ માટેના બજેટની મંજૂરીનો, (૫) જે જૂથનાં નિવેદનો હજી મોકલાયાં ન હોય તેમને તે મોકલી આપવા તજવીજ કરવાની ભલામણનો, (૬) મહાલ પુ. પરિષદ કરલી ગામે તા. ૧૩–૪–૪૧ ના રોજ પાટણ વિ. શા. સા. શ્રી. ગોવિંદભાઈ પટેલના પ્રમુખપદે ભરવાનો, (૭) ધો. ૫ થી ૭ ના વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચન પરીક્ષા લેવાનો અને તે માટે જુગતરામ દવેકૃત "ગાંધીજી" પુસ્તકની પસંદગી અને સમિતિની નિમણુકનો, (૮) જે પુસ્તકાલયના મંત્રીએ સારું કામ કર્યાનું મે. મહાલ શાળાધિકારી સા. ખાતાના અમલદાર કે માનદ પ્રચારક વા તેવી કોઈ જવાબદાર વ્યક્તિ જણાવશે તે પુસ્તકાલયને ધન્યવાદ–પારિતોષિક આપવાને લગતા ઠરાવો થયા હતા.

**ચાણસ્મા**—તા. ૧૮–૮–૪૦ ના રોજ મળી. તેમાં (૧) ગયા વર્ષના હેવાલ–હિસાબની મંજૂરીનો, (૨) નવા વર્ષ માટે વ્યવસ્થાપક મંડળ નીમવાનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓને દર દશ વિદ્યાર્થીએ એક એમ 'દયાનંદ સરસ્વતી' પુસ્તકરૂપે ઇનામોની જોગવાઈનો, (૪) દયાનંદ સરસ્વતી એ પુસ્તકની શિષ્ટવાચન પરીક્ષા માટે પસંદગી કરતો, (૫) પ્રાંત પુ૦ મંડળમાં પ્રતિનિધિ તરીકે શ્રી. કૃષ્ણલાલ દલાલ અને શ્રી. સાંકળેશ્વર જી. વ્યાસને મોકલવાનો તથા (૬) મહાલ પુ૦ પરિષદ માટે વિનંતિપત્રો મોકલી, આવેલાં આમંત્રણમાંથી કયાનો સ્વીકાર કરવો તેની વ્યવસ્થાપક મંડળને સત્તા આપતા ઠરાવો થયા હતા.

**વિજાપુર**—તા. ૧૮–૮–૪૦ ના રોજ મળી. તેમાં (૧) નવા વર્ષ માટેના હોદ્દેદારોની નિમણુંકનો, (૨) મહાલ પુ. પરિષદ જાન્યુઆરી માસના બીજા અઠવાડિયામાં ભરવા તથા પરિષદના પ્રમુખ તરીકે પ્રાન્ત શાળાધિકારી શ્રી. માલસે સાહેબની વરણી અને રૂા. ૨૫) ખર્ચની મંજૂરીનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષા ડિસેમ્બર માસના પહેલા રવિવારે રાખી, રમાબાઈ રાનડે નામના પુસ્તકની પસંદગી અને દફતર રાખવાનો તથા રૂા. ૪૦) સુધી ખર્ચવાનો, (૪) પ્રાંત પુ૦ મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મૂળશંકર નથુરામ તથા શ્રી. જેશંકર ઉમિયાશંકરને મોકલવાનો અને (૫) સભામાં આવેલા પ્રતિનિધિઓને મોટર ભાડુ–રેલ્વે ભાડુ આપવાની મંજૂરીના ઠરાવો થયા હતા.

**હારીજ**—તા. ૧૧–૮–૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) જૂના માંકા ગામે નવીન પુસ્તકાલય ઉઘાડવાનો, (૨) જમણપુર ગામે પુસ્તકાલય છે, પરંતુ શાળા નહિ હોવાથી પુસ્તકાલયની સ્થિતિ બગડતી જાય છે તે માટે શાળા ઉઘાડવાની વિનંતિને લગતો, (૩) સ્વ. મો. ન. અમીન સ્મારક ફાળામાં જે પુસ્તકાલયોએ ફાળો ન મોકલ્યો હોય તેમણે મોકલવા ભલામણનો, (૪) નવીન વર્ષ માટે મંત્રીની નિમણુકનો, (૫) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. જોશી અને શ્રી. શિવાભાઈ ધનજીભાઈ પટેલને મોકલવાના ઠરાવો પસાર થયા હતા.

## ૪ અમરેલી પ્રાંત

**અમરેલી**—તા. ૧૮-૮-૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) ૧૯૩૯-૪૦ ની સાલનું નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) નવીન વર્ષ માટે હોદ્દેદારોની ચૂંટણીનો, (૩) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મોહનલાલ જીવાભાઈ તથા શ્રી. પુરૂષોત્તમ જીવરામ જોષીની વરણીનો, (૪) આગામી વર્ષના અંદાજી બજેટની મંજૂરીનો, (૫) મહાલનાં સાત ગ્રામ પુસ્તકાલયોને રૂા. ૨) મદદ આપવાનો, (૬) સહકારના ધોરણે બજેટ બનાવવાનો, (૭) સ્વ. મોતીભાઈ અમીન સ્મારક ફંડમાં વિઠ્ઠલપુર ગામે રકમ નહિ સાધેલી તે સાધવાની ભલામણનો, (૮) મહાલ પુ. પરિષદ અનુકૂળ સ્થળે અને સમયે ભરવા અને તેને અંગે રૂા. ૭૫) સુધી ખર્ચ કરવાની મંત્રીને સત્તા આપતો, (૯) પ્રાંત પુ. શિક્ષણ વર્ગ અમરેલી ખાતે આ વર્ષે ભરવાની ભલામણનો, (૧૦) ખાતાની સૂચના નં. ૫૪-૫૫ સને ૩૯-૪૦ અનુસાર યોજના થવાથી માનદ પ્રચારકની જરૂર નહિ હોવાને લગતા ઠરાવો થયા હતા.

**દામનગર**—તા. ૨૫-૮-૪૦ ના રોજ મળી. તેમાં (૧) નિવેદનની મંજૂરીનો, (૨) વ્યવસ્થાપક મંડળની ચૂંટણીનો, (૩) ઑડિટરની નિમણૂકનો, (૪) સહકારી યોજનાથી બજેટ બનાવવાનો, (૫) શિષ્ટવાચન પરીક્ષાને લગતા ઠરાવો થયા હતા.

---

## જાગતાં જૂથમંડળો—

જુલાઈ '૪૦ના "પુસ્તકાલય"માં રાજ્ય પુ૦ મંડળ તરફથી પ્રગટ થયેલી જાહેરાત . ૭/ ૩૯-૪૦ આધારે જે જૂથમંડળોએ નવા વર્ષની વાર્ષિક સભા ભરી અત્રે અહેવાલ મોકલી આપ્યા છે તે જૂથમંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ વાલમ, ૨ કરજણ, ૩ વલણ (તા. કરજણ), ૪ સોખડારાઘુ, ૫ નવસારી, ૬ બચ્ચાર, ૭ ઉમરાખ, ૮ મહુવા, ૯ શામપુરા, ૧૦ કોસીન્દ્રા, ૧૧ વેણપુરા (ચાણસ્મા), ૧૨ ઈટોલા, ૧૩ વેજપુર, ૧૪ વણસોલપીસાદ, ૧૫ કંબોઈ, ૧૬ અંબેટા, ૧૭ ગડત, ૧૮ ધમણાળ, ૧૯ શિનોર, ૨૦ ગવાસદ, ૨૧ આસોજ, ૨૨ કરખડી, ૨૩ પીપળોદ, ૨૪ વેરમા, ૨૫ નાના રાજકોટ, ૨૬ કરનાળી, ૨૭ ભાદરણ, ૨૮ પલસાણા, ૨૯ ઉમરાવ, ૩૦ વડેસાપીસાદ, ૩૧ સોજીત્રા, ૩૨ મણુંદેવી, ૩૩ ટેસર, ૩૪ પેટલાદ.

રાજ્યનાં જૂથમંડળોની સંખ્યા ૪૮૩ છે. એમાં ઉપરનાં ૩૪ જૂથમંડળોએ સભા ભરી છે. અને ૪૪૯ જૂથમંડળોએ ભરી નથી, જે હવે પછી પણ ભરવા તજવીજ કરશે એવી આશા રાખીએ છીએ. જે જૂથમંડળો સભા ભરે તેના અહેવાલ રાજ્ય પુ૦ મંડળ તરફ તુરત જ મોકલી આપવા.




૧. ઓપરેશન કોનું ? અને બીજી વાર્તાઓ—લેખક અને પ્રકાશકઃ શ્રી. પ્રાણજીવન માણેકચંદ મહેતા, જામનગર; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી ૬૬; ભાવવાહી ચિત્રવાળું કાચું પૂઠું; પૃષ્ઠ ૧૩+૧૫૯; મૂલ્ય રૂ. ૦-૮-૦.

લેખક પોતે પ્રસિદ્ધ તબીબ છે. પોતાના વૈદકના ધંધામાં અનુભવેલી અને જોયેલી જાણેલી એમના ધંધાને લગતી કેટલીક વિચિત્રતાઓ એમણે વખતોવખત પત્રો તથા સામયિકોમાં છૂટક છૂટક લખેલી તે સ્નેહીમિત્રોના આગ્રહથી પુસ્તકાકારે ગુજરાતી જનતાની જાણ માટે બહાર પાડી છે. ઊંટવૈદો પોતાના અપૂર્ણજ્ઞાનથી દરદીઓને કેવા પીડે છે, તેમજ સંતતિ માટે કેવા કેવા ઉપાયો યોજવામાં આવે છે; પાડાને બદલે પખાલીને કેવી રીતે ડામવામાં આવે છે, પૈસાને માટે મોટા મોટા દાક્તરો પણ કેવા નિર્દય થઈ શકે છે અને દર્દીનું દર્દ ઓછું કરવા કરતાં પૈસા વિશેષ મળે એવી તદબીરો કેવી રીતે કરે છે વગેરે આમાં બહુ સારી રીતે સમજાવ્યું છે. સ્વાભાવિક રીતેજ અંગ્રેજી શબ્દો રૂઢ સ્વરૂપમાં મૂકવામાં આવ્યા છે. પરંતુ લેખકનો આશય જોતાં એ ક્ષમ્ય ગણાય. એકંદર ૧૧ વાર્તાઓ વૈદકીય ધંધાને અને દર્દીને લગતી જ છે. વાર્તાઓ બોધક, રમુજી અને વિચારપ્રેરક છે. મફત દવા, આપાભાઈનું એપેન્ડિક્સ, ઑપરેશન કોનું, જમની ઉપરવટ, અન્યાયનો ગ્રહયોગ, બે શહારી, સારવાર કોની, દવાના પૈસા વગેરે ખાસ વાંચવા લાયક છે. પૈસાદાર દરદીઓ પણ મફતની દવા લેવા કેવા કાવાદાવા કરે છે; દર્દીનું કામકાજ કરતા દવાખાનાવાળાઓ પોતાનો સ્વાર્થ કેવી રીતે સાધવા તત્પર થાય છે; દવાખાનાના હાલના રીતરિવાજો વગેરે બહુ ઉત્સાહપૂર્વક જણાવ્યું છે.

પુસ્તકાલયો જરૂર ખરીદે. ગામડામાં આવાં પુસ્તકોનો સારો પ્રચાર થવો જોઈએ. એમાં જણાવેલાં અનિષ્ટોથી ગામલોકોને પાવરધા કરવાની ખાસ જરૂર છે. છપાઈ, કાગળ, બીબાં, વગેરે ઠીક છે.

પોતાના ધંધામાંથી સમય મેળવી લોકો સમક્ષ તેમના હિતની બાબત આવી સરળ રીતે રજૂ કરવા માટે ડૉ. પ્રાણજીવન મહેતાને અભિનંદન.

૨. પારકાં જણ્યાં—લેખકઃ શ્રી. ઉમાશંકર જોષી; પ્રકાશકઃ શ્રી. જયન્તિ દલાલ, 'ગતિ અને રેખા' કાર્યાલય, પિપલ્સ બૅંક બિલ્ડિંગ, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; સચિત્ર કાચું પૂઠું; પૃષ્ઠ ૧૯૮; મૂલ્ય ૧૨ આના.

ગતિ ગ્રંથમાળાનું આ સાતમું પુસ્તક બીજા વર્ષના પહેલા પુસ્તક તરીકે બહાર પડે છે. એમાં એક સામાજિક વાત આપવામાં આવી છે. ગરીબ દરિયાવ પોતાના ગામમાં કોઈનો સાથો નહિ હોવાથી તેના બન્ને છોકરાને લઈ નસીબ અજમાવવા બહારગામ જાય છે. ત્યાં આશરો મળી જાય છે. બન્ને છોકરા પરણેલા છે. પરંતુ ગામમાં ઘર અવાવરૂ ના પડી રહે

## ૪ અમરેલી પ્રાંત

**અમરેલી**—તા. ૧૮–૮–૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) ૧૯૩૯–૪૦ ની સાલનું નિવેદન તથા હિસાબની મંજૂરીનો, (૨) નવીન વર્ષ માટે હોદ્દેદારોની ચૂંટણીનો, (૩) પ્રાંત પુ. મંડળમાં મોકલવાના પ્રતિનિધિ તરીકે શ્રી. મોહનલાલ જીવાભાઈ તથા શ્રી. પુરૂષોત્તમ જીવરામ જોષીની વરણીનો, (૪) આગામી વર્ષના અંદાજી બજેટની મંજૂરીનો, (૫) મહાલનાં સાત ગામ પુસ્તકાલયોને રૂ. ૨) મદદ આપવાનો, (૬) સહકારના ધોરણે બજેટ બનાવવાનો, (૭) સ્વ. મોતીભાઈ અમીન સ્મારક ફંડમાં વિઠ્ઠલપુર ગામે રકમ નહિ સાધેલી તે સાધવાની ભલામણનો, (૮) મહાલ પુ. પરિષદ અનુકૂળ સ્થળે અને સમયે ભરવા અને તેને અંગે રૂ. ૭૫) સુધી ખર્ચ કરવાની મંત્રીને સત્તા આપતો, (૯) પ્રાંત પુ. શિક્ષણ વર્ગ અમરેલી ખાતે આ વર્ષે ભરવાની ભલામણનો, (૧૦) ખાતાની સૂચના નં. ૫૪-૫૫ સને ૩૯–૪૦ અનુસાર યોજના થવાથી માનદ પ્રચારકની જરૂર નહિ હોવાને સમતા ઠરાવો થયા હતા.

**દામનગર**—તા. ૨૫–૮–૪૦ ના રોજ મળી. તેમાં (૧) નિવેદનની મંજૂરીનો, (૨) વ્યવસ્થાપક મંડળની ચૂંટણીનો. (૩) ઑડિટરની નિમણૂકનો, (૪) સહકારી યોજનાથી બજેટ બનાવવાનો, (૫) શિષ્ટવાચન પરીક્ષાને લગતા ઠરાવો થયા હતા.

---

## જાગતાં જૂથમંડળો—

જુલાઈ '૪૦ના "પુસ્તકાલય"માં રાજ્ય પુ૦ મંડળ તરફથી પ્રગટ થયેલી જાહેરાત નં. ૭/ ૩૯–૪૦ આધારે જે જૂથમંડળોએ નવા વર્ષની વાર્ષિક સભા ભરી અને અહેવાલ મોકલી આપ્યા છે તે જૂથમંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ વાલમ, ૨ કરજણ, ૩ વલણ (તા. કરજણ), ૪ સોખડારાઘુ, ૫ નવસારી, ૬ બચાર, ૭ ઉમગામ, ૮ મહુવા, ૯ થામપુરા, ૧૦ કોસીન્દ્રા, ૧૧ વેલપુરા (સાજરમા), ૧૨ ઈડાક, ૧૩ વેજપુર, ૧૪ વણેસાપીસાદ, ૧૫ કંબોઈ, ૧૬ અંબેટા, ૧૭ ગણત, ૧૮ મધાપર, ૧૯ શિનોર, ૨૦ ગવાસદ, ૨૧ આસોજ, ૨૨ કરખડી, ૨૩ પીપળગામ, ૨૪ વેરમા, ૨૫ નાના રાજકોટ, ૨૬ કરનાળી, ૨૭ ભાદરણ, ૨૮ પલસાણા, ૨૯ ઉમરાવ, ૩૦ વડેસાપીસાદ, ૩૧ સોજીત્રા, ૩૨ ગણદેવી, ૩૩ ટેસર, ૩૪ પેટલાદ.

રાજ્યનાં જૂથમંડળોની સંખ્યા ૪૮૩ છે. એમાં ઉપરનાં ૩૪ જૂથમંડળોએ સભા ભરી છે, અને ૪૪૯ જૂથમંડળોએ ભરી નથી, જે હવે પછી પણ ભરવા તજવીજ કરશે એવી આશા રાખીએ છીએ. જે જૂથમંડળો સભા ભરે તેના અહેવાલ રાજ્ય પુ૦ મંડળ તરફ તુરત જ મોકલી આપવા.

૪. **સુભગા**—લેખકઃ શ્રી. સીતારામ જે. શર્મા, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી; સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું, પૃ૪ ૧૧+૩૨૪; મૂલ્ય. રૂ. ૨–૮–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના પાંચમા વર્ષનું આ ત્રીજું પુસ્તક કર્તાએ નિવેદનમાં જણાવ્યા પ્રમાણે પ્રો. રોમાનોફના ' ન્યુ કમાન્ડમેન્ટ ' નામના પુસ્તક ઉપરથી સૂચિત છે. એમાં લગ્નનો ફૂટ પ્રશ્ન કર્તાએ નવીન દૃષ્ટિએ ચર્ચ્યો છે. લગ્ન એટલે સ્ત્રીપુરુષનું આકર્ષણ થતાં તેમનો સહવાસ એટલે એમાં ધાર્મિક કે નૈતિક તત્ત્વનો પ્રશ્નજ નહિ.

મોહન ક્રાંતિકારી યુવક છે. એ પરણેલો છે. એની સ્ત્રી ચંચળ ગામડિયણ જેવી છતાં પતિપરાયણ અને શાંત હતી. તેને એ કદી સુંખાઇ લાવ્યો નહિ. છતાં અચાનક એ એક દિવસ એની ઑફિસમાં મળવા ગઇ. પરંતુ પતિ, સુભગા પર કંટાળો હોવા છતાં તેને ભૂલી શકયો નહોતો. તેનું ચંચળ પર ચિત્ત ચોંટે તે પહેલાં એના સાથીદાર એને તેડી જાય છે. મોહન ખુશ થાય છે. સુભગા હમેશાં પોતાનું ધાર્યુંજ મોહન પાસે કરાવતી અને છતાં ક્ષણે ક્ષણે એને ડરાવતી અને એ જરા શિથિલ કે ગુસ્સે જણાય ત્યારે કિશોર જોડે એને ચીડવવા ખૂબ ધીરે ધીરે વાત કરી એને ચીડવે, થોડે સમયે પાછાં એક થાય. સુભગા પ્રેમની વાતો કરે અને પોતે મોહન માટે કેવી મરી ફીટે છે, કેટલું સહન કરે છે અને કેટલો ભોગ આપે છે તે સંભળાવી જાય.

સ્વચ્છંદી અનિયમિત જીવન જીવવાનું પસંદ કરનારાં આધુનિક યુવક–યુવતીઓએ આ પુસ્તક વાંચવા લાયક છે. સુભગા હોશિયાર, નીડર, દેખાવડી અને કળાબાજ છે. મોહન સમજવા છતાં તેનાથી દૂર રહી શકતો નથી. આખરે સુભગા જ પોતે કિશોરની રખાત હતી એમ કહી ચાલી જાય છે. મોહન પત્રમાં પોતાનો અભિપ્રાય જણાવી ચાલી જાય છે.

આધુનિક યુવક–યુવતીઓને આ પુસ્તક ઘણું ગમશે. વાંચી વિચાર અને મનન કરવા યોગ્ય છે. લગ્નનો પ્રશ્ન હજુ અણઉકલ્યો જ રહ્યો છે. પરંતુ આખરે જૂની દૃષ્ટિજ નજરે પડે છે.

કાગળ, છપાઇ, બાંધણી વગેરે ઉત્તમ છે. ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનાં પુસ્તકો પ્રેરક અને નવીન દૃષ્ટિથી લખાયલાં જ હોય છે.

૫. **એમાં શું ?**—લેખકઃ શ્રી. અવિનાશ; પ્રકાશકઃ શ્રી. જટાશંકર મહેતા, પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ; ૧૯૪૦; સચિત્ર રંગીન કાચું પૂઠું; પૃષ્ઠ ૧૨+૩૪૯; મૂલ્ય રા. ૨–૦–૦ પાકું પૂઠું રૂ. ૨–૪–૦.

પ્રગતિ ગ્રંથમાળાના પહેલા વર્ષનું આ બીજું પુસ્તક છે. એમાં રાજકીય બાબતો ચર્ચી છે. દેશી રાજ્યમાં પ્રજાપ્રેમી, સહૃદયી, પ્રજાપ્રિય મહારાજાના સમયમાં રાજાપ્રજાનો સંબંધ કેટલો મીઠો અને સ્નેહભર્યો હોય છે, તેમાં સ્વાર્થી અને હલકટ સ્વભાવના પુરુષો કેવી રીતે તેને કષ્ટમય બનાવી રાજસત્તા ખોવડાવે છે, પુત્રને માટે અનિચ્છાએ કેવા કાવા-દાવા કરવા પડે છે, તેને ઢાંકવા માટે કેવાં પગલાં લેવાં પડે છે, રાજસ્થાનમાં બને છે તેમ રાણીને પુત્રી સાંપડતાં તેને બદલે અન્ય બાળક પુત્ર લાવી તેને ઉછેરવાથી કેવું પરિણામ આવે છે, હલકી સોબતથી તેજ પુત્ર કેવો વંઠી જાય છે, તેની જનની તેને માટે કેવી ઝંખે

છે, રાણી પોતાના મેળવેલા પુત્રને પોતાનો પુત્ર ગણી શકતી નથી. પોતાની તજી દીધેલી છોકરીને મળવા અધીરી થઈ છાની છપની મળી આવે છે છતાં પુત્રી પોતાની માને ઓળખી શકતી નથી. ભાવિની ભયંકરતા અહીં દૃષ્ટિગોચર થાય છે; રાજપુત્ર ફલેહ પુત્રની માતા પુત્રને મળી શકતી નથી તેથી ગમે તે બહાને દાસી તરીકે રાજમહેલમાં નોકરી કરે છે, પુત્રની માંદગીમાં તનથી ચાકરી કરતાં ઓળખાઈ જાય છે. વિશ્વનાથ રાજ્યમાં પુત્ર વેચી તેનો લાભ ઉઠાવવા ધમકી આપતાં કેદ થાય છે. સરિતા વાસંતીને લઈ પુત્રના વેચાણના પૈસા લઈ મુંબાઈ જઈ રહે છે પરંતુ તેનું હૃદય તો રાજમહેલમાં જ છે. ખાંડણિયા પુત્રમાં રાજપુત્રના ગુણો આવી શકતા નથી. દિવાનના પુત્ર તારાનાથના સંસર્ગથી તે કુમાર્ગે ચઢી જાય છે; રાજ્ય પ્રાપ્ત થતાં વિલાયત જવું પડે છે ત્યાંથી આવતાં એક ઝોડ વળગે છે. તેને થાપ આપી બન્ને હિંદુસ્તાનમાં પાછા ફરે છે. પેલી આંગ્લ યુવતી થોડા સમય રાહ જોઈ અત્રે આવી શોધ કરી આપે છે. દિવાન નિહાર બાબુ ખરો મુત્સદ્દી હોવાથી અને પોતાના અંતઃકરણ વિરુદ્ધ મહારાજા અને મહારાણી ખાતર કરેલી ભૂલ પછી તેને અંગે મુંબાઈમાં રહી ઘૂસીને દેશી રાજ્યમાં કેવું અંધેર ચાલે છે અને પોતાનો માન્યતા કેટલી ભૂલભરેલી છે તે તદબીરથી સમજાવી રાણી બનવાની તાલાવેલી ભુલાવી દે છે અને એ નુકસાની માગે છે. તારાનાથ પ્રજાને પીડે છે. રાજા મોજશોખમાં પૈસા માટે આગ્રહ કરે છે એટલે પ્રજા સાગી થાય છે. એમાં સ્વરાજ્ય માટે એક બે યુવકો તૈયાર થાય છે. તેમને કેદ કરવામાં આવે છે. ત્યાંથી તેઓ છટકી જાય છે, રાજપુત્રી રંજુલા વિરાટના સંસર્ગથી અને એના શિક્ષણથી લોકસેવાને માર્ગે સંચરે છે. અત્યંત કષ્ટથી કંટાળી કંચનપુરની પ્રજા વિરાટને આમંત્રે છે. પુત્રનું હંમેશાં ભલું ઇચ્છનારી સરિતા પુત્રની થતી અવનતિથી કંટાળી પ્રજા તરફથી રાજ્ય સામે અગ્રેસર તરીકે બહાર પડે છે અને આખરે એને કેદ કરવામાં આવે છે. સર્વોપરિ સત્તા તરફથી તપાસ થઈ વિજયસિંહ આખરે આપઘાત કરે છે અને પ્રતાપના પુત્ર કૃષ્ણસિંહને ગાદી મળે છે. પરંતુ અત્યાર સુધીની રાજખટપટથી કંટાળી એ વહીવટ પોતે નહિ કરતાં વિરાટ અને અનંત રાજતંત્ર લોકશાસન તરીકે ચલાવે છે અને એજન્સીની દેખરેખ રહે છે. સરિતાને ફાંસી દેવાય છે. એ વીરાંગના પુત્રીના પ્રેમ ખાતર હસતે મુખે પોતાનું બલિદાન આપે છે. તારાનાથ નાસી જાય છે અને રખડી રઝળી અદૃશ્ય થઈ જાય છે.

દેશી રાજ્યના કાવાદાવાની સુંદર ઓળખ આપનારા આ પુસ્તકને ઉત્તેજન મળશે જ. રૂપરંગ, કાગળ, છપાઈ, બાંધણી વગેરે ઠીક છે. રાજસ્થાની પ્રજાનો પ્રશ્ન વિચારાઈ રહ્યો છે તે પ્રસંગે આ પુસ્તક બહુ ઉપયોગી અને સાચી સ્થિતિનો ઊંડો ખ્યાલ આપશે.

૬. રશ્મિકલાપ, ભા. ૧ લો—સાહિત્ય વિભાગ: લેખક તથા પ્રકાશક : ર. ભ. પ્રહ્લાદજી ચંદ્રશેખર દીવાનજી; આનન્દ ભુવન, સાન્તાક્રુઝ, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજ; જાડા કાગળ વાળું બોર્ડ પઠીનું પૂઠું; પૃષ્ઠ ૧૬+૩૯૦; મૂલ્ય રૂ. ૨-૮-૦.

વિદ્વાન કર્તાએ અમદાવાદ વગેરે સ્થળોના કોર્ટના કામકાજમાંથી સમય મેળવી વખતોવખત સાહિત્ય સભાઓ સમક્ષ આપેલાં વ્યાખ્યાનો, માસિકોમાં લખેલા અભ્યાસપૂર્ણ અને મનનીય લેખો, વિવિધ વિષય સંબંધી માહિતી આપતા પ્રાચીન ગુજરાતી સાહિત્ય અને કાવ્ય

સંબંધી લેખો તેમ જ તત્ત્વજ્ઞાન, ધર્મ, ભક્તિ, વેદાંત, ભાષા, મીમાંસા તથા કાયદાનાં પુસ્તકોનાં વિદ્વત્તા ભરેલાં અવલોકનોનો આમાં સમાવેશ કરી સાહિત્ય વિભાગ તરીકે આ પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો છે. વિદ્યાર્થીઓ, સાક્ષરો, અભ્યાસકો વગેરેને આમાં ઘણું વાંચવા જાણવા તથા મનન કરવાનું મળશે. આવાં પુસ્તકોના પ્રકાશનથી આપણું ગુજરાતી સાહિત્ય સંગીન રીતે સમૃદ્ધ થાય છે. આખો ગ્રંથ વિદ્વદ્ભોગ્ય છે એટલે કસ્બા પ્રાંત તથા મકાન-વાળાં ગ્રામ પુસ્તકાલયો જરૂર ખરીદે. આવા અભ્યાસપૂર્ણ અને મનન કરવા યોગ્ય ગ્રંથો દરેકે દરેક પુસ્તકાલયમાં હોય તો પુસ્તકાલયો અણમૂલ બને. આવાં પુસ્તકો પાકા પૂઠાનાં અને વિશેષ ટકાઉ કાગળ પર પ્રસિદ્ધ થવાં જોઈએ. શાળા પુસ્તકાલયો, પાઠશાળાઓમાં પણ રાખવા લાયક પુસ્તક છે. ગુજરાતી ભાષાના અભ્યાસકોને તો આ પુસ્તક બહુજ ઉપયોગી થઈ પડશે. આધારસહ આપેલા નિર્ણયો પણ મનનીય છે.

આશા છે કે લેખક મહાશય આ પુસ્તકનો દ્વિતીય ભાગ જલદી પ્રસિદ્ધ કરે. એમની અન્ય કૃતિઓ પણ અભ્યાસપૂર્ણ અને સંશોધક દૃષ્ટિથી લખાયલી છે.

૭. **૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણા**—સંક્ષેપકાર શ્રી. મૂળશંકર મો. ભટ્ટ; પ્રકાશકઃ હરભાઈ ત્રિવેદી, ઘરશાળા પ્રકાશન મંદિર, હિલડ્રાઇવ, ભાવનગર; (૧૯૪૦); ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૮+૧૦૩; સચિત્ર કાચું પૂઠું; મૂલ્ય ૮ આના.

ફ્રેન્ચ લેખક જુલે વર્નના પુસ્તકનો આ દ્વિતીય અનુવાદ છે. પ્રથમ સને ૧૯૨૬ માં ભાઈ પ્રભુદાસ સુંદરજી નંદાણીએ આજ પુસ્તકનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું હતું પરંતુ તેની કિંમત બે રૂપીઆ હતી. જ્યારે આ માત્ર આઠ આનામાં મળે છે. એમાં લેખકે રૂ. ૫૦૦૦ની શરત ઉપરથી ૮૦ દિવસમાં ચારે ખંડોની મુસાફરી કેવી ઝડપથી, હોશીઆરીથી તેમજ વ્યવસ્થિત રીતે કરી અને તેમાં એને કયે કયે સ્થળે કેવી કેવી મુશીબતો પડી છતાં દૃઢતા અને સમયસૂચકતા તેમ જ પૈસાની મદદથી એ બધી મુશીબતોનો ઉકેલ કરી ધારેલે સમયે લંડન પાછો આવી શરત કેવી રીતે જીતી ગયો એ બહુ સરળ અને ઉત્તેજક રીતે વર્ણવ્યું છે. છેલ્લામાં છેલ્લા શોધનો આમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. પૈસા તો પાણીની માફક ખર્ચવામાં આવ્યા છે. છતાં ધાર્યું વખતસર પાર પાડયું છે. એટલે પ્રશંસાને પાત્ર છે. મૂલ્ય માફકસર હોવાથી દરેકે દરેક પુસ્તકાલયે આ પુસ્તક ખરીદવું જોઈએ. શાળાઓમાં પણ એ ઉપયોગી થઈ પડશે અને બાળકોમાં વ્યવસ્થાશક્તિ તેમ જ સમયસૂચકતા, ઝડપ અને નિયમિતતા કેળવશે.

કાગળ, છાપકામ, ટાઇપ વગેરે અનુકૂળ છે.

૮. **સંહાર**—કર્તાઃ ઐયુબખાન ખલીલ, પ્રકાશકઃ જયંતીલાલ દોશી, નવયુગ ગ્રંથમાળા, રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૨૩૧; સચિત્ર કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦ પાકું પૂઠું રૂ. ૨-૦-૦.

નવયુગ ગ્રંથમાળાના સાતમા વર્ષનું આ ત્રીજું પુસ્તક છે. એમાં વિજ્ઞાન કેટલું આગળ વધેલું છે અને તેનો વિનાશકારક ઉપયોગ કેવો નિર્દય અને ભયંકર રીતે સ્વાર્થ ખાતર થઈ રહ્યો છે તે આબેહૂબ રસમય રીતે વર્ણવ્યું છે.

એક વૈજ્ઞાનિક યંત્રની મદદથી યાંત્રિકમાનવ બનાવી તે દ્વારા પોતાના વેરની વસુલાત કરતાં માનવપ્રજાજનોની બિલકુલ પરવા કરતો નથી એટલુંજ નહિ પરંતુ રાજ્યના સંચાલકો

સામેના વેરની ખાતર પ્રજાજનોનો નાહક સંહાર કરે છે. દરેક કાર્ય યંત્રમાનવ દ્વારા કરાવા આવે છે. પ્રયોગશાળા અભેદ્ય બનાવી છે. સામાન્ય તોપો, વિમાનો, ગોળા વગેરે એના ઉપર કશી અસર કરી શકતાં નથી. ઝેરી હવા દ્વારા તેમજ પદાર્થ દ્વારા પ્રજાનો વિનાશ કરી શકે છે. અમેરિકાનો એક ધનિક ધનની ખુમારીમાં માણસોને રજા આપી પોતાના કારખાનામાં યંત્રમાનવો રોકે છે. પરંતુ શેરને માથે સવાશેર હોય એ ન્યાયે એક નાનકડા ટાપુના [illegible] આ વૈજ્ઞાનિકને મહાત કરી શકે છે અને એના વિજ્ઞાન ઉપર વર્ચસ્વ મેળવી શકે છે. પેલો ધનિક પણ ભયાનક સંહાર નીરખી નરમ પડે છે અને વૈજ્ઞાનિકની સામે થઈ જાય છે. આમાં યંત્ર દ્વારા તેમજ પ્રયોગ દ્વારા કેવા કેવા યંત્રો તેમજ યંત્રમાનવો બનાવી શકાય અને તેઓ મનુષ્યની માફક કેવાં સમજપૂર્વક આપેલા હુકમોનું પાલન કરી શકે છે અને આખરે વિજ્ઞાનિકની જ સામા ફરી બેસે છે વગેરે બહુ રસમય રીતે અને હદયભેદક રીતે વર્ણવ્યું છે.

આવાં પુસ્તકોનો ઉપાડ સ્વાભાવિક રીતે થશેજ. આ જાતનાં પુસ્તકો જૂજ છે. આવું વાર્તાનું પુસ્તક તો આ પહેલુંજ છે. એમાં વિજ્ઞાનની પ્રગતિ કેટલી થઈ છે અને તેનો સારો તેમજ નરસો ઉપયોગ કેવી રીતે થઈ શકે છે વગેરે બહુ સરળ રીતે સ્પષ્ટ સમજાય છે. પુસ્તકાલયો જરૂર ખરીદશે. આવાં પુસ્તકો ઉપરથી આપણા અહીંના પ્રયોગશાળાઓ અને અભ્યાસકો કાંઇક શીખે અને દેશના ઉદ્ધારમાં સંગીન ફાળો આપી શકે તો આ પુસ્તકોનું પ્રકાશન સફળ બને. આધુનિક યુરોપીય યાંત્રિક યુદ્ધના સમયમાં આ પુસ્તક અનુકૂળ સમયે પ્રસિદ્ધ થયું છે. યાંત્રિક યુદ્ધની ભીષણ ભયંકરતાનો ખ્યાલ આવાં પુસ્તકો પરથી જરા આવી જશે.

૯. છબી—અનુવાદક: શ્રી. પટેલ ગોપાળદાસ જીવાભાઇ, પ્રકાશક: શંભુલાલ હરીલાલ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૪૦; આચ્છાદન: પાકું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૯+૧૮૩; મૂલ્ય. રૂ. ૧-૪-૦; બીજી આવૃત્તિ.

આજ પુસ્તકની પહેલી આવૃત્તિ સને ૧૯૩૩ માં પ્રસિદ્ધ થઇ હતી; તે સમયે મૂલ્ય રૂ. ૧-૦-૦ હતી, પરંતુ યુદ્ધ પરત્વે વધેલા ભાવો તરફ નજર કરતાં માત્ર ૪ આનાનો વધારો ક્ષમ્ય ગણાય. શરદબાબુની પ્રસિદ્ધ ટૂંકી વાતોમાંની ૬ વાતો આમાં આપવામાં આવી છે. છબી અને મુકદમાનું ફળ સિવાયની ચાર વાતો બંગાળાના પલ્લિ સમાજનું ચિત્ર રજૂ કરે છે. છબીમાં એક બ્રહ્મદેશનો ક્રાન્તિકારી યુવક કલાનો પૂજક છે. તે ત્યાંની જ એક સુંદર ધનિક બાળા સાથે પ્રેમમાં પડે છે. ચિત્રકળામાં કમાઇ એ બાળાના પિતાનું દેવું [illegible] સંકલ્પવાળો યુવક પ્રેમમાં પડ્યા છતાં એ પ્રેમ ખાતર પોતાનું ધ્યેય છોડવા તૈયાર નથી. થોડો વખત બન્ને ગુસ્સે થાય છે છતાં પ્રેમમાં ખટક પામી નાશી અને આખરે બન્ને [illegible] છે. 'વિલાસી'માં પલ્લી સમાજમાં કાયસ્થનો છોકરો ગાકડીની છોકરી સાથે [illegible] સમાજ તેની કેવી દશા કરે તેનો આબેહૂબ ચિતાર છે. વાર્તા કરુણામય છે. '[illegible] સ્વર્ગ' એ બંગાળાના જમીનદાર વર્ગની નિર્દયતા, જોહુકમી અને હૃદયહીનતાને [illegible] છે. 'મહેશ'માં હિંદુ ગૌ 'મરમ'માં મરી રહે છે ત્યારે એક મુસલમાન [illegible] બળદ 'મહેશ' માટે અથાગ પ્રયત્નો કરે છે ત્યારે તેના હોને નાશી [illegible] પછી પોતાના માણસની. આમાં ધર્મની પોકળતાનો ચિતાર છે. 'હરિલક્ષ્મી' [illegible]

જમીનદારો અરસપરસ ભાઈઓ ભાઈ વચ્ચે કેવો સંબંધ હોય છે અને મોટાભાઈમાં ઈર્ષ્યા, ક્ષુદ્રતા, લુચ્ચાઈ, કલહપ્રિયતા, ઘમંડ અને કુલાભિમાન તરવરે છે. આખરે મોટી વહુ વચલી વહુની તરફ પોતાના પતિની ક્રૂરતાથી ખેંચાય છે. એ દૃશ્ય ખરેખર બહુ કરુણ છે. શિવચરણનું પાત્ર પાકા જમીનદારનું પાત્ર છે. નાનો વિપિન જેમ તેમ પોતાનું ચલાવે છે તે પણ સ્ત્રીની શીખવણીથી સાંખી શકતો નથી અને કોર્ટમાં ઘસડી તેને પાયમાલ કરી છેક મરણ પામે ત્યાં સુધી તેનો કેડો મૂકતો નથી. એટલેથી નહિ પતતાં તેની વહુને રસોઇયણ તરીકે રાખે છે અને ફોઇ તથા ભત્રિજાને કનડે છે. છતાં તે બિચારી નીચી મૂડીએ સહન કરે છે પરંતુ સત્યનો બેલી ઈશ્વર! તે શિવચરણ અને એની ફોઇની ક્રૂરતા માટે મોટી વહુને શરમાવી વચલી વહુ તરફ આકર્ષી, 'હું તારી બહેન છું' એમ કહેવડાવે છે. છપાઈ, કાગળ, આકાર રૂપરંગ, વગેરે સુંદર છે.

ના. ચં. દીવાનજી

**૧૦ ચિત્રલેખા**—સંપાદકઃ નાગરદાસ ઇ. પટેલ, બાલવિનોદ કાર્યાલય, મલાડ મુંબાઇ. સચિત્ર, આવૃત્તિ ૧ લી, ઑગસ્ટ ૧૯૪૦. પૃ. ૩૧, પૂઠું જાડા કાગળનું, કિં. ૦–૪–૦

આ બાલવિનોદ ગ્રંથાવલિનું ત્રીજું પુસ્તક છે. ચિત્રકાર ભાઇ જગમોહન મિસ્ત્રીએ સુશોભનમાં સારો ફાળો આપ્યો છે.

ચિત્રલેખાએ કોને કોને કયા કયા અને કેવા કેવા રંગો પૂર્યા તે રસિક રીતે વર્ણવ્યું છે.

કાગળો ટાઇપ વગેરે સારું ને આકર્ષક છે. કાંઇક જોડણીદોષ રહેવા પામ્યા છે. કબુતર (બૂ), ભુખેરો (ભૂ), તરિકે (રી), ખુબ (ખૂ).

**૧૧ ગરવી ગુજરાત**—સંપાદકઃ નાગરદાસ ઇ. પટેલ, બાલવિનોદ કાર્યાલય, આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૩૬, પૂઠું જાડા કાગળનું, કિં. ૦–૩–૦, ૧૯૪૦.

આ બાલવિનોદમાળાનું પાંત્રીસમું પુસ્તક છે. 'ગરવી ગુજરાત' નામ પ્રમાણે ગુણ ધરાવે છે. ગુજરાતનો પ્રવાસ બાળકોને મજા પડે એવી શૈલીમાં વર્ણવ્યો છે. પ્રત્યેક મોટાં શહેરોની પ્રખ્યાતિ સાથે ત્યાં થઇ ગયેલા કવિઓ લેખકો વગેરેની માહિતી પૂરી પાડી છે. અમે આ પુસ્તકને ખૂબ આવકારીએ છીએ. પ્રત્યેક ગુજરાતી પોતાનાં બાળકોના મોં આગળ આ ગરવી ગુજરાતને મૂકે, ને એનો વાચનસ્વાદ ચખાડે. શાળાઓ, પુસ્તકાલયો ને સંસ્થાઓ આને વસાવવા ન ચૂકે.

**૧૨ માણસ**—લેખકોઃ હિંમતલાલ ચુ. શાહ અને બાબુભાઈ શાહ. પ્રકાશકઃ 'બાલસખા' કાર્યાલય, અમદાવાદ; આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૬૪, પૂઠું જાડા કાગળનું, મૂલ્ય ૦–૬–૦.

આ 'બાલસખા'ના ત્રીજા વર્ષની ભેટ ચોપડી છે.

આમાં માણસની પ્રાથમિક દશાનો ચિતાર આબેહૂબ ચિતર્યો છે.

પ્રથમ માણસ જંગલમાં વસતો. ત્યાં તેને કઇ જરૂરિયાતો ઊભી થઈ, તે જરૂરિયાતોને પહોંચી વળવા કયાં કયાં સાધનો વાપર્યાં વગેરે હકીકત ઉ, ઈ, ઑ નામનાં પાત્રો મારફતે વર્ણવી છે.

બાળકોને એ ગમશે.

**૧૩ જંગે ચરમૂક**—લેખકઃ સીરતી, પ્રકાશકઃ બઝમે ઇકબાલ કોર. પૃ. ૯૩, પૂઠું કાગળનું, કિં. ૦–૫–૦, આવૃત્તિ ૧ લી, ૧૯૪૦,

આ પુસ્તક ' બઝમે ઇકબાલ ' ગ્રંથમાળાના બીજા પુસ્તક તરીકે બહાર પડ્યું છે. એમાં ઇસ્લામના ઇતિહાસમાંથી મૂઠીભર અરબોએ લાખો રુમી સૈન્ય સામે ઝઝૂમી કેવી રીતે વિજય પ્રાપ્ત કર્યો તેની સુંદર ઘટના આ પુસ્તકમાં ઉતારવામાં આવી છે. ઉર્દૂના મૂળ પુસ્તક ' તારીખે ઇસ્લામ 'માંથી આ ભાગ ગૂજરાતી જનતા માટે ઉતારવામાં આવ્યો છે.

ઇસ્લામ તરફ સહાનુભૂતિ દર્શાવનાર, એના સંબધે કંઇ પણ જાણનાર આ પુસ્તકને પૂરતો ન્યાય આપી શકશે. ગણીગાંઠી મુસ્લિમ ગ્રંથમાળાઓમાં ' બઝમે ઇકબાલ ગ્રંથમાળા ' સુંદર કામ કરી રહી છે, એમ કહેવું ઘટે.

આવાં જંગનાં પુસ્તકો અર્પવા સાથે ઇસ્લામના સ્તંભરૂપ મહાપુરુષોનાં ચરિત્ર અપાય એમ સૌ કોઇ ઇચ્છે છે. આ ગ્રંથમાળા જીવનચરિત્રના સાહિત્ય તરફ ઢળે તો વધુ સુંદર કામ કરી શકે, એમ અમારું માનવું છે.

' દ્રષ્ટા '

**૧૪ હાલચીવડાનું હાસ્યદફ્તર**—લેખકઃ શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. સોલ એજન્ટસઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૪+૧૨, સચિત્ર, બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦. ૧૯૪૦.

શ્રી. રાયચુરા લોકસાહિત્યના સંશોધક અને પ્રયોજક હોવા ઉપરાંત હળવા હાસ્ય-કટાક્ષ સાહિત્યના પણ એક અચ્છા લેખક છે, એ આજ અગાઉ તેમણે લખેલ ' હાલચીવડા-ની દસ વાર્તાઓ ' ' હાલચીવડાનો દાયરો ' અને ' રાયચુરાની રસભરતી ' એ પુસ્તકો પરથી આપણને જાણવા મળ્યું છે. આ પુસ્તક એ સઘળાં પુસ્તકોને મોખરે આવે તેવું છે. આ પુસ્તકમાં આપેલી હાસ્યસર્જક વાર્તાઓ કોઇ પરભાષાના સાહિત્ય પરથી અથવા એના છાયાનુવાદરૂપ કે ભાવાનુવાદરૂપ પણ નથી; પરંતુ લેખકે લોકજીવનમાં જોયેલા અને અનુભવેલા બનાવો પરથી યોજેલી છે, એ આ વાર્તાઓની વિશિષ્ટતાજ લેખી શકાય. દરેક વાર્તામાંથી આપણને માનવસ્વભાવની કંઇ ને કંઇ વિશિષ્ટ વિલક્ષણતાનો પરિચય પ્રાપ્ત થાય છે. હરહમેશ ગમગીન રહેનારાઓને પણ તેમની ગમગીની ત્યજાવવા માટે આ પુસ્તક એક અમૂલ્ય ઔષધરૂપ નીવડશે.

પુસ્તકને સચિત્ર બનાવીને લેખકે પુસ્તકમાંના મર્મને ઓછું ભણેલાઓ પણ સમજી શકે તેવી સુગમતા કરી આપવા બદલ લેખકને અમારા ધન્યવાદ.

**૧૫ ગંગાલહરિ**—શ્રી. વિયોગી; પ્રકાશકઃ રમણલાલ પ્રેમાનંદ ભટ્ટ, અમદાવાદ. ફુલસ્કેપ સોળપેજી કદનાં પૃષ્ઠ ૮૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૪-૦. ૧૯૩૫.

**૧૬ સમશ્લોકી ગંગાલહરિ**—સંશોધકઃ અને પ્રકાશકઃ શ્રી. કાશીરામ ભાઇશંકર ઓઝા (પ્રેમી), ડોશીવાડાની પોળ, અમદાવાદ. કદ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૫૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૬-૦. ૧૯૪૦

ઉપરની બન્ને પુસ્તિકાઓ મૂળ સંસ્કૃતમાં કવિરાજ પંડિત જગન્નાથે રચેલી. એને લગતો ઇતિહાસ આજે ભાગ્યેજ કોઇથી અજાણ્યો હશે. મૂળ સંસ્કૃતમાં આ કાવ્ય અતિ મનોરમ અને આલ્હાદક ગણાય છે.

ઉપલા બન્ને પદ્યમય અનુવાદોમાંથી શ્રી. વિયોગીનો અનુવાદ મૂળને બંધબેસતો થવા સાથે સમજવો પણ સરળ થાય તેવો છે. બન્ને અનુવાદકોના પ્રયાસો સ્તુત્ય છે. સંસ્કૃત

સાહિત્યના યત્કિંચિત રસાવાદ માટે આ પુસ્તિકાઓ ઉપયોગી નીવડવા સંભવ છે. બન્નેમાં કવિ જગન્નાથનો જીવનપરિચય પ્ર. અપાયું છે.

**૧૭ બેઝિક ઇંગ્લિશ**—પુ. ૯ મું: લેખક અને પ્રકાશકઃ શ્રી. હરિકૃષ્ણ વ્યાસ, લાઠી, (કાઠિયાવાડ). કાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૦૦, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૨)

લેખક એક અચ્છા શોધક છે, એમણે ગુજરાતી લઘુલિપિની કરેલી શોધ પ્રસિદ્ધ થઈ ગયેલી છે. એવું જ તેમના પ્રયત્નનું આ શુભ પરિણામ છે. આજે આપણે ત્યાં અંગ્રેજી ભાષા શીખવા માટે અનેકો પ્રયત્ન કરી રહેલ છે. અનેક પ્રૌઢો જે માત્ર ગુજરાતી જ જાણે છે અને જેમને હરવખત તેમના ધંધામાં અંગ્રેજી ભાષાની જરૂર પડે છે તેમને આ બેઝિક ઇંગ્લિશનાં પુસ્તકો અંગ્રેજી શીખવા માટે સરળ સાધનરૂપ થાય તેમ છે. થોડાક શબ્દોમાં લગભગ એ ભાષાનો બધો જ પરિચય મળી જાય તેવી યોજના આ પદ્ધતિમાં છે.

લેખકે આ વિષયનાં આ અગાઉ આઠ પુસ્તકો પ્રકટ કર્યાં છે. આ નવમું છે. આમાં અભ્યાસક્રમના પાઠો વગેરે અપાયું છે. અંગ્રેજી ભાષાનો પરિચય મેળવવા ઇચ્છનાર માટે–જાતે અંગ્રેજી શીખવાના સાધનરૂપ આ પુસ્તકો નીવડશે.

**૧૮ વૈષ્ણવ માર્ગદર્શિકા**—સંપાદક અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી, ઝારોળાવગા, ડભોઇ. કાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૦૪, સાદુ પૂઠું, મૂલ્ય ત્રણ આના. ૧૯૪૦

વૈષ્ણવ ધર્મના પુષ્ટિમાર્ગીય સંપ્રદાય પ્રવેશ માટેની જરૂરી માહિતીના અભ્યાસક્રમનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એમાં વૈષ્ણવસ્તોત્ર પાઠો, સિદ્ધાન્ત રહસ્ય, વૈષ્ણવ આચાર્યોનાં ટૂંક જીવનચરિત્રો, પદ્યમય શ્રી. વલ્લભાખ્યાન, સેવા પ્રકાર અને છેવટે ગીતાના તેરમા તથા પંદરમા અધ્યાયના અન્વય સહિત શ્લોકો આપ્યા છે.

વૈષ્ણવ ધર્માનુયાયીઓમાં પુષ્ટિ માર્ગીય સંપ્રદાયમાં માનનારાઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે. પૃષ્ઠસંખ્યા અને પુસ્તક પાછળ લેવાયેલા શ્રમની સરખામણીમાં ત્રણ આના જેટલું મૂલ્ય ઘણું જ ઓછું ગણાય.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**કુમાર : ૨૦૦ મો અંક**—આપણે ત્યાં કુમાર-કિશોરોના ખરું સાહિત્ય આપતાં આંગળીને વેઢે ગણી શકાય તેટલાં જ સામયિકો છે. તે બધામાં "કુમાર"નું વિશિષ્ટત્વ ખાસ તરી આવે છે. બીજાં સામયિકોની જેમ એને વલોણાવારે ખાસ અંકો પ્રકટ કરવાની ખાસિયત નથી; કારણ કે એના દરેક અંકે અપાતા ઉપયોગી લેખો જ ખાસ્સા ખાસ અંકને અનુરૂપ જ હોય છે. છતાં એનો સોમો અંક એક દળદાર અને મનનીય લેખોથી ભરપૂર ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો હતો, જે રાજદ્વારી કારણોસર જપ્ત થયેલો અને પાછળથી મહાસભાવાદી સરકારે તેના પરનો પ્રતિબંધ ઉઠાવી લીધો હતો.

એવો જ બીજા સોમા અંક વખતે "કુમાર" કાર્યાલયે આ ખાસ અંક પ્રગટ કર્યો છે. અંકે મનનીય અને જ્ઞાનદાયક વાચનસામગ્રીથી ભરપૂર હોઇને તેમાંથી ઘણું જાણવા મળે તેવા વિષયો આપવામાં આવ્યા છે. ઉપરાંત જાણીતા કલાકારોનાં કલાત્મક રંગ–બેરંગી ચિત્રોની સજાવટથી એ સુશોભિત થયો છે.

"કુમાર"ને ત્રીજા સૈકામાં પ્રવેશવા સમયે અમે હાર્દિક અભિનંદન અર્પીએ છીએ અને ઉત્તરોત્તર વિશેષ પ્રગતિ સાધે એમ ઇચ્છીએ છીએ.

**આરામ : જન્માષ્ટમી અંક**—તંત્રીઃ શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સરસ્વતી ભુવન, સારંગપુર, અમદાવાદ.

"આરામ" એ હળવું વાચન આપનારા અઠવાડીક તરીકે સારી રીતે જાણીતું છે. એમાં આવતી હળવી ટૂંકી વાર્તાઓ ઈ. માટે એ દર અઠવાડિયે સારા પ્રમાણમાં વંચાય છે. પરંતુ આ જન્માષ્ટમી અંકમાં માત્ર હળવા સાહિત્યનો સંભારજ ભરેલો નથી. એમાં તો શ્રીકૃષ્ણ જીવનને લગતા લેખો, કાવ્યો, તેમજ હાલના રાજકીય વાતાવરણને સ્પર્શતા લેખો પણ અપાયા છે. આ અંકની સામગ્રીમાં આપણા સંખ્યાબંધ શિષ્ટ લેખકોએ સારો સહકાર આપ્યો છે. ઉપરાંત કૃષ્ણજીવનને અનુરૂપ ત્રિરંગી ચિત્રો પણ ઠીક પ્રમાણમાં અપાયાં છે. એકંદરે અંક શિષ્ટ સાહિત્યથી સમૃદ્ધ થયેલો છે એમ વિનાસંકોચ કહી શકાય.

સંપાદકે લીધેલો શ્રમ સફળ થયો છે.

**સ્રીશક્તિ : શ્રીકૃષ્ણાંક**—તંત્રીઃ શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા, કેળાપીઠ, સુરત.

"સ્રીશક્તિ" અઠવાડીકે પણ એના રાખેલા મુજબના અંકમાં થોડીક પૃષ્ઠસંખ્યા વધારીને અને કૃષ્ણજીવનને લગતા કેટલાક લેખો આપીને શ્રીકૃષ્ણાંક પ્રકટ કર્યો છે. પૂંઠાપરનું શ્રીકૃષ્ણનું ચિત્ર સારૂં આકર્ષક છે.

**જીવનવિકાસ**—( માસિક ) સંપાદકઃ શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ, પોદાર હાઉસ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪. વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦

શ્રી. ધીરજલાલ એક જાણીતા પત્રકાર છે. ધી જ્યોતિ કાર્યાલય લિ. જેવી સાહિત્ય સંસ્થાના તે એક અગ્રગણ્ય સંચાલક હતા. તેમના તરફથી અત્યાર સુધીમાં કિશોર માનસને ઉપયોગી એવાં સંખ્યાબંધ ગુજરાતી પુસ્તકો પ્રકટ થયાં છે. આ એમનું એક વધુ સાહસ છે.

"જીવનવિકાસ" માસિક શારીરિક, માનસિક, તેમજ આધ્યાત્મિક તંદુરસ્તીનું ધ્યેય લઈ બહાર આવે છે. એના પહેલા અંકમાં અપાયેલા લેખો આધ્યાત્મિક ઉન્નતિ કરવા ઈચ્છનારને ઠીકઠીક પ્રેરણા આપે તેવા છે.

શ્રી. ધીરજલાલ શાહ શતાવધાની હોઈને માનસશાસ્ત્રના સારા અભ્યાસી છે; ઉપરાંત અધ્યાત્મજ્ઞાનમાં પણ ઠીક ઠીક પ્રયત્નશીલ હોવાથી આધ્યાત્મિક જ્ઞાન મેળવવા ઇચ્છનાર માટે આ માસિક સારૂં ઉપયોગી નીવડવા સંભવ છે. "જીવનવિકાસ" અનેકોનાં જીવનને વિકસાવવામાં મદદરૂપ થાઓ એજ શુભેચ્છા.

**કલ્યાણ ( સાધનાંક ) ( હિંદી )**—સંપાદકઃ શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર. પ્રકાશકઃ ગીતા પ્રેસ, ગોરખપુર. ( યુ. પી. )

"કલ્યાણ" માસિક છેલ્લાં કેટલાંક વર્ષથી પ્રકટ થાય છે. એમાં આવતા ઉચ્ચ પ્રકારના ધાર્મિક સાહિત્યનો લગભગ હિંદભરમાં પ્રચાર છે. દર વર્ષે એનો એક ખાસ અંક પ્રકટ કરવામાં આવે છે. એના ગીતાંક, યોગાંક, માનસાંક વગેરે આજ સુધીમાં પ્રકટ થઈ ચૂક્યા છે. આ વર્ષે એના ખાસ અંક તરીકે "સાધનાંક" પ્રકટ કરવામાં આવ્યો છે.

અધ્યાત્મજ્ઞાનમાં અને તેમાં પણ આત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવા માટે સાધન એ અનિવાર્ય મહત્ત્વનું અંગ ગણાય છે. આવા સાધન અંગેની માહિતી આપતા વિદ્વાનોની કલમે લખાયેલા મનનીય લેખો આ સાધનાંકમાં સંગ્રહાયા છે. ઉપરાંત રંગ બેરંગી ચિત્રો પણ સંખ્યાબંધ છે. આખા વર્ષનું લવાજમ આ અંક જ વસુલ કરી આપે છે.

મણિલાલ પ્ર. વ્યાસ

| અંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | કલ્યાણિકા | અરદેશર ફરામજી ખબરદાર | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ | ૨– ૦–૦ | |
| ૨ | બ્રહ્મચર્યમીમાંસા | ડૉ. જટાશંકર નાન્દી | નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ | ૩– ૮–૦ | |
| ૩ | વહેમી | વ્યોમેશચંદ્ર પાઠકજી | યુગાન્તર કાર્યાલય સુરત | ૦– ૮–૦ | |
| ૪ | ચાર અધ્યાય અને માલંચ | રવીન્દ્રનાથ ટાગોર | આર. આર. શેઠની કંપની, મુંબઈ | ૧–૧૨–૦ | |
| ૫ | જય સોમનાથ | કનૈયાલાલ મુનશી | ,, ,, | ૩– ૦–૦ | |
| ૬ | રશ્મિ કલાપ (સાહિત્ય વિભાગ) | રા. બ. પ્રહ્લાદજી ચં. દીવાનજી | લેખક પોતે મુંબઈ, સાન્તાક્રુઝ | ૨– ૮–૦ | |
| ૭ | ચિત્રલેખા | નાગરદાસ ઇ. પટેલ | બાલવિનોદ કાર્યાલય મલાડ–મુંબઇ | ૦– ૪–૦ | |
| ૮ | ગરવી ગુજરાત | ,, ,, | ,, ,, | ૦– ૩–૦ | |
| ૯ | માણસ | હિં. ચુ. શાહ બાબુભાઇ શાહ | બાલસખા કાર્યાલય અમદાવાદ | ૦– ૬–૦ | "બાલસખા"નું ભેટ પુસ્તક |
| ૧૦ | વૈષ્ણવ માર્ગદર્શિકા | રમણલાલ જ્યે. શાસ્ત્રી | લેખક પોતે, ડભોઇ | ૦– ૩–૦ | |
| ૧૧ | શૌર્યનાં તેજ | મનુભાઈ જોધાણી | શ્રીજીવન કાર્યાલય અમદાવાદ | ૧–૧૨–૦ | |
| ૧૨ | બૅઝિક ઇંગ્લિશ (પુ. ૯ મું) | હરિકૃષ્ણ વ્યાસ | લેખક પોતે, લાઠી | ૨– ૦–૦ | |
| ૧૩ | પશ્ચિમના સમરાંગણે | હરજીવન સોમૈયા | ભારતી સા. સંઘ અમદાવાદ | ૧– ૮–૦ | |
| ૧૪ | નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો | રમણલાલ એન્જીનિયર | ,, | ૧– ૮–૦ | |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૫ | ઑગસ્ટ | ૩-૮-૪૦ |
| કિશોર | ૫ | ૧૨ | ઑગસ્ટ | ૨૮-૮-૪૦ |
| કુમાર | ૧૭ | ૮ | ઑગસ્ટ | ૨૫-૮-૪૦ |
| ખગ્ગપતામિત્ર | ૨૬ | ૯ | ભાદરવો | ૭-૯-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૬ | ભાદરવો | ૭-૯-૪૦ |
| ગુણસુન્દરી | ૩૫ | ૧ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| ગ્રામજીવન | ૧૧ | ૨ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| ચરોતર | ૧૦ | ૮ | ઑગસ્ટ | ૧૬-૮-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૭ | સપ્ટેમ્બર | ૪-૯-૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | એપ્રિલ-જુન | ૨૦-૬-૪૦ |
| નવચેતન | ૩૭ | ૬ | સપ્ટેમ્બર | ૨૮-૮-૪૦ |
| નવરચના | ૫ | ૫ | ઑગસ્ટ | ૧૪-૮-૪૦ |
| પાટીદાર | ૧૭ | ૧૦ | ભાદરવો | ૨૭-૮-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૭ | આષાઢ | ૧-૯-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૧ | જુલાઇ-સપ્ટે. | ૭-૮-૪૦ |
| બાલજગત | ૧ | ૨૦ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| બાલજીવન | ૨૦ | ૯ | સપ્ટેમ્બર | ૮-૯-૪૦ |
| બાલમિત્ર | ૨૦ | ૬૨ | સપ્ટેમ્બર | ૨-૯-૪૦ |
| બાલસખા | ૪ | ૨ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| બાળક | ૧૮ | ૯ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૧ | એપ્રિલ-જુન | ૧૭-૭-૪૦ |
| યુવક | ૧૦ | ૯ | સપ્ટેમ્બર | ૩-૯-૪૦ |
| રેખા | ૨ | ૨ | ઑગસ્ટ | ૨૭-૮-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૮ | સપ્ટેમ્બર | ૭-૯-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૯ | ઑગસ્ટ | ૧૫-૮-૪૦ |
| શારદા | ૩૩ | ૫ | ઑગસ્ટ | ૧૫-૮-૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧૨ | આષાઢ | ૨૨-૮-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૧ | ૧૨ | સપ્ટેમ્બર | ૧-૯-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૩ | ૪ | માર્ચ-એપ્રિલ-મે | ૩-૬-૪૦ |
| શ્રીબોધ | ૮૪ | ૯ | સપ્ટેમ્બર | ૧-૬-૪૦ |
| સ્કાઉટવીર | ૫ | ૭ | ઑગસ્ટ | ૧૫-૮-૪૦ |

# શું વાંચશો ?

કિશોર : ઑગસ્ટ : ૧૯૪૦

**અશો જરથુષ્ટ્ર અને જરથોસ્તીઓ :** પારસીઓ આજે આપણે ત્યાં સર્વત્ર જાણીતા છે. તેઓ ' જરથોસ્તી ' નામથી પણ ઓળખાય છે. જેમ તેમનું ' પારસી ' નામ તેમના 'પારસ' દેશ પરથી પડ્યું તેમજ ' જરથોસ્તી ' એ નામ તેમના પેગંબર ' અશો જરથુસ્ત ' પરથી પડ્યું છે. આ લેખમાં એ બન્ને વિષેની જાણવાજોગ માહિતી આપવામાં આવી છે.

**લ્યોઇડ ફિસ્ટર :** એ આધુનિક વાઢકાપ ક્રિયાનો ઉદ્ધારક લેખાય છે. એનો પિતા દારૂનો વેપારી હતો. તેથી એને ભણતાં મુશ્કેલી નડેલી નહિ. સત્તર વર્ષની વયે તે શાળાનો અભ્યાસ પૂરો કરી કૉલેજમાં દાખલ થયેલો. તેણે લંડન યુનિવર્સિટીની બી. એ. તથા એમ. બી.ની ડિગ્રી મેળવેલી. ત્યારબાદ દાક્તરી ધંધાની એફ. આર. સી. એસ. ની આગળની ડિગ્રી પણ મેળવેલી. તેણે વાઢકાપ અંગે એક શોધ કરેલી. એ વિષે જાણવા આખો લેખ વાંચો.

**લોકમાન્યની જીવનસૌરભ :** આ લેખમાં લોકમાન્ય તિલકના જીવનપ્રસંગોમાંથી એમનો વ્યાયામપ્રેમ, એમની સાદાઇ, એમની ઉદ્યોગપ્રિયતા વગેરેને લગતી જાણવા જેગ હકીકત આપી છે.

ગુણસુંદરી : સપ્ટેમ્બર : ૧૯૪૦

**સ્ત્રીઓ શા માટે પરણતી હશે ? :** પોતાના વ્યક્તિત્વ અને અંગત સ્વાતંત્ર્યનો પણ ભોગ આપી સ્ત્રીઓ લગ્ન કરી પુરુષોની તાબેદારી ઉઠાવવાનું કેમ પસંદ કરતી હશે તેનાં કારણોનું પૃથક્કરણ મનુષ્યસ્વભાવ અને માનસશાસ્ત્રનાં ઊંડા અભ્યાસી એક વિદેશી બાઇએ આ લેખમાં આપ્યું છે.

**આંતરજ્ઞાતીય લગ્ન :** આંતરજ્ઞાતીય લગ્નને જો ઉત્તેજન આપવામાં આવે તો તેના પર કેવા પ્રકારના નિર્બંધો રખાવા જોઇએ તેનું આ લેખમાં દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. આવા નિર્બંધોમાં મુખ્ય (૧) શિક્ષક-શિષ્યાના લગ્ન પર, (૨) એક પર બીજી સ્ત્રી કરવા પર તેમજ (૩) આવાં લગ્નો થાય તે વખતે એ લગ્ન સ્નેહલગ્ન છે કે કેમ તેની તપાસ કરી ટૂંક વખતમાં તે લગ્ન તૂટી ન જાય તે માટે જામીન લેવાવા જોઇએ, (૪) આવાં લગ્ન કરનારે જ્ઞાતિની દરકાર કરવી જોઇએ નહિ તેમજ કજોડાં પર પણ નિર્બંધ હોવાનું લેખિકા આવશ્યક માને છે.

**દ . પથે સમાજ ! :** આજનો સમાજ જૂના કાળની સરખામણીમાં અલબત્ત આગળ વધે છે, પરંતુ તે પ્રગતિ કેવા પ્રકારની છે તેનું દિગ્દર્શન આ લેખમાં આવે છે. એટલે સમાજની પ્રગતિની કસોટી તો ક્રાન્તિકાળે ઘર્ષણ થતાં તેમાંથી સમાજ તરી પાર ઊતરી શકે—તેની મહત્તા અણિશુદ્ધ જાળવી રાખી શકે ત્યારે જ કરી શકાય. આ લેખમાં આપણા સામાજિક, રાજકીય, ધાર્મિક ક્ષેત્રોને લગતું વિવરણ અપાયું છે.

ચિત્રમય જગત : સપ્ટેમ્બર : ૧૯૪૦

**નિસર્ગોપચાર :** આ લેખમાં લેખકે કુદરતી ઉપચારોમાં માટી, પાણી, આહાર વગેરેનો જુદા જુદા વખતે જુદા જુદા રોગોમાં કેવો ઉપયોગ લઇ શકાય તેને લગતી ઉપયોગી

માહિતી આપેલી છે. સાથે સાથે સારક દવાઓથી થતાં નુકસાન અને વિજ્ઞાનની દૃષ્ટિએ દરદો શીર્ષક લેખ પણ ખાસ વાંચવા જેવા છે.

**એનું નામ નીરો :** જુલ્મગારને નામે વિશ્વભરમાં અમર બનેલા રોમન સમ્રાટ નીરોની અધમ ગુન્હાખોર વૃત્તિનો આ એક અત્યંત ધૃણાજનક કિસ્સો છે. ભર્યા ભર્યા જગતમાં જેને કોઈ ચાહતું નહોતું, ચોમેર તેના નામથી ત્રાસ ફેલાતો, ત્યારે નાનપણથી તેને ગોદમાં રમાડનાર તેની માતા અગ્રીપાજ તેના પર પ્રેમ વરસાવતી. આ માતાનું ખૂન કરવાનું અધમ કૃત્ય આ બાદશાહે કર્યું હતું. એ વિષેનો ક્રૂર પ્રસંગ આ લેખમાં આપ્યો છે.

**મહાયુદ્ધનો બારમો મહિનો :** આ લેખમાં આજના યુરોપીય મહાયુદ્ધને લગતી વિગતવાર માહિતી આપવામાં આવી છે. યુદ્ધસમાચારો અને પરિસ્થિતિનું એમાં વિહંગાવલોકન કરવામાં આવ્યું છે.

**નવચેતન : સપ્ટેમ્બર : ૧૯૪૦**

**હીરાનો અદ્‌ભુત ઇતિહાસ :** આ લેખમાં જાણીતા હીરા નામે કોહીનૂર, 'ઑરલોફ,' રિજંટ, સ્ટાર ઑફ ધી સાઉથ (જે ગાયકવાડ સરકારે એંશી હજાર પાઉંડમાં ખરીદ્યો હતો), વગેરેને લગતી જાણવાજોગ માહિતી આપી છે.

**વિલિયમ કેક્ષટન :** તે એક મહાન અને વિજયી વ્યાપારી હતો, અને પંદરમી સદીમાં યુરોપમાંથી છાપકામના નવા ધંધાને ઇંગ્લાંડમાં લઇ ગયો હતો. ઉપરાંત તે એક દેશભક્ત હતો, ધાર્મિક વૃત્તિવાળો સંસ્કારી હતો તેમજ પોતાના આદર્શને નજર સમક્ષ રાખી કામકાજ કરતો હતો. એણે છાપખાનાની શોધ કરી હતી એટલે એ પ્રથમ છાપકામ કરનાર હતો એટલુંજ નહિ પરંતુ પ્રથમ પંક્તિનો કેળવણીકાર, રસાસ્વાદન ઘડનારો અને સાહિત્ય સંસ્થાને વેગ આપનાર કુશળ સુકાની હતો.

**ટાગોરનું ગૃહજીવન :** કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં ભત્રીજાવહુ શ્રીમતી હેમલતાદેવીએ કવિના ગૃહજીવન વિષે એક સુંદર પરિચયલેખ લખ્યો છે. કવિવર પોતાના ઘર આગળ કેવું જીવન વ્યતીત કરે છે તેની મનોરમ માહિતી આમાંથી મળશે.

**નવરચના : ઑગસ્ટ : ૧૯૪૦**

**સૌને આમંત્રણ છે :** આજે આપણે ત્યાં સ્ત્રીપુરુષની સમાનતાની હિલચાલ ચાલે છે. આ હિલચાલ અંગે ઉપસ્થિત થતા ચાર પ્રશ્નો અહીં રજૂ કરાયા છે. તેના જવાબો વાચકો પાસેથી માગવામાં આવ્યા છે. વિદ્વાનો પાસેથી પણ મંગાવ્યા છે. તમે પણ વાંચી તમને જણાવવા જેવા લાગે તે વિચારો એ માસિકના તંત્રી તરફ મોકલો.

**રામસિંહ માલમ :** રામસિંહ માલમ કચ્છનો વતની. જાતે વહાણવટી, દરિયા ખેડવાનો ધંધો. એણે દરિયા પર કરેલાં જીવસટોસટનાં કામો તેમજ પરદેશ જેઇ ચાંદી પરના કાતરકામ અને કાચના કામની કારીગરી એ કચ્છમાં કેવી રીતે લઈ આવ્યો તેનો જાણવા જેવો હેવાલ આ લેખમાંથી મળે છે.

**કુમારીનો દેશ :** દક્ષિણહિંદમાં આવેલા આ રમણીય પ્રદેશને લગતું મનોહર લેખમાં આપ્યું છે. ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય અને દરિયાની મનોહરતાનું વર્ણન આ પવામાંથી મળી આવશે.

**પ્રસ્થાન : અષાઢ : ૧૯૪૦**

**ગીતાસાર :** કાકા કાલેલકરે લખેલ ગીતાના સારનો આ અંકમાં અધ્યાય ૮ થી ૧૪ સુધીનો સાર આપવામાં આવ્યો છે. ગીતાપ્રેમીઓને એમાંથી નવીન તત્ત્વો જાણવા મળશે.

**શ્રી અરવિંદ :** એક બંગાળી લેખક શ્રી. દિલીપકુમાર રૉયે શ્રી અરવિંદ ઘોષ સાથે તેમણે અવારનવાર કરેલા વાર્તાલાપનો સાર આ લેખમાં આપ્યો છે. શ્રી અરવિંદ સંબંધે જાણવાની જિજ્ઞાસા ધરાવનારને એમાંથી જરૂર કંઈક મળી આવશે.

**ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ :** આ લેખમાં આપણા દેશના દેશપરદેશમાં પ્રખ્યાત થયેલા જાણીતા વિદ્વાન ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનનો જીવનપરિચય આપવામાં આવ્યો છે.

**રેખા : સપ્ટેમ્બર : ૧૯૪૦**

**ઉચ્ચ કેળવણી :** આજે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરનાર કોલેજના વિદ્યાર્થીઓ વિદ્યા મેળવવામાં કેટલે દરજ્જે આગળ વધે છે તે બતાવી અન્ય ટાપટીપ ઇ૦માં કેટલે સુધી જઈ પહોંચે છે તેનું માર્મિક વર્ણન આ લેખમાં છે.

**ઐતિહાસિક નિરૂપણમાં સાપેક્ષતા :** દરેક યુગનો ઇતિહાસ એ યુગનાં પ્રધાન બળોની અસર નીચેજ લખાય છે. આ રીતે ઐતિહાસિક નિરૂપણ મોટે ભાગે યુગબળોથીજ નિયત થયેલું હોય છે. પણ સાથે સાથે બીજો પણ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ સાપેક્ષ તત્ત્વ ઉપરાંત એથી પર કોઇ નિરપેક્ષ તત્ત્વ ઇતિહાસના આલેખન અને નિરૂપણમાં સમાયેલું છે કે નહિ ?

**છેલ્લું તરણું : એક વીર : બહુ વાર :** હાલના હિંદી રાજકારણના અવનવા રંગો અને દેશની ભિન્ન ભિન્ન રાજકીય સંસ્થાઓની હિલચાલોની માહિતી આપી છે.

**વર્ષને અંતે :** યુરોપીય યુદ્ધને લગતી કેટલીક માહિતી અને હાલનું વાતાવરણ આ લેખમાં ચર્ચવામાં આવ્યું છે.

**શારદા : ઑગસ્ટ : ૧૯૪૦**

ખાસ પ્રોફેસર અંક હોઇને જુદા જુદા પ્રોફેસરોના વિવિધ વિષયો પર સારા લેખો આપ્યા છે. આખો અંક વાચનીય છે.

**શિક્ષણ અને સાહિત્ય :**

**કાગળની આત્મકથા :** આ લેખમાં કાગળ પોતાની હળવી આત્મકથા કહે છે. એના ઉપયોગો ઇ. વિષયની રંજક હકીકત રજૂ કરવામાં આવી છે.

**વિદ્યાર્થીના પ્રશ્નો :** આ અંકે, ગયા વખતની જેમ વિદ્યાર્થીના પ્રશ્નોના ઉત્તરો આ લેખમાં આપવામાં આવ્યા છે. તેમાં કલ્પના અને ભ્રમનો ભેદ, જાદુના ખેલ, સંગીત અને કળાથી હૃદયનો વિકાસ થતો હોય તો સંગીતકળાના નિષ્ણાતોનો હૃદયવિકાસ કેટલે દરજ્જે હોઇ શકે, મુડદાની છાતી પર ભાર મૂકવામાં ન આવે તો તે કેવી રીતે બેઠું થઇ જાય છે, તેમજ લોકો શા માટે ધ્રૂજતા હશે એ પ્રશ્નોના ઉત્તરો અપાયા છે.

**સત્ય સમાન કશું શ્રેષ્ઠ નથી :** આ દૃષ્ટાંત પ્રૌઢ શિક્ષણ પામેલાઓને વાંચવા માટે આપી શકાય.

# મહાલ પુ૦ મંડળની સભાઓની પૂરવણી

**વિસનગર**—તા. ૧૮-૮-૪૦ ના રોજ વિસનગર સા. પુ. ના મકાનમાં બપોરના એક વાગે, મહાળ શાળાધિકારી શ્રી. જયંતિલાલ મ. જાનીના પ્રમુખપણા નીચે સભા ભરાઇ હતી અને તેમાં (૧) વાર્ષિક નિવેદન મંજૂર કરવા બાબતનો, (૨) નવા વર્ષની વ્યવસ્થાપક કમિટિ નીમી તેના પ્રમુખ તરીકે મે. રા. રા. વિસનગર મહાલ શાળાધિકારી તથા મંત્રી તરીકે શ્રી. ઉમિયાશંકર લ. દવે અને શ્રી. નાનાલાલની નિમણૂંક બાબતનો, (૩) મગરોડા ગામે મહાલ પરિષદ ભરવા બાબતનો, (૪) માનદ પ્રચારક તરીકે શ્રી. જેસંગભાઇ ભૂપતભાઇને નીમવાનો તથા (૫) પ્રાંતિક સભામાં કસ્બા પુ. ના મંત્રી અને મહાલ મંડળના મંત્રીને જવાનો વગેરે ઠરાવો થયા હતા.

**મહેસાણા**—તા. ૧૮-૮-૪૦ ના રોજ મહેસાણા મહાલ શાળાધિકારી શ્રી. મહીજીભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે કસ્બા પુ. ના મકાનમાં સભા ભરાઇ હતી. અને તેમાં (૧) મંત્રીએ રજૂ કરેલો સન ૩૯-૪૦ નો અહેવાલ તથા હિસાબ મંજૂર કરવાનો, (૨) નવા વર્ષના પ્રમુખ તરીકે લાંઘણુજ વિભાગ શાળાધિકારી શ્રી. મજમુદાર તથા ઉપપ્રમુખ તરીકે શાળાધિકારી શ્રી. મહીજીભાઇ અને મંત્રી તરીકે શ્રી. ખોડીદાસની નિમણૂક બાબતનો, (૩) સન ૩૫-૩૬થી મહાલમંડળની જે ફાળવણી પ્રાંતમંડળમાં જમા છે તે ત્યાંથી ઉપાડી લઇ મહાલમંડળના નામથી બેંકમાં મૂકવા બાબત, (૪) સહકારી ધોરણે બજેટ બનાવવા બાબત, (૫) મહાલ પુ. પરિષદ ભરવા બાબત, (૬) શિ. વા. ની પરીક્ષા લેવા અને તે માટે સમિતિ નીમવા બાબત વગેરે વગેરે ઠરાવો થયા હતા.

**મહુવા**—તા. ૧-૯-૪૦ ના રોજ મહુવા પુ. ના મકાનમાં સભા ભરાઇ હતી. અને તેમાં (૧) સન '૩૯-૪૦ નો હિસાબ મંજૂર કરવાનો, (૨) મહાલ પુ. પરિષદ ભરવાનો, (૩) શિ. વા. ની પરીક્ષાનો, (૪) ત્રિમાસિક નિવેદનો તથા બજેટ ખાતા તરફ વેળાસર મોકલવાનો, (૫) સહકારના ધોરણે અંદાજો બનાવવાનો, (૬) સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડમાં રકમ મૂકવાનો, (૭) શિક્ષણવર્ગનો લાભ લેવા બદલનો, (૮) જૂથના મંત્રીએ જૂથમાંનાં પુસ્તકાલયોની તપાસણી કરવાનો, (૯) રાજકુમાર ધૈર્યસિંહરાવના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવાનો, (૧૦) શાળાવાળા પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય વા વાચનાલય ખોલવાનોઃ વગેરે ઠરાવો થયા હતા.

**કોડીનાર**—તા. ૧૮-૮-૪૦ ના રોજ કોડીનારના પુસ્તકાલયમાં સભા ભરાઇ અને તેમાં (૧) સન '૩૯-૪૦ નું નિવેદન તથા હિસાબ મંજૂર કરવાનો, (૨) સન '૪૦-૪૧ ના પ્રમુખ તરીકે કૃપાશંકર પ્રભુજી અને મંત્રી તરીકે કાળીદાસ વ્રજદાસની નિમણુક કરવાનો, (૩) સન '૩૯-૪૦ નો માનદ પ્રચારકનો ખર્ચ મંજૂર કરવાનો, (૪) સન '૪૦-૪૧ માટે શ્રી. ગિરજાશંકરની માનદ પ્રચારક તરીકે નિમણુક કરવાનો, (૫) પ્રાંત મંડળ માટે શ્રી. કૃપાશંકર પ્રભુજી તથા શ્રી. ભગવાનજી રાઘવજીની નિમણુંક કરવાનો, (૬) કોડીનારમાં જ મહાલ પુ. પરિષદ ભરવાનો તથા (૭) સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડમાં રકમ ભરવાનો વગેરે ઠરાવો થયા હતા.



—卐—

# પ્રૌઢ શિક્ષણ અંગેની ફિલ્મ

ગઇ તા. ૧૧-૯-'૪૦ ના રોજ બપોરે બે વાગે વડોદરા ખાતેના સાગર ટૉકિઝમાં મુંબઇ ઇલાકા પ્રૌઢ શિક્ષણ સમિતિના પ્રમુખ શ્રી. ભાગવતે તૈયાર કરેલી, પ્રૌઢ શિક્ષણની શરૂઆત કેવી રીતે કરી શકાય તેમ જ પ્રૌઢોને વાંચતાં લખતા શીખવા માટે કેવી રીતે આકર્ષી શકાય તેને લગતી મરાઠી ભાષામાં બોલતી ફિલ્મ બતાવવાનો કાર્યક્રમ વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના ઉપક્રમ નીચે યોજાયો હતો.

આ પ્રસંગે શ્રી. ભાગવત સાથેના મહેમાનો તેમ જ વડોદરા પુરુષ અધ્યાયન પાઠશાળના વિદ્યાર્થીઓ, સ્ત્રીઅધ્યાપન પાઠશાળાની વિદ્યાર્થિનીઓ, બન્ને પાઠશાળાના પ્રાધ્યાપકો તેમજ પુસ્તકાલય ખાતાના અમલદારો અને કાર્યકર્તાઓ, પુસ્તકાલય સ. સ. મંડળના અધ્યક્ષ, મંત્રી અને અન્ય કાર્યકર્તાઓની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

ફિલ્મ બતાવવાની શરૂઆત થતા પહેલાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે શ્રી. ભાગવત સાહેબનો પરિચય આપી 'તેઓ ગુજરાતી ભાષા જાણતા નહિ હોવાથી મરાઠી ભાષામાં બોલશે એમ જણાવ્યું હતું. તે પછી શ્રી. ભાગવતે પ્રૌઢ શિક્ષણની અગત્ય અને મહત્તા તેમજ પ્રૌઢ શિક્ષણ વિષેના કાર્યને લગતી જાણવાજોગ હકીકત મરાઠી ભાષામાં સમજાવી હતી. તેઓશ્રીના પ્રવચનને અંતે મેલ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ શ્રી. પંડયાએ, શ્રી. ભાગવતે તસ્દી લઈ આવી સુંદર આ ફિલ્મ બતાવવા માટે આભાર માનતાં જણાવ્યું હતું કે, તેઓએ પૂના મ્યુનિસિપાલિટીના પ્રમુખ રહ્યે રહ્યે પ્રૌઢ શિક્ષણ અંગે પ્રયોગો કર્યા હતા. એમના એ કામથી આકર્ષાઈ કોંગ્રેસ સરકારે એમને આ કામ સોપ્યુ હતું. અને તેઓ ખૂબ રસપૂર્વક આ કામ કરી રહ્યા છે. છેલ્લે શ્રી. ભાગવતનો આભાર મનાયા બાદ ફિલ્મ શરૂ થઈ હતી.

આ ફિલ્મમાં ગામડાના ખેડૂતોને લખતાં વાંચતા શીખવા માટે શી રીતે આકર્ષવા તેની સરળ સુંદર રીત બતાવી છે. આપણા ખેડૂતોમા ધાર્મિક ભાવના હોય છે અને મહારાષ્ટ્રમાં ગણપતિદેવ પ્રત્યે જનતાનો અત્યંત પૂજ્યભાવ હોય છે. એટલે તેમની ગ્રાહકશક્તિને માટે ગણપતિના ગ થી શરૂ કરી ગ વ ત શી રીતે લખવો તે બતાવવામાં આવ્યું હતું. 'ગવત' એટલે મરાઠી ભાષામાં ઘાસ એવો અર્થ થાય છે. અને ખેડૂતોનો ને ઘાસનો અત્યંત નિકટનો પરિચય હોય છે. એ રીતે અભણ ખેડૂતો લખતાં વાંચતાં શીખવા માટે શી રીતે આકર્ષાયા તેનું સુંદર દિશાસૂચન આ ફિલ્મદ્વારા કરાવવામાં આવ્યું છે.

આશા રાખીએ આ ફિલ્મ જોઈ ગયેલાં ભાઇબહેનો જેઓ અક્ષરજ્ઞાનહીન હોવાથી અંધ ગણાય છે તેમને સજ્ઞાન બનાવી સાચી આંખો આપવાના વધુ પ્રયત્નો કરવા પ્રેરાશે.

ફિલ્મ પૂરી થયા બાદ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબે, સાગર ટૉકીઝના મેનેજર શ્રી. જીવણલાલ મશર તેમ જ થિયેટર માલિક શ્રી. અંબાલાલ વિ. ઠક્કરનો ફિલ્મ ચલાવવાની સગવડ કરી આપવા માટે આભાર માન્યો હતો. છેલ્લે સૌ વીખરાયા હતા.

—✻—




## વડોદરા રાજ્ય

**એક નવો અખતરો :** તરકતલાવ ( તા. અમરેલી )ના પુસ્તકાલય તરફથી ત્યાં, શિક્ષકે અમર વિદ્યાર્થીએ પુસ્તકોની એક પેટીમાં પુસ્તકો ભરી ગામમાં વંચાવવા જુદે જુદે ઠેકાણે માગણી મુજબ આપવાની યોજના કરી છે. ગયા ઉનાળામાં આ અખતરો અજમાવવામાં આવ્યો હતો. અન્ય પુસ્તકાલયોએ પણ અજમાવવા જેવો છે.

**મહાલ તરફે શિષ્ટ વાંચનપરીક્ષા**—(૧) ભાદરણ મહાલ તરફથી શિષ્ટ વાચન પરીક્ષા માટે "મોતીભાઇ અમીન" પુસ્તકની પસંદગી કરવામાં આવી છે. એ પરીક્ષા તા. ૬–૧૦–'૪૦ ના રોજ લેવાશે.

**વેજપુર સા. પુ. ની સભા** સા. પુ. વેજપુરની વાર્ષિક સભા ગઇ તા. ૫–૮–૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) હિસાબને લગતો, (૨) નવા વર્ષનું અંદાજપત્ર બનાવવાનો, (૩) શ્રી. છીતાભાઇ હીરાભાઇએ રૂા. ૧૦૦) આપ્યા તે બાબતનો, (૪) નોકર રોકવા બાબત, (૫) લાકડી સામાનની ખરીદીનો, (૬) 'સંદેશ' પેપર સ્થાનિક ખરીદવાનો, (૭) શ્રીમંત મહારાજા સા. તથા સ્વ. શ્રી. અમીન સા. નો ફોટો ખરીદવાનો, (૮) કાયમ ફંડ ઉપાડી તેનું ૬ ટકા વ્યાજ ઉપજાવવાને લગતા ઠરાવો થયા હતા.

(૨). વિજાપુર મહાલ તરફે શિષ્ટવાચન પરીક્ષા તા. ૮–૧૨–૪૦ ના રોજ રખાઈ છે. છે એ માટે ગુ. વ. સોસાઇટિ તરફથી પ્રકટ થયેલ "રમાબાઇ રાનડે"નું પુસ્તક પસંદ કરાયું છે. વિજાપુર તાલુકાના કોઇ પણ ગામના વર્ગ ૬ થી ૮ સુધીના ગુજરાતી તથા અંગ્રેજી શાળાનાં વિદ્યાર્થીઓ અને બાળશિક્ષકો આ પરીક્ષા આપી શકશે.

## પુસ્તકાલયોને મળેલી મદદ+

**સા. પુ. વેજપુર** ( તા. સાવલી )ને—૧૦૦) પા. છીતાભાઇ હીરાભાઇ, ૫) પા. મોતીભાઇ શિવાભાઇ, ૫) પા. અંબાલાલ જેશિંગ, ૩) સોમાભાઈ શંકરભાઈ, ૩) ભાઇલાલ હીરાભાઇ, ૩) છોટાભાઇ રણછોડભાઇ, ૩) અંબાલાલ જેશંગભાઇ, ૨) વિઠ્ઠલભાઇ છીતાભાઇ, ૩) પરશુલાલ મૂળાભાઇ, ૨) દલસુખરામ નાગેશ્વર.

**સા. પુ. લોદરા** ( તા. વિજાપુર )ને—૨) વિઠ્ઠલભાઇ પુરુષોત્તમ વાળંદ-ગોરીતા,

+ આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

૨) મગનભાઇ બેચરદાસ સુથાર–ભીલોદરા, ૨) ઇશ્વરલાલ સેવકરામ તપોધન–રણાસણ, ૨) મોહનલાલ પુંજીરામ તપોધન–ગવાડા, ૨) મનસુખરામ નથુરામ સુથાર–અમદાવાદ, ૩) પોપટલાલ દેવચંદ, શાહ–ગેરીતા, ૨) શકરાભાઇ ભાવસંગ પટેલ–કડાલ, ૨) મોહનલાલ ડુંગરદાસ–કડા, ૨) મંગળદાસ નરોત્તમદાસ, પટેલ–રામપુરા, ૩) મૂળચંદદાસ જેસંગદાસ પટેલ-માણુસા, ૨) શંકરદાસ પ્રભુદાસ પટેલ–જગુદણ, ૩) જોઇતનદાસ કાળિદાસ પટેલ–માણુસા,૧૪) કચરાભાઇ વીરચંદ શાહ-આંજોલ, ૩) જોઇતારામ બાજીદાસ પટેલ–ગવાડા, ૧૫) મોહનલાલ ગિરધરલાલ શાહ–માણુસા, ૨) મૂળજીભાઇ કિશોરદાસ, પટેલ–પાટડી, ૭) માધવજી જેઠીદાસ પટેલ–જમળા, ૨) ગોપાળભાઇ રામદાસ પટેલ–ખેરવા, ૨) જોરદાસ મોતીદાસ પટેલ–કુકરવાડા.

### ૧૦ ૨૧૦ પું૦ મંડળ

**૧૮ મી પરીક્ષાનું પરિણામ**—શિષ્ટવાચનની ૧૮ મી પરીક્ષાનું પરિણામ ચાલુ માસના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તે લાગતા વળગતાઓને જોઈ લેવાની ભલામણ.

**પ્રાંતિક સભાઓ**—નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૮–૬–૪૦ ના દિવસે મળી ગઇ, અને મહેસાંણા, અમરેલી તથા વડોદરા પ્રાંત મંડળોની સભા ચાલુ માસની અનુક્રમે તા: ૧૫, ૨૨ તથા ૨૯ મીએ ભરાવાની છે.

બધાયના અહેવાલો ઑક્ટોબર અંકમાં પ્રસિદ્ધ થશે.

---

## વડોદરા મહાલ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

### પસાર થયેલા ઠરાવો

વડોદરા મહાલ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૫–૯–૪૦ ના રોજ બે વાગે વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીમાં મળી હતી. જેમાં જૂથ મંડળના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ અધિકારી શ્રી. ઉમેદભાઇ પટેલ, રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી, રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઈ પટેલ " પુસ્તકાલય "ના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ, શ્રી. એકનાથભાઇ પટેલ વગેરે પણ હાજર હતા; જેમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

(૧) વ્યવસ્થાપક મંડળની ચૂંટણીનો, (૨) આગામી વર્ષના ખર્ચના રૂ. ૫૫ ની બજેટમંજૂરીનો, (૩) દરેરથ અને વરણામા ગામે મહાલ પરિષદ ભરવાનાં આવેલાં આમંત્રણ સ્વીકારી એ પૈકી એક ગામે ભરવા માટે પ્રમુખ અને મંત્રીઓને સત્તા આપતો, (૪) પ્રાંતમંડળના પ્રતિનિધિઓ તરીકે શ્રી. ચિમનભાઇ હ. અમીન તથા શ્રી. છોટુભાઇ પટેલની નિમણુંકનો, (૫) વિદ્યાર્થીઓના શિષ્ટવાચન માટે " સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન " એ પુસ્તકની પરીક્ષા લેવા અને એ માટેની તમામ વ્યવસ્થા વરણામા એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રી. રતિલાલ ઘોડાને સોંપવાનો, (૬) જૂથ મંડળોએ નું ભરાઇ હોય ત્યાં સભા મેળવવા, તમામ પુસ્તકાલયોની તપાસણી કરવા, ન આવ્યાં હોય તેમનાં બજેટ કરાવવા અને સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફંડમાં જ્યાં જ્યાં રકમ ન ભરાઇ હોય ત્યાં ત્યાંથી મેળવવા બાબતના ઠરાવો થયા હતા.

# શિષ્ટ વાચનની ૧૮ મી પરીક્ષા

## 'હિમાલયનો પ્રવાસ'નું પરિણામસહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે, તા. ૨૧-૭-૪૦ ના રોજ જે તે સ્થળે લેવાઈ ગઈ. એને માટે ગુજરાત-કાઠિયાવાડનાં સુમારે ૪૨ ગામોનાં ૧૨૦ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૩૯ ગામનાં ૮૨ ભાઈબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૮૨ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાય છે. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોનું ધંધાવારી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

૪૨ શિક્ષક, ૨૨ વિદ્યાર્થી, ૧ કારીગર, ૩ ગ્રંથપાલ, ૩ ઇતર નોકરી, ૧૧ ઘરકામ; પૈકી ૧૫ બહેનો છે. મેલ ટ્રેનિંગ કૉલેજમાં ભણનારા સ્કૉલરોની ગણતરી વિદ્યાર્થીવર્ગમાં કરવામાં આવી છે.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ૧૦ મા સવાલના ૧૬ ગુણ અને બાકીના દરેકના ૧૨ ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં ૭૪ ઉમેદવારો ઉત્તીર્ણ થયાં છે. એટલે પરીક્ષાનું પરિણામ, આ વખતે, લગભગ ૯૦ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારાંમાં ૪૨ શિક્ષકો, ૧૭ વિદ્યાર્થીઓ, ૧૦ ઘરકામ કરનારાં, ૩ ગ્રંથપાલ તથા ૨ ઇતર નોકરીવાળાં છે, જે પૈકી ૧૪ બહેનો છે. નં. ૬૫ થી નં. ૭૪ નાં ઉમેદવારો અનુગ્રહ-ગુણથી ઉત્તીર્ણ થાય છે. અનુગ્રહ ગુણ વત્તાના ચિહ્નથી દર્શાવવામાં આવ્યા છે. સદર પરીક્ષા માટે પ્રસિદ્ધ થયેલી જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામપત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત *ચિહ્નવાળા અધ્યાપન પાઠશાળાનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચમા ધોરણ સુધીના વિદ્યાર્થી અને ઇતર નોકરીવાળાં ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનારા ૧૦ જણ ૦-૮-૦ ના ઇનામને પાત્ર ઠરે છે. ઉત્તીર્ણ થતી ૧૦ બહેનોને પણ ઉત્તેજનનું એકેક રૂપિયાનું ઇનામ મળે છે. દરેકને મળવાના ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલે રૂ. ૪૫ નાં ૪૦ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે. અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડની ખાતર ઇનામની રકમ રોકડમાં આપવાની નીતિ મંડળે સ્વીકારી છે, તે મુજબ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે, તેઓ પુસ્તક અલબત્ત મંગાવી શકશે. તેથી, ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાં ભાઈબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઈએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઈની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલરસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મની-ઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થાનના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વ કોઈનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

પરિણામ નીચે પ્રમાણે છેઃ—

## પરિણામ

| નંબર | નામ | ગામ | ધંધો અભ્યાસ | ગુણ | શેરો ઇનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ચંદુલાલ લક્ષ્મણભાઇ બારોટ | કરચીઆ | શિક્ષક ઉ. | ૭૨ | ૫) |
| ૨ | દાનભાઇ પુંજાભાઇ જેમલીઆ | બાબાપુર | ,, | ૭૧ | ૪) |
| ૩ | તુળસીભાઇ હાથીભાઇ પટેલ | કાસર | શિક્ષક મે. સિ. | ૭૦ | ૩) |
| ૪ | પુરૂષોત્તમ કાશીભાઇ પટેલ | ઉરદ | ,, | ૬૯ | ૨) |
| ૫ | હીરાલાલ નરસિંહરામ વ્યાસ | પાટોદ | ,, | ૬૮ | ૧) |
| ૬ | મણિભાઈ શંકરભાઇ પટેલ | મહાપુર | શિક્ષક ઉ. | ૬૭ | ૧) |
| ૭ | ભાઇલાલભાઇ બાવાજી પટેલ | વિશ્નોલી | શિ. મે. સિ. | ૬૭ | ૧) |
| ૮ | વાલુભાઇ દાનભાઇ જેમલીઆ | શાહપુર | શિ. ઉ. | ૬૨ | ૧) |
| ૯ | તારાબેન હીરાલાલ રાવળ | અમરેલી | શિ. ઉ. | ૬૧ | ૧) |
| ૧૦ | આશાભાઇ ગોરધનભાઇ પટેલ | સિહોર | શિ. મે. સિ. | ૬૧ | ૧) |
| ૧૧ | દિલીપકુમાર માધવલાલ પંચોલી | નાનીકડી | ,, | ૬૧ | ૧) |
| ૧૨ | ચુનીલાલ દામોદર ભટ્ટ | વાવોલ | ,, | ૬૦ | ૧) |
| ૧૩ | ખીમજીભાઇ ટીડાભાઈ ઠાકર | સિદ્ધપુર | શિ. ઉ. | ૬૦ | ૧) |
| ૧૪ | ઈશ્વરલાલ મૂળશંકર ઠાકર | ભાડ | ,, | ૬૦ | ૧) |
| ૧૫ | ચતુરભાઇ નારણભાઇ પટેલ | વણછરા | શિ. મે. સિ. | ૫૯ | ૧) |
| ૧૬ | કંચનબેન પોપટલાલ ભટ્ટ | અમરેલી | શિ. ઉ. | ૫૯ | ૧) |
| ૧૭ | સોમાભાઇ દલસુખભાઇ શાહ | કનીપુર | ,, | ૫૯ | ૧) |
| ૧૮ | ઈશ્વરલાલ હીરાભાઇ પટેલ | પાટોદ | ગુ. ૬ નોકરી | ૫૮ | ૧) |
| ૧૯ | સંતોકબેન જગજીવન | બાબાપુર | શિ. મધ્યમ | ૫૮ | ૧) |
| ૨૦ | હરગોવિંદદાસ મોરારજી પંડ્યા | ચાડીઆ | શિ. મે. સિ. | ૫૮ | ૧) |
| *૨૧ | ગિરજાશંકર ડાહ્યાભાઇ પંડ્યા | તરવડા | શિ. ગુ. ૬ | ૫૭ | ॥ ઉ. |
| ૨૨ | જટાશંકર હરિશંકર જોશી | દેવરાજીઆ | શિ. મે. સિ. | ૫૭ | |
| *૨૩ | કેશવભાઇ લવજી લાઠીઆ | ખડુંબા | શિ. ગુ. ૬ | ૫૬ | ॥ ઉ. |
| *૨૪ | કુબેરદાસ સવરામ વૈષ્ણવ | ગુતાલ | વિ. અં. ૩ | ૫૬ | ॥ ઉ. |
| ૨૫ | વિઠ્ઠલભાઇ સોમાભાઇ પટેલ | ડાલી | શિ. મે. સિ. | ૫૬ | |
| ૨૬ | ડાહ્યાભાઈ અંબાલાલ અગ્નિભટ્ટ | તારાપુર | ,, | ૫૪ | |
| ૨૭ | નાજુ ગુસ્તાસ્પ કોટવાલ | નવસારી | ઘરકામ | ૫૩ | ૧) ઉ. |
| ૨૮ | સોમાભાઇ રણછોડભાઇ પટેલ | અંજેસર | શિ. મે. સિ. | ૫૩ | |
| ૨૯ | કરુણાશંકર રામેશ્વર ત્રિવેદી | કેરીઆનાગસ | ,, | ૫૦ | |
| ૩૦ | જયકૃષ્ણ રામજીભાઈ પંડ્યા | તરવડા | શિ. પ્રથમ પૂર્ણ | ૫૦ | |
| ૩૧ | નારાયણલાલ પુ. સુખડીઆ | મહેમદાવાદ | નોકરી મેટ્રિક | ૪૯ | |
| ૩૨ | ગુલ ગુસ્તાસ્પ કરકરીઆ | નવસારી | ઘરકામ | ૪૯ | ૧) ઉ. |
| ૩૩ | નાનુ નોશીરવાન મીનોચહેર હોમજી | નવસારી | ,, | ૪૯ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૪ વિધાભા ગગાભા માણેક | ખર્તુંબા | ટ્રે. શિક્ષક | ૪૭ | |
| ૩૫ લાભશંકર નાનજી જોશી | કેરીઆનાગસ | શિ. મધ્યમ | ૪૭ | |
| ૩૬ શંકરલાલ લલ્લુરામ શેખ | ઝાબ | મુ. શિક્ષક | ૪૭ | |
| ૩૭ બાબુભાઇ ભવાનભાઈ જાદવ | વડોદરા | વિ. પુ. અ. પા. | ૪૬ | |
| **૩૮ કાન્તાબેન જયકૃષ્ણ પંડયા** | તરવડા | ઘરકામ | ૪૬ | ૧) ઉ. |
| ૩૯ આત્મારામ મોહનલાલ પટેલ | રૂપાલ | શિ. મેટ્રિક | ૪૫ | |
| ૪૦ ડાહ્યાભાઈ પુરૂષોત્તમ પાઠક | રવાલ | શિ. પૂર્વપદ | ૪૪ | |
| ૪૧ દયાશંકર નાગજી દવે | શાહપુર | ,, | ૪૩ | |
| ૪૨ મોહનલાલ પ્રાગજી પટેલ | રતનપુર | શિ. ગુ. ૬ | ૪૨ | |
| **૪૩ નાજુ અ. કરકરીઆ** | નવસારી | ઘરકામ | ૪૧ | ૧) ઉ. |
| ૪૪ કેશવલાલ સાંકળચંદ વાળંદ | કાણીએલ | શિ. ગુ. ૬ | ૪૧ | |
| *૪૫ છોટાભાઇ ખુશાલભાઈ પટેલ | રણોલી | વિ. ગુ. ૫ | ૪૦ | ાા ઉ. |
| **૪૬ સવિતાબેન લક્ષ્મીશંકર ઓઝા** | ખાંભા | ઘરકામ ગુ. ૪ | ૪૦ | ૧) ઉ. |
| ૪૭ ડાહ્યાભાઇ દામજી | તરવડા | શિ. પ્રથમપદ | ૪૦ | |
| *૪૮ મગનલાલ ડાહ્યાલાલ | તરવડા | વિ. અં. ૨ | ૩૮ | ાા ઉ. |
| *૪૯ છોટુભાઇ રામજીભાઇ સોલંકી | ગુતાલ | વિ. અં. ૪ | ૩૮ | ાા ઉ. |
| **૫૦ ધન અરદેશર મહેતા** | નવસારી | ઘરકામ | ૩૮ | ૧) ઉ. |
| ૫૧ છગનલાલ નાનાભાઇ પટેલ | વડોદરા | વિ. પુ. અ. પા. | ૩૭ | |
| ૫૨ ભગવાનભાઇ નાથાભાઇ પટેલ | વાલમ | શિ. ગુ. ૬ | ૩૭ | |
| *૫૩ અંબાલાલ રણછોડભાઇ | કાસોર | વિ. અં. ૫ | ૩૬ | ાા ઉ. |
| **૫૪ ઈચ્છાબેન ત્રિભુવન પંડયા** | ખાંભા | શિ. પૂર્વપદ | ૩૬ | ૧) ઉ. |
| ૫૫ દયાશંકર જેઠારામ | કેરિયાનાગસ | શિ. પ્રથમપદ | ૩૫ | |
| ૫૬ ઓધવજી વલ્લભદાસ સંપટ | | વિ. અં. ૭ | ૩૫ | |
| **૫૭ ચંપાબેન ડાહ્યાલાલભાઇ** | તરવડા | ઘરકામ | ૩૫ | ૧) ઉ. |
| *૫૮ જીવાભાઇ કશનાભાઇ આર્ય | ગુતાલ | વિ. અં. ૨ | ૩૪ | ાા ઉ. |
| **૫૯ લાભુબેન ગૌરીશંકર** | સિદ્ધપુર | ગ્રંથપાલિકાગુ.૫ | ૩૪ | ૧) ઉ. |
| *૬૦ પા. શાન્તિભાઇ આશાભાઇ | વસો | વિ. અં. ૪ | ૩૪ | ાા ઉ. |
| *૬૧ બાબુભાઇ મંગળભાઇ પટેલ | રણોલી | વિ. અં. ૫ | ૩૪ | ાા ઉ. |
| **૬૨ મણિબેન કાળીદાસ શાહ** | કનીપુર | ઘરકામ ગુ. ૪ | ૩૪ | ૧) ઉ. |
| ૬૩ જયશંકર રેવાશંકર વ્યાસ | અંજેસર | શિ. મધ્યમ | ૩૩ | |
| ૬૪ જેઠાલાલ રણછોડલાલ પંડયા | અંજેસર | શિ. પૂર્વપદ | ૩૩ | |
| **૬૫ લીલાવતી ઉમિયાશંકર ભટ્ટ** | દેવરાજીઆ | ઘરકામ | ૩૧+૨ | |
| ૬૬ અમથાલાલ કુબેરામ ત્રિવેદી | ઉમતા | ગ્રંથપાલ ગુ. ૭ | ૩૦+૩ | |
| ૬૭ આપાભાઇ કાશીભાઇ પટેલ | વસો | વિ. અં. ૬ | ૩૦+૩ | |
| ૬૮ દિવાન જુમ્માંશા અનારશા | વડોદરા | વિ. પુ. અ. પા. | ૨૯+૪ | |
| ૬૯ મકવાણા મોરારભાઇ લખાભાઇ | ,, | ,, | ૨૯+૪ | |

| | | | |
|---|---|---|---|
| ૭૦ રમણિકલાલ અંબાલાલ દવે | વાલમ | ગ્રંથપાલ અં. ૩ | ૨૯+૪ |
| ૭૧ સાબુમીયાં મોટામીયાં ચૌહાણ | વડાવલી | શિ. મધ્યમ | ૨૯+૪ |
| ૭૨ નરસિંહભાઇ વહાલજી પરમાર | ગુતાલ | વિ. ગુ. ૭ | ૨૯+૪ |
| ૭૩ રમણભાઇ ડાહ્યાભાઇ ઠક્કર | વસો | વિ. અં. ૫ | ૨૮+૫ |
| ૭૪ હર્ષદલાલ લાભશંકર પંડયા | અંજેસર | વિ. ગુ. ૬ | ૨૮+૫ |
| ૭૫ રામશંકર જોઇતારામ ત્રિવેદી | વડોદરા | વિ. પુ. . . પા. | ૨૨ |
| ૭૬ મગનભાઇ દેસાઇભાઇ પટેલ | રણોલી | વિ. અં. ૬ | ૨૧ |
| ૭૭ સૈયદ એહમદઅલી સૈયદઅલી | વડોદરા | વિ પુ અં. પા. | ૧૮ |
| ૭૮ **લીલાવતીબેન શિવલાલ** | વાલમ | ઘરકામ | ૧૮ |
| ૭૯ પા. મૂળચંદભાઇ હીરાભાઈ | વાલમ | દરજીકામ ગુ. ૬ | ૧૭ |
| ૮૦ નરોત્તમદાસ હાલાભાઇ ઘાંચી | વડોદરા | વિ. પુ. આ. પા. | ૧૫ |
| ૮૧ રમણિકલાલ કેશવલાલ | વાલમ | કામાઠી ગુ. ૬ | ૮ |
| ૮૨ કરશનલાલ શંકરભાઇ પટેલ | વડોદરા | વિ. પુ. અ. પા. | ૮ |

દુનિયાની અજાયબીરૂપ નગાધિરાજ હિમાલયના પ્રવાસનો આનંદ ને અનુભવ ઘેર બેઠાં મેળવવા ખાતર જેમણે એ પુસ્તક, આ પરીક્ષા નિમિત્ત, ન વાંચ્યું હોય તેમને પણ એક વાર તો અવશ્ય નજર તળે કાઢી જવાની ભલામણ કરીએ છીએ.

૧૯ મી પરીક્ષા ૧૯૪૧ ના જાન્યુઆરી માસમાં ' ભારતસેવક ગોખલે ' એ પુસ્તકની લેવાશે. એ સંબંધી જાહેરાત માટે ઑકટોબર અંકમાં જરૂર જોશો.

વડોદરા,
તા. ૯–૯–૪૦

**ના. ન. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મં.

---

## એમાં વાંક કોનો?

એક તરફથી સાહિત્ય પ્રવૃત્તિ શરૂ કરી જનતાની રસવૃત્તિ કેળવવાની મોટી મોટી વાત કરવી અને બીજી બાજુએથી એમને એવા અનુભવોના આંચકા આપવા કે એ સાહિત્ય તરફ સન્માનની નજરે જોઇ પણ ન શકે ! તો તેમાં વાંક કોનો ?

ખરૂં જોતાં તો જનતા જ્યારે આવા સાહિત્ય પ્રત્યે અભિમુખ થતી જતી હોય તેવા કાળમાં તેની રુચિને અને વિશ્વાસને છતી લઇ, તેને આગળ લઇ જવી તે, સાહિત્યકાર અને પ્રકાશકોનું ઇષ્ટ કર્તવ્ય હોવું જોઇએ. તેના બદલે વેપારી વૃત્તિને લઇ, કે ગમે તે કારણે પ્રજાની અભિરુચિને કુંઠિત કરવામાં આવે તો ? એનું પરિણામ શું આવે ? સાહિત્ય તરફ અભાવ અને પ્રકાશકો તરફ અવિશ્વાસ કે બીજું કંઈ ? એટલે મને લાગે છે કે, જે દોષનો ટોપલો પ્રજાને માથે ઓઢાડવામાં આવે છે, તે દોષ પ્રજાનો નહિ પણ, તેમને આવા અનુભવો કરાવી તેમની રસવૃત્તિને આઘાત પહોંચાડનારા પ્રકાશકો અને ગ્રંથમાળાના સંચાલકોનો જ છે.

( કલમ-કિતાબ—" જન્મભૂમિ " )

# વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૩૯

'પૂરવણી નં. ૩૯, એ ૧૯૪૦ના અંકમાં પ્રસિદ્ધ થઈ હતી પરંતુ તે વ્યવસ્થિત રીતે છપાયલી ન હોવાથી આ અંકમાં ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. એ ૧૯૪૦ માં આપેલી યાદી આથી રદ સમજવી. ના. ચં. દીવાનજી.

ઘ ૮૧૬૫/૨૯ વિદ્યાવિજયજી, મુનિશ્રી
જૈન તત્ત્વજ્ઞાન
૧૯૩૫; રૂ. ૦-૪-૦

ટ ૪૯૧૮૬/૬૫ પટેલ, ગોપાલદાસ જીવાભાઇ (સંપા)
શ્રીમદ્ ભાગવત
૧૯૩૯; રૂ. ૧-૮-૦

ટ ૧૬૦/૨૫ કપાશી, ભીખાલાલ ભા.
ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ
૧૯૪૦; રૂ. ૦-૧૨-૦

ટ ૬૯૧૭૭/૭૧ મહેતા, બબલભાઇ પ્રાણજીવનદાસ
મારૂં ગામડું
૧૯૪૦; રૂ. ૦-૯-૦

ઢર ૧૨૩૭૫/૨૮ આઝાદ હિંદ કાર્યાલય, અમદાવાદ
જામનગરની ભીતરમાં
૧૯૪૦; રૂ. ૧-૪-૦

ઢર ૯૧૬/૨૬ શુક્લ, ચંદ્રશંકર પ્રાણશંકર (અનુ.)
ચીનનો અવાજ
૧૯૩૮; રૂ. ૦-૮-૦

ઢ ૫૦૯૩/૬૦ પટેલ, સોમાભાઇ કિશાભાઇ
બાલવાચનમાળા પુ ૧-૬
૧૯૪૦; રૂ. ૦-૧૦-૬

ણ ૨૯૬૪/૧૨ જોષી, છગનલાલ નથુભાઇ
આપણો આર્થિક પ્રશ્ન
૧૯૩૮; રૂ. ૧-૦-૦

ણ ૩૦૪૫/૩૦ જ્યોતમંડળ, સુરત (પ્રકા)
જ્યોતમંડળની ૧૯ પત્રિકાઓ
૧૯૩૮-૪૦; રૂ. ૧-૧૨-૦

તર ૨૯૪૩/૨૨ જોષી, ઇશ્વરલાલ ક.
ખેડુત પાઠમાળા ૧લી ચોપડી
૧૯૩૧; રૂ. ૦-૨-૬

થ ૨૬૪૫૭/૯૪ ચિશ્તી, સત્તારશાહ
સત્તાર ભજનામૃત ઉર્ફે મુક્તિ પ્રબોધ ભજનાવલિ
૧૯૪૦; રૂ. ૦-૫-૦

થ ૫૫૨૮૯/૧૧ પાઠક, રવિશંકર નરોત્તમદાસ
અંતરના દિવડે
૧૯૪૦; રૂ. ૦-૬-૦

મ ૩૦૬૨/૧૨ ઝવેરી, મનસુખલાલ મ.
આરાધના
૧૯૪૦; રૂ ૨-૦-૦

મ ૪૯૨૩/૧૨ પટેલ, ગોવિંદ હ.
આપદ્ધર્મ
૧૯૪૦; રૂ. ૦-૧૦-૦

મ ૬૧૩૯૬/૧૩ બેટાઇ, સુંદરજી ગો.
ઇન્દ્રધનુ
૧૯૪૦; રૂ. ૨-૦-૦

મ ૭૦૩૮/૬૬ મહેતા, વસુમતી
મંજીરા (સચિત્ર)
૧૯૪૦; રૂ. ૦-૩-૬

મ ૩૬૮૬/૬૬ દલાલ, રમણીકલાલ જયચંદભાઇ
રાજાની રાણી
૧૯૩૮; રૂ. ૦-૮-૦

મ ૪૬૧/૮૧ ધ્રુવ, કેશવલાલ હર્ષદરાય
વિંધ્યવનની કન્યકા અથવા પ્રિયદર્શના
૧૯૩૯; રૂ. ૨-૦-૦

य $\frac{૨૯૯૮}{૪૮}$ જોષી, માણેકલાલ ગોવિંદજી
નિર્મળા
૧૯૩૯; રૂ. ૧-૪-૦

य $\frac{૪૫૩૭૩}{૫૪}$ ધામી, મોહનલાલ
પરિચારિકા
૧૯૩૬; રૂ. ૧-૪-૦

य $\frac{૬૧૨૮}{૭૫}$ બુદ્ધ, ધૈર્યચન્દ્ર ર.
યુગચિત્ર
૧૯૪૦; રૂ ૧-૦-૦

य $\frac{૬૨૭૩૫}{૫૭}$ ભટ્ટ, કૃષ્ણપ્રસાદ લલ્લુભાઇ
પ્રણયયજ્ઞ
૧૯૪૦; રૂ. ૧-૮-૦

य $\frac{૮૨૪}{૧૫}$ વીમાવાળા નટવરલાલ મૂ. (સંપા.)
કથાકલગી
૧૯૩૯; રૂ. ૨-૮-૦

य $\frac{૯૦૮}{૬૦}$ શાહ, રમણલાલ નાનાલાલ
બિલોરી પહાડ
(अं) ૧૯૩૭; રૂ. ૦-૩-૦

य $\frac{૯૦૮}{૭૬}$ શાહ, રમણલાલ નાનાલાલ
રામજીનો ખજાનો અને
(अं) બીજી વાતો
૧૯૪૦; રૂ. ૦-૮-૦

य $\frac{૯૦૮}{૯૨.૧}$ શાહ, રમણલાલ નાનાલાલ
શેક્સપીઅરનાં કથાનકો
(अं) ભા. ૧ લો
૧૯૩૭; રૂ. ૧-૦-૦

य $\frac{૯૦૮}{૯૨.૨}$ શાહ, રમણલાલ નાનાલાલ
શેક્સપીઅરનાં કથાનકો
(अं) ભા. ૨ જો
૧૯૩૮; રૂ. ૧-૦-૦

य $\frac{૯૦૮}{૯૯}$ શાહ, રમણલાલ નાનાલાલ
હસતાં બાળ (સચિત્ર)
(अं) ૧૯૪૦; રૂ. ૦-૫-૦

य૩ $\frac{૯૧૩૩}{૫૯}$ સુબંધુ આત્માનંદ
બાઇબલ કથાઓ
૧૯૩૧; રૂ. ૦-૮-૦

य૩ $\frac{૯૮૧૨૫}{૯૬}$ સ્વામી, ગણેશાનંદ
સુબોધ કથાસાગર
૧૯૩૪; રૂ. ૧-૮-૦

र $\frac{૧૬૧૬}{૧૬}$ કમલિની, બ્હેન
કમળ

र $\frac{૩૬૬૫}{૨૭}$ ત્રિવેદી, નવલરામ જગન્નાથ (સંપા.)
જયંતી વ્યાખ્યાનો
૧૯૪૦; રૂ. ૨-૪-૦

र $\frac{૫૮૭૩}{૭૦}$ ફાર્બસ ગુજરાતી સભા
મહોત્સવ ગ્રંથ
૧૯૪૦; રૂ. ૩-૦-૦

र $\frac{૯૪૦૩}{૮૧}$ સંઘવી, બળવન્ત ગો. (અગ્નિકુમાર)
વિચારવીચિ
૧૯૪૦; રૂ. ૦-૮-૦

ऋ $\frac{૯૧૦૧}{૫૮}$ શાહ, શંકર અને બધેકા, નરેન્દ્ર
પ્રવાસવાર્તા
(अं) (૧૯૩૬); રૂ. ૦-૫-૦

क्ष $\frac{૯૮૩૬}{૨૭}$ હમદાની, એચ. એમ.
જગતની મહાન જ્યોતિઓ
૧૯૪૦; રૂ. ૦-૫-૦

ज्ञ $\frac{૧૧૨૪}{૪૨૫૨૫}$ દેસાઇ, જગન્નાથ (સંપા.)
મૌલાના આઝાદ
૧૯૪૦; રૂ. ૦-૪-૦

ज्ञ $\frac{૨૦૦}{૧૫}$ કાલેલકર, દત્તાત્રય બાલકૃષ્ણ
ઓતરાતી દીવાલો
૧૯૪૦; રૂ. ૦-૬-૦

ज्ञ $\frac{૨૪૮૮}{૩૭૯૬}$ દવે, જુગતરામ ચી.
ભારતસેવક ગોખલે
૧૯૪૦; રૂ. ૦-૯-૦

ज्ञ $\frac{૯૫૫૬}{૫૩૫૮૪}$ પંડયા, ભાલચંદ્ર ન.
માડી તારે ખોળે (સાવરકર)
૧૯૩૬; રૂ. ૦-૩-૦

आ ૨૯૭૩/૧૦.૨ જોષી, જીવરામ
બાલસાહિત્ય-સર્વસંગ્રહ
ભાગ ૨ જો
૧૯૩૬; રૂ. ૦-૧૦-૦

ऋ ૫૭૨/૯૭.૩ પુસ્તકાલય સ. સ. મં. લિ. (પ્રકા.)
મધ્યવર્તી પુસ્તકાલય ખાતા-
ના વટહુકમો, સૂચનાઓ,
જાહેરાતો વગેરેનું એકી-
કરણ ભા. ૩ જો
૧૯૩૬; રૂ. ૨-૦-૦

क८ ૫૬૭/૭૦ પુરાણી, અંબાલાલ બા. (અનુ.)
(શ્રી) માતાજી સાથે વાર્તાલાપ
૧૯૪૦; રૂ. ૨-૦-૦

क८ ૫૬૭/૭૫ પુરાણી, અંબાલાલ બાલકૃષ્ણ
યોગસાધનાના પાયા ભા. ૨
૧૯૪૦; રૂ. ૦-૮-૦

क८ ૫૬૭/૯૪ પુરાણી, અંબાલાલ બા. (અનુ.)
સંયમ અને ભક્તિમાર્ગ
૧૯૩૮; રૂ. ૧-૮-૦

घ४ ૪૪૭/૨૮ સુશીલ (પરીખ, ભી. હ.) ભા. ક.
જિનવાણી
૧૯૩૪; રૂ. ૧-૦-૦

ङ ૨૧૧૩/૪૫ કોઠારી, કનૈયાલાલ ગિ. (અનુ.)
ધર્મનું આદિ મૂળ વેદ
૧૯૩૪; રૂ. ૧-૦-૦

घ३ ૮૯૬૪/૬૫ શાહ, તલકચંદ શીરચંદ
ભવિષ્ય ભાવ ફળ
૧૯૩૪; રૂ. ૫-૦-૦

घ७ ૬૪:૪૩/૨૧ ભટ્ટ, હરિહર
ખગોળ ગણિત ભા. ૧લો
સૂર્યગણિત'
૧૯૩૪; રૂ. ૦-૮-૦

च७ ૯૭૫/૭૫ સોની, રમણલાલ પી.
ચાંદા સૂરજ
૧૯૩૪, રૂ. ૦-૪-૦

छ२ ૧૫૬૪૭/૮૧ ભાવસાર, નવલકાન્ત
વિજ્ઞાનની વાતો
(અં) ૧૯૩૫; રૂ. ૦-૨-૦

ज५ ૫૫૩૬૫/૧૧ પાઠક, હરિલાલ ગોરધન
અનુભૂતસિદ્ધ પ્રયોગસંગ્રહ
અને લોહપ્રયોગ સંગ્રહ
૧૯૪૦; રૂ. ૧-૦-૦

ज८ ૯૦૨૧/૩૯ શાહ, બાપાલાલ ગરબડદાસ
દિનચર્યા
૧૯૩૪; રૂ. ૧-૮-૦

ट४ ૪૪૮૮/૧૧ દ્વિવેદી, મણિલાલ જગજીવન
અમુલ્ય તક
૧૯૩૪; રૂ. ૦-૧૨-૦

ढ२ ૬૭૩૧/૯૯ ભટ્ટ, ભાનુપ્રસાદ મણિલાલ
જ્ઞાનગંગા
(અં) ૧૯૩૪; રૂ. ૦-૩-૦

ढ३ ૩૭૦૩/૩૩ ત્રિવેદી, હરભાઇ
ડાલ્ટન પ્લૅન
૧૯૩૫; રૂ. ૦-૨-૦

ढ४ ૩૭૦૩/૪૬ ત્રિવેદી, હરભાઈ
નવી દષ્ટિ
૧૯૩૪; રૂ. ૦-૧૦-૦

प७ ૭૦૪૨/૭૫ મહેતા, વિઠ્ઠલરાય મહિપતરાય
યૂરોપીય સંસ્કૃતિનાં શબ્દચિત્રો
૧૯૩૪;

ब ૬૬૫૧/૭૭ મજમુદાર, સૌ. ધનિષ્ઠાબ્હેન (સંપા.)
રાસ જ્યોતિ
૧૯૪૦; રૂ. ૦-૮-૦

મ $\frac{૫૫૩૮}{૩૫}$ પાઠકજી, શ્રી. જયમન ગૌરી
તેજ-છાયા
૧૯૪૦; રૂ. ૧-૪-૦

મ $\frac{૬૩૫૮૬}{૨૩}$ ભટ્ટ, બાલકૃષ્ણ છ.
ગીતરજની
૧૯૪૦; રૂ. ૦-૮-૦

મ $\frac{૫૩૬૫૬}{૨૫}$ પંડયા, મસ્તરામ
ઘરઘરણું અને મનોહર
૧૯૪૯; રૂ. ૦-૧૨-૦

ર $\frac{૫૯૬૩}{૫૪}$ બક્ષી, પ્રિયવદન ગિરધરલાલ
પહેલી ભેટ
(અં) ૧૯૩૪; રૂ. ૦-૫-૦

ય $\frac{૮૬૭૭}{૯૬}$ શર્મા, સીતારામ
સુભગા (ગૃ. ગ્ર. ૨૬)
૧૯૪૦; રૂ. ૨-૮-૦

ય૩ $\frac{૯૭૮}{૭૮}$ શાહ, રમણલાલ નાનાલાલ
લપલપીયાં
(અં) ૧૯૩૪; રૂ. ૦-૮-૦

ય૪ $\frac{૨૧૧૬}{૯૫}$ ખલીલ, અયુબખાન
સંહાર (નવ. ગ્ર. વ. ૭-૩)
૧૯૪૦; રૂ. ૧-૮-૦

ય૫ $\frac{૧૧૯૬}{૧૪}$ 'અવિનાશ'
એમાં શું ?
૧૯૪૦, રૂ. ૨-૦-૦

લ૫ $\frac{૮૨૦૫}{૬૬.૪}$ વિદ્યાળવિજયજી, મુનિશ્રી
સુભાષિત-પદ્ય રત્નાકર
ભા. ૪ થો
૧૯૪૦; રૂ. ૧-૪-૦

શ૩ $\frac{૮૧૪૬}{૧૨૦}$ વિજ્યેન્દ્રસૂરિજી, મુનિમહારાજ
અશોકના શિલાલેખો ઉપર
દૃષ્ટિપાત
૧૯૩૬; રૂ. ૦-૪-૦

ષ૮ $\frac{૬૩૦૧}{૧૫}$ ભટ્ટ, ચંદ્રભાઇ કા.
કકળતું કોંગો
૧૯૩૬; રૂ. ૦-૫-૦

ષ૯ $\frac{૩૮૨}{૧૧}$ દવે, મહાશંકર ઇંદ્રજી
અફઘાનિસ્તાન
૧૯૩૬; રૂ. ૦-૮-૦

સ૩ $\frac{૮૭૯૧}{૫૯.૨}$ શાહ, ત્રિભોવનદાસ લહેરચંદ
પ્રાચીન ભારત ભા. ૨જો
૧૯૩૬; રૂ. ૭-૮-૦

હ૭ $\frac{૬૬૬૭૭}{૭૬}$ મહેતા, બબલભાઇ પ્રા.
રશિયાનું ઘડતર
૧૯૩૫; રૂ. ૨-૦-૦

ળ $\frac{૫૦૦}{૧૦}$ પટેલ, નાગરદાસ ઈ.
અજબ દુનિયા
(અં.) ૧૯૩૬; રૂ. ૦-૩-૦

ળ૩ $\frac{૭૧૬૭૭}{૨૫}$ માસ્તર, પી. ડી.
ચાંગા સર્વસંગ્રહ
૧૯૩૬; રૂ. ૧-૦-૦

ળ૩ $\frac{૫૫૨૯}{૨૦}$ પાઠક, રામનારાયણ નાગરદાસ
કાળાપાણીને પેલેપાર
૧૯૩૫; રૂ. ૦-૪-૦

ક્ષ૧ $\frac{૨૬૬૮}{૨૩}$ ચોકશી, રમણલાલ મોહનલાલ (પ્ર.)
ગરવી ગુજરાત ભા. ૨જો
૧૯૩૫; રૂ. ૫-૦-૦

ક્ષ૨ $\frac{૫૩૫૮૪}{૬૧}$ પંડયા, ભાલચંદ્ર ન.
બે સાહસિકો
૧૯૩૬; રૂ. ૦-૩-૦

ક્ષ૯ $\frac{૫૦૧૮}{૨૭}$ પટેલ, ફૂલાભાઇ મથુરભાઇ
જગતના સિતારા
૧૯૩૬; રૂ. ૦-૧૦-૦

ક્ષ૯ $\frac{૮૯૭૯}{૮૧૫}$ શાહ, ધીરજલાલ ટોકરશી (સંપા.)
વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૫ મી
નં. ૮૧ થી ૧૦૦.
૧૯૩૬; રૂ. ૧-૮-૦

જ્ઞ૧ $\frac{૨૦૭૪}{૪૩૧૪૫}$ દેસાઇ, મગનભાઇ પ્રભુદાસ (અનુ.)
અપંગની પ્રતિભા (હેલનકેલર)
૧૯૩૬; રૂ. ૦–૧૨–૦

જ્ઞ૧ $\frac{૨૩૬}{૫૫૨૯}$ પાઠક, રામનારાયણ નાગરદાસ
યુગાવતાર ગાંધી ભા. ૧લો
૧૯૩૬; રૂ. ૦–૭–૦

જ્ઞ૧ $\frac{૨૪૮૨}{૧૯૫૩}$ કામદાર, છોટાલાલ માનસિંગ (ભા.ક.)
ભારતભક્ત ગોખલેજીનાં
સ્મરણો
૧૯૩૬; રૂ. ૦–૨–૦

જ્ઞ૨ $\frac{૧૮૧૧}{૬૦૧૨૪}$ બારોટ, ચુનીલાલ પુરૂષોત્તમ
કાગાવા
૧૯૩૬; રૂ. ૦–૩–૦

## સુધારો

જુલાઇ '૪૦ના અંકમાં છપાયેલી વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૧ માં

ચ $\frac{૬૫૬૪૭}{૮૧}$ ને બદલે છ૨ $\frac{૬૫૬૪૭}{૮૧}$
(અં)

ચ $\frac{૬૫૬૪૭}{૮૧\cdot૧}$ ને બદલે છ૨ $\frac{૬૫૬૪૭}{૮૧\cdot૧}$

ઑગસ્ટ ૧૯૪૦ ની વર્ગીકૃત નામાવલિની પૂરવણી અંક ૪૨

ય $\frac{૯૭૪}{૯૪}$ ને બદલે ય $\frac{૯૭૫૪}{૯૪}$

લ૫ $\frac{૮૫૦૫}{૯૬–૩}$ ને બદલે લ૫ $\frac{૮૨૦૫}{૯૬.૩}$

વાંચવું.

# આવતા માસની કાર્યદિશા

૧ અંદાજો સાથે પુસ્તકોની એવડી યાદીઓ જરૂર મોકલશો.

૨ અંદાજો ટકાવારીના ધોરણે જ સ્વીકારાશે; માટે તે પ્રમાણે મોકલશો.

૩ ઑકટોબરમાં ત્રિમાહી પત્રકો પુસ્તકાલયના ગ્રંથપાલો મોકલવા ચૂકે નહિ.

૪ થોડું ભણેલા પ્રૌઢો માટે વાચન ખરીદવા અંદાજમાં ખાસ સવડ કરો.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૬ સને ૧૯૪૦–૪૧

# વિષય

## લોકમદદની રૂકમ મોકલતા પહેલાં કાયમનિધિની રકમ જે તે સ્થળે મૂકવા બાબત

**સૂચના કાઢવાનું કારણ**

અંદાજો સપ્ટેમ્બર આખર સુધીમાં મંગાવી લેવામાં આવે છે એટલે ઘણાં પુસ્તકાલયો તરફથી કાયમનિધિની રકમો મૂકવામાં આવશે એમ જણાવી અંદાજો મંજૂર કરાવે છે. કેટલીક વખત કાયમ નિધિમાં રકમ પુસ્તકાલયો તરફથી નહિ મૂકવાના કારણે લોકમદદમાંથી તે રકમ કાપીને અંદાજપત્રના જે તે આસનમાં જણાવવામાં આવે છે. પણ તેનો અમલ કેટલેક ઠેકાણે નહિ થતો હોવાથી આ સૂચના કાઢવામાં આવી છે.

**કાયમ નિધિની રકમ લોકમદદ મોકલતાં પહેલાં મૂકવા બાબત**

૨. અંદાજો ખાતા તરફથી મંજૂર કરી મોકલવામાં આવે એટલે તેમાં જણાવ્યા પ્રમાણે કાયમનિધિની રકમ વ. હુ. નંબર ૩, તા. ૬–૧–૩૯ પ્રમાણે જે સ્થળે મૂકાતા હોય ત્યાં મૂકી પછી લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવી. પુસ્તકાલય મંડળમાં જે પુસ્તકાલય કાયમનિધિની રકમ મૂકે છે તે સાથે લોકમદદ ત્યાં મોકલવા હરકત નથી. કાયમ નિધિની રકમ મૂકયા સિવાય લોકમદદની રકમ મોકલવામાં આવશે તો તે રકમની જવાબદારી મંત્રીના શિર રહેશે.

**અંદાજમાં મંજુર થયા કરતાં ઓછી રકમ હોય તો શું કરવું**

૩. અંદાજમાં મંજૂર કર્યા પ્રમાણે લોકમદદ અને કાયમ નિધિની રકમ બંને ભેગી ન થઇ શકે તો મંજુર થયેલું અંદાજ રદ સમજવું અને નવેસર વ્યવસ્થાપક મંડળ બોલાવી જે રકમ ભેગી થઇ હોય તેની નીમે રકમ કાયમ નિધિ ખાતે લેઇ જઇ અંદાજ મોકલવું. કેટલીક વખત કાયમ નિધિમાં રકમ પૂરતી છે એટલે તે મૂકવાની નથી એવો સબબ બતાવવામાં આવે છે તે ગ્રાહ્ય થઇ શકે એમ નથી. વ્યાજનું ઉત્પન્ન લોકમદદની રકમ તરીકેની કુલ રકમમાં ગણવા હરકત નથી. એટલે આ તમામ બાબતોનો વિચાર કરી પુસ્તકાલયની સદ્ધરતા વધારવા માટે કુલ ભેગી થએલી રકમની નીમે રકમ કાયમ નિધિ ખાતે મૂકવી.

**નિમે કરતાં વધુ રકમ કાયમ નિધીમાં કયારે મૂકવી પડશે.**

૪. કેટલાંક ગામડાંઓમાં વસ્તીના પ્રમાણ કરતાં અથવા છેલ્લા ત્રંણ વરસમાં મંજુર થએલાં અંદાજની સરાસરી કરતાં અગર નવીન પુસ્તકાલયોને મદદ આપવાની યત્તા કરતાં વધુ લોકમદદ ઉભી થઈ ઓછી રકમનો અંદાજ બને ત્યારે ખાતા તરફથી સવડ પ્રમાણે અંદાજ મંજૂર થાય છે. એવે પ્રસંગે વધારાની ભેગી થયેલી રકમ પણ કાયમ નિધિ ખાતે મૂકવાની છે. ઉપર પ્રમાણેની

સૂચનાનો અમલ સન ૧૯૪૦-૪૧ થી તમામ સરકાર મદદ લેતાં પુસ્તકાલયો અને વાચનાલયોએ કરવાનો છે જ અને તપાસણી વખતે તપાસણી અધિકારી સાહેબો આ બાબત અવશ્ય જોશે એવી આશા છે.

વડોદરા,
તા ૧૦ સપ્ટેમ્બર ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો પટેલ
અ. મદદ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૭ સને ૧૯૪૦-૪૧

# વિષય

### પુસ્તકોની યાદીઓ બાબત

**સૂચના કાઢવાનું કારણ**

આમ પુસ્તકાલયોનાં અંદાજોમાં પુસ્તકોની યાદીઓ અંદાજની સાથે જ મોકલવાનું ઠરેલું છે અને તે પ્રમાણે કેટલાંક પુસ્તકાલયો તરફથી યાદીઓ આવતી ન હોવાના કારણે આ સૂચના કાઢવી પડી છે.

**પુસ્તકાલયોએ કરવાની તજવીજ**

૨ તમામ ગ્રામ પુસ્તકાલયોએ નિદાન અંદાજમાં જેટલી રકમનો ખર્ચ કરવાનો ઠર્યો હોય તેના ૩૫ ટકા ખર્ચ પુસ્તકો ખાતે કરવા ઠરેલું છે. છતાં તે પ્રમાણે રકમ કેટલેક સ્થળે સચવાતી નથી. તેવે સ્થળે વર્તમાનપત્રો વા બીજી બાબતોમાં ઘટાડો કરી પુસ્તકોની રકમમાં વધારો કરવામાં આવે છે, તે વખતે પુસ્તકોની યાદીઓ ઓછી કિંમતના લીધે અધુરી રહે છે; અગર ગ્રામ પંચાયતની મદદ આવશે ત્યારે મોકલીશું એવો સબબ જણાવે છે તે પ્રથા રદ કરી નીચે પ્રમાણે તજવીજ કરવાનું તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે.

**પુસ્તકો માટે બેવડી રકમની યાદી મોકલવા બાબત**

૩. તમામ પુસ્તકાલયોએ પોતાના અંદાજના ૩૫ ટકા રકમની બેવડી રકમનાં પુસ્તકોની યાદી પુસ્તકાલયના અંદાજ સાથે રજૂ કરવી. એટલે રકમ વધઘટ થવાના કારણે ખાતા તરફથી યાદી મૂકવી પડશે નહિ અને પુસ્તકાલયને તેની માગણી પ્રમાણેનાં પુસ્તકો મળશે.

અંદાજોમાં જેમણે ઓછી રકમનાં પુસ્તકોની યાદી કરી હશે તેમને ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલવા તજવીજ થશે.

વડોદરા,
તા, ૧૦ સપ્ટેમ્બર ૧૯૪૦ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
અ, મદદનીશ વ્યવસ્થાપક

સને ૧૯૩૯-૪૦

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા.

( વડોદરા રાજ્યની સહકારી મંડળીઓ સંબંધી સંવત ૧૯૭૦ના નિબંધ છઠ્ઠાની કલમ ૯ અન્વયે તા. ૩૧-૩-૨૪ને રોજ નોંધવામાં આવ્યું છે. )

| | | |
|---|---|---|
| મુકરર કરેલું ભંડોળ | રૂ. | ૫૦,૦૦૦-૦-૦ |
| ભરાવવા કાઢેલું ભંડોળ | રૂ. | ૫૦,૦૦૦-૦-૦ |
| ભરાયલું ભંડોળ | રૂ. | ૩૧,૮૭૫-૦-૦ |
| વસૂલ આવેલું ભંડોળ | રૂ. | ૩૧,૮૭૫-૦-૦ |
| રિઝર્વ ફંડ | રૂ. | ૮,૭૭૦-૦-૦ |

મંડળનું નોંધેલું સરનામું
રાવપુરા, વડોદરા.

### સાધારણ સભાના પ્રમુખ

રા. મગનભાઇ શંકરભાઈ પટેલ, વડોદરા

### ઉપપ્રમુખ

રા. નાનાલાલ નાથાલાલ શાહ, એમ. એ.
પ્રિન્સિપાલ, એચ. વી. શ્રોફ મેમોરીઅલ હાઇસ્કૂલ, વડોદરા

### વ્યવસ્થાપક મંડળના સભાસદો

રા. રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, બી. એ. એલએલ. બી. વડોદરા (અધ્યક્ષ)
રા. રા. નટવરલાલ ગિરધરલાલ શાહ, મંત્રી, સા. પુ. શિનોર
રા. રા. ચિમનભાઇ મૂળજીભાઇ અમીન, પ્રતિનિધિ સા. પુ. વસો
રા. રા. ચિમનભાઇ હરિભાઇ અમીન, મંત્રી, સા. પુ. વરણામા
રા. રા. બાળાશંકર ગંગાશંકર ઉપાધ્યાય, પ્રતિનિધિ, સા. પુ. બીલ
રા. રા. વલ્લવભાઇ મૂળજીભાઇ પટેલ, પ્રતિનિધિ, સા. પુ. સાધી
રા. રા. નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી, વડોદરા
રા. રા. શંકરભાઈ સોમાભાઈ પટેલ, સ્નાતક, વડોદરા
રા. રા. રાવજીભાઈ જોરાભાઇ પટેલ, ધરોલા

### મંત્રી

રા. રા. વાઘજીભાઇ નારણભાઈ અમીન, બી. કૉમ્, વડોદરા

### ઑડિટર

મેસર્સ આપાજી અમીન, એન્ડ કંપની, રજિસ્ટર્ડ એકાઉન્ટન્ટસ

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ નો સને ૧૯૩૯-૪૦નો

# સોળમો વાર્ષિક રિપોર્ટ

સદ્ગૃહસ્થો,

તા. ૩૧મી જુલાઈ સને ૧૯૪૦ના રોજ પૂરા થતા આ મંડળના સોળમા વર્ષના કામકાજનો હેવાલ તથા હિસાબનું સરવાયું અને તા. ૧-૮-૩૯થી તા. ૩૧-૭-૪૦ સુધીના બાર માસનો નફાતોટાનો હિસાબ ઑડિટરના દાખલા સાથે વ્યવસ્થાપકો આપની સમક્ષ રજૂ કરે છેઃ—

**(૧) સભાઓઃ—**

નિવેદનવાળા વર્ષમાં વ્યવસ્થાપક મંડળની આઠ સભાઓ મળી હતી, જેમાં જે તે વખતે મંડળના કામકાજને લગતા પ્રશ્નો રજૂ થઈ નિર્ણયો કરવામાં આવ્યાં હતા.

**(૨) શેર બાબતઃ—**

નિવેદનવાળા વર્ષમાં ૨૩ નવીન સભાસદો આપણા મંડળમાં જોડાયા છે અને ૩ સભાસદો શેર નામફેર થવાથી કમી થયા છે. એટલે વર્ષ આખરે સભાસદોની કુલ સંખ્યા ૫૨૫ ની છે. અને ૨૩ નવીન સભાસદોએ ખરીદેલા શેર ૪૭ અને જૂના સભાસદોએ નવીન ખરીદેલા શેર ૭૫ ઉમેરતાં ભરાયેલા શેરની કુલ સંખ્યા ૧૨૭૫ની છે. અને તે પેટે શેર દીઠ રૂ. ૨૫)ની કિંમતની તમામ રકમ વસૂલ આવેલી છે.

**(૩) પુસ્તકવેચાણઃ—**

નિવેદનવાળા વર્ષમાં મંડળે ગયા વર્ષની માફક રાજ્યનાં તેમ જ અન્ય સાર્વજનિક પુસ્તકાલયોને અને જનતાને પુસ્તકો પૂરાં પાડવાનું કામ કર્યું છે. અને તે અંગે રૂ. ૩૫૯૫૫-૮-૫ નાં પુસ્તકોની તથા ઇતર સાહિત્યની ખરીદી કરી છે અને રૂ. ૩૯૧૮૫-૭-૧૧ નું વેચાણ કર્યું છે.

**(૪) પત્રો-માસિકોનું લવાજમ ભર્યા બાબતઃ—**

નિવેદનવાળા વર્ષમાં મંડળે ગ્રામ પુસ્તકાલયો વતી જે તે વર્તમાનપત્રો તથા માસિકોનું લવાજમ ભરવાનું કામ કર્યું છે. આ વર્ષે ૩૫ કસબા પુસ્તકાલયોએ પણ તે કામ મંડળને સોંપ્યું હતું. ઉપરાંત વડોદરા રાજ્ય બહારનાં ૧૯ પુસ્તકાલયો અને ૧૧ જ્ઞાનવર્ધક વાચનાલયો તેમ જ હિંદુસ્તાન બહારનાં, આફ્રિકાનાં પુસ્તકાલયો, બીજી સંસ્થાઓ અને વ્યક્તિઓ મળી આશરે ૫૦ ગ્રાહકો વતી પણ લવાજમો ભરવાનું કામ કર્યું છે. વર્ષ દરમ્યાન રૂ. ૪૭૨૩૨-૦-૭ નું કુલ લવાજમ મંડળ મારફતે ભરાયેલું છે.

**(૫) ગ્રામ પુસ્તકાલયોનાં કાયમફંડો બાબતઃ—**

નિવેદનવાળા વર્ષ આખરે ગ્રામ પુસ્તકાલયોની કાયમ ફંડની રકમ મંડળમાં થાપણ તરીકે મુકાયેલી રૂ. ૧૭૮૯૨૪-૧૧-૭ ની છે. કેટલાક પુસ્તકાલયોએ પોતાની થાપણ વડો-

દરાની લેન્ડ મોર્ટગેજ બેંકના શેરોમાં પણ રોકી છે. સામાન્ય રીતે બીજે ઠેકાણે મૂકેલી પોતાની થાપણ ઉપાડી લઇને મંડળમાં જમા મૂકવાની આમ પુસ્તકાલયોની વૃત્તિ વધતી જાય છે. થાપણો ઉપર મંડળ તરફથી દોઢ ટકો વ્યાજ આપવામાં આવ્યું છે.

## (૬) મંડળને સોંપાયેલાં ટ્રસ્ટફંડો બાબતઃ—

નિવેદનવાળા વર્ષમાં મંડળને બે નવીન ટ્રસ્ટ ફંડો રૂ. ૨૦૨—૦—૦ નાં મળેલાં છે. એટલે વર્ષ આખરે ટ્રસ્ટ ફંડની સંખ્યા ૩૯ કુલ રૂ. ૧૯૦૩૯—૯—૭ ની થાય છે. તેમાં નહિ ખર્ચાયેલું વ્યાજ રૂ. ૨૦૪—૧૨—૧૧ ઉમેરતાં ટ્રસ્ટફંડો ખાતે રૂ. ૧૯૨૪૪—૬—૬ બાકી જમા રહે છે.

## ઇન્વેસ્ટમેન્ટસ બાબતઃ—

સને ૧૯૩૮ના વર્ષમાં બ્રિટિશ રાજ્યની ખેડા ડિસ્ટ્રીક્ટ સેન્ટ્રલ કોઓપરેટિવ બેંક લિ. નડિયાદની કાચી પડી હતી, અને મુંબઇ સરકારના હુકમથી તેનું કામકાજ બંધ થયું છે. આ બેંકમાં મંડળને નામે દરેક રૂ. ૫૦)નો એવા ૨૦ શેર ચાલુ છે, જેનું રોકાણ રૂ. ૧૦૦૦—૦—૦ છે. તે ઉપરાંત બાંધી મુદતની થાપણ ખાતે રૂ. ૧૩૦૦) બાકી રહેલા છે. એટલે આ બેંકમાં મંડળની કુલ રકમ રૂ. ૨૩૦૦) કેટલેક અંશે જોખમાયેલી છે. આ રકમો શકબંધ લહેણા ખાતે સરવાયામાં બતાવી છે.

મંડળનાં ઇન્વેસ્ટમેન્ટ્સ ખાતે ઘસાત પડે છતાં મંડળની સદ્ધરતા જોખમાય નહિ તે માટે ઇન્વેસ્ટમેન્ટ્સ રિઝર્વફંડ નામનું જુદું ખાતું ખોલી તે ખાતે બની શકે ત્યારે નફામાંથી રકમ જમા કરવામાં આવે છે. ગયા વર્ષ આખરે આ ખાતે રૂ. ૫૨૦૦—૦—૦ જમા હતા. નિવેદનવાળા વર્ષમાં યુરોપીય યુદ્ધના કારણે સરકારી લોનોના ભાવમાં થોડોક ઘટાડો થયો છે. તે ૧૯૫૧—૫૪ની ત્રણ ટકાની રૂ. ૨૫૦૦૦)ની દાર્શનિક કિંમતની લોનનો ભાવ વર્ષ આખરે રૂ. ૯૬—૧૨—૦ હતો. તેથી આ ફંડ ખાતેથી રૂ. ૭૨૧—૧૧—૧૦ ભાવફેરના કમી કરી સરવાયામાં લોન, બજારભાવે બતાવવામાં આવી છે. આ ફંડમાં વર્ષ આખરે રૂ. ૪૪૭૮—૪—૨ જમા રહે છે.

## (૮) પુસ્તકપ્રકાશન સંબંધી હકીકતઃ—

મંડળે પ્રકાશિત કરેલાં ૬૫ પુસ્તકો પૈકી ૨૫ પુસ્તકોની બધી પ્રતો વેચાઇ ગઇ છે. ૪૦ પુસ્તકોની પ્રતો જે નિવેદનવાળા વર્ષ આખરે શિલક છે તે વેચવા માટે જાહેર કરેલી કિંમતે રૂ. ૫૫૪૬—૧૨—૦ ની થાય છે, જ્યારે પુસ્તક પ્રકાશન ખાતે મંડળના રૂ. ૨૮૮૦—૭—૦ રોકાયેલ છે. એટલે રોકાયેલી રકમ વહેલી મોડી વસુલ તો થશે જ. આ રોકાયેલી રકમ પર સને ૧૯૩૮ થી વ્યાજ ગણવું બંધ કરેલું છે. દોઢ ટકા લેખે વ્યાજની રકમ રૂ. ૪૭—૦—૦ થાય છે.

વર્ષ દરમ્યાન મંડળે બે પ્રકાશનો હાથ ધર્યાં છે. "બાલકુંજના પાઠો"ની એક પુસ્તિકા પ્રસિદ્ધ થઇ અને 'સારી રીતભાત'ની ચોથી આવૃત્તિ ખપી જવાથી પાંચમી આવૃત્તિનું છાપકામ ચાલુ છે.

(૯) "પુસ્તકાલય" માસિક બાબતઃ—

પુસ્તકાલય માસિકનું ૧૪ મું વર્ષ ડિસેમ્બર ૧૯૩૯ આખરે પૂરું થયું હતું. તા. ૧-૧-૧૯૩૯ થી તા. ૩૧-૧૨-૩૯ સુધીના બાર માસમાં લવાજમ ખાતે રૂા. ૪૮૧૫-૪-૦ અને જાહેર ખબર ખાતે રૂા. ૭૨૯-૧૦-૯ મળી કુલ રૂા. ૫૫૪૪-૧૪-૯ જમા મળ્યા હતા. કાગળ, છપામણુ, પગાર, પોસ્ટેજ, ગ્રામ પુસ્તકાલયોને મદદ વગેરે સાથે ખર્ચની કુલ રકમ રૂા. ૪૮૨૭-૧૫-૦ છે. એટલે વર્ષ આખરે માસિક ખાતે રૂ. ૭૧૬-૧૫-૯ બચત થાય છે, જેમાં પાછલાં વર્ષોની બચત રૂ. ૩૭૧૯-૯-૫ તથા વ્યાજના ઉત્પન્નના રૂા. ૮૨-૫-૧૧ અને પુસ્તક વેચાણના રૂા. ૩-૪-૦ ઉમેરતાં માસિક ખાતે કુલ બચત રૂા. ૪૫૨૨-૩-૧ થાય છે. "પુસ્તકાલય" માસિકના ઉત્પન્નખર્ચનો હિસાબ (તા. ૧-૧-૩૯ થી ૩૧-૧૨-૩૯ સુધીનો ) છંલાયદો આ સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

વર્ષ દરમ્યાન માસિક ખાતેની થયેલી બચતમાંથી માસિકના તંત્રીને એક માસ જેટલા પગારના બોનસના રૂા. ૫૦) આપવામાં આવ્યા છે જેને મંજૂર કરવા અમો ભલામણ કરીએ છીએ.

"પુસ્તકાલય" માસિકમાં દર માસે પુસ્તકાલય ખાતા તરફનાં સૂચનાં સરક્યુલરો, ખાતા તરફે કોઇ પણ પ્રકારનું ખર્ચ પાડ્યા સિવાય લેવાય છે. સામાન્ય રીતે બાર ફર્મા જેટલી મેટર દરસાલ લેવાતી હતી. સને ૧૯૩૯ માં ૨૩ ફર્માનું મેટર ખાતા તરફનું છાપવામાં આવ્યું છે.

(૧૦) સરકારી બુક ડેપોના ઈજારા બાબતઃ—

સરકારી બુક ડેપો વિભાગના હિસાબો આ સાથે છલાયદા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. નિવેદનવાળા વર્ષમાં સરકારી બુક ડેપો અંગે વડોદરામાં એક મુખ્ય કોઠાર તથા રાજ્યનાં મોટાં ગામોની શાળાઓમાં ૫૩ તથા શાળા બહાર બજારમાં ૨૭ પેટા કોઠાર ચાલુ રાખેલા છે. વર્ષમાં ખરીદી રૂા. ૫૯૨૫૫-૧૫-૦ ની કરેલી છે. અને વેચાણ રૂા. ૬૬૯૫૨-૩-૫ નું કરેલું છે. ચોખ્ખો નફો રૂા. ૭૦૩-૭-૮ નો થયો છે. તેમાં આગલાં ચાર વર્ષનો નફો રૂા. ૪૭૪૩-૮-૦ ઉમેરતાં રૂા. ૫૪૪૬-૧૫-૮ નફા તોટા ખાતે જમા રહે છે. ઇજારાની મુદત તા. ૩૧-૧૦-૧૯૪૦ ના રોજ પૂરી થાય છે; દરમ્યાન બૂક ડેપો અંગેનો નફો, નફાતોટા ખાતે અનામત જમા રાખવાનું મંડળના હિતની દષ્ટિએ વ્યવસ્થાપકોએ યોગ્ય ગણ્યું છે.

સરકારી બુક ડેપો વિભાગના નફામાંથી તે વિભાગના નોકરોને એક માસના પગારના બોનસના રૂા. ૮૫) આપવા અમો ભલામણ કરીએ છીએ.

વર્ષ દરમ્યાન સરકાર હક્કનાં પુસ્તકોમાંનાં ઘણાં પુસ્તકોની કિંમત કમી થવાથી તેમ જ આ રાજ્યની શાળાઓમાં ચલાવવા માટે ઇતર ગ્રંથકારોનાં મંજૂર થએલાં પુસ્તકોમાં ફેરફારી થવાથી વેચાણમાં ઘટ થઇ છે.

આ ઇજારાની જામીનગીરી પેટે રૂા. ૪૮૮૩૭-૧૪-૫ ની રોકડ રકમ બેંક ઑફ બરોડા લિ. માં ૧½ ટકાના વ્યાજે મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબના નામે મંડળે જમા મૂકેલી છે.

(૧૧) હિસાબઃ—

આ સાથેના નફા તોટાના પત્રકમાં જણાવ્યા મુજબ નિવેદનવાળા વર્ષમાં મંડળે રૂા.

૨૮૦૫-૧૧-૭ નો ચોખ્ખો નફો કર્યો છે, તે તથા ગઈ સાલના નફાના વધેલા રૂ. ૧૧૪-૧૧-૯ મળી કુલ રૂ. ૨૯૨૦-૭-૪ નફો થાય છે તેની વ્યવસ્થા નીચે મુજબ કરવા વ્યવસ્થાપકો આપને ભલામણ કરે છે:

| | રૂ. આં. પા. |
|---|---|
| (૧) રિઝર્વ ફંડ ખાતે લઈ જવા (જે હવે રૂ. ૯૪૭૫-૦-૦ થશે) | ૭૦૫-૦-૦ |
| (૨) સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૩૪૪-૦-૦ |
| (૩) નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા .. | ૩૨૦-૦-૦ |
| (૪) ઇન્વેસ્ટમેન્ટ રિઝર્વ ફંડ ખાતે લઈ જવા (જે હવે રૂ. ૪૯૦૦ થશે) | ૪૨૧-૧૧-૧૦ |
| (૫) આવતા વર્ષના નફાતોટા ખાતે લઈ જવા | ૧૨૯-૧૧-૬ |
| | રૂ. ૨૯૨૦-૭-૪ |

## (૧૨) નિમણુંક:—

(૧) મંડળના વ્યવસ્થાપકો પૈકી (૧) શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ મંત્રી સા. પુ. શિનોર, (૨) શ્રી. ચિમનભાઇ હરિભાઈ અમીન મંત્રી, સા. પુ. વરણામા અને (૩) શ્રી. શંકરભાઇ સોમાભાઇ પટેલ, વડોદરા—એ ત્રણે સભ્યો ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થાય છે. નિવૃત્ત થતા વ્યવસ્થાપકો ફરી ચુંટાવાને પાત્ર છે અને તે માટે તે ખુશી છે. ઉપર મુજબ પુસ્તકાલયોના મંત્રીઓ વા પ્રતિનિધિઓની બે જગા અને વ્યક્તિગત સભાસદોની એક જગા એ રીતે ત્રણ જગા પૂરવાની થાય છે. તે પૂરવા આપને વિનંતિ કરવામાં આવે છે.

(૨) નવા વર્ષના ઑડિટર નીમવા તથા તેમનું લવાજમ નક્કી કરવા વ્યવસ્થાપકો આપને વિનંતિ કરે છે.

## (૧૩) સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક વાચનાલય:—

વડોદરાનું જ્યુબિલી બાગ વાચનાલય જેને સ્વ. મોતીભાઈ ન. અમીનની યાદગીરીમાં મંડળે ચલાવવાનું ઠરાવ્યું છે તેની સને ૧૯૪૦ ના વર્ષની લોકમદદ તરીકે રૂ. ૩૫) મેસર્સ છગનલાલ નરોત્તમદાસ ઝવેરી, મુંબાઇ તરફથી મળ્યા હતા અને તેટલી જ બીજી મદદ સરકાર અને પંચાયત તરફથી મળી હતી. આ બદલ તેમનો સર્વનો આભાર માનવામાં આવે છે.

વડોદરા,
તા. ૯-૯-'૪૦

વા. ના. અમીન
મંત્રી

ચુનીલાલ પુ. શાહ (અધ્યક્ષ)
નાનાભાઇ ચં. દીવાનજી
શંકરભાઇ સો. પટેલ
ચિમનભાઈ હ. અમીન
ચિમનભાઇ મૂ. અમીન
વલ્લભભાઇ મૂ. પટેલ
નટવરલાલ ગિ. શાહ
વ્યવસ્થાપક મંડળના સભાસદો

## પુસ્તકાલય સહાયક સહકારી

### તારીખ ૩૧ માહે જુલાઈ સને ૧૯૪૦ ના રોજ

| ભંડોળ અને દેવું:— | | રૂ. આ. પા. | |
|---|---|---|---|
| ૧ ભંડોળ:— | | | |
| સત્તાધારી થાપણ:—૨૦૦૦ શેર દરેક રૂા. ૨૫)નો | | ૫૦૦૦૦- ૦- ૦ | |
| ભરાવવા કાઢેલી થાપણ:— | | ૫૦૦૦૦- ૦- ૦ | |
| ભરાયલી થાપણ:—૧૨૭૫ શેર દરેક રૂા. ૨૫)નો | | ૩૧૮૭૫- ૦- ૦ | |
| વસુલ માગેલી થાપણ:—૧૨૭૫ શેરના દરેકના રૂા. ૨૫) પ્રમાણે. | | | ૩૧૮૭૫- ૦- ૦ |
| ૨ રિઝર્વ ફંડ:— | | | |
| ગયા વર્ષના સરવાયામાં જણાવ્યા પ્રમાણે | | ૭૮૨૫- ૦- ૦ | |
| ઉમેરો ગયા વર્ષના નફાની વહેંચણી પૈકીના સાધારણ સભાના ઠરાવ પ્રમાણે | | ૯૪૫- ૦- ૦ | ૮૭૭૦- ૦- ૦ |
| ૨A ઇન્વેસ્ટમેન્ટસ રિઝર્વ:— | | | |
| ગયા વર્ષના સરવાયામાં જણાવ્યા પ્રમાણે | | ૪૪૧૩-૧૧- ૦ | |
| ઉમેરો ગયા વર્ષના નફાની વહેંચણી પૈકીના સાધારણ સભાના ઠરાવ પ્રમાણે | | ૭૮૬- ૫- ૦ | |
| | | ૫૨૦૦- ૦- ૦ | |
| બાદ ત્રણ ટકાની લોનના બજારભાવે ઘટના | | ૭૨૧-૧૧-૧૦ | ૪૪૭૮- ૪- ૨ |
| ૨B નફાની વહેંચણી સરખી રાખવાનું ફંડ | | | |
| ગયા વર્ષના સરવાયામાં જણાવ્યા પ્રમાણે | | ૧૦૦૦- ૦- ૦ | |
| ઉમેરો ગયા વર્ષના નફાની વહેંચણી પૈકીના સાધારણ સભાના ઠરાવ પ્રમાણે | | ૪૦૦- ૦- ૦ | ૧૪૦૦- ૦- ૦ |
| નોકર સહાયક ફંડ:— | | | ૫૭૬- ૨- ૩ |
| ૪ દેવું:—( વગર તારણનું ) | | | |
| ૧ થાપણો:—મુદતબંધી ખાતે (વ્યાજુકા) | | | ૧૭૮૯૨૪-૧૧- ૭ |
| ૨ પરચુરણ દેવું:—( વગર વ્યાજુકા ) | | | |
| ૧ આ. પુ. ની ખરીદ પેટે એડવાન્સ | | | |
| ૧ પુસ્તકો માટે | ૪૫૦૭-૧૫- ૦ | | |
| ૨ બજેટની બચત | ૭૪૭- ૨- ૯ | | |
| ૩ બજેટ માટે લોકમદદ | ૧૯૪૯-૧૪- ૩ | | |
| ૨ ઇતર ગ્રાહકો તરફથી જમા | ૬૨૧૩-૧૦-૧૧ | | |
| ૩ બુકસેલરોના જમા | ૨૬૮૪- ૧- ૦ | | |
| ૪ ચાલુ વર્ષના ખર્ચ પેટે આપવાના બાકી | ૧૪૩-૧૩- ૦ | | |
| ૫ બુક ડેપો વિભાગના જમા | ૯૪૧૭-૧૩- ૨ | | ૨૫૬૬૪- ૬- ૧ |
| ૫ માગણી નહિ થયેલું ડિવિડન્ડ:— | | | ૩૨૯- ૮- ૦ |
| ૬ પુસ્તકાલય માસિક ખાતે:— | | | ૬૫૫૨-૧૨- ૧ |

મંડળ લિ., વડોદરા

**મંડળના દેવા તથા લહેણાનું સરવૈયું.**

| | | |
|---|---|---|
| **મિલ્કત અને લહેણું:—** | | |
| **૧ શિલકી સામાનઃ—** | | |
| ૩૧-૭-૩૯ સુધીની પડતર કિંમત | ૫૫૦૪-૧૧- ૬ | |
| બાદ ઘસારો પાછલો | ૩૫૪૧- ૩- ૬ | |
| | ૧૯૬૩- ૮- ૦ | |
| ઉમેરો ચાલુ સાલનો વધારો | ૬- ૦- ૦ | |
| | ૧૯૬૯- ૮- ૦ | |
| બાદ ચાલુ સાલે શિલકી સામાન ખાતેથી વેચેલી વસ્તુઓના | ૯૩- ૦- ૦ | |
| | ૧૮૭૬- ૮- ૦ | |
| બાદ ચાલુ સાલનો ઘસારો | ૨૦૦- ૦- ૦ | ૧૬૭૬- ૮- ૦ |
| **૨ માલ સ્ટોકમાં:**—(મંત્રીએ સર્ટિફાઈ કરેલી યાદી મુજબ) પુસ્તકો વગેરે પડતર કિંમતે | | ૭૩૩૬- ૦- ૩ |
| ૨A પ્રકાશન ખાતાનાં પુસ્તકો (પડતર કિંમતમાંથી વેચાણના બાદ જતાં) | | ૨૮૮૦- ૭- ૦ |
| **૩ લહેણું:**—( સદર ) પુસ્તકાલયો અને અન્ય ગ્રાહકો પાસે બાકી | | ૧૨૪૧- ૫- ૭ |
| **૪ ઇન્વેસ્ટમેન્ટસઃ**—(પડતર ભાવથી) | | |
| *બરોડા સેં કો. બેંક લિ. ના ૫૦૦ શેર દરેક રૂા. ૫૦) નો ભરાયલા રૂા. ૩૭-૮-૦ | ૧૮૭૫૦- ૦- ૦ | |
| *મહેસાણા પ્રાંત સહકારી બેંક લિ. ના ૪૦ શેર દરેક રૂા. ૨૫) નો ભરાયલા રૂા. ૧૫) | ૬૦૦- ૦- ૦ | |
| પેટલાદ સહકારી બેંક લિ. ના ૧૨૦ શેર દરેક રૂા. ૧૦) નો | ૧૨૦૦- ૦- ૦ | |
| અમરેલી ખેતીવાડી પેઢી લિ. નાં ૧૦૦ શેર દરેક રૂા. ૧૦) નો | ૧૦૦૦- ૦- ૦ | |
| *વડોદરા કો. સેં. મો. બેંક લિ. ના ૪૦ શેર દરેક રૂા. ૫૦) નો ભરાયલા રૂા. ૨૫) | ૧૦૦૦- ૦- ૦ | ૨૨૫૫૦- ૦- ૦ |
| અ બોમ્બે કો. હા. સો. લિ. ના ડિબેન્ચર્સ ૩½ ટકાના | ૫૦૦૦- ૦- ૦ | |
| વડોદરા કો. સેં. મો. બેંક લિ ના ડિબેન્ચર્સ ૪ ટકાના | ૫૦૦૦- ૦- ૦ | ૧૦૦૦૦- ૦- ૦ |
| બ જોઈન્ટ સ્ટૉક બેંકોમાં, સહકારી મંડળીઓમાં સહકારી બેંકોમાં, તથા પોસ્ટલ સેવિંગ્સ બેંકમાં મૂકેલી થાપણો. | | |

* કંટીજન્ટ લાયેબિલિટી કો. ઓપરેટિવ બેંકોના શેર ઉપર વસુલ માગેલી નહિ તેવી કૉલની રકમ રૂા. ૭૬૫૦-૦-૦

| | | | |
|---|---|---|---|
| **૭ ટ્રસ્ટ ફંડો ખાતેઃ—** | | | |
| ૩૧-૭-૩૯ ના બાકી | | | |
| સ્થાયી ટ્રસ્ટ ફંડોના | ૧૮૩૦૦-૯-૭ | | |
| ચાલુ ટ્રસ્ટ ફંડોના | ૫૪૭-૦-૦ | ૧૮૮૪૭- ૯- ૭ | |
| ઉમેરો ચાલુ વર્ષનો વધારો (સ્થાયી ટ્રસ્ટ ફંડોનો) | | ૨૦૨- ૦- ૦ | |
| ઉમેરો નહિ ખર્ચાયલું વ્યાજ | | ૨૦૪-૧૨-૧૧ | |
| | | ૧૯૨૫૪- ૬- ૬ | |
| બાદ ચાલુ ટ્રસ્ટ ફંડમાંથી ખર્ચાયા | | ૧૦- ૦- ૦ | ૧૯૨૪૪- ૬- ૬ |
| **૮ નફાતોટા ખાતુંઃ—** | | | |
| સને ૧૯૩૮-૩૯ ના નફાતોટાની બાકી | | ૩૮૦૮- ૭- ૯ | |
| બાદ વહેંચણીના સાધારણ સભાના ઠરાવ મુજબ | | | |
| ૧ રિઝર્વ ફંડ ખાતે | ૯૪૫-૦-૦ | | |
| ૨ ઈન્વેસ્ટમેન્ટસ રિઝર્વ ખાતે | ૭૮૬-૫-૦ | | |
| ૩ નફાની વહેંચણી સરખી રાખવાના ફંડ ખાતે | ૪૦૦-૦-૦ | | |
| ૪ ડિવિડન્ડ ખાતે | ૧૨૭૭-૭-૦ | | |
| ૫ નોકરોના બોનસના | ૨૮૫-૦-૦ | ૩૬૯૩-૧૨- ૦ | |
| | | ૧૧૪-૧૧- ૯ | |
| ઉમેરો નફાતોટાના હિસાબમાં જણાવેલો ચોખ્ખો નફો | | ૨૮૦૫-૧૧- ૭ | ૨૯૨૦- ૭- ૪ |
| | | | ૨૮૦૭૩૫-૧૦- ૦ |

## ઑડિટરોનો રિપોર્ટ

અમે મંડળનું સરવાયુ તેને લગતા ચોપડા અને વાઉચરો સાથે તપાસી જોયું છે, અને જોઈતા સઘળા ખુલાસા અને માહિતી અમને મળ્યાં છે. અમે આથી નિવેદન કરીએ છીએ કે આ સરવાયુ મંડળના ચોપડામાં બતાવ્યા પ્રમાણે અને અમને મળેલા ખુલાસા અને માહિતી અનુસાર તા. ૩૧ મી જુલાઈ ૧૯૪૦ એ મંડળની સ્થિતિનો સાચો અને યથાર્થ હેવાલ રજૂ કરે છે અને

| | | |
|---|---|---|
| **સેવિંગ્સઃ—** | | |
| બેંક ઑફ બરોડા લિ. ૧II ટકા | ૪૫૩૭– ૩– ૯ | |
| સેં. બેંક ઓફ ઇંડિયા લિ. ૧II ટકા | ૨૮૫૦–૧૩– ૧ | |
| પો. ઓ. સેવિંગ્સ બેંક ૧II ટકા | ૯૧૩૪– ૬–૧૦ | |
| નેશનલ સીટી બેંક ઓફ ન્યુયોર્ક ૧II ટકા | ૨૫૬૫– ૦–૧૦ | |
| બરોડા સેં. કો. બેંક લિ. ૧II ટકા | ૪૫૦– ૧– ૫ | |
| બેંક ઓફ બરોડા લિ. સેવિંગ્સ બેંક ડીપોઝીટ ૧II ટકા | ૫૨૪– ૨– ૯ | ૨૦૦૬૧–૧૨– ૮ |
| **મુદતબંધી થાપણઃ—** | | |
| વડોદરા કો. લેન્ડ મો. બેંક લિ. ૨II ટકા | ૫૦૦૦૦– ૦– ૦ | |
| ધી બેંક ઑફ બરોડા લિ. ૧III ટકા (વડોદરા રાજ્ય વિદ્યાધિકારીના નામે ડેપો અંગેની જામીનગીરી ) | ૪૮૮૩૭–૧૪– ૫ | |
| ધી બેંક ઑફ બરોડા લિ. ૧III અને ૨ ટકા | ૨૦૦૦૦– ૦– ૦ | |
| સેન્ટ્રલ બેંક ઓફ ઇંડિયા લિ. નાં કેશ સર્ટિફિકેટ ૨II ટકા | ૩૩૩૫૦– ૦– ૦ | |
| પાંચ વર્ષનાં પો. ઓ. કેશ સર્ટિફિકેટ ૨II ટકા | ૮૮૧૨– ૮– ૦ | ૧૬૧૦૪૦– ૬– ૫ |
| **સરકારી લોનોમાં રોકાણઃ—** | | |
| ક ત્રણ ટકાની ૫૧–૫૪ ની ગવર્નમેન્ટ લોન દાર્શનિક રૂ. ૨૫૦૦૦) બજાર ભાવે રૂ. ૯૬–૧૨–૦ પ્રમાણે | | ૨૪૧૮૭– ૮– ૦ |
| ड લહેણું થયેલું વ્યાજ | | ૨૯૪૮– ૮– ૫ |
| **૫ શકમંદ લહેણું:—** | | |
| ખેડા ડિ. સેં. કો. બેંક લિ. (ફડચામાં) ના ૨૦ શેર દરેક રૂ. ૫૦) નો | ૧૦૦૦– ૦– ૦ | |
| ખેડા ડિ. સેં. કો. બેંક લિ. (ફડચામાં) થાપણ | ૧૩૦૦– ૦– ૦ | ૨૩૦૦– ૦– ૦ |
| **૬ ટ્રસ્ટ ફંડોનું ઈન્વેસ્ટમેન્ટઃ—** | | |
| ૩½ ટકાની ગવર્નમેન્ટ લોન દાર્શનિક કિંમત રૂ. ૧૪૯૦૦ ખરીદ કિંમતે | ૧૪૨૭૮–૧૪– ૩ | |
| પુ. સ. સ. મં. લિ.ના શેર નં. ૧૫૯ દરેક રૂ. ૨૫) નો | ૩૯૭૫– ૦– ૦ | ૧૮૨૫૩–૧૪– ૩ |
| **૭ પુસ્તકાલય માસિકનું ઇન્વેસ્ટમેન્ટઃ—** | | |
| સેં.બેંક.ઓફઇંડિયા લિ.નાં કેશ સર્ટિફીકેટ ૨½ ટકા | | ૨૩૬૨– ૩– ૦ |
| **૮ શિલકઃ—** | | |
| બેંક ઓફ બરોડા લિ. વડોદરા ચાલુ ખાતે ½ ટકા | ૩૨૬૫– ૯– ૪ | |
| સેં. બેંક ઑફ ઇંડિયા લિ.મુંબઇ,, ,, ,, | ૫૯૨– ૨– ૧ | |
| રોકડ હાથ ઉપર | ૩૯– ૫– ૦ | ૩૮૯૭– ૦– ૫ |
| | | ૨૮૦૭૩૫–૧૦– ૦ |

તે કાયદાનુસાર બનાવેલું છે. વિશેષ જણાવવાનું કે મંડળના સરવાયામાં બતાવેલાં સઘળાં ઇન્વેસ્ટમેન્ટસ અમે જાતે તપાસી ખાત્રી કરી છે. આ સાથે રજુ કરેલું સરકારી બુક ડેપો-વિભાગનું સરવાયું પણ અમે તપાસી જોયું છે અને તે બરોબર છે.

વડોદરા, તા. ૮–૯–૪૦

**Apaji Amin & Co.**
Registered Accountants.
Auditors

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરા

## ૧-૮-૩૯ થી ૩૧-૭-૪૦ સુધીનો નફા-તોટાનો હિસાબ

| ઉત્પન્ન | | ખર્ચ | |
|---|---|---|---|
| ડુપ્લીકેટ શેર સર્ટિફિકેટ ફી | ૨- ૦- ૦ | પગાર | ૩૮૫૯-૧૧- ૦ |
| દાખલ ફી | ૨૧- ૦- ૦ | પોસ્ટેજ | ૩૩૫- ૯- ૩ |
| શેર નામફેર ફી | ૫- ૮- ૦ | છપામણુ | ૧૫૮- ૧- ૩ |
| પત્રો માસિકોના કમિશનના | ૨૧૪૫- ૧- ૧ | કંટિજન્ટ | ૩૫૮-૧૪- ૮ |
| પુસ્તકવેચાણમાં મળેલો નફો | ૪૦૨૦- ૮- ૦ | શિલકી સામાનનો ઘસારો | ૨૦૦- ૦- ૦ |
| વ્યાજનું ઉત્પન્નઃ— | | મકાનભાડુ | ૪૯૮- ૦- ૦ |
| રોકડું મળેલું | ૨૦૨૭-૧૨- ૩ | ઇલેક્ટ્રિક ચાર્જીસ | ૧૧૦-૧૧- ૬ |
| લહેણું થયેલું | ૨૯૪૮- ૮- ૫ | ઓડિટ ફી | ૫૦- ૦- ૦ |
| | | મુસાફરીખર્ચ | ૨૯-૧૪- ૩ |
| | | આગના વીમાનું પ્રિમિયમ | ૧૮૭- ૮- ૦ |
| | | | ૫૭૮૮- ૫-૧૧ |
| | | થાપણો ઉપર આપેલું વ્યાજ | ૨૫૭૬- ૪- ૩ |
| | | | ૮૩૬૪-૧૦- ૨ |
| | | નફો | ૨૮૦૫-૧૧- ૭ |
| | ૧૧૧૭૦- ૫- ૯ | | ૧૧૧૭૦- ૫- ૯ |

## ટ્રેડિંગ એકાઉન્ટ તા. ૧-૮-૩૯ થી ૩૧-૭-૪૦ સુધીનો

| | | |
|---|---|---|
| ૧-૮-૩૯ ના રોજ માલ સ્ટોકમાં | ૬૫૪૫- ૩- ૯ | |
| ઉમેરો ૩૧-૭-૪૦ સુધીની ખરીદી | ૩૫૯૫૫- ૮- ૫ | |
| | ૪૨૫૦૦-૧૨- ૨ | |
| ૩૧-૭-૪૦ સુધીનું વેચાણ | | ૩૯૧૮૫- ૩-૧૧ |
| ૩૧-૭-૪૦ ના રોજ માલ સ્ટોકમાં | | ૭૩૩૬- ૦- ૩ |
| પુસ્તકવેચાણમાં રહેલો ચોખ્ખો નફો | ૪૦૨૦- ૮- ૦ | |
| | ૪૬૫૨૧- ૪- ૨ | ૪૬૫૨૧- ૪- ૨ |

વડોદરા, તા. ૮-૯-૪૦

ઉપરનો નફાતોટાનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે.

Apaji Amin & Co.
Registered Accountants,
Auditors.

# પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું ઑક્ટોબર-૧૯૪૦ અંક ૧૦ મો

# પુસ્તકોનાં અવલોકનો અને સામયિકો

**આજકાલ આપણે ત્યાં પુસ્તકોનાં અવલોકનો કેવા પ્રકારે થાય છે, તેમજ એ અવલોકનો પુસ્તકપ્રકાશકો તથા તેના ખરીદદારો પર શું અસર કરે છે, તેને લગતો આ વાર્તાલાપ મુંબઈથી પ્રકટ થતા "ગુજરાતી" પત્રના એક સંચાલક શ્રી. બાણુભાઇ ઇચ્છારામ દેસાઇએ ઓલ ઇન્ડિયા રેડિયોના મુંબઇ મથકેથી કર્યો હતો તે આ નીચે ઉતાર્યો છે.**

**પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોને એમાંથી કેટલીક ઉપયોગી માહિતી મળી આવશે.**

**માતૃભાષા** ગુજરાતીમાં હમણાં હમણાં ઘણા ગ્રંથો પ્રકટ થાય છે. જનતાની જ્ઞાન-પિપાસા વધી છે. તેને અવનવું જાણવાની ઇચ્છા હંમેશાં રહે છે. આ જિજ્ઞાસાને હાલનાં દૈનિકો અમુક અમુક દિવસોએ નવીન પુસ્તકોનાં અવલોકનો કરી સંતોષે છે. દૈનિકો અઠવાડિયામાં એક દિવસે અને સાપ્તાહિકો દર અઠવાડિયે અને માસિકો દર મહિને ગ્રંથાવલોકન માટે ખાસ સફાઓ, પાનાંઓ રોકી ગ્રાહકોનાં મન સંતોષે છે. આ અવલોકનો દ્વારા પુસ્તકો તરફ તે તે વર્તમાનપત્રોના વાચકોનું ધ્યાન જાય છે અને તેથી તેમને તે અવલોકન પરથી પુસ્તક વાંચવાનું કે ખરીદવાનું મન થાય છે. પુસ્તકોનાં સારાં અવલોકનો પુસ્તકપ્રકાશનકારોને ઘણાં મદદરૂપ થઇ પડે છે. જેમ વર્તમાનપત્રોના ગ્રાહકોની સંખ્યા વિશેષ તેમ તે પુસ્તકોનાં અવલોકનોથી તે પુસ્તકોની જાહેરાત વિશેષ પ્રમાણમાં થાય છે.

### અવલોકન એ એક જાહેરાત

આ જમાનો જાહેરાતનો છે. 'બોલે તેનાં બોર વેચાય,' 'ન બોલે-મૂંગા રહે તેનાં સારાં બોર પણ પડી રહે;' તે કહેવત અનુસાર દરેક લેખક કે પ્રકાશક પોતાનાં પુસ્તકોની અવલોકન દ્વારા સારી પ્રસિદ્ધિની આશા સેવતા હોય છે. પુસ્તકોની વર્તમાનપત્રોમાં, સામયિકોમાં જાહેરાત આપ્યાથી લોકોનું ધ્યાન તે પુસ્તક તરફ વળે છે ખરું, પણ તેના અવલોકનથી તે પુસ્તકો તરફ જનતાનું, વાચકવર્ગનું ધ્યાન વિશેષ જાય છે. વર્તમાનપત્રના માલિકો, તંત્રીઓ અને અવલોકનકારોના હાથમાં સાહિત્યના શોખીનોને સારા, નિષ્પક્ષપાત અવલોકનથી દોરવવાનું ઘણું સબળ સાધન છે. આ વસ્તુ દરેક ગ્રંથકાર સારી રીતે જાણે છે; અને તેથીજ તે પોતાનાં પુસ્તકો વર્તમાનપત્રોમાં, માસિકોમાં અને અન્ય સ્થળે 'અવલોકનાર્થે' મોકલે છે.

### આજનાં પુસ્તકોનું પ્રકાશન કેવું છે ?

ગઇ સદીમાં-૧૯ મી સદીમાં વર્તમાનપત્રોની, સામયિકોની સંખ્યા ઘણી મોટી નહોતી.

તે વખતે પુસ્તકો પણ થોડાં પ્રગટ થતાં હતાં, પણ જે થતાં હતાં તે ઘણાં સંગીન, આલદાર થતાં હતાં. જે તે માણસ લખવાને પ્રવૃત્ત થતો નહોતો. આજે વસ્તુસ્થિતિ તેથી ઊલટી છે. જરા થોડું વાંચતાંલખતાં શીખ્યા, થોડું ભણ્યા, કોઈ વર્તમાન પત્રની ઓફિસમાં લેખક તરીકે, ભાષાન્તરકાર તરીકે અથવા હેવાલ લેનાર તરીકે નોકરીએ રહ્યા કે પછી તેને લેખક થવાની જાણે લાયકાત મળી નહિ ગઈ હોય તેમ તેને કાંઈ પણ લખીને પુસ્તકાકારે બહાર પાડવાની ઇચ્છા થાય છે. કેટલાકોની પાસે પૈસાનું સાધન હોય છે તો તે પણ પુસ્તક લખી, પોતે પૈસા ખર્ચી તે પ્રકટ કરે છે. ગ્રંથકાર કે લેખક થવાની યોગ્યતા હોય કે ન હોય, પણ તેની પાસે પોતાની ગમે તેવી કવિતા (!) રચેલી હોય, કે નમાલા લેખ લખેલા હોય તે પોતાને પૈસે છપાવી પ્રકટ કરે છે. કોઇને એક સમગ્ર પુસ્તક લખવાની અનુકૂળતા ન હોય, તો તે પોતાના છૂટાછવાયા લેખોના, કવિતાના, વાર્તાના, ભાષણોના સંગ્રહો એકત્ર કરી બહાર પાડે છે. આવી રીતે પ્રકટ થયેલાં બધાંજ પુસ્તકો ઉત્તમ કોટીનાં હોતાં નથી, તેમ બધાં નકામાં હોતાં નથી. આ સર્વે પુસ્તકોનાં અવલોકનો થાય છે, ત્યારે તે તે પુસ્તકની ખરી ખોટી કિંમત અંકાઇ જાય છે. લાગવગથી ઘણાં નમાલાં પુસ્તકોનાં સારાં અવલોકનો આવે છે, જ્યારે કેટલાક પુસ્તકોની ખાલી નોંધ માત્ર વાંચવા મળે છે.

## અવલોકનકાર પરીક્ષક તરીકે

અવલોકન એટલે પુસ્તકની પારકે હાથે પરીક્ષા, એ અર્થ સારો ઘટે છે. કેટલીક વખત કેટલાક કડક અવલોકનકારો પરીક્ષકો તરીકે પુસ્તકોની કડક સમીક્ષા કરે છે, તેના ગુણદોષોની ઝીણવટભરી ખબર લઇ નાખે છે. તેવી સમીક્ષા પ્રકટ થતાં બિચારા લેખકો અફસોસ કરે છે કે, તેમણે પુસ્તકો ન મોકલ્યાં હોત તો સારૂં થાત. કેટલાક લેખકો તો એમજ સમજે છે કે, તેમનાં ગમે તેવાં પુસ્તકોનાં સારાંજ અવલોકનો આવવાં જોઇએ. વળી કેટલીક વેળાએ અવલોકનકારના જ્ઞાનની પણ પરીક્ષા અવલોકનમાં થઇ જાય છે. સમજુ, વિવેકી વાચકો આ સર્વ તટસ્થ વૃત્તિથી જોઈ અવલોકનકાર પક્ષપાતી થયો છે કે કેમ, તે તરત પારખી જાય છે. પત્રની પ્રતિષ્ઠા, તેની નીતિરીતિ એ સર્વે અવલોકનોની રજુઆતમાં વિવેકી વાચકોને પ્રત્યક્ષ થાય છે. કેટલેક સ્થળે તો ગમે તેવાં પુસ્તકોનાં અવલોકનો તો આવતાંજ હોતાં નથી. કારણ કે તે સ્થળોની ઉચ્ચ પ્રતિષ્ઠા બંધાઈ ગઇ હોય છે. લેખકો અને પ્રકાશકો આ વાત સારી રીતે જાણતા હોય છે; એટલે કયું પુસ્તક કયાં અવલોકન માટે મોકલવું એ પણ લેખક અને પ્રકાશકે જોવાનું રહે છે. કેટલીક વખત તો પુસ્તકોની માત્ર નોંધજ લેવાયલી હોય છે. પુસ્તકનું નામ, લેખકનું નામ, મળવાનું ઠેકાણું અને કિંમત એટલામાં જ અવલોકન પતી જાય છે. તે અવલોકન નહિ, પણ પહોંચ ગણાય.

## વસીલાવાળા અભિપ્રાયો

પુસ્તક પ્રકટ થાય તે પૂર્વે તે પુસ્તકની દશબાર નકલ પ્રથમથી તૈયાર કરી, વિદ્વાનોને વાંચી અભિપ્રાય આપવા લેખકો તરફથી વિદ્વાનોમાં ફેરવવામાં આવે છે. તે સારા અભિપ્રાયો પુસ્તકોના આરંભમાં કે છેવટે પુસ્તક સાથે જ પ્રકટ થાય છે; અને તે અભિપ્રાયો તરફ અવલોકનકારોનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. તે પુસ્તકના પ્રકાશકને કે લેખકને ઉતાવળ હોય અથવા અવલોકનકારને તે પુસ્તક પૂરૂં વાંચી જવાની ફુરસદ નહિ હોય ત્યારે અવલોકન-

કાર બીજાઓના આયતા, તૈયાર છાપેલા અભિપ્રાયોથી દોરવાઇ તે પુસ્તકનું અવલોકન કરી નાખે છે. આ અવલોકન માયાઉતારનું હોય છે. એક પુસ્તક નિષ્પક્ષપાતપણે આદિથી અંત સુધી વાંચી જવું, તેમાં જણાતા ગુણદોષોની તે તે પૃષ્ઠો પર કે અલાયદા કાગળ પર નોંધ ટપકાવી રાખી અવલોકન કરતી વખતે તેનો યથાસ્થળે યથાયોગ્ય ઉપયોગ કરવો, એ સર્વ મહેનતનું કામ છે. તે દરેક અવલોકનકાર આટલો શ્રમ ફોગટ ઉઠાવી ન કરે. એટલા માટે જેમ લેખકને પુરસ્કાર મળે છે, તેમ સારા અવલોકનકારને પણ પુરસ્કાર મળવો જોઇએ. કાનામાત્રા વગરના (મફત) અવલોકનકારો હાલમાં મળે છે, પણ તે ઘણો વખત ચાલશે નહિ. દરેકને પોતાના શ્રમનો યોગ્ય બદલો મળવો જોઇએ.

## અવલોકનકારના ખાસ વિષયો

પોતાના પ્રિય વિષયોને લગતાં પુસ્તકોનાં અવલોકન કરતાં અવલોકનકારને ઘણો ઉમંગ રહે છે. પોતાના કરી લીધેલા વિષયના જ્ઞાનને તે તે વખતે વાચકવર્ગ સમક્ષ રજુ કરે છે. લેખકો કરતાં અવલોકનકારનું વિશિષ્ટ જ્ઞાન તે વખતે આગળ આવે છે. લેખકને તે વિષયના પોતાના ઊંડા જ્ઞાનનો અવલોકનકાર પરિચય કરાવે છે. લેખકને તે વાંચી પોતાની ઉણપ ધ્યાનમાં આવે છે. અવલોકનકાર લેખકને માર્ગસૂચન કરે છે, કેટલીક નવી વાતો જણાવે છે. ખરો લેખક આવાં અવલોકનોથી સંતુષ્ટ થાય છે અને તે માટે અવલોકનકારનો તેની સૂચનાઓ માટે આભાર પ્રદર્શિત કરે છે. ભવિષ્યમાં તેનાં સૂચનો અને સલાહ ધ્યાનમાં રાખી તે પ્રગતિ કરે છે. ઉત્તરોત્તર તે લેખકનાં પુસ્તકો વધારે સારાં થતાં જાય છે અને તેના પ્રથમ પુસ્તકની ખામીઓ, ઉણપો પણ ઓછી થઇ ગયેલી અવલોકનકારને જણાય છે. બંને-લેખક અને અવલોકનકાર એકબીજાના ટીકાકાર નહિ, પણ સહાયક મિત્રો બને છે. આવો સુમેળ ઉચ્ચ અવલોકનકાર અને વિવેકી લેખકમાં જોવા મળે છે. અવલોકનકાર ખાલી ટીકાખોર બની જાય છે, ત્યારે તે લેખકોનું માન ગુમાવી બેસે છે. અવલોકનકારને પદે બિરાજનાર વ્યક્તિઓએ ઘણા સાવધ રહેવું પડે છે.

> કચરપટી કાગળ પર, ગમે તેમ છાપેલાં, શુદ્ધિઅશુદ્ધિના ઠેકાણા વગરનાં, બેડોળ દેખાતાં પુસ્તકો બાળકોની સાહિત્ય તરફની રૂચિ ઘટાડે છે. વાચકે તેનો પણ ઘણો વિવેક રાખવો પડે છે.

## કોનો અભિપ્રાય લેવો ?

સારા સારા ગ્રંથોના નિર્માતાઓનું સ્થાન અતિ ઊંચું હોય છે, તેમ સારા, પ્રતિષ્ઠિત, નિષ્પક્ષપાત અવલોકનકારો અને વિવેચન કરનારાઓનું સ્થાન પણ ઉંચું હોય છે. લેખકને તો સામાન્ય માણસના અભિપ્રાય કરતાં પોતાનાથી વધુ યોગ્યતા ધરાવનાર, સારો વિવેક રાખનાર અવલોકનકાર કે પત્રના અભિપ્રાયની કાંઇક વિશેષ કિંમત હોય છે. અવલોકનકારના અભિપ્રાયના અધિષ્ઠાનરૂપ વર્તમાનપત્ર કે માસિકના માનમરતબાની પણ તે અવલોકન પર અસર હોય છે. 'ફલાણા પત્રનો કે ફલાણા માસિકનો અભિપ્રાય' એમ વિશેષરૂપે તેની ગણના થાય છે. કેટલીક લબ્ધ-પ્રતિષ્ઠિત વ્યક્તિઓના અભિપ્રાયો પણ કિંમતી લેખાય છે. અવલોકનનું પણ મૂલ્યાંકન જુદું જુદું હોય છે. દુનિયામાં ડાહ્યા, ભણેલા, ગણેલા, વિવેકી મનુષ્યો ઓછા રહે છે; જ્યારે પારકાના અભિપ્રાયોએ ચાલનારો વર્ગ મોટો રહે છે. ઘણાઓનો પોતાનો કહેવાતો અભિપ્રાય પારકાઓના અભિપ્રાય પરજ મોટે ભાગે બંધાયલો હોય છે, સ્વતંત્રપણે

પોતે વિચાર કરી પોતાનો અભિપ્રાય નક્કી કરવાની ઘણી જરૂર રહે છે. છતાં જ્યાં જુઓ ત્યાં 'परप्रत्ययनेय बुद्धिः' વધુ પ્રમાણમાં જોવા મળે છે. આમાં પણ કશું બહુ ખોટું નથી, ફક્ત પારકો અભિપ્રાય સવળે માર્ગે દોરનારો હોવો જોઇએ.

### અવળું દિશાસૂચન આપતાં અવલોકનો

પુસ્તકનું અવલોકન ટૂંકમાં લેવું, ઉપરછલ્લું લેવું કે ફક્ત નોંધ જ લેવી, એ સર્વ પુસ્તકોની યોગ્યતા પર, લેખકની શક્તિ પર આધાર રાખે છે. કેટલીક વખત અવલોકનકાર પક્ષકાર બની કોઈ કોઇ પુસ્તકનાં ભારોભાર વખાણ કરી નાખે છે; તો કોઇવાર કોઇ પુસ્તકનો ઝાડીઓ કાઢી નાખે છે–બધા દોષો જ ખૂણે ખાંચરેથી શોધી કાઢી બહાર લાવે છે. આવાં પક્ષપાતી અવલોકનો વાચકવર્ગને આડે અવળે રસ્તે દોરવી જાય છે. આવી સ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય ત્યાં ડાહ્યા લેખકો કે પ્રકાશકો પોતાનાં પુસ્તકો અભિપ્રાય અર્થે મોકલતા જ હોતા નથી.

### સ્વયંખ્યાત પુસ્તકો

ગુજરાતમાં એવી ઘણી સંસ્થાઓ હાલમાં અસ્તિત્વમાં આવી છે, કે જેનાં પ્રકાશનો વર્તમાનપત્રોના અભિપ્રાયો વગર જ પ્રચારમાં આવી જાય છે. હસ્ત પર હસ્ત–હાથોહાથ તે પુસ્તકોનો સારો ઉઠાવ થઇ જાય છે. તેથી તેવાં પુસ્તકોને પારકાઓનાં અવલોકનોની જરૂર રહેતી નથી. કેટલાંક પુસ્તકોનું પોતાનામાં જ એવું સારૂં સત્વવાળું લખાણ હોય છે કે તેને અવલોકનની આવશ્યકતા રહેતી નથી. તે સ્વયં જ પોતાની ખ્યાતિ અને પ્રચાર સાધી લે છે, છતાં તેના બહોળા પ્રચારને માટે સારાં સારાં સ્થળોએ અવલોકનની જરૂર રહે છે.

### નવલકથાનાં અવલોકન

લોકોનો નવલકથાના વાચનનો શોખ વધી ગયો છે. **નવલકથામાં ઐતિહાસિક કરતાં સામાજિક નવલો પ્રતિ વાંચનારાઓ હાલમાં વધારે આકર્ષાયા છે, તે નવલકથાઓનાં થોકબંધ પ્રકાશનોથી જણાઇ આવે છે.** આમ હોવાથી અવલોકનકારે વધારે તકેદારી રાખવાની જરૂર ઉપસ્થિત થાય છે. નવલકથાને રસિક બનાવવાના અવળા પ્રયત્નોને લઇને તેમાં ઘણાં અનિષ્ટ તત્વો દાખલ થઇ જાય છે. સ્થૂળ પ્રેમચેષ્ટાઓનાં લાંબાં વર્ણનો, શૃંગારિક મટીને બીભત્સ રચનાવર્ણનમાં ઊતરી ગયેલાં જોવામાં આવે છે. તે પ્રતિ અવલોકનકારોએ સખ્ત થવાની જરૂર છે. **કામશાસ્ત્રનાં, જાતીય સંબંધનાં વર્ણનાવાળાં પુસ્તકો વૈદક સ્વરૂપમાં ઘણાં ઘૂસી જાય છે, તે તરફ પણ અવલોકનકારોએ પોતાના અભિપ્રાયોમાં સચોટ સંભાળ રાખવાની રહે છે.** પુસ્તકોનાં અવલોકન પરથી તે લેવાને વાંચનાર દોરાય છે. તેને ખરૂં માર્ગદર્શન મળે તેટલા માટે અવલોકન કરેલા પુસ્તકમાં જે વસ્તુ હોય તેનું યથાર્થ સત્ય સૂચન હોવું જોઇએ, નહિ તો ઘણી વખત અવલોકનમાં લખ્યું હોય તેનું તે પુસ્તકમાં કશું હોતું નથી, અને તેથી વાચકવર્ગ છેતરાઈ પાછળથી અફસોસ કરતો પણ ઘણી વાર જોવામાં આવે છે. **અવલોકનો ખોટી જાહેર ખબરો બની જાય છે, તેમ ન થવું જોઇએ.**

### ગ્રંથપાલો (લાયબ્રેરીઅન) અને અવલોકનો

પુસ્તકાલયોના રખેવાળ ગ્રંથપાલોને પુસ્તકોની પસંદગી કરતી વખતે પુસ્તકોનાં અવલોકનો ઘણાં મદદરૂપ થઇ પડે છે. ક્યાં ક્યાં પુસ્તકો પ્રગટ થયાં છે, તે કેવાં છે, તેની કિંમત

શી છે, તે કયાં મળે છે વગેરે પુસ્તક વિષેની માહિતી તેને પુસ્તકોનાં બારિક, સવિસ્તર અવલોકન પરથી મળી રહે છે. સારાં સારાં પુસ્તકો તે ખબરદાર ગ્રંથપાળ તરતજ મંગાવી પુસ્તકાલયમાં લાવી રાખે છે. ખબરદાર વાચકો પણ પુસ્તકોનું અવલોકન વાંચી પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને તે તે પુસ્તક ખરીદવાની સલાહ આપે છે. **દરેક હોંશિયાર ગ્રંથપાલે દૈનિક વર્તમાનપત્રોમાં, સાપ્તાહિકોમાં, માસિકોમાં, સામયિકોમાં આવતી પુસ્તકોની સમાલોચનાઓ નજર તળે લાવવાની ખાસ જરૂર રહે છે.** પુસ્તકાલયના વ્યવસ્થાપકો પણ પોતે વાંચેલી પુસ્તકોની સમીક્ષાથી દોરવાઇને પુસ્તકાલયો માટેનાં પુસ્તકોની ખરીદી કરવામાં સહાયરૂપ થાય છે. કેટલાંક પુસ્તકોના અવલોકનો તો સારામાં સારા નિબંધરૂપ હોય છે. અઘરાં પુસ્તકો વાંચવામાં સરળતા લાવવા માટે તે તે પુસ્તક વિષેના અન્યોના વિચારો પ્રથમથી જાણી લેવા અત્યંત લાભદાયક છે. વેદાંતનાં પુસ્તકો માટે આ ઘણું જરૂરી છે. પુસ્તકના વિષયની સારી છણાવટવાળાં અવલોકનો વેદાંતનાં પુસ્તકો વાંચવાને અભિરુચિ ઉત્પન્ન કરે છે.

### પુસ્તકમાં સાક્ષરની સહાય

પુસ્તકોના પ્રકાશનમાં હમણાં હમણાં નવી પ્રથા દાખલ થતી ગઇ છે. કોઇ લબ્ધપ્રતિષ્ઠ સાક્ષર પાસે લેખક પોતાના પુસ્તક માટે 'આમુખ, ઉપોદ્‌ઘાત, બે બોલ' વગેરે લખાવી પોતાના પુસ્તકની ગણના વધારે અંકાવવા પ્રયત્ન કરે છે. સાક્ષરોના આવા સહકાર સાથેનાં લેખકનાં પુસ્તકોનાં અવલોકનો પણ સારાં થાય છે. અવલોકનકાર પક્ષપાતી બને છે. પેલા 'આમુખ' લખનારની વિગત પર ધ્યાન આપી તેના અભિપ્રાય સાથે દોરવાય છે. આ બધી પુસ્તકપ્રકાશનની, સારું પ્રચારકાર્ય કરવાની કળા છે. સારા વિવેચન કરનારાઓ માથાઉતાર આમુખ લખનારનો આશય સમજી લે છે, અને તેની દરકાર કર્યા વિના પોતાને તે પુસ્તક માટે જે સત્ય લાગતું હોય તે યથાર્થ સ્વરૂપમાં કહી દે છે. તે તો કોઇનો દોરવાયો દોરવાતો નથી. તેની સ્વતંત્ર પ્રતિભા, વિચાર કરવાની શક્તિ પર પૂર્ણ ભરોસો રાખી તે પોતાને સોંપાયલા અવલોકનના કાર્યને બરોબર ન્યાય આપે છે. વેલાને જેમ વાડની જરૂર રહે છે, તેમ કેટલાક લેખકો જાણીતા થયેલા, ચલણી રૂપિયા સમા પ્રતિષ્ઠા પામેલા સાક્ષર કને પોતાનું ધાર્યું કરાવી લે છે. આ જમાનો અનેક પ્રકારની નવી નવી યુક્તિઓ અજમાવવાનો છે.

### સામયિકોનું એક ખાસ અંગ

પુસ્તકોનાં અવલોકનનો વિભાગ હવે તો કેટલાંક દૈનિક સાપ્તાહિક અને માસિકોનું ખાસ અંગ બની ગયો છે. સાહિત્યના શોખીન અને અભ્યાસી વાચકનું લક્ષ તે તરફ ખાસ જાય છે. તેના વાચનથી પોતાની ભાષાના સાહિત્યમાં કેવોક ઉમેરો થયો છે તે તે જાણી શકે છે, તેને પોતાને માર્ગદર્શન મળે છે. પુસ્તકવિક્રેતાઓએ તો છાપાંઓનું અને સામયિકોનું આ અંગ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. સારા અભિપ્રાયવાળાં પુસ્તકોનો સારો ઉઠાવ થાય છે અને તેથી તેઓ ( વિક્રેતાઓ ) તેવાં પુસ્તકો વેચાણ માટે ખાસ રાખે છે. પ્રતિષ્ઠિત છાપાંઓના તેમ સારા સારા સાક્ષરોના અભિપ્રાયો પણ એકત્રિત કરવામાં આવે છે, અને તે પુસ્તકોનો પ્રચાર કરવા માટે ઘણા ઉપયોગી થઇ પડે છે. આ પરથી માલમ પડશે કે પુસ્તકોનું અવલોકન કરવું એ ક્ષુલ્લક બાબત હવે રહી નથી. તે માટે સારા અભ્યાસ અને ઊંડા વાચન તેમજ નિષ્પક્ષપાત કેળવેલા મનની ખાસ આવશ્યકતા છે. ખાલી પુસ્તકોની

ઉપરટપકી નોંધો કરવી અને સાદ્યંત સમાલોચના કરવી એમાં ઘણો ફેર હોય છે. હાલમાં પુસ્તકો ઘણાં પ્રગટ થાય છે, એટલે તે સર્વેની ઊંડી સમાલોચના કરવી છાપાંવાળાઓને શક્ય બનતી નથી.

## અવલોકનકાર શિક્ષક તરીકે

લબ્ધપ્રતિષ્ઠ સારા સારા લેખકોની કૃતિઓની સમાલોચના કેટલીક વખત તો વર્તમાનપત્રોમાં ઘણા વિસ્તારથી આવે છે. જેમ એક શિક્ષક શાળામાં કે એક પ્રાધ્યાપક પાઠશાળામાં એક વિષય શીખવતો હોય, તેમ એક અવલોકનકાર પણ તે પુસ્તકમાંથી અવતરણો ઉદ્ધૃત કરીને તેની ખુબીઓ અને ખામીઓ વાચકો સમક્ષ રજુ કરે છે. કવિતાનાં પુસ્તકો માટે આવી લંબાણુ સમીક્ષાઓ ખાસ જોવામાં, વાંચવામાં આવે છે, તેનું કારણ તે કવિતામાં સૂત્રાત્મક ઘણી વાતો કવિએ લખેલી હોય છે તેનું ઊંડું રહસ્ય સમજાવવા માટે અવલોકનકારને લંબાણમાં ઊતરવું પડે છે. તેથી આવી સમાલોચનાઓના બબ્બે ત્રણ ત્રણ હપ્તાઓ સાહિત્યના અભ્યાસીઓને વર્તમાનપત્રોમાં વાંચવા મળે છે. 'મેટ્રિક' કે 'બી. એ.'ના અભ્યાસ માટે પસંદ કરેલાં પુસ્તકોની સમાલોચનાઓ વર્તમાનપત્રોમાં ખાસ આવવા માંડી છે. તેના તરફ વિદ્યાર્થીઓનું જ નહિ, પણ શિક્ષકોનું પણ ધ્યાન સારા પ્રમાણમાં ખેંચાય છે. બન્નેને તે ઉપયોગી થઇ પડે છે. તેમાં પણ કાવ્યસંગ્રહોમાંની કેટલીક ગૂઢ પંક્તિઓની સમજવાળાં અવલોકનો માટે મતભેદ ઉત્પન્ન થાય છે. કવિની કલ્પનાથી પણ આમળ વધીને અવલોકનકાર પોતાનું મંતવ્ય આગળ કરે છે. મોટે ભાગે આવાં ચર્ચાત્મક અવલોકનો ખુલ્લે નામે અને તખલ્લુસધારી નામે થાય છે, ત્યારે હોંસાતોંસી વધી જાય છે, સાક્ષરોની સાઠમારી શરૂ થાય છે.

## અવલોકનકારની યોગ્યતા

પુસ્તકોનાં સારાં અવલોકનો જોખમદાર, અભ્યાસી વ્યકિતઓ મારફત કરાવવાની ખાસ તકેદારી રાખવાની જરૂર ઊભી થઇ છે. ઉપલક ઉપલક પુસ્તક પર નજર ફેરવી, પ્રસ્તાવના અને અનુક્રમણિકા પર નજર દોડાવીને હમણાં ઘણે ઠેકાણે પુસ્તકો પર અભિપ્રાય અપાય છે, બાહ્યાંગનું જ અવલોકન થાય છે. તેમ થવાનાં કારણો પણ ઘણાં છે.

વર્તમાનપત્રોમાં અભિપ્રાય માટે ઘણાં પુસ્તકો આવે છે. અભિપ્રાય માગનારાઓ તેમનાં પુસ્તક માટે જલદી જલદી અભિપ્રાય પ્રકટ કરવાની ખાસ માગણી કરે છે. તેમને તો માત્ર તેમનાં પુસ્તકની જાહેરાત વહેલી થાય, એજ માત્ર એક લક્ષ્ય હોય છે. અવલોકન આવતાં જો કાંઇક વધારે સમય થઇ જાય છે, તો લેખકો પોતાનાં પુસ્તકો માટેના અભિપ્રાય માટે તગાદા કરતા પત્રો પાડવે છે. તેમના મનથી એમ હોય છે કે, તંત્રી ખાતા પાસે તેમના એકલાનું જ એક પુસ્તક અભિપ્રાય માટે આવ્યું હશે. લેખકને પોતાનું પુસ્તક અતિ પુસ્તરત્નું લાગે છે અને તે માટે તે વધારે પડતી ઉતાવળ પણ કરે છે. પણ તેઓએ જાણવું જોઇએ કે અવલોકનકાર પાસે તેમની પૂર્વે ઘણાઓનાં પુસ્તકો અવલોકનાર્થે આવી પુગેલાં હોય છે. ક્રમવાર અને પુસ્તકની યોગ્યતાએ પુસ્તકો વંચાય છે અને તેના અભિપ્રાયો જાહેર થાય છે.

## ખાસ અવલોકનકારો

બીજી કેટલીક વાર વર્તમાનપત્રમાં બીજા મહત્વના બનાવો કે વિષયો વધારે હોવાથી

સમાલોચના માટે અનામત રખાયેલી કટારો કેટલીક વાર મુલત્વી રાખવી પડે છે. તંત્રીઓ પણ બધાંજ પુસ્તકો પોતે વાંચી અભિપ્રાયો આપતા હોતા નથી. તે વળી જે વિષયનું પુસ્તક હોય તે વિષયના અભ્યાસી પર પુસ્તક મોકલી આપે છે. અને આ અભ્યાસી કાંઇ તંત્રી પાસેથી વેતન ( પગાર ) મેળવતો હોતો નથી, એટલે તંત્રી તેનાં પર વધારે દબાણ કરી ઉતાવળથી અભિપ્રાય મેળવવા માટે અશક્ત રહે છે.

### વાર્ષિક અવલોકન

હમણાં હમણાં સારા વિવેચકો, અવલોકનકારો ગુજરાતમાં બહાર આવવા માંડયા છે. ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી વર્ષ આખામાં પ્રગટ થયેલાં સર્વે પુસ્તકોની સમીક્ષા જાણીતી સાક્ષર વ્યક્તિઓ પાસે વારાફરતી કરાવી. એક પુસ્તક જ પ્રકટ કરવામાં આવે છે. સ્વતંત્ર અભિપ્રાયો લખનાર વ્યક્તિ પાસે અવલોકન કરાવવાનું કાર્ય સાહિત્ય સંમેલન કે સાહિત્ય પરિષદે ઉપાડી લેવું જોઇએ. તે કાર્ય માટે અમદાવાદ પ્રથમ બહાર પડયું છે. સારી સારી પુસ્તકપ્રકાશન સંસ્થાઓ પણ અસ્તિત્વમાં આવી છે, અને તેમના દ્વારા સારાં સારાં પુસ્તકો પ્રગટ થવા માંડયાં છે, એ સાહિત્યની પ્રગતિને સારો વેગ આપી શકશે.

### બાળકો માટેનાં પુસ્તકો

બાળકો માટેનાં ઘણાં પુસ્તકો બાળમાનસના અભ્યાસીઓ તરફથી સચિત્ર સારા પ્રમાણમાં પ્રકટ થવા માંડયાં છે. અહીં હું કોઈ એક સંસ્થાનો ઉલ્લેખ કરતો નથી, કારણ કે તેમ થતાં અન્ય સંસ્થાઓને અન્યાય થયેલો ગણાશે. બાળકો માટેનાં પુસ્તકોનાં બાહ્ય પૂઠાંઓ પણ રંગબેરંગી આકર્ષક થવા માંડયાં છે, તે માટે હરિફાઇઓ થાય છે. ગુજરાતના ચિત્રકારો માટે આ એક ક્ષેત્ર ખુલ્યું છે. નવલકથાઓ માટે પણ તેમ કહી શકાય. પુસ્તકોનાં બાહ્યાંગ અને અંતરંગ બંને સારાં હોવાં જોઇએ.

સાંપ્રદાયિક પુસ્તકોનો ફેલાવો તો તે સંપ્રદાયમાં જ થાય છે. તેના તરફ સામાન્ય જનતા બેદરકાર રહે છે. આર્ષગ્રંથો, ધર્મગ્રંથો વર્તમાન અને ભવિષ્ય એ સર્વ કાળ માટે ઉપયોગી હોય છે, અને તે જ ચિરંજીવ સાહિત્ય છે. વર્તમાનપત્ર કે માસિકનું સાહિત્ય જો તે સ્વતંત્ર પુસ્તકમાં સંગ્રહાયલું નથી હોતું તો તે સામયિક સાહિત્યમાં અદષ્ટ થઈ જાય છે. તે સમય પૂરતી જ તેની મહત્તા, ગણના હોય છે.

### કોણ અવલોકન કરે ?

વેદાંત, જ્યોતિષ, અર્થશાસ્ત્ર, કાવ્યસંગ્રહ, ઐતિહાસિક ગ્રંથો, નવલકથાઓ, વાર્તાઓ, બાલોપયોગી પુસ્તિકાઓ વગેરે જુદા જુદા વિષયનાં પુસ્તકોનાં અવલોકનો એક જ વ્યક્તિ પાસે કરાવી તે તે પુસ્તકને બરોબર ન્યાય ન જ આપી શકાય. તે તે વિષયના નિષ્ણાતો જ તેવાં પુસ્તકનાં અવલોકનો સારી રીતે કરી શકે. એટલે પુસ્તક લખનારે કયી વ્યકિત પાસે પોતાના પુસ્તકનો અભિપ્રાય મેળવવો તેમાં વિવેક વાપરવાની ખાસ જરૂર છે.

હવે Reviwing Books પુસ્તકોનાં અવલોકનો એ મથાળું જ એટલું મોટું ક્ષેત્ર ધરાવે છે કે, તે પર ઘણું ઘણા તરફથી કહી શકાય તેમ છે. એટલે અહીં તો મેં 'સામયિકોમાં પુસ્તકોની સમાલોચના' વિષે જ માત્ર બોલવાનું યોગ્ય ધાર્યું; વર્તમાનપત્રોની સમીક્ષા-સૃષ્ટિનો કાંઇક ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. કારણ કે, હવે તો લગભગ દરેક વર્તમાનપત્રમાં પુસ્તકોનાં અવલોકનો લેવાનો એક નિયમ જ થઇ પડયો છે. इत्यलम्. *

* ઓલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી.

# પુસ્તકપ્રકાશન પર યુદ્ધની અસર

વર્તમાન યુદ્ધની પુસ્તકપ્રકાશન પર ઈંગ્લંડમાં શું અસર થઇ છે તે બાબત ' નાઉ એન્ડ ધેન ' નામનો સામયિકના તંત્રી લખે છે કે ' પ્રકાશનની અત્યારની મુશ્કેલીઓ સમજવામાં થોડી કલ્પનાની જરૂર છે. પહેલાં તો અનિશ્ચિતતાનું તત્ત્વ મોખરે આવે છે; અલબત્ત પ્રકાશનકાર્યમાં થોડી ઘણી અનિશ્ચિતતા તો હોય છે જ, પરંતુ અત્યારે તો નજીકના ભવિષ્યમાં શું છે તે કોઇ જાણતું નથી. બીજી વાત, જગતમાં પ્રવર્તી રહેલ અવ્યવસ્થા છે. એક જ રાતમાં પરદેશનાં બજારો અદશ્ય થઈ ગયાં છે અને દેશના ધંધામાં પણ અનેકવિધ મુશ્કેલીઓ ઉત્પન્ન થઇ છે. નવું ખર્ચ વધ્યું છે. નવા અંકુશોનો સ્વીકાર કરવો પડે છે, કાગળની તંગીને અંગે શું છાપવું તેનો નિર્ણય ખૂબ સંભાળથી કરવો પડે છે અને અંતે તો પ્રકાશનનો ધંધો જેના પર નિર્ભર છે તે–વાચક–ને પોતાના જીવનની પ્રથા ક્યારનીય બદલવી પડી છે.

આ બધી મુશ્કેલીઓ છતાં, પ્રકાશનનું કાર્ય ચાલુ રાખવું જ જોઇએ. પ્રશ્ન પુછાશે કે ' શા માટે ? ' કોઇ એવી ઉતાવળી સૂચના આપશે કે અત્યારનું પ્રકાશન તો, ' રોમ બળતું હતું ત્યારે નીરો ફીડલ બજાવતો હતો ' તેના જેવું થશે. ધારો કે, આ વાત સાચી હોય તો અગ્નિને શમાવવાને ફીડલ ઉપયોગી થાય તેમ સ્વપ્નમાં પણ કોણ ધારશે ? આથી ઊલટું, ફીડલનું સંગીત અગ્નિ બુઝાવનારાઓને પ્રોત્સાહનરૂપ થઇ પડે. આનો અર્થ એ નથી કે અમે આ આરોપનો સ્વીકાર કરીએ છીએ. અમે તો એટલું જ કહેવા માગીએ છીએ કે, પ્રકાશનનું કાર્ય એ વિશિષ્ટ પ્રકારનું વાદ્ય છે, અને જ્યાં સુધી તેનો ઉપયોગ થઇ શકે ત્યાંસુધી કરવો જોઇએ. તેનું યોગ્ય કાર્ય–પુસ્તકોનું ઉત્પાદન છે, તે અનેક રીતે વાચકોનું હિત સાધે છે. આ કાર્ય શાંતિના સમયમાં પણ કદી એકધારું હોતું નથી. પ્રકાશકોએ રસવૃત્તિમાં થતા ફેરફારોને હમેશાં અનુકૂળ થવું જોઇએ. તેઓએ વાચકની વૃત્તિને સંતોષવી જોઇએ અને કેટલીક વાર નવીન ભૂખ ઉત્પન્ન કરવી જોઇએ. મુશ્કેલીના સમયમાં અનુકૂળ થવાનું કાર્ય વધારે ત્વરાથી થવું જોઇએ.

યુદ્ધના સમયમાં પ્રકાશનના ત્રણ હેતુ હોવા જોઇએ; અમને વારંવાર કહેવામાં આવેલ છે કે, આ દેશે બનતી ત્વરાથી નિકાસ વેપાર જાળવી રાખવો જોઇએ અને બની શકે તો તે સુધારવો જોઇએ. ઇગ્લેન્ડનાં પુસ્તકોની નિકાસ વર્ષે ૩૫ કરોડની ગણાય છે. અત્યારે કેટલાંક બજારો ઈંગ્લેન્ડ માટે બંધ થયાં છે. જે બાકી રહ્યાં છે ત્યાં પુસ્તકો પુરાં પાડવાં જોઇએ અને નવાં બજારો શોધવાં જોઇએ. પુસ્તકો લડાઇના ખર્ચમાં મદદ કરે છે, એટલે જેટલી મદદ વધારે, તેટલું વધારે ઠીક. આ ઉપરથી આપણે બીજા હેતુ પર આવીએ છીએ. આપણે શા માટે લડાઇમાં જોડાયા છીએ અને સહિષ્ણુતા, સહકાર તથા જગતની સુધારણા માટેની આપણી માન્યતાને ટેકો મેળવવા માટે આપણે પુસ્તકો પર આધાર રાખવો જોઇએ. તમને ઠીક પડે તો તેનો પ્રચાર કરો અથવા તો સત્યનો ફેલાવો કરો. આપણે તો આ દેશમાં માનીએ છીએ કે, છપાયેલ અથવા બોલાયેલ શબ્દ જેમ સત્યની વધારે નજીક, તેમ તે દેશ અગર પરદેશમાં પ્રચાર તરીકે વધારે સારી અસર ઉપજાવે છે. અસત્ય કરતાં સત્ય વધારે ટકી રહે છે અને આપણે જે કસોટીમાંથી પસાર થઇ રહ્યા છીએ તે સહિષ્ણુતા નથી તો બીજું શું છે ?

છોટાલાલ માનસિંગ કામદાર

# નિરક્ષરતાનિવારણમાં વિદ્યાર્થીઓનો સાથ

[ પ્રૉ. ભાગવતનો વિદ્યાર્થીઓ સાથેનો એક વાર્તાલાપ* ]

**નિરક્ષરતાનિવારણના કાર્યમાં ઘેર ઘેર શાળાની યોજના અતિ મહત્વનો ભાગ ભજવે તેમ છે. આ યોજનાનો ફેલાવો કરવામાં પ્રથમ પ્રચારકાર્ય સભાઓ, સંભાષણો અને સરઘસો દ્વારા કેમ કરવું તે સંબંધી પ્રો. ભાગવતે વિદ્યાર્થીઓને પોતાના સ્વાનુભવો બહુ જ સરળ ભાષામાં સમજાવ્યા હતા. છોકરાઓ તથા છોકરીઓ પોતાના અભ્યાસ ઉપરાંત આ કાર્ય કેવી રીતે ઉપાડી શકે, અને એ છોકરા–છોકરીઓમાં ઉત્સાહ કેવી રીતે પેદા કરી શકાય તે માટે પ્રો. ભાગવતે ગયા માસમાં વડોદરાના મરાઠી શાળાના વિદ્યાર્થીઓ સમક્ષ આ નીચે રજૂ કરેલા એક વાર્તાલાપથી સહેજે સમજાઇ જાય તેમ છે. પ્રૌઢ શિક્ષણમાં રસ લેનાર ભાઇબ્હેનોને આ વાર્તાલાપ પ્રેરક નીવડશે એમ માની હું એ અત્રે રજૂ કરું છું.**

**—ઉમેદભાઇ મો. પટેલ.**

“ જુઓ, હું આજે તમારા વડોદરામાં તમે બધા કેટલા હોંશિયાર છો તે જોવા આવ્યો છું. બોલો, તમે હોંશિયારી બતાવશો ને ? ”

છોકરાઓ—“ હા. ”

“ હવે ત્યારે હું તમારી હોંશિયારીની પરીક્ષા કરીશ હો ! પણ તે પહેલાં હું કેવી પરીક્ષા કરું છું તેનો ખ્યાલ આપું. અમારા તરફના એક ગામડામાં એક વખત હું ફરવા ગયો હતો. ત્યાં હું ઘણી વખતે લોકો સાથે વાતોચીતો કરતો અને મને તે ગામમાં ઘણાં ભાઇબહેનો નિરક્ષર માલૂમ પડેલાં. તેમને બીજી કેટલીક રીતે મદદ કરવા હું વખતોવખત જતો. એક વખત મેં એક ગેનુ નામના છોકરાને વાંચતાં જોયો. પાસે તેની બહેન બેઠી હતી તે કંઇ વાંચતી નહિ. મેં છોકરાને પૂછ્યું: ‘ તારી બહેન નિશાળે જાય છે ? ’

છોકરાએ મને કહ્યું “ ના. ”

મેં પૂછ્યું: “ કેમ નિશાળે જતી નથી ? ”

તેણે કહ્યું: “ તેને મારી મા સાથે ઘેર તથા ખેતરમાં કામ કરવાનું હોય છે અને નિશાળે જવાનો વખત મળતો નથી એટલે તે નિશાળે જઇ શકતી નથી.”

મેં છોકરાને પૂછ્યું: “ તું કયી ચોપડી ભણે છે ? ”

છોકરો કહેઃ “ ત્રીજી ચોપડી. ”

“ તને વાચતાં આવડે છે ? ”

“ હા. ”

---

* આ વાર્તાલાપ શાળાનાં ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓ સમક્ષ જો શિક્ષકો વાંચી સંભળાવી તેની યોગ્ય સમજૂત આપશે તો પ્રૌઢશિક્ષણપ્રચારના કાર્યમાં સારો એવો સાથ એ દિશામાં કાર્ય કરનાર સૌને મળી શકશે.

આશા છે કે શિક્ષકો આ લેખ શાળાના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને વાંચી સંભળાવી તેની સમજૂત આપી તેમનામાં એ કાર્યને લગતા સંસ્કારો પ્રેરશે. —તંત્રી

" ના, હું તને વાંચતાં આવડે છે તેમ માનતો નથી ! "

" હા. મને સરસ વાંચતાં આવડે છે ! તમે મને લખી બતાવો તે વાંચી બતાવું; કહો તે ચોપડી વાંચું. "

મેં તેને એક કાગળ પર નીચેની મતલબનું લખીને વાંચવા આપ્યું:

" પેલા ખૂણામાં પેંડો મૂકયો છે તે ખાઇ જા. " છોકરાએ તે કાગળ વાંચ્યો અને હસ્યો. તેની બહેન તો તે કાગળ જોઇ બાઘી જ બની. છોકરાએ કહ્યું કે " તે નિરક્ષર છે એટલે વાંચી શકતી નથી. પણ હું તો ભણેલો છું એટલે વાંચી શકું છું. "

મેં કહ્યું: " તું એકલો વાંચે તેથી તને વાંચતાં આવડે એમ હું કહી શકું નહિ. "

" ત્યારે તમે કયારે મને વાંચતાં આવડે તેમ કહો ? "

" જ્યારે તું મને આ તારી બહેનને વાંચતાં શીખવે ત્યારે જ હું કહું કે તને વાંચતાં આવડે છે ! "

" ત્યારે તમે મને કહો કે હું એને કેવી રીતે વાંચતાં શીખવી શકું ? કારણ તમે મને વાંચતાં આવડતું નથી એમ કહો તે હું સહન નહિ કરૂં. "

" ત્યારે તું તારી બહેનને તારા ઘરમાં નવરાશના વખતે વાંચતાં શીખવી દે. "

" મને ચોપડી આપી દો તો હું એને શીખવી દઉં. "

મેં ત્યારબાદ છોકરાને મૂળાક્ષરો શીખવવાનો તખ્તો આપ્યો. તેમાં અક્ષરો કેમ શીખવવા તે બતાવ્યું. અને છોકરાએ મને કહ્યું કે આ તો હું મારી બહેનને જલદી શીખવી દઇશ ! છોકરાની બહેને પણ પોતાના ભાઇ સાથે ભણવાની હા પાડી. અત્રે જાણવાનું જરૂરી થશે કે આ ગેનુ નામનો છોકરો માત્ર દશ વર્ષનો હતો, જ્યારે તેની બહેન બાર વર્ષની હતી !

મેં પછી વડોદરાના છોકરાંઓને કહ્યું: " આ ગેનુએ પોતાને ભણેલો અને વાંચતાં આવડે છે તેવું કહેવડાવવા માટે કેટલી તૈયારી બતાવી ! તમે એટલી મારી પરીક્ષા માટે તૈયારી બતાવશો ? "

છોકરાઓ બોલી ઉઠયા: " હા, હા અમે પણ ગેનુની માફક ભણાવી શકીએ ! "

મેં કહ્યું: " તમે ત્યારે હજી આગળ સાંભળો. આ ગેનુએ કેવી રીતે શિક્ષણનું કામ કરવા માંડયું. મેં ગેનુને મૂળાક્ષરનો તખ્તો આપ્યો તે વડે તે પોતાની બહેનને શીખવવા લાગ્યો. ધીરે ધીરે તેના મા અને બાપ પણ આ છોકરાં શું કરે છે તે જોવા લાગ્યાં અને પોતે પણ ધીરે ધીરે એ છોકરાંની શિક્ષણની આ રમૂજમાં ભાગ લઇ ખેતરમાં હરતાં ફરતાં છોકરી અને છોકરાની મદદથી એ પણ મૂળાક્ષરો શીખી ગયાં.

થોડા દિવસ પછી જ્યારે હું ગામમાં ફરીથી ગયો ત્યારે તો ગેનુ મારી પાછળ ફરી વળ્યો. મને કહેવા લાગ્યો: " જુઓ, મેં મારી બહેનને તથા મારાં માબાપને વાંચતાં શીખવ્યું છે, તમે હવે મને બીજી ચોપડીઓ વાંચવાની આપો." મેં પછી તેને બારાક્ષરીનો તખ્તો તથા વાચનના પાઠો આપ્યા. છોકરાએ આ બધું કામ હોંશ હોંશે કર્યું અને પોતાના ઘરમાં બધાંને સારી રીતે વાંચતા કર્યાં. મેં કહ્યું: " હવે તને બરાબર વાંચતાં આવડયું. તું હવે બરોબર ભણેલો ગણાય. "

એક દિવસ હું એ ગામના કલેકટર સાહેબની મુલાકાતે ગયો. મેં તેમને કહ્યું: " નિશાળના ભણતા બાળકો નિરક્ષરતાનિવારણનું કાર્ય કેમ કરી શકે તે જોવું હોય તો તમને એક છોકરો બતાવું ! "

કલેકટર સાહેબે મારી વાત પ્રથમ તો ન માની, પણ મેં આગ્રહ કર્યો એટલે એ મારી સાથે આવ્યા અને ઝૂંપડીમાં જ્યાં છોકરો રહેતો હતો ત્યાં ગયા. છોકરાનાં બહેન અને માબાપને પાઠ વંચાવ્યા અને છોકરાએ કેવી રીતે કાર્ય કર્યું તેની બધી માહિતી આપતાં તેઓ આશ્ચર્ય પામ્યા અને છોકરાને કેટલાક રૂપિયાની બક્ષિસ આપી.

એ ગામની નિશાળના છોકરા જોવા માટે ટોળે વળ્યા. તેમણે મને પૂછ્યુંઃ "આ ગેનુને શાનું ઇનામ મળ્યું ?"

મેં કહ્યુંઃ "એ મારી પરીક્ષામાં પાસ થયો એટલે."

"ત્યારે તમે અમારી પરીક્ષા કેમ લેતા નથી ? અમે તો ગેનુ કરતાં વધારે હોંશિયાર છીએ, ગેનુનો તો નંબર સાતમો આઠમો રહે છે, એને સાધારણ અભ્યાસ આવડે છે. અમને તો એના કરતાં ઘણું સારું આવડે છે."

પણ મેં કહ્યુંઃ "ભાઇઓ ! મારી પરીક્ષા કપરી છે."

"અરે, ગમે તેવી કપરી હશે પણ અમે તો ગેનુ કરતાં સારું કામ કરી બતાવીશું."

મેં પછી છોકરાઓને શું કામ કરવાનું હતું તે બતાવ્યું.

મેં કહ્યુંઃ "દરેક છોકરાએ પોતાના ઘરમાં નિરક્ષર કોણ છે તેની યાદી કરવી અને તેમને ફુરસદના વખતમાં ભણાવવાનું કામ કરે. તેમને મુળાક્ષર, બારાક્ષરી તથા વાચનની ચોપડીઓ હું આપીશ."

કેટલાક છોકરાઓએ એ કામ હાથમાં લીધું. મને આથી ઘણો આનંદ થયો. હું વખતોવખત હવે આ ગામે જઇ છોકરાઓને ભેગા કરી પ્રોત્સાહન આપતો. પછી અમે–છોકરાઓએ એક સંઘ સ્થાપ્યો; અને તેમાં જેના ઘરમાં તમામ માણસો ભણેલા હોય તેને એક વાવટો આપવાનું નક્કી કર્યું. અને જેના ઘરમાં નિરક્ષર હોય તો તેના ઘર આગળ કાળી સહીથી × ની નિશાની કરવાનું ઠરાવ્યું. અમે તો હવે બધાએ ભેગા મળી નિર્ણય કર્યો. નિશાળનાં તમામ છોકરાંએ પોતાના ઘરનાં બીજાં અભણ માણસો જેઓ ભણી શકે તેવા હોય તેમને ભણાવવાં જોઇએ.

અમે તો હવે દરેક પખવાડીએ મહિને સરઘસ કાઢતાં, જે છોકરાઓના ઘરમાં બધા માણસો ભણેલા હોય તેના ઘર પર પેલો વાવટો ફરકાવતા.

અમને મુશ્કેલીઓ પણ પડતી. જેમના ઘર આગળ કાળા ડાઘ રહ્યા હતા તે પૈકી કેટલાક તો ભણવા ખુશી જ ન હતા. કોઇકના માબાપ, જો તેમનું છોકરું ભણવાનું કહે તો મારે, ગમે તેમ બોલે; પણ અમારા છોકરાઓનો સંઘ તેનો કેડો છોડતો નથી. તેને સમજાવતા, ઘણું સમજાવતા, વળી તે છોકરાને પણ સંઘમાંથી છૂટો કરવાની તેના માબાપને ધમકી આપતા અને તેને પણ કહેતા કે અમારા ગામમાં તો હવે બધાને ભણવું જ પડશે, નહિ તો તમે બીજા ગામે રહેવા જાવ. આમ અનેક વિપત્તિઓ વચ્ચે અમે અમારું કાર્ય ચાલુ જ રાખ્યું. આખરે અમે આખા ગામમાં ભણી શકે એવાં તથા મોટાં ભાઇ–બહેનોને ભણતાં કર્યાં અને અમારા આખા ગામનાં ઘરો પર પેલા ભણેલાનાં ઘરની ઓળખ આપતા વાવટા ફરકવા લાગ્યા.

"જુઓ, ત્યારે મારી આવી આકરી પરીક્ષા છે, તમે તેમાં પાર ઊતરશો ?"
વડોદરાના છોકરાઓએ કહ્યું "હા."
"તમે ભણાવવાનું કામ કરશો ?"
છોકરાઓએ કહ્યું "હા."

મેં તેમને કહ્યું: " તમે મને અહીં હા કહો અને ઘેર જઇ કંઇ કરવાના ના હો તો હા કહેવાની જરૂર નથી. આ તો તમે કહો છો કે અમે હોંશિયાર છીએ ત્યારે તમારી પરીક્ષા હું કરૂં છું. જુઓ ત્યારે, આવતી કાલે તમે મને તમારા ઘરમાં ભણેલા કોણ અને અભણ કોણ છે તેની એક યાદી આપજો. " છોકરાઓએ તે કબૂલ્યું.

મેં પછી છોકરાઓને સમજાવ્યું કે " જુઓ, આપણો દેશ બહુ મોટો છે. આપણા દેશની વસ્તી બહુ મોટી છે અને તેમાં ભણેલા માણસો સો પૈકી સરેરાશ ત્રણ જેટલા છે; જ્યારે આપણે જે બીજા દેશોનાં નામ જાણીએ છીએ તે જેવાં કે ઇંગ્લેન્ડ, જર્મની, રશીઆ, જાપાન, ફ્રાન્સ, ઇટલી, યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા વગેરે દેશોમાં ભણેલા માણસો સોએ સો ટકા જેટલા હોય છે. ત્યારે કહો, કાળા ડાઘ કયાં વધારે છે ? "

છોકરાએ કહ્યું: " આપણા દેશમાં. "

" ત્યારે જુઓ, વિચાર કરો. તમારા શરીર પર ડાઘ હોય તે તમને ગમશે કે ? "

" ના. "

" ડાઘવાળો માણસ બીજાને ગમશે કે ? "

" ના. "

" પોતે પણ સારો દેખાશે કે ? "

" ના. "

" ત્યારે જુઓ, આપણા દેશમાં દરેક સો માણસે ત્રણ માણસ જ ભણેલા હોય અને બાકીના નિરક્ષર હોય તો એ કેટલા બધા ડાઘ છે ? એ કાઢવા જોઇએ ને ? ".

" હા જી. "

" ત્યારે તે માટે આપણે બધાએ એકસાથે જ કામ કરવું જોઇએ. વળી તમે યાદ રાખો કે આપણો દેશ ગરીબ છે એટલે આટલા બધા માણસો માટે નિશાળો પણ ખોલાય નહિ, આ બધા માણસોને મજૂરીએ જવાનું એટલે બધા નિશાળે પણ આવી શકે નહિ; માટે આપણે એકમેકને મદદ કરી કામ કરીએ તો આપણા કુટુંબના, ગામના, દેશના બધા માણસો ભણેલા બને અને આપણે ઉજળા થઈ જઇએ. આપણા કાળા ડાઘા જતા રહે; આપણે બીજા દેશો સાથે સરખી રીતે ઊભા રહીએ ને ? "

" હા. " " ત્યારે આપણે એ કાર્ય કરવા તૈયાર રહેવું પડે. "

" હવે હું તમને ફરી યાદ આપું છું કે તમે બધા હોંશિયાર છો ? "

" હા. "

" તમે ખરેખર હોશિયાર હશો તો તમે મને આપેલું વચન જરૂર પાળજો. અને જો અમારા તરફ ' દગડ ' એટલે ઠોઠ કહે છે તેવા હશો તો મારૂં બધું સમજાવેલું પથ્થર પર પડયું એમ મને લાગશે ! "

છોકરાઓએ એકી સાથે જવાબ આપ્યો કે " અમે આ કાર્ય કરીશું. "

" ત્યારે કાલે તમે યાદીઓ લાવશો ? "

" હા. "

" ત્યારે તમને કામ શરૂ કરવા માટે હું ચોપડીઓ મોકલીશ. અને ફરી વડોદરા આવીશ ત્યારે તમે શું કર્યું તે જોઇશ. "

( આ લેખાણ લખાતી વખતે આ છોકરાઓએ ૧૩૩ અભણોને ભણાવી શકવાનું જણાવ્યા પ્રમાણે તેટલી પત્રિકાઓ અને સાહિત્ય પ્રો. ભગવત સા. તરફથી આવી ગયું છે અને વડોદરા સ્ત્રીમંડળ તરફથી શ્રીમતી વાકનીસ., શ્રીમતી સુભદ્રાબાઇ પગાર સા., તથા બીજાં બહેનો મારફત આ કાર્યની શરૂઆત થઇ છે. )

ઉમેદભાઈ મો. પટેલ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**અ**મેરિકાનાં વર્તમાનપત્ર વેચવાના સ્ટૉલ ઉપર એક નવા પત્રે દેખાવ દીધો છે. આ વર્તમાનપત્રનું નામ પી. એમ. (P. M. બપોર પછીના સમય માટે વપરાતો અંગ્રેજી શબ્દ ) છે. તે પત્રનું આ નામ આપવાનું કારણ કોઇને સમજાતું નથી; કેમ કે તે બપોરનું પત્ર નથી. બીજાં પત્રો કરતાં આ પત્ર ઘણી બાબતોમાં જુદું પડી આવે છે. પહેલાં તો, બીજાં પત્રો કરતાં તેની કિંમત બેવડી છે, પત્રના વેચાણની આવક પર જ તેનો આધાર છે, તેમાં જાહેર ખબર બિલકુલ નથી.

બીજાં પત્રોની જાહેર ખબરમાંથી, વેચાણના, નવી વસ્તુની જાહેરાતના તથા ખરીદી કરનારાઓને ઉપયોગી થાય તેવી ખબરો લઇને, "જીવન માટેના ખબર" શીર્ષક છાપવામાં આવે છે.

બધા ખબર, વાર્તાઓ તથા વિવેચન ગમે તેવું હોય તે બધાની નીચે લેખકના નામના પ્રથમાક્ષરો હોય છે. આગળના પાના પર તેમના આખા નામની યાદી હોય છે. વાર્તાઓમાં ફોટોગ્રાફરોની મદદ લેવાને બદલે કળાકારોની સહાય લેવાની જૂની પ્રથા પી. એમે, દાખલ કરી છે.

એક પ્રજાકીય દૈનિક જાહેર ખબર વિના ચલાવી લે તેનો આ પહેલો દાખલો છે. શું થાય છે તે જોવાનું છે. ઘણાખરા તજજ્ઞોનો એવો અભિપ્રાય લેખાય છે કે તેના જીવવાનો સંભવ ઘણો ઓછો છે.

× × ×

સાહિત્યમાં કયાં પુસ્તકોનું વેચાણ વધારે થાય છે ? આપણે સત્વર જવાબ આપ શું કે નવલકથાનું; પણ ખરી વાત એવી નથી. અંગ્રેજી સાહિત્યમાં, લેટિન ગ્રામર (વ્યાકરણ)થી પ્રખ્યાત થયેલ નિશાળના શિક્ષક કેનેડી તથા ડીક્ષનરીઓના લેખક વિલિયમ સ્મિથનાં પુસ્તકોનું વેચાણ સૌથી વધારે થાય છે. આવાં પુસ્તકોના લેખકને પ્રતિવર્ષ મોટી આમદાની થાય છે.

ક્લિફ્ટનના શિક્ષક મિ. એચ. એસ. હોલે મિ. નાઇટના સહકારમાં બીજગણિત લખેલ છે. ચાર વર્ષ પહેલાં તે મૃત્યુ પામ્યા ત્યારે ૫૦,૦૦૦ પૌંડથી વધારે મિલકત મૂકતા ગયા. આ પુસ્તક ૧૮૮૫ માં પ્રગટ થયું ત્યારથી તેની વીસ લાખ ઉપરાંત નકલો ખપી ગઈ છે. તેના પ્રકાશક મેસર્સ મેકમિલનને પણ મોટી આવક થયેલ હોવી જોઇએ.

કોષના લેખક સર વિલિયમ સ્મિથ ૧૮૯૩ માં મૃત્યુ પામ્યા, પણ તેમના મરણ પછી ઘણાં વર્ષો સુધી તેમના પુત્રો તથા પૌત્રોને 'રોયલ્ટી' તરીકે મોટી રકમ મળતી જતી. તેના પ્રકાશક જહોન મરેને પાંચ લાખ પૌંડ મળ્યા તેમ કબૂલ કરવામાં આવે છે.

× × ×

હિંદી સરકારના નોટિફિકેશન મુજબ મોફીસિંગનું લખેલ 'મિસ્ટિરિયસ ઇન્ડિયા' ( Mysterious India )ને બ્રિટિશ હિંદમાં આવતું અટકાવવામાં આવ્યું છે. અને તે પુસ્તકના ભાષાન્તર તથા ઉતારા પર પ્રતિબંધ મૂકવામાં આવેલ છે.

આયરમાં અસભ્ય ગણાતાં જે પુસ્તકો પર પ્રતિબંધ મૂકવામાં આવેલ છે તેનાં નામ આ રહ્યાં: વર્ડિસ ફિશરનું 'ચિલ્ડ્રન ઑફ ગૉડ,' ડિક નિથેચરનું 'કૉલ હરસેવેજ,'

સ્ટીવન લોંગસ્ટ્રીટનું ' ડીકેઇડ, ' નિકોલાઇ ગબ્સ્કીનું ' ધી મેન હુ ડેડ, ' સેડ્રીક બેલ્ફ્રેજનું 'અવે ફ્રોમ ઇટ ઑલ,' અને રાયલી સ્કૉટનું 'સેક્સ લાઇફ ઑફ મેન એન્ડ વુમન' વગેરે.

× × ×

અમેરિકાના પ્રમુખપદ માટેના ઉમેદવારો માટે અમેરિકન પ્રજાએ જે પુસ્તકો વાંચવા તથા મનન કરવા માટે નક્કી કરેલાં છે તેમાં બાઇબલ, જહોન સ્ટીન બેકનું ' ગ્રેપ્સ ઑફ ધી રૉથ ' તથા હિટલરનું ' મીન કેમ્ફ ' છે.

× × ×

રાશેલ ફીલ્ડની મહાન નવલકથા ' ઑલ ધિસ એન્ડ હેવન ટૂ " ( All This and Heaven too ) બે વર્ષ પહેલાં પ્રગટ થઇ હતી. પ્રગટ થતાં વેંત જ તે ખૂબ લોકપ્રિય થઇ પડી હતી. તેની હવે ફિલ્મ લેવામાં આવી છે. કમનસીબ ગવર્નેસનો ભાગ બેટેડેવિસ લે છે. સીનેમાના ચિત્રોવાળા આ પુસ્તકની નવી આવૃત્તિ ટૂંક સમયમાં બહાર પડવાની છે.

× × ×

મિસ ઑગસ્ટા ટકરની ચાર દાક્તરી વિદ્યાર્થીઓની વાત ' મિસ સુસિ સ્લેગલ્સ ' ( Miss Susie Slagles )ના શીર્ષક હેઠળ છપાયા પહેલાં હોલીવૂડની એક ફિલ્મ કંપનીએ મિસ ટકરને ૫,૦૦૦ પૌંડ આપીને તેની ફિલ્મના હક્ક ખરીદી લીધા હતા.

× × ×

એક પ્રસિદ્ધ પ્રકાશકને પોતાની છેલ્લી પ્રગટ કરેલ નવલકથા વેચવા સંબંધમાં ફક્કડ વિચાર આવ્યો. તેના પરિણામે તેને કલ્પનાતીત વિજય મળ્યો. એક સવારે એક અગ્રગણ્ય પત્રમાં નીચેની જાહેર ખબર છાપવામાં આવીઃ " એક દેખાવડો લાખોપતિ યુવાન, લગ્નના હેતુ માટે ......ની નવલકથાની નાયિકા જેવી બાળાને પરણવા ઇચ્છે છે. " ફક્ત ચોવીસ કલાકમાં જ પુસ્તકની બધી નકલો ઉપડી ગઇ.

× × ×

ગયે મહિને પ્રખ્યાત નવલકથા લેખક ટાલ્બટ મન્ડીનું ૬૧ વર્ષની ઉમરે મરણ થયું. તેણે પોતાના જીવનનાં શરૂઆતનાં ઘણાં વર્ષો હિંદમાં સરકારી નોકરીમાં ગાળ્યાં હતાં અને તે સમયે ભેગી કરેલ સામગ્રી પર તેની કેટલીક નવલકથાની રચના કરવામાં આવી હતી. તેણે અસંખ્ય નવલકથાઓ લખી છે. તેમાંનાં કેટલાંક નામ અત્રે આપ્યાં છેઃ ' વિન્ડઝ ઑફ ધી વર્લ્ડ ' ' કિંગ ઑફ ધી ખૈબર રાઇફલ્સ ' ' હિરાસિંગ ' અને ' ઇસ્ટ એન્ડ વેસ્ટ.'

× × ×

અમેરિકાના પ્રખ્યાત વાર્ષિક સાહિત્યવિષયક પારિતોષિક—પુલિટ્ઝર પારિતોષિક ૧૯૩૯ ના વર્ષ માટે નીચે મુજબ આપવામાં આવ્યા છેઃ

કલ્પિત કથાનું ઇનામ જ્હૉન સ્ટીન બેકને ' ગ્રેપ્સ ઑફ રૉથ ' માટે મળ્યું છે.

ઇતિહાસનું ઇનામ કાર્લ સેન્ડ બર્ગને તેના પુસ્તક ' અબ્રહામ લિંકનઃ ધી વૉર ઇયર્સ ' માટે આપવામાં આવ્યું છે.

જીવનચરિત્રનું ઇનામ રેવરેન્ડ બેકરને તેના પુસ્તક ' લાઇફ એન્ડ લેટર્સ ઑફ વુડ્રો વિલ્સન ' માટે આપવામાં આવ્યું છે.

કવિતા માટેનું ઇનામ માર્કવાન ડોરેનને ' કલેક્ટેડ પોયમ્સ ' માટે તથા નાટકનું ઇનામ વિલિયમ સારોયનને ' ધી ટાઇમ ઑફ યૌર લાઇફ ' માટે આપવામાં આવ્યું છે.

( અનુસંધાન પૃષ્ઠ ૫૦૩ નીચે )

# વડોદરા રાજ્ય પુ૦ મંડળની વાર્ષિક સભા

**વડોદરા રાજ્ય** પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૨૯–૯–૪૦ ના રોજ બપોરના ત્રણ વાગે મધ્યવર્તી પુસ્તકાલયના ઉપલા મજલે રા.' બ. શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબના પ્રમુખપદે મળી હતી. તે પ્રસંગે પ્રમુખશ્રી ઉપરાંત મંડળના મંત્રીઓ શ્રી. મણિલાલ મં. કાશીવાળા અને શ્રી. રામભાઇ કા. પરેલ, સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી અને પ્રચારક શ્રી. વલ્લભભાઈ તથા શ્રી. છગનભાઇ પૈટેલ, તેમજ વ્યવસ્થાપક મંડળના સભ્યો શ્રી. ચિમનભાઇ હ. અમીન, સૌ. જયવતીબ્હેન દેસાઇ અને ચિનોરથી શ્રી. નટવરલાલ ગિ. શાહ હાજર હતા. આ સિવાય પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ તેમ જ અ. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે પણ ખાસ હાજરી આપી હતી.

સભાના કામકાજની શરૂઆતમાં મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ સભામાં હાજર નહિ રહી શકેલા તેવા ભાઇઓના, સભાના કામકાજ પ્રત્યે સહમતી દર્શાવતા જે પત્રો આવેલા તે વાંચી સંભળાવ્યા હતા. બાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

## પસાર થયેલા ઠરાવો

૧ સન '૩૯–૪૦ માં અન્ટ્રે મંજૂરી ઉપરાંત છપામણી ખાતે રૂ. ૧૪–૮–૦, કંટીજંટ ખાતે રૂ. ૨–૦–૦, મંત્રી, સહમંત્રી અને કાર્યવાહકોના મુસાફરીખર્ચ ખાતે રૂ. ૯–૮–૬, ડેડસ્ટૉક ખાતે રૂ. ૬) નો જે વિશેષ ખર્ચ થયેલો તે મંજૂર કરવામાં આવ્યો.

૨ સન '૩૯–૪૦ ના ઉત્પન્નખર્ચનો હિસાબ તથા અહેવાલ મંજૂર કરવામાં આવ્યા.

૩ સન '૪૦–૪૧ નું રૂ. ૪૧૫૩–૧૫–૫ નું અંદાજ મંજૂર કરવામાં આવ્યું.

૪ રા. પુ. મં. ના વ્ય. મં. ના સભ્ય મહેસાણાના શ્રી. શંકરલાલ હી. ઓઝાનું રાજીનામું સ્વીકારવામાં આવ્યું અને તેઓને ઠેકાણે મહેસાણાના શ્રી. જેઠાભાઇ લાલદાસને નીમવામાં આવ્યા.

---

( અનુસંધાન પૃષ્ઠ ૫૦૨ નું )

સરકારને તાજેતરમાં મળેલા આંકડા મુજબ ઈંગ્લંડમાં પ્રગટ થતાં પુસ્તકોમાંથી દરવર્ષે ૩૦ ટકા પુસ્તકો કેનેડા, દક્ષિણ આફ્રિકા, હિંદ તથા ઑસ્ટ્રેલિયામાં મોકલવામાં આવે છે.

× × ×

અંગ્રેજ—" તમે નથી ધારતા કે જો શેકસ્પીઅર આજે જીવતો હોત તો તે પ્રખ્યાત માણસ ગણાતો હોત ?"

અમેરિકન—" અલબત્ત. આજે તેની ઉંમર ૩૦૦ વર્ષથી વધારે વર્ષોની હોત. "

સિંધના ગવર્નર નામદાર સર લેન્સેલૉટ ગ્રેહામ અત્યારે ગીતાના અંગ્રેજી ભાષાંતર પરથી તેનું સિંધી ભાષામાં ભાષાંતર કરી રહ્યા છે.

× × ×

દક્ષિણ હિંદના એક જૂના પત્ર ' કોચીન આર્ગસે ' સિત્તેર વર્ષ પૂરાં કરતાં આકર્ષક અંક કાઢ્યો છે. કોઇ પણ પત્ર સિત્તેર વર્ષ પૂરાં કરે તે એની ઉપયોગિતા સાબીત કરે છે.

× × ×

તામિલ નાડના પત્રકારોની પરિષદની બીજી બેઠક ઑગસ્ટની ૧૧ મી તારીખે કોર્ટલમ ખાતે ' સ્વદેશમિત્રન 'ના તંત્રી મિ. સી. આર. શ્રીનિવાસના પ્રમુખપદે મળી હતી.

છોટાલાલ માનસિંગ કામદાર

૫ રાજ્ય પુસ્તકાલય મંડળના બંધારણમાં સુધારાવધારા કરવા માટે શ્રી. વાકનીસ સાહેબ, શ્રી. ઉમેદભાઇ સાહેબ, શ્રી. મણિભાઇ કાશીવાળા, શ્રી. રામભાઇ કા. પટેલ અને શ્રી. ચિમનભાઇ હ. અમીનની સમિતિ નીમવામાં આવી અને તે સમિતિએ બે માસમાં સુધારેલા બંધારણનો ખરડો નિવેદન સાથે તૈયાર કરી વ્ય. મં. આગળ રજૂ કરવાનું ઠરાવ્યું.

૬ સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાની ઘડેલી યોજના મંજૂર કરવામાં આવી, અને તે યોજનાના અમલ માટે રા. બ. શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબ, શ્રી. મણિભાઇ કાશીવાળા, શ્રી. નટવરલાલ ગિ. શાહ, શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ, શ્રી. ચિમનભાઇ હ. અમીનની સમિતિ નીમવામાં આવી તથા પુસ્તકપસંદગી માટે પણ શ્રી. વાકનીસ સાહેબ, શ્રી. રમણલાલ વ. દેસાઇ અને શ્રી. રામભાઇ કા. પટેલની બે સભ્યો વધારવાની સત્તા સાથેની સમિતિ નીમાઇ.

૭ પ્રાંત પ્રચારકોને જે તે માસના રવિવાર અને તહેવારના દિવસોમાં પણ કામગીરી કરવાની આવતી હોવાથી, તેઓને જે તે માસના રવિવાર અને તહેવાર બદલ જે તે માસમાં જ છ દિવસની રજા ભોગવવાનું ઠરાવવામાં આવ્યું. આ છ દિવસ ઉપરાંત તેઓ દીવાળીના ૧૩, શ્રીમંત જન્મોત્સવના ૫, અને હોળીના ૨ દિવસની રજાઓ ભોગવી શકશે.

૮ બાલસાહિત્યસર્વસંગ્રહ ભા. ૧ લાને લગતું પૂરવણી લખાણ જે તૈયાર કરાવવામાં આવ્યું છે તેને છપાવવાની મંજૂરી આપવામાં આવી.

૯ બે પ્રાંત દીઠ એક પ્રચારક રોકવાની યોજના રાજ્ય પુ. મંડળે ગયા વર્ષથી સ્વીકારી છે. અને તે હાલ પણ ચાલુ છે. આ પ્રચારકોનો ખર્ચ ચારે પ્રાંતમંડળો માટે એકસરખી પદ્ધતિએ લખાય તે સારૂ, જે તે પ્રાંતમંડળોએ પોતાના પ્રાંતમાં પ્રચારક જેટલી મુદત રહે તેટલી મુદતનો ખર્ચ પોતાના હિસાબમાં લખવો અને તે ખર્ચ પેટે ખૂટતી રકમની જે માગણી પ્રાંતમંડળો તરફથી આવે તે રકમ રાજ્ય પુ૦ મંડળે મદદ તરીકે આપવી એમ ઠરાવવામાં આવ્યું. અને તે ખાતે રૂ. ૭૦૦) ની રકમ મંજૂર કરવામાં આવી.

૧૦ શિષ્ટવાચનની પરીક્ષાનાં ઇનામ જાહેર મેળાવડા સમક્ષ વહેંચાય એવો વહીવટ રાખવાની સ્થાનિક કાર્યકર્તાઓને ભલામણ કરવામાં આવી.

છેલ્લે ઉપસંહારમાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે, વર્ષ દરમિયાન કામ સંતોષકારક થયું છે. મહાલ મંડળોની કામગીરી પણ એટલીજ સારી છે; આપણું મંડળ ખાતાને મદદરૂપ થવા માટે છે, તેમ છતાં પુસ્તકાલય ખાતાની આપણને સારી મદદ મળ્યે જાય છે. તેમાં પણ ખાતાના બન્ને અમલદારો આપણા મંડળ પ્રત્યે સારી સહાનુભૂતિ દાખવે છે તે માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. અને પ્રમુખપદેથી નિવૃત્ત થવા ઇચ્છવા છતાં ખાતાના આવા મીઠા સંબંધને કારણે પણ મારાથી તેમ થઇ શકતું નથી.

બાદ સભા વિસર્જન થઇ હતી.

---

" પુસ્તકો ધૈર્ય ટકાવી રાખે છે. ન માની શકાય તેવી ભયંકર પરિસ્થિતિમાં પણ જો મનુષ્યો લખી શકે તો પ્રજા ઘણી વધારે સહેલાઇથી વાંચી પણ શકે. અતિ ભયંકર યુદ્ધોમાં પણ ફુરસદ તથા આશંકાનો લાંબો ગાળો આવે છે ત્યારે પુસ્તકો ઘણા મનુષ્યોને ખોરાકની માફક અનિવાર્ય થઇ પડે છે. ચાલુ યુદ્ધમાં, સમરાંગણમાં લડતા વીરો માટે પુસ્તકોની માગણી, અગાઉ કદી ન થઇ હોય તેવી થઇ છે. માટે જ્યાં સુધી કાગળ ખરીદી શકાય, છાપનારા છાપી શકે, પુસ્તક બાંધનારાઓ બાંધી શકે અને વાચકો વાંચી શકે (લેખકો લખતાં અટકી પડવાની આપણે બીક રાખવાની જરૂર નથી ) ત્યાં સુધી અમે, અમારી પાસેથી લોકો આશા રાખે છે તેવા જ પ્રકારનાં પુસ્તકો પ્રગટ કર્યા કરશું, સિવાય કે અમારા પ્રકાશનસ્થળ પર હવાઈ હુમલો થાય."

( એક પાશ્ચાત્ય પ્રકાશક )

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૯-૪૦ ની સાલનો

# અહેવાલ

સુજ્ઞ મહાશયો,

આનંદ થાય છે

૧. પૂરી થયેલી સન ૧૯૩૯-૪૦ ની સાલનો રાજ્ય પુસ્તકાલય મંડળનો વિગતવાર અહેવાલ આપની સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

ઉદ્ભવ

૨. વડોદરા રાજ્યની જ નહિ, પણ હિંદભરની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સન ૧૯૧૨ માં સેંટ્રલ લાઇબ્રેરી ક્લબના સભ્યો સમક્ષના પ્રવચનમાં જાહેર કરેલું કે—

**" પુસ્તકાલયનો લાભ થોડાં અંગ્રેજી ભણેલાં જ લે એવી મર્યાદા (આંટ) ન રાખવી જોઇએ. પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એ જ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. એ જ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી, સ્વાર્થત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી. "**

શ્રીમંત સરકારની એ મહત્ ભાવનાની સિદ્ધિ અર્થે અને તેઓશ્રીના આદેશનું યથાશક્ય પાલન કરી દેખાડવાની પ્રજાને તક મળે એટલા ખાતર સન ૧૯૨૫ માં રાજ્યનાં નાનાં મોટાં પુસ્તકાલયોની પ્રથમ પરિષદ ગણદેવી મુકામે ભરાઈ, તે વખતથી જ આ મંડળનો ઉદ્ભવ વાસ્તવિક રીતે થયો ગણી શકાય. સન ૧૯૨૫ થી ૧૯૨૯-૩૦ લગી મંડળની પ્રવૃત્તિ વર્ષે બે વર્ષે પરિષદ ભરવા પૂરતી જ હતી. પણ તે પછી, સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના સહકારી ધોરણે મંડળને રૂ. ૧૦૦૦) ની વાર્ષિક મદદ આપવાની યોજના મંજૂર કરવાની શ્રીમંત સરકારે કૃપા કરી, અને પાટણમાં મળેલી પાંચમી પરિષદે મંડળનું બંધારણ ઘડયું ત્યારથી મંડળની વિવિધ પ્રવૃત્તિઓ ક્રમે ક્રમે અસ્તિત્વમાં આવી છે.

૩. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

ઉદ્દેશ

(૧) રાજ્યનાં ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલયવિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; (૫) પુસ્તકાલય વિષયક અને પુ. પ્રવૃત્તિ પોષક સાહિત્ય પ્રસિદ્ધ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં

મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

૪. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથમંડળો રચવામાં આવ્યાં છે. આ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતપોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા, નવસારી, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. તેમના અહેવાલોનો સાર ભાગ 'પુસ્તકાલય' માસિકના ૧૯૩૯ ના ઑક્ટોબર અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

**પેટા મંડળો**

મહાલ મંડળો તથા જૂથ મંડળો પણ બધા જ મહાલોમાં યોજાયાં છે; પણ તે બધાં હજી પૂરાં જાગતાં બન્યાં નથી. જેઓ જાગતાં છે યાને જેમની વાર્ષિક સભાઓ ભરાઇ છે તેવાં જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

### (૧) જાગતાં જૂથ મંડળો

**વડોદરા પ્રાંત** (૧) સોજીત્રા, (૨) ભાદરણ, (૩) વસો, (૪) સિહોલ, (૫) શિનોર, (૬) અવાખલ, (૭) કરજણ, (૮) બચાર, (૯) છાણી, (૧૦) પેટલાદ, (૧૧) ગવાસદ, (૧૨) સાધી, (૧૩) ભોજ, (૧૪) કરખડી, (૧૫) પાદરા, (૧૬) જલાલપુર, (૧૭) રણું, (૧૮) સેજાકુવા, (૧૯) દરાપુરા, (૨૦) માંકણી, (૨૧) ભાટપુરઃ **મહેસાણા પ્રાંત** (૨૨) વાલમ, (૨૩) બહુચરાજી, (૨૪) ગાંભુ, (૨૫) દેણપ, (૨૬) ગોઝારીઆ, (૨૭) ખેરાળુ, (૨૮) વડનગર, (૨૯) બલોલઃ **નવસારી પ્રાંત** (૩૦) નવસારી, (૩૧) વેસ્મા, (૩૨) પલસાણા, (૩૩) ગડત, (૩૪) અંભેટા, (૩૫) ધમડાછા, (૩૬) ગણદેવીઃ **અમરેલી પ્રાંત** (૩૭) દામનગર, (ગઇ સાલ ૩૬).

### (૨) જાગતાં મહાલ મંડળો

**વડોદરા પ્રાંત** (૧) પેટલાદ, (૨) ભાદરણ, (૩) પાદરા, (૪) કરજણ, (૫) ડભોઇ, (૬) શિનોર, (૭) સાવલી, (૮) વઘોડીઆ, (૯) તિલકવાડા, (૧૦) સંખેડાઃ **મહેસાણા પ્રાંત** (૧૧) કડી, (૧૨) વિજાપુર, (૧૩) વિસનગર, (૧૪) સિદ્ધપુર, (૧૫) ખેરાળુ, (૧૬) પાટણ (૧૭) ચાણસ્મા, (૧૮) હારીજઃ **નવસારી પ્રાંત** (૧૯) નવસારી, (૨૦) ગણદેવી, (૨૧) પલસાણા, (૨૨) કામરેજ, (૨૩) મહુવા, (૨૪) માંગરોળઃ **અમરેલી પ્રાંત** (૨૫) અમરેલી, (૨૬) દામનગર, (૨૭) કોડીનાર, (૨૮) ઓખામંડળ, (૨૯) ખાંભા, (૩૦) રતનપુરઃ ( ગઇ સાલ ૩૨ ).

જે મહાલ મંડળોની સભા ભરાયાનાં નિવેદનો તેમ હિસાબ અમારા તરફ આવ્યાં છે તેમની જ ગણત્રી કરેલી છે.

જૂથ મંડળો તથા મહાલ મંડળોમાં પુરોગામી બે વર્ષો દરમ્યાન આવેલી જાગૃતિ અહેવાલવાળા વર્ષમાં ટકી રહી છે, એની સસંતોષ નોંધ લઇએ છીએ, અને ઇચ્છીએ છીએ કે એકવાર કામ કરતાં છતાં હાલમાં શિથિલ બનેલાં તેમજ મૂળથી જ ઊંઘતાં રહેલાં બીજા મંડળો નવીન વર્ષ દરમ્યાન ઊંઘ ઉડાડી દઇને પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે.

પોતપોતાના વાર્ષિક અહેવાલ તો વર્ષ પૂરું થતાં જ મોકલી આપવાનો વહીવટ રાખવાની મહાલ મંડળોના મંત્રી મહાશયોને અમારી હમેશની માફક આગ્રહભરી વિનંતિ છે, કે જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઊંઘતાંની કોટિમાં થવાનો સંભવ ન રહે. વળી, એકલો હિસાબ માત્ર ન આવે પણ વર્ષ દરમ્યાન કરેલી કામગીરીનો અહેવાલ પણ આવે એ ખાસ ઇચ્છવાયોગ્ય ગણીએ છીએ.

**પરિષદ પ્રવૃત્તિ**

૫. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમ જ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સન ૧૯૨૪–૨૫ થી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે; એટલું જ નહિ પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત પરિષદો અને મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૦ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ અખત્યાર કરી છે. એ નીતિ પ્રવૃત્તિના પ્રચાર અને સંગઠનની દૃષ્ટિએ ઉપકારક નીવડેલી જણાય છે. સન ૧૯૩૮–૩૯ માં ભરવા ઠરેલી સાતમી રાજ્ય પરિષદ ભરાતાં પહેલાં પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા પૂણ્યશ્લોક શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનું દુઃખદ અવસાન થવાને કારણે સદર પરિષદ મુલ્તવી રાખવામાં આવી હતી. મુલ્તવી રખાયલી એ સાતમી રાજ્ય પુ૦ પરિષદ આ નિવેદનના વર્ષે પ્રગતિશીલ ભાદરણ મહાલના ઝારોળા ગામે, નવેમ્બર માસમાં, ગુજરાતના એક જાણીતા લોકસેવક શ્રીયુત નરહરિ દ્વારકાંદાસ પરીખના પ્રમુખપદે ભરવામાં આવી હતી. એ પરિષદના સ્વાગતાધ્યક્ષપદે ભાદરણના પ્રજાસેવક શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ તથા પરિષદ અંગેના પુસ્તકાલય પ્રદર્શનના ઉદ્ઘાટક તરીકે રાજ્યના નિવૃત્ત વડા ન્યાયાધીશ રાજ્યરત્ન શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઇ સાહેબની વરણી થઇ હતી. પરિષદ મજકુરનાં ભાષણો, ઠરાવો, પંચ વાર્ષિક નિવેદન તથા અન્ય વૃત્તાંત ડિસેંબર ૧૯૩૯ ના ' પુસ્તકાલય ' અંકમાં પ્રસિદ્ધ થયેલાં છે.

અહેવાલવાળું વર્ષ મહાલ પરિષદો માટે નહોતું, છતાં નૂતન જાગૃતિ પામેલા કડી મહાલ મંડળે ટુંક ગાળામાં ત્રીજી પરિષદ ભરવા જેટલો ઉત્સાહ દાખવ્યો હતો.

**શિક્ષણવર્ગો**

૬. ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જૂથ મંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી છે, તેમાંની એક પ્રવૃત્તિ શિક્ષણવર્ગોની છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સાચી સંગીનતા સાધવા માટે તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણવર્ગો યોજવાની પ્રથા મંડળે, પુસ્તકાલય ખાતાની ફરમાશથી, સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલના વર્ષ દરમ્યાન વડોદરા પ્રાંત માટે રેવાતટસ્થ કરનાળી ક્ષેત્રમાં સન ૧૯૪૦ ના એપ્રિલ માસની ૧૮–૧૯–૨૦ તારીખોએ; અને મહેસાણા પ્રાંત માટે સરસ્વતીતટસ્થ સિદ્ધપુર ક્ષેત્રમાં મે માસની ૩–૪–૫ તારીખોએ ભરવામાં આવ્યા હતા, અને તેનો લાભ અનુક્રમે ૩૨ અને ૫૭ જણે લીધો હતો.

અહેવાલના વર્ષે એ રીતે કુલ ૮૯ જણને પુસ્તકાલયના વહિવટી તથા પુસ્તકવિધિ અને વર્ગીકરણ કામની આવશ્યક તાલીમ આપવામાં આવી હતી. આર્થિક તેમજ અન્ય વ્યવહાર કારણોને લઇ અહેવાલના વર્ષથી મંડળે દર સાલ ચારે પ્રાંતોના વર્ગ ભરવાને બદલે બબ્બે પ્રાંતના વર્ગો ભરવાની નીતિ સ્વીકારી હોવાથી વડોદરા તથા મહેસાણા એ બેજ પ્રાંતોના વર્ગો ભરવામાં આવ્યા હતા. શરૂ થયેલા નવા વર્ષમાં એજ ધોરણે નવસારી અને અમરેલી પ્રાંતોના વર્ગો ભરવાની ગોઠવણ છે.

શિક્ષણવર્ગોને અંગે મંડળને નિવેદનના વર્ષે રૂ. ૨૪૯-૨-૯ નો ખર્ચ થયો છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે પુસ્તકાલયોનું વર્ગીકરણ વગેરે કરી નાખી પુસ્તકાલયને વ્યવસ્થિત કરી નાખવાનો ઉત્સાહ તો લગભગ બધાને પ્રગટે છે, પણ તેને આચારમાં મૂકી બતાવવાનું બધા તરફથી નથી બનતું, એ ખેદનો વિષય છે. આશા રાખીશું કે, નવીન વર્ષ દરમ્યાન એ ઉત્સાહ સર્વત્ર મૂર્ત સ્વરૂપ લેશે. ને હવે તો પ્રાંત પ્રચારકો હસ્તે પણ તેઓ જે સ્થળે જાય, ત્યાંના પુસ્તકાલયની ખાલી તપાસણી કરી વ્યવસ્થા સુધારવાની સૂચના માત્ર આપીને સંતોષ નહિ પામતાં, જણાતી ખામીઓ સ્થળ પર રહીનેજ પૂરી કરાવી લેવડાવવાની ને તે કામમાં જાતે મદદ કરવાની નીતિ મંડળે સ્વીકારી છે ને તેનો અમલ આ વર્ષે ચારે પ્રાંતોમાં થયો છે.

**તપાસણી**

૭. પુસ્તકાલય સંસ્થાઓનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી ને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી ને સમજૂત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે મહાલ શાળાધિકારીઓને શિર રાખી છે. તેમના એ કાર્યની પૂર્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા, ભોમીયા ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે. અહેવાલના વર્ષે એવા ૪૫ માનદ પ્રચારકો નીમાયા હતા. પૈકી ૨૬ માનદ પ્રચારકોએ ૨૪૯ પુસ્તકાલયોની ભેટ લીધી હોવાનું જણાયું છે.

માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ સન ૧૯૩૫-૩૬ થી મંડળે સ્વીકારી છે. તેની અમલ બજાવણીનો ભાર ગત સાલ સુધી પ્રાંત મંડળોને શિર હતો. પરંતુ આર્થિક તેમજ વ્યવહાર કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ ચાલુ સાલથી સ્વીકારવામાં આવ્યું છે ને પ્રચારકોની નીમણોક તથા દોરવણીની જવાબદારી, પ્રાંત મંડળોની સમ્મતિ પૂર્વક, રાજ્ય મંડળે સંભાળી લીધી છે. તદનુસાર વડોદરા અને નવસારી પ્રાંતોના પ્રચારક તરીકે રા. છગનભાઇ મથુરભાઇ પટેલની, તથા મહેસાણા ને અમરેલી પ્રાંતો માટે રા. રમેશરાય ઉદયરાય મજમુદારની નીમણોક કરવામાં આવી છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન રા. છગનભાઇએ ૧૭૪ વડોદરા પ્રાંતનાં તથા ૫૯ નવસારી પ્રાંતનાં મળી કુલ ૨૩૩ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૩૧૩ દિવસની થઇ છે. ત્યારે રા. રમેશરાયે એકંદર ૨૪૬ દિવસની કામગીરી કરી હોઇ મહેસાણા પ્રાંતનાં ૧૫૫ અને અમરેલી પ્રાંતના ૪૨ ગામો મળી કુલ ૧૯૭ ગામોની ફેરણી કરી છે. શ્રી છગનભાઇ વડોદરા પ્રાંતના

પ્રચારકપદે આગલી સાલથી નીમાયલા હોઇ અહેવાલના વર્ષની શરૂઆતથી તેમની નોકરી ચાલુ હતી, ત્યારે શ્રી રમેશરાયની નીમણૂક ઓકટોબરની અધવચમાં થઇ હતી ને ફેરણીનું કામ ઝારોળા પરિષદ પછી નવેંબરથી નિયમિત રીતે શરૂ થયું હતું. બે પ્રાંત વચ્ચે એક પ્રચારકની યોજનાના અમલ પહેલાં નવસારી પ્રાંતમાં શ્રીયુત રમણલાલ દાજીભાઈ નાયક, અને અમરેલી પ્રાંતમાં રા. મોહનલાલ શંકરભાઇ નામના સ્વતંત્ર પ્રચારકો ચાલુ હતા, ને તેમણે અનુક્રમે ૫૭ તથા ૧૩ ગામોની ફેરણી કરી હતી. અર્થાત્ કે પૂરા થયેલા વર્ષ દરમ્યાન ૪ પ્રાંત પ્રચારકોએ થઇ પ્રાંતવાર નીચે પ્રમાણે કુલ ૫૦૦ પુસ્તકાલયોની તપાસણી, સુવ્યવસ્થા, પુસ્તકવિધિ અને વર્ગીકરણને લગતી કામગીરી બજાવી છેઃ—

| વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|
| ૧૭૪ | ૧૫૫ | ૫૯+૫૭ | ૪૨+૧૩ | ૫૦૦ |

આ સંખ્યામાં વર્ષ દરમ્યાન રાજ્ય પ્રચારકની ફેરણીનાં ૫૮ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીનાં ૨૪૯ ગામો ઉમેરતાં અહેવાલના વર્ષે કુલ ૮૦૭ પુસ્તકાલયોની તપાસણી પ્રચારકસંસ્થા દ્વારા મંડળે કરી છે. એ પ્રચારકસંસ્થા શરૂ થયેલા નવા વર્ષમાં પણ ચાલુ રાખવાની મંડળની નેમ છે. આશા રાખવામાં આવે છે કે પુસ્તકાલયોના મંત્રીઓ અને વ્યવસ્થાપકો પ્રચારકોના આગમનને વધાવી લઇ તેમની મદદથી પોતપોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવવાની તથા જણાયલી ત્રૂટિઓ તત્કાળ દૂર કરવાની પોતાની ફરજ યોગ્ય રીતે અદા કરતા રહેશે.

પ્રાંત પ્રચારકોએ તપાસેલાં ૫૦૦ પુસ્તકાલયોમાંથી જેમનું પુસ્તકવિધિ તથા વર્ગીકરણનું કામ ઠરેલા ધોરણ પ્રમાણે પૂરું થયેલું છે, તેમની સંખ્યા પ્રાંતવાર નીચે પ્રમાણે જણાય છેઃ—

| વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત |
|---|---|---|---|
| ૧૨૭ | ૯૬ | ૫૭ | ૧૯ |

કુલ ૨૯૯ પુસ્તકાલયોનું કામ પૂરેપૂરું થયેલું છે, ત્યારે બાકીનાનું એ કામ ફોર્મને અભાવે શરૂ કરાવી શકાયું નથી કે થોડુંક શરૂ કરી આપી બાકીનું પૂરું કરી લેવાની આવશ્યક બધી સમજૂત પ્રચારકોએ આપી છે.

પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૫ મું જોવા વિનંતિ છે. માનદ પ્રચારક ભાઇઓની નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

પુસ્તકાલય પ્રવૃત્તિની સંગીનતા ને સુવ્યવસ્થાની દૃષ્ટિએ રાજ્યના એકે એક મહાલમાં માનદ પ્રચારકનું કામ કરનાર સેવાભાવી ઉત્સાહી શિક્ષકોનો સાથ મેળવવાની પરમ આવશ્યકતા છે. પુસ્તકાલય ખાતાના ચાલુ મદદનીશ વ્યવસ્થાપક સાહેબે અમારી એ દલીલ સ્વીકારીને માનદ પ્રચારકોની નીમણૂક જાહેર કરવાની નીતિ પુનઃ ચાલુ કરી છે, એ ખરેખર ખુશી થવા જેવું છે.

આશા રાખીશું કે જે મહાલોમાં માનદ પ્રચારકોની નીમણૂક જે ન થઇ હોય તેવા

મહાલોમાં એ કાર્ય કરવાને ઉત્સાહી શિક્ષક આગળ આવશે ને જે મહાલમાં માનદ પ્રચારકો નીમાયા હોય, છતાં શાંત હોય તેઓ સ્વીકારેલી એ સ્વયંસેવા યથાશક્તિ બજાવવા માંડશે.

**નવીન પુસ્તકાલયો**

૮. તપાસણી ઉપરાંત, દરસાલ ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની શ્રીમંત સરકારની નીતિને બર લાવવામાં પણ આ મંડળ પુસ્તકાલય ખાતાને પોતાના પ્રચારકો દ્વારા પૂરતો સાથ આપે છે. અહેવાલના વર્ષે મંજુર થયેલા સરકારી બજેટમાં ખર્ચની કાપકુપ કરવાની જરૂર ઉપસ્થિત થવાને કારણે ૫૦ ને બદલે ૨૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું ખાતાએ ઠરાવ્યું હોઈ એ કામે મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો. શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન હોય એવી સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત કરવાનું માન આ સાલ દામનગર મહાલને મેળવી આપવા બદલ એ મહાલના કાર્યકર્તાઓને ધન્યવાદ !

**પુસ્તકાલય પર્વણી**

૯. પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંત પંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં આઠેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે. અને સરઘસ, પુસ્તક વાચન, પુસ્તક પ્રદર્શન, વાર્તાકથન, રમત ગમત, સભા-સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત, ભજન મંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમો રખાય છે. નિવેદનના વર્ષે આ પર્વણીદિન ચારે પ્રાંતોમાં અનેક સ્થળે ઉજવાયો હતો. એમાંથી પચાસેક સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા તેનો સાર 'પુસ્તકાલય' માસિકના સન ૧૯૪૦ ના માર્ચ-એપ્રિલના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. ઇચ્છીએ છીએ કે આ નવીન વર્ષે પર્વણી ઉત્સવ વધુ સ્થળે ઉત્સાહભેર ઉજવાશે.

**શિષ્ટવાચન પ્રચાર**

૧૦. જનતા શિષ્ટ વાચન તરફ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્હેતુથી મંડળે શિષ્ટવાચનની પરીક્ષાની યોજના છેલ્લાં દશેક વર્ષથી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઈ હતી.

નિવેદનના વર્ષ દરમ્યાન બે પરીક્ષાઓ લેવાઈ હતી. ૧૭ મી પરીક્ષા 'કિશોરચરિત્ર માળા ગુચ્છ ૨ જો, **ગુજરાતી મહાજનો** 'ના પ્રેરણાત્મક જીવનપ્રસંગોની રખાઇ હતી, જેમાં ૨૭૮ ભાઇબેનો બેઠાં હતાં ને ૧૧૯ ઉત્તીર્ણ થયાં હતાં; ત્યારે ૧૮ મી પરીક્ષા કાકા સાહેબ કાલેલકર કૃત '**હિમાલયનો પ્રવાસ**' એ નામના પુસ્તકની જુલાઈ માસની ૨૧ મી તારીખે લેવાઇ હોઈ તેનો લાભ ૮૨ જણે લીધો છે ને તેનું પરિણામ ચાલુ સપ્ટેંબર અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ યોજના અંગેની ઇનામ વહેંચણી ખાતે રૂ. ૮૨-૧૪-૬ નો ખર્ચ નિવેદન વર્ષમાં થયો છે. રાજ્ય મંડળની આ યોજનાનું અનુકરણ કેટલાક ઉત્સાહી મહાલ મંડળોએ પણ હવે કરવા માંડયું છે, એ જ આ યોજનાની ઇષ્ટતા અને ઉપકારકતાની સાબિતી લેખાશે. અહેવાલના વર્ષ દરમ્યાન કામરેજ, નવસારી, કડી, ચાણસ્મા, પાદરા, દામનગર એ

મહાલોએ એવી પરીક્ષા યોજી હતી. તે બદલ એ મહાલ મંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપી એ ધોરણ દર વર્ષે ચાલુ રાખવાની તેમને તેમ જ તેમનું અનુકરણ કરવાની બીજા મહાલોના કાર્યકર્તાઓને ભલામણ કરીએ છીએ. **શિષ્ટ સાહિત્યનો પ્રચાર વધે એમાં જ ગણાવી જોઇએ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા !**

**વાચકમંડળ**

૧૧. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે ' **વડોદરા** વાચકમંડળ 'ની યોજના છેલ્લાં છએક વર્ષથી હાથ ધરી છે. તેમાં નોંધાયલા સભ્યોને મંડળ તરફથી નિયમો અને વાંચવાયોગ્ય પુસ્તકોની યાદીઓ મોકલી આપવામાં આવે છે. સભ્યે રોજ વા કલાક એ યાદીમાંનાં હરકોઇ યા તે સિવાયનાં પણ પોતાને સુલભ સારાં પુસ્તકોનું વાચન અને મનન નિયમિત રીતે કરતાં રહી, તેની માસિક નોંધ મંડળના મંત્રી તરફ વડોદરા નિયમિત મોકલી આપવાની હોય છે. નિવેદનના વર્ષ દરમ્યાન નોંધાયલા નવીન ૬ સભ્યો આગલા વર્ષની ૬૩ ની સંખ્યામાં ઉમેરાતાં કુલ ૬૯ સભ્યો અત્યાર સુધીમાં નોંધાયા છે, પણ તેમાં કેટલાકનો ઉત્સાહ કાર્યક્રમે મોળો પડી ગયેલો જણાય છે, વા કેટલાક નોંધ મોકલવામાં પ્રમાદ સેવતા થયા છે. વર્ષ દરમ્યાન દશેક સભ્યો નિયમિત વાચનની નોંધ મોકલતા જણાયા છે. નોંધાયલા તમામ સભ્યોને ઠરેલા ધોરણ પ્રમાણે નિયમિત વાચન ચાલુ રાખી, તેની માસિક નોંધ બિનચૂક મંડળના મંત્રી તરફ મોકલતા રહેવાનો આગ્રહ કરીએ છીએ; એટલુંજ નહિ પણ પોતાના ભાઇબંધ-દોસ્તદારોને તેમજ ગામના ઉત્સાહી વાચકોને આ લાભદાયી યોજનામાં દાખલ થવાની પ્રેરણા કરવાની પણ ખાસ ભલામણ કરીએ છીએ.

**પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ**

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં સુલભ કરી આપવા ખાતર ' **પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણ** 'ની યોજના પણ મંડળે હાથ ધરી છે. (યોજનાના ઉદ્દેશ તથા નિયમો માટે જુઓ 'પુસ્તકાલય'નો ૧૯૩૪ નો જાન્યુઆરી અંક પૃષ્ઠ ૨૩ થી ૨૫ ). એની પહેલી ટુકડીનો અભ્યાસ પૂરો થઇ ગયો છે ને યોજનામાં જાહેર થયા પ્રમાણે તેમને પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા નિવેદનના વર્ષ દરમ્યાન લેવાઇ ગઇ છે ને ઉત્તીર્ણ થયેલા ૧૦ ઉમેદવારોને પ્રમાણપત્રો પણ અપાઇ ગયા છે. ૫૪ ઉમેદવારોની બીજી ટુકડીનો અભ્યાસ શરૂ થઇ ગયો છે ને તેમને પ્રમાણપત્ર આપવાની પરીક્ષા ચાલુ સાલે ગોઠવાશે.

**પ્રકાશન પ્રવૃત્તિ**

૧૩. પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપકારક થઇ પડે એવું સાહિત્ય તૈયાર કરાવી પ્રકાશમાં મૂકવું એ પણ મંડળનો એક ઉદ્દેશ હોઇ, તેની સિદ્ધિ અર્થે મંડળ પોતાથી બનતું અવારનવાર કરતું રહે છે. અહેવાલના વર્ષે એ વર્ષમાં ભરાયલી છઠ્ઠી રાજ્ય પુ૦ પરિષદ અંગે ( ૧ ) **કેવાં પુસ્તકો પસંદ કરશો ?** તથા ( ૨ ) ' **રખે ઊભાં રહેતાં આવાં પુસ્તકોના પડછાયે !** '–એ નામના બે દિવાલપત્રો, મંડળનું પંચવાર્ષિક નિવેદન, તથા ' **રાજ્ય પુ૦ મંડળનો કામગીરીઓ !** ' નામની હસ્તપત્રિકા મંડળે તૈયાર કરી બહાર પાડી હતી. પૈકી દિવાલપત્રોનું પડતર કિંમતે વેચાણ થતાં રૂ. ૨૩–૫-૦નો ઘસારો એ ખાતે મંડળને વેઠવો

પડયો છે, ત્યારે પંચવાર્ષિક નિવેદન અને કામગીરીઓની હસ્તપત્રિકા મંડળે પોતાને ખર્ચે છપાવી પરિષદની બેઠકમાં છૂટથી વહેંચી હતી.

**સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ**

૧૪. પુસ્તકાલય પ્રવૃત્તિના પરમ ઉપાસક સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીનની યાદગીરીમાં તેમની ભાવનાઓને યોગ્ય સ્મારક ઊભું કરવાની યોજના મંડળની કારોબારીએ કરેલી. તેને છઠ્ઠી રાજ્ય પરિષદ તરફથી રીતસરની બહાલી મળતાં એ કામ માટે ફાળો ઉઘરાવવાની તથા સ્વર્ગસ્થના નામની સ્મારક ગ્રંથમાળા કાઢવા સારૂ સમિતિ નીમવાની વ્યવસ્થા મંડળની કારોબારીએ કરી છે. નીમાયેલી સમિતિએ ગ્રંથમાળાની યોજના ઘડી છે, જે આજની સભા સમક્ષ વિચારણા અને મંજુરી માટે રજૂ થનાર છે. સ્મારક ફાળા માટેની વિનંતિ બજેટો બની ગયા બાદ બહાર પડવાથી ઇચ્છા છતાં રાજ્યનાં ઘણાં પુસ્તકાલયો અહેવાલવાળા વર્ષમાં પોતાનો ફાળો અદા કરી શકયાં નથી. તેઓ શરૂ થયેલા નવીન વર્ષમાં તેમ કરીને સ્વર્ગસ્થ પ્રત્યેનું પોતાનું ઋણ યથાશકિત અદા કર્યા વગર નહિ જ રહે એવી અમારી શ્રદ્ધા છે. તા. ૩૧–૭–૪૦ સુધીમાં સ્મારકફાળામાં રૂ. ૩૨૫૬–૧૦–૦ ભેગા થયા છે.

**આંતરરાષ્ટ્રીય સંબંધ**

૧૫. બ્રિટિશ લાઇબ્રેરી એશોસિએશન સાથે પત્રવ્યવહારનો સંબંધ છેલ્લાં ચારેક વર્ષથી સ્થપાયો છે, ને તેમના તરફથી પ્રસિદ્ધ થતી 'યીઅર બુક' માં આપણા આ મંડળની હકીકતને પણ યોગ્ય સ્થાન મળતું રહે છે. ફ્રાન્સની 'કૉન્સિલ હિસ્ટોરિક ઍટ હેરાલ્ડીક ડી ફ્રાન્સ' નામની સંસ્થા સાથે પણ છેલ્લાં બે વર્ષથી આપણો સંબંધ સ્થપાયો છે ને આપણા પ્રમુખ રા. બ. ગોવિંદભાઈ સાહેબ સદરહુ ફ્રેન્ચ સંસ્થાના 'ઑનરરી કૉરેસ્પોન્ડીંગ મેમ્બર' તરીકે ચાલુ રહ્યા છે.

**સીનેમા**

૧૬. કાઢી નાખવા ઠરેલા સીનેમા મશીનનો નિકાલ, યોગ્ય માગણીના અભાવે હજી થઈ શકયો નથી.

**રાજ્ય પ્રચારક**

૧૭. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત મંડળ તરફથી નીમાયલા પગારદાર રાજ્ય પ્રચારક ભાઇ વલ્લભભાઇની સેવા પણ અહેવાલના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તેમણે નવીન પુસ્તકાલયો ઉઘાડવાના, પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓના, રાજ્ય પુ. મંડળ તરફના પુસ્તકાલય શિક્ષણ વર્ગોના, ૭ મી રાજ્ય પુસ્તકાલય પરિષદ તેમજ કેટલાંક ગ્રામ પુસ્તકાલયોની તપાસણીના વગેરે વગેરે કામે કુલ ૫૮ ગામોની ૭૫ દિવસમાં ફેરવણી કરી છે. પ્રચાર તથા તપાસણીની કામગીરી ઉપરાંત મંડળના હિસાબ કિતાબના કામની જવાબદારી પણ રાજ્ય પ્રચારકને માથે મૂકાયલી છે. એ જવાબદારી સંતોષકારક રીતે સંભાળવા ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોના બજેટ મંજુરીના કામે ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંતો અને મહાલોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મંગાવી આપવાની, તેમજ જુથ અને મહાલ મંડળોને જાગતાં કરવાની ફરજો એમણે બજાવી છે.

રાજ્ય પ્રચારકના પગાર અને ભથ્થાભાડા ખાતે રૂ ૬૩૪-૧૫-૯ નો ખર્ચ અહેવાલના વર્ષે ઉધર્યો છે.

**સહમંત્રી**

૧૮. સહમંત્રી તરીકે શ્રીયુત નાજુકલાલ નં. ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનનાં વર્ષમાં એમણે શિષ્ટ વાચનની પરીક્ષાઓ અંગેનું–પરીક્ષાની જાહેરાતથી માંડીને તે અરજીઓ મંગાવવી, પ્રશ્નપત્રો કાઢી છપાવી પહોંચતા કરવા તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ, વાચક મંડળ અંગે સભ્યો નોંધવાનું, તેમને નિયમો અને યાદીઓ મોકલી આપવાનું, માસિક નોંધ આવે તે તપાસી ઘટિત સૂચના કરવા ઉપરાંત એને લગતો જરૂરી પત્રવ્યવહાર કરવાનું, તથા પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજનાને અંગે અભ્યાસપાઠ અને સાધનિક સાહિત્ય અભ્યાસકોને મોકલી આપવાનું તથા એમના તરફથી આવતા ઉત્તરો તપાસી તેમાં સુધારા વધારા સૂચવવા અને આવશ્યક સમજૂત સાથે ખુલાસા લખી મોકલવા વગેરેનું તેમ જ પ્રમાણપત્રની પરીક્ષાને લગતું તમામ કામકાજ અને તદંગેનો પત્રવ્યવહાર ચલાવવા ઉપરાંત ઉપરોક્ત બધા જ શિક્ષણવર્ગોમાં હાજર રહી વર્ગીકરણ પદ્ધતિનું સક્રિય શિક્ષણ આપવાની કામગીરી બજાવી છે. પ્રાંત તેમ જ મહાલ પ્રચારકોની માસિક ડાયરીઓ તપાસી તેમની દોરવણી તથા દેખરેખની કામગીરી તેમ જ સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક માળા માટે પ્રસિદ્ધ કરવા ઠરેલા 'સ્વર્ગોના સોહન'ના સંપાદનના કાર્યની કામગીરી પણ સહમંત્રીએ જ બજાવી છે. સહમંત્રીની બહારગામની કામગીરી કુલ ૧૮ દિવસની થઇ છે. સહમંત્રીના પગાર અને મુસાફરી ખર્ચ ખાતે કુલ રૂ. ૭૪૧-૫-૦ નો ખર્ચ અહેવાલના વર્ષે ઉધરેલો છે.

**માનદ મંત્રીઓ**

૧૯. પરિષદ પ્રવૃત્તિની શરૂઆતથી મંડળનું મંત્રીપદ સંભાળતા રહેલા મણિલાલ મંગળજી કાશીવાળા આજ પણ એ પદ કુનેહથી સંભાળે છે. નિવેદનની સાલે એમણે ચારે પ્રાંતોની વાર્ષિક સભાઓમાં હાજર રહી પોતાના અનુભવનો લાભ આપવા ઉપરાંત, વડોદરા તથા મહેસાણા પ્રાંતના શિક્ષણ વર્ગોમાં. ૭ મી રાજ્ય પુસ્તકાલય પરિષદ અંગે ઝારોળા, મુંબાઈ, અમદાવાદ, તથા વસોના ઉદ્ઘાટન સમારંભમાં હાજર રહી યથાશક્ય સેવા બજાવી હતી. નિવેદનના વર્ષે એમણે કુલ ૩૫ દિવસની કામગીરી બજાવી છે. શ્રી કાશીવાળાના પ્રવાસ ખર્ચ ખાતે રા. ૧૦૧-૪-૦ નો ખર્ચ થયો છે.

જોડીયા માનદમંત્રી શ્રીમતી જયવતીબેન નિવૃત્ત થતાં તેમની જગાએ વસોના રા. રા. રામભાઇ કાશીભાઇ પરેલ જોડીયા માનદ મંત્રી નીમાયા છે.

**પ્રમુખપદ**

૨૦. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, સમાજહિતનાં કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઇ સાહેબની સેવા નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે, તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ ને તેમની ઇચ્છા હવે નિવૃત્ત થવાની છે પણ મંડળના હિતની ખાતર હજી નવીન વર્ષે પણ તેમની સેવાનો લાભ જારી રાખવાની વિજ્ઞપ્તિ કરીએ છીએ. અહેવાલના વર્ષમાં પ્રમુખ

સાહેબે પુ૦ ખાતાના અધિકારીઓ સાથે રણોલી ગ્રામ પુસ્તકાલયની ખાસ મુલાકાત લઈને ગ્રામ પુસ્તકાલયોના વહિવટ તથા વ્યવસ્થાનું નિરીક્ષણ કર્યું હતું તથા ગ્રામજનતા સંસ્થાનો કેવો લાભ લે છે તેનો અભ્યાસ કર્યો હતો. એ સંબંધમાં એમણે લખેલી નોંધ " **ગ્રામ પુસ્તકાલયોના કામકાજ પર એક દૃષ્ટિપાત** " નામથી " **પુસ્તકાલય** "ના જુન અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ**

૨૧. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૦૦૦) ની મદદ આપવાના શ્રીમંત સરકારે સન ૧૯૨૯-૩૦ ની સાલમાં શરૂ કરેલા ધોરણને, તે પછી વખતોવખત નવેસર બહાલી મળતી રહી છે. સન ૧૯૩૪-૩૫ થી એ ધોરણને પાંચ વર્ષ માટે એકસામટી બહાલી મળેલી. તે ગત સાલે પૂરી થતાં બીજાં પાંચ વર્ષ માટે નવેસર બહાલી આપવાની તેમ જ વાર્ષિક ગ્રાન્ટમાં વધારો કરી રૂ. ૧૨૦૦) ની કરી આપવાની શ્રીમંત સરકારે કૃપા કરી છે. તે મુજબ નિવેદનના વર્ષે રૂ. ૧૨૦૦) સરકાર મદદના મળ્યા છે. આ પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયતોનો સહૃદય અહેસાન માનીએ છીએ.

**મંડળના સભ્યો, કાર્યપદ્ધતિ અને હિસાબ**

૨૨. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા જે ગઈ સાલે ૧૪૭૯ હતી તે વધીને અહેવાલના વર્ષે ૧૫૧૮ થઈ છે. તેમાંથી ૧૦૫૦ સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી (લવાજમ) ભરીને મંડળના સભ્ય તરીકે ચાલુ રહી છે. પ્રાંતવાર સંસ્થાઓ તથા તેમાંથી લવાજમ આપનારાંની સંખ્યા માટે પરિશિષ્ટ ૨ જું જોઈ લેવા વિનંતિ છે.

અહેવાલના વર્ષે ભરાયલી ૭ મી રાજ્ય પુ. પરિષદની બેઠકમાં મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું છે, જેમનાં નામ પરિશિષ્ટ ૩ જામાં આપેલાં છે. તે પૈકી મહેસાણાવાળા રા. રા. શંકરલાલ હીરાલાલ ઓઝાએ રાજીનામું મોકલી આપ્યું છે, જેનો નિકાલ આ સભાએ કરવાનો છે.

વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા દર વર્ષે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ સપ્ટેમ્બર માસમાં ભરાય છે, ને તેમાં પૂરા થયેલા વર્ષનો અહેવાલ-હિસાબ રજુ કરી બહાલ કરાવી લેવામાં આવે છે, તેમજ નવા વર્ષ માટે બજેટ તથા કાર્યક્રમ પણ ઠરાવી લેવામાં આવે છે. એ પછી પણ વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોની વિચારણા ને નિર્ણય વ્યવસ્થાપક મંડળે કરવાના પ્રસંગ પડે છે, પણ તેવે વખતે વ્યવસ્થાપક મંડળના સભ્યો આખા રાજ્યમાંથી ચૂંટાયલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયલા હોવાથી વખતોવખત ભથ્થા-ભાડાનો ખર્ચ કરી અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું શક્ય તેમ ઉચિત નહી લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચૂંટાઈ આવેલા સભ્યો સાથે માનદમંત્રીઓ રાજ્ય પુસ્તકાલય મંડળને વિચારવાના સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરી લઈ તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલ દ્વારા મેળવીને નિર્ણય કરી લેવાનો વહીવટ મંડળે

સ્વીકાર્યો છે. તે મુજબ અહેવાલવાળા વર્ષે એક વાર્ષિક સભા ઉપરાંત ૨ સભાઓ ભરાઈ હતી તથા બે વાર ટપાલદ્વારા વ્ય. મં. ના સભ્યોના અભિપ્રાય મેળવી લેવામાં આવ્યા હતા.

ઑડિટ થયેલો મંડળનો ઉપજ ખર્ચનો વિગતવાર હિસાબ પરિશિષ્ટ ૧ માં આ સાથે સામેલ છે.

**ઑફિસ**

૨૩. ડીસેમ્બર ૧૯૩૭ ની તા. ૧૯ મીથી આ મંડળની ઑફીસ પુ. સ. સ. મંડળની ઑફીસમાં બંને મંડળોની સગવડની દૃષ્ટિએ ખસેડવામાં આવી હતી. તે ચાલુ સન ૧૯૪૦ ના જાન્યુઆરીથી પુનઃ સેન્ટ્રલ લાયબ્રેરીમાં સાર્વજનિક પુ. શાખાની કચેરીમાં, ખાતાના અધિકારી સાહેબોની સમ્મતિપૂર્વક ખસેડાઇ છે.

**આભાર**

૨૪. આ મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી વર્ગનો, મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રી મંડળનો, અને પંચાયત પક્ષની મદદ આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, શિક્ષણ વર્ગમાં તેમ પરિષદોમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો, સભાસદ સંસ્થાઓનાં લવાજમ વસૂલ કરી આપવા બદલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો, અને મંડળનો હિસાબ ને સરવૈયું વગર ફીએ ઑડિટ કરી આપવા બદલ રાજ્યમાન્ય એકાઉન્ટન્ટસ મેસર્સ આપાજી અમીન એન્ડ કો. નો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વડોદરા, તા. ૨૬–૮–૪૦

મણિલાલ મં. કાશીવાળા
રામભાઈ કા. પટેલ
માનદ મંત્રીઓ

# પરિશિષ્ટ ૧ લું

## સન ૩૯-૪૦ ના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

( તા. ૧-૮-૩૯ થી તા. ૩૧-૭-૪૦ સુધીનો )

**જ**

| | |
|---|---|
| ૧૬૨૬-૮-૦ | સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદ |
| ૧૨૦૦-૦-૦ | સરકાર મદદ |
| ૧૨૦૦-૦-૦ | પ્રાંત પંચાયત મદદ |
| ૫૫-૨-૯ | વ્યાજ |
| ૪૫-૪-૦ | સાતમી પુસ્તકાલય પરિષદ ખાતેથી બંધારણ પ્રમાણે પ્રતિનિધિ ફી ખાતેથી મળેલો ફાળો |
| ૪૧૨૬-૧૪-૯ | |

**ઉ**

| | |
|---|---|
| ૭૨૦-૦-૦ | સહમંત્રીનો પગાર |
| ૬૩૪-૧૫-૯ | રાજ્ય પ્રચારકનો પગાર તથા ભથ્થું-ભાડું |
| ૨૬૧-૧૪-૯ | વડોદરા પ્રાંત પ્રચારકનો પગાર, સ્પેશિયલ મુસાફરી અને કંટીજંટ ખર્ચ |
| ૯૨-૪-૬ | અમરેલી પ્રાંત પ્રચારકનો પગાર, સ્પેશિયલ મુસાફરી અને કંટીજંટ ખર્ચ |
| ૧૨૨-૯-૯ | મંત્રી, સહમંત્રીનો મુસાફરી ખર્ચ |
| ૧૦૨-૦-૦ | કંટીજંટ-પોસ્ટેજ |
| ૬૪-૮-૦ | છપામણી |
| ૮૨-૧૪-૬ | શિ. વા. ની પરીક્ષાનાં ઇનામ તથા પુસ્તકખર્ચ |
| ૨૪૯-૨-૯ | શિક્ષણ વર્ગોનો ખર્ચ |
| ૧૦૮૧-૫-૦ | પ્રાંત તથા મહાલ મંડળોને કેળવણીના |
| ૨૬-૫-૦ | દિવાલપત્રો ( પ્રકાશન ) ખાતે ખોટના |
| ૧૫૦-૦-૦ | સાતમી પુસ્તકાલય પરિષદને મદદના |
| ૯-૮-૬ | પરચુરણ ખર્ચ: પુસ્તક ખરીદી, ફોર્મોના નુરના, આણંદથી સીનેમા મંગાવ્યો તેના ભાડાના, પુસ્તકાલય માસિકની બંધામણીના |
| ૬-૦-૦ | ડેડસ્ટૉક ( લાકડાના બે ઘોડા ) ખર્ચ |
| ૩૬૦૦-૮-૬ | |
| ૫૨૬-૬-૩ | સાલ આખર વધારો |
| ૪૧૨૬-૧૪-૯ | |

વડોદરા. તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૪૦

ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ અમે તપાસ્યો છે તે બરાબર છે.

Appaji Amin & Co.
Registered Accountants,
Auditors.

( તા. ૩૧-૭-૪૦ આખરનું સરવાયું )

**જ**

૫૩૮૮-૦-૦ ચાલુ ફંડ
- ૪૮૬૧-૯-૯ સન ૩૮-૩૯ આખર બાકી
- ૫૨૬-૬-૩ સન ૩૯-૪૦ નો વધારો

૩૪૪૫-૧૦-૦ અનામત દેવાઃ—
- ૬૨-૫-૯ વડોદરા પ્રાંત પુ. મંડળ
- ૮૭-૮-૦ શ્રી. સ. આ. દૂ. ફંડના વ્યાજના
  - ૬૫-૦-૦ સન ૩૮-૩૯ આખરના
  - ૨૨-૮-૦ સન ૩૯-૪૦ આખરના
- ૨૯-૨-૩ શ્રી. દત્ત સ્મા. ફંડના વ્યાજના
  - ૬-૧૦-૩ સન ૩૮-૩૯ આખરના
  - ૨૨-૮-૦ સન ૩૯-૪૦ માં આવ્યા
- ૧૦-૦-૦ કામરેજ-માંગરોળ મહાલની શિ વા ની પરીક્ષાના
- ૩૨૫૬-૧૦-૦ સ્વ. મો. ન. અમીન સ્મા. ફંડ

૮૮૩૩-૧૦-૦

**ઉ**

૩૬૫-૧-૯ પુસ્તકોનો સ્ટૉકઃ-(વેચાણ બાદ જતાનો ખર્ચ)
- ૧૪૭-૦-૯ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧લા ખાતે (સ્ટૉક નં. ૨૭૧)
- ૨૧૮-૧-૦ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨જા ખાતે (સ્ટૉક નં. ૩૨૬)

૨૮૮૩-૧૪-૯ લ્હેણું:—
- ૧૩-૦-૦ શ્રી. ર. ઉ. મજમુદાર
- ૧૬-૦-૦ શ્રી. મહેસાણા પ્રાંત પુ. મં.
- ૨૮૫૪-૧૪-૯ શ્રી. પુ. સ. સ. મંડળ લિ.

૫૫૮૪-૯-૬ રોકડા શિલકઃ—
- ૩૩૪૮-૨-૪ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
- ૨૧૫૬-૧૦-૮ બરોડા બેંકના ચાલુ ખાતામાં
- ૭૯-૧૨-૬ હાથ ઉપર શિલક

૮૮૩૩-૧૦-૦

વડોદરા તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૪૦.

ઉપરનું સરવાયું અમે તપાસ્યું છે અને તે બરાબર છે.

Appaji Amin & Co.
Registered Accountants,
Auditors.

## પરિશિષ્ટ ૨ જું

### આજીવન સભ્ય

૧ રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુ. | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુ. | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૩ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રા. પુ; મ. પુ બા. પુ. કસ્બા તથા ગ્રામ વા. | ૫૫૧ | ૩૯૯ | ૫૨૧ | ૩૫૫ | ૨૫૧ | ૧૫૦ | ૧૪૯ | ૧૦૩ |
| | ૫૬૯ | ૪૧૫ | ૫૩૬ | ૩૬૯ | ૨૫૮ | ૧૫૭ | ૧૫૫ | ૧૦૯ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪; કસ્બા પુસ્તકાલય ૪૨; મહિલા પુસ્તકાલય ૧૮; બાલ પુસ્તકાલય ૧૧; ગ્રામ પુસ્તકાલય ૧૨૧૯; ગ્રામ વાંચનાલય ૨૦૪; કસ્બા વાંચનાલય ૨૦ મળી કુલ સંખ્યા ૧૫૧૮ માંથી લવાજમ આપનાર પુસ્તકાલયોની કુલ સંખ્યા ૧૦૫૦.

---

## પરિશિષ્ટ ૩ જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખઃ

રાવ બહાદુરશ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, વડોદરા.

માનદ મંત્રીઓ

શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ

શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ, વસો

## સભાસદો

૧ રાજરત્ન શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૨ શ્રી. મગનભાઇ શંકરભાઈ પટેલ, ભાદરણ
૩ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૪ શ્રી. ચીમનલાલ હ. અમીન, વરણામા
૫ શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ, વડોદરા
૬ શ્રી. ચુનીલાલ પુ. શાહ, વડોદરા
૭ શ્રી. હરિવલ્લભદાસ પુ. શાહ, પેટલાદ
૮ શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર
૯ શ્રી. મણિલાલ માધવલાલ દવે, પાટણ
૧૦ શ્રી. બાપુલાલ વિઠ્ઠલદાસ ગાંધી, કડી
૧૧ શ્રી. શંકરલાલ હીરાલાલ ઓઝા, મહેસાણા
૧૨ શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ધીણોજ
૧૩ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૪ શ્રી. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવસારી
૧૫ શ્રી. કસનજી દયાળજી દેસાઈ, નવસારી
૧૬ શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૭ શ્રી. મોહનલાલ વીરજીભાઇ પટેલ, અમરેલી
૧૮ શ્રી. કલ્યાણરાય નથ્થુભાઈ જોશી, દ્વારકા

---

## પરિશિષ્ટ ૪ થું

### રાજ્ય તથા મહાલ પરિષદોની હકીકત

| કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| સાતમી રાજ્ય પ્રુ. પરિષદ | ૧૮, ૧૯-૧૧-૪૦ | ઝારોળા | શ્રી. નરહરી દ્વા. પરીખ |
| કડી મહાલ ત્રીજી પરિષદ | ૨૦-૧૦-૩૯ | રાજપુર | શ્રી. ચુનીલાલ મ. દેસાઇ |

## પરિશિષ્ટ ૫ મું

### પ્રાન્ત તથા માનદ પ્રચારકોએ કરેલી પુસ્તકાલય તપાસણી

| નામ | કયા પ્રાંત વ મહાલના પ્રચારક | કેટલાં ગામ તપાસ્યાં |
|---|---|---|
| ૧ શ્રી છગનભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા તથા નવસારી પ્રાંત | ૧૭૪+૫૯ |
| ૨ શ્રી રમણલાલ દાજીભાઇ નાયક | નવસારી પ્રાંત | ૫૭ |
| ૩ શ્રી રમેશરાય ઉદયરાય મજમુદાર | મહેસાણા તથા અમરેલી પ્રાંત | ૧૫૫+૪૨ |
| ૪ શ્રી મોહનલાલ શંકરભાઇ | અમરેલી પ્રાંત | ૧૩ |
| ૫ શ્રી મહીજીભાઇ જેઠાભાઇ પટેલ | વડોદરા મહાલ | ૮ |
| ૬ શ્રી છોટુભાઈ રાયજીભાઈ | ,, | ૧૪ |
| ૭ શ્રી છોટાલાલ નરભેરામ પંડ્યા | કરજણ મહાલ | ૧૧ |
| ૮ શ્રી જેસંગભાઈ ગરબડભાઇ | સંખેડા મહાલ | ૧૭ |
| ૯ શ્રી છગનલાલ સોમેશ્વર જોશી | સાવલી મહાલ | ૧૮ |
| ૧૦ શ્રી સોમાભાઇ ગરબડભાઇ | ,, | ૨ |
| ૧૧ શ્રી રવિશંકર છો. જોશી | ડભોઇ મહાલ | ૩ |
| ૧૨ શ્રી હરિવલ્લભ ભા. વૈદ્ય | શિનોર મહાલ | ૧૮ |
| ૧૩ શ્રી હરિભાઇ શંકરભાઇ પટેલ | ,, | ૩ |
| ૧૪ શ્રી ઉમિયાશંકર લક્ષ્મીરામ દવે | વિસનગર મહાલ | ૨૭ |
| ૧૫ શ્રી કરુણાશંકર મોહનલાલ વ્યાસ | ચાણસ્મા મહાલ | ૬ |
| ૧૬ શ્રી નાનજીભાઈ જેઠીદાસ પટેલ | ,, | ૧૫ |
| ૧૭ શ્રી સાંકળેશ્વર છભાઇ વ્યાસ | ,, | ૩ |
| ૧૮ શ્રી નર્મદાશંકર જયશંકર દવે | કડી મહાલ | ૯ |
| ૧૯ શ્રી વિઠ્ઠલદાસ માધવલાલ પંચોલી | ,, | ૧૫ |
| ૨૦ શ્રી હીરાલાલ ચિ. ઉપાધ્યાય | ,, | ૨ |
| ૨૧ શ્રી કાંતિપ્રસાદ લાલશંકર ત્રિવેદી | કલોલ મહાલ | ૪ |
| ૨૨ શ્રી જયશંકર જી. ભટ્ટ | આતરસુંબા મહાલ | ૧૦ |
| ૨૩ શ્રી છોટાલાલ મોતીભાઇ રાવળ | સિદ્ધપુર મહાલ | ૧૨ |
| ૨૪ શ્રી ભીમજીભાઇ ટીડાભાઈ ઠાકર | ,, | ૪ |
| ૨૫ શ્રી છોટાલાલ ગોરધનદાસ વૈષ્ણવ | ખેરાળુ મહાલ | ૫ |
| ૨૬ શ્રી વ્રજલાલ દયારામ મહેતા | અમરેલી, ધારી તથા કોડીનાર | ૩૫ |
| ૨૭ શ્રી ભાનુશંકર મ. ઠાકર | દામનગર મહાલ | ૪ |
| ૨૮ શ્રી ભગવાનજી રાઘવજી દવે | કોડીનાર મહાલ | ૧ |
| ૨૯ શ્રી ધરમશી ભીમજી જોશી | ઓખામંડળ મહાલ | ૧ |
| ૩૦ શ્રી કાન્તિલાલ ગુલાબદાસ દલાલ | કામરેજ મહાલ | ૪ |

પુસ્તકાલય સહાયક સ. મંડળ લિ. ની સોળમી વાર્ષિક સામાન્ય સભામાં

## પસાર થયેલા ઠરાવોની ટૂંક નોંધ

**પુસ્તકાલય** સહાયક સહકારી મંડળ લિ. ની સોળમી વાર્ષિક સામાન્ય સભા તા. ૬-૧૦-૪૦ ના રોજ બપોરના બે વાગે મંડળની ઑફિસમાં મળી હતી, તે વખતે ૨૪ સભ્યો હાજર હતા.

આ સભામાં નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧**—તા. ૧-૮-૩૯ થી તા. ૩૧-૭-૪૦ સુધીના બાર માસનો આડિટરોએ તપાસેલો હિસાબ તથા વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ મંજુર કરવામાં આવે છે.

**ઠરાવ ૨**—વ્યવસ્થાપક મંડળે કરેલી ભલામણ પ્રમાણે નીચે પ્રમાણે નફાની વહેંચણી કરવાનું નક્કી કરવામાં આવે છે.

### રૂ. ૨૯૨૦-૭-૪ ની વહેંચણી

| | |
|---|---|
| ૧ રિઝર્વ ફંડ ખાતે લઇ જવા | રૂ. ૭૦૫-૦-૦ |
| ૨ સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૩૪૪-૦-૦ |
| ૩ નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૩૨૦-૦-૦ |
| ૪ ઇન્વેસ્ટમેન્ટ રિઝર્વ ફંડ ખાતે લઇ જવા | ૪૨૧-૧૧-૧૦ |
| ૫ આવતા વર્ષના નફાતોટા ખાતે લઇ જવા | ૧૨૯-૧૧-૬ |
| | ૨૯૨૦-૭-૪ |

સરકારી બુક ડેપો વિભાગના નફામાંથી તે વિભાગના નોકરોને એક માસનો પગાર રૂ. (૯૫) બોનસ તરીકે આપવાનું મંજુર કરવામાં આવે છે.

**ઠરાવ ૩**—સને ૧૯૪૦-૪૧ માટે નીચે પ્રમાણેના હોદ્દેદારો નીમવામાં આવે છે.

**સાધારણ સભાના પ્રમુખઃ**—શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ.

**સાધારણ સભાના ઉપપ્રમુખઃ**—શ્રી. નાનાલાલ નાથાલાલ શાહ.

**વ્યવસ્થાપક મંડળના સભાસદો** પૈકી ત્રણ વ્યવસ્થાપકો (૧) શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ-મંત્રી, સા. પુ. શિનોર, (૨) શ્રી. ચિમનભાઇ હરિભાઈ અમીન-મંત્રી, સા. પુ. વરણામા, અને (૩) શ્રી. શંકરભાઇ સોમાભાઇ પટેલ, વડોદરા દ્વિતીય વર્ષે નિયમ મુજબ નિવૃત્ત થયા હતા. તેમની જગાએ બીજા કોઇ ઉમેદવારો નહિ હોવાથી અને એ સભ્યો ફરીથી ચુંટાવાને પાત્ર છે એ ધોરણે ઉપરના ત્રણેય વ્યવસ્થાપકો કાયમ રહ્યા છે. બાકીના ૭ સભાસદો નિયમ પ્રમાણે કાયમ રહ્યા છે.

**ઑડિટરો** તરીકે મેસર્સ આપાજી અમીન ઍન્ડ કું. રજીસ્ટર્ડ ઍકાઉન્ટન્ટસ એમને નીમવામાં આવ્યા છે.

**ઠરાવ ૪**—આગામી વર્ષ માટેનું અંદાજી બજેટ મંજુર કરવામાં આવ્યું હતું.

**ઠરાવ ૫**—પેટાનિયમની કલમ ૨૯ માં સૂચવાયેલો સુધારો મંજુર કરવામાં આવે છે એટલે કલમ સુધર્યા પછી નીચે પ્રમાણે થાય છેઃ—

**"કલમ ૨૯—આ નિયમાવલિ અને સમસ્ત સભાના ઠરાવોને અનુસાર વ્યવસ્થાપક મંડળને મંડળનો કારભાર ચલાવવા સંપૂર્ણ અધિકાર રહેશે, અને તે પોતાના કામકાજ માટે જરૂર મુજબ સામાન્ય રીતે દર મહિને એક વખત મળશે. કોઇ પણ સભાસદ વ્યવસ્થાપક મંડળને લેખી ખબર આપ્યા સિવાય, જો વ્યવસ્થાપક મંડળની લાગલાગટ ત્રણ સભાઓમાં ગેરહાજર રહેશે તો તેની જગા આપોઆપ ખાલી થઇ એમ માનવામાં આવશે.**

વડોદરા,
તા. ૭-૧૦-૪૦

વાઘજીભાઇ ના. અમીન
મંત્રી

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અથવા મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીક |
|---|---|---|---|---|---|
| ૧ | ચૌલાદેવી | ધૂમકેતુ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૨ | પુત્રજન્મ | ગુણવંતરાય આચાર્ય | ,, ,, | ૨– ૮– ૦ | |
| ૩ | સંભાવિત સુંદરલાલ | રત્નમણિરાવ દ્વિવેદીઆ | ,, ,, | ૧– ૪–૦ | |
| ૪ | શ્રીકાન્ત પર્વ ૧, ૨ | શરદબાબુ | ,, ,, | ૩– ૦–૦ | ( નવી આવૃત્તિ |
| ૫ | બાલભજનાવલિ | શંકરલાલ હ્રા. પરીખ | ,, ,, | ૦– ૩–૦ | |
| ૬ | તુલસીક્યારો | ઝવેરચંદ મેઘાણી | આર. આર. શેઠની કું. મુંબઇ | ૨– ૮–૦ | |
| ૭ | જય સોમનાથ | કનૈયાલાલ મુનશી | ,, ,, | ૩– ૦–૦ | |
| ૮ | બાલકુંજના પાઠો | મણિભાઈ પટેલ | પુ. સ. સ. મંડળ લિ. વડોદરા | ૦– ૪–૦ | |
| ૯ | સારી રીતભાત | રા. બા. ગોવિંદભાઇ દેસાઇ | ,, ,, | ૦– ૪–૦ | |
| ૧૦ | વાંચવાની મજા (૮ પુસ્તિકાઓ) | મૂળજીભાઇ ભક્ત મયાશંકર ત્રિવેદી | ફૂલચંદ બાલમંદિર નડીઆદ | દરેકની ૦– ૨–૩ | |
| ૧૧ | બાલવાર્તાવલિ | હંસાબ્હેન મહેતા | કુમાર કાર્યાલય, અમદાવાદ | ૧– ૦–૦ | |
| ૧૨ | નિસર્ગોપચાર | ડૉ. શાકરલાલ યાજ્ઞિક | ચિત્રશાળા પ્રેસ, પુના | ૦–૧૨–૦ | |
| ૧૩ | કાસમ ચ.ઉસ | હિંમતલાલ મયંક | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૦– ૪–૦ | |
| ૧૪ | કલમની પીંછીથી | ભિક્ષુભાઇ | ,, ,, | ૦– ૪–૦ | |
| ૧૫ | ફરતાં ફરતાં | સોમાભાઇ ભાવસાર | ,, ,, | ૦– ૪–૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | ભક્તિયોગ | શ્રી. અરવિંદ | અરવિંદ કાર્યાલય આણંદ | ૧– ૦–૦ |
| ૧૭ | વહેમી | વ્યોમેશચંદ્ર પાઠકજી | જયમનગૌરી પાઠકજી સુરત | ૦– ૮–૦ |
| ૧૮ | મંગળ પ્રભાત (પાંચમી આવૃત્તિ) | ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦– ૧–૦ |
| ૧૯ | ઊધઇનું જીવન | કિશોરલાલ મશરૂવાળા | ,, ,, | ૦–૧૦–૦ |
| ૨૦ | સહજાનંદ સ્વામી (બીજી આવૃત્તિ) | ,, ,, | ,, ,, | ૦–૧૦–૦ |
| ૨૧ | સત્યના પ્રયોગો અથવા આત્મકથા (દેવનાગરી લિપિમાં) | ગાંધીજી | ,, ,, | ૦–૧૪–૦ |
| ૨૨ | વતનની વેદી | સીરતી | બઝમેઇકબાલ, કઠોર | ૦– ૫–૦ |
| ૨૩ | થોડાંક ચરિત્રદર્શનો | ,, | ,, ,, | ૦– ૫–૦ |

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૪૦

## યાદી નં. ૯ : સંખ્યા ૬૪

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯–૪૦ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે ાહે ઑગસ્ટ–સપ્ટેમ્બર માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં ાર્વા જ ગ્રામ પુસ્તકાલયોને જુલાઇ ૧૯૪૦ આખર સુધીમાં પુસ્તકો બનતા સુધી મોકલાઇ ાય તેવી યોજના થયેલી તે મુજબ પત્રો–માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાય છે· ાંતુ હજી કેટલાંક ગ્રામ પુસ્તકાલયોએ તેમના બજેટમાં પુસ્તકોની યાદીઓ મોકલી નથી· ેમણે હજી પણ યાદીઓ મોકલી ન હોય તેમણે બનતી ત્વરાએ મોકલી આપવા તજવીજ કરવી·

ાટલાદ—માલાવાડા,પલાણા,પેટલાદ બાલ પુ.
ાાદરણ—બાલપુરા, બ્રેશીકુવા.
ાડોદરા—સેવાસી, કોયલી, અંકોડીઆ, હરણી, રણોલી.
ાાદરા—દરાપુરા, હુશેપુર, સોખડારાઘુ, વીરપુર, માસર, બ્રાહ્મણવસી, મોભા.
ારજણ—લાકોદરા.
ાભોઇ—મંડાળા, વણાદરા.
ાાઘોડીઆ—ખેરવાડી.
ાાવલી—સોનગીર (ધન્દાડ), ધનતેજ, રાણીઆ.
ાશેનોર—શિરોળા.
ાસંખેડા—ચંદાનગર.
ાહેગામ—પરાતીઆ, મગોડી, ધર્સનપુર મોટા, ચિસાડા.
ાડી—મણિપુર, સેદરડી, રંગપુરડા, બોર, થોળ.
કલોલ—વાવોલ, વડાવસ્વામી, જસલપુર.
વિજાપુર—ગેરીતા, તાંસિલસણ, રણાસણ.
વિસનગર—ચલોટા.
મહેસાણા—લીંચ, ખેરવા, રૂપાલ હરિપુરા, લાખવડ.
સિદ્ધપુર—મામવાડા, ઉનાવા, મહિલા પુ.
ખેરાળુ—ઉણાદ.
પાટણ—મીઠીવાવડી, ચારૂપ, માતપુર, રૂવાવી, ખારીવાવડી.
ચાણસ્મા—જીતોડા, જસલપુર, વડાવલી, પીંચાલ, રૂપપુર.
હારીજ—વાંસા.
નવસારી—કાછીઆવાડી.
માંગરોલ—કોસંબા.
વ્યારા—વાંસકુઇ.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૬–૭ | સપ્ટે.–ઑક્ટો. | ૫–૧૦–૪૦ |
| કિશોર | ૫ | ૧૨ | ઑગસ્ટ | ૧૫–૯–૪૦ |
| કુમાર | ૧૭ | ૯ | સપ્ટેમ્બર | ૧૫–૯–૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૧૦ | આસો | ૩–૧૦–૪૦ |
| ખેતીવાડી | ૬ | ૭ | આસો | ૯–૧૦–૪૦ |
| ગુણસુન્દરી | ૩૫ | ૨ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| ગ્રામજીવન | ૧૧ | ૩ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| ચરોતર | ૧૦ | ૯ | સપ્ટેમ્બર | ૧૬–૯–૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૭ | ઑક્ટોબર | ૪–૧૦–૪૦ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૪ | ૪ | એપ્રિલ–જુન | ૨૦–૬–૪૦ |
| નવચેતન | ૩૭ | ૭ | ઑક્ટોબર | ૨૮–૯–૪૦ |
| નવરચના | ૫ | ૫ | ઑગસ્ટ | ૧૪–૮–૪૦ |
| પાટીદાર | ૧૭ | ૧૨ | આસો | ૨૬–૯–૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૯ | ભાદરવો | ૯–૧૦–૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૨ | જુલાઇ–સપ્ટે. | ૨૭–૮–૪૦ |
| બાલજગત | ૨ | ૨૨ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| બાલજીવન | ૨૦ | ૧૨ | ઑક્ટોબર | ૯–૧૦–૪૦ |
| બાલમિત્ર | ૨૦ | ૩ | ઑક્ટોબર | ૨–૧૦–૪૦ |
| બાલસખા | ૪ | ૫ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| બાળક | ૧૮ | ૧૦ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૩ | જુલાઇ–સપ્ટે. | ૮–૧૦–૪૦ |
| યુવક | ૧૦ | ૧૦ | ઑક્ટોબર | ૫–૧૦–૪૦ |
| રેખા | ૨ | ૩ | ઑગસ્ટ | ૨૭–૯–૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૧૦ | ઑક્ટોબર | ૯–૧૦–૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૧૦ | સપ્ટેમ્બર | ૧૫–૯–૪૦ |
| શારદા | ૩૩ | ૬ | સપ્ટેમ્બર | ૧૫–૯–૪૦ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧૨ | આષાઢ | ૨૨–૮–૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૧ | ઑક્ટોબર | ૧–૧૦–૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩–૧૦–૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૧૦ | ઑક્ટોબર | ૪–૧૦–૪૦ |
| સ્કાઉટવીર | ૫ | ૮ | સપ્ટેમ્બર | ૧૫–૯–૪૦ |



—卐—



## વડોદરા રાજ્ય

**પુસ્તકાલયના મકાનનું ઉદ્દઘાટન**—ગંભીરા તા. ભાદરણના પુસ્તકાલયના મકાનની ઉદ્દઘાટનક્રિયા ગઇ તા. ૨૯–૯–૪૦ ના રોજ મુંબઇ ઇલાકાના માજી મહેસૂલી પ્રધાન શ્રી. મોરારજી દેસાઇના હસ્તે થયું હતું. આ પુસ્તકાલયના મકાનનું ખાત મુહૂર્ત વડોદરા રાજ્યના મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના હસ્તે થયું હતું. મકાનને ખુલ્લું મૂકવાનો વિધિ કરતાં શ્રી. મોરારજીભાઇએ જણાવ્યું હતું કે,

" રાજ્યનાં આવાં પુસ્તકાલયો દ્વારા આમજનતાની નિરક્ષરતા દૂર થાય અને દરેક જણ પોતાનો ફાળો જનસેવામાં આપતો થાય. સાચા શિક્ષણ અને જ્ઞાનનો અર્થ આવાં પુસ્તકાલયોથી લોકો સમજતા થાય તથા પોતે શાળામાં મેળવેલું અક્ષરજ્ઞાન વધારી દેશની સાક્ષરતામાં વધારો કરે. આ હેતુ સરે તે માટે રાજ્યે પણ પ્રયત્ન કરવો જોઇએ. રાજ્ય માત્ર આર્થિક મદદ કરે કે કાયદા કરે તેથી તેની ફરજ પૂરી થતી નથી; પણ જે કાયદા કરે તેનો અમલ બરાબર થાય છે કે નહિ તથા તેનો ઉપયોગ જનસમાજ સારી રીતે કરે છે કે નહિ તે પણ સરકારે જોવું જોઇએ. "

**શિષ્ટવાચન પરીક્ષા**—સિદ્ધપુર મહાલ પુ. મંડળ તરફથી તા. ૧૩–૧૦–૪૦ ના રોજ બાળકો માટે લેવાયેલ શિષ્ટવાચનની પરીક્ષાનો ૩૦૦ ઉપરાંત બાળકોએ લાભ લીધો હતો. પરીક્ષા માટે શ્રી. જુગતરામ દવે કૃત " ગાંધીજી " એ પુસ્તક રખાયું હતું. આ પરીક્ષામાં ૧૫૦ પુસ્તકો સદર મહાલ મંડળે ઓછી કિંમતે પુરાં પાડ્યાં હતાં.

## પુસ્તકાલયોને મળેલી મદદ+

**સા. પુ. ખાવડ** ( તા. કડી ) ને ૧૦) પટેલ ચતુરભાઇ કિશોરભાઇ, ૫) પટેલ નારણભાઈ મગનભાઈ; ૫) પટેલ લાલભાઇ ઝવેરભાઇ, ૫) પટેલ અંબારામ જેઠીદાસ તરફથી.

**સા. પુ. કથલોટા** ( તા. વીસનગર )ને દરજી રેવાભાઇ જેઠતાભાઈ તરફથી રૂ. ૧૪)નું કબાટ નં. ૧

**સા. પુ. કુચેદ** ( તા. નવસારી )ને તેજ ગામના વતની ગોપાલભાઇ કાળાભાઇએ

+ આ યાદીમાં રૂ. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડની
## જાહેરાત નં. ૨ સને '૪૦-૪૧

ગ્રામ પુસ્તકાલયો તરફથી ઘણી જાતનો પત્રવ્યવહાર મંડળ તરફ આવે છે. મંડળ એક સંસ્થા છે ખરી, પણ તેના કામનો સરળતાપૂર્વક ઝડપી નિકાલ થાય તે માટે કારકુનોમાં કામની વહેંચણી કરી કામ લેવાની પદ્ધતિ સ્વીકારેલી છે. પુસ્તકોની માગણી, પત્રો–માસિકો સંબંધી લખાણુ અને હિસાબી લેવડદેવડ સંબંધીનાં લખાણુ ઘણી વખત સેળભેળ પત્રવ્યવહારમાં આવે છે, જેથી એક કારકુન પાસે તેને લગતી બાબતનો નિકાલ થવા પત્ર સોંપતાં બીજી બાબતો તરફ ધ્યાન આપવામાં ઢીલ થાય છે. સબબ બધી બાબતો તરફ સરખી રીતે એકધારું ધ્યાન અપાય તે માટે નીચે પ્રમાણેની હકીકત પત્રવ્યવહાર કરતી વખતે ધ્યાનમાં લેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

(૧) મનીઑર્ડરની કુપનમાં રકમ (૧) લોકમદદની, (૨) કાયમ ફંડની, (૩) ગ્રામ-પંચાયત મદદની અને (૪) પુસ્તકો ફોર્મ્સ વગેરેની કેટકેટલી છે તેની જ વિગત લખવી. તે સિવાય બીજું કાંઇ પણ લખાણુ મનીઑર્ડર કુપનમાં લખવું નહિ. ફોર્મ્સ, પુસ્તકો **વગેરેની યાદી કુપનમાં નહિ લખતાં અલગ લખી મોકલવી.**

(૨) પત્રો–માસિકો માટેનો પત્રવ્યવહાર, (૨) પુસ્તકો તથા ઇતર સાહિત્ય માટેનો પત્રવ્યવહાર, (૩) નાણાંની લેવડદેવડ સંબંધી હિસાબી પત્રવ્યવહાર અને (૪) પુસ્તકાલય માસિક અંગેનો પત્રવ્યવહાર એ બધોજ જુદા જુદા કાગળો ઉપર પૃથક્ પૃથક્ લખવો.

ઉપરની સૂચનાઓ પર પૂરતું ધ્યાન આપી પત્રવ્યવહાર કરવામાં આવશે તો કામની સરળતા સહેલાઈથી થઇ જતાં જે તે કામનો જલદી નિકાલ થઇ શકશે.

વડોદરા, ૮–૧૦–'૪૦

**વાઘજીભાઇ ના. અમીન**
મંત્રી
પુ. સ. સ. મંડળ લિ.

---

## પુસ્તકાલયના અજોડ ઉપકાર

"આ પુસ્તકાલયના અમારા ઉપર ઘણા ઉપકારો છે, એ કૃતજ્ઞભાવે આ પ્રસંગે સ્વીકારવું એ અપ્રસ્તુત નહિ ગણાય. એના વડે જ અમારા જેવા શાળાનું શિક્ષણ નહિ જેવું પામેલા જુવાનોને જ્ઞાન-સંસ્કારની અને સેવા-સંસ્કારની પ્રસાદી મળી છે. એ પ્રસાદીથી અમારું જીવન ઘણી વખત ખરાબે ચઢતું બચ્યું છે. અને સેવાધર્મનું રહસ્ય કંઇક પણ સમજી શકાયું છે. માણસના મનમાં પેદા થતી લાગણીઓને ભાવનાના રૂપમાં, ભાવનાને વૃત્તિના રૂપમાં, વૃત્તિને વિચારના રૂપમાં અને વિચારોને વર્તનના રૂપમાં લાવવામાં ભાષા–સાહિત્ય બહુ મહત્વનો ભાગ ભજવે છે. તે વિના જડ મન માણસને મૂઢ પશુવત્ રાખે છે. એટલે સાહિત્યની ઉપયોગિતા એ રીતે અમે આંકી અને માની છે. તેથી જ શિષ્ટ સાહિત્ય વસાવવાનો અને વંચાવવાનો આગ્રહ અમે પહેલેથી છેવટ સુધી સાચવી રાખ્યો છે. તેમ કરતાં કોઇકનો ખોફ પણ અમારે વહોરવો પડે છે. પણ તેની દરકાર કર્યાં વિના સુવાચન અને શિષ્ટ વાચન દ્વારા સુવિચાર વધારવાના આદર્શને અને પ્રયત્નને અમે વળગી રહ્યા છીએ. એકલું પુસ્તકપાંડિત્ય ઘણી વખત ચારિત્ર-ઘડતરમાં નિષ્ફળ નીવડતું દેખાય છે. અને તેનું કારણ ચિંતનનો અભાવ હોય છે. પરંતુ પુસ્તકના, પ્રસંગના કે વસ્તુના વાચન વિના ચિંતન અને મનન થવું અશક્ય છે."

( સા. પુ. ગંભીરાના મકાનની ઉદ્‌ઘાટન વેળાનું મંત્રીનું નિવેદન )

# આવતા માસની કાર્યદિશા

૧ આ અંકમાં છપાયેલો મુંબઈ ઇલાકા પ્રૌઢ શિક્ષણ સમિતિના પ્રમુખ પ્રો. ભાગવતનો વડોદરાની મરાઠી શાળાના વિદ્યાર્થીઓ સાથેના વાર્તાલાપને લગતો લેખ અવશ્ય વાંચો અને તે દિશામાં બનતા પ્રયત્નો ચાલુ રાખો.

૨ ઑકટોબર આખર પુરા થતા ત્રણ માસનું નિવેદન તૈયાર કરી જૂથમંડળમાં મોકલી આપો, જેથી વહેલી તકે ખાતામાં મોકલે. જૂથમંડળની સભાઓ બોલાવો, તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે પાવતીઓ **ગ્રામપંચાયત અને સરકારમદદ જલદી મોકલો.**

૩ અંદાજ મંજૂર કર્યું છે તેમાં ફેરફાર કરવા કાપકુપના કારણે સવડ નથી, માટે ફરી પાછાં મોકલવાં નહિ.

૪ પુસ્તકાલયના વર્ગીકરણનું કામ અધુરૂં હોય તો આવતી વૅકેશનનો લાભ લઈ સેવાભાવી યુવકોના સહકારથી તે કાર્ય પૂરૂં કરવા પ્રયાસ કરો.

૫ દીપાવલિના તહેવારોમાં વાચનપ્રચાર વધે તે માટે તમારા પુસ્તકાલયમાંથી મહોલ્લે મહોલ્લે પુસ્તકવાચન પૂરૂં પાડવા આપનું બનતું કરો.

૬ તમારા પુસ્તકાલયની લોકમદદ વહેલામાં વહેલી પુસ્તકાલય સ. સ. મંડળમાં મોકલી આપવા બાબતની આ અંકમાં અન્યત્ર છપાયેલી મંડળ તરફની જાહેરાત વાંચો અને લોકમદદ વહેલી તકે મોકલી આપવા બનતી તજવીજ કરો.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

સૂચના નંબર ૫ સને '૪૦–૪૧

# વિષય

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ રૂપિયા | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | श्री विश्वेश्वर | हिन्दी मासिक | ૩–૦–૦ | એડીટર શ્રી. વેશેશ્વર, બુલાનાલા, બનારસ |
| ૨ | હિન્દુ | સાપ્તાહિક | ૧–૮–૦ | વૃજલાલ આર્ય, તંત્રી, 'હિન્દુ' સારંગપુર, ખડાયતાની વાડી, અમદાવાદ. |
| ૩ | સમીક્ષક | મરાઠી પાક્ષિક | ૧–૮–૦ | આ માસિક કસ્બા પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવે છે. મેનેજર, સ્વસ્તિક પબ્લિશિંગ હાઉસ, ૬, કેળેવાડી, મુંબાઇ ૪. |
| ૪ | બાલસખા | માસિક | ૨–૧૩–૦ | આ માસિકનું લવાજમ ભૂલથી રૂ. ૩–૦–૦ ઑગસ્ટ ૧૯૪૦ ના અંકમાં છપાયું છે તો તે સુધારી રૂ. ૨–૧૩–૦ વાંચવું. |
| ૫ | विश्वभारती | हिन्दी मासिक | ૧૩–૦–૦ | मेनेजर, हिन्दी विश्वभारती चार बाग, लखनौ. ફક્ત કસ્બા પુસ્તકાલયો માટે જ મંજુર છે. |
| ૬ | આરતી | હિન્દી માસિક | ૫–૦–૦ | મેનેજર, આરતી મંદિર, પટના સિટી. આ માસિક કસ્બા પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવે છે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ | ઘરશાળા | ગુજરાતી માસિક | ૧-૦-૦ | પ્રકાશક, ઘરશાળા; ભાવનગર |
| ૮ | શ્રી સયાજી સ્મૃતિ | ધાર્મિક ત્રિમાસિક | ૧-૦-૦ | તંત્રી અને વ્યવસ્થાપક, પં. ગણેશભાઇ છગનરામ વરતિયા કડી. |

વડોદરા,
તા. ૫-૧૦-૧૯૪૦
પુ. ત્રિ. શાહ
ઇ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૮ સન '૪૦-૪૧

# વિષય

### ગ્રામપંચાયતની મદદ

ગ્રામપંચાયતની મદદ કેટલેક સ્થળે અંદાજમાં મૂકવામાં આવે છે તે રકમ સાથે ટકાવારી ગણવા માટે કેટલાંક પુસ્તકાલયોનું જણાવવું થાય છે અને કેટલેક સ્થળે એ રકમ અંદાજ ઉપર ગણવાનું જણાવવામાં આવે છે; કારણ તે ક્યારે મળશે તે ચોક્કસ હોતું નથી. સબબ આથી ઠરાવવામાં આવે છે કે, ગ્રામપંચાયતની રકમ પુસ્તકાલયોને હાથ પર મળ્યા સિવાય અગર અમુક રૂપિયા મંજૂર કરવામાં આવ્યા છે તેવું ગ્રામ પંચાયતના અધ્યક્ષ સા૦ નું લખાણ મળ્યા સિવાય પોતાના અંદાજમાં આકારવા નહિ. જ્યાં તે રકમ આકારવામાં આવી હશે ત્યાં તે સાથે લઇ ટકાવારી પ્રમાણે અંદાજ બનાવવું પડશે. અને ગ્રામ પંચાયતની મળેલી મદદ તથા લોકમદદની રકમ બન્ને મળી જે થાય તે સ્થળ પર ખર્ચ કરવાની રકમ બાદ કરી પુ. સ. સ. મંડળમાં મોકલવી જોઇશે. જ્યાં આ રકમ પાછળથી મળશે અને અંદાજમાં જણાવી નહિ હશે તો તે રકમનો ખર્ચ પુસ્તકાલયનાં પુસ્તકો અગર સ્થળ પર ઇતર જરૂરી ખર્ચ માટે ખાતાની પ્રથમ મંજૂરી મેળવીને જ કરી શકાશે. આશા છે કે ગ્રામ પંચાયતની મદદ વેળાસર મેળવવા લાગતા વળગતાઓએ કાળજી રાખવી અને તે ન મળે તો અગાઉથી જણાવવું જેથી પત્રો ખાતેથી અગર બીજા સદરેથી પ્રમાણસર રકમ કપાત કરવામાં આવે.

વડોદરા,
તા. ૨-૧૦-૪૦
પુ. ત્રિ. શાહ
ઇ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૯ સન ૧૯૪૦-૪૧

# વિષય

## પુસ્તકાલયના વહીવટ અંગે કેટલીક સૂચનાઓ

સાર્વજનિક પુસ્તકાલયોની તપાસણીમાં નીચે જણાવેલી કેટલીક ખામીઓ સર્વસામાન્ય જણાય છે તે જ્યાં હોય ત્યાંથી દૂર કરવા પુસ્તકાલયોના મંત્રીઓને આથી સૂચવવામાં આવે છે કેઃ—

(૧) **પુસ્તકાલયમાં ઉધાઈથી ખવાઈ ગયેલાં અગર જીર્ણ થયેલાં પુસ્તકો કમી કરવા તજવીજ થતી નથી;** આ બાબત તમામ પુસ્તકાલયોના મંત્રીઓને ખાસ વિજ્ઞપ્તિ છે કે, **પુસ્તકાલયને નુકસાન કરે તેવાં તમામ પુસ્તકો પુસ્તકાલયમાંથી દૂર કરવા તજવીજ પ્રથમ તકે કરવી.**

(૨) ત્રિમાહી નિવેદનો નિયમિત મોકલાતાં નથી એ તમામ જૂથમંડળોના મંત્રીઓએ મંગાવી એકત્રિત કરી અમારા તરફ ઠરાવેલા ધોરણે મોકલવા તજવીજ કરવી.

(૩) ભીડી ગયેલાં ભાઈબહેનો પૈકી જે ગરીબ વર્ગ છે, તેમને પુસ્તકાલયોનો લાભ મળે એ માટે પણ હજી ઘણે ઓછે સ્થળે તજવીજ થતી માલૂમ પડે છે. પુસ્તકાલયની સ્થળ-સીમામાં આવેલાં થોડું ભણેલાં ભાઈબહેનોને વાચન મળે તેવો પ્રબંધ કરવો ખાસ જરૂરી છે. તો નવા વર્ષે તે માટે ખાસ કાળજી રાખવામાં આવશે એવી આશા છે.

(૪) પુસ્તકાલયની વ્યવસ્થાપક કમિટિ નિદાન વર્ષમાં બેત્રણ વાર બોલાવી પુસ્તકાલયની ઉપયોગિતા વધે તેવા પ્રયાસો કરવા.

(૫) પુસ્તકાલય અંગે પ્રૌઢ શિક્ષણવર્ગ, કથાવાર્તા, ભજનકીર્તન વગેરે જે કાંઈ પ્રવૃત્તિ થાય તેની માહિતી પુસ્તકાલય ખાતાને વાર્ષિક નિવેદનમાં જણાવવી.

(૬) ગ્રામ પુસ્તકાલયોની તપાસણી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી રાખેલા પ્રચારકો તરફથી અને જે તે મહાલના માનદ પ્રચારકો તરફથી કરવામાં આવે છે અને ખામીઓ બદલ જેમના તેમના તરફથી સૂચનાનોંધમાં નોંધ થાય છે; માટે તે તે પુસ્તકાલયના મંત્રીએ આવી ખામીઓની પૂર્તતા તપાસણીની તારીખ પછી આઠ દિવસમાં કરી આ તરફ નિવેદન કરવું.

(૭) પ્રચારકોની રોજનિશિઓ આ તરફ આવે છે તે ઉપરથી ખામીઓ સુધારવા જણાવવા નવા પુસ્તકાલયના મંત્રીને લખવામાં આવે છે છતાં તેનો અમલ થતો નથી, જેથી લખાપટ્ટીનું કામ વધે છે.

આશા છે કે ઉપરની સૂચનાઓનો અમલ લાગતાવળગતાની તમામ વ્યક્તિઓ કાળજીપૂર્વક કરી પુસ્તકાલયને દીપાવશે.

વડોદરા,
તા. ૩-૧૦-૪૦

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મ. મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૦ સન ૧૯૪૦–૪૧

## વિષય

### અંદાજપત્રો મંજૂર થયા પ્રમાણે લોકમદદ વેળાસર પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવા બાબત.

પુસ્તકાલયોના કાર્યકરોને આથી જણાવવાની રજા લઈએ છીએ કે, છેલ્લા ત્રણ વર્ષની સરાસરી અને પુસ્તકાલયની માગણીનો વિચાર કરી પુસ્તકાલય ખાતા તરફથી સર્વ પુસ્તકાલયોનાં અંદાજો મંજૂર કરવામાં આવે છે. એટલે કે પુસ્તકાલયની સમિતિએ જે રકમ ભેગી કરી હોય એ ઉપર પુસ્તકાલયની ઉપયોગિતા પરિસ્થિતિ અને નાણાંની અત્રેની સવડનો વિચાર કરી યોગ્ય મંજૂરી મળે છે. માટે તે અંદાજ વધારે મંજૂર કરાવવા માટે કોઈ મંત્રી કે વ્યવસ્થાપક મંડળે મહેરબાનીથી લખાપડી કરવી નહિ. કારણ કે અત્રેની રકમનો પૂરતો વિચાર કરી મંજૂરી આપવામાં આવે છે. અનેક પ્રકારની લખાપડી કરી કામનું ભારણ જ વધે અને કંઈ પણ વિશેષ રકમ અમે આપી શકીએ નહિ તો મહેનતનો કેટલો દુરૂપયોગ થાય એ સહજ સમજી શકાય તેમ છે.

**એક વખત અંદાજ મંજુર થયા પછી રકમ વધારવા માટે લખાપડી નહી કરવા બાબત.**

૨. કાયમનિધિમાં ઓછી રકમ મૂકવાના કારણે પણ મોટે ભાગે અંદાજમાં ફેરફાર કર્યો છે. કાયમનિધિમાં નીમે રકમ મૂકવાનું ફરજીઆત છે. છતાં સંજોગવશાત તેમાંથી સ્થળસ્થિતિને અનુકૂળ વિચાર કરી ઓછી રકમ મૂકવામાં આવે છે. પણ તેનો દુરુપયોગ કરી મોટે ભાગે પુસ્તકાલયો પોતાના ખર્ચની પતા વધાર્યે જાય છે અને કાયમનિધિમાં રકમ વધતી નથી. આ પુસ્તકાલયોની ભાવી સ્થિતિને નુકસાનકારક છે. માટે તે તરફ પણ અત્રે પૂરતું લક્ષ આપી અંદાજો મંજુર કર્યાં છે. એટલે તે બાબતમાં પણ અમે અંદાજમાં જે ફેરફાર કર્યો છે તથા વિશેષ કરી શકીએ એમ નથી. આ બાબત પ્રાંત મંડળોની સભાઓમાં પણ કાર્યકરોને પૂરતી સમજ આપી જ છે.

**કાયમનિધિની રકમ ઓછી મૂકવાના કારણે અંદાજમાં થતો ફેરફાર.**

૩. ટકાવારીના ધોરણે અંદાજમાં પત્રો કમી કરી પુસ્તકો ખાતે કેટલેક ઠેકાણે વધારો કર્યો છે તે પણ ધારાધોરણોને અનુસરીને જ કર્યો છે. રૂપિયા ૫૦ અને તેથી ઓછી રકમોનાં અંદાજોમાં જ્યાં દૈનિક કમી કર્યું હશે અગર નાની રકમનું મંજૂર કર્યું હશે તેમાં પણ હવે અમે ફેરફાર કરી શકીએ તેમ નથી. કારણ તેથી અનેક ગૂંચવણો ઉભી થાય છે અને ટકાવારીનો મેળ પડતો નથી.

**કાયમ નિધિ મુકયા બાદ લોકમદદ મોકલવા બાબત.**

માટે આશા છે કે હવે પુસ્તકાલયો પુસ્તકાલય ખાતા તરફથી તેમની દોરવણી માટે કરેલી સૂચનાઓ અનુસાર વર્તશે અને અંદાજો મંજુર કર્યા પ્રમાણે લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ વહેલી તકે મોકલી આપશે. **કાયમ નિધિ માટે રોકવાની રકમ પોતે ખાતાની મંજુરી પ્રમાણે જે સ્થળે મૂકવાની હોય તે સ્થળે મૂકયા બાદ અંદાજપત્ર પ્રમાણેની લોકમદદ મોકલવાની છે તે ભૂલવાનું નથી.**

વડોદરા,
તા. ૩ ઑકટોબર ૧૯૪૦

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક

ક

પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્યનાં પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોનું સન ૧૯૩૯–૪૦નું

| અ. નં. | કસ્બા પુસ્તકાલયનાં નામ સ. નં. ૬૭ તા. ૨૨–૪–૨૨ પ્રમાણે પાડેલા વર્ગના નંબર સહ | પુસ્તકોની સંખ્યા: ગત વર્ષે આખરની સંખ્યા | ખરીદાયલાં નવીન પુસ્તકોની સંખ્યા | ખાનગી ગૃહસ્થો તથા સરકાર તરફથી ભેટ મળેલાં પુસ્તકોની સંખ્યા | કમી થયેલાં પુસ્તકોની સંખ્યા | સાલ આખર બાકી રહેલી પુસ્તકોની સંખ્યા | વાચકોની: પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | **વડોદરા** |
| ૧ | કરજણ ૨ | ૪૬૪૭ | ૧૬૦ | ૭૦ | ૩૦૭ | ૪૫૭૦ | ૩૩૪ | ૯૨ |
| ૨ | ડભોઈ ૧ | ૯૨૪૩ | ૩૧૦ | ૬૭ | ૩૭ | ૯૫૮૩ | ૪૫૮ | — |
| ૩ | તિલકવાડા૪ | ૧૬૫૫ | ૯૪ | ૩૮ | ૮૩ | ૧૭૦૪ | ૧૬૫ | ૧૨૨ |
| ૪ | ધર્મજ ૧ | ૭૩૦૪ | ૧૬૪ | ૪૮ | ૨૯ | ૭૪૮૭ | ૨૧૩ | ૮ |
| ૫ | નાર ૩ | ૬૩૧૦ | ૫૮ | ૪૨ | — | ૬૪૧૦ | ૯૫ | ૮૦ |
| ૬ | પાદરા ૨ | ૭૨૭૯ | ૨૩૮ | ૪૮ | ૨ | ૭૫૬૩ | ૨૬૯ | ૧૧૯ |
| ૭ | પીજ ૩ | ૫૨૨૦ | ૮૨ | ૩૮ | — | ૫૩૪૦ | ૧૫૬ | ૨૦૯ |
| ૮ | પેટલાદ ૧ | ૧૩૩૬૮ | ૨૨૬ | ૯૭ | ૭૩ | ૧૩૬૧૮ | ૨૨૯ | ૬૩ |
| ૯ | બહાદરપુર૩ | ૩૯૧૮ | ૨૦૭ | ૩૯ | ૩૮ | ૪૧૨૬ | ૨૬૩ | ૮૬ |
| ૧૦ | ભાદરણ ૧ | ૮૪૨૧ | ૧૯૨ | ૧૬૯ | ૮૬ | ૮૬૯૬ | ૨૮૨ | — |
| ૧૧ | મહેળાવ ૪ | ૪૨૪૫ | ૧૨૨ | ૪૨ | ૧૨૫ | ૪૨૮૪ | ૧૮૭ | ૧૮૬ |
| ૧૨ | વસો ૧ | ૭૯૩૫ | ૭૮ | ૫૯ | ૮૬ | ૭૯૮૬ | ૨૯૦ | — |
| ૧૩ | વાઘોડીઆ૧ | ૬૩૩૦ | ૨૪૩ | ૯૭ | ૨૩ | ૬૬૪૭ | ૪૦૯ | ૧૬૬ |
| ૧૪ | શિનોર ૧ | ૯૪૦૦ | ૨૭૫ | ૬૭ | ૮૯૧ | ૮૮૫૧ | ૩૭૫ | ૫૧ |

વાર્ષિક નિવેદન ( તારીખ ૩૧-૭-૪૦ સુધીનું )

[ પાછળ ચલુ

| …ખ્યા | | | વંચાયેલા પુસ્તકોની સંખ્યા | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વિદ્યાર્થીઓ | | | | | વિદ્યાર્થીઓ | | | | |
| છૂટા [illegible] | [illegible] | કુલ | પુરૂષોમાં | સ્ત્રીઓમાં | છૂટી [illegible] | [illegible] | કુલ | ગયા વર્ષે આપેલ [illegible] | [illegible] |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| રાંત | | | | | | | | | |
| ૬૨ | ૩૮ | ૫૨૬ | ૪૧૧૬ | ૫૫૬ | ૭૬૫ | ૫૩૫ | ૫૯૭૨ | — | (૮૦) ૨૫૧ |
| — | ૨૩૬ | ૬૯૪ | ૧૦૫૬૪ | — | — | ૧૯૦૭ | ૧૨૪૭૧ | — | (૬) ૨૯ |
| ૧૨ | ૧૦૭ | ૪૧૬ | ૨૫૮૫ | ૧૩૦૦ | ૧૫૦ | ૧૪૦૦ | ૫૪૩૫ | ૧૯ | ૯૫ |
| ૭ | ૩૨૮ | ૫૫૬ | ૧૯૮૩ | ૩૬ | ૩૫ | ૩૫૦૧ | ૫૫૫૫ | — | (૧૩૧) ૩૦૫ |
| ૧૫ | ૭૫ | ૨૬૫ | ૧૪૭૮ | ૫૮૧ | ૧૧૫ | ૧૧૭૪ | ૩૩૪૮ | ૩ | (૨૪) ૩૮ |
| ૩૨ | ૧૯૮ | ૬૧૮ | ૩૩૩૬ | ૬૧૧ | ૬૦૫ | ૨૩૯૫ | ૬૯૪૭ | ૨ | (૧૭૫) ૩૩૯ |
| ૧૪ | ૧૫૦ | ૫૨૯ | ૧૮૪૫ | ૧૦૫૪ | ૧૬૮ | ૧૪૨૧ | ૪૪૮૮ | — | (૭૮) ૧૨૪ |
| — | ૧૫૨ | ૪૪૪ | ૫૮૬૭ | ૪૬૫ | — | ૨૩૯૫ | ૮૭૨૭ | — | (૯૬) ૪૫૧ |
| ૪૯ | ૮૨ | ૪૮૦ | ૪૨૩૭ | ૬૧૭ | ૪૦૯ | ૧૩૫૯ | ૬૬૨૨ | — | (૬) — |
| ૪૬ | ૮૫ | ૪૧૩ | ૪૦૪૪ | — | ૯૦૫ | ૧૫૯૩ | ૬૫૪૨ | ૮૮ | (૧૪૭) ૧૨૧ |
| ૧૫ | ૧૯૨ | ૫૮૦ | ૧૪૬૦ | ૧૧૩૧ | ૯૧ | ૧૯૨૫ | ૪૬૦૭ | ૧૧૧ | ૧૪ |
| ૮૧ | ૧૨૧ | ૪૯૨ | ૪૩૧૭ | — | ૧૮૧૦ | ૨૦૩૭ | ૮૧૬૪ | ૦ | (૫૨) ૪૫ |
| ૨૨૫ | ૧૧૭ | ૯૧૭ | ૪૫૧૬ | ૧૦૩૪ | ૬૦૯ | ૧૨૫૦ | ૭૪૧૦ | ૦ | ૧૪૦ (૭૦) |
| ૬૯ | ૧૧૭ | ૬૧૨ | ૩૧૧૪ | ૨૨૧ | ૧૨૪૪ | ૧૬૨૪ | ૬૨૦૩ | — | (૫૫)૨૧૧ |

પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્યનાં પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોનું સન ૧૯૩૯–૪૦નું

આગળથી ચાલુ ]

| | | આવક | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. નં. | કસ્બા પુસ્તકાલયોનાં નામ સ. નં. ૬૭ તા. ૨૨-૪-૨૨ પ્રમાણે પાડેલા વર્ગના નંબર સહ | છૂટક, મરણ અગર પરચુરણ પ્રસંગોએ મળેલી મદદ | ગ્રામ ફંડ અને લોકલ બોર્ડ વ્યાજ વા ઉત્પન્ન | મકાન ભાડું | સરકાર મદદ | પ્રાંત પંચાયતની મદદ | ગ્રામ પંચાયત કે મ્યુનિસિપાલિટી મદદ | પસ્તી વેચાણ | કુલ આવક (ખાના ૧૮ થી ૨૬ ની) |
| ૧ | ૨ | ૨૦ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| | | | | | | | | | વડોદરા |
| ૧ | કરજણ ૨ | ૧૦ | ૪૮૩ | ૪૨૦ | ૨૭૦ | ૨૮૦ | ૩૦૦ | .૪૪ | ૧૯૫૮ |
| ૨ | ડભોઇ ૧ | — | ૭૪૮ | ૧૫૯૬ | — | — | — | ૨૦૭ | ૨૫૮૦ |
| ૩ | તિલકવાડા ૪ | — | — | — | ૧૩૫ | ૧૨૫ | — | ૪૦ | ૪૧૪ |
| ૪ | ધર્મજ ૧ | ૩૪૦ | ૩૪૮ | — | ૨૫૬ | ૨૫૬ | ૨૦૦ | ૧૩ | ૧૭૧૮ |
| ૫ | નાર ૩ | ૨૧૮ | ૩૦ | ૧૪૩ | ૧૮૦ | ૨૦૫ | — | ૫ | ૮૨૨ |
| ૬ | પાદરા ૨ | ૮૪ | ૫૪ | — | ૨૩૫ | ૨૮૫ | ૩૦૦ | ૫૭ | ૧૨૫૬ |
| ૭ | પીજ ૩ | ૨૭૭ | ૮૬ | ૩૬ | ૧૯૦ | ૨૧૦ | — | — | ૯૨૩ |
| ૮ | પેટલાદ ૧ | — | ૪૫૬ | ૧૮૨ | ૨૨૫ | ૨૨૫ | ૩૦૦ | ૧૧૬ | ૧૯૫૫ |
| ૯ | બહાદરપુર ૩ | ૪૯ | ૫૯ | ૩૬ | ૧૩૫ | ૧૮૦ | ૧૫૦ | — | ૬૦૯ |
| ૧૦ | ભાદરણ ૧ | ૧૪૨ | ૬૯ | ૨૧૫ | ૨૭૦ | ૨૭૦ | ૧૧ | ૨૭ | ૧૨૧૩ |
| ૧૧ | મહેળાવ ૪ | ૧૮૭ | ૧૨૧ | ૪૧ | ૧૬૦ | ૧૬૦ | ૧૫ | ૩૯ | ૭૮૮ |
| ૧૨ | વસો ૧ | ૭૪ | ૨૦૨ | ૪૮૯ | ૨૩૦ | ૨૩૦ | — | ૩૧ | ૧૩૦૧ |
| ૧૩ | વાઘોડીઆ ૧ | ૩ | ૧૦૪ | ૭૯ | ૨૩૦ | ૨૭૫ | ૫૦ | — | ૮૮૧ |
| ૧૪ | શિનોર ૧ | ૬૯ | ૧૦૨ | ૩૭ | ૨૨૫ | ૨૨૫ | ૨૦૦ | ૦ | ૧૧૦૯ |

સાર્વજનિક પુસ્તકાલય શાખા

વાર્ષિક નિવેદન ( તારીખ ૩૧-૭-૪૦ સુધીનું )

[ પાછળ ચાલુ

| | | | | ખર્ચ | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પત્રો | પુસ્તકો | શિક્ષણી સામાન, સ્ટેશનરી કાર્ડ, ચિઠ્ઠી વગેરે | ફર્નીચર | રાજ્ય પુ. મંડળનું લવાજમ | સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી | નોકરખર્ચ તથા મકાનભાડું | પરિષદ તથા મુસાફરીખર્ચ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ |
| પ્રાંત | | | | | | | | | |
| ૨૪૭ | ૨૦૫ | ૧૨૫ | ૦ | ૧૨ | ૨૫ | ૪૭ | ૬૦ | ૪૧૧ | — |
| ૨૫૫ | ૩૧૧ | — | — | — | ૧૫ | ૨૬ | ૫૦ | ૫૮૮ | — |
| ૮૬ | ૧૦૦ | — | ૮ | ૫ | ૦ | ૨૦ | ૧૦ | ૧૧૧ | ૧૩ |
| ૨૭૧ | ૩૦૪ | — | ૧૫ | ૯ | ૭૫ | ૩૨ | ૩ | ૬૭૬ | ૪ |
| ૧૫૫ | ૧૦૮ | — | ૨ | ૮ | ૨૧ | — | — | ૩૬૦ | — |
| ૨૯૪ | ૨૫૬ | ૩૫ | — | ૧૨ | ૨૫ | ૨૧ | ૧૪૦ | ૩૦૯ | ૮ |
| ૧૪૮ | ૭૦ | ૮૨ | — | ૬ | ૨૫ | — | — | ૩૭૨ | ૩ |
| ૪૯૫ | ૩૮૧ | ૭ | — | ૯ | — | ૫૩ | ૬ | ૬૪૯ | — |
| ૧૭૫ | ૧૯૫ | ૩૦ | — | — | — | — | — | ૨૩૧ | — |
| ૧૪૭ | ૧૪૭ | ૦ | ૯ | ૧૨ | ૨૫ | ૨૫ | ૨૨ | ૪૪૪ | ૫ |
| ૧૨૯ | ૧૧૯ | ૪ | ૧૦ | ૭ | ૦ | ૩ | ૩૫ | ૧૮૬ | ૧૧ |
| ૨૦૦ | ૮૧ | ૫૧ | — | ૮ | ૫૦ | ૨૬ | ૩૦ | ૨૯૧ | ૫ |
| ૨૦૦ | ૨૧૧ | ૦ | — | ૯ | ૦ | ૦ | ૬૫ | ૩૧૨ | ૨૨ |
| ૨૨૭ | ૧૫૫ | ૫ | ૦ | ૧૦ | ૧૦૦ | ૧૨ | ૪૦ | ૩૫૩ | — |

પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્યના પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોનું સન ૧૯૩૯–૪૦નું

આગળથી ચાલુ ]

| | | ખર્ચ ચાલુ | | | | | કાયમ ફંડ, સ્થાવર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. નં. | કસ્બા પુસ્તકાલયોના નામ સ. નં. ૬૭ તા. ૨૨-૪-૨૨ પ્રમાણે પાડેલા વર્ગનો નંબર સહ | ચાલુ સાલે કાયમફંડ ખાતે મૂકયા તે | પરચુરણ | કુલ ખર્ચ (આંક ૨૮ થી ૩૯ નું) | વર્ષ આખર સિલક (લોક-મદદમાંથી તથા અનેરમાંથી ખર્ચવાની બાકી રહેલી તે) | કુલ (આંક ૪૦ તથા ૪૧ નું) | કાયમફંડની રકમ સાલ આખરે કેટલી રહી તે તથા મૂકી છે | મકાનની કિંમત તથા સને ની સાલ બંધાયું | પુસ્તકોની કિંમત |
| ૧ | ૨ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
| | | | | | | | | | **વડોદરા** |
| ૧ | કરજણ ૨ | ૩૦૦ | ૫૨ | ૧૪૮૪ | ૪૭૪ | ૧૯૫૮ | ૫૩૫૮ | ૬૪૧૮ '૧૩–'૧૪ | ૫૪૧૨ |
| ૨ | ડભોઈ ૧ | ૫૯૩ | ૩૮૨ | ૨૨૨૦ | — | ૨૨૨૦ | ૩૩૧૭૭ | ૧૬૦૦૦ | ૧૫૭૩૪ |
| ૩ | તિલકવાડા૪ | • | ૩૧ | ૩૭૪ | ૨૦ | ૩૯૪ | ૬૪૬ | ૩૦૦૦ | ૨૦૩૫ |
| ૪ | ધર્મજ ૧ | ૩૦૦ | ૪૩ | ૧૭૩૨ | ૫ | ૧૭૩૭ | ૧૨૦૧૭ | ૧૯૨૨ | ૯૯૯૯ |
| ૫ | નાર ૩ | ૨૦૦ | — | ૮૫૪ | ૩ | ૮૫૭ | ૨૮૫૦ | ૧૭૩૮૭ (૧૯૧૪) | ૭૪૦૮ |
| ૬ | પાદરા ૨ | ૨૫૧ | ૪૯ | ૧૪૦૦ | ૧૯ | ૧૪૧૯ | ૨૮૫૭ | ૧૧૭૨૪ ૭૨૦૦ | ૮૦૨૭ |
| ૭ | પીજ ૩ | ૨૦૦ | ૩૧ | ૯૪૦ | — | ૯૪૦ | ૪૮૯૩ | ૬૮૮૨ | ૫૬૪૮ |
| ૮ | પેટલાદ ૧ | ૩૦૦ | ૭૨ | ૧૯૭૨ | — | ૧૯૭૨ | ૧૭૯૦૨ | ૧૯૪૦૦ | ૧૪૯૫૫ |
| ૯ | બહાદરપુર ૩ | — | ૪૦ | ૬૭૧ | — | ૬૭૧ | ૩૬૬૩ | ૪૬૫૨ | — |
| ૧૦ | ભાદરણ ૧ | ૩૦૦ | ૬૫ | ૧૨૦૧ | ૨૪૨ | ૧૪૪૩ | ૯૬૩૦ | ૧૨૭૦૦ | ૧૦૫૮૯ |
| ૧૧ | મહેલાવ ૪ | ૧૭૫ | ૨૫ | ૭૦૪ | ૮૩ | ૭૮૭ | ૫૪૮૫ | ૧૨૦૧૬ | ૫૪૩૦ |
| ૧૨ | વસો ૧ | ૩૦૦ | ૨૦૯ | ૧૨૫૧ | — | ૧૨૫૧ | ૫૨૦૦ | ૭૩૮૨ | ૭૩૦૨ |
| ૧૩ | વાઘોડીઆ ૧ | ૨૯૨ | ૭૬ | ૧૧૯૨ | — | ૧૧૯૨ | ૨૩૬૮ | ૧૫૭૩૮ "૧૪–૧૫ | ૫૯૫૦ |
| ૧૪ | શિનોર ૨ | ૩૦૦ | ૪૮ | ૧૨૫૦ | — | ૧૨૫૦ | ૯૦૨૦ | ૧૯૧૫ | ૬૦૯૬ |

૮૫૩૦

## વાર્ષિક નિવેદન ( તારીખ ૩૧-૭-૪૦ સુધીનું )

| અને જંગમ મિલકત | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લાકડી સામાન, સ્ટીલના કબાટ વગેરેની કિંમત | ઈતર સામાનની કિંમત | કુલ (ખાના ૪૩ થી ૪૭નું) | પુસ્તકો આપવા લેવાનો વખત | પેપરો વાંચવાનો વખત | મંત્રી ખાતાના નોકર છે કે ખાનગી ? | શેરો |
| ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ |

**પ્રાંત**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧૭૯ | ૧૨૬ | ૧૮૪૯૩ | ૧૦ાા થી ૬ | ૮ થી ૬ | ખાનગી | |
| ૨૭૮૬ | — | ૬૭૬૯૭ | સવારે ૮-૧૧ ૪-૭ | ૮ થી ૭ | ખાનગી | |
| ૩૪૯ | — | ૬૦૩૦ | ૪-૭ | ૯-૧૦ાા ૪-૭ | ખાનગી | |
| ૨૨૫૧ | — | ૩૯૬૫૪ | ૩-૬ | ૧૧-૬ | ખાનગી | |
| ૧૪૦૦ | — | ૨૩૩૮૨ | ૩ થી ૬ | ૧૨ થી ૭ | ખાનગી | |
| ૧૩૪૪ | ૩૨૦ | ૧૯૭૪૮ | ૧૦ થી ૧૧ ૫ થી ૭ | ૯-૧૨ ૪ થી ૭ | ખાનગી | |
| ૧૬૧૩ | ૦ | ૧૯૦૩૬ | ૩ થી ૬ાા ૮ થી ૧૧ | ૮ થી ૭ | ખાનગી | |
| ૪૧૩૬ | — | ૫૬૩૯૩ | ૪ થી ૬ | સવારે ૮ થી સાંજે ૭ | ખાનગી | |
| — | — | ૮૩૧૫ | ૧૨ થી ૫ાા | ૧૨ થી ૬ | ,, | |
| ૩૬૪૦ | ૨૮૮ | ૩૬૮૪૭ | ૩ થી ૭ | ૮ થી ૭ | ખાનગી | |
| ૧૦૯૯ | ૧૬૯ | ૨૪૧૯૯ | ૮-૧૧ ૧-૬ | ૮-૧૧ ૧-૬ | ખાનગી | |
| ૨૭૬૩ | — | ૨૨૬૭૭ | સાંજ ૩થી૭ | સવારે ૧૦ થી ૭ | ખાનગી | |
| ૧૬૦૨ | ૦ | ૨૫૬૫૮ | ૮ થી ૧૧ ૪ થી ૭ | ૮ થી ૧૧ ૪ થી ૭ | ખાનગી | |
| ૧૯૫૩ | ૫૩ | ૨૫૬૫૨ | ૮ાા-૧૦ાા ૪ાા-૬ાા | ૮-૧૧ ૪ાા-૭ | ,, | |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ઞંખેડા ૨ | ૪૧૩૪ | ૨૭૨ | ૪૬ | ૪૦ | ૪૪૧૨ | ૭૮૨ | ૧૪૯ |
| ૧૬ | સાવલી ૩ | ૧૧૧૫૧ | ૧૦૫ | ૬૨ | ૧૨ | ૧૧૩૦૬ | ૧૯૧ | ૫૦ |
| ૧૭ | સોજીત્રા | ૧૦૫૭૬ | ૨૦૫ | ૪૭ | ૪ | ૧૦૮૨૪ | ૧૨૩ | ૧૮૯ |
| ૧૮ | વડોદરા જયસીંહરાવ સા. પુ. | ૧૪૯૬૦ | ૧૬૧ | — | — | ૧૫૧૨૧ | ૩૩૯ | — |
| | કુલ | ૧૩૬૦૯૬ | ૩૧૭૨ | ૧૦૭૬ | ૧૮૧૬ | ૧૩૮૫૨૮ | ૪૭૭૦ | ૧૫૭૦ |

**મહેસાણા**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આતરસુંબા ૪ | ૩૦૭૪ | ૪૧ | ૩૩ | — | ૩૧૪૮ | ૫૭ | ૫૪ |
| ૨ | ઊંઝા ૨ | ૪૦૭૬ | ૨૨૯ | ૪૦ | — | ૪૩૪૫ | ૩૯૦ | ૨૫ |
| ૩ | કડી ૩ | ૬૩૨૨ | ૧૯૮ | ૧૨ | — | ૬૫૩૧ | ૪૯૯ | ૧૯૦ |
| ૪ | કલોલ ૨ | ૬૬૩૭ | ૧૭૭ | — | — | ૬૮૧૪ | ૨૫૦ | ૧૦ |
| ૫ | ખેરાળુ ૪ | ૪૪૬૧ | ૨૯૧ | ૩૯ | ૫૪ | ૪૭૩૭ | ૧૭૭૧ | ૯૭ |
| ૬ | ચાણસ્મા ૩ | ૫૨૧૫ | ૨૩૨ | ૨૨ | ૧૦ | ૫૪૫૯ | ૧૩૨ | ૨૧૬ |
| ૭ | દહેગામ ૪ | ૩૧૭૨ | ૧૩૨ | ૧૨૮ | ૧૦૯ | ૩૩૨૩ | ૧૯૯ | ૧૦૮ |
| ૮ | પાટણ ૧ | — | — | — | — | — | — | — |
| ૯ | મહેસાણા ૩ | ૯૪૦૫ | ૨૫૦ | ૭૮ | — | ૯૭૩૩ | ૩૫૨ | ૨૩૧ |
| ૧૦ | લાડોલ ૪ | ૬૪૧૧ | — | ૧૫ | — | ૬૪૨૬ | ૧૯૦ | ૧૧ |
| ૧૧ | વડનગર ૧ | ૮૮૪૩ | ૧૯૬ | ૭૮ | — | ૯૧૧૭ | ૩૯૧ | ૭૩ |
| ૧૨ | વિજાપુર ૨ | ૬૪૪૪ | ૧૧૩ | ૩૫ | — | ૬૫૯૨ | ૧૨૭ | ૫૦ |
| ૧૩ | વિસનગર ૨ | ૬૪૭૨ | ૩૩૯ | ૨૭૯ | — | ૭૦૯૦ | ૪૧૯ | ૪૪૪ |
| ૧૪ | સિદ્ધપુર ૧ | ૬૧૭૮ | ૧૨૧ | ૭૫ | ૧૯ | ૬૩૫૫ | ૪૨૫ | — |
| ૧૫ | ધીણોજ | ૨૦૬૫ | ૧૬૯ | ૪૬ | ૧૦૦ | ૨૧૮૦ | ૧૬૯ | ૨૦ |
| | કુલ | ૭૮૭૭૫ | ૨૪૮૮ | ૮૭૯ | ૨૯૨ | ૮૧૮૫૦ | ૫૩૭૧ | ૧૫૭૯ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧૨ | — | ૭૪૩ | ૪૮૦૧ | ૨૦૬૭ | ૩૧૦૭ | — | ૯૯૭૫ | ૧૩૧ | ૨૧૩ |
| ૧૨ | ૭૨ | ૩૨૫ | ૧૭૩૪ | ૨૮૩ | ૩૦ | ૬૦૧ | ૨૬૪૮ | ૮૦ | (૪૭)<br>૧૨૭ |
| ૧૩ | ૧૨૨ | ૪૪૭ | ૨૧૭૩ | ૧૪૪૧ | ૩૨૩ | ૨૫૦૪ | ૬૪૪૧ | ૮૦ | (૬૪)<br>૧૬૭ |
| — | — | ૩૩૯ | ૪૭૫૦ | — | — | — | ૪૭૫૦ | | (૨૧૪)<br>૩૬૭ |
| ૮૬૪ | ૨૧૯૨ | ૯૩૯૬ | ૬૬૯૨૧ | ૧૧૩૯૭ | ૧૦૩૬૬ | ૨૭૬૨૧ | ૧૧૬૩૦૫ | ૫૧૪ | (૧૨૪૫)<br>૨૯૩૩ |

ગાંત

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૯૬ | ૨૨૨ | ૯૯૮ | ૩૪૨ | ૨૩૧ | ૭૫૪ | ૨૩૨૫ | ૧૭૧ | (૪૪)<br>૭૧ |
| ૮૫ | ૨૦૧ | ૭૦૧ | ૪૦૯૫ | ૯૩ | ૭૯૦ | ૯૫૨ | ૫૯૩૦ | ૮૬ | ૧૫૨ |
| ૨૧૦ | ૧૦૦ | ૯૯૯ | ૬૦૯૭ | ૪૩૩ | ૬૧૦ | ૨૯૦ | ૭૪૩૦ | ૦ | સં. (૪૦)<br>૧૦૫ |
| ૩૫ | ૧૦૦ | ૩૯૫ | ૬૩૦૦ | ૬૬ | ૬૦૩ | ૧૨૦૮ | ૮૧૭૭ | — | (૯૪) સં.<br>૧૪૭ |
| ૧૦ | ૨૭૬ | ૨૧૫૪ | ૧૭૭૧ | ૯૭ | ૧૦ | ૨૭૬ | ૨૧૫૪ | ૩૨ | (૬૧)<br>૧૭૧ |
| ૩૯ | ૫૯ | ૪૯૬ | ૧૩૪૫ | ૧૯૫૨ | ૭૦૬ | ૬૮૦ | ૪૬૮૩ | ૫૬ | (૪૭)<br>૧૪૩ |
| ૪૦ | ૧૨૮ | ૪૭૫ | ૨૧૮૬ | ૮૭૭ | ૮૩૪ | ૨૪૮૮ | ૬૩૮૫ | ૧૨૪ | (૭૮)<br>૨૦૨ |
| — | — | — | — | — | — | — | — | — | — |
| ૪૦ | ૮૧ | ૭૦૪ | ૫૫૧૬ | ૨૭૫૦ | ૧૫૩ | ૧૮૬૭ | ૧૦૨૮૬ | — | (૧૨૨)<br>૪૩૮ |
| ૪૧ | ૫૨ | ૨૯૪ | ૧૪૧૬ | ૯૫ | ૧૦૧ | ૩૦૬ | ૧૯૧૮ | — | (૨૧)<br>૧૯ |
| ૪૬ | ૫૮ | ૫૬૮ | ૪૩૯૦ | ૪૦૦ | ૩૫૭ | ૨૭૬ | ૫૪૨૩ | ૭૩૦ | ·૫૦ |
| — | ૯૩ | ૨૭૦ | ૧૫૯૦ | ૨૪૫ | — | ૧૬૧૮ | ૩૪૫૩ | ૧૫૨ | (૪૦)<br>૧૫૮ |
| ૩૭ | ૪૯૮ | ૧૩૯૮ | ૭૪૦૪ | ૨૮૨૮ | ૧૦૮ | ૫૬૩૦ | ૧૫૯૭૦ | ૨૮૮ | (૭૮)<br>૩૨૦ |
| ૨૩ | ૨૨૮ | ૬૭૬ | ૬૫૫૭ | — | ૯૯૮ | ૨૩૭૩ | ૯૯૨૮ | ૫૧ | (૬૫)<br>૪૨૨ |
| ૬૧ | ૨૩૮ | ૪૮૮ | ૧૨૨૩ | ૬૯ | ૫૯૭ | ૧૯૦૯ | ૩૭૯૮ | ૧૧૩ | (૪૩)<br>૧૨૧ |
| ૬૮૨ | ૨૨૦૮ | ૯૮૪૦ | ૫૦૮૮૮ | ૧૦૨૪૭ | ૬૦૯૮ | ૨૦૬૨૭ | ૮૭૮૬૦ | ૧૮૦૩ | (૭૪૧)<br>૨૫૧૯ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | સંખેડા ૨ | ૨૧ | ૧૯ | ૩૪૭ | ૨૩૫ | ૨૭૦ | ૧૬૧ | ૭૧ | ૧૪૬૮ |
| ૧૬ | સાવલી ૩ | ૮૯ | ૫૧ | ૧૦૮ | ૧૮૦ | ૧૮૦ | ૭૫ | ૧૬ | ૯૦૨ |
| ૧૭ | સોજીત્રા | ૧૬૪ | ૨૯૪ | ૨૫૫ | ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ | ૪૦ | ૧૫૦૦ |
| ૧૮ | વડોદરા જયસિંહરાવ સા. પુ. | — | — | — | ૫૦૦ | — | ૭૦૦ | — | ૧૫૬૭ |
| | કુલ | ૧૬૬૭ | ૩૨૬૬ | ૩૯૮૪ | ૩૮૫૬ | ૩૫૭૬ | ૨૫૬૨ | ૭૦૬ | ૨૩૦૬૪ |

**મહેસાણા**

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આતરસુંબા ૪ | ૫૯ | ૨૭ | — | ૧૧૫ | ૧૨૫ | ૧૦૦ | ૧૭ | ૬૮૫ |
| ૨ | ઊંઝા ૨ | ૩૦૪ | ૧૪૪ | — | ૨૦૦ | ૨૦૦ | ૨૫૦ | ૧૧ | ૧૩૪૭ |
| ૩ | કડી ૩ | ૧૬૪ | ૬૯ | ૧૪૩ | ૨૨૫ | ૨૨૫ | ૩૫૦ | ૭૪ | ૧૩૫૫ |
| ૪ | કલોલ ૨ | ૧૦ | ૯ | ૮૩૪ | ૨૨૫ | ૨૭૦ | ૦ | ૧૯ | ૧૫૧૪ |
| ૫ | ખેરાળુ ૪ | ૧૫૫ | ૮૨ | ૧૨૯ | ૨૩૦ | ૨૦૦ | ૨૦૦ | — | ૧૧૯૯ |
| ૬ | ચાણસ્મા ૩ | ૩૧૦ | — | — | ૨૨૫ | ૨૨૫ | ૧૦૦ | ૦ | ૧૦૫૯ |
| ૭ | દેહગામ ૪ | ૧૬૮ | ૨૨ | ૦ | ૨૧૫ | ૨૧૪ | ૧૫૦ | ૩૧ | ૧૧૨૬ |
| ૮ | પાટણ ૩ | — | — | — | — | — | — | — | — |
| ૯ | મહેસાણા ૩ | ૪ | ૪૪૮ | ૯૩ | ૪૫૦ | ૪૫૦ | ૫૦૦ | ૧૦૪ | ૨૪૮૭ |
| ૧૦ | લાડોલ ૪ | ૫૦ | — | ૧૦૭ | ૧૩૫ | ૧૪૦ | ૧૦૦ | ૧૩ | ૫૬૪ |
| ૧૧ | વડનગર ૧ | ૨૩૯ | ૪૦૫ | — | ૨૫૪ | ૩૦૦ | ૩૦૦ | — | ૨૨૭૮ |
| ૧૨ | વિજાપુર ૨ | ૯ | ૨૭૧ | — | ૨૫૦ | ૨૫૦ | ૩૦૦ | ૫૭ | ૧૪૪૭ |
| ૧૩ | વિસનગર ૨ | ૧ | ૨૯ | — | ૨૨૫ | ૨૩૦ | ૩૦૦ | ૪૭ | ૧૪૪૦ |
| ૧૪ | સિદ્ધપુર ૧ | — | ૭૦ | ૬૨૨ | ૨૨૫ | ૧૫૦ | ૩૦૦ | ૪૦ | ૧૮૮૦ |
| ૧૫ | ધીણોજ ૪ | ૯૯ | ૯ | ૧૭૯ | ૨૩૯ | ૧૮૦ | — | ૨૫ | ૯૬૫ |
| | કુલ | ૧૫૭૨ | ૧૫૮૫ | ૨૧૦૭ | ૩૨૧૩ | ૩૧૫૯ | ૨૯૫૦ | ૪૩૮ | ૧૯૩૪૬ |

અખતરો અંશતઃ સફળ થાય છે—ગામડાંના શિક્ષકના પ્રૌઢ શિક્ષણના કામમાં ઉત્સાહ તો લાવે જ છે. દ્વારકાની હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ એક વાર બરડીઆ ગામડે જુનીઅર રેડ ક્રૉસ સોસાઇટીનું કાર્ય કરવા ગયા હતા. ત્યાં આવા પ્રકારનું પ્રલોભન ગામડાનાં લોકોને આપવામાં આવ્યું હતું.

**(૨) મરાઠી વાચક માટે કસ્બાઓમાં સવડ**—કસ્બામાં ઘણે ઠેકાણે મહારાષ્ટ્રીય મંડળ વસે છે. તેમને અને ખાસ કરીને સ્ત્રીઓને પુસ્તકાલયમાં મરાઠી વાચન મળવું જોઇએ. ન મળે તો પુસ્તકાલય સંસ્થા તરફ તેઓ આકર્ષાતા નથી. સૌનું આકર્ષણકેંદ્ર બનવાનું પુસ્તકાલયનું ધ્યેય છે. મરાઠી વાંચનાર સ્ત્રીઓ અમલદારવર્ગની હોય તો તે વર્ગની સહાય પણ સહેલાઇથી પુ. સંસ્થાને મળી શકે છે. ઘણાં ખરાં પુસ્તકાલયો એવા પ્રકારનું વાચન બજેટ-માંથી પૂરૂં પાડી શકતાં નથી તેના વ્યવસ્થાપક મંડળ ધારે તો વડોદરા મધ્યવર્તી પુસ્તકા-લયમાંથી કે ફરતાં પુસ્તકાલય–વિભાગ દ્વારા યોગ્ય તે સગવડ મેળવી શકે છે. માત્ર તે દિશામાં કામ કરનારે બહાર પડવું જોઇએ.

**વિશેષ વિચાર**—દ્વારકામાં, પાટણમાં, અમરેલીમાં અને વિસનગરમાં અમારા અનુભવ પ્રમાણે મહારાષ્ટ્રીય મંડળ માટે મરાઠી વાચન પૂરૂં પાડવાની સવડ જે તે સ્થળનાં પુસ્તકાલયોએ રાખેલીજ છે. દ્વારકામાં હમણા સીમેન્ટ ફેક્ટરીમાં મહારાષ્ટ્રીય ભાઇઓનો વસવાટ થયેલો છે. તેમની સવડ માટે એ કારખાનાની ક્લબમાં વડોદરા રાજ્યની ફરતાં પુસ્તકાલયની પેટીઓ મોકલવામાં આવે છે અને તેમાં મરાઠી વાચન પૂરૂં પાડવામાં આવે છે. ઉપર જણાવેલાં બધાં સ્થળે પુસ્તકાલયની વ્યવસ્થામાં ઘણી વાર મુખ્ય ભાગ મહારાષ્ટ્રીય કાર્યકરને જ આપવામાં આવ્યો હોય છે. વડોદરા રાજ્યના ગુજરાતીઓ આ દિશામાં સારી પેઠે ઉદાત્ત છે.

**(૩) દુર્લભ પુસ્તકોનો ઇલાયદો સંગ્રહ**—દ્વારકા પુસ્તકાલયમાં ઘણાં એવાં પુસ્તકો છે કે જેની બીજી પ્રત હવે મળવી અશક્ય છે. દાખલા તરીકે સી. વી. વૈદ્યનાં પુસ્તકો; રોમેશ ચન્દ્ર દત્તનાં પુસ્તકો; પુનાની સાર્વજનિક સભાનાં ત્રિમાસિક પત્રો, પ્રાચીન કાવ્ય માળાનાં પુસ્તકો. આવાં પુસ્તકો જુદા કબાટમાં દુર્લભ પુસ્તકો તરીકે ગોઠવી રાખવાં જોઇએ.

**વિશેષ વિચાર**—આ મુદ્દો ઘણો અગત્યનો છે. વડોદરા રાજ્યનાં ઘણાં એવાં પુસ્તકા-લયો છે કે જ્યાં એકથી વધારે દુર્લભ પુસ્તક સંગ્રહવામાં આવેલ છે. આવાં દુર્લભ પુસ્તકો પ્રત્યેક પુસ્તકાલયમાં ઇલાયદા કબાટમાં ગોઠવી, તેની યાદી પુસ્તકાલય માસિક દ્વારા દર માસે પ્રકટ થાય તો ઘણાં પુસ્તકાલયોને "દુર્લભ" પુસ્તક કયાં ગણાય તેની પણ માહિતી મળે; અને તેવાં પુસ્તકો ઉપર વિદ્વાન વર્ગની–આજના નવયુવાન વિદ્વાન વર્ગની–નજર ન પડી હોય તો તે પડવા પામે. આવા પ્રકારનું કામ અમે પોતે ઘણા સમયથી કરતા આવ્યા છીએ. એવાં પુસ્તકોને "Reference Library"માં ગોઠવવાનું કામ તો ઘણાં સારાં પુસ્ત-કાલયમાં થાય છે જ. કેટલાંક જૂનાં જીર્ણ પુસ્તકોનો જીર્ણોદ્ધાર પણ થાય છે અને સંગ્રહી રાખવામાં આવે છે. પાટણમાં ઉત્સાહી ભાઇઓએ બર્જેસના સ્થાપત્યના પુસ્તકનાં પાનાંનો જીર્ણોદ્ધાર ઘણી સરસ રીતે અમારી હાજરી દરમ્યાન કર્યાનું અમે જાણીએ છીએ.

**(૪) નક્કર અને ઊંડાણવાળા સાહિત્યનો પ્રચાર**—પુસ્તકાલયો ખાસ કરીને કસ્બા પુસ્તકાલયો અને પ્રાન્ત પુસ્તકાલયો ઉચ્ચ ભૂમિકા પર બેઠાઇ રહેલું જગતનું સાહિત્ય સંસ્કારી વાચકોને પૂરૂં પાડે એવી તજવીજ થવી જોઇએ. આવા પ્રકારનું સાહિત્ય ઘણું

કિંમતી હોય છે. છતાં જુદા જુદા કસ્બાનાં અને પ્રાન્તનાં પુસ્તકાલયો સહકાર સાધે અને કોઈ યોજના કરી **પરદેશી નક્કર સાહિત્યનાં** સામયિક પત્રો, ચોપાનીઆં, નકશા અને પુસ્તકો મંગાવવાનું ઠરાવે અને તે સાહિત્ય સહકારમાં જોડાયેલાં પુસ્તકાલયોમાં ફરતું કરવામાં આવે તો ઓછે પૈસે વધારે સંગીન લાભ શિક્ષિત વર્ગના લોકોને મળે અને એ રીતે વિદ્વાન વાચકોની દૃષ્ટિ પુસ્તકાલય તરફ વધારે રહેવા પામે. પુસ્તકાલયો એ કેવળ અભણને ભણતાં કરવા માટેજ યોજાયાં હોતાં નથી; પરન્તુ જ્ઞાનની પિપાસા જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તે પિપાસા તૃપ્ત થાય તેવું સાહિત્ય આણી આપવાની ફરજ પણ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોની હોવી જોઇએ. પરદેશી નક્કર સાહિત્ય બહુ ખર્ચાળ હોય છે, પરન્તુ યુરોપ, અમેરિકા, જાપાન, રૂશિયા આદિ દેશોમાં પ્રકટ થતાં માસિક પત્રો બાર માસ પછી પણ આપણે વાંચીએ તો વાંચનારને એમાં કંઇ પણ જૂનું કે વાસી જણાતું નથી. તેથી એક સારા માસિક પત્રની નવેમ્બર માસની નકલ અમરેલીને ડિસેમ્બરમાં વાંચવા મળે, દ્વારકાને જાન્યુઆરીમાં મળે, કોડીનારને ફેબ્રુઆરીમાં મળે અને બેટમાં કે ચલાલામાં માર્ચ માસમાં મળે તો તેથી વાચકને જરા પણ ખમવું પડતું નથી.

આવી યોજના જો હાથ પર લેવામાં આવશે તો તે સાહિત્ય એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવાના ખર્ચની જવાબદારી પુસ્તકાલય ખાતું લેશે એમ શ્રી. વાકનીસ સાહેબે કહ્યું હતું અને તેવું સાહિત્ય પસન્દ કરવામાં પણ પુસ્તકાલય ખાતા તરફથી સંગીન મદદ મળશે.

**વિશેષ વિચાર**—આ યોજના ઘણીજ સુંદર છે અને તેટલીજ જરૂરની છે. આજે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો કેટલાંક પુસ્તકાલયો વિકાસની કક્ષાએ પહોંચ્યાં છે કે હવે તેની પ્રવૃત્તિ કેવળ લોક-શિક્ષણના પ્રયત્નમાંજ સમાઇ જવી ન જોઇએ; પરન્તુ અમુક વર્ગની જ્ઞાનની ઉંડાઇને પહોંચવા વાસ્તે પણ એ પુસ્તકાલયે પ્રયત્નો કરવા જોઇએ. હવે પછીની રાજ્ય પુસ્તકાલય પરિષદની બેઠકમાં આ પ્રશ્નનો સરસ તોડ આવે તો પુસ્તકાલય પરિષદનો અત્યાર સુધી થયેલો વિકાસ પ્રમાણસર અને શાસ્ત્રીય રીતે થયેલો ગણાય. એક ગામમાં માત્ર બે વિદ્વાન પુરુષ કે સ્ત્રી વસતાં હોય અને તેમની જ્ઞાનસમૃદ્ધિ વધારવામાં તે ગામનું પુસ્તકાલય સહાયભૂત થાય તો તેમાં પુસ્તકાલયના અસ્તિત્વની જબરી સાર્થકતા રહેલી ગણાય.

આવા પ્રકારના સહકાર માટે કેવળ પ્રાન્તનાં જૂથ કે કસ્બાનાં જૂથ પાડવાં ઇષ્ટ નથી. પરન્તુ જ્ઞાનની ભૂખની દૃષ્ટિએ અને સાધનસંપન્નતાની દૃષ્ટિએ સમાન ગણાતાં પુસ્તકાલયોનાં જૂથ પાડી શકાય. અમારી સમજ પ્રમાણે પાટણ, નવસારી, પેટલાદ, વસો, ગણદેવી, મહેસાણા, અમરેલી, દ્વારકા—જેવાં પુસ્તકાલયો આજેજ આવી સહકારની યોજનામાં જોડાઇ શકે તેવાં છે. સાધનસંપન્નતાની દૃષ્ટિએ ડભોઇનું પુસ્તકાલય તો જ્યાં જોડાવા માગે ત્યાં જોડાઇ શકે તેમ છે. ડભોઇના સંસ્કાર પણ હવે તો વધવા લાગ્યા છે; એટલે તે પુસ્તકાલય પણ જરૂર આવી યોજનામાં જોડાયજ. દરેક પુસ્તકાલય ૨૦ થી ૨૫ રૂપીઆ દર વર્ષે આવાં કાર્ય વાસ્તે બજેટમાં રાખે તો દર વર્ષે બસો ત્રણસો રૂપીઆનું સંગીન—નવા યુગનું—નવીન પ્રેરણા આપનારૂં સાહિત્ય વડોદરા રાજ્યનાં મોટાં મથકોમાં ફરતું કરી શકાય.

ઉપરનાં નામોમાં ઘણા કસ્બાનાં નામો મૂકી શકાય તેમ છે; પરન્તુ અમારો ચોક્કસ અનુભવ છે કે કેટલેક સ્થળે પૈસા છે તો સંસ્કાર—તરસ્યા માણસો નથી; અને ક્યાંક સંસ્કાર—તરસ્યા માણસ છે તો પૈસા નથી.

( અનુસંધાન સામેના પૃષ્ઠ પર )

# પ્રશ્નોત્તરી

**પ્રશ્ન ૧—પુસ્તકાલય ખાતું માગેલાં વર્તમાનપત્રોમાં ફેરફાર કેમ કરે છે?**

**ઉત્તર**—વર્તમાનપત્રો પસંદ કરવાનું કામ જે તે પુસ્તકાલયના વ્યવસ્થાપકોનું છે, જ્યારે માગણી પ્રમાણેનાં વર્તમાનપત્રો મંજૂર રાખવાં કે નહિ તે પુસ્તકાલય ખાતાનું કામ છે. આ પ્રસંગે પુસ્તકાલય ખાતું પોતાની સમક્ષ નીચેનાં દષ્ટિબિંદુઓ લક્ષમાં રાખે છે.

(૧) પુસ્તકાલયે વર્તમાનપત્રો માસિકો પાછળ ખર્ચવાની રકમ યોગ્ય રાખી છે કે કેમ?
(૨) લોકહિતની દષ્ટિ.
(૩) સરાસરી ત્રણ વર્ષની ખર્ચની યત્તા.

પુસ્તકાલયો સ્થાપવાના બંધારણમાં નિયમની કલમ ૧૯ અને ૨૦ માં ગ્રામ પુસ્તકાલયોએ તેમજ કસ્બા પુસ્તકાલયોએ પોતાને મળતી સરકાર પંચાયત મદદનો કેવી રીતે ખર્ચ કરવો તે એકીકરણ ભાગ ૧ માં આપેલું છે. એકીકરણ ભાગ ૧ લો કેટલેક સ્થળે ન હોવાથી એ બાબત ફરીથી સૂચના નંબર ૪૫૧૭ સને ૩૮–૩૯ તા. ૧૬–૨–૩૯ થી "પુસ્તકાલય" માસિકના માર્ચ ૧૯૩૯ના અંકમાં પ્રસિદ્ધ કરી છે અને તે ધોરણે ગ્રામ પુસ્તકાલયો વર્તમાનપત્રો ખાતે ૨૦ % તથા માસિકો ખાતે ૨૫ % સુધી ખર્ચ કરી શકે છે. જ્યારે આ સૂચના પ્રમાણે નિયમના ધોરણે પુસ્તકાલયો અંદાજ બનાવે છે ત્યારે તેમની સંપૂર્ણ માગણી પુસ્તકાલય ખાતું મંજૂર રાખે છે. **જ્યાં વર્તમાનપત્રો કે માસિક માટે ૬૦ % કે ૭૦ % સુધી ખર્ચ રાખવામાં આવે છે ત્યાં રકમના ફેરફારના કારણે માગેલાં વર્તમાપત્રો કે માસિકોમાં ફેરફાર કરવો પડે છે.** દાખલા તરીકે મુંબઈ સમાચાર.

---

( સામેના પૃષ્ઠનું સાંધણ )

શ્રી. વાકનીસ સાહેબના વિચારો દ્વારકામાં દર્શાવાયા હતા માટે તે દ્વારકામાં જ રહે એ ઠીક ન કહેવાય એમ સમજી "પુસ્તકાલય" માસિક દ્વારા બધાં પુસ્તકાલયોમાં તે વિચારો પહોંચતા કરવાનો ઉદ્દેશ રાખી આ લેખ લખ્યો છે.

વળી સન્મિત્ર સ્વ. મોતીભાઇ અમીન સાહેબ સાથે એમની માંદગીની શરૂઆતના દિવસોમાં ખેરાળુના મુસાફરી બંગલામાં એક રાતે અમે જે ગુંજન કર્યું હતું તેનો વિષય પણ આ જ હતો: "પુસ્તકાલય પ્રવૃત્તિમાં હવે નવું તત્ત્વ આપણે કયું લાવી શકીએ ?" વાર્તાઓ ખૂબ વંચાય છે; સ્ત્રીસાહિત્ય અને બાલસાહિત્યને નામે સાચાં ખોટાં અનેક પુસ્તકો પુસ્તિકાઓ, માસિકો અને પત્રિકાઓ ગુજરાતમાં વંચાતાં થઇ ગયાં છે છાપાંઓ વર્તમાનપત્રો હવે તો હોટેલવાળા પણ પોતાને ત્યાં મંગાવતા થઇ ગયા છે. માટે નક્કર સાહિત્યના પ્રચાર વાસ્તે પુસ્તકાલયે નવી પ્રવૃત્તિ હાથ પર ધરવી જોઇએ...આ મતલબની વાતો રસપૂર્વક અમે ખેરાળુ મુકામે કરી હતી; બ્લડ પ્રેશરના દરદી હોવા છતાં, આરામ લેવાનેજ ખેરાળુ આવી વસ્યા હતા છતાં તથા ડૉક્ટરે ફરમાવેલા ખોરાક ઉપર જ રહેતા હોવા છતાં–મોતીભાઈ સાહેબે મોડી રાત સુધી આવી વાતો અમારી સાથે કરી હતી અને તેનો પડઘો રા. રા. વાકનીસ સાહેબના વાર્તાલાપમાં પડયો તે આ રીતે ઉપાડી લેતાં અમને પ્રયોજ આનંદ થયો છે. આ યોજના સક્રિય બનાવવા કોઇ પ્રયત્ન નહિ કરે તો–"પુસ્તકાલય"માંજ એ વિષય ઉપર સ્વતંત્ર લેખ અમે પ્રકટ કરશું. કલ્યાણરાય ન. જોષી

જન્મભૂમિ જેવાં મોંઘી કિંમત દૈનિકો નાનાં અંદાજમાં સવડ ન હોય તો પણ મૂકે છે અને વળી તેમાં નાનાં બાળકો વાંચી શકે તેવાં માસિકોને સ્થાન ન હોય છતાં પણ વર્તમાનપત્રો ખાતે ઘણો ખર્ચ થાય છે ત્યારે તે અટકાવવાની જરૂરીઆત પુસ્તકાલય ખાતાને પડે છે અને તેવે પ્રસંગે ઓછી કિંમતનાં પત્રો જેવાં કે 'હિન્દુસ્થાન પ્રજામિત્ર', 'સંદેશ' કે 'માતૃભૂમિ' મૂકવામાં આવે છે.

માસિકોમાં પણ ફેરફાર કરતી વખતે પણ ઉપરના ખર્ચનો વિચાર કરવામાં આવે છે, તેમજ માસિકોની પસંદગી બરાબર થઇ ન હોય તો પણ તેમાં ફેરફાર કરવામાં આવે છે; છતાં અંદાજમાં ફેરફાર કર્યા પ્રમાણેનું વાચન જો કોઇ પુસ્તકાલયને માન્ય ન હોય અને નિયમને અનુસરી ખર્ચના ટકાવારી પ્રમાણે ફરીથી માગણી કરે તો તે મંજુર રાખવામાં આવે છે.

લોકહિતની દૃષ્ટિનો વિચાર એ રીતે કરવામાં આવે છે કે, જે ગામની વસ્તીના પ્રમાણમાં સામાન્ય લોકો વાંચી શકે તેવું વાચન મૂક્યું ન હોય અને કેવળ સાહિત્યનીજ દૃષ્ટિ લક્ષમાં રાખી માસિકો મૂકર્યા હોય ત્યાં ફેરફાર કરવામાં આવે છે. વળી કેટલેક ઠેકાણે કામ કરનારી વ્યક્તિ પોતાની કોમ કે જ્ઞાતિને લગતાં માસિકો મૂકે છે તેવે સ્થળે પણ જ્યાં માહિતી મળે છે અને ખાતાને ચોકસાઇથી માલૂમ પડે છે કે અમુક માસિક એ ગામના મોટા ભાગના વાચકોને નિરૂપયોગી છે અને સાર્વજનિક સંસ્થામાં એ નાણાં ખર્ચવાં ઇષ્ટ નથી ત્યાં ફેરફાર કરવામાં આવે છે. દાખલા તરીકે કેટલાંક જૈન સાપ્તાહિકો, પાટીદાર, ખડ-તા મિત્ર વગેરે આવાં માસિકો પુસ્તકાલય ખાતું ઇચ્છે છે કે સદર માસિકો કે સાપ્તાહિકો તે કોમની ઉદાર વ્યકિતઓ તરફથી ભેટ મળે તો તે વાંચનાલય વિભાગમાં મૂકવા હરકત થી. કેટલાક પછાત કોમનાં ગામોમાં " કલ્યાણ " માસિકના અંકો વંચાયા સિવાય કેવળ કબંધ પડી રહેલા માલમ પડયા છે. એટલે તેવે સ્થળે પણ ફેરફાર કરવો પડે છે.

કેટલાંક પુસ્તકાલયનાં અંદાજો સરાસરી ત્રણ વર્ષના કરતાં અસાધારણ રીતે વધારે નાવવામાં આવે છે. કારણ કે તેવે સ્થળે સારા કામ કરનારા ભાઇઓ હોવાથી લોકમદદ ધારે ઊભી થયેલી હોય છે. તેમના આ પ્રયાસ માટે ખરેખર પુસ્તકાલય ખાતું તેમનો ઉપકાર ાને છે; પરંતુ એકઠાં કરેલાં નાણાં એકી વખતે વાપરી નાખવાં તે પુસ્તકાલયના કાયમી કાસ માટે હિતાવહ નહિ લાગવાથી સરાસરી અંદાજ મંજૂર કરી બાકીની વધારાની લોકમદદ વિષ્યનાં વર્ષોમાં ઉપયોગી થઇ પડે તે માટે વધારાના કાયમ ફંડમાં લેવા સૂચવવામાં આવે છે. આવે પ્રસંગે તેમણે કરેલી માગણીઓમાંથી ખર્ચની ઘટેલી યતાના લીધે પુસ્તકાલય ખાતાને યોગ્ય લાગે તેવાં વર્તમાનપત્રો કે માસિકો વગેરે કમી કરવામાં આવે છે; પણ પુસ્તકાલયના વ્યવસ્થાપકોને મંજૂર કરેલા ખર્ચમાં લોકોને વાચનપસંદ કોઇ સાપ્તાહિક કે માસિક કમી થયું હોય તો તે મંજૂર થયેલાં સપ્તાહિકો તથા આસિકના બદલે ફેરફારથી મંજૂર કરાવવાની છૂટ રહે છે.

ઉપરની બાબતો પરથી પુસ્તકાલયના વ્યવસ્થાપકોને ખાત્રી થશે કે પુસ્તકાલય ખાતું અંદાજોમાં ફેરફાર શા માટે કરે છે. પુસ્તકાલયના વ્યવસ્થાપકોના આંતરિક વહીવટમાં પુસ્તકાલય ખાતાને માત્ર એટલુંજ જોવાનું છે કે પુસ્તકાલયનો વહીવટ એવા પ્રકારનો થાય કે જેથી ગામની સામાન્ય પ્રજાને તે વધુમાં વધુ લાભદાયી નીવડે. લોકો ભણેલું ભૂલી ન જાય તે માટે બ્હેનોમાં તથા પછાત કોમમાં જેઓ થોડું ભણેલાં હોય તેમના જ્ઞાનપ્રચાર તથા વાચનપ્રચાર અર્થે નાનાં નાનાં પુસ્તકોનો મોટો જથ્થો દર વર્ષે પુસ્તકાલયમાં

ખરીદાય અને વાચનપ્રચારાર્થે, તેનો બહોળો ઉપયોગ પ્રજામાં થાય એવા પ્રયાસો કરવા વ્યવસ્થાપક સમિતિને અમારી ભલામણ છે, જેથી પુસ્તકવાચન તરફ ગામના લોકોની અભિરુચિ ખીલશે.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે લોકોની વાચનજિજ્ઞાસા તૃપ્ત કરે તેવાં પત્રો સામયિકો પુસ્તકાલય ખાતુ યોગ્યાયોગ્યતાનો વિચાર કરી મંજૂર કરે છે. આમ છતાં કોઇ પત્ર મંજૂર કરવું વા ન કરવું એનો નિર્ણય કરવાની છેવટની સત્તા તો ખાતાના હાથમાં જ રહે છે.

આશા રાખવામાં આવે છે કે હવેથી વ્યકિતહિતની ખાતર પુસ્તકાલયના મંત્રીઓ પોતાનાં અંદાજોમાં ફેરફાર કરવા માટે નિરર્થક લખાણો ન કરે અને જ્યાં વાસ્તવિક હોય ત્યાંજ પોતાની હકીકત રજૂ કરે. કારણ, ગેરવ્યાજબી માગણી ખાતું ગ્રાહ્ય રાખી શકે નહિ અને વિનાકારણ સાર્વજનિક સંસ્થાને ખર્ચનો અને કામનો બોજ વધે.

**પ્રશ્ન ૨—કાયમનિધિ ખાતેં નાણાં મૂકવાનો આગ્રહ ખાતું કેમ રાખે છે ?**

**ઉત્તર**—ચાલુ સાલનાં અંદાજો મંજૂર કરવામાં અત્રેથી કાયમનિધિ ખાતે ઊભી થયેલી લોકમદદની નીમે રકમ અવશ્ય મૂકવી જોઇશે એવો આગ્રહ રાખવામાં આવે છે. અને લોકમદદની તમામ મદદ ઉપર અંદાજ મંજૂર કરવા માગણી થઇ હોય તો નીમે રકમ કાયમનિધિ ખાતે લઇ જવાનું જણાવવામાં આવે છે. આ પરિસ્થિતિને લીધે અંદાજોની માગણીઓ પણ નકારવામાં આવે છે. આથી કેટલાક પુસ્તકાલયના કામ કરનાર ભાઇઓ ઉપરની મતલબનો પ્રશ્ન પૂછે છે અને કેટલાક જણાવે છે કે અમારી કાયમનિધિની રકમ પૂરતી છે તો અમને માફી મળવી જોઇએ. આ બધી શંકાઓ સમજવા માટે ફરીથી આપ સૌ સમક્ષ ખાતાની મૂળ ભાવના મૂકવાની જરૂર છે. આ વિષય ઉપર આવતા માસમાં એક લેખ દ્વારા તેની અગત્ય વિષે ખ્યાલ આપવા પ્રયાસ કરીશ.

પુસ્તકાલયો એ સાર્વજનિક સંસ્થાઓ છે. તેમની નિભાવણી માટે સરકાર પંચાયતની મદદ પ્રતિવર્ષે મળે જાય પરંતુ પુસ્તકાલયની સંખ્યામાં વધારો થતાં દરેક જૂનાં થયેલાં પુસ્તકાલયને સરકાર પંચાયત તરફથી મળતી મદદ ઉત્તરોત્તર ઘટતી જાય અને તેને પોતાની નિભાવણી ખાતાના ધારાધોરણ પ્રમાણે કરવામાં અડચણ ન આવે તે માટે કાયમનિધિ ખાતે જેટલી લોકમદદ ઊભી થાય તેની નીમે રકમ મૂકવા પુસ્તકાલય ખાતાએ વટહુકમો કર્યા છે. અને તેને પરિણામે તો કેટલેક સ્થળે સારાં કાયમનિધિનાં ફંડો થયાં છે. છતાં તેજ પ્રમાણે પુસ્તકાલયોએ પોતાના ખર્ચની રકમ પણ પુષ્કળ વધારી છે. આ રીતે તેમણે ઊભું કરેલું કાયમનિધિનું ભંડોળ હજી પૂરતા પ્રમાણમાં થયું નથી. પુસ્તકાલયોની કાયમનિધિની રકમની પત્તાની બાબતમાં તો એટલું જ કહી શકાય કે પોતાનો સંપૂર્ણ નિભાવ સરકાર પંચાયત મદદ સિવાય ચલાવી શકાય તેટલું વ્યાજ આવે તેટલી મૂડી જ્યાંસુધી ઊભી ન કરી શકે ત્યાં સુધી જે તે પુસ્તકાલયે કાયમનિધિ ખાતે નીમે રકમ મૂકવી જ જોઇએ; મતલબ એ છે કે અમુક રકમ અમુક ગામના પુસ્તકાલયને પોતાનું પુસ્તકાલય સાર્વજનિક હિતની દૃષ્ટિએ સ્વતંત્ર રીતે ચલાવી શકાશે અને તેમાં સરકાર કે પંચાયત મદદની જરૂર નહિ પડે એવું ન લાગે ત્યાં સુધી તેને કાયમનિધિ નીમે રકમ મૂકવાની ફરજમાંથી મુક્તિ મળી શકે નહિ. જ્યારે જ્યારે ખાસ અનિવાર્ય સંજોગો ઊભા થાય છે ત્યારે ખાતા તરફથી મુકિત આપવામાં આવે છે જ. એટલે આશા છે કે પુસ્તકાલયો પોતાના કાયમનિધિને વધારે સુદૃઢ બનાવવા બનતા બધા પ્રયાસો કરશે.

**પ્રશ્ન ૩—બજેટમાં કાપકુપ કેમ કરવામાં આવે છે ?**

**ઉત્તર**—અંદાજો મંજૂર કરવામાં કાપકુપ કેમ કરવામાં આવે છે અગર અને ઊધરાવેલી રકમના પ્રમાણમાં અંદાજ મંજૂર નહિ થવાથી લોકો નિરુત્સાહી થયા છે. આ પ્રકારની

ફરીઆદો અમારા સમક્ષ આવે છે. આ સંબંધે જણાવવાનું કે, ખાતાને પોતાને આપવાની મદદમાં ખાસ ઘટાડો થયો નથી, પરંતુ સામાન્ય નં. નવીન ઊઘડેલાં ગ્રામ પુસ્તકાલયોને તથા ઉત્તરોત્તર પ્રગતિ કરનારાં પુસ્તકાલયોના અંદાજમાં ખાતાના ધારાધોરણ પ્રમાણે પોતાનું અંદાજ સર્વાંશથી તે બરાબર હોય, વસતીનું પ્રમાણ પૂરતું હોય તો તે અંદાજ મંજૂર કરવાની ખાતાની ફરજ હોય છે અને તેથી રૂપિયા ૫૦) ઉપરાંત મદદ મેળવતાં તમામ પુસ્તકાલયોની મદદમાંથી યોગ્યાયોગ્યતાનો વિચાર કરી થોડી ઘણી રકમની કપાત કરવામાં આવે છે.

છેલ્લાં દશ વર્ષમાં ઉઘડેલાં પુસ્તકાલયોને સરેરાશ રૂપિયા દશ મદદ આપવા માટે રકમ મંજૂર થાય છે પરંતુ કોઇ ખાસ સંજોગોમાં ખાસ કારણસર બે પાંચ રૂપિયાની વધઘટ ખાતું સ્વીકારે છે અને તેથી પણ જૂનાં થયેલાં પુસ્તકાલયોની મદદમાં કાપ કરવાની ફરજ પડે છે.

વળી કેટલાંક મોટાં અંદાજવાળાં પુસ્તકાલયો જેમની ફરજ પુસ્તકાલયના વિકાસ પાછળ વધારે હોવી જોઇએ—પુસ્તકાલયમાં જ્ઞાનવિકાસની વિધવિધ પ્રવૃત્તિઓ શરૂ થવી જોઇએ તે ન કરતાં માત્ર વર્તમાનપત્રો કે માસિકો પાછળ પુષ્કળ ખર્ચ કરવા પ્રેરાય છે. અને તે રીતે વધતો નિરર્થક ખર્ચ અટકાવવા માટે પણ અંદાજોમાં કાપ કરવાની જરૂર પડે છે. કેટલેક પ્રસંગે પુસ્તકાલયની સ્થિતિ સારી હોતી નથી છતાં અંદાજ વધારે થાય છે. તે ખાતર માગણી થયેલી રકમમાં કામ કરવામાં આવે છે.

ખાતામાં મંજૂર થયેલી રકમ એકસરખી છેલ્લાં પાંચ વર્ષથી રહે છે અને પુસ્તકાલયો પોતાનાં અંદાજો પણ સરાસરી પ્રમાણે બનાવે તો તેમાં કાપ થતો નથી; પણ જો કાયમનિધિ ખાતે રકમ ન મૂકી હોય તો અવશ્ય કાયમનિધિ પૂરતી રકમ બાજુ પર કરી મદદ આપવાનું ધોરણ ફરજીઆત અમલમાં મૂકવામાં આવે છે અને આવશે. આ સ્થિતિમાં આશા છે કે પુસ્તકાલયો પોતાના અંદાજમાં કાપ થવાનું કારણ સહજ સમજી શકશે અને વિના કારણ લખાપડી કરશે નહિ.

આશા છે કે જે અંદાજો મંજૂર થાય તેનો જે તે સ્થળની વસતી તમામ પ્રજાને લાભરૂપ થાય તેવી રીતે ઉપયોગ કરે અને પુસ્તકવાચન તરફ લોકમાનસ કેળવવા પ્રયાસ કરે.

**પ્રશ્ન ૪—ગ્રામ પુસ્તકાલયોએ મોકલવાની ટપાલ જૂથમંડળ મારફત મોકલવાનો આગ્રહ કેમ રાખવામાં આવે છે ?**

**ઉત્તર**—આ પ્રશ્નનો એક વખત ઉત્તર આપવામાં આવેલો છે. આ તો સહકારથી કામ કરવાનું પ્રથમ પગથિયું છે. વળી વિનાકારણ નજીવાં કારણોસર પણ લખાપડી કરતા અટકાવવાનો હેતુ છે. પુસ્તકાલયના આંતરિક વહીવટમાં પુસ્તકાલયો સ્વતંત્ર છે તો પુસ્તકાલયોને ગેરશિસ્ત દૂર કરવા પ્રયાસો પોતે જ કરવાના છે. પુસ્તકાલય ખાતામાં તો માત્ર અંદાજો, ત્રિમાહી નિવેદનો, વાર્ષિક નિવેદનો કે હિસાબી બાબત પૂરતો જરૂર પડે તેટલો પત્રવ્યવહાર ખાતા સાથે કરવાનો છે. આ કામ પુસ્તકાલય ખાતાએ કરેલી સૂચનાઓ પ્રમાણે થવું જ જોઇએ. અને આમ થાય તો પ્રત્યેક પુસ્તકાલયને વર્ષમાં સાત આઠ વખત પુસ્તકાલય ખાતા સાથે લખાપડી કરવી પડે. પણ જ્યારે ખોટી રીતે કામ જ વધતું હોય તો તો ગમે તેટલા કાગળો ઊભા થાય. આ પ્રથા અટકાવવા **જૂથમંડળોની સભા દર માસના પ્રથમ રવિવારે ભરવા અમારી ભલામણ** છે અને પુસ્તકાલયના વિકાસ કે અડચણો સંબંધી વિચાર કરવા ભલામણ છે. અંદાજો, ત્રિમાહી નિવેદનો, વાર્ષિક નિવેદનો જૂથ મારફત જ આવવાં જોઇએ. આશા રાખવામાં આવે છે કે મદદ મેળવતાં તમામ પુસ્તકાલયો આ પ્રમાણે જ અમલ કરશે.

અત્રેથી મોકલવાની ટપાલ તો હમેશાં જૂથમંડળો દ્વારાજ પ્રત્યેક તાબાના પુસ્તકાલયને મળશે. કારણ તે પ્રમાણે મે. રા. રા. વિદ્યાધિકારી સા. નો હુકમ થયો છે. અને તેથી આખા રાજ્યની અત્રેથી મોકલવાની ટપાલમાં સરળતા થાય છે.

તા. ૭–૧૧–૪૦
વડોદરા

ઊમેદભાઇ મોતીભાઇ પટેલ
આ. મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું.

# પ્રાંત પુ૦ મંડળોની સભાઓ ને હેવાલો

## ૧. વડોદરા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

વડોદરા પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા તા. ૨૯-૯-૪૦ ના રોજ બપોરના બે વાગે મધ્યવર્તી પુસ્તકાલયના ઉપલા મજલે શ્રીમતી જયવતીબહેન દેસાઇના પ્રમુખપદે મળી હતી. તે પ્રસંગે જુદા જુદા મહાલોના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, વ. રા. પુ. મંડળના મંત્રીઓ શ્રી. મણિલાલ કાશીવાળા અને શ્રી. રામભાઇ કા. પટેલ, પ્રાંત પુ. મંડળના મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીન, તેમજ વડોદરા રાજ્ય પુ. મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી અને પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલ વગેરે હાજર હતા.

સભાના કામકાજની શરૂઆતમાં મંત્રીએ મંડળનો વાર્ષિક હેવાલ-હિસાબ વાંચી સંભળાવ્યા હતા. બાદ કેટલીક ચર્ચા ચાલતાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલે પુસ્તકાલયોને લગતી માહિતી તેમ જ ઇતર વ્યવસ્થાની સૂચના ઉકેલ માટે ખાતાને લખી જણાવવા સૂચન કર્યું હતું. આગળ ચાલતાં તેમણે પુસ્તકાલયોનાં બજેટો સંબંધી જણાવતાં કહ્યું કે, ગ્રામ પુસ્તકાલયોનાં બજેટો હવે વધુ પ્રમાણમાં આવે છે, જ્યારે તે માટે ખર્ચવાની રકમ કમી થતી જાય છે. વળી દર વર્ષે નવીન પુસ્તકાલયો પણ ખોલવાનાં હોય છે, એટલે ભવિષ્યની મુશ્કેલી ટાળવા માટે તેમજ જરૂર પડયે પુસ્તકાલયો પોતાના પગ પર ઊભાં રહેતાં થઈ શકે તે માટે દરેક પુસ્તકાલયે પોતાના કાયમ ફંડ માટેની રકમ અવશ્ય સાધવી જોઇએ. કેટલાંક પુસ્તકાલયો દુકાળ વગેરે કારણો બતાવી તેવી રકમ મૂકતાં નથી; છતાં બજેટ મંજૂર કરાવવા માટે આગ્રહ સેવવામાં આવે છે. પુસ્તકાલયનું કાયમ ફંડ હજાર-બે હજાર જેટલું તો થવું જોઇએ.

આગળ ચાલતાં તેમણે પુસ્તકાલયોની વ્યવસ્થા બાબત જણાવ્યું કે, કેટલાંક ગ્રામ પુસ્તકાલયોમાં બરાબર સાફસૂફી પણ થતી નથી. કમી કરવા જેવાં પુસ્તકો પણ સંગ્રહે જાય છે, ઊધેવ લાગેલાં પુસ્તકો પણ તેઓ રદ કરવા માટે મંજૂરી માગતા નથી; આના પરિણામે બીજાં સારાં પુસ્તકોને પણ નુકસાન પહોંચે છે.

પુસ્તકોની બજેટોમાં આવતી યાદીઓ વિષે તેમણે જણાવ્યું કે, અત્યારે બજેટોમાં આવતાં પુસ્તકોની યાદીઓ આકર્ષક હોય છે, તેમાંનાં પુસ્તકો પણ શિષ્ટ સાહિત્યનાં હોય છે, તેમ છતાં તેનો ઉપયોગ-તેનું વાચન તો ગણ્યા ગાંઠ્યા જ લોકો કરતા હોય છે. એટલે મંગાવેલાં પુસ્તકો જેમ વધુ પ્રમાણમાં વંચાય તેવી યોજનાઓ દરેક પુસ્તકાલયે કરવી જોઇએ. આજે તો ગ્રામ પુસ્તકાલયોમાં સાક્ષરી પુસ્તકોને બદલે ઓછું ભણેલાંને વાંચવા કામ લાગે તેમજ પ્રૌઢ ઉંમરે નવાં શીખેલાંઓને વાંચવા કામ લાગે તેવું સાહિત્ય વસાવવું જોઇએ. આપણાં ગ્રામ પુસ્તકાલયોમાં તો લોકભોગ્ય સાહિત્ય જેમ બને તેમ વધુ વસાવાય અને તેનો બહોળા પ્રમાણમાં લાભ લેવાય તેમ કરવાની જરૂર છે.

એટલે આજે જે કેટલાંક પુસ્તકાલયો માત્ર પુસ્તકોના ભંડારરૂપ લાગે છે તેવું ન હોવું જોઇએ.

ત્યાર બાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું અને નીચેના ઠરાવો પસાર થયા હતાઃ

**ઠરાવ ૧**—મંત્રી શ્રી. ચીમનભાઇ હ. અમીન તરફથી સન '૩૯-૪૦નું રજુ થયેલું નિવેદન અને હિસાબ સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે. પ્રચારક ખાતે ગયે વર્ષે બજેટમાં રૂ. ૬૩) મંજુર થયેલા તે ઉપરાંત રૂ. ૭) આ ખાતે વધુ ખર્ચ થયો છે તે પણ મંજુર કરવામાં આવે છે.

**ઠરાવ ૨**—સન ૪૦-૪૧ ના પ્રમુખ, મંત્રી અને વ્ય. મં. ની નીચે પ્રમાણે ચૂંટણી કરવામાં આવે છે.

પ્રમુખઃ—**શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ.** મંત્રીઃ—**શ્રી. ચીમનભાઇ હ. અમીન.**

વ્ય. મં. ના સભ્યોઃ—(૧) શ્રી. કનુલાલ ચુ. શાહ સંખેડા, (૨) શ્રી. ઝવેરભાઇ પુ. પટેલ, ડભોઇ, (૩) શ્રી. શંકરભાઇ ગો. પટેલ, ચારોળા, (૪) શ્રી. શાન્તિલાલ પું. શાહ, પાદરા, (૫) શ્રી. મંત્રી, મહાલ પુ. મંડળ. કરજણ.

ઉપરાંત રાજ્ય પુ. મંડળના વ્ય. મં. માં ચૂંટાઇ આવેલા વડોદરા પ્રાંતના સભ્યો.

**ઠરાવ ૩**—સન ૪૦-૪૧ નું નીચે પ્રમાણેનું અંદાજ મંજૂર કરવામાં આવે છે.

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| ૪૨-૭-૬ | શિલક | ૧૫-૦-૦ | છપામણી |
| ૧૨૧-૦-૦ | નવી ફાળવણી | ૧૫-૦-૦ | કંટીજંટ-પોસ્ટેજ |
| ૧૯૨-૦-૦ | ખૂટતા રા. પુ. મં. માંથી મદદ તરીકે લેવા | ૨૦-૦-૦ | મંત્રીનો પ્રવાસ, કંટીજંટ, પોસ્ટેજ |
| | | ૨૮૦-૦-૦ | પ્રચારકનો આઠ માસનો પગાર |
| | | ૨૫-૦-૦ | પ્રચારકનું કંટીજંટ પોસ્ટેજ |
| ૩૫૫-૭-૬ | | ૩૫૫-૦-૦ | |

**ઠરાવ ૪**—સન '૪૦-૪૧ નું અંદાજ ગોઠવતાં જે રૂ ૧૯૨) ખૂટતા જણાવ્યા છે તે ખોટ પેટે, વર્ષ આખરે જે ખરેખરી ખોટ જણાય તે ખોટ પ્રચારકના ખર્ચ અંગેની માની, તેટલી રકમ રા. પુ મંડળ પાસે મદદ તરીકે માગવાનું ઠરાવવામાં આવે છે.

**ઠરાવ ૫**—સન '૪૦-૪૧ માં આવનારી મહાલ મંડળોની ફાળવણી, જે તે મહાલ મંડળોને, તેમના ગત વર્ષના અહેવાલ તથા હિસાબ આવ્યા બાદ મોકલાવી આપવાનું ઠરાવવામાં આવે છે.

**ઠરાવ ૬**—જૂથમંડળોના મંત્રીઓને આ સભા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે, તેઓએ પોતાના જૂથની વાર્ષિક સભા ભરી તેનો અહેવાલ મહાલ મંડળ તરફ મોકલી આપવો, પોતાના જૂથમાં આવેલાં પુસ્તકાલયોની વર્ષમાં એકવાર તપાસણી કરવી, જૂથમાંના જે પુસ્તકાલયે અંદાજ તથા નિવેદન ખાતા તરફ ન મોકલ્યાં હોય તેનાં તૈયાર કરાવી ખાતા તરફ મોકલાવી આપવાં. જૂથમાંના જે શાળાવાળા ગામે પુસ્તકાલય ન હોય ત્યાં પુસ્તકાલય ઉઘાડવાની તજવીજ કરવી તથા રાજ્ય અને મહાલ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો પ્રચાર કરવો.

**ઠરાવ ૭**—દરેક મહાલ મંડળોને, પોતાના મહાલની મહાલ પરિષદ ભરવા, તથા વિદ્યાર્થીઓ માટે કોઇ એક પુસ્તકની પરીક્ષા રાખવા તથા જૂથમંડળોને પોતાની ફરજ બજાવતાં કરવા તથા શાળાવાળાં પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય ઉઘડાવવાની તજવીજ કરવા આ સભા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

# સન ૧૯૩૯-૪૦ નો હેવાલ તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણુને અનુસરીને સન ૧૯૩૦-૩૧થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

## મંડળનું કાર્ય

**૧. મહાલ પુસ્તકાલય મંડળો**

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે વડોદરા પ્રાંતના એકે એક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂકયાં છે. અને તે દરક કંઇ ને કંઇ કાર્ય કરતાં પણુ થઇ ગયાં છે. પણુ નિયમિત અને સંગીન રીતે જે કાર્યો થવાં જોઇએ તે થતાં નથી. આશા છે કે પ્રાંતનાં દરેક મહાલ મંડળ નીચેનાં કાર્યો દર વર્ષે જરૂર કરે જ.

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે;
૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચનની એક પરીક્ષા લે;
૩ રાજ્ય તરફથી મોટાંઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો દરેક જૂથમંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે;
૪ શાળાવાળા પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરે;
૫ જૂથમંડળોને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે, સહકારના ધોરણે બજેટો બનાવડાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.
૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને હેવાલ તથા હિસાબ રજુ કરે તથા નવીન વર્ષનો કાર્યક્રમ વિચારે અને તે સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

**૨. જૂથમંડળો**

કેળવણી ખાતાએ શાળાઓ માટેનાં જે સેન્ટરો ગોઠવ્યાં છે તેજ સેન્ટરોને જૂથમંડળ તરીકે સ્વીકારી લેવાને, રા. પુ. મંડળે પુસ્તકાલય ખાતાને ભલામણુ કરવાથી અને તે ખાતાએ માન્ય રાખ્યાથી, આ વર્ષથીજ તે પ્રમાણે અમલ પણુ થઈ ગયો છે.

જૂથમંડળો જયાં સુધી બરાબર જાગ્રત ન થાય ત્યાં સુધી આપણે ગામડાંનાં પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકવાના નથી; સહકારથી અરસપરસ મળતા લાભો આપી શકવાના નથી; જેથી પ્રાંતનાં દરેક જૂથમંડળોને આ વર્ષે પહેલી તકે નીચેનું કામ ઉપાડી લેવા માટે ખાસ આગ્રહભરી વિનતિ કરવામાં આવે છે.

૧ જે તે જૂથમંડળ વાર્ષિક સભા ભરે અને તેનું નિવેદન મહાલ, પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે.
૨ જૂથમાં આવેલા એકેએક પુસ્તકાલય અને વાચનાલયનું વાર્ષિક નિવેદન ભરાવે તથા સહકારના ધોરણે બજેટ બનાવડાવે અને તે તમામ એકત્ર કરી ખાતા તરફ મોકલી આપે.
૩ જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલયો ખોલવા પ્રયત્ન કરે;

૪ જૂથમાં આવેલા એકેએક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે;
૫ મહાલ તથા રાજ્ય તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો પ્રચાર કરે.

### ૩. મહાલ પરિષદો

આ વર્ષમાં રાજ્ય પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન ભરાવાને કારણ એકેય મહાલની પરિષદ ભરાઈ નથી. પણ આ નવા વર્ષમાં તો એકેએક મહાલ મંડળ, પરિષદ ભરવાનું કાર્ય ઉપાડી લેશે એવી આશા છે.

### ૪. પગારદાર અને માનદ પ્રચારકો

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં ચાર વર્ષથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષે પણ પ્રચારક તરીકે કાર્ય કરતા ભાઇ છગનભાઇ મ. પટેલ ચાલુ રહ્યા છે. અને તેઓએ એપ્રિલ આખર સુધીમાં ડભોઇ મહાલનાં ૨૬, વડોદરા મહાલનાં ૫, કરજણ મહાલનાં ૫૧, ભાદરણ મહાલનાં ૨૩, પાદરા મહાલનાં ૧ અને સંખેડા મહાલનાં ૪૩ મળી કુલ ૧૫૯ ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

આ સિવાય વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. મહીજીભાઈ જેઠાભાઈ તથા શ્રી. ફોટુભાઇ રાઇજીભાઇ પટેલે અનુક્રમે ૮ અને ૧૪; કરજણ મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાલાલ ન. પંડયાએ ૧૧, સંખેડા મહાલ માનદ પ્રચારક શ્રી. જેસંગભાઇ ગરબડભાઇએ ૧૭; સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનલાલ સો. જોશી તથા શ્રી. સોમાભાઈ ગરબડભાઇએ અનુક્રમે ૧૮ અને ૨, ડભોઇ મહાલ માનદ પ્રચારક શ્રી. રવિશંકર છો. જોશીએ ૩ અને શિનોર મહાલ માનદ પ્રચારક શ્રી. હરિવલ્લભ બા. વૈદ અને શ્રી. હરિભાઇ શંકરભાઇ પટેલે અનુક્રમે ૧૮ અને ૩ એ પ્રમાણે કુલ ૯૪ પુસ્તકાલયોની તપાસણી કરી છે. બીજા મહાલોમાં પણ નીમાયલા માનદ પ્રચારકોએ કામગીરી તો કરી હશે. પણ તેઓની ડાયરીઓ અત્રે આવતી નહી હોવાથી તેઓનો ઉલ્લેખ અહીં થઈ શકતો નથી.

### ૫. પુસ્તકાલય પર્વણી

ગામડાંના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને, આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં પેટલાદ મહાલમાં બાકરોળ, ડભોઇ મહાલમાં મઢેલી, પારીખા; સંખેડા મહાલમાં કોસિંદ્રા, કાવીઠા; શિનોર મહાલમાં શિનોર, બરકાલ, માલેથા; સાવલી મહાલમાં ખાખરિયા, વેજપુર; પાદરા મહાલમાં ચોકારી, વડોદરા મહાલમાં સમિયાલા, સુંદરપુરા; કરજણ મહાલમાં ભરથાણા, વેમાર અને તિલકવાડા મહાલમાં કરનાળી એ ૧૬ ગામોએ પર્વણીદિન ઉજવવામાં આવ્યો હતો. બીજાં સ્થળોએ પણ ઉજવાયો તો હશે, પણ તેના અહેવાલ અહીં ન આવવાથી તેની નોંધ લઇ શકાઇ નથી.

નવા વર્ષમાં એકેએક મહાલ અને જૂથમંડળ આ ' દિન ' અગાઉથી ઉજવવા માટેનો સારા પ્રમાણમાં પ્રચાર કરી દરેક પુસ્તકાલય દિન ઉજવે એવી તજવીજ કરશે એમ આશા છે.

### ૬. શિષ્ટવાચનની પરીક્ષા અને વાચક મંડળ

ગામડે ગામડે પુસ્તકાલયો ખોલાઇ જાય, એને માટે સ્વતંત્ર મકાનો પણ ઉભાં થઇ જાય, સારામાં સારૂં ફર્નિચર, કબાટ, પુસ્તકો વગેરે પણ વસાવાય; છતાં એની ઉપયોગિતા તરફ જોઇએ તેટલું લક્ષ જો ન અપાય તો આ સર્વ નિરર્થક છે, એમ કહીએ તો અતિ-

શયોક્તિ ન કહેવાય. જનતામાં શિષ્ટ પુસ્તકો ખૂબ વંચાય અને તે પણ નિયમિતપણે વંચાય તે માટે ઉપરની બે યોજનાઓ રાજ્ય પુ. મંડળે કેટલાય વખતથી ચાલુ કરેલી છે.

નિવેદનના વર્ષમાં રાજ્ય પુ. મંડળે "કિશોર ચરિત્રમાળા ગુચ્છ. ૨ જો" અને "હીમાલયનો પ્રવાસ " એ બે પુસ્તકોની પરીક્ષા લીધી હતી. આ બંને પરીક્ષાઓનો વડોદરા પ્રાંતે બહુ સારો તો નહિ પણ સામાન્ય રીતે ઠીક લાભ લીધો છે. આ વર્ષમાં પાદરા મહાલ પુ. મંડળે પણ પોતાના મહાલ પૂરતી વિદ્યાર્થીઓ માટેની પરીક્ષા રાખી હતી.

વાચક મંડળની યોજનામાં પણ વડોદરા પ્રાંતના નહિ જેવા જ સભ્યો છે.

આ નવા વર્ષમાં એકેએક મહાલ મંડળ શિષ્ટ વાચનની પરીક્ષા અને વાચક મંડળની યોજનાને પોતપોતાના મહાલોમાં ખીલવવા સારી પેઠે પ્રયત્ન કરશે એવી આશા છે.

### ૭. પુસ્તકાલય વિનાનાં ગામો

પેટલાદ, ભાદરણ અને શિનોર; આ ત્રણે મહાલોમાં શાળાવાળા એકે એક ગામે પુસ્તકાલયો ઉઘડી ચૂક્યાં છે. એટલે હવે બાકીના ૮ મહાલોમાં એ દિશામાં પ્રયત્નો કરવાના રહે છે.

આ વર્ષમાં વડોદરા મહાલમાં ૩, પાદરા મહાલમાં ૨, કરજણ મહાલમાં ૨, સાવલી મહાલમાં ૧ મળી કુલ ૮ પુસ્તકાલયો ઉઘડતાં વર્ષ આખરે બાકી સંખ્યા ૬૧ રહે છે. આ ૬૧ ગામોની મહાલવાર વસ્તી સાથેની યાદી પરિશિષ્ટ ૧ માં આપી છે. આશા છે કે, આ નવીન વર્ષમાં પણ, દરેક મહાલ મંડળના કાર્યકરો, પોતાના મહાલનાં બની શકે તેટલાં ગામોમાં નવીન પુસ્તકાલયો ઉઘાડવાના પ્રયત્નો કરશે.

### ૮. ફરતા પુસ્તકાલયની પેટીઓ

શેઠ શ્રી. ચિમનલાલ તરફથી મળેલી રકમ પર સરકાર-પંચાયતની મદદ મેળવી, બનાવેલી ફરતા પુસ્તકાલયની પુસ્તકો સાથેની પેટીઓ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકોની પેટીઓ અને કરજણ મહાલ માટે શ્રી આનંદકુંવરબા તરફથી અપાયલાં પુસ્તકોની પેટીઓનો ઉપયોગ જે તે સ્થળે સારા પ્રમાણમાં થઇ રહ્યો છે.

### ૯. પ્રાંત અને મહાલ મંડળની ફાળવણી

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ, રાજ્ય-પુ. મંડળ તરફથી જે ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂ. ૪૩૮-૯-૦ ની મળી હતી, જેમાં રૂ. ૧૦૯-૧૦-૩ પ્રાંત મંડળને પોતાને માટે અને રૂ. ૩૨૮-૧૪-૯ મહાલ મંડળોના આવેલા હતા. મહાલ મંડળોની આ રકમમાં, પાછલી સાલના જે તે મહાલ મંડળોના અત્રે જમા રહેલા ઉમેરતાં કુલ રૂ. ૬૦૪-૧૧-૩ થાય તે પૂરેપૂરા જે તે મહાલ મંડળોને નિવેદનના વર્ષમાં અદા કરવામાં આવ્યા છે. મહાલવાર ફાળવણીના આંકડા પરિશિષ્ટ ૨ માં આપ્યા છે.

### ૧૦. આભાર

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબો, રાજ્ય પુ. મંડળના મંત્રીઓ-અને આખું વર્ષ પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ શ્રીમતી જયવતીબહેન દેસાઇનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારકોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

ચિમનભાઈ હ. અમીન
મંત્રી, વડોદરા પ્રાંત-પુ. મંડળ

# પરિશિષ્ટ ૧ લું

## શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામો : ૬૧

| અ. નં. ગામ | વસ્તી |
|---|---|
| **વડોદરા મહાલ : ૧૯** | |
| ૧ અકોટા | ૬૪૯ |
| ૨ અલ્હાદપુરા | ૩૮૭ |
| ૩ આમલીઆરા | ૫૪૩ |
| ૪ અંપાડ | ૩૬૩ |
| ૫ ઉંટીઆ | ૧૬૪ |
| ૬ કપુરાઇ | ૪૮૦ |
| ૭ કરાલી | ૩૧૦ |
| ૮ કેલનપુર | ૬૪૩ |
| ૯ કોટણા | ૫૦૦ |
| ૧૦ ખલીપુર | ૩૪૦ |
| ૧૧ ગોસીંદા | ૩૯૦ |
| ૧૨ તાંદળજા | ૬૦૪ |
| ૧૩ ધનેરા | ૪૦૯ |
| ૧૪ ફાજલપુર પોર | ૨૪૭ |
| ૧૫ ફાજલપુર સાંકરદા | ૩૪૦ |
| ૧૬ મહાપુરા | ૩૫૨ |
| ૧૭ રાઘવપુરા | ૩૬૭ |
| ૧૮ વિરોદ | ૬૫૭ |
| ૧૯ મોચિયાપુરા | ૪૩૫ |
| **પાદરા મહાલ : ૭** | |
| ૧ લોલા | ૫૫૩ |
| ૨ મહમદપુરા | ૫૮૨ |
| ૩ મહુવડ | ૪૩૭ |
| ૪ સાંઢા | ૬૫૧ |
| ૫ સોમજીપુરા | ૪૩૪ |
| ૬ મદાપુરા | ૨૬૫ |
| ૭ શિહોર | |
| **સાવલી મહાલ : ૧૦** | |
| ૧ આણંદીનું મુવાડુ | ૩૩૪ |
| ૨ કડછલા | ૩૨૪ |
| ૩ કુનપાડ | ૫૦૭ |
| ૪ ધંટિયાળા | ૫૮૧ |
| ૫ જાંબુ ગોરલ | ૩૨૬ |
| ૬ બહુથા | ૪૩૧ |
| ૭ રાસાવાડી | ૨૫૪ |
| ૮ વેમાર | ૪૬૦ |
| ૯ લીમડાપુરા(ગામઠી) | ૩૬૩ |
| ૧૦ મેરાકુવા (ગામઠી) | ૫૮૨ |
| **વાઘોડીઆ મહાલ : ૮** | |
| ૧ અડીરણ | ૪૯૧ |
| ૨ અલવા | ૫૦૧ |
| ૩ આમોદર | ૬૬૫ |
| ૪ કુમેઠા | ૫૪૫ |
| ૫ ગુગલપુર | ૨૬૮ |
| ૬ તવરા | ૬૪૧ |
| ૭ ફલોડ | ૫૦૧ |
| ૮ મછલીપુરા | ૩૫૦ |
| **તિલકવાડા મહાલ : ૪** | |
| ૧ ખાખરીઆ | ૩૧૯ |
| ૨ જેમલગઢ | ૨૯૮ |
| ૩ પોચંબા | ૩૨૮ |
| ૪ બરોલી | ૬૬૩ |
| **સંખેડા મહાલ : ૯** | |
| ૧ કાળી તલાવડી | ૩૨૭ |
| ૨ ગોલાગામડી | ૩૨૯ |
| ૩ ઝરવણ | ૩૫૦ |
| ૪ લોટીઆ | ૨૯૯ |
| ૫ વાઘેથા | ૩૮૯ |
| ૬ સુરીઆ | ૨૩૧ |
| ૭ હરેશ્વર | ૨૦૪ |
| ૮ ઝાબ | ૩૭૮ |
| ૯ અરીઠા | |
| **ડભોઇ મહાલ : ૨** | |
| ૧ દનગીવાડા (ગામઠી) | ૩૧૩ |
| ૨ ગોજાલી | |
| **કરજણ મહાલ : ૨** | |
| ૧ ચોરભુજ | ૫૧ |
| ૨ કણભા | ૪૩ |

# પરિશિષ્ટ ૨ જું

## મહાલ મંડળોની ફાળવણીના આંકડા

| મહાલનું નામ | પ્રાંત મંડળ પાસે વર્ષ આખરની બાકી | સન ૩૮-૩૯ ની ફાળવણી | કુલ ૩૯-૪૦ માં અદા થયા |
|---|---|---|---|
| ૧ પેટલાદ | ૦- ૦-૦ | ૮૫-૧૪-૯ | ૮૫-૧૪-૯ |
| ૨ ભાદરણ | ૪૪- ૮-૦ | ૨૯- ૪-૦ | ૭૩-૧૨-૦ |
| ૩ વડોદરા | ૨૬- ૭-૦ | ૨૮- ૨-૦ | ૫૪- ૯-૦ |
| ૪ પાદરા | ૩૩- ૩-૦ | ૩૦- ૬-૦ | ૬૩- ૯-૦ |
| ૫ કરજણ | ૦- ૦-૦ | ૪૩-૧૪-૦ | ૪૩-૧૪-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | ડભોઈ | ૫૦– ૫–૦ | ૧૭– ૭–૦ | ૬૭-૧૨-૦ |
| ૭ | શિનોર | ૨૩– ૧–૦ | ૨૫– ૫–૦ | ૪૮– ૬–૦ |
| ૮ | સાવલી | ૧૫– ૩–૦ | ૧૮– ૦–૦ | ૩૩– ૩–૦ |
| ૯ | વાઘોડીઆ | ૧૫– ૩–૦ | ૧૬– ૫–૦ | ૩૧– ૮-૦ |
| ૧૦ | સંખેડા | ૨૬– ૬–૬ | ૨૯– ૪–૦ | ૬૨–૧૦ ૬ |
| ૧૧ | તિલકવાડા | ૪– ૮–૦ | ૫– ૧–૦ | ૯– ૯–૦ |
| | | ૨૭૫–૧૨–૬ | ૩૨૮–૧૪–૯ | ૬૦૪–૧૧–૩ |

## પરિશિષ્ટ ૩ જું

### સન '૩૯-૪૦ નો ઉત્પન્ન–ખર્ચનો હિસાબ

**જ**

૧૦૯–૧૦–૩ સન ૩૮–૩૯ ની ફાળવણીના પ્રાંત મંડળને પોતાને વાપરવા માટેના રા. પુ. મં. તરફથી મળ્યા તે

૧૦૯–૧૦–૩

**ઉ**

૪– ૭–૯ પ્રાંતમંડળના મંત્રીનો મુસાફરી તથા પોસ્ટેજ ખર્ચ

૧– ૦–૦ પ્રાંતમંડળની સભાનાં આમંત્રણ પત્ર છપાવ્યાં તેના

૭૦– ૦–૦ પ્રાંત પ્રચારકને ઑગ–સપ્ટે. '૩૯ ના પગારના આપ્યા.

૪–૧૨–૯ કંટીજંટ–પોસ્ટેજના

૮૦– ૪–૬

૨૯– ૫–૯ વર્ષ આખરે બચત

૧૦૯–૧૦–૩

### સન '૩૯-૪૦ નું સરવાયું

**જ**

૪૨– ૭–૬ પ્રાંતમંડળનું પોતાનું ચાલુ ફંડ

૧૩–૧–૯ સન ૩૮–૩૯ આખરની શિલક.

૨૯–૫–૯ સન ૩૯–૪૦ની બચત

૪૨–૭–૬

૪૮–૭–૨ ફે. પુ. ની પેટીઓ ખાતેની બચત

૪૭–૪–૬ શ્રી. છગનભાઇ મ. પટેલના અનામત

૧૩૮– ૩–૩

**ઉ**

૬૨– ૫–૯ વડોદરા રા. પુ. મંડળ

૭૫–૧૩–૬ શિલક હાથ ઉપર

૧૩૮– ૩–૩

**ચીમનભાઇ હ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત
પુસ્તકાલય મંડળ.

# ૨ નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત મંડળની વાર્ષિક સભા તા. ૮–૯–૪૦ ને રવિવારના રોજ બપોરે બે વાગે નવસારી કસ્બાના શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયના મકાનમાં રાજરત્ન શ્રી. કનૈયાલાલભાઇ જ. મજમુદાર વકીલના પ્રમુખપણા નીચે ભરાઇ હતી, જેમાં જુદા જુદા સ્થળોના સભ્યો હાજર હતા.

વડોદરાથી ખાસ પુસ્તકાલય ખાતાના અધિકારી મે. રા. રા. આસિ. ડાયરેક્ટર શ્રી. ઉમેદભાઇ પટેલ, વડોદરા રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી. રામભાઇ પટેલ, વ. રા. પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઈ નિમંત્રણને માન આપી પધાર્યા હતા. તેમજ નવસારી પ્રાં. શાળાધિકારી, મહુવા નવસારી મહાલ શાળાધિકારી સાહેબ પધાર્યા હતા. સભામાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

ઠરાવ ૧—શરૂઆતમાં પ્રાંત મંડળના મંત્રી શ્રી. કસનજીભાઇ દેસાઇએ ગત વર્ષનું નિવેદન તથા હિસાબ વાંચી સંભળાવવામાં આવતાં તે સર્વાનુમતે મંજૂર કરવામાં આવ્યું હતું.

ઠરાવ ૨—નવા વરસનું વ્યવસ્થાપક મંડળ : સન ૧૯૪૦–૪૧ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું હતું: પ્રમુખ–રાજરત્ન શ્રી. કનૈયાલાલભાઇ જ. મજમુદાર વકીલ, મંત્રીઓ–શ્રી. મગનલાલભાઇ બ્રી. દેસાઇ તથા શ્રી કસનજીભાઇ દ. દેસાઇ. સભ્યો–શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, શ્રી ઠાકોરભાઇ નારણજી દેસાઇ, શ્રી. મણિલાલ મ. મોદી, શ્રી. ગુલાબભાઇ સી. મહેતા, શ્રી. ગોપાળજી ગોવિંદજી, રાજરત્ન બ્હેનજી બાપમાય દાણુ, મંત્રી શ્રીમાન શાન્તાદેવી મહિલા બાલ પુ. નવસારી તથા દરેક મહાલના મંત્રીઓ તેમજ ચુંટાયેલા બબ્બે પ્રતિનિધિઓ.

ઠરાવ ૩—નવા વરસનું બજેટ : સને ૧૯૪૦–૪૧ માટે નીચે પ્રમાણે અંદાજી બજેટ મંજુર કરવામાં આવ્યું.

| જ | ઉ |
|---|---|
| ૧૩૭–૦–૦ શ્રી પુરાંત બાકી | ૧૫૦–૦–૦ શ્રી પ્રચારક ખરચના |
| ૫૦–૦–૦ વ. રા. પુ. મંડળ તરફથી મદદના | ૩૦–૦–૦ શ્રી કન્ટીજન્ટ ખરચના |
| ૫૦–૦–૦ વ. રા. પુ. મંડળ તરફથી ફાળાના | ૨૫–૦–૦ શ્રી મુસાફરી ખરચના |
| | ૩૨–૦–૦ શ્રી અણધાર્યા ખર્ચના |
| ૨૩૭–૦–૦ | ૨૩૭–૦–૦ |

ઠરાવ ૪—મહાલ મંડળોની ફાળવણી : સન ૧૯૪૦-૪૧ માં વડોદરા રા. પુ. મંડળ તરફથી મહાલ મંડળની ફાળવણી આપે તેમને આપવી ને ફાળવણી આપતા પહેલાં જે તે મહાલનાં નિવેદનો તથા હિસાબ મંગાવી લીધા બાદ જેને તેને ફાળવણી અદા કરવી.

ઠરાવ ૫—નવા વરસ માટે પ્રચારક નીમવા : ગયા વરસની માફક વડોદરા રાજ્ય પુ. મંડળ તરફથી વડોદરા અને નવસારી પ્રાંત ખાતે જે તે પ્રાંતની દેખરેખ નીચે એક પ્રચારક ચાર માસ માટે રૂ. ૩૫) ના પગારથી રાખવા આ સભા ભલામણ કરે છે.

ઠરાવ ૬—જૂથમંડળોનાં બજેટ સહકારથી તથા ટકાવારી બનાવવા : રાજ્ય પુસ્તકાલય મંડળ તથા પુસ્તકાલય ખાતાના સહકારથી પુસ્તકાલયોનાં જૂથમંડળો પાડવામાં આવ્યાં છે. તે જૂથ મંડળોમાં આવેલાં પુસ્તકાલયો એક બીજા સાથે સહકાર સાધી ઓછા બજેટમાં પણ સારાં સારાં સામયિકો, પુસ્તકો વાંચવાનાં મળી શકે તે હેતુથી પુસ્તકાલય ખાતા તરફથી ઑગસ્ટ ૧૯૩૯ ના પુસ્તકાલય માસિકના અંકમાં " અંદાજ બનાવવાની સહકારી યોજના " એ નામની

સૂચના નં. ૪ થી પ્રસિદ્ધ થઇ છે તેને અનુસરી તે પ્રમાણે કાર્ય કરવા જે તે લુપમંડળોના મંત્રીઓને આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૭—નવીન મકાન બાંધવામાં સરકાર મદદ તથા પંચાયત મદદ મેળવવા :** પ્રાંતમાં જે જે પુસ્તકાલયો પોતાનાં સ્વતંત્ર મકાન લોકમદદ ઉભી કરી ખાતાની સૂચના અનુસાર બાંધવા તૈયાર હોય તેમને નીમે રકમ સરકાર તથા પંચાયત મદદની મળે તેમ થવા ખાતાના અધિકારી સાહેબને વિનતિ કરવામાં આવે છે.

**ઠરાવ ૮—મહાલ પરિષદો ભરવા :** ગયા વરસે વડોદરા પ્રાંતના ગારોળા મુકામે વડોદરા રાજ્ય પુ. પરિષદ ભરાઇ ગઇ હોવાથી પ્રાંત પરિષદો ભરવાની જરૂર નથી, પણ દરેક મહાલ આ વરસે પોતાની મહાલ પરિષદો ભરે ને પુસ્તકાલયોના કામો. નવીન પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરે.

**ઠરાવ ૯—પ્રાંતમાં પુસ્તકાલયો માટેનું ફર્નિચર પ્રાંત મંડળ મારફત ખરીદવા :** નવસારી પ્રાંતના જે પુસ્તકાલયને પોતા માટે લાકડી સામાન વગેરે ફરનીચરની જરૂર પડે તે વડોદરાથી ન મંગાવતાં નવસારી પ્રાંત પુ. મંડળ મારફતે લેવા માટે છુટ આપવા વિનતિ કરવામાં આવે છે.

**ઠરાવ ૧૦—રાની મહાલમાં પુસ્તકાલયો ખોલવા માટે :** રાની મહાલની વસ્તી નવસારી પ્રાંતમાં મહુવા, માંગરોળ, સોનગઢ અને વ્યારા ચાર મહાલમાં છે. તેમાં મહુવા મહાલની વસ્તીની સ્થિતિ ઘણીજ ગરીબ છે. આ સાલ મહુવા મહાલના ૧૧ ગામે પુસ્તકાલયો ઉઘાડવા ને તેના પ્રાથમિક ખર્ચ માટે શ્રી સયાજીરાવ હીરક નિધિમાંથી મદદ મળે તેમ ખાતાના અધિકારી સાહેબોને વિનતિ કરવામાં આવે છે.

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ થઇ રહ્યા પછી છેવટમાં શ્રી કસનજીભાઈ દેસાઇએ પ્રમુખનો તેમજ આજની સભામાં પધારનાર સજ્જનોનો આભાર માન્યા બાદ ચાહપાણીને ઇન્સાફ આપી સભા વિસર્જન થઈ હતી.

## સને ૧૯૩૯-૪૦નો હેવાલ તથા હિસાબ

### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સન ૧૯૩૦-૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પુરતા અમલમાં મૂકવા તે છે.

### નવસારી પ્રાંતની વસ્તી

નવસારી પ્રાંતના આઠ મહાલમાં એકંદર વસ્તી છેલ્લી ગણતરી પ્રમાણે પુરૂષો ૨૦૩૧૬૮ તથા ઓઓ ૨૦૧૨૦૫ મળી કુલ વસ્તી ૪૦૪૩૭૭ માણસોની છે. ને પ્રાંતમાં કુલ ગામો ૭૮૯ છે તેમાં શાળાવાળાં ગામો ૨૪૩ છે.

### વસ્તીની વિગત

પ્રાંતમાં માંગરોલ, વ્યારા, સોનગઢ, મહુવા, એ ચાર મહાલોમાં રાની ભાઇઓની વસ્તી વધુ પ્રમાણમાં છે, જ્યારે પલસાણા, ગણદેવી મહાલોમાં રાસ્તી ભાઇઓની વસ્તી વધુ પ્રમાણમાં છે.

મંડળનું કાર્ય

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઈ ગયાં છે. અને તે દરેક કંઈ ને કંઈ કાર્ય કરતાં થઇ ગયાં છે. પણ નિયમિત અને સંગીન રીતે જે કાર્ય થવાં જોઇએ તે થતાં નથી એ બદલ ખરેખર દીલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળ નીચેનાં કાર્યો દર વર્ષે જરૂર કરશે.

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરો.
૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાંચનની પરીક્ષા લો.
૩ રાજ્ય તરફથી મોટાઓ માટે લેવાતી શિ. વાં. ની પરીક્ષાનો દરેક જૂથમંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરો અને ઉમેદવારો ઉભા કરો તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરો.
૪ શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરો.
૫ જૂથમંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવો.
૬ જૂથમંડળોને જાગ્રત કરો, તેમની વાર્ષિક સભાઓ ભરાવો તથા કરવાનાં કામોનું વખતસર સૂચન કરો.
૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરો અને હેવાલ તથા હિસાબ રજૂ કરો તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારી અને સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપો.

રાજ્ય પુસ્તકાલયના ઉદ્દેશ પ્રમાણે જૂથ મંડળો પણ એકેએક મહાલમાં સ્થપાઇ ગયાં છે. પણ એક પણ જૂથ મંડળ હજુ સુધી નિયમિત તો શું પણ સામાન્ય રીતેય કામ કરતાં થયાં નથી, એ બદલ ખૂબજ દિલગીર થવા જેવું છે. જૂથ મંડળો જ્યાં સુધી કામ કરતાં ન થઇ જાય ત્યાં સુધી આપણે ગામડાંનાં પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકવાના નથી, સહકારથી અરસપરસ મળતા લાભો આપી શકવાના નથી, જેથી પ્રાંતના દરેક મહાલ મંડળને આ વર્ષે પહેલી તકે જૂથમંડળો ખીલવવાનું કામ ઉપાડી લેવા માટે નીચે પ્રમાણેનું કાર્ય તેમની પાસે કરાવવાને ખાસ આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે.

૧ જે તે જૂથની વાર્ષિક સભાઓ ભરાવે અને તેનું નિવેદન મહાલ, પ્રાંત અને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ મોકલે.
૨ જૂથના એકએક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન તથા બજેટ બનાવડાવે અને ખાતા તરફ મોકલે.
૩ જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલયો ખોલવા પ્રયત્ન કરે.
૪ જૂથમાં આવેલા એકેએક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે.
૫ મહાલ તથા રાજ્ય તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાઓનો પ્રચાર કરે તથા ઉમેદવારો ઉભા કરે.

## પ્રાંતમાં મકાનવાળાં તથા ગુ. વ. સો. વાળાં પુસ્તકાલયો

પ્રાંતમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૨ છે ને ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલાં ૬૭ છે. નવસારી કસ્બામાં શ્રી શાન્તાદેવી મહિલા તથા બાળ પુસ્તકાલય છે. તવડી, છીણમ વગેરે ગામ પુસ્ત-

કાલયોએ મકાન માટેની લોકમદદ તૈયાર કરી છે. બીજા મહાલોનાં પુસ્તકાલયોના મંત્રીઓએ પોતાના મહાલના પુસ્તકાલયો માટેની માગણી બારોબાર કરી હશે તો તે બધાને સરકાર તથા પંચાયત મદદ લોકમદદની ફાળવણી પ્રમાણે મળે તે મળવા મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપકને વિનંતિ કરવામાં આવે છે.

## મહાલ પરિષદો

આ વર્ષે રાજ્ય પરિષદ ભરાયેલી હોવાથી મહાલ પરિષદો ભરાઈ નહોતી, પણ જે વર્ષ પ્રાંત વા રાજ્ય પરિષદ ન ભરવાની હોય તે દરેક વર્ષ મહાલ પરિષદ અવશ્ય ભરવાની દરેક મહાલ મંડળને ખાસ ભલામણ કરવામાં આવે છે.

## પગારદાર અને માનદ પ્રચારકો

પ્રાંત મંડળ તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં ત્રણ વર્ષથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષમાં વડોદરાને નવસારી પ્રાંત માટે એક પ્રચારક કે જેમણે વડોદરા પ્રાંતમાં લાંબો વખત કામ કરેલ છે ને સેવાભાવી, ઉત્સાહી હોઈને પ્રચારક ને તપાસણી કામના અનુભવી છે તે ભાઈ છગનભાઈ મથુરભાઈ પટેલને રોકયા હતા. તેમણે મે માસથી તા. ૪ ઑગસ્ટ સુધીમાં માંગરોળ, મહાલનાં ૨૨ ગામ તથા કામરેજ મહાલનાં ૪૧ ગામ મળી કુલ ૬૩ ગામનાં પુસ્તકાલયની તપાસણી કરી નવાં રજીસ્ટર, વર્ગીકરણ, પુસ્તકોની મેળવણી તથા દફતરી અને હિસાબી, બજેટ વગેરેની માહિતી આપવાની કામગીરી ખંત અને કાળજીથી કરી હતી.

માનદ પ્રચારકોના કામની ડાયરી અત્રે આવતી નહિ હોવાથી તેમના કામની માહિતી પ્રકટ કરી શકતા નથી, જેથી દરેક મહાલના માનદ પ્રચારકોને દર માસે પોતાના કામની ડાયરીઓ અત્રે મોકલી આપવા ખાસ સૂચના કરવામાં આવે છે.

## પુસ્તકાલય પર્વણી

ગામડાના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં ઓરણા તાલુકા કામરેજ તથા નવસારી કસ્બામાં મહિલા તથા બાળપુસ્તકાલય સિવાય બીજે આ પર્વણીદિન ઉજવવામાં આવ્યો નથી તેમ પુસ્તકાલય માસિકમાં આપેલ હકીકત ઉપરથી જણાય છે. આમ થાય તે ઠીક નહિ જેથી નવા વર્ષમાં એકેએક મહાલ મંડળ અને જુથમંડળ આ પર્વણીદિન અગાઉથી ઉજવવા માટે સારા પ્રમાણમાં પ્રચાર કરી પ્રાંતના એકેએક પુસ્તકાલયમાં ઉજવાય એવી તજવીજ કરશે એવી આશા છે. જે પુસ્તકાલયોનો પર્વણીદિન ઉજવાય તે પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ પહેલી તકે રાજ્ય પુ. મંડળ તરફ નિવેદનો મોકલી આપે કે જેથી આવતા નિવેદનમાં તેઓનાં નામ પ્રસિદ્ધ કરાય.

## શિષ્ટ વાચનની પરીક્ષા

નિવેદનવાળા વર્ષમાં રાજ્ય પુ. મંડળ તરફથી લેવામાં આવેલી પરીક્ષામાં કામરેજ મહાલનાં કેટલાક પુસ્તકાલયોએ તથા નવસારીના શ્રી. શાંતાદેવી મહિલા પુસ્તકાલયની બહેનોએ

સારો લાભ લીધો હતો. બીજા મહાલમાં જોઈતા પ્રમાણમાં લાભ લેવાતો નથી તો દરેક મહાલના મંત્રી પોતાના મહાલમાં રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી પરીક્ષામાં સારા પ્રમાણમાં લાભ લેવાય તેમ તજવીજ કરશે.

મહાલ મંડળો તરફથી નવસારી મહાલ મંડળ તરફથી "મૂંગા લોકસેવક મોતીભાઇ અમીન" એ પુસ્તકની પરીક્ષા રાખી હતી ને તેનો લાભ મહાલના થોકાજ ગામના પુસ્તકાલયોએ લીધો હતો આ પરીક્ષામાં પણ શ્રી. શાંતાદેવી મહિલા પુસ્તકાલયોની બ્હેનોએ સારા પ્રમાણમાં લાભ લીધો હતો, પરીક્ષામાં પાસ થનારને રોકડ ઈનામ તથા બીજાઓને ઉત્તેજન દાખલ પુસ્તકો મે. રા. ન. વહીવટદાર સાહેબના હાથે અપાવ્યાં હતાં. બીજા કોઇપણ મહાલમાં મહાલ મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા રખાઇ હોય તેમ તેમના હેવાલ ઉપરથી જણાતું નથી.

## ફરતા પુસ્તકાલયની પેટીઓ

ફરતા પુસ્તકાલયની પેટીઓનો પ્રચાર આ સાલ કામરેજ, મહુવા, ગણદેવી તથા નવસારી મહાલમાં થયો છે. નવીન વરસમાં પણ દરેક મહાલ મંત્રી પોતાના મહાલ માટે ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી તેનો પ્રચાર સારા પ્રમાણમાં કરશે એવી આશા છે.

## પ્રાંત અને મહાલ મંડળની ફાળવણી

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુ. મંડળ તરફથી જે ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂા. ૧૬૮–૦–૦ મળી હતી. આમાં રૂા. ૪૨–૦–૦ પ્રાંત મંડળને પોતાને માટે અને રૂા. ૧૨૬–૦–૦ મહાલ મંડળને માટેના આવેલા હતા. તેમાં સન ૧૯૩૭–૩૮ નો બાકી ફાળવણીના રૂા. ૮૬–૫–૦ તથા સાલ ૧૯૩૮–૩૯ ના રૂા. ૧૨૬–૦–૦ મળી કુલ રૂા. ૨૧૨–૫–૦ થાય તે જે તે મહાલને ફાળવણી પ્રમાણે અદા કરવામાં આવ્યા છે. એટલે હવે પ્રાંત મંડળ પાસે બાકી શિલક રૂા. ૧૪૮–૬–૭ જમા રહે છે. મહાલ મંડળની ફાળવણીના આંકડા પરિશિષ્ટ ૧ માં જણાવેલ છે.

## આભાર

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબો, રાજ્ય પુ. મંડળના મંત્રીઓ, નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબ તેમજ દરેક મહાલના મહાલ શાળાધિકારીઓ અને આખું વર્ષ પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ રાજરત્ન રા. રા. કનૈયાલભાઇ જ. મજમુદારનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારક ભાઇઓનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

મગનલાલ ઝીણાભાઈ દેસાઈ
કસનજીભાઈ દયાળજીભાઈ દેસાઇ
મંત્રીઓ, નવસારી પ્રાંત પુ. મંડળ.

## પરિશિષ્ટ ૧ લું

### મહાલ મંડળની ફાળવણીના આંકડા

| મહાલનું નામ | સન ૧૯૩૭-૩૮ | સન ૧૯૩૮-૩૯ | કુલ |
|---|---|---|---|
| નવસારી | | ૩૨- ૧-૦ | ૩૨- ૧-૦ |
| ગણદેવી | ૯-૧૩-૦ | ૨૦- ૪-૦ | ૩૦- ૧-૦ |
| પલસાણા | ૧૪-૧૦-૦ | ૧૪- ૧-૦ | ૨૮-૧૧-૦ |
| કામરેજ | ૩૦- ૬-૦ | ૩૧- ૮-૦ | ૬૧-૧૪-૦ |
| માંગરોળ | ૧૨- ૬-૦ | ૧૨- ૬-૦ | ૨૪-૧૨-૦ |
| મહુવા | ૬- ૩-૦ | ૬- ૩-૦ | ૧૨- ૬-૦ |
| વ્યારા | ૯- ૯-૦ | ૬-૧૨-૦ | ૧૬- ૫-૦ |
| સોનગઢ | ૩- ૬-૦ | ૨-૧૩-૦ | ૬- ૩-૦ |
| | ૮૬- ૫-૦ | ૧૨૬- ૦-૦ | ૨૧૨- ૫-૦ |

## પરિશિષ્ટ ૨ જું

### શાળાવાળાં પુસ્તકાલયો વિનાનાં ગામ

| અ. નં. | ગામ | વસ્તી |
|---|---|---|
| | **પલસાણા મહાલ : ૨** | |
| ૧ | કણાવ | ૩૮૬ |
| ૨ | વંજેળીઆ | ૪૮૭ |
| | **કામરેજ : ૩** | |
| ૧ | કોસમાડી | ૩૭૭ |
| ૨ | પાસોદરા | ૧૯૦ |
| ૩ | વાસદારઢી | ૩૦૪ |
| | **ગણદેવી : ૪** | |
| ૧ | કેશળી | ૬૬૬ |
| ૨ | દેવસર | ૭૮૪ |
| ૩ | નાદરખા | ૭૨૩ |
| ૪ | પાટી | ૪૭૬ |
| | **માંગરોળ : ૧** | |
| ૧ | આંકડોદ | ૬૦૮ |
| | **મહુવા : ૨૪** | |
| ૧ | અલગઢ | ૫૪૬ |
| ૨ | અંધાત્રી | ૨૬૭ |
| ૩ | ઉમરા | ૧૩૩૧ |
| ૪ | કાંકરીઆ | ૪૪૯ |
| ૫ | ખરવાણ | ૧૧૨૧ |
| ૬ | ડુંગરી | ૭૬૩ |
| ૭ | દેદવાસણ | ૬૧૬ |
| ૮ | નવધરા | ૩૮૦ |
| ૯ | પુના | ૪૬૯ |
| ૧૦ | બામણીયા | ૩૪૦ |
| ૧૧ | બારતાડ | ૬૭૧ |
| ૧૨ | બીલખડી | ૬૧૮ |
| ૧૩ | ભોરીયા | ૬૦૯ |
| ૧૪ | મહુવરિયા | ૧૨૫૪ |
| ૧૫ | લસણપુર | ૬૧૩ |
| ૧૬ | વાડીઆ | ૪૭૬ |
| ૧૭ | વલવાડા | ૧૦૬૯ |
| ૧૮ | વહેવલ | ૧૫૬૫ |
| ૧૯ | વાડિયાવાડ | ૪૭૬ |
| ૨૦ | વાછાવાડ | ૨૫૯ |
| ૨૧ | વાંક ભગવાનપુરા | ૪૦૩ |
| ૨૨ | વાંસકુઇ | ૪૭૫ |
| ૨૩ | શેખપુર | ૧૦૧૩ |
| ૨૪ | હળધવા | ૬૩૬ |
| | **સોનગઢ : ૬** | |
| ૧ | અમાસવાણ | ૫૮૭ |
| ૨ | કાકડકુવા | ૧૭૯ |
| ૩ | ગાળકુવા | ૪૭૩ |
| ૪ | ઘેડચીત | ૩૪૨ |
| ૫ | પાંચપીપળા | ૪૧૪ |
| ૬ | સાલ્હેર | |
| | **વ્યારા મહાલ : ૨૩** | |
| ૧ | આંબીયા | ૪૭૬ |
| ૨ | ઊંચામાળા | ૧૧૭૫ |
| ૩ | ઉમરાવ નજીક | ૫૨૭ |
| ૪ | ઉમરાવ દૂર | ૬૭૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ કટોસવાણુ | ૮૫૮ | ૧૧ ધાણી | ૪૮૪ | ૧૭ બામણુમાલ દૂર | ૭૫૧ |
| ૬ ઠાકડવા | ૮૧૦ | ૧૨ ચીખલવા | ૪૯૭ | ૧૮ બેડકુવા દૂર | ૧૦૦૭ |
| ૭ કેળકુઈ | ૧૩૪૯ | ૧૩ ચીખલી | ૭૧૯ | ૧૯ બેડા રાયપુરા | ૧૧૪૭ |
| ૮ ખાનપુર | ૪૫૦ | ૧૪ જેસીંગપુર | ૬૨૮ | ૨૦ બોરપાડી | ૧૬૬૭ |
| ૯ ખંભાળીઆ | ૫૭૫ | ૧૫ ધાટ | ૬૨૯ | ૨૧ ભાનાવાડી | ૩૯૩ |
| ૧૦ ધાટા | ૧૧૮૨ | ૧૬ પાટી | ૧૪૩૭ | ૨૨ મગરકુઈ | ૫૯૨ |
| | | | | ૨૩ વાંકલા | ૬૯૪ |

આ યાદીમાં જણાવેલા ગામોમાંથી કેટલાક ગામોએ વાચનાલયો તથા પુસ્તકાલયની પેટીઓ ચાલુ છે.

## પરિશિષ્ટ ૩ જું

### ૧૯૩૯-૪૦ ના હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૪૦૨-૬-૬ શ્રી પુરાંત બાકી | ૧૮૮-૭-૩ શ્રી પગાર ખાતે ઉધાર |
| ૧-૮-૦ નકલોની ફીના | ૧૮૮-૭-૩ પ્રચારકોને પગારના આપ્યા તે. |
| ૫-૬-૪ બરોડા બેંક સેવીંગ ખાતાના વ્યાજના | ૨૧૨-૫-૦ મહાલ મંડળને ફાળાની વહેંચણી આપી તે |
| ૧૬૮-૦-૦ શ્રી વડોદરા રા. પુ. મંડળ તરફથી સાલ ૧૯૩૮-૩૯ના ફાળાના | ૮-૧૨-૦ વડોદરા રા. પુ. પરિષદમાં ગયેલા તેના ખરચના |
| | ૧૯-૩-૦ કન્ટીજન્ટ ખરચ ટિકિટો મુસાફરી વગેરેના |
| | ૪૨૮-૧૧-૩ |
| | ૧૪૮-૯-૭ શ્રી જણશે બાકી |
| | ૧૧૪-૦-૧૦ બરોડા બેંક સેવીંગ ખાતે |
| | ૨૩-૦-૯ હાથ ઉપર રોકડ |
| | ૧૧-૮-૦ ફારમ સીલક |
| | ૧૪૮-૮-૭ |
| | ૫૭૭-૪-૧૦ |

# ૩. મહેસાણા પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા તા. ૧૫-૯-૪૦ ના રોજ મહેસાણા મુકામે મે. રા. મહાલ શાળાધિકારી શ્રી. મહીજીભાઈ ભૂ. દેસાઇના પ્રમુખપદે મળી હતી. પ્રાંતના જુદા જુદા સ્થળેથી કુલ ૨૦ સભ્યો હાજર હતા. ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલ પણ હાજર હતા. તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

ઠરાવ ૧—પ્રમુખસ્થાનની દરખાસ્તને લગતો હોઇને તે સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ ૨—મંત્રી તરફથી રજૂ થયેલ હિસાબ તથા નિવેદન બરોબર હોઇ તે મંજૂર કરવામાં આવ્યો.

ઠરાવ ૩—આ મંડળના મંત્રી રા. જેઠાલાલ લાલદાસ પટેલ નિવૃત્ત થતા હોઇ તેમની જગોએ ૧૯૪૦-૪૧ ના વર્ષ માટે રા. વિઠ્ઠલભાઇ ર. પટેલની નિમણૂક કરવી અને પ્રમુખ તરીકે રા. જેઠાભાઇની નિમણૂક કરવામાં આવી.

ઠરાવ ૪—પ્રાંત પુ. મંડળના બંધારણને અનુસરીને સને '૪૦-૪૧ માટે નીચે પ્રમાણેના સભ્યોનું વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યુંઃ—(૧) રા. નટવરલાલ અ. જોશી-દહેગામ, (૨) રા. અંબાલાલ અ. બ્રહ્મભટ્ટ-કલોલ, (૩) રા. મફતલાલ ર. દવે-કડી, (૪) શંકરલાલ જ. વ્યાસ-ખેરાળુ, (૫) રા. દુર્ગાશંકર ગં. પંડયા-પાટણ, (૬) રા. છોટાલાલ મો. રાવળ-સિદ્ધપુર, (૭) રા. મૂળશંકર ન. જોષી-વિજાપુર, તેમજ રા. પુ. મંડળ તરફથી (૮) રા. મહાસુખભાઇ ચુ. શેઠ-વીસનગર, (૯) રા. મણિલાલ મા. દવે, (૧૦) બાપુલાલ વિ. ગાંધી, (૧૧) શંકરલાલ હિ. ઓઝા, (૧૨) નાનજીભાઇ જે. પટેલ, તેમજ (૧૩) રા. જેઠાલાલ લાલદાસ પટેલ; (૧૪) મહીજીભાઇ ભૂ. દેસાઇ, અને (૧૫) રા. વિઠ્ઠલભાઇ ર. પટેલ.

ઠરાવ ૫—સને '૪૦-૪૧ ના વર્ષ માટે નીચે પ્રમાણેનું બજેટ નક્કી કરવામાં આવ્યુંઃ—(૧) પ્રચારકનો પગાર; ૩૧૫-૦-૦, (૨) પોસ્ટેજ ખાતે ૧૨-૦-૦, (૩) કિરકોળ ખર્ચ ખાતે ૫૦-૦-૦ ખર્ચવા નક્કી કરવામાં આવ્યું.

ઠરાવ ૬—પુસ્તકાલયના કામકાજને વેગવંત બનાવવા માટે રાજ્ય, પ્રાંત, અને મહાલ પુસ્તકાલય પરિષદો ભરવાની આવશ્યકતા રહે છે. ગત વર્ષમાં રાજ્ય પુ. પરિષદ ભરવામાં આવેલી હોવાથી ચાલુ વર્ષમાં રાજ્ય તેમજ પ્રાંત પુ. પરિષદ ભરવાની આવશ્યકતા નથી. પરંતુ મહાલ પુ. પરિષદો ભરવાની જરૂર છે. આથી મહેસાણા પ્રાંતના દરેક મહાલ પુ. મંડળો ચાલુ વર્ષે એક મહાલ પરિષદ ભરે એવી આ સભા વિનંતિ કરે છે.

## સને ૧૯૩૯-૪૦ની સાલનું નિવેદન

(૧) મને જણાવતાં આનંદ થાય છે કે, આપ સર્વ ભાઇઓ અમારા આમંત્રણને માન આપી પધાર્યા છો તે બદલ આપ સર્વ ઉપકાર માનું છું.

(૨) ચાલુ સાલે (૩૯-૪૦) આ મંડળની વ્યવસ્થાપક મંડળની સભા ૨ વખત અને સાધારણ સભા ૨ વખત મળી છે.

(૩) ચાલુ સાલ વિજાપુર, સિદ્ધપુર, વિસનગર, ખેરાળુ, ચાણસ્મા તથા મહેસાણા મહાલ મંડળો તરફથી હિસાબો તથા નિવેદનો બન્ને આવેલાં છે, જ્યારે કડી, દહેગામ અને કલોલ મહાલ મંડળના હિસાબ જ આવેલા છે અને હારીજ મહાલ મંડળનું નિવેદન (હિસાબ સિવાયનું) આવેલું છે, આતરસુંબા તથા પાટણ મહાલનાં નિવેદનો યા હિસાબ

કાંઇ જ આવેલાં નથી. દરેક મહાલ મંડળે જે તે સાલ આખરે નિવેદન તથા હિસાબ પ્રાંત પુ. મંડળ તરફ મોકલવાનું કરેલ છે અને અગાઉથી ખબર આપવા છતાં ઉપર મુજબની ખીના છે.

(૪) ચાલુ સાલ મંડળના પ્રચારક તરીકે રા. રમેશરાય ઉદેરાય મજમુંદારે મહેસાણા પ્રાંતમાં નીચે મુજબ કામગીરી કરી છે.

કુલ સરવીસના ૨૦૪ દિવસમાં ૧૪૦ દિવસ ગામડામાં પુસ્તકાલયોની તપાસણીની કામગીરી કરી છે. (બીજા દિવસોએ પરિષદ, શિક્ષણવર્ગ તેમજ સદર સ્ટેશને કામગીરી કરી છે) નીચે જણાવેલા તાલુકામાં ફેરણી કરી છેઃ—(૧) ચાણસ્મા, (૨) કડી, (૩) સિદ્ધપુર, (૪) પાટણ, (૫) મહેસાણા વિ...... સહી બદલ વિગતવાર હકીકત પત્રકરૂપે વડોદરા રા. પુ. મંડળના મંત્રીજીને જણાવેલી છે.

પ્રચારકની કામગીરીથી ગ્રામ પુસ્તકાલયોને લગતી જે હકીકત બહાર આવે છે તેમાં, પુસ્તકો, લાકડી સામાન, સિલક, વિગેરેમાં કમી જાસ્તી બદલની તેમજ બીજી કેટલીક ગેરવ્યવસ્થા જોવામાં આવે છે. જ્યાં જ્યાં કાર્યકર્તા ઉત્સાહી નથી હોતા ત્યાં જ આવી સ્થિતિ જોવામાં આવે છે. અને એટલી વાત તો ચોકકસ છે કે, આવી ગેરવ્યવસ્થા લાંબો વખત રહે તો તેનું પરિણામ બહુ માઠું આવે. પુસ્તકાલય નવીન ઉઘાડવાં સહેલ છે પરંતુ પુસ્તકાલય ઉઘાડવાથી, તે ઉઘાડવાનો જે હેતુ છે તે પાર પડયો ન જ કહેવાય, તેને માટે તો, ઉત્સાહી કાર્યકર્તાઓ, સુંદર વ્યવસ્થા ઉપરાંત **નિયમિત દેખરેખની પણ આવશ્યકતા રહે છે** જ. તો આ બદલ મારી પુસ્તકાલય ખાતાને તેમ જ વડોદરા રાજ્ય પુ. મંડળને વિનંતિ છે કે, દરેક પ્રાંત માટે સ્વતંત્ર અને કાયમી પ્રચારક રાખવાની યોજના અમલમાં મૂકવી.

ચાલુ સાલે રાજ્ય પુ. મંડળ તરફથી થએલ યોજના અનુસાર મહેસાણા તથા અમરેલી તેમ ૨ પ્રાંત વચ્ચે એક પ્રચારક તરીકે રા. રમેશરાય ઉ. મજમુંદારે સંતોષકારક કામગીરી કરેલી છે. પરંતુ ૨ બે પ્રાંત વચ્ચે વહેંચાએલા એક પ્રચારક જો એક જ પ્રાંતમાં કામગીરી કરતાં હોય તો આ સાલે થએલી કામગીરી કરતાં પણ વિશેષ સુંદર અને સંગીન કામગીરી થઇ શકે તેમ મારૂં માનવું છે.

(૫) ચાલુ સાલે ( ૩૯–૪૦ ની સાલ ) મંજૂર થએલ બજેટમાંથી નીચે પ્રમાણે ખર્ચ થયો છે તે મંજુર કરવા અને ૪૦–૪૧ ની સાલ માટે નવીન બજેટ મંજૂર કરવા વિનંતિ છે.

| બાબત | મંજૂર થએલી રકમ | પૈકી ખર્ચ થયો તે | સને ૪૦–૪૧ માટે મંજૂર કરવાની રકમ |
|---|---|---|---|
| ૧ પ્રચારકનો પગાર | ૨૮૦– ૦–૦ | ૩૦૮– ૦–૦ | ૩૧૫– ૦–૦ |
| ૨ પોસ્ટેજ ખાતે | ૧૨– ૦–૦ | ૬– ૫–૯ | ૧૨– ૦–૦ |
| ૩ પરચુરણ કિરકોળ ખર્ચ ખાતે | ૧૦૭– ૬–૬ | ૧૮– ૭–૦ | ૫૦– ૦–૦ |
| | ૩૯૯– ૬–૬ | ૩૩૨–૧૨–૯ | ૩૭૭–૦–૦ |

## તારીખ ૧–૮–૩૯ થી તા. ૩૧–૮–૪૦ સુધીના ઉત્પન્ન અને ખર્ચનો હિસાબ

**ઉત્પન્ન**

૧૫૪– ૬– ૬ પાછલી બાકી
૪–૧૨–૧૦ વ્યાજના આવ્યા.
૮૯–૧૦– ૦ પ્રાંત મંડળની ફાળવણીના આવ્યા તે
૧૬– ૦– ૦. વ. રા. પુ. મંડળના ખાતે ફારમોના જમા આવ્યા તે
૬૭–૧૫– ૫ વડોદરા રા. પુ. મંડળખાતે લહેણી રકમ બાકી

૩૩૨–૧૨– ૯

**ખર્ચ**

૩૦૮– ૦–૦ પ્રચારકનો પગાર
૬– ૫–૯ પોસ્ટેજ
૧૮– ૭–૦ પરચુરણ ખર્ચના

૩૩૨–૧૨–૯

## મહાલ મંડળોની ફાળવણીની હકીકત

| અનુક્રમ નંબર | મહાલ પુસ્તકાલ મંડળનું નામ | તા. ૧-૮-૩૯ ના રોજ બાકી જમા | ૩૮–૩૯ ની ફાળવણીની આવેલી રકમ | બન્નેનું કુલ | પૈકી પરત આપ્યા તે | તા. ૩૧–૭–૪૦ આખર બાકી (આપવાના) |
|---|---|---|---|---|---|---|
| ૧ | દહેગામ | ૪૬– ૨–૦ | ૧૩– ૮–૦ | ૫૯–૧૦–૦ | — | ૫૯–૧૦-૦ |
| ૨ | આતરસુંબા | ૨૦– ૪–૦ | ૪– ૮–૦ | ૨૪–૧૨–૦ | — | ૨૪–૧૨–૦ |
| ૩ | કડી | ૧૯– ૩–૦ | ૨૮–૧૧–૦ | ૨૭–૧૪–૦ | ૪૫– ૨–૦ | ૨–૧૨–૦ |
| ૪ | કલોલ | ૨૧– ૩–૩ | ૨૮– ૨–૦ | ૪૯– ૫–૩ | ૪૯– ૫–૦ | ૦– ૦–૩ |
| ૫ | વિજાપુર | ૨૭– ૦–૦ | ૩૮–૧૩–૦ | ૬૫–૧૩–૦ | — | ૬૫–૧૩–૦ |
| ૬ | વિસનગર | ૨૨– ૮–૦ | ૨૩– ૧–૦ | ૪૫– ૯–૦ | ૩૭–૧૨–૦ | ૭–૧૩–૦ |
| ૭ | મહેસાણા | ૭૨– ૨–૬ | ૨૫–૧૪–૦ | ૯૮– ૦–૬ | ૧૧– ૦–૦ | ૮૭– ૦–૬ |
| ૮ | સિદ્ધપુર | ૩૨– ૧–૦ | ૨૬– ૭–૦ | ૫૮– ૮–૦ | ૨૨– ૧–૦ | ૨૬– ૭–૦ |
| ૯ | ખેરાળુ | ૨૭– ૦–૦ | ૨૫–૧૪–૦ | ૫૨–૧૪–૦ | ૨૭– ૦–૦ | ૨૫–૧૪–૦ |
| ૧૦ | પાટણ | ૨૫–૧૦–૦ | ૨૩– ૧–૦ | ૪૮–૧૧–૦ | — | ૪૮–૧૧–૦ |
| ૧૧ | ચાણસ્મા | ૩૦– ૬–૦ | ૨૮–૧૧–૦ | ૫૯– ૧–૦ | ૫૯– ૦–૬ | ૦– ૦–૬ |
| ૧૨ | હારીજ | ૩–૧૫–૦ | ૨– ૪–૦ | ૬– ૩–૦ | — | ૬– ૩–૦ |
| | કુલ રૂ. | ૩૪૭– ૬–૯ | ૨૬૮–૧૪–૦ | ૬૧૬– ૪-૯ | ૨૬૧– ૪–૬ | ૩૫૫– ૦–૩ |

ટીપ—સાલ આખરથી આજ સુધીમાં એટલે કે ૩૧–૭-૪૦ થી તા. ૧૫-૯–૪૦ સુધીમાં

| | | |
|---|---|---|
| ૧ | પાટણ | ૪૮–૧૧–૦ |
| ૨ | ખેરાળુ | ૨૫–૧૪–૦ |
| ૩ | સિદ્ધપુર | ૧૬– ૭–૦ |
| ૪ | વિસનગર | ૭–૧૩–૦ |
| ૫ | વિજાપુર | ૩૮–૧૩–૦ |
| ૬ | મહેસાણા | ૮૭– ૦–૦ |
| | | ૨૩૪-૧૦-૦ |

બાજુએ બતાવેલા ૬ છએ તાલુકાની ફાળવણી રકમ રૂ. ૨૩૪–૧૦–૦ આજસુધીમાં મોકલી દીધી છે જેથી હવે ફાળવણીનો રકમ રૂા ૧૨૦–૬–૩ જે તે મહાલ મંડળોને મોકલવાની હાથ ઉપર શિલક રહે છે.

## મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું સને ૧૯૩૯–૪૦ ની સાલનું સરવૈયુ

| અ. નં. | ખાતાનું નામ | પત્રક નં. ૩ | | પત્રક નં. ૪ | | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|
| | | જમા | ઉધાર | દેવું | લહેણું | |
| ૧ | દહેગામ મ. પુ. મંડળ | ૧૩–૮–૦ | ... | ... | ... | |
| ૨ | આતરસુંબા ,, | ૪–૮–૦ | ... | ૨૪-૧૨-૦ | ... | |
| ૩ | કડી ,, | ૨૮-૧૧-૦ | ૪૫–૨–૦ | ૨-૧૨-૦ | ... | |
| ૪ | કલોલ ,, | ૨૮–૨–૦ | ૪૯–૫–૦ | ૦–૦–૩ | ... | |
| ૫ | વિજાપુર ,, | ૩૮-૧૩-૦ | ... | ૬૫-૧૩-૦ | ... | |
| ૬ | વિસનગર ,, | ૨૩-૧–૦ | ૩૭-૧૨-૦ | ૭-૧૩-૦ | ... | |
| ૭ | મહેસાણા ,, | ૨૫-૧૪-૦ | ૧૧–૦–૦ | ૮૭–૦–૬ | ... | |
| ૮ | સિદ્ધપુર ,, | ૨૬–૭–૦ | ૩૨–૧–૦ | ૨૬–૭–૦ | ... | |
| ૯ | ખેરાળુ ,, | ૨૫-૧૪-૦ | ૨૭–૦–૦ | ૨૫-૧૪-૦ | ... | |
| ૧૦ | પાટણ ,, | ૨૩–૧–૦ | ... | ૪૮-૧૧-૦ | ... | |
| ૧૧ | ચાણસ્મા ,, | ૨૮-૧૧-૦ | ૫૯–૦–૬ | ૦–૦–૬ | ... | |
| ૧૨ | હારીજ ,, | ૨–૪–૦ | ... | ૬–૩–૦ | ... | |
| ૧૩ | પોસ્ટેજ અને રજીસ્ટ્રેશન | ૬–૫–૯ | ૬–૫–૯ | ... | ... | |
| ૧૪ | કીરકોળ પરચુરણ ખર્ચ ખાતુ | ૧૮–૭–૦ | ૧૮–૭–૦ | ... | ... | |
| ૧૫ | પ્રચારકના પગાર ખાતું | ૩૦૮–૦–૦ | ૩૦૮–૦–૦ | ... | ... | |
| ૧૬ | વ્યાજખાતું | ૪-૧૨-૧૦ | ૪-૧૨-૧૦ | ... | ... | |
| ૧૭ | વ. રા. પુ. મંડળનું ખાતુ | ૩૭૪–૮–૦ | ૩૫૮–૮–૦ | ૧૬–૦–૦ | ... | |
| ૧૮ | મહેસાણા પ્રાંત પુ. મંડળ | ૯૪-૬-૧૦ | ૩૩૨-૧૨-૯ | ... | ૮૩-૧૫-૫ | |
| ૧૯ | મહેસાણા પ્રાંત સ. બેન્ક લી. નું ખાતું | ૬૯૪–૮–૬ | ૩૧૫–૮–૪ | ... | ૧૨૨–૭–૪ | |
| | શિલક વર્ષ શરૂની | ૦–૫–૯ | ... | ... | ... | |
| | શિલક વર્ષ આખરની | ૦–૦–૦ | ૧૬૪–૯–૬ | ... | ૧૬૪–૯–૬ | |
| | કુલ રૂપીઆ | ૧૭૭૦–૪–૮ | ૧૭૭૦–૪–૮ | ૩૭૧–૦–૩ | ૩૭૧–૦–૩ | |

સને ૩૮-૩૯ ની ફાળવણીની આવેલી રકમ રૂ. ૩૫૮-૮-૦ (૨૯૪-૧૧-૬)

| અ. નં. | મહાલનું નામ | ૩૮-૩૯ ની ફાળવણીની રકમ | પુ. સ. સ. મંડળની લહેણી રકમ | વ. રા. પુ. મં.ની લહેણી રકમ | કુલ | કો. ૬ની રકમ બાદ જતાં બાકી મોકલવાની રકમ | શેરે |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | આતરસુંબા મ. પુ. | ૪-૮-૦ | ... | ... | ... | ૪-૮-૦ | |
| ૨ | કડી મ. પુ. મંડળ | ૨૮-૧૧-૦ | ૨૬-૦-૦ | ... | ૨૬-૦-૦ | ૨-૧૧-૦ | |
| ૩ | કલોલ ,, | ૨૮-૨-૦ | ૨-૧-૦ | ... | ૨-૧-૦ | ૨૬-૧-૦ | |
| ૪ | ખેરાળુ ,, | ૨૫-૧૪-૦ | ... | ... | ... | ૨૫-૧૪-૦ | |
| ૫ | ચાણસ્મા ,, | ૨૮-૧૧-૦ | ૯-૭-૬ | ... | ૯-૭-૬ | ૧૯-૩-૬ | |
| ૬ | દહેગામ ,, | ૧૩-૮-૦ | ... | ... | ... | ૧૩-૮-૦ | |
| ૭ | પાટણ ,, | ૨૩-૧-૦ | ... | ... | ... | ૨૩-૧-૦ | |
| ૮ | મહેસાણા ,, | ૨૫-૧૪-૦ | ૧૧-૦-૦ | ... | ૧૧-૦-૦ | ૧૪-૧૪-૦ | |
| ૯ | વિજાપુર ,, | ૩૮-૧૩-૦ | ... | ... | ... | ૩૮-૧૩-૦ | |
| ૧૦ | વિસનગર ,, | ૨૩-૧-૦ | ૧૫-૪-૬ | ... | ૧૫-૪-૦ | ૭-૧૩-૦ | |
| ૧૧ | સિદ્ધપુર ,, | ૨૬-૭-૦ | ... | ... | ... | ૨૬-૭-૦ | |
| ૧૨ | હારીજ ,, | ૨-૪-૦ | ... | ... | ... | ૨-૪-૦ | |
| ૧૩ | મહેસાણા પ્રાંત પુ. મં. | ૮૯-૧૦-૦ | ... | ... | ... | ૮૯-૧૦-૬ | |
| | કુલ રૂપીઆ | ૩૫૮-૮-૦ | ૬૩-૧૨-૬ | ... | ૬૩-૧૨-૬ | ૨૯૪-૧૧-૬ | |

જેઠાલાલ લાલદાસ પટેલ
મંત્રી, મહેસાણા પ્રાંત પુ. મંડળ

## ૪. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા તા. ૨૦-૯-૪૦ ના રોજ મળી હતી. તેમાં લગભગ ૬૧ જણની હાજરી હતી. તે પૈકી રાજ્યના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ તેમ જ વ. રા. પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી એ પ્રસંગે ખાસ પધાર્યા હતા. તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

ઠરાવ ૧—મંત્રી તરફથી રજૂ થયેલ હેવાલ-હિસાબ મંજૂર કરવામાં આવ્યો.

ઠરાવ ૨—નવીન વર્ષ માટે નીચે પ્રમાણે હોદ્દેદારોની ચૂંટણી કરવામાં આવી:—

(૧) રાજરત્ન મોહનલાલ વીરજીભાઇ પટેલ (પ્રમુખ), (૨) શ્રી. ત્રિંબકરાવ વાસુદેવ ઓતીવ (ઉપપ્રમુખ), તથા મંત્રીઓ તરીકે (૩) શ્રી. ભોગીલાલ તારાચંદ મહેતા, અને (૪) શ્રી. રતિલાલ સુંદરજી શાહ તથા વ્યવસ્થાપક મંડળના સભ્યો તરીકે (૫) શ્રી. હરિભાઇ ના. પટેલ, (૬) શ્રી.

વિદ્યારામ વ. ત્રિવેદી, (૭) શ્રી. હંસરાજભાઇ વીરજી, (૮) શ્રી. શોભરાજભાઇ મા. મકવાણા, (૯) શ્રી. રામશંકર તુ. મહેતા, (૧૦) શ્રી. પુરૂષોત્તમ જીવરામ જોષી, (૧૧) શ્રી. તારામતી બ્હેન દોશી, (૧૨) શ્રી. અમરસિંગ જાલમભાઇ, (૧૩) શ્રી. નંદલાલ પુરૂષોત્તમ, (૧૪) હંસરાજભાઇ વ. મુછાળા, (૧૪) શ્રી. મૂળશંકર ગૌ. ભટ્ટ, (૧૫) શિવશંકર ગૌરીશંકર અધ્વારૂ, (૧૬) શ્રી. કૃપાશંકર પ્રભુજી, (૧૭) શ્રી. મોહનલાલ શિવશંકર, (૧૮) શ્રી. દુર્લભજી ભુરાભાઇ, (૧૯) શ્રી. પુરૂષોત્તમ જીવરામ, (૨૦) શ્રી. રામજી જીવરામ.

ઠરાવ ૩—આ સંસ્થાને સ્થાયી કોઇ આવક નથી, પરંતુ ફાળવણીની જે રકમ આવે તેનો ઉચિત ખર્ચ કરવાની સત્તા મંત્રીઓને આપવામાં આવે છે.

ઠરાવ ૪—ચાલુ સાલમાં અનુકૂળ ટાઇમે અમરેલીમાં મહાલ પરિષદ ભરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૫—જૂથમંડળોએ પોતપોતાનાં જૂથની પોતાની અનુકૂળતા પ્રમાણે અને મહાલ તેમજ પ્રાંત મંડળે નિદાન વરસમાં બે વખત તો પોતપોતાની સભાઓ બોલાવવી એવું સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૬—અમરેલી પ્રાંતમાંનાં ગામડાંઓ કે જ્યાં શાળાઓ હોય છતાં પુસ્તકાલય ન હોય તેવા ગામડાંઓમાં પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૭—ચાલુ સાલે પુસ્તકાલય ખાતાના શિક્ષણ તાલિમ વર્ગો અનુકૂળ વખતે અમરેલીમાં જ ભરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૮—આ પ્રાંત માટે પ્રચારક ૩ માસ માટે મળવાનું ઠર્યું છે તેને બદલે ૪ માસ માટે મળે તેવી રા. પુ. મંડળને વિનંતિ કરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૯—શિષ્ટવાચનની પરીક્ષા સૌએ આપવી તે જરૂરી છે. તો રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ જેમ બને તેમ વધારે પ્રમાણમાં લેવાતો થાય એવો ઠરાવ કરવામાં આવે છે.

## સને ૧૯૩૯–૪૦ નો હેવાલ તથા હિસાબ

### સ્થાપના ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતાં અમલમાં મૂકવાનો છે.

### મંડળનું કાર્ય

### મહાલ અને જૂથમંડળો

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એકેએક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂક્યાં છે અને દરેક કંઇ ને કાર્ય કરતાં પણ થઇ ગયાં છે. પણ કાર્યની ગતિ મંદ છે. કારણ કે નવાં પુસ્તકાલયો સ્થાપી શકતા નથી, જુનાને ઇચ્છા મુજબ વિકસાવી શકતા નથી. આ માટે આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળ નીચેનાં કાર્યો દર વર્ષે જરૂર કરશેજ.

૧. જે વરસમાં રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વરસે મહાલ પરિષદ ભરે.

૨ દર વરસે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની એક પરીક્ષા તો જરૂર લે.

૩ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક જુથમંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે. તથા પરીક્ષાનાં પુસ્તકોની માંગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.

૪. શાળાવાળા પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરે.

૫ જૂથમંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.

૬ જૂથ મંડળોને જાગ્રત કરે. તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.

૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને હેવાલ તથા હિસાબ રજુ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને તે સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

હકીકત ઉપર આવી ગઇ છે, પણ જૂથમંડળો નિયમિત રીતે કામ કરતાં થયાં નથી, જેથી દરેક મહાલ મંડળોને આ વર્ષે પહેલી તકે જૂથમંડળો ખીલવવાનું કામ ઉપાડી લેવા માટે નીચે પ્રમાણેનું કાર્ય તેમની પાસે કરાવવાની ખાસ આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે.

૧ જે તે જૂથની વાર્ષિક સભા ભરાવે અને તેનું નિવેદન મહાલ પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

૨ જૂથના એક એક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન તથા બજેટ બનાવીને ખાતા તરફ મોકલી આપે.

૩ જૂથમાં આવેલા શાળાવાળા પુસ્તકાલય વગરના ગામે પુસ્તકાલયો ખોલવા પ્રયત્ન કરે.

૪ જૂથમાં આવેલા એક એક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે.

૫ મહાલ તથા રાજ્ય તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો પ્રચાર કરે તથા ઉમેદવારો ઉભા કરે.

## પુસ્તકાલય પરિષદ સંબંધે

આવતી સાલે પુસ્તકાલય પરિષદ ભરવાની વિચારણા ચાલે છે. અને જો તે પ્રમાણે ભરવાનું નક્કી થાય તો દરેક મહાલ પુસ્તકાલય પરિષદમાં પોતાનો બનતો ફાળો આપશે એવી આશા અમો રાખીએ છીએ. આ પ્રાંતમાં પ્રાંત પુ. પરિષદો બે ભરાઇ છે. બીજી પરિષદ અમરેલી મુકામે ભરાય તેમ અમો ઇચ્છીએ છીએ અને તેના માટે અમારા પ્રયત્નો ચાલુજ છે.

## પ્રાંત અને મહાલ મંડળો

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે. તે ફાળવણી નિવેદનના વરસમાં રૂ. ૯૬) મળી હતી, જેની ફાળવણી નીચેના કોષ્ટક પ્રમાણે કરવામાં આવી છે:

## મહાલ મંડળોની ફાળવણીના આંકડા

| મહાલનું નામ | પ્રાંત મંડળ પાસે વરસ આખર બાકી | ૩૮-૩૯ સાલની ફાળવણી | કુલ | અદા થયા તે | બાકી આ કરવાની રકમ |
|---|---|---|---|---|---|
| અમરેલી | ૦- ૦-૦ | ૩૧- ૮-૦ | ૩૧- ૮-૦ | ૩૧- ૮-૦ | ૦- ૦-૦ |
| દામનગર | ૦- ૦-૦ | ૧૧- ૪-૦ | ૧૧- ૪-૦ | ૧૧- ૪-૦ | ૦- ૦-૦ |
| કોડીનાર | ૦- ૦-૦ | ૧૦-૧૧-૦ | ૧૦-૧૧-૦ | ૦- ૦-૦ | ૧૦-૧૧-૦ |
| ધારી | ૧૩- ૮-૦ | ૧૨-૧૫-૦ | ૨૬- ૭-૦ | ૧૫-૧૨-૦ | ૧૦-૧૧-૦ |
| ખાંભા | ૦- ૦-૦ | ૨- ૪-૦ | ૨- ૪-૦ | ૨- ૪-૦ | ૦- ૦-૦ |
| રતનપુર | ૦- ૦-૦ | ૩- ૬-૦ | ૩- ૬-૦ | ૩- ૬-૦ | ૦- ૦-૦ |
| | ૧૩- ૮-૦ | ૭૨- ૦-૦ | ૮૫- ૮-૦ | ૬૪- ૨-૦ | ૨૧- ૬-૦ |

રૂ. ૨૪) પ્રાંત મંડળને ૩૮-૩૯ના ફાળાના મળ્યા છે.

દરેક મહાલ મંડળના નિવેદનો અને હિસાબો અમોને મળી ગયા છે. ફક્ત ધારી મહાલ પુસ્તકાલય મંડળનો હેવાલ તથા હિસાબ મળ્યા નથી.

### પુસ્તકાલય પર્વણી

પુસ્તકાલય પ્રવૃત્તિનું રહસ્ય જનસમૂહને સમજાવવાને માટે દર વર્ષે વસંતપંચમીને દિવસ ખાસ પર્વણી તરીકે ઉજવાય છે. અને સરઘસ, પુસ્તકવાચન, વાર્તાકથન, રમતગમત, સભાસંમેલનો, સંભાષણો વગેરે વિવિધ કાર્યક્રમો ગોઠવાય છે. અમારા પ્રાંતના મહાલોમાં અને ગામડાઓમાં પર્વણી ઉજવવામાં આવી હતી.

### શિષ્ટવાચનની પરીક્ષા

નિવેદનના વરસમાં રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી "અમર મહાજનો" અને 'હિમાલયનો પ્રવાસ" એ બે પુસ્તકોની પરીક્ષા રાખવામાં આવી હતી. બન્ને પરીક્ષામાં આ પ્રાંતમાંથી ઠીક લાભ લેવાયો હતો.

ઉપરાંત દામનગરે સ્વતંત્ર શિષ્ટવાચનની પરીક્ષા રાખેલ હતી, જે પગલું સ્તુત્ય ગણાય. દરેક મહાલ તે પ્રમાણે શિષ્ટવાચનની સ્વતંત્ર પરીક્ષા લેવાનું ધોરણ રાખે તે શ્રેયસ્કર છે.

આ વરસમાં પમારદાર અને માનદ પ્રચારકે થઇને ૮૪ ગામોની તપાસણી કરી છે.

### પ્રકીર્ણ બાબતો

૧. આપ સૌને અમારી ખાસ વિનંતિ છે કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો.

૨. અમોએ પુસ્તકબંધામણી ખાતું ખોલ્યું છે, જે વરસની શરૂઆતના પહેલા ૬ માસ ચાલુ રહેશે. અમારા પુસ્તકાલયનાં પુસ્તકો બંધાય છેજ. આપ સૌ મહાલોવાળા અને ગામડાવાળા આ પુસ્તકબંધામણીનો લાભ લેશો અને જરૂર પુસ્તકો બંધાવી લેશો. પુસ્તકો ઘણી સસ્તી કિંમતે બંધાય છે.

૩. આ મહાલના ઘણા ખરા નજીકના ગામડાઓમાં ફરતા પુસ્તકાલયની પેટીએ અમારા તરફથી પહોંચાડવાની તજવીજ થાય છે. અને ગામડાઓમાંથી આવે તે પેટીએ અમો ખાતા તરફ મોકલાવી આપીએ છીએ.

૪. અમરેલી મહાલના અને સ્થાનિક સભ્યો તેમજ પુસ્તકાલયો જે જે ગુજરાત વ. સો. ના આજીવન સભ્યો છે, તેઓને દરેકને ભેટનાં પુસ્તકોનાં બંડલ અત્રેથીજ પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

૫. શ્રી. મોતીભાઈ અમીન સાહેબ સ્મારક ફંડમાં જે મહાલ અથવા ગામડાઓનાં પુસ્તકાલયોએ હજુ પણ કંઇ ફાળો ન ભર્યો હોય તે ભરી આપે એવી અમારી ખાસ ભલામણ છે.

૬. આ પ્રાંતનો પુસ્તકાલય શિક્ષણ વર્ગ ગઇ સાલે બરવાળા મુકામે ખોલવામાં આવ્યો હતો. ચાલુ સાલે આ વર્ગ અમરેલીમાં અથવા અમરેલી આસપાસના યોગ્ય સ્થળે ખોલાય એવી અમારી વિનંતિ છે.

૭. પત્રવ્યવહારદ્વારા પુસ્તકાલય શિક્ષણના પાઠો રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ચાલુજ છે. તેમાં સૌને લાભ લેવા અમારી ખાસ ભલામણ છે.

૮ નિવેદનની સાલે દામનગર મહાલમાં કરકોળિયા ગામે નવું પુસ્તકાલય ખોલવામાં આવેલ છે.

૯. ગામડાઓમાં સારાં પુસ્તકાલયો ચલાવવાં એ પ્રૌઢશિક્ષણનું મહત્વનું કાર્ય છે. પુસ્તકાલયના અભાવે પ્રૌઢ શિક્ષણની બિલકુલ પ્રગતિ થઇ શકે નહિ. પ્રૌઢ શિક્ષણનું કાર્ય પુસ્તકાલયો સારામાં સારૂં કરે છે.

૧૦. સારૂં કામ કરનાર ગ્રામ મંત્રીઓને ગઇ સાલની સભા વખતે ઇનામો આપવામાં આવ્યાં હતાં. રૂ. ૮૦)નાં ઇનામોમાંથી રૂ. ૭૨)નાં ઇનામો અપાઇ ચૂક્યાં છે. રૂ. ૮) ઇનામોના આપવાના બાકીમાં રૂ. ૫ કોડીનાર તાલુકાના દેવલી ગામના મોહનલાલ જેઠાલાલને આપવાના બાકી છે. અને રૂ. ૩) અમરેલી મહાલમાં આપવાના છે.

૧૧. અમરેલી પ્રાંતમાં શાળાધિકારી સાહેબ અને જે તે મહાલના મહાલશાળાધિકારીઓ જુદા જુદા ગામોએ ફેરવણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ રાખે છે. અને સલાહ સૂચના આપે છે, જેને માટે તેઓ સાહેબોનો આભાર માનવામાં આવે છે.

૧૨. અમોને વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ, ( પ્રાંત–શાળાધિકારી ) મહાલોના શાળાધિકારી સાહેબો અને અન્ય ગૃહસ્થો જેઓ જેઓ મંડળમાં સક્રિય રસ લઈ રહ્યા છે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

૧૩. આપણા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડને शतं जीव शरदः કહી અભિનંદન આપીએ છીએ. અને આ પ્રવૃત્તિઓના વિકાસમાં તેઓશ્રી ઉંડો રસ લે છે તે આપણા અહોભાગ્યનું ચિહ્ન છે.

આ વરસમા આપણે જે કંઇ કર્યું છે તે આપ જોઇ શકયા છો. આપણે ઇચ્છીએ કે આવતે વર્ષે કંઇ સવિશેષ સક્રિય કામ કરી શકીએ.

શા. વી. મહેતા
મંત્રી, પ્રાંત પુસ્તકાલય મંડળ, અમરેલી.

## શ્રી અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું તા. ૧૬-૯-૩૯ થી તા. ૧૫-૯-૪૦ સુધીનું સરવૈયું

**જ**

| | |
|---|---|
| ૨૧-૧૪-૦ | શ્રી પુરાંત બાકી |
| ૮૩-૧૩-૪ | શ્રી ખેતીવાડી પેઢી સેવીંગમાંથી લીધા તે |
| ૦-૧૪-૮ | વ્યાજમાંથી ઉત્પન્ન |
| ૩- ૦-૦ | કેરાળા સા. પુ. પાસે લહેણા હતા તે મળ્યા |
| ૯૬- ૦-૦ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળાના ૩૮-૩૯ ના મળ્યા તે |
| | ૭૨-૦-૦ મહાલોમાં વહેંચવાના ફાળાના ઉધાર મુજબના |
| | ૨૪-૦-૦ પ્રાંત પુ. મંડળના ફાળાના |
| | ૯૬-૦-૦ |
| -૧૫-૦ | સાર્વજનિક પુસ્તકાલયના દેવા ફારમોના દેવાના છે |
| -૧૧-૦ | પુસ્તકાલય સ. સ. મંડળના દેવા |
| ૧૦-૧૨-૦ | કોડીનાર મહાલના દેવા |
| ૨૫૬-૧૫-૦ | |

**ઉ**

| | |
|---|---|
| ૪૪- ૯-૯ | શ્રી ફારમો ખાતે |
| ૭૨- ૦-૦ | ઇનામી યોજના ખાતે ખરચ થયા તે |
| ૨-૧૩-૦ | ધારી મહાલ પુ. મંડળ ખાતે |
| ૩-૧૩-૬ | પ્રચાર ખાતે ખરચ |
| ૬-૧૫-૬ | સ્વાગત ખરચના |
| ૭૨- ૦-૦ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ ખાતે લખીને નીચે પ્રમાણે મહાલોમાં ફાળાના મોકલ્યા |
| | ૧૨-૧૫-૦ ધારી મહાલ |
| | ૧૧- ૪-૦ દામનગર ,, |
| | ૧૦-૧૧-૦ કોડીનાર ,, |
| | ૨- ૪-૦ ખાંભા ,, |
| | ૩- ૬-૦ રતનપુર ,, |
| | ૩૧- ૮-૦ અમરેલી ,, |
| | ૭૨- ૦-૦ |
| ૧૩-૧૩-૯ | શ્રી કંટીજન્ટ અને પોસ્ટેજ ખાતે |
| ૯- ૭-૦ | શ્રી શિષ્ટવાચનનાં પુસ્તકો |
| ૧૦- ૦-૦ | પુસ્તકો ખાતે |
| ૨૧- ૬-૯ | હાથ ઉપર રોકડા શિલક તા. ૧૫-૯-૪૦ ના રોજ |
| ૨૫૬-૧૫-૦ | |

**દેણું**

**જ**

| | |
|---|---|
| ૧૦-૧૧-૦ | ધારી મહાલ પુસ્તકાલય મં. ના દેવા |
| ૨-૧૧-૦ | પુસ્તકાલય સ. સ. મંડળના |
| ૩૭-૧૫-૦ | સાર્વજનિક પુસ્તકાલયના દેવા ફારમોના |
| ૧૦-૧૧-૦ | કોડીનાર મહાલ પુ. મંડળના |
| ૮- ૦-૦ | ઇનામી યોજના ખાતે દેવા |
| ૭૦- ૦-૦ | |

**લેણું**

**ઉ**

| | |
|---|---|
| ૩૧- ૪-૩ | અમરેલી ખેતીવાડી પેઢીમાં સેવીંગ ખાતે |
| ૪૪- ૯-૯ | શ્રી ફારમો ખાતે લેણા |
| ૧૦- ૦-૦ | પુસ્તકો ખાતે |
| ૯- ૭-૦ | શિષ્ટ વાચનનાં પુસ્તકોના |
| ૨૧- ૬-૬ | હાથ ઉપર રોકડા શિલક તા. ૧૫-૯-૪૦ |
| ૧૧૬-૧૧-૬ | |

લેવાની રકમ. રૂ. ૧૧૬-૧૧-૬ માંથી દેવાની રકમ રૂ. ૭૦-૦-૦ બાદ જતાં રૂ. ૪૬-૧૧-૬ પ્રાંત પુસ્તકાલય મંડળ પાસે શિલક રહે છે. તા. ૧૫-૯-૪૦.

મો. વી. મહેતા

મંત્રી, પ્રાંત પુસ્તકાલય મંડળ-અમરેલી

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારકોએ માહે ઑગસ્ટ તથા સપ્ટેમ્બર માસમાં નીચેના સ્થળોની મુલાકાત લઇ ત્યાંનાં પુસ્તકાલયોની તપાસણી, દફતરી વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે, જે તે સ્થળને લગતી મહત્ત્વની બાબતો કૌંસમાં દર્શાવાય છે તે તરફ ધ્યાન આપવા લાગતાવળગતાઓને વિનંતિઃ—

## ૧. નવસારી તથા વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલઃ—

**માહે ઑગસ્ટમાં કામરેજ તાલુકાનાં (૧) શેખપુર** (વિષયવારી નામવારી નહોતાં તે કરી આપ્યાં. પુસ્તકોને ઠરેલા ધોરણે લેબલો, તથા નંબર સિક્કા કરી દેવાની તથા દફતરી પત્રકોને સિક્કા એકુણાત કરવાની જરૂર. કાયમ ફંડ રૂ. ૫૭-૨-૬ શેખપુર અ વર્ગની સહકારી મંડળીમાં તથા રૂ. ૨૯-૬-૧૦ પુ૦ સ૦ સ૦ મંડળમાં. ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની સૂચના. )

**(૨) વેળંજા** ( ઉપર પ્રમાણે કા. ફં. ૧૪૮-૧૧-૨ પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

**(૩) અબ્રામા** ( વિષયવારી, નામવારી કરી લેવા સમજ આપી. જીર્ણ માસિકો હરાજ કરાવી ઉપજેલી રકમ રૂ. ૪) રોજમેળે જમા કરાવી, કા. ફં. રૂ. ૩૭૯-૨-૩ પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

**(૪) ભાદા** ( ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની જરૂર. સેટનાં પુસ્તકો એક નંબરે ચઢાવ્યાં છે તે ખોટું હોઇ વહેલામાં વહેલી તકે જુદા જુદા નંબરોએ ચઢાવી લેવાની જરૂર. કબાટ ભરેલું હોઇ પુસ્તકોની સલામતી જોખમમાં. મંત્રી બહારગામ ગયેલ હોવાથી કા. ફં. રૂ. ૨૭-૫-૦ ક્યાં મૂકેલા છે તેની તેમજ રોજમેળની શિલકની ખબર પડી શકી નથી. )

**વડોદરા મહાલનાં (૫) સીમળી** ( ગ્રુપ સમાજની સભામાં મંત્રીઓને વાર્ષિક નિવેદન ભરી મોકલવાની તથા સહકારી ધોરણે બજેટો બનાવવાની સમજ આપી. )

**(૬) ગોસીન્દ્રા** ( વાચનાલય હોઇ પુસ્તકાલય સ્થાપવાની ગામ આગેવાનોને સમજ આપતાં મોસમમાં રકમ એકત્ર કરવાનું કબૂલ્યું. )

**(૭) કાશીપુરા** ( વિષયવારી. નામવારી કરી આપ્યાં. પુસ્તકો પર પટ્ટીઓ ચોઢાવી તથા નંબરો નંખાવ્યા. બાળ સાહિત્ય બિલકુલ નથી તે વસાવવાની જરૂર. કા. ફં. રૂ. ૧૧૩-૨-૬ પુ૦ સ૦ સ૦ મં૦ માં તથા રૂ. ૮૧-૭-૦ કાશીપુરા બ વર્ગની સહકારી મંડળીમાં. મંત્રીના હાથ પર રૂ. ૩૨-૨-૩ લગ્ન પ્રસંગે મળેલા રૂ. ૫) હરગોવિંદ કીલાચંદ પાસે ! જીર્ણ થયેલાં તથા ખૂટતાં ૪૦ પુસ્તકો કમી કરવા સારૂ વ્ય. મં. ના ઠરાવ સાથે ખાતા તરફ માગણી મોકલાવી. )

**(૮) વરસાડા** ( વિષયવારી, નામવારી કરી આપ્યાં. જીર્ણ માસિકોની હરાજી કરાવતાં રૂ. ૧૦-૮-૦ ઉપજ્યા. કા. ફં. રૂ. ૧૨૯-૧૧-૭ પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

(૯) જાંબુવા ( વિષયવારી, નામવારી અધુરાં હતાં તે પૂરાં કરી આપ્યાં. જીર્ણ માસિકો હરાજ કરાવતાં રૂ. ૧–૧૧–૦ ઉપજ્યા. પાવતી બુક રાખવાની જરૂર. કબાટનાં બારણાંને દુરસ્તી થવાની તત્કાળ જરૂર. કા. ફં. રૂ. ૨૫૯–૧–૯ પુ૦ સ૦ સ૦ મંડળમાં. )

(૧૦) મકરપુરા ( વિષયવારી, નામવારી અધુરાં છે તે પુરાં કરી લેવાની સમજૂત કરી. બે વર્ષથી વાંચવા ગયેલાં પુસ્તકો નં. ૫૫ પરત ફરતાં નથી ? દફતરી રજીસ્ટરોને સિક્કા, એકુણાત કરવાની અગત્ય. જીર્ણ તેમ જ ખૂટતાં પુસ્તકોનો નિકાલ થવાની તેમજ સ્વચ્છતા જળવાવાની જરૂર. કા. ફં. રૂ. ૩૩૩–૧૨–૮ પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

(૧૧) માણેજા ( વિષયવારી, નામવારી કરેલાં છે. બીજા કબાટની અનિવાર્ય જરૂર છે. કા. ફં. રૂ. ૪૩–૧૧–૭ પુ૦ સ૦ સ૦ મંડળમાં. )

(૧૨) સુંદરપુરા ( વિષયવારી, નામાવારી કરેલાં છે. જીર્ણ માસિકો હરાજ કરાવતાં રૂ. ૧–૪–૦ ઉપજ્યા. કા. ફં. રૂ. ૨૦–૧૨–૧૧ પુ૦ સ૦ સ૦ મં૦ માં. દફતરી પત્રકોને સિક્કા એકુણાત કરવાની તથા ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની સૂચના. )

(૧૩) ધનિયાવી ( વિષયવારી, નામાવારી કરી આપ્યાં. પટ્ટીઓ ચોઢાવી નંબરો લખાવ્યા. દફતરી પત્રકોને સિક્કા એકુણાત કરાવી. કા. ફં. રૂ. ૧૧–૩–૪ પુ૦ સ૦ સ૦ મં૦ માં. રૂ. ૫–૫–૦ મંત્રી પાસે હાથ પર. )

(૧૪) વરણામા ( વિષયવારી, નામવારી કરેલાં છે. મેળવણી કરતાં પુસ્તકો નંગ ૩૩ ખૂટ્યાં. દફતરી કાગળોને સિક્કા તથા એકુણાત થવાની જરૂર. રૂ. ૪૭૨–૪–૯ મકાન દુરસ્તી ફંડના પુ૦ સ૦ સ૦ મં૦ માં, ૩૯૨–૭–૯ કાયમ ફંડ ખાતે પુ૦ સ૦ સ૦ મં૦ માં, ૫૦૦–૦–૦ લેન્ડ મોર્ટગેજ બેંકના શેર, ૪૮૬–૭–૦ બરોડા બેન્કમાં, તથા ૨૫–૫–૯ મંત્રીના હાથ પર પુ૦ સ૦ સ૦ મંડળનો તથા ગુ૦ વ૦ સો૦ નો એકેક શેર ધરાવે છે. )

(૧૫) કશલી ( વાચનાલય ને પુસ્તકાલયમાં ફેરવવાની સમજૂત કરતાં મોસમમાં જરૂરી રકમ એકઠી કરવા ગામ આગેવાનોએ કબૂલ્યું છે. વસ્તી બારિયા લોકની ૩૧૦ માણસોની.)

(૧૬) કરોડીઆ ( વિષયવારી, નામવારી કરી આપ્યાં. પુસ્તકોના ગુચ્છ એકજ નંબરે ચઢાવ્યા છે તે સુધારી દરેક પુસ્તક જુદા જુદા નંબરે ચઢાવી લેવાની જરૂર. કા. ફં. રૂ. ૨૨–૧૧–૭ પુ૦ સ૦ સ૦ મં૦ માં ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની તથા પુસ્તકોને પટ્ટીઓ ચોઢવાની સમજૂત કરી. )

(૧૭) ગોરવા ( વિષયવારી, નામવારી અધૂરાં છે તે પૂરાં કરી લેવાની સમજ આપી. જૂનાં માસિકો મણ ૧॥–૫ શેર રૂ. ૨) ના દરે હરાજ કરાવ્યાં. પુસ્તકો નંગ ૩ ખૂટતાં. કા. ફં. રૂ. ૨૧૩–૫–૪ પુ૦ સ૦ સ૦ મં૦ માં દફતરી કાગળોને સિક્કા એકુણાત કરવાની જરૂર. )

(૧૮) નિઝામપુરા ( વિષયવારી નામવારી કરેલાં છે. જૂનાં માસિકો કમી કરાવ્યાં. સિક્કા એકુણાત કરાવી, પુસ્તકો પર કરેલા ધોરણે સિક્કા તથા નંબર નાખવાની સમજ આપી, કાયમ ફંડ રૂ. ૭૯–૫–૯ નિઝામપુરાની જ વર્ગની સહકારી મંડળીમાં. )

(૧૯–૨૦) છાણી તથા પાદરા ( ખાસ કામગીરી )

**માહે સપ્ટેમ્બરમાંઃ**—વડોદરા મહાલનાં—(૧) **તરસાળી** વિષયવારી, નામવારી પત્રકો અધુરાં હતાં તે પૂરાં કરાવ્યાં. દફતરી કામ સુવ્યવસ્થિત બનાવ્યું. સિક્કા એકુણાત કરાવ્યાં, પુસ્તકોની મેળવણી કરી. કંટીજંટ વગેરે બચત રકમનો ઉપયોગ નવું બજેટ બનાવવાને કામે થાય છે ? ગુ. વ. સો. નાં પુસ્તકો પુ. સ. સ. મં. મારફત કાં નથી મંગાવાતાં ? કા. ફં. રૂ. ૧૭૪–૧૦–૧૧ પુ. સ. સ. મં. માં મંત્રીના હાથ પર રૂ. ૩૭–૨–૬ નવીન વર્ષની લોકમદદ સાથે.

(૨) **વડદલા**—ગત સાલે મંજુર થયેલા અંદાજપત્રનો અમલ લોકમદદના અભાવે થઈ શકયો નહોતો. વિષયવારી નામવારી થયેલાં છે, પુસ્તકો બરાબર મળી રહે છે. કા. ફં. રૂ. ૭૯–૬–૦ પુ. સ. સ. મં. માં. મંત્રી પાસે શિલક રૂ. ૩–૨–૦ પુસ્તકોમાં ઠરેલા ધોરણે સિકકા નંબર થઈ જવાની તેમજ ત્રિમાસિક નિવેદનો નિયમિત મોકલતા રહેવાની જરૂર.

(૩) **વડસર**—જૂનાં માસિકો કમી કરાવી હરાજી કરાવી ઉત્પન્ન રોજમેળે જમા કરાવ્યું. વિષયવારી નામવારી થયેલાં છે. દફતરી કાગળો તૈયાર કરાવી પુસ્તકોને પટ્ટીઓ લગાડાવી. પુસ્તકો બરાબર મળી રહે છે. જન્મભૂમિનું ત્રણ માસનું લવાજમ લોકમદદની રકમમાંથી ભરાયું છે ? કા. ફં. રૂ. ૮૯–૩–૭ પુ. સ. સ. મં. માં. મંત્રીના હાથ પર રૂ. ૨૮) જીર્ણ પુસ્તકો કમી થવાની જરૂર.

(૪) **કલાલી**—નામવારી થયેલું છે. વિષયવારી બાકી હતું તે કરાવ્યું. પાવતી બુક રાખવાની, તેમજ સેટનાં પુસ્તકો એકજ નંબરે ચઢાવાયાં છે તે જુદા જુદા નંબરે ચઢાવી દેવાની, જૂનાં માસિકો હરાજીથી કાઢી નાખવાની વગેરે રૂબરૂમાં અપાયલી સૂચનાઓનો અમલ થવાની જરૂર.

(૫) **ચાપડ**—વિષયવારી, નામવારી થયેલાં હોઈ અધુરાશ પૂરી કરી આપી. ખાનગી ઇસમ પા. કાળીદાસ દેસાઈને રૂ. ૬૪–૨–૦ ખાતું પાડી અપાયલા તેમાંથી રૂ. ૩૪–૨–૦ વસુલ આવ્યા છે. રૂ. ૩૦) વસુલ થવાના બાકી, કા. ફં. રૂ. ૯૭–૮–૦ પુ. સ. સ. મં. માં પુસ્તકોમાં ઠરેલા ધોરણે સિકકા નંબર થવાની જરૂર.

(૬) **બીલ**—નામવારી થયેલું છે. વિષયવારી નથી થયું તે કરી લેવાની સમજ આપી. ખાનગી ઇસમ મોતીલાઇ નરોત્તમને રૂ. ૩૮) ખાતું પાડી અપાયેલ છે તે વસુલ થવાની જરૂર. કા. ફં. રૂ. ૧૭૭૩–૪–૦ પુ. સ. સ. મં. માં, રૂ. ૧૧૪૪–૧૪–૬ બીલની ક વર્ગની સહકારી મંડળીમાં રૂ. ૩૦૪–૮–૭ મકાન દુરસ્તી ફંડના પુ. સ. સ. માં. સિકકા એકુણાત કરી લેવાની, ત્રિમાસિક નિવેદન નિયમિત મોકલતા રહેવાની, મકાનની સ્વચ્છતા તરફ ધ્યાન અપાવાની, હિસાબ મંજુર કરાવી લેવાની તથા પસ્તી વેચાણ થવાની જરૂર.

(૭) **વેમાલી**—વિષયવારી નામવારી કરી આપ્યાં. પુસ્તકોને જરૂરી પટ્ટીઓ ચોટાડાવી તથા નંબર નખાવ્યા ને બાકી રહેલાંને એ રીતે કરી દેવાની સમજ આપી. જૂનાં માસિકો હરાજીથી વેચી દેવાની, તથા ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની સૂચના આપી. કાયમ ફંડ મુદ્દલ નથી (?)

(૮) સમા—વિષયવારી નામવારી થયેલાં હતાં, અધુરાં પૂરાં કરી દીધાં. પુસ્તકોને ઠરેલા ધોરણે પટ્ટીઓ, સિક્કા, નંબર થવાની, ગત સાલનો હિસાબ સેન્ટરમાં તપાસાવી લેવાની જરૂર. નવીન કબાટ મંજુર થવાની આવશ્યકતા. કાં. ફં. રૂ. ૬૯-૧૫-૬. પુ૦ સ૦ સ૦ મં૦માં, રૂ. ૨૫)નો મંડળનો શેર, તથા રૂ. ૨૫) લેન્ડ મોર્ટગેજ બેન્કમાં.

(૯) બાજવા—પુસ્તકો બરાબર મળી રહે છે. વિષયવારી નામવારી કરી આપ્યાં. દફતરી કામ ચોખ્ખું કરાવ્યું. ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની, રોજમેળમાં પાવતી નંબર લખતા રહેવાની, બંધાવી શકાય તેવાં પુસ્તકો બંધાવી લેવાની ને વધુ ફાટેલાં કમી કરાવી લેવાની જરૂર. કા. ફં. રૂ. ૧૧૪-૧૪-૯ પુ૦ સ૦ સ૦ મં૦માં. પુસ્તકોને પટ્ટીઓ તથા સિક્કા નંબર થઇ જવાની જરૂર.

(૧૦) કરચિયા—વિષયવારી કરી આપી. નામવારી રહી. કેમ કરવું તેની સમજ આપી, ખાનગી ઇસમ પાસે લહેણી રકમનો ૫૦ મંડળ મેળવી નિકાલ કરાવ્યો. વસુલ થયેલી રકમ પ્રમુખ પા. જેઠાભાઇ ઝવેરભાઇને સોંપી ખાતાના ઠરેલા ધોરણે મૂકી દેવા સુચવ્યું. કા. ફં. રૂ. ૭૬-૬-૦ પુ૦ સ૦ સ૦ મંડળના શેર, રૂ. ૬૦) વસુલ થયેલા લહેણાના પ્રમુખ જેઠાભાઇ પાસે, રૂ. ૩૪-૪-૦ મંત્રીના હાથ પર. પુસ્તકોને પટ્ટીઓ, નંબર તથા સિક્કા થવાની, ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની, તથા જ. ર. નવું બનાવવાની જરૂર.

(૧૧) દશરથ—વિષયવારી નામવારી થયેલાં છે. પુસ્તકો મેળવતાં બરાબર છે. જીર્ણ માસિકો કમી કરાવ્યાં. મંજુર થયેલા મકાન માટે જગો પસંદગીની હરકતને કારણે ઢીલમાં. કા. ફં. રૂ. ૬૮૫-૧૪-૭ પુ. સ. સ. મંડળમાં, ૨૫૦-૦-૦ લેન્ડ મોર્ટગેજ બેંકના ડીબેન્ચર, મંત્રી પાસે રૂ. ૨૫).

(૧૨) સીસ્વા—વિષયવારી નામવારી થયેલાં છે. પુસ્તકોને પટ્ટીઓ, નંબર કરાવી કબાટમાં વ્યવસ્થિત રીતે ગોઠવાવરાવ્યાં. દફતરી કાગળો તૈયાર કરાવી એકુણાત કરાવી. કા. ફં. રૂ. ૨૧૯-૦-૦ ત્ર વર્ગેતર સહકારી મંડળીમાં છે. તે ધોરણસર ફેરબદલ થવાની જરૂર. ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની, તથા સિક્કો કરાવી લઇ સમજુત કર્યા પ્રમાણે તેનો ઉપયોગ કરવાની જરૂર.

(૧૩) આજોડ—વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરી આપી ખાનગી ઇસમ પાસેની રકમનો નિકાલ કરી વસુલ આવેલી રકમ રોજમેળમાં જમા કરાવી મંત્રીને સ્વાધીન કરી. કા. ફં. રૂ. ૬૧૦-૦-૦ પુ. સ. સ. મં. માં.

(૧૪) પદમલા—અસ્વચ્છતા દૂર કરાવી. પુસ્તકોને પટીઓ નંબરો કરાવી કબાટમાં વ્યવસ્થિત રીતે ગોઠવાવરાવ્યાં. દફતર વ્યવસ્થિત કરાવ્યું. વિષયવારી નામવારીનું અધુરૂં કામ પુરૂં કરવા જરૂરી સમજ આપી. કા. ફં. રૂ. ૪૫૧-૧૪-૮ પુ. સ. સ. મં. માં, તથા પુ. સ. સ. મં. નો તેમજ ગુ. વ. સો. નો એકેકો શેર, કબાટનું બારણું દુરસ્તી માગે છે. પુસ્તકખરીદી તેમજ બંધામણીનાં બીલોમાં જ. ર. નંબર નાખવાની પદ્ધતિ સ્વીકારવી જોઇએ.

(૧૫) સાંકરદા—લગ્ન વખતે લેવાતી રકમ સંબંધમાં પડેલા વાંધાને કારણે બજેટ

બનતું નથી (?) પરતી વેચાણની રકમ રોજમેળમાં જમા કરાવી. હિસાબની ચોખવટ આપેલી સમજ પ્રમાણે કરી દેવાની, પુસ્તકો પર ધોરણસર સિક્કા નંબર કરવાની તથા રોજમેળ પદ્ધતસર લખતા રહેવાની જરૂર. વિષયવારી નામવારી કરી આપ્યાં.

**(૧૬) સંમિયાલા**—વિષયવારી નામવારી થયેલાં છે. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. પુસ્તકો બરાબર મળી રહે છે. કા. ફં. રૂ. ૯૯–૧૧–૧ પુ. સ. સ. મં. માં, તથા મંડળનો તથા ગુ. વ. સો. નો એકેકો શેર, રૂ. ૨૫–૬–૬ મંત્રીના હાથ પર.

**(૧૭) આટલાદરા**—પુસ્તકોની મેળવણી કરી. બરાબર મળી રહે છે. બીજા કબાટની ખાસ જરૂર. વિષયવારી નામવારી થયેલાં છે. સિક્કા એકુણાત કરાવ્યાં. કા. ફં. રૂ. ૨૭–૨–૮ પુ. સ. સ. મં. માં, રૂ. ૧૮–૧૧–૯ મંત્રીના હાથ પર.

**(૧૮) ઉંડેરા**—મેળવણી કરતાં પુસ્તકો મળી રહ્યાં. વિષયવારી નામવારી થયેલાં છે. પરતી વેચાણ કરી દેવાની, પુસ્તકોને પટ્ટીઓ, નંબર, સિક્કા, થવાની તથા ડેસ્ટોક રજીસ્ટર રાખવાની જરૂર. કાયમ ફંડ રૂ. ૨૨૬–૧૫–૯ પુ. સ. સ. મં. માં તથા મંડળનો ૧ શેર, રૂ. ૫૧–૧૧–૬ મંત્રીના હાથ પર.

## ૨. મહેસાણા તથા અમરેલી પ્રાંત પ્રચારક રા. રમેશરાય ઉ મજમુદાર:—

મહેસાણા તાલુકામાં **(૧) પાંચોટ** ( આપેલી સમજણ પ્રમાણે વિષયવારી નામવારી કરી લેવાની તથા વાચક રજીસ્ટર રાખવાની જરૂર. મકાન માટે મંજૂરી મળી ગઇ છે, કા. ફં. ૬૩૫–૧–૧૦ પાંચોટ ખેડૂત સહકારી મં૦ માં, ૨૫) ૩૯–૪૦ માં મૂકયા છે (કયાં ?) ૨૫) નો પુ૦ સ૦ સ૦ મં૦ નો શેર )

**(૨) આરોડા** ( રજીસ્ટરમાં વર્ગીકરણની સંજ્ઞાઓ લખી આપી વિષયવારી નામવારીની શરૂઆત કરાવી. ફાટેલી પાવતીઓની રકમ રોજમેળમાં જમા કરાવી. કા. ફં. રૂ. ૮૦–૮–૫ બરોડા બેન્ક મહેસાણા શાખામાં. ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની જરૂર. )

**(૩) છઠીઆરડા** ( જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી ફોર્મો મંગાવી વિષયવારી નામવારી કરી દેવાની સૂચના આપી. પરતી વેચાણની કિંમત લોકમદદમાં ન ગણવી જોઇએ. હિસાબ ખાતાવાર રાખવાની જરૂર. કા. ફં. રૂ. ૬૭૫–૧૩–૮ છઠીઆરડા ખેડૂત સહકારી મંડળી વર્ગ બ વ્યાજનો દર ૬ ટકા. પુ૦ સ૦ સ૦ મં૦ નો ૧ શેર. ગુ૦ વ૦ સો૦ માં રજીસ્ટર્ડ.)

**(૪) બુટ્ટાપાલડી** ( જ. ર. માં અધુરી સંજ્ઞાઓ લખી આપી. વિષયવારી નામવારીનાં ફોર્મો મંગાવી તૈયાર કરી દેવાની સમજ આપી. કંટીજંટ તથા પુસ્તક બંધામણની રૂ. ૧૧–૮–૦ ની રકમ સાલ આખર બચત રહી છે તે ચાલુ બજેટમાં જણાવી છે ? કા. ફં. ૧૮૩–૧૫–૮ સ્થાનિક ખેડૂત સહકારી મંડળી વર્ગ અ માં, દર ૩½ ટકા.)

**(૫) રૂપાલ-હરિપુરા** ( જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી ફોર્મો મંગાવી વિષયવારી, નામવારી કરી લેવાની સમજ આપી. વાર્ષિક નિવેદન તૈયાર કરાવ્યું. સટનાં પુસ્તકો જુદે જુદે નંબરે ચઢાવવા સમજાવ્યું. કાયમ ફંડ કંઇજ નથી (?) )

(૬) દેદીઆસણ ( વાચનાલય છે. )

(૭) નાગલપુર ( વાચનાલય છે. કુલ પુસ્તકસંખ્યા ૮૮ છે. પુસ્તકાલય ઉઘાડવા સમજ આપતાં થોડા વખતમાં તેમ કરવા આગેવાનોએ કબૂલ્યું. વસ્તી ૭૮૭. )

(૮) જગુદણ ( નિરૂપયોગી માસિકોનાં જૂથ કમી કર્યાં. જ. ર. નવીન કરવાની જરૂર. જ. ર. માં વર્ગીકરણની સંજ્ઞા લખી આપી. નવીન પુસ્તકો જ. ર. માં ચઢાવરાવી લીધાં. પસ્તી વેચાણની રકમ લોકમદદ ખાતે ન ગણવાની સમજ આપી. કા. ફં. ૨૫૦–૮–૧ બરોડા બેન્ક મહેસાણા શાખામાં પુ૦ સ૦ સ૦ મં૦નો ૧ શેર રૂ. ૨૫) નો. )

(૯) સાંગણપુર ( શાળામાં કબાટ રાખવાની સવડ ન હોવાથી ઉપશિક્ષકના ઘર બહારની અડાલીમાં મૂકેલું છે. જ. ર. માં વર્ગીકરણની સંજ્ઞાઓ લખી આપી. નામવારી, વિષયવારીનાં તથા વાચક રજીસ્ટરનાં ફોર્મો મંગાવી લઈ તૈયાર કરી દેવાની સમજૂત કરી. વાર્ષિક નિવેદન ભરાવ્યું. કા. ફં. રૂ. ૧૧) પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

(૧૦) દેવરાસણ ( જ. ર. માં વર્ગીકરણ કરી આપ્યું. વાચનપ્રચાર વધારવાની ખાસ જરૂર. કા. ફં. રૂ. ૧૪–૮–૦ પુ૦ સ૦ સ૦ મં૦ માં. )

(૧૧) ખેરવા ( સ્વતંત્ર મકાન છે. પુસ્તકોની ગોઠવણ સરસ. જ. ર. માં વર્ગીકરણની સંજ્ઞા લખી આપી વિષયવારીની શરૂઆત કરી આપી તેમજ નામવારી કરી લેવાની સમજ આપી. શિલક રૂ. ૬૯–૧૩–૩ મંત્રી શેઠ તલકચંદ હસ્તક છે. કા ફં. રૂ. ૬૪૫) છે (કયાં?) નિરૂપયોગી માસિકો કમી કરાવ્યાં. )

(૧૨) વાલાવાસણા ( વાચનાલય છે. ગામાત રકમ રૂ. ૧૦૦)માંથી પુસ્તકાલય ઉઘાડવાનું ઠર્યું હોઈ તે માટે જરૂરી બજેટ બનાવી માગણી ખાતા તરફ મોકલાવી. )

(૧૩) લાખવડ ( જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી, તથા પુસ્તકો પર બહારની પટ્ટીઓ ચોટાડવી. ઠરેલ પાનાંએ સિક્કા નંબર કરવાની શરૂઆત કરાવી. કા. ફં. રૂ. ૬૯–૨–૧૦ પુ૦ સ૦ સ૦ મં૦માં વાર્ષિક નિવેદન ભરાવી મોકલાવ્યું. )

(૧૪) કુકસ ( વાચનાલય ૩૫–૩૬ માં ઉઘડયા પછી બજેટ બન્યું જ નહોતું, તે ૫)નો ખરડો કરી કબુલાત લઈ રૂ. ૫ા×૩ નું ગોઠવી આપ્યું. પુસ્તકો ૭૬ છે. વિદ્યાર્થીઓને વાંચવા અપાવ્યાં. છૂટથી વાચનપ્રચાર વધારવાની સમજ આપી. )

માહે સપ્ટેમ્બરમાંઃ—(૧) ભાન્ડુ—તા. વિસનગર ( સ્વતંત્ર ગ્રંથપાલ છતાં વર્ગીકરણ કેમ નથી થયું ? જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી. વિષયવારીની શરૂઆત કરી આપી. નામવારી રજી. અડધું છે. કા. ફં. રૂ. ૬૬૯–૫–૫ ચ વર્ગની સહકારી મંડળીમાં, રૂ. ૧૮૪–૧–૬ મકાનદુરસ્તી ફંડ ( કયાં ? ), મંડળનો એક શેર.

મહેસાણા તાલુકાનાં—(૨) મોટીદાઉ—સંજ્ઞાઓ જ. ર. માં લખી આપી. જરૂરી ફોરમો ખરીદી વિષયવારી નામવારી કરી લેવાની સમજ પાડી. કા. ફં. રૂ. ૨૧૮–૧૩–૩ બરોડા બેન્ક મહેસાણા શાખામાં, મંડળનો ૧ શેર, ખુરશીઓ વગેરે લાકડી સામાન પુસ્તકાલયના મકાનમાંજ રહે. એ જોવાની જરૂર.

(૩) સામેત્રા—વાચનાલય છે તેને પુસ્તકાલયમાં ફેરવવા માટે જરૂરી રકમ ઉભી કરવા માટે ગામ આગેવાનોને સમજણ આપતાં-ટુંક મુદતમાં ઉઘડવાની આશા જણાય.

(૪) મીઠા—પુસ્તકોમાં સિકકા નંબર તથા પટ્ટીઓ થયેલાં છે. વર્ગીકરણ નથી થયું. સંજ્ઞાઓ જ. ર. માં લખી આપી. ફોરમો મંગાવી વિષયવારી નામવારી કરી લેવાની સમજૂત કરી. કા. ફં. રૂ. ૨૫) એ ત્રણ સાલથી મુકાતુંજ નથી ? ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની જરૂર. મંત્રીના હાથ પર રૂ. ૨૮).

(૫) ખારા—મગજની અસ્થિરતાને કારણે મંત્રી ગેરહાજર હોતાં તપાસણી થઈ શકી નથી

(૬) બલોલ—દફતરી કામ તેમ વર્ગીકરણ વગેરેનાં રજીસ્ટરો બહુજ સંતોષકારક. સ્ટીરીઓસ્કોપનાં સાધન વસાવાય એ ઇચ્છવા યોગ્ય. કા. ફં. રૂ. ૧૪૭૩-૯-૦ (શેર સાથે) પુ. સ. સ. મં. માં.

(૭) માકણુજ—જ. ર. જીર્ણ થયેલ હોવાથી ધોરણસર નવીન બનાવવાની જરૂર. પુસ્તકોમાં સિકકા નંબરો ઠરેલ પાને થવાની તેમ જરૂરી પટ્ટીઓ ચોઢવાની અગત્ય. ઠરાવ બુક, વિઝિટ બુક, સૂચના બુક અલગ અલગ રાખવાની તથા હિસાબ ખાતાવાર રાખવાની સમજ આપી. કા. ફં. રૂ. ૫૪-૯-૦ પુ. સ. સ. મં. માં તથા રૂ. ૩૭-૩-૧ બરોડા બેંક મહેસાણા શાખામાં હાથ પર શિલક રૂ. ૮૦-૪-૬ હતી તેમાંથી રૂ. ૬૫) બેંકમાં મુકાવ્યા.

(૮) બોરીઆવી—રજીસ્ટરો તથા પત્રકોમાં સિકકા એકુણાત કરવાની સમજ આપી. જુનાં માસિકો કમી કરી હરાજ કરાવ્યાં. જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી. જરૂરી ફોરમો ખરીદી વિષયવારી નામવારીનાં રજીસ્ટરો તૈયાર કરી દેવા સૂચવ્યું.

(૯) મહેવડ—પુસ્તકોને પટ્ટીઓ, સિક્કા તથા નંબર કરી લેવાની તાકીદ આપી. કાયમ ફંડ રૂ. ૩૫) છે તેમ ગ્રંથપાલનું કહેવું થયું છે, પણ કયાં છે તેની ખબર નથી. ઘટતી તપાસ થવાની અગત્ય. જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી. વિષયવારી નામવારી કરી લેવાની સમજ આપી. સેટનાં પુસ્તકોને જુદા જુદા નંબરે ચઢાવવા પુરતો ફેરફાર તત્કાળ થઈ જવો જોઈએ.

(૧૦) લીંચ—જ. ર. માં અધુરી સંજ્ઞાઓ લખી આપી. પુસ્તકોને પટ્ટીઓ તથા નંબર સિકકા ઠરેલા ધોરણ પ્રમાણે કરી લેવાની સમજ પાડી થોડીક શરૂઆત ,કરી આપી. કા. ફં. રૂ. ૧૮૧-૬-૯ પુ. સ. સ. મં. માં છે. રૂ. ૪૫-૫-૩ મંત્રીના હાથ ઉપર છે.

(૧૧) મેસાણા—જ. ર. કોરા કાગળોના પત્રકમાં હતું તે ફોરમોના બાંધેલા રજીસ્ટરમાં દરેક પુસ્તક લખી તૈયાર કરાવ્યું તથા તેમાં વિષય સંજ્ઞાઓ લખી દીધી. વિષયવારી નામવારીની શરૂઆત કરી આપી પૂરાં કરી લેવાની સમજ આપી. પટ્ટીઓ ચોઢાવી પુસ્તકો વ્યવસ્થિત ગોઠવાવ્યાં. ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની તથા વાચનપ્રચાર વધારવાની જરૂર. કા. ફં. રૂ. ૪૩-૦-૩ પુ. સ. સ. મં. માં.

(૧૨) અંબાસણ—જ. ર. માં વિષય સંજ્ઞાઓ લખી આપી. નામવારી વિષયવારીની શરૂઆત કરી આપી. જીર્ણ ને નિરૂપયોગી માસિકો કમી કરી હરાજ કરાવ્યાં. કા. ફં. રૂ. ૨૨૭-૧-૫ બરોડા બેંકની મહેસાણા શાખામાં.

(૧૩) **દિવાનપુરા ઉર્ફે આપાપુરા**—વર્ગીકરણ કેમ નથી થયું ? સંજ્ઞાઓ લખી દીધી. વિષયવારી નામવારી જેમ બને તેમ જલદી થઈ જવાં જોઈએ. કા. ફં. રૂ. ૪૭-૧૨-૯ પુ. સ. સ. મં. માં.

(૧૪) **ભાસરીઆ**—વાચનાલય છે. કા. ફં. રૂ. ૨૧) મહેસાણા શિક્ષક સ. મંડળમાં છે. પુસ્તકાલય સ્થપાવાની જરૂર.

(૧૫) **આંબલીઆસણ**—વાચનાલય છે. કા. ફં. રૂ. ૨૭-૧૧-૫ પુ. સં. સ. મં. માં જમા છે તથા રૂ. ૨૪-૧૦-૦ હાથ પર શિલક છે.

(૧૬) **ભાલકીઆ સા. પુ. ( આંબલીઆસણ )**—પુસ્તકો ખૂટતાં નથી. હિસાબ ચોખ્ખો છે. કા. ફં. રૂ. ૧૬૮-૮-૩ પુ. સ. સ. મં. માં છે. સિક્કો નથી તે નવીન બજેટમાં ખરીદી પુસ્તકોમાં તેમ દફતરી પત્રકોમાં ઠરેલા ધોરણે ઉપયોગ કરવાની સમજ આપી.

**સાવલી મહાલ માનદ પ્રચારક : શ્રી. સોમાભાઈ ગરબડભાઈએ** (૧) **સા. પુ. સાંઢાસાલ**—દફતર તપાસણી કરી. વા૦ નિવેદન મોકલાવ્યું, પંચાયત મદદ બાકી છે તે આવે પુસ્તકો લાવી લેવા તજવીજ કરવા જણાવ્યું. વર્ગીકરણ નામવારી રજીસ્ટર તૈયાર કરવા જણાવ્યું.

(૨) **કઢાચલા** (વાચનાલય)—રોજમેળ તપાસ્યો, પુસ્તકાલય ખોલવા માટે તજવીજ કરી, લોકો હાલમાં ના પાડે છે. વા૦ રિપોર્ટ મોકલાવ્યો, બજેટ બનાવી આપ્યું.

(૩) **રતનપુર**—વર્ગીકરણ નામવારી તૈયાર કરી આપી, વાચકોનું રજીસ્ટર તેમજ ઉઠી ગએલાં બાળકોની યાદી તૈયાર કરવા જણાવ્યું, દફતરની તપાસણી કરી.

(૪) **ધનતેજ**—પુસ્તકો મેળવ્યાં, રજીસ્ટર નવું બાંધવા તથા વર્ગીકરણ નામવારી રજીસ્ટર કરી વાચકોનું રજીસ્ટર ઈસ્યુબુક બાંધવા જણાવ્યું. પાછલાં પુસ્તકો રજીસ્ટરે ચઢયાં નથી, તે બદલ યોગ્ય તજવીજ કરવા સમજ આપી.

**વડોદરા માનદ પ્રચારક શ્રી. મહીજીભાઇ જેઠાભાઈએ** ઓગસ્ટ, સપ્ટેમ્બર ૧૯૪૦ માં ૧ દશરથ અને ૨ પદમલા સા. પુ. ની તપાસણી કરી હતી.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ.

---

## જાગતાં જૂથ મંડળો:—

જે જૂથ મંડળોએ નવા વર્ષમાં વાર્ષિક સભા ભરેલી તેમના નામ સપ્ટેમ્બર '૪૦ ના અંકમાં પ્રસિદ્ધ કરાયાં હતાં. તે પછી આવેલાં નામો નીચે પ્રમાણે છે.

૩૩ વસો, ૩૪ બિલોદરા, ૩૫ ભાયલી, ૩૬ કોયલી, ૩૭ સંખેડા, ૩૮ માંજલપુર, ૩૯ દશરથ.

જે જૂથ મંડળોએ હજુ સુધી પણ વાર્ષિક સભા ભરી નથી. તે હવે પછી પણ જરૂર ભરવા તજવીજ કરે.




૧. જયસોમનાથ—લેખક: શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રકાશક: આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, ૨; ૧૯૪૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃ. ૯+૩૫૯; ક્રાઉન ૧૬ પેજી, મૂલ્ય રૂ. ૩-૦-૦.

સંસ્કાર ગ્રંથાવલિનું આ ૨૧ મું પુસ્તક છે. એ ઐતિહાસિક નવલકથાનો પ્રસંગ સુલતાન મહમુદ ગીઝનીની સોમનાથની ચડાઈ તથા ગુર્જરેશ્વર ભોળા ભીમદેવ અને ચૌલા રાણીનો પ્રસંગ અત્રે રસમય શૈલીમાં વર્ણવ્યાં છે. શ્રીયુત મુનશીએ લખેલી પ્રસ્તાવના વાંચવા ખાસ ભલામણ છે. સોમનાથના મહંત સર્વજ્ઞ લકુલેશ સંપ્રદાયના અધિષ્ઠાતા અને સોમનાથના મંદિરના સર્વસત્તાધીશ, તે સમયની જાહોજલાલી, ત્યારના અધિકાર, સાધુ સંપ્રદાયના અધિષ્ઠાતા હોઈ એ સંપ્રદાયની અનિષ્ટતા નિવારી તેને ચોખ્ખો કરવા મથે છે; ત્યારે ત્યાંના વૃદ્ધ અને મુખ્ય મદદનીશ જૂની પ્રણાલિકા સાચવી રાખવા મથે અને એમનો પટ્ટશિષ્ય શત્રુઓ સાથે મળી સોમનાથ તેમના હાથમાં સોંપી દે છે. ભીમદેવ, સામંત, સુલતાન વગેરે પાત્રો તેમ જ ચૌલાનું નૃત્ય વગેરે પ્રસંગો નવલકથામાં એવો રસ ઉત્પન્ન કરે છે કે વાંચવા માંડયા પછી પૂરૂં કર્યા સિવાય પુસ્તક મૂકી દેવું ગમતું જ નથી. સામંત, ભીમદેવ વગેરે સુલતાન સામે શૂરવીરતાથી, સંખ્યામાં ઘણા ઓછા છતાં ઝઝૂમે છે અને તેને વિમાસણમાં મૂકે છે; પરંતુ સર્વજ્ઞના પટ્ટશિષ્ય શિવરાશીના દ્રોહથી ગુપ્ત માર્ગે પ્રભાસના કિલ્લામાં સુલતાનની સેનાના પ્રવેશથી બાજી બગડે છે અને એ રીતે અંગત દ્વેષના અગ્નિમાં સોમનાથનું બલિદાન અપાય છે. માંહોમાંહેના કલહ તેમજ રાજ્યોના અહંકાર અને સ્વતંત્ર મગજને લીધે સોમનાથની કેવી પાયમાલી થઈ, તેમજ ચૌલા કેવી રીતે પાટણ ગઈ અને ભીમદેવની ઘણી આજીજી છતાં રાજમહેલમાં પ્રવેશ ન કર્યો અને નવીન સોમનાથનું દહેરૂં બંધાવી તેની પ્રતિષ્ઠા પોતે કરાવી ત્યાં નૃત્ય કરી કેવી રીતે પંચત્વ પામી વગેરે પ્રસંગો ઘણા ઉત્તેજક, શૌર્યવર્ધક અને ભક્તિભાવથી ભરેલા છે. સામંતની સાહસિકતા, તેની સરળ વેર લેવાની પદ્ધતિ તેમજ તેની અને હમ્મીરની શૂરવીરતા તથા તેમના આત્મત્યાગ પણ વિરલ પ્રસંગો આલેખે છે.

પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ વગેરે પછી 'જય સોમનાથ' એજ ગુજરાતનું નૂર ચમકાવે છે.

પુસ્તકાલયો તેમજ પુસ્તકપ્રેમીઓ ઐતિહાસિક નવલકથા તરીકે જરૂર અપનાવશેજ.

કાગળ, છપાઈ, રૂપરંગ, બીબાં, દેખાવ વગેરે માટે કશું કહેવું પડે એમ નથી.

૨. તુલસીક્યારો—લેખક: શ્રી. ઝવેરચંદ કાળીદાસ મેઘાણી, પ્રકાશક: ઉપર પ્રમાણે. ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૩૮; ૧૯૪૦; ભાવવાહી સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

'ફૂલછાબ'ની ચાલુ વાર્તા તરીકે ૧૯૩૯-૪૦ માં છૂટક છૂટક પ્રસિદ્ધ થએલી આ

વાર્તા પુસ્તકરૂપે સંસ્કાર ગ્રંથાવલિના ૨૩ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થાય છે. આમાં શ્રી. મેઘાણીએ જૂનું અને નવું એ બન્ને વચ્ચેનું ઘર્ષણ જણાવી આખરે જૂનું જ ખરું ઠરાવ્યું છે. સોમેશ્વર માસ્તર વ્યવહારકુશળ, પહોંચેલા અને પુત્ર પરિવારપર પ્રેમ ધરાનાર છે. ટૂંકા પગારમાં બે ચાર માણસોને પોષે છે, છતાં કોઇને ઓછું આવવા દેતા નથી. પુત્ર ભણી ગણી અમદાવાદ પાઠશાળામાં અધ્યાપક તરીકે વખણાઇ ગયો છે. પહેલી વહુ અભણ પરંતુ વ્યવહારકુશળ છતાં વીરસુતે એને એક પુત્ર થયા પછી પોતાને ગામ પિતાની પાસે જ રાખતો. સોમેશ્વરને એ બહુ ડાહી લાગતી. એ પણ સસરાની મરજી સાચવી ઘર ઉજળુંવાજળું રાખતી અને ગાંડી યમુના, વિધવા જેઠાણી ભદ્રા, તેની છોકરી વગેરેની પણ તજવીજ રાખતી. એ ગુજરી જતાં વીરસુત પિતાનું વચન નહિ રાખતાં પરણવા ના પાડે છે અને અમદાવાદમાં મિત્રોથી દોરવાઇ પોતાના વર્ગમાં ભણતી કંચન જોડે પરણે છે. ભાસ્કર નામે એક સમાજસેવક એ ગોઠવું બેસાડી આપે છે. કંચન તદ્દન છેલબટાઉ જેવી સુધરેલી છે. તે ભાસ્કર નચાવે તેમ નાચે છે અને વીરસુતને પજવે છે. વીરસુત પોતાની ભાભી ભદ્રાને અમદાવાદ બોલાવે છે. ભદ્રા બધો ખેલ પામી જાય છે. પરંતુ મુરબ્બીવટ રાખી ઘરમાં બધી તજવીજ રાખે છે અને દિયેર ભોળાઇને પસંદ પડે છે. એમના ભવાડા ભદ્રા જુએ છે. જૂના વિચારની હોવાથી મન વાળે છે અને દિયરને હાથમાં રાખે છે. દેવુ અમદાવાદ જઇ માબાપને સમજાવવા માગે છે, પરંતુ રસ્તામાં કંચનની મોટર સાથે અથડાઇ પડતાં ઇસ્પિતાલમાં છે ત્યાં સોમેશ્વર તથા ભદ્રા જાય છે. કંચન સસરાને દેખી નાસી જાય છે. માના સંબોધનથી કંચન સાવકા પુત્ર દેવુ તરફ ખેંચાય છે; પરંતુ વીરસુત જોડે લડીને ચાલી ગએલી એટલે કોઇને મળવા માગતી નથી. દેવુ સારો થઇ ઘેર આવે છે એ અરસામાં, કંચનને મનાવવા ભદ્રા તથા સોમેશ્વર પ્રયત્ન કરે છે. બધું તૈયાર થાય છે પરંતુ ભાસ્કર વચ્ચે ફાંસો મારે છે અને કંચનને પોતાની કરવા તેની જોડે જઈ જનસેવા અને ભાષણો કરવા લઇ જાય છે. કંચન કંટાળે છે. ભાસ્કર આખરે જેલમાં જાય છે અને પસ્તાવો કરે છે. આખરે વીરસુત પણ અમદાવાદથી કંટાળે છે. આમાં ભદ્રા, અંધ મામા સોમેશ્વર અને દેવુ બધાં પાત્રો ઉત્તમ છે. વીરસુત ભણેલો છતાં ગણેલો નથી. એ સુધરેલા વિચારનો છે અને ગામડાનાં ઘરનાં સગાંથી એ કંટાળે છે. પરંતુ વિધવા ભાભી ભદ્રા જ પુત્રીને એકલી ગામ છોડી દિયરની તજવીજ રાખે છે. છતાં વીરસુત એનું મહત્ત્વ સમજતો નથી. એને દરેકમાં સ્વાર્થ જ દેખાય છે. ભદ્રા તથા યમુના તેમ જ સોમેશ્વર ગામમાંના પોતાના તુળસી–ક્યારાની પૂજ્ય ભાવે સેવા કરે છે અને તેના પર અચળ શ્રદ્ધા રાખી આખરે પાર ઉતરે છે. કંચનનો છોકરો ગામમાં જ અવતરે છે અને આખરે વીરસુત પણ ડોસા વગેરેના આગ્રહને વશ થઇ પોતાને ગામ આવી સુધરેલી પત્ની સ્વીકારે છે.

અંધ મામા વ્યવહારકુશળ, સ્વાર્થાંધ અને પહોંચેલી માયા છે. ભદ્રા તો ઘરની વિધવા હોઇને કેટલી મહેનતુ, સ્નેહી અને કાળજીવાળી હોય છે તેનો નમૂનો છે. સોમેશ્વર પણ પહોંચેલો અને વ્યવહારકુશળ છે. દેવુ પણ દાદાની વહારે ચઢે છે અને પિતાને સમજાવવા જાય છે, આખરે પોતાના તરફ પિતાની વૃત્તિ ફેરવાવે છે અને આખરે બધાં સુખી થાય છે.

વાર્તા સુંદર, સરળ અને ગામડાની સ્થિતિ તેમ જ ઘરસંસારનો સચોટ ખ્યાલ આપે છે. જનસેવાને નામે નાયકો કેવા ધંધા કરે છે તે ભાસ્કરનું પાત્ર દેખાડે છે. દરેક વાચકને

આમાંથી જાણવા તથા આચરણમાં મૂકવાનું મળશે. દરેક પુસ્તકાલય તેમ જ ઘરમાં પણ આવાં પુસ્તકો વંચાવાં જોઇએ. આવાં પુસ્તકો જેમ વધારે વંચાય તેમ જનતાની આંખ ખુલશે.

છપાઇ, કાગળ, વગેરે ઉત્તમ છે. પુસ્તકાલયો તો ખરીદશે જ. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે જ.

**૩. વનવનની વેલી**—લેખકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા, પ્રકાશકઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરતઃ ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૧૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય બાર આના.

આમાં જીવનના અવનવા વિકટ પ્રશ્નો લેખકે ૧૦ વાર્તા દ્વારા ચર્ચ્યા છે. એક એમાં નાટિકા છે. એમાં દેશ પરદેશની પણ વાત છે. બરગંડીનો ડ્યૂક નિર્દય, ક્રોધી તેમ જ અડગ ગણાતો. પોતાનું ધાર્યું ન કરવા દેનાર પર અંગાર વર્ષાવતો અને જીતેલા પ્રદેશ પર ત્રાસ વર્તાવતો. પરંતુ નેન્સીના પાડોશી રાજ્યની રાજા તથા પુત્રીના આત્મત્યાગ અને સ્વદેશપ્રેમથી એ પણ મ્હાત થઇ ચાલ્યો ગયો. એ ઉપરાંત કોનો બાળ, ભાઇબીજ, ટૂંકી મુસાફરી, મહત્ત્વાકાંક્ષાના અવશેષ, પ્રાયશ્ચિત્ત વગેરે વાતો ખાસ વાંચવા, મનન કરવા તથા બોધ લેવા લાયક છે. ટૂંકી વાર્તાના શોખીનોને આ પુસ્તક જરૂર ગમશે.

કાગળ, છપાઇ વગેરે સામાન્ય છે.

**૪. નારીહૃદય**—લેખકઃ સ્વ. કલાપિ (લાઠી ઠાકોર સુરસિંહજી), સંપાદક તથા પ્રકાશકઃ રમણીક કિશનલાલ મહેતા, ૧૯૩૩; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૫+૧૮૦; કલામય સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

અંગ્રેજી લેખક ચાર્લ્સ રોબીન્સનની કૃતિનું ગુજરાતી ભાષાંતર કરી સ્વ. કલાપીએ આ વાર્તા યોજી છે. જુદા જુદા પન્થનો અભ્યાસ કરવાની વૃત્તિથી એમણે પાશ્ચાત્ય લેખકોનાં પુસ્તકો વાંચી તેનાં રૂપાંતરો પ્રસિદ્ધ કર્યાં છે. ' માલા અને મુદ્રિકા ' એ જેમ્સ રિપલિંગ નામના લેખકની ' રીંઘ અને રિંગ ' નામના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર છે. સ્વ. કાન્તના સહવાસથી એમણે સ્વીડનબોર્ગનો અભ્યાસ કર્યો, થિઓસોફી જોઇ, પ્લેટો વાંચ્યો. સ્વીડનબોર્ગના સિદ્ધાંતોને અનુસરતી આ વાર્તા છે. પરંતુ શ્રી. કલાપી એ પૂરું કરી શકયા નહોતા એટલે એને પૂરું કરાવતાં શ્રી. રમણીક મહેતાને કેટલોક સમય ગયો અને પછી એને તપાસાવવા જતાં એમને કેવો કડવો અનુભવ થયો તે એમણે નિવેદનમાં જણાવ્યું છે.

એમાં આસ્તિકવાદ અને નાસ્તિકવાદ વચ્ચેનું યુદ્ધ વર્ણવ્યું છે. આપણાં શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો ઉપનિષદો વગેરે વાંચ્યા સિવાય માત્ર કોઇના દોરવેલા યુવકો કેવી રીતે પોતાનાં પુસ્તકોમાં શું લખ્યું છે અને તેમનો સિદ્ધાન્ત કેવો છે તે જાણ્યા સિવાય બીજાના શબ્દોની જાળમાં ફસાઇ અર્થનો અનર્થ કેવી રીતે કરે છે અને આખરે સચોટ અસર કરે એવા પ્રેમપ્રસંગો અથવા અન્ય પ્રસંગો દ્વારા જાણકાર પુરુષોના યુક્તિ–પ્રયુક્તિના પ્રયોગોથી કેવી રસ્તે પડી જાય છે તે કરુણાશંકર અને સરસ્વતીના પ્રસંગથી બહુ સરસ રીતે જોઇ શકાય છે. જો કે બન્ને આખરે પરણી શકતાં નથી, પરંતુ એમનું સમાધાન તો થઇ જાય છે અને સરસ્વતીના આકર્ષણથી કરુણાશંકર ઇશ્વરમાં માનતો થાય છે અને ડૉ. વૈષ્ણવની સમયસૂચના અને યોગ્ય ઉપદેશથી કરુણાશંકર ઇશ્વરમાં માનતો થાય છે અને પ્રાર્થના કરવા મંડી જાય છે. છેવટે દુર્ગા જોડે પરણે છે અને પ્રભુતામાં પગલાં માંડે છે.

સ્વ. કલાપીનાં લખાણોમાં સ્વીડનબોર્ગના સિદ્ધાંતોની અસર તરી આવે છે. એમની આખી જિંદગી એ સિદ્ધાંત ઉપર રચાઈ હતી. શ્રી. શોભનાનો પ્રસંગ પણ એજ સૂચવે છે.

પુસ્તક ખરેખર વાંચી મનન કરવા લાયક છે. અને સ્વ. કલાપીના ઉદાત્ત વિચારો કેવા હતા તે સ્પષ્ટ સમજાય છે. એમનું વાચન વિશાળ હતું અને એમની ધર્મની ખરી ભાવના જાણવાની તેમજ આધ્યાત્મિક બાબતો સમજવાની તમન્ના પણ પ્રબળ હતી. એ ભાવનાના અન્વેષણના પ્રસંગોમાં એમને નડેલી મુશ્કેલીઓથી જ એમનું જીવન કરુણાંતક બન્યું હતું. સ્વ. કલાપીના અભ્યાસકોને તો આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે. સ્વ. કલાપીના સાહિત્યમાં આથી સારો ઉમેરો થાય છે. ખરી રીતે કેળવાયલાં મગજો જ આ પુસ્તક બરાબર સમજી શકશે.

૫. **કેતકીનાં પુષ્પોઃ**—કર્તાઃ નવલરામ જગન્નાથ ત્રિવેદી; પ્રકાશકઃ શંભુલાલ જગશી-શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી, ૨૦+૧૯૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

તરુણ ગ્રંથમાળામાં સાહિત્યનાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓ એ દ્વાર પ્રકાશિત થાય છે. આમાં ગદ્ય તથા પદ્ય બન્નેનો સમાવેશ કર્યો છે. ભાઈ નવલરામે વખતોવખત લખેલા લેખો અને ભાષણો આપેલાં તેનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પૂઠા ઉપરનું કેતકીનું ચિત્ર ખાસ ધ્યાન ખેંચે છે. પુસ્તકના નામને બંધબેસતુ એ ચિત્ર છે. વિવેચન, શોધખોળ વગેરે સાહિત્યની બાબતો કાંટાળી અને ચર્ચાસ્પદ છે જ, તેથી આ નામ પસંદ થયું છે. બધાં લખાણોમાં હળવો હાસ્યરસ મુખ્ય છે. ભાઈ નવલરામ આધુનિક હાસ્યરસ-લેખકોમાંના એક છે. મર્માળુ અને કટાક્ષમય લખાણ એઓને સિદ્ધ છે. ટૂંકમાં પ્રસ્તાવનામાં કયો લેખ ક્યારે અને શેમાં પ્રસિદ્ધ થયો છે તે લેખકે જણાવ્યું છે, લગભગ ૩૪ લેખો અને ચારેક પદ્યો છેવટમાં છે તે આમાં પ્રસિદ્ધ થયાં છે. લેખોમાં શિક્ષણ, સાહિત્ય, ધર્મ, વેદાન્ત, લેખનકળા અને લેખનવ્યાપાર, સબરસ સત્યાગ્રહ, શારદા બિલ અને સાહિત્ય વગેરે પરના લેખો ઉપરાંત પ્રેમમીમાંસા, પ્રણયયાત્રા વગેરે પદ્યલેખો રમુજી અને મનનીય છે. કટાક્ષમય રીતે ભાઈ નવલરામે આ પ્રશ્નો ચર્ચી રસમય રીતે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે. એ શૈલી માટે એઓ જાણીતા છે. આવા સિદ્ધ લેખકોનાં પુસ્તકો પુસ્તકાલયો જરૂર ખરીદે. એમાંથી ઘણું જાણવા વિચારવાનું મળશે. કાગળ, છપાઈ, રૂપરંગ, બાંધણી વગેરે સુંદર છે.

૬. **પુત્રજન્મ**—લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક, સ્થળ, કદ ઉપર પ્રમાણે; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃષ્ઠ ૧૨+૩૪૬; મૂલ્ય રૂ. ૨–૮–૦

તરુણ ગ્રંથમાળાનું આ ૧૪ મું પુસ્તક છે. એમાં લગ્ન સંબંધી પ્રશ્ન લેખકે નવી દૃષ્ટિથી ચર્ચ્યો છે. લગ્ન ઉપરાંત પતિપ્રેમ, ગુણજ્ઞતા, આધુનિક લગ્નના આદર્શો, તેમજ શિક્ષણનો સદુપયોગ વગેરે સંબંધી ચર્ચા છે. પિતા આધુનિક વિચારના અને લક્ષ્મીના અહંકારવાળા છે. સામાન્ય સ્થિતિમાં કરેલો પુત્રીવિવાહ ચાલુ રાખવા તે ખુશી નથી. પત્ની જૂના વિચારનાં અને પત્નીધર્મનાં હિમાયતી હોઈ વિવાહ તોડવા વિરુદ્ધ છે. તે પુત્રીને પોતાને માર્ગે વાળે છે એટલે પિતા વિવાહ રદ કરવા પ્રેરાય છે. એટલે અંજની મુંબાઈથી પોતાને ગામ–પોતાને સાસરે ચાલી જાય છે. પિતા ગુસ્સે થઈ એની સાથેનો સંબંધ ટાળે છે. પુત્રી સાસરે જતાં

સસરાને મૃત્યુસમયે આશ્વાસન આપે છે. પરંતુ પતિ, મૂર્ખ તેમજ અપંગ અને રખડેલ છે. સુધારવા મથે છે; પરંતુ ગામલોકોના ત્રાસથી પતિને લઇ દવાદારૂ માટે ગામેગામ ફરે છે. આખરે હિમાલયમાં જાય છે. ત્યાં એક વૈદ્ય મહાત્મા એની વહારે ધાય છે. અને દવાની શોધમાં ડૉ. નવનીતરાય સાથે જંગલમાં જાય છે; ત્યાં કુદરતી ઘટનાથી દેવલો સારો થાય છે અને ડૉ. નવનીતરાય લોહીલુહાણ થઇ બેભાન બની જાય છે તેને ખાંધ પર નાખી દેવીપ્રસાદ આવે છે. અંજની પરમાત્માનો પાડ માને છે અને પછી બધાં અમદાવાદ આવે છે. નવનીતરાય મુંબાઈ મોહનભાઇને ત્યાં આવે છે. લીલા નવાઇ પામે છે. પરંતુ કોઇ અંજની તથા દેવલાને ઓળખી શકતું નથી. અમદાવાદમાં દેવીપ્રસાદ અંજનીને પૈસે શેર ધંધામાં પડે છે અને પંકાય છે. પરંતુ એ વિલાસી બની જાય છે અને અંજની નિરાશ થઇ મુંબાઇ ચાલી જાય છે. ત્યાં અચાનક મોટર સામે આવતાં લીલા હાથ પકડી આઘી ખસેડવા જાય છે અને મુખ જોતાં પોતાની બહેનને ઓળખી નવાઇ પામે છે. ડૉ. નવનીતરાય પણ પોતાની મોટી બહેનને ઓળખે છે અને ઓળખાણ આપે છે અને પછી અમદાવાદ જઈ દેવીપ્રસાદની ખોડ ભુલાવે છે અને એને એવીજ રીતે હરાવે છે અને ઘરમાંથી કાઢે છે. દેવીપ્રસાદ પોતાની સ્થિતિ સમજાવે છે ત્યાં પડી જતાં આગ લાગે છે. તેમાં લીલા તથા દેવીપ્રસાદ દાઝે છે. અંજની દેવીપ્રસાદની સારવાર કરે છે અને લીલા સારી થતાં ડૉ. નવનીતરાય જોડે પરણે છે. વાર્તા રોમાંચક, અવનવા અનુભવોથી ભરેલી, જીવનની આંટીઘુંટીઓ જણાવતી, બોધક તથા રસમય છે. વાચકોને બહુ જ ગમશે. અભ્યાસકોને ઘણા પ્રશ્નો ચર્ચેલા જણાશે.

રૂપરંગ, કાગળ, બાંધણી, છપામણી, બીબાં વગેરે સુંદર છે. પુસ્તકાલયોમાં ખૂબ વંચાશે. નવીન દૃષ્ટિવાળાને તો બહુજ ગમશે. જૂની દૃષ્ટિવાળાને પોતાને જોઇતું પણ મળશેજ.

**૭. શ્રીકાંત ભા. ૧-૨** ( શરચ્ચંદ્રકૃત )—અનુ. : શ્રી. રમણલાલ સોની, પ્રકાશક : ઉપર પ્રમાણે. ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૪૦૦; સચિત્ર આચ્છાદનવાળુ પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩—૦—૦. આવૃત્તિ બીજી.

સને ૧૯૩૬ માં આ પુસ્તક પ્રથમ પ્રસિદ્ધ થયું હતું. ચાર વર્ષમાં નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થાય એ જ એ પુસ્તકની લોકપ્રિયતા દર્શાવે છે. કેટલાક શાબ્દિક ફેરફાર બાદ કરતાં આ આવૃત્તિ પહેલીનું પુનરાવર્તન છે. પરિચય માટે ' પુસ્તકાલય ' માસિકનો ૧૯૩૬ ના ડિસેંબર અંકને ૮૭૫ મે પાને જોવું. કાગળ, છપાઇ વગેરે સુંદર છે.

**૮. બ્રહ્મચર્યમીમાંસા**—લેખકઃ ડૉ. જટાશંકર નાન્દી; પ્રકાશકઃ શ્રી. જયંતીલાલ આર. દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૪૪+૪૨૪; સુશોભિત આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩—૮—૦.

શ્રી. જટાશંકરભાઇ વકીલાત કરતા હતા છતાં આરોગ્યશાસ્ત્રના એમના ખાસ વલણને લીધે એમણે એડનબરા અને ન્યુયૉર્કની એન. ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી. એ અંગે એમણે જે જે પુસ્તકો પાશ્ચાત્ય તેમ જ પૌર્વાત્ય તથા આર્યાવર્તના વિદ્વાન લેખકોનાં વાંચેલાં તે ઉપરથી બ્રહ્મચર્યની મહત્તા દર્શાવતું આ પુસ્તક તેમણે આધારસહ તૈયાર કર્યું. બ્રહ્મચર્ય ઉપર ઘણાં થોડાં બલ્કે નહિ જેવાં નાનાં પુસ્તકો લખાયાં છે. પરંતુ આવું વિસ્તૃત નૈષ્ઠિક બ્રહ્મચારી

મહાનુભવોનાં જીવનચરિત્રોવાળું તેમ જ એવા જ મહાન પુરુષોએ ઉચ્ચારેલાં ૨૧૦ વચનામૃતવાળું આવું સુંદર પુસ્તક તો હાલ આજે પ્રસિદ્ધ થાય છે. એ માટે ભાઇ જંટાશંકરને ખરેખર અભિનંદન ઘટે છે. આધુનિક વિલાસપ્રિય અને મોજી પ્રજાને આવા પુસ્તકની ખાસ જરૂર હતી જ, તે આ પુસ્તક પૂરી પાડે છે.

પુસ્તક મુખ્ય ત્રણ ભાગમાં વહેંચાયલું છે. પહેલા ભાગનાં ૭, બીજાનાં ૪ પ્રકરણો અને ત્રીજા ભાગમાં મહાપુરુષોનાં ૨૧૦ બ્રહ્મચર્યસુધામૃતો આપેલાં છે. બ્રહ્મચર્યના સ્વરૂપથી શરૂ કરી, વીર્યની મહત્તા, નૈષ્ઠિક બ્રહ્મચર્ય એટલે શું? તેમજ પ્રાતઃસ્મરણીય ભીષ્મપિતામહ, શ્રીમત્ શંકરાચાર્ય, યોગી હરિદાસજી, સ્વામી શ્રી સહજાનંદજી, બ્રહ્મર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદજી, પ્રો. રામમૂર્તિ વગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓનાં આદર્શ જીવનચરિત્રો, લગ્નમાં બ્રહ્મચર્ય અને વિશ્વવિખ્યાત વિવાહિત મહાત્માઓનાં જીવનોની રૂપરેખાઓ જેવાં કે વિવાહિત નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, વિજયશેઠ અને વિજયારાણી, રામકૃષ્ણ પરમહંસ અને ભક્ત લોચનદાસજી તથા ઉત્તરાવસ્થામાં લગ્નાવસ્થાનો ત્યાગ કરનારા મહાન બ્રહ્મચારીઓ જેવા કે બુદ્ધદેવ, મહાત્મા તૈલંગસ્વામી, તુલસીદાસજી, સ્વામી રામતીર્થ, મોહનદાસ ગાંધી વગેરે આ દરેકનાં જીવનોની મહત્તા બહુ વિસ્તારથી વર્ણવી એમના જેવું જીવન જીવવા આધુનિક પ્રજાને પ્રેરણા અર્પવાનો પ્રયાસ આ પુસ્તકદ્વારા ભાઇ શ્રી. જટાશંકરભાઇએ કર્યો છે. છેલ્લા પ્રકરણ ૭ મામાં બ્રહ્મચર્યના ભંગથી થતો આરોગ્ય અને આયુષ્યનો નાશ કેવી રીતે થાય છે તે વર્ણવ્યું છે. બીજા ભાગમાં બ્રહ્મચર્ય માર્ગદર્શન માટે સૂચનાઓ, બ્રહ્મચર્યવ્રતપોષક જીવનપદ્ધતિ, શિયળવ્રત-સહાયક ગૂઢ ક્રિયાઓ તથા પ્રસિદ્ધ ધર્મપ્રવર્તકો અને સિદ્ધ બ્રહ્મચારીઓએ ઉપદેશેલા શિયળ-સંરક્ષક નિયમો, સ્વામી શ્રી શિવાનંદ સરસ્વતીની મહામૂલ્ય ૨૦ સૂચનાઓ વગેરે વિસ્તારથી આપ્યાં છે અને ત્રીજા ભાગમાં પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય વિદ્વાનો, મહાત્માઓ, વિદ્વાનો, દાકતરો વગેરેએ બ્રહ્મચર્યના સમર્થનમાં ઠેકાણે ઠેકાણે ઉચ્ચારેલાં વચનામૃતોનો સંગ્રહ પણ ખાસ ઉપદેશાત્મક અને માર્ગદર્શક છે. વિદ્વાન સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇની ટૂંકી પરંતુ ઉપયોગી પ્રસ્તાવના પણ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. કર્તાની પોતાની પ્રસ્તાવના પણ ખાસ વાંચવા લાયક છે. પુસ્તક ખરેજ દિગ્દર્શક છે.

દરેકે દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક ખરીદાઇ તેનો જેટલો બને તેટલો બહોળો ઉપયોગ થાય એવી યોજના કરવાનું સૂચવવું અસ્થાને નહિ ગણાય.

કાગળ, છપાઇ, બાંધણી, બીબાં વગેરે સુંદર છે.

૯. સ્વાધ્યાય—લેખકઃ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ; પ્રકાશકઃ પારેખ અને વોરા, નવચેતન સાહિત્યમંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર આચ્છાદનવાળું બાવડાદી સચિત્ર પાકું પૂઠું; પૃષ્ઠ. ૧૮+૧૮૮; મૂલ્ય રૂ. ૧-૪-૦

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના કુલ ૨૪ મા અને પાંચમા વર્ષના પ્રથમ પુસ્તક તરીકે ભાઇ શ્રી. હરિપ્રસાદે વખતોવખત પત્રો તથા માસિકોમાં લખેલા તત્ત્વજ્ઞાન સંબંધી લેખોનો આ સંગ્રહ ભાઇ હરિપ્રસાદને સાહિત્યકાર ઉપરાંત તત્ત્વચિંતક તરીકે આપણી આગળ રજૂ કરે છે. આ પુસ્તક બે વિભાગમાં છે. એકમાં સમગ્રતા અને વિકાસ, સત્સંગ, સંતનાં લક્ષણ, ચેતન અને મનુષ્ય, કુદરત અને જગત એવા પાંચ અભ્યાસપૂર્ણ અને અનુભવપૂર્ણ લેખો

છે; ત્યારે બીજીમાં વિજ્ઞાનતત્ત્વના બે તથા સૌન્દર્યપ્રાપ્તિ એમ બે લેખોનો સમાવેશ કરેલો છે. લેખો ક્યારે લખાયા અને કયા પુસ્તક ઉપરથી તે ભાઈ હરિપ્રસાદે પૃષ્ઠને છેડે નોંધમાં જણાવ્યું છે. અંગ્રેજી પુસ્તક વાંચ્યા પછી આ લેખોની પ્રેરણા એમને મળી છે. પાશ્ચાત્ય તેમ જ પૌર્વાત્ય બન્ને દેશોના તત્ત્વચિંતકોના ઉલ્લેખો અને અવતરણો સ્થળે સ્થળે સમર્થન ખાતર આપ્યાં છે. આધ્યાત્મિક અને તત્ત્વચિંતનમાં ભાઈ હરિપ્રસાદે ઠીક ચંચુપ્રવેશ કર્યો છે. લેખો મનનીય અને ઉપદેશાત્મક જણાશે. એ લેખો તૈયાર કરવામાં એમણે સારી મહેનત લીધેલી જણાય છે.

કાગળ, પુસ્તકની બાંધણી, છપાઈ વગેરે સુંદર છે. સામાન્ય વાચકને કદાચ આમાં બહુ રસ ન પડે એ સ્વાભાવિક છે, પરંતુ તત્ત્વજ્ઞાનના અભ્યાસીને તો આમાંથી કાંઈ જોવા જાણવાનું મળશે. પુસ્તકાલયો તો જરૂર ખરીદે. આવા અનુભવી, અભ્યાસી અને વિદ્વાન લેખકનાં પુસ્તકો પુસ્તકાલયોમાં અવશ્ય હોવાં જોઈએ.

૧૦. **વહેમી:**—લેખક: સ્વ. બ્યોમેશચન્દ્ર પાઠકજી; પ્રકાશક: શ્રી. જયમનગૌરી બ્યો. પાઠકજી, ખપાટીઆ ચકલા, ગોપીપુરા, સુરત. ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૭૭; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૮ આના.

સદર પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ ૧૯૩૭ માં પ્રસિદ્ધ થઈ હતી. તે વખતે એનો પરિચય અપાયો છે. આમાં ખાસ ઉમેરો જણાતો નથી. પરિચય માટે ૧૯૩૭ ના ' પુસ્તકાલય 'ની ફાઇલ જોવી. જે પુસ્તકાલયોએ ના ખરીદ્યું હોય તે ખરીદી વાંચે. એ પણ કટાક્ષમય અને રમુજી શૈલીવાળું પુસ્તક છે.

૧૧. **ઘરઘરણું અને મનોહર**—લેખક: મસ્તરામ પંડ્યા, પ્રકાશક: હરભાઈ ત્રિવેદી, ' ઘર–શાળા ' પ્રકાશનમંદિર, હિલ ડ્રાઈવ, ભાવનગર; ૧૯૪૦, કાચું પૂઠું, ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૬+૧૨૭, મૂલ્ય ૧૨ આના.

રશિયન લેખક ' શેહોવ 'ના ' પ્રપોઝલ ' ઉપરથી એકાંકી પ્રહસન ' ઘરઘરણું ' અને પ્રખ્યાત જર્મન લેખક ' જોન વાન ડૂટન 'ના 'યંગ વુડલી' ઉપરથી 'મનોહર' ત્રિઅંકી નાટક એમ બે ભજવવા લાયક નાટકો ભાવાનુવાદરૂપે ભાઈ મસ્તરામ પંડ્યાએ ઉતાર્યાં છે. પુસ્તકના નામ કરતાં અંદરની ગોઠવણ ઊલટી છે. પહેલું ' મનોહર ' અને બીજું 'ઘરઘરણું' છે. બન્નેમાં પ્રેમ તથા લગ્ન સંબંધી વિચારોને લગતું વિવેચન છે. 'મનોહર'માં શાળાના સહશિક્ષણથી શાળાનું વાતાવરણ તથા ત્યાંની ઉણપો અને અડચણો સંબંધી ચર્ચા કરી છે. બીજામાં એટલે 'ઘરઘરણું'માં લીંબા પટેલની 'મોંઘી' નામની રાંડેલી દીકરી સાથે ઘરઘરણું કરવા આંબો પટેલ નામનો યુવાન તલપાપડ થઈ રહેલો દેખાય છે. પરંતુ જમીન અને બળદો કોના ચડિયાતા એ સંબંધમાં મતભેદ થતાં તેમાં વિક્ષેપ આવે છે. છતાં આંબો ઢોંગ કરી મોંઘી તથા લીંબામાં અનુકંપા પ્રેરે છે અને આખરે આંબો જીવતો છે એ જાણતાં મોંઘીને માટે સંમતિ આપે છે. પણ આંબો હજુ બળદ કોના ચડિયાતા તેની જીદ મોંઘી માટેક છોડતો નથી. છતાં લીંબા પટેલ ઉપરથી કરવાની ધમાલમાં સમાધાન કરાવે છે. નાટક ટૂંકું અને રમુજી છે. પાશ્ચાત્ય નાટિકા પરથી આપણા દેશને અનુકૂળ વાતાવરણ ઉપજાવી ગુજરાતને બંધબેસતું બનાવ્યું છે. બન્નેની જીદ જોઈ વાચક સહેજે હસી જાય તેવું છે.

મનોહરમાં શાળાના સહશિક્ષણને અંગે ઉદ્‌ભવતો પ્રેમ અને તેને અંગેનાં દ્વેષ ઈર્ષા નજરે પડે છે. વિદ્યાર્થીઓ અને મુખ્ય શિક્ષક એક જ સ્ત્રી સાથે પ્રેમમાં પડે છે અને પોતાની વાગ્દત્તા તરફ પ્રેમની નજરથી જોનાર મનહરને પાયમાલ કરવા શનિદેવ તેના બાપને તાર કરી બોલાવે છે. પરંતુ લતા ખરી હકીકત જાહેર કરી શનિદેવને ફાવવા દેતી નથી. સ્ત્રી અને વિદ્યાર્થીની સાથે મુખ્ય અધ્યાપકનું સંવનન તેમ જ વાગ્દાન સાંભળી ઉપશિક્ષકો અને અન્ય વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ પણ એ સંબંધી ચર્ચા કરતાં હોય છે. સત્તા આગળ મનહરને નમવું પડે છે અને શાળામાંથી રજા મળે છે અને એના પિતા લતાનો એકરાર સાંભળી સ્વસ્થ ચિત્તે એને લઈ જાય છે અને લતા શનિદેવ સાથે સમાધાન કરે છે.

બન્ને નાટકો ભજવી શકાય એવાં છે. આધુનિક શિક્ષણપ્રણાલીના સહશિક્ષણની મુસ્કેલીનો એમાં ચિતાર આપ્યો છે. બન્ને નાટકો આધુનિક વસ્તુસ્થિતિ અને આધુનિક વાતાવરણનું દિગ્દર્શન કરાવે છે. પ્રેરક અને મનન કરવા યોગ્ય છે. 'મનહર' શિક્ષણના અભ્યાસકો, શિક્ષકો તેમ જ વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓને તેમ જ તેમનાં માબાપોને ખાસ વાંચવા લાયક છે. બીજું સામાજિક વસ્તુસ્થિતિ ગામડામાં કેવી હોય છે તેનો ખ્યાલ આપે છે. 'ઘર–શાળા'નું આ પ્રકાશન ઉપદેશ ખાતર જ પ્રસિદ્ધ થયું છે. કાગળ, છપાઈ વગેરે સાધારણ છે.

**૧૨. ચંદ્રલોકમાં**:—સંક્ષેપકારઃ શ્રી. મૂળશંકર મો. ભટ્ટ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૮+૧૬૮; ૧૯૪૦; પાકું પૂઠું; મૂલ્ય છાપ્યું નથી.

'૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણા' નામના પુસ્તકના પ્રખ્યાત ફ્રેંચ લેખક જુલેવર્નનાં બે પુસ્તકો 'ફ્રોમ ધિ અર્થ ટુ ધિ મૂન' અને 'રાઉન્ડ ધિ મૂન' નામનાં બે પુસ્તકોને ટુંકાવી બે ખંડમાં આ પુસ્તક પૂરૂં કર્યું છે. તોપ મંડળની સ્થાપનાથી શરૂ કરી પછી ચંદ્રલોકની મુસાફરીનો કાર્યક્રમ ઘડાય છે. સભામાં ત્યાં કેવી રીતે જવું અને કેવાં સાધનો જોઈશે એ બધું બારબીકેન અને તેના મિત્રો નક્કી કરે છે. પછી પર્વતની ટેકરી ઉપર ભઠ્ઠી કરી તેમાં ૯૦૦ ફૂટ લાંબી લોઢાના ઢાળાની તોપ જમીનમાં ઉંડી ઢાળવી, અંદરનો ગાળો ૯ ફીટ અને ઢાળાની જાડાઈ ૬ ફીટ રાખવી. તેમાંથી એલ્યુમિનમનો પોલો ગોળો બનાવ્યો, તેમાં ત્રણ જણા ચંદ્રની મુલાકાતે જવા માટે તૈયાર થયા. એક તો ખાસ અમેરિકાથી તાર કરી ત્યાં નાણાંની જોગવાઈ કરી આવ્યો. તોપ તથા ગોળો તૈયાર થયા એટલે ઉંચા પર્વત ઉપરથી એ ગોળો ઉડશે કે કેમ તે તપાસ્યું અને પછી બારબીકેન, નિકોલ અને માઈકલ ત્રણે જણા ગોળામાં પોતાને જોઈતાં સાધનો સાથે બેઠા. ગોળો હલકો ના રહે અને તેમાં આંચકો ના આવે માટે એક પડ પાણીનું રાખ્યું. બારબીકેન ગણિતશાસ્ત્રી અને વિજ્ઞાનશાસ્ત્રી પણ હતો. તે બધી ગણતરી કરી સમય વગેરે નક્કી કરતો. ચંદ્ર જ્યારે પૃથ્વીની વધારે નજીક હોય ત્યારે ગોળો ઉડાડવાનું નક્કી કરી બધી તૈયારી કરી. સભાસદોની મોટી સભા ભરી અને મેસ્ટનને તોપ ફોડવાનું મહત્ કાર્ય સોંપી ત્રણે જણા દૂરબીન, દીવા, ખોરાક, લુગડાં વગેરે લઈ અંદર ગયા. ગોળો ૯ ફૂટ પહોળો અને ૧૨ ફૂટ ઊંચો, ઉપરથી વજનમાં હલકો અને નીચેથી વજનવાળો. અંદરના સલૂનમાં પેસવા માટે ઉપરના શંકુમાં એક નાનું ગોળ બારણું હતું અને અંદર ત્રણ સુંદર અને સુંવાળી પથારીઓ ગોઠવી હતી. નીચે ઉપર બત્તીઓ, હવા

સુધારવા પોટાશ, કલોરાઇડ અને કૉસ્ટીક પોટાશ તેમ જ પ્રાણવાયુ વગેરે બધું સાથે હતું. એ ગોળા છૂટે તે જોવા ૩૦,૦૦૦ શેર વજનનું એક મોટું દૂરબીન ૧૦૦૦૦ ફૂટથી પણ વધારે ઉંચાઇએ ગોઠવ્યું હતું. અને બધા અનુકૂળ સંજોગોનો વિચાર કરી તોપ ડિસેમ્બરની પહેલી તારીખે રાતના ૧૦ કલાક ૪૬ મિનિટ અને ૪૦ સેકંડે ફોડી. મેસ્ટનને અંદર જવાનું મન હતું, પણ બારબીકેને એને સમજાવ્યો. પછીનું મુસાફરીનું વર્ણન છે તે પણ સુંદર, પ્રેરણાત્મક અને ઉપદેશાત્મક છે. જુદે જુદે તબકકે હવા કેવી, ત્યાં વજન કેટલું, હવા જાડી કે પાતળી વગેરે વર્ણન બહુ ઝીણવટથી આપ્યું છે. ખરતા તારાઓની અસર પણ કેવી રીતે થાય છે તેમજ ગણતરીમાં ચૂક થતાં અને વચ્ચે એક ખરતા તારાની અસરથી ગોળો ચંદ્રલોકમાં ચંદ્ર પાસે નહિ જતાં તેની આસપાસ ફરી ત્યાં જમીન, પાણી, વનસ્પતિ વગેરે છે કે નહિ તે નોંધી પછી ગોળો પાછો પડવા માંડયો અને તા. ૧૨ મી ડિસેંબરે ૧-૧૭ વાગે સવારે ગોળો ઉત્તર ૨૦°૭' અક્ષાંશ અને પશ્ચિમ ૪૧°૩૭' રેખાંશ ઉપર એ પાસિફિક મહાસાગરમાં પડયો અને સ્ટીમરે તેને આખરે શોધી કાઢયો.

વર્ણન બહુ ચોકકસ અને સચોટ છે. જુદા જુદા ગ્રહો ઉપર જઇ શકાય અને ત્યાં પણ જમીન વગેરે વસ્તી હોય છે કે નહિ એ જાણી શકાય.

વૈજ્ઞાનિકો, જ્યોતિષીઓ વગેરેએ આ પુસ્તક વાંચવા લાયક છે. ભાષા, છપાઇ, કાગળ બાંધણી વગેરે ઉત્તમ છે. જુલેવર્નનાં બે ત્રણથી વધારે પુસ્તકો ભાઇ મૂળશંકરે ગુજરાતી ભાષામાં સુંદર રીતે ઉતાર્યાં છે. વાંચવા જેવાં છે.

પુસ્તકાલયો સંગ્રહ માટે પણ ખરીદે. કોઇ પણ વિજ્ઞાનનો રસિયો આધુનિક સમયમાં રસભેર વાંચનાર નીકળી આવશે.

ના૦ ચં૦ દીવાનજી

**૧૩ પદ્યકથાઓ**—સંગ્રાહકઃ શ્રી. રમણુલાલ શાહ, તંત્રીઃ "બાલજીવન." પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા. પૃ. ૪૭, પૂઠું જાડા કાગળનું, કિં. ૦-૪-૦ આવૃત્તિ ૧ લી, ૧૯૪૦.

આ બાલજીવન ક્રમિક વાર્તામાળાની ભેટ ચોપડી છે. આમાં જાણીતા લેખકોની પદ્યકથાઓ સંગ્રહાઇ છે. કુલ ૧૧ કથાઓ છે. તેમાંની કેટલીક જાણીતી હોઇ મજા પડે તેવી છે. ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. કથાઓમાં કેટલાક શબ્દો ઘણા અઘરા છે. પંચાંગુલિ, ત્વરિત, મ્લેચ્છ, અપકૃત્ય, અનિમિષ, ઉત્ફુલ્લ વગેરે.

**૧૪. નવી નવાઇઓ**—લેખકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ નાગરદાસ ઇ. પટેલ, બાલવિનોદ કાર્યાલય, મલાડ. પૃ. ૮૦, પૂઠું કાગળનું, કિં. ૦-૬-૦.

આ અશોક બાલ પુસ્તકમાળાના છઠ્ઠા વર્ષનું પુસ્તક ૮-૯ છે. આમાં ખરેખર નવી નવાઇઓ જ સંગ્રહાઈ છે. ચિત્રો અને હકીકત વ્યવસ્થિત ગોઠવાએલી છે. આ પુસ્તકની હકીકત રીપ્લી કૃત Believe it or not બંને ભાગ, Would you belive it ? તથા The minutes Wonder of the World એ પુસ્તકો તથા Popular Science વગેરે અમેરિકાનાં માસિકપત્રો ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે. ગૂજરાતી જનતાને એ વિશેષ ઉપયોગી થઇ પડશે.

**વાંચવાની મજા પુ. ૧ થી ૮**—પ્રયોજકો અને પ્રકાશકોઃ શ્રી. મૂળજીભાઇ ભકત

અને મયાશંકર ત્રિવેદી. ફૂલચંદ બાલમંદિર, નડિયાદ. પ્રત્યેકનાં પૃ. ૩૨, પૂઠું કાગળનું, કિંમત પ્રત્યેકની ૦–૨–૩.

ભાઈ મૂળજીભાઈ ભકતને બાલમાનસના અભ્યાસકો અને બાલદુનિયામાં કામ કરતા ઘણાખરા ઓળખે છે.

એમણે બાળકોને વાંચવાની મજા પડે તેવી રીતે આ વાચનમાળાની ગોઠવણ કરી છે. પહેલી પોથીમાં કેવળ મૂળાક્ષરો ઉપરથી બનતા શબ્દો ને ટૂંકાં વાકયો લીધાં છે.

બીજીમાં કાનાવાળા શબ્દો અને ચિઠ્ઠીવાચનમાં ઉપયોગી થઈ પડે તેવાં વાકયો લીધાં છે.

ત્રણ ચાર પાંચ છ ને સાતમાં આગળનું વાચન સંગ્રહ્યું છે.

ટાઈપ, કાગળ વગેરે આકર્ષક હોઈ છોકરાંને ગમે તેવું છે. કિંમત ૦–૨–૩ જરા મોંઘી છે. હવેની આવૃત્તિએ એ તરફ લક્ષ આપવાની જરૂર.

ખરેખર ! 'વાંચવાની મજા'માં એવી જાતનું લખાણ છે કે જેને સમજવા માટે શિક્ષક કે બાલમાનસશાસ્ત્રી થવું ઘટે.

અમે આ માળાને વધાવી લઈએ છીએ.

'દ્રષ્ટા'

૧૬. કલ્યાણિકા—લેખકઃ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર; પ્રકાશક–પરેશ હ. શુકલ, ૪૩, કલ્યાણ બિલ્ડિંગ નં. ૧, કાંદાવાડી, મુંબઈ ૪; ડેમી કદનાં, પૃષ્ઠ ૧૫૯; પૂઠું પાકું; કિંમત ૨–૦–૦; ૧૯૪૦

આ પુસ્તકમાં કવિશ્રી ખબરદારની 'ભજનિકા' બહાર પડયા પછીનાં દસ વર્ષના ગાળામાં એમણે લખેલાં ભજનો છે. એ ભજનો પાંચ વિભાગમાં વહેંચી દીધેલાં છે; (૧) ઝંખના, (૨) આવરણ, (૩) સાધન, (૪) પ્રકાશ અને (૫) આનંદ. આ ભજનો સંબંધી ટૂંક ટિપ્પણ શ્રી. જ્યોતીંદ્ર હ. દવેએ લખેલું પુસ્તકના છેવટના ભાગમાં આપેલું છે. છેક છેલ્લે ભજનોની પ્રથમ પંક્તિઓ કક્કાવારી પ્રમાણે આપેલી છે.

આ પુસ્તકમાંનાં ભજનોની ભાષા શુદ્ધ તથા પ્રાસાદિક છે. એના રાગ વિવિધ હોવા છતાં સરળ છે. એકંદરે ભજનો દિલને ગમી જાય તેવાં છે. ગુજરાતના બીજા કોઈ આધુનિક કવિએ આવાં ભજનો લખ્યાં જાણ્યું માં નથી.

આ પુસ્તકના કાગળ, છપાઈ, વગેરે ઘણાં સારાં છે.

ગુજરાતનાં દરેક પુસ્તકાલયોએ, સાહિત્ય–રસિકોએ તથા પ્રભુપ્રેમીઓએ આ પુસ્તક વસાવવા જેવું છે.

શં. સો. પટેલ

## સામયિકો

રેખા—( વિશેષાંક બીજો ) સંપાદકઃ શ્રી. જયન્તિ દલાલ ગતિ–રેખા કાર્યાલય, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, કારંજ, અમદાવાદ. વા. લવાજમ રૂા. ૨–૦–૦

માત્ર સવા વર્ષ જેટલા અલ્પજીવનકાળમાં રેખાએ જે પ્રગતિ સાધી છે તેવી અને તેટલી પ્રગતિ આપણાં ગુજરાતી સામયિકોમાં ભાગ્યેજ કોઈ જવલ્લેજ ગાંઠયાને નસીબ હશે. આટલા ટૂંક ગાળામાં રેખાએ બે વિશેષાંકો આપ્યા છે.

એમાં આવતા વિવિધ વિષયને લગતા લેખો આજે આપણા સાક્ષરો અને વિવિધ

દૃષ્ટિ ધરાવતા વાચકોમાં ઠીક સ્થાન લેતા જાય છે. અને એનાં કટાક્ષચિત્રો પણ રાજકારણના વિષયની ઠીક રમૂજ આપે તેવાં હોય છે.

આ વિશેષ અંકમાં જાણીતા લેખકોની વાર્તાઓ ઉપરાંત વૈજ્ઞાનિક નજરે સ્વપ્નનું પૃથક્કરણ ઠીક ધ્યાન ખેંચે તેવો લેખ છે. આ ઉપરાંત દેશપરદેશના હાલના વાતાવરણની માહિતી આપતા લેખો પણ ઠીક ઠીક ધ્યાન ખેંચે તેવા છે. ઉપરાંત " નરસી ભગત કેમ બન્યું " એને લગતી ચિત્રસૃષ્ટિની માહિતી પણ વાચનીય છે.

બે રૂપિયા જેટલા અલ્પ લવાજમમાં રેખા સરખું માસિક હરકોઈ પુસ્તકાલય અવશ્ય પોતાને ત્યાં વસાવે.

## દીપોત્સવી અંકો

૧. **સંદેશ**—તંત્રીઃ શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સંપાદકઃ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, સરસ્વતી ભુવન, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય ૦–૧૪–૦

આ અંક સારો પૃષ્ઠસમૃદ્ધ તૈયાર કરવામાં આવ્યો હોઇ જાણીતા કવિઓ શ્રી. ન્હાનાલાલ, શ્રી. ખબરદાર, શ્રી. કેશવ શેઠ, પૂજાલાલ અને લલિતજીનાં કાવ્યો શરૂભાગનાં પૃષ્ઠોમાં સચિત્ર અપાયાં છે. ઉપરાંત શ્રી. ધૂમકેતુનું ગૂજરાતના જ્યોતિર્ધર શીર્ષક હેમચંદ્રાચાર્યનું જીવનકથાનક આપણામાં અસ્મિતા પ્રેરે તેવું છે. અને સાક્ષરશ્રી રમણલાલ દેસાઇ પાસેથી ગુજરાતની એક સંસ્થાનો પરિચય જ માત્ર મેળવી સંપાદકે કેમ સંતોષ માન્યો હશે ? એમની પાસેથી તો સંદેશ જેવા પત્રે વધુ ઉત્તમ કોટિના સર્જનની આશા રાખવી ઘટે. આ લેખ તો કોઇ એ સંસ્થામાંના એકાદ વ્યક્તિની કલમે લખાયો હોત તેજ ઠીક હતું. જ્યારે " સંવત્સરની સંખ્યાએ " શીર્ષક લેખ સંદેશના સહતંત્રીએ વર્ષભરનું ઠીક સરવૈયું આપણને આપ્યું છે.

આ સિવાય અન્ય અનેક લેખો વાંચવા જેવા છે. તસ્વીરોમાં શ્રી. પ્રાણલાલ પટેલનાં સૃષ્ટિસૌંદર્યને લગતાં કુદરતી તેમજ અન્ય ચિત્રો આકર્ષક છે.

૨. **મુંબઇ સમાચાર**—તંત્રીઃ શ્રી. છેલશંકર વ્યાસ, રેડ હાઉસ, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

મુંબઇથી પ્રકટ થતા મુંબઈ સમાચારના આ અંકમાં ટૂંકી વાર્તાઓનું હળવું સચિત્ર સાહિત્ય બે ઘડી આનંદ મેળવવામાં ઉપયોગ લાગે તેવું અપાયું છે. ઉપરાંત નવા નવા કવિઓનાં કાવ્યો પણ અહીં તહીં નજરે પડે છે; જ્યારે આજના યુદ્ધને અંગેની માહિતી આપતા લેખો અને તેને અંગેનાં ચિત્રો ઠીક પ્રમાણમાં સંગ્રહાયાં છે. કવર પરનું ત્રિરંગી ચિત્ર આકર્ષક છે. એ સિવાય આર્ટ પેપર પર છપાયેલી ફોટોપ્લેટસ કેમેરાની કળાનો ઠીક પરિચય આપે છે. " પશ્ચાત્તાપની પળો " સરખું ચિત્ર ન અપાયું હોત તો તેથી અંકની આકર્ષકતા ભાગ્યેજ ઓછી થાત. આપણા શિષ્ટ પત્રકારોએ આવી રુચિભંગસૂચક તસ્વીરો આપવાથી હવે તો વેગળા જ રહેવું ઘટે.

૩. **આરામ**—તંત્રીઃ શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સંપાદકઃ શ્રી. લક્ષ્મીપ્રસાદ જ. આચાર્ય, પ્રકાશનસ્થળ નં. ૧ પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦

' આરામ ' એ હળવું વાચન આપનાર સાપ્તાહિક છે. એના આ દીપોત્સવી અંકના શરૂ ભાગમાં કેટલાંક કાવ્યો રંગબેરંગી શાહીમાં છપાયાં છે. તે પછીનો શ્રી. રમણીયરામ

ગો. ત્રિપાઠીએ " ગુજરાતનું ચાલીસ વર્ષનું રાષ્ટ્રીય ઘડતર અને આજે " શીર્ષક લેખ ગુજરાતના ગયા ચાલીસ વર્ષના ઇતિહાસનું સુંદર આલેખન કર્યું છે. એ લેખ આપણને ગુર્જર ઇતિહાસનાં રાજકીય આંદોલનોનાં પાછલાં ચાલીસ વર્ષોની કેટલીક મીઠી યાદ આપી જાય છે.

અને શ્રી. મણિભાઇ દ્વિવેદીનો " દ. ગુજરાતના ચાલુક્ય ઇતિહાસનું એક પાનું " એ લેખ દ. ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર કંઇક પ્રકાશપ્રેરક નીવડે તેવો છે. આ ઉપ-રાંત અંકમાં અન્ય વાર્તાઓ ઈ. વિવિધ વાચન અપાયું છે. ચિત્રોમાં પણ પ્રાણલાલ પટેલનાં કુદરતનો સાચો પરિચય આપતાં ખાસ આકર્ષક ચિત્રો છે.

૪. **નવસૌરાષ્ટ્ર**—તંત્રીઃ શ્રી. કકલભાઇ કોઠારી અને સહતંત્રીઃ શ્રી. હરગોવિંદ પંડ્યા, સલાપોસ ક્રોસરોડ, અમદાવાદ મૂલ્ય રૂા. ૧—૦—૦

" નવસૌરાષ્ટ્ર " એની દર દિવાળીની રીત મુજબ આ વર્ષે પણ એના આ દીપોત્સવી અંકને આજનાં આંતરરાષ્ટ્રીય આંદોલનોને લગતાં કટાક્ષચિત્રોથી સભર ભર્યો છે. અને લેખસામગ્રીમાં પણ રાજકારણને સ્પર્શતા લેખો ઠીક પ્રમાણમાં અપાયા છે. આજના આપણા રાષ્ટ્રના તેમજ આંતરરાષ્ટ્રીય રાજકારણ વિષે જાણવા માગનારને એમાંથી અચૂક કંઇ ને કંઇ જાણવાજોગ મળી આવશે. અને વાર્તાવાચકોને કરુણાની તેમજ ક્ષણભર આનંદ આપી જાય તેવી વાર્તાઓ પણ મળી આવશે; જ્યારે શ્રી. નિરૂ દેસાઇનો દશ વર્ષમાં "હિન્દની સૂરત બદલી શકાય" એ શીર્ષકનો લેખ આજના આર્થિક આંટીઘૂંટીના યુગમાં કંઇક માર્ગદર્શન આપે તેવો છે.

અને આર્ટપેપર પર અપાયેલી તસ્વીરોમાં " સંદેશ " અને " આરામ "ના દીપોત્સવી અંકોની જેમ આ અંકમાં પણ શ્રી. પ્રાણલાલ પટેલની ફોટોગ્રાફી સારી આકર્ષક નીવડી છે. અને એજ વિષયને લગતો—એ તસ્વીરકારનો ફોટોગ્રાફીને લગતો—લેખ પણ જાણવા જેવો છે.

એકંદરે અંક સુવાચ્ય સામગ્રી અને ચિત્રોથી ઠીક સમૃદ્ધ થયો છે.

૫. **મહાગુજરાત**—( દીપોત્સવી યુદ્ધઅંક ) સંપાદકઃ શ્રી. ભદ્રશંકર મંછારામ ભટ્ટ, સિંધ ન્યુસ પેપર્સ લિ૰, કેમ્પબેલ સ્ટ્રીટ—કરાંચી. મૂલ્ય ૦—૮—૦.

દિવાળીના ટાંકણે અન્ય સામયિકોએ જેમ વિવિધ વિષય આપતી સામગ્રીથી ભરપૂર દીપોત્સવી અંકો પ્રકટ કર્યા છે તેમ કરાંચી ખાતેના ગુજરાતી સાપ્તાહિક " મહાગુજરાતે " આ દીપોત્સવીને ટાંકણે યુદ્ધઅંક પ્રકટ કર્યો છે.

આ અંકમાં હાલ ચાલતા યુરોપીય યુદ્ધને લગતી માહિતીઓ આપતા અને આંતરરાષ્ટ્રીય રંગો દર્શાવતા લેખો આપવામાં આવ્યા છે. આજના યુદ્ધકાળના વાતાવરણ વખતે યુદ્ધને લગતી કંઇક માહિતી-યુદ્ધસરંજામ, યુદ્ધે ચડેલાં રાજ્યોની પરિસ્થિતિ, વિમાની યુદ્ધ વગેરેને લગતી જાણવાજોગ હકીકતો—આપવામાં આવી છે. ઉપરાંત યુદ્ધમાં વપરાતાં શસ્ત્રો, વાયુયાનો, જલયાનો, તેમજ યુદ્ધમાં ગયેલા હિંદી સૈનિકોની તસ્વીરો પણ આપવામાં આવી છે. એમાં અપાયેલાં ચિત્રો પરથી આ લડાઇને લગતો કંઇક ખ્યાલ મળી શકે તેમ છે.

૬. દાંડીઓ ( નવલિકા અંક )—તંત્રીઃ શ્રી. નટવર વિમાવાળા, દાંડીઓ કાર્યાલય, હવાડિયો ચકલો, સુરત.

" દાંડીઓ " ના આ દીપોત્સવી અંકના મુખપૃષ્ઠ પર કવિ નર્મદનું પ્રેમશૌર્ય

અંકિત ચિત્ર આપ્યું છે. અને એ રીતે સંપાદકે "દાંડીઓ" દ્વારા એ વીરકવિની આ દિવાળીના ટાંકણે આપણને યાદ આપી છે.

અન્ય સામયિકોની જેમ આમાં વિવિધ વિષયોને લગતા લેખો નથી અપાયા, પરંતુ ખાસ નવલિકા અંક જ પ્રકટ કરવામાં આવ્યો છે. એમાં જાણીતા અને નવા એવા લેખકોની ટૂંકી વાર્તાઓ આપવામાં આવી છે. સંપાદકના જણાવ્યા મુજબ "ભારે ખોરાક" ઉપર "હલકા વાચન"નું આ વારિ ભારે ખોરાક પચાવવામાં ઠીક સહાયભૂત નીવડે તેવું છે અને તેમ છતાં ઘડીભર નવરાશે હળવા વાચનનો આનંદ લેવા માટે પણ આ વાર્તાઓ ઠીક કામમાં આવે તેવી છે. એટલે, પુસ્તકાલયોમાં, પાકા પૂંઠે બંધાવી આ નવલિકા અંક સંગ્રહવામાં આવે તો વાર્તાઓના રસિયાઓને તે જરૂર મનોરંજક નીવડશે.

અંકમાં આપેલાં ચિત્રો પણ કેટલાંક આકર્ષક છે.

૭. **સ્રીશક્તિ અને દેશબંધુ**—તંત્રીઃ શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા, કેળાંપીઠ, સુરત.

"સ્રીશક્તિ" અને "દેશબંધુ"ના આ સંયુક્ત દીપોત્સવી અંકમાં કેટલાંક કાવ્યો અને વાર્તાઓ આપવામાં આવ્યાં છે. શરૂઆતમાં આપેલું યુદ્ધપુરાણને લગતું રાગ-રાગણીનું કાવ્ય હળવો આનંદ આપે તેવું છે. અંકમાં આપેલી કેટલીક વાર્તાઓ સચિત્ર પણ છે. પરંતુ કેટલાંક સિનેમા નટીઓનાં ચિત્રોને ખાસ 'પોઝ' પૂરતાં મૂકી તેને કળાને નામે પરખાવવાં એ અનિચ્છનીય છે. આમ છતાં કવર પરનું ત્રિરંગી ચિત્ર સુંદર હોઈને આકર્ષક છે.

૮. **નવચેતન**—તંત્રીઃ શ્રી. ચાંપશીભાઈ ઉદ્દેશી, પોલક સ્ટ્રીટ, કલકત્તા.

આ વર્ષે પ્રકટ થયેલા અને અમારી પાસે આવેલા દીપોત્સવી અંકોમાંની સાહિત્ય-સામગ્રીમાં વધુ સરસ અને વિવિધ વિષયસ્પર્શી સાહિત્ય પીરસાયું હોય તો અમને લાગે છે કે, નવચેતનમાં છે. આપણા જાણીતા વિખ્યાત કવિઓ જેવા કે, શ્રી. ખબરદાર, શ્રી. સુંદરમ્ અને કેશવ શેઠનાં કાવ્યો અપાવા ઉપરાંત જાણીતા લેખકો—સાક્ષર શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી, શ્રી. રમણલાલ દેસાઈ, તેમજ ડુંગરશી ધરમશી સંપટ સરખા લેખકો—ના સહકારથી અંકમાંના લેખો ઠીક ઠીક વાચનસમૃદ્ધિ આપી જાય છે.

અને નવલકારોમાં શ્રી. પનાલાલ પટેલકૃત 'જીવતે જીવત બારમું'વાળી વાર્તા વાર્તા-રસિકોને ખાસ આકર્ષે તેવી છે.

આ સિવાય કવિ ખબરદારનો જીવનચરિત્રાત્મક લેખ આપણા એ માનીતા સાહિત્ય-કારના જીવનપ્રસંગો પર સારો પ્રકાશ પાથરે છે. આપણા સાહિત્ય અભ્યાસીઓને એ અવશ્ય ઉપયોગી નીવડશે.

આવી લેખસામગ્રી ઉપરાંત સંપાદકે રંગબેરંગી કલાત્મક ચિત્રો પણ ઠીક પ્રમાણમાં આપ્યાં છે. તેમાં પણ મુખપૃષ્ઠ પરનું તેમજ અંદરનું રંગીન ઋતુના રાસવાળાં ચિત્રો કલાના સુંદર નમૂનારૂપ લેખી શકાય તેવાં છે.

૯. **શારદા**—તંત્રીઃ શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, લીમડાપોળ, વડોદરા. મૂલ્ય રૂા એક.

આપણા જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાના તંત્રીપદ હેઠળ પ્રકટ થતા "શારદા" માસિકનો પણ દીપોત્સવી અંક પ્રકટ થયો છે. "શારદા" માસિકના વર્ષ દરમિયાન વિવિધ વિષયોને લગતા ખાસ અંકો પ્રકટ કરવામાં આવે છે. તો પછી દીપોત્સવીના ટાંકણે ખાસ

અને એ આશા રાખનાર આ દીપોત્સવી અંક મેળવીને જરાય નિરાશ નહિ થાય. એમાં પણ કવિ ખબરદાર, કવિ શ્રી ત્રિભુવન વ્યાસ, કેશવ શેઠ વગેરે કવિઓનાં સુગેય મનોહ્લાદકારક કાવ્યો અપાયાં છે.

લેખોમાં સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈલિખિત "હવા ખાવાનું સ્થળ" તેમજ પિલાનીનું આદર્શ વિદ્યાપીઠ, આન્તરરાષ્ટ્રીય શતરંજ વગેરે લેખો ખાસ વાંચવા જેવા છે. અને "ગામડે" શીર્ષક કાવ્ય આપણા ગ્રામજીવનમાં ખેડૂત સ્ત્રીનો ખરો ખ્યાલ આપતું એ કાવ્ય આપણામાં ગ્રામજીવન પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે તેવું છે.

ચિત્રોમાં શ્રી. કનુ દેસાઈનું વર્ષામંગલનું તેમજ શ્રી. ઉર્મિલા શાહચિત્રિત "મારે આંગણિયે મોરલા ગળકંતા" એ બે ત્રિરંગી ચિત્રો સુંદર કલાત્મક હોઈને હરકોઈની પ્રશંસા માગી લે તેવાં છે. અને "વહુની દિવાળી" વાળું કટાક્ષચિત્ર તો આપણા સમાજમાં વહુની દિવાળીને દિવસે પણ કેવી સ્થિતિ હોય છે તેનું હુબહુ દર્શન કરાવે છે.

એકંદરે અંક સુવાચ્ય સામગ્રીથી ભરપૂર અને કલાત્મક ચિત્રોથી સજાયેલો હોઈને સંપાદકને શ્રમ સફળ કરતો દીસે છે.

૧૦. **ગુણસુન્દરી**—તંત્રીઃ સૌ. જયવતી દેસાઈ, પ્રકાશકઃ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, રાવપુરા, વડોદરા.

ગુણસુન્દરીનો ઓક્ટોબરનો ગરબાઅંક પ્રસિદ્ધ થયા પછી આ નવેમ્બર માસનો અંક દીપોત્સવી અંક તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. અંકને આકર્ષક બનાવવા એ રંગબેરંગી શાહીમાં છાપવામાં આવ્યો છે. એમાંનું પ્રથમ પૃષ્ઠ પરનું શ્રી. રાયપુરાનું શરદ પૂર્ણિમાનું કાવ્ય સ્ત્રીઓએ કંઠાગ્ર કરવા જેવું છે, જ્યારે ડૉ. હરિપ્રસાદ દેસાઈરચિત "રોવનું એકે ન ફુટિયું" કાવ્ય ઠીક હળવી રમુજ ઉત્પન્ન કરે તેવું છે. આ સિવાય અન્ય વાર્તાઓ અને સ્ત્રીઓપયોગી લેખોથી અંકની સારી સજાવટ કરવામાં આવી છે.

અમે ઉપર આપ્યો તે તો મોટેરાંઓને દીવાળીનો આનંદ મેળવવા માટેના સાહિત્યનો પરિચય આપ્યો. પરંતુ એ દિશામાં આપણાં બાલમાસિકોનો પણ ઠીક ઠીક ફાળો છે. એ બધાંમાં **"બાળક"**, **"બાલજીવન"**, **"બાલજગત"** અને **"બાલમિત્ર"** તેમજ **"ગાંડીવે"** બાળકોને દીવાળી પ્રસંગે વાંચવા જેવું તેમજ રમુજી અને જ્ઞાનદાયક વાચન આપવા યથાશક્ય પ્રયત્નો કર્યા છે. તેમાં પણ **બાલજગત** અને **બાલસખાએ** એનાં સુશોભનો માટે જાણે એકબીજાની સરસાઈનો ઠીક પ્રયત્ન કર્યો છે. એ દૃષ્ટિએ એ બન્નેએ બાળકોને ઠીક આકર્ષણ આપ્યું છે. આમ છતાં **બાળકે** એવો બહુ દેરો નહિ કરવા છતાં દીપોત્સવીને અનુરૂપ એવું કલાકાન્તનું સાદું છતાં સુંદર કવરચિત્ર આપ્યું છે, જ્યારે **બાલમિત્રે** એના રાબેતા મુજબના અંકને જ દીપોત્સવી અંકનું નામ આપી એને દીપોત્સવી અંક તરીકે ઓળખાવ્યો છે. અને **બાલજીવને** એની હમેશની બે રંગી છાપણી જાળવી રાખી છે. એમાં આપેલું રંગોળીનું ત્રિરંગી ચિત્ર ઠીક પ્રસંગને અનુરૂપ છે.

આ બધાં બાલમાસિકોમાં વાચનસામગ્રી બાલ માનસને અનુકૂળ અને મનોરંજક અપાઈ જ છે એટલે એ વિષે ભાગ્યેજ કંઈ જણાવવાનું રહે છે.

આ બધાં બાલમાસિકોની સાથે "ગાંડીવ" બાલપાક્ષિકે પણ થોડી વધુ પૃષ્ઠસંખ્યા અને લેખસંખ્યા આપીને એણે પણ દિવાળી ઉજવી છે. આ અંકમાં એના ઘણા અંકોમાં દેખા દેતા બકોર પટેલની પણ પરાક્રમગાથા અપાઈ છે.

## નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અથવા મળવાનું સ્થળ | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | જીવનનું ઝેર | હરજીવન સોમૈયા | ભારતી સા. સંઘ અમદાવાદ | ૨– ૦–૦ |
| ૨ | પલ્લવ | દુર્ગેશ શુક્લ | ગતિ–રેખા કા. અમદાવાદ | ૦–૧૨–૦ |
| ૩ | મૌલાના મહમદઅલી | " ગરીબ " | કાસીમબેગ પી. મીરઝાં કાઝી મહોલ્લો,ભાવનગર | ૧– ૪–૦ |
| ૪ | યંત્રની મર્યાદા | નરહરિ પરીખ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૧૪–૦ |
| ૫ | પાપ, પુણ્ય અને સંયમ | ગોપાલદાસ પટેલ | ,, ,, | ૦–૧૨–૦ |
| ૬ | ખિસ્સાકોશ | મગનભાઇ દેસાઈ | ,, ,, | ૦– ૬–૦ |
| ૭ | સહજાનંદ સ્વામી | કિ. ઘ. મશરૂવાળા | ,, ,, | ૦–૧૦–૦ |
| ૮ | ઊધઇનું જીવન | ,, ,, | ,, ,, | ૦–૧૦–૦ |
| ૯ | મંગળ પ્રભાત | ગાંધીજી | ,, ,, | ૦– ૧–૦ |
| ૧૦ | મહાસભાનાં ગીતો | ચિ. પ્રા. ભટ્ટ | ,, ,, | ૦– ૧–૬ |
| ૧૧ | ગજવે ઘૂમતો શબ્દકોષ | ત્રિપાઠી અને વોરા | મૂલવંતરાય ત્રિપાઠી જૂનાગઢ | ૧– ૪–૦ |
| ૧૨ | चारु चिकित्सा (हिंदी) (ઉત્તરાર્ધ) | વૈદ્ય ગોપીનાથ ગુપ્ત | સંપાદક પોતે, કોટા | ૧– ૮–૦ |
| ૧૩ | બાળ વાર્તાવલિ | હંસા મહેતા | શિષ્ટ સાહિત્ય ભંડાર મુંબઇ | ૧– ૦–૦ |
| ૧૪ | પિયાસી | સુન્દરમ્ | આર. આર. શેઠની કંપની, મુંબઇ | ૨– ૮–૦ |
| ૧૫ | ભાભી | રવીન્દ્રનાથ ટાગોર | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | ૨– ૮–૦ |
| ૧૬ | સંભાવિત સુંદરલાલ | વીરમિત્ર દિવેટિયા | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | |
| ૧૭ | કલાનો નાદ | શ્રી. કાલિદાસ કવિ | શ્રીશક્તિ કાર્યાલય, સૂરત | ૧– ૪–૦ |
| ૧૮ | ભૂત ભડકો | શ્રી. ધનસુખલાલ મહેતા | ,, | ૧–૧૨–૦ |
| ૧૯ | સમિધ | જાણીતા લેખકો | "તણખા" કાર્યાલય રાયપુર, અમદાવાદ | ૧– ૮–૦ |
| ૨૦ | ગુજરાત સાહિત્યસભાની કાર્યવાહી ૩૯–૪૦ | | ગુજરાત સા. સભા, અમદાવાદ | ૧– ૮–૦ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૮ | નવેમ્બર | ૧૩-૧૧-૪૦ |
| કિશોર | ૫ | ૧૨ | ઑગસ્ટ | ૧૫-૯-૪૦ |
| કુમાર | ૧૭ | ૧૦ | ઑક્ટોબર | ૧૬-૧૦-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૬ | ૧૧ | કાર્તિક | ૩-૧૧-૪૦ |
| ખેતીવાડી | ૬ | ૭ | આસો | ૮-૧૦-૪૦ |
| ગુણસુન્દરી | ૩૫ | ૩ | નવેમ્બર | ૧-૧૧-૪૦ |
| ગ્રામજીવન | ૧૧ | ૪ | નવેમ્બર | ૧-૧૧-૪૦ |
| ચરોતર | ૧૦ | ૧૦ | ઑક્ટોબર | ૧૬-૧૦-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૮ | નવેમ્બર | ૪-૧૧-૪૦ |
| નવચેતન | ૩૭ | ૮ | નવેમ્બર | ૩૦-૧૦-૪૦ |
| નવરચના | ૫ | ૬ | ઑક્ટોબર | ૮-૧૧-૪૦ |
| પાટીદાર | ૧૮ | ૧ | કાર્તિક | ૨૬-૧૦-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૧૨ | આશ્વિન | ૨૭-૧૦-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૨-૧૧-૪૦ |
| બાલજગત | ૨ | ૨૩ | નવેમ્બર | ૧-૧૧-૪૦ |
| બાલજીવન | ૨૧ | ૧ | નવેમ્બર | ૯-૧૧-૪૦ |
| બાલમિત્ર | ૨૦ | ૪ | ઑક્ટોબર | ૨-૧૧-૪૦ |
| બાલસખા | ૪ | ૬ | નવેમ્બર | ૩૦-૧૦-૪૦ |
| બાળક | ૧૮ | ૧૧ | નવેમ્બર | ૩૦-૧૦-૪૦ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૩ | જુલાઇ-સપ્ટે. | ૮-૧૦-૪૦ |
| યુવક | ૧૦ | ૧૧ | નવેમ્બર | ૫-૧૧-૪૦ |
| રેખા | ૨ | ૪ | નવેમ્બર | ૩૦-૧૦-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૧૧ | નવેમ્બર | ૯-૧૧-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૧૦ | સપ્ટેમ્બર | ૧૫-૯-૪૦ |
| શારદા | ૩૩ | ૭ | ઑક્ટોબર | ૧૫-૧૦-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૨ | નવેમ્બર | ૧-૧૧-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧૦-૪૦ |
| સ્ત્રીબોધ | ૮૪ | ૧૧ | નવેમ્બર | ૧-૧૧-૪૦ |
| સ્કાઉટવીર | ૫ | ૮ | સપ્ટેમ્બર | ૧૫-૯-૪૦ |

—卐—




## વડોદરા રાજ્ય

**કાયમ થયા**—પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ જેઓની એ પદ પર અવેજી નિમણુક થયેલી તેઓ કાયમ થયા કહે છે. અભિનંદન.

## પુસ્તકાલયને મળેલી ભેટ+

**સા. પુ. હરિપુરા** (તા. પલસાણા)ને ૪) શ્રી. નાથુભાઇ રામજીભાઈ તરફથી, ૨) નાથુભાઇ લાલભાઇ પટેલ, અને ૩) ખુશાલભાઇ વનમાળીભાઇ તરફથી.

**બાલ સા. પુ. સાવલી**ને બાઇ ચંચળ તે ગાંધી છોટાલાલ પુરુષોત્તમની વિધવા તરફથી રૂ. ૧૦૧) કાયમફંડમાં વધુ મદદ તરીકે આપ્યા છે.

**સા. પુ. મેથી** ( તા. કરજણ )ને ૫) શાહ હસમુખલાલ ધીરજલાલ-ધરોલાં, ૫) પા. કાલીદાસ ભગવાન ટુંડાવ, ૫) શા. શાન્તિલાલ વીરચંદભાઇ મેથી, ૭) શા. મગનલાલ હરજીવનદાસ મેથી, ૨) પા. પરસોતમ ઈશ્વરભાઇ મેથી, ૨) પા. અંટોરભાઇ ગલાબભાઇ મેથી, ૩) શા. નેમચંદ મોહોલાલના દુ. વ. ક. ચંદુલાલ નેમચંદ મેથી, ૨) પા. અંબાલાલ અંટોરભાઇ મેથી, ૨) પા. ઈશ્વરભાઇ મુલજીભાઇ મેથી, ૨) પા. દેશાઈભાઇ ખુશાલભાઇ મેથી, ૨) પા. બાબરભાઇ વેણીભાઇ મેથી, ૨) પા. મીઠાભાઇ જેસંગભાઇ મેથી.

**સર મનુભાઇ ઈનામી નિબંધ હરીફાઇ**—વડોદરા સાહિત્ય સભા તરફથી ઉપર્યુક્ત ઈનામી હરીફાઇ માટે નિબંધો માગવામાં આવ્યા છે. હરીફાઈ માટે વિષયઃ " ખેડૂતની કરજગ્રસ્ત સ્થિતિઃ તેનાં કારણો અને ઉપાયો " રખાયો છે. નિબંધ મંત્રીઓને ડિસેમ્બર આખર સુધી મોકલી આપવાનો છે. ઇનામ રૂ. ૧૦૦ રખાયું છે. વિગતવાર માહિતી વડોદરા સાહિત્ય સભાના મંત્રીને લખવાથી મળી શકશે.

**કડી મહાલ પુ. પરિષદ**—બોરીસણા મુકામે તા. ૨૧-૧૧-૪૦ ના રોજ મે. રા. રા. કડી વિભાગ શાળાધિકારી શ્રી. માલસે સાહેબના પ્રમુખપદે મળનાર છે.

## રાજ્ય બહાર

**અમદાવાદનાં પુસ્તકાલયોનું સંમેલન ટૂંક મુદતમાં અમદાવાદમાં મળનાર છે.** તેને અંગે ત્યાંનાં પુસ્તકાલયો પર પરિપત્ર મોકલવામાં આવ્યો છે.

**ગુજરાતી સાહિત્ય પરિષદના આગામી અધિવેશનના પ્રમુખ** તરીકે જાણીતા કવિશ્રી. અરદેશર ફરામજી ખબરદારની વરણી થઇ છે.

---

+ આ યાદીમાં રૂ. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

# વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૫

ઉ $\frac{૪૨૯૭૫}{૧૧}$ દેસાઇ પ્રા. ફી. અને પારેખ હી. ત્રિ.
અમદાવાદ મ્યુનિસિપાલિટી શતાબ્દિ સ્મારક ગ્રંથ.
૧૯૩૫; રૂ. ૧–૦–૦

ક૮ $\frac{૮૧૬૫}{૨૯}$ વિદ્યાવિજયજી, મુનિશ્રી ( અનુ. )
જૈન તત્ત્વજ્ઞાન (વિજયધર્મ-સૂરિકૃત )
૧૯૩૫; રૂ. ૦–૪–૦

ગ૧ $\frac{૬૮૧}{૯૪}$ મશરૂવાળા, કિશોરલાલ ઘનશ્યામ
સત્યજીવન અથવા સત્યાસત્ય વિચાર
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

ક $\frac{૨૩૬}{૪૫}$ ગાંધી, મોહનદાસ કરમચંદ
ધર્મમંથન
૧૯૩૪; રૂ. ૦–૧૨–૦

ા૨ $\frac{૫૪૩૧}{૯૭}$ પરીખ, અમૃતલાલ મોહનલાલ
સ્પષ્ટ અંકગણિત ભા. ૧–૩
૧૯૩૩; રૂ. ૧–૪–૦

ઠ૨ $\frac{૪૫૧૮૨}{૫૧}$ ધનજીભાઈ ફકીરભાઇ
પદાર્થવિજ્ઞાન ભા. ૧ લો.
૧૯૩૪; રૂ. ૧–૦–૦

ઞ૪ $\frac{૬૮૧}{૧૩}$ મશરૂવાળા, કિશોરલાલ ઘનશ્યામ
ઉધઇનું જીવન
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

ઞ૮ $\frac{૩૮૬૩}{૫૪.૯}$ દવે, ભાનુ પ્ર.
પરણ્યા પછી–સંતતિનિયમન ભા. ૧ લો.
૧૯૩૪; રૂ. ૦–૮–૦

ઞ૮ $\frac{૪૭૫૯}{૬૧}$ નાન્દી, જટાશંકર
બ્રહ્મચર્યમીમાંસા
( ન. ગ્ર. ૧૦૧ )
૧૯૪૦; રૂ. ૩–૮–૦

ઞ૮ $\frac{૯૧૧૯૩}{૧૨}$ શાહ, હિંમતલાલ મ.
આરોગ્ય અને સુખ
૧૯૩૪; રૂ. ૦–૬–૦

ટ૧ $\frac{૩૬૬૫}{૬૪}$ ત્રિવેદી, નવલરામ જગન્નાથ
સમાજસુધારાનું રેખાદર્શન
૧૯૩૪; રૂ. ૦–૮–૦

ઢ૩ $\frac{૫૦૪૫}{૬૦}$ પટેલ, મણિભાઈ
બાલકુંજના પાઠો
(અં) ૧૯૪૦; રૂ. ૦–૪–૦

ઢ૩ $\frac{૮૫૬૬૮}{૬૦}$ વ્યાસ, મગનલાલ ત્રિ.
બાલવિનોદ ભા. ૪–૫
૧૯૩૩; રૂ. ૦–૮–૬

ણ૧૨ $\frac{૪૪૮૭૪}{૭૬}$ દ્વિવેદી, મણિભાઇ
રાજપીપળામાં નવી વસાહતનો વિકાસ
૧૯૪૦; રૂ. ૦–૬–૦

બ $\frac{૪૩૯૬૭}{૯૩}$ દેસાઈ, વ્રજરાય મુકુંદરાય
સગાળશા આખ્યાન
૧૯૩૪; રૂ. ૧–૦–૦

બ $\frac{૯૭૮૯}{૫૫}$ શ્રીસાહિત્ય મંદિર, સુરત (સંપા.)
પારસી લગ્નગીતો ગરબા વગેરે
૧૯૩૪; રૂ. ૦–૬–૦

મ $\frac{૪૫૩૭૭}{૭૭}$ ધામી, મોહનલાલ ચુનીલાલ
રાસ કટોરી
૧૯૩૫; રૂ. ૧–૦–૦

મ $\frac{૫૫૩૮}{૩૫}$ પાઠકજી, જયમનગૌરી
તેજછાયા
૧૯૪૦; રૂ. ૧–૪–૦

મ $\frac{૭૩૫૩૫}{૨૦}$ મુસ્લિમ–ગુજરાત સા. મંડળ
કાવ્યકુંજ પુષ્પ ૭–૮
૧૯૩૫; રૂ. ૦–૮–૦

મ ૮૯૬/૭૬ શાસ્ત્રી, વ્રજલાલ કાળીદાસ
રસગંગા
૧૯૩૪; રૂ. ૦-૪-૦

મ ૧૪૮/૭૩ ઓઝા, ઉછરંગરાય કેશવરાય
મેદ અને ઉજણી; ભક્ષ્ય કે સમર્પણ ?
૧૯૩૫; ૨ શિલિંગ

મ ૨૩૩૩/૫૪ ગાંધી, ઈંદુલાલ
પલટાતાં તેજ અને બીજાં નાટકો
૧૯૩૫; રૂ. ૦-૧૧-૦

મ ૫૬૯૮/૬૪.૨ પુરોહિત, નર્મદાશંકર ભોગીલાલ (અનુ.)
સંસ્કૃત નાટક ભા. ૨ (કીથકૃત)
૧૯૩૪; રૂ. ૧-૦-૦

ય૨ ૯૦૮/૨૬ શાહ, રમણલાલ નાનાલાલ
ચીની વાતો
૧૯૩૫; રૂ. ૦-૨-૬

ય૩ ૮૯૩૧૮/૫૫ શાહ, કેશવલાલ મ.
પાતળવાસી
૧૯૩૫; રૂ. ૦-૩-૦

ય૪ ૬૪૧૩/૨૫ ભટ્ટ, મૂળચંદ્ર મો. (ભા. ક.)
ચન્દ્રલોકમાં (જુ. વર્નકૃત)
૧૯૪૦; રૂ.

ય૫ ૧૨૨૪૩/૬૫.૨ આચાર્ય, ગુણવંતરાય પો.
ભૂતકાળના પડછાયા ભા. ૨જો
૧૯૩૪; રૂ. ૧-૦-૦

ય૫ ૨૯૩૭૬/૪૭ જોબાણી, મનુભાઇ
નામમતી.
૧૯૩૪; રૂ. ૧-૦-૦

ય૫ ૩૬૫૫૪/૫૩ ત્રિવેદી, ચંદુલાલ
પ્રતિબિંબ
૧૯૩૫; રૂ. ૦-૧૩-૦

ય૫ ૫૩૩૪૨/૧૬ પંડ્યા, જમિયત કૃ.
કેમનમીનનું ફિરમન
૧૯૩૫; રૂ. ૦-૫-૦

ય૫ ૫૩૭/૩૫ મેઘાણી, ઝવેરચંદ કા.
તુલસીક્યારો (નં. મં. ૨૩)
૧૯૪૦; રૂ. ૨-૮-૦

ય૫ ૮૦૨૬/૭૬ વર્મા, શારદાપ્રસાદ
વનવનની વેલી
૧૯૪૦; રૂ. ૦-૧૨-૦

ય૫ ૯૬૬૪૫/૫૪ શુક્લ, દુર્ગેશ
પલ્લવ ( ગતિ ગ્રં. ૨. ૨ )
૧૯૪૦; રૂ. ૦-૧૨-૦

ય૫ ૯૧/૪/૨૫ શુક્લ, જયુભાઇ (ભા. ક.)
ચાર અધ્યાય અને માલંચ
( ર. ટાગોરકૃત )
૧૯૪૦; રૂ. ૧-૧૨-૦

ય૫ ૯૭૫/૬૩ સોની, રમણલાલ પી. (અનુ.)
મીઠાન્ત ભા. ૧-૨ (ત.ગ્રં.૪)
૧૯૪૦; રૂ. ૩-૦-૦

ય ૫ ૯૭૮૯/૮૦ શ્રી, સાહિત્ય મંદિર-સુરત
વહેમી પતિ
૧૯૩૪; રૂ. ૦-૩-૦

ય ૭ ૧૦૭૩/૪૬ આગરાન, તારાચંદ પોપટલાલ
નરગંકા
૧૯૩૪; રૂ. ૨-૮-૦

ય ૭ ૯૫૫૩/૫૪ મોમિયા, દરજીવન (અનુ.)
પશ્ચિમના મમરાગ્નિએ
(વિ. સા મા. પુ. ૩)
૧૯૪૦; રૂ. ૧-૮-૦

ય ૭ ૭૨૧/૧૭ મિસ્ત્રી, અંબાલાલ નથાભાઇ
સોલંકીયુગની કીર્તિકથાઓ
૧૯૩૫; રૂ. ૨-૦-૦

ય ૭ $\frac{૭૭૬૮}{૨૮}$ સોમૈયા, હરજીવન
જીવનનું ઝેર (ભા. પ્ર. ૮૧)
૧૯૪૦; રૂ. ૨-૦-૦

ર $\frac{૩૬૮૫}{૮૧}$ ત્રિવેદી, રતિલાલ મોહનલાલ
વાલ્મીકિનું આર્ષદર્શન
૧૯૩૪; રૂ. ૧-૮-૦

ર $\frac{૪૪૧}{૯૮}$ દેસાઇ, હરિપ્રસાદ વ્રજરાય
સ્વાધ્યાય (ગૃ. ગ્રં. ૨૪)
૧૯૪૦; રૂ. ૧-૪-૦

ર $\frac{૪૫૬}{૭૬}$ ધૂમકેતુ
રજકણ
૧૯૩૪; રૂ. ૧-૪-૦

ર $\frac{૬૯૨}{૧૧}$ મહેતા, ધ. કૃ. અને દવે, જયો. હ.
અમે બધાં
૧૯૩૫; રૂ. ૨-૮-૦

ઞ $\frac{૧૨૨૪૩}{૩૪.૧}$ આચાર્ય, ગુણવંતરાય પો. (અનુ.)
તવારીખની તેજછાયા
પુ. ૧ લું (જવાહરલાલ કૃત)
૧૯૩૫; રૂ. ૩-૮-૦

ळ $\frac{૫૪૩૧}{૭૩}$ પરીખ, અમૃતલાલ મોહનલાલ
મુંબાઈ ઇલાકો
૧૯૩૩; રૂ. ૦-૫-૦

ज्ञ $\frac{૯૧૪}{૭૨૩૭}$ મુકાદમ, વામન સીતારામ
છત્રપતિ શિવાજી ચરિત્ર
૧૯૩૪; રૂ. ૫-૮-૦

# પુસ્તકો મોકલ્યાની માહિતી સન ૧૯૪૦

## યાદી નં. ૧૦ : સંખ્યા ૮૮

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયોને સને ૧૯૩૯-૪૦ના બજેટમાં મંજૂર થયા પ્રમાણે માહે ઑક્ટોબર માસમાં મંડળ તરફથી પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં છે. રાજ્યનાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને ૧૯૪૦ આખર સુધીમાં પુસ્તકો બનતા સુધી મોકલાઇ જાય તેવી યોજના થયેલી તે મુજબ પત્રો-માસિકોની યાદીઓના ક્રમવાર પુસ્તકો મોકલાય છે. પરંતુ હજી કેટલાંક ગ્રામ પુસ્તકાલયોએ તેમના બજેટમાં પુસ્તકોની યાદીઓ મોકલી નથી. જેમણે હજી પણ યાદીઓ મોકલી ન હોય તેમણે બનતી ત્વરાએ મોકલી આપવા તજવીજ કરવી.

**પેટલાદ**—ખણસોલ, વટાવ, સીલવાઇ, દંતાલી, ભાટીએલ, અરડી, થલેડી.
**પાદરા**—સરસવણી, ડબકા, તાજપુર, મહમદપુરા.
**ભાદરણ**—કાણીસા, સુંવેલ, ચમારા.
**વડોદરા**—લાલજીપુર, તરસાલી, વડસાળા.
**કરજણ**—વીરજઇ, સુરવાડા, પુરા, લતીપુર ટીંબી, માનપુર, સણાપુર, હળદરવા.
**ડભોઇ**—પીસાઇ, પારીખા, છત્રાલ, રાજલી, કુકડ.
**વાઘોડીઆ**—કરમાલીઆપુરા, જરોદ.
**સાવલી**—શાંતિપુરા, શારદાપુરા, વેમાર, પોઇચા, બાલ પુ. સમલાયા સ્ટેશન.
**શિનોર**—દામાપુરા, આનંદી, વરખડ, માંજરોલ.
**સંખેડા**—સરગી, રતનપુર-કમારજ, અરીઠા, ભાટપુર.
**દહેગામ**—જાળીઆના મઠ.
**કડી**—નંદાસણ, ચડાસણા, ચાલાસણ.
**કલોલ**—પલીઅડ,
**મહેસાણા**—વડસમા.
**પાટણ**—સંખારી
**સિદ્ધપુર**—ભાંખર, મહિલા પુ., ઐઠોર, બ્રાહ્મણવાડા, મેથાણ, કુંવારા, વિશોળ.
**ખેરાળુ**—ત્રાંસવાડ, ઉમતા, હસનપુર.
**ચાણસ્મા**—છમીછા, ગંભુ, સદુથળા, જ્નખાના.
**નવસારી**—કરખાપાર, પડધા, દેલવાડા.
**પલસાણા**—ગંગાધરા, બારસડી, બલેશ્વર.
**ગણદેવી**—ભાઠા, અજરાઈ.
**કામરેજ**—કોસમાડી સીમાડા, ધલા, વાવ.
**મહુવા**—શેખપુર, લસણપુર.
**માંગરોલ**—નંદાવ, ગીજરમ.
**અમરેલી**—ઠમીગઢ, વિઠ્ઠલપુર.
**દામનગર**—મહિલા પુ.
**ખાંભા**—ઇંગોરાળા.
**કોડીનાર**—કડોદરા.
**રતનપુર**—ધરવરીઆ.

# સામયિક દોહન

સામયિક પત્રોમાંના સંગ્રહવા જેવા લેખો

વર્ષ ૨ ] નવેમ્બર : ૧૯૪૦ [ અંક ૭-૧૧

દુબળો ઠીંગુજી અને સુકલકડી બાંધાનો

## આજનો યુવાન

શ્રી. રમણલાલ વ. દેસાઇ

આજનો યુવાન એટલે દુબળો, ઠીંગુજી. ગુજરાતનો આજનો યુવાન સુકલકડી બાંધાનો છે, પણ તે ધારે છે કે તે કામદેવનો અવતાર છે, એનું સૌંદર્ય ટાપટીપોમાં ને પફ-પાઉડરમાં સમાઈ ગયું છે. બહેનોનું પણ શું છે ? આ તો સમાન હક્ક અને સરખા મતનો યુગ છે. જૂના જમાનાની આજે તિરસ્કાર પામતી માતા આજની યુવતીને કેવી રીતે વર્ણવશે ? મારી દાદી આજે આવે તો જરૂર કહે કે આજે તો પુરુષોએ લાજ કાઢવી જોઇએ ! સૌંદર્યની ભાવના જરૂર ઇષ્ટ છે, છતાં તેમાં ફેરફારો પણ જરૂરના છે; પણ સાચું સૌંદર્ય તો તંદુરસ્ત દેહમાં પ્રકટેલું હોય છે; સુગંધી તેલ અને પફ પાવડરમાં નહિ. ઉત્તર હિંદના ભૈયાઓ અને સરહદના અફઘાનો જોડે આપણા યુવાનો પોતાનો તોલ કરી જુએ. આપણે ત્યાં ખંત-મહેનતનો પણ અભાવ થઇ રહ્યો છે. ઘરકામમાં પણ આજના વિદ્યાર્થીઓ બહુ મેંઢાકુ બની ગયા છે.

અખાડાઓ કાઢવાની વાતો થાય છે, પણ કેટલા અખાડાઓમાં કે રમતગમતમાં આગળ આવવા પ્રયત્ન કરે છે. આમાં ભણતરનો દોષ કાઢવા બેસીએ, પણ આપણે આપણા તરફ નજર નાખવી જોઇએ. ઇતિહાસ કહે છે કે, આપણે હજારેક વર્ષથી પરાધીનતાના ચક્રમાં આવ્યા છીએ. મરાઠા યુગની આપણી ચઢતી પણ ચાર દિવસની ચાંદની જેવી થઇ ગઇ. આજે આપણે ગાંધીજી સંબંધી ખૂબ વિચારો કરીએ છીએ, પણ તેમના સૂચવેલા માર્ગે કેટલા જઇએ છીએ ? શૌર્ય, પરાક્રમ અને ખડતલ જીવનથી કંટાળીને આરામ અને વિલાસમાં લસરી પડેલ આપણી પ્રજા આજે પણ એજ સ્થિતિમાં છે. શરીર હિંદુ અને બળવાન મુસ્લીમ પ્રજાના સિંહાસનો આજે વિલાસોની ખાઇમાં ગબડી પડ્યાં છે.

આજે આપણે ત્યાં ભાઇઓ-બહેનોમાં નૃત્યોનો પવન ફુંકાયો છે. નૃત્ય-સંગીત બહુ જીવનના સૌન્દર્ય અને આનંદ માટે જરૂરી છે, પણ તેમાં ક્ષુદ્ર વૃત્તિઓનેજ ઉત્તેજન આપતા હોઇએ તો એવાં નૃત્યોનો નાશ થવો જોઇએ, અને લાઠીઓનો પ્રચાર થવો જોઇએ. વીર મહારાષ્ટ્રીયનો પણ આજે તો એજ દશામાં છે.

ગાંધીજીના બેઠા બળના પાઠો પણ આજે પચાવવા આપણે કયાં તૈયાર છીએ? આપણામાં આજે પ્રેમશૌર્યની ભાવનાનો અભાવ છે. આજે કોલેજમાં કન્યાઓની છેડતી ને તોફાન કરનારમાં યુરોપીયનની હેટ કે અફઘાનની ટોપી સામે નજર કરવાની પણ હિંમત છે?

આજે તો યુવાનનું કાર્ય બહુ નાનું છે. આજે હું દુનિયા કે દેશ કે ગુજરાતના ઉદ્ધારની મોટી વાતો કરતો નથી. આવાં મંડળો દ્વારા લોખંડી શરીરો, આદર્શ સાદાઇ, ત્યાગવૃત્તિ, સહનશક્તિ અને સહકારની વૃત્તિ કેળવીએ અને અમલમાં મૂકીએ તો ઘણું છે. તમારી આ એક પોળને જ આદર્શ બનાવશો તોયે એ મોટામાં મોટી સેવા ને મોટામાં મોટું ગૌરવ છે.

---

# હજુ ચેતીએ

**શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા**

"૧૯૧૮ માં આપણા રાષ્ટ્રનો વિજય થયો, ત્યાર પછી ત્યાગ કરતાં સુખચેનની વૃત્તિને આપણા લોકો વધારે માન આપતા આવ્યા છે. લોકોએ ત્યાગ થોડો કર્યો, પણ ઇચ્છાઓ વધારે કરી. મહેનત ટાળવા પ્રત્યે વલણ રહ્યું. પરિણામે આજે આપણા દેશ પર દુર્ભાગ્ય ફરી વળ્યું છે."

જર્મનીને શરણે જવા માટે પોતાની પ્રજાને ખુલાસો કરતાં ફ્રાન્સના મુખ્ય વડા પ્રધાન માર્શલ પેતેંએ કરેલા ભાષણમાંથી ઉપરનો ફકરો ઉતાર્યો છે. મને આ વાક્યમાં જરાયે અતિશયોક્તિ લાગતી નથી. હું માનું છું કે જે વાત ફ્રાન્સ માટે માર્શલ પેતેંએ જણાવી છે તેજ બીજાં હારેલાં રાજ્યો માટેયે સાચી હોય.

કેટલાંક વર્ષથી હું આ બાબત પર વિચારી માણસોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યો છું. અકસ્માત એ પ્રયત્ન 'સાહિત્ય, સંગીત અને કળા'ની મર્યાદા અને ધ્યેય આંકવાને નિમિત્તે થયો. સંભવ છે કે એને નિમિત્ત બનાવવાને લીધે મારે વિષે ગેરસમજ થય, અને મને કાવ્ય–કલા–વિરોધીની કુખ્યાતિ મળી. જો તેમ થતા છતાંયે રાષ્ટ્રના જીવનના નાશ કરનાર ભયંકર રોગ પ્રત્યે આપણું ધ્યાન જાય અને તેમાંથી આપણને બચવાનું સૂઝે તો મને તે કુખ્યાતિની ફિકર નથી.

સુખચેનપ્રિયતા, આરામપ્રિયતા કદી કોઇ ઊંચે ચડેલા દેશને પાડયા વિના રહી હોય એવું મેં જગતના ઇતિહાસમાં કયાંયે વાંચ્યું નથી. મહેનતુ, કસાયેલા, કઠણ જીવનમાં રસ લેનાર લોકોને હાથે રાજ્યો અને સામ્રાજ્યોની સ્થાપના અને આળસુ, મોજમજા–પરાયણ તથા સુંવાળા વંશજોને હાથે તેમનો નાશ–એ બધાયે દેશોના ઇતિહાસોનો સાર કહી શકાય.

અધ્યાત્મને માર્ગે તેમજ સમૃદ્ધિને માર્ગે ચડવાની સાધના એક જ છે. પડેલા રાષ્ટ્રને ફરીથી ઉઠવાનો માર્ગ પણ તે જ છે. તે માર્ગ સાદાઇનો છે, શોખનો નહિ; આઠ, નવ કે વધારે પણ કલાક પરિશ્રમ કરવાની હોંશ અને શક્તિ ધરાવવાનો છે; બે કલાક કામ કરી બાર કલાક નિરાંત ભોગવવાનો નહિ. વર્ષમાં આઠ દસ વાર નિર્દોષ, સાદાં મનોરંજનો મેળવવાનો છે. અઠવાડિયામાં ત્રણચાર વાર સિનેમાની મોજ તથા રોજ રોજ હોટેલના ભોગ અને રેડીઓના કર્કશ સંગીતથી રીઝવાનો નહિ; પણ પોતાનું જ્ઞાન વધારવા માટે જ્ઞાનવર્ધક સાહિત્ય સેવવાનો છે: રાત આ ઘા જેવી નવલકથા અને જાસૂસી વાતો પાછળ

ઉજાગરા કરવાનો નહિ. મોઢા આગળ આંખને આંજી નાખે તેવો પ્રકાશ અને પાછળ ધુમાડો ને ધૂળનો પ્રસાદ ખવાડનાર મોટરના જેવી ભોગમય સંસ્કૃતિ આપણા ઉપયોગની નથી. સહેલાણીપણું દેશને સ્વરાજ નહિ અપાવી શકે. અહિંસાના માર્ગે પણ નહિ, હિંસાના માર્ગે પણ નહિ.

'ક્રાંતિ' 'જગતની નવી રચના'નું રટણ આપણે બધા કરી રહ્યા હતા. એ હવે સામે આવી રહેલી જણાય છે. ઘણાએ માન્યું હશે કે નાટકમાં જેમ પડદો ઊંચો થાય છે અને દેખાવ બદલાઇ જાય છે, તેમ બહુ મનોહર રીતે એ ક્રાંતિ આવી જશે. પણ જગતની રંગભૂમિ પર ધરતીકંપના જેવા આંચકાથી જ એવા ફેરફારો થાય છે અને એ આંચકાની ધારતી સૌને અકળાવી રહી છે. હિંસક અને અહિંસક સેના ઊભી કરવાની કલ્પનાઓ એને જ પરિણામે છે. પણ સેના હિંસક હોય કે અહિંસક હોય, એટલું ચોક્કસ સમજવું કે ખડતલ, શ્રમ સહન કરી શકનાર, ઝટ કપડાં પહેરી બહાર નીકળી શકનાર તરુણ-તરુણીઓ જ કામ લાગી શકવાનાં છે અને જે નવી રચના થશે તેમાં રાજ્યબંધારણ ગમે ગમે તેવું થાય, તેઓનો જ હાથ ઉપર રહેશે. સુખમય બને કે જુલ્મી બને, જેમણે સાદાઇ અને શ્રમને જીવનમાં અગ્રસ્થાન આપ્યું હશે તેમને જ રાજ્યમાં સત્તા મળશે. આરામમાં રહેનારા લોકો મોંમાગ્યા દામ આપીનેયે કદાચ જ તેમાં પોતાનો નિવાસ કરી શકશે. હજુ ચેતીએ.

[ 'હરિજનબંધુ'માંથી ]

---

# આપણા સ્ત્રીસમાજની નિરક્ષરતા

શ્રી. જ્યોત્સ્ના શુક્લ

આપણું બીજું એક મોટું દુઃખ નિરક્ષરતાનું છે, અને હજી એ વિષે આપણામાં અસંતોષ જાગ્યો નથી. આંખથી જોવાની શકિત પ્રભુએ બધાં માનવીને આપી છે. એમ છતાં કેટલાક માણસો પુસ્તકો, છાપાંઓ વગેરે બધું વાંચી શકે છે, અને કેટલાંકને એ પુસ્તકોમાં અને એ છાપાંઓમાં કશું દેખાતું જ નથી. આવી આંખે પાટા બાંધ્યા હોય અથવા જોવાની શકિત જ ન હોય એવી સ્થિતિ જાણી જોઈને શા માટે ચલાવી લેવી જોઇએ ? ગામડાંમાં અને શહેરોમાં પણ કેટલાયે બહેનો એવાં હોય છે જેઓ બીજી બધી રીતે કુશળ હોય છે. સંસારવ્યવહારમાં, ગૃહવ્યવસ્થામાં, પોષાકની કે શણગારની ટાપટીપ વગેરેમાં ખૂબ ખૂબ ચતુર હોય છે, પણ અક્ષરજ્ઞાનનું મીંડું હોય છે. એકાદ જગ્યાએ સહી કરવાનો પ્રસંગ આવે તો અંગુઠાની છાપ લેવી પડે. વિદેશ વસતા પતિનો અથવા પુત્ર પુત્રી કે માતાપિતાનો પત્ર આવ્યો હોય અથવા તેમને કંઇ ખબર લખવી હોય તો ચાર લોકને જાણ કર્યા વિના એમનાથી પોતાની જાતે એ ન બની શકે. આ લખું છું ત્યારે એક સાચી બનેલી વાતનું મને સ્મરણ થાય છે, અને આ ચર્ચામાં તે ઉપયોગી હોવાથી અહીં તે ઉતારું છું.

૧૯૩૨-૩૩ની સવિનય ભંગની લડતમાં યરોડા જેલમાં અમારી સાથે એક બહેન હતાં. યુવાન હતાં, પણ ભણેલાં નહિ. સ્લેટ પેનને કદી હાથ પણ અડાડેલો નહિ. એમના પતિ કોઇ બીજી જેલમાં હતા. અમને સૌને લાંબી સજા થયેલી. એ ચાર મહિના તો એમ ને એમ

વીત્યા. ક્વચિત પેલી બીજી જેલમાંથી એ બહેનના પતિનો કાગળ આવે તે કોઇક પાસે વંચાવે અને કોઇક પાસે તેનો જવાબ પણ એ લખાવે. પણ ધીમે ધીમે એ બહેનને કંઇક અજંપો થવા લાગ્યો. બીજી સ્ત્રીઓના પર કોઇ કોઇના પત્રો આવે તે તેઓ પોતે જ વાંચે અને પોતે જ તેના ઉત્તર લખે. પત્રોમાંની વિગત કોઇને જણાવવી હોય તો જણાવે, નહિ તો નહિ. આ વસ્તુ આ બહેનને ખૂંચવા લાગી, એમના પત્રોની તો બધી જ વાત બધાં જ જાણી જતાં હતાં ! એમના આ અજંપાનો અમે લાભ લીધો. એમનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરી અને 'તમે પણ ખંતથી અભ્યાસ કરો તો એમજ વાંચી ને લખી શકશો' એમ સમજાવ્યું અને અક્ષરજ્ઞાન આપવાનું શરૂ કર્યું. એક મહિના પછી અમે લખી આપ્યા પ્રમાણે આખો કાગળ એમણે પોતાના હસ્તાક્ષરમાં ઉતારીને પેલી જેલમાં મોકલ્યો, અને ત્રીજે મહિને પોતે પોતાની મેળે નાનો સરખો કાગળ કોઇની પણ મદદ વિના લખીને મોકલ્યો.

આ ઉદાહરણ એ માટે આપું છું કે સાધારણ વાંચવા લખવા પૂરતું થોડુંક જ્ઞાન તો દરેક બહેને મેળવી લેવું જોઇએ, અને અભ્યાસનો સમય વીતી ગયો હોય તો પણ થોડોક પ્રયત્ન કરવાથી એટલું સામાન્ય અક્ષરજ્ઞાન મેળવવું મુશ્કેલ નથી. આટલા પણ અક્ષરજ્ઞાનના અભાવે બહેનો ઘણી વાર ભારે મુશ્કેલીમાં મુકાઇ જાય છે. ખોટાં કાગળીઆંઓ બનાવીને ગમે તેવા લખાણ પર ઊંધું સમજાવી અંગુઠાની છાપ લઇ ભોળી સ્ત્રીઓને છેતરવામાં આવ્યાના દાખલા ઓછા નથી મળતા. અને આવાં કારણોને લીધે અક્ષરજ્ઞાન વિનાનાં બહેનો આવા પ્રસંગોએ ઘણી વાર કારણ વિના પણ ગભરાયલાં ને મુંઝાયલાં રહે છે. કાગળમાં શું લખેલું છે એની ચોક્કસ ખાતરી જાતે વાંચીને કરી લેવાનું તો અશક્યજ હોય અને પોતાનું અંગત વિશ્વાસુ માણસ કોઇ હોય નહિ તો એવા પ્રસંગે રખેને કોઇ પોતાને છેતરીને ઠગી જાય એવી ધાસ્તી એમને લાગ્યા કરે છે, અને એ કેવળ સ્વાભાવિક છે. અક્ષરજ્ઞાનના અભાવે આવા આવા અનેક પ્રસંગો ઉત્પન્ન થાય છે. એ બધામાંથી બચવાનો સીધો સાદો અને થોડી મહેનતે એ મુશ્કેલીમાંથી ઉગરી જવાય એવો રસ્તો કામચલાઉ અક્ષરજ્ઞાન મેળવી લેવું એ છે.

જિલ્લાનાં ગામડાંઓમાં ગયે વર્ષે ઘણે સ્થળે પ્રૌઢો માટે રાત્રિશાળાઓ શરૂ થઈ હતી. કેટલેક સ્થળે ભેગા અને કેટલેક સ્થળે જુદા એમ સ્ત્રીઓ માટે પણ અક્ષરજ્ઞાનના વર્ગો ચાલતા હતા, અને બહેનો એનો લાભ લેતાં હતાં: ચોર્યાસી તાલુકાના એક ગામમાં સિત્તેર વર્ષની વયનાં એક બહેન નિયમિત એ વર્ગમાં જતાં હતાં અને ખૂબ ઉત્સાહથી શીખતાં હતાં. આજે એ કાર્ય મંદ પડી ગયું છે અને લોકોના ઉત્સાહમાં ઓટ આવી છે. એનાં અનેક કારણો છે; પણ બહેનોને તો પોતાની આ ઊણપ સાલતી હોય તો એ દૂર કરવાનું મુશ્કેલ નથી. ગામડાંના ફળિયાઓમાંથી મોટી વયના છોકરાઓ—જેઓ પાંચમું સાતમું ધોરણ ભણતા હોય એવા—કોઈ કોઇ તો મળી આવે. ફળીઆની બહેનો રાત્રિના સમયે પોતાને ઘર આંગણે એ બાળકો પાસે જ અક્ષરજ્ઞાન લેવા માંડે તો એમની મુશ્કેલી બહુ સહેલાઇથી ટળી જાય ને થોડા સમયમાં પોતે જાતે લખતાં વાંચતાં થઇ જાય. નાનાં નાનાં ગામડાંઓમાં શરૂઆતમાં બે-ચાર બહેનો પણ આમ શીખવાની શરૂઆત કરે તો ધીમે ધીમે એનો ચેપ આખા ગામની બધી સ્ત્રીઓને લાગે એ અસંભવિત નથી. અને એમ થાય તો તો ચાર ૭ મહિના પછી એવું પણ બને કે આખા ગામમાં એક પણ સ્ત્રી અક્ષરજ્ઞાન વિનાની ન જડે.

ગામડાંનાં બહેનો રાતના નવરાશના વખતે આ પ્રમાણે થોડુંક અક્ષરજ્ઞાન મેળવવાનો

પ્રયત્ન કરે તો ગામડાંઓમાં એક અગત્યનો સુધારો થયો કહેવાય. આ માટે કોઇ આવીને ભણાવે કે કોઇ કહે એની રાહ જોઇ બેસી ન રહેતાં બહેનોએ પોતે જ ગામના શાળાના ઉપલા વર્ગોમાં ભણતા છોકરાઓ અને છોકરીઓ પાસે જઇને તેમની મદદ માંગવી. કોઇ વિદ્યાર્થી કે વિદ્યાર્થિની પોતાના વડિલોને અને વડિલોનાં જેવાં ગામનાં બીજાં બહેનોને આ મદદ આપવાની ના નહિ પાડી શકે. પોતે અક્ષરજ્ઞાન મેળવવું અને બીજાને એ મેળવવાની પ્રેરણા કરવી એ પણ એક ગ્રામસુધારણાનું જ કામ છે અને બહેનો એ કામ જલદી હાથમાં લે એવી આશા રાખવામાં આવે છે.

અને જો આ વાત બહેનોના હૃદયમાં ઉતરે તો એનું બીજું સીધું પરિણામ બહુ સરસ આવશે. જે બહેનો મોટી વયે પોતે જાતે ભણવા તૈયાર થશે તે બહેનો પોતાની કન્યાઓને ભણાવવા માટે આનાકાની નહિ કરે અને એમને શાળાઓમાં મોકલી યોગ્ય કેળવણી લેવાની સરળતા જરૂર કરી આપશે. આમ થશે તો નિરક્ષરતાનો ભવિષ્યનો પ્રશ્ન આપમેળે જ ઉકલી જશે.

( " સ્થાનિક સ્વરાજ " માસિકના જુલાઇ ૧૯૪૦ ના અંકમાંથી )

---

# 'નોકરી' માટે વલખાં મારતા યુવાનોને આદેશ

શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા

શિક્ષકનો ધંધો કરવામાં આપણી મહત્તા ઘટે છે ? નહિ જ. એ ધંધો ઉત્તમ જ છે. હું એને ઉત્તમ માનું છું. હું શિક્ષક છું માટે, એવું ન સમજશો. પરન્તુ એ ધંધામાં જે સારાપણું છે, જે પ્રશંસનીય છે તેની આપણે ઉપેક્ષા કરી કેવળ કામચલાઉ વૃત્તિ મેળવવા માટે જ એ ધંધો કરીએ છીએ. આપણને પણ એ ધંધા માટે હાર્દિક ભાવ નથી. જેમ કોઇ કન્યાને એક મનુષ્ય પરણવા માટે જ પરણે અથવા તો કુંવારાપણાનું મહેણું ટાળવા માટે પરણે, એને પોતાની પત્ની તરીકે ઓળખાવે, ગૃહસંસાર નિભાવે ગમતી નથી છતાં ગમાવે, છૂટાછેડા થઇ ન શકે છતાં તેમ કરવા મન લલચાય એવી આપણી સ્થિતિ થઈ છે. તાત્પર્ય એ કે, આપણે આપણી જિંદગી કેવી ગુજારવી છે એનો વિચાર પણ પ્રથમથી કરતા નથી. 'નોકરી' 'નોકરી'ને જ આપણે જોઇ રહ્યા છીએ. ઘણુંઘણું તો વકીલ અને એથી આગળ વધીએ તો દાક્તર. કોઇ પણ જાતનો સ્વતંત્ર ધંધો કરવા આપણે આપણી બુદ્ધિ કસી નથી. નાની ઉંમરના યુવકો ક્યાંથી નિર્ણય કરી શકે ? એ પ્રશ્ન છે. પરન્તુ આ યુવકો માત્રના જવાબદાર વડીલોએ પણ પ્રથમથી પૂર્ણ વિચાર કરી કોઇ નિર્ણય કર્યો નથી.

*

આ જમાનો એટલો ત્વરિત વેગથી બદલાતો જાય છે કે આર્થિક પ્રશ્ન ઘણો મૂંઝવણ કરનારો થઈ પડયો છે. આપણી આવક ઘટી છે, પણ શોખ વધ્યા છે. ધનની ઉણપ સાલવા લાગી છે પણ જીવનની લહેર વધુ વાવા લાગી છે ત્યારે જીવનની સાદાઇ ઘટવા લાગી છે. કોથળી ખાલી થવા લાગી છે ત્યારે જીવનની મોજ ઉભરાવા લાગી છે. આપણે ક્યાં

ધપીએ છીએ, આપણી આગળ કેવા પ્રકારના ખાડાટેકરા પડયા છે, તેનો વિચાર નહિ કરતાં પડશે ત્યારે દેવાશે, એ વિચારે ગાડું હાંકયે રાખીએ છીએ. જેની પાસે પૈસા નથી તેની સ્થિતિ કફોડી છે જ પરન્તુ જેની પાસે પૈસા છે તેની સ્થિતિ પણ કોઇ રીતે સંતોષકારક નથી. લક્ષ્મીનું ચંચળપણું જેટલું આ જમાનામાં વધ્યું છે તેટલું પહેલાં નહોતું. કરવેરા વધ્યા જાય છે. સરકારને ધનની જરૂર છે. કોની પાસે કેટલું રહેશે તે પ્રભુ જાણે. પરદેશીઓનો ભય પણ ઝઝૂમતો જ છે. કયું રાજ્યચક્ર કયારે બદલાશે તે કોણ કહી શકશે ?

*

આવા જમાનામાં મારા મત પ્રમાણે માતા અને પિતાએ સંપૂર્ણ સાવધ રહેવાની જરૂર છે. આપણે એકાએક પલટો આણી નહિ શકીએ, પણ આપણાં સંતાનોને અમુક સંજોગોમાં અમુક પ્રકારની કેળવણી આપી તેને અમુક માર્ગે સંજોગોવશાત્ દોરીએ તો કદાચ જીવન જીવી શકવા તેઓ લાયક બને.

**જીવન એ ચક્રરૂપ** છે. ચક્ર હમેશાં ફરે છે. એને ફરવા માટે એક ધરી હોય છે. આ ધરી જીવનચક્રના સંબંધમાં ચાર તત્ત્વોની બનેલી છે. એ તત્ત્વોને હું સંપત્તિ કહું છું. પહેલું તત્ત્વ શારીરિક સંપત્તિ, બીજું માનસિક સંપત્તિ, ત્રીજું બુદ્ધિસંપત્તિ અને ચોથું પૂર્વજન્મની સંસ્કારિતા, આ ચારમાં ચોથી સંપત્તિ એવા પ્રકારની છે કે એના પર આપણો કાબૂ નથી. પરન્તુ બીજી ત્રણ સંપત્તિ પર આપણે કાબૂ મેળવી શકીએ. આપણાં શરીર હવે કદાચ સબળ ન બનાવી શકીએ છતાં તંદુરસ્તી રાખી શકીએ અને તે શુદ્ધ સાત્વિક પરિપકવ ખોરાકથી બજાર વેચાઉ ખોરાકથી તંદુરસ્તી કેવળ બગડે જ. અતિ કે સૂક્ષ્મ આહારથી પણ તેમજ થાય. આપણી તંદુરસ્તી અને શરીરના સ્નાયુઓ વગેરેના સબળપણાથી સંતાનોને શારીરિક સંપત્તિ બક્ષી શકીએ અને તે સંપત્તિ નિભાવી રાખવા શિક્ષણ આપી શકીએ. આ શિક્ષણ ધ્યાનપૂર્વક કેવી રીતે આપવું એ સર્વને જાણીતું છે. માતાએ મુખ્યત્વે કરીને પોતાની તંદુરસ્તીને જાળવવાની મને ખાસ જરૂર લાગે છે એટલે જેટલી કસરત એનાથી થઇ શકે તેટલી એણે કરવી જ જોઇએ. જીભના ચટકા ન વધારતાં તંદુરસ્તી જાળવવાના ખોરાક માપસર જ લેવા જોઇએ. બાળકને પણ યોગ્ય પોષણ આપનારા તથા તંદુરસ્તી જાળવનારા ખોરાક જ આપવા ઘટે.

*

મનસંપત્તિ પણ એવી જ રીતે આપી શકાય. વિચાર કરીને જ વર્તવાની ટેવ પાડી હોય, ઊંચા વિચારો કરવા જ મગજ પ્રેરાતું હોય, કુચલીઓથી દૂર રહેતું હોય, મુશ્કેલીના સમયમાં પણ વિચારપૂર્વક માર્ગ કાઢવાની પદ્ધતિ રાખી હોય તો મન દૃઢ બને અને પૂર્ણ રીતે વિચાર કરતાં શીખે. બાળક જન્મે તે પૂર્વેજ માતા પોતાના માનસના સંસ્કારો બાળક પર પાડી શકે અને બાળક સબળ મનવાળું જન્મે, એવી જ રીતે બુદ્ધિ ખીલવવાના માતા અને પિતાએ પૂરતા પ્રયાસ કરવા ઘટે. કેવળ જ્ઞાન મળ્યું કે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી એટલે બુદ્ધિ ખીલી એમ માનવાનું નથી. બુદ્ધિની ખીલવણી કેવી રીતે થઈ શકે એ અત્યારે ટૂંક સમયમાં સમજાવી શકાય નહિ, તેમ એનું ખાસ શિક્ષણ પણ આપી શકાય નહિ. પરન્તુ એ ઉત્તરોઉત્તર અનુભવબળે ધ્યાન રાખી કામ કરવાથી ખીલી શકે છે. ખરું જોતાં આ ત્રણે

સંપત્તિઓ પ્રાપ્ત કરવા માટે શું શું કરવું ઘટે એ માટે દરેક માતપિતાએ એ સંબંધી પુસ્તકો વાંચવાં ઘટે, માનસશાસ્ત્રનો અભ્યાસ કરવો પડે.

*

પૂર્વજન્મના સંસ્કારોમાં જેઓ ન માનતા હોય તેને કાંઇ કહેવાનું નથી. પાશ્ચાત્ય જ્યોતિષીઓ પણ માને છે. એમના મતને હું સંપૂર્ણ માનતો થઇ આપને જાહેર કરું છું કે એ સંસ્કારો આપણે માનવ પ્રયાસથી ફેરવી શકીએ. આપણાં સંતાનોના પણ ફેરવી શકીએ. હું તો ચોક્કસ માનું છું કે, જો આ ચાર સંપત્તિઓ આપણે આપણાં સંતાનોને આપી શકીએ તો આ જમાનામાં જ્યાં આજીવિકાનો મોટો પ્રશ્ન ઊભો રહે છે ત્યાં એમને જીવન યથાર્થ જીવવા ભાગ્યશાળી બનાવી શકીએ. આથી એ ચાર સંપત્તિ એમને આપવા આપણે યથાશક્તિ પ્રયાસ કરવો જોઇએ.

( તા. ૬-૬-૪૦ ને રોજ સુરતની વડનગરા બ્રાહ્મણ જ્ઞાતિના સ્નેહસમાજના દ્વિવાર્ષિક સંમેલનને પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનનો સારાંશ. )

---

# સાચા શિક્ષકનું લક્ષણ : સેવા અને ચારિત્ર્ય

[ વેડછી આશ્રમમાં ચાલતા અધ્યાપનવર્ગના ઉદ્‌ઘાટનસમારંભ વખતે શિક્ષકો સમક્ષ શ્રી. *મામા સાહેબ ફડકેએ આપેલું ભાષણ.* ]

આજે મારા ઉપર શિક્ષકો પાસે ચાર શબ્દ કહેવાની ફરજ આવી પડી છે. હું કોઇ વિદ્વાન નથી. મને કાંઇ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ નથી. ઉલટા તમારામાંથી જ કેટલાક ચોક્કસ એવા હશો જેમણે એનો અભ્યાસ કર્યો હશે. મેં જે કાંઇ વાંચેલું છે તેમાં શિક્ષકના ધંધા વિષે મોટી મોટી વાત વાંચી છે, પણ તે તો તમે પણ વાંચી હશે અને ગોખી પણ હશે.

વળી હું તો જૂનો માણસ થઇ ગયો કહેવાઉં એટલે નવા જમાનામાં તેનો કેટલો વિકાસ થયો છે તે હું પૂરું જાણતો નથી. હું નાનપણમાં ભણ્યો હતો તે આજે યાદ કરું છું અને અત્યારનાં નાનાં નાનાં છોકરાં જે વાતો કરે છે તે સાંભળું છું ત્યારે મને પહેલાં મળતા શિક્ષણમાં અને આજનામાં કેટલો બધો ફેર છે તેની ખબર પડે છે.

શિક્ષકનું પદ નાનુંસૂનું ન માનશો. સાચા શિક્ષકો તો ભવિષ્યની પેઢીને ઘડનારા છે. આપણો દેશ ઘણો જૂનો છે અને સાહિત્ય પણ જૂનું છે. આપણે પ્રાર્થના કરીએ છીએ તે વખતે આપણે એક શ્લોક બોલીએ છીએ:

गुरुर्ब्रह्मा, गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

પ્રાચીન સમયમાં શિક્ષકનો ધંધો બ્રાહ્મણોનો હતો. એવા સાચા બ્રાહ્મણને ઘણું માન મળતું અને સિંહાસન પર બેસનારા મોટા મોટા રાજાઓ પણ ઊઠીને એવા બ્રાહ્મણને પગે લાગતા અને એના કહ્યા પ્રમાણે ચાલતા. તમને એવું લાગતું હશે કે એ બધું જૂનવાણી હિંદમાં જ ચાલતું હશે; પણ બધા દેશોમાં એવું ચાલતું હતું અને આજે પણ ચાલે છે.

જર્મની કે ઇંગ્લેંડમાં પણ સાચા શિક્ષકને જે માન મળે છે તે મોટા મોટા અમલદારોને પણ મળતું નથી.

હિન્દુસ્તાનમાં એકલા બ્રાહ્મણો જ આવા માનના અધિકારી મનાયા નથી. તુકારામ જેવા વણિક અને તિરુવલ્લુર જેવા હરિજનને પણ બ્રાહ્મણોએ ગુરૂ માન્યા છે. સાચી ચીજ આપનારા હોય તો તે ગમે તે હોય તો પણ માનને યોગ્ય થાય છે.

આજે બ્રાહ્મણોએ પોતાનું સાચું સ્થાન ગુમાવ્યું છે. धर्म कोषस्य गुप्तये બ્રાહ્મણોનો જન્મ છે. ધર્મરૂપી ભંડારનું રક્ષણ કરનારા તેઓ છે. સમાજનું રક્ષણ કરી એને ટકાવી રાખનારા તેઓ જ છે. મને બીજા ધર્મોના સાહિત્યની બહુ માહિતી નથી, પણ આવા શિક્ષકોને માટે દુનિયામાં બધે માન છે.

આજે એ માન જતું રહ્યું છે. ખાસ કરીને અંગ્રેજ સરકારના આવ્યા પછી એ લોકોએ જૂનું કાંઇ રહેવા દીધું નથી; પણ એ માટે એમનો દોષ કાઢીએ એની સામે સાથે આપણે પણ કેવા છીએ એ વિચાર કરવા જેવું છે. એક બ્રાહ્મણ એક વખત ભિક્ષા માગવા આવ્યો તેને મેં પૂછ્યું: 'તમે કંઇ ભણ્યા છો?' તેણે જવાબ આપ્યો: 'હા. હું ભણ્યો છું.' 'ગાયત્રી ભણ્યો છું.' આ જવાબ સાંભળીને આગળ પૂછવાની મેં હિંમત ન કરી. એવી સ્થિતિ જ્યાં છે ત્યાં માન ક્યાંથી ટકે ?

આજના બ્રાહ્મણોની સ્વચ્છતાજ જુઓ. એમને દુનિયા કેમ માન આપે ? હું જન્મે તો બ્રાહ્મણ છું, પણ તમે જાણો છો તેમ ભંગી થયો છું. એટલે લોકો મને અનેક પ્રશ્ન પૂછે છે. એમને દહેશત છે કે ભંગીઓ ભણશે તો એમનું કામ કોણ કરશે ? બીજી સ્થિતિ આજે હું જોઉં તેવી જ રહેશે તો મને એ વિષે ધાસ્તી નથી. ભંગી જેટલો જ અજ્ઞાન, એમના જેટલો જ ગંદો અને એમના જેટલો જ સ્વાર્થી એવો એક બહુ મોટો વર્ગ છે, અને તે બ્રાહ્મણનો વર્ગ. ભંગી ભણીને એમનું કામ છોડી દેશે તો આ લોકો ત્યાં સુધીમાં પતિત થઈ એ કામને લાયક થઈ રહ્યા હશે. હું પોતે બ્રાહ્મણ હોઇને આમ કહું છું. મને એ ગમે છે માટે નહિ પણ મને દુઃખ થાય છે તેથી એમ કહું છું.

જે સ્થિતિ બ્રાહ્મણોની છે એજ સ્થિતિ બરાબર શિક્ષકોની છે. તમે અને અમે, નાના કે મોટા, ટુંકા ક્ષેત્રના કે વિશાળ ક્ષેત્રના, આપણે બધા શિક્ષકો જ છીએ. જો આપણે કંઇક સુધરવું હોય અને દુનિયા આપણને આપણી પદવીને અનુસરતું માન આપે એવી આકાંક્ષા હોય તો આપણે એ માનને યોગ્ય બનવું જોઇએ.

આપણે એ માટે શું કરવું જોઇએ ? દરેક ધંધાદારી પોતાનાં જે ઓજારો કે સાધનોથી કામ લે છે, જેને લીધે પોતાનો ગુજારો કરે છે તેની પૂજા કરે. આપણા તહેવારોમાં આપણે બળદની પૂજા કરીએ છીએ, ગાયની પૂજા કરીએ છીએ; હળ, તરવાર અને ચોપડાની પણ પૂજા કરીએ છીએ, પણ શિક્ષકોએ કોઇ દિવસ પોતાના વિદ્યાર્થીની પૂજા કરી છે ? અસલના વખતમાં એવો એક વિધિ હતો. અત્યારના જમાનામાં પણ તેવાં દૃષ્ટાંત જોવા મળે છે. સ્વામી વિવેકાનંદ એવો વિધિ કરતા હતા. તેઓ જેને પોતાનો શિષ્ય બનાવવો હોય તેનું ચરણામૃત પીતા હતા. જેને આપણા કરતાં સવાયો બનાવવા માગીએ છીએ તે આપણા શિષ્યને આપણે ઘટતું માન આપીએ છીએ ?

કારીગરો પોતાના કામમાં ઊંડા ઉતરે અને પોતાનું કામ કેમ સરળ બને તેનો વિચાર કરે છે. પણ વિદ્યાર્થીનું માનસ કેવી જાતનું છે, એને વાળવું હોય તો તે કેવી રીતે વાળી શકાય, એવો ખ્યાલ રાખીને એની જોડે કામ લેનારા કેટલા શિક્ષકો છે ? જો એવા શિક્ષકો ન હોય તો શિક્ષકોએ માન માગવું એ શું વૃથા નથી ?

શ્રીકૃષ્ણ પાંડવોના ગુરૂ હતા, જગત ગુરૂ હતા, અને આજે પણ છે, કેમકે બધા ધર્મના માણસો ગીતાને શ્રેષ્ઠ ગ્રંથ તરીકે કબૂલ કરે છે, પણ એથી શ્રીકૃષ્ણ ગુરૂ કેવી રીતે થયા ? એમણે પોતાના શિષ્ય અર્જુનના ઘોડાને માલીસ કર્યા છે. પાંડવોના યજ્ઞ વખતે એંઠાં પતરાળાં ઉઠાવ્યાં છે, અને એમની અનેક જાતની સેવા ઉઠાવી ત્યારે પાંડવોને એમ થયું કે આપણો સાચો મદદગાર આજ છે અને તેમણે શ્રીકૃષ્ણનું સાંભળ્યું, શિક્ષકો પોતાના વિદ્યાર્થી માટે એવું શું કરે છે ? સાચા દિલથી પોતાની મોટાઇ ભૂલી જનારા, વિદ્યાર્થીઓ સાથે ભળી જનારા અને તેમની સાથે રમનારા શિક્ષકો આજે ઓછા થઇ ગયા છે.

જગતના ઘણાખરા નેતાઓ પણ શિક્ષકો હતા. ટિળક મહારાજ શિક્ષકનો ધંધો કરતા હતા. એમના મિત્ર આગરકર પણ શિક્ષક હતા. સુરેન્દ્રનાથ બેનરજી શિક્ષક હતા. શ્રી રવીન્દ્રનાથ ઠાકુર શિક્ષક છે અને ગાંધીજી પણ શિક્ષક છે. આપણે શિક્ષકોની આવી મહાન પરંપરાને યોગ્ય બનવું જોઇએ. આજે આ દેશના શિક્ષકોને માથે ઘણીજ મોટી જવાબદારી છે. હિંદુસ્તાનને સ્વતંત્રતાની ભૂખ લાગી છે, એ ભૂખ મટે નહિ ત્યાં સુધી દેશને જંપ વળવાનો નથી. ભલે થોડાં વર્ષ આપણી સ્થિતિ ન બદલાય, પણ સ્વતંત્રતા તો આવવાની છેજ તે તમે સમજી શકતા હશો. જો એ સ્થિતિ આવવાની છે તો એને માટે તૈયારી કરવી જોઇએ, તેને માટે આપણે ઉગતી પ્રજાને તૈયાર કરવી જોઇએ. તમે હજુ જુવાન છો. હજી તમારી ઉપર કંઇક સંસ્કાર પડી શકે એમ છે. જો તમે આ ને આ ઘરેડમાં રહેશો તો પાછળથી સહન કરવું પડશે. કારણ કે સ્વતંત્ર હિંદમાં તેજોહીન શિક્ષકો નભવાના નથી. આ ખ્યાલ રાખીને અહીં તમને જે તક મળી છે તેનો લાભ લેજો.

તમને કદાચ એમ લાગશે કે આ એક પ્રકારની જેલ છે. ગમે તેમ માનો પણ આ તમારી એક પ્રકારની સાધના છે. હું ખરા અંતઃકરણપૂર્વક કહું છું કે આ સ્થાનનું રહસ્ય ન ઓળખી શકો તો પણ એનો લાભ શ્રદ્ધાથી ઉઠાવજો. ન સમજીને પણ સારૂં કામ કરીએ તોય લાભકર્તા નીવડે છે. અહીં લીધેલી વિદ્યા તમને આજ ને આજ ફળતી દેખાશે નહિ, પણ જ્યારે ઘરે પાછા જશો ત્યારે તેની કિંમત સમજાશે.

તમારે આજનાં બાળકોને ભવિષ્યના નાગરિકો બનાવવાનાં છે. માટે અહીં જે શીખવાય તે ખૂબ વિચારપૂર્વક શીખજો. શિક્ષકના નામને શોભાવે એવું ચારિત્ર્ય ખીલવજો. મિલનસાર સ્વભાવ કેળવજો અને હિંદનું ભાવિ ઉજ્જવળ થાય તેવું કામ કરજો. અહીંથી જે તમને સાચી કેળવણીનો ખ્યાલ મળે એનો તમે સરકારી તંત્રમાં ચાલતી શાળામાં લાભ ન આપી શકો એ બનવાજોગ છે. તો તમે તમારા ઘરનાં અને પડોશીનાં બાળકોને એનો લાભ આપજો.

મેં તમને જે કહ્યું તે કડવું ઝેર જેવું લાગ્યું હશે. ડૉકટરો ઝેર આપીને જે રીતે રોગી સારા કરે છે એવા ઇરાદાથી દવા ગણીને મેં તમને એ બધું કહ્યું છે. કડવું લાગે તો પણ એનું સેવન કરજો અને તેથી તમને અને દેશને લાભ થશે. અંતમાં હું આ આશ્રમની પ્રાર્થનાની ભાષામાંજ પ્રાર્થના કરું છું:

તેજસ્વી પ્રાણવાન થાજો, સદા શિક્ષણ આપણું;
ન કદાપિ થજો ભિન્ન, વિદ્વેષે મન આપણું.

# આવતા માસની કાર્યદિશા

૧ દરેક કસબા પુસ્તકાલયો પોતાના વ્યવસ્થાપક મંડળની સભા ડિસેમ્બરના પહેલા રવિવારે મેળવે.

૨ જેમણે અંદાજો બનાવી ન મોકલ્યાં હોય તે પોતાના પુસ્તકાલય વા વાંચનાલયનાં અંદાજો બનાવી મોકલે.

૩ મંજૂર થયેલાં અંદાજો મળે એટલે પાવતીઓ પર ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપે.

૪ પોતાના પુસ્તકાલયોનાં અંદાજોમાં કપાત થઈ હોય તો તે ખાતાને અનિવાર્ય રીતે કરવી પડી છે એમ માની ખાતા તરફ લખાપડી ન કરવા સલાહ છે. શંકાઓના સમાધાન માટે આ અંકમાં છપાયેલી પ્રશ્નોત્તરી વાંચો.

૫ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો.

૬ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચકનોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારૂં કામ વ્યવસ્થિત કરો.

૭ પ્રાંત અને કસબા પુસ્તકાલયોના વ્યવસ્થાપકો આ માસિકમાં શ્રી. કલ્યાણરાય જોશીનો લેખ અને ખાતાની નક્કર સાહિત્ય માટેની યોજના વાંચે અને વિચારે.

૮ તમારા નજીકના શાળાવાળા ગામે પુસ્તકાલય ન હોય તો લોકમદદ રૂપિયા પચાસથી પંચોતેર સુધી ઊભી કરવા પ્રયાસ કરો.

વડોદરા,
તા. ૮-૧૦-૪૦

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક.

## વટહુકમ નં. ૨ સને ૧૯૪૦-૪૧

# વિષય

### કસ્બા પુસ્તકાલયોની વ્યવસ્થા

કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે, મોટે ભાગે કસ્બા પુસ્તકાલયોનાં વ્યવસ્થાપક મંડળો પોતાના કામકાજમાં ખાતાના ધારાધોરણ પ્રમાણે તેમ જ પોતાના કાર્યમાં જણાવ્યા પ્રમાણે કાર્યક્ષમતાથી કામ કરી શકતાં નથી. આનું એક મહત્ત્વનું કારણ 'પુસ્તકાલય' માસિકમાં પ્રસિદ્ધ થતા સૂચના, વટહુકમોથી અજાણ રહેવાપણું અગર કામ કરનાર પ્રધાન તરફથી જોઈતી તકેદારીથી કામ લઈ શકવાની ઊણપ છે. સબબ આથી કસ્બા પુસ્તકાલયોના તમામ મંત્રીઓને નીચેની મહત્ત્વની બાબતોનો અમલ કરવા અને તે માટે દર માસે વ્યવસ્થાપક મંડળની સભા નિયમિત બોલાવી તજવીજ કરવા મે. થી તજવીજ કરવી. સદરહુ વટહુકમ પ્રમાણે કામ કરવા બદલનો ઉલ્લેખ દર વર્ષે બીજા બિલનાં નાણાં માગતી વખતે પ્રત્યેક કસ્બા પુસ્તકાલયે કરવાનો છે.

(૧) પુસ્તકાલયમાંથી કયાં પુસ્તકો કમી કરવા જેવાં છે તેની યાદી ગ્રંથપાલ પાસે તૈયાર કરાવી વ્યવસ્થાપક મંડળમાં રજૂ કરવી અને વટહુકમ નં. ૯ તા. ૨-૧૨-૩૩ એકીકરણ ભા. ૩ જાના પાન ૮ માં જણાવ્યા પ્રમાણે રૂપિયા પચીસ સુધીની કિંમતનાં પુસ્તકો પોતે કમી કરવાં અને વધુ કિંમતનાં હોય તો ખાતા તરફ કમી કરવા માટે ભલામણ કરી મોકલવાં. કસ્બા પુસ્તકાલયોમાં નકામાં પુસ્તકો ઘણાં છે. તેની અમે ખાતરી કરી છે. માટે આશા છે કે આ બાબતમાં ચાંપતા ઇલાજો લેવાશે.

(૨) બંધાવવા યોગ્ય પુસ્તકો વાચન માટે બહાર આપવાં બંધ કરવાં અને બંધાયા બાદ તજવીજ કરવી. પુસ્તકો બંધાવવા આપવા માટે રૂપિયા એકની અંદરની કિંમતનાં પુસ્તકો ફાટી જાય તો બંધાવવા તજવીજ ન કરતાં કમી કરવાં અને નવું ખરીદવા નોંધ લેવી.

(૩) નવીન ખરીદવા જેવાં પુસ્તકોની યાદી માટે જુદાં જુદાં માસિકોમાંથી અભિપ્રાયોની કાપલીઓ એક સમિતિ દ્વારા તૈયાર કરાવી તથા સૂચના દ્વારા વાચકો તરફથી મેળવેલું લીસ્ટ હોય તે ઉપર જુલાઈ માસમાં તેવી યાદી નવા વર્ષ માટે ખરીદવા તૈયાર રાખવી.

(૪) પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી બનતા સુધી ખરીદવાં; તેમ ન બની શકે તો ગમે ત્યારે છૂટક છૂટક પુસ્તકો ન ખરીદતાં વ્યવસ્થાપક મંડળ પાસે કોની પાસેથી પુસ્તકો કેટલા કમિશનથી ખરીદવાનાં છે તે ઠરાવી ખરીદવાનાં છે. પુસ્તકાલય સહાયક-સહકારી મંડળ કરતાં એકંદરે કોઈ પણ પુસ્તક વેચનારી સંસ્થા સગવડી

કમિશન વધુ આપી શકશે નહિ એમ અમારું માનવું છે. માટે સાર્વજનિક સંસ્થાના હિત ખાતર આ બાબત વ્યવસ્થાપકો સંપૂર્ણ વિચાર કરી તજવીજ કરવાનો ઠાખસો રાખશે.

(૫) ગ્રંથપાલ પાસે પુસ્તકો ખરીદાયાં હોય તેનું સંપૂર્ણ વર્ગીકરણ કરાવવું અને પછી જ પુસ્તક વાચન માટે મૂકવું.

(૬) અધ્યયનસંગ્રહ જુદો પાડવો. અધ્યયનસંગ્રહમાં જે માસિકો સારી સ્થિતિમાં હોય તે, જે પુસ્તકની આવૃત્તિ બંધ થાય તે પુસ્તક, તથા બીજા અભ્યાસી લેખકોનાં સર્વકાળ માટે ચાલે તેવાં જરૂરી પુસ્તકો, ડિક્શનરીઓ, એન્સાઈક્લોપીડીઆ, ઈયર બુકો, રિપોર્ટો વગેરે જુદા કાઢી તેનું જુદું પત્રક રાખવું. આ મહત્ત્વના કાર્યમાં મંત્રીએ પોતાની સેવાઓ ખાસ આપવી અને જરૂરી મદદ માટે બીજા કાર્યકરોને પણ આ કામમાં યોજવા. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો માટે આ અવશ્ય જરૂરનું કાર્ય છે અને તે પ્રત્યેક પુસ્તકાલયે ફરજીઆત સમજવાનું છે.

(૭) રોજમેળ જ્યાં રોજ ન લખાતો હોય ત્યાં રોજ લખવો અને પ્રત્યેક રોજ શિલક ખેંચી મંત્રીએ સહી કરવી.

(૮) રોજમેળની શરૂઆતમાં કાયમનિધિ ખાતે કેટલી રકમ કયાં કયાં છે તે સવિસ્તર જણાવવું. આમાં હાથ પર રહેલી રકમનો પણ સમાવેશ થાય છે.

(૯) તમામ પત્રકો અને નોંધવહીઓને સિક્કા કરી એકુણાત કરવી.

(૧૦) હિસાબી ફાઇલ તથા કિરકોલ ફાઈલની ફેરીસ્ત થવી જોઇએ.

(૧૧) રૂપિયા પચીસ ઉપરાંતનું કોઇ પણ સહેજસાજ દુરસ્તી કે લાકડી સામાનનું કામ જાહેર ભાવ મંગાવી ઓછા ખર્ચે વ્યવસ્થાપક મંડળમાં તે રજૂ કરી મંજૂર કરાવ્યા બાદ કરવું જોઇએ.

(૧૨) નોકરો માટે પ્રોવિડન્ટ ફંડની યોજના અમલમાં મૂકવી.

(૧૩) લોકોપકારક મંડળમાં જો પુસ્તકાલય નોંધાયું ન હોય તો તે નોંધાવવા તુર્ત તજવીજ કરવી.

(૧૪) વર્ષમાં એક વખત તમામ પુસ્તકોની મેળવણી કરી તે ઉપર મંત્રીએ અને ગ્રંથપાળે પુસ્તકો પુસ્તકાલયમાં બરાબર છે તેનો શેરો અવશ્ય કરવો જોઇએ.

(૧૫) દર વર્ષે નવીન ખરીદાયેલાં પુસ્તકોની વર્ગીકૃત યાદી પ્રસિદ્ધ થવી જોઇએ.

વડોદરા,
તા. ૯-૧૧-૪૦

ઉ. મો. પટેલ
મ. મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૧ સને ૧૯૪૦–૪૧

# વિષય

## નવીન ગ્રામ પુસ્તકાલયોની માગણી કરવા બાબત

શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય હોવું જ જોઇએ, એ સિદ્ધાંત વડોદરા રાજ્યે સ્વીકારેલો હોઇ ચાલુ સાલે પણ પચાસ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું નક્કી કર્યું છે. દરેક પ્રાંતમાં મહાલમંડળો, માનદ પ્રચારકો તથા રા. મહાલ શાળાધિકારી સાહેબો તરફથી આ બાબતમાં પ્રયત્નો સારા થયા છે. ચાલુ સાલે માર્ચ ૧૯૪૧ પહેલાં જેમની લોકમદદ અત્રે આવશે તેમને નવીન પુસ્તકાલયો ઉઘાડી આપવા ઘટિત તજવીજ કરવામાં આવશે. હીરક-મહોત્સવનિધિમાંથી અગીઆર પુસ્તકાલયો ઉઘાડવામાં આવનાર છે અને તેનો લાભ મહુવા મહાલને આપવાનું મે. રા. રા. વ્યવસ્થાપક સાહેબ સાથે વાટાઘાટ કરી નક્કી કર્યું છે, તો મહુવા મહાલનાં શાળાવાળાં ગામોએ નિદાન દશ રૂપિયા અગર તેથી વધુ જેટલી લોકમદદ ઊભી થશે તેમને નવીન પુસ્તકાલય ઉઘાડી આપવાની તજવીજ થવાની છે. સબબ આ મહાલનાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયમાં રસ લેનાર તમામ વ્યક્તિઓ યોગ્ય પ્રયાસો કરશે એવી આશા છે. નવીન ઊઘડનાર બીજાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓએ રૂપિયા પચાસથી પંચોતેર સુધીની લોકમદદ ઊભી કરવા પ્રયાસો કરવા. આ રકમમાં જમા થયેલી કાયમનિધિ રકમ મજરે મળશે. નાણાં મોકલવા ઉપરાંત નીચેની હકીકત તમામ નવીન માગણી કરનારે પુસ્તકાલયોના મંત્રીઓએ પુસ્તકાલય ખાતાને પૂરી પાડવા તજવીજ કરવી.

(૧) ગામનું નામ.

(૨) વસતી, ઞ સ્ત્રી, પુરુષ, કુલ.
પૈકી ભણેલા આ સ્ત્રી, પુરુષ, કુલ.

(૩) પુસ્તકાલયનો લાભ લેનાર બીજાં નજીકનાં ગામો.

(૪) સ્વતંત્ર શાળા છે કે વર્ગ ? વર્ગ હોય તો કેટલા વખતથી ઊઘડ્યો છે ? (શાળા સરકારી હોવી જોઇએ.)

(૫) શાળાના વર્ગ દીઠ વિદ્યાર્થીઓની સંખ્યા.

(૬) નજીકનું રેલવે સ્થળ.

(૭) પોસ્ટનું સ્થળ, અઠવાડીઆમાં કેટલા વખત ટપાલ આવે છે ?

(૮) દર વર્ષ આશરે કેટલી મદદ ઊભી થઇ શકશે ?

(૯) મંત્રી તરીકે કામ કરનાર શાળાના શિક્ષકનું નામ.

વડોદરા,
તા. ૮–૧૧–૪૦

ઉ. મો. પટેલ
અં. મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૧૨ સને ૧૯૪૦–૪૧

## વિષય

### તપાસણી બાબત

તમામ ગ્રામ પુસ્તકાલયોના દફતરની તપાસણીનું કાર્ય મધ્યવર્તી શાળાના મુખ્ય શિક્ષકો તથા રા. મહાલ શાળાધિકારી સાહેબોએ કરવા બાબત મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના સૂચિલેખ નં. ૫૪ સને ૩૯–૪૦ તા. ૪–૭–૪૦ તથા નં. ૫૫ સને ૩૯–૪૦ તા. ૪–૭–૪૦ થી ઠર્યું છે. હજી સુધી અહીં દફતરતપાસણી કેટલી મધ્યવર્તી શાળાઓના મુખ્ય શિક્ષકોએ કરી તેની માહિતી આવતી નથી. સબબ આ સૂચનાથી તમામ રા. મહાલ શાળાધિકારી સા. તથા મધ્યવર્તી શાળાના મુખ્ય શિક્ષકોને વિનંતિ કરવામાં આવે છે કે પોતે દફતરતપાસણી કર્યાની તથા વાંધાનો નિકાલ કર્યાની હકીકત નીચેના નમૂનામાં પત્રકરૂપે દર માસની દશમી તારીખ સુધીમાં મોકલી આપવા તજવીજ કરવી. રા. મહાલ શાળાધિકારી ભેટ લીધાનાં જે પત્રકો મોકલે છે તે સાથે દફતરતપાસણી કર્યાનો ઉલ્લેખ કરવો જોઈએ. સૂચિલેખમાં જણાવેલી બાબતોમાં કાળજીપૂર્વક તપાસણી કરવા અમારી ખાસ વિનંતિ છે.

નમૂનો

| અનુક્રમ નંબર. | તપાસણી કરેલાં ગામો. | દફતર તપાસણી કર્યાની તારીખ | ઑડિટોનો નિકાલ થયો છે કે નહિ. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| | | | |

વડોદરા,
તા. ૮–૧૧–૪૦

ઉ. મો. પટેલ
અ. મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નંબર ૧૩ સને ૧૯૪૦–૪૧

## વિષય

### પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોમાં દેશપરદેશનાં મનનીય સામયિકો વસાવવાની યોજના

**કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના ઉચ્ચ આશય**

કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોમાં ખરીદાતાં સામયિકો અને પુસ્તકો જોતાં તેમાં દેશ વિદેશના વિચારો દર્શાવતું સાહિત્ય બહુ જ થોડા પ્રમાણમાં ખરીદવામાં આવે છે. પુસ્તકાલય સ્થાપવાના નિયમો જોતાં આ પુસ્તકાલયોને તાલુકા કે પ્રાંતના મુખ્ય પુસ્તકાલયો બનવાનું

ખાતાનું ધ્યેય જણાઇ આવે છે. તે ધોરણે તાલુકામાં વધુ કેળવણી પામેલી વ્યક્તિઓ જેવી કે શિક્ષકો, વહેપારીઓ, ડૉક્ટરો, સંશોધકો, સરકારી નોકરો, વકીલો વગેરેને દેશવિદેશનું સાહિત્ય વાંચવાનું સુલભ થાય અને પુસ્તકાલયપ્રવૃત્તિમાં તેઓ વધારે ઊંડો રસ લે તેવી રીતે વાચનનું સાહિત્ય આ સંસ્થાને પૂરૂં પાડવું જોઇએ. એ વાત પણ સત્ય છે કે, ટુંકા ખર્ચની યત્તાવાળાં આપણાં પુસ્તકાલયો આવું તમામ સાહિત્ય એક જ સ્થળે વસાવી શકે નહિ પરંતુ પ્રાંતના મુખ્ય પુસ્તકાલય સાથે બીજા કસ્બા પુસ્તકાલયો સહકાર સાધી આવું સાહિત્ય વસાવી શકશે. આ બાબતમાં છેલ્લા એક વર્ષથી અમે પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોના કાર્યકરો સાથે આવું સાહિત્ય વસાવવા માટે સમજ આપવા પ્રયાસ કર્યા છે. વળી હમણાં જ ધારી અને અમરેલી પ્રાંત પુસ્તકાલયોના કાર્યકરો સાથે અમે આ બાબત રસપૂર્વક ચર્ચા કરી છે:

**ઉચ્ચ સાહિત્યના વાચન પ્રચાર માટે એક વર્ષ પૂરતી યોજના.**

૨. ચર્ચા અને વિચારોના પ્રચારને અંતે અમને એમ જણાયું છે કે, આવું સાહિત્ય એક વખત કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના વાચકો સમક્ષ પુસ્તકાલય ખાતા તરફથી રજુ થવું જોઇએ. આ માટે રાજ્યનાં મુખ્ય મુખ્ય કસ્બાઓમાં વાચન પહોંચાડવા માટે નિદાન બે સેટની જરૂર છે અને તે પૂરા પાડવા ઘટિત તજવીજ થશે. જે પુસ્તકાલયો તરફ આ સેટ વાચન માટે મોકલવામાં આવે તેમને પોતાને ત્યાં આખો માસ રાખી જુદા જુદા વાચકોને પુરા પાડવા તજવીજ કરવી અને માસ આખરે તે સેટ ખાતાએ જણાવ્યા પ્રમાણે બીજા કસ્બા પુસ્તકાલય તરફ મોકલવો. આમ આ સામયિકોનું વાચન ઉપલા થરના વાચકોને પોષક બને કે કેમ તે બાબતનું એક સવિસ્તર નિવેદન ખાતા તરફ મોકલવું અને પોતાના વાર્ષિક નિવેદનમાં પણ આ વાચનની અસર શું થઇ છે તે જણાવવું. આશા રાખવામાં આવે છે કે, આ વાચનપ્રચારથી કસ્બા ને શહેરનો વિદ્વાન વર્ગ વાચનના ખરા શોખ માટે પુસ્તકાલયનો સભ્ય બનશે અને પુસ્તકાલયની ઉપજમાં વધારો કરશે. ખાતા તરફથી જે સામયિકોના સેટ વાચનપ્રચાર માટે મોકલવાનો છે તેની સામયિકવાર ટૂંક નોંધ નીચે આપી છે:

1. **Reader's Digest**—An American Magazine contains (1) Summaries of important articles in Monthlies, Weeklies etc. (2) Humorous ancedotes, (3) Pictureaque phrases, (4) Synopsis of an interesting new book.

2. **Hygiea**—American monthly dealing with problems of good health. Articles are dependable and approved by a body of medical practitioners.

3 **Fortnightly Review**—English monthly. Topics of the day.

4 **Times Literary Supplement**—A London Weekly giving reviews of new books in English.

5. Time—An Illustrated American Weekly. Contains a digest of news written in a snappy style. Has good sources of information.

6. Sphere—Illustrated English Weekly.

**સને ૧૯૪૧-૪૨ થી પુસ્તકાલયોએ કરવાની તજવીજ.**

સને ૧૯૪૧-૪૨ થી કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોમાં આ યોજનાનો અમલ થઈ શકે તે માટે નીચે પ્રમાણે જૂથ પાડવામાં આવ્યા છે. અને તેમાં જણાવેલું મોટા અક્ષરે છાપેલું પહેલું પુસ્તકાલય એ જે તે જૂથનું મુખ્ય પુસ્તકાલય ગણાશે.

**જૂથ ૧ લું**—૧. **શ્રી જયસિંહરાવ સાર્વજનિક પુસ્તકાલય, વડોદરા,** ૨. ડભોઇ, ૩. કરજણ, ૪. પાદરા, ૫. સિનોર, ૬. સાવલી, ૭. વાઘોડીઆ.

**જૂથ ૨ જું**—૧. **પેટલાદ,** ૨. સોજીત્રા, ૩. વસો, ૪. નાર, ૫. મહેળાવ, ૬. પીજ, ૭. ધર્મજ.

**જૂથ ૩ જું**—૧. **અમરેલી,** ૨. દ્વારકા, ૩. બેટ, ૪. ધારી, ૫. કોડીનાર, ૬. દામનગર.

**જૂથ ૪ થું**—૧. **નવસારી,** ૨. ગણદેવી, ૩. બીલીમોરા, ૪. વ્યારા, ૫. પલસાણા, ૬. સોનગઢ, ૭. કઠોર.

**જૂથ ૫ મું**—૧. **મહેસાણા,** ૨. વડનગર, ૩. વિસનગર, ૪. ખેરાળુ, ૫. વિજાપુર, ૬. કલોલ.

**જૂથ ૬ ઠું**—૧. **પાટણ,** ૨. કડી, ૩. દહેગામ, ૪. સિદ્ધપુર, ૫. ચાણસ્મા, ૬. ઉંઝા, ૭. ધીણોજ.

ઉપર પ્રમાણે જૂથ પાડેલા છે. જે તે જૂથના મુખ્ય પુસ્તકાલયના મંત્રીએ પોતાની સાથે જોડાયેલા પુસ્તકાલયોના મંત્રીઓ સાથે પત્રવ્યવહાર કરી એકેક વિદેશી સામયિક ખરીદવા યોજના કરવી અને તે પોતાના જૂથના પુસ્તકાલયોને વારાફરતી ફરતું કરવા તજવીજ કરવી. દરેક સામયિક પોતાને ત્યાં એક માસ રાખ્યા પછી બહાર વાચન માટે ફરતું કરવાનું છે અને તે નિયમિત રીતે દરેક કસ્બાને મળે તેની આંતરવ્યવસ્થા કરવાની છે. આશા છે કે આ યોજનાનો લાભ કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના કાર્યકરો ઉઠાવશે.

વડોદરા, તા. ૧૧-૧૧-૪૦

ઉ. મો. પટેલ
અ. મદદ. વ્યવસ્થાપક.

ન્યં. દિ. પાઠકજી (?)
વ્યવસ્થાપક

# પુસ્તકાલય


લવાજમ :
દેશમાં વાર્ષિક રૂા. ૩-૮-૦
પરદેશમાં ,, રૂા. ૫-૦-૦
છૂટક નકલ રૂા. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
ભાઈજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.





| પુસ્તક ૧૫ મું | ડિસેમ્બર ૧૯૪૦ | અંક ૧૨ મો |
| --- | --- | --- |

# અનુક્રમણિકા



## સામયિક દોહન



## ખાસ વાંચો

આ અંકના છેલ્લા પૃષ્ઠ પર વડોદરા રાજ્ય પુ૦ મંડળ તરફની શિષ્ટવાચનની ૧૯મી પરીક્ષાને લગતી જે જાહેરાત છપાઈ છે તે તરફ સૌ વાચકોનું લક્ષ્ય ખેંચી એ પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવાય તે માટેના પ્રયત્નો ચાલુ કરે.

## મદદની જરૂર છે

વડોદરાના સ્વ. મો. ન. અમીન સ્મારક જ્યુબિલી બાગ વાચનાલય માટે સન ૧૯૪૧ ના વર્ષ માટે રૂા. ૬૦)ની લોકમદદની જરૂર છે.

ઉદાર દાતાઓને વાચન પ્રચારના આ કાર્યને સહાય કરવા મદદની રકમ નીચેના સરનામે મોકલી આપવા વિનંતિ છે.

મંત્રી, પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ.
પો. બો. નં. ૧૦, રાવપુરા, વડોદરા


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૧૨-૪૦

# પુસ્તકાલય

પુસ્તક ૧૫ મું | ડિસેમ્બર-૧૯૪૦ | અંક ૧૨ મો


## પ્રૌઢશિક્ષણ પામેલાંઓ માટે

—તંત્રીસ્થાનેથી

હમણાં હમણાં છેલ્લા કેટલાક વખતથી આપણે ત્યાં પ્રૌઢશિક્ષણનો ઠીક ઠીક પ્રચાર થતો ચાલે છે. એના પરિણામે હવે ભણેલાઓ–લખતાં–વાંચતાં શીખેલાઓ–ની સંખ્યા પણ ઠીક ઠીક વધતી ચાલી હશે. અને ત્યારે એ લખતાં–વાંચતાં શીખેલાઓ એમનો એ પ્રયાસ આગળ વધારી શકે તે માટેના પ્રયત્નો હવે આદરવાની જરૂર છે. જેઓ એ કાર્યમાં સારો રસ ધરાવતા હશે તેઓ તો એ માટેના પ્રયત્નો કરતા થઈ ગયા હશે, પરંતુ હજી જેઓ આ પ્રવૃત્તિને વેગ ન આપતા હોય તેઓ વધુ પ્રવૃત્તિશીલ બને.

પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિ દ્વારા લખતાં–વાંચતાં શીખેલાઓનું વાચન આગળ વધારવા માટે હવે તેમણે પુસ્તકાલયનો આશ્રય લેવો જોઇશે. તેઓનો એ માટેનો રસ હમેશ માટે જાગ્રત રહે તે માટે તેમને પુસ્તકાલય તરફ, જેમ તેઓ પ્રૌઢશિક્ષણવર્ગ પ્રતિ આકર્ષાયા હતા તેમ તેમને આકર્ષવા પ્રયત્ન કરવો જોઇએ.

અને એ માટે તેમના ખરનું વિવિધ સાહિત્ય તેમની આગળ રજૂ કરવું જોઇએ.

પ્રૌઢશિક્ષણ અંગેનું સાહિત્ય આપણે ત્યાં હવે ઠીક પ્રમાણમાં પ્રકટ થતું જાય છે. અને કેટલાક બાલસાહિત્યનાં પુસ્તકો પણ એ કામે ઉપયોગમાં લઈ શકાય.

એટલે એ પ્રૌઢશિક્ષણ પામેલાંઓમાં વધુ વાચનરસ જાગ્રત કરવા માટે હવે પ્રયત્નો કરવાની જરૂર છે.

આશા છે, ઉત્સાહી શિક્ષક ભાઇઓ જેઓ પુસ્તકાલયોના ગ્રંથપાલો છે તેઓ આ દિશા પ્રતિ તેમના સક્રિય અને વેગવંત પ્રયાસો સત્વર ચાલુ કરશે.

# ૧૯૯૬ નું બાલસાહિત્ય* [ એક પત્ર ]

પ્રિય ભાઈશ્રી,

મારો ગયો પત્ર × તો ૭ મહિના મોડો લખાયો હતો, પરંતુ આ પત્ર ઠીક વહેલો લખી શકાય છે. પુસ્તકપ્રકાશકોએ જેમ જેમ પુસ્તકો પ્રગટ થતાં ગયાં તેમ મોકલવાનું સૌજન્ય દાખવ્યું એટલે આ પત્ર આટલો વહેલો-વર્ષ પૂરું થયા પછી ત્રણ જ અઠવાડિયામાં-લખી શકાયો છે. આ વર્ષના સૌજન્યનું પ્રતિવર્ષે પુનરાવર્તન થાય તેમ હું ઇચ્છું છું.

ચાલુ યુદ્ધની અસર, બીજા બધા ધંધાની માફક પુસ્તકપ્રકાશન પર થાય તે તો સ્વાભાવિક છે. એટલે ગયા વર્ષ કરતાં સંખ્યાની દૃષ્ટિએ આપણને થોડાં ઓછાં પુસ્તકો મળ્યાં છે. અમુક માળાઓની પ્રવૃત્તિ ધીમી પડી છે તો અમુક નિયમિત રીતે ચાલ્યા કરી છે. પુસ્તકના બાહ્ય રૂપરંગ ઉપર હજુ સુધી તો યુદ્ધની અસર થઈ હોય તેમ જણાતું નથી.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે સંપાદિત કરેલી ' **વિદ્યાર્થી વાચનમાળા** 'ની **નવમી શ્રેણી** ચાલુ વર્ષમાં પ્રકટ થઈ છે. આ વીસ પુસ્તિકાઓ શ્રી. કનુ દેસાઈએ દોરેલા મુખપૃષ્ઠથી સુશોભિત બની છે, તે આ શ્રેણીની વિશિષ્ટતા છે. ૮ઇ શ્રેણીની માફક આ શ્રેણીને પણ બે વિભાગમાં વહેંચી શકાય તેમ છે. ચરિત્રશ્રેણી ચૌદ પુસ્તિકાઓનો તથા વર્ણન શ્રેણીમાં ૬ પુસ્તિકાઓનો સમાવેશ થાય છે. ચરિત્રશ્રેણીમાં ' **સંત જ્ઞાનદેવ** ' ' **સિદ્ધસેન દિવાકર** ' ' **ઉપા. યશોવિજયજી** ' જેવા મહાન ગુરુઓ, ' **વીર બાલાજી** ' ' **નાના ફડનવીસ** ' જેવા પેશ્વાઇના સ્તંભો, ' **દ્વિજેન્દ્રરાય** ' જેવા કવિ, ' **રાજા રામમોહન રાય** ' જેવા સુધારક, ' **અમૃતલાલ ઠક્કર** ' જેવા દીન-દુઃખીના સહાયક, ' **વિષ્ણુ દિગંબર** ' જેવા સંગીતજ્ઞ, ' **રામાનંદ ચેટરજી** ' જેવા પત્રકાર, ' **ભગવાનલાલ ઇંદ્રજી** ' જેવા પંડિત, ' **પ્રફુલ્લચંદ્ર રૉય** ' જેવા વૈજ્ઞાનિક, ' **મૌલાના અબુલ કલામ આઝાદ** ' જેવા મહાસભાના પ્રમુખ તથા ગાંધીજીના પટ્ટશિષ્યનું બિરુદ પામેલા ' **શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી** 'ના ટૂંક જીવનનો સમાવેશ થાય છે. લેખકે જણાવ્યું છે તેમ શ્રી. રામાનંદ ચેટરજીનું જીવનચરિત્ર તો કોઇપણ ભાષામાં પહેલી જ વાર પ્રગટ થાય છે. બીજા વિભાગમાં ' **પાવાગઢ** ' ' **રામેશ્વર** ' ' **તારંગા** ' ' **મુંબઇ** ' ' **આગ્રા** ' તથા ' **અજંતાની ગુફાઓ** 'નો સમાવેશ થાય છે. આ પુસ્તિકાઓ પૈકી ૬ શ્રી. માધવરાવ કર્ણિક, ૪ શ્રી. સોમાભાઇ પટેલે, ૩ શ્રી. ધીરજલાલ ટોકરશીએ, શ્રી. રમણલાલ સોનીએ તથા શ્રી. મહાનીએ દરેકે ૨ તથા શ્રી. બાલાભાઇ દેસાઇ, મગનભાઇ પટેલ તથા મોગીલાલ ગાંધી દરેકે એક પુસ્તિકા લખી છે.

બાલજીવનના ભેટ પુસ્તક તરીકે ' **ઇસપની નીતિકથાઓ** ' પહેલો ભાગ બહાર પડેલ છે. ઇસપની વાર્તાનાં ભાષાંતરો અનેક દેશોની ભાષાઓમાં થયેલાં છે. ગુજરાતીમાં પણ આ ભાષાંતર પહેલું નથી. સ્વ. ગિજુભાઇની ઇચ્છા, ઇસપની વાર્તામાં આવતાં પાત્રોને જુદાં જુદાં લઇ તે દરેકનું જુદું પુસ્તક બહાર પાડવાની હતી. તે મુજબ તેમના જીવન-

* હંમેશ માફક આ પત્રમાં ' કિશોર ' તથા ' કુમાર ' આદિનો સમાવેશ થાય છે.

× ' પુસ્તકાલય ' મે ૧૯૪૦

કાળમાં 'ગમેડાં' બહાર પડી ગયું હતું. બીજાં અનેક પાત્રોનાં લખાણ તો તૈયાર પડ્યાં હશે તે તો બહાર પડે ત્યારે ખરાં. દરમિયાન ભાઇ રમણલાલે આ પુસ્તકમાં ૨૯ જેટલી વાતોનો સુંદર સંગ્રહ કર્યો છે. ઇસપની દરેક વાત બોધદાયક હોય છે, એટલે વાચકને આમાંથી ઘણું જાણવાનું મળી શકશે.

શ્રી. રમણલાલ શાહની નવીન પ્રવૃત્તિ '**ઇસપનીતિ કથામાળા**' બહાર પાડવાની છે. પાંચ ૭ પુસ્તકમાં ઇસપનીતિની ૧૨૫ વાતો પૂરી કરવાની આ યોજના છે. તેનાં બે પુસ્તકો '**વરુનું સંગીત અને બીજી વાતો**' તથા '**રામજીનો ખજાનો અને બીજી વાતો**' બહાર પડ્યાં છે. 'બાલજીવન'ના ભેટ પુસ્તક '**ઇસપનીતિ કથાઓ**'ની વાતોનો આ બે પુસ્તકમાં થઇને સમાવેશ થઇ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો 'ઇસપની નીતિકથાઓ'ની ૨૯ વાતોમાંથી પહેલી ૧૫ વાતો 'વરુનું સંગીત'માં તથા બાકીની ૧૪ વાતો 'રામજીનો ખજાનો'માં આવી જાય છે.

શ્રી. રમણલાલ શાહ તરફથી સંચાલિત બાલજીવન ક્રમિકમાળાના પાંચમા પુસ્તક તરીકે '**હસતાં બાળ**' પ્રગટ થયેલ છે. તેમાં ટૂંકી ૧૯ વાતોનો સમાવેશ થાય છે. એક પણ અપવાદ વિના, બધી વાતો બાળકોને ગમી જાય તેવી છે. આ વાતોમાં હાસ્ય તથા બુદ્ધિ બન્નેનો સમાવેશ થતો હોઇ વિશેષ આવકારપાત્ર છે. ૬ ઠ્ઠા તથા છેલ્લા પુસ્તક તરીકે '**વાઘણની બોડમાં અને બીજી વાતો**' પ્રગટ થયેલ છે. તેમાં વાઘણ, કૂતરા, હાથી, સિંહ, અજગર વગેરે પ્રાણીઓની સાત કથા આપેલ છે. આમાંની અમુક વાતો આગળ છપાઈ ગયેલ લાગે છે.

ઇતર વાચન તરીકે પ્રગટ થયેલ આ માળાનાં પુસ્તકોમાં મુદ્રણદોષ ન થવા દેવા માટે ભાઇ રમણલાલ વધારે કાળજી રાખે તે ખાસ જરૂરી છે. બાળકો માટેનાં પુસ્તકોમાં એક પણ મુદ્રણદોષ ચલાવી લેવો ન જોઇએ. ભાઈ રમણલાલનાં પુસ્તકોમાં હવે પછી એક પણ મુદ્રણદોષ ન આવે તેમ

## જોઇએ છે : એક મંડળ

સાક્ષરતાપ્રચારના કાર્ય માટે સરકાર જાહેર પ્રજા પાસે નાણાંની સહાયની યાચના કરી શકે નહિ પરંતુ જો કોઇ જાહેર સંસ્થા મોટા પાયા પર પ્રયાસ કરે તો નાણાં ભેગાં કરવાની બાબતમાં તેને ઘણી સફળતા પ્રાપ્ત થાય તેમ છે.

સાક્ષરતાપ્રચારનું આ મંડળ આખા રાજ્ય માટે હોવું જોઇએ અને તે કોમીવાદ અને રાજકારણથી દૂર રહીને રાજ્યભરમાં માત્ર સાક્ષરતાપ્રચારનું જ કાર્ય હાથ ધરે તેવું હોવું જોઇએ.

આ મંડળની શાખાઓ તાલુકાઓનાં ગામોમાં પણ હોવી જોઇએ.

સરકારના ઉચ્ચ અધિકારીઓના સહકારથી જિલ્લા અને તાલુકાઓના અધિકારીઓની મદદ પણ તેમના પ્રદેશમાં સાક્ષરતાપ્રચાર કરવામાં મેળવી શકાય.

આવું મંડળ પોતાના સભ્યો પાસેથી નામનું લવાજમ લે અને તે ઉપરાંત અભણોની ચોક્કસ સંખ્યાને લખતાં વાંચતાં શીખવાડવાની અથવા તો એટલી સંખ્યાને લખતાં વાંચતાં શીખવાડવામાં થાય તેટલો ખર્ચ મંડળને આપવાની જવાબદારી પોતાના સભ્યો પર નાખે. ઘણુંખરું તો આવાં મંડળને વેતન વિના કામ કરનારા સામાજિક કાર્યકરો પરજ આધાર રાખવો પડશે, છતાં વેતનવાળા કાર્યકરેને રોકવાનું જ સલાહભર્યું છે. એનાથી વધુ સારું સંચાલન થશે.

પ્રૌઢોને લખતાં-વાંચતાં શીખવાડવાથી આ પ્રશ્નનું પૂરું નિરાકરણ થઇ જતું નથી. સાક્ષરતાપ્રચાર કરનારાં મંડળે વાચન માટેનાં સાહિત્ય તરીકે સાદાં પુસ્તકો અને વર્તમાનપત્રો ભેગાં કરવાનું કાર્ય પણ ઉપાડવું જોઇએ.

આ મંડળ સમક્ષ એક એ ધ્યેય હોવું જોઇએ કે થોડાંક વર્ષોમાં જ દરેક ગામને તેનું પોતાનું મફત વાચનાલય હોવું જોઇએ.

પ્રશ્ન તો મોટો છે. શરૂઆત કરવાની મુશ્કેલીઓ પણ અનેક છે, છતાં આ કાર્ય કરવા જેવું છે એની તો કોણ ના પાડશે ?

[ "જન્મભૂમિ" ]

આપણે ઇચ્છીએ. છેલ્લા પુસ્તકના નામને લગભગ મળતું આવતું એક પુસ્તક અમદાવાદ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી આ અગાઉ બહાર પડી ગયેલ છે.

આ માળાના ભેટ પુસ્તક તરીકે ' પદ્યકથાઓ ' બહાર પડેલ છે. જુદા જુદા લેખકોની ૧૧ કથાઓનો આમાં સંગ્રહ છે. બાળકો સહેલાઇથી યાદ રાખી શકે તેવી તેની ભાષા હોઇ બાળકોને આ પુસ્તક ગમી જાય તેવું થયું છે.

શ્રી. નાગરદાસ પટેલ દ્વારા સંપાદિત થતી અશોક બાલપુસ્તકમાળાના પાંચમા વર્ષના ૧૧-૧૨ પુસ્તક તરીકે તેમણે જ લખેલ ' **આપણી મહાસભા ખંડ પહેલો** ' પ્રગટ થયેલ છે. આમાં મહાસભાની શરૂઆતથી દાંડીકૂચ સુધીનો ઇતિહાસ આપવામાં આવેલ છે. બે પુસ્તક ' **વડવાઇઓ** ' શ્રી. હિમ્મતલાલ મર્થકે લખેલ છે, તેમાં ' મોર અને ઢેલ ', 'કોયલ અને પોપટ', ' બોરડીના કાંટા ', ' લીમડો ને આંબો, ' ' આકડો ને હનુમાન ', ' થોરનો ઇતિહાસ ', ' કેળપરિષદ્ ' તથા ' મેંદીની કથની ' એમ આઠ વાતો ભેગી કરી છે. આ બધી વાતો બાળકોને ગમી જાય તેવી છે.

છઠ્ઠા વર્ષના પહેલા પુસ્તક તરીકે ' **હાસ્યતરંગ ખંડ બીજો** ' બહાર પડેલ છે પહેલા ભાગની માફક આમાં પણ બાળકોને યાદ રહી જાય તેવા હાસ્યના ટુચકાનો સંગ્રહ છે બીજા તથા ત્રીજા પુસ્તક તરીકે ' **આપણી મહાસભા ખંડ ૨ જો** ' પ્રગટ થયેલ છે ૧૯૩૦ થી ૧૯૩૮ સુધીના બનાવોનું તેમાં વર્ણન આપેલ છે. આ બન્ને ખંડોમાં પુષ્કળ માહિતી ભરી છે, અને તે માત્ર બાળકોને જ નહિ પણ મોટાઓ માટે પણ રસદાયક વાચન પૂરું પાડે છે. ભાઇ નાગરદાસે આ પુસ્તક તૈયાર કરવામાં જે ગ્રંથોનો આધાર લીધો છે તેની યાદી જોવાથી આ પુસ્તકની સફળતાનું કારણ મળી આવે છે. એક ખામી મને જે દેખાય છે તે માત્ર તેમાં આપેલા મહાસભાના પ્રમુખોનાં ચિત્રો સંબંધી છે, તે વધારે સારા અપાઇ શક્યાં હોત તેમ લાગે છે. એપ્રિલ માસના પુસ્તક તરીકે ' **છેતરાતી નજર** ' બહાર પડેલ છે. આમાં 'દૃષ્ટિભ્રમ' તથા 'ભૂલભુલામણી'ના બાળકોને રસ પડે તેવા, છેતરાતી નજરના ૧૧, ભૂલભૂલામણીના ૧૬ તથા ભેદી રમતના ત્રણ દાખલા છે. લડાઈ શરૂ થયાં પહેલાં વર્તમાનપત્રોને કાગળની મોંઘવારીની અસર નહોતી થઇ ત્યારે ' જન્મભૂમિ 'માં દર અઠવાડિયે બાળવિભાગ પ્રગટ થતો તેમાં આમાંના ઘણા ખરા દાખલા આવી ગયા છે. બાળકોને માટે તે પાનું આનંદનો વિષય હતો. મે-જુનના સંયુકત પુસ્તક તરીકે ' **પ્રવાસકથાઓ** ' બહાર પડેલ છે. આમાં ડાકોર, શત્રુંજય, તાજમહાલ, વજ્રેશ્વરી, કુતુબમિનાર, દેવગિરિ તથા જોગેશ્વરી એમ સાત પ્રવાસકથાઓનો સંગ્રહ છે. પ્રવાસકથાઓમાં ફક્ત ઐતિહાસિક તથા ભૌગોલિક માહિતીઓ ભરી હોય તો બાળકોને તે વાંચતાં કંટાળો આવે તે સ્વાભાવિક છે પણ આ વિગતો રસભરી રીતે આપવામાં આવે તો બાળકોને આનંદ આપી તેમની જિજ્ઞાસા ઉત્તેજિત કરે છે. ભાઇ નાગરદાસની શૈલી છેલ્લા પ્રકારની છે, એટલે બાળકોને તે ગમી જાય તે સ્વાભાવિક છે. જુલાઇના પુસ્તક તરીકે શ્રી. પુરુષોત્તમ પટેલ કૃત ' **કોણ, કેમ અને શું** ' પ્રગટ થયેલ છે. આ પુસ્તકમાં વિવિધ પ્રકારના ૬૫ પ્રશ્નોના જવાબો આપ્યા છે. આમાંના ઘણાખરા પ્રશ્નો રોજના હોઈ, સામાન્ય મનુષ્યોને તે સમજાવતાં ઘણી વાર મુશ્કેલી પડે છે. જો નાનપણથી જ બાળકો આ સવાલો જાણતા થઈ જાય તો તેમને ઘણું ઉપયોગી થઇ પડે,

ઑગસ્ટ–સપ્ટેમ્બરના સંયુક્ત પુસ્તક તરીકે શ્રી. રમણલાલ શાહ કૃત 'નવી નવાઇઓ' બહાર પડેલ છે. આ માળામાં મશહૂર અમેરિકન લેખક 'રિપ્લે'ના પુસ્તક પરથી યોજાએલ 'અજબ દુનિયા' અગાઉ પ્રગટ થયેલ છે તેનેજ મળતી આ પુસ્તિકા છે. પ્રકીર્ણ બાબતો ઉપરાંત તેમાં નવાઈ પમાડે તેવી ૨૪ બાબતો–ઘણી ખરી સચિત્ર આપેલ છે. આ વિશાળ દુનિયામાં ન માની શકાય તેવી બાબતોના અસ્તિત્વનું આથી આપણને ભાન થાય છે. ત્યાર પછીના પુસ્તક તરીકે 'ચિત્રરેખા' બહાર પડેલ છે. જુદી જુદી ભાતો પાડવાને માટે અનેક આકૃતિઓવાળી આ પુસ્તિકા ખૂબજ ઉપયોગી છે. જુદી જુદી ભાતના સ્ટેન્સીલનો ઉપયોગ કરીને પૂઠું છાપવામાં આવેલ છે તે આકર્ષક બન્યું છે.

આજ લેખક દ્વારા સંપાદિત થતી બાલવિનોદમાળાના બત્રીસમા પુસ્તક તરીકે 'બાપનાં વેણ' બહાર પડેલ છે. તેમાં એક સળંગ વાર્તા નથી, પરંતુ 'બાપનાં વેણ' 'કુહાડીના હાથા', 'લાવરીનાં બચ્ચાં', 'આ રહ્યો એ ખજાનો', 'કૂકડો અને શિયાળ', 'ત્યારે હવે આવી જાવ' તથા 'કાગડાની નિશાળ' એમ સાત વાર્તો આપેલી છે. દરેક વાતમાંથી બાળકોને ઉપયોગી બોધ મળી આવે છે. તેત્રીસમા પુસ્તક તરીકે 'દુલારી' બહાર પડેલ છે, જે સુમતિ બહેન પટેલે લખી છે. આ એક જૂની દંતકથા છે અને આપણામાંના ઘણાએ નાનપણમાં સાંભળી હશે. તેને મંથરચ કરીને સુમતિ બહેને બાળવાચકો પર ઉપકાર કર્યો છે તેમ જરૂર કહી શકાય. ચોત્રીસમા પુસ્તક તરીકે 'સોનાનાં પગલાં' શ્રી નાગરદાસ પટેલે લખેલ છે. મનુષ્ય કેટલો ગુણદ્રોહી હોય છે તે આ વાર્તામાં ઠીક બતાવેલ છે. એક યા બીજા સ્વરૂપે આપણે બધાંએ આ વાત સાંભળેલ હોવી જોઇએ. પાંત્રીસમા પુસ્તક તરીકે 'ગરવી ગુજરાત' બહાર પડેલ છે. કનુ તથા ઇલા નામનાં બે બાળકો પવનદેવની સાથે ગુજરાતની મુસાફરીએ નીકળીને પ્રસિદ્ધ સ્થળો જુએ છે. આ બધું રાત્રિ દરમિયાન બની જાય છે. સવારે તો બન્નેને એકસરખું સ્વપ્ન આવ્યા જેવું લાગે છે. આ વાંચતાં આપણને શ્રી. હંસાબ્હેનકૃત 'અરુણનું અદ્‌ભુત સ્વપ્ન' યાદ આવે છે. 'વહેંતિયો' સાથે શ્રી. નાગરદાસ પટેલનાં એકસો પ્રકાશન પૂરાં થતાં હોઇ તેને બે શાહીમાં છાપવામાં આવ્યું છે. વહેંતિયાનાં પરાક્રમો વાંચી આપણને 'અંગુઠિયાભાઇ'ની વાત યાદ આવે છે. 'લંકાની લાડી'માં વિધાતાના લખ્યા લેખ ટળતા નથી એ સૂત્ર ખાસ તરી આવે છે. વિધાતા અને જોષી બન્નેની વાત છેવટે ખરી પડે છે.

એજ લેખક દ્વારા સંપાદિત થતી બાળવિનોદ મંથાવલિના ત્રીજા પુસ્તક તરીકે શ્રી. નાગરદાસ પટેલે સંપાદિત કરેલ 'ચિત્રલેખા' બહાર પડેલ છે. 'પુસ્તકાલય'ના આગલા એક અંકમાં 'આપણે ત્યાં ઇનામનાં પુસ્તકોની ખોટ હોવાનું' મેં એક લેખ દ્વારા જણાવ્યું હતું, તે ખોટ આ માળાનાં આ તથા અત્યાર અગાઉ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોથી પૂરી થયાનું ગણી શકાય. પાને પાને ચિત્રો તથા મોટા અક્ષરોવાળા આ પુસ્તકમાં 'ચિત્રલેખા' તથા 'ચંદ્રમાનો રોષ' નામની બે વાર્તાઓ, બાળકોને ખૂબ ગમી જાય તેવી રીતે અપાયેલ છે.

ફિનિકસ પક્ષીની માફક દક્ષિણામૂર્તિની રાખમાંથી ઉદ્‌ભવ પામેલ ભાવનગરની ઘરશાળાએ પણ બાલોપયોગી તથા કિશોરોપયોગી સાહિત્યનું પ્રકાશન હાથ ધર્યું છે તે સ્તુત્ય છે. ચાલુ વર્ષમાં તો તેનાં ચાર જ પુસ્તકો આપણને પ્રાપ્ત થયાં છે, પણ ભવિષ્યમાં તે

સંસ્થા આપણને વધારે પ્રકાશન આપશે તેની આશા અસ્થાને નથી. ' **૮૦ દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા** ' મૂળ તો જુલેવર્ન પરથી લખાયેલ છે. મૂળ પુસ્તકને સંક્ષિપ્ત રીતે શ્રી. મૂળશંકર ભટ્ટે ઉતાર્યું છે, અને તે એવી સરસ રીતે તૈયાર કરેલ છે કે તેમાં જરા પણ રસક્ષતિ થતી નથી. આજ પુસ્તક અગાઉ ' શારદા 'માં છપાઈને બે અઢી રૂપીઆની કિંમતે વિસ્તૃત સ્વરૂપમાં બહાર પડ્યું હતું. આ પુસ્તક પણ ' કિશોર ' માસિકમાં ક્રમશઃ છપાયું હતું અને તે આઠ આનાની કિંમતે બહાર પડેલ છે. મનુષ્ય કોઈપણ કાર્ય મન પર લે તો કેટલું કરી શકે છે તેનો, કથાનો નાયક ફૉગ, જીવતો જાગતો દાખલો છે. ધૈર્ય ન ગુમાવતાં, મનને સ્વસ્થ રાખવાની તેની ટેવના તો ઠેકઠેકાણે દાખલા મળી આવે છે. આપણા કિશોરોને આ પુસ્તકના વાચનથી ઘણું જાણવાનું મળે તેમ છે. બીજું પુસ્તક ' **ઘરઘરણું અને મનોહર** ' છે. પુસ્તકમાં લેવાયેલ પહેલું ત્રિઅંકી નાટક ' મનોહર ' જોન વાન ડ્રુટનના ' યંગ વુડ્લી ' ઉપરથી યોજાયેલ છે. બન્ને નાટકોનો મુખ્ય ભાવ ' મનુષ્યસ્વભાવ સર્વત્ર સરખો હોવાનો ' છે. ' મનોહર ' પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ ભજવવા માટે અઘરૂં પડે તેમ છે. ત્યારે ' ઘરઘરણું ' રશિયન લેખક શેકોવના ' પ્રપોઝલ ' પરથી રચાયેલ એકાંકી પ્રહસન છે અને તે ભજવાયું પણ છે. કિશોરોને ભજવવા માટેના સાહિત્યમાં આ બે નાટકો સારો સરખો ઉમેરો કરે છે. ' ચંદ્રલોક 'માં જુલેવર્નનાં બે પુસ્તકોનો સંક્ષેપ છે. સાહસપ્રિય કુમારોને આ પુસ્તક આનંદ આપી તેમનામાં સાહસની પ્રેરણા ઉત્પન્ન કરે તેવું છે. ' પ્રતિજ્ઞાનું સમર્થન ' મણીન્દ્ર ઓઝાના મૂળ પુસ્તક પરથી શ્રી. મસ્તરામ પંડયાએ ગુજરાતીમાં ઉતાર્યું છે. તેમાં ' પ્રતિજ્ઞાનું સમર્થન ' તથા ' જે કહેવાય તે ' નામની બે હળવી નાટિકાઓ છે. આ બન્ને નાટિકાઓ ભજવી શકાય તેવી છે. બન્ને નાટિકા હળવી ભાષામાં લખાયેલ હોવાથી પ્રેક્ષકોને રમુજ ઉપજાવે તેવી છે.

**કિશોર ચરિત્રમાળા**ના ત્રીજા ગુચ્છમાં બાર ચરિત્રો, ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રગટ કરેલ છે. આગલા ગુચ્છોની માફક આ ગુચ્છનાં બધાં પુસ્તકો શ્રી. રસૂલભાઈ ન. વહોરાએ લખેલાં છે. આ ગુચ્છનાં બધાં પુસ્તકોમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીના અધ્યક્ષની સામાન્ય પ્રસ્તાવના ઉપરાંત મંત્રી શ્રી. આશાભાઈ ન. પટેલે વિશિષ્ટ પરિચય લખેલ છે, તે ખાસ નોંધપાત્ર છે. આ પરિચયમાં ચરિત્રનાયક સંબંધી બીજાં કયાં પુસ્તકો વાંચવાં તેનો ખાસ નિર્દેશ કરેલ છે. પહેલું પુસ્તક **રાજા રામમોહન રાય**નું છે. અંગ્રેજી ભાષા જાણનારાઓ જે કલકત્તાનું સુપ્રસિદ્ધ ' મોડર્ન રિવ્યુ ' વાંચતા હશે તે આ સમાજસુધારકનો બંગાળામાં કેટલો પ્રભાવ છે તેથી સારી રીતે પરિચિત હશે. ' મૉડર્ન રિવ્યુ 'નો એક પણ અંક તેમના વિષેના લેખ સિવાયનો ભાગ્યેજ હશે. ઊલટું, એક અંકમાં તેમના વિષે એકથી વધારે લખાણો હોવાનો સંભવ વધારે છે. આવા સમાજની રૂઢિના ભોગ થયેલ નવ દશ વર્ષની ઉંમરે ત્રણ સ્ત્રીના પતિ બનેલા, ૧૬ વર્ષની ઉંમરે ઘર છોડી ટિબેટ સુધી જનાર તથા દશ દશ ભાષાના જાણનાર, સતીનો રિવાજ બંધ કરાવવામાં મુખ્ય ભાગ લેનાર આદ્ય સમાજસુધારક રાજા રામમોહન રાયનું ચરિત્ર અતિ પ્રેરણાદાયક છે. ત્યારપછી તેમના જેવાજ સમાજસુધારક ' **ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર** 'નું ચરિત્ર આવે છે. તેમના સિદ્ધાંતો અતિપ્રશસ્ય છે. તેમની ખ્યાતિ વિધવ વિવાહ તથા સ્ત્રીકેળવણીના પ્રખર હિમાયતી તરીકે વિશેષ છે. **ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે** એક રીતે ઢીલા સુધારક લાગે છે, પણ અનેક ગુણોમાં તેમની આ

નબળાઈ છેકાઈ જાય છે. તેમને હજામ પાસેથી બંગાળી શીખતાં ખોટી શરમ આવતી નથી. તે પછી અત્યારે પણ મુંબઈના તાજ વિનાના રાજા સર ફિરોજશાહ મહેતાનું ચરિત્ર આવે છે. પારિસમાં કપડાં ધોવરાવનાર તરીકે તે જેમ કેટલાકને યાદ હશે તો "બોમ્બે ક્રોનિકલ"ના સ્થાપક તરીકે ક્રોનિકલના મુખપૃષ્ઠ પર તેમનું નામ છપાતું અનેક જોતા હશે. મુંબઈ યુનિવર્સિટીની પહેલી જ મેટ્રીકની પરીક્ષા તેમણે પસાર કરી હતી તથા એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી-નો વિષય પસંદ કરી " નરસિંહ મહેતા અને તેમનાં કાવ્યો " પર તેમણે નિબંધ લખ્યો હતો. મુંબઈ શહેરની આજની સિકલ મોટે ભાગે તેમને આભારી છે. ત્યારબાદ બંગાળના તાજ વિનાના રાજા "સર સુરેન્દ્રનાથ બેનરજી—જેને અંગ્રેજીમાં Surrender Not" કહેવામાં આવતા—તેમનું ચરિત્ર રજૂ થાય છે. હિંદના એ અજોડ વક્તા હતા. તેમનું ભાષણ સાંભળવા લોકો ટોળેબંધ મળતા. પરંતુ ગાંધીયુગના પ્રજામત સાથે એકમત ન થઈ શકતાં તેમની લોકપ્રિયતા સરી પડી હતી. પરંતુ લોકમત તો રેતીના પાયા પર બંધાયેલ હોઈ તેના પર બહુ આધાર રાખી શકાય નહિ. " લોકમાન્ય ટિળક "ના જીવનપ્રસંગો તો ઘણાને હજી તાજા જ હશે. પરંતુ દશ વર્ષની ઉંમરે તે સંસ્કૃતમાં કવિતા રચતા કે બજારૂ વસ્તુ ખાતા નહિ તે તો આપણને આ પુસ્તિકામાંથી જાણવા મળે છે. પ્રખર વિદ્વાન તરીકેની તેમની કીર્તિ, દેસસેવક કરતાં જરાપણ ઓછી નથી, સ્વરાજ્યની ઘોષણા કરનાર એજ પહેલા હતા. " સ્વામી શ્રદ્ધાનંદ "નું ચરિત્ર દુર્વ્યસનોમાં રચ્યોપચ્યો રહેલ માણસ પણ દિવ્ય જ્યોત પ્રગટ થતાં કેટલો ઝબકી ઉઠે છે તે બતાવે છે. " તેમનું વિવિધ-રંગી જીવન ઉન્નતિની આશા પ્રકટાવે તેવું છે. " વિજ્ઞાનશાસ્ત્રી સર જગદીશચંદ્ર બોઝ તો હિંદીઓ પણ વિજ્ઞાનમાં કેવી પ્રગતિ કરે છે તે પોતાના રેસોનંટ રેકર્ડર નામના અજાયબ યંત્રથી બતાવી આપેલ છે. લાખો રૂપિયા ખર્ચીને તૈયાર કરેલ કલકત્તાનું બોઝ વિજ્ઞાન-મંદિર એમણે દેશના ચરણે ધરી દીધું છે. હિન્દભરમાં પ્રખ્યાત થયેલ લાલ, બાલ ને પાલની ત્રિપુટિમાંના એક પંજાબકેસરી ' લાલા લજપતરાય 'ના ચરિત્રમાં તેમણે ભોગવેલ દેશવટો તથા તેમણે લખેલ અસંખ્ય પુસ્તકો દ્વારા બજાવેલ દેશસેવાની હકીકત મળી આવે છે. સેવાની ભાવનાથી તેમણે ' સર્વન્ટસ ઑફ પિપલ સોસાયટી ' સ્થાપેલ છે. ' પંડિત મોતીલાલ નેહરુ 'ના ચરિત્રમાં આપણને બાદશાહી ભોગવનાર મનુષ્ય ફકીરીમાં પણ તેટલો જ આનંદ માની શકે છે તે બતાવી આપે છે. લાખોની વાર્ષિક આવકનો સ્વેચ્છા-પૂર્વક ત્યાગ કરવો તે કંઈ નાનીસૂની વાત નથી. હિંદના રાજ્યબંધારણ માટે પ્રખ્યાત ' નેહરુ રિપોર્ટ ' તેમણે જ ઘડયો હતો. ત્યારબાદ મહાત્માજીના રાજકીય ગુરૂ 'ગોખલેજી'નું જીવનચરિત્ર આપેલ છે. માસિક આઠ રૂપિયામાં કોલેજનું ખર્ચ ચલાવનાર ગોખલેજી, આઠ રૂપીઆ તો પરચુરણ ખરચમાં ખર્ચી નાખનાર આજના કોલેજીઅનોને આદર્શરૂપ થવા જોઈએ. વિદ્યાર્થીજગત તો તેમને સુપ્રસિદ્ધ ગણિતલેખક તરીકે જાણે છે છેલ્લું પુસ્તક ' દેશબંધુ ચિત્તરંજન દાસ ' છે. નાદાર થયેલ પિતાનો ઋણસ્વીકાર કરવાનું દાસ બાબુનું પગલું હંમેશ માટે અદ્વિતીય જ ગણાવાનું છે. શ્રી. અરવિંદ ઘોષ પર મુકાયેલ રાજદ્રોહના આરોપ વખતે તેમના વકીલ તરીકે તેમણે જે ભાષણ કર્યું તે હમેશ માટે યાદગાર રહી જાય તેવું છે. દેશ-સેવા માટે તેમનો ભોગ પણ અનન્ય છે.

આમ બાર પુસ્તકોનું આ ગુચ્છ પૂરું થાય છે. લેખક તરીકે શ્રી. રમણભાઈ ખરેખર

ફતેહમંદ થયા છે. હજુ આપણે તેમની પાસેથી આવાં વધારે ચરિત્રોની આશા રાખીએ તો તે અસ્થાને ન જ ગણાય.

સુરતના '**ગાંડીવ સાહિત્ય મંદિર**'ની આ વર્ષની પ્રવૃત્તિ જરા ધીમી લાગે છે. **બકોર પટેલની** વાતોના ચાર ભાગ તે દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવેલા છે. **૧૩ મા ભાગમાં** 'પટેલ ખોવાઇ ગયા' 'બંગલાની ચાવી' 'મહેમાન' તથા 'મધરાતનો ધડાકો' એમ ચાર વાતો છે. પોતે ખોવાઇ જવાનો તો નહિ પણ પોતાનું સ્વજન ખોવાઇ જવાનો અનુભવ ઘણાને થયો હશે, તેવી જ રીતે મહેમાનોનો અનુભવ તો અનેકને થયો હશે. **૧૪ મા ભાગમાં** 'સંપેતરા' તથા 'મેચ રમ્યા' એમ બે વાતો છે. સંપેતરાના અનુભવથી ભાગ્યે જ કોઇ વંચિત રહેલ હશે. **૧૫ મા ભાગમાં** 'રંગમાં ભંગ' 'આઇસક્રીમની મિજબાની' 'કેદખાનામાં' તથા 'ઉજાણી' એમ ચાર વાતો છે. બરાબર જમતાં બેસતી વખતે મુખ્ય ચીજ બગડી હોય તેવો અનુભવ કંઇ વિરલ નથી. આ પુસ્તક સાથે 'બકોર પટેલ'નું પંદર ભાગોનું ગુચ્છ પૂરું થાય છે ને સોળમા ભાગથી નવું ગુચ્છ શરુ થાય છે. આગલા ભાગોની માફક જુદી જુદી વાતો આપવા કરતાં આમાં એક સળંગ વાર્તા જ આપેલી છે, અને તે પટેલના 'અબોલા-અછંડા' વ્રતની જમતી વખતે ન બોલવાનું તથા કંઇ પણ ન છાંડવાનું કેટલાકોને વ્રત હોય છે તેના ઉપર ભાઇ હરિપ્રસાદે વાર્તાની વસ્તુ રચેલ છે. બકોર પટેલના બધા ભાગો બાળકોને ખૂબ ગમી જાય તેવા છે. તે જ સંસ્થાની 'કુમાર-માળા'માં આપણને એક જ પુસ્તક મળે છે અને તે ગજાનન ભટ્ટનું '**ટોમી અને બીજી વાતો.**' લેખક પ્રસ્તાવનામાં જણાવે છે તેમ આ બધી વાતો તેમના જ થોડાં વરસો અગાઉ પ્રગટ થયેલ પુસ્તક 'સ્કાઉટિંગ અને બીજી વાતો'માં પ્રસિદ્ધ થઇ ગયેલ છે. આ પુસ્તકમાં સંગ્રહાયલી સાતે સાત વાતો કિશોરો તથા કુમારોને ગમી જાય તેવી છે. એક નામે પુસ્તકમાં પ્રગટ થયેલ વાતો બીજા નામના સંગ્રહમાં છપાવવાનું કારણ સમજી શકાતું નથી.

ભરૂચથી પ્રગટ થતી '**આપણી બાલગ્રંથમાળા**'ના ત્રીજા વર્ષના પહેલા પુસ્તક તરીકે શ્રી. હર્ષદ પટેલ કૃત '**શોધો અને જાણો**' પ્રગટ થયેલ છે. તેમાં પહેલી વાતની અંદર બાળસાહિત્યની ૩૭ ચોપડીઓનાં નામ શોધવામાં આવેલાં છે. આ નામો વાતની અંદર ગૂંથી લીધેલાં છે. આ ઉપરાંત ગણિતગમ્મત, અધૂરો પત્ર, જોડકણાં વગેરે ઘણી બાબતો છે. પુસ્તકને અંતે ઉત્તરો આપેલા છે. બીજા પુસ્તક તરીકે પદ્માવતી દેસાઇ કૃત '**રૂપેરી દાઢીવાળો બાળક**' બહાર પડેલ છે. આ પુસ્તકનું નામ કંઇક મૂંઝવનારું છે. નવજીવન પ્રકાશન મંદિરે અબ્બાસ સાહેબને જેમ 'બુઝર્ગ યુવાન' કહ્યા, તેમ પદ્માવતીબહેને તેમને ઉપલું નામ આપેલ છે. આ પુસ્તકમાં અબ્બાસ સાહેબનું ચરિત્ર આપેલ છે. પુસ્તકના છેલ્લા પાને આપેલ 'કુદ્દંજવેલ' બાળકોને સમજવામાં ઉપયોગી થાય તેમ લાગતું નથી '**રૂપિયાનો વરસાદ**' આત્મજીવનની કથા છે. આપણને ખરેખરા પાણીના વરસાદની જરૂર છે તેમ લેખક સમજાવવા માગે છે; પણ બાળકોને તેમાં કેટલો રસ પડશે તે પ્રશ્ન જેવું છે.

આ માળાના ચોથા પુસ્તક તરીકે પદ્માવતી દેસાઇએ લખેલ '**બાપા**' બહાર પડેલ છે. આમાં શ્રી. અમૃતલાલ ઠક્કરનું જીવનચરિત્ર બાળકોને ગમી જાય તેવી રીતે આપેલું છે. શ્રી. ઠક્કર બાપાની જયંતી પ્રસંગે આ પુસ્તક પ્રગટ થયું હોત તો વિશેષ આવકારદાયક ગણાત. પાંચમું પુસ્તક હર્ષદ પટેલ કૃત '**સાકર-દ્રાક્ષ**' બહાર પડેલ છે. આમાં કઇ વાતો સાકર

જેવી મીઠી તથા કંઇ વાતો ધાણા જેવી મોળી લાગે તે નક્કી કરવાનું કામ બાળકોને સોંપાયું છે. છેલ્લી બે વાતો ' ધાણા ' વિભાગમાં જાય તો ના નહિ. બાકી પહેલી ૬ વાતો તો સાકર જેવી ગળી લાગે તેવી છે. છઠ્ઠું તથા ત્રીજા વર્ષનું છેલ્લું પુસ્તક પદ્માવતી દેસાઇકૃત **' રોજ ને રોજ '** છે. રોજ બનતા બનાવો વિષે આઠ વાતો આ પુસ્તકમાં આપી છે.

નવા ( ચોથા ) વર્ષથી આ માળાનું સંચાલન અમદાવાદના નવચેતન સાહિત્ય મંદિરના ઉત્સાહી યુવાન સંચાલકોના હાથમાં જાય છે. તેમણે ૬ ને બદલે ૯ પુસ્તકો આપી લવાજમ બે રૂપીઆ નક્કી કર્યું છે, ને તેના પહેલા ગુચ્છનાં ત્રણ પુસ્તકો બહાર પડી ગયાં છે. દરેક પુસ્તક ૪૦ પાનાંનું છે. પહેલું પુસ્તક **' કલમની પીંછીથી '** સ્વ. ગિજુભાઇનું લખેલું છે. તેમાં જુદી જુદી વ્યકિતઓનાં રેખાચિત્રો છે. તેમાં ' શવો સકરવાળીઓ ' ' ગોવો પીટર ' ' વિઠ્ઠો વેઠાળો ' ' માજી ' ' કાનો રબારી ' ' નથુ પિંજારો ' તથા ' રતનો ભાંડ ' નાં રેખાચિત્રો છે. આવી વ્યકિતઓ બાળકોને જીવનમાં મળતી હોઈ જાણે પોતાને જ મળેલ એકાદ વ્યક્તિનું રેખાચિત્ર તેમાં જરૂર હોવાનું દરેક બાળકને જણાશે. આ ચોપડીનાં ચિત્રો તેમનાં પુત્રી સુશીલાબહેને દોર્યાં છે. બીજું પુસ્તક **' કાસમ ચાઉસ '**ની વાત શ્રી. હિમ્મતલાલ મર્થકે લખેલી છે. આ વાત પહેલાં ' નવસૌરાષ્ટ્ર 'માં પ્રગટ થઇ હતી. હવે તો લગભગ લુપ્ત થતી ચાઉસની સંસ્થાની આ વાત બાળકોને ખૂબ ગમી જાય તેવી છે. ચાઉસ જાતિનાં વિશિષ્ટ લક્ષણો આ વાતમાં ઠેકઠેકાણે દેખાઇ આવે છે. ત્રીજું પુસ્તક શ્રી. સોમાભાઈ ભાવસારકૃત **' હરતાં ફરતાં '** છે. આપણી સામે સેંકડો વસ્તુઓ ખડી થાય છે પરંતુ તેમાંથી એકાદ જ આપણા મન પર અસર કરે છે. પરંતુ જો તે વસ્તુ ગ્રંથસ્થ થાય તો તેના વિષે આપણને ઘણું જાણવાનું મળી શકે. દૈનિક જીવનમાંથી તેવી અગીઆર બાબતો લઇને શ્રી. સોમાભાઇએ તેને આકર્ષક બનાવી છે.

ગૂર્જર બાલગ્રંથાવલિના ત્રીજા વર્ષના ૯–૧૦ પુસ્તક તરીકે **' સુમન સૌરભ '** બહાર પડેલ છે. કિશોર ચરિત્રમાળાના ગુચ્છોના લેખકથી જાણીતા થયેલ શ્રી. રસુલભાઇ વહોરાએ તે લખેલું છે. દેશવિદેશની પ્રસિદ્ધ વ્યકિતઓના જીવનની અનુકરણીય ૨૪ વાતો બહુજ ટુંકામાં આ પુસ્તકમાં લેખકે આપેલ છે. તેમાં ગાંધીજી છે, ગોખલે છે, ગિજુભાઈ છે, સ્વ. મોતીલાલ છે તથા એવા બીજા પણ છે. આ જીવનપ્રસંગો બાળકોને સહેલાઇથી યાદ રહી જાય તેવા છે. ૧૧–૧૨ પુસ્તક તરીકે નવલકાંત ભાવસારની લખેલ **' વિમાનની વાતો '** બહાર પડેલ છે. વિમાનના આ યુગમાં નાનાં બાળકો પણ તેની પ્રગતિથી વંચિત રહે તે ચાલી શકે તેમ નથી. વિમાનની શરૂઆતથી આજસુધીમાં થયેલ ઉડ્ડયનોની તેમાં વિગતવાર સચિત્ર હકીકત આપેલી છે. અલબત્ત, બાળકો માટેનાં પુસ્તકોમાં રહી ગયેલ મુદ્રણદોષો સૌ કોઇને ખૂંચે તેવા છે. આ બાબતમાં વધારે કાળજી રાખવાની પ્રકાશકને ખાસ વિનંતિ છે.

શ્રી. ધૂમકેતુની પ્રૌઢશિક્ષણમાળાની ત્રીજી ચોપડી પણ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રગટ કરી છે. જે લોકો માટે આ માળા યોજવામાં આવી છે તેમના માટે બરાબર અનુરૂપ આ પુસ્તકને કહી શકાય. અલબત્ત, આ પુસ્તક પણ મુદ્રણદોષથી વંચિત રહી શક્યું નથી તે શોચનીય છે.

આજ સંસ્થાએ શ્રી. શંકરલાલ દ્વારકાદાસ પરીખે સંગ્રહ કરેલ **' બાલભજનાવલિ '** પ્રગટ કરેલ છે. આ નામ જરા અયોગ્ય લાગે છે; કેમકે તેમાં માત્ર ભજનોનો જ સંગ્રહ નથી. તેમાં તો ૯ પ્રાર્થના, ૬ ભજન, ૮ શિખામણની કવિતાઓ તથા ૭ દેશભક્તિનાં કાવ્યો છે.

આમાં કેટલાંક અમુક વખતે ખૂબ પ્રચલિત પણ વર્નાક્યુલર ટેક્સ્ટ બુક કમિટીની વાચનમાળાના પ્રચારથી ભુલાઇ ગયેલાં કેટલાંક કાવ્યો છે. તેમ જ બાળકોને અઘરાં લાગે તેવાં કાવ્યો પણ છે. કેટલાંક કાવ્યો તો અત્યારે અંગ્રેજી ચોથા તથા પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને ઘણે સ્થળે શીખવાતાં હશે.

ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રગટ થતી અરુણ પુસ્તકમાળાના સાતમા પુસ્તક તરીકે શ્રી. મોહન ઠક્કરકૃત ' છીપલાં ' પ્રગટ થયેલ છે, તેમાં જુદાં જુદાં બાલમાસિકોમાં પ્રગટ થયેલ લેખકનાં ૨૪ ગીતોનો સંગ્રહ કરવામાં આવેલ છે. આ બધાં ગીતો બાળકોને સહેલાઇથી મોઢે રહે તેવાં છે. પુસ્તકને અંતે અઘરા શબ્દોની ટીપ આપી છે તે આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. આઠમા પુસ્તક તરીકે શ્રી. ચારુદત્તકૃત ' ભરદરિયે ' બહાર પડેલ છે. આ જ લેખકના પુસ્તક ' દરિયાના મામલા 'ની વાત આ પુસ્તકમાં ચાલુ રહે છે, છતાં કોઇ આ પુસ્તકજ વાંચે તો તેમાં તેને રસક્ષતિ થાય તેમ લાગતું નથી. જહાજની સાથે વાચક પોતે પણ મુસાફરીએ ઉપડતો હોય તેમ તેને લાગે છે. સોમાભાઇ ભાવસારકૃત ' કલગી 'માં તેજ લેખકની બાળકોને રસ પડે તેવી દશ વાતો આપેલી છે. તેમાં પ્રાણીજીવનની વાતોનું પ્રમાણ વિશેષ છે.

હવે પ્રકીર્ણ પ્રકાશનો લઇએ. ફોરમની લહરિથી જાણીતા થએલા શ્રી. શારદાપ્રસાદ વર્માએ લખેલાં 'મુસોલિની' તથા 'કમાલ આતા તુર્ક' સુરતના યુગાન્તર કાર્યાલયે બહાર પાડ્યાં છે. આ ચરિત્રોની શૈલી ' ફોરમ 'ની શૈલી નથી, પણ તેનું કારણ ' ફોરમ 'માં તો માત્ર જીવનપ્રસંગો જ હતા ત્યારે આમાં તો આખાં ચરિત્ર અપાયાં છે. આ બન્ને ચરિત્રો કિશોરોને માટે ખૂબ ઉપયોગી તથા પ્રેરણાદાયી નીવડે તેવાં છે. "બાલસખા"ના ત્રીજા વર્ષના ભેટ પુસ્તક તરીકે શ્રી. હિંમતલાલ શાહે ' માણસ ' નામનું પુસ્તક બહાર પાડેલ છે. તેમાં માણસની પ્રાથમિક દશ દશાનું વાર્તારૂપે વર્ણન આપ્યું છે. આવા અઘરા વિષયને બાળસુલભ બનાવવામાં ભાઇ હિંમતલાલ ઠીક સફળ થયા છે.

ગુલિવર્સ ટ્રાવેલ્સ ઉપરથી રચાયેલ ' ગોળીબારની મુસાફરી 'ની સંયુક્ત પહેલી આવૃત્તિ ચાલુ વર્ષે બહાર પડેલ છે. અગાઉની આવૃત્તિ વખતે જ શ્રીમતી હંસાબહેનના આ પુસ્તકે ઠીક ધ્યાન ખેંચ્યું હતું. કેમકે તેનાં રૂપરંગ તથા છપામણી અંગ્રેજી પુસ્તકને મળતાં આવે તેવાં હતાં અને છે. આ આવૃત્તિમાં ' અનુક્રમણિકા ' બે વાર કેમ છાપવી પડી હશે તે સમજાતું નથી. શ્રીમતી હંસાબહેન આપણને આવાં બીજાં પુસ્તકો પણ આપે તેમ આપણે ઇચ્છીએ. તેમના આગલા પુસ્તક ' અરુણનું અદ્ભુત સ્વપ્ન 'ની માત્ર પહોંચ સ્વીકારવી પડે છે, કેમકે તે તો છેક ૧૯૯૦ માં પ્રગટ થયું છે.

શ્રી. રમણલાલ સોનીએ લખેલ પગલાં ભાગ ૧ થી ૪ લગભગ બે વર્ષ પહેલાં પ્રગટ થયાં છે. પણ તે ચાલુ વર્ષમાં મળેલ હોઇ તેની ટૂંકી નોંધ લેવાનું યોગ્ય ધાર્યું છે. દરેક ભાગમાં એકએકથી ચડિયાતાં બાળકોને ગમી જાય તથા મોઢે કરવાનું મન થઇ આવે તેવાં ચોકખાં કાવ્યો છે. ભાઇ રમણલાલે પોતાનો કાવ્યપ્રવાહ એટલેથી ન અટકાવવો જોઇએ તેમ લાગે છે. આવા પ્રકારનાં બીજાં પુસ્તકોની બાળકો તેમની પાસે આગ્રહભરી માગણી કરે તે સ્વાભાવિક છે. આર્ટ પેપર પર છાપેલા સચિત્ર આ પુસ્તકના દરેક ભાગની કિંમત પાંચ આના છે. શ્રી. જેચંદ તલકશી એન્ડ સન્સ તરફથી પ્રગટ થતી ' શિશુ સાહિત્યમાળા 'નાં પુસ્તકોની નોંધ તેમણે મોકલ્યા પ્રમાણે આ પછીના પરિશિષ્ટમાં છાપેલ છે. ગયા વર્ષની માફક આ વર્ષે પણ તેમનાં પુસ્તકો જોવાનો સુયોગ પ્રાપ્ત થયો નથી.

વાંકાનેર,
તા. ૨૪-૧૧-૪૦

હીરાલાલ માનસિંગ કામદાર

## પરિશિષ્ટ

### શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે સંપાદિત કરેલી વિદ્યાર્થી વાચનમાળા-શ્રેણી નવમી

( મૂલ્ય દરેકનો સવા આનો )

| | |
|---|---|
| ૧ સંત જ્ઞાનદેવ | ( રમણુલાલ સોની ) |
| ૨ સિદ્ધસેન દિવાકર | ( નાગકુમાર મકાતી ) |
| ૩ ઉપા. યશોવિજયજી | ( ” ” ) |
| ૪ વીર બાલાજી | ( બાલાભાઇ દેસાઇ ) |
| ૫ નાના ફડનવીસ | ( રમણુલાલ સોની ) |
| ૬ દ્વિજેન્દ્રલાલ રૉય | ( માધવરાવ કર્ણિક ) |
| ૭ રાજા રામમોહન રાય | ( સોમાભાઇ પટેલ ) |
| ૮ અમૃતલાલ ઠક્કર | ( માધવરાવ કર્ણિક ) |
| ૯ પં. વિષ્ણુ દિગંબર | ( ધીરજલાલ શાહ ) |
| ૧૦ રામાનંદ ચેટરજી | ( માધવરાવ કર્ણિક ) |
| ૧૧ પં. ભગવાનલાલ ઇંદ્રજી | ( ” ” ) |
| ૧૨ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉય | ( સોમાભાઈ પટેલ ) |
| ૧૩ મૌલાના અબુલ કલામ આઝાદ | ( ” ” ) |
| ૧૪ શ્રી રાજગોપાલાચારી | ( ભોગીલાલ ગાંધી ) |
| ૧૫ પાવાગઢ | ( ધીરજલાલ શાહ ) |
| ૧૬ રામેશ્વર | ( માધવરાવ કર્ણિક ) |
| ૧૭ તારંગા | ( ” ” ) |
| ૧૮ મુંબઇ | ( સોમાભાઇ પટેલ ) |
| ૧૯ આબુ | ( વ્રજભાઈ પટેલ ) |
| ૨૦ અજંતાની ગુફાઓ | ( ધીરજલાલ શાહ ) |

### શ્રી. રમણુલાલ નાનાલાલ શાહનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ ઇસપની નીતિકથાઓ ભાગ ૧ | ૧-૦-૦ |

### બાલજીવન ઇસપ નીતિકથામાળા

| | |
|---|---|
| ૧ વરુનું સંગીત અને બીજી વાતો | ૦-૮-૦ |
| ૨ રામજીનો ખજાનો અને બીજી વાતો | ૦-૮-૦ |

### બાલજીવન ક્રમિક વાર્તામાળા

| | | |
|---|---|---|
| ૧ હસતાં બાળ | ( રમણુલાલ શાહ ) | ૦-૫-૦ |
| ૨ વાઘણની બોડમાં | ( ” ” ) | ૦-૬-૦ |
| ૩ પશુકથાઓ | ( સંગ્રાહક રમણુલાલ શાહ ) | ૦-૪-૦ |

### શ્રી અશોક બાલ પુસ્તકમાળા

( વાર્ષિક ૫૦૦ પાનાનું સચિત્ર વાચન, લવાજમ રૂ. ૨-૦-૦ )

| | | |
|---|---|---|
| ૧ આપણી મહાસભા-ખંડ પહેલો | ( નાગરદાસ પટેલ ) | ૦-૬-૦ |
| ૨ વડવાઇઓ | (હિંમતલાલ મર્ચંટ) | ૦-૩-૦ |
| ૩ હાસ્ય તરંગ-ખંડ ૨ | ( નાગરદાસ પટેલ ) | ૦-૩-૦ |
| ૪ આપણી મહાસભા-ખંડ બીજો | ( નાગરદાસ પટેલ ) | ૦-૬-૦ |
| ૫ છેતરાતી નજર | ( નાગરદાસ પટેલ ) | ૦-૩-૦ |
| ૬ પ્રવાસકથાઓ | ( નાગરદાસ પટેલ ) | ૦-૬-૦ |
| ૭ કોણ, કેમ અને શું | (પુરુષોત્તમ હ. પટેલ) | ૦-૩-૦ |

૮ નવી નવાઈઓ ( રમણલાલ શાહ ) ૦–૬–૦
૯ ચિત્રરેખા ( નાગરદાસ પટેલ ) ૦–૩–૦

**શ્રી નાગરદાસ પટેલ સંપાદિત બાલવિનોદમાળા**

( દરેક પુસ્તકના ૦–૩–૦ )

૧ બાપનાં વેણ. ( નાગરદાસ પટેલ )
૨ દુખારી ( સુમતિબ્હેન પટેલ )
૩ સોનાનાં પગલાં ( નાગરદાસ પટેલ )
૪ ગરવી ગુજરાત ( „ „ )
૫ વહેંતિયો ( „ „ )
૬ લંકાની લાડી ( „ „ )

**શ્રી નાગરદાસ ઇ. પટેલ, (મલાડ) દ્વારા સંપાદિત બાલવિનોદ ગ્રંથાવલિ**

૧ ચિત્રલેખા ૦–૪–૦

**શ્રી ઘરશાળા પ્રકાશન મંદિર–ભાવનગર**

૧ ૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણા (મૂળશંકર મો. ભટ્ટ) ૦–૮–૦
૨ ધરધરણું અને મનોહર ( મસ્તરામ પંડ્યા ) ૦-૧૨-૦
૩ ચંદ્રલોકમાં (મૂળશંકર મો. ભટ્ટ) ૧–૦–૦
૪ પ્રતિજ્ઞાનું સમર્થન ( મસ્તરામ પંડ્યા ) ૦–૫–૦

**શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રગટ કરેલ કિશોર ચરિત્રમાળા. ગુચ્છ ૩ જાનાં પુસ્તકો**

( બાર પુસ્તકોની કિંમત રૂ. ૧–૮–૦. છૂટક દરેકના ૦–૨–૦. બધાં પુસ્તકોના લેખક શ્રી. રસૂલભાઇ ન. વહોરા. )

૧ રાજા રામમોહનરાય
૨ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર
૩ મહાદેવ ગોવિંદ રાનડે
૪ સર ફિરોજશાહ મહેતા
૫ સર સુરેન્દ્રનાથ બેનરજી
૬ લોકમાન્ય ટિળક
૭ સ્વામી શ્રદ્ધાનંદ
૮ સર જગદીશચંદ્ર બોઝ
૯ પંડિત મોતીલાલ નેહરુ
૧૦ લાલા લજપતરાય
૧૧ ગોપાળકૃષ્ણ ગોખલે
૧૨ દેશબંધુ દાસ

**ગાંડીવ સાહિત્ય મંદિરનાં પુસ્તકો**

૧ બકોર પટેલ ભાગ ૧૩ ( હરિપ્રસાદ વ્યાસ ) ૦–૬–૦
૨ બકોર પટેલ ભાગ ૧૪ ( „ „ ) ૦–૩–૦
૩ બકોર પટેલ ભાગ ૧૫ ( „ „ ) ૦–૪–૦
૪ બકોર પટેલ ગુચ્છ ૨ ભાગ ૧ ( „ „ ) ૦–૫–૦

**કુમારમાળા**

૧ ટૉમી અને બીજી વાતો ( ગજાનન ભટ્ટ ) ૦-૧૨-૦

**આપણી બાળગ્રંથમાળા–ભરુચ**

(ત્રીજા વર્ષનાં ૬ પુસ્તકો. લવાજમ રૂ. ૧–૦–૦. છૂટક દરેકના ૦–૩–૦)

૧ શોધો અને જાણો
૨ રૂપેરી દાઢીવાળો બાળક
૩ રૂપિયાનો વરસાદ
૪ બાપા ( પદ્માવતી દેસાઇ )
૫ સાકર–ધાણા ( હર્ષદ પટેલ )
૬ રોજ ને રોજ ( પદ્માવતી દેસાઇ)

**પ્રાપ્તિસ્થાન–'નવચેતન' સાહિત્ય મંદિર રાયપુર ભદ્ર અમદાવાદ**

(વર્ષ ૪ નાં બહાર પડેલ પુસ્તકો. નવ પુસ્તકોનું લવાજમ રૂ. ૨–૮–૦)

૧ કલમની પીંછીથી ( સ્વ. શ્રી. ગિજુભાઇ ) ૦–૪–૦

| | | |
|---|---|---|
| ૨ કાસમ ચાઉસ | ( હિમ્મતલાલ મર્થંક ) | ૦–૪–૦ |
| ૩ ફરતાં ફરતાં | ( સોમાભાઇ ભાવસાર ) | ૦–૪–૦ |

**શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થતી ગૂર્જર બાલ ગ્રંથાવલિનાં પુસ્તકો**

| | | |
|---|---|---|
| ૧ સુમન સૌરભ | ( રસૂલભાઇ વહોરા ) | ૦–૫–૦ |
| ૨ વિમાનની વાતો | ( નવલકાંત ભાવસાર ) | ૦–૭–૦ |

**શ્રી ભારતી સાહિત્ય સંઘની અરુણ પુસ્તકમાળાનાં પુસ્તકો**

| | | |
|---|---|---|
| ૧ છીપલાં | ( મોહન ઠક્કર ) | ૦–૪–૦ |
| ૨ ભરદરિયે | ( ચારુદત્ત ) | ૦–૮–૦ |
| ૩ કલગી | ( સોમાભાઇ ભાવસાર ) | ૦–૫–૦ |

**શ્રી જેચંદ તલકશી એન્ડ સન્સની શિશુ સાહિત્યમાળાનાં પુસ્તકો**

| | | |
|---|---|---|
| ૧ વાર્તામંજરી | ( સોમાભાઇ પટેલ ) | ૦–૨–૬ |
| ૨ આરસના કટકા | (ઇન્દુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર) | ૦–૩–૦ |
| ૩ શિવુભાઇની વાતો | ( શિવુભાઈ ) | ૦–૩–૦ |
| ૪ સોનેરી પાન | (ઇન્દુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર) | ૦–૪–૦ |
| ૫ તાનસેન | ( જયંતિલાલ આચાર્ય ) | ૦–૨–૦ |
| ૬ મૂળાક્ષરની પલટન | (ઇન્દુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર) | ૦–૨–૬ |
| ૭ ઠાકુરદાની વાતો | (જયંતિલાલ આચાર્ય) | ૦–૨–૬ |
| ૮ અગરબત્તી | (ઇન્દુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર) | ૦–૩–૦ |
| ૯ સોરઠી બાળવાતો ભા. ૧ | ( હીરાલાલ દવે ) | ૦–૩–૦ |
| ૧૦ સોરઠી બાળવાતો ભા. ૨ | ( હીરાલાલ દવે ) | ૦–૩–૦ |
| ૧૧ વનવાસીઓ | (ઇન્દુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર) | ૦–૩–૦ |
| ૧૨ ગુજરાતનાં રત્નો | ( ઇન્દુપ્રસાદ ભટ્ટ ) | ૦–૬–૦ |
| ૧૩ વીર વનરાજ ભાગ ૧ | ( ચંદ્રભાઈ કા. ભટ્ટ ) | ૦–૩–૬ |
| ૧૪ વીર વનરાજ ભાગ ૨ | ( ,, ,, ) | ૦–૩–૬ |
| ૧૫ ફૂલગીતો | ( સોમાભાઈ ભાવસાર ) | ૦–૩–૬ |
| ૧૬ અગાશી | (વજુભાઈ દવે, ગોવિન્દભાઈ ઠાકર) | ૦–૩–૦ |
| ૧૭ રમતાં ગીતો | ( વજુભાઈ દવે ) | ૦–૩–૦ |

**પરચુરણ પ્રકાશનો**

| | | |
|---|---|---|
| ૧ મુસોલિની | ( શારદાપ્રસાદ વર્મા. ) | ૦–૨–૬ |
| ૨ કમાલ આતાતુર્ક | ( ,, ,, ) | ૦–૫–૬ |
| ૩ માણસ | (હિંમતલાલ ચુ. શાહ તથા બાબુભાઇ શાહ) | ૦–૬–૦ |
| ૪ ગોળીબારની મુસાફરી | ( હંસાબ્હેન મહેતા ) | ૧–૮–૦ |
| ૫ બાલ ભજનાવલિ | (ચંદરલાલ દ્વારકાદાસ પરીખ) | ૦–૩–૦ |
| ૬ આપણે સૌ ભણીએ ત્રીજી ચોપડી | (ધૂમકેતુ) | ૦–૨–૦ |
| ૭ પગલાં ભાગ પહેલો | ( રમણલાલ સોની ) | ૦–૫–૦ |
| ૮ પગલાં ભાગ બીજો | ( ,, ,, ) | ૦–૫–૦ |
| ૯ પગલાં ભાગ ત્રીજો | ( ,, ,, ) | ૦–૫–૦ |
| ૧૦ પગલાં ભાગ ચોથો | ( ,, ,, ) | ૦–૫–૦ |

# કડી મહાલ પુ૦ પરિષદ ચોથું અધિવેશન

કડી મહાલ ચોથી પુ૦ પરિષદ બોરીસણા મુકામે તા. ૨૪-૧૧-૪૦ ને રવિવારના રોજ અગાઉ જાહેર થયા મુજબ કડી વિભાગ શાળાધિકારી શ્રી. માલસે સા. ના પ્રમુખપદે મળનાર હતી, પરંતુ તેઓશ્રોની નાદુરસ્ત તબિયતને કારણે તેઓશ્રી હાજર રહી શકયા નહોતા. આથી તેમની ગેરહાજરીમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. પરિષદમાં મહાલનાં જુદાં જુદાં ગામોના પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ તેમજ કડી મહાલ શાળાધિકારી શ્રી. ગિજુભાઇ પણ હાજર હતા.

પરિષદની શરૂઆતમાં બાળકોની પ્રાર્થના ઇ૦ થયા બાદ ગામ તરફે સ્વાગતમંત્રીઓ શ્રી. માધવજી મલદાસ, પટેલ આત્મારામ ભક્તિદાસ, શ્રી નાથાલાલ પ્રહલાદદાસ, શ્રી. કેશવલાલ જેશંગદાસ અને શ્રી. કલ્યાણદાસ ઓઘડદાસ વતીથી પુસ્તકાલયના મંત્રીએ સ્વાગતવ્યાખ્યાન વાંચ્યું હતું. તેમાં આવેલા પ્રતિનિધિઓ અને મહેમાનોને આવકાર આપી પુસ્તકાલયનો હેવાલ આપી જણાવ્યું હતું કે, શાળામાં ભણેલું ભૂલી ન જવાય અને સાથે સાથે બીજા દેશો અને પ્રજાઓ સાથે સંસર્ગમાં આવી પ્રજાની આબાદી થાય તે માટે શ્રીમંત સરકાર સ્વ૦ મહારાજા સર સયાજીરાવ ૩ જા એઓ સાહેબે પુસ્તકાલયો ઉઘાડવાની નીતિ જાહેર કરેલી છે. અને હાલના શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજા સાહેબ પણ પોતાના સ્વ૦ પિતામહના પગલે ચાલી પ્રજાસેવામાંજ પોતાનું અને સમસ્ત રાજ્યનું હિત સમજે છે.

**એક શંકાઃ પ્રજા જાગ્રત બને છે ?**

બાદ આગળ ચાલતાં આજના યુગમાં વર્તમાનપત્રોનો પ્રજાજાગૃતિ માટેનો ફાળો અને તે પરત્વે લેવાતાં પગલાં વિષે ઇશારો કરી જણાવ્યું હતું કે, હાલના જમાનામાં બનાવો ઘણી ઝડપથી બની રહ્યા છે. અને એ બનાવોની ખબર પણ ઘણીજ ઝડપથી જનતાને કાને પહોંચી જાય છે. આ કાર્ય વર્તમાનપત્રો ઘણાજ ભોગે કર્યા કરે છે. આવાં વર્તમાનપત્રો વગેરે સામયિકો પુસ્તકાલયમાં વસાવવા માટે પુસ્તકાલય ખાતાએ યોજના કરેલી છે. પરંતુ અમારા જાણવામાં આવ્યું છે કે એવાં વર્તમાનપત્રો ઉપર કાપ મુકાય છે, જે પત્રો જનતાને કેળવે છે અને જાગ્રત કરે છે. તેવાં પત્રો ઉપર જો સરકાર કાપ મૂકતી જ હોય તો સરકાર પુસ્તકાલયો અને વાચનાલયો ચલાવવાં છૂટે હાથે જે મદદ કરે છે છતાં પણ જો એમ ઇચ્છે કે જનતા સમક્ષ એવું વાચન ન જવું જોઇએ કે જેથી પ્રજા જાગ્રત થાય, પ્રજાની જાગ્રતિ એ જો ઉશ્કેરાટ માત્ર માનવામાં આવે તો તે ઘણી ભૂલભરેલી અને રાજ્યને અને પ્રજાને હાનિ કરતાં અંધારામાં રાખનારી છે, એ પ્રમાણે જો અમુક સામયિકો કે માસિકો પ્રજાને આપવાનું બંધ થતું હોય તો શ્રીમંત સરકાર એક હાથે આપી બીજે હાથે ખેંચી લેવાનું જોખમ વહોરે છે એમ માનવું જોઇએ. પરંતુ આ વાત સાચી હોવાનું અમારું હૃદય ના પાડે છે.

**પુસ્તકાલયનો વહીવટ**

ગામડાનાં પુસ્તકાલયોનો વહીવટ સુધારા ઉપર છે. પરંતુ કેટલાંક પુસ્તકાલયો

એવાં પણ હોવાનું પ્રાંત પ્રચારકોની તપાસણીમાં જણાઈ આવ્યાં છે કે જેમાં પુસ્તકો ઉપર ધૂળના થર બાઝી ગયા હોય અને જે કંઇ એકાદ બે પત્રો આવતાં હોય તે મંત્રી કે ગ્રંથપાલને ઘેર પડી રહેલાં હોય. હિસાબનું કંઇ ઠેકાણું ન હોય, દફતર બરાબર રખાયું ન હોય, અને બીજું એવું ઘણું હોય.

જો આ પ્રમાણે જ સાર્વજનિક પુસ્તકાલયો શ્રીમંત સરકાર ચલાવ્યે રાખે તો સરકાર તરફે અપાએલી મદદ નિરર્થક ગઇ છે એમ ન છૂટકે માનવું પડે.

પુસ્તકાલય ખાતાએ પ્રાંતવાર શિક્ષણવર્ગો ઉઘાડી મંત્રી અગર ગ્રંથપાલ ભાઇઓને પુસ્તકાલયના વહીવટ સંબંધી તમામ શકય તે સમજૂતીઓ આપેલી હોય છે. પરંતુ તેઓ શિક્ષણ લીધા પછી ઘેર આવી તે કામ મુલત્વી રાખે છે, અને મુલત્વી રાખવાનાં માઠાં પરિણામ આવે છે તે કહેવું અસ્થાને છે.

પુસ્તકાલયનો વહીવટ અને હિસાબ ચોકખો હશે તો જ જનતાને તેમાં રસ ઉત્પન્ન થશે. અને તો જ શ્રીમંત સરકારનો શુભ ઉદ્દેશ બર આવશે.

### વ્યક્તિબજેટો બની રહ્યાં છે

ઘણાં પુસ્તકાલયોનાં બજેટ વ્યક્તિને અનુરૂપ હોવાનું માલૂમ પડયું છે તે વાત સાચી જ છે. એમાં બે બાબતોનો સમાવેશ થઇ જાય છે. એક તો જનતા તે તરફ અભિમુખ ન હોવાથી બોલાવવા છતાં લોકો એકત્ર થતા નથી એટલે એમની સલાહ લઇ શકાતી નથી; અને બીજું, જનતા હજુ પણ અજ્ઞાન હોઇ એ વિષે કંઇ પણ સલાહ આપી શકતી નથી. આવે પ્રસંગે મંત્રી પોતાની બુદ્ધિ પ્રમાણમાં બજેટ બનાવે તો તે બનવા જોગ છે. અને મંત્રીની કે ગ્રંથપાલની તેમાં ભૂલ થઇ છે એમ કહી શકાય નહિ. જ્યાં લોકોની સહેજ પણ સલાહ મળે છે, જ્યાં લોકો તેમાં રસ લે છે, ત્યાં આવા પ્રસંગો બનતા જ નથી. અને જનતાના તમામ વિભાગોને અનુકૂળ પુસ્તકો વગેરે મંગાવાય છે. પુસ્તકાલયનાં મંત્રીને પોતાનો મત છે જ, પરંતુ તે બીજા મતોની હરોળમાં જ. આપખુદી અને સ્વતંત્રતા વાપરી ગમે

### અનધિકારી વિવેચનો

પુસ્તકોની સમાલોચના દૈનિકથી માંડીને ત્રૈમાસિક સુધીનાં અને રાજદ્વારીથી માંડીને ધર્મ તથા જ્ઞાતિસુધીનાં પત્રોમાં આવે છે. આ બધાં પત્રોના સમાલોચના કરવાના અધિકારની વાત છોડી દઇએ તોપણ એ વિષયમાં એટલી અરાજકતા વ્યાપી રહેલી લાગે છે કે તે સંબંધી કાંઇ નિયમ કે નીતિ દરેક પત્રકારે સ્વીકારી લેવી જોઇએ, એમ કહેવાની જરૂર જણાય છે. આજે એવા કોઇ સ્વસ્વીકૃત બંધન કે નિયમ વિના જે સમાલોચનાઓ સર્વ પ્રકારનાં પત્રોમાં આવે છે તે સાર્થક બનતી નથી. સાહિત્યનું પત્ર શિલ્પવિદ્યાના પુસ્તકની, પુરાતત્ત્વનું પત્ર નવલકથાની, રાજદ્વારી પત્ર કવિતાની કે દશા–વીશા વણિક જ્ઞાતિનું પત્ર ભૂગોળના પુસ્તકની સમાલોચના લખીને છાપે તેમાં કાંઇ વાસ્તવિકતા છે ખરી ? દૈનિક સાપ્તાહિક પત્રો પાસે પણ જો વિવિધ વિષયનાં પુસ્તકોની સમાલોચના લખવાનું સાહસ કરવું જોઇએ છે. વિલક્ષણ સમાલોચનાઓ અને શિથિલ વિવેચનો વાચકોની દૃષ્ટિમાં ઉતરતા મૂલ્યનાં અંકાઇ જાય છે અને મોટે ભાગે એવી સમાલોચનાઓએ પત્રોનાં ગ્રંથસમીક્ષાનાં કોલમોને હસનીય બનાવ્યાં છે. વગર પૈસે નવાં પુસ્તકોની લાયબ્રેરીઓ જમાવવા માટે સમાલોચના પાછળ પાનાં રોકવામાં આવે છે એવા આક્ષેપો જ્યારે સાંભળીએ છીએ ત્યારે લાગે છે કે આ પ્રકારની અસ્થાને અને અનધિકારે થતી સમાલોચનાઓને જ તે આભારી છે. સમાલોચના માટે જો કોઇ પ્રકારનો નિયમ પત્રકારો સ્વીકારે તો દરેક જુદા જુદા વિષયના, હેતુના અને કોમ કે વર્ગના પત્રમાં તેમની સાથે સંબંધ ધરાવતા જુદા જુદા વિષયોપરત્વે લખાતાં પુસ્તકોની સરસ અને વિસ્તૃત સમાલોચનાઓ વાચકોને મળે અને ચાલી રહેલાં અરાજકતા તથા અકાંડ તાંડવનો અંત આવે. –'પ્રબન્ધુ'

તેવાં પુસ્તકો અને સામયિકો મંગાવે તો, ભલે જનતાને તેની ગમ નહિ પડે અને જનતા તે વિષે વાંધો નહિ ઉઠાવે પરંતુ પુસ્તકાલય ખાવું કર્યા છોડે ? ખાતાએ એ બાબતની તપાસ કરવાનું ચાલુ જ રાખવું જોઇશે. જ્યારે સમાજ પોતાની મેળે પોતાનું કામ ઉપાડી લેતી થશે અને પોતાનો મત જાહેર કરતી થશે તો આવા પ્રસંગો બનશે નહિ અને ખાતાનું ઘણું કામ હળવું થઇ જશે. જ્યાં સમાજ પાછળ છે, અજ્ઞાન છે, અભણ છે, ત્યાં મંત્રીએ તેઓ એ સ્થિતિમાંથી આગળ આવે, સમજે અને ભણતી થાય, એવું જ સાહિત્ય મંગાવવું જરૂરી છે. એ વખતે પોતાની વાચનની ભૂખ ગમે તેટલી હોય તો પણ બાજુએ રાખવી જોઇએ. અગર કસ્બા કે પ્રાંત પુસ્તકાલયમાંથી તે પૂરી કરવી જોઇએ. જો પુસ્તકાલયનો મંત્રી તટસ્થતા અને જનસેવાની કિંમત આંકતો હશે તો તે આ બાબત કદી પણ ભૂલવાનો નથી.

**અજ્ઞાનતા મટે તો—**

કોણે કહ્યું હશે કે ' ભણ્યો કણબી કુટુંબ બોળે ?' અમને તો લાગે છે કે કોઇ દેશદ્રોહીએ જ આ કહેવત કહી હશે. એ કહેવતનો પ્રચાર થાય તો લોકો પોતાનાં બાળકોને ભણાવવાનું જ છોડી દે એટલે રાજકર્તા અગર ભણેલો માણસ પ્રજાને કે ગામને કાબુમાં ખી પોતાના મગજ પ્રમાણે ચલાવે. એટલે કે જો કેળવણી વધે અને જનતા દેખતી થાય ા જ પુસ્તકાલયો ઉપયોગી થાય અને નિભાવી શકાય.

**સ્તકપસંદગી**

પુસ્તકપસંદગી કરવામાં ઘણી ઉતાવળ થઇ જાય છે. જ્યારે બજેટ બનાવવાનો મય આવ્યો એટલે જે યાદ આવ્યાં તે પુસ્તકો લખી માર્યાં અગર જ્યારે પુસ્તકોની યાદીઓ ાકલવા ઉઘરાણી આવી ત્યારે ગમે તેમ ભરડી માર્યું અને તેથી ગમે તેવાં પુસ્તકો પુસ્તલયમાં પેસી જાય છે. પરંતુ ખાતાએ આ બાબત ઘણી ચીવટ રાખવા માંડી છે. સૂચનાઓ, નહેરાતો કે વટહુકમો વગેરે આપીને એમાં ઘણો સુધારો કરાવવા માંડયો છે, જેથી એ ાબતમાં વિશેષ કહેવાનું નથી.

**ાંકાસમાધાન**

એક બાબત એવી છે અને તે મુદ્દાની છે કે કોઇપણ પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળે ારાસારનો વિચાર કરી એકમત થઇ કોઇપણ બજેટ બનાવ્યું હોય અને તે બજેટ ખાતું ્યક્તિગત બનેલું હોવાનું માની નામંજુર અગર કપાત કરે એ પ્રસંગે લખાપડી થાય અને ેમ છતાં પણ ખાતું ન માને તો કાં તો ખાતાના ઉપરી સાહેબે જાતે ખાતરી કરવી અગર ા તપાસનીશ મોકલી તેનો નિકાલ કરવો જોઇએ. જો કે ખાતાની સૂચનાઓ અને વટહુકમો ્માણે બજેટ બન્યું ન હોય, તોપણ એવી સૂચનાઓ અને વટહુકમો રાજ્યનાં તમામ ુસ્તકાલયોના કામકાજને અનુકૂળ ન જ હોય. તો અપવાદરૂપે એવાં બજેટો હાથ ધરવાં જેઇએ અને ટકાવારી વગેરેની માફી આપવા યોગ્ય હોય તો તે પણ કરવું. એથી પછી ્યવસ્થાપક મંડળ સભાસદોનું હોય અને સભાસદો ગામના આગેવાનો જ હોય એટલે ્રાખું ગામ જ કહોને, પુસ્તકાલય અને ખાતા તરફ બીજી દૃષ્ટિથી જુએ, કે જેથી બીજે ્ર્ષે લોકમદદ એકઠી કરવા મંત્રીને સાતપાંચ થઇ જાય. કોઇ એકાદ માણસને મનાવી લેવાય, પણ આખા ગામને કયાં કારણો આપીને મનાવાય ? આમાં બીજો એક વાંધો ગામની અમુક વ્યક્તિને કારણે ઉભો થાય છે.' એટલે કે ' પાડાને વાંકે પખાલીને

કામ ' દેવા જેવું બને છે. પુસ્તકાલયના મંત્રી એ જ ગામની શાળાના શિક્ષક હોય અને તે શિક્ષક સાથે વ્યક્તિગત તકરાર કે બીજા કારણે સા. પુસ્તકાલયને મદદ આપવાનું બંધ કરે છે. આવા માણસ વખતે આખા ગામમાં પ્રચાર કરીને તમામ મળતી મદદ બંધ કરાવી શકે છે. આપ કહેશો કે, એવા મંત્રી–શિક્ષકોએ ગામમાં કંઇપણ બોલવું નહિ, જેથી તકરાર કે વાંધા ઉભા થાય. તો અમે પૂછીએ છીએ કે શિક્ષકો તે કોઇ ખુદાઈ ખીદમતગારો કે સંત મહાત્માઓ છે, કે જેથી તેઓ કોઇ સ્વાર્થી સાધુ કે અવળા માણસોને કંઇ પણ ન કહી શકે ? તકરાર તો સત્ય હકીકત કહેવાથી પણ ઊભી થઇ શકે છે, ગામની કોઇપણ વ્યક્તિને બોલવાનો જેટલો અધિકાર છે તેટલો અધિકાર તેવા શિક્ષણ–મંત્રીનો હોઈ શકે. વળી તે એક કેળવાએલ અને કાર્યકર્તા છે. કહેવાની મતલબ કે, જનસમાજે પણ વ્યક્તિગત ઝગડા સાર્વજનિક–પુસ્તકાલયોના વહીવટમાં આગળ લાવવા જોઇએ નહિ. સેવા કરનારે તેવા પ્રસંગો ટાળવા બનતી કાળજી રાખવી જોઇએ.

## લોકોના મનનું સમાધાન કરો.

લોકોની નિંદાને તાબે થઇ સત્કાર્ય પડતું મૂકવું જોઇએ નહિ. કાં તો નિંદાનો ખુલાસો કરવો અને પોતે સારૂ બનવું. જનતા જે કંઇ બોલે છે તે બધું જ સાચું છે તેમ બધું જ ખોટું છે એમ કદી પણ ન માનવું. ઘણા માણસો લખી જાણે છે ત્યારે બોલી શકતા નથી–બોલે છે ત્યારે લખી શકતા નથી, એ પ્રમાણે નિંદા કરનાર માણસ જાતે બીજાની સમક્ષ પોતાની તકરાર રજૂ કરવાની હિંમત કરતો નથી. અમારૂં કહેવું છે કે, આવા ઇસમોએ પોતાની સમજમાં આવ્યા પ્રમાણે જેને તેને સંભળાવવું જરૂરી છે. અને તેથીજ તેનો ખુલાસો કરવા અગર ભૂલ થએલી માલુમ પડે તે સુધારવા મંત્રી કે વ્યવસ્થાપક મંડળને સઙ્ક પડે. ઘણાઓને પુસ્તકાલયના વહીવટ સંબંધી તકરાર હોય છે. ઘણી તકરારો તો નિયમની અજ્ઞાનતાને લીધે હોય છે, છતાં પણ તે વાત રજૂ કરતા નથી તેમ મદદ આપવાનું અટકાવે છે. આ રીત ખોટી છે. તેણે કહી દેવું જોઇએ કે—પુસ્તકાલયનું ભૂરૂં થાય એમ મારે ન કરવું જોઇએ. " લો આ લવાજમ, પરંતુ તેનો હિસાબ મને વખતસર બતાવજો. મને તેની શંકા રહે છે, અને જો બંધારણીય તકરાર હશે તો મારી ભૂલ કબૂલ કરીશ." જો આમ ન બને તો બીજા અજ્ઞાન, અણસમજુ, બીજાના કહેવા ઉપર વિશ્વાસ

### ભેટપુસ્તકનો પ્રયોગ

ભેટ પુસ્તકો એ દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો અને માસિકોની આકર્ષક ચીજ છે. એ પ્રથાના ઇતિહાસમાં ન પડીએ તો પણ કહેવું જ જોઇએ કે વર્ષોથી એ ભેટપુસ્તકનું આકર્ષણ ગ્રાહકોને વળગેલું જ છે. વર્ષોથી મોટે ભાગે ભેટપુસ્તક તરીકે ઐતિહાસિક નવલકથાઓ જ આપવામાં આવે છે. થોડાં વર્ષોથી એ પ્રથામાં ભંગાણ પડયું ને કોઇ કોઇ સામાજિક નવલો પણ આપવા માંડયા ને હવે તો ટૂંકી ટૂંકી વાર્તાઓના સંગ્રહો પણ અપાય છે.

એ ઉપરાંત અધકચરા અનુવાદો અને વણસી ગયેલી નવલકથાઓ ક્યાં ય ન ખપે તે ભેટપુસ્તકરૂપે ઠાઠથી આપી શકાય. વળી પોતાના જ સામયિકમાં આવેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ કરી ભેટ તરીકે આપી શકાય. મને વિચાર થાય છે કે આ બધું આપી શકાય તો સામયિકોમાં આવેલા ઇતર લેખો વગેરેનો સંગ્રહ શા માટે ન આપી શકાય ? વળી વધી પડયા હોય તે અંકો આપી શકાય અને કોઇ વેળા કોરાં પાનાંનો સંગ્રહ પણ શા માટે ન આપી શકાય ? ગ્રાહકોને તો પાનાંની સંખ્યા સાથે સંબંધ છે ને ! અને વજન સાથે સંબંધ હોય તો વજનદાર કાગળો વાપરવા.

( " ફૂલછાબ " તા. ૨૯–૧૧–૪૦ )